# વિક્રમની વીસમી સદી

અથવા

## હાલના હાલહવાલ

એક ચાલુ સંસારી ચિત્ર

ભાગ ૧ લો અને ૨ જો

રોળાવૃત્ત

આ શું ચારૂ–ચિત્ર–મિત્ર મંડળનું નિરખો,
પડ્યુ જડ્યું તે જડ્યું–ખરું સન્મુખમાં પરખો,
રંગ રાગને સૂર–પૂર ભભકામાં સ્હોએ,
હાવ ભાવની છટા–ઘટાથી મનડું મ્હોએ,
રચ્યું ધારી વિનોદ–મોદ ખુબ માનો એમાં,
ગણ્યા મુજ લોચન દોષ–રોષ નહિ કરતા મનમાં.

(નવીન કવિતા)


રચનાર

સ્વ. મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાલા

બી. એ., એલ. એલ. બી., હાઈ કોર્ટના વકીલ,
ભાવનગરના પહેલા વર્ગના દિવાની ન્યાયાધીશ.



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
મુંબઈ

સંવત્ ૧૯૭૯ સન ૧૯૨૩

પ્રથમાવૃત્તિ—૧૮૯૪
દ્વિતીયાવૃત્તિ—૧૯૦૧
તૃતિયાવૃત્તિ—૧૯૨૩

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસુન બિલ્ડિંગ, સર્કલ, ફોર્ટ, મુંબઈ.

16

## ગુજર્જરી ગિરા

જય જય ગર્વી ગુજર્જરી ગિરા—ટેક

ગુણવંતી કુળવંતી માતા, વીરપ્રસુ રહે સ્થિરા. જય જય. ૧

નરસી પ્રેમાનંદ શામળ, દયો વીરના વીરા;

વાણી તેમની દુધ તવ સ્તન પી, બાલક પુષ્ટ શરીરા. જય જય. ૨

ગિરા ગુજર્જરી વ્હાલી માવડી, બાલક તવ ઓસીંગણુ ખરો;

પ્રેમ ભાવથી પુષ્પપાંખડી—અરપું તે સ્વીકરો. જય જય. ૩

વ્હાલ કરીને મીઠી નજરે—વરદ કર ધર શિરા;

વારી નાંખું તુજ પર માડી—મોતી લાલ ને હીરા. જય જય. ૪

(નવીન કવિતા)

# સ્નેહનું સંભારણું



## ત્રોટક વૃત્ત

જવ બાલક આ દુધ પી વધતું,
પડ્યું ગોદડીમાં દિન નિર્ગમતું;
નહિ બેસતું ચાલતું કે વદતું,
તમને નિજને નહિ ઓળખતું. ૧

તવ વ્હાલ અપૂર્વ દિલે ધરીને,
ઉછર્યું[1] બહુ જત્ન કરી કરીને;
શુભ આચરણો બીજ વાવી દીધાં,
હૃદયે જડ ઘાલી રહી જ વધ્યાં. ૨

મુજ દોષ થએલ હશે જ ઘણા,
સમધારથી[2] હેત વધ્યું ન મણા;
ખરચી બહુ દામ મુને ભણવ્યો,
ગણવ્યો પણવ્યો વળી પ્રસ્તવીયો[3]. ૩

હજી આજ સુધી તમ સાથ રહું,
શિરછત્રની છાય નીચે ઠરૂં હું;
નિજ પ્રેમની હુંફ સદા પ્રસરે,
તનમાં મનમાં સુખશાન્તિ કરે. ૪

નિરખી મુજ સ્વારથ દૂર ગયો,
નિજ પ્રેમ તથાપિ ગયોછ વધ્યો;
હિત મારૂં સદા મનમાંહિ ધરો,
મુખથી મનથી ન કીધોછ પરો. ૫

---

૧ ઉછેર્યુ. ૨ સરખી ધારાથી. ૩ આગળ પાડ્યો.

અડધી વધતી ગઈ ઉંમર છે,
ઋણ તો ઉભું બાલકને શિર છે;
બધી ઉંમર જન્મ અનેક જશે,
ઋણ તો ન તમારૂં કદી ફિટશે. ૬

(તદપિ) મનહોંસ કૃતારથ કાંક બનું,
મંગલાચરણે શુભ નામ સ્મરૂં;
જનની જનક પ્રણમું હું પ્રીતે,
ચરણે પડી બાલક આજ રીઝે. ૭

અમી દૃષ્ટિ કરી વદજો 'દરજે',
નિજ બાલક એ' શિર ચર્ણ રજે;
ત્રિભુવંનમણી મુજ શિર સદા,
નરસિંહ રહો દિલમાં વસતા. ૮



# ઉપોદ્‌ઘાત



આ આખા પુસ્તક ઉપર—અથવા રુચે તો બીજા ભાગ ઉપર—ઉપોદ્‌ઘાત લખવાનો આદર કરતાં મને સહજ વિચાર થઈ આવ્યો કે એમાં મારે લખવું શું. મારે જે વિચારો દર્શાવવા હતા, અને મનના ઉદ્‌ગારો કહાડવાના હતા તે તો પહેલા ભાગના ઉપોદ્‌ઘાતમાં મેં વસ્તુતઃ જણાવી દીધા છે. વારૂ, ઉપોદ્‌ઘાતને વ્યાઘ્રમુખી કે ગોમુખી બનાવવો. વ્યાઘ્રમુખી હોય તો લોકમાં તેનો ભાર વક્કર રહે અને તેની મહત્તા પણ જળવાય. ગોમુખી હોય તો કોઈ તેનાથી દૂર રહેવાની દરકાર પણ કરે નહિ, કે તેની તરફ દૃષ્ટિ સુદ્ધાંએ ફેંકે નહિ. આખરે મેં મારા મનમાં નિશ્ચય કીધો, કે ગમે તેવો પણ ઉપોદ્‌ઘાત તો ચિતરવો ખરો. કેમકે **ગંગા, યમુના** અને **સરસ્વતી**ના સંગમનું એ પવિત્ર સ્થળ છે. કર્ત્તા, ગુજરાતી સાહિત્ય અને વાચકવર્ગ (ટીકાકાર સહિત) એ ત્રિપુટીનો ભેટો કરાવનાર, **સિંહસ્થ બૃહસ્પતિ** એ યોગયુક્ત **શ્રીગોદા**વરીના પર્વ જેવો નિઃશેષ મલહર અને પાવન કરનારો મેળો છે. ત્યાંથી દાન, દક્ષિણા, બ્રહ્મભોજન આદિ કાંઈ પણ કર્યા કારવ્યા વગર એકદમ પસાર થઈ જવું એવો શિષ્ટાચાર નથી.

આ પુસ્તકનો પહેલો ભાગ પણ આમાં બહાર પાડવાથી, પ્રથમ ભાગ ફરી લેવાની ફરજ વાચકને પડે છે. પરંતુ એક લેખે વિચાર કરતાં જણાશે કે તેમાં મારો ઝાઝો દોષ નથી. આજે આઠ વરસે આટલું મોડું, અને લાંબા અંતરે પણ, આખું પુસ્તક અને વિશેષે બીજો ભાગ બહાર પડે છે તે સારૂ હું પોતાને ધન્યવાદ આપું છું. ગુજરાતી સાહિત્યના ધુરંધરમાં ખપનારા અને તેમાં માન માની લેનારા ગૃહસ્થોને, પ્રથમ ભાગ બહાર પડ્યો તેના ઉલ્લાસમાં, "ગુણદોષ વિવેચનાર્થે" તે ભાગ મેં મોકલ્યો હતો. હવે જ્યારે બીજો ભાગ બહાર પડે છે, ત્યારે પહેલા ભાગની પહોંચ સ્વીકારવાને તે સભ્યજનોને હું અભ્યર્થના કરૂં ? તેમ કરવામાં કંઈ અવિવેક તો થતો નથી કેની ?

**બીજ** અને **અંકુર, વિકાસ** અને **પરિણતિ,** એ નામો આ પુસ્તકના બે ભાગોનાં રાખવામાં આવ્યાં છે, તે અર્થસૂચક છે. આખી વાર્તાનો વિસ્તાર અને ભભક, તેના ફુલ ફળની શોભા અને સ્વાદ, તેની ઘટાટોપ—ઘટા અને છાયા, એ બધું બીજા ભાગમાં બહાર આપે છે. પહેલા ભાગમાં તો બીજ રોપાય છે, અને તે કંઇક કંઇક અંકુરિત થાય છે, એટલું જ છે. બીજું રૂપક આપતાં–કોઈ

ઇમારતની પેઠે, જમીનની તલ સુધીની પુરણી પહેલા ભાગમાં પુરાય છે. તેના વિભાગો અને ખંડો અને સમગ્ર રચના કંઇક બુદ્ધિમાં ઉતરે છે ખરી; પરંતુ તે ઇમારતનો દેખાવ, અને રોણુક, અને દર્શનિક મુખભાગ આપણી દૃષ્ટિએ સંપૂર્ણ રીતે તો બીજા ભાગમાં પડે છે. વાર્તાના સ્વરૂપને વધારે સાન્નિધ્યમાં આણવાને એમ કહીએ તોએ ચાલે, કે ભોજન લેવાને સારૂ પાટલો માંડીને પહેલા ભાગમાં વાચક બેસે છે, તેની થાળીમાં એક પછી એક, એમ અનેક સ્વાદિષ્ટ વાણીઓ પીરસાતી અને ગોઠવાતી જાય છે, તેઓને જોઈ જોઇને તેના મ્હોંમાં પાણી છુટે છે, અને તેનામાં ભાવ ઉત્પન્ન થાય છે. બીજા ભાગમાં તે તે રસમય વાણીઓને તે ચાખે છે, અને જ્વરાદિ રહિત માણુસની રસના હશે, તો રસ અને આનંદની વૃદ્ધિ થાય છે. એવી રીતે પણ બંને ભાગોની કલ્પના થઈ શકે છે.

મારા ઉપન્યાસમાં વણિક્ મહાજનની જે અધમ સ્થિતિ થતી જાય છે તેનો મેં આપેલો ચિતાર ખરો છે એમ સર્વને લાગશે. ખરેખર તે ખેદ કરનારો છે. પૂર્વની તેની જાહોજલાલી જોતાં તે ખેદમાં વધારો જ થાય છે. તેને સુધારવાને હાલમાં તો કંઈ થડ કે છેડા, આરો કે ઓવારો લાધતો નથી. તે ગંભીર વિષયના નિર્ણય કરવાના કામમાં કેશવલાલને ભેટો થયા હતા તેવા અર્થશાસ્ત્રીદાસો, કેળવાયલાદાસો, અને એવા બીજા અનેક અનેક દાસો જે વાંચનારને સહજ જડે તેવા છે તેઓ, ખરા અંતરાયરૂપ છે. કોઈ પણ મીજાન ઉપર તેઓ વાતને આણવા દેતા નથી. તેથી જ્યારે જ્યારે વણિક્વર્ગની સ્થિતિનો વિષય ચર્ચાય છે, ત્યારે હું તો કેશવલાલની પેઠે પોબારા ગણી જાઉં છું. કેશવલાલ તો શ્રીઆનંદગિરિનો સાદ સાંભળી જતો રહ્યો હતો, હું તો જે બહાનું જડ્યું તે કહાડ્યું ન કહાડ્યું ને ભાગી જાઉં છું; તથાપિ નીચેના સિદ્ધાન્તો મેં ગ્રહણ કીધા છે ને ગોખી રાખ્યા છે.

૧. વણિક્ મહાજનની દીકરી રાંક છે, તે ભણેલી ગણેલી નથી, તેનામાં કંઈ આવડત કે હોંશીઆરી નથી, કે કંઈ કલા કૌસલ્ય નથી. તે ગાય જેવી ગરીબ છે અને જ્યાં વળાવે ત્યાં જાય છે. ગુજરાતી એક કહેવતે તેની ગણના ઘેલીમાં કરી છે. મને લાગે છે તે કંઈ વલકુડી અને વેવલી છે તેથી.

૨. એ વેવલી, ઘેલી ને પશુ જેવી પણ ભલી જાણવી, કેમકે કરી કરીને તે એટલું જ કરે છે કે બેઠી બેઠી પોતાના બાપનું કુળ ઉકાળે છે.

૩. પણ આ વણિક્ મહાજનનો કુળદીપક તો ભણ્યા કણબીની પેઠે કુટુંબ બોળશે, કે યાદવોની પેઠે કુળનું નિકંદન કરશે કે શું?

૪. ઘેલીના ડાહ્યા એ કહેવત પ્રાચીન જમાનાની છે. ચાલુ જમાનાને તે લાગુ પડતી નથી. હાલમાં આ કહેવત બંધ બેસતી છે, કે વળી ઘેલીના તે ડાહ્યા કેવા? ઘેલીના તો ઘેલા, એમ નહિ હોય તો બીજા કેવા હોય? કોડી ઘોએ કાદવ નીકળે કે કાંઈ બીજું?

૫. વણિક્ વર્ગની પેઠે બીજા કેટલાક વર્ગની અને કોમની સ્થિતિ પણ તેવીજ છે, અને સર્વેને વિચારવા અને સુધારવા જેવી છે.

ગુલાબે મહામતિને છેલ્લા પત્રમાં જે સિદ્ધાંત કથ્યો છે, તે ઘણા જન માનતા નથી અને માનશે પણ નહિ. તે તો જેમ હો તેમ હો. આ વિષયને ઠાલી વાદનું કે કુટારાનું સ્થાન કરવું ઘટતું નથી. પરન્તુ કારણ શરીરના અભિમાનના ગળવા પછી પણ સ્મૃતિ–સંસ્કારમૂલક શુદ્ધ વ્યક્તિ (individulaty) રહે છે ખરી.

प्रयुज्यमाने मयि तां शुद्धां भागवतीं तनुम्

શ્રીમદ્ ભાગવત ૧–૬–૨૯.

વળી,

જેની વાણીના રણકાથી હાલ આપણું **આર્યાવર્ત** ગાજી રહ્યું છે એવી પૂજ્ય અને વિદુષી બાઈ **એની બીસેન્ટ** એક ઠેકાણે જે કહે છે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

"બ્રહ્માત્મભાવની જોડે સમન્વય થવાથી જ્ઞાનની ટોચે પહોંચાય છે. આત્મા તેવારે એવી અવનવી અવસ્થાને પામે છે, કે જેમાં ઐક્યતાનો પણ નાશ થતો નથી અને સ્મૃતિ–સંસ્કારનો પણ નાશ થતો નથી; તેમ છતાંએ પૃથગ્ ભાવનો અંત આવી જાય છે. અને જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન એક થઇ જાય છે."*

અસ્તુ. મુદ્દાની વાત તો અહીંથી પતી એટલે પત્યું. તથાપિ થોડું ઘણું કહેવાનું બાકી રહે છે ખરૂં.

**ડેવીડ કોપરફીલ્ડ** એ નામના પ્રખ્યાત **નાવેલના** પ્રખ્યાત ગ્રંથકર્તા **મી૦**

---

* "By sameness of nature perfect knowledge is attained, and the self realizes that marvellous state where identity perishes not and memory is not lost, but where separation finds its ending, and knower, knowing, and knowledge are one."

"Thought Power: Its control & culture p. 13.
By Annie Besant.

**ચાર્લ્સ ડીકન્સ** સાહેબ પોતાના તે પુસ્તકના ઉપોદ્ઘાતમાં જે કહે છે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

"મનોભાવનાના ઘોડા દોડાવવાના બે વર્ષ પર્યન્તના કાર્યને અંતે મારી કલમને આગળ ચલાવવી બંધ પાડતાં મને કેટલો ખેદ થાય છે, અથવા, જ્યારે ગ્રન્થકર્ત્તાના મનથી સરજાયલી પ્રજા તેનાથી સદાને માટે વછુટી પડે છે ત્યારે, જાણે તેનું એકાદું અંગ અલોપ થઈ જતું હોયની એમ તેને લાગે છે: એવી હકીકત વાચકને કહી તોએ શું. તથાપિ બીજું વધારે કથન કરવાનું હવે કંઈ રહ્યું નથી; સિવાય–અને તે સાથે તો વાચકને છેક થોડી નીસબત છે–કે લખતાં લખતાં મને આ વાર્તા જેટલી ખરી બનેલા જેવી લાગી હતી, તેના કરતાં કોઈ પણ વાચકને તે વાંચતાં વાચતાં વધારે ખરી બનેલી લાગી શકવાની નથી."

"આજે લાંબે અંતરે મારો આ ભેદ હું ઉઘાડો પાડું છું. પણ તે એટલો તો ખરો છે, કે તેની સાથે તેવી બીજી વાત પણ હું વાચકને કહી દઉં છું. મારાં બધાં પુસ્તકો કરતાં આ પુસ્તક મને વધારે ગમે છે. વળી આ વાત તો બધાં સમજી શકશે કે મનથી સરજાયલી મારી પ્રજા પ્રત્યે મારૂં હેત માબાપના જેવું છે. મારી એ પ્રજા ઉપર બીજો કોઈ વધારે વહાલ કરે એ વાત નહિ બનવા જેવી છે. પોતાની પ્રજાને બહુ લાડ લડાવનાર માબાપની પેઠે મારા હૃદયની ભીતરમાં એક માનીતો બાલક આબાદ વસી રહ્યો છે. તેનું નામ **ડેવીડ કોપરફીલ્ડ** છે.*

હું પણ ખરા ભાવથી કહું છે કે યોગિરાજ **શ્રીવિદ્યાનંદ** મહારાજનાં દર્શન

---

* "It would concern the readers little, perhaps, to know how sorrowfully the pen is laid down at the close of a two years' imaginative task; or how an author feels as if he were dismissing some portion of himself into the shadowy world, when a crowd of the creatures of his brain are going from him for ever. Yet, I had nothing else to tell; unless, indeed, I were to confess ( which might be of less moment still ), that no one can ever believe this Narrative in the reading, more than I believed it in the writing."

"So true are these avowals at the present day, that I can now only take the reader into my confidence more. Of all my books, I like this the best. It will be easily believed that I am a fond parent to every child of my fancy, and that no one can ever love that family as dearly as I love them. But like many fond parents, I have in my heart of hearts a favourite child. And his name is David Copperfield."

ધવલગિરિના પુણ્ય પ્રદેશમાં મને થયાં હતાં. **શ્રીઆનંદગિરિ** મહારાજે સિદ્ધિઓ, રત્નો, અને હીરા, મોતી, માણેકનો ઢગલો અને સવાલક્ષ મહોરો મને પણ બતાવી હતી. ધર્મની વહારે ધાવાને તેમણે જે કહ્યું તે મેં પણ સાંભળ્યું હતું. **મમતારામને** સાહીભુત જેવી સીકલમાં કાલબાદેવી રોડપર ચાલ્યો જતો મેં જોયો હતો. ગાડીની અડફટમાં આવતો તે **સહેજમાં** બચ્યો તે વખતના તેના દીદાર સંભારી સંભારીને મને હજી પણ હસવું આવે છે. તેની અને કાલી વચ્ચે જે મલ્લયુદ્ધ થતું સુખપા-કાકાએ જોયું, ને કાકાને જે મઝા પડી તેવી મઝા મનેએ પડી હતી. **અનંગપાલશેઠે** મલ્લયુદ્ધનો દેખાવ કરીને જે રંગ રાખ્યો હતો, તે વખતે બીજા તોફાની શેરહોલ્ડરોની સાથે હું પણ શેહ ખાઈ ગયો હતો.

ઉજાણી મંડળીમાં શાક ખાવાની મઝા **અનંગપાલશેઠની** સાથે મને પણ પડે છે. તેની પેઠે હું પણ **મહામતિને** ઉજાણી મંડળી ઉભી કરવા સારૂ ધન્યવાદ આપું છું. **શ્રીરામગણપતિ** અને **શ્રીકૃષ્ણગણપતિ** **મહાપુરૂષ** ઉપર અને મારાપર સરખા કૃપાકટાક્ષ કરે છે. કેશવલાલને ત્યાં **શ્રીઆનંદગિરિ** મહારાજ પધાર્યા તે ખબર સાંભળી દુલારામ ત્યાં ફાળ નાંખતો ગયો ને કેશવલાલને ધુતકારી કહાડ્યો ત્યારે હું હાજર હતો. વળી કેશવલાલને મહારાજે ધવલગિરિ બોલાવ્યો ત્યારે દુલારામને જે ફાળ પડી, અને જાણે કેટલાંએ વહાણ દરીઆમાં ડુબ્યાં હોય, તેમ ઢીલો ધબ થઇને, કાછડી અને પાટલી ખોસતો, રવિમર્દન આગળ ગયો અને બાપજીવેડા કરવા લાગ્યો તેપર મને હસવું આવે છે. **મહાપુરૂષ** અને **મમતારામની** આંખો આંખ મળી, ત્યારે તે બંનેની સાથે મારી પણ આંખે આંખ મળેલી હતી.

પોતપોતાનાં કાર્ય સાધતાં મારાં પાત્રો પણ મારાં મનમાં એકસરખું વહાલ ઉત્પન્ન કરે છે, તેઓ સુખમાં હોય છે ત્યારે મને સુખ થાય છે, તેઓને દુઃખમાં જોઇને મને પણ દુઃખ થાય છે. વખતે મારી એક આંખ હસે છે ને એક રડે છે. **કીકીને** સતાવનાર **રાતી** કે **ધનકારડોસી**, કે ગુલાબવહુ અને **બાલાને** સતાવનાર **ગૌરી**, કે **ધનકોરડોસી** ને ધોળાદાસપર કરપ બેસાડનાર **અલંગા**, કે **મમતારામને** મહાત કરનાર **કાળી**, કે ઓહઠ કરતી **બાલા**, કે ભણેલી કરેલી **મહામતિ**, કે **ગુલાબવહુ**, નહાની મહોટી ગમે તે આંગળી કાપો તોએ લોહી નીકળે, તે પેઠે મને એકસરખાં પ્રિય છે. **મમતારામ** હીરા પારખુ વેદાન્તી છે, **નથુશેઠ** ગાડી પારખુ છે, ને પૈસાને કાંકરા પેઠે ઉરાડે છે, **મહાપુરૂષ** ધૂર્ત પંક્તિમાં છે, **ધનપાલશેઠ** પાઇએ પાઈ સંઘરે છે અને તોફાની શેરહોલ્ડરોને અને **ભાઇતથાને** લાંબો દોર કરી મુકે છે, એ બધા મને તો એકસરખા પ્રીતિપાત્ર છે. **ગુલાબવહુ** કે **કેશવલાલ** વધારે

પ્રિય છે, કે **નવલશા**, જેની તરફ જોડા પ્રત્યે તેની અપૂર્વ મમતા જોઈ ઘણાકને સુગ આવે છે તે, કાંઈ મને ઓછો વહાલો નથી. બીચારા **આનંદશંકરનું વિદ્વદ્વિનોદ** પગભર થયું નહિ, કે **મદનપાલશેઠ**ની ધુમાડા મંડળી જામી નહિ, અને તેઓ **સાહેબ સર નાઇટ** થયા નહિ, તેનો મને કાંઈ ઓછો ખેદ નથી. **ભાઈ**તથાએ **ભી**ખારીલાલને શરૂઆતમાં જેવી તેવી ત્રાહે તોબા બોલાવી નહોતી; તોપણ ધનપાલશેઠે તેને અને તેની સાથે **મમતારામ**ને પાપડીમાં ચેળની પેઠે બાઝી નાંખ્યો, તે કંઈ ધનપાલશેઠે ઠીક કીધું નહિ, એમ મને લાગ્યા પાખી રહેતું નથી. પણ વળી **ભી**ખારીલાલ અંતે ફાવ્યો, ને તેના બાપનો પૈસો તેને રીસીવર પાસથી મળ્યો તે તો બહુ જ સારૂં થયું. **વિહારીલાલ**નું The Footprint પહેલી પંક્તિએ આવ્યું તે પણ ઠીક થયું. ટુંકમાં,

तेषामन्तः स्फुरितहसितं वासराणां स्मरेऽहम् ।
ध्यानच्छेदे शिखरकुहरग्रावशय्यानिषण्णः ॥

એમ **શ્રીભર્તૃ**હરિએ કહ્યું છે તેવો કંઇક ભાવ મને પણ થાય છે.

પણ આટલું બધું તે શું! આ તે ઉપોદ્ઘાત છે કે સુધરેલા પ્રકારની અનુક્રમણિકા? અનુક્રમણિકા હોય તો એ આટલો બધો તે લવારો શેનો? ગુજરાતી કહેવત તો એવી છે કે વરને વરની મા વખાણે. અહીં તો હું જ મારા પુસ્તકનાં વખાણ મારા જ બનાવેલા ઉપોદ્ઘાતમાં કરૂં, એ **વિક્રમની વીસમી સદી**માં પણ કેમ પાલવે? મારો કોઈ મિત્ર કરતો હોય તો તો જાણે સમજ્યા. આજકાલ તેમ કરવું એવો શિષ્ટાચાર બધે ઠેકાણે સર્વમાન્ય છે.

परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥

પરન્તુ મારા મિત્રો કંઈ એવી પંક્તિના નથી. હોય તો તેઓની જોડે મિત્રાઈ બાંધવામાં મારી ખામી ગણાય. મારી વાર્તાના અંતમાં જેમ કેટલાંક પાત્રો પોતપોતાને પાલવતો સિદ્ધાન્ત ગ્રહણ કરે છે, તેમ મારા મિત્રોનો તો એવો સિદ્ધાન્ત છે કે—

A man can never be a prophet in his own country.

કેટલાક તો મારા પુસ્તકની સામે બાડી નજરે જોય તેમ નથી, તો પછી परस्परं भावयन्तः એ વાત જ કેમ સંભવે? આ બે ભાગ અને આગળના કરતાં પુસ્તકને કદમાં બેવડું જોઇને તેઓ ભડકે નહિ તો જ બહુ!

અસ્તુ, અસ્તુ, પણ ત્યારે હું લવારો કરૂં છું એમ કહેનારને મારે શો જવાબ આપવો!

શ્રીમાન્ નૃસિંહાચાર્યે પોતાના પ્રખ્યાત **સુરેશ ચરિત્ર**ના ઉપોદ્‌ઘાતમાં જે સ્વકૃત કવિત આપેલું છે તેમાનાં થોડાંક ચરણ હું નીચે ઉતારૂં છું.

શુક્લ કૃષ્ણ મિશ્રવર્ણું, અંગભંગ હોય તોએ,
માત શિશુ અહીં દીસે, કટિલંક ફરતી;
તેમ **સુરેશ ચરિત્ર** ગ્રંથ, આ તો થવો ઘટે,
પ્રિયતમ માતને, છો અન્યને દે અરતિ.

**કબીરજી** કહે છે કે:—

તું તો રામ સમર જગ લરવા દે–તું તો રામ૦
કોરા કાગદ કારી સાહી, લીખત પઢત વાકું પઢવા દે—૧
ચંડી ભૈરવ શીતળા દેવી, ઓર પૂજત વાકું પૂજવા દે. ૨
કહત કબીરા સુનો ભાઈ સાધુ, યહી નરતનસે ભજવા દે. ૩

'યહી નરતનસે ભજવા દે'—એટલે કે સરસ્વતી માતાની—ગુર્જરગિરાની સેવા કરો—ગુર્જરગિરા બોલનારા બધા, દેશી કે પરદેશી, અભિમાન ધરીને ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરો—એવો અર્થ કરવો આ ઠેકાણે ઉચિત્ત છે. આ આશા ફળીભૂત થાઓ.

મુંબઈ,
સંવત્ ૧૯૫૮ કાર્તિક શુદ ૧૫
મંગળવાર, તા૦ ૨૬–૧૧–૧૯૦૧

**મો૦ તી૦ સ૦**

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો, બીજ અને અંકુર

## भाग २ जो, विकास अने परिणति

## બીજ અને અંકુર

विश्लिष्टशक्तिर्बहुधेव भाति ।
बीजानि योनिं प्रतिपद्य यद्वत् ॥
(श्रीमद्भागवत)

---

तस्मिंश्च सम्यगनिशं परिपोष्यमाणे ।
नानाफले फलति कल्पलतेव भूमिः ॥
(श्रीभर्तृहरि)



# વિક્રમની વીસમી સદી

## પ્રકરણ ૧ લું

### સ્વરૂપ–ધ્વનિ–ચિત્ર

( ઉપજાતિ )

વધ્યું કલિનું બળ આજ માનો,
ફરી ગયો ભૂતળ આ જમાનો;
જ્યાં ત્યાં કરે નાસ્તિક હાથ ચેતો,
બુદ્ધિ બચાવો જ કદા બચે તો. (ભારત માર્તંડ શ્રી ગટ્ટૂલાલજી.)

ગુજરાત દેશનું બેસણું હો બહુચરી, શેહેર અમદાવાદ ગામ;
રાજ ટોપીવાળાતણું હો બહુચરી, નવખંડ જેનું નામ;
કલજુગ આવ્યો કોપતો હો બહુચરી, * * * *
કેસર ચહડે પ્યાલાભરી હો બહુચરી, કંકુનું શું કામ:
ચોખા લઈ વધાવીએ હો બહુચરી, શ્રીફળનું શું કામ. (ગુજરાતી ગરબી.)

વિક્રમની વીસમી સદીએ જોવા અને નોંધી રાખવા જેવો કેવડો બધો વિચિત્ર ફેરફાર કરી મુકયો છે! કાળના મહાન્ ચક્રે કેટલું બધું ઉંધું ચત્તું અને ઉલટું સુલટું કરી નાંખ્યું છે! આજે આપણી વૃત્તિમાં, વિચારમાં અને બોલવા ચાલવામાં નવા હેતુઓ, અવનવા મુદ્દાઓ, વિચિત્ર ઉદ્દેશો અને ઓરજ મર્મો લપટાયા છે. આપણા પૂર્વજો બહિર્વૃત્તિઓને અંતર્મુખ કરવામાં અને તે દ્વારા ચિત્તને શાંત કરવામાં જીવનનું સાર્થક માનતા હતા. તેઓનાં સર્વ આચરણો, રહેણી અને કહેણી તેનેજ ઉદ્દેશીને નિયમિત કરેલી હતી. બાલ્યાવસ્થાથી તેને વૃદ્ધાવસ્થા સુધી કેળવણી પણ તેવીજ મળતી; સંસર્ગ પણ તેવોજ હતો; અને સર્વે મનોવૃત્તિઓ, મૂળના મુદ્દાને સહાયકારક થઈ પડે તેવી રીતે રાજ્યબંધનથી, જનસંપર્કથી અને કુટુંબ સહવાસથી દોરવાતી અને કેળવાતી. આજે આપણે બહારના દેખાવમાં ઉપર-

ટપકાના સુધારામાં, ટાપટીપીઆ ડોળદમામમાં સુખ માનીએ છઇએ. અંગ્રેજી રાજ્યે કેળવણીને–ખરૂં પૂછો તો વિદ્યાભ્યાસને–ભાષાભ્યાસને–ઉદ્દીપન કરવાને પુષ્કળ સાધનો ઉત્તેજન મળે તેવી રીતે પ્રજા સન્મુખ ધરી દીધાં છે. તેની અસર એક નાકેથી બીજા નાકા સુધી સર્વ સ્થળોમાં અને ખુણાખોચરાઓમાં, તેમજ સર્વ મંડળ અને સર્વ જનસમૂહમાં, સર્વત્ર રગેરગ પસરાતી જાય છે.

આપણે તે આપણા વડીલો જેવા નહિ **તે આપણે** એ જ આજે સમયસૂચક, વૃત્તિસૂચક અને ફેરફારસૂચક મહાવાક્ય થઈ પડયું છે.

વગર વિચારે કુળાચાર, લોકાચાર અને શાસ્ત્રાચાર તજી દેવાને તત્પર થઈ રહેલા **તે આપણે**. જુનું કંઈ સમજ્યા વગર, સમજવાને પ્રયત્ન કર્યા વગર, ઓઠ ફફડાવીને, ભવાં ચહડાવીને, એક લાકડીએ હાંકીને જંગલી એવું ઉપનામ આપનારા **તે આપણે**. આપણા પૂર્વજોની જંગલીમાં ગણના કરનારા **તે આપણે**. વિદ્યા, ધન કે સારા વિચાર થોડા છતાં બહુનું ડોળ ઘાલનારા **તે આપણે**. આ લોક જ આપણું સર્વસ્વ માનનારા અને તે પ્રમાણે આચરણ કરનારા **તે આપણે**. પોતાનું જ–પેટનું જ–પૈસા કમાઇને ભલું કરનારા **તે આપણે**. સારે માર્ગે કે ખોટે (લોકમાં ઉઘાડા ન પડીએ તો બસ) નજીવા સુખમાં, ઢંગ ધડા વગરના કામકાજના કુટારામાં, ઐહિક એશઆરામમાં વૃથા કાળ ગુમાવનારા **તે આપણે**. મૃગજળની શોધમાં અહીં તહીં ભટકયા કરનારા **તે આપણે**. એવો હાલનો કારમો જમાનો છે.

પાણીથી ભરેલાં વાદળાની પેઠે આવી આવી ખુબીઓ અને તરેહ તરેહના ફેરફારથી ભરપુર ભરેલા કાળનું ચિત્ર જોવાની અને નીહાળવાની ઇચ્છા કોણ નહિ કરે?



## પ્રકરણ ૨ જું

### મુંબઈના શેઠીઆ નંબર ૧. અવલબુદ્ધિદાસ અર્ધદગ્ધદાસ

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बन्धुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देवदेव ॥

મુંબઇ શેહેરના સરીઆમ રસ્તા ઉપર આવેલા કોઇ ઘરના બીજા મજલાના એક ઓરડામાં નકસીદાર ફરનીચર ગોઠવેલું હતું. ટેબલ, કોચ, ખુરશી અને કબાટો જ્યાં ત્યાં મુકેલાં હતાં. એક બાજુએ પિત્તળનો પલંગ હતો. ટેબલ ઉપર થોડી સારી બાંધણીની અંગ્રેજી ચોપડીઓ અકબંધ–કાપ્યા વગરની અને

ધુળ ચહડેલી, પણ શોભાને સારૂ ગોઠવી દીધી હતી. તેની પાસે થોડી એક હાલહવાલ બાંધણીની ગુજરાતી ચોપડીઓ તથા થોડાં અંગ્રેજી અને ગુજરાતી છાપાં હતાં. એ સિવાય નાટક, ફારસ અને ગાયનની નહાની નહાની ચોપડીઓ, ચોપાનિયાં અને હેંડબીલોનો ત્યાં વરસાદ વરસી રહ્યો હતો.

આજે તે ઓરડો ઘણો વિચિત્ર દેખાતો હતો. બજારમાંથી તરતની ખરીદેલી સેંકડો નવી નવી ચીજોથી તે ગરકાવ થઇ ગયો હતો. ટેબલ, કોચ અને ખુરશી ઉપર, જ્યાં જગ્યા મળી ત્યાં, બધો સામાન વગર ગોઠવે અને જેમ તેમ મુકી દીધો હતો. કેટલોક તો ભોંયપર પડયો પડયો હવા ખાતો હતો. ફાટી ગયલા કાગળોમાં વીંટાળેલા જગન્નાથી અને મલમલના તાકાઓ પગે અથડાતા હતા. કાશ્મીર, આલ્પાકા અને ફ્લેનનલનાં બંડલોનો તો સુમાર જ નહોતો. જાડા કાગળનાં નહાનાં નહાનાં બાક્સો તો પીટાતાં હતાં. કોઇમાં રૂમાલ તો કોઇમાં ટુવાલ, કોઇમાં હાથનાં મોજાં તો કોઇમાં પગનાં મોજાંની હારોહાર લાગી ગઇ હતી. દરજીને ત્યાંથી તરતનાં સીવાઇને આવેલાં, પાટલુન અને કુડતાંઓનો ત્યાં વરસાદ વરસી રહ્યો હતો. ટ્રંકો અને પાર્કીટો, આડી અવળી અને ઉભી, આ બધી ચીજોનો ભક્ષ કરવા મ્હોડું વકાસી તત્પર થઇ રહી હતી. જાણે કે કોઇ પરચુરણ સામાનથી ભરેલી દુકાનમાં લુટ પડી હોય, અથવા સામાનના ગાંસડા પોટલાં બાધતાં બાંધતાંજ લુટારાઓને નહાસી જવું પડયું હોય, તે વખતના દેખાવ જેવો આજે આ ઓરડાનો દેખાવ થઇ રહ્યો હતો.

પરન્તુ તે ઓરડામાં સર્વેથી વધારે ધ્યાન ખેંચનાર તો જાતજાતના જોડાની જોડીઓ હતી. બુટ, શુઝ, સ્લીપર્સ, ગામડી જોડાંઓ અને સપાટો, દરેક તરેહ તરેહવારની; કેટલીક વાર્નીશની, કેટલીક કીડ લેધરની, કેટલીક ડાયમન્ડ લેધરની, કેટલીક ચેકની, ઘણીક બટન અને કટવાલી અને થોડીક તો છેક સાદી અને થોડી દોરીથી બાંધવાની એ પ્રમાણે હતી. આ બધી મોંઘી વિલાયતી જોડો કાદવમાં ન બગડે તે માટે અડધો ડજન તો રબરનાં સ્લીપરો ત્યાં જોવામાં આવતાં હતાં. બીજો બધો સામાન તો જ્યાં ત્યાં મુકેલો હતો, અથવા ખસતો ખસતો કયાંનો કયાં ચાલ્યો ગયો હતો; પણ આ બધી જોડાંની જોડો તો ખાસ કરીને બહુ સારી રીતે ગોઠવી કોચ ઉપર મુકેલી જોવામાં અવતી હતી.

એ ઓરડો **નવલશા**નો છે. આટલી બધી ચીજો અને વિશેષે આટલી બધી સારી અને મોંઘી જોડાંની જોડીઓ પોતાની હતી તે સારૂ **નવલશા** પોતાને બહુ ધન્યવાદ આપતો અને ભાગ્યશાળી માનતો હતો. એનાં લગ્ન પાસે આવેલાં હોવાથી એ બધો નવો સામાન તેના પિતાએ આપેલા પૈસામાંથી એણે ખરીદ કીધો હતો.

**નવલશા** કોણ હતો? તે **વનમાલીદાસ** નામના એક વાણીઆનો છોકરો હતો.

એની ઉમ્મર વીસ વર્ષની હતી. અંગે એકવડો અને પાતળો હોવા છતાં એ બહુ ઉંચો નહોતો લાગતો. એની ચામડીનો રંગ ઘઉંથી ઘણો ઉજળો લાગતો. આંખો લાંબી અને ઝીણી હતી. મુછો ફુટી હતી પણ હાથેથી આંકડા વળાય એવી મ્હોટી નહોતી. નાકની દાંડી સીધી અને લાંબી પણ અણીદાર નહોતી. કપાળ બેઠા ઘાટનું અને નહાનું હતું અને માથે બધા વાળ રાખેલા હોવાથી વધારે નહાનું દીસતું. એ વાળનો ગુચ્છો કપાળ આગળ મ્હોટો હતો. તેને બૈરાંની પેઠે સેંથો પાડીને નવલશા રાખતો. માથે વાળ રખાવવા એ તો હાલનો રવૈયો છે, અને નવલશા જમાનાની બહારનો આદમી નહોતો કે ઉલટો ચાલે. એજ નિયમને અનુસરીને એને માથે ચોટલીનું નામ માત્ર પણ હતું નહિ. નવલશાની મુખમુદ્રા હસતી હતી, પણ જ્યારે એ ઓઠ દાબતો (કે જેમ કરવાની નહાનપણથી એને લઢણ પડી ગઇ હતી) ત્યારે તે કઠોર દેખાતી.

નવલશા અંગ્રેજી બહુ ભણ્યો નહોતો. સરકારી હાઇ સ્કૂલમાં એણે પાંચમા ધોરણ સુધી અભ્યાસ કીધો, તે પછી છઠ્ઠા ધોરણમાં કોઇએ એને ન ચહડાવ્યો એટલે બહુ ધિક્કારથી નવલશાએ સરકારી શાળા છોડી દીધી. કોઇ પ્રાઇવેટ સ્કૂલમાં એકદમ સાતમા ધોરણમાં જઇને બેઠો, ત્યાંથી બે વાર એણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપી, પણ પોતાનો અભ્યાસ કાચો તેથી-કે પરીક્ષકોની ગફલતથી-કે પરીક્ષા ઘણી કઠણ હોવાથી તે ફેલ (નાપાસ) થયો, એટલે સ્કૂલ છોડી દીધી. તો પણ પરીક્ષામાં જવાની ખંત તો જારી જ રાખી. યથારુચિ ઘેર અભ્યાસ કરી એકવાર ફરી પરીક્ષા આપી, છતાં પરિણામ ધાર્યું આવ્યું નહિ. હજી પણ એણે ભણવાનો વિચાર છોડી દીધો નહોતો. પરંતુ હાલમાં તો લગ્ન પાસે આવેલાં હતાં તેથી ભણવા-પર મીંડું વળ્યું હતું. આગળ ઉપર શું કરવું, ભણવું, કે ધંધો ઉદ્યમ કરવો, કે ચાકરીએ રહેવું, એ વાત નવલશા પોતે જ જાણતો નહોતો.

નવલશાને સારા સારા ડગલા પહેરવા, કફ અને કાલરવાળા વાસકુટો પહેરવાં તથા ઝીણા પોતનાં અને ઝીણી કોરનાં ધોતિયાં પહેરવાનો બહો શોખ હતો. ધોતિયાં પહેરવાનો શોખ એકવાર મેટ્રીક્યુલેશનમાં જઇ આવ્યા પછી એણે જાણી જોઇને ઓછો કરી દીધો. માથે રેશમી ખોખું પહેરતો અને અંદરની ટોપી બહુ ઇસ્કી રાખતો, પણ એને ખરો શોખ તો જોડાનો હતો. જાતજાતના ચકચકતા ભભકાદાર અને ચમચમ્ થાય એવા જોડા પહેરવા તેમાં એ પોતાના જીવ્યાનું સાર્થક માનતો. જોડાની પણ બહુ જ સંભાળ રાખતો. ખીસામાં એક રૂમાલ ખાસ જોડા સાફ કરવાને અને એક મ્હોડું લ્હોવાને રાખતો. એમ છતાં જો ભુલમાં જોડા લુછવાનો રૂમાલ રહી જતો તો મ્હોં લુછવાનો રૂમાલ તે કામમાં વાપરતો! જોડા મેલા ન થાય અને ખરાબ ન દેખાય તે સારૂ પગની, અને જોડા સાફ કરવામાં હાથ ઉપયોગી થઇ પડે છે માટે

હાથની સંભાળ, દહાડામાં બે ત્રણવાર સાબુથી ધોઇને અને ડજનેકવાર ટુવાલથી લ્હોઇને, સાફ અને ઉજળા રાખવાને એ બહુ મહેનત લેતો. પગને જરા ધુળ કે કાદવ લાગતાં એનો જીવ કપાઇ જતો. એટલું નહિ પણ પહેરેલા જોડાપર કોઇનો પગ પડતો અથવા કાદવ લાગતો કે તરત જ ભાઇસાહેબ રાતા અને પીળા થઇ જતા ! ગમે તેવો ખુશમીજાજ જોડા બગડતાંની સાથે ઉડી જતો ! એના મિત્રો એની મશ્કરી કરતા કે **ન**વલશાને ધપ્પો મારો તો ચાલે, પણ એના જોડા બગાડવા એ જોખમનું કામ ! **ન**વલશા પોતાના મનમાં આમ નિશ્ચે માનતો કે જોડાને માટે આપણા પગ છે, કંઈ પગ માટે જોડા નથી; અને જરા જરામાં બહાર જતાં આવતાં, જ્યારે ત્યારે **ન**વલશા ખીસામાંથી રૂમાલ કહાડીને, રોબમાં ને રોબમાં, જાણે કે શું મહોટો લ્હાવો લેતો હોય ને પોતાને કૃતકૃત્ય થયેલો માનતો હોય તેવા આનંદથી જોડા લુછતો, ત્યારે કોઇને પણ એમ લાગે કે **ન**વલશા પોતાના ખરા કે ખોટા સિદ્ધાંતને ખરો જ માનતો હતો. એકવાર નહાનપણમાં મહેતાજીએ પાઠ ન કરવા સારૂ એને ગળે ખાસડાંનો હાર પહેરાવ્યો હતો તે વખતે તો અલબત **ન**વલશાને બહુ શરમ લાગી; પણ હમણાં હમણાં એના વિચાર એટલા બધા અગાડી વધી ગયા હતા કે નવા વિલાયતી જોડા હોય તો, તેનો હાર ગળામાં પહેરેથી શરમ કે અપમાન લાગે એવો ખ્યાલ બહુ બહુ બુદ્ધિ દોડાવતાં પણ એને ન આવતો.

એક દહાડો શનિવારે સવારના ૭ વાગે **ન**વલશાના ઓરડામાં આપણે જઇએ. આસપાસ સર્વ શાંત છે. **ન**વલશા ધોળું રેસમીકોરનું ધોતિયું ઓઢીને પલંગમાં સુતેલો છે. થોડીવારમાં **ન**વલશા જાગૃત થવાનાં ચિન્હો દેખાડવા લાગ્યો. ઓઢેલું ધોતિયું ખસેડી એણે પાસું ફેરવ્યું અને આંખો ચોળતો ચોળતો પલંગપર એ બેઠો થયો. આ વખત એનો ચહેરો હસતો દેખાતો હતો. એ શું સારૂં સ્વપ્નું આવ્યું તેથી મલકતો હતો ? એક મીનીટમાં જાણે કોઇ ખુશવાતનું ભાન આવ્યું હોય તેમ એ વધારે ખુશ થયેલો દેખાયો. ખરેખર એના મનમાં સારા તરંગો દોડાદોડ કરતા હતા. આંખો ઉઘાડી, સાવધ થઇને હસતે મ્હોડે કોચપર મુકેલા જોડાંની જોડોપર એણે નજર ફેંકી અને મનમાં પરમ સંતોષ માની લીધો. બજારમાંથી આણેલી બીજી ચીજો જોઇ ન જોઈ કે પાછી કોચ ઉપર નજર કરી પછી પલંગમાં જ બેઠા બેઠા, ઓઢવાનું ધોતિયું ખસેડી, પલાંઠી વાળી ઢીંચણપર હાથ મુકીને અને માથાને હથેલીપર ટેકવીને, વળી તે જોડાંને ધારી ધારી જોવા લાગ્યો; અને નીહાળતાં નીહાળતાં પોતાને જાણે કોઇ વસ્તુની ન્યૂનતા નથી અને પડવાનીએ નથી, એવા ખુશ મીજાજથી અને તત્સંબંધી કલ્પનાઓના તરંગથી એ મૌન ધારી બેસી રહ્યો. વળી કંઇ યાદ આવવાથી પલંગ ઉપરથી ઝટ ઉઠીને એ કોચ પાસે ગયો અને બધાં બાકસો પાછાં ઠીકઠીક મુકયાં. થોડાં બાકસો ઉઘાડીને બધી જોડીઓને પાછી આમતેમ ફેરવી

ફેરવીને ખુબ ધારી ધારીને જોઇ. એકેમાં જરાસરખી પણ ખોડ કે ડાઘો ન જણાયો એટલે એનો જીવ થર પડયો. આ જોડા દિવસના કેવા લાગે છે, બધા બરોબર આવે છે કે નહિ, પહેરીને ચાલતાં પગ કેવાં દેખાય છે, એવા વિચાર એના મનમાં આવવાથી બધાને એકવાર ફરીથી પહેરીને તપાસી જોવાની એણે ધારણા કીધી. પણ આવું મહાભારત કામ નીરાંતે કરવું જોઇએ, માટે ઉતાવળે ઉતાવળે જેમ તેમ દાતણ કીધું ન કીધું અને મ્હોંડું જેમ તેમ ધોઇને પહેરેલાં પોતીઆથી લ્હોઇને **નવલશાએ** જોડાંની તપાસ કરવી પાછી શરૂ કીધી. પગે નહાનાં મોજાં પહેર્યાં અને હાથમાં **શુહોર્ન** લઇને અવતારનું સાર્થક થાય એવા કામમાં એ છેક તલ્લીન થઈ ગયો! બધા પહેર્યાં, બધા તપાસ્યાં, બધાને વારાફરતી નવા રૂમાલોથી ખુબ લ્હોયાં; ઓરડામાં આમ તેમ જોડાંને ચમચમ્ કરાવતો ધબધબ્ ચાલ્યો; પાટલુન અને ડગલો પહેરીને ફરી બધાની તપાસ લીધી; એમ લે મુક કરતાં કરતાં, અહીંથી તહીં અને તહીંથી અહીં એમ દોડાદોડ કરતાં, બીજી ચીજો પગે અથડાતી તેને અફાળતાં અને ઝીકતાં, જોડાંની સેવામાં અને સેવામાં બારણે નવ વાગ્યા પણ **નવલશા** પોતાના મનસંદ કામથી પરવાર્યો નહિ! કામમાં એટલો બધો રોકાયો હતો કે ટેબલપર કલાકેક થયા ચ્હાઈ પડી રહેલી તેનું પણ એને ભાન નહોતું! એટલામાં એની મા કમલા નિત્યનિયમથી પરવારી દર્શન કરવા બહાર જતી હતી તે ત્યાં આવી; અને કાંઇક લાડથી, અને પોતાની નાપસંદગી બતાવવાને કાંઇક મહોટો ઘાંટો પાડીને એ બોલી—"અલ્યા **નવલ**! કેમ આજે તેં માંડયું છે શું? નવ વાગ્યા અને હજી ન્હાઈ ધોઇને પરવાર્યો નથી કે? અને આ શું!" ટેબલપર ચ્હાઇનો વાડકો એમનો એમ પડી રહેલો જોઇને એ બોલી—"અરે વાહરે ભાઈ! તેં તો હજી ચ્હાઇ પણ પીધી નથી, અને આ તે કાંઇ સારૂં કહેવાય કે ઉઠ્યા ત્યારથી જોડાંનું જ ધ્યાન! સવારના પહોરમાં ન્હાઇ ધોઇને સેવા પૂજા કરવી કે આ મુવાં ઢોરનાં ચામડાંની જ સેવા લઈ બેસવી!!"

**નવલશા** પાટલુન અને ડગલો પહેરીને આ વખતે ઉભો હતો. એના એક પગમાં **હોલબુટ** હતું, અને બીજા પગમાંથી એ વાંકો વળીને, ઉભા ઉભા **હોલબુટ** કહાડતો હતો. એની મા એને બહુ લાડ લડાવતી એટલે માનો ધાક એને જરાએ નહોતો; તેથી પોતાના કામથી અટક્યા વગર **નવલશા** બોલ્યો-"હેં! નવ વાગી ગયા? હું તો સમજ્યો કે હજી ચ્હાઈ આવી નથી તેથી આઠે નહિ થયા હોય. પણ કાંઈ ફીકર નહી. હું હવે પરવારી રહેવા આવ્યો છું, એટલે હમણાં જઇને ન્હાઇ લઉં છું."

એટલામાં એની માની નજર **નવલશાએ** ખરીદેલા જોડાના ઢગલાપર પડી અને વિલાયતી જોડાંની આટલી બધી જોડો **નવલશાએ** ખરીદી હતી તે વાત એને હમણાં

જ જણાઇ તેથી ગુસ્સે થઇને એ બોલી—"અને આટલી બધી જોડને તું શું કરવાનો છે? આ તો જન્મારા સુધી વાપરતાં નહિ ખુટે એટલી બધી જોડ છે! ભાઈ, તું તો હવે ભણી ભણીને છેક હાથથી ગયો. પણ મને શું?" નિરાશ થતી એ બોલી—"તારો બાપ જોશે તો તને વઢશે. હું તો જાણતીતી કે પાંચ સાત જોડ હશે."

**નવલશાએ હોલબુટ** બે પગમાંથી કહાડી નાંખ્યાં હતાં. તેને બાક્સમાં મુકતાં એ બોલ્યો.—"પંદર વીસેક જોડી શું બહુ થઇ કે તું આટલી બધી ગુસ્સે થાય છે." એણે જોડી તો ત્રીસ લીધી હતી, પણ આમ ટકા વધઘટ કરીને બોલવું એ તો એને મન સાધારણ વાત હતી. "લગ્ન જેવે ટાંકણે નહિ લઇએ તો શું એટલી બધી રોજ લેવાય છે? હું કાંઈ થોડો રોજ આટલી બધી જોડો લાવું છું કે તું આમ ચ્હીડાય છે." "મારે શું"? **કમલા** બોલી—"પણ આટલી બધી જોડો તો મેં કોઇ ઠેકાણે દીઠી નથી. તારા રોજના પહેરવાના જોડાં જોની, કેટલો ઢગ છે! તારા સાસરીઆમાં અને વધે તો નાતમાં એનું લ્હાણું કરજે કે તારૂં નામ થશે." એની મા મરોડમાં બોલી.

"હા, એમાં શું!" **નવલશા** હસતા હસતા બોલ્યો—"લ્હાણું કરવું એ તો પૈસા નાંખી દેવાના. પણ જોડા જેવી સારી ચીજનું લ્હાણું કરવું એ ધુળ જેવા થાળી વાડકા કરતાં ઘણું જ સારૂં છે." પણ વિચાર કરતાં કરતાં **નવલશા** બોલ્યો—"એક સરખી જોડ લઇએ તો બધાને પગે કેમ આવે? અને કોઇને કેવા જોઇએ અને કોઇને કેવા જોઇએ, માટે એ ઉપયોગી વાત નહિ બને એવી છે."

**કમલા** જોડાની જોડ ગણતાં બોલી—"શું, આ વીસ જોડી છે? આ તો ઓછામાં ઓછી બસે હશે. અને **નવલ**, તારા બાપે લગન જાણી પાંચસો રૂપીઆ ખરચવા આપ્યા તે બધા જોડાંમાં જ જશે કે! હું તો જાણતીતી કે મને લુગડા-લતાં અને ધુળ પથ્થર બહુ લેવું છે, અને તારા બાપે તને વધારે રૂપીઆ આપ્યા છે, તો **નવલ** મને સોએક રૂપીઆ જરૂર આપશે. પણ ભાઈ, હવે પાંચસોમાં તું તારૂં જ પૂરૂં કરે તો બહુ થયું." એમ બોલી એની મા ચાલી ગઈ. **નવલશા** કોચ ઉપર બેસવા ગયો એટલે ચ્હાઈ યાદ આવી. પણ તે છેક ટહાડી થઈ ગઈ હતી તેથી ઉન્હી કરાવવા પોતાની બહેન **ગંગા**ને આપી આવી કોચ ઉપર બેઠો. માના જવા પછી **નવલશા**ના મનમાં ચિંતા પેસવા લાગી, કેમકે લગ્ન જાણીને રૂપીઆ પાંચસો એના બાપે એને આપ્યા હતા. **નવલશાએ** તો તેજ વખતે મનમાં નક્કી કીધું હતું કે, પુરેપુરા રૂપીઆ પાંચસો ખરચવા. એની માએ વાત છેડી અને હવે એને વિચાર થઈ આવ્યો કે રૂપીઆ સાતસો ભોર થઇ ચુક્યા અને હજી બીજા દહોડસો બસોનો માથે ખરચ હતો તેનું શું કરવું? બાપ પાસે માગવા જાય તો કદાચ મળે; પણ **નવલશા**ને એક તો પોતાના મનમાં કબુલ કરવું પડયું કે પાંચસોની રકમ કંઈ ઓછી નહોતી કે ફરીથી માગવા જવાય. તેમાં આ તો સાતસો ખરચાઇ

ચુક્યા તેનું કરવું કેમ? બીજું કારણ કે હજી એના બાપનો એને ધાક હતો. મનમાં તો ઘણીએવાર બાપ સામે બહુ બડબડ કરતો; પણ બહારથી તેમ કરવાની હજી એને હામ આવી નહોતી. બીજા હાથ ઉપર રૂપીઆ દહોડસોથી બસોનો ખરચ કર્યાં વગર ચાલે, એ વાત વિચાર કરતાં નહિ બને એવી નવલશાને સ્પષ્ટ દેખાઇ. હજી તો ખોખાંઓ બંધાવવાનાં હતાં, અબોટિયાં અને રેશમી કોરનાં ધોતિયાંઓ લેવાનાં હતાં. વળી બીજો પરચુરણ સામાન તો જુદો. લગ્ન ઉપર પોતાના મિત્ર મંડળમાં આપવા સારૂ પોતાના ફોટોગ્રાફ પાછળ ઓછામાં ઓછા રૂપીઆ પચાસ જોઇતા હતા. કેટલીક અંગ્રેજી ચોપડીઓ ખરીદવાનો વિચાર નવલશાએ તદ્દન માંડી વાળ્યો, અને થોડાં ધોતિયાં ઓછાં ખરીદવાં એમ નક્કી કીધું. પણ બહુ જ કરકસર કરતાં રૂપીઆ દહોડસો તો જોઇએ જ જોઇએ. પચાસેક રૂપીઆ ઉધાર રાખે તો ચાલે એમ હતું. ત્યારે હવે સો રૂપીઆ કેયાંથી લાવવા એનો વિચાર નવલશા કોચ ઉપર બેસીને બહુ જ કરવા લાગ્યો. એવામાં એની બહેન ન્હાઈ ઉન્હી કરીને લાવી. એકાએક નવલશાને વીજલીના ચમકારાની પેઠે ભાસી આવ્યું કે એક તદબીરથી રૂપીઆ મળે ખરા. એની માએ એની પાસથી રૂપીઆ લેવાનો વિચાર કીધો હતો, પણ નવલશાને એમ સુઝી આવ્યું કે સામા માની પાસે જ માગવા અને યુક્તિ લગાડવાથી વગર કાલાવાલા કરે (ન ચાલતાં છેવટે એમ પણ કરવાને એ તૈયાર જ હતો) અને વળી પોતાના ભારમાં અને ભારમાં રહેતાં મળે એ વાત નવલશાને નક્કી જેવી જણાઇ. બહેનને પોતાના પક્ષમાં લેવા સારૂ નવલશાએ ઉદાસ મ્હોડે ન્હાઇનો વાડકો લીધો. એની બહેને આમ ઉદાસ થવાનું કારણ પૂછ્યું કે નવલશા તરત જ ગરીબડા જેવું મ્હોડું કરી બોલ્યો—"શું કરૂં બહેન આપણા લોકો જંગલી તે જંગલી, આવી આવી સારી ચીજો લીધી છે"—એક જોડાની જોડ બતાવીને—" આ બુટ કવાં સારાં છે! એના મને નવ રૂપીઆ પડ્યા છે. પણ મને એમ ફીકર થાય છે કે લગનમાં બધે શરીરે પીઠી ચોળાવવી પડશે ત્યારે આ બીચારાં બુટ બગડી જશે માટે"—નવલશા અટકીને બોલ્યો—"હું પીઠી તો નહિ જ ચોળાવવાનો."

બીચારી ગંગા નવલશાના આ બોલો સાંભળીને સડ જેવી થઈ ગઈ. ચમકતી અને નિસાસો નાંખતી તેણે પોતાનો હાથ છાતીપર મુક્યો. પણ શું કરવું અને શું બોલવું તેની બીચારીને ગમ પડી નહિ. આ બાબતસર મા દીકરી ભાઇની સાથે કટકટ કરીને હવે છેક થાકી ગયાં હતાં. નવલશાને સમજાવવા, પટાવવા ને ફોસલાવવામાં તેઓએ કાંઇ બાકી રાખ્યું નહોતું. ઘણીએ વાર એની મા એની આવી જીદ જોઇને રડી હતી. પણ નવલશા મક્કમજ રહેતો. વિદ્વત્તાની નમુનાદાર એની તકરારોનો એ બીચારીઓ શું જવાબ આપે? આપણને ઇશ્વરે જે રૂપ આપ્યું તે ખરૂં, એમાં ફેરફાર કરવાની જરૂર શી? અને પીઠી ચોળાવવાથી શું થાય? મારા ભણતરમાં ખુબ

પડે! મારા મિત્રો મને હસે અને કહે કે ભણ્યાપર પાણી ફર્યું! પણ એની મા બહેનની સ્વાભાવિક આજીજી જોઇને નવલશાને એમ લાગ્યું કે પીઠી ચોળાવ્યા વગર નહિ ચાલે; જો કે બહારથી આ વાતની હજી એ ના ની ના જ કહ્યા કરતો.

આજે એની બહેનને લાગ્યું કે રોજની પેઠે આ વાત કરતાં નવલ તપતો નથી. તકરાર કરી કરીને તો બધાંએ થાક્યાં હતાં તેથી તે બીચારીએ રોજ કરતાં આજે વધારે કાલાવાલા કીધા ને નવલને સમજાવવા લાગી અને એમ જણાવ્યું કે પીઠી નહિ ચોળાવવાની જીદ નવલશા છોડી દે તો એ જે કહે તે કરવાની પોતાની તત્પરતા બતાવી. નવલશા આવા બોલની વાટ જ જોતો બેઠો હતો, એટલે ચટ એ વાત પકડી લીધી; અને પોતાના ભણતરમાં ધુળ પડશે, મિત્રો હસી કહાડશે તે વાતની ઝાઝી દરકાર કીધા વિના, પોતાને સો રૂપીઆ વગર નહિ જ ચાલે એમ કહી દીધું. ગંગાએ માની આગળ વાત કહાડીને સો રૂપીઆ નવલશાને અપાવવાની કબુલાત આપી અને જતી રહી.

ગરીબ બીચારી નવલશાની મા કમલા અને એની બહેન ગંગા! લગનમાં પીઠી વગર કેમ ચાલે? પણવાની ના કહે તો ચાલે પણ પીઠી વગર કાંઇ ચાલે? અને નવલશા જ્યારે કહે કે મારા ભણતરને ખોટું લાગે ત્યારે એનો તે બીચારીઓ શો જવાબ દે? તેથી મા દીકરીએ પોતાને જ રૂપીઆની તાણ છતાં, અને ધારેલી ઘણી ઘણી ચીજો લેવાનો વિચાર માંડી વાળીને માણમાણ નવલશાને સો રૂપીઆ આપવા તૈયાર થઈ. ખરા પરસેવાના રૂપીઆ કમાતાં જેટલો હરખ આવે તે પ્રમાણે નવલશા હરખાયો.

મા દીકરીને વિચાર જ ન આવ્યો કે ભાઇના ભણતરપર પાણી ફરી વળશે એમ નવલશા જ્યારે ત્યારે કહ્યા કરતો હતો, તે વાતનું શું થયું? નવલશાને પોતાને પણ એ વાતનો જરાએ ખ્યાલ રહ્યો નહિ. માને અને બહેનને રૂપીઆ આપતાં કેટલી બધી અડચણો વેઠવી પડી હશે એમ જાણવા છતાં, એને કાંઈ લાગ્યું નહિ. ઉલટો આવી સફળ યુક્તિને માટે એ પોતાને ધન્યવાદ આપવા લાગ્યો.

## પ્રકરણ ૩ જું

## With the Gods of his own heart.

## પોતાની ઇષ્ટ માનેલી વસ્તુઓમાં

**શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ;**
**નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ,**
**તન-મનની છબી જોઇને, મુજ મન સંદેહ આમ.**

* * * * * *

**( જુની કવીતા. )**

અગીઆરેક વાગે નવલશાએ જેમ તેમ ન્હાઈ લીધું અને જમ્યો ન જમ્યો કે પોતાના ઇષ્ટ માની લીધેલા કામમાં પાછો લાગ્યો. આટલી બધી જોડાની જોડી જ્યાં જોવાની અને પહેરવાની હોય ત્યાં બીજું કામ તે શાનું સુઝે! બાર વાગે તેના બે મિત્રો કરૂણાદાસ અને આનંદશંકર નીચેને દાદરેથી "નવલશા ઉપર છે કે?" એમ બોલતા બોલતા અને પરસ્પર મહોટેથી વાતો કરતા કરતા નવલશાના ઓરડામાં જોડા સાથે જ આવ્યા. એ વખતે નવલશા કફ અને કાલરવાળું નવું વાસ્કુટ પહેરીને, અને દોરીથી બાંધવાની એક શુઝની જોડી પગમાં પહેરીને, હાથમાં રૂમાલ સાથે, આરસી આગળ ઉભો ઉભો, જોડાને અને પગને જોયા કરતો હતો. માથે મખમલની બુટ્ટાદાર ટોપી હતી. કામમાં એટલો મશગુલ થયો હતો કે કરૂણાદાસ અને આનંદશંકર એની છેક પાસે આવ્યા ત્યારે એની નજર તેઓ પર પડી.

"આવો આવો, કેમ છો? ખુશ તો ખરા?" એમ હસીને બોલતાં બોલતાં નવલશાએ પોતાનો હાથ લંબાવ્યો અને બન્ને મિત્રો જોડે શેકહેન્ડ કીધી.

આનંદશંકર કોચપરથી નવલશાના જોડા ખસેડી બેસવા માટે જગો કરતો હતો એટલામાં—"હાં-હાં! એ શું કરો છો!" એમ બોલતાં બોલતાં આરસી આગળથી એકદમ દોડી જઈ નવલશાએ તેને વાર્યો. પોતાને હાથે કોચપર પડેલાં સીવેલાં ડગલા અને પાટલુનોનો ગોટો પીંડાળો વાળી ટેબલપર મુકી દીધાં અને આનંદશંકરને સારૂ બેસવાની જગ્યા કરી આપતાં એ બોલ્યો—

"સારૂં થયું કે હું આવી પહોંચ્યો; નહિ તો હમણાં બધા જોડાનો ઘાણ નીકળી જતે"—એમ બોલી નવલશાએ પહેરેલાં શુઝ સામું જોયું, અને બગડ્યાં નહોતાં છતાં રૂમાલથી સાફ કરવા લાગ્યો. આનંદશંકરે કરૂણાદાસને તે વખતે આંખ મારી કે નવલશા હજી તેવો ને તેવો જ રહ્યો. કરૂણાદાસ એક ખુરશી ઉપર થોડા તાકાઓ પડ્યા હતા તેપર બેઠો

આનંદશંકરે ચકરી પાઘડી, વાંકી બાંયનો કાળો ડગલો અને ગામડી જોડા પહેર્યાં હતા. ખભા ઉપર છ આંગળ પહોળી પીછોડી રાખી હતી. એને માથે ચોટલી હતી અને બાબરી નહોતી. કપાળે અડધી જેવડો મોટો ચાંલ્લો કીધો હતો. એનું શરીર ઉંચું અને ભરાઉ હતું. એની આંખો બહુ તીક્ષ્ણ, નાકની દાંડી સીધી અને નસકોરાં ફુલેલાં હતાં. ઉમ્મર બાવીસેક વર્ષની હતી. બે વર્ષ પહેલાં એ મેટ્રીક્યુલેટ થયો હતો. ગરીબ અવસ્થાને લીધે એનાથી કાલેજમાં જઈ શકાયું નહિ અને મહામુશીબતે આટલું ભણવાને પામ્યો હતો. એ થોડુંઘણું સંસ્કૃત ભણ્યો હતો તેથી પોતાની બોલીચાલીમાં વિદ્વત્તા બતાવવાને થોડાક અંગ્રેજી શબ્દો અને થોડાક સંસ્કૃત શબ્દો એ જ્યાં ત્યાં ઘુસાડી દેતો. રીતભાત, વિચારો અને રહેણી

કહેણી પોતે આર્ય હોવામાં અભિમાન ધરાવતો હોય એવી રાખતો. હાલમાં એ કોઈ ગુજરાતી છાપાખાનામાં પ્રુફ વાંચી તથા થોડાં ખાનગી ટ્યુશન આપી પોતાનો નિર્વાહ જેમ તેમ કરતો. પોતાને વાસ્તે ઘણું ઉંચું મત ધરાવતો અને તકરાર લેતો તે છોડતો નહિ. કોઈ અઠવાડિયાનું છાપું કહાડવું, ચોપડી કહડાવી, એવી એની હોંસ અને ઉમેદ હતી. પાસે પૈસા ન હોવાથી પોતાના સદ્ધર મિત્રોને આવા કામમાં પડવાની એ સલાહ આપતો, અને એમાં લાભ અને કીર્તિ બન્ને મળે છે, એમ આંકડા કરીને અને દાખલા દલીલ આપીને દર્શાવતો. નવલશા બેવાર ફેલ થયો ત્યારે આનંદશંકરે એને કહ્યું કે ભણવાનું મુકી દઇને કોઈ છાપું કે ચોપાનિયું કહાડો. પણ નવલશાને એ વાત ઝાઝી ગમી નહિ, કેમકે પોતાના ભણતર માટે સારો મત છતાં વિષયો લખવાના કુટારામાં પડવું એને રુચતું નહિ. તે તો જાણે સમજ્યા; પણ વળી રોજ રોજ નવા નવા વિષયો કયાંથી લાવવા? એમ બ્હીને નવલશા એને ના જ કહ્યા કરતો હતો. આનંદશંકર બહુ દબાણ કરતો ત્યારે આગળ ઉપર થઇ રહેશે એમ કહેતો.

એના મિત્ર કરૂણાદાસે રેશમી ખેસ, ડગલો અને ધોતિયું પહેર્યાં હતાં. પગમાં અંગ્રેજી જોડા હતા. એની ઉમ્મર આનંદશંકરના જેટલી હતી. એ કપાળે ટીલું કરતો. એના શરીરનો રંગ શ્યામ વર્ણનો હતો. સ્વભાવે એ ભોળો અને પારકો આદમી જેમ દોરે તેમ દોરવાય એવો હતો કેમકે પોતામાં ઝાઝી પહોંચ નહોતી. એના બાપની ચોકસીની દુકાનમાં કરૂણાદાસ બેસતો હતો. આનંદશંકર અને બીજાઓના કહેવા-પર એ પોતાના વિચાર બાંધતો અને છેક નિષ્કપટી હોવાથી તે પ્રમાણે ચાલવાને વેતરણ કરતો.

બેસતાં બેસતાં ખેસ ઉતારી ટેબલપર મુકી કરૂણાદાસ હાથેથી ટોપી ઠીક કરવા લાગ્યો. આનંદશંકરે કોચપર બેસીને એક પગ જાંગપર મુકયો, અને ખોળામાં ચકરી પાઘડી રાખી. પછી પીછોડીથી ધીમે ધીમે મ્હોડાપરનો પરસેવો લ્હોવા લાગ્યો, અને નવી નવી આણેલી ચીજો જોતાં જોતાં બોલ્યો—

"કેમ નવલશા, બાર વાગે ફોટોગ્રાફરને ત્યાં જવાનું આપણું એપોઇન્ટમેંટ (નક્કી કરેલો સંકેત) હતું, અને હજી તો તમે સજ્જ થયા નથી. પછી આમ ડીલે (ઢીલ) કરશો તો વાલકેશ્વર કયારે જવાશે, માર્ગમાં મ કરૂણાદાસને હમણાં જ કહ્યું કે રોજ નવલશાને શણગાર ધરતાં બે ઘટિકા લાગે છે, પરન્તુ આજે બાર ઘટિકા નિશ્ચે સમજવી! કેમકે એક તો ફોટોગ્રાફરને ત્યાં જવાનું એટલે બધો ડ્રેસ ઓલરાઇટ (બરોબર) પહેરવો જોઇએ. તેમાં વળી લગ્ન સારૂ નવીન વસ્ત્રો લીધેલાં એટલે બાર ઘટિકા થાય એમાં આશ્ચર્ય શું?"

એમ બોલતાં બોલતાં **આનંદશંકર** પોતાની પાસે પડેલા વિલાયતી જોડાંની જોડો એક બે ત્રણ એમ મ્હોટેથી ગણવા લાગ્યો. પંદર ઉપર થતાં એને હસવું આવ્યું અને વધારે મ્હોટેથી અને ધીમેથી ગણવા લાગ્યો. કરૂણાદાસના વિસ્મયનો પણ પાર રહ્યો નહિ કે આટલી બધી જોડીને (આ વખત **આનંદશંકર** બાવીસ તેવીસ ગણતો હતો) **નવલશા** ઓઢશે કે પાથરશે! એટલામાં ત્રીસ ગણી ને **આનંદશંકર** અટક્યો. તેથી અચરજ થતા થતા **કરૂણાદાસ** બોલ્યો—

"આ બધી જોડી શું તમે લગનમાં પહેરવાના કે? ત્રીસ જોડી! મારા બાપ!" પોતાના ઓઠોને હાથેથી વગાડીને એ બોલ્યો—"હું તો એક જોડી છ મહિના ચલાઉં છું અને મને તો આ બધી જોડી બરાબર પંદર વર્ષ ચાલે!"

"ત્રીસ જોડી લીધી તેમાં શું?" **આનંદશંકર** મરોડમાં બોલ્યો—"આ વર્ષે અધિક માસમાં રોજ અક્કેકી જોડીનું બ્રાહ્મણને દાન કરશે તો ત્રીસ દિવસમાં ત્રીસે સ્વાહા."

"તમારે એકાદ જોઈતી હશે તેથી આમ દાન કરવાની સલાહ આપતા હશો કેમ?" કરૂણાદાસ હસીને બોલ્યો; "પણ તમે માગો તો **નવલશા** કંઈ ના નહિ કહે; બાકી બ્રાહ્મણને આપવાથી કંઈ પુણ્ય થાય એમ **નવલશા** માનતા નથી."

"હા, તમારે જોઈતી હોય તો બેલાશક લ્યો." **નવલશા** બોલ્યો; "મારે બે ત્રણ જોડી બદલાવવી છે. તેમાં એક તમારે સારૂ લેવામાં કાંઈ મને વધારે પૈસા બેસે એમ નથી."

"અને કૃષ્ણાર્પણ પણ સાથે કહેજો કે **નવલશા**નું કલ્યાણ થાય"–કરૂણાદાસે કહ્યું.

"કૃષ્ણાર્પણ બૃષ્ણાર્પણ બોલવાનું આપણું બીઝનેઝ (કામ) નહિ." **આનંદશંકરે** જવાબ વાળ્યો. "ભિક્ષા માંગે તે એમ કરે, પણ આપણા સુહૃદ્ મિત્ર પાસેથી અપેક્ષિત વસ્તુ લેવી તે કાંઈ ભિક્ષા માંગવી કહેવાય નહિ."

"ઠીક ત્યારે"—**નવલશા** બોલ્યો—"આપણે ફોટોગ્રાફરને ત્યાં થઇને **વાલકેશ્વર** જવા પહેલાં બુટવાળાની દુકાને જઇશું."

પછી **નવલશાએ** સાતેક અંગ્રેજી જોડ કહાડી અને છબી પડાવતાં કઇ સારી લાગશે તે પૂછ્યું. પાટલુન અને હોલબુટ સાથે છબી પડાવવી **નવલશાને** ઠીક લાગી નહિ; માટે શુઝ પસંદ કીધાં, પણ કયાં પહેરવાં તે બાબતસર **આનંદશંકર** અને **કરૂણાદાસ** સાથે બહુ વાદ ચાલ્યો. ચળકતા ચામડાના આભાસથી છબીમાં શુઝ ફીકાસ મારે તેથી એમ ઠર્યું કે શુઝ તો કીડલેધરનાં પહેરવાં. તે પછી ડગલા અને પાટલુન સંબંધી પાછી તકરાર થઇ. એમ કરતાં કરતાં **નવલશાએ** કાળો કાશ્મીરી ડગલો અને વાદળી રંગનું પાટલુન પહેરવું એમ નક્કી થયું. એ પ્રમાણે બધી ચીજો એક પછી એક જોતાં જોતાં, તેના

ભાવતાલની અને શોભાની વાતો કરતાં કરતાં કલાકેક નીકળી ગયો, અને **નવલશાએ** અમુક સ્ટીક રાખવી અને અમુક ખોખું પહેરવું એ વાતનો છેડો આવ્યો!

પછી **નવલશાએ** પહેરેલા ધોતિયાનો ડુચો વાળી, તે પર નક્કી કરેલું પાટલુન પહેર્યું. વાસકુટ પહેરતાં પહેરતાં કાલર અને કફ આગળનાં બટનો કેવાં જોઇએ તે નક્કી કરી પોરવ્યાં અને સૉક્સ (અડધાં મોજાં) પહેરીને દોરીથી બાંધવાનાં શુઝ પગે ચ્હડાવ્યાં. દોરીને બહુ સાચવીને વાળી. માથે મખમલની ટોપી મુકી. આરસી આગળ ઉભા રહી ડગલો પહેરવાની તૈયારી કીધી. બદનનાં કાલરને અને કફને બરાબર કીધાં. ડગલો પહેર્યો. કુડતાની બાંય ખેંચી કે કફ અને તેપરનાં બટનો બહાર દેખાય, એ પ્રમાણે **નવલશા** સજ્જ થવા લાગ્યો. બ્રશ લઇને માથાના વાળ હોળ્યા. ખીસામાં બે રૂમાલ મુક્યા. પછી માથે ખોખું મુક્યું અને હવે હું તૈયાર થયો છું એમ મિત્રોને કહ્યું. એટલામાં ફોટોગ્રાફરને ત્યાંથી પરભાર્યાં **વાલકેશ્વર** જવાનું હતું અને છેક સોમવારે સવારના ઉતરી આવવાનું હતું, માટે બે **મલમલનાં** ધોતિયાં, ટુવાલ અને સપાટને એક લુગડામાં બાંધી લીધાં. એ બધો વખત ઉજાણીમાં કોણ કોણ આવશે, ફોટોગ્રાફને ત્યાં કેમ ઉભા રહીને છબી પડાવવી એ આદિ, **નવલશાના** લગ્ન સંબંધી અને આણેલી ચીજો વિષે ત્રણે મિત્રો વાતો કર્યા કરતા હતા. **નવલશા** લુગડાં પહેરીને તૈયાર થયો કે **આનંદશંકરે** કરૂણાદાસને વિકટોરીઆ લેવા મોકલ્યો.

"હું ધારૂં છું કે"—**નવલશા** વિચારતાં વિચારતાં બોલ્યો—"છબી પડાવતી ખતે હું ડાબો પગ ભાયપર રાખીને, અને જમણા પગની આંગળીઓ ભાયપર પડે એમ તેને ડાબા પગથી સહેજ દૂર રાખી ઉભો રહીશ તો છબીમાં શુઝ આબાદ પડશે; કેમકે આંગળાં આગળનો અને ઉપરનો ભાગ બરાબર જણાશે. પાછલો તળીઆ આગળનો ભાગ બરોબર નહિ જણાય; પણ તેમાં શું કરીએ? જોડાની શોભા આગલા ભાગપરથી જણાય છે, અને તે બરાબર પડે તો કંઈ ફીકર નહિ." એમ બોલતાં બોલતાં **નવલશા** જે આસને ઉભો રહી છબી પડાવવાનો હતો તે પ્રમાણે ઉભો રહ્યો.

**આનંદશંકરને** **નવલશાનું** બોલવું સાંભળી હસવું આવ્યું કે **નવલશા** પોતાની કે જોડાની છબી પડાવવા જાય છે! પણ આ વિચાર મનમાં રાખી તે મ્હોટેથી બોલ્યો—

"અને આ તમારી સ્ટીક દક્ષિણ હસ્તમાં રાખવાને બદલે વામ હસ્તમાં ધરીને વેણુ સદશે રાખો તો, સાક્ષાત્ **શ્રી**કૃષ્ણ જેવા દેખાઓ ખરા! ચિત્રોમાં **શ્રી**કૃષ્ણ વક્રપાદ કરીને ઉભા છે અને એની વાંસળી તે તમારી સ્ટીક."

**નવલશાએ** વાંસળી વગાડતા કૃષ્ણની છબી જે એક દીવાલપર ટાંગેલી હતી

તેનાપર નજર કીધી, અને એમ ઉભા રહેવાથી સારૂં જણાશે એમ પોતાને લાગવાથી તે પ્રમાણે પગ ગોઠવી ઉભો રહેવા લાગ્યો. એટલામાં કરૂણાદાસ આવ્યો. ફોટોગ્રાફરને આપવા સારૂ કબાટમાંથી રૂપીઆ પચ્ચીસ કહાડી ખીસામાંના પાકીટમાં મુકયા. ધોતિયાનું ઓચકું અને પાછી વાળવાની જોડીઓ કરૂણાદાસને આપી નવલશા ઘરમાં માને કહેવા ગયો કે અમે સોમવારે સવારે આવશું.

પછી ત્રણે જણા વિકટોરિઆમાં બેસીને ફોટોગ્રાફરને ત્યાં ગયા. ગાડીમાં બેઠા પછી નવલશાએ કરૂણાદાસને કહ્યું કે છબી પડાવતી વખતે મારૂં મ્હોડું બરોબર રાખ્યું છે કે નહિ તેની તપાસ આનંદશંકર રાખશે, અને હું તો શુઝ બરોબર રાખવામાં રોકાઇશ તેથી કદાચ ડગલાને કરચળી ન વળે તે વાતપર તમે ધ્યાન આપજો.

ફોટોગ્રાફની દુકાને શનિવારને લીધે બહુ ગરદી હતી. નવલશાએ ચાર ડજન કાર્ડ–ડી–વીઝીટ એક ડજન કેબીનેટ સાઇઝની અને અડધો ડજન તેથી પણ મહોટી છબીની વરદી આપી. રૂપીઆ પચ્ચીસ બહાનાના આપ્યા અને છબી પડાવી. કાચ-પરના નેગેટીવની બહુ બારીકીથી તપાસ લીધી. સર્વેએ એક મતે કહ્યું કે છબી આબાદ પડશે. તેથી હરખાતા હરખાતા અને તે સંબંધી વાતો કરતા તેઓ ક્રાફર્ડ મારકીટ આગળ વિલાયતી જોડાવાળાની દુકાને ગયા. ત્યાં નવલશાએ ત્રણ જોડી પાછી આપી. આનંદશંકરે પોતાને પગે બેસતી એક જોડ પસંદ કીધી. વહોરાજીએ હીસાબ કરી સાત રૂપીઆ પાછા આપ્યા તે નવલશાએ ખીસામાં મુકયા. ત્રણે જણે વિકટોરી-આમાં બેસી વાલકેશ્વર જવાનો રસ્તો લીધો.

થોડેક ગયા ને નવલશા, જે છબી વિષે વિચાર કર્યાં કરતો હતો તે છબીને પોતાની સન્મુખ જોતો હોય તેમ બોલ્યો—

મેં કહ્યું નહોતું કે એક પગ આડો રાખ્યા વગર છબીમાં શુઝ બરાબર નહિ પડે? ઠીક થયું કે મને આનંદશંકરે આડા પગવાળા કૃષ્ણની છબી દેખાડી નિકર છબી મનસંદ પડત નહિ."

"મને લાગે છે કે"—કરૂણાદાસ નવલશાના સામું જોઇને બોલ્યો—"તમે જો ચાંલ્લો કીધો હોત તો છબીમાં મણા રહેત નહિ. સાચું પુછાવો તો તમારી છબી જોઇને કોઈ તરાહીત તો એમ જ ધારે કે તમે પારસી હશો."

"પારસી જેવા જણાઇએ એમાં તો આપણી ઓર શોભા વધે"—નવલ-શાએ જવાબ આપ્યો—"જેમ જેમ આપણે આપણી જંગલી રીતો છોડીને પારસી કે અંગ્રેજ જેવા થઇશું, તેમ તેમ આપણે સુધરેલામાં ખપશું અને લોકમાં આપણી આબરૂ વધશે.

"આપણી આર્ય રીતિ શું પ્રશંસનીય નથી"—આનંદશંકર નિર્વિવાદ વાત કહેતો હોય એમ ભાર મુકી બોલ્યો—"કે અન્યનું આપણે અનુકરણ કરવું જોઇએ?"

"ચાંલ્લો કરવો એ તો જંગલીનું કામ"—નવલશા જાણે કે જવાબ આપતાં બોલ્યો–"આપણે તો હાઇસ્કુલમાં ગયા ત્યારથી ચાંલ્લો કરવો છોડી દીધો છે અને હવે મરીશ તોપણ ફરીથી કરવાનો નથી."

"કંઈ ચિંતા નહિ"—આનંદશંકર બોલ્યો—"એક બે વર્ષમાં તમારા વિચાર મારા જેવા થશે એવો મને નિશ્ચય છે, માટે અધુના હું તમારી સાથે તકરાર કરવી માંડી વાળું છું."

"હા-અને તમારા મનથી કેશવલાલ શું જંગલી કે?" કરૂણાદાસ નવલશાને જાણે તકરારનો રદીઓ આપતો હોય તેવો ઘાંટો કહાડી બોલ્યો—"આપણા બધા કરતાં એ વધુ ભણેલો છે, તોપણ એ ચાંલ્લો કરે છે. એણે પાટલુન પહેર્યું હોય એવું મને સાંભરતું નથી."

"કેશવલાલ ભલેને બી. એ. થાય તેમાં શું? પણ એ સુધરવાનો જ નથી, અને એનું મ્હોં મને જરાએ ગમતું નથી. મારા કાકાનો એ છોકરો થાય છે તેમાં શું થયું? આજે ઉજાણીની દેખરેખ શું પાછી એનીજ છે કે?" નવલશા બન્ને તરફ જોતો જોતો અને કંટાળતો બોલ્યો—"અને જમવાનું શું શું થશે?"

"વળી શું શું—શું? રોજની પેઠે આજે દુધ, પુરી ને પાંતરાં અને આવતી કાલે દુધપાક, પુરી ને ભજીઆં."—આનંદશંકરે જવાબ આપ્યો.

"અને ઉજાણીની દેખરેખ કેશવલાલ નહિ રાખે તો બીજો કોણ રાખે?" કરૂણા-દાસ બોલ્યો—"એ તો છેક કંટાળી ગયો છે, અને છ મહિના સુધી દેખરેખ રાખવાનો એનો વારો આવ્યો એટલે લાચારીએ તે આપણી ઉજાણીની મંડળીમાં આવે છે. મને એ કહેતો હતો કે આપણી રીતભાત હમણાં હમણાં બહુ બગડતી જાય છે, અને ઉજાણીમાં આપણે મસ્તી તોફાન કરીએ છીએ તે એને ગમતું નથી. પણ એક તરફ આપણે બધા અને એક તરફ એ એકલો ત્યાં એ બિચારો શું કરે?"

વળી થોડોવાર રહીને કરૂણાદાસ બોલ્યો—"આ વખત નથુશેઠની ધર્મશાળા પણ માણમાણ મળી છે. કેશવલાલ અને નથુશેઠ બન્નેએ નથુશેઠની માને કબુલાત આપી કે કોઇને પણ મસ્તી તોફાન નહિ કરવા દઇએ ત્યારે એની માએ ધર્મશાળા આપી છે. મને લાગે છે કે આ વખત કેશવલાલ ન હતે તો વાડી વગર આપણી માસિક ઉજાણી અટકી પડત. પણ કેશવલાલને એની મા ના પાડી શકી નહિ તેથી વાડી મળી."

આગળ પોતે જણાવ્યું તેમ નવલશાને કેશવલાલનું મ્હોં જરાએ ગમતું નહિ. પોતાના ધારવા પ્રમાણે વગર કારણે આજે કરૂણાદાસ તેનાં આટલાં વખાણ કરે છે તેથી એનો પિત્તો તપી આવ્યો અને ઓઠ દાબીને એ બોલ્યો—

"કેશવલાલના શું તમે બારિસ્ટર થઇને આવ્યા છો કે એનો પક્ષ તાણો છો? કેશવલાલ નહિ હતે તો આમ થતે, અને કેશવલાલ નહિ હતે તો તેમ થતે એ શું?" નવલશા હાથના ચાળા કરતો બોલ્યો—"જાણે કે આપણે આગળ કોઈ વાર કેશવલાલ વગર ઉજાણી નહિ કીધી હોયની !"

"નવલશા, તમે આટલા બધા તપો છો શું કામ?" આનંદશંકર તેને ઠંડો પાડતાં કહેવા લાગ્યો—"કેશવલાલ વગર આપણી ઉજાણીમાં કેટલાં વનેખાં પડે છે તે તમે વિસરી ગયા કે? એ કંઇ મારો મિત્ર નથી, અને હું એનો એડમાયરર (વખાણ કરનાર) એ નથી. તોપણ મારે કહેવું જોઇએ કે ખરી ફેક્ટ (બીના) તો કરૂણાદાસે કહી તેમ જ છે. આપણે ત્રણે જણ કરતાં અને મમતારામ જે વેદાન્તી થવાનો ફાંકો રાખે છે તેના કરતાં પણ, કેશવલાલ સારો તે સારો."

નવલશા હવે છેક જ તપી ગયો. ઓડો ડાબીને તે બોલી ઉઠ્યો—"અને એવા તમારા ભલા કેશવવાલે બીચારા નથુશેઠને છેક ખાડામાં ઉતાર્યો છે. નથુશેઠ હમણાં હમણાં સુમાર પાખી આડાઅવળા પૈસા ઉડાવે છે અને છેક વંઠી ગયો છે. તે બધાં કેશવલાલનાં કારસ્તાન નહિ તો કોનાં? મેં તો સાંભળ્યું છે કે મારવાડીઓનું એને બે લાખનું દેવું થઇ ગયું છે અને હવે તેઓ એક અડધી ધીરવાની પણ સાફ ના પાડે છે."

"એમાં કેશવલાલનો એકે પાર્ટીકલ (રતિ) વાંકનો નથી."—આનંદશંકરે હસીને જવાબ વાળ્યો—"તમે તો કિવદન્તી કથો છો, પણ કેટલાંક કારણ સર મને આ વિષયમાં અધિક પ્રવેશ છે એટલે હું નિશ્ચયપૂર્વક કહું છું કે કેશવલાલને તો ખબરે નથી કે નથુશેઠ એટલા બધા પૈસા ઉડાડે છે અને મારવાડીના એટલા ઋણમાં છે."

નવલશા અને કરૂણાદાસે આનંદશંકર તરફ વિસ્મય પામતાં અને એના વધારે બોલવાની વાટ જોતાં મ્હોં વિકાસી જોયા કીધું. આનંદશંકર તેઓનો ઇસારો સમજ્યો હોય તેમ બોલ્યો;—

"હયોની, આ વિષય પરત્વે હું તમારાથી અંતર નથી રાખતો. થોડા જ દિવસ ઉપર મને મમતારામ મળ્યો હતો. હાલમાં એનું ખીસું તર થયલું છે. મારી આગળ સહજ વાત નીકળતાં એણે જણાવ્યું કે નથુશેઠની આગળ પોતાનો કોઇ વિશ્વાસુ માણસ રાખવાની એને જરૂર છે. કેટલીક સરતે મને રાખવાને એ ખુશી હતો. પણ મેં તો એને ધસીને નાજ પાડી કે તમે દૂરાદ્દૂરંતવ્ય છો."

એ સાંભળી નવલશા વિચારમાં પડ્યો. કાંઈ બોલ્યો નહિ. આનંદશંકર કેશવલાલનો પક્ષ તાણી કોઇ વાર બોલ્યો નહોતો અને આજે આમ કેમ, એમ કરૂણાદાસને વિચાર થયો. એણે કહ્યું તેમ એ કંઈ કેશવલાલનો એડમાયરર નહોતો.

વેનો બચાવ કરતાં એણે ખાનગી વાત પણ કહી દીધી. એ સર્વેનું કારણ કરૂણાદાસ શોધવા લાગ્યો. **મ**મતારામે એની મારફતે પાંચ હજારનું સોનું લીધું હતું તે એને યાદ આવ્યું અને **આ**નંદશંકર કહે છે તેમ પણ હોય એમ એને લાગ્યું.

એની મતલબ શું **કે**શવલાલનો પક્ષ ખેંચવાની હતી ? કે **મ**મતારામને ઉઘાડો પાડવાની હતી ? કે **ન**વલશાએ એને નવી જોડી અપાવી હતી તે છતાં પણ **ન**વલશાથી ઉલટું બોલીને પોતાની સ્વતંત્રતા દર્શાવવાની હતી ? એટલામાં **વા**લકેશ્વરને એક નાકે ગાડી ઉભી રહી અને ત્રણે મિત્રો **ન**થુશેઠની ધર્મશાળા તરફ ધીમે ધીમે ચાલતા ગયા.

જ્યારે **ન**થુશેઠને **કે**શવલાલ ભણાવવા જતો ત્યારે **ન**થુશેઠની મા એને રાજી રાખવાની મતલબથી દર રવિવારે **વા**લકેશ્વરમાં ઉજાણી આપતી. પણ **એ**માં **ન**થુશેઠને ઝાઝી મઝા પડી નહિ તેથી થોડા જ વખતમાં જવાને આનાકાની કરવા લાગ્યો. ત્યારે **કે**શવલાલે **ન**થુશેઠને રાજી રાખવાની તેની માની ધારણા પાર પાડવાને પ્રથમ ઉઘરાણું કરી ઉજાણી કરવાની તદબીર વાપરી, કે **ન**થુશેઠથી આવવા કરવાને ના પડાય નહિ. પ્રથમ પોતે દેખરેખ રાખી. પણ પાછળથી બીજાઓ પણ એ મંડળીમાં વળગ્યા રહે તે સારૂ દેખરેખના છ છ મહીનાના વારા બાંધ્યા. તથાપિ વસ્તુતઃ બધી દેખરેખ **કે**શવલાલને જ કરવી પડતી હતી. હમણાં હમણાં એ ઉજાણી બહુ પંચરંગી બની ગઈ હતી, અને ત્યાં એટલું તોફાન થતું અને ટેબલ, કાચો અને ખુરશીઓનો એટલો તો કચ્ચડઘાણ નીકળી જતો કે તે કારણસર આ વખત **ન**થુશેઠની માએ ધર્મશાળા આપવાની પ્રથમ સાફ ના પાડી હતી.



## પ્રકરણ ૪ થું

## મુંબઇના શેઠીઆ નંબર ૨-૩

**Breathes there a man with soul so dead,**
**Who never to himself hath said,**
**This is my own, my native land!** (Sir. W. Scott.)

**દુનીઆ ઝુકતી હે ઝુકાનેવાલા ચાહીએ.**

---

**કડવી વેલકી કડવી તુમડીઆ–સબ તીરથ કર આઇરે,**
**ગંગા ન્હાહી જમના નાહી–તોભી ન ગઈ કડવાઇરે.** જુની કવિતા.

---

**મ**મતારામનું વય પાંતરીસ વર્ષનું હતું. એનું નામ સૂચવે છે તેમ એ જાતે બ્રાહ્મણ હતો. એનું મ્હોટું કપાળ, લાંબી અને ચમક મારતી આંખો, ઘ્રાણને પોતાના તેજમાં

આંજી નાંખતી; કાઠું ઉંચું અને શરીર ભરેલું હોવાથી દરેક કામમાં એનું કદ પોષાતું. જ્યારે મમતારામ માથે ચકરી પાઘડી મુકી, રેશમી કોરનું ધોતિયું અને અંગરખો કે ડગલો પહેરી, ખભા ઉપર પીછોડી નાંખી, હાથમાં લાકડી છતરી રાખીને ચાલતો, ત્યારે એની ચમકતી આંખોથી, કપાળે ભભુત અને આડા ટીલાના આડંબરથી, અને લાંબી મુછોથી, તેમ જ ભારે ડોળ દમામથી બધા એને મહોટો અને વિદ્વાન્ માણસમાં લેખતા. હમણાં હમણાં એણે ધર્મનો આડંબર બહુ વધારી મેલ્યો હતો. પરન્તુ ભોંય નાંખેલા આદમીને જેમ બધા વા વાય તેમ બધી જાતના સંસ્કારો એને માથે વીતિ ચુકયા હતા.

અંગ્રેજી કેળવણીની શરૂઆતની રેલછેલમાં મમતારામ અંગ્રેજી ભણ્યો હતો. તેથી સંસ્કારિક બહુ તીવ્રતા અને ચંચળતા ન છતાં થોડું ભણ્યો. એટલામાં એને સારી સરકારી નોકરી મળી. તે વખતે સુધરેલા વિચારોથી—કેવળ યુરોપની અને મુખ્યત્વે ઇંગ્લાંડની રીત રીવાજો અને મંડળની રચના સર્વનું શ્રેય કરવામાં અત્યુત્તમ અને અનુપમ સાધન છે, માટે સદા, સર્વથા અને સર્વત્ર સંપૂર્ણ અનુકરણીય છે, એવા સંકલ્પના ધુમાડાની પરંપરાથી એનું મગજ ધુમી ગયું હતું, અને તેના જોસ્સાઓ બહાર ઉભરાઈ આવતા હતા. સ્વદેશાભિમાન, સ્વદેશનો અને સ્વધર્મનો, સ્વજ્ઞાતિનો અને સ્વજનનો પુનરુદ્ધાર, જીર્ણોદ્ધાર, પુનઃસ્થાપન, પુનઃપ્રતિષ્ઠા, વગેરે વગેરે અનેક ઉદ્ધારો, સુધારો અને પુનઃશબ્દવાળા વિષયોથી તે સમયના સર્વે ભણેલાની પેઠે એનું માથું પણ ભ્રમિત થઈ ગયું હતું તેથી જુવાનીના જોસ્સા અને ઉછળતા લોહીને લીધે દેશનું અને દેશીઓનું ઇહામુષ્મિક શ્રેય કરવાની શુભ ધારણાથી નોકરીમાં એનું મન ઝાઝું લાગ્યું નહિ. સરકારી નોકરી છ મહીનામાં એણે છોડી દીધી. ત્યાર પછી સુધારાનાં મહોટાં મહોટાં ભાષણ કરવામાં, અને તે વિષયો ચર્ચાવવામાં એ રોકાયો. પરન્તુ દેશી રીતિનીતિનું બરાબર સ્વરૂપ નહિ નીહાળવાથી, પ્રાચીન અને અર્વાચીન સંસાર મંડળના બંધારણનું સૂત્ર હાથ નહિ આવવાથી, અને સર્વ વિષયોને સામટા સ્વીકૃત કરવાથી, એકેમાં ફાવ્યો નહિ; તથા એકેની છબી સહૃદયમાં પેસવા પામી નહિ. સામું દેશ અને દેશીઓની દાઝ દીલે ધરવા જતાં, ન પોતાના સ્વાર્થને કે ન પોતાના પરમાર્થને એ લહી કે સાચવી શકયો. એને ઉમરા આગળ જ એ પ્રમાણે નાસીપાસી નડી એટલે દેશી રીતનો એને હવે કેવલ તિરસ્કાર છુટયો. તે સર્વનો બહુ ધિક્કારથી ત્યાગ કીધો. વર્ણાવર્ણની મર્યાદા છેક છોડી દીધી. યુરોપના, ઇંગ્લાંડના, બહારના અને ઉપરટપકાના ડોળદમામની મોહિની લાગી. હડખું લાગ્યું હોય તેમ પારકાંને પોતીકું કરવા ધસ્યો. પાટલુન અને બુટ અને ટોપી પહેરવા લાગ્યો. પોતાની બોલીચાલી અને રહેણી કહેણી બધું તદનુસાર

કરી નાંખ્યું. પરિણામ એ આવ્યું કે બધી જાતનાં દુર્વ્યસનોનો પોતે ભોગ થઈ પડ્યો. પણ જેમ જેમ અંદરથી બગડતો ગયો તેમ તેમ બહારનો ઠાઠમાઠ અને દંભ વધતા ચાલ્યા. તે સમયમાં વિલાયતી માલ મંગાવી આપવાની એક એજન્સી આફીસ એણે ઉઘાડી. પણ વ્યાપારોપયોગી ઝાઝી પહોંચ નહિ, અને ઘણી ઘણી બાબતોમાં એકી વખતે લાગેલા રહેવાથી, કામમાં બહુ ધ્યાન અને દુરંદેશી ન અપાયાથી, આફીસ ઝાઝોવાર ટકી શકી નહિ. સામો દેવાદાર થઈ ગયો અને વટાવમાં હુંડી લેવી પડી! લોકમાં માન પ્રતિષ્ઠા તો પોતાની રહેણી કહેણીને લીધે ખોયલી જ હતી. એટલે ખાવાનાં પણ ફાંકાં પડવા લાગ્યાં! તે અરસામાં કોઈ સરીઆમ રસ્તામાં ઉભો રહી પાદરીઓની પેઠે એણે ધર્મબોધ આપવો શરૂ કીધો. ધર્મ એ શું છે વારૂ, કે છેવટના ઉપાય તરીકે બધા એને આશરે જતા હશે? લોકને ઠગનારા અને લોકથી ઠગાયલા, જોગી અને ભોગી, સંસારથી વિરક્ત અને સંસારમાં પચેલા, ખરા ભકતો અને બગલા ભકતો, બધા બાવા અને વેરાગી થાય છે! બધું જતું રહેતાં ધર્મની એક બારી સર્વને માટે ઉઘાડી રહે છે. પેટ ભરવાનાં બીજાં સાધનો ખુટતાં ધર્મ ધંધો થઈ પડે છે!

એ પ્રમાણે મમતારામે થોડો વખત પરાકાષ્ઠાએ ગુજાર્યો. જો કે એની બોલવા ચાલવાની સારી છટાથી અને ભભકા ભરેલા દેખાવથી એનું બોલવું સાંભળવાને બહુ ઠઠ જામતી હતી. એવામાં કોઈ સંન્યાસીનો એને સમાગમ થયો. તેણે મમતારામને અસર કરે એવી રીતે હિતનાં વાકયો કહ્યાં. દુનીઆમાં હાડમાર થવાની એને કોઈ પણ પ્રકારની ન્યૂનતા રહી નહોતી. જુવાનીનો જોસ્સો પણ નરમ પડી ગયો હતો. તેથી મમતારામની સુધ પાછી ઠેકાણે આવી. થોડાં વર્ષ મુંબઇની બહાર કહાડ્યાં. પ્રાયશ્ચિત્ત અને દેહશુદ્ધિઓ સારાં સારાં ક્ષેત્રોમાં કીધી. પાછો આવ્યો ત્યારે જુની રીતોને ગ્રહણ કરતો આવ્યો. પોતાને બ્રહ્મજ્ઞાની, વેદાન્તી અને ઝવેરી કહેવડાવવા લાગ્યો. એવો એ મમતારામ હતો.

પોતાનો નિર્વાહ કેમ ચાલે છે એ વાત એના ઓળખીતામાંથી ઘણા જ થોડા જાણતા, તોપણ એ બહુ ભપકાથી રહેતો અને પાસે હોય ત્યારે બહુ છુટથી પૈસા વાપરતો.

નથુશેઠ, મુંબઇના કોઈ તવંગર ભાટીઆ વેપારીનો એકનો એક દીકરો હતો. એના કાકાને પેટે કોઈ ફરજંદ નહોતું, તેથી તે ગુજર્યો ત્યારે નથુશેઠને ઓગણીસમે વર્ષે તેની બધી દોલત મળે એવું વીલ તેણે કીધું. એના બાપે પણ એવી જ મતલબનું પોતાનું વીલ કીધું અને નથુ પાંચ વર્ષનો નહિ થયો એટલે તે પણ દુનીઆ છોડી ચાલતો થયો. કાકાનો અને બાપનો આટલો બધો પૈસો પણ, જાણે કે નથુશેઠને છેક બગાડી નાંખવાને ઓછો હોયની, તેમ એના

નસંતાન શ્રીમાન્ મામાએ પણ પોતાની મ્હોટી દોલતની સોંપણ નથુશેઠને કરવાની વ્યવસ્થા કરીને દેહ છોડી. હજી એની ઉમ્મર આઠ વર્ષની થઇ નહોતી તે પહેલાં બાપની, કાકાની અને મામાની અઢળક દોલતનો એ ધણી થયો. આવા શ્રીમંતના છોકરાને સુધરવાના કરતાં બગડવાના ઘણા રસ્તા હોય છે. નથુશેઠની બાબતમાં બન્યું પણ તેમ જ! ઘરમાં બધાં એને નથુશેઠ કહીને બોલાવતાં. મા અને બહેન સારો દહાડો અને રાત ભાઇ ભાઇ કરીને મ્હોઢું સુકવતી. ભાઇ પાણી માગે ત્યાં દુધ આપતી. એમ એક ચીજ માગે તો સો હાજર કરતાં કરતાં એને છેક બગાડી મુક્યો! હજી તો એની સમજ કાચી હતી અને છેક છોકરવાદ હતો, છતાં સાવ વંઠી ગયો! ઘરમાં કોઇને જરાએ બદતો નહિ! બબ્બે હાથે અને ચચ્ચાર હાથે આંખો મીચીને અને કાન ઘરેણે મુકીને ધુમ પૈસા ઉરાડવા લાગ્યો. હાલ એનું વય સત્તર વર્ષનું હતું, તેથી ફક્ત બાપના વીલમાં લખેલી રકમ એને ખોરાકી પોશાકી સારૂ મળતી; પણ ખરચ તો પાર વિનાનો વધારી મુક્યો હતો, તેથી એને થોડીએક અડચણ પડવા લાગી. માની અને બ્હેનની છાતીપર ચહડી બધું ઝવેરાત પોતાને કબજે કરી વેચવા લાગ્યો! વળી એટલામાં એને મમતારામ સાથે ઓળખાણ થઇ. મમતારામે એની થોડા વખતની અડચણ ટાળવાને માટે મારવાડીઓ પાસેથી બમણા તમણા–ચોગણા લખીને રૂપીઆ કહડાવતાં શીખવ્યું, અને જોત જોતાંમાં એને માથે લાખ બે લાખનું દેવું થઇ ગયું! પોતે કયારે ઓગણીસ વર્ષનો થાય કે બાપનો, કાકાનો અને મામાનો દલ્લો મળે, એની આડે ડોળે એ વાટ જોતો હતો. દરમ્યાન મારવાડીનું દેવું કરી આંખ મીચીને પૈસાને કાંકરા સમાન ખરચતો!

શરીરે એ અતિશે જાડો અને ગોરોગબરૂ જેવો હતો. હજી તો એને બરાબર મુછ ફુટી નહોતી અને છોકરવાદ હતો, છતાં પોતે બહુ સમજતો હોય, બધી વાતે પહોંચેલો ને કુશળ હોયની, તેવું ગુમાન રાખતો! સ્વભાવે એ છેક સ્વચ્છંદી, આપમતલબી, પારકાની દાઝ ન જાણનારો ને ઘડીઘડીમાં તપી જનારો હતો. આટલી બધી દોલતનો પોતે ધણી છે તેથી એના અહંકારની સીમા રહી નહોતી! એની બોલીચાલી બહુ તોછડી અને બીજાને દુઃખ લગાડનારી હતી. સારૂં સારૂં ખાવું પીવું, સારાં સારાં ફક્કી લુગડાંલત્તાં પહેરવાં, બબ્બે ઘોડાની જોડીઓ દોડાવવી, વાડીવજીફે હરવું ફરવું, નાટકો જોવા અને રાંડોના નાચરંગ કરાવવા, ખુશામતખોરોને વાડી બંગલે ઉજાણી આપવી–એમાં એના જીવ્યાનું સાફલ્ય આવી જતું. સાથે લાગ્યો એ બહુ હઠીલો પણ હતો. મનમાં જે તોર આવ્યો, જે ફાંકો આવ્યો, તે હર બહાને હર નિમિત્તે પુરો કરવોજ જોઇએ. પૈસા જાય તો શું! પણ પોતાનો ટેક કે તોર ન મુકવો! કોઇ શીખામણની વાત કહેવા જાય તો મીજાજ

ખોહી દેતો. બીજા બધા ભલે મરો કે જીવો, પણ પોતાનાં સુખમાં જરાએ ઉણું પડવા ન દેતો! એવો એ **નથુશેઠ** ગાડી, વાડી ને લાડીમાં ગુલતાન, એશ આરામમાં મચી ને પચી રહેલો, અને પચી ને મચી રહેલો પોતાનો કાળ નિર્ગમન કરતો હતો.

**નથુશેઠ** થોડું ઘણુંએ ભણ્યો નહોતો. ગુજરાતી ચાર ચોપડી શીખ્યો ને શાળા છોડી દીધી. જેને રળીને પેટ ભરવું હોય તે ભણે! એના જેવા લક્ષ્મીવાન્‌ને ભણવાથી શું ફાયદો થવાનો હતો એવો **નથુશેઠ**નો ખુદનો વિચાર હતો. તોપણ ન ભણે તો લોકમાં ખોટું લાગે, બધા પુછપરછ કરે કે **નથુશેઠ**, **નથુભાઇ** શું ભણે છે તો કાંઇ જવાબ તો દેવો જોઇએ? માટે એની માએ એને ઘેર ભણાવવા સારૂ શિક્ષક રાખ્યો. થોડો વાર **કેશવલાલ**ના હાથ નીચે **નથુશેઠે** તાલીમ લીધી, અને અંગ્રેજીમાં બીજી ચોપડી એક વર્ષમાં પુરી કરવા પામ્યો તે જાતિ હોંશીઆરીથી નહિ પણ શિક્ષકની સીફતથી. એટલામાં **નથુશેઠ કેશવલાલ**થી તદ્દન કંટાળી ગયો. **કેશવલાલ**ની શીખામણની કડવી વાતો અને લેસન પાછળ એનો અતિશે આગ્રહ **નથુશેઠ**ને કાળ જેવાં લાગ્યાં. **નથુશેઠ**ની ખરાબ ખરાબ ટેવ વિષે **કેશવલાલ** જરાએ ઢાંક પીછોડા કરતો નહિ, તેથી **કેશવલાલ** આવે ત્યારે **નથુશેઠ**ની મોજમઝામાં ખલલ પડવા લાગી. માને જેમ તેમ સમજાવી બીજો શિક્ષક રાખ્યો, અને ત્યારથી ભણવાના નામપર મીંડું વાળ્યું. **કેશવલાલ**ના સારા ખવાસથી અને ભલી રીતભાતથી **નથુશેઠ**ની મા બહુ રાજી થઇ હતી. પણ ભાઇની જીદ આગળ તે બીચારી શું કરે? તેથી રજા આપતાં **નથુશેઠ**ની માએ **કેશવલાલ**ને વિનવીને કહ્યું કે ભાઇ, બને ત્યારે આવ્યા કરજો. **નથુશેઠ**ને હજી તમારો ધાક છે, એ કોઇને બદતો નથી, પણ તમે કહો છો ત્યારે લાચારીએ તમારી વાત એને માનવી પડે છે. આ કારણને લીધે **નથુશેઠ**ની મા **કેશવલાલ**ને પોતાની પ્રાસે જ્યારે ત્યારે બોલાવતી હતી.

હમણાં હમણાં **નથુશેઠ** બહુ **પૈસા** ઉરાડતો તેથી મા દીકરો જ્યારે જુવો ત્યારે કજીઓ કરતાં! તેમાંના ઘણાની પતાવત **કેશવલાલ** મારફત થતી. **કેશવલાલે** જોયું કે **નથુશેઠ** છેક વહી જવાપર આવ્યો છે માટે દોરી બહુ ખેંચી રાખવામાં માલ નથી. તેથી નરમ ગરમ થઇને જેમ તેમ **નથુશેઠ**ને સમજાવતો, અને ખોટાં કામ અને ખોટા ખરચથી વારતો, પણ એને એમ માલમ નહોતું કે **મમતારામ**ની સોબતથી એ બહુજ બગડી ગયો છે ને માથે આટલું બધું દેવું થઇ ગયું છે. **નથુશેઠે** મા બેનની છાતીપર ચહડી બધું ઝવેરાત પોતાને કબજે કરી લીધું હતું તે વાત પણ એની માએ લાજની મારી **કેશવલાલ**ને જણાવી નહોતી.

રહેતાં રહેતાં **કેશવલાલ**ના જાણવામાં આવ્યું કે **મમતારામ**ના પગપેસારા પછી **નથુશેઠ** આટલો બગડી ગયો છે. એણે **નથુશેઠ**ને બહુ વાર્યો કે **મમતારામ**નું આવવું

ઓછું કરે; પણ તે સમજ્યો નહિ, ત્યારે કેશવલાલે નથુશેઠની માને કહ્યું કે મમતારામપર નજર રાખો—નહિ તો એના સંગમાં નથુશેઠ સારૂં ફળ નહિ કહાડે.

મમતારામ કેશવલાલ કરતાં વધારે પોહોંચેલો, તેથી એ તો નથુશેઠ અને તેની માની આગળ કેશવલાલનાં વખાણ કર્યા કરતો. બધાના દેખતાં નથુશેઠને કહેતો કે કેશવલાલ તો તમારો શિક્ષક છે ને ઘણાં વર્ષો થયાં તમને ઓળખે છે, માટે તમારે તો તે કહે તેમ ચાલવું જોઇએ. આમ કરવામાં મમતારામ તાલ રમતો હતો. કેશવલાલનો કાંકરો ટાળવામાં એનું અણહિત હતું. મોડી વહેલી નથુશેઠની બધી વાત ઉઘાડી પડ્યા વગર રહેવાની નથી એમ મમતારામની પુરી ખાતરી હતી. તે વેળાએ જો નથુશેઠ એના એકલાના જ કહ્યામાં રહેતો હોય તો બધાં એમ જ કહે કે નથુશેઠને મમતારામે બગાડી મુક્યો. પણ કેશવલાલ આવતો જતો હોય ને નથુશેઠની અને તેની મા સાથે મસલત કરતો હોય, તો પછી ખરી રીતે કે ખોટી રીતે, મમતારામને કહેવાને ચાલે કે કેશવલાલે એને બગાડ્યો. હું શું કરૂં; હું તો એને ભલો સમજતો હતો. પણ એ આટલો બધો પ્રપંચી હશે તેની મને જરાએ ખબર નહિ—નહિ તો કેશવલાલને નથુશેઠથી જરૂર જુદો પાડત.

એ પ્રમાણે કેશવલાલનાં વખાણ મમતારામને મ્હોડે થતાં જોઇ નથુશેઠની માને એમ લાગ્યું કે કેશવલાલ એની ઠાલી અદેખાઈ કરે છે. સામો એની માના મનમાં પણ મમતારામ વિષે સારો વિચાર બેઠો. એ પરિણામની મમતારામને જરાએ આશા નહોતી; પરન્તુ સૌથી સરસ પરિણામ તો એ આવ્યું કે નથુશેઠ મમતારામને ભલો અને ખરી સલાહ આપનારો માનવા લાગ્યો, કેમકે અંદરખાનેથી નથુશેઠ જાણતો હતો કે કેશવલાલ એને હિતની વાતો કહેનારો છે, અને તેની શીખામણ પ્રમાણે ચાલવાનું મમતારામ એને કહેતો. અલબત મમતારામને ખરી સલાહ આપનાર ગણવો જોઇએ.

એવા નથુશેઠ અને એવા મમતારામની એક બીજા સાથે ગાઢી ઓળખાણ થતાં બન્નેના ભવની ભાવટ ટળી હતી. નથુશેઠ સમજ્યો કે મમતારામ બહુ ગુણગ્રાહી, ખુશામત નહિ કરનારો અને મારી ઉદારતાને અને દુલ્લા દીલને પીછાણનારો છે. બીજા મિત્રો ખુશામત અને હાજી હા કરતા તેથી જો કે અલબત એ રાજી થતો, પણ તેઓ પોતે શ્રીમાન્, છુટથી પૈસા ખરચનારો, અને તેઓને સારૂં સારૂં ખવાડનારો, ગાડીએ અને વાડીએ ફેરવનારો ને નવાજેશ કરનારો હતો તેથી એમ કરતા—એમ જાણવા જેટલી એનામાં પહોંચ હતી. પણ આ મમતારામ તેઓથી વિલક્ષણ જ હતો. બીજાઓ જ્યારે શેઠનો બોલ ઉપાડી લેતા, તેનું ગાંડું ઘેલું બોલવું વખાણતા અને નથુશેઠને રાજી રાખવાને બધું કહે તેમ કરતા, ત્યારે મમતારામ તો પોતાના સ્વતંત્ર વિચાર

દર્શાવતો. **નથુશેઠની** ભુલ હોય તો બતાવતો. એક બે **પૈસાની** કેમ કસર કરવી તે શીખવતો અને બીજા મિત્રો **નથુશેઠના** ભાતખાઉઓ છે એમ પણ બોલતો.

**મમતારામ** બહુ ઘડાયલો હોવાથી એની સીફ્ત જુદા જ પ્રકારની હતી. **નથુશેઠ** સાથેનો સંબંધ એને કંઇ છોડવો નહોતો કે તેને ખોટું મનાવે પણ રાજી રાખવાની અને ખુશ કરવાની રીતિમાં ફેરફાર હોય છે એમ **મમતારામ** સારી પેઠે સમજતો. બીજાના મનથી તો **નથુશેઠ** તાત્કાલિક સુખ આપનાર હતો. **મમતારામને** તો એ કુબેરભંડારીનો ભંડાર, જન્મારાની તીજોરી અને જીવનનું સાર્થક કરવાનું બારૂં હતું. સંસારથી તપેલા ને દુનીઆથી હાડમાર થયેલા **મમતારામને** **નથુશેઠ** અને તેની દોલત એક શીતળ જળથી ભરેલું તળાવ હતું. તેની પાસે જઇ પવન ખાવાથી, તેમાં નહાવાથી અને તેનું પાણી પીવાથી **મમતારામની** ઈંદ્રિયો અને આત્મા રગેરગ **સંતુષ્ટ** અને શાંત થતાં. કૃપણનાં ધનની પેઠે પોતાના એ આશયો કોઇને જોવાનો વારો આવવા દેતો જ નહિ. ધાર્યું હોય તેથી વિપરિત બોલતો અને આચરતો. પરિણામે પોતાનીજ ઇચ્છાનુસાર **નથુશેઠને** દોરવતો અને નચાવતો! કોઇના કળવામાંએ આવતું નહિ કે **નથુશેઠ** કોઇ કામ સ્વેચ્છાએ કે **મમતારામની** શીખવણીથી કરે છે.

**મમતારામ** સારી પેઠે જાણતો હતો કે આવા મીઠાની તાણવાળા, વચે, લક્ષ્મીએ, અહંકાર અને અજ્ઞાને અંધ–માણસોની જોડે જન્મારા સુધી ટકી શકાતું નથી. એ તો ચાર દહાડાનું ચાંદરણું! જુવાનીની પેઠે આજે છે અને કાલે નથી! વળી શેઠને પોતાના કાબુમાં રાખતાં તેના જેવા બીજા એની અદેખાઇ કરે, એનું કાટલું કરવાને યુક્તિઓ રચે, એ સ્વાભાવિક હતું. તેથી **મમતારામ** પોતાના મનમાં **નથુશેઠને** છેતરવાની અનેક યુક્તિઓ, તદબીરો અને કોંટાંઓ સદાકાલ ઘડ્યા જ કરતો; અને સદા તેમાં મચેલો જ રહેતો. તે પાર પાડવાને માટે કોઇને પૈસા આપીને, કોઇને સારા બોલ કહીને તથા કોઇને મ્હોટી મ્હોટી આશા દેખાડીને, જેમ જેમ જે રાજી થઇ શકે તેમ તેમ તેને રાજી રાખવાને બનતા પ્રયત્નો કરતો. જ્યારે જુઓ ત્યારે **મમતારામ** તેવાં કામોમાં મશગુલ, અને તનમનધનથી મચેલો અને મચેલો જ રહેતો.



# પ્રકરણ ૫ મું

## મમતારામની જમાવટ

"કરતા હે ફૂખનકા ધંધા, અપને હાથ જાતા તું બંધા:
અયે હેમક દેખ હોત કયોં અંધા, નીચે મીંચતે કયોં ઉભરેગા;
પાંઉ જંજીરા ગડા; દીવાના કયોં ગફલતમેં પડા."
કયોં ગફલતમેં પડા દિવાના૦ (દયારામ.)

શનિવારે સવારના જ્યારે **નવલશા** આટલી બધી જોડાની જોડો પોતાની છે તેથી આત્માને કૃતકૃત્ય અને કૃતાવશેષ માનીને ધન્યવાદ આપતો અને રાજી થતો હતો, તેજ સવારે **ભમતારામ** પણ ઘરમાં બેઠો બેઠો બહુ ખુશ થઇને પોતાનો બહુ અભિવાદ આપતો મલકાતો હતો. એની મુખમુદ્રા પર હાસ્યની લહેરીઓ ચાલી આવતી હતી.

**નથુશેઠે** કણી નામની એક રાંડ રાખી હતી. તેની પાછળ **નથુશેઠ** ફીદા ફીદા થઈ ગયો હતો. બ્રહ્માએ એ કણીને કણે કણે ઘડી હતી, અને તેનાં રૂપ, લાવણ્ય અને યૌવનમાં અણુમાત્રની કમી હતી નહિ. તેના મદોન્મત્ત હાવભાવમાં અને વિલાસમાં–હજારો **નથુશેઠ** જીવ લઇને હોમાવી દે અને ખુવાર થઈ જાય એમાં નવાઈ નહોતી ! કણીને **નથુશેઠ** પાંચસેનો મહીનો આપતો. બીજા પાંચસે રૂપીઆ તેની પાછળ ગાડીઘોડામાં, લુગડાં લત્તામાં અને ભાડામાં થતા. વળી તેની પાછળ દર મહીને હજાર બે હજાર કે તેથી વધારેનો ખરચ સરપાવમાં ને જરઝવેરાતમાં થતો તે તો જુદો ! !

**નથુશેઠને** રાજી રાખવા કણી સદા તત્પર જ હતી; કેમકે **નથુશેઠ** ચહાય તો તેને ન્યાલ કરવાને સમર્થ હતો; પણ **ભમતારામની** ખુશામત કરવાનું કણીને પસંદ પડ્યું નહિ. **નથુશેઠના** બીજા ખુશામતીઆઓ પેઠે **ભમતારામને** તે ગણવા લાગી. પોતાની મનોહર આકૃતિ, યૌવનાવસ્થા અને ઉત્તમ પ્રતિના ગાનતાનપર તે સુસ્તકીમ રહી, કે **નથુશેઠને** બાંધી રાખેલો રાખવાને માટે એટલા જ પાશો પુરતા છે. **ભમતા-રામ** કંઈ કણીના રૂપ પર મોહિત થયો નહોતો; પણ એને લાગ્યું કે **નથુશેઠ** દર મહીને કણી પાછળ હજારો રૂપીઆ ખરચે અને તેમાં પોતાને કંઈ મળે નહિ એ કેમ ચાલે? **નથુશેઠ** એના કહ્યામાં નહિ હોય તો તો જાણે સમજ્યા. પણ આ તો કેવળ કણીના ગર્વથી અને સ્વચ્છંદીપણાથી અને લોભથી **નથુશેઠના** ઇષ્ટ મિત્રને કંઈ મળે નહિ એ કેમ સહન થાય ? માટે **ભમતારામે** **નથુશેઠને** કણીના પંજામાંથી છટકાવવાનું ચોકઠું ગોઠવવા માંડ્યું. **નથુશેઠને** કણીના જેવી બીજી રૂપવતી રંભા મળવી કઠણહતી–એટલે કામ તો બહુ મુશ્કેલ હતું; પણ **ભમતારામ** તેથી હાર્યો નહિ–મચ્યો રહ્યો.

**નથુશેઠને** ગાયનનો શોખ, પરીક્ષા કે કદર નહોતી. બીજા બધા ગાયનમાં કેમ મોહ પામતા હશે, અને શું વખાણતા હશે, તે વાત તો સ્વપ્નમાં એ સમજી શકતો નહિ. એ તો ફક્ત નાયકાનું રૂપ, હાવભાવ અને ઝીણા કંઠથી મોહિત થતો. ગાય-નની પરીક્ષા અને કદર એના મનથી બધી તેમાં જ આવી જતી. આ ભેદ **નથુ-શેઠ** કોઇને જણાવતો નહિ; મનમાં જ સમજીને રાખતો. બીજાની પેઠે પોતે કહેતો કે સોરઠ ગાઓ કે કલ્યાણ ગાઓ; અને તે ગીતને આખરે બીજાની પેઠે પોતે

પણ, અલબત વખાણ કરતો. પણ એ સોરઠ, કે કલ્યાણ, કે કાલીંગડો કેમ થયો; આ તો ઠુમરી છે કે દાદરો, તે તો એની બલા જાણતી! બીજાઓ વાઃ વાઃ કરે તેમ પોતે પણ વાઃ વાઃ કરવી એથી વધારે પરીક્ષાનું કામ શું? ખરી પરીક્ષા તો એના મનથી એ હતી કે રાજી થયલા દેખાઇને હાથની વીંટી કે ખીસામાંનું ઘડી-આળ આપી દેવું એનેજ **નથુશેઠ** ગાયનનો શોખ સમજતો! આ વાત કણી રહેતે રહેતે સમજવા પામી. **મમતારામ** તો **નથુશેઠ**ની ઓળખાણ થઈ ને થોડી-વારમાં જાણી ગયો કે શેઠ ગાયનની પરીક્ષામાં ભમરડા જેવા છે! કણીને પોતાના હાથમાં રાખવાને **મમતારામે** યુક્તિ રચી-એવી રીતે કે કણી જ્યારે ગાય ત્યારે બધા જોય એમ **મમતારામ** તાલ આપતો. રાગરાગના ધ્રુપદ, તીલાના વગેરે પોતે ગાવાનું કહેતો. અલબત કણી તે પ્રમાણે ગાતી, અને તે એવા મધુર કંઠે અને તાલ સાથે કે તેમાં કાંઇ ખોડ કહાડવા જેવું રહેતુંજ નહિ. ગીતને આખરે **મમતારામ** એના જબર્જા વખાણ કરતો તે વાજબી જ હતાં. એથી કરીને **નથુશેઠ**ના મનમાં દૃઢ નિશ્ચય બેસતો ગયો કે **મમતારામ** ગાયનનો ખરો પરીક્ષક છે. એમ રહેતે રહેતે ગાયનની બાબતમાં તમામ વિચાર **મમતારામ**ની પાછળ પાછળ **નથુશેઠ** બાંધવા લાગ્યો. **મમતારામ**ને કોઇનું ગાયન પસંદ પડ્યું તો અલબત તે **નથુશેઠ**ને પસંદ પડે જ પડે! એવી રીતે જ્યારે **નથુશેઠ**ના મનની સ્થિતિ થઇ ત્યારે **મમતારામે** એનેએમ સમજાવ્યો કે એક જણનું ગાયન સાંભળવા કરતાં, જુદા જુદા પાસેથી ગાયન સાંભળવામાં આવે તો તેમાં કાંઇ ઓરજ ખુબી, ઓરજ આનંદ આવે છે અને હોંશીઆરી પણ ઓરજ વધે છે! એમ રફ્તે રફ્તે કણીનું ગાયન **નથુશેઠ** પાસે **મમતારામે** ઓછું કરાવ્યું તેને બદલે બીજી બીજી નાયકાઓ ગાયન કરવા **નથુશેઠ**ને બંગલે આવવા લાગી. જ્યાં કણીનું રોજ ગાયન થતું, ત્યાં હવે અઠવા-ડીઆમાં એકવાર પણ ભાગ્યે જ થવા લાગ્યું. **નથુશેઠ**ને તો કોઇના ગાયનને નામે મઝા પડતી નહિ; પરન્તુ તેમ કહેતાં પોતે ગાયનનો કદરદાન નથી એ વાત ઉઘાડી પડી જાય, તેથી તેનાથી કંઇ બોલાય એમ નહોતું. એ બધાનું પરિણામ એ આવ્યું કે કણીને ઇનામ અને સરપાવ બહુ ઓછાં મળવા લાગ્યાં. **મમતારામે** તેના એક વિશ્વાસુ માણસની જોડે કહાવ્યું કે એ બધી વાતની દોરી એના હાથમાં છે. રોષમાં અને રોષમાં બે ચાર મહીના સુધી કણીએ **મમતારામ**ને મચક આપી નહિ, પણ આખરે જ્યારે એને જણાયું કે એમાં પોતાને નુકસાની થાય છે, ત્યારે લાચારીએ **મમતારામ** જોડે સલાહ કીધી, ને એવી સમજુતી કીધી કે **નથુશેઠ**ની તરફથી જે કાંઇ મળે, તેમાંથી કણીએ **મમતારામ**ને ચોથો ભાગ આપવો. વળી આગળ તેને કાંઇ આપ્યું નહોતું તેના બદલામાં પાંચ હજાર રૂપીઆ રોકડા આપવા.

હવે જ્યારે સલાહ થઈ તો તેનો વેષ પુરેપુરો ભજવવો એમ ધારી આજે

શનિવારની સવારના કણી મમતારામની મુલાકાતે આવવાની હતી. તેથી એ પોતાના ઓરડામાં મલકાતો મલકાતો બેઠો હતો. થોડીવાર ન થઈ ને એક બે ઘોડાની બ્રુમગાડી ગડગડાટ કરતી મમતારામના ઘર આગળ ઉભી રહી. કણી ચાલી ચાલી મમતારામના ઓરડામાં આવી એક ખુરશીપર બેઠી. તેની સાથે એક વિશ્વાસુ માણસ હતો. પોતે હાર ખાધી ખરી, પણ રોષ રાખવાથી લાભ કરતાં હાનિ વધારે છે એમ જાણી, કણી મમતારામની સાથે હસીને વાત કરવા લાગી. આગલી ચાલને માટે દલગીરી બતાવી ને બધાની સમાધાનીમાં પાંચ હજારની પાંચ નોટો ટેબલપર ધરી. હવેથી નથુશેઠ જે આપે તેમાંથી ચોથો હિસ્સો આપવાની કબુલાત આપી. કેટલીક આડી વાતો ચાલ્યા પછી કણી બોલી કે મને રહેવાને સારૂં ઘર નથી તેથી બહુ અડચણ પડે છે. રોકડ અને દાગીના કંઈ ઝાઝાં સચવાતાં નથી. માટે જો નથુશેઠ એકાદ સારૂં ઘર બંધાવી આપે તો જીવતા સુધી તમારો ઉપકાર હું ભુલું નહિ. મમતારામને એ વાત પસંદ પડી પણ કણીને સમજુતી આપી કે આવું કામ તુરતાતુરત કંઈ થાય નહિ. પોતે એ વાત ધ્યાનમાં રાખશે અને કળે કળે એ ચોકઠું પણ નથુશેઠને ગળે ઓળવશે. હાલ તો તે કામ સંબંધે બન્ને જણે નક્કી કીધું કે નથુશેઠ કોઈ કોઈ વાર જ્યારે કણીને ઘેર સાંઝની વખતે આવે અને તે વખતે દાદરા આગળ બધે અંધારૂં અંધારૂં હોય ને એ થોડો ઘણો અથડાય, અને કણીનું ઘર હાલહવાલ છે એવું એના મનમાં ઉતરે તો બસ છે.

સલામ કરી, મમતારામને પોતાના રૂપાના પાનપડામાંથી તૈયાર કરી રાખેલી પટ્ટી આપી કણી ચાલી ગઈ. મમતારામે હરખભેર ટેબલ ઉપરથી નોટો લઈ તીજોરીમાં મુકી. એટલામાં ગાડી બનાવનાર એક પારસી નથુશેઠને કેટલીએક ગાડીઓ ખરીદવી હતી તે સંબંધે મમતારામને મળવા આવ્યા. પારસી પાસે બે ત્રણ ગાડીઓ હતી. તે જેમ બને તેમ વેચી નાંખવાને એ બહુ તત્પર હતો. પણ ગાડીઓ ઘણાં વર્ષથી એને ત્યાં પડી રહી હતી તેથી હાલહવાલ થઇ ગઇ હતી. બહારની ટાપટીપ તો ઠીક હતી, પણ અંદરનું લાકડું બધું સડવા આવ્યું હતું તેથી તેઓનો કોઇ ગ્રાહક થતું નહિ. નથુશેઠ બે ત્રણ ઠેકાણે ગાડીઓ જોવા જાય છે એમ એણે સાંભળ્યું, તેથી પોતે નથુશેઠને ઘેર ગયો ને પોતાની ગાડીઓ જોવા આવવાની તસ્દી લેવાની ફરમાસ કીધી. નથુશેઠની આગળ તેની વતી કોઇ કુંચી ફેરવનાર નહોતો તેથી એની ફરમાસપર નથુશેઠે કે બીજાઓએ ધ્યાન આપ્યું નહિ. પારસીએ જોયું કે મમતારામ નથુશેઠને ત્યાં આવે જાય છે, નથુશેઠ એની જોડે બહુ સારી રીતે અને માનથી ચાલે છે, અને ઘણીવાર બન્ને સાથે ફરવા નીકળે છે, તેથી મમતારામને સાધવાનો એણે વિચાર કીધો. આજે સવારના તે કારણસર એ મમતારામને ઘેર

આવ્યો. **મ**મતારામ પારસીના આવવાની મતલબ તરત સમજી ગયો. મનમાં રાજી થયો કે "આજે કોઈ સારાનું મ્હોં જોઇને ઉઠયો છું." પારસીએ પોતાની હકીકત શેઠજી, સાહેબજી, જી, જીસાહેબ કરીને જણાવી. એ પોતાના ધંધામાં બહુ ખબરદાર હતો. ઉદ્યોગસર, વાંદરાના કાળજાની પેઠે નીતિને ઘેર રાખીને આવતો; તેથી એક બીજાને સમજાવવામાં કે તોડજોડ કરવામાં કોઈ જાતનો વાંધો આવ્યો નહિ. સેંકડે પચ્ચીસ ટકા કમીશનના આપવા પારસીએ ખુશી દેખાડી. **મ**મતારામે તેની બધી ગાડીઓ ખરીદાવી દેવાનું માથે લીધું. એટલામાં એને વિચાર આવ્યો કે ગાડીઓ **ન**થુશેઠને ઘેર આવ્યા પછી પારસી ફરી જાય તો ઉપાય રહે નહિ, માટે એવું નક્કી કરાવી લીધું કે કીમ્મત નક્કી થયા પછી, અને ગાડીઓ ઘેર આવે તે પહેલાં, એને કમીશન મળી જવું જોઇએ. **મ**મતારામે તેને એક દહાડો એકાદ વાગે આવવાનું સૂચવ્યું. પછી તે રજા લઈ સલામ શેકહેન્ડ કરી ચાલતો થયો.

ઇંદ્રની અપ્સરા જેવી ફુલી ચાલી ચાલી એને ઘેર આવે; પોતાને હારેલી જણાવી એની જોડે સલાહ કરે; એને રાજી રાખવાને પાંચ હજાર રૂપીઆ ધરે; ને ચોથો ભાગ આપવા કબુલ કરે; ઘર બંધાવવા સારૂ એની સહાયતા માગતાં આજીજી કરે! એ બધાનો વિચાર કરતાં **મ**મતારામને એવો નિશ્ચય થયો કે અક્કલ આગળ રૂપ કંઈ ગણતીમાં નથી. પરન્તુ આવા સારા વિચારના તરંગો બહુવાર ચાલ્યા નહિ. ઉપલાં બે કામ તો **મ**મતારામના મનથી ઝાઝી ખટપટ વગર, અનાયાસે થયાં હોય તેવાં લાગ્યાં. હજી બીજાં ઘણાં ઘણાં કામો **ન**થુશેઠને સારૂ રોકડ એકઠી કરવા સારૂ—સાંઝ સુધીમાં ઉકેલવાનાં હતાં; તેમાં બહુ બહુ તદબીર અને જબાંદારાજી કરવાની હતી. એ બધાનો વિચાર થવાથી આ વખત રૂપીઆ એકઠા કરવામાં બહુ મહેનત પડશે એમ **મ**મતારામને લાગ્યું.

હમણાં હમણાં **ન**થુશેઠને આવક કરતાં ખરચ વધારે થઈ પડયો હતો. રૂપીઆ તો આવતા અને ઉડી જતા! મારવાડીઓને ધુમ ચીઠ્ઠીઓ લખાતી! જરઝવેરાત ધુમ વેચાતું! પણ રૂપીઆ તો આવે ને ભોર! છ મહીનામાં ત્રણ લાખ રૂપીઆ કયાંના કયાં ચાલ્યા ગયા પણ **ન**થુશેઠને રોકડની તાણ તો ચાલુ જ રહી! તેમાં વળી થોડા દહાડા ઉપર એની વર્ષગાંઠ આવવાની હતી. તે પ્રસંગે ભાઇબંધોને ઇનામ અકરામમાં, અને ગાનતાનમાં ઓછામાં ઓછા રૂપીઆ દશ હજારનો ખરચ ધાર્યો હતો! તે રૂપીઆ ગમે ત્યાંથી લાવ્યા વગર ચાલે તેમ નહોતું! એના જેવા ભાગ્યશાળી શેઠીઆની વર્ષગાંઠ બીજા સુમ અને ગરીબોની પેઠે માત્ર સારૂં સારૂં ખાવામાં જ સમાઈ જાય એ કેમ બને?! ઇશ્વરે એને શેઠીઓ બનાવ્યો તે શું કામ? વળી દર જન્મદિવસે એટલા એટલા રૂપીઆ ખરચેલા અને આ વર્ષે

નહિ ખરચે તો આગળ વાવરેલા રૂપીઆ બધા ધોવાઈ જાય; માટે શીરસ્તા પ્રમાણે ઇનામ અકરામ તો બધાને આપવાં ખરાં એમ નથુશેઠે નક્કી કીધું. મમતારામે ગાબડી મારવાની અથવા થોડામાં ઉકેલવાની વાત કહી; પણ નથુશેઠે તે હસી કહાડી! ખરચવા બેઠા ત્યાં વળી કરકસર કેવી? એ રીતે દશ હજારની ત્રેવડ કરવાની હતી. પણ તે કયાંથી લાવવા તેનો વિચાર મમતારામને થતાં જ પહેલાંના બધા ખુશ વિચારો જતા રહ્યા. નથુશેઠને સારૂ રૂપીઆની જોગવાઈ કરવામાં દર વખત અડચણો વધતી જતી હતી. જ્યાંસુધી મારવાડીઓને કોરે પાને મતાં કરી આપવાનાં હતાં, ત્યાંસુધી તો બધું ઠીકાઠીક ચાલ્યું. તેઓ પાસે હવે બે લાખની ચીઠ્ઠીઓ થઈ હતી, અને હવે તેઓએ જોઇએ તેટલાં ગણાં કરતાં પણ, એક પાઈ વધારે ધીરવાની સાફ અને ચોખ્ખે ચોખ્ખી ના પાડી. મમતારામે બહુએ સમજાવ્યા કે નથુશેઠ પચાસ લાખ, પોણો કરોડનો આસામી છે. એને ઘણી ઘણી વખારો, બંગલાઓ, ચાલો અને બીજા એસ્ટેટો છે. સારાં સારાં વ્યાજ આપતી અને તરતી મીલો અને પ્રેસોના બેસુમાર શેરોનો એ ધણી છે. ઘરમાં કંઈ નહિ તો બેચાર લાખનું ઝવેરાત અને એક લાખનું ફરનીચર છે. પણ સઘળું ફોકટ! મારવાડીઓ એકના બે થયા નહિ. પહેલાં તો એને એમ લાગ્યું કે એક મારવાડી નહિ ધીરે તો એના બાપ બીજા ઘણા ધીરશે, પણ જ્યારે એક પછી એક બધા મહોટા મહોટા મારવાડીઓએ ના કહી ત્યારે એ લાચાર થઈ ગયો! તેઓની હઠનું કારણ મમતારામ સમજી શકયો નહિ. આવા શ્રીમંતને માત્ર બે લાખ તો શું, પણ પચ્ચીસ પચાસ લાખ ધીરવામાં આખરે શું ટોટો જવાનો હતો? આવું આવું બબ્બે ટકાનું વ્યાજ બીજો કોણ આપવાનો હતો. ખાલી ચીઠ્ઠીઓ બીજો કોણ લખી આપે? હદવગરનું વ્યાજ ખાનારા અને લોભી મારવાડીઓ ગાંડા થયા છે કે નથુશેઠને વધારે ધીરવાની ના પાડે છે?

પરન્તુ મારવાડીઓ ગાંડા નહોતા. તેઓની સુધબુધ તેઓની પાસે હતી. નથુશેઠ સદ્દર ભીલ્લુ હતો એ વાત ખરી; તેઓ લોભી અને જબરા વ્યાજખાઉ હતા એ પણ ખરૂં; પણ મારવાડીઓનો એ ધંધો હતો. મુંબઈના હજાર શ્રીમંત સાહુકારોના ઉડાઉ છોકરાઓને તેઓએ નાણું ધીર્યું હતું, અને હજીએ ધીરતા હતા, તેથી એવા ઉડાઉ છોકરાઓને નાણું ધીરવાના કામમાં તેઓ ઘડાઈ ઘડાઇને અને ઠોકરો ખાઈ ખાઇને પહોંચેલા થયા હતા.

મમતારામ સમજતો હતો કે દરેક મારવાડી સાથે જુદી જુદી લેણદેણ ચાલે છે. પણ ના, તેમ નહોતું. તેઓએ માંહોમાંહે નથુશેઠની એક લીમીટેડ કંપની વસ્તુતઃ બનાવી હતી. અને બધાઓ પોતપોતાની ગુંજાસ પ્રમાણે, નાણું રોકવાની તાકાત પ્રમાણે, તેમાં ભાગીદાર ને શેરહોલ્ડર હતા. અંદર અંદર બધું કામ સર્વા-

નુમતે ખુબ વિચાર કરીને કરવામાં આવતું. આ પ્રમાણે કરવાનું કારણ ઉઘાડું છે. જ્યાં આટલું બધું વ્યાજ મળે, અને જ્યાં દામ દુપટ અને ચોપટ લખાય, જ્યાં ધુમ કોરી ચીઠ્ઠીઓ લખાય, ત્યાં આખરે હાઇકોરટે ચહડતાં, અને છેક સુધી ડગલે ડગલે લડતાં લડતાં, હદ ઉપરાંત વકીલ બારિસ્ટરોને ફી ભરતાં, આખરે નાણું વસુલ થાય છે; એમ તેઓ સારી રીતે જાણતા હતા. જો એક જ મારવાડી કે પહેડી ધીરે, તો પછી તે ગમે તેટલો મહોટો આસામી હોય, તોપણ ફી ભરી ભરીને ખુવાર થઈ જાય; એટલું જ નહિ પણ તેનાથી બીજાં કામકાજમાં લક્ષ અપાય નહિ. મારવાડીનો ધંધો બારે પહોર અને બત્રીસે ઘડી જાગતા રહેવાનો છે. એક કેસ લડવામાં બધો વખત રોકાવું પડે, ને બીજાં કામકાજમાં ધ્યાન નહિ અપાય તો નિશ્ચે પહેડી બંધ કરી ભાગી જવાનો વારો આવે! વળી જેટલી વધારે રકમ ધીરી હોય, તેટલો ખુવાર થવાનો વધારે સંભવ જાણવો. મતલબ કે એકલ દોને એવું કામ માથે ઉઠાવવું બહુ જોખમ ભરેલું છે એ તેઓએ સિદ્ધ કરેલું હતું. હવે એવી ચીઠ્ઠીઓપર હુકમનામું મેળવી નાણું વસુલ કરવું એ તાત્પર્ય બધાને સરખી રીતે લાગુ પડે છે. બધાનું તેમાં સરખી રીતે હિત સમાયલું રહે છે. તેથી જો કે બહારથી તો એક મારવાડી સામો થતો દેખાતો તોપણ અંદર અંદરની સમજુતી પ્રમાણે ખરચ ખુટણમાં અને બીજી બધી રીતે, નાણું ધીરનારા બધા મારવાડીઓ ફાળા પ્રમાણે ભાગીદાર અને જુમ્મેદાર રહેતા; અને એમ કરતા તો જ તેઓ ફાવવાને પામતા. બાકી છુટા છવાયા થવાથી બધા જુદા જુદા ખરચમાં તણાતા, ને બીજા કામધંધામાં ધ્યાન ન અપાયાથી આખરે ડુબી જતા! માટે તેઓએ બહુ બહુ ગોદા ખાઇને આ તત્ત્વ ગ્રહણ કીધું હતું કે એવાં કામમાં એક લીમીટેડ કંપની પેઠે ચાલવું કે બધાને લાભ થાય. વસ્તુતઃ તેઓની લીમીટેડ કંપની હતી નહિ કે તે કંઈ રેજીસ્ટર્ડ થઈ નહોતી; પરન્તુ તેઓના માંહોમાંહેના સંપથી એક રેજીસ્ટર્ડ કંપનીના કરતાં તેઓ સારી રીતે વહીવટ ચલાવતા અને આખરે સારૂં વ્યાજ હાંસલ કરતા.

તેઓએ જોયું કે નથુશેઠની બે લાખની ચીઠ્ઠીઓ તેઓ પાસે છે. નાણું મળતાં પાંચ વર્ષ થઈ જશે. એક જ જગ્યાએ મહોટી રકમ ઘણાં વર્ષ પડી રહે એ જોખમ ભરેલું તેઓ માનતા હતા. શેહેરમાં નથુશેઠના જેવા બીજા ઉડાઉઓની ક્યાં કમી હતી કે એકને ધીરી પોતાના હાથપગ નકામા બાંધી રાખવા. એકને ઘણું ધીરવા કરતાં થોડું થોડું ઘણાને ધીરવામાં જોખમ ઘણું ઓછું રહેતું. વળી હાઇકોરટમાં ફાવી જવાય કે નહિ ફાવી જવાય એ વિચારવાની વાત હતી. પરન્તુ એટલું તો ખરૂં કે એકમાં ફાવવાના કરતાં ઘણા કેસોમાંથી થોડામાં ફાવવાના સંભવો

ઘણા વધારે હતા. એમ બધો વિચાર કરી તેઓએ હવે એક દમડી વધારે ધીરવાની ના પાડી. તેઓ એટલે સુધી બુદ્ધિમાન્ હતા કે થોડા હજારની કોરી ચીઠ્ઠીઓ તેઓએ મમતારામને આપી. મમતારામ સમજ્યો કે પોતાની મહેનતના બદલાનું કમીશન તેઓ આપે છે. મારવાડીઓ સમજતા હતા કે તેમ કરવાથી નાણાં જતાં રહેવાનું જોખમ ઘણું ઓછું થશે, એટલું જ નહિ પણ તેથી કરીને પતામણી વખતે—વગર કહે અને કારવે ચીઠ્ઠીની લાલચને લીધે મમતારામ તેઓનો પક્ષ ખેંચશે જ ખેંચશે.

મમતારામે તેઓને ધમકી આપવામાં પણ બાકી રાખી નહિ. પરન્તુ મારવાડીઓ એવી ધમકીથી ડરે એવા નહોતા. તેઓએ નાણું ધીરવા પહેલાં વિચાર કરી રાખ્યો હતો, ને સો ગળણે ગળીને તેઓએ નાણું ધીર્યું હતું. તેથી એવા સુક્કા દમથી તેઓ ડરી ગયા નહિ—મક્કમ જ રહ્યા. આખરે મમતારામે મારવાડીઓ તરફથી રૂપીઆ મેળવવાની આશા છોડી. બીજી તરફ નજર ફેંકવા લાગ્યો. મુંબઇના બીજા શેઠીઆઓ વ્યાજને લોભે એ પ્રમાણે નાણું ધીરે એવા હતા. તેમાંના ઘણાને મમતારામ ઓળખતો; પણ એવા શેઠીઆઓ પાસેથી રૂપીઆ કરજે કહાડવામાં ફજેતી જેવું હતું. મારવાડીઓ વાત બહાર પાડે એવા નહોતા; કારણ કે ઘણીવાર લોકલાજને લીધે તેઓનું દેવું ફીટાડવામાં આવતું હતું. એટલે વાત છાની રાખવામાં તેઓનું તો હિત જ હતું. પણ આવા શેઠીઆઓ સાથ કામ પાડવું, એમાં તો ઉઘાડા પડાય જ પડાય. નથુશેઠની તેથી ફજેતી થશે તેની કાળજી મમતારામને ઘણી થોડી હતી. પોતાનો એકડો નથુશેઠને ત્યાંથી ટળી જાય તેથી બ્હીતો હતો. કેમકે નથુશેઠની માબ્હેન, સગાંવહાલાં અને ખેરખાંઓ વાત જાણે કે મમતારામે આગળ પડી નથુશેઠને એમ રૂપીઆ ધીરાવ્યા માટે નથુશેઠને બગાડનારો એને જ ગણવો જોઇએ. તેથી તેઓ એના કાટલામાં તત્પર રહે અને લાગ ફાવે નથુશેઠને ત્યાં એનું આવવું જવું બંધ પાડે એ કારણથી શેઠીઆઓમાં બહાર પડવાને મમતારામ અચકાતો હતો. પણ હવે વાત નાક ઉપર આવી હતી. બીજો કંઈ ઇલાજ રહ્યો નહોતો. ત્યારે એમ લડવા જવું અને હાથ પગ કપાતાં બીહીવું, અને ગાતાં ગાતાં મ્હોડું છુપાવવું એ કેમ બને! એવો વિચાર કરી મમતારામે શેઠીઆઓની સહાય માગવાની હામ ધરી. હવે વેષ ભજવવો તો પુરોજ ભજવવો, બહાર પડવું તો પુરાજ પડવું એમ એણે નિશ્ચય કીધો.

વિહારીલાલ નામના એક વાણીઆને એ ઓળખતો હતો. એ વિહારીલાલ કોઈ ધનપાલ નામના શેઠને ત્યાં જતો આવતો હતો. તેનું થોડું ઘણું લખવા કરવાનું કામકાજ કરતો હતો એમ મમતારામના જાણવામાં હતું તેથી વિહારીલાલને

એણે કહ્યું કે શેઠની આગળ તત્સંબંધી વાત છેડે. **વિ**હારીલાલ તો પામી ગયો કે **ન**થુશેઠને સારૂ રૂપીઆ જોઇતા હશે પણ **મ**મતારામે મને આગ્રહપૂર્વક જણાવ્યું કે હાલ તુરત તો **ધ**નપાલશેઠ આગળ ન પોતાનું કે ન **ન**થુશેઠનું નામ પાડવું. **ધ**ન-પાલશેઠ હા ભણે તો પછી બધી વાતનો ખુલાસો કરવાનો ઘણોએ વખત આવશે.

બારણે નવ વાગ્યા હતા. **મ**મતારામે **વિ**હારીલાલને ઘેર જવા ધાર્યું કે **ધ**ન-પાલશેઠ પાસ વાત કેટલી આગળ પડી હતી તે માલમ પડે તો, કામ એટલેથી સરાડે ચહડશે કે વળી બીજી તદબીર ચલાવવી પડશે તેનો નિશ્ચય થાય.



# પ્રકરણ ૬ હું

## ભીખારીલાલ અને વિહારીલાલ

જે જાય દરબાર, તેનાં જાય ઘરબાર.

**ભ**રતખંડમાં જન્મ પામવો એ સારાં સારાં પુણ્યનો સંચય જાણવો. દેવતાઓ પણ **ભ**રતભૂમિમાં અવતરવા સદાના ઉત્સુક છે. તેમાં પણ **વિ**ક્રમની વીસમી સદીમાં, અંગ્રેજી રાજ્યની પુર જાહોઝલાલીમાં અને **મું**બઈ જેવા પવિત્ર ક્ષેત્રમાં એ તો પુણ્યની સીમાજ જાણવી. પણ—પણ—**મું**બઈ શેહેરમાં જન્મીને જો **હા**ઇકોરટની દેવડીએ ચહડવું પડ્યું તો બધું પુણ્ય પરવારેલું જ સમજી રાખવું!

આપણી વાર્તા શરૂ થઈ તે પહેલાં ઘણા વર્ષપર **ભી**ખારીલાલના બાપની **મું**બઇમાં મ્હોટી દુકાન હતી. એનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. ધંધો આડતનો હતો. એની મારફત બહારગામના વછીઆતોનો માલ **મું**બઈ આવતો અને અહીંથી વછીઆતોને માલ ચહડતો. કામધંધાસર એના બાપને ઘણીવાર બહારગામોમાં વર્ષના ઘણા મહીના કહાડવા પડતા; ત્યારે **મું**બઇની દુકાનનો વહી-વટ એનો મુનીમ ચલાવતો, જેનાપર એનો પુરેપુરો વિશ્વાસ હતો. તેથી ઘણાં વર્ષનું નામું અને હીસાબ નક્કી થયો નહોતો ને તેપર **ભી**ખારીલાલના બાપે, એલની માફક ધંધામાં જ લાગી રહીને, ધ્યાન આપ્યું નહિ. મુનીમજી કાચો નહોતો. તેણે શેઠને હીસાબે અને જોખમે પુષ્કળ વ્યાપાર ડહોળ્યો, ને પોતાનું ઘર સારી રીતે ભર્યું. એવામાં લાગલાગટ બે વર્ષ સુધી **ભી**ખારીલાલના બાપને બહારગામ રહેવું પડ્યું. પાછા આવી મુનીમપાસે બે વર્ષનું નામુંઠામું જોવા માગ્યું, પણ મુનીમે ગાંગાંતક્ષાં કર્યાં કીધાં! એમ વાત રસાકસીપર ચહડી. તપાસ કરતાં દશ વર્ષનું નામું પડતરમાં રહેલું **ભી**ખારીલાલના બાપને જણાયું એટલે લાચારીએ એણે

દશ વર્ષનો હીસાબ માગવાનો હાઈકોરટમાં દાવો કીધો. હવે ભીખારીલાલના બાપનો મુશીબતનો વારો આવ્યો. વકીલોને ત્યાંજ બે વર્ષ કેસ અથડાયો. ત્યાર પછી ત્રણ વર્ષ સુધી નીચે કોરટમાં અને કોરટમાં કેસે હવા ખાયા કીધી. વકીલ બારિસ્ટરોને સારો તડાકો પડયો ને ભીખારીલાલના બાપનાં આયુ અને આટો બન્ને પુરાં થઈ ગયાં. એટલે પોતાની ઉધરતી વયમાં જ બીચારો ભીખારીલાલ પુરી પંચાતીમાં આવી પડયો. એનું ભણવા ગણવાનું બધું ઠેકાણે પડી ગયું. વકીલ થવાનો વિચાર માંડી વાળી એને કાલેજ છોડવી પડી. કેસમાં અને કેસમાં સુમાર વિનાનો હાડમાર થયો. એક હાથ તરફ હજી તો એ બાપનો કેસ લડતો હતો એટલામાં, શેઠના ગુજરવાથી મુનીમજી વધારે વાને વેર ચહડ્યો ને શેઠપર મ્હોટી રકમનું લ્હેણું કહાડીને સામી ફરીઆદી ઠોકી. ભીખારીલાલના બાપની તમામ મીલકત, રોકડ નાણું અને એસ્ટેટો પર કોરટે રીસીવર નેમ્યો કે ભીખારીલાલ એના બાપની મીલકત મુનીમજીના દેવામાં આપવાને બદલે, ઓહીઆં કરી જાય નહિ. અધુરામાં પુરૂં મુનીમની ઉશ્કેરણીથી બીજા વછીઆતોએ ભીખારીલાલપર દાવાઓ બાંધ્યા. એમ એ દાવાઓ ચલાવવામાં, નામું તપાસી બાપના ખરા લેણાંના રૂપીઆ વસુલ કરવાનો એને વારો આવ્યો નહિ. ઘણું ખરૂં લ્હેણું મુદત બહાર ચાલ્યું ગયું. આખરે બાપના મુવા પછી ત્રીજે વર્ષે મુનીમનો અને એનો કેસ હીસાબ તપાસવા સારૂ માસ્ટર સાહેબપર રીફર થયો. (હીસાબની તપાસ સારૂ ગયો.) ત્યાં કેસ ગયાને આજે પંદર વર્ષનાં વહાણાં વાયાં હતાં, અને ભીખારીલાલની ઉમ્મર લગભગ ચાલીસ વર્ષની થવા આવી હતી; પરન્તુ હજીએ સાહેબની આફીસમાં હીસાબ લેવાયા જ કરતો, ને હીસાબ લેવાનો નીકાલ ક્યારે આવશે એ ભીખારીલાલ પણ ધારી શકતો નહિ. હાલમાં ઉપલાં બે કામો સિવાય બીજાં બધાં કામોનો અંત આવી ગયો હતો. બાપનું બીજું લ્હેણું તો ઘણું જુજ વસુલ થયું; પણ બીજાં બધાં દેવાંનાં તો આના પાઇ શીખે હુકમનામાં થયાં. પરિણામે બીચારો છેક નિર્ધનાવસ્થામાં આવી પડ્યો. માથે હાઇકારટમાં મ્હોટા કજીઆઓ, એટલે નીમાજ પઢતાં મસીદ કોટે વળગ્યાની પેઠે બીજા કામધંધામાં એનાથી લગાયું નહિ.

કોરટનું તમામ કામ ભીખારીલાલ સ્વતઃ ઉભો રહીને ચલાવતો છતાં હાઇકોરટ એટલે પૈસા કંઇ ઓછા ખરચાતા નહિ. બાપના ગુજરવા પછી ચારેક વર્ષ તો ખાવાનાએ વાંધા પડ્યા. આખરે કોઇ ભલા જડજને એની દયા આવી ને રીસીવર પાસથી દર મહીને પચ્ચીસ રૂપીઆ એને આપવાનો હુકમ થયો.

લાચારીથી ભીખારીલાલ બહુ કરકસરથી રહેવા શીખ્યો. ખાતાંપીતાં જે વધતું તે તમામ કજીઆમાં સ્વાહા થતું. પણ એને એક ફાયદો થયો. મૂળથી જ

એને કાયદા શીખવાનો શોખ હતો; અને આ બધાં કામો પંડે ચલાવવા પડ્યાં તેથી કેસો લડી લડીને કાયદાની અને તેની બારીકીની માહીતી કોઇ પાસ થયલા વકીલ કરતાં પણ એને વધારે મળી. હીસાબ તપાસવામાં તો (જેમાં ઘણા ઘણા ભણેલા વકીલ બારિસ્ટરો પણ થપ્પડ ખાઇ જાય છે) એ જબરો પાવરધો નીવડ્યો. અંગ્રેજી બોલતાં અને લખતાં ઘણી સારી રીતે આવડ્યું. થોડાં વર્ષ થયાં બીજાઓનું કોરટનું પરચુરણ કામ કરીને, એફીડેવીટો અને અરજીઓ લખીને એ ઠીક કમાતો થયો હતો; તોપણ કરકસર તો આગળના જેવીજ રાખી. માથે મેલા જેવું ખોખું, ફાટી ગયેલો જુનો કાળો ડગલો, મેલું ધોતિયું અને પગે ફાટી ગયલા જોડા અને મોજાં એક હાથમાં જુની છતરી અને બીજા હાથમાં કાગળનાં બંડલો સાથે, અગીઆરથી પાંચ વાગ્યા સુધી, કાં તો કોરટમાં, કે જડજની ચેમ્બર્સમાં, કે પછી વકીલોની આફીસોમાં ફરતો ને ફરતો એ સૌને દેખાતો.

આટલું આટલું માથે દુ:ખ પડ્યું, લડવામાં ખાખાવીખી થઇ ગયો, પણ ઇશ્વરકૃપાએ એ સદા હસમુખો અને આનંદી રહ્યો. બધાની જોડે હસીને વાત કરતો. હાઇકોરટના બધા મ્હોટા કજીઆની એને માહીતી હતી. જડજો અને વકીલ બારિસ્ટર સંબંધી ન્હાની ન્હાની રમુજી વાર્તા અને ટુચકાઓનો તો એની પાસે ભંડાર ભરેલો હતો.

**વિ**હારીલાલ **ભી**ખારીલાલનો ખાસ મિત્ર હતો. એની ઉમ્મર ચોવીસ વર્ષની હતી. કાલેજમાં એ **એફ. એ.** થયા પછી, ધનનું સાધન ન રહેવાથી કોઇ અંગ્રેજી આફીસમાં એ નોકરીએ રહ્યો. જાતે બહુ હોંશીઆર અને ચબરાક હોવાથી એનો પગાર ત્રીસથી વધીને હાલમાં પચાસનો થયો હતો.

અંગ્રેજી રાજ્યની ખામીઓ બતાવવાનું એને એક જાતનું ગાંડું લાગ્યું હતું. ઘણીવાર તો છેક હસવા જેવી વાત કરતો. અંગ્રેજો આમ જુલમ કરે છે અને આમ પૈસો લુટે છે. આપણા દેશીઓની કોઇ દાદ કે ફરીઆદ લેતું નથી. જ્યાં ત્યાં સાહેબલોક ફાવી જાય છે. દેશીઓનું હવે લોહી ચુસવા લાગ્યા છે. **હિં**દુસ્થાન છેક ખાખાવીખી અને દયામણું થઇ ગયું છે તે અંગ્રેજોનેજ પ્રતાપે. **વિ**હારીલાલ સદા '**અ**મૃતબજાર પત્રિકા' વાંચતો. પોતાનો વિચાર પત્રિકાનાં લખાણોપરથી બાંધતો. બીજાં છાપાંમાંથી પણ અંગ્રેજી રાજ્યની અંધેરની અને લખલુટ ખરચની ખબરો વાંચતો ને મનમાં બધું ગોખી રાખતો. અંગ્રેજી રાજ્યની ઝીણામાં ઝીણી ખામીનું મ્હોટું રૂપ આપતો. તેવે વખતે દયામણું મ્હોં કરી, પોતાની શાહદતમાં કહેવત ટાંકીને બોલતો, જાણે કે અંગ્રેજોના જુલમનો પોતે ભોગ થઇ પડયો હોયની!

**ભી**ખારીલાલના બધા દાવાઓની વાત તેને મ્હોડેથી એણે ઘણીવાર સાંભળેલી હતી. બન્ને મળ્યા કે પછી થઇ રહ્યું. બીજી વાતજ ન મળે. **ભી**ખારીલાલની વાતો

સાંભળી સાંભળી એની તો ખાતરજમા થઇ હતી કે ઇનસાફને નામે પણ અંગ્રેજો દેશીઓને લુટે છે અને ખાડામાં ઉતારે છે. મ્હોટા કામોમાં કેમ લડાય છે, કેટલી કેટલી મ્હોટી મ્હોટી એપીડેવીટો થાય છે, બારિસ્ટરો કેવડી મ્હોટી ફી લે છે, ખડીઆમાં કલમ ધોંચવાનાં અને સામા નજર કરવાનાં બીલપર બીલ સોલીસીટરો કેમ વધારતા જાય છે, નામનો એ ઇનસાફ મળતાં કેટલી ઢીલ અને હાડમારી થાય છે તે બધું સંભારી સંભારી વિહારીલાલનો પિત્તો ઉછળી આવતો, ને મનમાં કહેતો કે એકાદ પત્રિકા જેવું છાપું કહાડી અંગ્રેજોની બધી ખોડ ખાપણ દેખાડી આપું તો મને નીરાંત વળે. વિલાયત જઇને દેશીઓ તરફથી મ્હોટી મ્હોટી લડતો લડવાના એને તરંગો થતા; પણ પૈસા નહિ અને નાતજાતના વાંધામાં ઉતરવું પડે તેથી લાચારીએ એવા સારા વિચારો એને માંડી વાળવા પડતા.

શનિવારે સવારના આઠ સાડાઆઠ વાગે, વિહારીલાલના ઘરમાં એક ટેબલ પાસે સામસામી ખુરશીઓ પર તે અને ભીખારીલાલ નીરાંતે બેઠા બેઠા વાતો કર્યા કરતા હતા.

જે આપીસમાં વિહારીલાલ નોકરીએ હતો તે આપીસનું કામ બહુ મહેનતનું અને કપરૂં હતું. ખાસ્સા આઠ કલાક, સવારના દશથી તે સાંઝના છ સુધી, બેઠાં બેઠાં ઘસડ ઘસડ કર્યાંજ કરવી પડતી. તેમાં મેલને આગલે દહાડે તો નવથી રાતના સાત આઠ વાગ્યા સુધી, અને મેલને દહાડે પણ સવારના નવથી તે મેલ બંધ ન થાય ત્યાં સુધી, કામ કરી કરીને પીસોટો નીકળી જતો. જો કે આપીસવાળા સાહેબોએ એની લાયકાત પીછાણી એનો પગાર પચાસનો કીધો હતો, પણ નોકરી કપરી તેથી બીજી કોઈ તેવી સારી નોકરી મળે તો આપીસની નોકરી છોડી દેવાનો વિહારીલાલનો વિચાર હતો. તેમાં કોઈ સોલીસીટરને ત્યાં નોકરી મળે તો કાંઈ મણા રહે નહિ એમ વિહારીલાલ ધારતો હતો, વિહારીલાલની એવી ઉમેદની વાત ભીખારીલાલ બહુ સારી રીતે જાણતો; બન્નેએ એ સંબંધી ઘણીવાર વાત કીધી હશે. પણ અત્યાર સુધી દૈવયોગે જ્યાં જ્યાં નોકરી ખાલી પડવાની વાત સાંભળેલી, ત્યાં ત્યાં વગ ન હોવાને લીધે વિહારીલાલને આપીસમાંજ નોકરી કરવી પડી. આજે ભીખારીલાલ એવી ખબર લાવ્યો કે એક પહેલા નંબરની સોલીસીટરની પહેડી જેનું નામ વીલીઅમ્સ અને વીલીઅમ્સન હતું તેમાં, કોઈ કારણથી પોણોસોના પગારની એક જગો ખાલી પડી હતી.

વિહારીલાલને ધનપાલશેઠ જોડે બહુ સારી ઓળખ હતી. કેટલુંક ખાનગી અને જોખમ ભરેલું પત્રવ્યવહારનું કામ વિહારીલાલ હોશીઆર હોવાથી ધનપાલશેઠ એની પાસેજ કરાવતો. તેથી કામ બહુ સારી રીતે થતું એટલુંજ નહિ પણ વિહારીલાલ પર ધનપાલશેઠનો વિશ્વાસ હોવાથી વાત બહાર પડતી નહિ. એના

જેવો મ્હોટો શેઠીઓ જે મુંબઇનાં બધાં કામકાજમાં ઘુમતો અને વ્યાપાર વણજ બહુ કરતો, તેને ઘણું કામ ખાનગી રીતે અને ગુપચુપ પણ કરવાનું હોયજ હોય. તેથી વિહારીલાલ શેઠનો ખાનગી સેક્રેટરી જેવો હતો. વીલીઅમ્સ અને વીલીઅમ્સન શેઠના જુના સોલીસીટર હતા. બોહોળો વ્યાપાર હોવાને લીધે શેઠનું કામ હમેશાં કંઇને કંઈ હોયજ હોય. તેથી વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ધનપાલશેઠ કહે તો જરૂર નોકરી આપવી પડે એમ ભીખારીલાલ સારી પેઠે જાણતો હતો, અને તે બધી વાત કરવાને તે આજે સવારે વિહારીલાલને મળવા આવ્યો હતો.

"આવો આવો, ભીખારીલાલ"–વિહારીલાલ બોલ્યો–"કાલે રાતના ફેમીલી હેરલ્ડ નામનું ચોપાનિયું વાંચતાં તમે મને યાદ આવ્યા હતા. એમાં એમ લખ્યું હતું કે એક અંગ્રેજી મહોટા વેપારીએ પોતાના મિત્રને કહ્યું કે મારે બે વાર લ્હા લેવી પડી હતી. એકવાર હું ચેન્સરીમાં એક કેશ જીત્યો ત્યારે, અને બીજીવાર બીજો કેસ હાર્યો ત્યારે. દોસ્તદારે કારણ પુછવાથી વેપારી બોલ્યો કે વકીલનું બીલ હારતાં અને જીતતાં મારાથી ચુકવાઇ શકાયું નહિ, તેથી મારે લ્હા લેવી પડી હતી. આપણી હાઇકારટમાં પણ એમજ બને છે કેની?"

"હા"—ભીખારીલાલ હસીને બોલ્યો—"તું જ્યારે આ રમુજી ટુચકો વાંચેલો કહે છે, ત્યારે ગઇ કાલે આપણી હાઈકારટમાં મેં એક હસવા જેવી વાત સાંભળી તે હું તને કહું છું. કાલે ધી ડીવીડન્ડ પેઇંગ મીલ કંપની લીમીટેડના સેક્રેટરીની સાહેદી એક કેસમાં લેવાવાની હતી. સેક્રેટરીએ રોબમાં અને રોબમાં અંગ્રેજીમાં જુબાની આપવી શરૂ કીધી. એના બારિસ્ટરે શરૂઆતની તપાસણીમાં ઓદ્ધો સુચવનારો પહેલો સવાલ કીધો. તેનો સેક્રેટરીએ જવાબ આપ્યો કે હું "ધી ડીવીડન્ડ પેઇંગ મીલ કંપનીનો અને બીજી ધર્માદા મંડલીઓનો સેક્રેટરી છું." બધા હસી પડ્યા. જડજે હસીને પુછ્યું કે ત્યારે શું ધી ડીવીડન્ડ પેઇંગ મીલ કંપની પણ ધર્માદ મંડળી છે? પણ આજે હું કંઈ ઠાલા ગપાટા મારવા નહિ પણ એક ખુશ ખબર કહેવાને આવ્યો છું. તું જો ધનપાલશેઠને સમજાવે તો તને જરૂર વીલીઅમ્સ અને વીલીઅમ્સન સોલીસીટરોને ત્યાં પોણોસોની નોકરી મળે."

"હેં! શું તમે ખરૂં કહો છો કે? તમને કોણે કહ્યું?"—વિહારીલાલે હરખાતાં હરખાતાં ખુરશી ઉપરથી ઉભા થઇને અને હાથના ચાળા કરીને બધા સામટા સવાલો પુછવા માંડ્યા—"નોકરી કેમ ખાલી પડી? અને શું એને ત્યાંજ છે કે બીજાને ત્યાં? મને બધો ખુલાસો કેમ કરતા નથી?"

"પણ ભાઈ તું બોલવાનો વારો આપે ત્યારે બોલું કે આપણે બે સાથેજ બોલીએ? જરાક ધીરો રહ્યો હોત તો બધી વાત ક્યારનીએ જાણી હોત. આટલા

બધા સવાલ એક સામટા નહિ પુછ્યા હોત તોએ હું બધું કહેવા આવ્યો હતો તે કહેતજ, પણ હું તને વધારે ચ્હીડવવા ઇચ્છતો નથી.” એમ કહી ભીખારીલાલે બધા સમાચાર કહ્યા. વીલીઅમ્સ અને વીલીઅમ્સન ધનપાલશેઠના સોલીસીટરો હતા. શેઠના કામકાજમાં તેઓ દર વર્ષે સારૂ કમાતા, તેથી શેઠનો સુખન તેઓ માન્યા વગર રહે નહિ, એ વાત વિહારીલાલની જાણ બહાર નહોતી. બીજા હાથ ઉપર શેઠની જોડે એને એટલો ધાડો સંબંધ હતો, શેઠ એનાપર એટલી બધી ચાહેના અને વિશ્વાસ રાખતો હતો કે વિહારીલાલ સારૂ શેઠ સોલીસીટરોને મજબુત ભલામણ કરવાને ના પાડે એમ નહોતું. તેથી બંને જણે વાતો કરી કરી એમ નક્કી કીધું કે આફીસમાં જવા પહેલાં વિહારીલાલે ધનપાલશેઠને મળવું, અને આજને આજ શેઠ સોલીસીટરને જરૂર મળે એવી વિનંતિ કરવી. મુંબઈ શેહેરમાં નોકરી ખાલી પડી કે અરજીઓનો વરસાદ સમજી રાખવો. નોકરી ભલે દશ કે પંદરની હોયની ! એક નોકરી અને હજાર ઉમેદવાર ! ભલામણ પણ મહોટા મહોટા માનવંત શેઠીઆઓની આવે. સિવાય નોકરી મેળવવા માટે જાત જાતની તદબીરો રચાય તે તો જુદી. સારાંશ કે નોકરી આપનાર બહુજ કંટાળી જાય કે આ બધી અરજીઓમાંથી અને આટલી બધી ભલામણમાંથી કોને નોકરી આપવી અને કોને નહિ. લાયકાતની વાત તો કોરેજ રહેતી ને કોઈ મહોટો બુબખદાસ, કોઇ ઘુસણદાસ શેઠીઆની સહાયતાથી નોકરી પામતો. એ પ્રમાણે લાગવગ અને ખુશામતનો મુંબઈમાં દોર ચાલે છે. તેથી આવા કામમાં ઢીલ કરવામાં સાર નહોતો. ભીખારીલાલે સલાહ આપી કે આફીસવાળા સાહેબની સરટીફીકેટ વિહારીલાલે લઈ રાખવી અને સોલીસીટરો ધનપાલશેઠને શું કહે છે તે જાણ્યા પછી જરૂર હોય તો અરજી આપવી.

“હા–ઠીક છે, આપણે પાછા કયારે મળશું ?” વિહારીલાલ બોલ્યો–“અરે હા, ઠીક થયું કે તમે મને મળ્યા; હું તો વાત ભુલી જ ગયો હતો. આજે આપણી મંડળીની ઉજાણી વાલકેશ્વરમાં છે, ત્યાં તમે જરૂર આવજો. આપણે ત્યાં મળશું અને ધનપાલશેઠની સાથે શું વાતચીત થાય છે તે હું તમને ત્યાં જણાવીશ. પણ આવજો ખરા.”

“મને કંઇ આવવાની ના નથી”—ભીખારીલાલે જવાબ આપ્યો—“ઘણો ખુશીથી આવું, જંજાળ તો રોજની લાગેલી છે. બે ઘડી મળ્યા કર્યા ને આનંદમાં વખત કહાડ્યો તે ખરો. પણ મારી પાસેથી ઉજાણીની ઉઘરાણીની ટીપમાં કોઇ લેતું નથી તેથી હવે મેં નક્કી કીધું છે કે એમ કરો તો મારે આવવું નહિ. આગળની વાત તો જુદી હતી, પણ ભાઈ, હવે હું સારૂં કમાવા લાગ્યો છું તે તું કયાં નથી જાણતો ? માટે ટીપમાં મારા બે રૂપીઆ લેવાની કબુલાત આપો તો હું આવું.”

“ઠીક છે, ઠીક છે. તમારી એમ મરજી છે તો ભલેની આપજો—” વિહારીલાલે

હસીને કહ્યું. "પણ તમે કમાઓ છો તો હવે આવા હાલહવાલ ડ્રેસમાં કેમ ફરો છો? એ કંઇ ઠીક લાગતું નથી."

"અરે ભાઇ, હજી સુધી તું કંઇ સમજ્યો નહિ"—**ભી**ખારીલાલ બોલ્યો; "એવા ફાટા તુટા ડ્રેસને લીધે તો હજી મારે કેસો જીતવાના છે. તું જાણતો નથી કે મારો એવો વેષ હતો તો એક જડજે મારી દયા ખાધી અને રૂપીઆ પચ્ચીસ રીસીવર પાસથી અપાવાનો હુકમ કીધો. તું જાણતો નથી કે બહારનો દેખાવ અંગ્રેજોના મનપર કેવી અસર કરે છે? હું જો સારાં સારાં લુગડાં પહેરૂં તો આ ભવે તો શું પણ પેલે ભવે પણ મારા કેસો જીતું નહિ."

એટલામાં **મ**મતારામ આવ્યો એટલે વાત ત્યાં બંધ પડી. **મ**મતારામની સાથે થોડી ઘણી વાતચીત કીધી ને **ભી**ખારીલાલ જતો રહ્યો.. પછી **મ**મતારામે **વિ**હારીલાલને પુછ્યું કે પેલી વાત **ધ**નપાલશેઠ આગળ છેડીતી કે કેમ? **વિ**હારીલાલે કહ્યું કે, "શેઠની આગળ વાત કીધી. બે ટકાનું વ્યાજ અને વળી આસામી સદ્ધર તેથી **ધ**નપાલશેઠના મ્હોંમાં તો પાણી ભરાઇ અવ્યું. પણ શેઠ કંઇ કાચો નથી, તેથી નામ ઠામ જાણ્યા વગર અને ચોકસી કર્યા વગર, નક્કી હા કે ના કહેવાની એણે ના કહી."

"તમે મને હાલ તરત નામ આપવાની ના કહી હતી તેથી મારાથી વાત વધારે છેડાઇ નહિ"—**વિ**હારીલાલ બોલ્યો—"પણ તમે કહો તો હું નામ ઠામ આપું. શેઠની પાસે હાલ રૂપીઆની બહુ છત છે. તેમાં વળી લોભી છે એટલે રૂપીઆ ધીરે ખરો. પણ ચોકસી કરી કરીને તમારો ને મારો દમ લેશે ત્યારે હા ભણશે. આજે મારે હમણાં એમની પાસે બીજા કામસર જવું છે; તમે કહો તો વળી પાછો વાત છેડું."

"ઠીક છે, ભલે કહેજો કે **ન**થુશેઠને રૂપીઆ જોઇએ છે"—**મ**મતારામે વિચાર કરી જવાબ આપ્યો—"મારી મારફતે એ કામ કરવાનું છે માટે શેઠ જ્યારે કહે ત્યારે હું એમને મળું ને બધો ખુલાસો કરૂં. તમે હમણાં જાઓ ત્યારે આ વાત ભુલતા નહિ,કેમકે **ન**થુશેઠને રૂપીઆની બહુ તાણ છે. શેઠ મને કયારે મળવાનું કહે છે તે નક્કી કરી આવજો."

"હા, પણ **ન**થુશેઠની પાસથી મને બે ટકા કમીશનના અપાવો તો હું આ કામ ઉપાડું."

"બે ટકા તો નહિ, પણ મને જે **ન**થુશેઠ આપશે તેમાંથી આપણે નીમોનીમ વેંચી લઇશું. આજે તમે ઉજાણીમાં તો આવવાના હશો, ત્યાં આપણે મળશું ને **ધ**નપાલશેઠ શું કહે છે તે મને તમે ત્યાં જરૂર કહેજો."

એમ કહી સલામ શેકહેન્ડ કરી બન્ને છુટા પડયા. **મ**મતારામે ઘેર જવાનો રસ્તો લીધો. પણ માર્ગમાં એક બુટ્ટો નવો સુજી આવ્યો તેથી ઘેર જવા પહેલાં **કે**શવલાલને મળવા ગયો. એમ કરવાનું શું કારણ?

મમતારામ અને કેશવલાલના સ્વભાવજ વિલક્ષણ હતા. એક બીજા જોડે બીલકુલ બનતું નહિ. કોણ જાણે શાએ કારણથી મમતારામ પર કેશવલાલને અરુચિ લાગી હતી. બીજા હાથ ઉપર કેશવલાલની સાદાઇ, શીલસાઇ અને ભલમનસાઇ પોતાપર સદાના ટીકા કરતાં હોયની એવાં એને લાગતાં. પોતાનું ચાલે તો કેશવલાલનું એ કાટલું કરવાને ચુકે નહિ એટલો બધો કોઇ અનિર્વચનીય કારણથી મમતારામને તેની તરફ ઝેર, દ્વેષ અને તિરસ્કાર છુટતો. પણ મમતારામે ઠોકરો ખાઇ ખાઇને પોતાના વિચારો અને લાગણીઓ કાબુમાં રાખવાનો ધડો બહુ સારી રીતે શીખી રાખ્યો હતો. મનના એવા ઠાલા તરંગો અને જોસ્સાઓ—સ્વાર્થની આડે આવવા દેવા અને તેવી ઠાલી લાગણીઓને અનુસાર કોઇની સાથે નકામી દુશ્મની બાંધવી એ તો મૂર્ખનું કામ, મમતારામનું નહિ. કેશવલાલને રાજી રાખવામાં, તેનાં વખાણ કરવામાં, તેની જોડે એખલાસ ને મિત્રતા વધારવામાં, અથવા કંઇ નહિ તો તેવું ડોળ ઘાલવામાં, બહારથી તેમ બતાવવામાં, લોકને તેમ જણાવવામાં મમતારામનો સ્વાર્થ હતો. તેથી પોતાના મનના જોસ્સાઓને દાબી દઇને કેશવલાલને રાજી રાખવા એ મથતો હતો.

કેશવલાલને ગુજરાતી પ્રાચીન કાવ્યોનો સંગ્રહ કરવાનો શોખ છે એમ મમતારામ સારી રીતે જાણતો. મમતારામ થોડું થોડું બધી નિશાળે ભણ્યો હતો. આગળ પોતાની કેળવણીના પુર બહારમાં એ વિષયને ઉદ્દેશી એણે થોડું ઘણું મથન કરેલું હતું. તેથી પોતાને પણ એવો જ શોખ ઘણાં વર્ષથી છે એ વાત એણે બહાર પાડી હતી. એ બાબતસર કેશવલાલની સહાયતા માગી ને તે બહાને તેની જોડે એખલાસ વધારવાની ને તેને ત્યાં જવા આવવાની મમતારામે યુક્તિ ધારી. રસ્તામાંથી તેજ કારણસર એ કેશવલાલના ઘર તરફ વળ્યો.

## પ્રકરણ ૭ મું

### કેશવલાલ અને ગુલાબવહુ

**कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितम् ।**
**भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते ॥*** (ભવભૂતિ.)

વાલકેશ્વરમાં ઉજાણીમાં બધા ભેગા મળે તે પહેલાં કેશવલાલનું વૃત્તાન્ત વાંચનાર આગળ મુકવાની જરૂર છે; અને તદંગે વનમાલીદાસના બે ભાઇઓ વિમલદાસ અને ચંદ્રદાસ સંબંધી થોડું લખીએ.

* લાંબે વખતે લજ્જા દૂર થવાથી પરિણામ પામેલા સ્નેહસારમાં જે એક ભદ્રપ્રેમ વાસો કરીને રહે છે તે ભદ્રપ્રેમ કોઈ સત્પુરૂષને માંડ માંડ પ્રાપ્ત થાય છે.

આપણી વાર્તા શરૂ થઈ તે વખતે ચંદ્રદાસ પંચાવન વર્ષનો હતો. કોઈ શ્રીમંત પારસીને ત્યાં એ મુનીમગીરી કરતો. એની બહુ વર્ષની જુની નોકરી અને ઇમાનદારીને લીધે એના શેઠે હમણાં હમણાં એને દુકાનમાં ભાગ કરી આપ્યો હતો. ચંદ્રદાસને ચાર દીકરા અને એક દીકરી હતી. સૌથી મ્હોટાનું નામ દુલારામ હતું, જેની ઉમ્મર તેતરીસ વર્ષની હતી. એનો બીજો દીકરો નિર્મલદાસ તેવીસ વર્ષનો હતો. નિર્મલદાસને બે વર્ષનો મુકી એની મા ગુજરી ગઈ. ત્યાર પછી થોડાં વર્ષમાં ચંદ્રદાસ બીજી પરણ્યો. એની નવી બૈરીનું નામ ગૌરી હતું. એને પેટે ચંદ્રદાસને બે દીકરા અને એક દીકરી થયાં. તેમાં એકનું નામ સેવાદાસ અને બીજાનું નામ મતલબીદાસ હતું. છોકરીને લાડમાં બધા કીકી કહીને બોલાવતા.

વનમાલીદાસનો બીજો ભાઈ વિમલદાસ હતો. કેશવલાલ એનો એકનો એક દીકરો હતો. એની મા એને છ મહીનાનો ને બાપ બે વર્ષનો મુકી ગુજરી ગયાં. એના બાપે એકવાર વ્યાપારમાં બહુ નાણું મેળવ્યું હતું, પણ કેશવલાલ જન્મ્યો તેવામાં એને આસામી ખાધ લાગવાથી વ્યાપાર છોડી દીધો. મરવાની થોડું પહેલાં ચંદ્રદાસના પારસી શેઠને ત્યાં કેશવલાલના નામના ચાર હજાર રૂપીઆ જમે કરાવ્યા. મરતી વેળા પોતાની બૈરીના પંદરસોના દાગીના ચંદ્રદાસને સોંપી કેશવલાલની સોંપણ પણ તેનેજ કરતો ગયો કે એમાંથી કેશવલાલને ભણાવે, ગણાવે અને પરણાવે. ચંદ્રદાસ કેશવલાલને પોતાના છોકરાની પેઠે પાળવા પોષવા લાગ્યો ને કેશવલાલ પાંચ વર્ષનો નહિ થયો એટલામાં એની પહેલી બૈરી નિર્મલદાસને બે વર્ષનો મુકી ગુજરી ગઈ. થોડા વખતમાં તે બીજી વાર પરણ્યો એમ ઉપર જણાવ્યું છે. એ ગૌરીને નિર્મલદાસનું મ્હોડું જરાએ ગમતું નહિ. કેશવલાલ, નિર્મલદાસનું જ્યારે ત્યારે ઉપરાણું તાણી બોલતો તેથી ગૌરીના મનથી એની જોડે રૂશામણાંજ હતાં. પોતાની સમજ કાચી એટલે થોડાં વર્ષ સુધી ગૌરી બધું મનમાં સમજીનેજ બેસી રહી પણ જેમ જેમ એ મ્હોટી થતી ગઇ ને ધણી ઉપર તથા ઘરમાં પોતાનો કાબુ વધતો ગયો તેમ તેમ એ નિર્મલદાસને અને કેશવલાલને સતાવવા લાગી. નજીવી બાબતોમાં તેઓને ઓછું પાડવા લાગી. લાગ આવે કજીઓ કરવાને પણ ચુકતી નહિ. તોપણ કેટલોક વખત સુધી ચંદ્રદાસ આગળ નિર્મલદાસનું અને કેશવલાલનું વાંકું બોલતાં એને બ્હીક રહી.

એવામાં ગૌરીને સીમન્ત આવ્યું. તે વખતે નિર્મલદાસ આઠ વર્ષનો અને કેશવલાલ અગીઆર વર્ષનો હતો. સીમન્તના અવસર ઉપર ગૌરીનો ચૌદ વર્ષનો એક ભાઇ મુંબઇ આવ્યો હતો. તે બીચારાની બોલીચાલી ને રીતભાત દેશી હોવાથી બધાને નવી નવી લાગતી. નિર્મલદાસ જન્મથીજ રમુજી સ્વભાવનો અને ટીખલી હતો. એ તો એને ગૌરીના દેખતાં પણ ખુબ બનાવતો અને સુમાર વગરના ચાળા

પાડતો. એક દહાડો નિર્મલદાસે ગૌરીના ભાઇની એવી નકલ કીધી કે કેશવલાલને અને બધાને હસવું આવી ગયું. એવામાં ત્યાં ગૌરી આવી પહોંચી. બધાં હસતા રહી ગયા પણ ગૌરીને તો એમજ લાગ્યું કે કેશવલાલની શીખવણીથી નિર્મલદાસ એમ કરતો હશે. ત્યારથી ગૌરીએ કેશવલાલની પુંઠ પકડી. હવે એ છડેચોક કેશવલાલ ને નિર્મલદાસ સાથે વારે વારે કજીઓ કરવા લાગી, ચંદ્રદાસના કાન ભંભેરવા માંડ્યા. ચંદ્રદાસ મનમાં તો બધું સમજતો હતો, પણ નવી બૈરી આગળ શું કરે? પોતાના ઘરમાં રોજનો કજીઓ પેંઠેલો જોઇને આખરે એ પણ હારી ગયો; ને ગૌરીને વચન આપ્યું કે કેશવલાલને પરણાવ્યા પછી નોખું ઘર મંડાવી આપીશ. હાલમાં એને જુદો કહાડીએ તો લોકમાં ખોટું લાગે. કેશવલાલને નહાનાથી મહોટો કીધો એ બધું ધોવાઇ જાય. પોતાના ધણીની વાત ગૌરીને ખરી લાગી તેથી એટલેથીજ સંતોષ માનીને એ બેઠી. ચંદ્રદાસે એટલું કહ્યું એજ બહુ થયું. પણ હવે એને કેશવલાલને પરણાવવાની ચટપટી થઇ રહી. દુલારામને જેમ તેમ સમજાવી કેશવલાલનો વિવાહ નિર્મલદાસનો જે ગામમાં થયો હતો ત્યાંજ કરાવ્યો. ચંદ્રદાસે બન્નેનાં લગ્ન સાથે ઉકેલી નાંખ્યાં.

પરણ્યા ત્યારે કેશવલાલ પંદર વર્ષનો અને નિર્મલદાસ બાર વર્ષનો હતો. પરણ્યાને બે વર્ષ નહિ થયાં કે ગૌરી, પાછી પોતાના ધણી આગળ કેશવલાલને જુદો પડાવવાની હઠ લઈ બેઠી. એવામાં કેશવલાલની બૈરી બે ત્રણ વાર સાસરે રહી ગઇ ને કંઇક સમજણી થઇ કે ચંદ્રદાસે કેશવલાલને જુદું ઘર મંડાવી આપવાનો ઇરાદો જણાવ્યો.

કેશવલાલની બૈરીનું નામ ગુલાબવહુ હતું. તેને દુઃખ દેવામાં અને મેણાં ટોણાંથી બાળી નાંખવામાં ગૌરી કંઈ કચાસ રાખતી નહિ. કેશવલાલ પણ કાકાના ઘરથી છેક કંટાળી ગયો હતો. દુલારામને તે વાત પાલવતીજ હતી. ચંદ્રદાસને ઘેર અને બહાર, બધે દુલારામનુંજ ચલણ હતું. હાથનો એ બહુ ચીકો, મુજી અને હલકા સ્વભાવનો હતો. તેથી ગૌરીની સાથે ચંદ્રદાસ આગળ એ પણ ટાપસી પુરવા લાગ્યો. કાકાનું હેત કેશવલાલને ઓછું થતું જણાયું. પણ એનો વિચાર દુઃખે સુખે બે ચાર વર્ષ કાકાને ત્યાં કહાડવાનો હતો કે મેટ્રીક્યુલેટ થઇને કાલેજની ટર્મ્સ ભરાય. કાકાએ એને જુદો રહેવા કહ્યું તેજ વર્ષે એ પરીક્ષામાં જનાર હતો. આમ મ્હોડા મ્હોડ કહ્યું તેથી ખેદ પામીને સત્તરમે વર્ષે કાકાથી જુદી ઓરડી માંડી. મનમાં તો બહુ ખોટું લાગ્યું કે ચંદ્રદાસ કાકા બૈરીના કહ્યા પ્રમાણે ચાલ્યા, પણ બહાર કંઈ પણ બોલ્યો નહિ. વનમાલીદાસે એને પોતાને ત્યાં રહેવાને સમજાવ્યો, પરન્તુ એમ કરે તો ચંદ્રદાસની લોકમાં આબરૂ જાય, અને જેને ત્યાં નહાનાથી મહોટો થયો તેને હલકું કેમ લગાડાય, એવા વિચારથી એણે વનમાલીદાસને ના પાડી.

ચંદ્રદાસ બે પૈસે સુખી હતો ને સારૂં કમાતો. એના મનમાં તો એવું ખરૂં કે કેશવલાલને બે હજાર રૂપીઆ આપું તો સારૂં, કે એ કંઇ ઉદ્યમ કરે અને રળતો ખપતો થાય તો લોકમાં ઠીક દેખાય. પણ એના એવા ભલા વિચારને દુલારામે તોડી પાડ્યા. દુલારામ લોભી અને પૈસા એકઠા કરી જાણતો. તેણે મ્હોટા મ્હોટા આંકડાઓ માંડીને ચંદ્રદાસને બતાવ્યું કે કેશવલાલના લગનમાં રૂપીઆ ત્રણ હજાર તો ખરચાયા છે, વળી એને ભણાવ્યો ગણાવ્યો ને મ્હોટો કીધો તે ખરચ તો જુદો. દુલારામ અને ગૌરીનું ચાલત તો એમનું એમ કેશવલાલને નીકળવું પડત. પણ ચંદ્રદાસ છેક અવિવેકી કે દુલારામ જેવો લોભી નહોતો. પોતાની સુધસાન થોડી ઘણી રહી હતી. કેશવલાલને જુદો કીધો તે એનાથી કંટાળીને નહિ, પણ ઘરમાં ગૌરી રોજની રહાડ લેઈ બેઠી હતી તેથી. માટે નીકળતી વખતે ચંદ્રદાસે કેશવલાલને એની માનો થોડો ઘણો દાગીનો, થોડુંક રાચરચીલું અને સો રૂપીઆ રોકડા આપ્યા ને કહ્યું કે કામ પડે તો બીજા રૂપીઆ બેલાશક લેવા.

કેશવલાલને એવી આશા હતી કે કાકાનો વખત સારો છે એટલે બાપના બે હજાર રૂપીઆ અને દાગીના અનામત રાખ્યા હોય તેમ પાછા મળશે. એ રૂપીઆ મળે તો એનો વિચાર **બી. એ.** સુધી ભણવાનો હતો. પણ કાકાએ ઝાઝી પત કીધી નહિ તેથી એ લાચાર થઈ ગયો. હવે ઘરસંસાર કેમ ચલાવવો, તેના વિચારમાં એ પડ્યો. તે વર્ષે તો મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં એનાથી જવાઈ શકાયું નહિ.

એની હોંશીઆરીને લીધે અને અંગ્રેજી આવડતું હતું તેથી કોઇને કોઈ ઠેકાણેથી એને પચ્ચીશ ત્રીશનો મહીનો મળત ખરો; પરંતુ ભણવાનું છેક છોડી દેવાનું એને રુચ્યું નહિ. તેથી ખાનગી ટ્યુશન આપી પોતાનો નિર્વાહ જેમ તેમ કરવા લાગ્યો. જે વખત બચતો તેમાં પરીક્ષા સારૂ ભણતો. બીજે વર્ષે મેટ્રીક્યુલેટ થયો. તે પછી એક વર્ષે બહુ કરકસરથી રહીને એણે થોડા ઘણા પૈસા એકઠા કીધા ને કાલેજમાં દાખલ થયો. ત્રણ વર્ષ સુધી વગર ભણાવવે કાલેજમાં ભણવું અને સાથે લાગ્યો ઘરનો ખરચ ચલાવવો એટલી એની શક્તિ નહોતી; તેથી કાલેજની ટર્મ્સ માત્ર ભરી. એકે પરીક્ષા અપાઇ નહિ. એમ કાલેજની ટર્મ્સથી પરવાર્યો કે કેશવલાલ પાછો ભણવા અને ભણાવવા લાગ્યો. એમ કરતાં પાંચેક વર્ષ નકામાં જેવાં નીકળી ગયાં. આપણી વાર્તા શરૂ થાય છે તે વખતે એની ઉમ્મર છવીસ વર્ષની થઈ હતી. **બી. એ.** ની પરીક્ષા એણે તરતની આપેલી હતી. પણ બાલકેશ્વરની ઉજાણી વખતે એનું પરિણામ જણાયું નહોતું.

એનો સ્વભાવ અને રીતભાત તો ઉપલા વર્ણન ઉપરથી અને પાછલાં પ્રકરણોમાં જે કંઈ થોડું ઘણું લખાયું છે તે પરથી સહેજમાં સમજી શકાશે. ખંતીપણું

એનામાં સોએ સો દોકડા હતું. બીજા ઘણાએ એનાથી વધારે નિપુણ હશે, પણ ખંતીપણાના ચલણી સીક્કા વગર, બીજાઓ પોતાને મળેલા સાનુકૂળ પ્રસંગો વ્યર્થ ગુમાવી દે છે. ખંતીપણાની ગેરહાજરીને લીધે તેઓની કુશલતા છેલ્લે સરવાળે નુકસાનને ઘેર લઈ જાય છે. કેશવલાલ જે કામ લેતો તેમાં, જાણે બીજું કર્ત્તવ્યજ ન હોયની તેમ, તન મનથી બહુ કાળક્ષેપ થતાં મચ્યો રહેતો. એ ગુણને અવલંબવાથીજ **બી. એ.** માં જવાને એ શક્તિમાન્ થયો. સ્વભાવે એ ભલો અને એકમાર્ગી હતો. દુનીઆની ખટપટ એને અરુચિકર હતી. બહારનો ઠાલો દમામ અને લુખ્ખી રીતભાતથી એનું હૈયું છેક વિરક્ત થઈ ગયું હતું. ઝાઝી તકરાર કરવી કે બોલબોલ કરવું એને પસંદ નહોતું. થોડું ઘણું મુદ્દાસર બોલીને એ ચુપ થઈ જતો. જેટલું વિચારતો અને મનન કરતો તેના દશમા અંશ જેટલું એ બહાર બોલતો નહિ. પણ સર્વ ઠેકાણે બધી ઇન્દ્રિયદ્વારા અવલોકન કરી મનમાં તત્સંબંધી મનન કર્યાં કરવાની એને ટેવ હતી.

એની મુખમુદ્રા શાંત અને કંઈ ઔદાસીન હતી, શરીર એકવડું ને ઉંચું હતું, કપાળ આગળ પડતું ભવ્ય હતું. મનના તરંગોમાં અને તરંગોમાં એનાં નેત્રો ઘણીવાર અન્તર્મુખ થતાં ત્યારે એ સમાધિસ્થ જેવો દેખાતો. એનું નાક લાંબું, સીધું અને અણીદાર હતું. મુછો આવેલી હતી પણ તેને નીચીજ વાળતો. માથે થોડી ધારી રખાવી હતી. બીજા ભણેલા માથે બાબરી રખાવતા તેની એને જબરી છીટ હતી. પોતાના ધંધા ઉપ્રમસર એ મોજાં પહેરતો, સાધારણ રીતે નહિ; પણ પાટલુન પહેરવાના તો એણે સોગનજ લીધા હતા. એ કાયસ્થ સહી પાઘડી પહેરતો અને કપાળ વચ્ચોવચ મહોટો સરખો ચાંલ્લો કરતો. પોતાના બાપદાદાનો ધર્મ શ્રદ્ધાપૂર્વક એ પાળતો. જેમ જેમ એનો સંસ્કૃત અભ્યાસ વધતો ગયો અને સાંપ્રદાયિક ગ્રંથો એના વાંચવામાં આવતા ગયા, તેમ તેમ એની શ્રદ્ધા બળવત્તર થતી ગઈ.

સંસારના ઠાલી કુટારા તરફ એને વૈરાગ્ય હતો. તેના પ્રતિકાર દાખલ, કવિતાઓ બનાવવામાં, તાલસાથે ગાવામાં પોતાનો પુરસદનો વખત એ કહાડતો. એને ખરો શોખ તો પ્રાચીન કાવ્યો સંબંધે હતો. તેઓનું સંશોધન કરવું, લેખોની જુદી જુદી પ્રતિઓ એકઠી કરવી, મુકાબલ કરવી અને તે કાવ્યોની ખુબી અને છટા બહાર આણવી અને જણાવવી એમાં એને નિરતિશય આનદ જામતો.

કેશવલાલની સાથે એની સ્ત્રી ગુલાબવહુનું વૃત્તાંત જાણવું જરૂરનું છે. ગુલાબવહુનું વય હાલમાં વીસ વર્ષનું હતું. શરીરે એ ગોરી નહોતી, પણ એની આકૃતિ મનહર અને ચિત્તને આનંદ આપનારી હતી. એની લાંબી સરમાળ આંખો, સીધું અણીદાર નાક, પાતળા મંદહાસ્યયુક્ત ઓઠ, ગોળ મટોળ હડપચી અને હડપચીની વચ્ચોવચ છેડે મગ સરખો તલ, નહાનુંસું મહોડું—એ સર્વે એની શીળતા

અને સદ્‌ગુણ દર્શાવતાં; લાંબી ડોક અને માથે કાળા ભમર જેવા વાળનો મ્હોટો ચોટલો સૌને વિસ્મય પમાડતાં. જ્યારે એ હસતી અને દંતકળી જોવામાં આવતી ત્યારે, જાણે કે કોઈ દિવ્ય સ્વરૂપ આપણી આગળ ખડું થયું હોય એવો સામા શખસને આહ્લાદ થતો. સ્વભાવે એ બહુજ સાદી હતી. એનો બાપ ધનવાન્ નહોતો. તેમ સાસરામાં ગૌરીએ એને સુખે રોટલો ખાવા દીધો નહોતો, છતાં એનો સ્વભાવ આનંદી ને કોઈ પણ કારણસર કલેશ નહિ કરનારજ રહ્યો. બધાંની જોડે હસીને વાત કરતી, કોઇપર મનમાં દ્વેષ રાખતી નહિ, અને જે કામ કહો તે રાજી થઇને કરતી. ગૌરીની સતામણીનું પરિણામ એક સારૂં આવ્યું કે દંપતી વચ્ચે પ્રેમનો પાશ દૃઢ ને દૃઢ બંધાતો ગયો. કેશવલાલનો વખત અત્યાર સુધી બહુ દોહ્યલો ચાલ્યા કરતો હતો, તેથી ઘરમાં ઘણી કસર કરવી પડતી, છતાં બન્ને જણાં પોતાના દિવસ બહુ આનંદથી અને શાંતિથી નિર્ગમન કરતાં.

ગુલાબવહુ સ્ત્રીધંધામાં અને ભરવા સીવવામાં તથા આલેખવામાં એક્કો હતી. ઘરમાં બીજા ન જાણે એમ એ ધણી પાસેથી પ્રથમ વાંચતાં લખતાં શીખી હતી. હાલ એનો અભ્યાસ બહુ આગળ પડી ગયો હતો, ને થોડું એક સંસ્કૃત પણ એ જાણતી થઈ હતી. એનો કંઠ કોમળ અને મધુર હતો. એનું ગાવું બહુ ચિત્ત-વેધક હતું. ઘણીવાર કેશવલાલ પ્રાચીન કે પોતાની બનાવેલી કવિતાઓ ગાતો અને ગુલાબવહુ સૂર પુરતી ત્યારે આસપાસ શાંત આનંદનો પુર વહેવામાં કંઈ બાકી રહેતી નહોતી.

વખત સવારના દશ વાગ્યાનો હતો. ઓરડામાં બધું સ્વચ્છ અને ઠીકઠીક, આંખને વિશ્રાંતિ આપે એમ ગોઠવેલું હતું. ધણી ધણીઆણી જમીને બેઠાં બેઠાં પાનસોપારી ખાતાં હતાં. એક બારી પાસે ટેબલ આગળ ઇઝીચેરપર પડ્યો પડ્યો કેશવલાલ કંઈ ગાતો હતો. **બી. એ.** ની પરીક્ષા તરત અપાઈ હતી. ઓરલ (મ્હોંની પરીક્ષા) પણ હમણાંજ પુરી થઈ હતી. એટલે કેશવલાલને ઝાઝું કામકાજ નહોતું, તેથી તોર આવતાં એણે એક કવિતા જોડી. આજેજ તે પુરી કરી રહ્યો હતો. એની સન્મુખ એક ગાદી ઉપર બેઠી બેઠી ગુલાબવહુ સૂર આપતી હતી.

જે ઘરમાં કેશવલાલ રહેતો હતો તે કોઈ સુખપાલ નામના વાણીઆનું હતું. સુખપાલકાકા પહેલે માળે અને કેશવલાલ બીજે માળે રહેતો હતો. પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મમતારામ ચાલ્યો ચાલ્યો કેશવલાલના ઘર તરફ વળ્યો. સુખપાલકાકાને ઘેર આવી પહેલો માળ ચહડી મમતારામે બારણું ઉઘાડી ઓરડામાં નજર ફ્રેંકી તો સુખપાલકાકા એક હીંચકાપર બેઠાં બેઠાં ઝુલતો અને હુક્કો પીતો દેખાયો.

"કેમ કાકા, બેઠા છો કે ? અને કાકી તો ખુશીમાં છે કેની?" મમતારામે અંદર ન જતાં ઉમરા આગળ ઉભા રહીને પુછ્યું.

"હા ભાઈ, મમતારામ આવોની."

"ના કાકા, મારે કેશવલાલ જોડે થોડું કામ છે, હશે તો પછી આવીશ." એમ બોલતાં મમતારામે બીજા માળનો દાદરો ચહડવો શરૂ કીધો.

"પણ અહા! કેવું મજાનું ગાયન ગવાય છે! આવો સારો સૂર કોણ પુરતું હશે? આ કવિતા કેવું શાંત અને ઉદાસીનું ચિત્ર આપે છે! મનમાં અને ચિત્તમાં એની છાપ કેટલી બધી ઉંડી જાય છે!! અહો! મારૂં મન જંજાળમાંથી વિરમીને કેવી શીતળતા પામે છે!!! અહો કેશવલાલ! તું ભાગ્યશાળી ખરો. તને ધન્ય છે"—એમ બોલતાં બોલતાં મમતારામ થોડાં પગથીઆં ચહડી, દાદર આગળ સ્તબ્ધ થઈને ઉભો રહ્યો. એણે વિચાર્યું કે મારા આવવાનો ખડખડાટ થશે તો ચાલતા ગાયનનો રંગ બધો ઉડી જશે. વળી સાંભળવાની બહુ મઝા પડી તેથી ગુપચુપ દાદરમાંજ ઉભા રહેવાનો એણે નિશ્ચય કીધો. નિશ્ચય કીધો એમ નહિ પરંતુ જે કવિતા ગવાતી હતી, તેમાં એની વૃત્તિ એટલી બધી તદાકાર થઈ ગઈ કે અનાયાસે અનિચ્છાએ એના હાથપગ ત્યાંજ થંભાઈ ગયા અને ચિત્ત કવિતામાં લાગી ગયું. કેશવલાલ નીચે લખેલી કવિતા ગાતો હતોઃ—

(લાવણી)

ધીર વીર ધીર ધીર ધાર ધીર,
તકદીરની તકસીરથી અમીર છે ફકીર. ટેક.
કરાળ કાળ કેરી ફાળ ભાળ કરી ખ્યાલ,
વિશાળ દેશના હવાલ માલોમાલ હાલ. ધીર૦ ૧
ગઈ તમામ હામ નહિ દામમાં બદામ,
સુનામ શ્યામ આમ નહિ રામ કામ ઠામ. ધીર૦ ૨
ખાનપાન તાનમાં ન માન શાન કાન,
ન ભાન જ્ઞાન ધ્યાન નહિ દેશ અભિમાન. ધીર૦ ૩
મેહાન બીઆબાન આણુ ત્યાં ફરે ગુમાન,
હેરાન તેથી દેશ ને ખેડાણુ છે વેરાન. ધીર૦ ૪
સૂરને જગાડનાર નૂર આપનાર,
ફરાવનાર સંપને કુસંપ કાપનાર. ધીર૦ ૫
નસાડનાર વે'મ ને વધારનાર નાર,
ઉતારનાર ભારને સજાવનાર સાર. ધીર૦ ૬

તોડનાર નાત બેઠી દેશ થાપનાર,
કીર્તિને પ્રસારનાર વેદ ધારનાર. ધીર૦ ૭
સારવાર કારભારને ચલાવનાર,
સુધારનાર ઠારનાર સરદાર આલ. ધીર૦ ૮

એકવાર ગાઇ, બીજીવાર છેલ્લી આઠ લીટીઓ ટેક વગર કંઇક ઝડપથી સામટી ગાઇ છેલ્લે "ધીર વીર ધીર" બોલી કેશવલાલ વિરમ્યો.

"સ્વામીન્, તમારી કવિતાનું સ્વરૂપ મને આજે ઉદાસ કરી નાંખે છે." ગુલાબવહુ બોલી—"અરે અરે આર્યાવર્તની અવદશા ખરેખરી બેઠી જાણવી કે તમારા જેવા સુજ્ઞ અને વિદ્વાન્ પણ કોઇ સરદારની અપેક્ષા રાખે છે."

"પ્રિયે! એમજ છે. આપણું હત ભાગ્ય જ જાણવું"—કેશવલાલે કહ્યું "બધે દેશમાં, વર્ણોમાં, ન્યાતમાં, તડમાં, અને જાણે એટલું પુરતું નહિ હોય તેમ રહ્યું સહ્યું ઘરમાં, પિતરાઇમાં અને ભાઇભાઇમાં જ્યાં જુવો ત્યાં કુસંપ અને કલેશ, અદેખાઇ અને ઇર્ષ્યા જબરાં મૂળ ઘાલી બેઠાં છે. જે આગળ પડ્યો તેની કમબખ્તી. એમ છે ત્યારે એવો સરદાર માગવો જરૂરનો છે. તે કોઇ દેવજ હોવો જોઇએ. ત્યારે જ આપણું ભારતવર્ષ ભભકામાં આવશે. હાલ એવી અવદશા બેસી ચુકેલી છે. માટેજ હું મારા જીવને ધીરજ આપું છું કે એમાં તું શું કરીશ? એ તો કર્મના લેખ ટાળ્યા ટળવાના નથી."

મમતારામે આ બધું સાંભળ્યું. કવિતાને અંતે આટલો વાર ઉભો રહ્યો તે એટલા માટે કે કેશવલાલના જાણવામાં આવે નહિ કે એણે કવિતા સાંભળી હોય. પછી ધબ્ધબ્ કરતો ઉપર ચઢ્યો. દાદર આગળ કોઇના આવવાનો અવાજ સાંભળી ગુલાબવહુ બોલવા જતાં બંધ પડી. મમતારામને ઘરમાં આવતો જોઈએ ગાદી ઉપરથી ઉઠી નીચી નજરે બીજા ઓરડામાં ચાલી ગઈ.

મમતારામે ગુલાબવહુને આગળ કોઇવાર દીઠી નહોતી, પણ માત્ર નામે જાણતો. આજે એનો સૂર સાંભળી એ છક થઇ ગયો. હમણાં કેશવલાલના ઓરડામાં જતાં એણે ગુલાબવહુને જોઈ; અને તેની મનહર આકૃતિથી એના દીલે કહ્યું કીધું નહિ, ચાલતાં ચાલતાં એક બે લથડીઆં આવ્યાં. જેમ તેમ હૈયું ઠેકાણે રાખી કેશવલાલ પાસે ચાલ્યો આવ્યો. મુખાકૃતિમાં ક્ષોભ ન દેખાડતાં એ બોલ્યો—

"કેમ સાહેબ, શું કરો છો?" એમ કહી શેકહેન્ડ કરવા હાથ આગળ ધર્યો. કેશવલાલે બેઠાં બેઠાં શેકહેન્ડ કરતાં નજર કરી એક ખુરશી દેખાડી કે તેપર મમતારામ બેસે. જે ચોપડીમાંથી કવિતા ગાઇ હતી તે બંધ કરી ટેબલપર મુકી, અને મમતારામના બોલવાની રાહ જોતો બેઠો.

"તમારી પરીક્ષાનું પરિણામ ક્યારે જણાશે? હું આશા રાખું છું કે તમે જરૂર પાસ થશો."

"હજી તો મ્હોની પરીક્ષા હમણાંજ પુરી થઇ, હવે થોડા દહાડામાં જણાશે."

"ઠીક છે"—મમતારામ બોલ્યો. —"તમને હાલ ઝાઝું કામ નહિ હશે એમ જાણી, એક બાબતસર હું તમારી સલાહ અને સહાયતા લેવા આવ્યો છું. તમે જાણતા તો હશો કે પ્રાચીન ગુર્જર કાવ્ય સંબંધે મને મૂળથી જ બહુ શોખ હતો ને હજીએ છે. પણ ભાઇ, હું કંઇ તમારા જેવો કુશળ કે બુદ્ધિમાન્ નથી. તમારા સંશોધન આગળ મારૂં કામ કુછ બીસાતમાં નથી. હમણાં મ સાંભળ્યું છે કે એક બ્રાહ્મણને ત્યાં રજતપુરમાં જુના ગ્રંથોના એક બે પેટારા છે. ગ્રંથો બહુ ઉત્તમ ને સારી લિપિએ લખાયલા તે જણાવે છે. રૂપીઆ બસોમાં ગ્રંથો વેચવાને તે રાજી છે. ગ્રંથો કેવા છે તે કાંઇ હમણાં જણાતું નથી. એ કામ આપણે ભાગમાં ઉપાડીએ તો કેવું સારૂં? અને તે વિષે તમારી શી સલાહ છે?"

"મારી પાસે રૂપીઆની જોગવાઈ નથી."

"હું ભુલ્યો, રૂપીઆની જોગવાઈ હું કરીશ. તમે વિદ્વાન્ છો તેથી સંશોધન કરવામાં, શુદ્ધ પ્રતો તૈયાર કરવામાં તમારી સહાયતા માગું છું. મારો વિચાર જો પ્રાચીન ગ્રંથો સારા હાથ આવે તો પ્રગટ કરવાનો છે. એમાં હું પૈસા રળવાની બીલકુલ આશા રાખતો નથી. ખરચ નીકળે તો બહુ છે. પણ તેનીએ મને દરકાર નથી. નર્મદની વાણીએ મારાં દીલને આશક કરી નાંખ્યું છે. **"જય જય ગરવી ગુજરાત"** હું પણ **ગુજર્જરી** ભાષાનો ઓસીંગણ છું અને યથાશક્તિ સરસ્વતી દેવીને ફુલ નહિ ને ફુલની પાંખડીથી વધાવી લઊં તો હું પોતાને કૃતકૃત્ય થયેલો માનીશ."

"તમારો વિચાર ખરેખર પ્રશંસનીય છે. જો દેવીના બધા ભણેલા ભક્તો દેવીને થોડું ઘણુંએ પૂજ્યભક્તિથી નૈવેદ્ય ધરે તો આજે આપણી ગરવી **ગુજર્જરી** ખરેજ ગર્વી બની ગાજે." ગુજર્જરી ભાષાની વાત આવતાં કેશવલાલ પીગળી ગયો ને મનનો સંકોચ દૂર મુકીને એ બોલ્યો—"તમને મારાથી મદદ આપી શકાશે કે નહિ તે માટે હું બંધાતો નથી. રાત થોડી ને વેષ ઘણા એમ મ બહુ બહુ આરંભો આદર્યા છે. વળી હું પાસ થઇશ કે કેમ, તે ઉપર બધાનો આધાર છે. તો પણ મારાથી બનશે તો હું તમને જરૂર મદદ કરીશ. પણ તમારા ગ્રંથો કેવા છે તેનો કંઈ હાલ પત્તો લાગે એમ છે?"

"ના, પણ બ્રાહ્મણને કહીએ તો આપણે—મારે ખરચે થોડાં પુસ્તકો જોવાસારૂ અહીં મંગાવી આપે ખરો."

"હા, એમ થાય તો બહુ સારૂં. તમે શું ગામનું નામ રજતપુર કહ્યું? નવલક્ષાનાં

લગ્ન ઉપર અમે બધા ત્યાં જવાના છઇએ, તેથી એ બ્રાહ્મણનું મને ઠેકાણું આપો તો હું જાતે તે પુસ્તકો ખુશીથી તપાસીને તમને યોગ્ય સલાહ આપીશ."

"વાઃ એ તો બહુ સારૂં થયું. મને તો નવલશાનાં લગ્નની વાત યાદજ રહી નહિ. પણ આવો લાગ વારે વારે આવતો નથી. વળી બ્રાહ્મણભાઈ જોડે કામ છે, માટે જોવા સારૂ હાલતો થોડાં પુસ્તકો અહીં મગાવીએ તો કેમ? એમાં કંઈ વધારે ખરચ બેસે એમ નથી."

"હા, તેમ થાય તો બહુ સારૂં"—કેશવલાલે જવાબ વાળ્યો.

"લ્યોની ત્યારે, તે બ્રાહ્મણને હું આજેજ મળીશ. પુસ્તકો જેમ તાકીદથી અહીં આવે તેમ કરીશ. તમે કહો તો આવેથી હું તમને જોવા મોકલું?"

"હા, મોકલજોની."

"આજે તમે ઉજાણીમાં આવશો કેની? ત્યાં આપણે એ સંબંધી વધારે ખુલાસો કરીશું." પછી થોડી ઘણી આડીતેડી વાત કરી મમતારામ ત્યાંથી ગયો. કેશવલાલે કોઇવાતે કબુલાત આપી નહિ પણ એણે સંતોષ માની લીધો કે ચાલો, એ મસે કેશવલાલને ત્યાં જવાની બારી તો ઉઘાડી છે. થોડી વારમાં ગુલાબવહુ, જે પાસેના ઓરડામાંથી બધું સાંભળતી હતી તે ત્યાં આવી ને મરોડમાં માર્મિક રીતે બોલી—"કાલે તમારી ઉજાણી નહિ હોત તો બહુ સારૂં થાત. તમે આજે જશો તે સોમવારે પાછા આવશો. ત્યારે મમતારામ આવતી કાલે નીચે કાળીને મળવા નહિ આવ્યો તો વળી મારે કાળી સાથે માથાફોડ થવાની."

"જોઇએ, કાલે મમતારામ આવે છે કે નહિ. એ જો આવવા ધારશે તો, ઉજાણીથી એને કંઈ બાધ આવવાનો નથી. માટે હવે તો ધીરજ રાખવી ને આવતી કાલે શું થાય છે તે જોવું. પછીની વાત પછી.



## પ્રકરણ ૮ મું

## વાલકેશ્વરમાં ઉજાણી

**ખાવું પીવું ને કરવી ઉજાણી;**
**પૈસા ભરીને પીવું ભાંગપાણી.** (નવીન કવિતા.)

બીજા પ્રકરણને અંતે લખવામાં આવ્યું છે કે વાલકેશ્વરને એક નાકે વિકટોરીઆ ઉભી રહી ને નવલશા, આનંદશંકર અને કરૂણાદાસ ધીમે ધીમે નથુશેઠની ધર્મશાળા તરફ ચાલતા ગયા. ઉજાણીમાં આવનાર પાત્રો જોડે વાંચનારની ઓળખ થઈ ગઈ છે, માટે હવે ત્યાંથી વાર્તાને આગળ ચલાવવામાં આવે છે.

રસ્તામાં કરૂણાદાસને આનંદશંકરે પુછ્યું કે ઉજાણીમાં કોણ કોણ આવવાના છે?

"આપણે ત્રણે જણા તો ખરા"—આનંદશંકરે જવાબ દીધો—"કેશવલાલ, ભમતારામ, નથુશેઠ, નવલશાના બે પિત્રાઈ ભાઇઓ, નિર્મલદાસ અને રેવાદાસ, ભીખારીલાલ અને વિહારીલાલ, એટલા તો ખરા ને ખરા; બીજા બે ચાર જણા હશે પણ વધારે નહિ."

નથુશેઠની ધર્મશાળા નામનીજ ધર્મશાળા હતી. વસ્તુતઃ સારા સારા કોચ ખુરશીથી, ટેબલોથી, ગલીચાથી, હાંડી ઝુમ્મરોથી, મહોટા મહોટા આરસાથી, અને ઠામેઠામ કાચનાં રમકડાં અને આરસપાહાણનાં પુતળાંથી શણગારેલો તે બહુ વિશાળ બંગલો હતો. તે બંગલાની ચોગરદમ પુષ્કળ ખુલ્લી જગ્યા હતી. તેમાં તરેહ તરેહનાં સારાં સારાં ઝાડો અને ફુલપાનના રોપાઓ વાવી દીધાં હતાં. ઠેકાણે ઠેકાણે રંગ બેરંગી ચીનાઈ કાચનાં કુંડાંઓ નજરે પડતાં હતાં. ઘણે ઠેકાણે ઝાડપાનના રોપાઓમાં જાતજાતની બેઠકોની જુગતી કરેલી હતી. કેટલાક ઠેકાણે ફુવારાઓમાંથી પાણીની શેરો અદ્ભુત રીતે ચોતરફ છંટાતી હતી.

ધર્મશાળામાં જતાં જતાં નવલશાએ ધોતિયાંની પોટલી કરૂણાદાસના હાથમાંથી લઈ લીધી કે અંદરનાં સ્લીપર્સ, કરૂણાદાસ પોટલી જ્યાં ત્યાં મુકી દે તો બગડે નહિ. આનંદશંકરના હાથમાં નવલશાએ અપાવેલા જોડાની જોડી હતી; અને કરૂણાદાસના હાથમાં છત્રી હતી. પહેલાં તો ચાલતા ચાલતા ત્રણે જણા દીવાનખાનામાં ગયા; ત્યાં આમતેમ કોચ અને ખુરશી ઉપર બધાનાં પાઘડી લુગડાં પડેલાં હતાં. પણ ત્યાં કોઈ દીઠામાં આવ્યું નહિ. રસોડા તરફ હસાહસનો અવાજ કાને પડયો તેથી તેઓ રસોડાં તરફ વળ્યા. રસોડાની જોડે સો આદમી સુખે જમે એવા એક ઓરડામાં નહાનાં નહાનાં છોકરાંઓ અને ભાઇઓ સાથે આવેલા પંદરેક મિત્રો ગુંછળું વળીને કોઈ પતવાળી ઉપર, કોઈ પાટલા ઉપર અને કોઈ ખુરશી ઉપર યથારુચિ આસનો કરી બેઠા હતા. વચ્ચોવચ ભમતારામ પથરાની નીસા ઉપર ભાંગનો મસાલો વાટતો હતો. તેની પાસે નથુશેઠ ભમતારામને ભાંગ વાટવામાં મદદ કરતો બેઠો હતો. બીજા બધા ભાંગ વટાતી જોતાં, અને આપસ આપસમાં ખુશમીજાજથી ગપ્પાં મારતા હતા. થોડે દૂર કેશવલાલ બેઠો બેઠો રસોઈ સારૂ શાક સુધારતો હતો. ત્યાં બે ત્રણ જણા એની પાસે રહ્યા રહ્યા પરચુરણ કામ કરતા હતા.

એ ઓરડામાં દાખલ થવા પહેલાં કરૂણાદાસ અને આનંદશંકરે હાથ લગાડ્યા વગર પગમાંથી જોડા કહાડી નાંખ્યા. નવલશા તો જોડા સાથે જ્યાં નથુશેઠ બેઠો હતો ત્યાં ગયો અને ભમતારામની છેક અડોઅડ આવ્યો કે નથુશેઠે એને વાર્યો.

"હાં હાં દૂર રહો"—નથુશેઠ હાથેથી નવલશાને દૂર કરતો બોલ્યો—"અહીં સુધી તે જોડા પહેરીને અવાય કે?"

એટલે મમતારામ, જે નીચી મુંડીએ ભાંગ વાંટવા કરતો હતો તેણે નવલશા સામું જોયું અને જોડા સાથે છેક અહીં સુધી આવ્યો તેથી નાખુશ થતો એ બોલ્યો– "નવલશા, હજી તમે જેવા ને તેવા જ રહ્યા કે ? બધા સુધર્યા પણ તમે સુધર્યા નહિ."

"જેવો તેવો પણ તમારા કરતાં ઘણો સારો છું." આનંદશંકરે વિક્ટોરીઆમાં કહેલી વાત યાદ કરતાં એ હસીને બોલ્યો.

"અરે, પણ તમે જોડા તો કહાડી આવો, પછી જોઇએ તેમ બોલોની"— નથુશેઠે કહ્યું—"વાણીઆ બ્રાહ્મણ થઇને રસોડા સુધી જોડા પહેરીને આવતાં શરમાતા નથી ? અને કેશવલાલ ! તમે પણ નવલશાને કેમ કહેતા નથી ?"

કેશવલાલ શાક સુધારતાં સુધારતાં નવલશાને આંખનો ઇસારો કરી બોલ્યો— "એમ ચાલે નહિ. દીવાનખાનામાં ભલે જોડા રાખ, પણ રસોડા આગળ તો નહિ જ લઈ અવાય. મેં તને કેટલીવાર કહ્યું છે કે ખરા સુધરેલામાં ખપવું હોય તો સમદૃષ્ટિ રાખવી, અને કોઇને દુઃખ થાય તેનાથી દૂર રહેવું."

"એ તો તમે સુધારાની નહિ પણ જ્ઞાનની વાત કહી"—નિર્મલદાસ જે પોતાના ભાઈ રેવાદાસ જોડે ત્યાં આવ્યો હતો તે બોલ્યો—"કેમ મમતારામ, સમદૃષ્ટિ અને બધામાં દયા, એ તો વેદાન્તની વાત કેની ?"

નવલશા બોલ્યો—"જ્યારે વેદાન્તની અને સમદૃષ્ટિની વાત કરો છો ત્યારે મને કહેવા દેશો કે ચામડાના જોડા છે અને આપણું શરીર પણ ચામડાનું છે તો પછી જોડા પહેરી અહીં આવવામાં આભડછીટ શાની ?"

નિર્મલદાસ બહુ ટીખલી અને હસમુખો હતો. નવલશાની રીતભાત એ સારી પેઠે જાણતો હતો કે જોડા બગડતાં એનો જીવ કપાઈ જતો. તેથી રમુજ કરવાને એ બોલ્યો–"અને તું સમદૃષ્ટિ રાખવા માટે અહીં સુધી ચલકતા જોડા પેહેરી આવ્યો છે કેમ ?" નવલશાએ હા કહેતાં ડોકું ધુણાવ્યું, એટલે એ બોલ્યો—"જોજે હો ? લાવ જોઇએ તારા જોડાપર થોડું પાણી છાંટવા દે, પછી તારી સમદૃષ્ટિ જોઇએ." એમ કહીને, જાણે કે ખરે પાણી છાંટવા જતો હોયની એમ ઉઠીને, એણે નવલશા તરફ જવા માંડયું.

નવલશાએ જોયું કે મશ્કરીમાં રખેને એ ખરેખર પાણી છાંટે, કેમકે એવું ટીખલ કરે એવો એ હતો તેથી પોતે દૂર ખસી ગયો. એટલે બધાજણા ખડખડ હસી પડ્યા કે નિર્મલદાસે ઠીક કીધી, કોઇને ગાંઠતો ન હોતો તે કેવો ઠેકાણે આવ્યો ! વિહારીલાલ કહેવત લાગુ પાડતો બોલ્યો–"જોયું વાર્યા નહિ કરે તે હાર્યા કરે, તે આનું નામ."

થોડીવારે ભાંગ તૈયાર થઈ. તેને ખુબ ફીણ ચહડાવીને સર્વેના વાડકા નથુશેઠે પોતાને

હાથે ભર્યો. પછી બધાએ ભાંગ પીધી. કેશવલાલે ફક્ત પીધી નહિ. થોડી ચોખ્ખી ભાંગ લઈ જઈને ધર્મશાળામાં એક સંન્યાસી ઉતર્યો હતો તેને એ આપી આવ્યો.

ત્યાર પછી થોડી વારે નમતે પહોરે બધા મિત્રો વાલકેશ્વર દર્શન કરવા નીકળ્યા. ત્યાંથી દરીઆ કીનારે ફરવા જવાનો ઇરાદો હતો. તે વખતે બધાએ વાસ્કુટ પહેરેલાં હતાં. તેમાંથી ઘણા ખરાનાં છેડા સાથ ઘડીઆળો બહાર દેખાતાં હતાં. માથે ટોપીઓ મુકી તેને ઠીકાઠીક કરતા હાથમાં કોઇએ લાકડી તો કોઇએ છતરી રાખી. કોઇએ ખીસામાંથી બહાર દેખાય એવી રીતે રૂમાલ રાખ્યો. કોઇએ રૂમાલ ગળે બાંધ્યો ને કોઇએ તો હાથમાં જ રાખ્યો. એમ રોબમાં ને રોબમાં ઘડીઆળની સાંકળીના છેડાને અને સ્ટીકને હલાવતા હલાવતા બબ્બે ત્રણ ત્રણ જણા સાથે સાથે, માંહોમાંહે વાતો કરતા અને કંઇક નીશો ચહડવાથી ખુશ મીજાજમાં ચાલવા લાગ્યા.

નિર્મલદાસ સૌની પાછળ કરૂણાદાસ અને આનંદશંકરની જોડે વાત કરતો હતો. તે સૌ સાંભળે એમ બોલ્યો—"હજી સાંઝ પડી ને ભીખારીલાલ કેમ આવ્યો નહિ?" વિહારીલાલ તરફ ફરીને એ બોલ્યો—"તમે એને કહેવાનું તો ભુલી ગયા નથી? બાકી એ આવવાને ચુકે એવો નથી."

"નારે"—વિહારીલાલે જવાબ આપ્યો—"આજેજ સવારના એણે કહ્યું કે હું જરૂર આવીશ. ટીપમાં બે રૂપીઆ ભરવાને એણે બહુ જીદ લીધી કે બધા ભરે ને મારી પાસેથી નહિ લ્યો તો હું હવે આવીશ નહિ. આખરે એણે હા તો કહી હતી."

"કોણ જાણે"—રેવાદાસ વિચાર કરીને બોલ્યો—"વળી એનો કજીઓ તો નહિ જાગ્યો હોય."

"એનો કજીઓ સુવે છે કયારે કે જાગે"—વિહારીલાલ, ભીખારીલાલની દયા ખાતો બોલ્યો—"બીચારો આજે પંદર વર્ષ થયાં કેસ પાછળ ખરાબ ખરાબ થઈ ગયો. એનો બાપ પણ લડતાં મુવો, ને એ ઘરડો થશે તોપણ કેસનો છેડો આવશે નહિ."

"સાળા એવું તે શું લડતા હશે?" નથુશેઠે પુછ્યું—"હાલમાં તો એને પચ્ચીસ રૂપીઆનો મહીનો કોરટમાંથી મળે છે કેની?"

"હા, પણ એવા એવા તો કેટલા પચ્ચીસ રૂપીઆ મહીને દહાડે ભોર થઈ જાય છે તે તમે શું જાણો? એ તો બધું કામ જાતે કરે છે. કોઈ સોલીસીટર નથી, તોપણ ભાઈ, એ તો હાઇકોરટ છે એટલે ડગલે ડગલે પૈસા જોઇએ. ખરેખર જે જાય દરબાર તેનાં જાય ઘરબાર, એ કહેવત ભીખારીલાલને બરોબર લાગુ પડે છે." વિહારીલાલ બોલ્યો.

એતો હજી વધારે બોલતે પણ એટલામાં નિર્મલદાસે ભીખારીલાલને દૂરથી

આવતો જોઇને કહ્યું—"એ, પેલો ભીખારીલાલ આવે. એના હાથમાં કાગળનું બંડળ અને છતરી તો ખરીજ ખરી." એનાં બધાં લુગડાં અને પાઘડી ફાટેલાં તુટેલાં જોઇને એ બોલ્યો—"એના હાલ સદા આવાજ રહેવાના કે?"

"પણ એ કેવો ભલો અને નિષ્કપટી છે. કાળા એટલા ભુતના સાળા નહિ, એ કહેવત તમારે સત્ય માનવી"—વિહારીલાલે કહ્યું.

એવામાં ભીખારીલાલ હસતે મ્હોડે બગલમાં બંડળ ઘાલતો અને એક હાથે છતરી હલાવતો પાસે આવ્યો ને કહ્યું—"એક બીચારા ગરીબ આદમીનો કેસ મારા હાથમાં આવ્યો છે. એની પાસે ખરચવાને કંઈ નથી, પણ એ જીતે તો પચાસ હજાર રૂપીઆ મળે એમ છે. તેમાંથી અડધો અડધ, ગાંઠના પૈસા ખરચીને જે કોઈ એને માટે લડે તેને આપવાને એ તૈયાર છે. મેં એના દાવાની તપાસ કરી, અને એ જરૂર જીતશે; માટે કોઇની સાતસો આઠસો રૂપીઆ રોકવાની મરજી છે?" બધાએ મુંગા રહ્યા ને કોઈ કાંઈ બોલ્યું નહિ.

એટલામાં વાલકેશ્વરનું દહેરૂં આવ્યું, એટલે તેઓએ બહાર બેઠેલા એક બ્રાહ્મણના છોકરા પાસે જોડા ઉતાર્યા, અને લાકડીઓ તથા છતરીઓ તેને સોંપી.

નવલશાનું ચાલત તો સ્લીપર્સ બગડવાની બ્હીકે અંદર જાત નહિ. પણ બધા દહેરામાં જવા લાગ્યા એટલે લાચારીએ એણે પગમાંથી સ્લીપર્સ કહાડ્યાં. બ્રાહ્મણને ટોકી ટોકીને કહ્યું—"જો જે, જોડાને સાચવજે, મેલા થવા દેતો નહિ." થોડુંક ચાલ્યા ને નવલશાએ પાછું ફરી બ્રાહ્મણ તરફ નજર કીધી કે જોડા સાચવે છે કે નહિ. પણ તે તો એક જણ બધા બ્રાહ્મણોને અડધી આપતો હતો તે લેવાને, નવલશાએ તેને ટોકી ટોકીને કહ્યું હતું તેની દરકાર કીધા વિના દોડ્યો. અડધી લેવાની લ્હાયમાં નવલશાનાં જ સ્લીપર્સપર પગ મુકાઈ ગયો તેનું પણ એને ભાન રહ્યું નહિ. નવલશાએ તો દૂરથી બ્રાહ્મણના છોકરાને દોડતો જોયો પણ સ્લીપર્સ બગડ્યાં છે તે તો બ્રાહ્મણની બેસવાની જગ્યા પાસે આવ્યો ત્યારેજ એના જાણવામાં આવ્યું. છેક પાસે આવી જોય છે તો એક સ્લીપરના પેજાને બ્રાહ્મણના પગનો કાદવ લાગેલો જણાયો; એટલે તો એના હોંસકોસ ઉડી ગયા ને શું કરવું તે સુઝ્યું નહિ. જો રૂમાલથી લ્હોય તો કાદવ તરતનો લાગેલો હોવાથી ડાઘા રહે; કાદવને સુકાવાની વાટ જોય તો કોણ જાણે ક્યારે એ સુકાય; અને ત્યાંસુધી એનો જીવ કેમ રહે? એટલામાં બ્રાહ્મણનો છોકરો અડધી લઇને ત્યાં પાછો આવ્યો. નવલશાએ રોષમાં તેને બે ચાર ધપ્પા લગાવી દીધા, અને ગાળ દઇને કહેવા લાગ્યો—"આ શું કીધું? તને જોડા સાચવવા રાખ્યો તે આવી રીતે કે." બ્રાહ્મણે જોયું કે ભુલતો થઈ ખરી, પણ તેટલા માટે તે કાંઈ નવલશાનો ધપ્પો ખાઈ રહે તેવો નહોતો. તેમાં નવલશા ગાળો દેવા લાગ્યો એટલે એને

પણ ક્રોધ ચહડયો. નવલશાને સામો મારવા દોડ્યા અને હોહા થઈ રહી. બીજા બ્રાહ્મણો વચમાં પડ્યા. બધા જણ છોકરાને ઠપકો આપી કહેવા લાગ્યા કે જજમાનને મરાય નહિ, અને નવલશાને કહેવા લાગ્યા "શેઠ તમે બ્રાહ્મણના છોકરા સામે હાથ ઉઠાવો એ સારૂં નહિ." પછી હોંસાતોસીનું કારણ પુછતાં, નવલશાએ બગડેલું સ્લીપર બ્રાહ્મણોને બતાવ્યું. તેઓ તો ધારતા હતા કે શેઠના જોડા કોઈ તફડાવી ગયું હશે કે કોણ જાણે શું એ હશે, નહિ તો શેઠ કંઈ આટલા બધા ખીજાઈ જાય નહિ. પણ જોડા બગડે તેમાં આટલો બધો કજીઓ કરે, એ તેઓને દુર્ઘટ લાગ્યું. એટલામાં એના મિત્રો દર્શન કરીને હસતા હસતા બહાર આવ્યા.

નવલશા સ્લીપર્સની ખટપટ કરતો હતો, તે વખતે દહેરામાં એક હસવા જેવી વાત બની.

બધાના હાથમાં બીલીપત્ર આપીને બ્રાહ્મણ મ્હોઢેથી સંસ્કૃત શ્લોક બોલતો શિવની પાસે છાબ લઈને ઉભો હતો. બીજાઓ આગળ પાછળ હાથમાં બીલી લઈને ઉભા રહ્યા. ઘણાએ પોતાને માથેથી ટોપીઓ ઉતારી હાથમાં લીધી. ભીખારીલાલ બહારો બહાર આવ્યો હતો તેથી એને માથે પાઘડી હતી તે ઉતારીને એક હાથમાં ધરી રાખી, ને બીજા હાથમાં બીલીપત્ર લઈને પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરતો એ ઉભો. એટલામાં વિહારીલાલ જે એની સન્મુખ હતો તેને, પાછળથી કોઈનો આચકો લાગ્યો. ધબ લેતો કે એનો હાથ ભિખારીલાલની પાઘડીપર પડયો ને એક ગોલાંટ આવી ગઈ. ભિખારીલાલે પાઘડી જોરથી ઝાલી રાખી નહોતી. તેથી વિહારીલાલના આંચકાની સાથે પાઘડી હાથમાંથી ગઈ ને પોતે પણ પડતો પડતો સહેજમાં બચ્યો. સર્વે જણાઓએ ખડ ખડ હસવા માંડયું અને ગમત માનવા લાગ્યાં ભીખારીલાલે પાઘડી લીધી. ત્યાં ભીનું હતું અને લોકોનાં પગલાં પડવાથી બધે કાદવ જેવું થઈ રહ્યું હતું, તેથી ધોતીઆના છેડાથી પાઘડી લુછતાં લુછતાં બધા સાથે એ પણ હસવા લાગ્યો.

થોડી વારમાં બધા હસતા હસતા બહાર આવ્યા ત્યારે ઉપર જણાવ્યું તેમ નવલશાની આસપાસ બ્રાહ્મણો વીંટળાઈ વળ્યા હતા.

નવલશા એક તો ચ્હીડાયો હતો. તેમાં વળી બીજા બ્રાહ્મણો પેલા છોકરાનો પક્ષ ખેંચવા લાગ્યા તેથી એ ભાઈનો વધારે મીજાજ ગયો; તેવામાં એના મિત્રો એની પાસે આવી લાગ્યા, અને તપાસ કરી તો માલમ પડયું કે નવલશાનું સ્લીપર કાદવથી બગડેલું હતું, એનું મ્હો ઉતરી ગયેલું હતું, બધાની જોડે જાણે કજીઓ કરતા તત્પર થઈ રહ્યો હોય એવો તેને જોઈને તેઓના

હસવાનો પાર રહ્યો નહિ. આ પણ ઠીક થઈ, અંદર ભીખારીલાલની પાઘડી અને બહાર નવલશાનો જોડો બગડયો. જોડો બગડયો તે તો સમજ્યા, પણ નવલશાનો ચહેરો જોઇને તેઓનું હસવું સમાયું નહિ. તેથી પાઘડી પડવાની વાત યાદ કરીને અને નવલશાનું કોડું જોઇને બધા પેટ દાબી દાબીને હસવા લાગ્યા.

નવલશાનો મીજાજ હવે છેક હાથથી ગયો. તે વખતે એની પાસે કરૂણાદાસ હતો. બધા ભેગું એને પણ હસવું તો આવ્યું, પણ પોતાનું મ્હોડું ઠાવકું રાખીને નવલશાની પાસે જઈ એ કંઈ બોલવા જતો હતો, તેવામાં નવલશાનો તોબરો જોઈ એનાથી પણ ખડખડ હસી દેવાયું. નવલશાએ જાણ્યું કે મારી એ મજાક કરે છે, તેથી ક્રોધને વશ થઇને કરૂણાદાસને એ મારવા દોડયો, પણ એટલામાં મમતારામે નવલશાનો હાથ ઝાલી લીધો. નવલશા ખરેજ ગુસ્સે થયો હતો ને વધારે હસવાથી વાત વધી પડશે ને હસવાનું ખસવું થશે એમ ધારી સર્વેને તેણે સાન કરી કે હવે હસવાનું બંધ રાખો તો સારૂં. પછી નવલશાને રાજી રાખવાને બ્રાહ્મણના છોકરાનો બહુ વાંક નહિ છતાં તેઓએ તેને બહુ ઠપકો આપ્યો, ને નવલશાના જોડા બગડયા માટે કંઈ પણ આપ્યા વગર ત્યાંથી બધા દરીઆ કીનારે ફરવા ગયા.

## પ્રકરણ ૯ મું

## નવલશાનું 'કોરટીંગ'

પીપળ પાન ખરંતા–હસંતી કુપલીઆં;
અમ વીતી તમ વીતશે–ધીરે બાપુડીઆં.
અમ બીગરે તો બીગરે ભાઇ–તુમ બીગરો તો રામ દુહાઇ.
(જુની કવિતા.)

મમતારામ નવલશા સાથે, જાણે કે કંઈ નહિ બન્યું હોય એમ આડી તેડી વાત કરતો ચાલવા લાગ્યો. રોષમાં અને રોષમાં નવલશા કોઇની જોડે કાંઈ બોલ્યો નહિ. તેથી ભીખારીલાલે એની પાસે જઇને મમતારામ જોડે વાત ચાલુ રાખી. નિર્મલદાસ અને નથુશેઠ થયલી વાત સંભારીને અને નવલશાના મ્હોંનો દાથરો યાદ કરીને, રહી રહીને હસ્યા કરતા હતા. તેઓને કરૂણાદાસ વારતો કે જવા દોની, હજી એનો મીજાજ ઠેકાણે આવ્યો નથી. એમ ચાલતાં ચાલતાં દરીઆ કીનારો આવ્યો અને બધા જેમ ફાવ્યું તેમ પથરા ઉપર બેઠા. નિર્મલદાસ મહોટો ધાંટો કહાડીને ગાવા લાગ્યો કે "જમકા અજબ તડાકા બે, તું કયા જાને લડકા

એ." નવલશા મુંગો બેસી રહ્યો. થોડીવારે એનો રોષ ઉતરવા માંડ્યો તેથી, એના મનમાં એમ આવ્યું કે બ્રાહ્મણના છોકરાને મારવા જતો હતો તેનું તો કંઈ નહિ, પણ કરૂણાદાસ ઉપર હાથ ઉગામ્યો તે કંઈ ઠીક થયું નહિ. એવા વિચારની એના મનમાં કંઈક દલગીરી લાગી તેથી એ મુંગોજ બેસી રહ્યો. નવલશાને પાછો ઠેકાણે આવતો જોઇને નિર્મલદાસે મજાક કરવાને વાસ્તે એને કહ્યું—"લાવ તારા જોડા હું સાફ કરી નાંખું." કરૂણાદાસને આંખની સાન કરી કહેવા લાગ્યો—"અને તું કહેતો કરૂણાદાસ સાફ કરે, પછી કંઈ છે?" સ્લીપર ઉપર કાદવ હવે છેક સુકાઈ ગયો હતો તેથી નવલશાએ રૂમાલથી બગડેલું સ્લીપર સાફ કીધું, ને મેલો થયેલો રૂમાલ ખીસામાં મુકી, નવો રૂમાલ બહાર કહાડીને હાથમાં રાખ્યો.

એમ બધે સુલેહ પથરાતી જોઇને નિર્મલદાસે દેવાલય આગલ બનેલી વાત પાછી ઉંચકી અને કહ્યું—"તારા કરતાં આ ભીખારીલાલ ભલો કેની કે એની એકની એક પાઘડી વિહારીલાલનો આંચકો લાગવાથી પડી ગઈ અને બગડીએ ખરી, પણ એતો કંઈ ચ્હીડાયો નહિ? સામો બધાની સાથે હસવા લાગ્યો, પણ તું તો એટલો રીસાયો હતો કે મનાવવો પણ ભારી પડે."

"જુઓની, એની પાઘડી કેટલી બધી બગડી છે?"—નથુશેઠે કહ્યું અને વાત યાદ આવવાથી ખુબ હસતાં હસતાં એણે ભીખારીલાલની પાઘડી લઇને નવલશાને બતાવી.

કરૂણાદાસે વાતમાં વાત નીકળતાં નિર્મલદાસને કહ્યું હતું કે નવલશાએ લગ્ન સારૂ ત્રીસ જોડી ખરીદી છે, તે હકીકત યાદ આવવાથી એ બોલ્યો—"તને શું, તું તો કાલથી બીજી જોડ પહેરશે પણ આ ભીખારીલાલ તો એની બગડેલી પાઘડી છ મહીના ચલવશે, કેમ ભીખારીલાલ?"

"અને રીસમાં ને રીસમાં દર્શન કરવાએ નહિ ગયા એ કંઈ ઠીક નહિ—" મમતારામ બોલ્યો—"માટે પાછા ફરતાં દર્શન કરજો, એમાં દેવતાએ શી ચોરી કીધી કે દર્શન નહિ કીધાં."

"કેમ હવે—" નિર્મલદાસે પુછ્યું—"કરૂણાદાસ ઉપર તો રીસ નથી કેની?"

નવલશા હસી પડ્યો. કરૂણદાસ તરફ જોઇને પાછું હસ્યો. બીચારો કરૂણાદાસ દીલમાં પાપ નહોતો રાખતો તેથી તે બોલ્યો—"હોય, મીજાજ જાય ત્યારે એમ પણ થાય. એમા શું?" વળી નવલશાને ભલું મનાવવાને એણે કહ્યું—"હું તપું છું ત્યારે મારાથી પણ એમ થઈ જાય છે."

પાછા ફરતાં અંધારૂં થવા આવ્યું હતું. દરીઆ કિનારે બહુ મસ્તી કરવાથી અને ભાંગ બહુ ચહડવાથી, સૌને કકડીને ભુખ લાગી. તેથી ધર્મશાળામાં આવતાં

વારને, બધા રસોડા તરફ રસોઇને કેટલીવાર છે તેની તપાસ કરવા ગયા. રસોઇને થોડી વાર હતી માટે બધા આમ તેમ વીખરાઈ ગયા. કેશવલાલ જમવાની તેયારી કરવા લાગ્યો, એણે પાટલા મુક્યા, ને બધા જમવા બેઠા.

અડધું જમણુ થઈ રહ્યું અને પાંતરાંઓના ઉન્હા ઉન્હા ધાણુ પીરસાતા હતા તે વખતે મમતારામ અને આનંદશંકર વારાફરતી સંસ્કૃત શ્લોકો બોલવા લાગ્યા. દરેક શ્લોકને અંતે બધા મમતારામની સાથે મ્હોટો ધાંટો કહાડીને હસતાં હસતાં, ને હાથના ચાળા કરતાં કરતાં, **હરા–હરા–મહાદેવ** બોલતા હતા.

નિર્મલદાસને હવે સૂર છુટયું, તેથી એક શ્લોક એ પણ બોલ્યો,

> "મોટા દેવ તું વિશ્વનાથ વિનવું તારો સદા દાસ જે;
> "પીડાયો અતિ ભાગ્ય બાર ભમતાં આવ્યો તજી વાસ જે.
> "ખોયું છે નિજ રાજપાટ સરવે દેશું થયું કેમનું;
> "દેવાને દરશાવ માર્ગ સવળો હાવે કહું કેમનું."

એમ બે ત્રણ વાર બોલ્યો પણ પાછો વારો આવતાં એકે શ્લોક યાદ આવ્યો નહિ ત્યારે બધાને હસાવવા "છજાં જાળીઓં માળીઓં ખૂબ છાજે, રૂડાં બારીએ બારણાં તો બિરાજે" એટલુંજ બોલીને **હરા હરા મહાદેવ** કીધા. બધા જણે વધારે મહોટા ધાંટા પાડીને અને ખુબ હસીને એની સાથે **હરા હરા મહાદેવ** કીધા.

જમી રહી એક ગોળ ટેબલપર પાનસોપારીની રકેબી પડી હતી તેની આસપાસ સૌ વીંટળાઈ પાનની બીડી બનાવી ખાતા હતા. તે વેળા મમતારામ ટેબલ પાસે ખુરશી ઉપર બેઠો હતો. તેણે નવલશાને પુછ્યું કે કન્યાની ઉમ્મર કેટલાં વર્ષની હશે.

નવલશાએ આસપાસ જોયું કે કેશવલાલ ક્યાં છે. તે તો ચાકર માણસોને જમાડવાના કામમાં રસોડામાં રોકાયલો હતો તેથી ત્યાં જોવામાં આવ્યો નહિ. એટલે એણે મહોટેથી જવાબ આપ્યો–"વીજળીની ઉમ્મર બાર વર્ષની હશે."

વગર પુછે એણે બૈરીનું નામ લીધું એટલે કેટલાક હસ્યા; કેટલાક એના મ્હોં સામું જોવા લાગ્યા. હવે સાંભળવાની મઝા પડશે એમ ધારી બધા એની આસપાસ વીંટળાઈ વળ્યા. એમ બધાને અચરજ પામતા જોઇને નવલશા મનમાં ખુશ થયો અને મહોટો વાઘ માર્યો હોય તેમ બોલ્યો.

"મારી બૈરીનું નામ લીધું તેમાં તમને નવાઈ જેવું લાગે છે કે મારા સામુ આમ જોયા કરો છો, પણ એમ નહિ કરીએ ત્યારે આપણે ભણેલા ગણેલા ક્યારે કહેવાઇશું?" નવલશાને એ પ્રમાણે ફુલાસ મારતો જોઇને એને હજી વધારે ખીલાવવાના હેતુથી મમતારામે પુછ્યું—

"એને ભણતાં ગણતાં આવડે છે?"

"તે તો હું જાણુતો નથી પણ આપણા લોક સુધરેલા ક્યાં છે કે ભણાવે, પણ મારો વિચાર"—મમતારામને ઇસારાથી જવાબ દેતાં એણે કહ્યું—"વીજળીને મુંબઇમાં ભણાવવાનો છે." બધા એકી વારે બોલી ઉઠ્યા—"તમે એને શું ભણાવશો, અંગ્રેજી કે ગુજરાતી?"

"બધુંએ"—નવલશાએ ભારમાં અને ભારમાં જવાબ આપ્યો.

"તમે એને કોઇવાર દીઠી છે ને એ કેવી છે?" નથુશેઠે પુછ્યું.

"ના, હું હજી સુધી મુંબઇની બહાર નીકળ્યો નથી પણ બધાના કહેવા પ્રમાણે વીજળી રૂપાળી છે."

"વારૂ ત્યારે નવલશા તમે એનું કોરટીંગ (પ્રેમ વિવાહ સારૂ પ્રાર્થના) કેવી રીતે કરશો"—આનંદશંકરે એને ચહડાવવાને પુછ્યું. "તમે તો અંગ્રેજી રીતિને અનુકરણ કરનારા છો એટલે મને જીજ્ઞાસા થાય છે." બધા જણા વધારે ધ્યાન દઇને સાંભળવા લાગ્યા.

"કેવી રીતે શું"—નવલશાએ મહાવિદ્વાનનું ડોળ ઘાલતાં અને ધીમે ધીમે વિચાર કરતાં જવાબ આપ્યો—"વળી બધાના દેખતાં વીજળી સાથે બોલશું ચાલશું. આજે મેં મારો ફોટો પડાવ્યો છે તેમાંની એક છબી હું વીજળીને આપીશ. મારૂં ચાલશે તો હું એની જોડે એકલો ફરવા જઇશ અને મીઠી મીઠી વાતો કરીશ. પણ સાથે ફરવા જવાનું કેમ બનશે તેનો મને વિચાર થાય છે."

"કોર્ટ કરશો તે લગ્ન પહેલાં કે પછી?" વિહારીલાલે પુછ્યું. આનંદશંકર હસીને બોલ્યો—"હેં હેં હેં વિહારીલાલ તમે ઘેલા થયા છો કે શું? વળી કોરટીંગ તે કંઈ પાછળથી થતું હશે. પરણ્યા પછી તે કોર્ટ થાય કે? કેમ નવલશા ખરૂં કેની."

"અલબત નહિ"—નવલશા રોબમાં અને રોબમાં બોલ્યો.

નવલશાની આવી સુધરેલી વાત સાંભળી બધા છક થઈ ગયા, પણ નવલશા ધારતો હતો તે કારણથી નહિ. નિર્મલદાસ, આનંદશંકર અને કરૂણાદાસ મ્હોં વિકાસી એના સામું જોઈજ રહ્યા. નથુશેઠને તો એમજ લાગ્યું કે નવલશા બડો લાહેર છે. નવલશાથી નિર્મલદાસ ઘણે વર્ષે મહોટો હતો. પણ નિર્મલદાસ એની સાથે સમવયનો હોય એમ વર્તતો. આવી આવી મજાક મશ્કરી એને બહુ ગમતી તેથી એના દેખતાં નવલશાને બોલવા ચાલવાને બધી વાતે છુટ હતી. થોડો વાર રહીને નવલશાને શીખામણ આપતો એ બોલ્યો.

"સારૂં થયું નવલ, કે આજે આ વાત નીકળી. બાકી મને ખબર નહોતી કે તું આટલો બધો સુધરી ગયો છે." પછી એને એવા કામથી વારતો હોય એમ

એણે કહ્યું.—"આપણી માંહોમાંહે તું આવું ઘેલું ગાંડું બોલ્યો તેની તો ફીકર નહિ. પણ સાસરે આવા ચાળા કરીશ કેની તો નકામું ફુલસુંઘણું ખોઈ બેસશે માટે—

"હવે ખોયું"—નવલશા તિરસ્કારપૂર્વક વચમાં બોલી ઉઠ્યો—"પારકાની બૈરી સાથે એમ બોલીએ ચાલીએ તો ફીકર ? પણ તમે કેશવલાલની દેખાદેખીએ ચાલો છો એટલે એ બધું તમને ખોટું લાગશે. પણ અમારા બધાના વિચાર તમારાથી જુદા છે."

"ભાઈ, તમે તમારી વાત કરોની?" ભીખારીલાલે હસીને કહ્યું–"અમને બધાને કયાં ખરડો છો? વસ્તુતઃ તમારા વિચાર ખોટા નહિ હોય પણ કેવળ એકલાથી સુધારો થવાનો નથી, એ વાત હજી તમારે શીખવાની છે."

નથુશેઠ કોરટીંગનો અર્થ જાણતો નહોતો તો પણ એ નવલશાનો બોલવાનો ભાવાર્થ સમજ્યો હતો. તેણે આંખો પહોળી કરીને પુછ્યું—"અને તમારી બૈરીની સાથે પીએરમાં પણ આજ પ્રમાણે ચાલશો કે ?"

"સાસરે અને પીએર ગમે ત્યાં, પણ બૈરી તો મારી કેની"—નવલશાએ ટેબલપર હાથ ઠોકીને કહ્યું–"ત્યારે એમાં અડચણ શી ?"

"તારા જેવા ભણેલાને તે વળી અડચણ શાની"–નિર્મલદાસે જવાબ આપ્યો. એની હવે ખાતરી થઈ કે નવલશા સાસરામાં આવા આવા ચાળા કરશે તો બધાને નીચું જોવાનું થશે. માટે લગ્નમાં એની ખુબ દેખરેખ રાખવી પડશે એમ વિચાર કરતો એ જતો રહ્યો.

મમતારામ આ બધો વખત હાથ પર માથું મુકીને ટેબલ પાસે ખુરશી પર બેઠો બેઠો વિચાર કર્યાં કરતો હતો. એણે નવલશા કરતાં પણ વધારે ભવાડા કરેલા હતા. પણ તે બધાનું પરિણામ સારૂં આવ્યું નહોતું. શાથી નહિ આવ્યું એ વાત, જુવાનીના તોરમાં એને જણાઈ નહિ. પણ હવે બધાનું કારણ એ સમજવા લાગ્યો હતો. પોતાના મનમાં એને પુરેપુરી ખાતરી હતી કે નવલશા કહે છે તેમ ચાલ્યો તો જરૂર ખત્તા ખાશે, અને પોતે જે ભુલો કરેલી હતી તેવી કોઇ બીજો ન કરે એવા હેતુથી એણે નવલશાને શીખામણ દીધી.

"નવલશા, એક વખત એવોએ હતો કે તમારા કરતાં સોગણી રાઈ મારા માથામાં હતી, તથાપિ મેં એકે મીઠું ફ્લ ચાખ્યું નહિ. બધેથી હાડમાર, અને ખત્તા ખાધી. મને તો કોઈ અનુભવપૂર્વક શીખામણ દેનાર નહોતું, પરન્તુ મારા પર વીતેલી બીનાના આધારેથી હું તમને કેવળ તમારા ભલાને માટે કહું છું કે આવી આવી નાદાનીથી દૂર રહેજો. એમાં તમારો લાભ સચવાયલો છે."

નવલશાએ એનું બોલવું ન ગણકાર્યું, અને તેવું મ્હોં કીધું એટલે મમતારામે કહેવું જારી રાખ્યું. "આ બધા પોતાના મનમાં ખાતરીથી માને છે કે તમે એવા કહેવાતા

સુધારામાં જરાએ કાંદો કહાડવાના નથી. પણ પોતાને માથે તેવું કંઈ ન વીતેલું હોવાથી, તેનું કારણ તેઓ તમને બરાબર સમજાવી શકતા નથી. એકવાર આપણે કબુલ કરીએ કે આ બધા સુધારામાં આપણું શ્રેય છે, તથાપિ તેને દાખલ કરવાનો સમય કે પ્રસંગ આવ્યો નથી ને આવશે પણ નહિ. કદાચ આવે તો પણ તે આવતાં આવતાં બહુ કાળ નીકળી જશે."

"કેમ નથી આવ્યો ?" નવલશાએ પુછ્યું.

"તમારી બૈરી તમારા જેવા વિચાર ધરાવે છે ?" મમતારામે ઉત્તર આપ્યો—"તે તો જાણે હજી નહાની છે, પણ તામારા સાસરામાં તમારા વિચારને પસંદ કરનારા કોણ કોણ છે ? વધારે તો રહ્યું, તેઓ તો જાણે દેશના રહ્યા એટલે એવા હોય. પણ ખુદ તમારા જ ઘરમાં તમારાં માબાપ કે બ્હેન અંગ્રેજી રીતનું અનુકરણ કરવા તત્પર છે ?"

નવલશા કંઈ બોલ્યો નહિ. બીજા બધા મમતારામના મતને મળતા થયા ને તેઓએ નવલશાની વતી જવાબ આપ્યો કે ના.

"વારૂ ત્યારે"—મમતારામ પાછો બોલ્યો—"એટલું તો સિદ્ધ થયું કેની કો આવાં આવાં સુધારણાં એકલાના કરતાં જનસમૂહ પર વધારે આધાર રાખે છે. જ્યાં સુધી જનસમૂહ તમારા જેવા વિચારને અનુમોદન નહી આપે, ત્યાં સુધી તમે જે જે કરશો તેમાં નોખા ને નોખાજ પડશો, ને વળી વટાવમાં છોકરવાદમાં ખપશો."

નવલશા કંઈ સમજ્યો નહિ.

"તમે કેવી રીતે ચાલશો તેની મને થોડી જ લેવા દેવા છે." મમતારામે કહ્યું—"પણ જાણવા છતાં તમને શીખામણ ન આપું, તેનો દોષ મારે માથે રહે માટે તમને કહું છું કે એક વખત એવો પણ આવશે કે મારા બોલ તમને સાચા લાગશે."

એવામાં કેશવલાલ આવ્યો ને બધી વાત બંધ પડી.

પછી નથુશેઠે બ્રાહ્મણને વરદી આપી કે રાતના બાર વાગતે કાફી બનાવે. દુધ તો વધેલું હતું, પણ કાફી નહોતી તે વાત બ્રાહ્મણે શેઠને જણાવી. મમતારામે તથા કેશવલાલે એને સમજાવ્યો કે હજી તો આપણે હમણા જ જમ્યા છઇએ માટે કાફી કરાવવાનો વિચાર માંડી વાળો.

પરંતુ નથુશેઠે કાફી પીવાની જીદ લીધી. વાલકેશ્વરમાં મોડું થઈ જવાથી કાફી મળવી મુશ્કેલ હતી તોપણ નથુશેઠે રાતના દશ વાગતે બ્રાહ્મણને શહેરમાં મોકલ્યો કે કાફી લઈ આવે. એ પ્રમાણે રાતના બાર વાગ્યા સુધી જેઓ જાગતા હતા તેઓએ કાફી પીધી, બાદ થોડો વખત પાનાં ટીપ્યાં, ને મોડી રાત થતાં તેઓ પાનાંથી કંટા-

જ્યા, પણ જાગવું તો ખરૂં તેથી મસ્તી તોફાન કરવા લાગ્યા. નથુશેઠ બધાના ઉપર તકીઆ ફેંકવા લાગ્યો, તેઓનાં ઓઢવાનાં ખસેડી મુકયાં, બધી બારીઓ ઉઘાડી નાંખી કે અંદર ખુબ પવન આવે ને તેઓ સુતેલા જાગે. એ રીતે એ બધાને હેરાન કરવા લાગ્યો. રાતના બે વાગતે બહુ શોર બકોર થઈ રહ્યો, તેથી કેશવલાલે નથુશેઠને સમજાવ્યો કે કોચ ખુરશી ભાગશે તો માનો ઠપકો મળશે. મસ્તી તોફાન કરી એ શેઠ થાકી ગયો હતો તેથી થોડીવાર સુધી હા ના કરીને સુઈ ગયો. એના સુવા પછી બધે થોડીવારમાં શાંત થઈ ગયું.



## પ્રકરણ ૧૦ મું

## સંન્યાસી

જો મેં જાનું તું કયા જાને, ફરમાયા મેરે મૌલાને;
નૂરીમે નૂર સમાજાને, આદમકું આદમ કયા જાને;
સો રબકી મરજી કયા જાને, દુનીઆ મતલબ અપની જાને;
(× × × ×)

પ્હો ફાટતાં કેશવલાલ ઉઠયો. ન્હાઈ ધોઈ પાઠ પૂજા કરી પરવારી ઘડીઆળમાં જોયું તો સાડા ૭ થયા હતા. હજી કોઈ જાગ્યું નહોતું. કેટલાક મોડા સુતા તેથી અને કેટલાક અત્યારે ઊઠીને શું કરીએ એવા વિચારથી પડ્યા પડ્યા ઉંઘતા હતા, તેથી કેશવલાલ, સંન્યાસી ઉતર્યો હતો ત્યાં ગયો.

નથુશેઠની ધર્મશાળામાં એક મ્હોટા આંબાના ઝાડની નીચે સંન્યાસીએ પોતાનું આસન કરેલું હતું. રાત્રિએ પણ તે ત્યાંજ પડી રહ્યો હતો. ગઈ કાલે તે મુંબઈ શેહેરમાં આવ્યો હતો, પણ શેહેરમાં ઉતરવાનું એવા લોકને બીલકુલ પસંદ પડે નહિ માટે વાલકેશ્વર આવ્યો. તે વખતે ધર્મશાળા બહાર કેશવલાલ ઉભો હતો, તેણે સંન્યાસીને પ્રણામ કીધા ને પુછ્યું—"મહારાજ! આપનો મુકામ કયાં છે?" સ્વામીએ જણાવ્યું કે હું તરતનો મુંબઈ આવેલો છું અને આસન સારૂ જગ્યા શોધું છું. કેશવલાલે તેને બંગલામાં ઉતરવાનો આગ્રહ કીધો, પણ સંન્યાસીએ તેની ના કહી ને આંબાના વૃક્ષની નીચે પોતાનું આસન માંડયું. આઠમા પ્રકરણમાં જણાવ્યું તેમ ચારેક વાગે કેશવલાલે એને ચોખ્ખી ભાંગ આપી જે એણે ખુશીથી પીધી. એને જમાડવા સારૂ કેશવલાલે બહુ કીધું, પણ નોખી રસોઈ કરાવવાની તો એણે ના કહી ને બધાને સારૂ રસોઈ થાય ત્યારે ભોજન લેવાનું એણે જણાવ્યું. તેથી રાતના સૌના જમવા પહેલાં કેશવલાલના કહેવાથી રસોઇઓ થાળી ભરી

એને જમાડી આવ્યો. સંન્યાસી બહુ મિતાહારી હતો. જોકે સવારનો એ ભુખ્યો હતો છતાં બહુજ થોડું ખાધું. એની સાથે એક કમંડલુ અને વ્યાઘ્રચર્મ હતાં. હાથમાં દંડ નહિ પણ કોઈ ઝાડની લાકડીનો સોટો અને પગમાં પાવડી હતી. તે સિવાય બીજું કંઈ પણ એની પાસે નહોતું. એણે લંગોટ વાળી, ગેરૂથી રંગેલું એક જીર્ણ વસ્ત્ર કમ્મરપર બાંધી દીધું હતું, બાકી બધું અંગ છેક ઉઘાડું હતું. સારી રાત થોડી થોડી ઠંડી છતાં, એમ ઉઘાડો ને ઉઘાડોજ આંબાના તરૂતળે એ પડ્યો રહ્યો. રાતના એક પહોરની નિદ્રાથી એને આરામ મળ્યો. હજી તો ધર્મશાળામાં નથુશેઠ અને તેના મિત્રો મસ્તી તોફાન કરતા હતા એટલામાં સંન્યાસી જાગ્યો. ન્હાઈ ધોઇને જલદીથી પરવારી, વ્યાઘ્રચર્મ ઉપર બેઠો વેદનો ને ઉપનિષદોનો પાઠ કરવા લાગ્યો. તેમ કરતાં અજવાળું થયું અને થોડી વારમાં કેશવલાલ ત્યાં આવ્યો.

કેશવલાલની સાદી અને વિનીત રીતભાતથી તથા એની શ્રદ્ધાથી સંન્યાસીને સંતોષ થયો હતો, તેથી કેશવલાલને બહુ ભાવથી પોતાની પાસે બોલાવ્યો. પગે લાગીને કેશવલાલ એની પાસે ભોંયપર બેઠો.

સંન્યાસીનું વય એંસીથી નેવું વર્ષનું હશે, પણ તે જરાએ વૃદ્ધ જણાતો નહિ. એનું પાંચ હાથ ઉંચું અને હૃષ્ટપુષ્ટ નિરોગી શરીર જોઇને કોઈ એની ઉમ્મર પચાસ વર્ષથી વધારે લેખે નહિ. વીર્યબળે, યોગબળે અને વિદ્યાબળે એનું બધું શરીર લસલસતું હતું. બધું માથું બોડકું હોવાથી એનું ભવ્ય કપાળ વધારે ભવ્ય દીસતું. એનું વિશાળ કપાળ, કાળાં તેજ મારતાં અને સ્થિર રહેતાં નેત્રો, શાંત ગંભીર અને પ્રસન્ન મુખમુદ્રા, અને શિર આગળ છાઈ રહેલા તેજના અંબારથી એની મૂર્તિ ખરેજ અલૌકિક દીસતી. એ પ્રમાણે સંન્યાસીની છબી બધાના ચિત્તને આકર્ષક અને આહ્લાદક લાગતી. પોતે બહુ વિદ્વાન અને યોગમાં કુશળ હતો એમ એની મનહર આકૃતિ પરથી અને કંચન પેઠે ચકચકતા શરીર પરથી સ્પષ્ટ દેખાતું.

કેશવલાલને યોગશાસ્ત્રના ગ્રંથોનો થોડો ઘણો અભ્યાસ હતો. પ્રાણાયામ અને યોગની ક્રિયાઓ શીખવાનું એને બહુ મન હતું, તેથી થોડી વારમાં સંન્યાસી આગળ એણે યોગસંબંધી વાત છેડી. એને સંસ્કૃત આડવતું જોઇને અને એનું યોગશાસ્ત્રીય જ્ઞાન તરફનું વળણ જોઇને સંન્યાસી વધારે પ્રસન્ન થયો. કેશવલાલની એ વિષયમાં શ્રદ્ધા છે એવી પોતાને પતીજ એકવાર પડી કે સંન્યાસી બહુ છુટથી અને ખુલાસાથી વાત કરવા લાગ્યો. કેશવલાલે પુછેલા પ્રશ્નોના ઉત્તર, ચિત્તમાં ઠરી રહે એવી વાણીથી મધુર રીતે એણે આપ્યા. કેશવલાલ સંબંધી કેટલીક માહીતી એણે મેળવી. એવી વાત ચાલતી હતી એટલામાં, સંન્યાસી એકાએક બોલતો બંધ પડ્યો. પાંચેક મીનીટ સુધી મૌન ધારીને બેસી રહ્યો. પછી, જાણે કે એને કોઈ અંદરથી પ્રેરક

હોય તેમ, પ્રકૃત વિષયથી અસંબદ્ધ, પોતાના ગુરુની એક વાત એણે કહાડી અને વાર્તા કહેવાની શૈલીથી તે કેશવલાલને સંભળાવવા લાગ્યો.

સંન્યાસીએ કેશવલાલ સાથે હિંદુસ્થાની ભાષામાં વાત કીધી હતી, પણ આ વાત તો ગુજરાતી એની સ્વદેશી ભાષા હોયની, તેવી સફાઇથી ને છટાથી એ કહેવા લાગ્યો. કેશવલાલ વિસ્મય પામવા લાગ્યો, તથાપિ સંન્યાસીનું કહેવું એણે મુંગા મુંગા સાંભળ્યા કીધું.

"લોકો મને આનંદગિરિને નામે ઓળખે છે. જગતને અભિવંદનીય સ્વરૂપ અને પૂજ્યપાદ મારા ગુરુ શ્રીવિદ્યાનંદ મહારાજ સુમારે સો વર્ષ ઉપર એક મહાપર્વને સમયે નાશક યાત્રાર્થે નીકળ્યા હતા. માર્ગમાં એક ગિરિ પરથી ઉતરતાં દૈવયોગે એમનો પગ સરી પડયો, અને પોતે અફળાતા ઝીકાતા પાસેની ખાઇમાં પડયા. સોએક કદમ સુધી ખુબ પછડાયા પછી, કોઇ ઝાડનું ઠુંઠું એમના શરીરની આડું ન આવ્યું હોત તો ગુરુશ્રીના શું હાલ થાત તે કહેવાતું નથી. અચાનક રીતે પોતાનો પગ સરી પડયો તેથી અને આડા અવળા પથ્થરોમાં ખુબ ગબડયા તે કારણને લીધે, પડતાંને વાર એમની સુધ સાન જતી રહી. કેટલીવાર એમ બેશુદ્ધ થઇ રહ્યા તે જણાયું નહિ, પણ જ્યારે કંઇક કળ પડી અને શુદ્ધિમાં આવ્યા ત્યારે એક ભલા વાણીઆને પોતાની સારવાર કરતો જોયો. એ વાણીઓ ઇશ્વરેચ્છાએ ત્યાંથી નાશક યાત્રા નિમિત્તે જતો હતો. તેણે ગુરુશ્રીને ખાઇમાં ગબડતા જોયા. એ ખાઇમાં ઉતરવાનો જરાએ વગ નહોતો તથાપિ જીવ જોખમમાં નાંખીને તે અંદર ઉતર્યો. ગુરુજી પાસે આવીને જોય છે તો મહારાજના હાથપગ લચકાઈ ગયલા જણાયા. બોલવાની કે ઉઠીને બેઠા થવાની હોંસકોસ તેનામાં રહી નહોતી પરન્તુ પોતે વનસ્પતિ વિદ્યામાં કુશળ હતા તેથી જેમ તેમ વાણીયાને અમુક વૃક્ષનાં અને વેલનાં પાંતરાં તથા મુળીઆંઓ આણવાને સમજાવ્યો. કેટલીક જડી બુટ્ટીઓનો રસ પોતાને બધે શરીરે એમણે વાણિયા પાસે લગડાવ્યો. કેટલાંક પાંતરાંઓને ભાંગેલાં હાડકાંપર મુકાવી પટા બંધાવ્યા. ગુરુશ્રીએ મગાવેલી જડી બુટ્ટીઓ શોધીને આણવામાં ઘણો કાળ વીતી ગયો; કેમકે તે વાણીઓ ઘણીકનાં નામ જાણતો નહોતો, અને ઘણીકને જુદે નામે ઓળખતો; તેથી અહીંથી તહીં વનસ્પતિની ખોળમાં ફરતાં ફરતાં લાવીને તે ગુરુજીને બતાવતાં બતાવતાં, કેટલીક ન મળવાથી બીજા ઝાડપાલાની શોધમાં જતાં જતાં, તેઓનો રસ કહાડીને છેલ્લે સંન્યાસીના કહેવા પ્રમાણે પીછોડીથી અને પાઘડીના ચીરા કરીને પાટા બાંધતાં બાંધતાં, એક આખો દિવસ નીકળી ગયો, તથાપિ તે વાણીઓ મહારાજશ્રીની સેવામાં તત્પર રહ્યો; ખાવાપીવાની પણ દરકાર કીધી નહિ. પાટા બંધાવ્યા પછી થોડી વારે ગુરુજીને

આરામ મળ્યો. પણ શરીર છેક હાલ હવાલ થયું હતું તેથી પોતે જ્યાં પડયા હતા ત્યાંજ, કંઇક દુ:ખમાં અને કંઇક બેશુદ્ધિમાં પડી રહ્યા ને ત્રિજે દિવસે જાગ્યા. તે વખતે પણ પેલો વાણીઓ મહારાજની પાસેજ બેઠો બેઠો સેક તથા સારવાર કરતો હતો. ત્રિજે દહાડે બધા પાટા છોડાવી, તાજી વનસ્પતિ મગાવી, પાછો બધો શરીરે રસ ચોપડાવ્યો ને પાટા બંધાવ્યા. એમ ચાર પાંચ વાર થયું ત્યારે ગુરુજીનું શરીર કંઇક ઠેકાણે આવ્યું પરંતુ જે પર્વ નિમિત્તે તેઓ બન્ને નાશક જવા નીકળ્યા હતા તે વીતી ગયું. વાણીઓ પુણ્યશાળી કે ત્યાંથી ચસ્યો નહિ, ગુરુ મહારાજની સેવા ચાકરી શિષ્યભાવે કર્યાં કીધી. એમ કરતાં કરતાં એક માસ પછી ગુરુશ્રીમાં ઉઠવા બેસવાની શક્તિ આવી. બન્ને જણ ધીમે ધીમે મજલ કાપતાં નાશક ગયા. ગુરુજી યોગવિદ્યામાં બહુ પ્રવીણ હતા, તેથી તેની સાધનાએ નાશક પહોંચ્યા ત્યારે, એમનું શરીર ઘણું ખરૂં પાછું ઠેકાણે આવી ગયું. નાશકમાંથી વાણીઓ એમનાથી જુદો પડયો, અને થોડા દિવસમાં મુંબઈ પાછો આવ્યો. મહારાજશ્રીએ એને આશીર્વાદ આપ્યો, પણ તે વખતે બીજું કાંઇ બોલ્યા ચાલ્યા નહિ.

"ઘેર આવીને વાણીઓ જુએ છે તો દહોડ બે માસ સુધી એની કંઈ ખબર અંતર ન સાંભળવાથી બધે હોહાકાર થઈ રહ્યો હતો. જો એ થોડાક વધારે મોડો આવ્યો હોત તો એની ઉત્તરક્રિયા પણ કરી નાંખી હોત! પણ એટલામાં સારે ભાગ્યે વાણીઓ ત્યાં જીવતો આવી પહોંચ્યો. એનાં સગાં વહાલાં તથા ભાઇબંધુઓ એને કંઈ ખબર ન મોકલી માટે ઠપકો દેવા લાગ્યાં, તેથી વાણીઓ તો ચુપ થઈ ગયો ને હાંસી થવાની બ્હીકે આમ મોડું આવવાનું કે કંઈ ખબર ન મોકલવાનું ખરૂં કારણ પોતાની બૈરી સિવાય કોઇને પણ જણાવ્યું નહિ."

નાશકમાં બે માસ રહીને મારા ગુરુ પાછા વળતાં મુંબઈ ગયા. એક ક્ષણવાર પણ તમે તમારા મનમાં ધારતા નહિ કે ગુરુ મહારાજ નગુણી હતા કે વાણીઆએ મહાકષ્ટ વેઠી, પર્વની યાત્રા ચુકી જે ખરી સેવા ચાકરી નિષ્કામ ભાવથી કરી હતી, તે એક પળવાર પણ ભુલી ગયા હોય."

"ગુરુશ્રી સર્વ વાતે સમર્થ હતા. પોતાની વિદ્યાબળથી વાણીઆને નાશકમાંજ ન્યાલ કરવા ઇચ્છતે તો કરી શકતે. પણ એમણે વિચાર્યું કે વાણીઆએ આટલી બધી સેવા ચાકરી કરી છે માટે એને કંઈ એવી ફળ-સિદ્ધિ આપવી જોઇએ કે એના વંશજો પણ એ ફળને ભોગવે. તે સંબંધે મહારાજને જાણવાની જરૂર હતી કે વાણી-આના મનમાં કંઈ વાંછા-અભિલાષા છે કે નહિ."

"પણ વાણીઓ તો નાશકમાં મહારાજશ્રીનો આશીર્વાદ લઇને જ ચાલ્યો ગયો, કંઈ અભિલાષા દર્શાવી નહિ. ગુરુજી એને મુંબઇમાં મળ્યા ત્યારે પણ વાણીઓ કંઈ

પણ અપેક્ષા વગર કેવળ શુદ્ધ ભાવથી તેમની ચાકરી બરદાસ્ત કરવા લાગ્યો, ને દૈવયોગે આટલી સેવા કરવાનું મળ્યું તેથી પોતાને કૃતકૃત્ય માનવા લાગતો જણાયો. આ ઉપરથી શ્રીવિદ્યાનંદ મહારાજની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. વાણીઆને બહુ બહુ ધન્યવાદ આપ્યો કે તારી નિષ્કામ ભક્તિ તારૂં પરલોકમાં શ્રેય કરશે એમાં પુછવુંજ શું? પણ આ લોકમાંએ તારૂં શ્રેય કરવાને હું સમર્થ છું અને કરીશ. પરન્તુ વધારામાં તારા વંશજોમાંથી કોઇ લાયક અને ભાગ્યશાળી જન્મશે તેને હું કેટલીક યોગપ્રભાવજ સિદ્ધિઓ આપવા ધારૂં છું."

"ધવલકૂટ નામનો એક ગિરિ મુંબઇથી બહુ દૂર નથી. મારા ગુરુ મહારાજ સદા તે પવિત્ર ધવલકૂટની ગુફામાં વાસ કરી રહ્યા હતા, ત્યાંથી વાણીઆને સારૂ પુષ્કળ ઝવેરાત લેતા આવ્યા ને તેને ન્યાલ કીધો; અને કોઈ યોગ્ય ભાગ્યશાળી નર એના વંશમાં જન્મે તેને કેટલીએક યોગસિદ્ધિ આપવાની હકીકત અને વ્યવસ્થાથી વાણીઆને માહીત કીધો. હાલ એ વાણીઆની ત્રિજી પહેડી ચાલે છે. તે પૈસે ટકે સુખી છે. એ વાણીઆનો જ્યેષ્ઠ પુત્ર હાલમાં પણ મુંબઇમાં ધનવાન્ ગણાય છે."

"હવે બચ્ચા કેશવલાલ, તે યોગસિદ્ધિઓ આપવાનો સમય બહુ પાસે આવ્યો છે. એના વંશજોમાંથી એ સિદ્ધિઓ કોને આપવી તે વિષે મારા ગુરુ મહારાજે જે વ્યવસ્થા કીધી છે તે પ્રમાણે ચાલવામાં એનો જે વંશજ ભાગ્યશાળી થશે તેને એ સિદ્ધિઓ આપવામાં આવશે. તે વાત તેના વંશજોને જણાવવા માટે ખસુસ કરીને આ ટાંકણે હું મુંબઇ આવ્યો છું. થોડા વખતમાં એ વાણીઆના જ્યેષ્ઠ પુત્રનો જ્યેષ્ઠ પુત્ર, જેને હું નામે ઓળખું છું તેને મળીશ અને તે વખતે સર્વ વાતનો ખુલાસો થશે."

કેશવલાલે એક ચિત્તે આનંદગિરિનું કહેતું સાંભળ્યા કીધું. એમની વાણીનો રણકારો એના કર્ણને અને હૃદયને આનંદ આપતો હતો, એટલામાં આનંદગિરિ સંન્યાસી કોણ જાણે શાએ કારણથી બોલતો બંધ પડયો. હજી જો કે એ વાતને અંગે બહુ સાંભળવાનું બાકી હતું તોપણ કેશવલાલની અચરતીનો કંઇ પાર નહિ રહે એમાં આશ્ચર્ય શાનું? સંન્યાસીએ જો કોઈ પુરાણમાંની એકાદ કથા કહી સંભળાવી હોત અથવા સત્યયુગના વખતની એકાદ વાર્તા કહી હોત તો તો જાણે એમાં આશ્ચર્ય પામવા જેવું નહોતું, પણ આ વાત સાંભળી કેશવલાલ તો દંગ થઈ ગયો. વિક્રમની વીસમી સદીમાં, સુધરેલા અંગ્રેજી રાજ્યમાં, અને ખુદ મુંબઈ જેવાં મુખ્ય શેહેરમાં આવી આવી ચમતકારથી ભરપુર વાત કોઈ વાણીઆના વંશમાં બને, એ બીના એક લેખે નહિ મનાય તેવી હતી. પરંતુ તે જોડી કહાડેલી પણ નહોતી લાગતી. સંન્યાસીને તેમ કરવાનું કંઇ પ્રયોજન નહોતું. વળી પોતાનો ગિરિગુફાનો નિવાસ છોડી વિના કારણે આનંદગિરિ અહીં સુધી આવે નહિ. આમ વિચારતાં

કેસવલાલ થોડી વાર મુંગો બેસી રહ્યો અને આસપાસની બધી વાતનું તોલ કરતાં એને ખાતરી થવા લાગી કે મહારાજની કહેલી વાત ખરી હોવી જ જોઇએ. એવો વિચાર એક વાર એના મનમાં ઠસ્યો કે તે વાણીઓ કોણ છે? કયાં રહે છે? તે સિદ્ધિઓ કેવી અને કેવા ચમત્કારવાળી છે? એ બધું જાણવાની એને ઉત્કંઠા થઈ અને એ બોલ્યો—"તે વાણીઆના વંશજને આપ ઓળખો છો? આગળ આપ એને કોઇવાર મળ્યા હતા?" સંન્યાસીએ ડોકું ધુણાવતાં ના કહી, ને જવાબ આપ્યો—"આગળ હું એકવાર મુંબઇ આવી ગયો હતો પણ કંઇ કારણ ન હોવાથી તે વાણીઆને મળ્યો નહિ. હાલમાં એ સિદ્ધિઓ આપવાનો સમય પરિપકવ દશાને પામ્યો છે, માટે મારૂં અત્રે આવવું થયું છે અને તે કામ ખલાસ થતાં હું તરત પાછો ચાલ્યો જઇશ; કેમકે આ મ્હોટું શેહેર, જેમાં પ્રવૃત્તિનો ઓઘ અરે! અસંખ્યાત ઓઘના ઓઘ એક બીજા સાથે અથડાતા કુટાતા અને દોડતા વહ્યા જાય છે. તે તો ગ્રામેચરોને ભલે પસંદ આવે; અમારા જેવા નિવૃત્તિમાર્ગને ગ્રહણ કરનારને તે જરાએ અનુકૂળ નથી, પણ શું કરીએ? આતો સકારણ આવવું થયું છે."

"ત્યારે મહારાજ! તમે એને ઓળખતા નથી તો આવા મહોટા શેહેરમાંથી તેને કેમ ખોળી કહાડશો?"

"તમને એમાં મુસ્કેલ જેવું લાગતું હશે, પણ અમને તો ધારેલો શખસ ખોળી કહાડવો જરાએ મુસ્કેલ નથી. જ્યારે હું તેને મળવાનો નિશ્ચય કરીશ ત્યારે અનાયાસે કયે ઠેકાણે અને કયે ઘેર જવું તે સર્વ, મારૂં મન મને આપોઆપ દેખાડતું જશે; કારણ કે મન બહુ દિવ્ય અને ચમતકારિક વસ્તુ છે."

"જેને આપ મળવા માગો છો તેનું નામ મને જણાવશો?"

સંન્યાસી એનો શું જવાબ આપત તે કહેવાતું નથી; કેમકે એટલામાં નવલશા ત્યાં આવી લાગ્યો. કેશવલાલ તેને પ્રશ્ન પુછવામાં એટલો તો મશગુલ થયો હતો કે નવલશા છેક પાસે સુધી આવ્યો ત્યારે એને જણાયુ કે કોઈ આવે છે. નવલશા ધીમે ધીમે સ્લીપર્સને સાચવતો, તેના પર નજર કરી મનમાં ખુશ થતો, —કેમકે આજે સવારના સ્લીપર્સને સાફ કરતાં ગઈ કાલના કાદવનું નામ રહ્યું નહોતું,— રૂમાલથી મ્હોં લ્હોતો, અને એકહાથે લાકડી હલાવતો ધર્મશાળાની બહાર ઝાડપાનમાં ફરવાને એકલો નીકળી પડ્યો હતો. કેશલલાલને સંન્યાસી જોડે વાતમાં મગ્ન થયેલો એણે દૂરથી જોયો. તેનું કહેવું કેશવલાલ બહુ ધ્યાનથી અને માનથી સાંભળતો એને દેખાયો. જો કેશવલાલ ત્યાં નહિ હતે તો સંન્યાસીને એ વગર નમવે ચાલ્યો જાત. પરન્તુ કેસવલાલને આટલો બધો ભાવિક બનેલો જોઇને નવલશાને અવળું ચાલવાનું મન થઈ આવ્યું. એવા ભીખારી વેરાગી લોકને પોતાનો તિરસ્કાર બતા-

વવાનો એણે નિશ્ચય કીધો. જો કે એ લોકની વિદ્યા ખરી છે કે ખોટી તે સંબંધી એણે કોઈ વાર વિચાર કે મનન કરવામાં એક પળ પણ રોકી નહોતી; પણ બન્ને પક્ષ તપાસ્યા વગર, જાણ્યા વગર, ખોટું, જંગલી એમ કહેવું તે તો, એના જેવાના મનથી ભણ્યાનું સાર્થક કરવાનું હતું; તેથી સંન્યાસીની કાંઈ પણ દરકાર કીધા વિના સ્લીપર્સ્ સાથે એ છેક પાસે આવ્યો ને ભારે દમાકમાં રૂમાલવાળા હાથને કમ્મરપર મુકી, બીજે હાથે લાકડીથી કમ્મરને ટેકો દેતો, એ ઉભો રહ્યો. હજી એ સંન્યાસીની છેક અડોઅડ જતે, પણ એટલામાં કેશવલાલની એનાપર નજર પડી ને નવલશા ઉપર કહ્યું તેમ દમાકમાં ઉભો રહ્યો.

ચોરને ચોરેલી વસ્તુ સાથ પકડતાં છુપી પોલીસનો કોઈ માણસ જેમ જોય તેમ નવલશા સંન્યાસી તરફ જોવા લાગ્યો.

સ્વામી આનંદગિરિએ પ્રસન્ન મુખમુદ્રાથી એના સામું જોયું; નજર નાંખતાંવાર તે પામી ગયો કે નવલશા છાલકો અને થોડા પાણીનો તારૂ છે; તથાપિ મ્હોડાપર તેમાંનું કંઈ બતાવ્યું નહિ.

જોગાન જોગે કેશવલાલે પુછેલા સવાલના ઉત્તરમાં "અનાયાસે, મારૂં મન આપોઆપ દેખાડતું જશે; કારણ કે મન બહુ દિવ્ય અને ચમત્કારિક વસ્તુ છે"–એ શબ્દો નવલશાને કાને પડ્યા; તેથી એને નક્કી લાગ્યું કે સંન્યાસી પોતાની મહોટાઇનાં બાંકાં ફુંકે છે ને કેશવલાલને ભોળવે છે.

કેશવલાલે એને આંખના ઇસારાથી સમજાવવા માંડ્યો કે સંન્યાસીને જોડા ઉતારી પગે લાગે. નવલશા તે ઇસારો સમજ્યો ખરો, પણ કંઈ દરકાર કીધી નહિ; સામો કેશવલાલને લુટી લીધો હોય તેમ, તેની દયા ખાતો અને સ્વામી આનંદગિરિ તરફ અનાદર કરતો એ બોલ્યો—

"ક્યું મારાજ, ચમત્કારકી ક્યા બાત બોલતે હો!"

"ક્યા બચ્ચા?"

"ક્યા બચ્ચા ક્યા"—નવલશાએ, જાણે કે સંન્યાસી એના બોલવાથી ગભરાઈ ગયો તેવો ડોળ ઘાલી તોછડાઇથી કહ્યું. મહારાજની સાથે આમ તોછડાઇથી વરતવાનો એના ચહેરા પર ઠરાવ જોઇને કેશવલાલ એને વારતો બોલ્યો—

"નવલ કેમ?"

પણ નવલશાએ કેશવલાલનું બોલવું ગણકાર્યું નહિ ને સંન્યાસી આગળ બોલ્યો–

"અબી તુમેરા લોકકા બખત ચલ ગયા હે—સબ લોક ભણકે સુધરે હે સો તુમેરા લોકકા ઢોંગ બોંગ નહિ માનતા હે."

આનંદગિરિ હસ્યો ને નવલશા તરફ નરમાસથી જોતાં કહ્યું—

"બચ્ચા, તું કહા કહેનેકું મંગતા હે સો તો ધીરજસે બોલ, મેં તુજકું જવાબ દેઉંગા. એ ભાઇકી (કેશવલાલ તરફ બતાવીને) પાસ બેઠ ઔર જો પુછનાં હોવે સોં પુછ."

"બેઠને કરનેકી અમકું ફુરસુદ નહિ હે. પણ તુમેરી ખાસ ચમત્કાર હોવે સો દેખાવ, ફીર દેખેંગે. અમતો તુમેરી સબ બાત ખોટી માનતા હે."

"બચ્ચા"—સંન્યાસીએ હસીને જવાબ આપ્યો—"ખોટું માનવું એવો તારા મનનો ઠરાવ હોય તો પછી ચમત્કાર જોવાથી શું?" નવલશા આમાં કાર્ય કારણ-સંબંધ જોઈ શક્યો નહિ. કેશવલાલ સમજીને હસ્યો ને નવલશાને લાગ્યું કે પોતાની વાતને જે વળણ આપવા માગતો હતો તે મળ્યું નહિ, તેથી ચ્હીડાઇને એ બોલ્યો—

"હું તો વધારે ઓછું જાણું નહિ. તમારી પાસે શું કંઈ ચમત્કાર છે? પણ આવું પુછવું એજ બેવકુફી છે."

"ખરૂં"—સંન્યાસીએ કહ્યું.

"બરોબર છે"—કેશવલાલ તેની સાથે બોલી ઉઠયો.

નવલશા વિચારમાં પડ્યો કે શું કરવું. પણ ભાંડવામાં કંઈ વિદ્વત્તા કે હોંશીઆરી જોઇતી નથી તેથી સંન્યાસીવર્ગને ભાંડવા લાગ્યો.

"તુમેરે જેસે લોક મેરે ઘરકું આવે તો મેં લાત મારકે ઘરકી બહાર કહાડું." નવલશાએ પગથી લાત મારવાના ચાળા કીધા.

કેશવલાલને આ બધું બહુ ખોટું લાગ્યું. એનાથી હવે રહેવાયું નહિ તેથી નવલશાને ધમકાવતાં એણે કહ્યું—

"નવલ, આવા લોકોને વગર જાણે અને વગર કારણે શું કામ વગોવે છે. તારો બાપ તો સાધુ સંન્યાસીની સેવા ચાકરી કરે છે તે શું તું નથી જાણતો? તારામાં આટલા આટલા નાદાનવેડા છે તે હું હમણાં જ જાણવા લાગ્યો. તને સં-ન્યાસી ઉપર આસ્થા નહિ હોય તો તું તારે રસ્તે જાની? એ કંઈ થોડા તને પગે લાગવા આવે છે."

"મારા જેવાને પગે લાગવા આવે તોપણ અમે બદીએ નહિ. એ કામ તો તમારૂં"

આનંદગિરિ તો જાણે આ વાત જોડે એને લેવા દેવા નહિ હોય તેમ, તરાહિત માણસની પેઠે બેઠો બેઠો તેઓનું બોલવું સાંભળ્યા કરતો હતો, તેને વિચાર થયો કે—

જ્ઞાનીને અને અજ્ઞાનીને બધું સરખું હોય છે પણ જુદાં જુદાં કારણોથી. એક શ્લોક યાદ આવ્યો તે બોલ્યો—

**न मे मृत्युशंका न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म ।**
**न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यः चिदानंदरूपः शिवोऽहम् शिवोऽहम् ॥**

નવલશાને સંસ્કૃત આવડતું નહોતું. પણ શ્લોકનો ભાવાર્થ સમજવો કંઈ ભારે નહોતો. **न मे जातिभेदः** એનો જ અર્થ પકડી લઈ કેશવલાલને ભુલાવામાંથી વારતાં એ બોલ્યો—

"જોયું! આવા જંગલી લોક આપણી પાસ ધર્મ પળાવે છે અને બ્હીવડાવે છે કે નહિં તો પાપ લાગશે. પણ પોતાને માટે કહે છે કે જાતિભેદ નથી. અહીંઆ પણ 'કેહેનેકી બાત હે કરનેકી નહિ.' ઘણું સારૂં થયું કે હવે જમાનો બદલાયો છે, નહિ તો આવા ધુનારાઓએ હિન્દુસ્થાનને ખરાબ ખરાબ કરી મુકયું છે અને હજીએ કરતે એમાં થોડો જ શક છે."

કેશવલાલનો પિત્તો હવે ઉછળ્યો. સંન્યાસીને આમ વિના કારણે હલકું લગાડવાનું એને કામ શું! ઉઠીને નવલને દૂર ખસેડી મુંગો રહેવાને જણાવ્યું. નવલશા હજી વધારે અડપલા કરતે પણ એટલામાં મમતારામ ત્યાં આવી પહોંચ્યો. નવલશાને કમ્મરે એક હાથ રાખી, બીજે હાથે લાકડી સાથે ચાળા કરતો જોઇને, અને કેશવલાલને તેને વારતો જોઇને, એને લાગ્યું કે નવલશા પાછો વાને ઘેર ગયો હશે. તેથી ઝડપથી ચાલી આવી એ તેઓની પાસે આવ્યો. પાસે આવી લાગતાં એની નજર સંન્યાસી પર પડી ને એ ચમકયો. થોડી વાર સુધી શું કરવું, પાસે જવું કે પાછાં ડગલાં ભરવાં તેના વિચારમાં એ ઉભો રહ્યો. ઘણું કરીને તો એ પાછો ફરતે પણ સંન્યાસીની નજર એના પર પડવાથી તેણે એને ઓળખ્યો. પાછું ફરવું મમતરામને ઠીક લાગ્યું નહિ. તેથી ચાલતો ચાલતો પાસે આવ્યો. તે વેળા કેશવલાલ ઉભો થઇને નવલશાને દૂર ખસેડતો હતો.

મમતારામ આનંદગિરિને ભાવથી પગે લાગ્યો. નવલશાએ વિચાર્યું કે મમતારામ આટલા ભાવથી સંન્યાસીને પગે લાગે છે. કેશવલાલ ચ્હીડાયો છે-ને વળી પોતાના ધારવા પ્રમાણે બાવાનો ઠીક ફેસ્તો કીધો છે, તો હવે વધારે ડહોળવામાં કંઈ માલ નથી એમ માની, ત્યાંથી સંન્યાસી તરફ અનાદર કરતો કરતો ધીરે ધીરે ચાલ્યો ગયો. કેશવલાલ પાછો બેઠો અને મમતારામે બેસતાં બેસતાં સંન્યાસીને કહ્યું—

"અહો ગુરુ મહારાજ! તુમ ઇધર કહાંસે?"

"તમે શું આ સંન્યાસીને ઓળખો છો?"

"હા, એ મહારાજે મારા પર જેવો તેવો ઉપકાર નથી કીધો."—મમતારામે જવાબ આપ્યો—"આગળ મને અંગ્રેજી હડખું લાગ્યું હતું તે તો તમે જાણતા હશો.

તેમાં એક વખત એવો આવ્યો કે મને મામ મામ્નાએ વાંધા પડયા, ત્યારે રહ્યું સહ્યું પાદરીઓની પેઠે હું **ક્રીશ્ચાનીટી**નો ઉપદેશ કરવા લાગ્યો. તે પ્રસંગે જો ગુરુ મહારાજનો મને સમાગમ નહિ થયો હોત તો આજે શું મારા કેવાએ ભુંડા હાલ થતે."—સંન્યાસી તરફ જોઇને એ બોલ્યો—"મહારાજ, મેં તો એ સબ બાત ભુલા નહિ હું, આપકું યાદ આતા હએ ?"

**આનંદગિરિ**એ ડોકું હલાવી પુછ્યું—"બચ્ચા **મ**મતારામ, અભી તું ઠીકાનાપર આયા ?"

"હા મહારાજ"—તેણે કરેલો ઉપકાર યાદ કરીને **મ**મતારામ પાપ છુટતું બોલ્યો—"ઓરતો કુચ્છ સુધરા નહિ, તોભી ધર્મકે વાસ્તે મેરી સામને કોઇ આંગળી નહિ દીખાયગા."

**મ**મતારામની રહેણી અનુકરણીય નહોતી એ બીના સંભારીને, અને મહારાજની આગળ એને ખરા દીલથી વાત કરતો જોઇને કેશવલાલ હસ્યો.

"બચ્ચા, આત્મવૃત્તિ સબમે સમાન રખની ઉસકા જબ તેરેકું નિશ્ચય હોગા તબ તું રસ્તે પડેગા."

"વારૂ"—**મ**મતારામે **કે**શવલાલને પુછ્યું—"**ન**વલશા અહીં શું કરતો હતો ? મને એની રીત દૂરથી જ તોછડી લાગી તે સારૂ હું અહીં આવતો હતો; પણ એટલામાં મેં મહારાજને ઓળખ્યા, ને તેની ગડબડમાં **ન**વલશા ચાલ્યો ગયો."

**કે**શવલાલનો રોષ **ન**વલશા ઉપરથી હજી ઉતર્યો નહોતો તેથી એ કાંઇ બોલ્યો નહિ, પણ **આ**નન્દગિરિએ હસીને કહ્યું—"એતો હજી નાદાન છે, માથે પડી નથી તે એમજ હોય. પણ જુવો, હવે જમાનો કેટલો બદલાઈ ગયો છે. અંગ્રેજી ભણવાથી જુવાનીઆઓ પર વિચિત્ર અસર થાય છે. મેં **મ**મતારામને આગળ જોયો ત્યારે મને એમ લાગ્યું હતું. પણ વાત આટલી નોક પર આવી છે એતો મેં હમણાં હમણાંજ જાણ્યું." વિચાર કરતો કરતો **આ**નંદગિરિ બોલ્યો—"હું ધારૂં છું કે એમાં કંઈ વડીલનો વાંક-બેદરકારી હશે ખરી."

**કે**શવલાલને પેલા વાણીઆનું નામ જાણવાની ચટપટી થઇ રહી. મહારાજે વાત કહેતાં પોતાનું તથા ગુરુનું નામ તો કહ્યું; પણ વાણીઆનું નામ, જાણી જોઇને કે વાર્તાના તોરમાં ન વાપર્યું. પાછો હમણાં વાત ઉલટાવવાનો પ્રસંગ આવ્યો હતો. એટલામાં ધર્મશાળામાંથી બધા મિત્રો ત્યાં આવ્યા. **ન**વલશાએ જઇને તોપ મારી કે તકરારમાં એણે સંન્યાસીને પાણીથી પણ પાતલો કરી નાંખ્યો; તેથી ઉલટભેર બધા બહાર નીકળ્યા કે જોઇએ તો ખરા, એ સંન્યાસી કેવો છે. તેઓના આવવાથી કેશવલાલને તે વાણીઆનું નામ જાણવાનો અવકાશ

મળ્યો નહિ. બધા આવીને એક પછી એક પગે લાગીને સંન્યાસીની સામા બેઠા. નવલશાને ખાતરી હતી કે બધા એની સાથે મહારાજને હડધુત કરવામાં સામેલ થશે, પણ ઉલટા તેઓ તો મહારાજ તરફ બહુ ભાવથી જોવા લાગ્યા, ને નવલશાનો મીજાજ પાછો ગયો. પણ બધાનું વળણુ સંન્યાસી તરફનું જોઇને, ડહાપણુ વાપરી ત્યાંથી બોલ્યા ચાલ્યા વગર એ જતો રહ્યો.

આનંદગિરિએ થોડીવારમાં સૌને જવાની રજા આપી. કેશવલાલ મહારાજને સારૂ ભોજન સંબંધી સવાલ પુછવાને પાછળ રહ્યો. પણ વાણીઆનું નામ પુછવાનો લાગ આવ્યો નહિ. એ જતો હતો ને આનંદગિરિએ કહ્યું—"બચ્ચા કેશવલાલ, મને એમ જણાય છે કે તું અને મમતારામ બહુ બહુ પ્રસંગોમાં એક બીજાની આડા આવશો, માટે એનાથી તું ચેતતો રહેજે."

અગીઆરેક વાગે જમ્યા પછી મમતારામે સૌના દેખતાં કહ્યું કે આજે રાત સુધી મારાથી અહીં રહેવાય એમ નથી. મને એક જણુ ચાર વાગે મળવા આવવાનો છે તેથી ગયા વગર નહિ ચાલે.

એ વખતે કેશવલાલ એવી જગ્યાએ ઉભો હતો કે મમતારામની તેનાપર નજર પડી નહિ. બાકી એણે તે વેળાએ કેશવલાલને જોયો હોત તો એને જરૂર વિચારવા જેવું થઇ પડતે. બધાને એના જવાની વાત નવાઇ જેવી લાગી. પણ કેશવલાલ એ વિષેની વાટ જોતો હોયની તેમ જોવા લાગ્યો. મમતારામ બોલ્યો કે મારે એક જણુને ચાર વાગે મળવું છે, તે સાંભળી કેશવલાલ મુછમાં હસ્યો. મમતારામ ક્યાં જવાનો હતો તે શું એ જાણતો હતો?

એના મિત્રો એને વારવા, ને જતો અટકાવાને બહુ મથ્યા, કે હવે ગયા-કામ તો રોજનું છે, કંઈ જતું રહેવાનું નથી માટે નહિ જાઓ. નથુશેઠે ઘણોએ સમજાવ્યો, પણ મમતારામ એકનો બે થયો નહિ. થોડીવાર પછી મમતારામ વિકટોરીઆમાં બેસી શેહેરમાં આવ્યો. પોતાને ઘેર ઉતરીને ઓરડામાં બેસી બહુ વિચાર કીધો કે જવું કે નહિ જવું. આખરે મનમાં જવાનું નક્કી કીધું, ને તીજોરીમાંથી એક દાબડી બહાર કહાડી. તેને ખખડાવીને વાસકુટના ખીસામાં મુકી. દાબડી ઝાઝી કીમતી નહોતી, ફકત પતરાની હતી; પણ તેને આમ સાચવી રાખી હતી તે પરથી, અને બહુ જતનથી દાબડીને વાસકુટના ખીસામાં મુકતાં ખણખણાટ થયો તે પરથી, તેમાં કંઇ દાગીનો હતો એ અનુમાન કરવું બહુ મુશ્કેલ નહોતું.

એક વાગે મમતારામ ધારેલે ઠેકાણે જવા નીકળ્યો. હજી પણ જે કામે એ જતો હતો તે વિષે એના દીલમાં ધચુપચુ થતું હતું. તેનું પરિણામ રખેને ધારવાથી ઉલટું આવે તેની બ્હીકમાં ને બ્હીકમાં, ચાલતાં ચાલતાં એની ચાલ છેક ધીમી

પડી ગઇ. ખરેખર જ્યારે એણે ધર્મશાળામાંથી ગામમાં જવાનો વિચાર બધાને જણાવ્યો, ત્યારે એની નજર જો કેશવલાલ ઉપર પડી હોત તો, આટલું ચાલ્યા પછી પણ એ પાછો ફરત ! જોગાન જોગે તેમ બન્યું નહિ ને મમતારામ પોતાને કામે ગયો.



## પ્રકરણ ૧૧ મું

### મુંબઇના શેઠીઆ નંબર-૪

### બૈરીકલ્યાગરદાસ—બૈરીવસુદાસ

**वृद्धस्य तरुणी भार्या प्राणादपि गरीयसी**

એકી જાઉં—બેકી જાઉં—લાગ પડે તો નહાસી જાઉં.

મમતારામ જે કામે નીકળ્યો હતો તેની થોડી હકીકત વાંચનારને જણાવીએ. કેશવલાલ જે ઘરમાં રહેતો હતો તેનો ઘરધણી કોઈ સુખપાલદાસ નામનો વાણીઓ હતો. એને લોકો, કાકા કહીને બોલાવતા, કેમકે એની ઉમ્મર સાઠની થવા ગઈ હતી. કાકાને પળીઆં આવેલાં હતાં—મ્હોડે કરચળી વળી હતી—ઘણા ખરા દાંત પડી ગયા હતા, તો પણ કાકા ઇસ્કી બનીને, હાથમાં લાકડી રાખી, કમ્મરે પીછોડી બાંધી, જુવાનીઆ પેઠે સેલ સેલાનીથી ફરતા. જ્યારે બની ઠનીને એ બહાર નીકળતો ત્યારે કોઈ અતરાપું એની ઉમ્મર પચાસની આસપાસ ધારે. કાકા આમ જુવાનમાં ખપવા માગતો તેનું કારણ ઉઘાડું હતું. ઘરડે ઘડપણ કાકાએ ચોથી બૈરી કીધી હતી. તેને સારૂ એ એટલો બધો ડોળદમાક રાખતો. કાકાની પચાસની ઉમ્મરે એની ત્રીજી ભાર્યા દેવલોક પામી. થોડા વારમાં કાકાને ફરીથી પરણવાનું ગાંડું લાગ્યું. પોતાના ઝવેરાતના ધંધામાં એણે સારી કમાણી કરી હતી. વળી બે ઘર હતાં તેનું ભાડું પણ ઠીક આવતું, એટલે એ પૈસે ટકે સુખી હતો. માટે બૈરીની શોધમાં કાકાએ પૈસો ખરચવામાં બાકી રાખી નહિ. આખરે ત્રણ વર્ષે તમોપુરી નામના એક ગામમાં એની નાતની કોઇ રાંડી રાંડને ત્યાં ચૌદ વર્ષની કન્યા છે એવી ભાળ મળતાં, કાકા ત્યાં જીવ નાંખતો ગયો ને ચોકડું બેસાડી દીધું. કન્યાનું નામ કાળી હતું. તે રૂપાળી કે સીક્કાદાર નહોતી. તેનું લાંબું મ્હોડું, લાંબા ને જાડા ઓઠ, પહોળું અને ચપટું નાક છતાં કાકા તેનાપર મોહી પડ્યા. કન્યાની માને પાંચ હજાર રોકડા આપ્યા અને માંડવા ખરચના પાંચસો જુદા આપવા પડ્યા. પરન્તુ કાકાને પૈસાની થોડી દરકાર હતી. ચૌદ વર્ષની કન્યા મળી અને તે પંચાવન વર્ષની ઉમ્મરે, એટલે કાકાના હરખનો પાર રહ્યો નહિ. પરણીને વાજતે ગાજતે

મુંબઇ આવ્યો. પછી તો બસ! બધા પાસ કાકા પોતાનાં લગ્નની જ વાત કર્યા કરે. સાસુને આમ સમજાવી, સગાં વહાલાંને આમ થાપ ખવડાવી, ટાણા વગરનાં લગન લેવામાં નાત જાતમાં કેવી સીફ્ત વાપરી, તે સિવાય કાકા આગળ બીજી વાત જ મળે નહિ! અને વાત કરતાં કાકા જુવાન બની જતો. પરણ્યા પછી છએક મહિના કાકાએ ધંધો ધાપો છોડી દીધો, બૈરીને દેખ્યા કીધી. લોકમાં કહેતો કે ઘડપણમાં સેવાચાકરી કોણ કરે માટે ચોથી કરી છે; પણ કાકા તો સામી તેની સેવા કરવા લાગ્યો! ત્રણ વર્ષે આમ તેમ અથડાતાં કન્યા મળી, અને તે પણ ઘડપણમાં, એટલે કાકા કાળી પાછળ ઘેલો બને એમાં નવાઇ નહોતી. દરેક વાતે તેને રાજી રાખવાને સુખપાલકાકા બનતું કરતો ને કાળીનું મ્હોડું કરમાતાં એનો જીવ બળી જતો. એમ કરતાં પરણ્યાને ત્રણ વર્ષ વીતી ગયાં. કાકાની ચાહના કાળી પરથી જરાએ ઓછી નહોતી થઈ, તથાપિ હવે એ પાછો પોતાને ધંધે લાગ્યો હતો.

સુખપાલકાકા સાફ દીલનો અને હસમુખો હતો. ઝવેરી હોવાથી એની બોલવા ચાલવાની સીફ્ત બહુ સારી હતી. જો કે લોકને કાકાનો ધાક હતો એ વાત ખરી; પણ—પણ—ઘરમાં તો બૈરી આગળ કાકા બેલ બની જતો. કાળી જે કહે તે હાજી હા કરતો અને મગાવેલું લાવીને હાજર કરતો. આવા ઘરડા વરની વહુ જેનો ધણી ખુબ લડાવે, તે બહુ સ્વચ્છન્દી હોય તેમાં પુછવું જ શું? પરણી ત્યારે કાળી ચૌદ વર્ષની હતી, હાલમાં એનું વય ઓગણીસ વર્ષનું થવા આવ્યું. પણ નાદાન તો આગળના જેટલી જ રહી. કંઇક બૈરીના વલોટમાં આવી ખરી, અને ઘરનો કારભાર જેવો તેવો ચલાવતાં શીખી, પણ નાદાનબુદ્ધિ ગઈ નહિ. તેમાં કાકા એનો પડયો શુકન ઝીલી લેતો એટલે એ વધારે ને વધારે બહેકી ગઈ. જ્યારે ત્યારે ધણી આગળ લુગડાં ઘરેણાંની વાત. એક વસ્તુ તૈયાર ન થઈ કે બીજી માગી જ છે. કાકા કોઇવાર આનાકાની કરતો કે કાળી રૂશામણાં લઇને બેસતી અને ઘડીક ઘડીકમાં છણકો કરતી. મ્હોડાનો દસ્સેરો ચહડાવીને વખતે આંસુએ પાડતી. એમ હરાવીને, થકવીને કાકા પાસે પોતાનું ધાર્યું કાળી કરાવતી હતી. સાસરે સુખ હોવાથી અને ધણીની માનીતી હોવાથી કાળી શરીરે બહુ જાડી બની હતી. જન્મથી જ શરીરનો ઉઠાવ સારો હોવાથી એ મોટી પડછંગ જેવી લાગતી.

હજી એની રાંડીરાંડ માની એને દાઝ હતી. અને કોઈ જતા આવતા જોડે, કાંતો લુગડાં કાંતો એની નાની બહેનને માટે ઝીણાઝીણા દાગીના કે કાંતો કંઈ ખાવાનું એ મોકલ્યાં જ કરતી.

અમતારામ કાળીના ગામનો હતો. નહાની હતી ત્યારે કાળીએ કોઈ કોઈ વાર અમતારામને જોયલો; તેમ જ નામથી એને ઓળખતી. પરણીને કાળી સાસરે રહેવા

ગઈ ત્યારે મમતારામ આનંદગિરિની શીખામણથી થોડાં વર્ષ પોતાને ગામ રહી આવ્યો એ વાત આગળ આવી ગઈ છે. પાછો મુંબઈ આવ્યો ત્યારે કાળીની જોડે ઓળખાણ હોવાથી, કાળી સારૂ એ સંદેશો લેતો આવ્યો. એની બહેનનાં લગ્ન હવે પાસે આવ્યાં હતાં, તે ઉપર એની માએ મુંબઇથી કેટલોક સામાન મોકલવાને કાળીને કહાવ્યું. તે પ્રસંગે મમતારામનું કાળી પાસે બહુ જવું આવવું થયું. બજારમાંથી સામાન ખરીદવાનું તેમ જ ગામ મોકલવાનું સર્વે કામ કાળી તેની પાસે કરાવવા લાગી, કેમકે બીજો કોઈ ઠાવકો માણસ એની નજરમાં આવ્યો નહિ. મમતારામ બધું કામ બહુ ધ્યાનથી કરવા લાગ્યો. શું શું મોકલવું, કેમ મોકલવું, કેવી રીતે સારૂં લાગે તે સંબંધી એ કાળીને સલાહ આપતો અને એમ કરતાં કરતાં ઓળખાણ વધી. આગળ પાછળના સંજોગો તે ઓળખાણ વધારવામાં મમતારામને સાનુકૂલ થઈ પડયા.

મમતારામ તે વખતે મુંબઇમાં તરતનો આવેલો હતો. તેથી કંઇ ચાકરી કે ધંધો રોજગાર એને નહોતો. કેટલાક ઝવેરી જોડે ઓળખાણ હતી. તેઓ સાથે એ ઝવેરની દલાલી કરવા લાગ્યો, પણ તરતનો આવેલો તેથી જમાવટ થઇ નહોતી. તેમ જ નથુશેઠને ત્યાં પણ હજી એનો પગ ઘુસ્યો નહોતો. એવા અરસામાં કાળી જોડેની આ ઓળખાણ એને બહુ કામની થઈ પડી. એ મસે એનો નિર્વાહ ચાલવા લાગ્યો ને કાળી પાસે જવું, જોઇતું કરતું આણી આપવું, એ જ ઉદ્યમ એ લઈ બેઠો. સુખપાલકાકાને ઘેર જતાં આવતાં એના જાણવામાં સહેજ આવી ગયું કે કાકા બહુ ગબ્બર છે; કાળીને બહુ લડાવે છે, અને પુષ્કળ દાગીના કરાવી આપ્યા છે, એટલે મમતારામ નહિ કામનું કામ કહાડીને કાળી પાસે જવા લાગ્યો. જ્યારે સુખપાલકાકા જમી કરી, એક ઉંઘ કહાડી, બહાર કામ ધંધાસર જાય ત્યારે, પહેલાં તો કોઈ કોઈ વાર, પણ પાછળથી રોજ રોજ, મમતારામ તેને ઘેર જવા લાગ્યો. કાળી મ્હોટી છતાંએ અણસમજુ જ હતી. ધણીના જવા પછી મમતારામ એની પાસે રોજ રોજ આવતો તેમાં ખોટું થાય છે, એવું એને જરાએ ભાન નહોતું. તેને પોતાના ગામનો માની તેની જોડે એ છુટથી વરતતી હતી. તેનું બોલવું સાંભળતી; તેની સલાહ પુછતી; પીએરની, માની અને બેહનની વાત કરતી. તે આવે છે તો વારૂ, બે ઘડી મારો દહાડો જાય છે એમ માનતી. સિવાય એના દીલમાં પાપ નહોતું. મમતારામ કાળીનો વિશ્વાસ પોતાપર વધે તેને સારૂ નવી નવી યુક્તિઓ લગાડતો ગયો. અત્યાર સુધી કાળીને પીએર જે જે વસ્તુ જતી તે સર્વે સુખપાલની જાણમાં હતું ને બધું મમતારામ મારફતે જતું એમ પણ તે જાણતો. ધણીથી ભેદ પડાવીને, કાળીપર પોતાનો કાબુ વધે એવા હેતુથી, મમતારામે સુખપાલથી

છાનામાનાં પીએર લુગડાં વગેરે મોકલવાનો ભાસ કરી દીધો, અને આ વાત તો મારો ધણી જાણતો નથી, મમતારામ જાણે છે, એમ કાળીનો વિશ્વાસ એના પર વધ્યો.

સુખપાલકાકાનું ઘર બે મજલાનું હતું. પહેલે માળે એ પોતે રહેતો ને બીજો માળ કેશવલાલને ભાડે આપ્યો હતો. તે ઘરની એક બાજુએ બે માળ સુધી સલંગ દાદર હતો, એટલે એક માળ ચહડી, બીજે માળે જવા પહેલાં, પહેલા માળના ઓરડામાં કોણ કોણ બેઠું છે તે, ખામુખા અંદર નજર કર્યા વગર જણાય એમ નહોતું. ભોંયતળીએ વખાર હતી એટલે આડોશી પાડોશી પણ નહોતાં. કાકા જમી કરી બપોરનો બહાર જતો તે સાંઝે ઘેર આવતો. બીજે માળ કેશવલાલ કે તેની બૈરી ગુલાબવહુ પારકાની વાતમાં માથું મારે એવાં નહોતાં.

આપણી વાર્તા શરૂ થઈ તે અરસામાં ગુલાબવહુએ મમતારામને કાળી પાસે ઘણી વાર આવતો જતો જોયો. એક વાર કોઈ કારણસર કાળીના ઓરડામાં એણે મમતારામને સુખપાલકાકાના ચાળા પાડતો અને કાળીને બહુ હસતી જોઈ. પ્રસંગે કેશવલાલની આગળ મમતારામની વાત નીકળતાં, નથુશેઠને મમતારામ બગાડે છે એ વાત ગુલાબવહુના જાણવામાં આવી. મમતારામ વિષે ગુલાબવહુને પ્રથમથી જ સારો વિચાર નહોતો તેને કેશવલાલના કહેવાથી પુષ્ટી મળી. કાળી જોડે ગુલાબવહુને બહુ એખલાસ નહોતો, તોપણ બંને જણાં એક બીજાની જોડે હસી રીઝીને વર્તતાં હતાં, તેથી મમતારામની વાત એક દહાડો ગુલાબવહુએ કાળી આગળ છેડી; પણ કાળીએ જેવો તેવો જવાબ દઈ વાત ઉડાવી, એટલે ગુલાબવહુએ વધારે રકઝક કરવી માંડી વાળી.

બીજા હાથ ઉપર, ઉપર પ્રમાણે મમતારામ કાળીનો વિશ્વાસ વધારતો ગયો. એકવાર કાળીએ મમતારામને છાનામાંનાં પીએર મોકલવા સારૂ એક મોતીની કંઠી, ચારેક હીરાની વીંટીઓ અને મોતીનાં બે ચોકડાં આપ્યાં. આટલી બધી કીંમતનો માલ અગાઉ એણે છાનામાંનાં પીએર મોકલવાની હામ ભીડી નહોતી, તેથી દાગીના આપતાં તો આપ્યા, પણ મનમાં બ્હીક લાગી કે મારો ધણી જાણશે તો? બીજે દિવસે કાળીએ મમતારામને કહ્યું કે પેલા દાગીના હાલમાં ગામ મોકલાવતા નહિ. એમ કરવાનું તેણે કારણ પુછ્યું. જો ધણીની ધાસ્તી રહે છે એમ કહીશ તો મમતારામ મને હસશે એમ ધારીને કાળીએ કારણ દર્શાવ્યું નહિ. મમતારામે કારણ જાણવાનો બહુ આગ્રહ કીધો ને કાળીના દીલમાં વસવસો થવા લાગ્યો કે મમતારામ કારણ જાણવાને આટલી બધી હઠ શું કામ લેતો હશે? આખરે બૈરાંની જાત તેથી પેટમાં વાત ન રાખી શકી, અને ગુલાબવહુ આગળ

જઇને, મમતારામને ધણીથી છાના, પીએર મોકલવા સારૂ દાગીના આપ્યાની હકીકત કહી દીધી.

ગુલાબવહુ બહુ ખબરદાર હતી. મમતારામ ભલી નિશ્ચાથી આવતો હોય તે વિષે એને પ્રથમથી જ શક હતો. હવે જ્યારે કાળીને મ્હોડોથી ગુલાબવહુએ સાંભળ્યું કે મમતારામની શીખવણીથી પોતાના ધણીથી છાનેમાનો કેટલોક દાગીનો પીએર મોકલવાને એણે મમતારામને આપ્યો હતો, ત્યારે તો મમતારામ ઉપરનો શક મજબુત થયલો ગુલાબવહુએ માન્યો. એણે હવે કાળીની આંખ ધીરે ધીરે ઉઘાડવા માંડી ને પુછ્યું કે 'બધી ચીજ પીએર પહોંચી છે કે કેમ? સુખપાલકાકા ઉપર કાળીની માએ કાગળ લખ્યો હતો તેમાં ધણી ખરી મોકલેલી વસ્તુની પહોંચ નહોતી એમ કાળીએ જણાવ્યું. હવે કાળીના મનમાં તો ખાતરી થઈ કે મમતારામ તેની સાથે દગો રમે છે, પણ બૈરા બુદ્ધિથી બહારથી હઠ લઇને બેઠી, કે મમતારામ બધી ચીજ પીએર મોકલતો હોવો જોઇએ. વાતમાં અને વાતમાં ગુલાબવહુથી બોલાઈ ગયું કે તમે રૂપાળાં નથી કે મમતારામ તમારા ઉપર મોહ્યો હોય, અને જો તમારી પાછળ મમતારામ ગાંડો નથી થયો, તો તમારા દાગીના ખાઈ જવા સિવાય તમારી પાસે આવવાનું એને બીજું કારણ શું? કોઈ પણ સ્ત્રીને મ્હોડે મ્હોડે કહેવું કે તું રૂપાળી નથી એ કાંઈ જેવી તેવી વાત નથી; તેમાં એક સ્ત્રી બીજીને એમ કહે તો પછી જોઈ લેવું! ગુલાબવહુને આવી ઉઘાડી રીતે બોલતી સાંભળી, કાળી મનમાં બહુ ખીજવાઇને તેની જોડે કજીઓ કરવા લાગી, ને છેલ્લે રડી પડી; કેમકે ગુલાબવહુનું કહેવું ખરૂં હતું એમ એનું મન સાખ દેવા લાગ્યું; તથાપિ બહારથી ગુલાબવહુ તરફ રોષ કરતી, વાતને પડતી મુકી, રડતી રડતી એ નીચે ઉતરી અને પોતાના ઓરડામાં આવી માને ને બહેનને યાદ કરીને સારી પેઠે રોઈ લીધું.

એમ રડી કરીને જીવનો ખુલાસો થયા પછી, ગુલાબવહુની કહેલી વાત યાદ કરતાં કાળી વિચારમાં બેઠી. જેમ જેમ વિચાર કીધો તેમ તેમ એને નક્કી લાગ્યું કે ગુલાબવહુએ સાચું કહ્યું છે. હવે મમતારામ પર કાળીના ક્રોધનો પાર રહ્યો નહિ, ને તેને કાળ જેવો જોવા લાગી. જે મોટી કીંમતના દાગીના પીએર મોકલવા ધાર્યા હતા તે મમતારામ જરૂર ખાઈ જશે તેમાં એને શક રહ્યો નહિ. આમ પોતાને બેવકુફ બનાવી, પીએરીઆં તરફના ભાવને ઓછું કરી, મમતારામે એને ભોળવી, તેથી પોતાને બહુ હલકું લાગ્યું એમ માનવા લાગી અને મનમાં નિશ્ચય કીધો કે જીવ જાય, ફજેતી થાય, બધાં જાણે, પણ મમતારામ પાસેથી પેલા દાગીના લેવા, અને ફીર લેવા.

મમતારામ પાસથી કેવી રીતે દાગીના પાછા લેવા, તેના વિમાસણમાં કાળીને રાતના ઉંઘ આવી નહિ. એક પછી એક મનમાં ચોગઠાં ગોઠવવા લાગી. બીજે દહાડે એકલી પડી કે ગુલાબવહુ પાસે ગઈ ને થોડી વારમાં, ગઈ કાલે રીસ કીધી હતી તેની સમાધાની કરી, દાગીના પાછા કેમ કહડાવવા તે વિષે કાળીએ ગુલાબવહુની સલાહ પુછી. જો આમ કરૂં તો મારો ધણી જાણી જાય, આમ કરૂં તો મમતારામ ચેતી જાય અને બધી બાજી બગડે; એવી એવી વાતમાં કાળીનું હવે બક ધ્યાન લાગ્યું.

આખરે ગુલાબવહુને એક યુક્તિ સુઝી આવી. એણે જોયું કે ઝેરનો ઉતાર ઝેર હોય છે. મમતારામ લોભી છે; માટે તેને વધારે લોભ બતાવવાથી કાર્યસિદ્ધિ થશે. અને તે પ્રમાણે મમતારામ આગળ વરતવાને કાળીને ગુલાબવહુ શીખવવા લાગી.

બીજે દહાડે મમતારામના આવવાની વખતે આપેલી કંઠી કરતાં ઘણાં સારાં મોતીની એક કંઠી કાળીએ ગળામાં પહેરી. મમતારામ આવ્યો ને એની નજર તે કંઠી પર પડી. જે કંઠી પીએર મોકલવા એને આપી હતી તેના કરતાં આ કંઠી બહુ સારી હતી, તેથી એનું મન લોભાયું; ને વિચારવા લાગ્યો કે શું તાલ રમવી. કાળી જાણે કંઈ જોતી કે સમજતી ન હોય તેમ, એની સાથે આડી તેડી વાત કરવા લાગી. વચમાં વચમાં કંઠીના દાણાને રમતમાં પંપાળતી અને કંઠીની શેરને આમ તેમ હલાવતી, પરંતુ પહેરેલી કંઠી વિષે મમતારામ આગળ કંઈ બોલી નહિ. મનમાં તો વાટ જોઇને જ બેઠી હતી કે મમતારામ કંઠી વિષે ક્યારેને વાત કહાડે. પણ ગુલાબવહુએ એને ટોકી ટોકીને શીખવ્યું હતું કે કંઠી વિષે પ્રથમ મમતારામને જ બોલવા દેવો, કેમકે મમતારામ લોભને ઘેર જઇને જરૂર પુછશે જ. એટલામાં મમતારામથી ન રહેવાયું, ને કંઠી જોવાને માગી. કાળીએ તે આપી. અહો! મોતી કેવાં ગોળ અને પાણીદાર હતાં. ખુબ વાર જોઇને કંઠી પાછી આપતાં મમતારામ બોલ્યો કે તે બહુ જ સારી છે. કાળીએ તે પાછી લીધી અને હસતી હસતી બોલી કે તે કંઠી મારા ધણીએ પરણ્યા પછી તરત કરાવી આપી હતી. પછી જાણે, પોતાના મનનો પડદો ખોલીને, મમતારામ ઉપર બહુ જ વિશ્વાસ રાખતી હોય તેવો ડોળ ઘાલીને, મ્હોડું ઠાવકું રાખીને કાળી બોલી—"તમને ખબર છે પેલા દાગીના મેં તમને પીએર આપવા સારૂ મોકલ્યા ને બીજે જ દહાડે ના કહી તેની?"

મમતારામ તે વાત ભુલી જાય એવો નહોતો, તથાપિ યાદ કરતો હોય તેમ એણે હા કહી. કાળી સહેજ રીતે બોલી—"બીજે દહાડે કબાટ ઉઘાડતાં આ કંઠી મારી નજરે પડી. તમારા કાકાએ બહુ હોંસથી મને એ કરાવી આપી હતી. આગળ તો જો હું એક દહાડો એ નહોતી પહેરતી, તો એ કારણ પુછતા, પણ હમણાં

હમણાં વરસેક થયું એ કંઠી વિસારે પડી છે. તે દહાડે કબાટ ઉઘાડતાં મેં એ કંઠી જોઈ અને મને લાગ્યું કે મારી બ્હેન સારૂ આ કંઠી મોકલાવું તો કેવું સારૂં થાય?"

મમતારામ એક જીવે બધું સાંભળતો હતો. પોતાને ટ્હાડેક વળી હોય એમ એણે શ્વાસ નીચો ખેંચ્યો, અને કાળી બોલી—"પણ એ—આગળ મને કંઠી પહેરવાની બહુ જીદ કરતા, તેથી મને ફીકર થઈ કે કોઈ દહાડો પુછે તો શો જવાબ દેવો?"

"એમાં શું"—મમતારામે જવાબ આપ્યો.

"મને મન તો બહુ થયું કે મારી બહેનને એ મોકલાવું. પણ તમારા કાકાની બ્હીકે શું કરવું તે સુઝ્યું નહિ; અને તેટલા માટે બીજે દહાડે મેં તમને ના કહી કે હમણાં પેલા દાગીના મોકલાવતા નહિ; કેમકે મારૂં મન આ મોકલવાનું હતું પણ હવે–"

"હવે શું તારા ધણીએ તને એ મોકલવાની હા કહી છે?" મમતારામ અધીરો પડીને પુછવા લાગ્યો.

"નારે, મારા ધણીને પુછું એવી હું ગાંડી નથી તો"—ડહાપણનું ડોળ ઘાલીને કાળી બોલી—"પણ મને મોકલવાનું મન, તેથી વિચાર કીધો કે જાણીને શું કરશે. વળી થોડું ઘણું બોલીને રહેશે"—એમ બોલતાં કાળીએ ધણીની પરવા નહિ કરતી હોય તેમ ડોકું ધુણાવ્યું ને કંઠી જોવા લાગી.

"હા, બીજું શું કરે"—મમતારામે હસીને કહ્યું—"કંઈ તને મારી તો નહિ નાંખત?"

કાળી હસી અને બોલવાનું પાછું શરૂ કીધું.

"તેથી આજે એ કંઠી પાછી કહાડી કે વારૂ, મોકલ્યા પહેલાં એક બે દહાડા પહેરી તો લઉં." એમ કહી કંઠીને લડાવવા લાગી. પછી મમતારામે તેવો ચહેરો કીધો હોય તેનો જવાબ આપતાં એણે કહ્યું—"તમારા કાકા આવશે તે પહેલાં હું એને પાછી મુકી દઇશ. તમે બ્હીઓ છો શું કામ? એમ રાંડ હું છેક નાદાન છું?"

"મારી સલાહ માને તો"—મમતારામે નિસ્વાર્થી બનીને કહ્યું—"જ્યારે તારે આ કંઠી મોકલવી જ છે તો નહિ પહેર. કેમકે કાકા જાણે તો બધી વાત બગડે. એમ એક બે દહાડા પહેરી તો શું અને નહિ પહેરી તો શું?"

"ના, તે તો મારો જીવ રહે નહિ"—કાળી છણકો કરતી બોલી—"પહેરીશએ ખરી ને મોકલાવીશએ ખરી. બધુંએ થશે. તમે જુઓ તો ખરા."

મમતારામને ચિંતા થઈ કે એની પહેરવાની હોંસમાં સુખપાલકાકા જો કંઠી જોશે, તો બધો તાલ જતો રહેશે, તેથી વાત ફેરવીને એ બોલ્યો—"વારૂ, સારૂં થયું કે દાગીના મોકલવાની વાત નીકળી. આજે હું તને એ જ કહેવાને આવ્યો

હતો કે એક માણસ સોમવારે જવાનો છે. પણ તારો વિચાર તો આ કંઠી મોકલવાનો છે એટલે તે વાત હવે નકામી છે."

"હા હવે પેલા દાગીનાની દાબડી લઈ આવજો." કાળી ઘણું જ ડાવકું મ્હોં રાખીને બોલી. જો કે એની છાતી તો ધડક્ ધડક્ થતી હતી કેમકે વાત ખરા મીજાનપર આવી હતી.

"તે તો જાણે સમજ્યા"—મમતારામે વિચારીને કહ્યું—"પણ પેલો સોમવારે જનારો આદમી બહુ ડાવકો છે, અને આવી મ્હોટી કીમતની કંઠી બીજા જોડે મોકલતાં વિચાર થઈ પડે. બીજું ધુળ પથ્થર હોય તેનું તો કંઈ નહિ પણ—"

"ના, એવા ડાવકા આદમી પાખી કંઈ મોકલાવાય કે ?" વળી કંઈ યાદ આવતાં, નિશ્વાસ નાંખતી એ બોલી—"પણ મુઈ રાંડ હું—સોમવારે મોકલાવીએ તો પછી પહેરૂં ક્યારે ? આજે તો શનિવાર થયોની ?"

"તું તો હજી ગાંડીની ગાંડી જ રહી"—મમતારામ એને હસાવતો બોલ્યો—"આટલો બધો વાર એ કંઠી પહેરી પણ હજી ધરાતી નથી ?"

"હજી તો આજે જ પહેરવા કહાડી છે"—કાળી પાછો છણકો કરીને બોલી—"અને વળી બહુ વાર શાની થઈ ?"

"હું તો આગળની વાત કરૂં છું. તેં જ મને હમણાં નહોતું કહ્યું કે એક વરસ ઉપર તું રોજ પહેરતીતી"—મમતારામે કહ્યું—"પણ આવો ડાવકો આદમી ફરીથી નહિ મળે અને પછી જતો રહે તો મને ઠપકો ન આપીશ."

"ના, ના, જતી રહે તેના કરતાં તો હું જ પહેરૂંની ? પણ મારે મારી બહેનને આ કંઠી આપવી છે ખરી."

"માટે જ હું કહું છું કેની"—મમતારામ એને સમજાવતાં બોલ્યો—"એવો ડાવકો માણસ ફરી ફરીને નહિ મળે. એ તો મોકલવી તે મોકલવી. પણ તું સમજતી નથી ત્યાં હું શું કરૂં ?"

કાળી હવે બધું સમજી ગઈ. મનમાં વિચાર કીધો કે બહુ ખેંચતાણ કરતાં વળી બધું ધુળ મળશે. તેથી મમતારામના વિચાર સાથે એક મત થતાં એ બોલી—

"નારે ના, તમે કહો તેમ કરૂં, તમે કહો તો સોમવારે મોકલીએ, પછી કાંઈ છે ?"

"સારૂં ત્યારે, બે દહાડા આ કંઠી પહેરી લે. કાલે હું આવું ત્યારે મને આપજે. હું તેને આપીશ. એ તો સવારની ગાડીએ જવાનો છે માટે આવતી કાલે એને હાથોહાથ કર્યા વગર નહિ ચાલે."

"હા અને સાથે લાગ્યા પેલી દાબડીએ લેતા આવજો." મમતારામે હા કહી. થોડીવાર આમ તેમ વાત કરી એ ગયો અને વાલકેશ્વર ઉજાણીમાં દાખલ થયો.

બીજે દિવસે એટલે રવિવારે એણે ધર્મશાળામાં બધાને જણાવ્યું કે મને એક જણ ચાર વાગે મળવાને આવવાનો છે.

* * * * *

દાબડી લઇને એક વાગે કાળીને ઘેર જતાં, એના મનમાં બહુ ઘચુપચુ થતું હતું તેનું કારણ ઉઘાડું છે. એના મનથી દાબડી તો પચી ગયા જેવી હતી, પણ કાળીએ બીજી કંઠી બતાવી ને એની દાઢ ડળકી. તે કંઠી લેવાનુંએ મન ખરૂં, અને હાથમાં આવેલી દાબડી કેમ છોડાય તે પણ ખરૂં. એકદમ બન્ને કંઠી કાળી પીએર મોકલાવે નહિ. વળી કાળીએ કહ્યું ને દાબડી નહિ લઈ જાય તો, કદાચને કાળીને શક આવે; માટે એક આપ્યા વગર બીજી મળે એમ નહોતું. મમતારામ વિચાર કરતો કહેવા લાગ્યો.—"દાબડી આપીને કંઠી ન મળી તો શું કરવું? ધારો કે કાળીએ કહ્યું કે મારે હજી કંઠી પહેરવાનું મન છે તો શું?...તો તો જાણે મોડી વહેલીએ કંઠી મળવાનો લાગ ખરો." પણ પોતે કાવતરાનો ભરેલો તેથી બીધો કે કાળી મારી જોડે દગો તો નહિ રમતી હોય! શનિવારની તેની બોલીચાલી પર વિચાર કરવા લાગ્યો, પણ તેના પર ઝાઝું વજન મેલાય એમ નહોતું; કેમકે મમતારામ જાણતો હતો કે કાળી હજી નાદાન છે, અને કેમ બોલવું ચાલવું તેની સમજ ધરાવતી નહોતી; એમ વિચાર કરતાં એની ચાલ ધીમી પડી ગઈ.

મમતારામને નથુશેઠ જેવો સદ્ધર ઘરાક મળ્યો હતો છતાં, હજી એને કાળીને ત્યાં જવા આવવાની જરૂર શી? જ્યાં રોજ ટંકશાળ પડતી ત્યાં આવી કંઠી આવી તો શું? ને ન આવી તો શું? પણ ના—મમતારામ એમ ધારતો નહોતો. નથુશેઠ સાથે એને ઓળખાણ પડી તે પહેલાં કાળીને લીધે જ એનું ગાડું ચાલતું હતું, હવે જો કે કાળી વગર ચાલે ખરૂં, પણ કાલ કોણે દીઠી છે એવા વિચારથી કાળીને ત્યાં એણે જવું આવવું છોડી દીધું નહિ. એમ બહુ બહુ ખટપટનો એ કાંઈ કાયર નહોતો. એના વિચાર પ્રમાણે તો જેમ જેમ વધારે ખટપટ તેમ તેમ મન વધારે પાવરધું થતું જાય. ગમે તેવી ખટપટ છોડવી એ તો મનને સરસાઈ આપી ગણાય; માટે આવેલો શીકાર જતો મેલવો નહિ એ મમતારામનો સિદ્ધાંત હતો.

બીજે દિવસે વખત થયો ને કાળી મમતારામની વાટ જોતી બેઠી. બતાવેલી કંઠી એના ગળામાં હતી. મમતારામ આવ્યો અને કાળીની અધીરાઇનો પાર રહ્યો નહિ. એનો જીવ તલપાપડ થઈ ગયો. મનમાં તો મમતારામને કાળ જેવો જોતી, અને આજે એ આવ્યો તેથી એના બધા પ્રપંચને પોતે પામી ગઈ. ગુલાબવહુએ શીખવી રાખ્યું હતું કે દાબડી હોય કે નહિ હોય, તોપણ વધારે ઓછું બોલવું નહિ. તેથી એ માણમાણ મુંગી રહી. મમતારામે વિચાર્યું કે દાબડી આપવી જ છે, તો પછી

વેષ પુરો ભજવવો; તેથી આવતાં વાર પાઘડી ઉતારી, હીંચકાપર બેસી, લાગલી ખીસામાંથી દાબડી કહાડી અને કાળીને આપવાને હાથ લાંબો કીધો. કાળી થોડે દૂર હતી તેથી પાસે આવીને એણે દાબડી લીધી ને ભોંયપર બેઠી; તેની સાથે એનો જીવ પણ હેઠો બેઠો. દાબડી ઉઘાડી જોયું કે ચોકડાં અને વીંટી છે કે નહિ. પણ મમતારામને શક ન પડે માટે દાબડીમાંની કંઠી બહાર કહાડીને મલકાતાં મલકાતાં ગળે પહેરી અને નહાના બાળકની પેઠે, એક હાથમાં દાબડી સાથે, પાસે આરસામાં જોવા દોડી કે કંઠી કેવી લાગે છે. આમ ચાળા કરતાં વખત લગાડ્યો તે એની મતલબ હતી, કેમકે મમતારામના આવવા પછી તુરત ગુલાબવહુએ ત્યાં આવવું એવો સંકેત હતો. થોડીવાર આરસીમાં જોઇને હસતી હસતી, અને ગાંડા જેવું મ્હોં કરતી, મમતારામ પાસે આવી, અને બંને કંઠી કેવી લાગે છે તે પુછવા લાગી. કાળીના આવા નાદાન વેડાથી મમતારામને આ વખતે ખરેખર કંટાળો છુટયો, પણ કરે શું? મનમાં તો એમ કે કયારે કાળી પેલી બીજી કંઠી આપે. એટલામાં કોઇનો દાદરથી ઉતરવાનો અવાજ સંભળાયો. બારણું તો ઉઘાડુંજ હતું. અને કાકીજી, કાકીજી કરતી ગુલાબવહુ દીવાનખાનામાં આવી. મમતારામ બેઠો હતો, તેને ન દીઠો હોય એમ એણે કાળીને કહ્યું—"વા પેલા બંગડીવાળાને ક્યારનો ઉપર બેસાડવાનું કહ્યું ને તમે હજી આવતાંએ નથી? વળી એ જતો રહેશે તો?" કાળી હાથ જોડે હાથ જોડતી બોલી ઉઠી—"હાય હાય, હું તો એને વિસરી ગઈ." એટલામાં ગુલાબવહુએ મમતારામને જાણે કે તેજ વખતે જોયો હોય તેમ બોલી—"બંગડીવાળાને પાછો મોકલી દઉં છું." જાણે કે મમતારામ છે માટે કાળીથી કેમ અવાશે. એમ ગુલાબવહુ અને કાળી વેષ ભજાવવા લાગી. ગુલાબવહુ બંગડીવાળાને પાછો વાળવા સારૂ બહાર નીકળી. બંગડીવાળો રખેને જતો રહે તેની લ્હાયમાં તેની પાછળ કાળી દોડી. "મમતારામ ભાઈ, તમે બેસજો, આ હું હમણાં આવી"—એમ કહેતી, ધબ્ ધબ્ કરતાં ગુલાબવહુની સાથે એ પણ દાદરો ચહડી ગઈ.

ઉપર જઇને બંને પેટ દાબી દાબીને હસ્યાં. મમતારામના લોભે લક્ષણ ગયાં માટે ગુલાબવહુ, ને દાગીનો પાછો મળ્યો તે સારૂ કાળી, રહી રહીને હસે. બંને બહાર નિકળ્યાં તે વખતે મમતારામનો ચહેરો જોવા જેવો થઈ ગયો હતો. ઉપલો એક બે મીનીટનો વેષ નાટક પેઠે એની નજર આગળથી પસાર થતો એણે જોયો. શું ધારવું તે સુઝયું નહિ. વિચારમાં અને વિચારમાં એનો ચહેરો ઉતરી ગયો. બેઠાં બેઠાં પા કલાક ગયો, અડધો કલાક કે કલાકેક થયા પછી કાળી નીચે આવી. સાથે ગુલાબવહુ પણ હતી. કાળીના એક હાથમાં બંગડીનો થોક મમતારામે જોયો પણ દાબડી ન મળે. ગળામાં બે કંઠી હતી ખરી. મમતારામને જોઈ, જાણે તેને નીચે

બેસી રહેવાનું કહ્યું હતું તે વાત હમણાં જ એને જોવાથી તરત યાદ આવી હોય તેમ, વિસ્મય પામતી, અને હાથે હાથની તાળી પાડતી કાળી બોલી—"હાય, હાય, હું તો મુઈ વિસરી ગઈ કે તમે નીચે બેઠા છો. પણ કંઈ નહિ, તમે કાલે આવજો; આપણે બધી વાત કરશું. હમણાં તો બીજી બંગડીઓ લેવા ગુલાબવહુ જોડે હું બજારમાં જાઉં છું. મારે થોડી પીએર મોકલાવવી છે માટે જરૂર આવજો. પણ હાય, હાય, મારા હાથમાં એક દાબડી હતી તે ક્યાં છે?" એમ બોલતી કાળી દીવાનખાનામાં દાબડી શોધવા લાગી. બહુ શોધી પણ હતી જ નહિ તેથી જડી નહિ. કાળી બહેબાકળી બની ગઈ. આમ તેમ દોડાદોડ અને અફાળ ઝીક કરવા લાગી. ગુલાબવહુ મુંગી જ ઉભી રહી. કાળીને આમ નકામી શોધાશોધ કરતી જોઈ મમતારામથી ન રહેવાયું, તેથી એ ચ્હીડાતો બોલ્યો કે, "બંગડીની લ્હાયમાં દાબડી ઉપર તો નથી લઈ ગઈ." "હા, હા, હવે યાદ આવ્યું." એમ બોલી વલકુડા વેડા કરતી, ગુલાબવહુને દીવાનખાનામાં જ પડતી મુકી, કાળી પાછી ઉપર ચહડવા લાગી. તેની પાછળ ગુલાબવહુ ગઇ. મમતારામ દીવાનખાનામાં પાછો એકલો પડ્યો. મનમાં બહુ ચ્હીડાવા ને પરિતાપ કરવા લાગ્યો. કાળી હમણાં આવશે એ વિચારમાં એ બેસી રહ્યો. બહુ વખત થયો ને તે ન આવી એટલે બળુઝીંકું કરતો, જો કાળીએ ખરેખર દગો દીધો હોય તો એ રાંડનો જીવ લઉં, એવું બબડતો વીલે મ્હોડે કાળીના ઘરમાંથી મમતારામ નીકળ્યો.

જતાં જતાં મમતારામને યાદ આવ્યું કે હું બે કલાક બેઠો હોઇશ, પણ બંગડીવાળો તો ઉપરથી ઉતરતો જણાયો જ નહિ!

---

## પ્રકરણ ૧૨ મું

## બૈરાંઓના કજીઆ

સહીએરને સહીએર વહાલી,
બાઈ તેં મને હાથે છે ઝાલી. (પ્રેમાનંદ.)

મુંબઈ શેહેરની બીજી ખુબીઓ ભેળી આ ખુબી પણ વિચારવા જેવી છે કે ત્યાં દિવસના દશ અગીઆર વાગ્યા પછી સ્રિયારાજ ચાલે છે.

જમીનની તાણ અને વસ્તીના ભરાવને લીધે, વળી કેટલોક વ્યાપાર જથ્થામાં જ ચાલી શકે છે તેથી, દુકાન અને રહેવાનાં ઘર નોખી નોખી જગ્યાએ હોય છે. સવારના દશેક વાગ્યાથી વેપારીઓ ધંધા વણજમાં લાગે તેથી, અને નોકરીઆત વર્ગ નોકરીએ જાય તેથી, દિવસના મુંબઇમાં સ્રિયારાજ ચાલે છે. એ

પ્રમાણે સાંઝના પાંચ છ સુધી ચાલે છે. પાછો અમલ બદલાવા માંડે છે. વળતે દિવસે પાછું તેમનું તેમ.

મમતારામ પાસેથી પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, દાબડી મેળવવામાં ફાવ્યા પછી, બીજે દહાડે સોમવારે જમી કરીને પરવારીને, કાળી ગુલાબવહુને ઉપર મળવા ગઇ. તેના મનમાં મમતારામ ઉપર અપૂર્વ વેર અને ગુલાબવહુ તરફ નિઃસીમ હેત, બંને સાથે ઉછાળા કરતાં હતાં. ગુલાબવહુ પરવારીને દીવાનખાનામાં બેઠી હતી ત્યાં એ આવી.

કાળી અને ગુલાબવહુની ઉંમરમાં ઝાઝો ફરક નહોતો, તોપણ સુખપાલકાકાની બૈરી હોવાથી, ગુલાબવહુ એને કાકીજી કહીને બોલાવતી; અને કાળી એની જોડે તુંકારેથી જ વાત કરતી. આજે કાળી, હરખભેર ગુલાબવહુ બેઠી હતી તે ઓરડામાં આવી ને કહેવા લાગી—

"મારા જીવને હવે એવી નીરાંત વળી છે કે કંઈ કહેવાની વાત નહિ. હાય, હાય, જો એ દાબડી ન મળી હોત તો, મારાથી કોઈ વાર કોઇની આગળ, અને એ મમતારામની આગળ, ઉચું મ્હોં લઇને બોલાત નહિ; પણ ગુલાબવહુ તારા કહ્યા પ્રમાણે ચાલી તો હું ફાવી. માટે હું મરીશ પણ તારી ઓશીઆળી રહીશ."

"કાકીજી, એમ વારે ઘડીએ શું કામ કહ્યા કરતાં હશો? એ તો બધું તમે હોંશીઆરીથી ચાલ્યાં ત્યારે એમ થયું છે."

"ના, ના, એવી હું કંઈ ગાંડી નથી તો. મારામાં કેટલી સમજણ છે તે હું હવે જાણવા લાગી છું. પણ એ મમતારામ ઉપર મને એવો કાળ આવે છે કે ન પુછો વાત! એની જ્યારે ખુબ ફજેતી કરીશ ત્યારે મારો જીવ હેઠે બેસશે. તું જો કંઈ બીજી તદબીર બતાવે તો બાઈ, હું તારા પગ દુધે ધોઇને પીશ."

"જો, જો, કાકીજી! વળી તમે નાદાન વેડા કરતાં નહિ. આપણું ધાર્યું થયું માટે એને દૂરથી જ નમસ્કાર કરો. તમે એને વધારે બોલાવશો કરશો નહિ. એટલે એની મેળે આવતો બંધ થશે. એવા દુષ્ટ આદમી ઓછા બલકે એમાં જ આપણું સારૂં છે."

"પણ મારા મનમાં બધે ઝેર વ્યાપી રહ્યું છે તેનું કેમ! હું તો જ્યારે એની ફજેતી કરીશ, ત્યારે જ મારા જીવને કળ વળશે. માટે હું તો જાણે કંઈ જ જાણતી નહિ હોઉં એમ જ કરીશ ને પી—આવશે તો આવવા દઇશ. કોઇ ને કોઇ દહાડોએ મને લાગ નહી મળે? અને તું કાંઇ મને સલાહ નહિ આપે કે એનો ઘાટ કેમ ઘડું?"

ના કાકીજી, તે મારૂં કામ નહિ, મને તે આવડે નહિ.

આવડે તો બધુંએ. બાકી તું નહોત તો મને આ જન્મારે દાબડી પાછી મળત નહિ. પણ હશે. વળી કોઈ બીજી વાર વાત. હું તો એમ પુછવાને આવી હતી કે

"આપણે વનમાળીદાસને ત્યાં દાણા વીણવાને અને ગાવાને જવું છે ત્યાં તમે આવશો કેની? ને વારૂ, હું શું પહેરૂં કે સારૂં જણાય."

ગુલાબવહુએ હસીને કહ્યું કે આપણે જે સારૂં લાગે તે.

"મારે તો બધુંએ સારૂં અને ભારે છે. પણ શું પસંદ કરવું તેની મને ગમ પડતી નથી. તું નીચે આવીને તો જો. બધાં લુગડાં અને સાળુઓને જોઇને તો, મારો જીવ સામો મુઝાય છે કે શું કરવું?"

"કાકીજી, આપણે બે વાગે જવાનું છે. મારાં માસીજી અને ફીકી પણ અહીં થઇને જશે. માટે વખત થશે ત્યારે હું નીચે આવીશ."

"ઠીક ત્યારે, તમે નીચે આવજો. આપણે બધાં સાથે જઇશું." એમ બોલી કાળી જતી રહી.

વખત થવા આવ્યો ને ગુલાબવહુ લુગડાં પહેરી ધનકોર અને ફીકી સાથે નીચે આવી ત્યારે, દીવાનખાનામાં કાળી બોચકાંઓની ગથલ મથલ અને ઉથલ પાથલ કરી રહી હતી. બધું જ્યાં ત્યાં પડેલું હતું. કાળી એક ગાંસડી બાંધતી અને બીજી છોડતી. કોઇમાંથી સાળુ કહાડતી, તો કોઇમાંથી મગિયું કહાડતી. એકની ઘડી વાળતી તો એકની છોડતી. આ સાળુ નહાનો પડે છે કે કેમ તે જોતી. વળી એવામાં કંઇ બીજો વિચાર આવતો, તો બીજું બોચકું કહાડી તેમાંથી કંઇ કહાડી જોતી. એમ બાંધવા છોડવામાં, લે મુક કરવામાં, શું પહેરવું તેનો નિશ્ચય એ કરી શકી નહિ. જો કે સવારથી જ એના મનને બીજું રટણ આજે હતું નહિ. જેમ જેમ વધારે બોચકાંઓ છોડ્યાં અને વધારે સાળુઓ જોયા, તેમ તેમ એનું મન વધારે ને વધારે અનિશ્ચયાત્મક થતું ગયું. કાળીને સારા સારા રંગનાં ભારે લુગડાં પહેરવાનું અને બહુ દાગીના પહેરવાનું ઘણું ગમતું. તેમાં જ એ પોતાના જીવ્યાનું સાર્થક માનતી. સુખપાલકાકા સારો વાણીઓ ગણાતો તેથી એને ત્યાં વરા અઘરણી કે લગ્નનાં નોતરાં આવ્યાં જ કરતાં. કાળી બધે જતી કે એ મસે સારૂં સારૂં પહેરી ઓઢી બહાર હરવા ફરવાનું ને મહાલવાનું મળે. સુખપાલકાકા તો કાળીપર કુરબાન હતો, તેથી એને દાગીનાની કે લુગડાં લતાંની કંઈ કમી નહોતી. કાળી જે જે જોતી તે તે માગતી. પણ બધું ભારે ભારે અને મોઘું મોઘું ખરીદ કરતી. સાદાં અને સુતરાંથી શરીર શોભે છે એવું એને પરણી આવી ત્યારે તો ભાન જ નહોતું. હમણાં હમણાં ઘડાતાં ઘડાતાં એટલું સમજવાને પામી હતી કે બધું ભારે ભારે પહેરવાથી કંઈ શોભા મળતી નથી. જુગતે જુગતું જોઇએ. તે કેમ મેળવવું તેની એને ગમ નહોતી. એણે ઘણીવાર જોયું હતું કે ગુલાબવહુ, જે પહેરીને નીકળતી, તે બધું ઠીકઠીક ને બંધ બેસતું જ હતું. તેથી હમણાં હમણાં એવું બધું કામ એ ગુલાબવહુને પુછીને જ કરતી.

ગુલાબવહુ આવ્યા પછી વાત હારમાં પડી. થોડી વારમાં કાળી સજ્જ થઈ કે બધાં ધનમાળીદાસને ત્યાં જવાને નીકળ્યાં.

તે પહેલાં ધનકોર અને કીકી વિષે થોડી હકીકત જણાવીએ; અને તે સાથે કીકીના ધણીની હકીકત પણ જણાવવાની જરૂર છે.

આગળ એમ જણાવવામાં આવ્યું છે કે ચંદ્રદાસને ગૌરીને પેટે બે દીકરા અને એક દીકરી થયાં હતાં, તેમાં સૌથી મોટી દીકરીને, લાડમાં કીકી કહીને બધાં બોલાવતાં. કીકીનું સાસરૂં મુંબઇમાંજ હતું. એની ઉમર સત્તર અરાડ વર્ષની હશે. એનો સ્વભાવ રાંક અને છેક ભોળો હતો. મ્હોડે કે મનમાં જે આવ્યું તે આગળ પાછળનો વિચાર કર્યા વિના ભક્ ભક્ કરતી. ઝાઝી પહોંચ કે અક્કલ એ નહોતી ધરાવતી. શરીરે એ એકવડી ને દુબળી હતી. એના મ્હોંનો ચહેરો જ્યારે જુઓ ત્યારે હસતો ને હસતો જ રહેતો. એની મા ગૌરીએ એને લડાવવામાં અને બહેકાવી મુકવામાં કંઈ બાકી રાખી નહોતી. પરન્તુ કીકી તો રાંક અને અસીલ જ રહી. જો કે સાસરે સાસુનું બહુ દુઃખ હતું તોપણ એ બીચારી બધું મુંગે મ્હોડે સાંખી રહેતી ને કોઇને તુંકારે કે આંખ ફેરવીને બોલાવતી નહિ. ધનકોરડોસી બહુ વઢકણી અને કપાતર છે એમ બધાં જાણતાં છતાં એના દીકરા વેરે ચંદ્રદાસ અને ગૌરીએ કીકીનો વિવાહ કીધો. તેનું કારણ એટલું જ કે ધનકોરડોસી મુંબઇમાં રહેતી. પીઅરમાં કીકી ઉપર આટલો આટલો લાડ છતાં, એનો ધણી કેવો નીવડશે તેની કોઇએ દરકાર કરવાની જરૂર ધારી નહિ. શોધી શોધીને તેઓએ મુંબઈ જ શોધ્યું ને તેથી જ રાજી થયાં. કીકીના સારે ભાગ્યે ધણી સારો નીવડ્યો.

એનું નામ ફુળીદાસ હતું. એની ઉમર વીસથી વધારે નહોતી. કીકીની પેઠે એ પણ ભલો અને સાહુ આદમી હતો. અંદરખાનેથી બહુ રાંક, અને મરતાને મેર નહિ કહે એવો હતો. એનું શરીર મધ્યમ કદનું પણ બહુ કસાયલું ને મજબુત હતું. જો કે કીકીનો ધણી એને રાજી રાખવાને પોતાથી બનતું કરતો છતાં પોતાનું ધાર્યું પાર પડતું નહોતું એમ એ સારી પેઠે જાણતો. કેમકે એની મા અને કીકીની સાસુ ધનકોર, વહુ દીકરાને સુખે રોટલો ખાવા દેતી નહિ. ધનકોરડોસી રાંડીરાંડ હતી. કીકીને એ ભવની ભાવટ ઉતરાવતી. કીકી બીચારી ગરીબ ગાય જેવી તે સાસુની સામા થવાની પ્રાપ્તિ ક્યાંથી લાવે? એટલે ધનકોરડોસી પોતાનું ફાવ્યું કરતી. એના મનથી ફુળીદાસ તો કંઈ ગણતીમાં જ નહોતો. જો કે એ વીસ વર્ષનો થઈ મરદની હારમાં આવ્યો હતો, અને હવે રળતો ખપતો થયો હતો; અને જો કે, ઘરનો બધો ખરચ હમણાં હમણાં એને વડે ચાલતો હતો છતાં ધનકોરડોસીના મનથી તો એ કંઈ લેખામાં જ નહોતો. આવા રળતા ખપતા, અને પરણાવેલા

પસ્તાવેલા દીકરાને પણ ડોસી ચ્હીડાતી તો લાકડી લઇને મારવા દોડતી!! ગાળો તો હાલતાં ચાલતાં દેતી. સહેજ વાતમાં શોર બકોર કરી, જે ચાલમાં રહેતાં હતાં તે ચાલ ગજાવી મુકતી. બીચારો ફુળીદાસ, મા જે કરતી તે મુંગે મ્હોડે સહન કરતો. પરણ્યા પછી એના દુઃખમાં ઓર વધારો થયો. કીકીને એ રાજી રાખે છે એ વાત ધનકોરડોસીને જરાએ રુચતી નહિ. માટે કીકીને હાલતાં ચાલતાં હેરાન કરવાનું, પજવવાનું, મેણાં ઓઠાં દેવાનું, અને તેને બધી વાતે હાડમાર કરવાનું ધનકોરડોસીના મનથી તે એક સબળ કારણ હતું. ફુળીદાસ મનમાં તો બધું સમજતો પણ મા આગળ ભાઇનો એકડો નહિ તેથી લાચાર હતો. એ રીતે માનો કીકી તરફ અભાવ જોઇને, કીકીને એ વધારે ચહાવા લાગ્યો, અને તેમ તેમ ધનકોરડોસી મનમાં વધારે બળવા લાગી. વહુદીકરાને કેમ સંતાપવાં એની વેતરણમાં અને વેતરણમાં એ પોતાનો કાળ ગુમાવતી.

ધનકોરડોસી કેશવલાલની માસી થતી હતી. એની ઉમર ચાળીસેક વર્ષની હતી. અંગે બહુ કદાવર અને રાતી રાયણ જેવી હતી, કેમકે ફુળીદાસને ચારેક વર્ષનો મુકી એનો બાપ ગુજરી ગયો, એટલે ડોસીને હવે કોઇનો ધાક જ રહ્યો નહિ. ડોસીની પાસે બે ત્રણ હજારના દાગીના હતા તે બધા ધણીના મુવા પછી વેચી નાંખી, તેના રૂપીઆ ડોસી વ્યાજે ફેરવવા લાગી, કે તેમાંથી પોતાનો અને ફુળીદાસનો નિર્વાહ ચાલે. ડોસી બહુ કરકસરથી રહેતી ને વ્યાજમાંથી દર વરસે થોડું બચાવતી, છતાં ફુળીદાસને અંગ્રેજી ભણાવ્યો નહિ. લોકને તો એમ કહેતી કે પૈસો નથી માટે પોતાનું ગજું નહિ. પણ ખરૂં કારણ તો ફુળીદાસ વંઠી નહિ જાય તે હતું. અંગ્રેજી ભણીને આજ કાલના છોકરાઓ વંઠી જાય છે ને પછી ઘરમાં કોઇને બદતા નથી એ બ્હીકે, ડોસીએ ફુળીદાસને આઠમે વર્ષે નિશાળેથી ઉઠાડી મુક્યો ને કોઇ કાપડીઆની દુકાને ગદ્ધા વૈતરૂં કરવાને, હેરા ફેરા ખાવાને રાખ્યો. સારા ભાગ્યે ફુળીદાસને કોઇ સારો શેઠ મળ્યો. ફુળીદાસની ભલમનસાઈ જોઈ તે બહુ રાજી રહેતો. ધીમે ધીમે એનો શેઠ એને ખબરદાર અને હોશીઆર બનાવવા લાગ્યો. નામાં ઠામાંમાં અને વેપાર વણજમાં આગળ પાડ્યો. માની આગળ કોડીનું ચલણ નહિ છતાં એ હોશીયાર હતો તેથી, ઘણુજ વખતમાં કાપડીઆની દુકાનનો કીસબ બધો શીખી ગયો. એનો શેઠ હાલમાં એને પાંચસોનું વર્ષાસન આપતો. ફુળીદાસ દુકાનનું નામું ઠામું અને પુરસદે ઉઘરાણીનું કે બીજુંએ કામ કરતો; કેમકે શેઠનો એના પર પુરતો ઇતબાર હતો.

પોતાને જે વર્ષાસન મળતું તે એ માની આગળ ધરી દેતો. ધનકોરડોસી એક અડધી પણ એને ખીસા ખરચી માટે આપતી નહિ. પાંચસોમાં ત્રણ આદમી સુખે

રહી શકે એમ હતું, અને ડોસીને વ્યાજ હવે બધું બચતું, પણ જન્મથી જ હાથની બખીલ હોવાથી, પૈસાની છુટ છતાં અસલ રીવાજને એ તો વળગી રહી અને બધું એકઠું કરતાં જ શીખી. ઘરમાં કરકસર તો એવી રાખતી કે ન પુછો વાત! જરાક ઘી કે તેલ કીકીથી વધારે વપરાતું કે ડોસી તો છાજીઆં લેતી ને બે દહાડા કોઇને સુખે જંપવા નહિ દેતી. ફૂળીદાસ મનમાં ઘણીએ વાર માની સામે માથું ફેરવવાનો મનસુબો કરતો, પરંતુ ડોસીએ અસલથી કરપ રાખેલો એટલે કોઇ પણ રીતે એ ફાવતો નહિ.

પાંચસેના વર્ષાસન ઉપરાંત એને થોડી સુખડી વગેરે મળતું. એણે વિચાર કીધો કે જો માને આપીશ તો બધું વટાવમાં ચાલ્યું જશે, માટે એ ઉપલેક મળતની વાત માથી છુપી રાખવાનું એણે ડહાપણ વાપર્યું. વળી ધનકોરડોસી કીકીને જોઇતું જરાએ મંગાવતી નહિ; અને કીકીપર એની પ્રીતિ હતી તેથી કોઇ કોઇ વાર માથી છાનું, કીકીને જોઇતું કરતું એ તેમાંથી આણી આપતો હતો.

નવલશાનાં લગ્ન ઉપર ફૂળીદાસ અને કીકી જાનમાં જવાનાં હતાં. કીકીને સારૂ પીએરથી દાગીના લુગડાં થયાં હતાં ખરાં, તોપણ કીકીના કહેવાથી ફૂળીદાસે એને સારૂ હાથમાં પહેરવાનાં આમળાવાળાં સોનાનાં કડાં ધનકોરડોસીને માલમ પડે નહિ તેવી રીતે કરાવ્યાં. આજે જ તે તૈયાર થઇને આવ્યાં હતાં. કડાં બહુ સારાં થયાં તેથી કીકી મનમાં બહુ હરખાઈ. વનમાલીદાસને ત્યાં એની મા ગૌરી પણ આવશે એવું ધારી, પોતાની કોથળીમાં એણે કડાં રાખ્યાં હતાં કે ધનકોરડોસીથી છાનામાનાં, લાગ આવે તો માને બતાવે. બાપડીને ખબર નહોતી કે એ કડાં શું વીટંબણા પાડવાનાં હતાં!

ચારે જણી વનમાલીદાસને ત્યાં જવા નીકળી. કીકીએ ગુલાબી બુટ્ટાદાર સાળુ પેહેર્યો હતો. ગુલાબવહુએ પીળો અને કાળીએ રાતી બાંધણીનો. રસ્તામાં જે રીતે તેઓ ચાલ્યાં જતાં હતાં તે પરથી તેઓની ચાલ અને સ્વભાવનું વર્ણન કરવું બહુ સહેલ હતું. ધનકોરડોસી સૌથી આગળ ચાલતી ને મહોટેથી વાત કરતી; તેની જોડે કાળી ઉતાવળાં ડગલાં ભરીને તેની સાથે વાત જારી રાખતી; બીચારી કીકી સૌથી પાછળ પડી ગઈ અને તેની સાથે રહેવા સારૂ ગુલાબવહુએ પોતાની ચાલ ધીમી કીધી.

વનમાલીદાસને ત્યાં આજે આનંદ આનંદ છવાઈ રહ્યો હતો. એ બહુ પૈસાદાર હતો ને મુંબઇના શેઠીઆમાં ખપતો તેથી એના એકના એક દીકરાનાં લગ્ન ઉપર વાણીઆભાઇની પેઠે, દુલું દીલ કરી, બહુ ધન વેરે એમાં-ઝાઝી નવાઈ જેવું નહોતું. વળી લગ્નને પ્રસંગે સાધારણ માણસનું પણ મન મોકળું થઈ જાય છે ને છુટથી પૈસા વાવરવાનો બધાને હરખ થાય છે. તેથી કરીને એક કહેવત ચાલી

આવે છે કે 'વાણીઆ ઘોડે અને વહોરા રોડે.' ત્યારે વનમાલીદાસ જેવો ધનવાન્ શેઠીઆે બહુ પૈસા ઉરાડવા ધારે એમાં શું! વળી મુંબઇમાં જ લગ્ન હોત તો આટલે લાંબેથી, કે આટલી બધી આગળથી ધામધુમ જણાત નહિ; પણ આ તો જાન કહાડીને બહારગામ જવાનું હતું તેથી તૈયારીઓ ને ખરીદી ઘણા મહીના થયા ચાલુ થઈ હતી.

ઉપલે માળે મોટી સરખી ચાલમાં બૈરાંઓ દાણા વીણવાને સામસામાં બેઠેલાં હતાં. તેઓ લગ્નને ઉદ્દેશીને સારાં સારાં ગીતો ગાતાં ને તેઓનાં મન પ્રફુલ્લિત થયાં હતાં. તેઓની મુખમુદ્રા ખીલી રહી હતી. વચમાં વચમાં કાંઈ હસવા જેવી વાત નીકળતી ને ગાવાનું બંધ પડતું. માંહોમાંહે બધાં વાતો કરવા મંડી જતાં. કોઈ ઠેકાણે વધારે હસવાનું થતું, તો આપણે એમાં ભાગ લઇએ તે સારૂ, બધાં તે તરફ જોતાં ને હસવાનું કારણ પુછતાં ને વાત સાંભળીને ખુબ હસી પડતાં. દાણા વીણવાનું કામ ચાલતું હતું ખરૂં, પણ વાસ્તવિક રીતે તો, એક બીજાને જાણે આનંદ આપતાં લેતાં હોયની, અને તેની વાંટણી કરવાને આ બધાં ભેગાં મળ્યાં હોયની, એવો દેખાવ થઇ રહ્યો હતો.

સૌથી આગળ બારણા પાસે નવલશાની મા કમળા અને તેની બહેન ગંગા ભેગાં બેઠાં હતાં. તેઓ જે આવતાં તેને મલકાતે મ્હોડે આવકાર આપતાં ને પોતાને રુચે તેમ, કોઇને દૂર ખસેડીને, કોઇને એક જગોએથી બીજી જગે બેસવાનું કહીને નવાં આવનારને જગો કરી આપતાં. કોઇ કહેતી કે અમારાથી કાલે અવાયું નહિ, તો કોઇ મોડી આવવાનું કારણ કહેતી. બધે લગ્નની ને લગ્નની જ વાત ચાલી રહી હતી.

વનમાલીદાસને ઘેર આવ્યાં ને દાદરો ચહડવા માંડયો કે ધનકોરડોસીને તેની ઓળખીતી એક સામળી બ્રાહ્મણી મળી, તેની જોડે એ વાત કરવામાં અને બધું કેમ બંધાય છે, મુકાય છે અને લેવાય છે તે જોવાને માટે નીચે રહી.

ગુલાબવહુ, કાળી અને કીકી ઉપર ચાલ્યાં ને થોડી વારમાં દાણા વીણવાને જગો કરી બેઠાં. કાળી ફુલારામની બૈરી શાતી પાસે બેઠી. તેનેથી થોડે દૂર, કીકી પોતાની મા ગૌરીની પાસે જઇને બેઠી અને ગુલાબવહુ કમળાની સામા નિર્મલદાસની બૈરી બાલા પાસે બેઠી. કીકી આજે કડાં નવાં થઇ આવવાથી પ્રથમથી જ હરખાયલી હતી. વનમાલીદાસને ત્યાં બધાંને હરખમાં જોઇને એનો પણ હરખ માયો નહિ, તેમાં વળી ધનકોરડોસી એની ઓળખીતી કોઇ રાંડીરાંડ બ્રાહ્મણી જોડે વાત કરવાને અને જોવાને નીચે રોકાઇ, એટલે એણે ધાર્યું કે હવે લાગ ઠીક છે, તેથી પોતાની માની આગળ બેઠી, ન બેઠી, ને બીજી

વાત કહાડી ન કહાડી, કે કડાં તૈયાર થઇ આવ્યાં છે એમ ગૌરીને કહ્યું ને લાગલી કેડેથી કોથળી કહાડી, ગૌરીને કંઇક છાનામાનાં બારણા આગળ નજર કરતાં કરતાં અને બ્હીતાં બ્હીતાં, અને કંઇક હરખાતાં હરખાતાં કડાં દેખાડયાં. કડાં સારાં થયાં હતાં તોપણ એમાં એટલું બધું હરખાવા જેવું નહોતું. તથાપિ બૈરાંનો જીવ એટલે ગૌરીએ તે જોયાં તે ખુશ થઇ. પણ એટલામાં ધનકોરડોસી આવે ને કડાં જુવે તો કીકી પંચાતીમાં આવી પડે તે બ્હીકે, ગૌરી કીકીને ઠપકો આપવા લાગી કે બતાવવાની એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નહોતી. કીકીને કહ્યું કે પાછાં મુકીદે ને ઘેર આવે ત્યારે ફરી બતાવવાને લાવે.

આ બધું બીજાંઓએ તો જોયું કે નહિ જોયું હોય, પણ દુલારામની બૈરી શાતી જોયા જ કરતી હતી. એ શાતી બહુ હરામી ને કજીયાખોર હતી. ગૌરી ઘરમાં બધાંનો નાદરો ઉતારતી, પણ ગૌરીનો નાદરો એ શાતી ઉતારતી. શાતી પહોંચેલી હતી ને દુલારામનું ઘરમાં ચલણ હતું તેથી ગૌરી, શાતી જોડે લડવામાં કોઇવાર ભાગ્યેજ ફાવતી. બંનેની ઉમરમાં ઝાઝો ફરક નહોતો. શાતી ત્રીસ વર્ષની ને ગૌરી પાંતરીસ વર્ષની હતી. જ્યારે શાતી સાસરે આવવા લાગી ત્યારે ગૌરી પણ નાદાન જેવી જ હતી, તેથી શાતીને એનો ધાક અસલથી નહોતો. પ્રથમમાં તો ગૌરીને, શાતી કાળ જેવી લાગતી, ને એનાપર મનમાં બહુ રોષ રાખતી. સાસુવહુ બહુ બહુ વાર લડેલાં અને અબોલાં રહેલાં હતાં. હમણાં હમણાં એ બે જણીઓ, આટલાં આટલાં વર્ષના સહવાસ પછી, એક બીજા જોડે હળી મળી રહેતાં શીખ્યાં હતાં. વચમાં વચમાં અથડાતાંએ ખરાં, પણ હવે વાત બહુ આગળ વધતી નહિ. શાતી જોડે ફાવતું નહોતું તેથી ગૌરી કંઇ દબાઇ ગઇ નહિ. જ્યાં સુધી ગુલાબવહુ ઘરમાં હતી ત્યાં સુધી ગુલાબવહુને પજવીને, શાતીનું વેર વાળી મનમાં એ શાંત થતી. દુલારામના કહેવાથી જ શાતીએ કેશવલાલ અને ગુલાબવહુને નોખાં કરવામાં ભાગ લીધો હતો. બાકી શાતી ને ગુલાબવહુને અણુબનાવ જેવું હતું જ નહિ; કેમકે ગૌરી ગુલાબવહુને બહુ પજવતી ત્યારે ફક્ત ગૌરીની સામા થવાના હેતુથી, શાતી ગુલાબવહુનું ઉપરાણું તાણીને બોલતી. હવે ગુલાબવહુએ જુદું ઘર માંડ્યું એટલે ગૌરી પોતાનો રોષ નિર્મલદાસની બૈરી બાલા પર કહાડતી. શાતીને બાલાનું કે કીકીનું મ્હોં ગમતું નહિ તેથી બાલાને સતાવવામાં ગૌરી ને શાતી એક થઇ જતાં; પણ ધનકોરડોસી કીકીનો પુરેપુરો નાદરો ઉતારે છે એવી વાત કરી કરીને શાતી ગૌરીનું પેટ બાળી નાંખતી.

કીકી હરખાતી હરખાતી આવી ને ગૌરીની પાસે બેઠી કે શાતીને એમ લાગ્યું કે કીકી કંઇ કારણસર એમ કરતી હશે, તેથી ગૌરી ને કીકી શું વાત

કરે છે તે ધ્યાન દઇને સાંભળવા લાગી. એની પાસે કાળી બેઠી હતી તેની જોડે એ નામની જ વાત કરવા લાગી. થોડી વારમાં કીકીએ ચોરની પેઠે માને કડાં બતાવ્યાં. રાતી તરત જાણી ગઇ કે ફૂળીદાસે ધનકોરડોસીથી છાનાંમાનાં એ કડાં કીકીને કરાવી આપ્યાં હશે. કડાં બહુ સારાં હતાં તેથી સ્ત્રીબુદ્ધિ પ્રમાણે રાતીને વધારે બળતરા થઇ અને હવે ધનકોરડોસીને એ વાત બહારો બહાર કેવી રીતે જણાવવી તેના વિચારમાં પડી.

થોડીક વારમાં ધનકોરડોસી આવી અને બધાં બેઠાં હતાં ત્યાં પોતાની ઓળખીતી બ્રાહ્મણી જોડે દાણા વીણવા બેઠી. સહેજ વાત કહાડી રાતીએ કાળીને પુછ્યું "કે તમે જાનમાં આવશો કેની?"

"હું તો ઘણીએ આવું"—કાળી હસીને બોલી—"પણ તમારા કાકાજી મોકલે ત્યારે કેની? બાકી આવા ઘર જેવા ઘેર લગન ને હું આવ્યા પાખી રહું."

પરણ્યા પછી સુખપાલે કાળીને કોઇ વાર પીએર મોકલી નહોતી. માત્ર આ બાબતમાં કાળી કોઇ વખતે ફાવી નહોતી. હવે હવે એણે પીએર જવાની લલુતા છોડી દીધી હતી. સુખપાલકાકાને વનમાલીદાસ જોડે ઘરોબો હતો અને કાળીને લગનમાં મહાલવાનું મન તો ઘણુંએ હતું, પણ સુખપાલ મોકલે નહિ તેથી એ બાબત સર, સમજીને એણે કંઇ કહ્યું જ નહોતું. એ વાત રાતી પણ સારી રીતે જાણતી તો પણ એ બોલી—

"વળી પાછા દાગીના લુગડાં કરાવી આપવાં પડે માટે કાકાજી ના કહેતા હશે."

"એ તો બધું જોઇએ તેટલું છે."

"તે તો હશે, પણ કંઇ લગનને મસે કાકાજીએ કરાવી આપ્યું? મને લાગે છે કે કાકાજીનો મોહ હવે તમારા પર થોડો હશે. અમે તો બધાંએ દાગીના ને સાળુઓ નવાં કરાવ્યાં છે ને કીકી બહેનનાં કડાં કેવાં સારાં છે. તમે જુવો તો તમનેએ તેવાં કરાવવાનું મન થાય!"

કાળીને રાતીનું કહેવું ખરૂં લાગ્યું કે લગ્નને નિમિત્તે એના ધણીએ કંઈ કરાવી આપ્યું નહોતું. મનમાં નક્કી કીધું કે કંઇ કરાવવું તો ખરૂં. એટલામાં રાતીએ કીકીનાં કડાંની વાત કહી એટલે કાળી બોલી—

"શું, કડાં બહુ સારાં છે ને તમે ક્યાં જોયાં?"

"અરે, એવાં સારાં છે કે કાંઇ કહેવાની વાત નહિ. હું તો આજે ને આજે એવાં કરાવીશ. હમણાં જ કીકી બેહેને સાસુજીને કહાડીને બતાવ્યાં તે તમે નહિ જોયાં?"

"ના, મેં તો કંઈ જોયાં નહિ. પણ તમારી સાથે વાતમાં રોકાઇ તેથી જોવાયાં નહિ હોય."

રાતીએ પછી બીજી વાત કહાડી અને લાગ જોઇને ત્યાંથી ઉઠી, બીજી જગોએ જઇને બેઠી. પણ કાળીને કડાં જોવાની ચટપટી થઇ રહી. એને એવું તો ભાન આવ્યું જ નહિ કે કીકીને ધનકોરડોસી જોડે અથડાવવાને રાતી આમ કહેતી હશે તેથી બૈરાંઓનું ગાવું બંધ પડ્યું કે બધાં સાંભળે એમ એ બોલી—

"કીકી બહેન, તમારાં કડાં મને તો બતાવો. મારે પણ એવાં કરાવવાં છે." કીકી તો સડક જ થઈ ગઈ! ને શું કરવું તે સુઝયું નહિ. નીચી મુડી કરી, કંઈ સાંભળ્યું નહિ હોય એમ દાણા વીણવા લાગી. ધનકોરડોસીને અને ગૌરીને, બંનેને જુદાં જુદાં કારણથી, પેટમાં ફાળ પડી. બંને જણીઓ કીકી શું કરે છે તે ધ્યાન રાખીને જોવા લાગી. રાતીએ જોયું કે હવે ઠીક સળગી છે એટલે એ તો મનમાં રાજી થવા લાગી.

"કીકી બહેન, તમે કેમ સાંભળતાં નથી? હમણાં જ તમે ગૌરી ભાભીજીને કોથળીમાંથી બતાવ્યાં ને મને નહિ બતાવો?"

ગૌરીને નક્કી લાગ્યું કે જરૂર કોઇનું કારસ્તાન હશે, તેથી તેનું નામ જાણવાને વાસ્તે, એણે કાળીને અધીરા પડીને પુછ્યું કે એમ કોણે કહ્યું.

"કોણે શું, હમણાંજ હું અને રાતી—" એમ બોલીને કાળી રાતી તરફ જોવા લાગી. તે તો દૂર જઇને બેઠી હતી તેથી દૂર નજર કરી. રાતી, જાણે કંઈ જાણતી ન હોય તેમ કોઈ જોડે વાત કરતી હતી. કાળી, રાતીને જોવામાં ઉપર લખ્યું તેટલું જ બોલીને અટકી.

ગૌરીનો પિત્તો બહુ જ ઉછળ્યો પણ શું કરે? આ પ્રમાણે વાત કરવાથી વળી સાસુવહુ ઘેર જઇને ધમરોળ મચાવશે તેની એને ફીકર પેઠી. પોતે અધીરાઈ કરી કાળી પાસે વાત કરનારનું નામ માગ્યું તેથી ધનકોરડોસીને વધારે વહેમ પડશે એમ વિચાર આવવાથી એ બ્હીવા લાગી. અધુરામાં પુરૂં કીકી, જાણે ચોર હોયની તેમ ગભરાઈ ગઈ. દાણા વીણવાનું તો એક કોરે રહ્યું ને નીચેથી ઉંચું કરીને જોયું નહિ. ધનકોરડોસી તેના સામું જોઈ રહી હશે તેથી તે વધારે બ્હીવા લાગી. પોતાને બ્હીક લાગી છે એમ બધા જાણે છે એવા વિચારથી તેની બ્હીક ઘટવાને બદલે ઓર વધી.

ગૌરીએ ઢાંક પીછોડો કરવા ધનકોરડોસી સાંભળે એમ કહ્યું—"કેમ કીકી, તારાં કડાં બતાવતી નથી? હમણાં જ મેં ઘેરથી લાવીને આપ્યાં એટલામાં ખોઈ તો નથી નાંખ્યાં?"

ગૌરીનું આવું બોલવું સાંભળી કીકીના ગભરાટની હવે સીમા રહી નહિ. એ તો વધારે ને વધારે ધ્રુજવા લાગી, અને પોતાની મુડી વધારે ને વધારે નીચી

કરવા લાગી. ગૌરીએ જોયું કે કીકી બધો તાલ બગાડી નાંખે છે તેથી તેની કેડમાંથી કોથળી કહાડી, કોથળીની કોથળી કાળી તરફ ફેંકી અને સહેજ રીતે ધનકોરડોસીને કહેવા લાગી—"એ તો નવલશાનાં લગન સારૂ અમે કરાવ્યાં છે. આજે જ તૈયાર થઇને આવ્યાં તેથી કીકીને આપવા સારૂ હું અહીં લાવી હતી, પણ તમે નીચે હતાં તેથી તમને બતાવવાં રહી ગયાં."

"હશે બાઈ"—ધનકોરડોસી બહુ ઢાવકું મ્હોં રાખીને બોલી—"તમારી દીકરી છે તે તમે ભલે કરાવો, ને મારા દીકરાએ કરાવ્યાં હોય તોએ શું, તેની વહુ છે."

# પ્રકરણ ૧૩ મું

## સાસુ વહુની લડાઈ

એવાં વચન સુણીને રે, વળાં વળતાં વહુજી,
ગંગાજળ સરખાં રે, હો સાંભળો સાસુજી;
જેના મનમાં જેવું રે, તેવું તે તો દેખે;
સારાં ને નરસાં રે, પોતા સરખાં પેખે. (દયારામ)

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે "તમારી દીકરી છે એટલે ભલે કરાવો, ને મારા દીકરાએ કરાવ્યાં હોય તોએ શું, તેની વહુ છે" એટલું બોલતાં બોલતાં, ધનકોરડોસીને આંકડી થઈ આવી. તે પોતાનું માથું ધુણાવવા લાગી, હાથપગ નચાવવા ને કુદાવવા લાગી. મ્હોટા મ્હોટા સાસ લેતાં એ બોલી. "ઓ મને પાછી આંકડી થઈ આવી, મને કોઈ ઝાલો રે ઝાલો." એમ બોલતાં બોલતાં, જે થાળા આગળ બેસી દાણા જોતી હતી તેને ઉંધો વાળી, વીણેલા અને ન વીણેલા દાણા એકઠા કરી, પડતાં પડતાં પાસેના બીજા પણ બે ત્રણ થાળાઓ એણે ગબડાવી દીધા. પછી આંખો ફાટી ગઇ હોય તેમ ભોંય પર લાંબી ચત્તીપાટ થઇને એ પડી ગઈ. સાદડી પર બરાબર પડી ને શરીર ગોઠવાયા પછી, એણે આંખો મીચી દીધી અને થોડી વારમાં, હાથ પગ નચાવવા બંધ કરી લાંબા સાસ ભરતી, એ લાકડા જેવી થઈ પડી!

આ બધા ધનકોરડોસીના ઢોંગ હતા. કાળીએ કીકી પાસે કડાં જોવા માગ્યાં ત્યારથી જ એના મનમાં વસવસો થવા લાગ્યો હતો; તેમાં વળી ગૌરીએ ચ્હીડાઇને કાળી પાસે કડાંની વાત કરનારનું નામ માગ્યું, એટલે એને નક્કી લાગ્યું કે એના દીકરા ફૂળીઆએ કીકીને છાનાંમાનાં કડાં કરાવી આપ્યાં છે. તે વિષે જે થોડો ઘણો શક હતો તે કીકીની ચાલ જોતાં નીકળી ગયો: ચોરના કરતાં કીકી વધારે શરમાઈ, અને ન કાળી તરફ, કે ન પોતાનાં સાસુ તરફ, ઉંચું મ્હોં કીધું. દાણા

જોવાના પણ એક કોરે રહી ગયા ને ફીફીને તો એવું લાગ્યું કે જો ધરતી માગ દે તો હમણાં સમાઈ જાઉં. વળી ગૌરીએ જુઠી વાત બનાવી કહાડી ને ફીફીના ગભરાટની સીમા રહી નહિ. ધનકોરડોસીની ખાતરી પણ પુરેપુરી થઈ કે ફૂળીઆ-એ જ કડાં કરાવી આપ્યાં છે. એના દીલમાં તો લહાય લહાય વરસવા લાગી. વહુ દીકરાને કેટલી બનતી રાસ હતી તેનો આ એક નવો પુરાવો મળ્યો. વળી પોતાથી છાનાંમાનાં ફૂળીઓ ફીફીને કડાં કરાવી આપે, એ વાત વિચારતાં તો ડોસીના પેટમાં તેલ રેડાયું! બંનેનો પુરેપુરો ભાંખરો ક્યારે ઉતારૂં એવી એના મનમાં ચટપટી થઈ રહી; પણ એકાએક ઉઠીને જવાય નહિ તેથી આંકડી થઈ આવ્યાનો ઢોંગ આરંભ્યો. “મારા દીકરાએ કરાવી આપ્યાં હોય તોએ શું, તેની વહુ છે” એવું એ જાણી જોઇને બોલી કે ગૌરીને માલમ પડે કે તેની બનાવટી વાતથી પોતે છેતરાઈ નથી. પણ દીકરા અને વહુનું નામ લેતાં એને ફૂળીઓ ને ફીફી યાદ આવ્યાં, ને ડોસીનો પિત્તો ખરેખર ઉછળ્યો હતો, તેથી આંકડી થઈ આવ્યાનો ઢોંગ કરીને એ ભોંયપર પડી ગઈ.

બધાં જાણતાં હતાં કે ધનકોરડોસી ઢોંગ કરે છે ને ઘેર જઇને હવે એ ધમ-રોળ મચાવશે. કેમકે ધનકોરડોસી કેવી કજીઆખોરી અને પાજી સ્વભાવની હતી, વહુ દીકરાને કેવી રીતે સંતાપતી, એ વાત કોઇની જાણ બહાર નહોતી. તોપણ ફીફીની સાસુ થાય એટલે, વળી ઢોંગ કરતી હતી અને અંદરથી શુદ્ધિ તો ખરી તેથી બધું જાણે ને સાંભળે માટે, થોડી ઘણી સારવાર કરવાનું તો ડાળ બતાવવું જોઇએ. દાણા જોવાનું ને ગાવાનું એક કોરે રહ્યું. બધાં ધનકોરડોસીની આસ-પાસ વીંટલાઈ વળ્યાં. પેલી રાંડીરાંડ બ્રાહ્મણી જેને ધનકોરડોસી જોડે બહુ બહુ વાતે મેળ હતો ને જેનું નામ શામળી હતું, તે એની પાસે જ બેઠી બેઠી દાણા જોતી હતી. તેણે ધનકોરડોસી પડી, કે લાગલા એના પગ દાબી રાખ્યા ને મ્હોટો ઘાંટો પાડીને ફીફીને કહ્યું કે તારી સાસુના હાથ ઝાલી રાખ. બાપડી ફીફી તો મરવા જેવી થઇ ગઇ હતી. એના જ હાથ પગ થર થર ધ્રુજતા હતા તે ધનકોર ડોસીના હાથ કેમ ઝાલી રાખે? દહેસતની મારી એ ત્યાં આવી હતી ખરી, પણ કંઇ કરી શકી નહિ. એટલામાં કાળીએ આવીને તેના હાથ ઝાલી રાખ્યા ને ઘડીકવારમાં તો ત્યાં શોર બકોર મચી રહ્યો. કોઇ કહે એને પંખો નાંખો, કોઇ કહે એની ચોળીનાં બોરીયાં છોડો, કોઇ કહે એને કુલાંગવાટર સુંઘાડો; એમ જેમ જેની ધ્યાનમાં આવ્યું તેમ કહેવા લાગ્યાં, પણ ખરી રીતે કોઇ કામે લાગ્યું નહિ. કેટલીક તો ધનકોરડોસી ઢોંગ કરે છે એમ જાણી માંહોમાંહે હસવા લાગી ને ઘુસપુસ કરવા લાગી; ને કેટલીક તો ઢોંગ છે એમ જાણવા છતાં પણ સડક થઇ ઉભી રહી.

ખરેખરી આંકડી તો કીકીને થઇ હતી. એ બીચારી સારે શરીરે ધ્રુજતી હતી. એની છાતી ધડક્ ધડક્ થતી હતી ને એની આંખે પણ આ બધું શું થાય છે તે દેખાયું નહિ. પણ સંસારમાં ડોળઘાલુઓનું જ ચાલે છે, એટલે એની સારવાર કરવાનો વિચાર કોઇને શાનો સુઝે ?

આંકડી ચહડવાનો કીસબ ધનકોરડોસીના ઘરનો હતો. વારે વારે એ પ્રમાણે ઢોંગ કરીને પડી જવાથી, તે કામમાં હવે એ બહુ પાવરધી થઈ ગઈ હતી. તેથી એવી સીફતથી અને હોંશીઆરીથી એ ભોંયપર લાંબી ચત્તી પાટ પડતી કે કાંઈ વાગે કરે નહિ, કે લુગડું લત્તું બગડે નહિ. ભોંયપર પડીને જ આંખો મીચતી, નહિ તો વળી પગું પાથર્યું કંઈ વાગી બેસે. બધી વાતે આંકડી ચહડાવવી એના મનથી સહેલ વાત હતી, તેથી આજે એણે આંકડીનો ઢોંગ આરંભ્યો હતો. દશેક મીનીટ એ પ્રમાણે પડી રહ્યા પછી, શુદ્ધિમાં આવવાનાં ચહેન ધનકોરડોસી દેખાડવા લાગી. લાંબા લાંબા સાસ લેતી હતી તે હવે ટુંકા કરવા લાગી. થોડી વારે આંખો ઉઘાડી ડોળા સ્થિર કરી નાંખ્યા, ને ભાન આવતું હોય એમ બોલી—"હું ક્યાં છું, ઓ ભાઈ કૂળીઆ તું ક્યાં છે ?"

સામળી બોલી—"માજી, એ તો કંઈ નથી; એ તો તમને આંકડી આવી હતી; પણ હરિએ બધું સારૂં કીધું. તમે મુંગા મુંગા સુઈ રહો એટલે ઝટ હોંશીઆર થશો."

"ના ના, મને કાંઈ થયું નહોતું"—ધનકોરડોસી ભાનમાં આવતાં ધીરે ધીરે અને ઝીણે ઘાટે બોલી—"પણ આ બધીઓ મારી પાસે વીંટળાઇને શું કરે છે ? અરે રામ, હવે મને યાદ આવ્યું; મને આંકડી આવી હતી ને હું પડી ગઈ. એ રાંડ આંકડી મારો જીવ લેશે ત્યારે છુટશે. પણ હવે મને સારૂં થયું છે માટે મને સામળી તું ઉઠાડ."

"માજી, તમે પડ્યાં રહોની, વળી પાછી આંકડી ઉબળશે તો?" સામળીએ કહ્યું.

"ના ના, હવે હું હોંશીઆર થઈ છું માટે તું ઉઠાડ"—એટલે સામળીએ એને ઉઠાડી. ધનકોરડોસી બહુ ભાર દેતાં દેતાં, ઉઠીને બેઠી થઈને કહેવા લાગી—"મને સારૂં તો થયું છે પણ મારો જીવ બહુ ડહોવાય છે ને માથે ચકરી આવે છે માટે હું તો હવે ઘેર જઇશ."

કમળા અને ગંગાએ ધનકોરડોસીને બહુ સમજાવી કે થોડીક વાર બેસો, ને વધારે હોંશીઆરી આવે પછી જાઓ; પણ ધનકોરડોસી તો હઠ લઇને બેઠી ને સામળી તથા કીકીની સાથે ધીમે ધીમે નીચે ઉતરવા લાગી.

એ સામળી બહુ ખુશામતખોરી ને મીઠાં બોલી હતી. ધનકોરડોસી જે કહેતી તેની હાજી હા કરતી ને પડુડા વેડા કરીને પોતાનું પેટ ભરતી. ધનકોરડોસી અને

એને બહુ મેળ હતો, કારણ કે કીકીને સતાવવામાં સામળી બહુ ઉપયોગનું સાધન થઈ પડતી. જ્યારે પણ કીકીને પજવવી હોય, (અને એમ રોજજ બનતું); જ્યારે જ્યારે મેણાં ટોણાં દઈને અને બોલી બોલીને કીકીને બાળી મુકવી હોય, ત્યારે સામળી કે એના જેવી બીજી કોઈ ડોસીડગરી ધનકોરની આગળ આવતી ત્યારે, એવાની આગળ વાત ભેગી વાત કરતાં, ધનકોરડોસી કીકીને પજવતી. સામળી પણ મનમાં બધું સમજતી, કીકીને ડોસી નાહક સતાવે છે ને દુઃખ દે છે એ બધું જાણવા છતાં તેમ કરવામાં ડોસીને એ મદદ કરતી. ધનકોરડોસીની વાતમાં ટાહુકા પુર્યા કરતી, અને જેવું વળણ ડોસી આપવા ધારે તેમ વાતનું સુકાન ફેરવતી, એના મનમાં કીકીપર કંઈ દ્વેષ કે વેર નહોતું છતાં, ધનકોરડોસી તરફથી એને કોઇ વાર દાણો દુણી કે લુગડું લતું મળતું તેથી ધનકોરડોસીને રાજી રાખવાને એ એ પ્રમાણે કરતી.

વનમાલીદાસનું ઘર મુકયા પછી, સામળીનો હાથ ઝાલી ધનકોરડોસી વધારે ઝડપથી ચાલવા લાગી. ડોસીનું શરીર રાતી રાયણ જેવું ને છેક નિરોગી હતું. જે રીતથી એ ચાલી હતી તે પરથી કોઈ વટેમાર્ગુને એમ લાગે નહિ કે ડોસીને આજે કે કોઈ વાર આંકડી આવી હોય.

બાપડી કીકી બંનેની પાછળ નીચી મુડી કરીને, પાછળ નહિ પડી જવાય માટે, મ્હોટાં મ્હોટાં પગલાં ભરી ચાલતી હતી. એના મ્હોંનો ચહેરો ઉતરી ગયો હતો. આંખો રડવા જેવી થઈ ગઈ હતી. એનું બધું શરીર ધ્રુજતું હતું. છાતી ધડક ધડક થઈ રહી હતી. ધનકોરડોસી હવે એને ઘેર જઇને સુખે રોટલો ખાવા દેશે નહિ. જાત જાતના ઢોંગ અને ચાળા કરશે. ફુળીદાસને પણ પજવશે ને એ કજીઓ હોલવાતાં હોલવાતાં પાંચ સાત દિવસ નીકળી જશે. એવા એવા વિચાર એના મનમાં ઉભરાવા લાગ્યા. રસ્તામાં ધનકોરડોસીને અધીરાઈ આવી ને કીકી પાસથી કોથળી લઈ લીધી, તેથી હવે કડાંનું મ્હોડું આ જન્મારે જોવાની કીકીએ આશા છોડી. કડાં ગયાં તે તો જાણે હશે. પણ એના મનમાં પસ્તાવો થવા લાગ્યો કે મેં કડાં બતાવવાની આટલી બધી ઉતાવળ ન કરી હોત, તો આવી પંચાતીમાં હું આવી પડત નહિ. વળી ફુળીદાસ એને શું ક્હેશે? જરૂર કીકીનો વાંક કહાડશે. વાંક કહાડશે તો કહાડશે, પણ કીકીની એક નહાની સરખી ચુકને લીધે ડોસી એને પણ જંપ વળવા દેશે નહિ. એવા એવા વિચારથી એને તો ચાલવું એ ભારે થઈ પડ્યું. માણમાણ રસ્તો કપાયો ને ત્રણે જણી ફુળીદાસને ઘેર આવી પહોંચી. તે વખતે સાંઝના ચાર થવા આવ્યા હતા.

ઘરમાં મોખરાનો ઓરડો ધનકોરડોસીએ પોતાને માટે રાખ્યો હતો. ઘેર

આવી એણે ફીકીને તળાઈ કરવાનું કહ્યું ને પેટારો ઉઘાડી ફીકીની કોથળી સાચ-વીને તેમાં મુકી. કોથળીમાં કડાં ભેગી થોડી ઘણી ચવલી પાવલી ને ખુરદો હતો તે પણ એણે ફીકીને પાછો આપ્યો નહિ. પછી તળાઇપર સુતાં સુતાં એણે ફીકીને પોતાની પાસે બોલાવી ને પુછ્યું કે કડાં ઉપરાંત ફુળીઆએ શું શું કરાવી આપ્યું છે? ફીકીમાં ખોટું બોલવાની હામ રહી નહોતી તેથી બધું ખરેખરૂં કહી દીધું કે એક બે સાળુ અને થોડીક ચોળીઓ કરાવી આપી છે. ડોસીએ તે પણ લઈ લીધું ને પેટારામાં મુક્યું.

હવે ડોસીએ માંદાં પડ્યાનો ઢોંગ શરૂ કીધો. સામળીને કહ્યું કે મારા હાથ પગ બહુ ચુંથાય છે. તેણે ભોંયરસો ચોપડવાનું સુઝાડ્યું ને ફીકીને તે કરવા મોકલી. પોતે ધનકોરડોસીના પગ ચાંપવા લાગી. પગે ને કપાળે ભોંયરસો ચોપડાવ્યો. તેને સુકાવવાને માટે ફીકી પાસે પંખો નંખાવ્યો. ડોસી કહે કે મારો જીવ બહુ ચુંથાય છે. સામળીએ એને શીરો ખાવાનું કહ્યું. પોતાની પાસે આણેલી સગડીમાં ફીકી પાસે એણે શીરો કરાવ્યો. ખાતાં ખાતાં ઓકીઆરા કરે ને ફીકીને ખાવાને આપે. પણ સામળી એના પટુડા વેડા કરે. એને ધમકાવે કે આટલો શીરો નહિ ખાઓ તો પછી હોંશીઆર ક્યારે થશો? તેથી ડોસી પરાણે પરાણે બધો શીરો ખાઈ ગઈ! પછી એ કહેવા લાગી કે મારી કંમર બહુ ફાટે છે તેથી કંમરે સેક કરા-વવાને બીચારી ફીકી સગડી લઈ સાસુની કંમર સેકવા લાગી. ડોસીએ એ રીતે ફીકીને પજવવાનું શરૂ કીધું. ઘડીકમાં સેક કરાવે, ઘડીકમાં પગ દબાવે ને ઘડી-કમાં માથું દબાવે. આ ઓસીકું ત્યાં મુક અને પેલો તકીઓ આમ મુક, એમ ઉઠ બેસ કરાવ્યા કરે. ઘડીકમાં ઓઢવાનું કહાડી નાખે ને ઘડીકમાં કહે કે મને ઓરાડો. કોઈ વાર સુતી બેઠી થઈ તકીઆ પાસે બેસે ને વળી થોડી વારમાં કહે કે મારે સુઈ જવું છે ને ફીકીને સુવાડવાનું કહે. ઘડીકમાં પાણી માગે, ઘડીકમાં થુંકવા ઉઠે ને ઘડીકમાં પાન સોપારી માગે. ફીકી બીચારી ઉઠ બેસ કરીને આમ તેમ ફેરાહેરા ખાઇને થાકી ગઈ. ત્રણ વાગ્યાથી એનો જીવ ખીંટીએ ટંગાયો હતો. ધન-કોરડોસી એને આમ તેમ ફેરાહેરા ખવડાવવા લાગી ને ઘડીનો વિસામો આપ્યો નહિ તેથી એનો જીવ ખરેખર ફરવા લાગ્યો. ભ્રમિત થયલા કે કેફ ચહડેલા આદ-મીની પેઠે કહેલું કામ કરવા લાગી. બે ત્રણ વાર ફેરાહેરા ખાતાં તમરી આવી અને એને વાગ્યું. ધનકોરડોસીએ જાણ્યું પણ ખરૂં કે ફીકીને વાગ્યું છે તોપણ એના દીલમાં દયાનો અંશ આવ્યો નહિ. સામળી બધું જોયા કરતી હતી તેના દીલમાં પણ દયા વસી નહિ. એવી નીચ વૃત્તિથી એનું હૈયું કઠોર થઈ ગયું હતું તેથી ફીકીને એ જરાએ કામે લાગી નહિ. ધનકોરડોસીના પગ નામના દાબ્યા

કીધા. ડોસીની શક્તિ પ્રમાણે પોતાની તરફથી એક બે ફેરા કીકીને વધારે ખવા-ડવા લાગી. કીકી જે જે કામ કરતી તેમાં એ ખોડખાપણ કહાડતી ને બધામાં કોઇનો હાથ મુકતી.

બારણે આઠ વાગવા આવ્યા પણ ડોસીએ કીકીનો કેડો છોડ્યો નહિ. વાળુ કરવાનો વખત થવા આવ્યો પણ ડોસીએ કે સામળીએ વાળુની તૈયારી કરવાનું એને કહ્યું નહિ. ફૂળીદાસ આવશે ને વાળુની તૈયારી ન હશે તો એને પણ ભુખ્યા ટીચાવું પડશે એમ વિચારી એ બીચારી નિરાશ થતી બેસી રહી. સાસુની સેવા-માંથી પરવારે તો વાળુ તૈયાર કરવા જાય કેની? ધનકોરડોસીને તો વહુદીકરાને કોઇને આજે ખવાડવું નહોતું. પોતાથી ભુખ્યા ન રહેવાય માટે શીરો કરાવ્યો હતો અને તે પેટ ભરીને ચાંપ્યો હતો. કીકીને ફેરાહેરા ખવડાવતી તેનું આ પણ એક કારણ ખરૂં કે એને વાળુની તૈયારી કરવાનો વખત જ મળે નહિ.

આ બધું ધનકોરડોસીની પડોશમાં રહેનાર અલંગા નામની એક વાણીઆણી જોયા કરતી હતી. એનું વર્ણન આગળ જતાં આવશે. આ જગોએ એટલું જ કહેવું બસ છે કે એ બહુ સાચાબોલી, લડવામાં પાવરધી અને કોઇની દબાવી દબે નહિ એવી હતી. ધનકોરડોસીએ ચાર વાગ્યાના આ પ્રમાણે ઢોંગધતુરા કરવા માંડયા તે એણે બોલ્યા ચાલ્યા વગર જોયા કીધા. કીકીથી બધી વાત જાણી લીધી અને ડોસીના પેટમાં શેની બળતરા છે તે એ સહેજમાં પામી ગઈ અને એનો પિત્તો ઘણો ઉછળ્યો.

અલંગા કીકીની દાઝ હૈડે બહુ ધરતી ને ઘણી વાર તેનું ઉપરાણું તાણીને ધનકોરડોસીની સાથે એ લડતી. ધનકોરડોસી જો કે જાતે સેતાન હતી, તથાપિ અલંગા એવી બાખડી હતી કે ડોસી તેનાથી દબી જતી અને ચુંકે ચાં કરી શકતી નહિ. ધનકોરડોસી દીલમાં તો બહુ બળતી પણ અલંગા આગળ ફાવવા પામતી નહિ. જ્યારે જ્યારે અલંગા કીકીની વહારે ધાતી, ત્યારે ત્યારે વઢવાડનો તે વખતે છેડો આવી જતો. અલંગા કીકીને બહુ બહુ સમજાવતી કે સંસારમાં ગરીબ ગાય જેવા થઇએ તો નીચી બોરડીની પેઠે, બધાએ ઝુડી કહાડેજ. માટે વખતે દાંત બતાવવા પણ જરૂરના છે. પણ કીકી સ્વભાવની રાંક રહી તેને કોઇવાર સાસુની સામા થવાની હામ છુટીજ નહિ. અલંગા જેવી કજીઓ કરવામાં પાછી પાની નહિ ભરનારી બૈરી, કીકી જેવાની દાઝ ખાય એ સ્વાભાવિક હતું. ધનકોર અને સામળી જેવાં કઠોર હૈયાનાં, કીકીને ભલે દુઃખ દે, પણ સાધારણ રીતે કોઈ પણ કીકીની દયા ખાધા પાખી રહે નહિ.

બારણે આઠ વાગવા આવ્યા પણ ડોસીએ કીકીને વાળુની તૈયારી કરવાનો કંઈ વખત આપ્યો નહિ, ને કંઈ કહ્યુંએ નહિ, તેમ તેમ અલંગાનો રોષ ધનકોર

અને સામળી પર વંધતો જ ચાલ્યો. હજીએ એ તો ખામોશ રાખીને રહી અને બધો તમાશો વારે વારે આવીને જોયા કીધો. એવામાં ફૂળીદાસને શેઠની દુકાનેથી આવતાં ધનકોરડોસીએ જોયો ને વધારે ચાળા કરવા લાગી. ડોસી તકીઆ પાસે અઢેલીને બેઠી થઈ. કંમર સુધી ઓઢવાનું ઓઢયું ને બધાં ગાત્ર શિથિલ થયાં હોય તેની પેઠે, સામળી એની પાસે બેઠી પગચંપી કરતી હતી તેને, ઝીણે ઘાંટે, અને બોલતાં શ્રમ પડતો હોય તેમ અચકાઈઅચકાઇને ફૂળીદાસ સાંભળે એમ એ કહેવા લાગી—

"હવે તો બહેન, મારાથી દુઃખ સહન થતું નથી. મને તો હવે પરમેસર પોતાની પાસે બોલાવી લે તો હું છુટું."

"માજી, તમે આવા ગાંડા વેડા કેમ કરો છો"—સામળીએ જવાબ દીધો—"હજી તો ફૂળીદાસ બાળક છે ને વહુએ નાદાન છે તે એને છોડીને કેમ જવાય?"

"ના બહેન, ના, પણ હું તો હવે છેક કંટાળી ગઈ છું ને આ સંસાર મને કાળ જેવો વસમો લાગે છે."

"વળી પાછા એવા ગાંડા વેડા કીધા કે? હોય, એ તો શરીર છે તે બે દહાડા દુઃખએ થાય તેને શું કરીએ? દેહનું લાગ્યું દેહને ભોગવ્યા પાખી કંઈ છુટકો છે?"

"એ તો ખરૂં, પણ મારાથી જુની આંખે નવાં કૌતક જોવાતાં નથી. હવે તો હું મરૂં તો છુટું. આજ કાલની વહુઓ બહુ છકેલી, કામણ ટુંમણની ભરેલી, તે વરને ગોળનું પાણી પાઈ દે છે." એવામાં ફૂળીદાસને ડોસીએ તેજ વેળા જોયો હોયની તેમ એ બોલી—

"ઓ ભાઈ ફૂળીઆ, તું આવ્યો કે? બહુ સારૂં થયું. જો ભાઈ હું તો હવે એક બે દહાડાની પરોણી જેવી છું. આજના મંદવાડમાંથી હું હવે બચવાની નથી; માટે ભાઈ, તું તારૂં સંભાળી લેજે. આ તારૂં ઘરબાર, આ તારૂં રાચરચીલું ને આ તારી બૈરી; મારા હવે તને છેલ્લા રામરામ છે."

ફૂળીદાસ તો આ બધું જોઇને સડક થઈ ગયો કે વળી આ શું તોફાન ઉઠયું; તેથી ડોસી બોલી તેનો કંઈ જવાબ એનાથી દેવાઈ શકાયો નહિ, એટલે સામળી એને ઠપકો આપતાં બોલી—"કેમ ભાઈ, તમે કંઈ કહેતા નથી? માજીને આવું આવું બોલતાં વારોની, હું તો હવે સમજાવી સમજાવીને થાકી પણ માજી તો મરવાની હઠ લઈ બેઠાં છે."

"જીયા, તને શું થયું છે?" ફૂળીદાસે પુછ્યું અને કીકી ક્યાં બેઠી છે તે જોવા લાગ્યો. કીકી નિરાશ થતી ને થાકીપાકી એક ખુણામાં બેઠી હતી.

"ઓ ભાઈ,"—એટલું જ બોલીને ધનકોરડોસી ચુપ રહી. સામળીએ ફૂળીદાસને

કહ્યું–"માજીને આજે વનમાલીદાસને ત્યાં દાણા વીણતાં વીણતાં, જીવલેણ આંકડી થઈ આવી ને હજી એને ચેન પડતું નથી."

"એ ભાઈ, હવે હું જવાની"–ધનકોરડોસી અચકાતી અચકાતી વળી બોલવા લાગી પણ દમ ભરાયો હોય તેમ થોડી વાર અટકી ને કહ્યું–

"તેં ને આ વહુએ મારી બહુ બરદાસ કીધી છે. હું રાંડ કોઇ વાર કંઇ બોલી ચાલી હોઉં તો તે હવે વિસરી જજો. ભાઇ, મારી પાછળ તું ઝાઝો ખરચ કરીશ નહિ. આપણું ગજું નથી."

"પણ જીયા, તું કહે તો હું કોઈ ડાકટરને તેડી લાવું."

"નારે ભાઈ, હવે મારે ડાકટર કેવા? હવે એવા સીસા પીને હું મારી જાત શાને વટાળું? મારી જેવી ડોસી ડગરી મુઈ તો શું થવાનું છે? તું ને તારી વહુ અખ્યાતાં રહેજો એટલે મારી આંખ ઠરશે."

ધનકોરડોસી એ પ્રમાણે મર્મમાં બોલવા લાગી ને ફૂળીદાસને લાગ્યું કે વળી કાંઈ પંચાતી આવી પડી છે, તેથી જીયા એમ કરે છે. આગળ પણ ડોસી બહુ બહુ વાર એમ કરતી તે બધું એને સારી પેઠે યાદ હતું; તેથી તેનો વિચાર કરતો ધનકોરડોસી પાસે એ બેઠો.

એવામાં અલંગા ત્યાં આવી ને કીકીને કહ્યું કે જા, વાળુની તૈયારી કર. ફૂળીદાસ ભુખ્યો થયો હશે. માજીને જોઇતું કરતું હું આપીશ.

ધનકોરડોસીથી કંઈ મ્હોડે મ્હોડ ના કહેવાય નહિ તેથી કંઈ બોલી નહિ. અલંગા કીકીને હઠ કરીને કહેવા લાગી તેથી લાચારીએ કીકી વાળુની સોઈ કરવા ગઈ.

અલંગાએ મનમાં નક્કી કીધું કે હવે ડોસીનો ને સામળીનો નાદરો ઉતારૂં. તે જ કારણસર પોતે વાળુથી ઝટપટ પરવારી રહી ત્યાં આવી હતી. એના દીલમાં લડવાનું જોમ વ્યાપી રહ્યું હતું, તેથી એ ભારમાં અને ભારમાં ત્યાં આવી અને ઉપર પ્રમાણે કીકીને કહ્યું. પોતે ધનકોરડોસીની પાસે જઈ બેઠી. રોષમાં ને રોષમાં એની આંખો મોટી થઇ ગઈ. ઓઠ દાબતી અને અનિયમિત રીતે લાંબા ટુંકા શ્વાસ લેતી એ બેઠી. જમતાં જમતાં લડાઈ કેવી રીતે કરવી તે બધું એણે પોતાના મનમાં નક્કી કીધું હતું ને તેના પગરણમાં કીકીને રસોડામાં મોકલી. ધનકોરડોસીના મનમાં વધારે લહાય લાગવા માંડી. ધનકોરડોસીની પાસે બેસીને અલંગા ફૂળીદાસને મરોડમાં કહેવા લાગી—"તમે જાણો છો આજે માજીને આંકડી કેમ થઈ આવી તે? એ તો માજીનું અસલ ખાનપાન તેમાં આજે બચ્યાં. બાકી મારા જેવી કે બીચારી કીકી જેવી હોત તો ક્યારનીએ રામ શરણે થઈ ગઈ હોત. બપોરથી અત્યારે નવ વાગ્યા ત્યાં સુધીમાં બીચારી કીકીને પગ વાળી બેસવાનો વારો આવ્યો નથી. માજી

માંદાં પડે ત્યારે વહુવારૂને ઝંપ કે રોટલો શેનો મળે? એ તો તમારા ઘરનો ચાલ છે." ફૂળીદાસ સડક થઈ ગયો ને ડોસી પડી પડી સળવળ કરવા લાગી.

"માજી" અલંગા રોષમાં બોલી—"કીકીનાં કડાં કોઈ પેટારામાંથી લઈ તો નહિ જાય કેની?" પછી ફૂળીદાસ તરફ મરોડ કરતાં એણે કહ્યું—"તમારે કડાં કરાવવાં હતાં તો જોશી પાસે મુરત કેમ જોવડાવ્યું નહિ? એવા અપસુકનમાં કરાવ્યાં કે વનમાલીદાસને ત્યાં કીકીનાં કડાંની વાત સાંભળી ત્યારથી માજીને આંકડી પર આંકડી આવી જાય છે."

"ના ના—" ફૂળીદાસ બ્હીતાં બ્હીતાં બોલ્યો—"મેં તો કંઈ કરાવ્યું નથી."

"તમે એમ માવડીમોયા થઇને ના કહેતાં લાજતા નથી?" અલંગા ફૂળીદાસ તરફ આંખો ફેરવીને બોલી—"બધાએ ભાયડા હશે પણ તમારાથી તો આડો આંક છે! જુઓની માજી તરફ કેવા બ્હીતા બ્હીતા જુઓ છો? એ શું કંઈ વાઘ છે કે તમને ખાઈ જશે, કે આવા રળતા ખપતા થઇને બ્હીઓ છો?"

"પણ મેં તો કંઈ કરાવ્યું નથી"—ફૂળીદાસ બોલ્યો.

"તમે કડાં કરાવ્યાં. સાળુઓ કરાવ્યા. ચોળીઓ કરાવી"—અલંગા આંગળીએ ગણતી ગણતી બોલી—"એ બધું ધનકોરમાજી કયારનાએ જાણી ચુકયાં છે. તેમાં જ આજે આંકડીઓ આવે છે. બાકી માજીને પુછીને કરાવ્યું હોત તો એ શું તમને કંઈ ના કહેત?"

ધનકોરડોસીથી હવે રહેવાયું નહિ તેથી એ બોલી ઉઠી—

"અલંગા, તારે પાલવે તો બેસ ને પાલવે તો જતી રહે. અમારા ઘરના કજીઆમાં તારે પડવાનું કામ શું?"

"માજી, હું તમારા ઘરના કજીઆમાં કયાં પડું છું"—અલંગાએ ઠાવકું મ્હોં રાખીને કહ્યું—"હું તો તમને આંકડી આવે છે તે જોવાને આવી છું. મારામાં લડવાનું બર કયાં છે? મેં કંઈ આજે થોડો શીરો ખાધો છે કે તમારી જોડે લડું."

"અરે, માજી ખાતાંતાં કયાં"—સામળી બોલી ઉઠી—"એ તો મેં માણમાણ ખવડાવ્યો. એને તો કોળીઓ ખાધો ન ખાધો ને આંકડીઓ આવી ગઈ તેથી બધો પડ્યો રહ્યો."

"તારા જેવી ભાતખાઉનું બોલવું હું કેમ માનું?"—અલંગા બોલી—"હું બધું જોયા કરતી. ખાસ્સો શેર શીરો માજીના પેટમાં પડ્યો ત્યારે એની આંકડી હેઠી બેઠી છે."

ધનકોરડોસીથી હવે રહેવાયું નહિ. લાગલી બેઠી હતી તે ઉભી થઈ અને ધોટો કહાડીને અલંગાને કહેવા લાગી કે મારા ઘરમાંથી નીકળ. અલંગાને એટલું જ

જોઈતું હતું. એણે તો વિચાર જ કરી રાખ્યો હતો કે ડોસી સારી પેઠે ઘાંટો કહાડીને અને ઉભી થઇને લડે તો એનો ઢોંગ ઉઘાડો પડી જાય. તેથી એ પણ ઉભી થઇને ડોસીના કરતાં વધારે મોટા ઘાંટા કહાડીને લડવાનું શરૂ કીધું. અલંગાના મરોડના બોલોથી ડોસીને બહુ ક્રોધ ચઢ્યો હતો અને એ પણ બોલવામાં કોઇની હઠાવી હઠે એવી હતી નહિ. તેથી ઘડીકવારમાં ત્યાં જોવા જેવું થઇ રહ્યું. સામળી અને ફુળીદાસ પણ ઉભાં થઇ ગયાં. સામળી ધનકોરડોસીનો પક્ષ ખેંચી લડવા લાગી. ફુળીદાસ ત્રણેને વારવા લાગ્યો. પણ અલંગા ને ધનકોર બંને બાખડે બાખડ સામાં થયાં, એટલે ટકોરખાનામાં ફુળીદાસનો પીપુડી જેવો અવાજ ક્યાં સંભળાય? માત્ર મોટા મોટા ઘાંટાઓ મોટા મોટા સૂરમાં નીકળવા લાગ્યા. કોણ બોલે છે ને શું બોલાય છે તે તો કંઈ સંભળાયું નહિ. આસપાસના પડોશીઓ પોતપોતાનું કામ છોડી એકઠા થયા. શોર બકોર ઉલટો વધી પડ્યો. એમ પાએક કલાક સુધી ચાલ્યું. અલંગાની નેમ પાર પડી. ચાલનાં બધા લોકોએ જાણ્યું કે ધનકોરડોસી અલંગા જોડે વઢવાડ કરે છે. એટલે અલંગાએ વઢતું બંધ કીધું. રોષમાં અને રોષમાં અલંગાની સાથે લડવામાં ધનકોરડોસીને ભાન રહ્યું નહિ કે પોતે મંદવાડનો ઢોંગ આરંભ્યો હતો. જ્યારે અલંગા બોલતી બંધ પડી ત્યારે એને ભાન આવ્યું ને સડક થઈ ગઈ! અલંગાનું ફાવી ગયું ને એ બોલી—"જોયું બાઇઓ, હું કહેતી નહોતી કે ધનકોરડોસી નકામો ઢોંગ કરે છે! ને બીચારી કીકીને નાહકની સતાવે છે! બાકી આમ ખરેખરી માંદી હોય તો મને મારવા આવે એવી રીતે, મારી જોડ, આખી ચાલી જાગે એવો કજીઓ થાય?"

ધનકોરડોસી એનો જવાબ શું આપે? બધાં અલંગાનો ભાગ લેવા લાગ્યાં ને ડોસીનો વાંક કહાડવા લાગ્યાં. સામળી આમ તેમ છુપાવા લાગી. ધનકોરડોસી મનમાં બહુ બળવા લાગી. પણ કરે શું? તેથી એ મુંગી મુંગી ઉભી રહી. અલંગાએ હવે, આજે કીકી ઉપર શું શું વીટંબણા ધનકોરડોસીએ પાડી હતી તે વાત મરી મસાલો ભભરાવીને કહી સંભળાવી. ધનકોરડોસીને તો મરવા જેવું થઈ ગયું!

બીચારી કીકી આ બધો શોર બકોર સાંભળી, રસોઈ પડતી મુકી, ત્યાં આવી. અલંગાને આ પ્રમાણે પોતાનું ઉપરાણું તાણી વઢવાડ કરતી, ને ધનકોરડોસીને તેની સાથે વઢતી જોઇને, એના તો હાંજા જ ગગડી ગયા!

બપોરના ત્રણ વાગ્યાથી એના પેટમાં લહાય બળતી હતી. ધનકોરડોસી સારૂ ફેરાહેરા ખાઇને, અને ભુખ્યા રહેવાથી, એનું માથું ફરી ગયું હતું ને જીવ ડહોવાઈ જતો હતો. ચુલો સળગાવતાં, આંખે ધુમાડો બહુ લાગ્યો તેથી એને વધારે ફેર આવવા લાગ્યા. માણમાણ રસોઈ કરવા બેઠી, એવામાં અલંગા અને ધનકોર લડવા

લાગ્યાં. બહાર આવી જોવા લાગી તો હોહા થઇ રહેલી અને આડોશીપાડોશી ભેગાં થયેલાં હતાં. અલંગા ડોસીની ફજેતી પુરેપુરી ઉઘાડી પાડતી હતી, તે એણે સાંભળ્યું ન સાંભળ્યું ને એનો જીવ હવે વશ રહ્યો નહિ. એક ચીસ પાડી ને એ બેશુદ્ધ થતી ભોંયપર પછડાઈ પડી. એવામાં કેશવલાલ અને દુલારામ ત્યાં આવી પહોંચ્યા.



## પ્રકરણ ૧૪ મું

### બૈરાંઓના કજીઆનો લાગેલો પાયો પાટ

**ખેતી કરવી ત્યારે રાખવું ગાડું—લડાઇ કરવી ત્યારે બોલવું આડું.**

---

વાર તારા હરામીને, નહિ તો ખાઉં તારા ગરીબને ! (જુની કહેવતો)

કેશવલાલ અને દુલારામ ત્યાં કેમ આવી ચડ્યા તે માટે થોડીક વાતનું પાછળથી અનુસંધાન કરવું જરૂરનું છે.

વનમાલીદાસને ત્યાં બધાં બૈરાંઓ નવલશાનાં લગ્નને ઉદ્દેશીને દાણા વીણવાને ભેગાં થયાં હતાં. ત્યાં કીકીએ આગળ પાછળનો વિચાર કીધા વિના, પોતાની મા ગૌરીને ફુળીદાસે નવાં કરાવી આપેલાં કડાં બતાવ્યાં. તે દુલારામની બૈરી રાતીએ જોયાં અને તેના પેટમાં બળતરા લાગવાથી કાળી મારફતે તેણે રણસ્તંભ રોપ્યો. 'કીકી બહેન, તમારાં કડાં મને તો બતાવો. મારે પણ એવાં કરાવવાં છે.' એમ કાળી બોલી ને કજીઆનું બીજ રોપાયું. એ શબ્દો જો કે સ્વતઃ નિર્દોષ હતા, તે બોલનારી કાળી પણ નિર્દોષ હતી, તો પણ આ જગતમાં તમામ વસ્તુ—કર્મ—અને શબ્દ—દેશ, કાળ અને સમય પરત્વે ગુણદોષરૂપ થાય છે. કાળી એવા સંજોગો વચ્ચે એ બોલો બોલી કે પોતે અને તેના શબ્દો, સ્વતઃ કંઈ દોષવાળા નહિ છતાં, કીકીને મહાદુઃખનું કારણ થઈ પડ્યા.

ધનકોરડોસી આંકડી આવવાનો ઢોંગ કરી કીકી અને સામળી સાથે વનમાલીદાસને ત્યાંથી જતી રહી, પછી ત્યાં પાછું ગાવા કરવાનું કોઇને સૂર છુટયું નહિ. ડોસીના ફીતુરથી બધાંના સહજ આનંદમાં ભંગ પડ્યો. બધાં આપસ-આપસમાં જુદી જુદી વાતો કરવા લાગ્યાં. કાળીને તો હજીએ ભાન આવ્યું નહિ કે તેણે કંઈ ખોટું કીધું હોય! પણ ગુલાબવહુને કંઇક વહેમ પડ્યો હતો તેથી કાળીને હકીકત પુછતાં, એના જાણવામાં આવ્યું કે એ બધાં રાતીનાં કારસ્તાન હતાં; છતાં પણ કાળીની નાદાનીનું ફળ બીચારી નિરપરાધી કીકીને વેઠવું પડશે, તેથી એ કાળીને

બહુ ઠપકો આપવા લાગી. કાળીએ જ્યારે જાણ્યું કે કીકીનાં દુઃખનું પોતે વગર લેવે દેવે કારણ થઈ પડી છે, ત્યારે એ હાય પીટ કરવા લાગી.

નિર્મલદાસની બૈરી બાલા પણ મનમાં બધું સમજી ગઈ, કારણ કે શાતીને કાળી જોડે ધુસપુસ કરતાં એણે જોઈ હતી. વળી શાતી કાળી સાથે થોડીવાર વાત કરીને દૂર જઇને બેઠી તેથી એની પણ ખાતરી થઈ કે શાતીએ એવું કાળું કામ કીધું છે. કીકીને માટે એ દયા ખાવા લાગી ખરી, પણ એને તો એવી ફીકર પેઠી કે ગૌરી, શાતી જોડે લડવામાં કોઇવાર નહોતી ફાવતી, તેમ આજે પણ નહિ ફાવે; અને તેના પરિણામમાં ગૌરી, બધો રોષ પોતાપર કહાડશે, માટે આજે સાસુજીના જરાકે વાંકમાં ન આવવાની સાવચેતી રાખવાનો વિચાર કરતી એ બેઠી.

શાતી તો જાણે કશું જાણતી કે સમજતી ન હોય, તેમ એક ઠેકાણે ડાહી ડમરી થઇને, બેઠી બેઠી દાણા જોયા કરતી હતી. એના મનમાં તો પોતાની યુક્તિથી ધારેલી નેમ પાર પડી તેથી હરખ તો આવતો હતો, તોપણ ડહાપણ વિચારી એ ઠાવકું મ્હોડું રાખી રહી.

એક ઠેકાણે ગૌરી પણ નીચી મુડીએ દાણા જોયા કરતી હતી. ઘેર જઇને ધનકોરડોસી કીકીને બહુ પજવશે તેથી એના પેટમાં તો લહાય લહાય બળવા લાગી. શાતી તરફ નજર કરી કરીને એની બળતરા વધારે સળગવા લાગી. મનમાં બળુંબળું અને ખાઉં કરડું થઈ રહી.

એ પ્રમાણે સૌ પોતપોતાના વિચારમાં બેઠાં હતાં. થોડો વખત પહેલાં જે આનંદ ત્યાં છવાઈ રહ્યો હતો તેમાં ભંગાણ પડ્યું. એવામાં પાંચ વાગવા આવ્યા. કેટલીક જોયું કે ગાવા કરવાનો તાલ હવે આજે પાછો આવશે નહિ, તેથી એક પછી એક જવા લાગી. પાંચ વાગ્યા ને ગૌરી મ્હોનો દાથરો ચહડાવીને, શાતી તરફ ધુરકતી ધુરકતી ઉઠી, અને કમળાને કહીને ઘેર જવા નીકળી. ગૌરીની જોડે શાતી અને બાલા ઉઠયાં. ગુલાબવહુ અને કાળી પણ ત્યાંથી જવા નીકળ્યાં. રસ્તામાં શાતી જાણી જોઇને ગૌરીની પાછળ ચાલવા લાગી. બાલાએ જોયું કે જો ગૌરી જાણશે કે પોતે શાતીની સાથે ચાલે છે તો વળી વધારે રોષે ભરાશે, તેથી એ ગૌરીની સાથે ચાલવા લાગી. એટલામાં ધનકોરડોસીના ઘર તરફ જવાનો રસ્તો આવ્યો ને બાલાએ સાસુના વહાલાં થવાને પુછ્યું કે કહો તો ફુળીદાસને ઘેર જાઉં, ને જોઉં તો ખરી કે કીકી ને ધનકોરડોસી શું કરે છે. ગૌરી કંઈ બોલી નહિ, પણ આંખો તાણી બાલા સામું જોઈ રહી એટલે બાલા ચુપ થઈ ગઈ.

ઘેર આવી પ્રથમમાં ગૌરી રસોડામાં ગઈ અને ભટને કહ્યું કે મારે શરીરે ઠીક નથી માટે હું જમવાની નથી. બાલા અને શાતી પોતપોતાના ઓરડામાં

ચાલ્યાં ગયાં ને ગૌરી પણ પોતાના ઓરડામાં ગઈ. હવે એણે બૈરીચરિત્ર કરવાનો આરંભ કીધો. પહેરેલો સાળુ ઉતારી, જ્યાં ત્યાં મુકી દઈ, એક કુલાંગવાટરની સીસી પોતાની પાસે લઈ, માથે રૂમાલ બાંધી, એક કોચપર એ સુઈ રહી; કોઇની જોડે બોલી કે ચાલી નહિ. એને આ વખતે ખરેખર દુઃખ થતું હતું કે હાય રે, મારી કીકીને શું ને શું વનેખાં ડોસી ઉતરાવશે! જેમ જેમ વધારે વિચાર કરવા લાગી તેમ તેમ એને ચેન પડયું નહિ. અરે, જો કીકી એટલી અધીરી ન થઈ હોત ને કડાં ત્યાં આણ્યાં ન હોત તો કેવું સારૂં થાત! પણ બની ગઈ તેને કોણ ફેરવી શકે? વળી એને વિચાર આવ્યો કે એ બધાં કાળાં કરતુક શાતીનાં છે, તેથી શાતીને મનમાં હજારો ગાળો દેવા લાગી ને અશુભ ઇચ્છવા લાગી. પણ એમ કરવાથી એની બળતરા હોલવાઈ નહિ. એવામાં બાલા એના ઓરડામાં ચ્હાઇનો વાડકો લઇને આવી. આજે બાલા પોતાના મનમાં ગૌરીથી સાચેજ બ્હીતી હતી; તેમાં ઓરડામાં આવતાં, માથે રૂમાલ બાંધેલી અને રડવા જેવું મ્હોં કરી કોચ ઉપર ગૌરીને જેમ તેમ સુતેલી જોઇને, એણે તો મનમાં બાધા લીધી કે આજની રાત મને નિર્વિઘ્ને જાય તો હું ભુલેસરમાં ઘીનો દીવો કરીશ. માણસની બ્હીક જ તેની આડે હમેશાં આવે છે. બાલાને પણ એમ જ થઈ પડયું! ચ્હાઇનો વાડકો લઇને ગૌરી પાસે એ કંઈ આજે નવાઇની આવી નહોતી. ઘણી વાર તેમ કીધું હતું. પરંતુ આજે એનો હાથ થરથર ધ્રુજવા લાગ્યો. તેથી બે હાથે રકેબી ધરી પાસે આવી ને ગૌરીને કહ્યું કે સાસુજી, તમારે માટે ચ્હાઈ લાવી છું, ગૌરીએ રીસમાં અને રીસમાં ના કહી કે મારે પીવી નથી! પણ એટલા ઉપરથી કંઈ બાલાથી વાડકો લઇને પાછાં જવાય? વહુવારૂનો નાતો રહ્યો તેથી ભાવે કે કભાવે, ચ્હાઇ પીવડાવવાને થોડો મ્હોનો આગ્રહ કર્યા વગર કેમ ચાલે? તેથી ગૌરીને સમજાવવાને એ બોલી—"થોડી છે. થોડીક તો લ્યો. તમારૂં શું આજે માથું દુઃખે છે?"

"બળી તમારી ચ્હાઇ! મને રાંડને તો કંઈ થયું નથી"—ગૌરી કોચ ઉપર બેઠી થઇને બોલી—"તમે આજે મારી નજરથી ખસતાં રહો એટલે થયું. મારા પેટમાં આજે લહાય લહાય બળે છે."

બાલા બ્હીતાં બ્હીતાં જ ઓરડામાં આવી હતી. તેમાં ગૌરીને એકદમ કોચ ઉપર બેઠી થતી જોઇને, એનો હાથ વધારે ધ્રુજ્યો ને ચ્હાઇનો વાડકો ભોંય પર ઉંધો વળી ગયો! બધે ચ્હાઇ ચ્હાઇ થઈ રહી. થોડાક છાંટા ગૌરીને ઉડ્યા. બાલાના હાથ બળી ગયા. સાથે લાગ્યા બાલાનો પગ લાગવાથી એક ખુરશી પણ પડી ગઈ. પોતાનો હાથ બળવાની વાત તો એક બાજુએ રહી, પણ ગૌરી હવે બાલાપર

બધો રોષ કહાડવા લાગી. "તમે બધાંએ આજે મારો જીવ લેવો ધાર્યો છે? મને ક્યાં ન્હાઈ જોઇતી હતી! હું તો હવે આ ઘરથી છેક ધરાઈ ગઈ છું. મને તો તમે બધીઓ કાળ જેવી લાગો છો. તમે બધાં મારાથી ખસતાં રહો તો બાઇઓ, તમારો પાડ માનીશ. મને રાંડ એકલી મરવા દોની કે હું છુટું."

બાલા શું બોલે? મુંગી મુંગી જલદી જલદી એક ગળણું લઈ આવી ન્હાઈ ઢોળાયલી જગો લ્હોવા લાગી અને પડી અપડી કરવા લાગી. એટલામાં ગૌરી ન બોલવાનું બોલી તે બધું સાંભળવું પડયું. ગૌરી ઘેર આવી ત્યારથી જ બળુંઝીકું કરતી આવી હતી. તે બાલાને એમ બોલી બોલીને બાળવા લાગી. પણ બાલા આજે વખત વિચારીને કંઈ બોલી નહિ, તેમ તેમ એ વધારે ઉખળી ને આખરે બોલી— "તારો ધણી હવે કમાતો થયો છે, માટે હવે તમે એક પછી એક મારા ઘરમાંથી ટળો તો મારા જીવને કળ વળે. તમને બધાંને જોઇને હું તો બળી જાઉં છું. તમે મને સુખે રોટલો ક્યાં ખાવા દો છો?"

ગૌરીનો ઘાંટો સાંભળી નિર્મલદાસ પાસેના ઓરડામાંથી ત્યાં આવ્યો. તેણે ગૌરીના છેલ્લા શબ્દો સાંભળ્યા ને પાણીથી પણ પાતળો થઈ ગયો. એને કંઈ ખબર નહોતી કે ગૌરી આજે શા કારણથી આમ વધતું ઓછું બોલે છે; તેથી એ તપી ગયો ને કંઈ બોલવા જતો હતો, પણ એટલામાં ચંદ્રદાસ ત્યાં આવી પહોંચ્યો. એટલે બાલા અને નિર્મલદાસ ત્યાંથી મુંગાં મુંગાં ખસી ગયાં.

"કેમ, વળી આજે શું માંડી બેઠાં છો?" એમ બોલતાં ચંદ્રદાસે ઓરડામાં પગ મુક્યો. જોય છે તો ગૌરીએ માથે રૂમાલ બાંધેલો, તેની પાસે ન્હાઈ ઢોળાવાથી બધી જગો ભીની ભીની થયલી, ને એક ખુરશી ઉંધી વળેલી દેખાઈ. ગૌરીએ હવે રડવાનું શરૂ કીધું. રહી રહીને અને ચીસ પાડી પાડીને એ રડવા લાગી. રડવું રહે નહિ તેમ ડચકીઆં ખાઇ ખાઇને અને સાસ લેતી લેતી એ વધારે રોવા અને કાગારોળ કરવા લાગી. મનમાં પોતાનાં મુવેલાં માબાપને અને સગાં વહાલાંને યાદ કરી એ ચોધાર આંસુ પાડવા લાગી. એ વખતે ખરે ગૌરીની આકૃતિ બહુ શોકજનક થઈ પડી હતી. ચંદ્રદાસનું એનાપર ઘણું હેત હતું. તેમાં એની આવી દયાજનક છબી જોઇને એનું દીલ પીગળી ગયું. ગૌરીની આસના વાસના કરતાં એણે રડવાનું કારણ પુછ્યું. ગૌરીએ રડતાં રડતાં ને ડચકીઆં ખાતાં ખાતાં, રાતીએ આજે વનમાલીદાસને ઘેર કીકી પર જે કાળો કેર વરસાવ્યો હતો તે કહી સંભળાવ્યો. ધનકોરડોસી ત્યાંથી આંકડીનો ઢોંગ કરી જતી રહી તે પણ જણાવ્યું. કીકી ઉપર તે હવે શું શું વનેખાં પાડતી હશે, એ સંભારતાં સંભારતાં એનું હૈયું વશ રહ્યું નહિ ને પોકે પોક મુકી એ રોવા લાગી.

આખા ઘરમાં બધાંને કીકી પર હેત હતું. તે બીચારી એવી નિર્દોષ, રાંક અને ભોળી હતી કે બધાં એને કીકી બેહેન કહેતાં ને એને બધાં લાડ લડાવતાં. નઠોર હૈયાનો અને આપમતલબીદાસ દુલારામ પણ કીકીને ચહાતો. ચંદ્રદાસને તો કીકી આંખની કીકી જેવી હતી. તેથી ઉપલી હકીકત સાંભળી એનો પિત્તો ઉછળી આવ્યો. શાતી પર રાતો પીળો થઇ ગયો. અતિશે ક્રોધ કરતો એ બોલ્યો—"બસ મારા ઘરમાં શાતી જોઇએ નહિ, મારે એનું મ્હોં જોવું નથી. એની સાથે દુલારામ પણ ભલે જાયની, મારો એ દીકરો શાનો? બસ, આજે ને આજે એ બંનેને મારા ઘરમાંથી કાહડું તોજ હું ખરો, ને ત્યારે જ મારા જીવને હવે ઝંપ વળશે. શાતી બહુ હારૂન ને કજીઆખોરી છે એમ હું પણ પ્રથમથી જ જાણતો હતો. ઘરમાં ઘણીએ વાર કંકાસ માંડતી તે હું સહન કરતો કે હશે, બૈરાંબુદ્ધિ છે તે એમ જ કરે. એની મેળે ઠેકાણે આવશે. ઘરમાં લડે તે તો જાણે સમજ્યા, પણ એ શાતી મારી કીકીને દુ:ખ દે?"

ઘરનાં બધાં માણસો ગૌરીનું આવું આક્રંદ સાંભળીને ભેગાં મળ્યાં હતાં. ગૌરી છાતીફાટ રડતી તે બધાં સ્તબ્ધ અને સડક થઇને જોયાં જ કરતાં હતાં. તેમ ચંદ્રદાસને આ પ્રમાણે રાતો પીળો થતો જોઇને, તેઓ તો થરથરી ગયાં. આખું ઘર ખળભળી ગયું. ચંદ્રદાસ બહુ ખામોશ રાખતો. આજના જેવો ક્રોધ એણે જન્મારામાં બે ત્રણ વાર કીધો હશે, તેથી બધાં કંપી જાય એ સ્વાભાવિક હતું. એવામાં બહારથી દુલારામ ત્યાં આવ્યો. બધાંને એ પ્રમાણે પુતળાંની પેઠે, ચું કે ચાં કર્યા વગર, મ્હોટી મ્હોટી આંખો કરીને અને ચકિત થયલાં ત્યાં ઉભેલાં જોઇને એના પણ હાંજા ગગડી ગયા. ચંદ્રદાસે એને જોયો અને ક્રોધે છેક પરાધીન થઇને બોલી ઉઠ્યો—"બસ દુલારામ, તું ને તારી બૈરી આજે ને આજે–આ ઘડીએ મારા ઘરમાંથી નીકળો. મને તારૂં મ્હોં કોઇ વાર બતાવતો નહિ. હું બધાંને કહેતો હતો કે ધનકોરડોસી મહા કપાતર છે માટે કીકીને ત્યાં નહિ આપો. પણ મારૂં કહ્યું સાંભળતુંતું કોણ? કીકીનું સાસરૂં મુંબઇમાં છે એટલું જ બધાંએ જોયું, ત્યારે આજે આપણે આ દહાડો આવ્યો કેની? પણ દુલારામ, તું તો મારા ઘરમાંથી નીકળ જ. એવી બોડકીઓને ત્યાં તો કોઇ દહાડો દીકરીઓ આપવી જ નહિ."

આ સંસારનું બંધારણ જ એવું છે કે કોનું કર્યું કોને ભોગવવું પડે છે. વાંક તો શાતીનો હતો, પણ ચંદ્રદાસ દુલારામને ઘરમાંથી કહાડી મુકવાને તત્પર થઇ રહ્યો!

દુલારામ તો આ બધું સાંભળીને છક થઇ ગયો કે વળી આ નવી પીડા શું આવી. બહારથી એ તરતનો આવ્યો હતો તેથી હજી એને બધી વાતની ખબર

નહોતી; તોપણ એનો એવો આભાસ થયો કે કીકીને કંઇ દુઃખ પડ્યું છે ને તેમાં શાંતીનો વાંક છે, તેથી ચંદ્રદાસ આ પ્રમાણે રોષમાં અને રોષમાં બોલે છે.

દુલારામ વીસે વીસ વસા વાણીઓ હતો. ચંદ્રદાસ આજે કારણસર કોપતો હશે. વિના કારણે પણ ચંદ્રદાસ એનાપર ક્રોધ કરતો. તથાપિ એ કોઇ કાળે તપી જતો નહિ. ઠંડા પાણીના માટલા પેઠે એ તો સદા ઠંડો જ રહેતો. પાસે જવાથી ચંદ્રદાસ વધારે કોપશે અને કંઇ વધતું ઓછું બોલી જવાશે તો પાછળથી ચંદ્રદાસને પસ્તાવા જેવું થઇ પડશે, એવી અગમ બુદ્ધિ વાપરી, એ ત્યાંથી પોતાના ઓરડામાં જતો રહ્યો. શાંતીને પાંચ સાત પુષ્પાંજળીથી વધાવીને બધું પુછવા લાગ્યો. શાંતી કંઈ કાચી હતી કે પાધરૂં અને સાચે સાચું બોલે? તેથી ખરી બાતમી મેળવવાને એ બહાર આવ્યો. એવામાં બાલા ત્યાંથી જતી હતી. તેણે દુલારામના પુછવાથી બધું ખરેખરૂં કહી દીધું. દેરાણી જેઠાણીને અસલથીજ બનતી રાસ હતી નહિ ને શાંતી આજે ખાસી સપડાઈ હતી, તેથી બાલાએ બનેલી હકીકત કહેવામાં કંઇ કચાસ રાખી નહિ.

દુલારામ શાંતીપર બહુ જ ચ્હીડાઇ ગયો. પરિણામમાં શાંતીને થોડીક પાડુ પડી. એ રીતે આખા ઘરમાં યાદવાસ્થળી જેવું થઇ રહ્યું. વાળુ તો વાળુને ઠેકાણે રહ્યું ને બધાં આમ તેમ મુંગાં મુંગાં બેસી રહ્યાં. દુલારામે નિર્મલદાસને ચંદ્રદાસ પાસે મોકલ્યો કે એને સમજાવી વાળુ કરવા ઉઠાડે. પણ ચંદ્રદાસે વાળુ કરવાની સાફ ના પાડી. એટલે બીજાંઓ પણ એક પછી એક ના પાડવા લાગ્યાં.

'કીકી બહેન તમારાં કડાં મને તો બતાવો' એ સ્વતઃ નિર્દોષ વાક્યના પરિણામમાં બે ઘરનાં માણસો ભુખ્યાં રહ્યાં!!

દુલારામે વિચાર્યું કે કંઇ કરવું તો જોઇએ. આમ બેસી રહેવાથી કંઇ વળવાનું નથી, તેથી પાઘડી લુગડાં પહેરી એ ચંદ્રદાસની પાસે બ્હીતો બ્હીતો આવ્યો ને કહ્યું–"સાહેબ, તમે શું કામ ફીકર રાખો છો. બસ, ફુળીદાસને ધનકોર ડોસીથી જુદું ઘર મંડાવી આપું તો જ મારૂં નામ દુલારામ ખરૂં!"

ગૌરીને અને ચંદ્રદાસને ટહાડેક વળવા લાગી કે હા, એમ થાય તો બાપડી કીકીનું જન્મારાનું દુઃખ જાય. બધાં જાણતાં હતાં કે ફુળીદાસ બહુ અસરાફ માણસ છે. કીકીને એની તરફથી રતિમાત્ર દુઃખ નહોતું. માત્ર ધનકોર ડોસી કજીઆનું કાલબુત હતી, તેથી વચમાંથી એ પાપ ખસે તો પછી કંઇ મણા રહે નહિ. એ પ્રમાણે ગૌરી અને ચંદ્રદાસનો ક્રોધ સમાવા લાગ્યો. એટલામાં બાલા કંઇ યુક્તિ કરી સાસુ પાસ આવી અને છાનામાનાં કહ્યું કે દુલારામે શાંતીની સારી પેઠે પૂજા કરી છે એટલે ગૌરીનો જીવ વધારે થર પડ્યો.

ડુલારામે વિચાર કરી કેશવલાલને પોતાની સાથે લીધો. બંને જણે ફૂળીદાસના ઘરના ઉંમરામાં પગ મુક્યો તેજ વખતે, **કીકી** એક કારમી ચીસ પાડી જમીનપર પછડાઈ પડી ને બેશુદ્ધ થઈ ગઈ.

**કીકીની** ચીસ એવી આર્તિસૂચક, કારમી અને હૃદયભેદક હતી કે તેની ચીસની સાથે, એકદમ બધે સુનકાર જેવું થઇ ગયું. ધનકોરડોસી, અલંગા ને બીજાં આડોશી પાડોશીઓ ચુપ થઇ ગયાં. બધાં **કીકીની** પાસે દોડી ગયાં. સામળીએ જોયું કે બધી બાજી ફેરવાઈ ગઈ. ધનકોરડોસીની ફજેતી થઇ ને પરિણામમાં **કીકી** પછડાઈ પડી, તેથી પોતાનો જીવ લઇને એ ત્યાંથી ગુપચુપ પોબારા ગણી ગઇ.

અલંગા જીવ નાંખતી **કીકી** પાસે દોડી ગઇ. જોય છે તો એ બીચારીનાં ગાત્રો બધાં શીતળ થઇ ગયલાં! હવે એના ક્રોધની સીમા રહી નહિ. અત્યાર સુધી તો માત્ર ડોસીને ખીજવવાને એ વઢી હતી. પરન્તુ **કીકીની** આવી દશા જોઇને એનો મીજાજ હાથથી છેક ગયો. લાલ ચોળ આંખો કરી, હાથથી અને જીભથી અલંગા ડોસીને ટુંકારો કરી ધિક્કાર અને ફીટકારનો વરસાદ વરસાવવા લાગી. ખરે, એ વખતે અલંગાની આકૃતિ બહુ ક્રૂર અને પ્રચંડ થઇ ગઇ હતી.

અલંગા બેવડા કાઠાની, ભારે શરીરની ઉંચી બૈરી હતી. એનું વય સત્તાવીસ વર્ષનું હતું. આ વખતે એનું મ્હોટું માથું, મ્હોટું કપાળ, મ્હોટી આંખો ને મ્હોટો ચોટલો, કંઇ ઓરજ શોભા આપતાં; ને તેમાં સામે કીનારેથી દેખાય એવો કપાળની વચ્ચોવચ કીધેલો મ્હોટો ચાંલ્લો વધારે ઓર દેખાતો. જાણે **કીકીનું** પરિત્રાણ કરવા, અને ધનકોરડોસીનું દમન કરવાને, કોઇ ઉગ્ર સ્વભાવની દેવી આકાશમાંથી ઉતરી આવી હોયની! **કીકીને** ધનકોરડોસીની તળાઇમાં અલંગાએ સુવાડી, પણ એને મરવા જેવી હાલતમાં જોઇને, અલંગા પોતાની સુધસાન ભુલી ગઇ, ને **કીકીની** સારવાર કરવી, કે ધનકોરડોસીને ફીટકાર કરવો તે સુઝયું નહિ, તેથી બન્ને સાથે કરવા લાગી. ફૂળીદાસ ગાભરો પડી ગયો ને દિઙ્મૂઢ થઇને ઉભો રહ્યો. કેશવલાલે કહ્યું ત્યારે કુલાંગવાટરની સીસી લાવી અલંગાને આપી. અલંગા તે **કીકીને** પગે અને હાથે અને છાતીએ ઘસતાં ઘસતાં, મ્હોડેથી ન ઘટે એવાં વચનો ધનકોરડોસીને સંભળાવવા લાગી.

"મેં કહ્યું નહિ કે આ બાપડી ગાય જેવી **કીકીનો** આ કરકશાઓ જીવ લેશે. એવા દુષ્ટને ત્યાં તે આવું રતન જોઇએ? અરે અરે, હું આજે બધો તમાશો જોયા કરતી હતી કે જોઇએ, એ બે વંતરીઓ શું શું કરવાની હામ ભીડે છે. પેલી બોડકી સામળી સટકી ગઈ કે? હવે જો એણે આપણી ચાલીમાં પગ મુક્યો છે તો એ રાંડનો તો હું ટાંટીઓ જ ભાંગી નાખીશ. કડાં લઈ લીધાં તો લઈ લીધાં,

પણ બીચારી **કીકી**ની થોડીક ચવલી પાવલી કોથળીમાં હતી તે પણ આ ડોસી સ્વાહા કરી ગઈ! દીકરાએ વહુને કડાં કરાવ્યાં તેમાં તારા પેટમાં શેની બળતરા થઈ? કોઈ રાંડ બાંડને તો નહોતાં કરાવ્યાં? ને તેમાં આટલો બધો કજીઓ! ઓ પરમેસર, તું આ બધું કેમ જોયા કરતો હશે? આ તો આ લાવ અને તે લાવ, આ તો મને શીરો કરી આપ, ને આ તો મારા પગ દાબ! એમ કરી કરી આજે એ બે ખરસાણીઓએ આ બીચારી **કીકી**ને ઝંપવા દીધી છે? પણ હાય હાય, **કીકી**ને હજી ભાન કેમ આવતું નથી? હાથ પગ વધારે ને વધારે ટહાડાં થતાં જાય છે! જો એને કંઇ થયું છે તો હું કોઇ ને કોઇનો જીવ જ લઇશ!!"

એ પ્રમાણે **અલંગા** આકુળ વ્યાકુળ થઇ, **કીકી**ની સારવાર કરતાં, મ્હોંડેથી ધનકોરડોસી પર કેર કરવા લાગી. **કીકી** તરફ એની અપૂર્વ દાઝ આ વખતે જણાઈ હતી. ઘડીકમાં **કીકી**ના હાથ ચોળે, ઘડીકમાં પગ ચોળે, વારે વારે નાડ જોયા કરે, ને રહી રહીને મ્હોં સામી નીચી વળી નજર કરે કે એ આંખ ઉઘાડે છે કે નહિ, ને બરોબર શ્વાસ લે છે કે નહિ.

ધનકોરડોસીને તો મરવાથી પણ વસમું થઈ પડ્યું. સામળી તો જાણે પોતાને ઘેર જતી રહી, પણ પોતાથી ઘર છોડીને કંઈ જવાની બારી નહોતી. એ તો આ કલજુગમાં ધરતી કોઇને માગ આપતી નથી, બાકી આપે તો ધનકોરડોસી આ વખતે જરૂર સમાઇ જાત! એટલી બધી આજની નામોશી એને હવે સાલવા લાગી. પણ કોને માલમ કે **અલંગા** બધું જોયા કરતી હતી. શીરો ખાધાની વાત જાણી તો જાણી, પણ **અલંગા**એ કેવી તદબીર વાપરી એના મંદવાડનો ઢોંગ ઉઘાડો પાડ્યો. "એ હું બધું વિસારી મુકું, પણ હાય હાય, આ **કીકી**ને જો કંઇ થયું તો મારે માથે જરૂર કાળી ટીલી આવશે! ને હું લોકમાં મ્હોડું શું દેખાડીશ?" એમ વિમાસતી ધનકોરડોસી એક ખુણામાં બેસી જ રહી ને સસી કે વસી જણાઇ નહિ!

ફુળીદાસ ને દુલારામ બંનેનું **કીકી** પર હેત તેથી બહાવરા જેવા થઇ ગયા. વધારે વખત થતો ગયો ને **કીકી** શુદ્ધિમાં આવી નહિ તેથી બીજાં પણ ગભરાયાં ને ગભરાવવા લાગ્યાં. કોઇને એમ સુઝયું નહિ કે **અલંગા**ને હવે બોલતાં વારે. આખરે એણે કહ્યું કે મને તો હવે કંઇ સમજણ પડતી નથી, માટે હવે તો કોઇ ડાકતરને બોલાવી લાવો તો બહુ સારૂં.

ધનકોરડોસીનો જીવ તો ખીંટીએ ટંગાઇ ગયો. ફુળીદાસની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં કે ઓ બાપરે, હવે શું થશે. કેશવલાલ ઝટ ઝટ કોઇ ડાકતરને તેડવા ગયો એમ કરતાં પા કલાક અરધો કલાક નીકળી ગયો ને થોડી વારમાં **કીકી** હોશીઆર થવા લાગી. **અલંગા**ના હરખનો પાર રહ્યો નહિ. પોતાના

જીવમાં જીવ આવ્યો હોય તેના કરતાં પણ એ વધારે હરખાઈ અને ધનકોરડોસીને કહ્યું કે તમે કીકીને પગે લાગો તોએ ઓછું છે; કેમકે આજે તમારી શોભા રહી. લાવો હવે કડાં અને સાળુઓ બધાં આપી દો ને એની આસના વાસના કરો. ફૂળીદાસનું મોટું પુન કે આજે કીકી બચી. બાકી તમે તો એનો આજે ઘાટ જ ઘડી રાખ્યો હતો.

ડોસી કંઈ બોલી નહિ. એના જીવને પણ કળ વળી, ને પેટારામાંથી કડાં અને લુગડાંનું બોચકું કહાડી, કીકીની તળાઈ પાસે મુકયું. એવામાં ડાકટર આવ્યો. તેણે તપાસ કરી જણાવ્યું કે બ્હીક અને ફીકરને લીધે કીકીની આવી દશા થઈ છે. એક બે દિવસ આરામ મળશે તો હોશીઆર થઈ જશે; માટે એને કંઈ ઝાઝું બોલાવતાં કરતાં નહિ ને હું દવા લખી આપું તે પાજો.

એ પ્રમાણે બધાંના જીવમાં જીવ આવ્યો. કીકી હોશીઆર થઈ. તેને અલંગાએ તળાઇ પર ઓસીકે અઢેલીને બેસાડી. ફૂળીદાસ ને દુલારામ પણ હરખાઈ ગયા. ફૂળીદાસનો હરખ જોઈ ધનકોરડોસીએ આજે બરોબર જાણ્યું કે એનું કીકી પર કેટલું હેત છે. લાગ જોઇને દુલારામ ફૂળીદાસને એક બાજુએ લઇ ગયો ને બે હાથ જોડી હસતું મ્હોં કરી બોલ્યો—

"ભાઈ સાહેબ, મારૂં બોલવું માફ કરજો. હું તમને કોઈ રીતે કહેવા લાયક નથી. ને તમે કયાં ઓછા સમજુ છો. તમારી મા છે એટલે તમારે પૂજવા જેવી છે. એના તમે રોજ રોજ પગ ધોઇને પીઓ તો પણ ઓછું છે. પણ—પણ— માફ કરજો હો, આજે કંઇ નવું જુનું થયું હોત તો તમારે અને અમારે મરવા જેવું થઈ પડત. વગર લેવે દેવે આપણે માથે ટીલી આવી જાત. વેવાણ સ્વભાવે લગાર હારૂન છે. પણ અમે અત્યાર સુધી તમારી લાયકાત જોઇને મુગાં રહ્યાં હતાં કે ધનકોર વેવાણ જખ મારે છે. ફૂળીદાસ કયાં કાચા છે. પણ આમ રોજ ચાલે એ કેમ ખમાય? તમે રળતા ખપતા છો. વેવાણ આપશે ને તમે ખાશો એમ તો કંઈ નથી? ને અમે કયાં તમારાથી વેગળા છઇએ? માટે—હું વધારે શું કહું?"

વાણીઓ પહોંચેલો કે મગનું નામ પાડ્યું નહિ. ગોળ ગોળ બોલ્યો. તે એવી સીફતથી કે ફૂળીદાસ સમજ્યો ખરો કે માથી પોતાને જુદો રહેવાની તે સલાહ આપે છે. શરમનો માર્યો એ કંઈ બોલ્યો નહિ; પણ નીચું મ્હોડું કરી, દુલારામનું બોલવું સાંભળ્યા કીધું વધારે હીંમત ધરી દુલારામે હસીને કહ્યું—

"હું કાંઈ તમારા મા દીકરાની વચમાં કલેશ કરાવવા માગતો નથી. પણ હમણાંનો કાળ બહુ દોહ્યલો છે ને આપણે આગળ પાછળનો વિચાર કરીને ન ચાલીએ તો પછી વાણીઆ શેના? બીચારી કીકીને પણ સુખ થશે ને તમારો જીવ

થર પડશે, તો વારૂ, વેપાર ધંધામાં જાગૃતિ રહેશે ને મન ચોંટશે. જ્યાં હરપળે ઘરની ચિંતા લાગી રહે ત્યાં માણસ બીચારો શું કરે? પણ હવે તમને કંઈ વધારે કહેવાની હું જરૂર ધારતો નથી. પછી દુલારામ કીકી પાસે આવ્યો. અલંગા એને રીઝવવાને ઘેલું ઘેલું બોલતી હતી ને રાંક મ્હોં કરી કીકી હસતી હતી.

"બ્હેન કીકી, હવે તને કેમ છે?"—દુલારામે પૂછ્યું.

"સારૂં છે, હું હવે હોશીઆર થઈ છું"—કીકીએ કહ્યું—"પણ આજે તમે ને કેશવલાલભાઇ અહીં ક્યાંથી?"

"અમે તો સહેજ આવી ચડ્યા હતા, એટલામાં તું બેભાન થઈ ગઈ. પણ હવે તો તને ઠીક છે કેની?" કીકીએ હા કહી એટલે દુલારામ જે હાથનો મુજી હતો તે કીકીને રાજી રાખવા બોલ્યો—

"બ્હેન, હવે તારે કડાંની બે જોડ થઈ. મને શું ખબર કે તારે સાસરેથી એક જોડ થઈ છે. મેં તો આજે જ જાણ્યું. પણ તે પહેલાં એક જોડ તારે માટે કરાવવા હું આપી ચુકયો હતો. મારા મનમાં કે તૈયાર થશે ત્યારે તને બધી વાત કહીશ. પણ આજે એવો વખત છે, એટલે હું હવે તારી આગળ ભરમ ખુલ્લો કરી દઉં છું."

દુલારામે કંઈ કડાં કરાવવા આપ્યાં નહોતાં પણ કીકીને રાજી રાખવા એ પ્રમાણે એ બોલ્યો. મનમાં નક્કી કીધું કે કીકીને એક જોડ હું મારા ગાંઠના પૈસામાંથી કરાવી આપીશ. સુમ છતાંએ એટલું બધું એનું કીકી ઉપર હેત હતું.

થોડીવારમાં અલંગાના જાણવામાં આવ્યું કે કીકી ને ફૂળીદાસ ભુખ્યાં છે, તેથી રસોડામાં ગઈ ને કીકીએ અધુરી મુકેલી રસોઈ પાછી જેમ તેમ કરવા લાગી.

ધનકોરડોસી કેશવલાલની માસી થતી તેથી કેશવલાલ એને શીખામણ આપવા લાગ્યો કે માસી, તમે આમ રોજ ભવાડા કરો છો એમાં કંઈ શોભા રહેતી નથી. લોકમાં ફજેતી થાય છે. માટે હવે વખત વિચારીને સમજો તો બહુ સારૂં, નહિ તો હવે ફૂળીદાસ જરૂર જુદું ઘર માંડશે.

રસોઈ તૈયાર થઈ કે અલંગા, કીકીને અને ફૂળીદાસને આગ્રહ કરીને જમવા તેડી ગઈ. ધનકોરડોસીએ ખાવાની ના પાડી. દુલારામ અને કેશવલાલ કીકીને કહી ઘેર જવા નીકળ્યા.

જતાં જતાં કેશવલાલે ફૂળીદાસને કહ્યું કે મને એક બે દિવસમાં ફુરસદ હોય ત્યારે જરૂર મળજે. મારે કંઈ તારી જોડે વાત કરવી છે. દુલારામ અલંગાના નવ નવ કકડે વખાણ કરવા લાગ્યો કે ગરીબની બેલી થઇને એણે કીકીની વહાર કીધી. રસ્તામાં દુલારામે કેશવલાલને સમજાવી કહ્યું કે ફૂળીદાસને જરૂર જુદા રહેવાની સલાહ આપજે; નહિ તો ચંદ્રદાસથી જુદા રહેવું પડે એવો મારો વખત

આવેલો છે. જે દુલારામ અને શાતીએ ચંદ્રદાસને ત્યાંથી પોતાનો પગ કહડાવવામાં ગૌરીને ઘણી મદદ કરી હતી, તેજ દુલારામ અને શાતી આજે ચંદ્રદાસને ત્યાંથી નીકળે તો એ બંનેનો પુરેપુરો નાદરો ઉતરે એમ હતું. એવો વિચાર કેશવલાલને આવ્યો પણ ખરો. દુલારામના મનમાં પાપ એટલે એને પણ એવો જ વિચાર આવ્યો. પણ કેશવલાલે જોયું કે ફૂળીદાસ જુદું ઘર નહિ માંડે ત્યાં સુધી કીકીને સુખે બેસવાનો વારો આવશે નહિ, તેમ જ કીકીને એ ચાહતો હતો તેથી એણે હા કહી. થોડુક ચાલ્યા પછી બન્ને છુટા પડ્યા.

દુલારામે ઘેર જઇને ગૌરી અને ચંદ્રદાસને રાજી રાખવાના હેતુથી, જેમ ફાવી તેમ હકીકત કહી, ને ખાતરી આપી કે થોડા દિવસમાં ફૂળીદાસ જુદો પડશે ને કીકીની ભવની ભાવટ ટળશે. ગૌરી અને ચંદ્રદાસ બન્ને રાજી થયા. ચંદ્રદાસનો ક્રોધ ઓછો થવા લાગ્યો; તોપણ ચંદ્રદાસે એની સાથે મન મુકીને વાત કીધી નહિ.

દુલારામે શાતીને પુષ્કળ ઠપકો આપ્યો કે તમે સાસુવહુ ઘરમાં ભલે લડો. પણ નાહક કીકીને શું કામ સતાવી? શાતી એમ ધારતી નહોતી કે વાત આટલી બધી વધી પડશે. એના મનમાં કે ગૌરી થોડા ઘણા ફુંફાટા મારીને રહેશે, પણ આ તો શું ધાર્યું હતું ને શું થયું. ઘરમાં બધાં એને ફીટકાર કરવા લાગ્યા. ચંદ્રદાસ એનાપર કોપ્યો. દુલારામે એની સારી પેઠે પૂજા કરી તેથી એને પણ મનમાં ગાંઠ વાળી કે હવે કીકીને કોઈ વાર સતાવવી નહિ.

ધનકોરડોસીએ પણ સુતાં સુતાં એજ સિદ્ધાંતનું ગ્રહણ કીધું કે કીકીને સતાવવામાં કંઈ સાર નથી. ફૂળીદાસ કદાચને જુદો નીકળે તો પોતે શું કરવું તે વિચારમાં રાતના એને ઉંઘ આવી નહિ.

શાતીના રણસ્તંભનું ટીખળ એક ત્રીજે ઘેર પણ સળગ્યું હતું. વનમાળીદાસને ત્યાં દાણા વીણતી વખતે કજીઆનું બી રોપતાં શાતીએ કાળીને કહ્યું હતું કે દાગીના લુગડાં કરાવી આપવાં પડે માટે કાળીને સુખલાલ નવલશાનાં લગનમાં જાનમાં નહિ મોકલતા હોય; વળી તાણો માર્યો હતો કે કાકાજીનો મોહ તેના પરથી ઉતરી ગયો હશે. કાળીએ શાતીને તો પાધરો જવાબ આપ્યો. પણ આખરે બૈરાંની જાત, તેથી સુખપાલનો મોહ ઉતરી ગયો છે એ વાત એના મનમાં સાલવા લાગી. એવામાં ધનકોરડોસીએ ધમરાણ મચાવ્યું ને બહુ ગડબડ થઈ ગઈ. પછી ગુલાબવહુએ કાળીને સમજણ પાડી કે તેણે અજાણતાં સાસુવહુમાં કલેશ કરાવ્યો. બીચારી કીકીને દુઃખ પડશે એ વિચારમાં થોડી વાર સુધી તો શાતીએ કહેલી વાત કાળી વિસરી ગઇ. પરંતુ ગુલાબવહુની સાથે પોતાને ઘેર ગયા પછી કાળીને તે નવેસરથી યાદ આવી. એને કંઈ લુગડાં લત્તાંની કે દાગીનાની ખોટ નહોતી.

કાકાએ પેટપુર કરાવ્યાં હતાં ને હજી વળી વારે વારે કરાવી આપતો જ હતો. એ વાત કાળી પણ પોતાના મનમાં બહુ સારી રીતે જાણતી હતી છતાં, શાતીના કહેવાથી કલેશનો વાયરો બધે ફેલાયલો હોયની તેમ, કાળીને પણ આજે થોડી ઘણી સ્ત્રીહઠ કરવાનું મન થયું.

સાંઝના સુખપાલ ઘેર આવ્યો ને જોય છે તો એક હીંચકા ઉપર કાળી જેમ તેમ મ્હોડાનો તોબરો ચહડાવી પડેલી દીઠી. ધણી આવ્યો પણ કાળીએ મ્હોં ફેરવીને જોયું સુદ્ધાં નહિ કે કોણ આવે છે. માત્ર ભારે ભારે, સંભળાય એવા શ્વાસ લેવા લાગી. દરરોજ સાંઝના વાળુની તૈયારી કરવામાં કાળી રોકાતી તેને આજે આ પ્રમાણે માંદી પડવાના ઢોંગ કરી પડી રહેલી જોઇને, કાકા બહાવરો જેવો થઇને, કાળીની પાસે ગયો. તેને ઢંઢોળીને પુછવા લાગ્યો કે તને શું થાય છે. કાળી પોતાનું મ્હોડું ઓસીકા નીચે ઢાંકતી ગઈ ને કંઈ બોલી નહિ.

"આજે મારે શરીરે સારૂં નથી, માટે આજે તમે મને બોલાવતા નહિ. નહિ તો વળી જોવા જેવું થઈ જશે." કાળી ઘણી વાર રહીને બોલી—"પણ તમે આવ્યા ને હજી મેં વાળુની તૈયારી કીધી નથી, માટે લ્યો, હું તો આ ચાલી. મારે રાંડને તો વાળુ બાળુ કંઈ કરવું નથી. તમારા ઘરમાં રોજ ખાઈ ખાઇને મારૂં તો પેટ ભરાઈ ગયું છે."

એમ કહી કાળી રસોડા તરફ દોડી. કાકા તેની પાછળ દોડ્યો ને આગ્રહ કરી કરીને પુછ્યું કે તને શું થાય છે તે તો કહે? પણ કાળીને કંઈ થતું હોય તો કહે કેની. તેથી એણે જવાબ આપ્યો નહિ. સુખપાલે વિચાર્યું કે કાળી માંદી છે, તેની પાસે રસોઈ કેમ કરાવાય? ને કાળી નહિ ખાય તો એને ગળે કોળીઓ કેમ ઉતરે? તેથી એણે કાળીને રસોઈ કરતાં વારી અને કાળી વધારે વધારે હઠ કરતી ચુલા તરફ દોડી. કાળી કહે કે મને રસોઈ કરવા દ્યો, નહિ તો વળી મારે લીધે તમે ભુખ્યા રહેશો. કાકાએ કાળીના મંદવાડનું કારણ પુછ્યા કીધું. આખરે લાગ જોઈ કાળી મરોડમાં બોલી.—"મને નવલશાનાં લગન જાણી કંઈ લુગડાં ઘુગડાં કેમ કરાવી આપ્યાં નહિ? આજે વનમાલીદાસને ત્યાં દાણા જોવા જતાં બધાં બૈરાંઓએ જાણ્યું કે તમે મને કંઈ કરાવી આપ્યું નથી તેથી મારે તો મરવા જેવું થઈ પડયું. જાનમાં તો જવાનું રહ્યું, પણ લુગડાંમાંથીએ હું ગઈ? પણ તમે મને શેના કરાવી આપો? હું મરીશ તેમાં તમને શું? વળી બીજી પણજો ને તેને કરાવી આપજો."

એ પ્રમાણે ધણીધણીઆણીને કજીઓ થયો. રાતના નવ વાગે માણમાણ રસોઈ થઈ. કાકાએ વચનપર વચન આપ્યાં કે કાળી જે કહે તે કાલે ને કાલે

કરાવી આપું. એમ ઝઘડો વસ્તુતઃ હોલવાયો. પણ કાળી જમવાની તો નાજ પાડવા લાગી. સુખપાલ સમજાવી સમજાવીને થાક્યો તથાપિ કાળી એકની બે થઈ નહિ. તેથી આખરે સુખપાલ ગુલાબવહુને તેડી લાવ્યો ને એણે આવી કાળીને સમજાવી ત્યારે વાળુ કરવાની કાળીએ હા પાડી.

રાતના દુલારામથી છુટા પડી, કેશવલાલ ઘેર આવ્યો ને ફુળીદાસને ત્યાં શું શું બન્યું તે સરવે ગુલાબવહુને કહ્યું. કીકીને આખરે સારૂં થયું તેથી બન્ને જણાં અંદરથી રાજી થયાં ને ફુળીદાસ ઘનકોરથી જુદો રહેશે તોજ કીકીને સુખ થશે એવા નિશ્ચયપર દંપતી આવ્યાં. પછી ગુલાબવહુએ કાળીના ઢોંગની વાત કેશવલાલને કહી કે જુઓની! કાળી કેવી નાદાન કે નકામો કાકાજી જોડે કજીઓ લઈ બેઠી. મારી સમજાવી કાળી ન સમજી હોત તો એ ઘેર પણ આજે કોઈ વાળુ બેળાં થાત નહિ. માણમાણ આજે કાળી પાસે વાળુની હા કહેવડાવી.



# પ્રકરણ ૧૫ મું

## મુંબઈના શેઠીઆ નંબર–પ

ધુમાડો–વ્યાજ વટાવ–અને કમીશન.

બેઠા બેઠા ફેરવ્યું નાણું—ન જોયું રાત કે વહાણું;
કમાઈ શી કમાયો—ગિરિધરલાલ ના ગાયો;
જોબનિયું અટક્યું લટકૂં—ઘડી એક ચારનું ચટકું. (દયારામ).

---

ભેગી કરી લાખ ક્રોડ કોરી,
આશા નહી તોય થઈ ન કોરી. ભારત માર્તણ્ડ શ્રીગટ્ટૂલાલજી.

બિહારીલાલને પ્રસંગે ધનપાલશેઠનું થોડું વર્ણન આગળ આવી ગયું છે. એ ધનપાલશેઠ મુંબઈનો એક ધનાઢ્ય અને પ્રતિષ્ઠિત પુરૂષ હતો. જાતનો એ વાણીઓ હતો. એની ઉમર પચાસ વર્ષની હતી. કદે એ એકવડો, ગોરીઓ સરખો ને ઊંચો હતો. મુંબઈની દજનેક મીલનો, પ્રેસ અને બેંકનો, એ ડીરેક્ટર હતો. કેટલીકનો તો પ્રમુખ હતો. એને બે ત્રણ મીલ તો પોતાના ઘરની જ હતી. તે ઉપરાંત કેટલીક મીલો, પ્રેસો, અને આખો નફો સ્વાહા થાય એવી કમીશન આપતી અને વ્યાજ આપતી બીજી એશોશીએશનો, કોરપોરેશનો અને મંડળીઓનો એ સેક્રેટરી, ટ્રેઝરર ને મેનેજર હતો. મીલો, પ્રેસો, એશોશીએશન, કોરપોરેશન, બેંકો અને મંડળીઓની કોઈની કોઈ સભામાં એને રોજ હાજર થવું પડતું. કોઈમાં

ડીરેકટરો ખાનગી કામ અને મસલત કરવાને-કોઇમાં કોઇ કોન્ટ્રેકટની બહાલી આપવાને, ટેન્ડરો આપવાને, લેવાને, કે બ્હાલ રાખવાને-તો કોઇમાં નવું સાંચાકામ ઉભું કરવાની હીલચાલ ચલાવવાને ભેગા થતા. કોઇ સાધારણ વર્ષ આખેરીની કે છ માસની મીટીંગ હોય, તો કોઈ અસાધારણ, શેર હોલ્ડરની અરજી ઉપરથી બોલાવેલી તોફાની મીટીંગ હોય, કે કોઇ, ડીવીડન્ડ નહિ આપવાથી શેરહોલ્ડરો ધાંધલ અને રમખાણ કરે એવી મીટીંગ પણ હોય. ટુંકમાં મીટીંગોના કામકાજમાં, મીલોનો વહીવટ ચલાવવામાં અને બધામાં હાજર થવામાં, ધનપાલશેઠના વર્ષના બારે માસ અને માસના તીસ દિવસ વહ્યા જતા. પોતાને વરસ દહાડે જે બેહદ ઉપજ થતી તેનું નાણું ગીરો ઉપર, દાગીના ઉપર, એસ્ટેટોની ખરીદીમાં, અને સારા સારા વ્યાપારમાં રોકતો; તેથી તે કામમાં પણ એનો ઘણો વખત જતો, પરન્તુ ઘણાં વર્ષનો ગાઢો પરિચય પડવાથી ધનપાલશેઠને આ સઘળાં કામને લીધે જરાકે મુઝામણ પડતી નહિ. ઔરંગઝેબ સીતેર વર્ષનો ઘરડો થયો તોપણ આખા હિંદુસ્તાનનો તમામ રાજ્યકારભાર પોતાને એકલે હાથે ચલાવતો તેમ, ધનપાલશેઠ અસંખ્યાત મીલો, પ્રેસો, અને વ્યાપાર વણજના કુટારામાં બારે પહોર અને બત્રીસે ઘડી ઘુમ્યો ને ઘુમ્યોજ રહેતો. બધામાં તન અને મનથી લક્ષપૂર્વક કામ કરી ધનસંચય કરતો. પોતાને વધારે લાભ, વધારે કમીશન, વધારે ડીવીડન્ડ, વધારે વ્યાજ કેમ મળે તેની અનેક અનેક યુક્તિઓ પોતાના ઘડાયલા મનમાં રચ્યાજ કરતો. આખો જન્મારો રૂપીઆ એકઠા કરવામાંજ એણે રોકયો હતો. અડધીપર અડધી ચહડાવી અઢળક ધન મેળવ્યું, તથાપિ આત્માને કૃતાર્થ માન્યો નહિ. હજી પણ આખર સુધી ડીવીડન્ડ અને કમીશનનું સ્મરણ કરવામાં એ પુરૂષાર્થ સમજતો હતો. તે પ્રમાણે એનું વર્તન હતું. જાતે બહુ લોભી તેથી પાઇનો પણ ઉગારો કરવો-બરબાદ ન જવા દેવી-એ એનો સિદ્ધાન્ત હતો. જ્યારે જ્યારે વાર્ષિક કે છ માસિક કોઈ મીલ કે પ્રેસની ડીવીડન્ડ આપવાની સભા મળતી, અને જ્યારે પાછલા વર્ષનો હીસાબ પસાર કરાવવાનો હોય તેવી સભામાં ધનપાલશેઠ હાજર થતો, ત્યારે આ લોકના તેવા સુખને સ્વર્ગના સુખ કરતાં પણ અધિક ગણતો! સભામાં પ્રમુખસ્થાને બેસવું તેથી બીજું વધારે ધન્યવાદ આપવા જેવું શું? અને ત્યાં આગળ ઉભા થઈ, બહાર પાડેલો અને છાપેલો રીપોર્ટ, ટેબલપર પડેલાં ચસ્મા ધીમે ધીમે આંખે ચહડાવી, હસતું મ્હોં કરીને, અને દીર્ઘ દૃષ્ટિ જણાવવાને આંખો ટુંકી કરીને વાંચી સંભળાવવો, એ સુખ સ્વર્ગમાં પણ નથી એમ ધનપાલશેઠ માનતો!!! બે ઘોડાની ગાડી દોડાવી, આ મીટીંગમાંથી તે મીટીંગમાં દોડ્યા જવું; મીટીંગના કામથી પરવારી પોતાની આફીસમાં જઈ બીજાં કામકાજોમાં

ધ્યાન આપવું; એ બધી ગડબડ સડબડમાં ધનપાલશેઠના આત્માને એક ઘડી પણ ફુરસદ મળતી નહિ.

ધનપાલશેઠ રોજ સવારના છ વાગે ઉઠી, ચ્હાઇપાણી પી, પોતાને ઘેર અંગ્રેજી છાપાં વાંચતો. છાપાં તો શું વાંચતો પણ મીટીંગોનો રીપોર્ટ વગેરે જે છપાયું હોય તે બધું જોઈ જતો કે રીપોર્ટ અને આંકડા બરાબર આપ્યા છે કે નહિ, વા તેમાં કંઈ ભુલ ચુક તો નથી થઈ. તેવામાં જે ખાનગી પત્રવ્યવહાર ચલાવવો હોય તે સંબંધે વિહારીલાલ પાસે કાગળ પત્રો લખાવતો. બાદ આઠ વાગતે શેરના અને વિમા કંપનીના કે બીજા દલાલો કે વેપારીઓ કામધંધાસર આવતા, તેમની જોડે વાતચીત કરતો. જમીકરીને બારેક વાગ્યા સુધી સુતો. પછી દરરોજના નામાના ચોપડાઓ તપાસી તેમાં સહી કરતો. કોઈ મળવા કરવા આવ્યું હોય તેની મુલાકાત લઈ, બે વાગે આફીસમાં જતો. ત્યાંથી સાંઝના છ વાગે પરવારી, જે મીલોનો વહીવટ પોતે ચલાવતો તેની તપાસ લેવાને જતો. રાતના નવ વાગે વાળુ કરી, થોડી ઘણી વાત કરી ન કરી કે સુઈ જતો. એ પ્રમાણે ખરી મ્હેનત કરી, બહુ બહુ બુદ્ધિ વાપરી, ધનપાલશેઠ ધનસંચય કરતો અને કરેલું વધારતો.

નથુશેઠને સારૂ મારવાડીઓ મારફતે વધારે નાણું કહડાવવામાં ભમતારામ નિષ્ફળ ગયો, એવામાં એને બાતમી મળી કે ધનપાલશેઠ એવી રીતે પૈસા ધીરે છે; તેથી ભમતારામ વિહારીલાલને મળ્યો એમ આગળ જણાવવામાં આવ્યું છે. તેના કહેવાથી વિહારીલાલે નથુશેઠનું નામ ધનપાલશેઠને જણાવ્યું. નથુશેઠને પૈસાની તાણ હોય એ સાંભળી ધનપાલશેઠને અચંબો તો લાગ્યો ખરો, તોપણ તે કામ સારૂ ભમતારામને મળવાની ઇચ્છા દેખાડી અને સોમવારના સહવારના આઠ વાગે કે બપોરના બાર વાગ્યા પછી મળવાનો વખત આપ્યો. એ હકીકત વિહારીલાલે ભમતારામને વાલકેશ્વરની ઉજાણીમાં કહી અને સલાહ આપી કે સવારના આઠ વાગે વેપારીઓની અને દલાલોની શેઠની આગળ બહુ ગીરદી હોય છે, માટે એકાંતમાં વાત કરવી હોય, તો બપોરના બાર વાગ્યા પછીનો વખત ઠીક છે. તેથી ભમતારામે ધનપાલશેઠને ત્યાં બપોરના જવાનું નક્કી કીધું.

સોમવારે બપોરના બાર વાગે ધનપાલશેઠ સુઈ ઉઠી એક મ્હોટા સરખા દીવાનખાનાંમાં ટેબલ પાસે બેઠો બેઠો નામું તપાસતો હતો. ટેબલ ઉપર શેઠનું આફીસ બાકસ, થોડાં અંગ્રેજી ગુજરાતી છાપાંઓ, મીલોના અને પ્રેસોના રીપોર્ટો અને થોડીએક ચોપડીઓ પડી હતી. શેઠની પાસે મુનીમ ઉભો હતો. નામું જોતાં જોતાં શેઠ જે ખુલાસો માગતો તેનો એ જવાબ આપતો. ભમતારામ ત્યાં પહોંચ્યો

ત્યારે શેઠ નામું જોવામાં રોકાયલો હતો તેથી મમતારામને પાસે પડેલી એક ખુરશી ઉપર બેસવાને અણુસારો કીધો અને પોતાના કામમાં લાગ્યો. એવામાં એમના ખાસ મિત્ર મદનપાલશેઠ જે મુંબઈનો એના જેવો જ ધનાઢ્ય શેઠીઓ હતો તેનો માણુસ એક ચીઠ્ઠી લઈને આવ્યો. શેઠે તેને પણુ બીજી ખુરશીપર બેસવાને આંગળી કરી અને પાછો નામું જોવા લાગ્યો. વચમાં વચમાં પોતાની આશીસમાં, કે શેર હોલ્ડરની સભામાં, કે બીજે સાંભળેલી કરેલી ઉપયુક્ત વાત મુનીમને કહેતો; અથવા તેનાથી ખુલાસો માગતો. તેના ઉત્તર મુનીમ શેઠની રુક્તિ પ્રમાણે આપતો. એવી રીતે દુકાનના બધા ચોપડા તપાસી, તે પર સહી કરી, શેઠે મુનીમને ત્યાંથી જવાની રજા આપી. પછી મદનપાલશેઠનો માણુસ જે ચીઠ્ઠી લઇને આવ્યો હતો તે ઉઘાડતાં, શેઠે તેને મદનપાલશેઠની તબીએત વિષે ને હમણાં શું કરે છે તે વિષે સમાચાર પુછ્યા.

મદનપાલશેઠનું વર્ણન આગળ જતાં આવશે. આ ઠેકાણે વાર્તાના અનુસંધાન માટે એટલું જ કહેવું આવશ્યક છે કે મદનપાલશેઠ માનનો અને આગળ પડવાનો બહુ ભુખ્યો હતો. હાલ તે એવા સિદ્ધાંત પર આવ્યો હતો કે મુંબઈ અને બહાર દેશાવરના દેશી લોકો-શું ગરીબ કે તવંગર તમામ-પોતાના ઘરમાં થતો રસોડાનો ધુમાડો, રસોડામાં અને રસોડામાં જ, ભીતે અને સીલીંગે પચવા અને એકઠો થવા દે છે; તેથી કરીને ધુમાડાની ગંધથી વ્યાપ્ત થયલો ખોરાક અને પાણી તેઓના પેટમાં જાય છે, તેના પરિણામમાં તમામ દેશીઓ શરીરે દુર્બળ, વીર્યહીન અને અનેક અનેક રોગો અને દરદોના ભોગ થઈ પડે છે! તેઓ જાતે એ પ્રમાણે દુ:ખી થાય છે એટલું જ નહિ, પણ તેઓની થતી પ્રજા અને ઓલાદ પણ શક્તિહીન અને કૌવત વગરની ઉત્પન્ન થાય છે! માટે જો રસોડાની એવી ગોઠવણ કીધી હોય કે ચીમની મારફ્ત ધુમાડો બહારો બહાર હવામાં નીકળી જાય, ને ભીતને કે સીલીંગને ન ચોંટે તો ધુમાડાનાં આવાં પરિણામ થતાં અટકે! માટે આવા પરોપકારી કામમાં દરેક દેશીના ખેરખાંએ આગળ પડતો ભાગ લેવો જોઇએ અને કંઇ એવી ગોઠવણ-બંદોબસ્ત-અને વ્યવસ્થા કરવી જોઇએ કે દરેક દેશી પોતાના ઘરના રસોડામાં ચીમની મુકે! એ સંબંધે મદનપાલશેઠે ઘણા ઘણા મહીના થયા, પોતાના જેવા બીજા ખેરખાંઓ જોડે પત્રવ્યવહાર ચલાવ્યો હતો. ઘણા ઘણા વિદ્વાન્ ડાકટરો તત્તત્ કાર્યકુશળ જનો અને પંડિતોના મત એકઠા કરી પુસ્તકો છપાવ્યાં હતાં! અને તે સર્વેએ એકમતે, સપ્રમાણ એવા અભિપ્રાય દર્શિત કીધા હતા કે દેશીઓની સ્થિતિ પડતી થવાનું મુખ્ય અને ઘણું પ્રબળ કારણ, ચીમની મારફ્તે રસોડાનો ધુમાડો બહાર નહિ કહાડવાનું છે! તેથી આવું શુભ કાર્ય પાર પાડવાને, દેશીઓનું ભલું

કરવાને, અને પોતાનું નામ અમર કરવાને મદનપાલશેઠે મન પર અને હાથ પર લીધું! ઉપલી સંકલના ઉપાડી લેવાને ઘણો કાળ વિચાર કીધા પછી, તેણે એમ નક્કી કીધું કે તે સંબંધી કોઇ મંડળી, એશોશીએશન કે સમાજ કહાડવાની જરૂર છે. તે વિના આવું મહાભારત કામ આગળ પડશે નહિ. માટે એવી મંડળી સ્થાપવાને અને તે સંબંધી વ્યવસ્થા નક્કી કરવા સારૂ દેશીઓની દાઝ હૈડે ધરનારા અગ્રેસર ભેરખાંઓને એકઠા કરવાને તેમણે પોતાના બીજા મિત્રોને આમંત્રણ કીધાં હતાં ને તત્પ્રસંગે ધનપાલશેઠ ઉપર આ ચીઠ્ઠી લખી—

**ખુશ હવાનો બંગલો, વાલકેશ્વર.**

પ્યારા ભાઇજી,

"આપની આગળ મેં ઘણી ઘણી વાર આપણા દેશીઓની પડતી થવા વિષે તકરાર ચલાવેલી છે. દેશીઓની દશા કેમ સુધરે તે વિષે લોકમાં જુદા જુદા મતો છે. પણ મારા વિચાર પ્રમાણે દેશીઓની દુર્દશા, રસોડાનો ધુમાડો ચીમની મારફત હવામાં નહિ કહાડતાં, ઘરમાં અને ઘરમાંજ ભરવા દેવાથી થઈ છે. ઘણોજ પુખ્ત વિચાર કીધા પછી, અને ઘણાજ કુશળ શખસોના મત ઉપરથી એ સિદ્ધાંત પર હું આવેલો છું. એ બધી હકીકત આપ સાહેબ સારી રીતે જાણો છો, કેમકે આપણી વચ્ચે એ સંબંધે ઘણી ઘણી વાર. વાત ચાલેલી છે. હાલમાં આપને તસ્દી આપવાની કે એ કામ હવે પાર પડવાની અણી ઉપર આવ્યું છે. મારા ઘણા ખરા મિત્રો એ કામમાં દીલસોજી બતાવીને આગળ પડતો ભાગ લેવાને કબુલ થઈ ચુકયા છે. પણ આપણે જેમ વધારે એકઠા મળીએ અને વગવાળી કમીટી નીમીએ તો વધારે સારૂં. આવું કામ એકાદી મંડળી અને મેનેજીંગ કમીટી સ્થપાયા વગર પાર પાડવું બહુ કઠણ છે, માટે તે સંબંધી વ્યવસ્થા નક્કી કરવા સારૂ, એક ઉપર ટપકાની ખાનગી સભા મારા બંગલામાં–દહાડે ત્રણેક વાગે મળશે. ત્યાં તમે જરૂર કરીને પધારજો. મારે તમારી પાસેથી એ કામમાં આગળ પડતો ભાગ જરૂર કરીને લેવડાવવો છે. તમે જ્યારે આવી આવી વાતોમાંથી છટકી જાઓ છો, પણ એ પ્રમાણે આ વખતે હું તમને જરૂર નહિ કરવા દઉં. દેશીઓની ખરાબ દશાનું ખરૂં કારણ હવે જ્યારે પકડાયું છે તો તે દૂર કરવાને, જ્યારે આપણા જેવા શેઠીઆઓ આગળ નહિ પડે તો પછી તેઓનું કોઈ કાળે ભલું થવાની આશા રાખવીજ ફોકટ છે. વળી આપણે આગળ નહિ પડીએ તો સરકારમાં અને લોકમાં આપણે જાણીતા ક્યારે થઇશું? ને તમે જાણો છો કે છાપાંમાં વારે વારે નામ નહિ આવે ત્યાંસુધી સરકાર આપણને કંઈ ખીતાબ આપે નહિ કે લોકમાં પણ કંઈ કીર્તિ

વધે નહિ; માટે પ્યારા ભાઈજી, એ મંડળીમાં અને કારભાર કરનારી કમીટીમાં આપનું નામ હું જરૂર દાખલ કરવા ધારૂં છું. આ વખતે તમારી ના બા હું કંઈ સાંભળવાનો નથી. માટે—દહાડે વાલકેશ્વરને મારે બંગલે જરૂર આવજોજ આવજો."

ચીઠ્ઠી વાંચતાં વાંચતાં ધનપાલશેઠનું મ્હોડું કડવું થવા લાગ્યું. જેમ જેમ વધારે વાંચતો ગયો તેમ તેમ એ વધારે ચ્હીડાયો. એટલી વાંચતાંજ એનાથી રહેવાયું નહિ તેથી મદનપાલશેઠનો માણસ અને મમતારામ સાંભળે એમ એ બોલી ઉઠ્યો—

"આ જોની, મદનપાલશેઠને શું કહીએ! પોતે ગાંડા બને છે તો બને છે પણ સાથે લાગ્યા મને પણ દીવાનો કરવા માંગે છે! એ તો જાણે સરકારમાંથી ખીતાબો મળે એટલે ન્યાલ થયા એમ માને છે, તે એને તો બધુંએ પાલવે, પણ નકામા મને શું કામ ખરડતા હશે? નકામી નહિ લેવા, નહિ દેવા, ને જે તે વાતમાં પોતાની સાથે મને પણ ધસડી જાય છે! પણ મને ક્યાં ખીતાબો જોઈએ છીએ. આપણે તો આપણી મીલોમાંજ ધ્યાન આપીએ તો બસ છે!"

"આ ચીઠ્ઠીમાં બધું ગાંડું ગાંડું શું લખી માર્યું છે! ધુમાડો રસોડામાં મરવા દેવાથી દેશીની આવી દશા થઈ! પણ ભલા માણસ, એવી દશા થઈ તો થવા દોની, તેમાં તમારૂં ને મારૂં શું ગયું કે હવે ચીમની દ્વારા ધુમાડો બહાર કહાડો તો સુધરે! તમે કહો છો તેમ સુધરે નહિ. રસોડાનો ધુમાડો ચીમની દ્વારા બહાર કહાડવાથી કંઈ સુધરવાની નથી. એ તો મીલો વધારો, ને મીલોનો ધુમાડો ચીમની દ્વારા બહાર કહાડો તોજ!! મદનપાલશેઠ તો ન સમજાય એવી કડાકુટ ઢાલી લઈ બેઠા છે કે આપણા દેશીની આવી દશા થઈ છે. પણ દેશીની જોડે આપણે સ્નાન સુતક શું છે, તે તો એમને પુછો? વાણીઆઓ અસલથીજ બધા વેપારમાં આગળ પડતો ભાગ લેતા હતા અને હજી પણ ક્યાં નથી લેતા? ખરૂં છે કે મુંબઈમાં ભાટીઆઓ, પારસીઓ અને ખોજાઓ પણ આગળ પડ્યા છે. પણ તમામ હિંદુસ્થાનમાં વાણીઆ અને શ્રાવક સિવાય વેપારમાં આગળ કોણ પડેલું છે? આપણો કારભાર તો જેમ અસલથી ચાલતો આવ્યો છે તેમ ચાલતો આવે છે. ત્યારે આપણી દુર્દશા શેની થઈ ગણાય? શું મદનપાલશેઠનો વિચાર વાણીઆ પાસે ઢાલ તરવાર બંધાવી લડાઈમાં મોકલવાનો છે કે વળી આ ટીખલ કરે છે? વળી વાણીઆ તે વેપારે શૂરા, તે બીજું શું કરે? પૈસો રળવો ને વ્યાજ ખાવું! હમણાં મીલોનો ધંધો જામ્યો છે તો બસ, હવે મીલો કહડાવી ને ધુમ કમીશન ખાવાં ને ડીવીડન્ટો લેવાં. બીજું આપણા વાણીઆનું કંઈ કર્તવ્ય જ નથી! તેને બદલે આ મેનેજીંગ કમીટી શી ને મંડળી શી? મને આગળ એમણે વાત કરી હતી ખરી. મેં તે વખતે બધી હા ભણી, પણ મને શું માલમ કે આમ મંડળી કહાડવાનો મદનપાલશેઠનો વિચાર છે."

એમ કહી ધનપાલશેઠ ચ્હીડાતો ચ્હીડાતો અધુરી મુકેલી ચીઠ્ઠી પાછી વાંચવા લાગ્યો.

"મારો વિચાર—**चीमनी मारफत धूम गृहाद् बहिर्निष्काशक अने ते द्वारा देशीओनी उद्धारक मंडळी**—એવું નામ તે મંડળીને આપવાનું છે. તમને કદાચને એ નામ વાંચી હસવું આવે એવી મને ધાસ્તી રહે છે. પણ તમે એ બાબતસર લાંબો વિચાર ચલાવ્યો નથી તેથી તમને એમ લાગે તો લાગે. હું આજે મહીનાના મહીના થયા નામની ખોળમાંજ હતો, પણ ઉપર સિવાય વધારે સારૂં નામ મને જડ્યું નથી. આપણે મળશું ત્યારે બધો ખુલાસો હું કરીશ. પણ તમે આવજો તો ખરા. પછી બધું થઈ રહેશે. હું આશા રાખું છું કે તમારી તબીએત સારી ચાલે છે.

હું છું પ્યારા ભાઈ,

તમારો ખરેખર,

**મદનપાલ નિધિપાલ શેઠ.**

**તાજે કલમ**—વળી તમે યાદ ન રહ્યું એવું બહાનું કરીને આ વખતે પણ સટકી જાઓ માટે–દહાડે વખત થશે ત્યારે હું તમને તેડવાને માણસ મોકલીશ.

ધનપાલશેઠ ચ્હીડાવા અને હસવા લાગ્યો—"વાઃ મદનપાલશેઠ, તમે ખરેખર શેઠજ છો! તમે લખો છો તેવી મંડળીમાં હું જોડાઉં તો પછી તમે ને આપણે બંને ખરેખરજ બનીએ! ને કેવું મ્હોટું નામ! મારા બાપરે! મારાથી તો વંચાયુંએ નહિ, રીતભાત બધી અંગ્રેજી, માત્ર દેશીઓમાં ગોઠવવાને મ્હોટા મ્હોટા બ્રાહ્મણી શબ્દો મુકી દીધા છે, પણ આખરે બધો ધુમાડાનો ધુમાડો જ સમજવો!! કેમકે વ્યાજ ન આપે એવી એક મંડળી ક્યાં સુધી ચાલે?"

"વળી તાજે કલમમાં લખે છે કે—દહાડે વખત થશે ત્યારે તેડવાને માણસ મોકલીશ. ના ભાઇ, ના તેડવા કરવાને માણસ મોકલતા નહિ. મને ફુરસદ ક્યાં છે કે હું આવું." પછી મદનપાલશેઠના માણસ તરફ ફરીને એ બોલ્યો—"તમારા શેઠને કહેજો કે મારાથી આવવા બાવવાનું કંઈ બનશે નહિ. મને વખત નથી. અને મારૂં નામ મેનેજીંગ કમીટીમાં કે મંડળીમાં નકામું દાખલ કરતા નહિ."

"શેઠજી"—માણસ બહુ માનપૂર્વક બોલ્યો—"મદનપાલશેઠે આપને સલામ કહાવી છે ને કહ્યું છે કે ચીઠ્ઠીનો જવાબ લખી મોકલજો."

"પણ એવી નકામી ધાંધલમાં હું શેનો પડું?" ધનપાલશેઠ બોલ્યો—"તમારા શેઠની વાત તો જુદી રહી તે એમ કરે તે ઠીકજ છે! પણ સો વાતની એક વાત કે મારે એવા ઢંગ ધડા વગરના કામમાં એક અડધી ભરવી નથી. બધામાં રૂપીઆ

ભરી ભરીને મારા તો હવે હાથ ઘસાઈ ગયા! સાળું મુંબઈમાં પૈસા રળવાનું સુખ ખરૂં, પણ આ એક મહાદુઃખ કે લગાર પૈસાદાર થયા કે આવા આવા શેઠીઆઓ પાછળ લાગેલાજ છે! આજે તો ગવરનર સાહેબ આવ્યા ને આજે તો ગવરનર જનરલ સાહેબ સીધાવ્યા! તેતો નોકરીએ આવેએ ખરા ને જાએ ખરા! તેમાં રોજને રોજ તે માનપત્ર શાનાં! આપણને કંઈ થોડા ન્યાલ કરે છે કે બધાને ચાંલ્લા કરવા જોઇએ. ફેકટરીઆકટ કહાડીને નકામા હેરાન હેરાન કરે છે! જો મારૂં ચાલે તો હું તો એક અડધીએ ભરૂં નહિ. પણ આ મદનપાલશેઠ ને બીજા શેઠીઆઓ મારો પીછો છોડતા નથી ત્યાં શું કરૂં?"

"શેઠજી આપ શ્રીમાન્ છો તે ભરવુંએ પડે"—મમતારામે કહ્યું.

"પણ ભાઈ, શ્રીમાન્ છઇએ તે શું પૈસા નાંખી દેવાને? ખરી મહેનત કરી પરસેવો ઉતારીએ છઇએ ત્યારે પૈસાદાર થવાય છે. હવે કંઈ આગળનાં જેવાં કમીશનો મળે છે? વખત તો બારીક આવતો જાય છે અને અમારા મદનપાલ શેઠને તો ધુમાડો બહાર કહાડવાની મંડળી કહાડવી છે! એ તો ભાઈ, ગર્ભશ્રીમાન્ છે તે એમને પાલવે. પૈસો કેમ રળાય છે તે વાત એ શું જાણે?"

"શેઠજી, હું શો જવાબ લઇને જાઊં"—માણસે પુછ્યું.

"બસ, તમે જઇને કહેજો કે હું બધી વાતે ના પાડું છું."

"શેઠજી"—માણસે બ્હીતાં બ્હીતાં કહ્યું—"કંઇ લખીને જવાબ નહિ આપો? મદનપાલશેઠ મારા પર વળી નકામા ખીજાશે. અમારા મદનપાલશેઠ તો અમારા અંનદાતા અને મુરબ્બી છે, એટલે એ જે કહે તે સ્વીકારવું જોઇએ. પણ સાહેબ, જ્યારથી ચીમની મારફત ધુમાડા મંડળીની વાત નીકળી છે, ત્યારથી અમારા શેઠે બીજો કામધંધો ને ધકધ્યાન છોડી દીધાં છે! વાલકેશ્વરના એમના બંગલામાં પુષ્કળ જગો છે. ત્યાં અમને બધાને રહેવાને ઘરો બંધાવી આપ્યાં છે. તે તો જાણે ઘણું સારૂં કીધું, પણ દીવાનખાનું ને બીજા ઓરડાઓ નહાનાં નહાનાં ને રસોડાં મહોટાં! તેમાં વળી અમારા શેઠ આગ્રહ કરે છે કે તમે રોજ કાંટાપર જોખાજો, ને વજનમાં કેટલા નીકળો છો તેની રોજની રોજ નોંધ રાખજો. એટલુંજ નહિ, પણ ધુમાડો ચીમની મારફત બહાર નીકળવાથી, દરેકની ભુખ કેટલી વધે છે તે જાણવાની બહુ જરૂર છે, માટે અમે જે જે ખાઇએ, શાક ભાજી વગેરે, તેની પણ, તેમજ જેટલું પાણી પીએ તેનું વજન પણ, છાપેલા કાગળોમાં લખવાનું ફરમાવે છે. અમે તો જાણે શેઠના નોકર રહ્યા તેથી કહે તેમ કરીએ. પણ બધા ચાકર માણસોના ઘરમાં બૈરાંછોકરાંઓ ને બીજાઓ રોજ બેસુમાર કજીઆ કરે છે કે ભાણાંમાં જે જે લેવું તે જોખવું કેમ પાલવે? ને વળી પાણી પણ જોખીને પીવું એ શો જુલમ? આંકડા

માંડવામાં કે જોખવામાં જરાક ચુક થાય છે તો શેઠનો મીજાજ જતો રહે છે; તેથી ઘર બંધાવી આપ્યાં એતો સારૂં થયું; પણ આ રોજરોજ જોખાવાની, પાણી પણ માપીમાપીને પીવાની, ને શાક ભાજી પણ જોખીને ખાવાની મહા વીંટંબણામાં અમે આવી પડ્યા છઇએ. ટુંકમાં શેઠજી, અમારો એકે દહાડો શેઠના ઠપકા વગર જતો નથી; કારણ કે આંકડા ભરવાના કાગળો એવા અટપટા છે કે ન પુછો વાત! માટે સાહેબ તમે લેખી જવાબ આપો, નહિ તો વળી હું નકામો સપાટામાં આવી જઇશ!"

"જાઓ જાઓ, તમારા શેઠ મળશે તેને હું બધો ખુલાસો કરીશ એટલે તમને ઠપકો નહિ મળે."

"પણ શેઠજી, તમારી ચીઠ્ઠી નહિ જોશે ને મારા પર તરત શેઠ ઉતરી પડશે ને તમે તો કોણ જાણે, ક્યારે ભેગા થશો."

"તમે મારૂં નામ દઇને કહેજોની પછી શું છે?"

"ઠીક સાહેબ, જેવી તમારી મરજી." એમ કહીને માણસ બ્હીતો બ્હીતો, જવાબ લેખી ન મળવાથી નિરાશ થતો ગયો.

માણસના ગયા પછી શેઠે મમતારામ જોડે વાત કરવી શરૂ કીધી.

"મમતારામ, હું ઘણો દલગીર છું કે મદનપાલશેઠની લેવાદેવા વગરની પંચાતીમાં આપણો બંનેનો વખત નકામો ગયો."

"શેઠજી, એમાં શું થઇ ગયું. મારો તો વખત કંઇએ નકામો ગયો નથી. સાહેબ, મદનપાલશેઠ તમારા મિત્ર હશે, પણ મને કહ્યા વગર ચાલતું નથી કે એવા શેઠીઆઓ મુંબઇ શહેરને માથે બિરાજે છે એ મેં આજેજ જાણ્યું! એ પણ મુંબઇની અને વીસમી સદીની બલીહારી છે!!!"

"જુઓની મમતારામ"—ધનપાલશેઠે હસીને કહ્યું—"મદનપાલશેઠ મારા મિત્ર ખરઃ; ખાસ મિત્ર છે એમ કહું તોએ ચાલે. એ ભાઇ સાહેબ, પૈસા ખરચતાં પણ, સાહેબ લોકમાં ને બીજા અધિકારીઓમાં લાગવગ વધાર્યાજ કરે છે, ને તમે જાણો છો આજ કાલ તો જે કામ પૈસાથી નહિ થાય તે લાગ વગથી થાય છે. વળી એ મ્યુનીસીપલ કોરપોરેશનના મેંબર છે ને મારે એસ્ટેટો રહ્યાં તેથી મ્યુનીસીપાલીટીમાં કંઇને કંઇ કડાકુટ હોયજ હોય. જો મદનપાલશેઠ જેવા મારી ઓથે ન હોય તો અમારૂં ગાડું એક ઘડી ભર પણ ચાલે નહિ. માટે એમની દોસ્દારીને વળગી રહ્યો છું બાકી"—

"સાહેબ"—મમતારામ ધનપાલશેઠને રાજી કરવા બોલ્યો—"આપ જે કરતા હશો તે વિચારીને કરતા હશો."

"હાજ તો"—ધનપાલશેઠે હસીને કહ્યું—"પણ હવે તમે જે કામે આવ્યા છો તે આપણે ચલાવીએ. ખરેખર, નથુશેઠનું નામ જ્યાં સુધી વિહારીલાલે મારી આગળ નહિ લીધું, ત્યાં સુધી મારા સ્વપ્નામાંએ નહોતું કે તેને રૂપીઆની તાણ હશે. મેં સાંભળ્યું છે કે તેને બે હજાર રૂપીઆ ખોરાકી પોશાકીના મહીને મળે છે ને આમ કેમ? શું તે પૈસા બહુ ઉડાવે છે?"

અલબત ધનપાલશેઠે આગળથીજ નથુશેઠ સંબંધી સઘળી તપાસ કરી હતી અને તે મારવાડીઓનો પણ ક્યાંસુધી અને કેટલો દેવાદાર થઇ ગયો છે તે સુદ્ધાંની એણે બાતમી મેળવી રાખી હતી! તો પણ ડાહ્યો ડમાક થઇ, જાણે કંઇ ન જાણતો હોય તેમ, એ મમતારામને પુછવા લાગ્યો. મમતારામ પણ કાચો નહોતો. આવો સવાલ ધનપાલશેઠ જરૂર પુછશે તેની એ બાંધણી બાંધીને આવ્યો હતો તેથી જરા પણ અચકાયા વગર, કે વિચાર કર્યો વગર એણે ગોળ ગોળ જવાબ આપ્યો.

"સાહેબ, હું તમને શું કહું. માણસના હાથમાંથી પૈસા કેમ ઉડી જાય છે તે? તેમાં મુંબઇ જેવા શેહેરમાં તો રૂપીઆ કાંકરા પેઠે આવ્યા આવ્યા ને ગયા જાણવા! પણ તે આપ સાહેબ કયાં નથી જાણતા. મારે નથુશેઠ જોડે ઘણો પરિચય નથી, તોપણ એટલું ખરૂં કે તે બહુ ઓલીઆ દીલના છે, ને તે ધનવાન્ છે તો હોવા જોઇએ. ખોરાકી પોશાકીના બે હજાર મળે છે તે મને ખબર નથી. પણ હું એટલું જાણું છું કે નથુશેઠને ખરચી સારૂ બસો કે ત્રણસો રૂપીઆ તેમની મા આપે છે. એટલા થોડા રૂપિઆ નથુશેઠને ચટણી થઇ જાય તેમાં કંઇ નવાઇ છે?"

"વારૂ"—ધનપાલશેઠ જે બધું ધ્યાન રાખી મમતારામ સામું જોઇ રહીને સાંભળતો હતો, તેણે મમતારામ પરથી નજર ન ફેરવતાં પુછ્યું—"વારૂ, નથુશેઠ પાસે કંઇ જર ઝવેરાત છે?"

"સાહેબ"—મમતારામે હસીને જવાબ વાળ્યો—"હોય તો આમ પૈસાની તાણ રહે?"

"ઠીક, પણ—હું તો કંઇ જાણતો નથી પણ—લોકમાં આવી બુમ છે કે એને મારવાડીઓનું દેવું છે."

"તે તો સાહેબ કેમ ખબર પડે?" મમતારામ શેઠની સામે ન જોતાં બોલ્યો.

"કેમ ખબર પડે એટલે શું?" ધનપાલશેઠે પુછ્યું.

"સાહેબ, મને ખબર નથી. પણ લોકમાં આવી વાતો ચાલે છે ખરી."

"જુઓ મમતારામ, બે ટકાના વ્યાજ અને પાંચ ટકાના કમીશનને લીધે મારી દાઢ ડળકી છે. બાકી નથુશેઠના બાપની જોડે મારે કંઇ જેવો તેવો ઘરોબો નહોતો. આગળ તે જીવતો હતો ત્યારે અમે ઘણો ઘણો વેપાર ભાગમાં કરતા અને

સારૂં કમાતા. ઘણી વાર અમે એક બીજાની આડે આવતા, અને કમીસેરીઅતમાં એક બીજાથી ઓછા ઓછા ટેન્ડરો મોકલતા. તેથી તે વખતે તો જીવ કાપ્યા જેવું થઇ જતું. એમ લડતા ખરા, પણ પાછું કામ આવે એકના એક થઇ જતા! પણ એ તો એમજ હોય. આહાર ને વહેવારમાં શરમ શેની? માટેજ એ બધા ઘરોબાની વાત બાજુએ રાખી, તેના બાપ સાથે કમીસેરીઅતના કામમાં અમારે જે વાંધો પડ્યો હતો તેનેજ યાદ રાખી, હું રૂપીઆ ધીરવાનો વિચાર કરૂં છું. લોકમાં કદાચને ઠીક નહિ કહેવાશે. પણ હશે, મને તેની ઝાઝી દરકાર નથી. બે ટકાનું વ્યાજ અને પાંચ ટકાનું કમીશન કંઇ રોજ રોજ મળતું નથી."

સાહેબ, આપ વ્યાજ બહુ કહો છો. નથુશેઠ કંઇ ડુબતો આસામી નથી ને વળી આવા કામમાં તે વટાવ હોય?

"ના ના"—ધનપાલશેઠ આંખોમ્હોટી કરીને બોલ્યો—"બે ટકાના વ્યાજમાં હું એક અડધી ઓછી નથી લેવાનો એ સો વાતની એક વાત! તમારે જોઇએ તો વટાવ એક ટકો ઓછો આપજો. ભાઇ, એ તો પૈસાના ખેલ છે. કોણ જાણે નથુશેઠને કેટલું દેવું હશે, કંઇજ નહિ તો હજીએ તે કેટલું દેવું કરશે તેની કંઇ કોઇને ખબર છે?"

"પણ સાહેબ, મોટી રકમ રહી તે વટાવ કેમ પાલવે? તમે જરા વિચાર તો કરો સાહેબ."

"જો ભાઇ"—ધનપાલશેઠે હાથના ચાળા કરતાં કહ્યું—"હું પચાસ હજારથી વધારે તો નહિ ધીરૂં ને તે પણ એકલો ધીરવાનો નથી. મદનપાલશેઠ કે કોઇ બીજા એક બે જણને સાથે રાખીશ. મારૂં એકલાનું ગજું નહિ ને વળી આવા જોખમના કામમાં તો એક કરતાં બે ભલા. તમે હા કહો તો હું બીજાને વાત કરીશ. નહિ તો આ વાત આટલેથી બંધ રાખીએ."

"આપને જરૂર લાગે તેવાને સુખેથી વાત કરજો. મારૂં કહેવાનું સાહેબ એટલુંજ છે કે જેટલે ઓછે ઠેકાણે વાત થાય તેટલું સારૂં."

"વારૂ ત્યારે, પણ બે ટકાનું વ્યાજ આપવું પડશે તેમાં તમારે જરાક જેટલો ફેર સમજવો નહિ. તમે બહુ આગ્રહ કરો છો તો જાઓ ત્રણ ટકા વટાવ આપજો."

મમતારામને લાગ્યું કે ધનપાલશેઠ વ્યાજમાં ડગે એમ નથી પણ વટાવ સંબંધે શેઠની આવી ઢીલી દોરી જોઇ, ખેંચતાણ કરવી એણે જરૂરની ધારી. અને તેમ કરવામાં એને બીજાં પણ કારણો હતાં તેથી એ બોલ્યો—

"ના સાહેબ, તમે વટાવની વાત તો છોડી દ્યો. આપને મ્હોં માગ્યું વ્યાજ મળે છે તો બીજું શું જોઇએ? વળી સાહેબ હું તમને એક બીજું કહું, આપને

ઘણી ઘણી મીલો છે ને ઘણી ઘણી મીલોના શેરો છે. ઘણી ખરી મીલોમાં નથુશેઠના મોટી સંખ્યામાં શેરો છે, એટલે હું એમને સમજાવીશ તો તમે કહેશો તેની તરફ, વાર્ષિક સભામાં કોઇ પણ વખતે, એ મત આપશે."

"ઠીક ઠીક, એ વાતપર તો મારૂં ધ્યાનજ ગયું નહોતું. એવા મતો તો ઘણીવાર બહુજ કામના થઈ પડે છે. પણ વારૂ, મારો જરાકે સુખન નહિ રાખો? જાઓ, તમારે જોઇએ તે વટાવ આપજો. મને જે આપશો તેથી હું રાજી થઇશ; પછી કંઇ છે. જુઓ, એ તો હું એમ રૂપીઆ ધીરવા તૈયાર થાઉં છું. બાકી બીજો જરૂર કંઇ **સીક્યુરીટી** માગે."

"તેમ હોય તો કોઇ બે ટકાનું વ્યાજ આપે? તેનો તો વિચાર કરો સાહેબ? માટે એ વટાવની વાત તો છોડીજ દ્યો. મારે ઠેકાણે કોઈ બીજો હોય તો જરૂર દલાલી માગે, પણ તે વિષે હું એક શબ્દ પણ બોલું છું? તમારા જેવા ધનવાનની મેહરબાની હશે તો હું બીજેથી કમાઇ લઇશ."

"ઠીક છે, ઠીક છે, આપણે બીજી વાર મળશું ત્યારે બધું થઇ રહેશે. તમે મને બે ત્રણ દિવસમાં આ વખતે પાછા મળજો. એટલામાં મારે મદનપાલશેઠને કે બીજાને પુછવું છે તે પુછી લઇશ. પણ પચાસ હજારથી વધારેની વાત તમારે સમજવી નહિ. ને વકીલ મારફત પાકું ખત થયે અમે રૂપીઆ આપશું. વકીલનો ખરચ બધો તમારે આપવો પડશે હો! ને તે બધું કામ મારા વકીલ મારફતે તમારે કરાવવું પડશે હોં!"

"તે તો સાહેબ ઠીક છે, પણ ઝાઝે મ્હોડે વાત ન જાય એમ કરજો."

"તેની તમારે જરાકે ફીકર રાખવી નહિ."

"વારૂ સાહેબ, હું જવાની રજા લઉં છું. આપને બહુ તસ્દી આપી છે તે માફ કરજો. નથુશેઠને જેમ બને તેમ તાકીદે રૂપીઆ જોઇએ છઇએ માટે આપ બને તેટલી ઝડપ રાખશો."

"તે વિષે તમારા કહેવા જેવું હું રાખીશ નહિ. મારે ત્યાં વગર વ્યાજે રૂપીઆ પડી રહ્યા છે એટલે તમારા નથુશેઠ કરતાં મને વધારે કાળજી રહેશે."-ધનપાલ શેઠે હસતાં હસતાં કહ્યું-"એકાદવાર નથુ શેઠને મારી પાસે લઈ આવજો તો ખરા કે અમારી ઓળખાણ પાછી તાજી થાય? અત્યાર સુધી તો મારે ને એને સલામ વેવારજ છે."

"તમે કહેશો ત્યારે એ આપને મળવા આવશે. એમાં શું?

એમ કહી સલામ શેકહેન્ડ કરી મમતારામ ત્યાંથી ગયો.

ધનપાલશેઠ વિચાર કરવા લાગ્યો ને ખુશ થવા લાગ્યો કે "ચલો, બે ટકાનું

વ્યાજ તો નક્કી થયું. વળી વટાવનું લફરૂં તો ઉભું છે. પોદળો પડયો છે તે ધુળ લઇનેજ ઉઠશે. પાંચ ટકા મળત તો કંઈ મણા રહેત નહિ! પણ હશે. નથુશેઠના શેરહોલ્ડર તરીકે મતો મળશે તે મને ખરેખર બહુ કામના થઈ પડશે. હું વિસ્મય પામું છું કે મને એ બાબત તો યાદ આવીજ નહિ!"

"સા—મમતારામ બહુ પહોંચેલો જણાય છે હોં! નથુશેઠને એજ બગાડે છે એમ મેં સાંભળ્યું હતું તેમાં કંઈ શક નથી. પેલા કેશવલાલનું નામ તો નકામુંજ વગોવાય છે. પણ તેમાં આપણે શું લેવા દેવા છે. નથુશેઠ ભલેની વધારે બગડે! મારવાડીનું ચાર લાખનું દેવું છે તે પાંચ લાખનું કરે! ખાસું બે ટકાનું વ્યાજ ને રૂપીઆને ઉન્હો વા વાવાનો નથી. મને લાગે છે કે હું એકલોજ પચાસ હજાર ધીરૂં તોપણ કંઈ બ્હીવાનું નથી. પણ જોઇએ, મદનપાલશેઠ શું કહે છે. પછી થઈ રહેશે."

એમ વિચાર કરતો કરતો, લુગડાં પહેરી ધનપાલશેઠ કોટમાં પોતાની આફીસમાં ગયો, ને આ ઠેકાણેથી તે ઠેકાણે, બે ઘોડાની ગાડી દોડાવતાં, મીલોની અને બીજી મીટીંગોના કામકાજમાં લાગ્યો.



## પ્રકરણ ૧૯ મું

## ગાડી પારખુ શેઠ અને હીરા પારખુ વેદાન્તી

**कलौ वेदान्तिनो भांति फाल्गुने बालका यथा**

વાતુડીઆ દેખ્યા બ્રહ્મવેત્તા, સૌ દીઠા પૈસાને લેતા. (શ્રી મસ્તરામ)

ધનપાલશેઠે જેમ અટકળ કરી તેમ મમતારામ બહુ પહોંચેલો ખરો! પોતાના મનમાં એને પ્રથમથીજ ખાતરી હતી કે બે ટકાથી ઓછે કોઈ પણ નથુશેઠને રૂપીઆ નહિ ધીરે. મારવાડીઓ પણ બે ટકાથી શું ઓછું લેતા હતા? તેના કરતાં તો આવા ધનપાલશેઠ જેવા જોડે કામ પાડવું સારૂં કેની? કેમકે પથ્થર કરતાં ઈંટ પોચી તે પોચીજ. વળી તેણે જોયું કે બે ટકાના વ્યાજને લોભે ધનપાલશેઠનું મન લોભાયું હતું તેથી વ્યાજ ઓછું કરાવવા રકઝક કરવામાં કંઈ સાર નહોતો. એમ સઘળો વિચાર કરીને ધનપાલશેઠ પાસે વ્યાજ સંબંધી એણે જરાકે ખેંચતાણ કીધી નહિ. બે ટકાના વ્યાજ બાબત એણે શેઠનો બહુજ આગ્રહ જોયો તેથી લોકલાજે, અને નથુશેઠનું માણસ એટલે તેનું હિત વિચારે છે એમ જણાવવાને થોડી ઘણીએ નામની કાળજી બતાવવી જોઇએ તેથી, વ્યાજ સંબંધી બોલ્યો ન બોલ્યો ને તે વાત પડતી

મેલી. પણુ પાંચ ટકાના વટાવની વાત ધનપાલશેઠમે મ્હોડે સાંભળી એને ફીકર લાગી. એનો વિચાર તો નથુશેઠની આગળ વટાવની વાત કહાડી બધું પોતાનેજ ઓહીઆં કરી જવાનો હતો. તેને બદલે જ્યારે એણે જોયું કે વટાવનો બધો ધણી તો ધનપાલશેઠ પોતેજ થવા માગે છે ત્યારે પોતાના હિતની એને ફીકર પેઠી! શેઠને બે ટકાનું વ્યાજ મળે ને વળી વટાવ તે શાનો લે? બે ટકાનું વ્યાજ તો નથુશેઠને ગમે ત્યાં ભરવું પડશે એટલે તે તો જાણે સમજ્યા; પણ પાંચ ટકાનો વટાવ આપવો પડે એટલું તો પોતાના ખીસામાંથી ઓછું થાય તે કેમ પાલવે? તેથી મમતારામે વ્યાજની વાત પડતી મુકી ને વટાવ સંબંધે અતિશે હઠ લીધી. વળી એમ કરવાથી નથુશેઠ તરફથી ખચતાણ કરી ગણાય તેમાં પણ શું ખોટું હતું? જો ધનપાલશેઠે જેવી રીતે વ્યાજ સંબંધી ભાર મુકીને વાત કીધી તેવી રીતે વટાવ સંબંધી પણ ભારો ભાર કહ્યું હોત, તો મમતારામને ખરેખર વિચારવા જેવું થઈ પડત! પણ ધનપાલશેઠ બે ટકાના લોભે લોભાઈ ગયો, ને વટાવ સારૂ બોલવામાં ઝાઝો દમ બતાવ્યો નહિ, એટલે મમતારામ સરજોર થતો ગયો. લોભે લોભાઈ શેઠ ઢીલી દોરી મુકતો ગયો ને મમતારામને વધારે તાન આવતું ગયું. વટાવ નહિજ આપવાનો નિશ્ચય જણાવ્યો. સાથે લાગ્યું નથુશેઠના શેરહોલ્ડર તરીકનાં મતો ધનપાલશેઠને ઉપયોગી થઈ પડવાનું મમતારામે સૂચવ્યું, તેથી શેઠે જોયું કે હવે વટાવની ભાંજગડ પુરી કરવી સારી છે. તથાપિ એકદમ વાત છોડી દેવાય નહિ માટે બીજી વખતે થઈ રહેશે એવો મોઘમ જવાબ, હા પણ નહિ ને નાએ નહિ એવો, આપ્યો. મમતારામ ફાવ્યો ખરો, પણ શેઠે જણાવ્યું તેમ પોદળો પડ્યો છે તે ધુળ લઇને ઉઠશે એમ એને પણ લાગ્યું ખરૂં. પોતાને મળતું એ બધું ઓછું થાય માટે એનો ખંગ નથુશેઠ ઉપર કેવી રીતે વાળવો તેનો એ વિચાર કરતો કરતો નથુશેઠના ઘર તરફ ચાલ્યો. કુતરાઓને ઠેકાણે ઠેકાણે રોટલા નાખવાના હતા. પહેલો કુતરો વિહારીલાલ, કે જેણે પોતાનું ધારવાનું પ્રથમથીજ મમતારામને કહી રાખ્યું હતું. ધનપાલશેઠ પોતે કે જેને વટાવનું હડખું લાગ્યું હતું. વળી સોલીસીટર મારફતે ખત થશે એટલે તે પણ કંઇને કંઈ લઈ મરશે. વકીલના મેનેજીંગ કલાર્કો પણ પોતાને કેમ ભુલવા દેશે? મમતારામને હસવું આવ્યું કે સૌથી મ્હોટો કુતરો તો હું કે આખો રોટલો ખાઈ જવા ધારૂં છું. નથુશેઠને જેટલો વધારે ખરચ થાય તેટલું પોતાની પદરે ઓછું પડે તેનો મમતારામને હવે શોચ થવા લાગ્યો! નથુશેઠને તો ખાસ્સા લાખ રૂપીઆ જોઇતા હતા અને ધનપાલશેઠે તો પચાસ હજારથી વધારે ધીરવાની ચોખ્ખી ના પાડી, તે સંબંધી પણ મમતારામને ફીકર પેઠી. બીજા પચાસ હજાર ક્યાંથી મેળવવા? જોઇએ, મદનપાલશેઠને ધનપાલશેઠ સીસામાં કેવી રીતે

ઉતારે છે? ધનપાલશેઠ એક રકમે લાખ રૂપીઆ આપવાની ના કહે છે. પણ કટકે કટકે વ્યાજની લહાયમાં હોમાવે એ કંઈ અશક્ય નહોતું. વળી મદનપાલશેઠનો તો થોડો ઘણો ખ્યાલ, મમતારામને ધનપાલશેઠને ત્યાં આવ્યો હતો. તે શેઠ ઓળખાણ થયે ધીરવાને હામ ભીડે એ પણ સંભાવ્ય જેવું હતું. એ પ્રમાણે નથુશેઠને ઘેર જતાં મમતારામના મનમાં જે જે વિચારો ઉઠતા તેની ચોખવટ કરતો કરતો એ નથુશેઠને ઘેર ગયો.

ઓટલા પર પેલો પારસી ગાડીવાળો, મમતારામે આજનો વાયદો કરેલો હોવાથી, ક્યારનો આવીને બેઠેલો એણે જોયો. હજી પણ કલાકેક સુધી નીચે બેસી રહેવાની સૂચના કરી મમતારામ ઉપર ચાલ્યો. નોકરનફરને પુછતાં જણાયું કે નથુ-શેઠ દીવાનખાનામાં બેઠા છે.

જે દીવાનખાનામાં નથુશેઠ બેઠો હતો તે બહુ મહોટું હતું. ત્યાં સુંદર ગલીચો બીછાવેલો હતો. ઠેકાણે ઠેકાણે હાંડી ઝુમ્મરો ટંગાવી દીધાં હતાં. ચારે ખુણે આરસ-પાહાણનાં મહોટાં પુતળાંઓ મુકેલાં હતાં. ભીંતે મહોટા મહોટા આરસાઓ અને છબીઓ ટાંગી હતી. ઓરડામાં બેસુમાર નકસીદાર કોચ ખુરશી અને ટેબલો પડેલાં હતાં. ભીંતની થડોમાં કબાટો ગોઠવ્યાં હતાં તેમાં જાતજાતનાં રમકડાં અને બીજો સામાન શોભી નીકળે એવી રીતે ગોઠવેલો હતો. દીવાનખાનું જોતાં નથુશેઠ બહુ સમૃદ્ધિવાન્ છે એમ જણાઈ આવતું હતું.

નથુશેઠ ટેબલ પાસે એક મઝાની ખુરશી પર પડ્યો પડ્યો ગુજરાતી છાપાનાં પાનાં ફેરવતો હતો. હમણાં જ એ બપોરની ઉંઘ કહાડીને ઉઠ્યો હતો ને એનો મીજાજ જોઇએ એટલો ઠેકાણે આવ્યો નહોતો. છાપું વાંચવામાં એનું ધ્યાન હતું જ નહિ. તેથી અમસ્થો પાનાં ફેરવ્યા કરતો હતો. ટેબલ પર એક શોભીતો ગલીચો પાથરેલો હતો તે પર થોડી ચોપડીઓ, છાપાંઓ ને તરતનો ખરીદેલો કેટલોક ફેન્સી સામાન જ્યાં ત્યાં પડ્યો હતો. બે ત્રણ છાપાનાં પાનાં ફેરવ્યાં પણ નથુશેઠને કંઈ ગમત પડી નહિ. બગાસું ખાતાં અને આળસ મરડતાં એણે ઘડીઆળમાં જોયું ને મનમાં કહેવા લાગ્યો કે બે વાગવા આવ્યા, ને હજી મમતારામ કેમ નહિ આવ્યો. આજે એ ધનપાલશેઠને ત્યાં જવાનો હતો, ત્યાં ગયો હશે કે નહિ. ધનપાલશેઠ શું કહે છે? લાખ રૂપીઆ ધીરશે કે નહિ તે જાણવાની નથુશેઠને ખાએશ થઈ અને એ મનમાં બોલ્યો—“મારા જેવા શેઠીઆને લાખ રૂપીઆ એકઠા કરવા તે શું મહોટી વાત છે કે હું આટલી બધી ફીકર કરતો હોઇશ? ધનપાલશેઠ તો શું, પણ હરકોઈ મને પગે લાગીને ધીરે. હશે, બધું મમતારામ આવશે ને થઈ રહેશે. પણ એટલું તો

ખરૂં કે આવા શેઠીઆ પાસથી લેવા કરતાં મારવાડીઓ સારા ખરા. મારી મા બહેન કે કેશવલાલ જાણશે તો વળી થોડા વાર જોવા જેવું થઈ રહેશે! પણ હું કંઈ થોડો કોઇની પરવા કરૂં છું. વારૂ, મમતારામ મને કહેતો હતો કે ધનપાલશેઠ વિષે હાલમાં કોઇની આગળ કંઈ વાત કરવી નહિ તેનું શું કારણ? આજે આવશે ત્યારે હું જરૂર પુછીશ." એમ વિચાર કરતાં કરતાં નથુશેઠ વળી બીજાં છાપાંઓનાં પાનાં ખુરશી પર પડ્યાં પડ્યાં ફેરવવા લાગ્યો. થોડી વારમાં મમતારામ આવ્યો. નથુશેઠે એને જોયો કે લાગલી જાગૃતિ આવી. આંખો ચોળતાં ચોળતાં એણે મમતારામ સામે જોયું ને મલકાયો. મમતારામે દીવાનખાનાની અંદર જોડા કહાડ્યા. હસતે મ્હોડે શેઠને સલામ કરતો તેની પાસે એક ખુરશી પર બેઠો.

"આવો મમતારામ"—નથુશેઠે હસીને કહ્યું—"હું હમણાં જ વિચાર કરતો હતો કે હજી તમે કેમ આવ્યા નહિ. વળી કંઈ ઝવેરાત કરવા નીકળી પડ્યા કે શું?"

"નારે સાહેબ, હું તો કંઈ બીજા કામસર ગયો હતો."

"વારૂ મમતારામ, તમે કહો છો કે હું બ્રહ્મજ્ઞાની વેદાન્તી છું ને વળી ઝવેરી છું એ બે વાત સાથે કેમ બને?"

"શેઠજી એમાં શુ?" મમતારામે હસતાં હસતાં કહ્યું—"ઝવેરીનું કામ હીરા પારખવાનું છે. સો પથ્થર મુકો ને એક હીરો મુકો; અને બધા સરખા ચળકે તથાપિ ખરો હીરો હશે તે ઝવેરી પારખી કહાડશે. હવે હરિરૂપી પણ હીરો છે તો તેને ઝવેરી સિવાય બીજો કોણ પારખી શકે? આ જગતમાં બધા પથ્થરમાંથી હરિરૂપી હીરો ઝવેરી શોધી કહાડે છે, માટે સરવે ઝવેરીઓ વેદાન્તી છે ને જેટલા વેદાન્તી એટલા ખરા ઝવેરી સમજવા?"

"પણ ત્યારે વેદાન્ત એ શું ને જ્ઞાન કેવું હશે."

"જ્ઞાનનું સ્વરૂપ સાહેબ, કોઇથી કળી શકાતું કે કહેવાઈ શકાતું નથી; કારણ કે વાણી ત્યાં પહોંચી શકતી નથી. પણ આ સંસારની અંદર બધે આત્મા જોવો ને બીજું કંઈ નહિ જોવું એ જ જ્ઞાન, અને એ જ વેદાન્તનું રહસ્ય જાણવું!"

"ત્યારે તો મમતારામ, તમને કોઇ બોલાવે તો તમારે જવાબએ ન આપવો જોઇએ."

"હા શેઠજી, ખરૂં પુછો તો તેમજ છે. પણ આ સંસારમાં આવ્યા છઇએ ને પ્રારબ્ધ પાછળ લાગેલું છે એટલે બાળકની પેઠે થોડી ઘણી ચેષ્ટા કરવાની જરૂર રહે છે; માટે હું અને મારા જેવા બીજા ઘણા વેદાન્તીઓ, કામકાજને સારૂ હજામ ભાઇની ધોપચીની પેઠે, અહંકારને સાથે લઇને ફરીએ છઇએ; પરન્તુ કામધંધામાંથી

પરવાર્યો ને ઘેર ગયા ત્યારે આત્મસ્વરૂપ ઓળખવામાં અહંકારને ક્યાંનો ક્યાં મુકી દઇએ છઇએ. કારણ કે તેમ કીધા સિવાય આત્મા જણાયજ નહિ!"

"તમારી વાત મને નવી નવી લાગે છે. મને પણ એમ થાય છે કે હું પણ વેદાન્તી બની જાઉં."

"સાહેબ, આપની ઉંમર હજી બહુ નહાની છે. શાસ્ત્રમાં કહ્યું છે કે તીસ વર્ષ પહેલાં માણસને વેદાન્તનો અધિકાર નથી."

"એમ કે? એ તો મે આજેજ જાણ્યું."

"હા સાહેબ એમજ છે. દુનીઆમાં રહીને તેના પ્રપંચમાં ખુબ પચ્યા મચ્યા રહેવા સિવાય તેપર વૈરાગ્ય આવવો કઠણ છે. અને વૈરાગ્ય આવ્યા સિવાય જ્ઞાનનો સંભવજ નથી."

"ત્યારે શું તમારે પુરા જ્ઞાની થવાને માટે વેરાગી થવું પડશે?"

નાજી એમ નહિ. ભગવાં પહેરવાં કે બાવા સાધુ થઇ જવું તેનેજ વેરાગી કહેતા નથી. પણ આ સંસારને દુઃખરૂપ જાણી, તેમાંથી આપણું મન ઉઠાડી નાંખવું એજ વૈરાગ્ય છે."

"મન ઉઠાડી નાંખવું એટલે શું, એ કેમ બને?"

"એની સમજણ આપવી તો બહુ મુશ્કેલ છે. પણ જાગ્યા પછી માણસ સ્વપ્નામાંથી મન ઉઠાડી નાંખે છે તેના જેવો એ કંઇ પ્રયોગ છે."

"એ સાળું મને બહુ મુશ્કેલ લાગે છે. પણ હશે, બધું વખત આવે જણાશે. તમેજ કહો છો કે હાલ તો મારે સંસારમાં પચ્યા મચ્યા રહેવું. તીસ વરસનો થાઉં પછી વાત."

"હા શેઠજી, આપ હજી હમણાંજ બધું સમજવા લાગ્યા છો ને હજી તો બીજના ચાંદ છો. માટે હાલતો મોજ મઝા કરી મનને તરપત રાખવું ને આનંદ કરવો. લાયક ઉંમર થયે એની મેળે વેરાગ આવશે, કારણ કે ઇશ્વરે તમારા પર પ્રીત આણી તમને ધનાઢ્ય બનાવ્યા છે; માટે હાલ તો તમારે હોંશીઆરી મેળવવી એજ પુરૂષાર્થ કરવો."

"ત્યારે તમે મને કહો તો ખરા કે હોંશીઆરી કેમ વધે?"

"શાસ્ત્રમાં કહ્યું છે કે देशाटनं पंडितमित्रता च वेश्यांगणे राजसभाप्रवेशः"

"દેશાટન તો હું જાત્રાએ નીકળીશ ત્યારે થશે. પંડિતની મિત્રાઇ તો હું કરૂં છું ને હજી વધારીશ. તમે છો, કેશવલાલ છે ને બીજા ઘણાએ મળી રહેશે. રાજસભામાં પ્રવેશ થવો મુશ્કેલ છે કારણ કે મને અંગ્રેજી હજી શીખવાનું છે. પણ

વેશ્યાંગણે હોંશીઆરી કેમ આવે? આપણે આપણા બંગલામાં રાંડ પાસે ગાણું કરાવીએ છઇએ તેથી શું હોંશીઆરી નહિ આવે કે તેને ઘેર જવું જોઇએ?"

"ગાણું કરાવવાથી તો સાહેબ, ગાયનવિદ્યામાં હોંશીઆરી આવે. પણ જાતની હોંશીઆરી વધારવાને વેશ્યાને ત્યાં જવું આવશ્યક છે. તમે સાહેબ, કણીને ત્યાં કોઇ વાર ગયા હો એમ મને સાંભરતું નથી. પણ કોઈ વાર ફુરસદ મળે ત્યાં પણ જતાં રહેવું. પછી જુવો કેવી હોંશીઆરી આવે છે?"

"ના હું કોઇવાર ગયો નથી, પણ તમે કહો છો તો જઇશું, એમાં શું ભાર પડે છે. હું તો એમ સમજતો હતો કે ગાનતાન સાંભળ્યું એટલે બસ. તમારાજ કહેવાથી હવે આપણે ક્યાં એકલી કણીનું ગાણું સાંભળીએ છઇએ. તમે કહ્યું કે એમ કરવાથી રાગોની ખબર પડશે તેથી હવે તો આપણે બંગલે પાંચ સાત ગુણકાઓ નાચ કરવા આવે છે."

"હા સાહેબ, ને હવે તમને રાગોની પરીક્ષા કેટલી બધી થવા માંડી છે. પણ બહુ બહુ વિચાર કરતાં મને હવે એમ લાગે છે કે બીજી સરવે ગાનારીઓ છે ખરી, ને તેઓ સારૂં ગાતી હશે, પણ કણી આગળ તેઓ સૌ પાણી ભરે છે."

"ના, ના"—નથુશેઠે હરખાઇને પુછ્યું—"તમે એ શું વાત કરો છો? તમે આગળ તો કંઇનું કંઇ કહેતા હતા ને!"

"આગળ હું કહેતો હતો તે સાહેબ,"—મમતારામે ડાવકા રહીને જવાબ આપ્યો—"આપની હોંશીઆરી વધારવાને માટે, કે જુદી જુદી રાંડનાં ગાયનો સાંભળવા સિવાય હોંશીઆરી વધે નહિ. હવે આપ રાગોમાં બહુ કુશળ થયા છો. અને રાગ રાગણીની મને ખરી પારખ છે એટલે કણીનાં વખાણ કર્યાં પાખી મને ચાલતું નથી."

"ઠીક છે ઠીક છે. આપણે હવે કણી પાસેજ નાચો કરાવીશું. એ તો બહુ સારૂં થયું. ખરૂં પુછો તો મને એ બીજીઓનાં મ્હોડાંજ ગમતાં નહોતાં, પણ તમે તેઓનાં વખાણ કરતા, એટલે હું કંઈ બોલ્યો નહિ. તમે આજે આ વાત કરી તે બહુ સારૂં થયું. વળી મને તો માલમે નહોતું કે હું હવે રાગ પારખતાં શીખી ચુક્યો છું. તમે કહ્યું ત્યારે આજે જ મેં જાણ્યું."

"માટે જ સાહેબ, હું કહું છું કે હવે તમે કણીનું જ ગાયન સાંભળો ને જાતી હોંશીઆરી વધારવા સારૂ કોઈ કોઈ વાર એને ઘેરે જજો. એટલું જ હાલ બસ છે."

પછી એ વાત એટલેથી જ બંધ પડી. નથુશેઠ મનમાં હરખાયો કે ચલો, હવે એકલી કણી જ નાચ કરવા આવશે. પ્રથમથી જ એ કણી પાછળ ગુલતાન થઈ ગયો હતો, ને બીજીઓ પાસે નાચ તાન કરાવતો ને સરપાવ આપતો, તે ફક્ત

મમતારામથી દેરાઇને અને પોતે ગાયનમાં બુબુક જેવા છે એમ ન ગણાય માટે જ. તેથી મમતારામને મ્હોડે આવી વાત સાંભળી એ અત્યંત રાજી થયો. થોડી વાર વિચાર કરી એ બોલ્યો—

"મમતારામ, હું તમને એક વાત પુછું ને ભુલી જાઉં છું. તમે મને વાલકેશ્વરની ઉજાણીમાં એમ શા માટે કહ્યું હતું કે ધનપાલશેઠની પાસેથી રૂપીઆ લેવાની વાત કેશવલાલને કે બીજા કોઇને કહેવી નહિ."

"શાસ્ત્રમાં કહ્યું છે કે આપણું માન અને મરતબો વધારવાં ને લોકોને દેખાડવાં; પણ ધન અને અપમાનની વાત છુપાવવી ને લોકને દેખાડવી નહિ. કેશવલાલ કે બીજા જાણે કે તમે ધનપાલશેઠ પાસેથી રૂપીઆ લીધા છે, તો વળી માખીની પેઠે વધારે બણબણ કર્યા કરે માટે."

"ઠીક"— નથુશેઠે ડોકું હલાવતાં કહ્યું—"હવે હું સમજ્યો. તમે જે જે વાત કરો છો તે એવી બંધબેસતી હોય છે ને વળી શાસ્ત્રમાંથી જોઈ વિચારીને કે મારા મનમાં તરત ગોડી જાય છે. કેશવલાલ ભણેલો છે ખરો. કહે છે કે આ વખતે એ **બી. એ.** માં પાસ થશે, પણ તમારી માફક એને કંઈ બોલતાં આવડતું નથી. હું તમને શું કહું—મને એ ભણાવવા આવતો ત્યારે, બસ કોઈ દહાડો હસવા બોલવાની તો વાતજ નહિ. પણ લેસનની જોડેજ વાત! કે આતો તમે **એક્સરસાઇઝ** લખી નથી અને આતો તમે પાઠ કીધો નથી! આટલા શબ્દો **સ્પેલ** કરતાં આવડતા નથી માટે સો સો વાર લખજો ને આટલા બોલ મ્હોડે કરજો! હુંતો કંટાળી જ ગયો—" નથુશેઠ હસીને બોલવા લાગ્યો—"કે આ પાપમાંથી ક્યારે છુટીશ! વળી બોલે બોલે ડાહ્યો થઇને શીખામણ આપ્યા કરે કે હું શેઠીઓ છું તોએ મારે અહંકાર રાખવો નહિ. કોઇને ટુંકારો કરવો નહિ. બધાની જોડે નરમાસથી ચાલવું વગેરે. મેં એને લેસન કરાવવા રાખ્યો હતો કે એવી એવી શીખામણ સાંભળવાને! મારો વખત બધો એણે નકામો કહાડી નાંખ્યો. તેને બદલે જો તમે મારા શિક્ષક હોત તો આજે હું અંગ્રેજીમાં પાવરધો થયો હોત."

"કેશવલાલને હજી બહુ ગણવાનું છે"—મમતારામે કહ્યું—"અંગ્રેજી બહુ આવડ્યું તેથી શું થયું? હજી એની ઉમર કેટલી થઈ કે એ બધી રીતભાત જાણે. પણ હશે, તમારો એ ગુરૂ થાય ને શાસ્ત્રમાં ગુરૂને પૂજવાનું કહ્યું છે માટે તમારે એને માન આપવું; પણ આપણે એની જોડે આડી તેડી વાત કરવાનું શું કામ?"

"નારે, હું એને કોઈ દહાડો તુચ્છકારતો નથી. ખરૂં પુછો તો હજીએ મારા મનમાં એનો ધાક રહે છે. પણ હું એની કંઈ દરકાર કરૂં એવો નથી. તમે કહો છો તો હું હવે વધારે ચેતીને ચાલીશ."

"હા સાહેબ 'ચેતે તો સુખ પાયગા, ગાફલ ખાવે માર.'"

પછી ધનપાલશેઠની વાત નથુશેઠ અને મમતારામ વચ્ચે નીકળી. મમતારામે કહ્યું કે, "સાહેબ, મેં ઘણા ઘણા લોભીઓ જોડે કામ પાડ્યું હશે, પણ એ વાણીઆએ તો હદ જ વાળી! એ તો સારૂં થયું કે હું ચેતેલો હતો ને મને કંઈ વહેમ જવાથી, એના એક મેલાપી આદમીને બે ટકાની લાલચ આપી, આપણા પક્ષનો કરી લીધો હતો, નહિ તો એ ધનપાલશેઠની આગળ બાજી ચુંથાઈ જાત. એ શેઠ તો કહે કે હું તો **સીક્યુરીટી** લઈને નાણું ધીરીશ. નથુશેઠની માની કે બહેનની જામીનગીરી વગર હું અડધી ધીરવાનો નથી. એટલું જ નહિ, પણ બે ટકાનું વ્યાજ અને દશ ટકાનો વટાવ એને જોઇતો હતો. બે ટકાનુ વ્યાજ મારવાડીઓ લે છે એટલે તે તો જાણે ઠીક છે અને એ લોકો પણ વટાવ લે છે ખરા; પણ મેં ખેંચતાણ કીધી કે દશ ટકાનો વટાવ તો નહિજ પાલવે; તેથી હું ધારૂં છું કે સાત આઠ ટકે એ વાંધો પતી જશે ખરો. પણ આપણે જામીનગીરી આપવી કેમ પાલવે? તેથી એ વાતની તો મેં ધસીને ના પાડી કે, ધનપાલશેઠ, તમે શું ધાણી ફાકવાની વાત કરો છો! જરાક વિચાર તો કરો? નથુશેઠ દીવાળીઓ બીવાળીઓ છે કે આવા આવા લુમખાની વાત કરો છો? અમારા શેઠનો હાથ હાલ લગાર ભીડમાં છે, બાકી તમારા જેવા ઘણાને લાખો રૂપીઆ ધીરે એવા સબધા છે!! એમ જ્યારે બહુ યુક્તિથી, રોબમાં વાત રાખી ત્યારે ફાવ્યો. વળી જે માણસને આપણા પક્ષમાં કરી રાખ્યો હતો તેણે મમરો દાબ્યો કે સાહેબ, બહુ ખેંચતાણ કરશો તો બાજી જતી રહેશે. ત્યારે ધનપાલશેઠની આંખ ઉઘડી અને જામીનની વાત પડતી મુકી. પેલો માણસ આપણો છે. તે કહેતો હતો કે મારાથી બનશે તેટલી મહેનત કરી, વટાવમાં જેમ ઉગારો થશે, એમ કરીશ. જોઇએ હવે શું થાય છે."

"તમે મારે માટે કાળજી રાખી આ સોદો પાર ઉતાર્યો એ તો બહુ સારૂં કીધું. પણ આઠ ટકા વટાવ આપ્યો તો શું ને દશ ટકા વટાવ આપ્યો તો શું? એમાં શો ફેર પડી જતો હતો કે તમે એટલી બધી ખેંચતાણ કીધી? સારૂં થયું કે તમે એના માણસને સાધી રાખ્યો હતો. નહિ તો ધનપાલશેઠ ના કહેત તો આપણે વળી કોઇ બીજાને શોધવા જવું પડત."

"તે તો સાહેબ ખરૂં, પણ એટલા માટે કંઇ રકઝક કર્યા વગર ચાલે? રૂપીઆ શું નકામા આવે છે કે ધનપાલશેઠને આપી દઇએ. તમે તો સાહેબ, મ્હોટા માણસ છો તે આઠ કે દશ ટકા સારૂ તમને ઝાઝી પરવા રહે નહિ. પણ એ તો વ્યવહાર છે તે બધાએ વેષ ભજાવવા જોઇએ. ખેંચતાણ નહિ કરીએ તો એવા લોભી વાણીઆ સમજે નહિ તો."

"ઠીક છે, એ બધી ફડાકુટ તમે કર્યા કરજો. તમે જે કરશો તે મારે કબુલ છે. પણ તમે જાણો છો કે હાલમાં મારે રૂપીઆની કેટલી તાણ છે; માટે હવે ધનપાલશેઠ કયારે આપશે તે વાત કરો."

"સાહેબ, હવે થોડા દહાડામાં પચાસ હજાર રૂપીઆ આવ્યા જાણવા. એના વકીલને ત્યાં ખત તૈયાર થવા જઇ ચુક્યું છે."

"શું? ધનપાલશેઠ બસ પચાસ હજારજ આપશે! એ તો બધું વટાવમાં અને આમ તેમ કાંકરા પેઠે ઉડી જશે! લાખથી ઓછે કેમ ચાલશે? તમે ક્યાં નથી જાણતા? અને વળી વકીલને ત્યાં જઇશું તો બધાના જાણવામાં આવે, માટે વળી એ લફરૂં તમે કયાં લગાડયું?"

"શેઠજી હું શું કરૂં? મેં તો બહુએ ના પાડી, પણ ધનપાલશેઠ સમજ્યો નહિ ત્યારે લાચારીએ મારે વકીલની વાત કબુલ રાખવી પડી. તમે સાહેબ જુઓ છો, કે મારે આ કામમાં અડધીની હાંસલ નથી. એ તો વારૂ સાહેબ, તમે હેતથી બોલાવો છો તો હું આપની સેવામાં ધંધો મુકીને પણ આવું જાઉં છું કે વારૂ, દુનિયામાં જે ભલાઇ કરી લીધી તે ખરી; સાથે બીજું તો કંઇ લઇ જવાનું નથી."

"ના ના મમતારામ, હું કંઇ તમને ઠપકો આપતો નથી. તમે તો મારા હિતેસરી છો ને તમે આવો જાઓ છો તો મારો વખત ઠીક જાય છે. હું તો એમ કહેતો હતો કે વકીલને ત્યાં જવું પડશે તો વળી બીજા લોક વાત જાણશે અને તમને સતાવશે; બાકી મને તો કોઇની કશી પરવા નથી."

"એ તો સાહેબ એમજ હોય. પણ હું એવી તજવીજ રાખીશ કે વકીલને ત્યાં પણ કોઇને માલમ નહિ પડવા દઉં, પછી કંઇ છે?"

"હા, એમ થાય તો તો બહુ સારૂં, પણ પચાસ હજારને હું શું કરીશ. મારે તો લાખ કે તેથી પણ વધારે જોઇતા હતા. પચાસ હજાર તો આવતાં વારને ઉડી જશે. જુઓની, આપણે તે દહાડે અડસટો નહોતો કહાડયો કે દસથી પંદર હજાર તો મારી વર્ષગાંઠ ઉપર જોઇશે. દશ પંદર હજાર તે વકીલના બીલમાં અને વ્યાજ વટાવમાં જતા રહેશે, ત્યારે કંઇ દશ પંદર હજારે એક વર્ષ ચાલે? મારી ઉમર લાયક થવાને તો હજી ચૌદ મહીના બાકી છે."

"તમે સાહેબ એમ ગભરાઓ છો શું કામ? હાલ તો પચાસ હજાર લ્યો, અને તમે જુએ તો ખરા, એજ ધનપાલશેઠને હું સીસામાં ઉતારીશ! ને બીજા પચાસ હજાર પણ આપણે એની પાસેથીજ લઇએ તો મારૂં નામ મમતારામ જાણજો! ને એ નહિ તો એના બાપ બીજા ઘણાએ છે. મુંબઈ શેહેરમાં રૂપીઆ ધીરનારનો

ક્યાં ટોટો છે. તમારો ઓઢ ફ્ફડે ને રૂપીઆ એની મેળે ચાલ્યા આવે, એમાં તે શી મ્હોટી વાત છે!"

"તે તો ખરૂં, પણ વળી બીજા મેળવતાં વખત લાગે કેની?"

"નારે શેઠજી, વખત શેનો. હાલ પચાસે પાંચ છ મહીના તો ચાલશે ને હું બીજાની વેતરણમાંજ છું. તમારા કહ્યા પહેલાં મેં મારા મનમાં બીજી તજવીજ ધારી રાખી છે."

"તે તો મારી ખાતરી છે કે તમને મારા કામમાં વધારે કાળજી છે. ઠીક છે, ત્યારે વળી બીજા રૂપીઆની વાત બીજી વખતે. આજે તમે મારે બંગલે આવશો કેની? આજે પાછો નાચ થવાનો છે."

"મને વખત હશે તો હું આવીશ, પણ હું તમને કહેવું ભુલી ગયો કે નીચે એક ગાડીવાળો પારસી, હું જ્યારનો આવ્યો ત્યારનો બેસી રહ્યો છે. મને કહે કે શેઠને ઉપર કહેજો. એને સાહેબ, ના હા જે કહેવી હોય તે કહી દ્યોની કે નીકાલ પતે. હું તો એને આ સુદ્ધાં ઘણી વાર ધક્કા ખાતો જોઉં છું."

"એકાદ ફેટીન લેવાનો મારો વિચાર છે ખરો, પણ એ પારસીને તો તમે નાજ કહી દ્યો."

"તમારો જ્યારે ફેટીન લેવાનો વિચાર છે ત્યારે જુઓ તો ખરા, કે એ શું કહે છે. માટે લાવો, આપણે એને ઉપર બોલાવીએ. પછી ના કહીશું."

નથુશેઠે એક ભૈયાને મોકલી પારસીને ઉપર બોલાવ્યો. પારસી સલામ કરતો શેઠની પાસે આવી કહેવા લાગ્યો—"સાહેબ, મારી પાસે બે તન ગારીઓ ફરમાસુ છે. આપ જોઇને ખુસ થાસો, હું કંઇ તમને જીઆદા કહેતો નથી. તમો સાહેબ, આવીને એકવાર જોઇ જાઓ, તે તમો કદરદાન છો તો તમોને જરૂર જરૂર પસંદ આવસેજ. એવી ગારીઓ, રોજ આવતી નથી ને વલી ધની ફીફાએતે જાએચ. સબબ મારે રૂપીઆની જરૂર છે તેથી જેમ જાએ તેમ કહારી નાખવીચ."

"તમારી પાસે ફેટીન બેટીન છે?" અમતારામે પુછ્યું—"અમારા શેઠને તો ફેટીન જોઇએ છઇએ. તે હોય તો આવીએ, નહિ તો નકામો ધક્કો ખાવાની અમને ફુરસુદ નથી."

"અરે સાહેબ, ફેટીન તો એવી સોજી છે કે આખી મુંબઇમાં એની જોરી નથી, પણ અહીંઆં બેઠાં એની તારીફ નીકામી છે. તમો એક વાર આવો અને પછી મને કહેજો એવી ગારી તો આવા શેઠીઆને ત્યાંજ શોભે, તેથી હું આયોચ, કે વારૂ સેઠજી લે તો મને ઇઆદ કરસે."

"કેમ મમતારામ, આપણે જોવા જઇશું"—નથુશેઠે પારસી સાંભળે એમ પુછ્યું.

"સાહેબ, મને બીજું કામ છે"—મમતારામે જવાબ આપ્યો—"પણ આ પારસી દેખીતો બહુ ભલો દેખાય છે, તો જુઓ તો ખરા કે ગાડીનાં વખાણ કરે છે તેવી છે કે નહિ."

"અરે ચાલોની, હમણાં પાછા આવતા રહીશું. એમાં શું વખત લાગશે કે ના કહો છો?" નથુશેઠે કહ્યું.

"નારે સાહેબ, એમાં મારૂં શું કામ. આપણે ગાડી બાડીની પારખ મળે નહિ, તે નકામું જેમાં તેમાં માથું મારવાથી શું વળે? એ તો સાહેબ, તમે શ્રીમાન્ એની પરીક્ષા કરી શકો."

"કેમ તમે ઝવેરી છો ને ગાડી નહિ પારખી શકો"—નથુશેઠે હસીને કહ્યું.

"ના સાહેબ, મેં મારા જન્મારામાં ગાડી ખરીદી હોય તો હું જાણું કેની? અમે ઝવેરી તો પથરાજ પારખીએ, પણ આપને એ બાબતમાં પુરેપુરી માહીતગારી છે માટે આપ પધારો."

"પણ તમે મારી સાથે તો આવો. હું તમને એની પારખ કરતાં શીખવીશ."

"ઠીક સાહેબ, તમે કહો છો તો ચાલો, આપણે જઇએ."

નથુશેઠ પાસેના ઓરડામાં લુગડાં પહેરવા ગયો. ભૈયાને બે ઘોડાની ગાડી જોડાવવાની વરદી આપી. સાંભળે એમ મમતારામ પારસીને કહેવા લાગ્યો—"જો ભાઇ, અમે તમારા કહેવાથી આવીએછ ખરા, પણ તમારૂં પાણી ન જતું રહે તેની તપાસ રાખજો. કારણ કે હજારો ગાડીઓ નથુશેઠના હાથ નીચે આવી ગઇ છે. ગાડી ઘોડાનો એમને અતિશે શોખ હોવાથી એમની પારખ કંઇ જેવી તેવી નથી! એ વાત હું પોતે જાણું છું એટલે કહું છું. માટે તમે જોઇ વિચારીને કામ પાડજો, નહિ તો ખરે તમારી જન્મારાની રોટી જતી રહેશે."

"અરે સાહેબ"—પારસીએ કહ્યું—"મને બરોબર ખબર છે કે એવન સેઠ જેવી ગારી ગોરાની પારખ મુંબઇમાં બીજા કોઇ સેઠીઆને નથી. તારેજ હું હીંમત રાખી અહીંઆં આયોચ કેની! એવન સેઠ કદરદાન છે. તે મારી ગારીને કદર પીછાનસે."

નથુશેઠે બધું સાંભળ્યું ને પોતાના મનમાં હરખાયો. એને એમ લાગ્યું કે ગાડી બહુ સારી હોવી જોઇએ, નહિ તો એ પારસી એની પાસે આવવાની હામ બીડત નહિ. તેથી ફેટીન તો ખરીદ કરવાનું એણે મનમાં નક્કી કીધું, ને બીજી

ગાડી પણ પસંદ પડે તો લેવાનું ધાર્યું. તથાપિ લુગડાં પહેરી બહાર આવી પારસીની આગળ દમમાંજ એણે કહ્યું—

"તમે અમને નકામો આંટો દેવડાવતા નહિ. જો ગાડી પસંદ નથી પડી તો મારે ત્યાંથી તમારો પગ સદાનો બંધ થશે!"

"અરે મેહેરબાન—તમે પધારો તો ખરા. ખોદાએ સહુની ખેર કરસે."

થોડીવારમાં નથુશેઠ મમતારામને લઇ બે ઘોડાની કડકીનમાં બેઠો. પારસી કોચમીન પાસે પાછળ બેઠો ને નથુશેઠ મમતારામને લઇને ગાડી પારખવા ચાલ્યો.

---

## પ્રકરણ ૧૭ મું
## સંન્યાસી અને વનમાલીદાસ

> સંગત સંતનકી કરલે-જનમકા સાર્થક કછુ કરલે, ટેક
> ઉત્તમ નરદેહ પાયા પ્રાની-ઇસકા હિત કછુ કરલે;
> સદ્દગુરૂ ચરણે જાકે બાબા—જનમ મરન દુર કરલે—કબીર.

દશમા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે વાલકેશ્વરની ઉજાણીમાં કેશવલાલને આનંદગિરિ સંન્યાસીનાં દર્શન થયાં. એ સંન્યાસીએ કોઈ વાણીઆને ઉદ્દેશીને એક ખરી બનેલી વાત કેશવલાલને કહી હતી. એ વાણીઆએ આનંદગિરિના ગુરૂ શ્રીવિદ્યાનંદની ખરી એનની વખતે સેવા ચાકરી કીધી હતી, તેથી શ્રીવિદ્યાનંદ મહારાજે તેના પર પ્રસન્ન થઈ તેને ન્યાલ કીધો હતો. અને આ લોકમાં અને પર લોકમાં તેનું ભલું કીધું એટલુંજ નહિ, પણ કેટલાંક કારણો, જે શ્રીવિદ્યાનંદ મહારાજ યોગી હોવાથી જાણતા હતા તેને લીધે, તે વાણીઆઓનું પુરેપુરૂં શ્રેય કરવાને માટે, એના વંશમાંથી કોઈ યોગ્ય પુરૂષને કેટલીક સિદ્ધિઓ આપવાની પોતાની ઇચ્છા તે વાણીઆને દર્શાવી હતી. તે સંબંધી થોડી હકીકત અને વ્યવસ્થાથી તે વાણીઆને વાકેફ કીધો હતો ને જણાવ્યું હતું કે કાળે કરીને સમયની પરીપકવ દશા થતાં, તે પોતે કે તેનો શિષ્ય, કે શિષ્યનો શિષ્ય, વાણીઆના પુત્ર પૌત્રેમાંથી જ્યેષ્ઠને મળશે, ને એ સિદ્ધિઓ કેવી રીતે પમાય તે વિષે જોઇતો ખુલાસો કરશે. એ વાત આગળ આવી ગઇ છે.

જે વાણીઆએ શ્રીવિદ્યાનંદસ્વામીની સેવા ચાકરી ધર્મ પરાયણ બુદ્ધિ રાખી કરી હતી તેનું નામ સાધુદાસ હતું. મહારાજના આશીર્વચનથી તેનો પ્રભાવ વધ્યો. તેથી કરીને શ્રીવિદ્યાનંદસ્વામી પર એની સંપૂર્ણ આસ્થા ચોંટી હતી. સ્વામી મહારાજે સિદ્ધિ આપવા સંબંધી જે વાત કહી તે એણે ખરીજ માની હતી; અને પોતાને

નહિ અને પોતાના વંશજોમાંથી કોઇ લાયક નરને એ સિદ્ધિ આપવાનું શું કારણ, તે વિષે મહારાજને એણે પ્રશ્ન પુછ્યો હતો. જેનો ઉત્તર સંન્યાસીએ મનમાનતો આપવાથી સાધુદાસ સંતોષ પામ્યો હતો. સાધારણ રીતે શ્રીવિદ્યાનંદસ્વામીનાં શુભ વચનથી સાધુદાસ બે પૈસે સુખી થયો, તેથી બીજા સાધુ પુરૂષોનો એ સેવાસત્કાર યથાશક્તિ કરે એ સ્વાભાવિક હતું. એમ એનાં પુત્ર પુત્રીઓ પણ તેવા આચરણને અનુસરે તેમાં પણ નવાઇ નહોતી. ઘણે ઘણે પ્રસંગે સાધારણ રીતે સાધુદાસે પોતાના દીકરા દીકરી ને સગાં વહાલાં આગળ, શ્રીવિદ્યાનંદસ્વામીની પોતે કરેલી સેવા અને તેથી પોતાના થયલા સારા લાભની વાત કરેલી હતી. સાધુદાસના પ્રત્યક્ષ દાખલાથી દોરવાઇને, તેમજ આજે નહિ તો સો વર્ષે, બસે વર્ષે, ગમે ત્યારે પણ, મોડા વહેલા એના વંશમાંના કોઇ વિરલા જનને કેટલીક સિદ્ધિઓ મળશે અને તેથી કરીને આખા વંશનું બન્ને લોકમાં કલ્યાણ થશે, એ કથા પણ ઘણી ઘણી વાર ચરચાઇ હતી. એ વાત સાંભળી એની પ્રજા અને બંધુ બાંધવો સૌ પોતાની અક્કલ પ્રમાણે અનુમાન બાંધતાં અને જાત જાતના તર્ક દોડવતાં. કેટલીક વાર અધીરાં પડી જતાં કે એ સિદ્ધિ પામવાનો સમય કયારે આવશે. એ સિદ્ધિઓ કેવી શક્તિવાળી હશે, એમાં શું શું ચમત્કાર ભરેલા હશે, તે બધું જાણવાની તેઓને સહજ ઉત્કંઠા થઇ આવતી. પરંતુ શ્રીવિદ્યાનંદસ્વામીએ સાધુદાસને સિદ્ધિસંબંધે ઝાઝું વિવેચન કરેલું નહોતું. એટલુંજ કહ્યું હતું કે સુકૃતને પ્રતાપે સમય આવે, અલૌકિક શક્તિ ધરાવનારી કેટલીક સિદ્ધિ તેના વંશમાંથી કોઇને પ્રાપ્ત થશે. તેની વ્યવસ્થાથી સ્વામી પોતાના શિષ્યને માહિત કરી રાખશે અને સાનુકુળ કાળ આવે, તે પોતે, કે તેનો શિષ્ય કે શિષ્યનો શિષ્ય વગેરેમાંથી કોઇ આવીને જોઇતો ખુલાસો કરશે.

સાધુદાસના વંશજમાં ઉપરના કારણથી સંતસાધુ પર સારો ભાવ રહેવા લાગ્યો અને ઉપલી વાત એક દંતકથા રૂપે પહેડી દર પહેડી ઉતરતી આવી, તથાપિ એટલુંતો ખરૂં, કે જેમ જેમ કાળ થતો ગયો, તેમ તેમ સિદ્ધિની વાત સંબંધે સૌનો જોસ્સો ઓછો થતો ગયો. જેટલી આસ્થાથી સાધુદાસે ભગવદ્ભક્તોની સેવા ચાકરી કરી તેટલી આસ્થા તેના પુત્ર પુત્રીઓમાં રહી નહિ. સાધુદાસની તીજી પહેડી ચાલતાં તેમાં ઘટાડો જ થતો ચાલ્યો. સાધુદાસથી તીજી પહેડીમાં નવલશાનો બાપ વનમાળીદાસ, કેશવલાલનો બાપ વિમલદાસ, અને દુલારામ ને નિર્મલદાસનો બાપ ચંદ્રદાસ હતા. તેઓ ત્રણે કુટુંબની આ ઐતિહાસિક વાત જાણતા હતા ખરા, પણ તેઓના અને સાધુદાસના ભાવમાં ગાડે ગાડાં ફેર પડી ગયો હતો. તીજી પહેડી ચાલતાં તો એ સિદ્ધિની વાત એટલી બધી વિસારે પડી ગઇ

હતી કે નવલશા, દુલારામ, નિર્મળદાસ કે કેશવલાલને કોઇને પણ તે વિષે કશી ખબર ન હતી. તેમ તેઓની આગળ તે વિષે વાત કરવાનો પ્રસંગજ આવ્યો નહોતો. નવલશા સિવાય તેઓ તો એટલું જ જાણતા હતા કે ઘરડા વરડાના વખતથી સાધુસંતની સેવા ચાલી આવી છે તે પ્રમાણે વનમાલીદાસ અને ચંદ્રદાસ કરે છે. શા કારણથી તેમ કરવામાં આવે છે તે તેઓ જાણતા નહિ. અને તેથી કરીને આનંદગિરિએ કેશવલાલની આગળ વાત કીધી તોપણ કેશવલાલના કળવામાં આવ્યું નહિ કે તે વાણીઆના વંશમાં ચોથી પહેડીએ પોતે જન્મેલો છે. વળી દશમાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આનંદગિરિએ કહ્યું હતું કે તે વાણીઆના જે જ્યેષ્ઠ પુત્રને પોતે મળવા આવ્યો છે તેનું નામ જાણે છે. અલબત કેશવલાલને તો તે વાણીઆનું નામ જાણવાની ચટપટી થઈ હતી, પણ તેટલામાં નવલશા સંન્યાસી આગળ આવી લાગ્યો, ને તેનો અનાદર કરવા લાગ્યો તેથી વાત ચુંથાઈ ગઈ. કેશવલાલને વાણીઆનું નામ જાણવાની ફરી તક મળીજ નહિ. બીજા વ્યવસાયમાં પડવાથી કેશવલાલથી સ્વામી પાસે ફરી જઈ શકાયું નહિ, તો પણ સોમવારની સવારે નથુશેઠના બંગલામાંથી પોતાને ઘેર જવા પહેલાં, મહારાજને સારૂં સીધું સામાનનો બંદોબસ્ત એ કરતો ગયો હતો અને પગે લાગી ગામમાં જવા નિકળ્યો હતો.

ગુરૂવારે સવારના આઠ નવ વાગે આનંદગિરિ જે કારણસર મુંબઈ આવ્યો હતો તેની ખોળમાં નીકળ્યો. એણે કેશવલાલને કહ્યું હતું કે સમય આવે મારૂં મન આપોઆપ મને ત્યાં દોરવીને લઈ જશે, કારણ કે મન બહુ દિવ્ય અને ચમત્કારિક વસ્તુ છે. બન્યું પણ તેમ જ. આનંદગિરિને જ્યાં જ્યાં જવાનું એનું મન સ્ફુરાવતું ગયું, ત્યાં ત્યાં એ ચાલ્યો. જાણે કે પોતાના મનનેજ એણે ભોમીઓ કર્યો હોયની! જરા પણ અથડાયા વગર, કે આડે અવળે રસ્તે ગયા વગર, કાલબાદેવીના રસ્તા પર વનમાલીદાસના ઘર આગળ આવી સંન્યાસી અટક્યો. એટલે એણે ધાર્યું કે આ ઘરમાં મારે જવાનું છે. નામ તો પોતે જાણતો હતો. ઓટલા પર ચહડી એક ભૈયો બેઠેલો હતો તેને પુછ્યું કે વનમાલીદાસ શેઠ આ ઘરમાં રહે છે. હાનો જવાબ મળતાં આનંદગિરિએ શેઠને મળવાની પોતાની ઇચ્છા જણાવી.

આનંદગિરિએ ભગવું રંગેલું એક વસ્ત્ર કંમરે બાંધી દીધું હતું ને બીજું ગરદનથી નીચે ઓઢી લીધું હતું. તેનું માથું ઉઘાડું હતું. પગમાં પાવડા પેર્યા હતા ને હાથમાં પોતાની સાથે આણેલી લાકડી હતી. વ્યાઘ્રચર્મ આસન પર મુકી આવ્યો હતો. વાલકેશ્વરથી કાલબાદેવી સુધી પગમાં પાવડા પહેરીને ચાલતો આવ્યો છતાં, અને જરાકે શ્રમ લાગ્યો હોય કે હાંફ ચહડી હોય એમ દેખાયું નહિ. એની મુખમુદ્રા આપણે જોઈ તેવી જ શાંત, ગંભીર અને પ્રસન્ન હતી. બીજો કોઈ

સાધુ વેરાગી હોત તો ભૈયો તેને નીચેથી અને નીચેથી વિદાય કરી દેત; પરંતુ આનંદગિરિની આકૃતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરે એવી હોવાથી, ભૈયો થોડી વાર સુધી એની સામે જોઈ રહ્યો. શેઠને વરદી આપવા જવાનો વિચાર કરી એણે સ્વામીને પુછ્યું—" મહારાજ શેઠને જોઇને તમારૂં શું નામ અને કામ કહું."

"કહો કે **શ્રીવિદ્યા**નંદસ્વામી મહારાજનો શિષ્ય આપને મળવા માગે છે." **શ્રીવિદ્યા**નંદસ્વામીનું નામ ભૈયાને મ્હોડેથી સાંભળીને **વનમાલીદાસને** ચમક લાગી હોય તેમ ચમકી ઉઠયો. પોતાને જુની વાતનું સ્મરણ થયું. તેનો દાદો **શ્રીવિદ્યા**નંદસ્વામીની સેવા કરવાથી ન્યાલ થયો હતો. તેજ તે **વિદ્યાનંદ** હશે કે બીજા, એમ વનમાલીદાસને વિચાર થયો ને ભૈયાને ફરીથી પુછ્યું કે કોણ આવ્યું છે. પછી મહારાજને ઉપર બોલાવાનું એણે ફરમાવ્યું અને પોતે દિવાનખામાં આવીને બેઠો. થોડી વારમાં **આનંદગિરિ** સંન્યાસી ઉપર આવ્યો. તેનું અદ્દભૂત સ્વરૂપ જોઇને વનમાલીદાસ સહસા ઉઠીને ઉભો થયો ને પ્રણામ કરતાં મહારાજને ગાદીપર માનની જગોએ બેસાડી, પોતે સામે બેઠો ને હાથ જોડી રહ્યો.

"બચ્ચા, તારૂંજ નામ **વનમાલીદાસ** છે કે? અને તારાજ દાદાનું નામ **સાધુદાસ** હતું કે?"

"હા મહારાજ, આપનો શો હુકમ છે?"

"હું **શ્રીવિદ્યા**નંદસ્વામી મહારાજનો શિષ્ય છું. મને લોકો **આનંદગિરિ** કહે છે. **સાધુદાસે** **શ્રીવિદ્યા**નંદસ્વામી, મહારાજની સેવા કીધી હતી તે વાત તમારા સાંભળવામાં છે?"

"મારા બાપને મ્હોડેથી અમે સાંભળી હતી ખરી, મહારાજ."

"ઠીક ત્યારે, તારી જાણમાં આ વાત છે કે યોગ્ય સમય આવે, **સાધુદાસના** વંશમાંથી કોઈ યોગ્ય પુરૂષને કેટલીક અલૌકિક સિદ્ધિઓ આપવાનું ગુરૂ મહારાજે **સાધુદાસને** કહ્યું હતું?"

"હા મહારાજ અમે સાંભળ્યું છે, પણ આવા કલિયુગમાં"—**વનમાલીદાસ** એટલુંજ બોલીને અટક્યો. **આનંદગિરિ** એના બોલવાનો ભાવાર્થ સમજી ગયો ને બોલ્યો—

"ઠીક, ઠીક, હું સમજ્યો, તું શું કહેવા માગે છે તે. આ કલિયુગમાં એવી સિદ્ધિની વાત કેમ મનાય એમજ કેની? પણ આ કલિના ચમત્કારો સત્યયુગમાં પણ જોવામાં આવતા નથી. જમાનો તો એવો સારો છે. પણ એમાં તમારો વાંક નથી. આ જમાનો નહિ પણ જમીનજ માણસને પશુહૃદયના બનાવી દે છે. મેં પણ એક જુવાનીઆની ઓળખ વાલકેશ્વરમાં કરી હતી. પણ હશે, તેની જોડે આ પ્રકૃત વિષયને સંબંધ નથી; તથાપિ, હવે થોડા વખતમાંજ બધું પારખું થઇ જશે.

બચ્ચા વનમાલીદાસ, મારા ગુરૂમહારાજે સાધુદાસના વંશમાં કોઇને સિદ્ધિઓ આપવાનો જે સમય કહ્યો હતો તે હવે પાસે આવ્યો છે. માટે હું તમને શોધતો શોધતો અહીં આવ્યો છું. વારૂ સાધુદાસને કેટલા દીકરા હતા?"

"મહારાજ, સાધુદાસને તો દયારામ કરીને એકજ દીકરો હતો ને ત્રણ દીકરીઓ હતી."

"દીકરીઓનું આપણે કામ નથી. દયારામને કેટલા પુત્ર હતા?"

"અમે ત્રણ દીકરા હતા. મારૂં નામ વનમાલીદાસ છે. બીજાનું નામ વિમલદાસ હતું જે એક પુત્ર મુકી ગુજરી ગયા છે. ને તીજાનું નામ ચંદ્રદાસ છે. જેને ચાર દીકરા છે."

"તારા અને તારા ભાઇના દીકરાઓનાં મને નામ અને ઉંમર જણાવો."

"મહારાજ, મારા દીકરાનું નામ નવલશા છે, અને તેની ઉંમર સત્તર અરાડ વરસની હશે. વિમલદાસના દીકરાનું નામ કેશવલાલ છે જેનું વય પચ્ચીસ છવીસ વરસનું હશે. ચંદ્રદાસને ચાર દીકરા છે. તેઓનાં નામ ફુલારામ, નિર્મલદાસ, રેવાદાસ અને મતલબીદાસ છે. ફુલારામ પાંતરીસ વરસનો, નિર્મલદાસ બાવીસ તેવીસ વરસનો, રેવાદાસ ચૌદનો અને મતલબીદાસ દશ બાર વરસનો હશે."

"બચ્ચા, તને ખબર છે કે કયા વર્ષથી કયા વર્ષ સુધીના સાધુદાસના વંશજને એ સિદ્ધિ મળવાનો સંભવ છે?"

"મારા બાપ દયારામે તે વિષે બે ત્રણ વખત વાત કહાડેલી ખરી, પણ મને બરોબર યાદ નથી."

"પંદરથી ચાળીસની અંદર જે વંશજ હશે તેમાંથી કોઇને એ સિદ્ધિ પ્રાપ્ત થશે. તમે ત્રણે ભાઇઓ તો હવે તેથી વધારે ઉંમરના થઇ ગયા છો માટે વ્યવસ્થા બહાર છો, તથાપિ તું સાધુદાસના વંશમાં જ્યેષ્ઠ પુત્ર છે, માટે તારા જોવામાં કંઇ ચમત્કાર આવશે ખરો. તમે ત્રણ ભાઇઓ વચ્ચે છ પુત્ર છે. પણ તેમાંથી ચંદ્રદાસના બે પુત્રો પંદર વર્ષની અંદર હોવાથી લાયક નથી. ત્યારે હવે ચારમાંથી કોણ ભાગ્યશાળી થાય છે એ જોવાનું રહ્યું. એ ચારેનાં નામ મને ફરી કહી જા."

"નવલશા, કેશવલાલ, ફુલારામ અને નિર્મલદાસ."

"ત્યારે બચ્ચા, આવતા રવિવારનો દહાડો બહુ શુભ યોગસુચક છે. એ ચારે અહીં આગળ સવારના આઠ વાગે ભેગા થાય એમ ગોઠવણ જરૂર તું કરજે. કોઈ હાજર નહિ રહેશે તો વ્યવસ્થાની બહાર વગર લેવે દેવે ચાલ્યો જશે. તારી સમક્ષમાં એ ચારેને શ્રીગુરૂમહારાજે સિદ્ધિ પામવાને જે જે સરતો નક્કી કરી છે તે

હું કહી સંભળાવીશ; પછી આપણે જોઇશું કે ચારેમાંથી કોણ ભાગ્યશાળી નીવડે છે ને કોણ કસોટીમાં પુરેપુરો ઉતરે છે."

"મહારાજ, અમે તો સંસારી છઇએ. સિદ્ધિની વાત હું નથી માનતો એમ નહિ, પણ અમારૂં મન કોણ જાણે કેવુંએ થઈ ગયું હતું કે અમે ઝાઝો વિચાર કીધોજ નથી. ખરૂં પુછો તો આજે કેટલે વર્ષે શ્રીવિદ્યાનંદસ્વામી મહારાજનું નામ આપને મ્હોડે સાંભળી, એ વાતનું મને સ્ફુરણ થયું છે. હમણાંનો જમાનો આપ કહો છો તેમ બહુ કપરો છે. અંગ્રેજી થોડું ઘણું ભણેલા ઘણાખરા વહી ગયલા ને ચકરમ જેવા થઇ ગયલા હોય છે, તો તેઓમાંથી કોઇ પણ આપ જેવા યોગિની કડણ કસોટીમાંથી કેમ પાર ઉતરશે."

નવલશાની વાત સંભારી આનંદગિરિ હસ્યો કે વનમાલીદાસ કહે છે તે યથાર્થ છે. અંગ્રેજી થોડું ઘણું ભણેલા ઘણાખરા વહી જાય છે ને ચકરમ બની જાય છે ખરા, તથાપિ વનમાલીદાસ જેમ બ્હીએ છે તેમ બ્હીવાનું કંઇ કારણ નથી એમ ધારી એ બોલ્યો—"બચ્ચા, તારી ફીકર છેક નિર્મૂળ નથી. જો કે અત્યાર સુધી સિદ્ધિ વિષે તારા દિલમાં શ્રદ્ધા નહોતી; હવે તને કંઇક શ્રદ્ધા છુટે છે ત્યારે, અમારી કસોટીમાંથી કોઇ પાર નહિ ઉતરે એવી તને શંકા થાય છે એજ તારા દીલનું ચંચળપણું દેખાડી આપે છે."

"હા મહારાજ, તમે તો કહેશો કે તેઓએ સાધુ થઇ જવું, અથવા અપવાસ કરવા, કે તપ કરવાં, કે એવુંજ બીજું કંઇ કરવાનું કહેશો તો દેખીતું છે કે હાલના જમાનામાં એ બનવું અશક્ય છે."

"ભાઈ, તું જરા ધીરો પડ ને મારી વાત સાંભળ તો ખરો? તું નકામો બ્હીએ છે. તું ધારે છે તેવી સરતો છેજ નહિ. એકવાર તેમ હોય તોપણ તેમાં શું ખોટું છે તે હું સમજી શકતો નથી. ચારેમાંથી જેને શ્રદ્ધા હશે, જેની બુદ્ધિ મારાં વચનોનું ગ્રહણ કરવાને સમર્થ હશે, જેની રતિ તપતી હશે, ટુંકમાં જેના પર પ્રભુ કૃપા કરવાને તત્પર હશે, તે એ સિદ્ધિને પામશે. કંઇ મારી કે તારી આપી એ સિદ્ધિ કોઇને મળવાની નથી. એ સરતો શું છે તે હું સારી પેઠે જાણું છું, એટલે કહું છું કે એક લેખે તેઓ કપરી છેજ નહિ. વળી મારા ગુરૂ મહારાજ સમર્થ યોગી અને ત્રિકાળને જાણનારા છે. તેઓએ જે કીધું હશે તે સાધુદાસનું હિત વિચારીનેજ કીધું હશે. એ સિદ્ધિ કોને મળશે તે મારા જેવો જાણવા માગે તો ઘડીકમાં જાણી શકે, તો ગુરુ મહારાજની શી વાત કરવી? સાધુદાસના વંશદ્વારા પણ સાધુદાસના બંને લોક સુધારવાનો મારા ગુરુચરણનો ઉદ્દેશ હતો. તેમણે આપણ બંનેના કરતાં બહુ બહુ વિચાર કીધોજ હશે. મને જે આજ્ઞા આપી છે

તેમાં તમારા સર્વેનું હિત સમાયલું છે એવીજ બુદ્ધિ તમારે રાખવી ઉચિત છે. હાલમાં હું કંઇ વધારે કહી શકતો નથી, પણ રવિવારે તું બધું જોજે ને સાંભળજે. પછી મને જે પુછવું હોય તે સુખેથી પુછજે."

"ઠીક છે મહારાજ, ત્યારે હવે આપની શી આજ્ઞા છે?"

"એટલીજ કે રવિવારે સવારના આઠ વાગે એ ચારે જણને અહીં જરૂર કરીને બોલાવજે. હું પણ તે વખતે આવીશ. આપણું બધાનું બેસવાનું કોઈ એકાંતમાં થાય એમ કરજે. ત્યાં બીજો કોઇ આવી શકે નહિ એ ધ્યાનમાં રાખવું. પછી બચ્ચા વનમાલીદાસ, તું જોજે કે આ કલિયુગ છે કે સત્યયુગ; ને પછી તારે જોઇએ તો એ સિદ્ધિની વાતને નહિ માનતો."

મુદ્દાની વાતનો તો તે ઠેકાણેથી અંત આવ્યો. વનમાલીદાસને પુછવાથી જણાયું કે કોઇ શ્રીમાન્ ભાટીઆની વાલકેશ્વરની ધર્મશાળામાં આનંદગિરિએ પોતાનું આસન રાખ્યું છે અને પોતે શનિવારનો મુંબઇ આવેલો છે. તેણે સ્વામીને પોતાને ત્યાં આસન કરવાનો, અને કંઇ નહિ તો આજનો દહાડો ભિક્ષા લેવાનો બહુ આગ્રહ કીધો, પણ આનંદગિરિએ સાફ નાપાડી. વાલકેશ્વરમાં પોતાને ગોઠી ગયું છે, અને થોડા દિવસને માટે આસન બદલવાની કંઇ જરૂર નથી એમ જણાવ્યું. વનમાલીદાસનો બહુ આગ્રહ જોઇને સ્વામીએ તેને ધીરજ આપી સમજાવ્યો કે સાધુદાસનું કુટુંબ તેઓની સદા સેવા કરતુંજ આવેલું છે, તેથી હમણાં ભિક્ષા ન લેવાથી કે આસન નહિ કરવાથી કંઇ ફેર પડતો નથી. જો વાલકેશ્વરમાં ઠીક ન પડયું હોત તો જરૂર પોતે તેને ત્યાંજ મુકામ કરતે. પરંતુ એક જુવાન વાણીઆના કહેવાથી પેલા ભાટીઆની ધર્મશાળામાં પોતાની સારી આગતા સ્વાગતા થાય છે માટે હાલ ચાલે છે તેમ ચાલવા દેવું.

થોડી વારમાં આનંદગિરિ ત્યાંથી ચાલ્યો ગયો. સ્વામીને સાષ્ટાંગ નમસ્કાર કરી, તેના ચરણનો સ્પર્શ પોતાની આંખે કરી, નીચે સુધી વનમાલીદાસ તેને વિદાય કરવા ગયો. પાછા આવી પોતાના ખાનગી ઓરડાના હીંચકા પર બેસતાં, એના મનમાં જાતજાતના તરંગો ચાલવા લાગ્યા.

"આજે મેં શું જોયું ને શું સાંભળ્યું." આનંદગિરિ કોઇ ધુતારો હોય એવો શક એના મનમાં ઉઠયોજ નહિ. એની દેદીપ્યમાન થતી આકૃતિ જોઇને કોઇની તેવી શંકા રાખવાનું કારણ રહેજ નહિ. સંન્યાસીની આકૃતિ મનમાં સંભારી સંભારીને, સિદ્ધિનું અસ્તિત્વ એ ખરૂં માનવા લાગ્યો. સ્વામી આગળ એણે જણાવ્યું તેમ, અદ્યાપિ સુધી એણે સિદ્ધિ વિષે ઝાઝો વિચાર કીધોજ નહોતો. કર્યો હશે તો તે વાતને છેક ખોટી માનેલી નહિ, પરંતુ એવી એવી વાતો આ કલિયુગમાં કયાંથી

બને એમ વિચારી, પોતાના મનનું સમાધાન કરેલું. "વારૂ, એ સિદ્ધિઓ ખરી છે એ વિષે મને હવે આનંદગિરિનું સ્વરૂપ જોઇને જરા જેટલો શક નથી. પણ એ સિદ્ધિઓ શું હશે? શું કંઇ રત્નો હશે, કે કેવળ શક્તિરૂપ હશે, કે બીજા પદાર્થો જેવા પદાર્થો હશે? વિક્રમના પંચડંડની વાત મેં સાંભળી છે તેના જેવા શું એ ડંડો હશે કે અખેપાત્ર, ઉડણપાટ વગેરે અલૌકિક પદાર્થોની વાત સાંભળીએ છઇએ તેવું કંઇ હશે? આનંદગિરિ મહારાજ તે સંબંધે કશું બોલ્યા નથી. અમે ત્રણ ભાઇઓને તો એ સંબંધે શ્રીવિદ્યાનંદની વ્યવસ્થા બહાર ગણેલા છે. તેની કંઇ ફીકર નહિ, પણ મારાપર સ્વામી મહારાજે તુષમાન્ થઇ કંઇ ચમત્કાર રવિવારે બતાવવાનું કહ્યું છે ખરૂં! જોઇએ ત્યારે, આ રવિવારે શું થાય છે? મહારાજ શું કરવા ધારે છે? સરતો કેવી કપરી છે? પણ એ સિદ્ધિઓ આપવામાં સરત કરવાનું શું કામ હશે? પોતે ચહાય તેને આપવાનું શ્રીવિદ્યાનંદ મહારાજ કેમ કહી ગયા નહિ હોય! વળી પંદરથી ચાળીસ વરસની અંદરનો કોઇ સખસ એ સિદ્ધિ પામવાને લાયક ગણવો એમ વ્યવસ્થા કરવાનું કંઇ કારણ હશે? પણ એ સરવે આપણા જેવાની બુદ્ધિમાં ઉતરવું બહુ કઠણ છે. મહારાજ કહેતા હતા કે શ્રીવિદ્યાનંદસ્વામી સમરથ યોગી ને ત્રણ કાળને જાણનારા છે. મારા દાદા સાધુદાસનું હિતજ એમના હૃદયમાં હતું, એટલે એ મહારાજે જે કીધું હશે તે બધો વિચાર કરીનેજ કીધું હશે. ખરેખર, એમ હોવુંજ જોઇએ. મારા દીકરા નવલને એ સિદ્ધિઓ મળે તો કેવું સારૂં થાય! પણ એ તો અંગ્રેજી પુરૂં ભણ્યો નથી ને વહી ગયા જેવો થઇ ગયો છે. હશે, જેને મળશે તે સાધુદાસનો તો વંશજ ખરો કેની? જોઇએ હવે કોની રતિ તપે છે."

"રવિવારે જો કોઇ આવવાને ચુકશે તો શ્રીવિદ્યાનંદની ઠેરવેલી વ્યવસ્થાની બહાર, વગર લેવે દેવે, તે નીકળી જશે, એમ મહારાજ કહેતા ગયા છે. સાધુલોકોની રીતભાતજ આપણા જેવાના તો કળવામાં આવે નહિ એવીજ હોય છે. માટે બધાને મારી પાસે લાવ, રવિવાર પહેલાં બોલાવું ને કહું કે ખાસ કરીને, સો કામ પડતાં મુકીને, લાખે લાખનું હાંસલ હોય તોએ તેનું કામ પડતું મુકીને, રવિવારે સાત વાગે મારે ત્યાં જરૂર આવે. વારૂ, હું એ ચારેને થોડી ઘણી વાત કરૂં કે રવિવારે શું કારણસર ભેગા થવાનું છે. પણ ના, મારે તે વાત છેડવાનું કારણ શું? તે દહાડે સરવેને સઘળું આપો આપ જણાઇ આવશે. માટે હું તો બધાને એટલુંજ કહીશ, કે જો રવિવારે આટલું આટલું કહેવા છતાં, સાત વાગે હાજર રહેવાને ચુક્યા તો પછી કોઇ મને ઠપકો આપતા નહિ હું જવાબદાર રહીશ નહિ કે વનમાળીદાસે અમને બરોબર કહ્યું નહોતું. મારી નજરમાં તેઓને રવિવારે

વહેલા બોલાવવા ઠીક લાગે છે. તે દહાડે સ્વામીમહારાજ શું કહેવાના છે તે સંબંધી થોડો ખુલાસો હું તેઓને કરીશ. પણ હાલ તો કંઇજ કહીશ નહિ."

એ પ્રમાણે વિચાર કરી વનમાલીદાસે બધાને એક પછી એક પોતાની પાસે બોલાવ્યા ને જણાવ્યું કે રવિવારે સાત વાગે મને મળવું. તેઓની આગળ એક ઘણીજ અગત્યની બાબતસર વાત કરવાની છે. સર્વેએ પુછ્યું કે શું બાબત છે, પણ વનમાલીદાસે તેનો જવાબ નહિ આપતાં કહ્યું કે રવિવારે જણાશે. એનું બોલવું એટલું તો મોઘમ ને ભારવાળું હતું કે સૌએ રવિવારે જવાનું નક્કી કીધું.

રવિવારે સાત વાગે ચારે જણા વનમાલીદાસને ત્યાં ભેગા થયા. બધા એમ જાણતા હતા કે અમને એકનેજ વનમાલીદાસે તેડયા છે. તેથી જ્યારે ચારે ભેગા થયા ત્યારે એક બીજાના સામું જોવા લાગ્યા ને પુછવા લાગ્યા કે—"કેમ આવ્યા છો, તમને પણ વનમાલીદાસે તેડયા છે કે શું?" નિર્મલદાસ હસવા લાગ્યો કે એવું શું કામ હશે? દુલારામ કહે કે નવલસાના લગ્ન સંબંધી કંઈ વાત હશે. કેશવલાલ કહે કે જો એમ હોય તો વનમાલીદાસ કાકા એટલો બધો ભાર મુકીને શું કામ કહે કે આપણે હાજર ન થવાથી જે પરિણામ થાય તેના તે જવાબદાર નથી? બધા નવલશાને પુછવા લાગ્યા કે એ કંઈ જાણતો હશે. નવલશાએ ના કહી. એટલામાં વનમાલીદાસ દીવાનખાનામાં આવ્યો ને ચારે જણને ઘુસપુસ વાત કરતા જોઇને એણે હસતાં કહ્યું:—

"તમને બધાને મેં શું કામસર બોલાવ્યા હશે તેનો તમે વિચાર કરતા જણાઓ છો. પણ તમે કહો તો હું તમારી જોડે સરત બકું, કે દશ દહાડા-સુધી તમે જોઇએ તેટલી માથાફોડ કર્યા કરો, ને અટકળો બાંધો, પણ તમે તે કામ કળી શકવાના નથી."

"સાહેબ," નિર્મલદાસે કહ્યું—"તમે કંઇ કહો તો અમને માલમ પડે કેની? અમે તો નવલશાનાં લગનનું કામ ધારીએ, પણ તમે એટલો બધો ભાર મુકીને વાત કરી કે તે વાતનો સંભવ જણાતો નથી."

"તમને શું કારણસર બોલાવ્યા છે તે હું તમને હમણાં કહું છું. તમને મેં સાત વાગે તેટલાજ માટે બોલાવ્યા છે. જો કે સંન્યાસીએ આઠ વાગે ભેળા મળવાનું કહ્યું હતું. પણ સંન્યાસીનું નામ લેવાથી તમને વધારે અચંબો વાગે છે. માટે મારે તમને અથથી તે અતિ સુધી સર્વે કહેવું પડશે."

એમ કહી વનમાલીદાસે બધી વાત કહેવી શરૂ કીધી કે તેની ત્રીજી પહેડી ઉપર કોઇ સાધુદાસ કરીને થયો હતો. તેણે શ્રીચિદાનંદ નામના યોગિની એવા સંજોગો વચ્ચે સેવાચાકરી કીધી કે મહારાજે તેને ન્યાલ કીધો. બંને લોકમાં

તેનું ભલું કરવાનું ધારી, કેટલીક સિદ્ધિઓ તેના વંશજમાંથી કોઈ યોગ્યને આપવાની પોતાની ધારણા **સાધુદાસ**ને જણાવી. તે વિષેની વ્યવસ્થા **શ્રીવિદ્યાનંદ** મહારાજે નક્કી કરી પોતાના શિષ્યને કહી. એમના શિષ્ય **આનંદગિરિ** મારી પાસે ચાર પાંચ દિવસ ઉપર આવ્યા અને કહેવા લાગ્યા કે તમે **સાધુદાસ**ના વંશમાં છો, ને સિદ્ધિ આપવાનો સમય પાસે આવ્યો છે. એ સિદ્ધિઓ જેની ઉંમર પંદરથી ચાળીસની અંદર હશે તેને મળવાનો સંભવ છે. મારી પાસેથી તમો ચારેનાં નામ જાણી, આજે આઠ વાગે એકઠા કરવાનું એમણે મને કહ્યું હતું, તેથી મેં તમને આજે અહીં બોલાવ્યા છે. **સાધુદાસ**નો ઇતિહાસ દુલારામ કે બીજા કોઇના જાણવામાં નહોતો. **નવલશા**ને લાગ્યું કે આ વળી ઢોંગ ધતુરાની વાત ક્યાંથી નીકળી! સિદ્ધિ કેવી ને વાત કેવી! એવી એવી વાતોનો આટલું આટલું અંગ્રેજી ભણ્યા પછી પોતે કેમ માને! પોતાના બાપનો બહુ આગ્રહ જોઇને, અને માનતો હોય તેવી રીતે તેને બોલતા સાંભળીને, એ મુંગો રહ્યો. એના મનમાં એ વાત ખરી હોય એમ શક આવ્યોજ નહિ! તેમ એણે જાણ્યું નહિ કે **વાલકેશ્વર**ની ઉજાણીમાં જે સંન્યાસીનું પોતે અપમાન કીધું હતું તેજ આજે આઠ વાગે આવવાનો હતો.

કેશવલાલ દંગજ થઈ ગયો! જે વાત **વનમાલીદાસે** આજે એઓને કહી સંભળાવી, તેજ વાત **આનંદગિરિ**એ એને કહી હતી. પણ **સાધુદાસ**નું નામ કે **વનમાલીદાસ**નું નામ જાણી જોઇને, કે કોઈ બીજા કારણથી, **આનંદગિરિ**એ લીધું નહિ. તેથી એણે તો સપનામાંએ એમ ધાર્યું નહોતું કે તે સિદ્ધિઓ તેઓ ચારમાંથી કોઇને મળવાનો સમય પાસે આવ્યો છે. વળી મહારાજ શું મને **સાધુદાસ**ના વંશજ તરીકે જાણતા હશે, કે એણે મારી આગળ **સાધુદાસ**નો ઇતિહાસ કહ્યો, વા એ જોગાન જોગજ હતો! પણ એવા યોગિઓ વિના કારણે વાત કેમ કરે એમ વિચારતાં, એણે દંગ થઇને **વનમાલીદાસ**નું કહેવું સાંભળ્યાજ કીધું.

**નિર્મલદાસ** પણ દંગ થયો હતો. એનાથી ન રહેવાયું ને એ બોલી ઉઠયો— "અરે–પણ કાકા સાહેબ, અમે તો કોઈ **સાધુદાસ**ની વાત જાણતા નહોતા! **સાધુદાસ** અમારા બાપનો દાદો થાય છે એટલી ખબર છે, પણ શું માલમ કે એણે **શ્રીવિદ્યાનંદ**ની સેવા ચાકરી સારી કીધી હતી ને તેનું ફળ અમારામાંથી કોઇને મળશે. વારૂ સાહેબ, એ સિદ્ધિઓ કેવી છે, શું છે, ક્યારે મળશે, કોને મળશે, ને કેવી રીતે, તે તો બધું કહો?"

"તે તો હું કંઈ જાણતો નથી. મહારાજ આવશે ને બધો ખુલાસો થશે."

દુલારામે વિચાર કરતાં કરતાં, ને **નિર્મલદાસ**ને જવાબ દેતાં કહ્યું—

"સાધુદાસની વાત તો મને ખબર નથી પણ આપણામાં કહેણી છે કે આપણા ઘરડા વરડાઓ સાધુ પુરૂષની સેવા કરતા હતા, માટે આપણે કરવી. તેં શું બાપાને (ચંદ્રદાસને) એમ કહેતાં નથી સાંભળ્યા કે કોઈ સાધુસંતને કંઈ આપ્યા વગર કહાડી મુકતા નહિ. કેશવલાલ તેં પણ શું નથી સાંભળ્યું!"

"ઘણીએ વાર સાંભળ્યું છે." નિર્મલદાસ અને કેશવલાલ બોલી ઉઠયા.

"હું તો એમાંનું કશુંએ જાણતો નથી"—નવલશા બોલ્યો. પછી કોઈ ન સાંભળે એમ ધીરેથી એ લવ્યો—"ને જાણીને પણ શું કરવું છે?"

કેશવલાલે બધાને વિસ્મય પમાડતાં, વનમાલીદાસને કહ્યું—"સાહેબ, તમે મારી વાત માનશો નહિ, પણ એ આનંદગિરિ મહારાજનાં ગયા રવિવારે અમને દર્શન થયાં હતાં. એમણે મારાપર પ્રસન્ન થઇને સાધુદાસની વાત મને કહી, પણ સાધુદાસનું નામ મારી આગળ, ગમે તે કારણથી, એમણે લીધું નહિ. વળી એમણે મને કહ્યું હતું કે જે વાણીઆને તે મળવા આવ્યા છે તેનું નામ પોતે જાણે છે, પણ દૈવયોગે મને નામ પુછવાનો વારો આવ્યો નહિ."

"અરે હા, હવે મને યાદ આવે છે"—નિર્મલદાસ બોલી ઉઠયો—"આપણે રવિવારે ધર્મશાળામાં બધા દર્શન કરવા ગયા તેજ એ આનંદગિરિ સંન્યાસી કે? નવલશા જેનાં અડપલાં કરતો હતો તે એજ કે?"

નવલશા ગભરાયો કે એનો બાપ બધી વાત જાણશે તો નકામો ઠપકો મળશે. વનમાલીદાસે અધીરા પડીને પુછ્યું કે નવલશાએ મહારાજને શું કીધું? પણ કેશવલાલ વાત ફેરવતો બોલ્યો કે એ તો કંઈ નહોતું. નિર્મલદાસ તરફ એણે આંખ મારી, એટલે તે વધારે બોલતો અટકયો. હજી વાત વધારે ચાલત, પણ એટલામાં આઠનો ટકોરો થયો ને તરત જ આનંદગિરિ મહારાજ ત્યાં પધાર્યા. સંન્યાસીએ આગળની પેઠે બે ભગવાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેના પગમાં પાવડા અને હાથમાં દંડ હતો. પરન્તુ ગયા વખતના કરતાં આજે તેની છબી વધારે ચમત્કારિક થઈ ગઈ હતી. જાણે કે, પોતાના ગુરૂની સાથે પોતાનું ઐક્ય માનતાં, સાધુદાસના ઋણમાંથી છુટવાના શુભ કાર્યનો સમારંભ આજે શરૂ થયલો હોવાથી, પોતાને શું કૃતકૃત્ય થયલો માનતો હોયની, એવી રીતે એના ભવ્ય કપાળપર આનંદની લહેરીઓ ઉભરાઈ જતી હતી. પ્રસન્ન મુખમુદ્રા છતાં પણ, કોઈની જોડે આજે એ કંઈ બોલ્યો નહિ. બધા ઉભા થયા અને મહારાજને હાથ જોડી ઉભા ઉભા નમવા લાગ્યા. સ્વામીની અદ્દ્ભુત આકૃતિ જોઇને, અને તેની વૃત્તિઓ બધી અંતર્મુખ હોય એમ જણાવાથી, કોઈની બોલવાની હામ ચાલી નહિ. વનમાલીદાસ તેને પાસેના એક એકાંત ઓરડામાં લઈ ગયો. ત્યાં મહારાજને સારૂ એક ગાદી બીછાવી હતી. તેના-

પર મહારાજને બેસવાની પ્રાર્થના કીધી. મહારાજ તે પર વગર બોલે ચાલે બેઠા. ત્યાર પછી બધા એક પછી એક મહારાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને અને તેની સામે ચંદ્રાકારમાં વીંટળાઈ વળીને બેસતા ગયા. તેઓના દંડવત્ પ્રણામ સ્વીકારતાં સંન્યાસીએ તેઓના માથાપર પોતાનો દક્ષિણ કર મુક્યો. મહારાજના દક્ષિણ કર-સ્પર્શથી બધાની વૃત્તિઓ અંતર્મુખ થઈ ગઈ! સંન્યાસી કંઈ વધારે બોલ્યો નહિ. માત્ર એટલુંજ કહ્યું—"તમારા જાણવામાં બધું વૃત્તાન્ત આવ્યું હશે, નહિ તો હું તમને પાછળથી બધું વિદિત કરીશ. હાલમાં તમે જ્યાં બેઠા છો ત્યાં સ્વસ્થ થઈને બેસો. કશો ભય રાખતા નહિ. તમારાં નેત્રો થોડીવાર મીચી દ્યો. મનને શાંત અને સ્થિર કરો. તમારા ઇષ્ટદેવનું, અથવા હું જેનો શિષ્ય છું એવા **શ્રીવિદ્યાનંદ** ગુરૂ મહારાજનું, અથવા મારૂં ધ્યાન ધરો."

## પ્રકરણ ૧૮ મું

### યોગદર્શન

**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्** (श्रीमद्भगवद्गीता.)

આજે **શ્રી**આનંદગિરિ મહારાજની છબીજ અવનવી બની રહી હતી. કેશવલાલને લાગ્યું કે રવિવારની ઉજાણીમાં જે મહારાજનાં તેને દર્શન થયાં હતાં તેજ મહારાજ એ ખરા, પરંતુ આજે તેનું વદન સહસ્રાવધિ વધારે પ્રસન્ન અને ગંભીર દેખાતું હતું. તેજ પ્રમાણે વનમાળીદાસને અને નિર્મલદાસને પણ વિચાર થયો. મહારાજની મનહર છબી નીહાળી બધા સ્તબ્ધ બની ગયા. તેની વૃત્તિઓ અંતર્મુખ થયલી જોઇને **શ્રીઆ**નંદગિરિ આવ્યા, તથાપિ કોઈ કંઈ બોલી શક્યું નહિ. તેની પાછળ પાછળ ઓરડામાં જતાં જતાં તો બધાની વૃત્તિ સંન્યાસીને અનુસરતી થતી ગઈ. ઓરડામાં મહારાજ ગાદીપર બેઠા ને સર્વે તેને પગે લાગ્યા. મહારાજે તેઓને માથે હાથ મુક્યો કે તરત તેઓપર સંન્યાસીના યોગપ્રભાવની છાયા છવાઈ રહી. સર્વેનું મન મહારાજ વદતા ગયા તેમ તેમ અને તેવી રીતે તલ્લીન થતું ગયું. આંખ મીચવાનું કહેતાં અનાયાસે તેઓની આંખ મીચાઈ ગઈ.

**શ્રી**કૃષ્ણે દિવ્ય ચક્ષુ આપી **અર્જુન**ને પોતાના **વિશ્વરૂપ**નું દર્શન કરાવ્યું તેવેજ પ્રકારે, **શ્રીઆ**નંદગિરિ યોગિએ તેઓને માથે હાથ મુકી, પોતે ધારેલું અને ઇચ્છિત યોગદર્શન તેઓને કરાવ્યું.

તેઓને એમ લાગ્યું કે જાણે તેઓએ **ધવલકૂટગિરિ** તરફ જવાની તૈયારી કરી છે. **શ્રીઆ**નંદગિરિ મહારાજ તેઓની સાથે છે. એક સવારના તેઓ વહેલા વહેલા

ઉઠી, ન્હાઈ ધોઈ ખાઈ પીને જલદી જલદી પરવારી, ગાંસડાં પોટલાં લઈ રેલવે સ્ટેશનપર ગયા ને ટીકીટ કહડાવી. થોડીવારમાં ધારેલી આગગાડી આવી તેમાં બેસી તેઓએ મુસાફરી શરૂ કીધી. આગગાડી ધસમસ ચાલવા લાગી. એક પછી એક સ્ટેશનો આવતાં ગયાં. મહોટી મહોટી ખાડીઓ અને નદી વટાવતાં વટાવતાં, ગાડીમાં બેઠા બેઠા, પુલોપરથી ગાડીને પસાર થતી જોતાં જોતાં, ખરેખરી મુસાફરી કરતા હોય એવી ઝડપથી જતાં જતાં તેઓ બીજે દિવસે પ્હો ફાટતાં અમદાવાદમાં ઉતર્યા. ત્યાં એક ધર્મશાળામાં તેઓએ એક દહાડો આશાએસ લીધી. બીજે દિવસે સવારનાં વળી પાછા આનંદગિરિ સાથે તેઓ એક બીજી રેલવેમાં બેઠા. તે સાંઝે ધવલગિરિથી બે ગાઉ દૂરના એક ગામડામાં આવ્યા. ગામથી થોડે દૂર એક ધર્મશાળા હતી તેમાં ઉતરીને ત્યાં રસોઈ પાણી કરી તેઓ બે દિવસની મજલથી થાકી ગયા હતા તેથી, અને વળી સવારનાં ઉઠી પગે કાપતાં લાંબી મજલ કરવાની હતી તેથી, ઝટપટ સુઈ ગયા. વળતે દિવસે મળસકાનાં ચાર વાગે શ્રીઆનંદગિરિએ તેઓને જગાડ્યા. દાતણ પાણી કરી ન્હાઈ ધોઈ છ વાગ્યા પહેલાં, તેઓ પાછા પંથે પડ્યા ને અત્યાનંદથી પોતાની સન્મુખ ધવલગિરિનાં શિખરો જોતાં જોતાં ગિરિ તરફ તેઓએ ચાલવા માંડ્યું.

ધવલગિરિનો એવો જાગતો પ્રતાપ હતો કે તેમાં ઈશ્વરમાં મગ્ન થઇને એટલા બધા યોગિઓ ધ્યાન અને સમાધિમાં બેઠા હતા તે કેવળ ધવલગિરિમાંજ નહિ, પણ તેની આસપાસ બધી દિશાએ ઘણા ગાઉ સુધી શાંતિની લહેરો પવનની પેઠે પથરાઈ રહી હતી; તેથી જેમ જેમ આગળ ચાલતા ગયા, તેમ તેમ તેઓના મનનો આહ્લાદ વધતોજ ચાલ્યો, આસપાસનો દેખાવ પણ વધારે રમણીય થતો ગયો. બે ગાઉની મજલ તેઓએ બે કલાકમાં પુરી કરી. તેઓ છેક પાસે આવી પહોંચ્યા અને હવે તેઓને ગિરિ ચહડવાનો હતો. ગિરિ ચહડવા પહેલાં પાસે એક વાવ હતી, તેમાં તેઓ હાથપગ ધોવાને ઉતર્યા. વાવનાં પહેલાં ચાર પગથીઆં કાચી બાંધણીનાં હતાં. બાકીનાં નીચે સુધી રાતા પથરનાં બાંધેલાં હતાં. અંદર એક પીપળો અને વડનું ઝાડ ઉગ્યું હતું તેથી કરીને તે ઉંડી વાવ બધી ઢંકાઈ ગઈ હતી.

ગિરિ જોતાં જોતાં તેઓ સ્તબ્ધ થઇને થોડો વાર ઉભા રહ્યા. કેવો ભવ્ય દેખાવ! કેવી શાંતિ અને પ્રસન્નતા ચોગરદમ પથરાઈ રહી હતી! ધવલગિરિનાં અગણિત શિખરો— નહાનાં મહોટાં—દશો દિશાએ મહોડાં કરી ગગનમાં લાગેલાં દેખાયાં. બધાપર લીલી લીલોતરી છવાઈ રહી હતી ને દિનકરનાં કોમલ કિરણો તેઓપર પડવાથી સર્વેની શોભા વિધવિધની બની રહી હતી. કેટલાંક દૂરનાં ગિરિશિખરો પર હજી આદિત્યનાં કિરણો પહોંચી વળ્યાં નહોતાં, પણ અરુણો-

દયથી ઘેરા લીલા રંગનાં દીસતાં, કેટલાં શિખરો તો ધુમ્મસથી ઢંકાઈ ગયાં હતાં ને તે તરફની લીલોતરી કાળા ધાભાની પેરે જણાતી. બહુ દૂરથી આ શિખરો હશે કે કાળાં અભ્રો હશે તેનો નિર્ણય થઈ શકતો નહિ. પણ એટલે દૂર શું કામ નજર નાંખવી જોઇએ ? ગિરિશિખરોનો પાસેનો દેખાવે ક્યાં કમી હતો ? કેટલાંકમાંથી પાણીના ઝરા જોસમાં કે ધીમે ધીમે, નહાનાં નહાનાં કે મ્હોટા મ્હોટા, નીચે પડતા, દોડતા અને જુદી જુદી આકૃતિઓ ખડી કરતા. તેઓમાં સૂર્યનાં કિરણો પ્રતિબિંબિત થતાં, તેથી કોઈ કોઈ ઠેકાણે, જાણે કાચની નદી કે પીગળાવેલા રૂપાનો વા સુવર્ણનો ઝરો વહ્યો જતો હતો, વા કોઇએ ત્યાં ગોઠવી દીધો હતો, એવો ભાસ થતો. કોઈ કોઈ ઠેકાણે ઝરાઓ ધ્વનિ કરતા એવા જોસથી આગળ ધસ્યા જતા, વા આડી અવળી ઉંચાણ ભૂમિપરથી એવા તો વિવિધ પ્રકારે નીચેની ભૂમિમાં પડતા કે કેટલેક દૂર સુધી બધે ઝીણુ ઝીણુ થઈ રહેતું ને ચારે તરફ મેઘનાં બુંદની પેઠે ઝરમર ઝરમર જળ સીંચાતું; એટલું જ નહિ પણ તેથી કરીને ત્યાંનાં તરુઓ અને વનસ્પતિ વધારે લીલી અને ચળકાટ મારતી બની આંખને ટહાડી કરતી હતી. ગિરિનો આનંદજનક દેખાવ જોઈ તેઓ મનમાં બોલ્યા—"ખરેખર ધવલગિરિ ! તારૂં દૈવી સ્વરૂપ લખવાથી વર્ણવી શકાતું નથી. તારા પ્રદેશને ઉત્તમ ધામ સમજી યોગિઓ તેમાં વાસ કરતા, કે તેઓનો નિવાસ હોવાથી તારી ભૂમિ પવિત્ર અને શાંત સાત્વિક સુખદ થઈ પડી હતી, વા તેઓનો વાસ અને ઉત્તમાવસ્થા એક બીજાને સહાયભૂત થઈ પડી હતી તે તો વાત કોણ જાણે ! પરંતુ આ જમાનામાં સ્વર્લોકથી આરંભીને તેથી ઉત્તમ ઉત્તમ લોકોને યત્કિંચિત્ આભાસ આપવાને આ લોકમાં તું નમુનો છે એમ કહીએ તો ચાલે. અથવા તે તે ઉત્તમ લોકોનું તું આ લોકમાં મૂર્તિમાન્ સ્વરૂપ છે. તારી લીલોતરીનો રંગ, ચળકાટ અને ઘાટ કંઈ ઓરજ છે. તારી વૃક્ષલતા ચોદશ મનને ઠારે અને શ્વાસને નીચે બેસાડે એમ, નોંખી નોંખી કે ભેગી કલોલ કરતી પથરાઈ રહી છે. પવનથી આમ તેમ ઝોલા ખાતી જોનારને તેઓ પોતા પાસે આવવાનો ઇસારો કરે છે કે અહીં રહેલા સુખનો જરા અનુભવ તો કરો. અમે આતિથ્ય કરશું; માટે આવો આવો ! આ મ્હોટાં તરૂઓ પણ નહાની નહાની વૃક્ષવેલીની પેઠે અમને આદર સત્કાર કરે છે. અમારૂં આમંત્રણ કરી પોતાનો સાધુભાવ સપ્રેમ બતાવવાને, તેઓની શાખા અને ડાળો અને પાંદડાં ભોંય સાથે નીચાં વળી, પાછાં ગગન ઉપર ચહડી અમને મ્હોટા મ્હોટા સાદ કરી નિમંત્રે છે. પાસે જે નહાનાં નહાનાં વૃક્ષો જણાય છે તે આપ્ત-વર્ગનાં કે કિંકરવર્ગનાં હોઇને અમારો સત્કાર કરવાને સામાં તેડવા આવ્યાં છે કે ચાલો પધારો ! એ શું, બબ્બે હાથે, ચચ્ચાર હાથે વા સહસ્ર હાથે અમને ભેટ-

વાને દોડતાં આવે છે વારૂ ? આ નહાની નહાની વેલીઓને તેઓ શું પોતાની સાથે અમારૂં મન રંજન કરવાને માટે લેતા આવ્યા છે ? તેઓ કેવી કલ્લોલ કરી રહી છે અને પોતાનો વિકાર રહિત ઉચ્ચ પ્રેમ પ્રદર્શિત કરે છે ! કેવો સુગંધિ અને શીતળ વાયુ વાઈ રહ્યો છે. એ તો અમારો સત્કાર કરવાને, અમને લલચાવવાને અમારી તરફ મંદ મંદ આવ્યા કરે છે, માટે ચાલો, ધવલગિરિના સાનુજો ચહડીને આત્માને કૃતાર્થ કરીએ."

બે ગાઉની મજલ કરી તેઓ ધવલગિરિની છેક પાસે આવ્યા પણ શ્રમિત થયા નહિ. ઓર આસપાસની શોભા નીહાળી તેઓ રંજીત થયા ને અધિક ઉમંગથી તેઓ ગિરિશિખર ચહડવા લાગ્યા. સંન્યાસી તેઓની આગળ આગળ ચાલ્યો. સર્વે શોભા નીહાળતાં મુંગા મુંગા ચાલવા લાગ્યા. એક શિખર ચહડી પાછા ઉતર્યા. જેમ જેમ ધવલગિરિની અંદર અંદર ચાલતા ગયા, તેમ તેમ આસપાસનો દેખાવ વધારે દિવ્ય અને ભભક મારતો સન્મુખ ખડો થતો ગયો. બીજી ટેકરી પણ ચહડીને ઉતર્યા. હવે સપાટ જમીન આવી. ચોતરફ તરેહ તરેહની વૃક્ષવેલી છપાઈ રહી હતી. ત્યાં આગળ રસ્તા જેવું તો કંઈ હતું જ નહિ. **શ્રી આનંદગિરિની** પાછળ ચાલતા ચાલતા, અને આસપાસ નજર નાંખી શોભા નીહાળતા તેઓ થંભી જ ગયા. વળી પાછળ પડી જવાની ધાસ્તીએ તેઓ જલદી જલદી ડગલાં ભરી સાથે થઈ જતા, અને ધવલગિરિને આંખથી પીવામાં પાછા સહજ નોખા થઈ જતા. એ પ્રમાણે ગિરિનો ખીણ જેવો પ્રદેશ તેઓ વટાવી ગયા. સૂર્ય વધારે તપવા લાગ્યો. મધ્યાહ્ન થવાને એક કલાકની વાર હતી. એવામાં એક શિખરની સન્મુખ તેઓ આવ્યા. પરંતુ **શ્રી આનંદગિરિ** તે શિખરપર ચહડ્યો નહિ. પાસે જ વેલીઓથી આચ્છાદિત થયલી એક ગુફા હતી. વેલીઓને દૂર કરી અંદર જવા જેટલો માર્ગ કરી સંન્યાસીએ ગુફામાં પ્રવેશ કીધો. અંદર બધો અંધકાર હતો, તેથી પાછળનાને એણે જણાવ્યું કે મારી સાથે નિડરપણે ચાલ્યા આવો.

ગુફાની ભોંય સર્વેના પગલે ભીની અને શરદી મારતી જણાઈ. કોઈ બીજે પ્રસંગે ગુફાનો માર્ગ તેઓને ખબર હોત તોએ, અંદર પગ મુકતાં તેઓ જરૂર આચકો ખાત. પરંતુ આજે તો તેઓએ જે અદ્ભુત દેખાવો જોયા હતા તેથી, અને સ્વામીના વિશ્વાસજનક શબ્દો વડે તેઓને કશીએ બ્હીક લાગી નહિ. બેધડક તેઓ ચાલવા લાગ્યા. જેમ જેમ વધારે અંદર ગયા તેમ તેમ ઉજાસ ઓછો થતો ગયો ને હવે તો છેક અંધકાર પથરાઇ ગયો.

સંન્યાસીએ પોતાની પાછળનાનો હાથ ઝાલ્યો. હવે તેઓ એક બીજાનો હાથ ઝાલી, ભોંય પર સાચવી સાચવી પગ મુકતા ચાલ્યા. સરપ, નાગો અને બીજા એવાજ

જીવોનો અવાજ તેઓને કાને પડવા લાગ્યો. તેઓના પગને અડકીને કેટલાક જતા હોયની એમ તેઓને લાગ્યું. તથાપિ આજે તેઓને ભયનું ભાન સુદ્ધાં આવ્યું નહિ. નિશ્ચિન્ત જીવે તેઓ આગળ વધતા જ ગયા. એમ અડધો કલાક ચલ્યા પછી ગુફામાં પાછો કંઇ ઉજાસ પડવા લાગ્યો. થોડી વારમાં તેઓ તે ગિરિગહ્વરને બીજે નાકે આવી પહોંચ્યા. એકદમ તેઓ સ્તબ્ધ થઇ ગયા ને આસપાસ દૃષ્ટિ ફેંકીને તે સ્થળના દેખાવનું ચિત્ર પોતાના મનમાં ખડું કરવા લાગ્યા.

એક વિશાલ ગિરિખીણમાં ઉભા ઉભા આસપાસ તેઓ જોય છે તો એક બાજુએ વિસ્તીર્ણ સરોવર તેઓએ જોયું. લીલ, વેલી અને લતાથી તે એટલું બધું તો આચ્છાદિત થયલું હતું કે ઘણીવાર સુધી જોયા પછી તેઓને લાગ્યું કે એ સરોવર છે. તે તરફ બધું શાંત સુનકાર જેવું હતું. તેની અંદર નવનવાં નહાનાં મ્હોટાં તરુઓ ઉગેલાં હતાં. સરોવરને કીનારે પણ ઘણાં ઘણાં વૃક્ષો, દૂર દૂર અને પાસે પાસે, યથેચ્છિત જ્યાં ત્યાં દેખાતાં. જાણે કે તેઓ સર્વે યોગિરૂપ હોઇને દૃઢ આસન વાળી ધ્યાન ધરતાં હોયની!! ખુદ સરોવરમાં કમળ, પોયણી અને બીજી વૃક્ષવેલીઓનાં વિવિધ રંગનાં ફુલ અને ગુચ્છાઓ ચોમેર પથરાઇ રહ્યાં હતાં. સૂર્યનાં કિરણોનું તેપર ચુંબન થતાં તેઓ અદ્દ્ભુત બહાર આપતાં. ખીણની બીજી બાજુએ એક શિખર સુતું સુતું ગગને લાગ્યું જણાતું હતું. તેનો પ્રદેશ બધો ખાડા ખબોચીઆંવાળો, પહોળો, અને ઉંચો હતો. વળી એ શિખરના કેટલાક ટેકરાઓ સ્ફાટિકમણિ સદશ શ્વેત હતા; અને દિનમણિનાં બિંબો તેમાં પ્રતિબિંબિત થવાથી તેનો ચળકાટ ચોતરફ પસરી રહ્યો હતો; એટલુંજ નહિ પણ જોનારની આંખ તે તરફ ઠરી શકતી નહિ. તેજ સહન ન થવાથી અનાયાસે નેત્રો પાછાં વળતાં હતાં. ત્યાં પણ અગણિત ઝાડો શિખરનાં મથાળા સુધી ચાલ્યાં જતાં હતાં. ખીણની એક બાજુએ તમામ જંગલ હતું. ત્યાં વૃક્ષવેલી અને લીલા ઘાસ સિવાય બીજું કંઇ દેખાતું નહિ. એ જંગલ કેટલે સુધી ચાલ્યું જતું તે કંઇ કહી શકાતું નહોતું; પણ જ્યાંસુધી દૃષ્ટિમર્યાદા પહોંચતી ત્યાંસુધી તમામ લીલોતરી ને લીલોતરીજ નજરે પડતી હતી. એ અરણ્યનો લીલો આભાસ તેઓ જ્યાં ઉભા હતા ત્યાં પણ પડતો હતો અને એટલે દૂરથી પણ, તે અરણ્યમાં વાસ કરી રહેલાં ક્રૂર પશુઓની ગર્જના તેઓને કાને પડતી હતી. ખીણની ચોથી દિશાએ એક સુંદર અને નહાનુંસું ઝરણુ ઝરમર ઝરમર વહ્યું જતું હતું. તેનો પટ ત્રણ હાથથી વધારે પહોળો નહોતો. તથાપિ તેનો દેખાવ સરોવર કે શિખર કે જંગલના કરતાં ઓછો ધ્યાન ખેંચનારો નહોતો. ઝરાનું પાણી નિર્મળ અને શ્વેત હતું. તેનાપર તડકો પડવાથી જાણે ચકચકતો આરસો ત્યાંથી વહ્યો જતો હોયની એવું દેખાતું! પાસે જઇને જોવાથી એમ જણાતું કે જે જમીનપર થઇને એ ઝરો ચાલ્યો જતો

હતો તે ચળકતા શ્વેત પથ્થરોથી ભરપુર હતો. મંદ મંદ પવનની લહેરોથી નહાની નહાની ઉર્મિઓ તેનાપર આવતી હતી. અને તેનું પાણી વહેતાં વહેતાં પથ્થરો જોડે અથડાવાથી તેમાંથી મધુર ધ્વનિ નીકળતો હતો.

કેશવલાલને લાગ્યું કે આ ગગનને લાગતું શિખર—આ અરણ્ય—આ સરોવર—અને આ ઝરો—જીવની શું ચાર અવસ્થા સૂચવે છે ? આ શિખરની ટોચ ગગન સુધી પહોંચીને આશા અને સંસારનો છેડો નથી એમ દેખાડે છે! એનો ઉંચો નીચો ખાડા ખઓચીઆંવાળો પ્રદેશ સંસારના દુસ્તર માર્ગનું ચિત્ર આપે છે! ઉપર ચહડતાં જરાક ચુકયા કે પગ લપસ્યો તો અફળાતા ઝીકાતા ઝીકાતા કયાંના કયાં રોળાઇશું તેની ખબર પડતી નથી. આ બધાં વૃક્ષો અને શ્વેત ટેકરાઓ અને ટેકરીઓ ચહડવાને ઓથારૂપ છે. ખરેખર, વૃક્ષોને જે ફળફુલ લાગેલાં છે તે, અને આંખે ઝાંપ વાળતા ટેકરા ટેકરીઓ વિધવિધનાં ઇન્દ્રિયોના વિષયો છે. એનાં ફળફુલ ખાવાથી, વા જોવાથી, વા ટેકરીઓપર કેવળ ચહડવાથી, આપણે કૃતાર્થ માનવાનું નથી: વા ફળફુલની લાલચમાં ત્યાંજ પડયા રહેવાનું નથી; કેમકે તેઓનો તો છેડોજ નથી અને ઉપર નીચે બધે સહજ મળે એમ છે. માટે ઉપયોગી વા દૈવવશાત્ પ્રાપ્ત થએલાં ફળફુલો ખાઇ કરી, આગળ ને આગળ ચાલ્યા જઈ શિખરની ટોચને પહોંચવાનું છે! જીવની જાગૃત્ અવસ્થાનું ચિત્ર આપનાર આ શિખર છે ખરૂં. આ લીલું અરણ્ય કયાંથી ઉભું થાય છે અને કયાં સુધી પહોંચે છે તે કંઈ કહેવાતું નથી. એમાં શું શું છે તે પણ કંઈ જણાતું નથી. માત્ર તેની લીલોતરીનો આભાસ અહીં સુધી પડે છે. શું એ જીવની સ્વપ્ન અવસ્થા દાખવે છે, કે એમાં ભુલા પડયા તો ફરીથી બહાર કેમ નીકળાશે તે જણાતું નથી ? આ સરોવર તો ખરેજ જીવની સુષુપ્તિ અવસ્થા દાખવે છે. એને બહુ બહુ વખત નીહાળવા પછી, જાણે જાગ્યા પછી ઘણીવારે ભાન આવે છે કે એ સરોવર છે. આ અગાધ સરોવરની પેઠે આપણી સુષુપ્તિ અવસ્થા અકળ છે !

આ ઝરણુ તો તુર્યાવસ્થાદર્શક છે. એ કેવું શાંત-સ્વચ્છ—અને સ્વાનંદ મગ્ન વહ્યું જાય છે! નહાના નહાના કાંકરાઓ અને પથ્થરો જોડે એનું જળ અથડાય છે, આમ તેમ અફાળ ઝીક થાય છે, તથાપિ એ ઝરો તો એક સરખી રીતે મધુર ધ્વનિ કરી આનંદમાં મગ્ન થતો થતો ચાલ્યો જાય છે!

એ પ્રમાણે પોતાના મનમાં કેશવલાલ તરંગોની લહેર ચલાવતો હતો એટલામાં આનંદગિરિ સંન્યાસી તેઓની તરફ ફરીને બોલ્યો—" ભાઇઓ, તમે આજે પ્રાતઃ-કાલથી ચાલ્યા કરો છો માટે થાકી ગયા હશો. સવારનું તમે કંઈ ખાધું પીધું નથી ને દહાડો ચહડી ગયો છે એટલે જરૂર તમને ભુખ લાગી હશે. હવે આપણે ઝાઝું

ચાલવાનું નથી. અહીંની આ સુંદર ખીણમાં આપણે બે ત્રણ કલાક આરામ લઇશું. તમે ખાઈ પીને તૃપ્ત થાઓ. અહીં પાકી રસોઇની તો સોઈ બને એમ નથી. પરંતુ હું તમને જંગલનાં કંદ મૂળ આણી આપું છું, તેને તમે આસપાસ પડેલી સુક્કી ડાળો વીણી, અગ્નિ સળગાવી બાફીને ખાશો તો પાકી રસોઈ કરતાં પણ તમને વધારે તૃપ્તિ અને આનંદ થશે. થોડાં ફળફુલ પણ તમારે માટે હું લાવું છું અને બનશે તો, દહી દુધ લાવીશ. જુઓ! આ પાસે આંબાનું ઝાડ છે. એની ઘટા સુરજના કિરણોથી ભેદાય એમ નથી માટે તમે એ વૃક્ષની નીચે મુકામ કરો. હું તમારે માટે અતિથિ સત્કાર કરવાને જાઉં એટલામાં, આ પાસે નિર્મળ ઝરો વહે છે તેમાં તમે ન્હાઈ ધોઈ, શરીર અને મનને સ્વચ્છ કરી, શાંત થાઓ. મારી ગેરહાજરીને લીધે તમે જરાકે ડરશો મા. તમારા પોતાના ઘરમાં—ઘરના ઓરડામાં—ઓરડાના છઠ્ઠા ખુણામાં બેઠાં બેઠાં તમને જે નીરાંત રહે તેના કરતાં પણ અહીં તમને વધારે નીરાંત છે, ને કોઈ પણ વાતે બ્હીવાનું કંઈ કારણ નથી એમ વિશ્વાસ રાખજો. **શ્રીવિદ્યા**નંદ ગુરુમહારાજ આપણા બધાનું રક્ષણ કરવાને સમર્થ છે. હવે હું જાઉં છું."

એમ કહી **આ**નંદગિરિ સંન્યાસી થોડીક વારમાં તેઓની નજર આગળથી અદૃશ્ય થઈ ગયો, પણ તેના જવાથી તેઓ કંઈ ગભરાયા નહિ. આજે આ ધવલગિરિનાં દર્શન થતાંજ તેઓની વૃત્તિ જુદી તરેહની થઈ ગઈ હતી. ધવલગિરિની શોભા નીહાળવામાં, અને ઇશ્વરની લીલાના જે અદ્ભુત દેખાવો તેઓને દૃષ્ટિગોચર થયા હતા તેમાં તેઓનું મન તલ્લીન થઈ જવાથી, તેઓ પોતાનું ભાન ભુલી ગયા હતા. કેટલું ચાલ્યા—કેટલો દહાડો ચહડ્યો છે, કેટલી ભુખ લાગી છે, તેમાંના કશાનું તેઓને આજે સ્મરણ થયું જ નહિ. એક પછી એક નવા નવા અને મનહર દેખાવો જોયા જ કીધા. હજી પણ સંન્યાસીએ તેઓને યાદ દેવડાવ્યું નહોત તો તેઓને ભુખ, તરસ કે શ્રમ કંઈજ લાગત નહિ. પરંતુ **આ**નંદગિરિ ઉપર પ્રમાણે કહીને અદૃશ્ય થયો ત્યારેજ તેઓને, સ્વપ્નમાંથી જાગ્યા હોય તેમ, પોતાનું ભાન આવ્યું. **આ**નંદગિરિએ જે આંબાનું વૃક્ષ બતાવ્યું તેની નીચે તેઓ જઇને બેઠા. ખુદ ખીણની શોભા કંઈ જેવી તેવી નહોતી. તેની પીળી માટીની ભોંય, બારીક રેતીની કણો પેઠે, પગને સુંવાળી લાગતી; અને જાણે સાફ, લીસા અને બહુ જાડા ગલીચાપર પગ પડ્યો હોય, તેવું તેઓને લાગ્યું. સૂર્યનાં કિરણો પીળી માટીપર પડતાં હોયની—અથવા પડીને પીળા રંગનાં થઈ ગયાં હોયની, એવો ભાસ થતો. ચાલ્યા ચાલ્યા આંબાના વૃક્ષ નીચે જઈ ધોતિયાંનું બોચકું જે તેઓ મહારાજના કહેવાથી પોતાની સાથે લાવ્યા હતા (બીજો બધો સામાન છેલ્લા ઉતારામાંજ રાખ્યો હતો) તેમાંથી એકેક

ધોતિયું ને તુવાલ લઈ, બધા પેલા દિવ્ય ઝરા તરફ નહાવા ચાલ્યા. નીતરૂં કાચ જેવું પાણી જોઇને તેઓ બહુ હરખાયા. જેને જેમ ફાવ્યું તેમ પાસે કે દૂર ઝરામાં તેઓ નહાવા પડ્યા. પાણીનો સ્પર્શ તેઓને બહુ શીતળ અને આનંદદાયી લાગ્યો. જળ પીવામાં પણ બહુ મધુર હતું. ખોબે ખોબે ગળા સુધી તેઓએ પાણી પીધું. ઝરામાં પડ્યા પડ્યા તેઓ આમ તેમ ચાલવા લાગ્યા. પાણી એક હાથથી ઉંડું નહોતું. કોઈ કોઈ જગ્યાએ તો તેથી પણ ઓછું હતું તેથી તેમાં લાંબા ચત્તાપાટ સુઇને તેઓ અનેક ચાળા કરવા લાગ્યા. તેઓને તો એમ લાગ્યું કે બસ, સારો દહાડો અને રાત આમાં પડયા રહીએ તોપણ તેઓને થાક કે કંટાળો લાગશે નહિ. થોડી વારમાં **આનંદગિરિને** ફળફુલ અને કંદમૂળ સાથે આવતા જોઇને તેઓ જળમાંથી બહાર નીકળ્યા તો તેઓને પોતાનું મન બહુ નિર્મળ અને ઉચ્ચ દશાને પ્રાપ્ત થયું હોય તેવું લાગ્યું. તેની સાથે તેઓનો ઉજમ અને આનંદ પણ વધ્યો. ઝટઝટ તુવાલથી અંગ લ્હોઇ નાખી, આણેલાં ધોતિયાં પહેરી આંબા નીચે તેઓ ગયા. **આનંદગિરિ** મહારાજે તેઓને સારૂ ચારેક સુરણની ગાંઠો જેવી ગાંઠો, થોડી કેરીઓ, પેરૂઓ, સીતાફળ અને રામફળ આણેલાં હતાં. એક સળગતું છાણું પણ તેના હાથમાં હતું. તેણે આણેલાં બે તુંબડાંમાં દહી અને દુધ હતાં. કંદને અગ્નિમાં કેમ બાફવો ને કેવી રીતે તેની છાલ ઉતારવી તે બતાવી, પાછા આવવાનું જણાવી, એ જતો રહ્યો. **કેશવલાલ** અને **નિર્મલદાસ** સુકી ડાળો અને પાંદડાં એકઠાં કરવા લાગ્યા. મહારાજ તેઓ સારૂ થોડાં અડાયાં લેતા આવ્યા હતા તેને ગોઠવી કરી, તેઓએ ધુણી કરી. જોઇએ તેવો તાપ થયો કે સુરણના જેવી ગાંઠો બાફવા સારૂ તેઓએ તેમાં મુકી. પછી પાસેથી કેટલાંક ઝાડનાં મ્હોટાં મ્હોટાં પાંદડાં એકઠાં કરી તેના દુના અને પતવાળીઓ **કેશવલાલ** અને **નિર્મલદાસે** બનાવ્યાં. પાંચે જણા ખાવા બેઠા. મહારાજે આણેલી બે ગાંઠો એવી હતી કે તે સીજાઇને તૈયાર થઈ કે તેમાં છિદ્ર પાડતાં, બાફેલા ચોખા જેવી કણીઓ તેમાંથી પડવા લાગી. કેશવલાલે બધાની પતવાળીમાં જોઇએ તેટલી તે મુકી. પછી બીજી બે ગાંઠ છોલી તો તેમાંથી લીંબુ જેટલા મ્હોટા મ્હોટા કટકાઓ નીકળ્યા. તેને પણ પાંચે પતવાળીમાં મુક્યા. આણેલાં ફળ પણ અક્કેક બબ્બે તેઓએ લીધાં. પછી એક દડીઆમાં દુધ અને એકમાં દહી લઈ તેઓ ખાવા બેઠા. ગાંઠનો સ્વાદ કંઈ ઓરજ લાગ્યો. તેમ, જેમાંથી ચોખા જેવા દાણા નીકળ્યા હતા તેનો સ્વાદ કમોદના ચોખા કરતાં પણ વધારે સારો થઈ પડ્યો. સોરમમાં પણ કંઈ મણા નહોતી. પેટ ભરી ભરીને તેઓએ ચોખાના દાણા ખાધા. વચમાં ખડી જેવું દુધ અને ઢેબા જેવું દહી પણ લીધું. બધું અમૃત જેવું સ્વાદિષ્ટ લાગ્યું ને એક બીજાની સાથે લેવાથી તેનો

સ્વાદ વધતોજ ગયો. ભુખ તો લાગેલી હતી; પણ આ અમૃતનો આહાર કરીને અને તેનો સોરમ લઇને તેઓની ભુખ બેવડી વધી. આકંઠ મગ્ન થતા સુધી તેઓ હોંસે હોંસે જમ્યા કે આવો ઉત્તમ પદાર્થ ખાવાનો તેઓને ફરી અવસર આવશે નહિ. આણેલાં ફળ પણ સ્વર્ગનાં જેવાં હતાં. તે પણ યથાતૃપ્તિ લઈ, પતવાળીઓ દૂર ફેંકી, ઝરા આગળ જઈ મ્હોડું સાફ કરી તેઓએ યથારુચિ ખોબે ખોબે પાણી પીધું. દેવતાઓને પણ દુર્લભ એવા પદાર્થોનું ભોજન કરવાથી અને અમૃત જેવું મીઠું પાણી પીવાથી તેઓને જે તૃપ્તિ થઈ તે અવર્ણનીય હતી. એક અવાજે બધા પરમ સંતોષ બતાવતા બોલી ઉઠયા, કે આવું ઉત્તમ ભોજન તેઓ કોઈ જન્મારે જમ્યા નહોતા! પાકી રસોઈ–પછી ભલે તેમાં મિષ્ટાન્ન હોયની–તોપણ એની આગળ પાણી ભરે છે–તુચ્છ છે. ઝાડ તળે આવી તેઓ જેમ ફાવ્યું તેમ બેઠા. જો કે ત્યાં બીછાનાં કે ગલીચાં નહોતાં, તથાપિ ખીણુની પીળી ભોંય એટલી સાફ અને લીસી હતી કે બીછાનાની ગરજ તેઓએ જોઈ નહિ. થોડી વારમાં બધા લાંબા થઇને સુતા. તેઓ આજે માંહોમાંહે ઝાઝું બોલતા જ નહોતા. બધે આનન્દ આનન્દજ હતો! અને તે આનન્દ એકલા એકલા જ લેવાનો હોયની તેમ એક બીજાની પાસે છતાં–વગર બોલે ચાલે અને પડ્યા પડ્યા–તેઓ સૃષ્ટિસૌંદર્ય નેત્રદ્વારા પીવા લાગ્યા. કેફ ચડ્યો હોય, વા ભાન ભુલ્યા હોય, તેમ બધો ચીતાર અર્ધનિમિલિત ચક્ષુએ નીહાળતાં તેઓ મુંગા મુંગા જ પડ્યા રહ્યા.



## પ્રકરણ ૧૯ મું

## શ્રીવિદ્યાનંદ યોગિરાજનાં દર્શન

હું તો લળી લળી લાગું પાય, નિગમ નેતિ ગાય,
અગમ પદરાય—વારી જાઉં વારણે;
પુરૂષોત્તમ પરિબ્રહ્મ પૂરણ–જનમીઆ જગમાંય,
સદ્ગુરૂ રૂપે શોભતા રે–જિજ્ઞાસુની ગ્રહવા બાંય–વારી જાઉં વારણે. (અખો.)

છે ને નથી, નથી ને છે, એ લક્ષ્મીનું સ્વરૂપ છે.

એમ ધવલગિરિના અદ્ભુત મહિમાનું મનન કરતા–પ્રાતઃકાળથી જે એકેકથી વધારે ભભક ભર્યા ને મનહરતા ચીતારો અને દેખાવો તેઓની નજર આગળથી પસાર થયા હતા તેઓનું સ્મરણ કરતા–ઈશ્વરની લીલા નીહાળતા–આનન્દગિરિના આતિથ્યભાવથી આત્માને સંતોષ મનાવતા–ઈશ્વરના અગાધ સામર્થ્યને મનુષ્યબુદ્ધિ

કદાપિ ભેદી શકતી નથી, તેની ગહન કળાઓનો આભાસ મનમાં ઉઠવોજ કઠણ છે એમ વિચારતા–પડ્યા પડ્યા તેઓ આનન્દમાં જ ઝુલતા હતા. હજી તો બીજા કેટલાક અવનવા આનન્દજનક દેખાવો નીહાળશું, એમ વિચારતાં તેઓની વૃત્તિ નિજાનન્દમાં મગ્ન થઈ. આનન્દગિરિ સંન્યાસી ત્યાં પાછો આવ્યો. દૂરથી તેઓની આનન્દમગ્ન સ્થિતિ જોઇને પોતાથી તેઓનો આતિથ્ય સત્કાર સારો થયો છે એમ જાણીએ હરખાયો. એને લાગ્યું કે સર્વે જણ આજે પોતાનું ભાન ભુલીને સ્વાનુભવજનક સુખમાં મહાલે છે. ધીમે ધીમે પાસે આવી પ્રસન્ન વદને સૂચવ્યું કે ચાલો હજી આપણને ઘણું કામ છે.

મહારાજે તેઓને વશ કરી નાંખ્યા હોયની, તેમ તેની વાણીનો ધ્વનિ કર્ણે પડતાં તેઓ ઉજમ ભેર ઉઠીને ઉભા થયા ને ધોતિયાંનું ઓચકું બાંધી સંન્યાસીની પાછળ પાછળ ચાલવાને સજ્જ થયા.

ગિરિની ખીણમાં આવ્યા ત્યારે મધ્યાહ્ન થવા આવ્યો હતો. ન્હાઈ ધોઈ ખાઈ પીને પરવારી પાછા ત્યાંથી ચાલવા માંડ્યું ત્યારે બપોરના બારપર ત્રણ વાગવા આવ્યા હતા. પરન્તુ એ ત્રણ કલાક ત્રણ પળની પેઠે વીતી ગયા હોયની એમ તેઓને લાગ્યું. અડધો કલાક સુધી તેઓ આનંદગિરિની પાછળ પાછળ ચાલ્યા એટલે એક ઘણું જ મ્હોટું અશોકનું વૃક્ષ તેઓની નજરે પડ્યું. સ્વામીએ તે વૃક્ષ તેઓને બતાવતાં કહ્યું કે એ વૃક્ષની નીચે **શ્રીવિદ્યાનંદ** ગુરુમહારાજની પર્ણકુટી છે. એમ કહી પોતે ભોંય પડી સાષ્ટાંગ નમસ્કાર કીધા. પાંચે જણે તે જ પ્રમાણે દંડવત્ કીધા. થોડુંક વધારે ચાલ્યા અને સંન્યાસીએ બતાવેલી પર્ણકુટી તેઓની નજરે પડી. પાસે આવતા ગયા તેમ તેમ તેઓ ધીમે ધીમે ડગલાં ભરવા લાગ્યા. ખીણનો પ્રદેશ મુક્યા પછી મનને એમ જ લાગતું કે આ કોઈ મૃત્યુલોકની ભૂમિ નહિ, પણ સ્વર્ગ કે તપોલોકનો પ્રદેશ છે. તેમાં જેમ જેમ **શ્રીવિદ્યાનંદ**ની પર્ણકુટીની પાસે આવતા ગયા તેમ તેમ આસપાસનો દેખાવ વધારે આનન્દ આપનારો થતો ગયો. છેક પાસે આવ્યા ને પર્ણકુટીનો તથા આસપાસનો બધો દેખાવ દૃષ્ટિને સ્પષ્ટ જણાવા લાગ્યો કે તેઓ અનાયાસે ચાલતા અટકી પડ્યા. તેઓને ભય લાગ્યો કે બહુ ધીમે ધીમે જતાં પણ, તેઓના જવાથી ત્યાં જે નિઃસીમ શાંતિ પથરાઈ રહી હતી તેમાં ભંગાણ પડશે, તેથી તેઓ એકદમ અટકી પડ્યા ને આગળ ચાલવાની હામ ભીડી નહિ. તેઓનો આશય જાણીને આનંદગિરિએ તેઓને હામ આપતાં પોતાની પાછળ આવવાનો ઇસારો કીધો એટલે તેઓ આગળ ચાલ્યા. હવે તેઓ **શ્રીવિદ્યાનન્દ**ના આશ્રમથી પંદર હાથ છેટે હતા. આનન્દગિરિ તેઓને પર્ણકુટીની સન્મુખમાં ઉભા રાખી પોતે પાસે ઉભો રહ્યો.

એક નહાની સરખી પંદર હાથ ઉંચી ટેકરી ઉપર **શ્રીવિદ્યાનન્દ** યોગિની

પર્ણકુટી હતી. તેનો દર્શનિક ભાગ પૂર્વ દિશાની સન્મુખ હતો. ટેકરીની નીચે ઘણું મ્હોટું જાડું અને સીધું એક અશોકનું વૃક્ષ હતું જેનાં દર્શન આનંદગિરિ સંન્યાસીએ ઘણે દૂરથી તેઓને કરાવ્યાં હતાં. એ વૃક્ષની ઘમઘસ ઘટામાં તમામ ટેકરી, જેનો વિસ્તાર ત્રીસ હાથથી વધારે નહોતો તે ઘેરાઈ ગઈ હતી; પરંતુ તેથી કરીને તે ઢંકાઈ ગઈ નહોતી; કારણ કે વૃક્ષની ડાળો ટેકરીથી ઘણે ઉંચે વિસ્તારને પામી હતી. તથાપિ વૃક્ષની ઘટાને લીધે લીલી હરીઆળી જેવી એ પર્ણકુટીનો દેખાવ દૂરથી ઘેરા લીલા રંગનો દીસતો હતો. ટેકરી ઉપર દશ બાર હાથ ઉંચું, સુંદર કદંબ સરખું ને નહાનાં પાંદડાંવાળું એક ઝાડ ઉગ્યું હતું. એ કદંબ સરખા ઝાડને કિંશુકના જેવા પીળા કેસરીઆ રંગનાં ફુલો ઠેકાણે ઠેકાણે લાગી ગયાં હતાં, ને તે ફુલો વિદ્યુત્‌ની પેઠે ચમક ચમક કર્યાં કરતાં. ટેકરીની એક બાજુએ પર્ણકુટી હતી. બીજી બાજુએ કદંબ જેવું વૃક્ષ હતું. એ ઝાડ એવી રીતે ઉગ્યું હતું કે તેની ડાળો પર્ણકુટીને આચ્છાદી દેતી હતી; અને પર્ણકુટીને બે ત્રણ હાથ આગળ, જ્યાં **શ્રીવિદ્યાનંદ** મહારાજ આસન માંડીને બેઠા હતા ત્યાં મહારાજની ઉપર છત્ર કરી રહ્યું હતું. એ વૃક્ષની એકે ડાળી બીજી બાજુએ ટેકરી બહાર નીકળી નહોતી. ટેકરી તરફ અને પર્ણકુટી ઉપર બધી ડાળો નમેલી હતી. મહારાજનું આસન ઝાડની નીચે કે પર્ણકુટીના મધ્યભાગ તરફના પ્રદેશમાં નહોતું, પણ ટેકરીના આગલા ભાગમાં હતું; તેથી કરીને તેઓના જમણા હાથ ઉપર આવેલી પર્ણકુટી–ડાબા હાથ તરફ આવેલું કદંબ જેવું ઝાડ–અને આસન એ ત્રણે, દ્રષ્ટાની સન્મુખ દેખાતાં. પ્રથમ મહારાજનું આસન જણાતું. તેની એક બાજુએ થોડેક પાછળ, કદંબ સરખું વૃક્ષ ને બીજી બાજુએ તેથી પણ પાછળ પર્ણકુટી હતી. એ ટેકરી છેક પીળા રંગની હતી. કદંબ જેવા વૃક્ષના થડમાં દોરડાથી એક કામધેનુ જેવી શ્વેત રંગની અને નહાનીસી ગાય બાંધેલી હતી. તેનું શરીર અતિ હૃષ્ટ પુષ્ટ હતું. તે બેઠી બેઠી ચારો ખાતી હતી. જ્યારે તેણે આનંદગિરિને પોતાની તરફ આવતો જોયો ત્યારે તે ઉઠીને ઉભી થઇ અને તેને ઓળખીને પોતાનો હર્ષ દેખાડવા લાગી ને આમ તેમ દોડવા અને કુદવા લાગી. આનંદગિરિએ હાથેથી તેને શાંત રહેવા કહ્યું અને ગાયે ઉભા ઉભા એક ટગરે અને હાલ્યા ચાલ્યા વગર તેના સામું જોયા કીધું.

જે જગ્યા પર તેઓ ઉભા હતા ત્યાંથી ટેકરી પર ચહડવાને તે બાજુના ભાગને ઢોળાણ પડતો કરી દીધો હતો. ત્યાં એક બીજા ઉપર અક્કેક બબ્બે પથ્થરો મુકીને ટેકરી ચહડવાને જેવી તેવી પગથિયો કરેલી હતી. આજે આનંદગિરિ પગથિયાં ચહડીને પાસે ગયો નહિ. બંને કર જોડીને મહારાજનું દર્શન પ્રેમાર્દ્ર હૃદયે કરવા લાગ્યો.

જો કે પર્ણકુટી, કદંબ સરખું વૃક્ષ અને કામધેનુ જેવી ગાય એ સર્વે સ્વર્ગનાં હોય એવાં જણાતાં ને તેઓનો દેખાવ જેવો તેવો આનંદ આપનારો નહોતો, તથાપિ મહારાજ **શ્રીવિદ્યાનંદ**ની શોભા આગળ તેઓ કંઇ ગણતરીમાં નહોતાં.

મહારાજનું દર્શન થતાં કોઇને સહસા એમ લાગે કે એ સાક્ષાત્ યોગનું કે ધ્યાનનું મૂર્ત્તિમાન્ સ્વરૂપ છે. એક મૃગચર્મ ઉપર પોતે પદ્માસન વાળી બેઠા હતા. એમના ગળામાં અને દક્ષિણ હાથમાં તુલસીના અતિ મ્હોટા મણકાની માળા હતી. પાસે ઘણી સુંદર અને નાજુક સુવર્ણની પાવડીઓ હતી. એમનો દેખાવ જોઇને કોઇને લાગે કે એમની ઉંમર બસો અઢીસો કે તેથી પણ વધારે હશે, છતાં એમનું શરીર કોઇ વૃદ્ધ પુરૂષની પેઠે શુષ્ક કે કરચલી વળી ગયલું બીલકુલ નહોતું. સામું પુષ્ટ અને ભરાઉ દેખાતું હતું. ગાળેલા હેમની પેઠે તે લસલસતું હતું. દૂરથી બધાને કેટલીવાર સુધી તો એમ લાગ્યું કે એ કોઇ જીવતો નર નહિ પણ નર આકૃતિનું સુવર્ણનું પુતળું હશે. પાસે આવીને જોતાં પણ તેઓની એ ભ્રાંતિ ગઇ નહિ. કારણ કે મહારાજનાં નેત્રો મીચાઇ ગયાં હતાં, શ્વાસોચ્છ્વાસ જરાકે ચાલતા નહોતા; શરીર અને ઇન્દ્રિયોની ગતિ તદ્દન વિરામતાને પામી હતી; હાથમાંની તુલસીની માળા પણ સ્થિર થઈ ગઈ હતી; એટલે જોનારને એમ લાગે એમાં આશ્ચર્ય જેવું નહોતું, એના ભવ્ય અને અતિ તેજસ્વી કપાળમાં ભભુત ચોળી દીધી હતી. માથે તમામ તાલ પડી ગઇ હતી તેથી આ કપાળનો ભાગ અને આ માથાનો ભાગ એમ કહેવાઇ શકાતું નહિ. બધું માથું કપાળમાં ભળી ગયું હોયની, વા કપાળ જ વધ્યું વધ્યું માથા સુધી ગયું હોયની એમ લાગતું. નિર્દોષ નહાના બાળકની પેઠે એની મુખમુદ્રા અતિશે શાન્ત અને ગંભીર હતી. સંસારમાં જોર મારતા કામ ક્રોધાદિ વગેરે, એમનાથી પરાજય પામીને, જાણે કે કેટલાંક વર્ષોથી એમને છોડીને ચાલ્યા ગયા હોયની, એવી એની મુદ્રા પ્રસન્ન અને આનંદજનક હતી અને તે એટલી તો શાંત દીસતી હતી કે જોનારને એમ જ લાગે, કે સ્વર્ગના દેવતાઓ મહારાજની યોગચર્યાથી સંતુષ્ટ થઇને એમની સેવામાં ચમ્મર કરતા હશે ! એટલો બધો મહારાજના મુખ આગળ તેજનો અંબાર ભેળો થયો હતો. શરદ પુનેમના ચાંદરણાને કોઇએ એકત્ર કરી પીંડો કર્યો હોય અને તેની વચમાં એક મનહર આકૃતિવાળું ભવ્ય સ્વરૂપવાળું–યોગ સામર્થ્યે પુષ્ટ શરીરવાળું પુતળું કોઇએ મુકી દીધું હોયની તેવો દેખાવ ત્યાં વિરાજી રહ્યો હતો ! અને એ પુતળું સચેતન હોય તેમ તેનાં દર્શનથી જોનારના દીલમાં શીતલતા અને આહ્લાદતા પથરાતી. વળી તેમાં ખુબી એ હતી કે એ તેજનો પુંજ ચકડોળ પેરે ફર્યાં કરતો, વા પવનની પેઠે આમ તેમ હાલતો; અને તેથી કરીને ઘડીકમાં મહારાજનું વદન–ઘડીકમાં છાતી આગળનો

ભાગ અને ઘડીકમાં એમનાં ચરણો અને આસન વધારે દીપતાં દેખાતાં. એ યોગ તેજના અંબારને લીધે **શ્રીવિદ્યાનન્દની** દાઢી અને મુછ જે ઘણી લાંબી અને ભોંયને અડકતી હતી, તે શ્વેત છે કે સોનેરી રંગની છે એ કળી શકાતું નહોતું. મહારાજ દઢ આસનવાળી પદ્માસન કરી, કાયાને સરળ રાખી, બેઠા બેઠા ધ્યાન ધરતા હતા. કદંબના અને અશોકના વૃક્ષપર જાતજાતનાં સહસ્ર પક્ષીઓ વસતાં હતાં. તેઓ બધાં જાણે મહારાજની સમાધિ ભંગ ન પડે તે સારૂ ગુપચુપ ત્યાં આવતાં જતાં હતાં. ચોમેર શાંતિ અને શાંતિ પથરાઈ રહી હતી.

થોડીવાર મહારાજનું ધ્યાન ધરી અને ચારે તરફ ફરીને **આનન્દગિરિ** ઘણા જ ધીમા અવાજમાં બોલ્યો---"ભાઇઓ, **સાધુદાસની** સેવાનું ઉત્તમ ફળ આજે તમને પ્રાપ્ત થયું છે કે આવા ઇશ્વરસદશ—ઐશ્વર્યને પણ કશી ગણતીમાં ન ગણનાર—કેવળ સ્વાનન્દમગ્ન મહાપુરૂષનાં આજે તમને સાક્ષાત્કાર દર્શન થાય છે! અને તે પણ એમની ધ્યાનસ્થ સ્થિતિનું! માટે તમારૂં આજે અહોભાગ્ય છે એમ માનો. ખરે, આજે તમારા અપૂર્વ પુણ્યના સંચયનું ફળ મળ્યું છે એમ ગણો. આવા યોગિનાં દર્શન દેવતાઓને પણ દુર્લભ છે. પણ તે આજે તમને સહજ પ્રાપ્ત થાય છે માટે તમે પોતાને કૃતાર્થ માનો. આ મહારાજની દિવ્ય મૂર્તિ તમારા હૃદયકમળમાં ધારી રાખો કે અંતકાળે પણ તે તમને શ્રેયને માર્ગે દોરવશે. એમનાં પવિત્ર દર્શનથી બીજી ઉત્તમ સિદ્ધિ તમને શી મળવાની હતી તે હું સમજી શકતો નથી. તથાપિ મહારાજશ્રીની આજ્ઞા છે તો એ સિદ્ધિઓ પણ હમણાં હું તમને દેખાડું છું. તોપણ એક વાર, અનેક વાર, ભોંય પર લાંબા પડી, બબ્બે હાથ લાંબા કરી, મહારાજશ્રીને નમસ્કાર કરીને કૃતાર્થ થાઓ."

**શ્રીવિદ્યાનંદની** દિવ્ય મૂર્તિ તેઓની દૃષ્ટિએ પડી ત્યારથી, બધા ચકીત થઇને પુતળાંની પેઠે એક ટસે જોયા જ કરતા હતા. જાણે, કે તેઓની સર્વે ઇન્દ્રિયો ચક્ષુમાં જ આવીને વસી હોયની! અથવા જાણે, બીજી સર્વે ઇન્દ્રિયો ચક્ષુ-દ્વારા જ પોતપોતાનો વ્યાપાર કરતી હોય તેમ-તેઓ આંખો ફાડી ફાડીને, **આનંદગિરિના** પૂજ્ય ગુરુનાં દર્શન કરતાં સ્તબ્ધ થઇને ખડાજ હતા. એણે નમસ્કાર કરવાનું કહ્યું ને બધા ભોંય પર પડી લાંબા લાંબા દંડવત્ બંને હાથ વિસ્તારીને કરવા લાગ્યા. વારે વારે ઉભા થઇ, વારે વારે દંડવત્ પ્રણિપાત કરવા લાગ્યા. **આનંદગિરિએ** તેઓને એ પ્રમાણે થોડી વાર કરવા દીધું. પછી તેઓના ઉઠવા બેસવાથી તે તરફની શાંતિમાં ભંગાણ પડતું હશે એમ ધારી, તેઓને વિરમવાને કહ્યું કે તેઓ ઉભા રહ્યા. પછી ભોંય પર પડેલી ધુળ તેઓને કપાળે આનંદગિરિ મહારાજે પોતાને હાથે ચોળી.

સંન્યાસીએ હવે તેઓને પાછે પગે હઠવાનું કહેતાં, ડાબા હાથ તરફ નજર કરવાનું કહ્યું તો, ત્યાં એક બીજી પર્ણકુટી ઉત્તર તરફ મ્હોડું કરીને ઉભેલી તેઓને જણાઇ. આનંદગિરિએ કહ્યું કે એ પર્ણકુટીમાં હું વાસ કરૂં છું; તેપરથી પોતાના નિવાસને માટે એને કેટલી કાળજી હતી તે જણાતું હતું, કારણ કે એ પર્ણકુટી ઝાઝી જોવા જેવી નહોતી. મહારાજની પર્ણકુટી લીલીછમ જેવી હતી પણ આનાં પાંદડાંઓ અને ડાળીઓ સુકાઇને પીળાં ખખ્ખ થઈ ગયાં હતાં. માત્ર ટહાડ અને તડકાથી આસરો લેવાને જેવી તેવી તે ત્યાં ઉભી કરી દીધી હતી. પોતાની ઝુંપડીની પાસે લઈ જઇને આનંદગિરિ બોલ્યો—"જુવો! અહીંથી ગુરુમહારાજનાં દર્શન બરોબર થાય છે. આ જુવો! કદંબ સરખા ઝાડ નીચે કામધેનુ છે તે પણ દેખાય છે. મહારાજની પર્ણકુટી પણ અહીંથી બરોબર દેખાય છે. મારી ઝુંપડીની બહાર બેસીને પણ એ બધું જોઇ શકાય છે, કારણ કે એ બધું ટેકરીપર આવેલું છે ને મારી પર્ણકુટી તો નીચાણમાં છે, તેથી કરીને અહીં બેઠાં બેઠાં પણ મહારાજ મને બોલાવે કે એમને કંઇ જોઇતું કરતું હોય તો તે મને માલમ પડે છે. મહારાજશ્રીની સેવા કરવી એમાંજ હું પુરૂષાર્થ માનું છું. બીજાઓ એમ ધારે છે કે હું પણ યોગિ છું; પરંતુ હું તો ગુરુમહારાજની ચરણની રજને સેવનારો એમના દાસોનો દાસ છું. ચાલો, હવે ઝુંપડીમાં, ત્યાં હું તમને સિદ્ધિઓ દેખાડું."

ઝુંપડીનો અંદરનો દેખાવ બહારની પેઠે કંઇ સારો નહોતો. ત્યાં બે તુંબડીઓ ને બે મૃગચર્મ પડેલાં હતાં. એક મૃગચર્મ ખસેડી મહારાજે કહ્યું—"જુવો! આ તમારી સિદ્ધિઓ."

નજર કરી બધા જોવા લાગ્યા તો થોડીએક છાબો જણાઇ. એક છાબમાં સોનાની મ્હોરોનો ઢગલો ચકળતો હતો. બીજામાં નહાના મ્હોટા હીરા, માણેક, મોતી ને બીજું ઝવેરાત ઝુંપડીના અંધકારનો નાશ કરતું, ઝળઝળાટ કરી રહ્યું હતું. તેની પાસે એક ત્રીજી છાબમાં પગમાં પહેરાય એવી લાકડાની બે પાવડીઓ, પાવડી પાસે એક લંગોટી જેવો ભગવા રંગનો નહાનો કટકો, ઝાડની એક ડાળ, અંજન ભરેલી એક નહાની સરખી દાબડી, અને એક ફળ એટલાં વાનાં જોયાં. એ પાંચે પદાર્થોની સન્મુખ પાંચ મણિઓ ગોઠવી દીધાં હતાં. થોડી વાર સુધી આનંદગિરિએ તેઓને એ પાંચે છાબો જોવા દીધી. પછી તેઓ તરફ ફરીને એ બોલ્યો—

"જુવો! આ તમારી સિદ્ધિઓ રહી. એને પ્રાપ્ત કરવાનો પ્રકાર તો આ યોગદર્શનને અંતે હું તમને કહીશ. પરન્તુ હાલમાં તો તમે એને જોઈ રાખો કે આ સિદ્ધિઓ અમારે પ્રાપ્ત કરવાની છે. પણ રહો! તમે આ સોનું અને ઝવેરાતની

છાબડીને કશા લેખામાં ગણતા નહિ હો! પરંતુ જે પાંચ સિદ્ધિઓ તમને પ્રાપ્ત થવાની છે તે એકજ છાબડીમાં છે. આ બે પાવડીઓ, આ લંગોટી, લાકડીનો કટકો, અંજનની દાબડી, અને આ એક ફળ, એ તમારી પાંચ સિદ્ધિઓ છે. એ સિદ્ધિઓનો પ્રતાપ તો સિદ્ધિ પ્રાપ્ત થશે ત્યારેજ તમને જણાવવામાં આવશે, પણ તમે આખરે સંસારી જીવ રહ્યા—બહારની લઘુતા કે તુચ્છતા જોઇને અંતરમાં રહેલો પ્રભાવ તમે કળી શકો નહિ, માટે આ સિદ્ધિઓની હાલ તરત તમે ખરી તુલના કરી શકો તે સારૂ, આ પાંચે મણિઓ એ પાંચેની સન્મુખ ગોઠવી મુકયાં છે. લૌકિક રીતિએ જોતાં આ પાવડીની કંઇ કીંમત આંકીએ તો આંકી શકાય, તેથી ઓછી કીંમતની આ લંગોટી છે. આ લાકડીની કોઇ કોડી બે કોડી આપે ખરૂં. પરન્તુ આ અંજનની તો કોઇ ફુટી બદામે આપે નહિ, અને આ ફળનું તો કંઇ મળેજ નહિ. લૌકિક નજરે એમ જણાય છે ખરૂં, તથાપિ તમે તે પ્રમાણે ભુલ ન ખાઓ તે સારૂ આ પાસે પડેલાં પાંચ રત્નો જુવો. એ રત્નો પ્રકાશમાં અને કદમાં એક બીજાથી ચહડતાં ઉતરતાં છે. જો કે દરેક અમૂલ્ય છે એ ખરૂં, તથાપિ પાંચેની માંહોમાંહે સરખામણી કરતાં એક બીજાથી ચહડે ઉતરે છે. તેવીજ રીતે આ પાંચે સિદ્ધિઓમાંની એકે સિદ્ધિ જેની પાસે નથી, તેને તો ગમે તે સિદ્ધિ મળે તો, તે સિદ્ધિ તેના મનથી અતુલ છે; તથાપિ જેને પાંચે સિદ્ધિ મળે, તે તો એ પાંચેની માંહોમાંહે જરૂર તુલના કરશે. કઇ કેનાથી કેવી રીતે વધે છે તે બતાવવાને આ પાંચ મણિઓ છે. પણ રહો! એ મણિઓની તુલના તમે કરી શકો તેને સારૂ, પાસે પડેલી આ બે છાબો તરફ તમે નજર કરો. એકમાં સુવર્ણની સવાલક્ષ મહોરો છે. બીજામાં હીરા મોતી માણેક વગેરેના, પહેલાં મ્હોટા મ્હોટા અને પછી ન્હાના ન્હાના એમ, એક પછી એક ઢગલા કરી દીધા છે. એ બે છાબને શ્રીચિદાનંદ મહારાજે સિદ્ધિમાં ગણીજ નથી. પરન્તુ લૌકિક દૃષ્ટિએ ધન અને ઝવેરાત સિદ્ધિઓમાં છે. ખરેખર, સંસારમાં એ બેની સહાયતા વડે માણસ જે નહિ કરી શકે તે ઓછું છે. તેથી તમે એને બીજી બે સિદ્ધિઓમાં ગણશો તો કંઇ ખોટું નથી, અને એમ ધારશો તોજ આ પાંચે પદાર્થોની અને તેના મણિની ખરી કીંમત અને તુલના તમારા ધ્યાનમાં ઉતરશે."

"જુવો ત્યારે, આ સવાલક્ષ મ્હોરો છે. એની કીંમત તો તમે જાણી શકશોજ કેમકે તમે વણિક વંશના છો. તમે નહિ તો તમારા બાપ દાદાએ વેપાર ડહોળેલો હશેજ હશે, તમે હીસાબ ગણવામાં અને વ્યાજ ચહડાવામાં કુશળ હશોજ. કોઇ એવી અભણ કોમ હોય તેની આગળ પાંચ હજાર મ્હોર મુકો, કે પચાસ હજાર, કે પાંચ લાખ મ્હોર મુકો, તો તેઓ માત્ર એટલુંજ કહેશે કે ન્હાના

મ્હોટા ઢગલા છે; પણ એક ઢગલો બીજાથી કેવી રીતે અને કેટલો વધારે છે તે તેઓ જાણી શકશે નહિ. પણ તમે વાણીઆ તો એક રૂપીઆનો નહાનામાં નહાનો ભાગ જે રેસ છે, તેનો પણ હીસાબ રાખો છો; એટલે એક કોડીની બીજી કોડી સાથે કીંમત કરી શકો એવા તમે ચતુર છો; તેથી આ સવાલક્ષ સુવર્ણની મ્હોરની ખરી કીંમતનો ખ્યાલ તમે જરૂર કરી શકશો. કોઇ એવી અભણ કોમ આગળ તો આ પાંચ સિદ્ધિઓની તુલના ખરેખરી થાય તે સારૂ, કોઇ બીજીજ યુક્તિ વાપરવી પડત. પણ તમારી સન્મુખ તો આ બે છાબોમાં સોનાની મહોરો અને ઝવેરાત ભરવાથી બધાની કીંમત અંકાઇ જાય છે. એ બે છાબમાં મુકેલી સુવર્ણની મહોરો અને ઝવેરાત તમને આપવામાં આવશે પણ ખરાં; પરંતુ તે સારૂ તમારે વણિક વર્ગના ઇષ્ટદેવનો ઉપકાર માનવાનો છે, કે કેવળ પાંચ સિદ્ધિઓની તમે ખરી તુલના કરી શકો એવા હેતુથી, મહોરો અને ઝવેરાત તમને અનાયાસે પ્રાપ્ત થાય છે.”

“હવે જુવો, આ બીજી છાબમાં હીરાનો ઢગલો છે. એની કીંમત આ સોનાની છાબ કરતાં સોગણી કે સહસ્રગણી વધારે છે એમ હું કહીશ તો તમે સમજી શકશો. તેના કરતાં આ મોતીનો ઢગલો સહસ્રગણો વધારે છે, કારણ કે દરેક બોર બોર જેટલાં મહોટાં અને પાણીદાર છે. આ માણેકો મોતી કરતાં સહસ્રગણાં કીંમતી છે; ને આ બીજું ઝવેરાત તેના કરતાં પણ સહસ્રગણું વધારે મૂલ્યવાન છે. પણ એ બધાથી લક્ષગણી મૂલ્યવાળી તો આ બે પાવડીઓ છે. પાવડીઓ સમજી તમે એને હલકી કીંમતની ન ગણો તે સારૂ, તેની કીંમત સૂચક આ મણિ તેની પાસે મુકેલું છે કે જેને આધારે પાવડીની તુલના તમે કરી શકશો. આ લંગોટીવાળું મણિ કદમાં અને તેજમાં પાવડીના મણિ કરતાં વધારે છે. એમ ઉત્તરોત્તર લાકડીનું મણિ, અંજનનું મણિ ને ફળનુ મણિ શ્રેષ્ઠ છે. નજરે જોતાં પણ તેમ જણાઇ આવે છે. આ મણિઓને આધારે તમે સમજી શકશો કે આ સિદ્ધિઓ એકેક કરતાં કેવી ચહડીઆતી છે. પણ તમે વળી બીજી રીતે ભુલાવો ન ખાઓ તે સારૂ મારે તમને કહેવું જોઇએ કે, જો કે તમને આપવાની સિદ્ધિઓમાં પાવડીના કરતાં લંગોટી વધારે કીંમતી ગણેલી છે, તથાપિ દરેક ઠેકાણે લંગોટીમાં રહેલી સિદ્ધિ પાવડીમાં રહેલી સિદ્ધિ કરતાં, વધારે કીંમતી હોય છે એમ નથીજ. પરમેશ્વરની શક્તિઓ અને તે શક્તિઓમાં રહેલો પ્રતાપ અગાધ છે. તેમાંથી કોઈ પદાર્થ ઓછી શક્તિએ યુક્ત થાય છે ને કોઈ વધારે. બીજે ઠેકાણે એવી પણ શક્તિ કોઈ પદાર્થમાં હોય, કે ઉત્પાદન કરી શકાય, કે જેથી કરીને લંગોટી કરતાં પાવડી વધારે શક્તિવાળી ગણાય. તમારે માત્ર એટલુંજ સમજવાનું છે કે તમને આપવાને તૈયાર કરી રાખેલી આ પાંચ સિદ્ધિઓમાં, પાવડી કરતાં લંગોટીની શક્તિ

વધારે છે; અને નહિ કે દરેક ઠેકાણે દરેક વખતે એમ હોય છે અથવા હોવું જોઇએ. એ પ્રમાણે આ બીજા પદાર્થો માટે પણ સમજી લેજો."

"વળી આ વિષય તમે બધા સમજી શકશો કે નહિ તે હું જાણતો નથી, તોપણ તમને જણાવી રાખું છું કે આ પાવડી, લંગોટી, લાકડી, અંજન, અને ફળ જે દેખીતાં નહિ ગણતીનાં જણાય છે તે. તે સિદ્ધિઓનાં આધિભૌતિક સ્વરૂપ છે, આ પાંચે રત્નો, તે તે સિદ્ધિઓનું આધિદૈવિક સ્વરૂપ છે; અને એ પાંચે સિદ્ધિઓમાં જે શક્તિઓ રહેલી છે તે શક્તિઓ, સિદ્ધિઓનું આધ્યાત્મિક સ્વરૂપ છે એમ જાણજો. આ વિષય જરાક ગહન છે, અને યોગના કે વેદાન્તના સારા અભ્યાસ પાખી એકાએક સમજવામાં નહિ આવે એવો છે, તોપણ તમને કહી રાખવાની જરૂર છે."

"આ શક્તિઓ તમને કેવી રીતે મળશે તે હું હવે પછી કહીશ. પરંતુ અહીં આગળ તમને આટલું કહેવું આવશ્યક છે કે તમે એને જોઇને લોભાશો નહિ. અથવા એ પ્રાપ્ત થવાથી તમે કે તમારા દીકરાના દીકરા, સાત પહેડી સુધી કે યાવત્ચંદ્ર-દિવાકરો સુધી ખાશે, પીશે ને સુખી થશે એવી તુચ્છ અને નીચ દૃષ્ટિ આ સિદ્ધિઓ સંબંધે તમે સર્વથા કરશો નહિ. જીવવું ત્યાં સુધી ખાવું પીવું ને મોજ કરવી એ હેતુ, આ સંસારમાં વાસ્તવિક રીતે જોતાં પૈસાનો નથી જ. તેમ કરવાથી તો માણસ નરકનો ભાગી થાય છે. વીર્ય ક્ષીણ થવાથી જેમ માણસને યૌવનાવસ્થા મટી જરા અને મૃત્યુ આવે છે, તેની પેઠે પોતાના હાથમાં આવેલી શક્તિ, સ્વાર્થમાં ધન વાપરવાથી જતી રહે છે. પરાર્થે વાપરવી. પરાર્થે વાપરવાથી જ લક્ષ્મીની અંદર જગત્સ્રષ્ટા ઇશ્વરની જે શક્તિ રહેલી છે તે શક્તિયુક્ત લક્ષ્મીવાળો થાય છે; અને તેટલી શક્તિ તેમાં આવવાથી તેટલે અંશે ઇશ્વરના જેવો થાય છે. એનું નામ જ પૈસાનો સદુપયોગ છે અને એ જ પૈસાનું નહિ નાશ પામે એવું ફળ છે, કે જેટલે અંશે અને જેવા પ્રકારથી પૈસાને પરાર્થમાં વાપર્યો હોય, તેટલે અંશે અને તેવે પ્રકારે, પૈસામાં રહેલી શક્તિ વાપરનારમાં આવે, અને તેટલે અંશે અને તેવે પ્રકારે–તે ઇશ્વરતાને પામી ઇશ્વર જેવો થાય. પૈસાનો જ્યારે એ જ સદુપયોગ છે તો આ સિદ્ધિઓનો પણ બીજો ઉપયોગ કેમ સંભવે? કારણ કે બંને ઇશ્વરની એક જાતની શક્તિઓ છે, માત્ર આ સિદ્ધિઓનો પ્રતાપ, ધન કરતાં વધારે બળવાળો છે. એટલો જ સિદ્ધિમાં અને ધનમાં ફેર છે. એ જ પ્રમાણે સત્તા અને અધિકાર માટે સમજી લેવું. જગત્સ્રષ્ટાની એકની એક જ શક્તિ, સિદ્ધિ–ધન–સત્તા–ને અધિકારનાં અનેક રૂપો ધારીને બહુરૂપા જણાય છે. તેનો સદુપયોગ કરવાથી જે સામર્થ્ય આપણામાં આવે છે. તેને શાસ્ત્રમાં પુણ્ય–સ્વર્ગ–સારાં કર્મોનો સંચય–ભાગ્ય એવાં એવાં અનેક નામ અને રૂપે વર્ણવેલાં છે. એ જ વાતનું દઢીકરણ કરવાને વિચાર કરો કે ધન

કંઈ સ્થિર નથી. ઈશ્વર એકને આપે છે ને બીજાની પાસેથી લઈ લે છે, તે કંઈ આકાશમાંથી નાંખતો નથી, વા અલોપ કરી દેતો નથી. જેના બાપદાદા સોનાને પારણે ઝુલતા કે સોનાનાં રમકડાંથી રમતા, કે સોનાનાં નેવાંના ઘરમાં વસતા, તેના દીકરાના દીકરા નોકરી કરી, ગુલામગીરી કરી, મહામુશીબતે પોતાનો નિર્વાહ કરે છે. કેટલીક પહેડી જશે ને પાછા એના એજ શ્રીમાન્ ગણાશે ને સુખસંપત્તિ ભોગવશે, કેમકે લક્ષ્મી ઈશ્વરની મહામાયા છે—મહાશક્તિ છે, ને તેનો સ્વભાવ સદા ચંચળ છે. **છે ને નથી–નથી ને છે** એ જ એનું સ્વરૂપ છે. એમ છે માટે જ એનો ખરો ઉપયોગ સ્વાર્થમાં–પેટ ભરવામાં—કે કીર્તિ મેળવવામાં સર્વથા નથી, પણ પરાર્થે વાપરવામાં છે. સારાંશ કે આ સવાલક્ષ સુવર્ણની મહોર જોઈને આ ઝવેરાતના ઢગલા જોઈને, વા આ મણિઓ જોઈને તમે લોભી થશો નહિ, ને હલકી નજરથી જોશો નહિ; પણ પરાર્થમાં વાપરવાને તમને એ સહાયકારક થઈ પડે, અને તેથી કરીને ઈશ્વરની તે શક્તિઓ તમારામાં આવવાથી તમે ઈશ્વરતાને પામો, અને તેથી કરીને તમે કૃતકૃત્ય થાઓ, ભવાટવીમાં રઝળતા, રવડતા અટકો, અને ભવબંધનને કાપી નાંખી **સ્વારામ**માંજ ઇહામુત્ર મગ્નના મગ્ન રહો, એ જ આ સિદ્ધિ આપવામાં મારા ગુરુમહારાજનો ઉદ્દેશ છે.

"આ બધું તમારા હૃદયમાં ઉતરે એવી રીતે, સવિસ્તર કહેવામાં મારો આશય એટલોજ છે, કે આ સિદ્ધિઓનો ઉપયોગ સંસારનાં સુખ અને વિષયો ભોગવવામાં કરવાનો નથી. એમ કરવાથી તો તમે વિષયના બંધનમાંથી કોઇ કાળે છુટવાના નથી, અને ભવાટવીમાં રઝળતા રવડતા તમે આરામને પામવાના નથી; કારણ કે ઇન્દ્રિયોદ્વારા વિષયોના સેવનથી સારૂં ફળ થાય એ આશા ગોળ વેચી ખોળ લેવા જેવી છે. તમારા મનની અંદર આ સિદ્ધાન્ત તમારે સદાકાળ જાગતો રાખવાનો છે, કે જે ગુરુમહારાજ, સાધુદાસે કરેલી સેવાનું સ્મરણ આજે સો વર્ષે પણ ભુલી નહિ જતાં, તેના ઋણમાંથી છુટવાને તમને આવી અલૌકિક સિદ્ધિઓ આપવાને તત્પર છે, તે ગુરુમહારાજનો હેતુ, તમને સંસારમાં અને વિષયોમાં બાંધી રાખવાનો કદાપિ હોય જ નહિ. એનાં બાંધ્યા વગર તમારાં કર્મોએ કરી તમે બંધાયલા જ છો! મહારાજશ્રી તમારાપર કૃપા કરી તમને છોડવશે નહિ ત્યાં સુધી તમારૂં છુટવું અતિદુષ્કર છે. સાધુદાસની કેટલીક વાસનાઓ કાપી નાંખવા સારૂ આ સિદ્ધિઓ પસંદ કરવામાં આવી છે. તમારામાંથી કોણ એ સિદ્ધિઓને પામશે એ તો દૈવાધીન વાત છે. પરન્તુ એને નિમિત્તે મેં તમને જે હિતનાં વાક્યો કહ્યાં છે તે જ જો તમે બરાબર સમજી તમારા દીલમાં ઠસાવશો તો તે કંઈ ઓછા પ્રતાપવાળી સિદ્ધિ તમને પ્રાપ્ત થઈ છે એમ સમજતા નહિ. આ સિદ્ધિઓ આપવામાં શ્રીગુરુ-

મહારાજનો ઉદ્દેશ ગૂઢ છે, અને તમારી આગળ મેં તે યત્કિંચિત્ પ્રકાશિત કરેલો છે. જે નર સિદ્ધિ મેળવવાને ભાગ્યશાળી થશે તેને પુરેપુરી સમજુતી આપવામાં આવશે ને સિદ્ધિઓનો પ્રતાપ અને ઉપયોગ પણ તેને જ બતાવવામાં આવશે."



## પ્રકરણ ૨૦ મું



## ધર્મની વહારે ધાશો તો પામશો

**धर्मो रक्षति रक्षितः ।**

**નિજ ધર્મ સુકર્મ સદા કરજો, બહુ તાપદ પાપ ન આચરજો,**
**દૃઢ આશ્રય ઈશ્વરનો ધરજો, નહિ તુચ્છતણી ધરવી ગરજો,**
**રહી દૂર કુસંગ થકી ડરજો, ખળવાદ કદાપિ ન આદરજો,**
**નહિ વેદ વિરૂદ્ધ પથે ગરજો, બહુ ગર્ભવિષે ન ફરી ફરજો,**
**પ્રભુના પદ દાસ સદા ઠરજો, દૃઢ ભક્તિ ખરી કરી ઉદ્ધરજો,**
**મુખથી હરિના ગુણ ઉચ્ચરજો, સુખથી ભવસાગરને તરજો.**

(ભારતમાર્તંડ શ્રીગટ્ટૂલાલજી)

"બસ, હવે તમે તમારી આંખો ઉઘાડો." શ્રીઆનન્દગિરિના મ્હોંમાંથી એ શબ્દો નીકળતાંની સાથે તેઓની આંખ ઉઘડી ગઈ. તેની વાણીએ જાણે તેઓને વશ કરી નાંખ્યા હોયની, તેમ આંખ બંધ કરવાનું કહેતાં તેઓનાં નેત્રો મીચાઈ ગયાં હતાં ને ઉઘાડવાનું કહેતાંની સાથે અનિચ્છાએ ઉઘડી ગયાં. જોય છે તો **વ**નમાલીદાસના એક એકાંત ઓરડામાં ગાદી ઉપર મહારાજ હમણાં બેઠા છે અને એક પછી એક સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરીને, મહારાજ તેઓને માથે હાથ મુકતા હતા તેનો સ્પર્શ લઇને, તેની આસપાસ વીંટળાઇને હજી હમણાં જ તેઓ બેઠેલા છે. આઠનો ટકોરો થતાં આનન્દગિરિ મહારાજ વનમાલીદાસને ઘેર આવ્યા હતા. દીવાનખાનામાંથી એકાંતના ઓરડામાં જતાં, ત્યાં પ્રણામ કરીને એક પછી એક બેસતાં, ઓછામાં ઓછી બે ત્રણ મીનીટ ગઈ હશે. ઓરડામાં ઘડીઆળ પાસે હતું તેમાં જોય છે તો આઠ ને પાંચ મીનીટ થઈ હતી! ત્યારે શું આ બધો ચમત્કાર– આ યોગદર્શન એક બેજ મીનીટમાં બન્યું!!! ના, ના, એ કેમ સંભવે? **શ્રીધવલ**-કૂટગિરિની જાત્રા સંન્યાસીની સાથે કરવાને માટે તેઓએ એક દહાડો અગાઉથી તૈયારી કરી રાખી હતી. બે દિવસ તો ખાસ્સા તેઓએ રેલવેની મુસાફરીમાં કહાડ્યા. ત્રીજી રાતના તેઓએ ધવલગિરિથી બે ગાઉ દૂર આવેલી એક ધર્મશાળામાં મુકામ

કીધો. ત્યાં રાત કહાડી અને ચોથે દહાડે મળસકામાં **આનન્દગિરિ** મહારાજે તેઓને ચાર વાગે જમાડ્યા. પગની મજલ કરતા તેઓ ખાસ્સા બે ગાઉ ચાલ્યા ત્યારે **ધવલગિરિ** પાસે આવ્યા. ત્યાં તેઓ એક પછી એક બે શિખરો ચઢ્યા અને ઉતર્યા. પછી એક ગિરિગવ્હરમાં ઓછામાં ઓછો અડધો કલાક સુધી તેઓ **આનન્દગિરિ**નો હાથ પકડી, એકબીજાની પાછળ પાછળ અને ઓથે ઓથે, અંધારામાં ચાલ્યા ત્યારે, ગિરિના ખીણના પ્રદેશમાં આવ્યા. કેટલીકવાર સુધી ત્યાંની શોભા નિરખી પાસેના ઝરામાં તેઓ બહુવાર સુધી ન્હાયા. પછી **આનન્દગિરિ** તેઓને સારુ કંદમૂળ અને ફળફુલ લાવ્યો. સુરણ જેવી ગાંઠોને તેઓએ ધીમે ધીમે અગ્નિમાં બાફી અને ઘણા સ્વાદથી તેઓએ પેટ ભરીને નીરાંતે આહાર કીધો. ઝરાનું નિર્મળ પાણી પીને તેઓએ થોડોક વાર પેલા વિશાળ આંબાના વૃક્ષ નીચે આશ્રય લીધો. ત્યાં બે ત્રણ કલાક તેઓ પડ્યા રહ્યા. પછી પાછા ગુરૂમહારાજની સાથે તેઓ એક કલાક ચાલ્યા ને પેલો અશોક દેખાયો કે જ્યાં **શ્રીવિદ્યાનંદ** મહારાજની લીલી વરીઆળી જેવી પર્ણકુટીનાં દર્શન થયાં. થોડુંક ગયા ને પેલી ઉંચી ટેકરી અને પેલું સુંદર કદંબ જેવું વૃક્ષ તેઓને દેખાયું. એ વૃક્ષની છાયા નીચે ધ્યાન ધરીને બેઠેલા **શ્રીવિદ્યાનન્દ** મહારાજનાં તેઓને દર્શન થયાં. હજી તો એમની દિવ્ય છબી તેઓના મનમાં અને ચક્ષુ આગળ તર્યા કરતી હતી. હજી તો હમણાં જ તેઓ એમને સાષ્ટાંગ દંડવત્ કરીને ઉભા હતા. હજી તો હમણાં જ **શ્રીઆનન્દગિરિ**એ તેઓને કપાળે માટી ચોળી હતી, અને હજી હમણાં જ ગુરૂમહારાજ તેઓને પોતાની હાલહવાલ મઢી પાસે લઈ ગયા હતા. ત્યાં પેલી પાંચે સિદ્ધિઓ—તેના પાંચે મણિઓ અને સોનાની તથા ઝવેરાતની બે છાબ બતાવી હતી. તે સંબંધે મહારાજે તેઓની આગળ કેટલી લાંબી લાંબી વાત કીધી અને ખુલાસો કીધો; કેટલોક બોધ પણ આપ્યો કે એ સિદ્ધિઓ જે ધન જેવી છે તેનો ઉપયોગ સંસારમાં ઇન્દ્રિયોના વિષય ભોગવવામાં કરવાનો નથી; એ બધું જોતાં જોતાં ને ત્યાં જતાં જતાં ખાસ્સા ચાર દહાડા નીકળી ગયા ને આ શું?! ઘડીઆળમાં તો આઠને પાંચ થઈ છે, ને જાણે કે મહારાજ હમણાં જ ઓરડામાં આવ્યા ને હમણાં જ તેઓ પગે લાગીને એની પાસે બેઠા છે. ખરેખર, આ ઘડીઆળ બંધ પડ્યું હશે! પણ ત્યારે એનું લોલક તો હાલતું દેખાય છે! અને આ બધું શું થઈ ગયું! ઓરડામાં આવીને **આનન્દગિરિ** બોલ્યા હતા—"ભાઇઓ તમારા જાણવામાં બધું વૃત્તાંત આવ્યું હશે—નહિ તો હું તમને પાછળથી કહીશ. હમણાં તો તમે જ્યાં બેઠેલા છો ત્યાં સ્થિર થઇને બેસો. કશો ભય રાખતા નહિ. તમારાં નેત્રો થોડી વાર મીચી દ્યો. મનને શાંત અને સ્થિર કરો. તમારા ઇષ્ટદેવનું, અથવા હું જેનો શિષ્ય છું એવા **શ્રીવિદ્યાનન્દ** ગુરૂ-

મહારાજનું અથવા મારૂં ધ્યાન ધરો." હજી તો એ શબ્દોનો રણુકારો તેઓના કાનમાં ગાજી રહ્યો છે ને હજી તો તેઓ આંખ મીચે છે એટલામાં વળી મહારાજે તેઓને શું કહ્યું-"બસ, હવે તમે તમારી આંખો ઉઘાડો." એ બધું ખરેખર પાંચ મીનીટમાં—બે મીનીટમાં—કે એક મીનીટમાં જોતાંજોતાંમાં બન્યું છે, પણ તેની વચમાં તેઓએ ચાર દહાડાની મજલ કીધી તે શું? તેઓ જાગે છે કે એ બધું તેઓએ ઉંઘમાં જોયું?

મહારાજના કહેવાથી નેત્રો ખોલી, દિગમૂઢની પેરે મૌન જ ધારી રાખી, તેઓ એક નજરે આનન્દગિરિ મહારાજની સામું જોઇ જ રહ્યા. કોઈ સુતેલો માણસ સ્વપ્નમાંથી એકાએક જાગૃત થતાં, પોતે સ્વપ્નમાં જોયલા અને આનંદ પમાડનાર દેખાવને વિચારીને જોયાં કરે, અને તેમાંથી ન છુટવાની આશાએ મનમાં તેનો તે જ વિષય ખડો કરવાને મથે, કે સ્વપ્નમાં જોયલો, મોજ આપનારો દેખાવ, જાગ્યા પછી પણ પાછો ભોગવાય-તેવી રીતે તેઓએ મહારાજના કહેવાથી નેત્રો ખોલ્યા પછી પણ-જે જે જોયું હતું-સાંભળ્યું હતું તે સર્વેને-પાછું જોવાની લાલસાએ, મહારાજની સામું ટગર ટગર જોયા જ કીધું ને ધવલગિરિ સંબંધીના વિચારો મનમાં ખડા કરવા લાગ્યા. એમ કેમ બને કે તેઓ ધવલગિરિ ગયા જ નહોતા? અહીં બેઠાં બેઠાં તેઓએ જાણે ખરેખરૂં બન્યું હોય તેવી રીતે ધવલગિરિ સંબંધી સ્વપ્ન જોયું હતું! સ્વપ્ન હોય તો તે સુતા પછી અને રાતનાં આવે, પણ આ તો દિવસનાં આઠ વાગ્યા છે! તેઓ બધા મહારાજની આગળ બેઠા છે ને એમ કેમ? વળી એકના એક વિષયનું ને પ્રકારનું બે પુરુષને એક વખતે સ્વપ્ન આવે કે? એમ વિચારતાં તેઓના મનમાં શંકા થઈ કે પોતે જે જે જોયું ને સાંભળ્યું તેવું બીજાઓએ જોયું અને સાંભળ્યું છે કે નહિ. વા તેઓએ કંઈ નોખું નોખું જોયું છે. એ વાતનો સંશય પહેલાં ભાંગવો જરૂરનો છે એમ તેઓને લાગ્યું.

આનન્દગિરિએ તેઓને આંખ ઉઘાડવાનું કહી પાછું મૌન જ ધારી રાખ્યું કે તેઓએ જે અદ્ભુત લીલાનાં દર્શન કીધાં હતાં તેમાંથી તેઓને એકદમ બીજા વિષયમાં પ્રવૃત્ત કરવાની જરૂર નથી. ધીમે ધીમે તેઓ પોતાની મેળે પ્રવૃત્ત થાય એ વધારે સારૂં. વળી તેઓએ જે જે જોયું ને સાંભળ્યું તેનો ચીતાર તેઓ મનમાં ઠસાવી રાખે એ જરૂરનું હતું. એવા ઉદ્દેશથી પા કલાક સુધી તે કંઈ બોલ્યો ચાલ્યો નહિ. માત્ર મુંગા મુંગા તેઓની સામા જોઈ રહ્યો, એમ પા કલાક ગયો. એને લાગ્યું કે હવે તેઓની વૃત્તિ વધારે જાગૃત થઈ છે એટલે એ બોલ્યો—

"ભાઇઓ—તમોએ જે જોયું છે તે બધું ખરૂં છે, પણ તેનો પુરાવો હું તમને

ઝાઝો આપી શકું એમ નથી. તો પણ ધવલગિરિથી બે ગાઉ છેટે, ગામથી થોડે દૂરની ધર્મશાળામાં તમે રાતવાસો કીધો હતો તે ગામ તેવું જ હાલ મોજુદ છે. વળી ધવલગિરિનાં શિખરો ચહડવા પહેલાં જે વાવ તમોએ જોઈ હતી તે પણ ખરી છે. એ વાવનાં પહેલાં ચાર પગથિયાં કાચી બાંધણીનાં છે અને છેક સુધી તે રાતા પથ્થરની બાંધેલી છે. એ વાવ વડ અને પીપળાથી તદન ઢંકાઈ ગઈ છે અને બહુ ઉંડી છે, એ બીનાની સાબીતી કોઈ તે તરફનો જતો આવતો પણ તમને આપી શકશે. બીજો વધારે પુરાવો મારી પાસે નથી. પણ રહો! તે સંબંધે તમારા દીલમાં શંકા લાવવાનું જરા જેટલુંએ કારણ નથી. તમારૂં મન જ તમને સાખ નથી પુરતું કે ધવલગિરિમાં જે જે જોયું, જે જે સાંભળ્યું, તે ખરૂં છે. શ્રીવિદ્યાનંદ મહારાજ હજી બીરાજે છે. એમની મૂર્તિ ભગવત્ સ્વરૂપ સદશ છે. પેલી સિદ્ધિઓ પણ ખરી છે. તે વિષે મેં તમને જે જે ઉપદેશ કીધો છે તે યથાર્થ છે. તમારે એ પાંચે સિદ્ધિઓનો દુરુપયોગ કરવાનો નથી, પણ તે સારે માર્ગે વાપરવાની છે. સંસારમાં તમામ વસ્તુઓ સ્વતઃ ગુણકારી કે હાનિકારક નથી. બધી વસ્તુઓ વાપરનારની ઇચ્છાને અનુકૂળ થઇને પ્રવર્તે છે. જુવો, ઝેર જેવી વસ્તુ ઘણા પ્રમાણમાં લીધી હોય તો ખાનારના પ્રાણ હરે છે. પણ તેને સારી રીતે કેળવીને જોઇતા માપમાં લીધી હોય તો કેટલાંક અસાધ્ય દરદો પણ તેથી નાશ પામે છે ને શરીરને દીપ્તિ આપે છે. વધારે તો શું, પણ અન્ન જેવી વસ્તુ જેને લીધે આબાલ વૃદ્ધ સર્વે જીવે છે અને મહોટા થાય છે, તે અન્ન હદ ઉપરાંત ધોંચી ધોંચીને પેટમાં ભર્યું હોય તો, ખાનારને મોરચી થાય છે ને વખતે પ્રાણ પણ લે છે. આ નિયમ જડ અને નિર્જીવ વસ્તુને લાગુ પડે છે એમ નથી. જુવો, જો પુત્રને સારી તાલીમ આપી હોય તો તે સમજણો થતાં, ઘરડાં માબાપનું અને કુટુંબનું પોષણ કરે છે એટલું જ નહિ, પણ મુવેલાં માબાપને પણ નરકમાંથી બચાવે છે; તે જ પુત્રને જો સારી રીતે નહિ કેળવ્યો હોય તો, તે પોતાના બાપનું અને કુળનું નામ આ લોકમાં અને પરલોકમાં બોળે છે. અર્થાત્ એકે વસ્તુ સ્વતઃ ગુણ કે દોષવાળી નથી, અથવા ગુણદોષ બંને યુક્ત છે એમ કહીએ તો ચાલે. તેને કુમાર્ગે વાપરવી એ માલિકની ઇચ્છાને અનુસાર વાત છે. તમામ વસ્તુઓ ગુણ-દોષયુક્ત હોવાથી સિદ્ધિઓના વિષયમાં પણ તે જ નિયમ લાગુ પડે છે. સિદ્ધિઓ છે તેથી કરીને તે કંઈ અપવાદરૂપ થતી નથી. તમને એ શ્રેયસ્કર થાઓ કે ન થાઓ, એ વાત તમારે પોતાને આધીન છે. અમે તો તમને તમારા ભલાને અર્થે આપવા તૈયાર થયા છઇએ. તમને તેથી હાનિ પહોંચાડવાની અમારી યત્કિંચિત્ પણ ધારણા હોવાનો સંભવ નથી. એ વાત તમે તમારા દીલમાં મજબુત રીતે ઠસાવજો. સિદ્ધિઓ

બતાવતી વખતે તે સંબંધી કેટલોક ઉપદેશ મેં તમને આપવો જરૂરનો ધાર્યો હતો ને તમારૂં મન બીજા વિષયોમાં પ્રવર્તે તે પહેલાં પણ, હજી હું તમને તેનું તે જ કથન કરૂં છું."

"તમે જોયલી સિદ્ધિઓ કંઈ જેવી તેવી નથી. બહુ પ્રતાપી છે. યોગમાં સુદૃઢ રીતે પક્વ થવાથી પણ બધાને જે સિદ્ધિઓ મળતી નથી, તે સિદ્ધિ તમારા દાદા સાધુદાસના સુકર્મોને લીધે, તમને અનાયાસે મળે એમ છે. તે પ્રાપ્ત કરવાને તમારે કંઈ સંસારનો ત્યાગ કરવાની—વા ભગવાં પહેરવાની—વા વ્રત, અપવાસ કે દુશ્ચર તપ કરવાની કશી જરૂર નથી. આ સંસારમાં રહીને, જો તમે બે વર્ષ સુધી એક જ નિયમને અનુસરીને ચાલશો, તો એ સિદ્ધિઓ તમારી દાસી થઇને રહેશે. તે નિયમ એટલો જ છે કે **ધર્મની વહારે ધાશો તો સિદ્ધિઓને પામશો. શ્રીવિદ્યાનંદ** મહારાજ ત્રિકાળ જ્ઞાની છે. તે મહારાજ ધ્યાન ધરીને બેઠા છે તોપણ જ્યારે ઇચ્છા કરે ત્યારે તમારાં બે વર્ષનાં આચરણની ઘડીના છઠ્ઠા ભાગમાં પરીક્ષા કરવાને સમર્થ છે. બે વર્ષના સમયમાં તમે ચારેમાંથી જેને માટે ગુરુશ્રીની ખાતરી થશે કે તે ધર્મની વહારે ધાયો છે, અને તે કસોટીમાં પુરેપુરો ઉતર્યો છે, તેને એ સિદ્ધિઓ પ્રસન્ન થઇને આપી દેશે. તમારા દીલમાં આ વાત તમે સારી પેઠે ગોઠવી રાખજો કે તમારા બાહ્ય અંતરના સર્વે વ્યાપારો મહારાજશ્રીથી છાના રહેવાના નથી. માટે ગુરૂશ્રીથી ડરીને, અથવા સિદ્ધિઓ પામવાને સારૂ, તમારી રહેણી અને કહેણી શુદ્ધ રાખજો, મન, વાણી અને કર્મ સર્વે સમાન સ્થિતિમાં રાખજો. મનમાં કંઇક વિચારો દોડે, વાણીથી કંઇક બોલાય અને કર્મો બંનેથી જુદી રીતનાં કરાય, એ ધર્મનું લક્ષણ નથી. ત્રણેને પવિત્ર રાખજો, ત્રણેને ધર્મપરાયણ કરજો. એનું નામ ધર્મની વહારે ધાવાનું છે. ધર્મની વહારે ધાવું એના ઘણા અર્થો ઉઠે એમ છે, માટે તે વિષે હજી વધારે સમજુતી આપવા હું ધારૂં છું. જુવો, તમે ગૃહસ્થાશ્રમી છો, ગૃહસ્થાશ્રમ શાસ્ત્ર વિહિત છે–એટલે ગૃહ ખટલો ચલાવવા માટે વ્યાપાર કરવો, ધંધો કરવો, કે નોકરી કરવી એ કંઈ શાસ્ત્ર બહારની વાત નથી. પરન્તુ તેમ કરવામાં નીતિને માર્ગે ચાલવું. વ્યાપાર ધંધામાં અતિશે લોભ રાખવો નહિ. કોઇનું બુરૂં કરવું નહિ. સર્વે પ્રાણીઓપર દયા રાખીને તેઓનાં સુખદુઃખ આપણી પેઠે જાણવાં. આપણને ખોટ જતાં પણ, પારકાનું ભલું થતું હોય એમ કરવું. ટુંકામાં ષડ્રિપુઓનું જોર આપણા પર ફાવવા દેવું નહિ, એનું નામ ધર્મની વહારે ધાવું છે. સારો દિવસ અને રાત ઇશ્વરપરાયણ બુદ્ધિ રાખવી એ ધર્મની વહારે ધાવા જેવું છે. કંઈ નહિ તો, સવાર સાંઝ બે વાર, તેની સેવા પૂજા કે દર્શન કરવાં, સ્તુતિ પાઠો વાંચવા, અને મનને સ્થિર કરવું એ ધર્મની વહારે ધાવું છે. વળી આપણું મન ઘણા ઘણા

જન્મોનાં કર્મોને લીધે મલિન બની ગયલું છે. તેને સારે માર્ગે દોરવતાં બહુ શ્રમ પડે છે, પણ કુમાર્ગે ઝટ લાગી જાય છે; માટે એ મનની કુટેવ દૂર કરવાને સારૂ, સારા સારા વેદાન્તના વિષયોના ગ્રંથો વાંચવા, તેનો અભ્યાસ કરવો ને તેમાં આપેલો ઉપદેશ મનમાં બરાબર ઠસાવી રાખવો, કે જેથી કરીને કુમાર્ગે જવાની મનની સહજ ચંચળતા નરમ પડે, એ ધર્મની વહારે ધાવા જેવું છે. ધર્મની વહારે ધાવામાં તમે પોતાને ભુલી જજો. બીજાનું ભલું થતું હોય તો તમને નુકસાન કે દુઃખ થશે તેની દરકાર રાખશો માં. એમ કરતાં તમે સંકટમાં આવી પડવાના નથી. **શ્રીવિદ્યા**નન્દ ગુરુમહારાજ તમારૂં રક્ષણ કરશે જ કરશે, એમ તમે પાકે પાયે જાણજો. વળી તમે એમ ભુલાવો ખાશો નહિ કે તમારી પરીક્ષા કરવાને માટે મ્હોટી મ્હોટી માયાઓ તમારી સન્મુખ ખડી કરી દેવામાં આવશે અને તમને ભુલાવવાને, ફસાવવાને અને લલચાવવાને, જાતજાતનાં કૌતુકો દેખાડવામાં આવશે. ના, ના, એમાંનું કશું કરવામાં આવશે નહિ. તમારો નિત્યનો વ્યાપાર જેમ ચાલે છે તેમ સરળ રીતે ચાલ્યા કરશે; જાણે કે આ સિદ્ધિઓની વાત છેજ નહિ એવી રીતે ચાલ્યા કરશે. તથાપિ દિવસ રાતમાં માણસ ઘણાં ઘણાં કર્મો કરે છે, અગણિત વિચારો અને મનસુબા તેના મનમાં ઉઠે છે, તે સર્વેમાં તમારી બુદ્ધિ ધર્મની વહારે ધાય એવી બનાવજો; અથવા હાલમાં એવી બનાવવાને અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરશો તો મોડીવહેલી–ધીમે ધીમે પણ–તમારી બુદ્ધિ ધર્મપરાયણ થશે; એટલે તમારાં મન વાણી અને કર્મો આપોઆપ ધર્મની વહારે ધાશે; ને ત્યારે તમે ખચીત જાણજો કે એ સિદ્ધિઓ તમને મળી ચુકેલી છે." એટલું બોલી **આનંદગિરિએ** તેઓને કહ્યું કે આ વિષય સંબંધે તમારે મારી પાસે ખુલાસો જોઇતો હોય તો પુછી લ્યો. કારણ કે હવે હું ઝાઝા દિવસ મુંબઇમાં રહેનાર નથી. મારે ધવલગિરિ જવું છે. પણ હજી હું પાંચ સાત દિવસ **વાલકેશ્વરમાં** રહીશ." **વનમાલીદાસ** તરફ ફરીને એ બોલ્યો—

"**વનમાલીદાસ**, તારે આજે અહો ભાગ્ય માનવું જોઇએ કે જો કે તું એ સિદ્ધિઓનો ભાગી નથી છતાં આ ચારે જણે જે જે જોયું અને સાંભળ્યું તે તેં પણ જોયું અને સાંભળ્યું છે. તારા મનથી તો તારે એમજ માનવું જોઇએ કે **શ્રીવિદ્યા**નંદ મહારાજનાં તને દર્શન થયાં તે કંઈ જેવી તેવી સિદ્ધિ નથી. આ બીજાઓને તો બે વર્ષની કસોટીમાં પાર ઉતરવાનું છે, પણ તમે તો વગર કસોટીએ એમનાં દર્શનની ઉત્તમ સિદ્ધિની પ્રાપ્તિ થઈ છે."

"મહારાજ"—**વનમાલીદાસે** પુછ્યું—"આપે ધવલગિરિમાં અમને જે જે બતાવ્યું તેજ પ્રમાણે ત્યાં બધું છે કે? અને અમે પાંચે જણે એક સરખુંજ જોયું છે કે?"

"બચ્ચા, મેં કંઈ ખોટો દેખાવ તમારી સન્મુખ ખડો કર્યો નહોતો. સાક્ષાત્ ધવલગિરિ જેવી રીતે છે તેવી જ રીતે તમારી દૃષ્ટિગોચર થયો હતો. તમે પાંચે જણે એક સરખું જ જોયું અને સાંભળ્યું છે. તમારા લોકનો યોગ વિષે અભ્યાસ કે વિચાર નથી, એટલે તમને એ સર્વે ખોટું વા સ્વપ્ન જેવું જણાય તેમાં આશ્ચર્ય નથી. યોગને પ્રતાપે દૂરની વસ્તુ સમીપમાં આવે છે અને દૂર બોલાયલું આપણે શ્રવણે પડે છે. આ પણ યોગની પરમ સિદ્ધિ સમજજો કે તમને બધાને એકજ વખતે એક સરખું હું બતાવી શક્યો છું, અને તેમાં મારે તમને જે કંઈ કહેવાનું હતું તે પણ હું કહી ચુક્યો છું. મારૂં સૂક્ષ્મ શરીર ધવલગિરિમાં તમારી સાથે જ હતું. મારે તમને જે જે કહેવાનું હતું તે તે શરીરવડે જ મેં તમને કહ્યું હતું. તમે જે આજે જોયું તેને યોગદર્શન કહે છે, સ્વપ્ન નહિ."

" પણ મહારાજ"—વનમાલીદાસે પુછ્યું—"જેવી રીતે અમે તમને હમણાં જ જોઇએ છઇએ તેવી જ રીતે તમને ધવલગિરિમાં જોયા હતા."

" બચ્ચા, મને જો તમે તેવી રીતે જોત નહિ, તો પછી મને ઓળખત જ કેમ, કે આ આનંદગિરિ છે, માટે મારા સૂક્ષ્મ શરીરે સ્થૂલના જેવું રૂપ ધાર્યું હતું."

"મહારાજ"—વનમાલીદાસે વળી પુછ્યું—" આ બધો ખેલ માત્ર બે કે ત્રણ મીનીટમાં બની ગયો છે. અમે જે જોયું તેમાં તો ચોખ્ખા ત્રણ દિવસ અને રાત ચાલી ગઈ ત્યારે એ બે મીનીટમાં એમ કેમ બન્યું ?"

"એ પણ યોગનો પ્રભાવ જ છે"–આનંદગિરિએ હસીને કહ્યું–"સ્વપ્નની અંદર વર્ષોનાં વર્ષો વહી જાય છે, પણ જાગીને જોઇએ તો માત્ર સ્વલ્પ કાળ ગયો એમ ખાતરી થાય છે, તે પ્રમાણે વિચારી લેવું."

"ત્યારે તો મહારાજ એમ જ કહોની કે અમે જે જોયું તે સ્વપ્ન હતું."

"હા બચ્ચા, તમે એને સ્વપ્ન જેવું ગણશો તો કંઈ ખોટું નથી, કારણ કે તમારી બુદ્ધિ બીજી રીતે આ યોગદર્શનને સમજી શકશે નહિ. પરન્તુ સ્વપ્નમાં અને આ દર્શનમાં એટલો ફેર છે કે સ્વપ્નના વિષયો અને વસ્તુઓ કેવળ મનઃકલ્પિત હોય છે. વંધ્યાના પુત્ર પેઠે ત્રણે કાળમાં છે જ નહિ. પણ તમે જે જોયું અને સાંભળ્યું તે કંઈ ખોટું નહોતું. જાગૃત અવસ્થામાં જે સંસાર તમને સ્ફુરી આવે છે અને તે જેટલો સાચો છે, તે પ્રમાણે ધવલગિરિમાં તમે જે જોયું અને સાંભળ્યું તે સાચું છે. એટલો જ યોગદર્શનમાં અને સ્વપ્નમાં ફેર છે. માટે એને હું યોગદર્શન કહું છું. એની તમને વધારે ખાતરી તો હું શું આપું ? પણ યોગદર્શનમાં તમે જે આનંદગિરિ જોયો તે જ આનંદગિરિ તમને જાગ્રત અવસ્થામાં કહે છે કે તમે સાચું જોયું અને સાંભળ્યું છે. તમે કહો તો વળી તમારી વધારે ખાતરી કરવા તમે જે

જે જોયું અને સાંભળ્યું તે હું તમને કહી જાઉં. પાંચે સિદ્ધિઓ બતાવતાં મેં તમને ઉપદેશ કીધો હતો કે સિદ્ધિઓનો દુરૂપયોગ કરવાનો નથી."

"ના-મહારાજ, તે તો અમે બધા એમ જ માનીએ છીએ કે આપ કહો છો તે ખરૂં જ છે, અને તેમ જ હોવું જોઇએ."

"મહારાજ,"-કેશવલાલે પુછ્યું-"અમને ફરીને એ ધવલગિરિનાં અને શ્રીવિદ્યાનંદ મહારાજનાં દર્શન થશે!"

"તે તો હું કહી શકતો નથી; થાએ ખરાં ને નહિએ થાય. એ વાત તમારી પોતાની અને ગુરૂમહારાજની ઇચ્છાને આધીન છે."

"ત્યારે મહારાજ,"—કેશવલાલે ફરી પુછ્યું-" એ વર્ષની આખેરીએ અમારામાંથી કોઇને એ સિદ્ધિઓ પ્રાપ્ત થશે જ કેની? અને તેને એ સિદ્ધિઓ કેવી રીતે મળશે?"

"કેવી રીતે મળશે એટલે શું? જુવોની, મારી યોગદષ્ટિ વડે ખાસ કરીને મેં જોયું નથી કે એ સિદ્ધિઓ કેવી રીતે મળશે. કોને મળશે તે પણ જાણી જોઇને મેં જોયું નથી, કારણ કે એમ કરૂં તો, તમારામાંથી જેને એ પ્રાપ્ત થવાની હોય તેની તરફ મારૂં ચિત્ત ઇચ્છું નહિ તોએ પ્રસંન રહે ને તમારા મનમાં આશંકા આવે કે મહારાજ પક્ષપાત કરે છે; તો પણ હું એટલું કહું છું કે શ્રીમહારાજ, કાં તો તમને ત્યાં બોલાવીને સિદ્ધિ આપશે કે કાં તો મારા દ્વારા તમને અહીં મોકલી દેશે."

"એ સિદ્ધિઓમાં રહેલી શક્તિ અમારામાં કેવી રીતે આવશે? તમે અમને યોગદર્શનમાં એવી સમજણ આપી હતી કે સિદ્ધિઓમાં રહેલી શક્તિ, તે સિદ્ધિઓનું આધ્યાત્મિક સ્વરૂપ છે; તો એ સિદ્ધિઓમાં રહેલી શક્તિ અમારામાં કેવી રીતે આવશે?"

"બચ્ચા"—આનંદગિરિએ પ્રસન્ન થઇને જવાબ આપ્યો—"તારો પ્રશ્ન યોગની અંદર તારી બુદ્ધિનો પ્રવેશ થયલો થોડો ઘણો સૂચવે છે. પણ તેનો જવાબ બહુ સહેલો છે. તમને યાદ છે કે યોગદર્શનમાં મેં તમને કહ્યું હતું કે ધન અને સિદ્ધિમાં ઝાઝો ફેર નથી. માત્ર શક્તિની પ્રાબલ્યતામાં ફેર છે; એટલે કે જે શક્તિ ધનમાં રહેલી છે તે જ શક્તિ સિદ્ધિમાં રહેલી છે. જેમ એક રૂપીઓ અને એક સોનાની મહોર, બન્ને ધન છે; પણ સોનાની મહોરની કીંમત રૂપીઆ કરતાં વીશ પચ્ચીસ ગણી વધારે છે, તેવી જ રીતે એ સિદ્ધિઓ ધન કરતાં વધારે શક્તિવાળી છે. હવે ત્યારે, તારો પ્રશ્ન એવો છે કે એ સિદ્ધિઓમાં રહેલી શક્તિ તમારામાં કેવી રીતે આવશે, તો તેનો જવાબ એમ છે કે તમારી પાસે સો રૂપીઆ હોય તો તમારામાં કેવી

શક્તિ આવે છે તે તમે જાણો છો ?" બધા મહારાજના સામું જોઈ રહ્યા પણ કોઈ બોલ્યું નહિ, એટલે આનંદગિરિ તેનો ઉત્તર આપતાં બોલ્યો-"કેમ વારૂ, એમાં તમે એટલા બધા શાના વિચારમાં પડી ગયા ? સો રૂપીઆ હોય તો તમે અમુક અમુક કામ કરી શકો, જેમ કે આટલા મણ દાણો લઈ શકો, આટલો દાગીનો કરાવી શકો, આટલા બ્રાહ્મણો જમાડવા ધારો તો જમાડી શકો, આટલા ભોગ ભોગવવા કે શોખો પુરા પાડવા હોય તો પાડી શકો. એ વગેરે સો રૂપીઆ સુધી જે જે કામ થાય, તે તે કામ તમે ધારો તો કરી શકો; કારણ કે એ બધી શક્તિઓ સો રૂપીઆમાં રહેલી છે અને સો રૂપીઆ તમારા છે-તમે તેના ધણી છો-એટલે તેમાં રહેલી શક્તિઓ પણ તમારામાં આવી જાય છે. તેવી જ રીતે સિદ્ધિઓ માટે જાણવું. તેમાં રહેલી શક્તિઓનો તમે યથેચ્છ ઉપયોગ કરી શકશો. તે શક્તિઓનો પ્રતાપ તમારામાં આવશે. અર્થાત્ સિદ્ધિઓમાં રહેલી શક્તિઓને વાપરવાનું સામર્થ્ય તમારામાં આવશે એટલે એ સિદ્ધિઓ અને શક્તિઓ તમારામાં આવી જાણવી."

"એનો મહારાજ—" કેશવલાલે ફરી પુછ્યું-"કેવો પ્રતાપ છે ને દરેકમાં કેવી કેવી શક્તિઓ છે તે અમને સમજાવશો ?"

"તે તો જ્યારે તમને સિદ્ધિઓ મળશે ત્યારે સમજાવવામાં આવશે. હાલમાં તો દરેકમાં અદ્દ્ભુત શક્તિ રહેલી છે એટલું જાણવું બસ છે."

"કેમ ત્યારે"—નિર્મલદાસ હસીને કેશવલાલની ટકોર કરતો બોલ્યો—"આ બધી સિદ્ધિઓ શું તમારે જ લઈ જવી છે કે આવા, એક પછી એક અટપટા અને નહિ સમજાય એવા સવાલો કહાડયા જ કરો છો ! ભલા માણસ, સિદ્ધિઓ આવશે ત્યારે એ તો એની મેળે જ આપણી આંખો ઉઘાડતું આવશે. કેમ મહારાજ એમજ કેની ?"

"બચ્ચા, એમજ છે."

"સારૂં ત્યારે મહારાજ આ બધા એક પછી એક આપને સવાલો પુછે છે તો મારે પણ તમને બે ત્રણ સવાલો પુછવા રહે છે તેનો જવાબ આપશો કેની ?" સંન્યાસીએ હા કહી, એટલે નિર્મલદાસ બોલ્યો—"એક તો મહારાજ એ કે અમારે બે વર્ષ સુધી શું શું કરવું ને શું શું તજવું તે ખુલાસો કરીને કહો."

આનંદગિરિ ખડખડ હસી પડયો ને કહ્યું-"ભાઈ, તારૂં દીલ બહુ નીખાલસ જણાય છે. તને શું સિદ્ધિઓ પામવાની પરવા નથી કે આવી રીતે બે દરકારીથી પ્રશ્ન પુછે છે ?"

"નારે મહારાજ,"-નિર્મલદાસે કહ્યું,—"પરવા તો બહુએ છે; પણ આપ જાણો છો-આવી પર્વત જેવી મોટી સિદ્ધિઓ છે તે કંઈ લાડવો ખાવાનું કામ છે

કે એકદમ મળી જશે! માટે જ હું તમને પુછું છું કે અમારે શું શું કરવું ને શું શું તજવું?"

"તમારે કંઈ નવું કરવાનું કે તજવાનું નથી. જેમ તમે કરો છો તેમ કરજો. જે તમે તજો છો તે તજજો. મેં તમને પ્રથમ કહ્યું છે કે તમારો સંસાર આ સિદ્ધિઓ જોવા પહેલાં જેવી રીતે સીધો અને સરળ ચાલ્યો જાય છે તેવી જ રીતે હવે પછી પણ ચાલશે."

"ત્યારે શું અમારે પ્રાપ્તિ માટે કંઇ જ કરવાનું નથી?"

"એક લેખે નથી એમ કહું તો ચાલે–એટલે કે તમારે નવાં કર્મો, કે આચરણો આદરવાનાં રહેતાં નથી. પણ તમારે તમારાં નિત્યનાં કામોમાં ઇન્દ્રિયોના, વ્યાપારમાં, ધર્મની વહારે ધાવાનું છે; એમાં અર્થાત્ એમ પણ આવી જાય છે કે અધર્મને પુંઠ આપવી. હવે એ ધર્મની વહારે ધાવામાં તમે ફાવો તે સારૂ, તમે તમારાં મન અને વાણીને પણ ધર્મની વહારે જ રાખજો; કારણ કે મન અને વાણીમાં કર્મો સૂક્ષ્મ રીતે રહેલાં છે; એટલે, કર્મ એક જાતનાં અને મન અને વાણી જુદી જાતનાં, એ નહિ બની શકે એવું છે. સિદ્ધિની પ્રાપ્તિ સારૂ ધર્મની વહારે ધાવાનો નિયમ રાખવાનું મુખ્ય કારણ એ કે તમે તમારી બુદ્ધિને ધર્મપરાયણ કરતાં શીખો. જેની બુદ્ધિ ધર્મપરાયણ છે તેને ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે; તો આ તો સિદ્ધિરૂપી એક પુરુષાર્થ પામવો એમાં શું મહોટી વાત છે. જેની બુદ્ધિ ધર્મપરાયણ છે તેનાં મન વાણી અને કર્મ પણ ધર્મપરાયણ થાય છે—અર્થાત્ ધર્મની વાહારે ધાય છે."

"મહારાજ આ તો તમે બહુ કપરી વાત કહાડી"–**નિર્મલદાસ** બોલ્યો–"હું તો સમજ્યો કે આપ અમુક અમુક કામ કરવાં કે નહિ કરવાં એમ ચોકડાં પાડીને સમજાવી દેશો, પણ આ તો બધું તુંબડીમાં કાંકરા ગબડાવવા જેવું થાય છે. શું કરવું ને શું નહિ કરવું તે અમને માલમ નહિ પડે તો પછી અમારે ચાલવું કેમ?"

"બચ્ચા, વિષય કપરો છે ખરો પણ હું તને સહેલમાં સમજાવી દઉં છું કે જેથી તને સુખ દુઃખ થાય, તેથી બીજાને પણ તેવું જ સુખ દુઃખ થાય છે, એવી બુદ્ધિ રાખવી એ ધર્મપરાયણ બુદ્ધિ છે. તે ઉપરથી તદનુસાર આચરણ રાખવું એનું નામ ધર્મની વહારે ધાવું છે."

"ઠીક ઠીક, હવે હું સમજ્યો"–**નિર્મલદાસે** જવાબ આપ્યો–"આપે હમણાં જે વાત કહી તે હવે મારી અક્કલ બહાર જતી નથી. આપણે સુખ થાય છે તેવી રીતે બીજાને પણ સુખ થશે, એમ સમજી તેવાં કામો કરવાં; અને તેથી ઉલટી રીતે આપણે દુઃખ થાય તેવી રીતે બીજાને પણ દુઃખ થશે, એમ વિચારી તેવાં કામોથી દૂર રહેવું, એનું જ નામ ધર્મની વહારે ધાવું છે કેમ?"



# પ્રકરણ ૨૧ મું

## સબ સબકી સમાલીઓ

### હતનો હે કીસ્તાર—ફીર નહિ માંગનો.

ઉપર પ્રમાણે પ્રસ્તુત વિષય વધારે ચરચાવા લાગ્યો. શ્રીઆનંદગિરિએ આજ્ઞા કીધી ને એક પછી એક, પોતાની જેમ બુદ્ધિ પહોંચી અને શંકા ઉત્પન્ન થઈ તેને અનુસાર તેઓ પ્રશ્નો પુછવા લાગ્યા. ધર્મની વહારે ધાશો તો પામશો એ વિષે આનંદગિરિએ પોતાથી બનતો ખુલાસો પ્રથમથી જ આપ્યો હતો. યોગદર્શન ગ્રહણ વેળાએ પણ સિદ્ધિઓનો દુરૂપયોગ ન કરવો, તેને ઉદ્દેશીને એણે વિસ્તારથી વિવેચન કીધું હતું. યોગદર્શનને અંતે પણ—ધર્મની વહારે ધાવું તે શું અને કેમ બને–બનાવવું કેમ સહેલ પડે–તે વિષે લંબાણથી કેટલી સમજુતી એણે આપી હતી; તો પણ તેઓની બુદ્ધિને અનુસાર મહારાજના કહેવાના ભાવાર્થનું સ્વરૂપ તેઓના મનમાં ખડું થયું. જેવું આદર્શ હોય તેવું દર્શન થાય. જો આરસો છેક મેલો હોય, તો જોનારનો ચહેરો તેમાં બરોબર પડતો નથી. તેજ આદર્શ જો સ્વચ્છ હોય તો દષ્ટાને તેની સન્મુખ ખડો કરી દે છે. એમાં જોનારનો કંઇ દોષ નથી, પણ આદર્શની ગ્રહણ કરવાની શક્તિમાં તારતમ્ય છે. તેવી જ રીતે મહારાજે કહેલા વિષયનું ગ્રહણ સર્વેની બુદ્ધિની ગ્રાહ્ય શક્તિને અવલંબીને થયું.

સોનાની મહોરો—તેના કરતાં અગણિત કીંમતવાળું ઝવેરાત—તેના કરતાંએ અગણિત મૂલ્યવાન્ મણિઓ—અને તે પાંચે પણ ઉત્તરોત્તર વધારે મૂલ્યવાન્—એ સર્વેથી બધાની બુદ્ધિ ઝાંખ મારી ગઇ. કેટલાક તો આજે જે અવનવા દેખાવો જોયા હતા તેની વાત છેક ભુલી ગયા. શ્રીવિદ્યાનંદ મહારાજનાં અલૌકિક દર્શનની વાત તો તેઓના મનમાં એક કોરે ક્યાંએ ખસી ગઇ, અને સિદ્ધિઓને ને સિદ્ધિઓનેજ પોતાની નજર આગળ, દર્શન પુરૂં થયા પછી તેઓએ જોયા કીધી. વળી ધર્મની વહારે ધાવાનું કેમ બનશે તે તેઓ બરોબર સમજી શક્યા નહિ. વનમાલીદાસના પ્રશ્નો તે સંબંધે નહોતા. પણ નિર્મલદાસના પ્રશ્નો તે સમજવામાં બધાને કેટલી મુશ્કેલી લાગતી હતી તે સુચવતા હતા. એણે કેશવલાલને રોકીને પોતાને તે સમજવામાં જે દુર્ગમ લાગ્યું, તેનો સવાલ કહાડ્યો. મહારાજના ઉત્તરથી કંઈ સ્પષ્ટીકરણ થયું ખરૂં. હજી એને બીજું પુછવાનું બાકી રહેતું હતું એટલામાં દુલારામે વાતનું સુકાન એકદમ ફેરવી નાંખ્યું.

દુલારામ બધું એકાગ્રચિત્તે સાંભળ્યા કરતો હતો. બધા કરતાં સિદ્ધિઓને અને સોનાના ઢગલાને અને ઝવેરાતને જોઇને, એની બુદ્ધિ છેક જડ જેવી થઈ ગઈ

હતી. સરવે વાત ભુલી જઇને એ તો સોનાને અને સોનાની મહોરને પોતાની સન્મુખ જોવા લાગ્યો. યોગદર્શન થઈ રહ્યું ને મહારાજે સર્વેને પ્રશ્નો પુછવાની રજા આપી, તથાપિ એનું મન તો ઝવેરાત અને સવા લક્ષ મહોરોમાં ખુંચી રહ્યું; તેથી બધું ધ્યાન દઇને સાંભળવા છતાં, એના અન્તરમાં બુદ્ધિનાં કિરણો જુદીજ તરેહથી પ્રકાશવા લાગ્યાં. બીજા બધા ચમત્કારની વાત તો એના મનથી કુચ–બીસાત—નહિ—જેવી થઈ પડી. શ્રીવિદ્યાનંદ મહારાજનાં દર્શન—ત્યાંના અદ્ભુત દેખાવો બધા બાજુએ રહ્યા ને એ વિચાર કરવા લાગ્યો—

"મારા બાપ! સવાલાખ મહોર!!! કેવડો મહોટો ઢગલો! ઘણા લોકો લખેસરી હોય છે પણ એક લાખ રૂપીઆનો ઢગલો એક જગોએ અને એક વખતે જોવાને તેઓ ભાગ્યશાળી થતા નથી. આંકડા મુકવા અને લાખે લેખાં ગણવાં એ તો નહાનું બાળક કરી શકે. એક લાખ રૂપીઆની વાત તો એક બાજુએ રહી, ને આ તો સોનાની એક લાખ ને પચ્ચીશ હજાર મહોરનો પર્વત જેવડો ઢગલો મારી નજરોનજર મેં જોયો! મહોરો પણ કેવી ચકચકતી–જાણે ટંકશાળમાંથી તરત ને તરત બહાર કહાડેલી હોયની! કેવી ખુબીની વાત, કે મહોરોને લીધે, ને એ ઝવેરાત અને પેલા મણિઓને લીધે, મહારાજના ઓરડામાં બીજી રીતે અજવાળું આવવાનો લાગ નહોતો છતાં—જાણે ત્યાં સુરજ ઉગ્યો હોયની એવી ઝાક ઝમાલ થઇ રહી હતી. બાપરે, મારી નજર તો મેં જ્યારથી કૌતુક જોયું છે ત્યારથી ત્યાંથી ખસતીજ નથી! બધાની કીંમત રૂપીઆમાં તો અંકાયજ નહિ! માણમાણ આંકીએ પણ મનમાં તો ઉતરેજ નહિ! કરોડ, દશ કરોડ હોય તો કંઇએ સમજીએ ખરા; પણ આ તો ખર્વ, નિખર્વ, શંકુ અને પદ્મનીએ પેલી પાર જાય છે! અને કરોડો ને કરોડોએ ગુણીએ તોએ કંઇ થાકો લાગે એમ નથી ત્યાં શું કરવું? જો એનો લાખમો ભાગ—રે એક કરોડમો ભાગ–મારા જેવાને મળે તો બેડો પાર સમજવો!! કોઇ વાતની મણા રહેજ નહિ! આકાશ ફાટે ને પૃથ્વી ભાર ન ઝીલે એટલું બધું ધન ત્રણ છાબોમાં ગોઠવી દીધું હતું! પણ રહો! સવા લક્ષ મહોરોની શું કીંમત થાય વારૂ? મહોરો વજનમાં ભારે હોય એમ લાગતી હતી. દરેક ઓછામાં ઓછી એકેક તોલો હશે. હાલમાં સોનાની પીળ ચહડતી છે એટલે દરેકની કીંમત પચ્ચીસ રૂપીઆ તો ઓછામાં ઓછી હોવી જોઇએ. મહારાજે અમને મહોરો હાથમાં આપીને બતાવી હોત તો કેવું સારૂં થાત! પણ ત્યાં તો સોનાના દેવ અને હીરાની આંખો જેવું હતું. ઝવેરાત અને એ મણિઓ આગળ તો એ સોનાનો ઢગલો કશી ગણતીમાંજ નહોતો; પણ એવો ન ગણતીનો ઢગલો ખાસ્સો પાંતરીસ લાખ કે તેથી વધારે કીંમતનો હતો! નાંખી દેતાં ૭ ટકાનું વ્યાજ ગણીએ તો એ પાંતરીસ લાખના

દર વર્ષે બે લાખ, અઢી લાખ તો વ્યાજના થવા જાય. ગમે તેવો ઉડાઉ આંખ મીચીને પૈસો ઉરાડે, તોએ ખુટાડયું ખુટે નહિ. એ તો એક છાબની વાત થઈ. બીજી બે છાબોની વાત કરવી તો મુનાસબ નથી. બોર બોર જેવડાં તો મોતી હતાં. એમાં હીરા, મોતી કે માણેકો, શું સારૂં, તે તો હજી પણ કંઈ કહેવાતું નથી. હું તો વિચાર કરૂં છું અને હજી પણ મારી આંખે ઝાંપ વળી જાય છે! ખાસ્સા મઝેના બબ્બે ખોબા ભરાય એવો એકેક ઢગલો હતો.' પેલાં મણિઓએ તો હદ વાળી નાંખી હોં! રતન તે રતન! આપણે તો કોઇને સાધારણ રીતે કહીએ છઇએ કે તું રતન જેવો છે, પણ મેં આજેજ જાણ્યું કે રતનની બરોબરી કરનાર આ દુનીઆમાં કોઇ પદાર્થજ નથી. એની એકેની કીંમતજ નથી. આડો આંક વળી જાય છે!"

"મહારાજ કહે છે કે તમે એક નિયમ પ્રમાણે ચાલશો તો એ સિદ્ધિઓ તમારી દાસી છે. પેલી સવાલક્ષ સોનાની મહોરો અને ઝવેરાતની છાબ તો વટાવમાંજ મળશે! તેનો તો આ મહાત્મા કંઈ હીસાબજ ગણતા નથી. પણ હું તો મહારાજને બે હાથ જોડીને કહું છું કે મહારાજ મને એ સિદ્ધિઓ જોઇતી નથી. એ મહોરોજ આપો, અથવા એક મુટ્ટી ભરીને પેલું ઝવેરાત, હીરા, મોતી કે માણેક ગમે તે આપોની, કે બસ! પછી જુઓ, અમારા કરતાં દુનીઆમાં કોણ સરસાઇ કરે છે? સાધુદાસે બધી સેવા કીધી ત્યારે વળી આટલું શું કામ બાકી રાખ્યું કે અમારે એક નિયમ પ્રમાણે ચાલીને, બે વર્ષ સુધી એક કસોટીમાં પુરે પુરા પાર ઉતરવું જોઇએ. પેલો કેશવલાલ તો ગાંડો થયો છે ગાંડો! જાણતો નથી, કરતો નથી, ને પેલી સિદ્ધિઓની શક્તી કેવી રીતે આવશે તેનો ખુલાસો મહારાજાને પુછે છે. જાણે કે સિદ્ધિઓ એનેજ મળવાની હોયની! આ નિર્મલદાસ મહારાજને પુછે છે કે અમારે શું શું કરવું ને શું શું તજવું. એને શું સિદ્ધિની આશા છે? પણ ભાઇઓ, તમે બધા ગાંડા થયા છો. ધર્મની વહારે ધાશો તો પામશો ખરા એમ મહારાજ કહે છે, અને સમજાવે છે કે પારકાના સુખે સુખ માનવું, ને દુઃખે દુઃખ માનવું. મને તો એમ લાગે છે કે એ બધી કંઇ હાંસી ખેલની વાત નથી. આપણાથી તે વળી ધર્મની વહારે ધવાય? જો ધર્મની વહારે ધાવું સહેલ હોત તો મહારાજ એવી સરત કરતજ નહિ—કોઇ બીજીજ ભારે સરત મુકત. આ તો જે સહેલ દેખાય છે તે તો ઉપર ઉપરથી જોવામાંજ. માટે એ કસોટીમાં સો ટચના નીવડીએ, ને એ સિદ્ધિઓ મળે, એ આશા ભાઈ દુલારામ, તું ખોટી જાણજે હોં! બીજા ભેળો તું પણ ભુલાવો રખે ખાતો હોં કે!"

"પણ હાસ, મને એક યુક્તિ સુઝી છે. ઇશ્વર કરશે તો જોઈ લ્યો મઝા!

સરત જોઇએ તેવી ભારે હોયની, પણ આપણા બધાનું કામ થઇ જાય !" એમ વિચાર કરી મહારાજની આગળ બે હાથ જોડતો એ બોલ્યો—

"મહારાજ, આ સર્વે આપને જે લાગે છે તે પુછે છે ત્યારે મને પણ થોડું પુછવાનું રહે છે." આનંદગિરિએ રજા આપી ને દુલારામે કહ્યું—

"અમારા ચારમાંથી કોઇને પણ એ સિદ્ધિઓ મળશે ખરી કેની?"

"બચ્ચા, મળવાનો સમય પાસે આવ્યો છે ત્યારેજ હું તમારી પાસે આવ્યો કેની? બાકી જેમ પોણોસો, સો વર્ષ સિદ્ધિ આપવાની કબુલાતમાં નીકળી ગયાં તેમ બીજાં તેટલાં કે વધારે વર્ષ નીકળત, તો તમે શું અમારો હાથ ઝાલવાને આવત? માટે બે વર્ષ સુધીમાં ધર્મની વહારે ધાવાની કસોટીમાં જે પાર ઉતરશે તેને એ સિદ્ધિઓ અવશ્ય મળશે."

"પણ સ્વામીજી"—દુલારામે ફરી પુછ્યું—"કોઇ કસોટીમાં પાર ન ઉતર્યો તો-"

"બચ્ચા, એવો સંભવજ નથી. તમારા ચારમાંથી કોઇ ને કોઇ ભાગ્યશાળી નીવડશેજ નીવડશે. કોઈ ને કોઈ પૂર્વ જન્મનો યોગી બચ્ચો હશેજ હશે; જો તેમ નહિ હોત તો મારૂં અહીં આવવાનુંજ થાત નહિ."

"ઠીક મહારાજ, હું પણ એમજ ધારતો હતો"—દુલારામે કહ્યું—"પણ વધારે ખાતરી કરવાને મેં આપને પુછી લીધું; કારણ કે ચેતતો નર સદા સુખી રહે છે. આ તો મહાસિદ્ધિઓની ને અઢળક ધનની વાત છે માટે અગમ બુદ્ધિ વાપરી પાણી પહેલાં પાળ બાંધી રાખવી જોઇએ, કે પાછળથી કોઇ વાતે પસ્તાવો રહે નહિ, ને બધું કારજ સરો હશે તે, અમારા ચારમાંથી એકને એ સિદ્ધિ મળશે એ વાત નક્કી છે; અને મહારાજ તમે કહ્યું હતું કે અમારે ઝાઝો લોભ રાખવો નહિ-લાલચુ થવું નહિ-ત્યારે અમે લોભ ન રાખતાં, લાલચને પરહરી, માંહોમાંહે એવી કબુલાત કરીએ કે ચારેમાંથી જેને એ સિદ્ધિઓ મળે તે, બે મણિઓ પોતાને પસંદ પડતાં પોતાની પાસે રાખે, અને બાકીનાં ત્રણ મણિઓ સિદ્ધિ સાથે બીજા ત્રણ જણા અમુક ધોરણે વેંચી લે. જે જર ઝવેરાત અને સવાલાખ મહોરો રહી તેના સરખા ચાર ભાગ કરવા, અથવા પાંચ કરવા. કસોટીમાં પાર ઉતરનાર બે ભાગ પોતે રાખે, ને બાકીના ત્રણ ભાગ ત્રણેને આપે તો કેમ? એમાં બધાનું કામ થશે. વળી લોભ ને લાલચ પરહરી ગણાશે. એ સિદ્ધિઓ અને ઝવેરાત અને મહોરો એટલી બધી તો કીંમતી છે કે અમે બધા સિદ્ધિવાળા થઇશું. એમાં બધાને લાભ અને કોઇને ટોટોજ નહિ! એક જણની પાસે દશ લાખ રૂપીઆ હોય તેના કરતાં દશ જણની પાસે લાખ લાખ રૂપીઆ હોય, તો તે વધારે સારૂં કેની? કે દશે જણ લખેસરી

ગણાય. વળી અમે સરવે સાધુદાસની પ્રજા છઇએ. માટે એવી સરત અમો ચારે વચ્ચે તમે કરાવી આપશો? તો લાવો હમણાં આપણે કાગળ, ખડીઓ ને કલમ લાવીએ અને તમારી સમક્ષ કપરા સોગન ખાઇએ કે સિદ્ધિઓ, અને જર ઝવેરાત, અને મહોરો જોઇએ તેને મળે, પણ ઉપર પ્રમાણે ભાગ પાડવા—કેમ મહારાજ શું કહો છો?"

નવલશાનું મન દુલારામની આ યુક્તિ જોઇને બહુ પ્રસન્ન થયું. એકદમ પુર હરખમાં એ બોલી ઉઠ્યો—"કબુલ છે, કબુલ છે, જાઓ, મારે એ કબુલ છે. જો પાવડીની સિદ્ધિ મને આપો તો તમે, આ કે બીજી સરતો કરો તે પર મારી સહી હું ખુશીથી આપીશ."

આનંદગિરિએ દુલારામનું બોલવું મુંગા મુંગા સાંભળ્યા કીધું. દુલારામની બુદ્ધિ કેવળ લોભી અને લાલચુ હતી એમ વિચાર આવતાં એનો આત્મા કંઇક કચવાયો, તથાપિ મનનો વિચાર મનમાંજ રાખી મુક્યો. લોભ અને લાલચથી માણસની બુદ્ધિ કેવી બગડી જાય છે, એમ વિચાર આવતાં, આનંદગિરિ મનમાં હસીને કહેવા લાગ્યો—"આ વાણીઓ જબરો પહોંચેલો છે! કેવી અગમ બુદ્ધિ વાપરે છે ને બધી વાત કેવી યુકિત પુરઃસર આગળ પાડે છે! કેવી ખુબીથી મને એ સમજાવવા માગે છે કે લોભ અને લાલચ ન રાખવાને માટે મારો ઉપદેશ છે માટે એ સિદ્ધિઓને ચારે જણે વેંચી લેવી; તોપણ ઉઘાડું છે કે કેવળ લોભ અને લાલચનો માર્યો આ વાણીઓ એ પ્રમાણે કહે છે. જો એના મનમાં નક્કી હોય કે, એ સિદ્ધિઓ એનેજ મળશે ને આવી વાત કરે તો તો એક લેખે ગણાય. પણ એ સારી રીતે સમજે છે કે એ સિદ્ધિઓમાંની એક, અથવા ધનનો ને ઝવેરાતનો એક ભાગ એને મળે તો એ ધનાઢય ગણાય; તેથી એનું મન એની પાસે આવી વાત કરાવે છે. અસ્તુ, મારે તો એણે પુછ્યું તેનો જવાબ આપવો જોઇએ."

"ભાઇ, તમે ઘેલીના ડાહ્યા અગમ બુદ્ધિવાળા ગણાઓ છો તે યથાર્થ છે. કોઈ બ્રાહ્મણ કે ક્ષત્રીને તમારા જેવી બુદ્ધિ કે યુક્તિ એકાએક સુઝેજ નહિ. તમે માંહોમાંહે એ પ્રમાણે સમજુતી કરો, વા તે વિષે કોલ આપો, કે લેખ કરો, તે તમારી પોતાની ખુશીની વાત છે. મારે તેની જોડે કંઇ લેવા દેવા નથી. શ્રીગુરૂમહારાજ તો કસોટીમાં જે પુરો ઉતરશે તેને એ સિદ્ધિઓ આપશે. તેને મેળવનાર જોઇએ તો એકલો વાપરે કે જોઇએ તો બીજાને આપી દે, તે તેની ખુશીની વાત છે."

"પણ ગુરૂમહારાજ"—દુલારામે કહ્યું—"આપની સંમતિ વગર એમ કેમ બને?"

"કેમ વારૂ?"

"જેને સિદ્ધિઓ મળી તેને બીજાની પરવા શેની રહી ?" દુલારામે ઉત્તર આપ્યો—"અને તે, સરત પ્રમાણે ન ચાલે તો અમારાથી તેની સામે કેમ થવાય ? તે તો એક રાજા થઇને બેસે. વળી આવા કામમાં દાવો કે ફરીઆદી કરીએ તો પણ કોઈ સાંભળે નહિ; માટે તમારી સમક્ષ એવી સરત થઈ હોય તો પછી તેનાથી ફરાયજ નહિ."

"બચ્ચા, જેને સિદ્ધિ મળશે તે પોતાના વચનથી ફરે એવો માણસજ હશે નહિ; પણ એમાં મને વચમાં રાખવાનું કારણ નથી, અંદર અંદર જોઇએ તેમ સમજો."

"મહારાજ, એમાં બધાનું કામ થશે ને વળી આપનો ઉપદેશ છે કે લોભ અને લાલચ નહિ રાખવાં તે પણ પળાશે; માટે લોભ અને લાલચ ન વધે એવા કામમાં આપની સંમતિ તો જરૂર જોઇએ."

"ભાઈ દુલારામ"—આનંદગિરિએ કહ્યું—"આ પ્રમાણે બોલી તું મને છેતરવા માગે છે તે કંઈ સારૂં નહિ. જો કે તું બહુ જુગતે જુગતી વાત કરે છે ને બહારથી લોભ અને લાલચને છોડતો હોય, એવી રીતે નિઃસ્વાર્થપણે વાત કરે છે, તોપણ એટલું તો ખરૂં કે તારા મનમાં આવો વિચાર કેવળ લોભ અને લાલચને લીધે જન્મ પામ્યો છે. લોભ અને લાલચ તો ક્યારે ખરાં પરહર્યાં ગણાય કે વગર સરતે, અને પ્રસન્નતાના પુર ઉભરામાં, તું એમ કહી ઉઠે કે જાઓ, મને સિદ્ધિઓ મળશે તે આપણે ચારે જણા વેંચી લઇશું. તમને સિદ્ધિઓ મળે તો ભલે તમે એકલા ભોગવજો. પણ હું તો તમને બધાને આપીશ. એનું નામ તે લોભ અને લાલચને પરહર્યાં ગણાય, બાકી તારી વાત તો લોભ અને લાલચનું બારૂં દેખાડે છે ને આ તો નરસિંહના નામની દુકાન માંડવા જેવું થાય છે."

દુલારામ ચુપ થઈ ગયો.

બીજા હાથ ઉપર, નવલશાના મનમાં જુદીજ તરેહના વિચાર દોડવા લાગ્યા. એના મનથી તો સિદ્ધિ પામવા સારૂં, ધર્મની વહારે ધાવાની સરત, નહાના બાળકની રમત જેવી અને દમ વગરની જણાઈ. કેશવલાલ અને નિર્મલદાસે તે સંબંધે જે ખુલાસા પુછ્યા તે, એણે પુરૂં ધ્યાન દઇને સાંભળ્યા નહિ. યોગદર્શન થઈ રહ્યા પછી, થોડાવાર સુધી તો જે સારૂં સારૂં જોયું હતું તેથી એ ખુશ થયો. ઝરાના પાણીમાં નહાવાની અને રમવાની ખુબ મઝા પડી અને હાથ પગ સ્વચ્છ થયા તેથી એ હરખાયો. પણ સૌથી વિશેષ ધ્યાન ખેંચનારી બાબત તો, એના મનથી એ થઇ પડી કે શ્રીવિદ્યાનંદ મહારાજ ધ્યાન ધરવા બેઠા હતા, તોપણ સુવર્ણની સુંદર પાવડીઓ પોતાની સન્મુખ રાખી મુકી હતી! યોગદર્શનમાં શ્રીમહારાજનુ સ્વરૂપ જોવાની એણે

ઝાઝી કાળજી રાખી નહોતી. પાવડીઓ જોતાંજ બીજા બધાનું ભાન ભુલી જઇને, એક મને અને એક નજરે, એણે સુવર્ણની પાવડીઓ અને પાવડીઓનાંજ દર્શન કર્યાં કીધાં હતાં. તેથી યોગદર્શન થઈ રહ્યા પછી, એને વિચાર આવ્યો કે ગુરુ-મહારાજ જેવા મ્હોટા બાવા, પરમેશ્વરનું ધ્યાન ધરતી વખતે પણ, કેવી ફક્કડ પાવડીઓ પોતાની સન્મુખ રાખી મુકે છે! પાવડીમાં અને ચામડાના જોડામાં ઝાઝો ફરક નથી. બંનેને પગરખાં કહીએ તો ચાલે. બંને પગનું ઢાંકણુ અને રક્ષણુ કરનારાં છે. મ્હોટા મ્હોટા પંડિતો, પાવડી અને જોડાને **કંટકભંજન પોથીનું** નામ આપે છે તે બોલેબોલ ખરૂં છે. વિદ્યાની પોથીથી આપણું મગજ શોભે છે. **કંટકભંજન પોથીથી** આપણા પગની શોભા વધે છે, બાવા અને વેરાગી લોક પગે પાવડીઓ પહેરે છે, ને ગૃહસ્થો હોય તે જોડા કે વિલાયતી બુટ પહેરે છે. એમાં કંઇ ઝાઝો ફેર નથી. પણ ખુબીની વાત તો એ છે કે સંસારનો ત્યાગ કરી, ઘરબાર અને કુટુંબ કબીલાને પણ છોડી દઈ, વેરાગી થયા પછી પણ, માણુસને પગનાં રક્ષણુ કરનાર વગર ચાલતું નથી. તેટલાજ માટે તેઓ પાવડી રાખે છે. વળી નવલશાને વિચાર આવ્યો કે, ધ્યાન ધરતી વખતે પાવડીને સન્મુખ રાખવાનું શું કારણુ? પગમાં કેમ નહિ ચ્હડાવી હોય? ગમે તેમ હો, પાવડી પગે ચ્હડાવો કે સન્મુખ મુકી છાંડો પણુ પાવડી અને જોડા કે વિલાયતી બુટ જગત્માં મહાન્ પદવી ધરાવે છે. નવલશાના મનમાં તેવા દૃઢ નિશ્ચયની ગાંઠ, કાળાન્તરે ન ખસે એવી રીતે બંધાઇ ગઇ. નવલશાને વળી બીજો વિચાર આવ્યો કે આ પણુ ખુબીની વાત છે કે જે પાંચે સિદ્ધિઓ તેઓએ જોઇ તેમાં પાવડીની જોડને પણુ આનંદગિરિએ સિદ્ધિમાં ગણાવી. મને વિલાયતી બુટ અને શુઝનો શોખ છે પણુ પાવડી તો મેં પહેરી નથી કે વસાવી નથી; તો પણુ જ્યારે હું જોઉં છું કે મ્હોટા મ્હોટા બાવાઓ અને સાધુઓ પાવડીને તજી શકતા નથી, અને પાવડીને સિદ્ધિમાં ગણે છે, ત્યારે હવે મારે પાવડી પહેરવી જરૂરની છે એમજ કેની? ઘરમાં અને ઓરડામાં સપાટ સ્લીપર્સને બદલે, કોઇ કોઇવાર શ્રીવિદ્યાનંદ મહારાજ જેવી સુંદર અને નાજુક પાવડીઓ પહેરી, ઢબ્ ઢબ્ કરતા ચાલવાની મઝા પડશે! હું તો આજે ને આજે પાવડીઓની બે ત્રણુ ફક્કડ જોડ કરાવવાને આપી દઇશ ત્યારે મારા જીવને નીરાંત વળશે. મારા દોસ્તદારો જોડાના મારા શોખને માટે મને હસે છે! તેઓ બીચારાને કંઈ ખબર છે કે પાવડીને તો જોગીઓ પણુ સિદ્ધિમાં ગણે છે! ખરેખર એ પાવડીવાળી સિદ્ધિને તો આ સરવે કરતાં હુંજ પામવાને લાયક છું. મને ન્હાનપણુથીજ સારાં સારાં બુટનો અને શુઝનો શોખ હતો. હમણાં હમણાં મેં એ શોખને વધાર્યો છે, પણ આજે જે મેં જોયું તે ઉપરથી તો હું એ શોખને જેટલો વધારૂં તેટલો ઓછો

છે. જ્યારે આવા આવા દાખલા આપણે જોઇએ છઇએ, કે ઘરબાર અને બૈરાં છોકરાંઓ છોડવાં સહેલ છે, પણ પાવડી કે જોડા તો છોડાયજ નહિ—તે તો સાથે છે ને છે—તો હવે તેઓનો જેટલો મહિમા વધારીએ તેટલો ઓછો ને ઓછો છે! હવે જોઉં તો ખરો, મારી સામે કોણ આંગળી કરી કહે છે કે નવલશાને બુટ અને શુઝનું ઘેલું લાગ્યું છે. કહેનારા અજ્ઞાન છે તેથી એમ કહે; પણ જ્યારે મને પાવડીવાળી સિદ્ધિ મળશે ત્યારે તેઓની ખાતરી થશે કે મારો સિદ્ધાંતજ ખરો હતો; ને ત્યારે જ છાતી ઠોકીને મારા દોસ્દારોને કહેવાનો મને લાગ આવશે કે જોયું, આ પાવડીની સિદ્ધિ મને પ્રાપ્ત થવાની સરજેલી હતી તેટલા સારૂ, પરમેશ્વરે બચપણથીજ બુટ અને શુઝ પહેરવાનો મને શોખ આપ્યો હતો. હાલ તો કંઇ નહિ પણ એ બધું સધળું વખત આવે થઇ રહેશે.

પારકાના સુખે સુખી થવું ને દુ:ખે દુ:ખી થવું એ સરત આ સરવેને કેમ ભારે લાગે છે? બધા ડાહ્યા ડમરા થઇને એક બીજાની સામું શું જોયા કરે છે? મારાં સારાં નસીબ કે મને તો એજ રીતિએ ચાલવાની ટેવ પડી ગઇ છે? જુઓની, કોઇના પગમાં સારી વિલાયતી જોડ હોય છે તો હું કેટલો હરખાઉં છું ને મારા મ્હામાં પાણી પાણી છુટે છે! અને કોઇના જોડા કાદવથી કે ધુળથી બગડેલા કે બગડતાં હું જોઉં છું, ત્યારે મને કેટલું દુ:ખ થાય છે ને મને કેવી કંપારી છુટે છે! પારકાના સુખે સુખી અને દુ:ખે દુ:ખી તે શું એનું નામ નહિ! બસ ત્યારે નવલશા! તારો બેડો પાર છે. એ સિદ્ધિઓ તનેજ મળશે. એ સિદ્ધિની પાવડીઓ પહેરીને હું ઠબ્‌ઠબ્‌ કરતો ચાલીશ, ત્યારે ખરે મારા ભભકામાં અને બહારમાં કંઇ મણા રહેશે નહિ. પણ આજ મહારાજનું વાલકેશ્વરમાં મેં અપમાન કીધું હતું તેનો એ દાવ રાખીને મને સિદ્ધિઓ નહિ આપે તો? મને શું માલમ કે એની પાસે આવો આવો ચમત્કાર છે. હું તો એમાંનું કશુંએ માનતો ન હતો અને હજીએ માનવું કે નહિ એ વિષે મને શક રહે છે. પણ વળી વિચાર કરૂં છું, કે જ્યારે પાવડીને સિદ્ધિમાં ગણી છે, તો અલબત એ સિદ્ધિની વાતે ખરી હોવી જોઇએ! પણ ત્યારે મહારાજ સિદ્ધિઓ આપવામાં પક્ષપાત કરશે તો? શું કરૂં, મારા બાપા બેઠેલા છે ને આ બધા પાસે છે, નહિ તો હમણાં મહારાજને પગે પડી, એને જેમ તેમ સમજાવી રાજી કરત. સારૂં થયું કે મહારાજને મેં વાલકેશ્વરમાં અપમાન આપ્યું એ વાત મારા બાપા સહેજમાં જાણતા રહ્યા. બાકી આ નિર્મ-લદાસે તો મારો લાડવો વાળી રાખ્યો હતો. કંઇ નહિ, મને સિદ્ધિ મળે પછી એની વાત છે; પણ હમણાં કંઇ પણ બોલીને મહારાજને મારે ખુશ કરવા જોઇએ.

એ પ્રમાણે નક્કી કરી નવલશાએ થોડો વાર મનમાં વિચાર કીધો. મૂર્ખમાં

મૂર્ખ પણ પશુથી શ્રેષ્ઠ, અને ગાંડો ગાંડો પણ વાણીઆનો દીકરો, તે આ પ્રમાણે બોલ્યો—

"મહારાજ, તમે જુઓ છો કે આ બધામાં હું કેવો નહાનો છું. મારી ઉંમર માત્ર અરાડ વર્ષની છે. મારા સિવાય બીજો કોઇ પચ્ચીસ વર્ષથી નહાની ઉમ્મરનો નથી. એટલે હજી મારે દુનિઆમાં બહુ બહુ જોવાનું અને શીખવાનું છે. વળી હું નહાનો છું એટલે મહારામાં અક્કલ પણ ઓછી હોય અથવા ઓછી ખીલી હોય એમાં કંઇ નવાઇ નથી. તો મહારાજ! હું આપને બે હાથ જોડીને કહું છું કે મારા જેવા નહાના બાળકનું બોલ્યું ચાલ્યું, આપ જેવા મહોટા માણસે તો મહોટું દીલ રાખી માફ કરવું જોઇએ. મારૂં બોલ્યું ચાલ્યું માફ કરો તો મારે પણ કંઇ પુછવાનું છે."

"બચ્ચા, તારે શું કહેવું છે?"

"તે તો મહારાજ, આપ મારૂં બોલ્યું ચાલ્યું માફ કરવાનું પહેલાં કહો તો મને હીંમત આવે, બાકી મને હવે બહુ બ્હીક લાગે છે."

નવલશાએ એવી સીફતથી વાત કહાડી કે પાસે બેઠેલામાંથી જેઓ એનાં વાલકેશ્વરનાં અડપલાંની વાત નહોતા જાણતા, તેઓને તો એમજ લાગ્યું કે નવલશાને પણ કેટલાક સવાલો પુછવાના છે, પણ પોતાની કાચી સમજને લીધે પુછતાં અચકાય છે, તેથી એ પ્રમાણે બ્હીતાં બ્હીતાં મહારાજ આગળ વાત કરે છે. નવલશાની સમજ હજી કાચી છે એમ એ પોતે જાણે છે એવા વિચારથી વનમાલીદાસ પોતાના દીકરા માટે ખુશ થવા લાગ્યો. નિર્મલદાસ એની સીફત તરત જાણી ગયો, ને હસવા લાગ્યો. કેશવલાલ રાજી થયો કે ચાલો, નવલશાએ પોતાની ચાલ માટે દલગીરી બતાવી એ બહુ થયું. સંન્યાસી પણ તેના કહેવાનો ભાવાર્થ સમજ્યો ને તેને આશ્વાસન આપતાં બોલ્યો—

"ભાઈ, તારે બ્હીવા કરવાનું કંઇ કારણ નથી. હું તારૂં બોલવું સમજું છું. તું કહે છે તો જા, તારૂં બોલવું ચાલવું ને બોલ્યું ચાલ્યું બધું માફ છે, હવે તારે જે પુછવું હોય તે સુખેથી પુછ. હું યથાશક્તિ જવાબ આપીશ."

નવલશા રાજી થયો કે ચાલો, થોડાકમાં કાસળ પતી. બધી વાત ભારમાં અને ભારમાં રહી. હવે એ પ્રશ્ન પુછવા લાગ્યો—

"મહારાજ, આપ કહો છો ત્યારે મને હીંમત આવે છે. હું પુછું છું કે પાવડીવાળી જે સિદ્ધિ છે તે સિદ્ધિ, પાવડી પગે પહેરવાથી આવશે કે માથે મુકવાથી, તે મને કહો? બંને રીતે એમાં કંઇ બાધ આવે છે, કારણ કે જો પગે પહેરવાથી સિદ્ધિ આવે તો, બહુવાર પાવડી પગે પહેરવાથી ઘસાઈ જવાનો સંભવ રહે છે.

જો પાવડીને માથે મુકવાથી સિદ્ધિ આવતી હોય, તો લાકડાંની પાવડી માથે કેમ મુકાય? બંને રીતે એવી પાવડીને-શ્રી વિજ્ઞાનંદ ગુરુ મહારાજની પાવડીની પેઠે, સોનાથી મઢાવવાની બહુ બહુ જરૂર છે. તો એ પ્રમાણે મને સિદ્ધિ મળે ને હું સોનાથી મઢાવું તો મારાથી તેમ થઇ શકશે કે નહિ?"

બધા નવલશાની સામું જોઇ જ રહ્યા કે એ શું બોલે છે. સંન્યાસી પણ વિચારમાં પડ્યો કે શું જવાબ આપવો. નવલશાના મનમાં કેવા વિચારો ચાલતા હતા ને કયા આશયોને અવલંબીને એના પ્રશ્ન હતા તે બીજાને શું માલમ પડે?

"બચ્ચા, તું શું ઉદ્દેશીને આ સવાલ પુછે છે તે હું સમજતો નથી; માટે મારાથી બરોબર જવાબ દેવાય તે સારૂ તારા મનમાં શું વિચારો દોડે છે તેનું સ્વરૂપ મને જરાક માલમ પડે તો બહુ સારૂં."

"મહારાજ"—નવલશાએ કહ્યું—"હું એમ પુછું છું કે જો સિદ્ધિઓ મને મળે તો, પાવડીવાળી સિદ્ધિ મારામાં કેવી રીતે આવશે? પાવડી પગે પહેરવાથી કે માથે મુકવાથી?"

"બચ્ચા, એ સિદ્ધિઓ તને મળી તો તારી ઇચ્છાએ તેનો ઉપયોગ કરવાનો છે. એનું સ્થૂલરૂપ પાવડીનું આપ્યું છે તે એટલાજ માટે કે પગે પહેરવાથી તે પાવડીનો ઉપયોગ થઇ શકે. તથાપિ સિદ્ધિમાં તારી એટલી બધી પૂજ્ય ભાવના થાય, ને તું પગે નહિ ચહડાવતાં માથે મુકે, તોપણ એ સિદ્ધિનો ઉપભોગ તું કરી શકશે. પણ આ પ્રમાણે પુછવાનું શું કારણ તે હું સમજતો નથી."

"મહારાજ, એટલા જ માટે કે પાવડીને સોનાથી મઢાવવાની જરૂર છે. પગે પહેરવી હોય તો ઘસાઇ ન જાય તે માટે, અને માથે મુકવી હોય તો લાકડાની પાવડી કંઇ માથે મુકાય નહિ; એ તો સોનાની હોય તોજ મુકાય—માટે"

"તારે જોઇએ તો તું સોનાથી કે હીરાથી મઢાવજેની, તેમાં તને કોણ પુછી શકનાર છે? તારે જોઇએ તો પગે પહેરજે, કે માથે મુકજે. એ સરવે તારી ઇચ્છાને અનુકૂળ વાત છે."

"ઠીક છે મહારાજ, હવે મારા જીવને નીરાંત વળી. હું તો એને સોનાથી જ મઢાવીશ ને પગે પહેરીને ચાલીશ."

"જાણે કે એ સિદ્ધિઓ તનેજ મળવાની હોયની"—નિર્મલદાસે કહ્યું—"પણ જોજે, ગામમાં પેસવાનાં સાંસાં ને પટેલને ઘેર ઉન્હાં પાણી."

"તે તો આપણે જોઇશું"—નવલશાએ ઓઠ દાબીને કહ્યું—"સિદ્ધિ કોને મળે છે. પણ મને મળશે તો તમારે આજના દહાડાનો હીસાબ મારી જોડે ચુકવવો પડશે એટલું તમે યાદ રાખજો."

"કેમ વારૂ"—નિર્મલદાસે પુછ્યું—"મેં કંઈ તારૂં આજે બગાડ્યું છે કે શું?"

"તે તો કંઈ આજે વાત છે, સિદ્ધિ મળશે ત્યારે થઈ રહેશે."

આનંદગિરિ નવલશાની વાતથી કંઈ ખુશ થયો નહિ. એને પુછ્યું તેનો જવાબ આપવો જોઇએ માટે આપ્યો હતો. તેમાં વળી નિર્મલદાસની ઉપર વેર વાળવાની વાત નવલશાએ કીધી તેથી એ વધારે નાખુશ થયો. એને વિચાર આવ્યો કે આ નવલશા અને દુલારામમાં ઝાઝો ફેર નથી. એક લોભને લીધે ને બીજો મંદબુદ્ધિને લીધે જેમ આવ્યું તેમ બોલી ગયા છે. તથાપિ નવલશાને વારતાં એણે કહ્યું—

"બચ્ચા"—આ નિર્મલદાસે તારૂં કંઈ ખોટું કીધું હોય તો પણ તેનો તું સિદ્ધિ મળશે તે દિવસે ખંગ વાળવાનું કહે તે કંઈ ઘટિત નથી. સિદ્ધિ મળે ત્યારે તો તારે મ્હોટું દીલ રાખવું જોઇએ; તેને બદલે આજથીજ વેર વાળવાની વાત કરે છે, તો પછી ધર્મની વહારે ધાવાની કસોટીમાંથી તું કેમ નીકળીશ? એ સરત તું હમણાં ને હમણાંજ ભુલી ગયો કે?"

"નારે મહારાજ, એ સરત તે કંઈ ભુલી જવાય? હું તો નિર્મલદાસને સહેજ હસું છું."

થોડી વારે આનંદગિરિએ કહ્યું—"હવે હું જાઉં છું, પણ એક વાત તમે યાદ રાખજો, કે જો ધર્મની વહારે ધાવાની તમારી શ્રદ્ધા સાચી હશે, ને તેમ ધાવા જતાં, જો તમે કોઈવાર ધર્મસંકટમાં આવી પડ્યા—એટલે કે ધર્મની વહારે આ રીતે ચાલવાથી ધવાશે કે તે રીતે, એવી તમને ખરેખરી શંકા ઉઠી—તો પ્રત્યક્ષ રીતે, કે સ્વપ્નદ્વારા, કે હર કોઈ દાખલા દલીલથી, કે વાતના ઈસારાથી, હું કે મારા ગુરુમહારાજ તમારા મનનું સમાધાન કરશું. શુદ્ધ બુદ્ધિથી ધર્મની વહારે ધાવામાં તમને એમ લાગે કે અમે ફસાઈ પડ્યા છઇએ, તો તમે જરાએ ગભરાતા નહિ. અમે તમારી સહાય કરશું. અત્યાર સુધી મેં તમારી આગળ, જાણે બે વર્ષે કોઇને સિદ્ધિઓ મળવાનીજ હોયની એવી ઢબથી વાત કીધી છે. અમારો વિચાર તો નક્કી આપવાનો છે. પણ હાલનો જમાનો જોતાં એમ બનવાનો પણ સંભવ છે કે કદાચ તમે પુરેપુરા કસોટીમાં ઉતરો નહિ. પણ ધર્મની વહારે ધાવાની યોગ્યતા—અથવા બીજી રીતે બોલતાં—સિદ્ધિ પામવાની તમારામાં યોગ્યતા આવી શકે એટલીજ અમારી ખાતરી થાય; અને ઘણાં કારણોથી અમને એમ જણાય કે એક સિવાય બીજા બધા શ્રીગુરુમહારાજની આજ્ઞા પ્રમાણે ચાલવાને અસમર્થ નીવડ્યા છે; બાકીનો એક સમર્થ થયો નથી પણ સમર્થ થવાની તેનામાં યોગ્યતા આવવાના ઘણા ઘણા સંભવો છે, તો બે વર્ષની અંદર, ગમે તે સમયે અમે તેને ધવલગિરિમાં બોલાવી લઇશું; અને ત્યાં તેને અમારી દૃષ્ટિ નીચે રાખીને, નિવૃત્તિ ધર્મનું ઉંચું શિક્ષણ તેને

આપીશું કે જેથી કરીને સિદ્ધિ પામવાની બે વર્ષે તેનામાં યોગ્યતા આવે. છેલ્લે હું તમને કહી રાખું છું, ને આ વાત તમે તમારા મનમાં બરાબર ઘટાવી રાખજો, કે આજના યોગદર્શનની કે સિદ્ધિની વાત, સિદ્ધિ મળવા પહેલાં ગમે તે કારણથી, કોઈની આગળ કરી છે તો–તેણે પછી સિદ્ધિ મળવાની આશાજ છોડી દેવી. તેમ કરનારનો એકડોજ કહાડી નાંખ્યો છે એમ જાણજો. **શ્રી**વિદ્યાનંદ મહારાજની એવી આજ્ઞા છે. તમે વાણીઆ છો તો કોઈવાર દુલા થઈ સ્ત્રીની આગળ એ બીના ભખી દ્યો નહિ તે વાતની પુરતી કાળજી રાખજો.



# પ્રકરણ ૨૨ મું

## રંગરાવ અને તેનો દાવો

આગળ એમ જણાવવામાં આવ્યું છે કે **મું**બઇના કોઈ પ્રખ્યાત સોલીસીટર **વી**લીઅમ્સ અને **વી**લીઅમ્સનની પહેડીમાં રૂપીઆ પોણોંસોના પગારની એક મેનેજીંગ કલાર્કની જગો ખાલી પડી હતી. એ વાત **ભી**ખારીલાલે તેના મિત્ર **વિ**હારીલાલને કહી. **વી**લીઅમ્સ અને **વી**લીઅમ્સનનો ધનપાલશેઠ જુનો અને ગબ્બર અસીલ હતો. **વિ**હારીલાલ આશીસવાળાની નોકરીથી કંટાળી ગયો હતો. તેને ધનપાલશેઠ જોડે બહુ સારો નાતો. **વિ**હારીલાલે શેઠને વાત કીધી. શેઠને એ વાત પાલવતી હતી, કારણ કે જો **વિ**હારીલાલને તે નોકરી મળે તો, એને ઘણી વાતે સુખ અને સોઇ થાય એમ હતું. બીજા મેનેજીંગ કલાર્ક કરતાં **વિ**હારીલાલ એનું કામ બહુ સારી રીતે ચલાવશે એમ એની ખાતરી હતી. વળી પોતાને પૈસાનો ઉગાળો થશે એમ બધો વિચાર કરી, એ જગો **વિ**હારીલાલને આપવાને શેઠે સોલીસીટરને ખાસ ભલામણ કીધી. **વિ**હારીલાલનું અંગ્રેજી જ્ઞાન અને લખાણુ વંચાણુ સારૂં હતું. તે સંબંધે **વિ**હારીલાલે આશીસવાળા સાહેબોનાં બહુ સારાં સરટીફીકેટો રજુ કીધાં. એને કાયદાનું જ્ઞાન નહિ જેવું હતું, તોપણ જ્યારે ધનપાલ શેઠની મજબુત ભલામણ થઇ, ત્યારે સોલીસીટરથી શેઠનું મ્હોડું છંડાયું નહિ. અસંખ્યાત ઉમેદવારોમાંથી વીલીઅમ્સ અને **વી**લીઅમ્સને **વિ**હારીલાલને તે જગો ગયા સોમવારેજ આપી. તે સોમવારને આગલે દિવસે એટલે રવિવારે, **શ્રી**આનન્દગિરીએ સાધુદાસના વંશજોને યોગદર્શન કરાવ્યું હતું. આજે ગુરૂવાર હતો. **વિ**હારીલાલ ચાર દહાડા થયા સોલીસીટરને ત્યાં નોકરીએ જવા આવવા લાગ્યો હતો.

વાલકેશ્વરની ઉજાણીમાં બધા મિત્રો હરીને ફરવા અને શિવનાં દર્શન કરવાને નીકળ્યા, ત્યારે રસ્તામાં **ભી**ખારીલાલ તેઓને સામે મળ્યો, એમ આઠમા

પ્રકરણમાં જણાવ્યું છે. તે વખતે કોઇ ગરીબ આસામીના કેસની હકીકતના કાગળો એના જોવામાં તરતના આવ્યા હતા. એને એમ લાગ્યું કે કેસ જીતવા જેવો છે. પરન્તુ લડવામાં રૂપીઆ સાતસો આઠસો ખરચ થાય એમ હતું, તેથી વાલકેશ્વરમાં બધા જોડે ચાલતાં ચાલતાં, એણે એ જીતવા જેવા કેસની વાત પોતાના દોસ્દારો આગળ કહાડી અને કહ્યું કે એમાં ત્રીસ ચાળીસ હજાર રૂપીઆ કમાવા જેવું છે. પોતાના પદરમાંથી એટલા રૂપીઆ ખરચવાની એની ગુંજાસ નહિ, તેથી એના મનમાં એમ હતું કે જો કોઇ હામ ભીડે તો પેલા ગરીબ આદમીનું કામ થાય એટલું જ નહિ, પણ બીજા ભાગ લેનારા સર્વને પણ એકસરખો ફાયદો થાય. ભીખારીલાલે કોણ જાણે એવા સુકનમાં વાત કહાડી કે કોઇએ તે ઉપાડી લીધી નહિ. કોઇએ રૂપીઆ આપવાનું બીડું ઝડપ્યું નહિ. પરન્તુ ભીખારીલાલના હાથમાં તે કેસને લગતા તમામ કાગળો આવી ગયા હતા. એણે તે અનેકવાર બહુ ધ્યાનથી તપાસ્યા હતા. જે શખસના એ કાગળો હતા તે શખસ મુંબઇમાં નવોસવો હતો. જાતે ગરીબ હોવાથી ભીખારીલાલને ત્યાં તે રોજ ધક્કા ખાતો કે એ તેના કેસનું કામ આગળ પાડે. તેની જોડે વાતચીતપરથી પણ ભીખારીલાલની ખાતરી થઇ ગઇ હતી, કે તે કેસ સોએ સો વસા જીતવા જેવો છે. જેમ જેમ કેસમાં એ વધારે ઉતર્યો, તેમ તેમ તે કામ પોતાના હાથમાંથી જતું મેલવાની એની હામ ઓછી થતી ગઇ. પૈસા કમાવવાની આવી સારી તક વારેવારે હાથ આવતી નથી; તેથી ખરચની કેવી રીતે જોગવાઇ કરવી તેનો એ બહુ વિચાર કરવા લાગ્યો. બહુ કરકસરથી ખરચ કરતાં પણ રૂપીઆ સાતસો આઠસો તો જોઇતા હતા. ભીખારીલાલથી માણમાણ ચારસોની સોઇ થાય એમ હતું. તેથી રૂપીઆ ચારસોને સારૂ કોઇ બીજો ભિલ્લુ શોધવો, ને કંઇ ને કંઇ પણ કરી ને એ કેસ હાથમાંથી નહિ જવા દેવો એવો એણે મન સાથે સિદ્ધાન્ત કીધો. આજે ગુરૂવારે સાંઝના કોટમાંથી આવી, વાળુપાણીથી પરવારી, ભીખારીલાલ પાછો વિચાર કરવા બેઠો.

એક ન્હાના સરખા ઓરડામાં, એક સાઇડબોર્ડ (પાટીઆ) ઉપર થોડાએક કાગળો અને ચોપડીઓ પડેલી હતી. તેની પાસે એક ભાંગેલી ખુરશી ઉપર ભીખારીલાલ પેલા કામના કાગળો વાંચતો બેઠો હતો. એક નહાના સરખા ગલાસમાં કોપરેલનો દીવો જેવો તેવો બળતો હતો. ઓરડામાં નજર કરતાં ભીખારીલાલની કરકસરથી રહેવાની રીત સ્પષ્ટ જણાઇ આવતી હતી. સાઇડબોર્ડ દિવસનાં ટેબલનું અને રાતના સુવાના ખાટલાનું કામ સારતું. જે ખુરશીપર તે બેઠો હતો તે બહુ હાલહવાલ હતી. તેની નેતરની બેઠક ફાટેલી હતી. તેની પાસે એક સ્ટુલ ઉપર એક મરાઠી બ્રાહ્મણ બેઠો હતો. એ બ્રાહ્મણનું નામ કંગરાવ હતું. એની ઉંમર બાવીસ

વર્ષથી વધારે નહોતી. શરીરે એ ગોરો ને એકવડો હતો. એણે માથે ધોળો ફેંટો બાંધી દીધો હતો. જો કે દીવાનો ઝાઝો પ્રકાશ પડતો નહોતો, તોપણ રંગરાવની મુખાકૃતી બહુ સારી લાગતી હતી. મુખ્યત્વે કરીને એની આંખોના પલકારાપરથી એ બહુ ચંચળ માણસ છે એમ સહજ જણાઇ આવતું.

રંગરાવ ભીખારીલાલને ત્યાં રોજ આવતો. એને ગુજરાતી બોલતાં આવડતું નહોતું, પણ ભીખારીલાલ થોડું ઘણું મરાઠી બોલી શકતો તેથી બંનેનું ગાડું ચાલતું.

રંગરાવના કેસની હકીકત બહુ સ્પષ્ટ હતી. એનો બાપ વાસુદેવ અને કાકો દિનકરરાવ અવિભક્ત હિંદુ કુટુંબના અંગભૂતો હતા. તેઓની પોણો લાખની મુંબઇમાં અને પચ્ચીસ હજારની પુણામાં સ્થાવર મીલકત હતી. રંગરાવની કાકી અહલ્યાબાઇ એ સ્થાવર મીલકત અને બીજો દાગીનો પચાવી પડી હતી. રંગરાવને ફુટી બદામ પણ જોવાને પમાડતી નહિ. વાસુદેવ દિનકરરાવનો નહાનો ભાઇ હતો. પચીસ વર્ષ ઉપર બંને ભાઇઓ પુણામાં ભેળા જ રહેતા હતા. તેઓનો વહીવટ મજીઆરો ચાલતો. જે ઉપજ થતી તે તેઓ ઘર ખરચ બાદ કરી દર વર્ષે નીમોનીમ વેંચી લેતા. વાસુદેવ પરણેલો ન હોવાથી બંને ભાઇઓ વચ્ચે ફાટફુટ પડવાનું કારણ જન્મ પામ્યું નહોતું, એવામાં વાસુદેવ જાત્રા કરવાને નીકળ્યો. ફરતો ફરતો કાશીમાં આવ્યો. કાશી શેહેર એને બહુ ગમ્યું તેથી કેટલાક મહીના ત્યાં જ નિવાસ કરીને એ રહ્યો. એવામાં એની નાતની અને વગની એક કન્યા વાસુદેવના જોવામાં આવી. તેથી એણે કાશીમાંજ લગ્ન કીધાં ને ત્યાં જ ઘરબાર માંડીને રહ્યો. લગ્નને ચોથે વર્ષે એક દીકરો આવ્યો જેનું નામ રંગરાવ રાખવામાં આવ્યું હતું.

જ્યારે વાસુદેવને છોકરો થયો ને દશ બાર વર્ષ કાશીમાં રહેતાં નીકળી ગયાં ત્યારે પુણેથી દિનકરરાવે એને કાગળ લખીને વિનવ્યો કે એક વાર પુણે આવી વાસુદેવ હીસાબ કીતાબ સમજી જાય, ને ભાગલાગની વેચણ કરી નાંખે તો સારૂં, કે પાછળથી હરકોઈ નિમિત્તે વાંધાનું કારણ રહે નહિ. પરંતુ જેવી રીતે દિનકરરાવના દીલમાં પાપ નહોતું, તેવી રીતે વાસુદેવના મનમાં પણ બાપુકી મીલકત સંબંધે બીલકુલ વસવસો હતો નહિ, તેથી પોતાના મહોટા ભાઇએ બહુ વિનવ્યા છતાં પણ વાસુદેવ પુણે ગયો નહિ. એમ કરતાં સત્તર વર્ષ નીકળી ગયાં ને દિનકરરાવ પુણામાં જ દેવલોક થયો. એના દેવલોક થવા પછી વાસુદેવને જે ખરચી એનો ભાઈ મોકલ્યા કરતો હતો, તે એની ભોજાઈ અહલ્યાબાઇએ મોકલવી બંધ કરી દીધી. પુણા અને મુંબઈમાં જે સ્થાવર મીલકત હતી તે બધી પોતે બથાવી પડી. વાસુદેવના તાકીદના કાગળોની પણ તેણે ઝાઝી પત કીધી નહિ. પ્રથમમાં તો એક બે કાગળોમાં લખ્યા પ્રમાણે તેણે થોડા રૂપીઆ મોકલ્યા, પણ પાછળથી તો અહલ્યાબાઇએ કાગ-

ઓના જવાબ આપવા પણ બંધ કીધા. જે વિશ્વાસુ માણસ બંને ભાઇઓ તરફથી મુંબઈમાં ભાડું ઉઘરાવતો હતો, તેણે વાસુદેવને બહુએ પત્રો લખી સમજાવ્યો કે એક વાર તમે મુંબઈ આવી જાઓ તો તમામ એસ્ટેટો હું તમારા નામ પર ફેરવાવી અપાવું. પરન્તુ વાસુદેવને કાશીની એવી મોહિની લાગી ગઈ હતી કે ત્યાંથી નીકળવાનો અનેક વાર વિચાર કીધા છતાં એનાથી કાશી છોડાયુંજ નહિ. દિનકરરાવે એને જે ખરચી મોકલેલી હતી તેમાંથી બે વર્ષ સુધી તો એનો ગૃહકારભાર જેમ તેમ ચાલ્યો. એવામાં રંગરાવની ઉમર ઓગણીસ વર્ષની થઈ ને વાસુદેવ ખાટલાવશ થઈ પડ્યો. ભાભીએ એના કાગળોનો જવાબ આપ્યો નહિ તેથી એને હવે ખરેખરી ચિંતા થવા લાગી. એવામાં મુંબઇનો પેલો વિશ્વાસુ માણસ ગુજરી ગયો. વાસુદેવ છ મહિનાસુધી ખાટલાવશ રહ્યો ને દેવલોક પામ્યો; મુવો ત્યારે એની પાસે કશું હતું નહિ; તેથી એના મરણ પછી એની બૈરી તારાબાઇએ રાચરચીલું વેચી સાટી, પુણે જવા જેટલી ખરચી માણમાણ ઉભી કીધી. માદીકરો પુણે ગયાં. અહલ્યાબાઈ હવે નભરવસ થઈ ગઈ હતી, કારણ કે તમામ મકાનો તેને કબજે થઇ ચુકયાં હતાં; તેથી પોતાના ભત્રીજા અને દેરાણીને અહલ્યાબાઇએ કોઠું આપ્યુંજ નહિ. અત્યારસુધી બંને કાશીમાં રહેલાં હતાં તેથી પુણા કે મુંબઇમાં તેઓનો વસીલો નહોતો. થોડાંક પેટભરૂ સગાંવહાલાં પણ છેડેચોક અહલ્યાબાઈના પક્ષમાં ભરાઇ ગયાં.

દિનકરરાવ વાસુદેવને કાશીમાં જે ખરચી મોકલતો તેના કાગળ રંગરાવને સારે નસીબે વાસુદેવે સાચવી રાખ્યા હતા, તે વાંચવાથી નિ:સંશય જણાઈ આવતું, કે મુવા ત્યાંસુધી બંને ભાઈ અવિભક્ત હતા. એ કાગળોને આધારે રંગરાવને પોતાનો કેસ જીતવાનો હતો. અલબત અહલ્યાબાઇએ તો ઘણાં વર્ષોથી એવી વાત ચલાવી હતી, કે મુવા અગાઉ બંને ભાઇઓ વચ્ચે ફારગતી થઇ હતી ને બંને વિભક્ત હતા. હિંદુશાસ્ત્ર પ્રમાણે જો બંને ભાઇઓ અવિભક્ત ગુજરી જાય તો મજીઆરી મીલકત ભાઇઓની સ્રીને પ્રાપ્ત થતી નથી, પણ જે ભાઇને પુત્ર હોય તેને તમામ પ્રાપ્ત થાય છે. સ્રીઓ તો માત્ર ખોરાકી પોશાકીનો હક ધરાવે છે. જો કે એ નિયમ પ્રમાણે ન્યાયની કોરટોમાં હજારો કેસો ફેસલ થયા હતા છતાં, અહલ્યાબાઇના હાથમાં કબજો આવી જવાથી, તે સરજોર થઇને બેઠી હતી; કેમકે અંગ્રેજી કાયદો કબજાને બહુ બળવાન્ માને છે. કોઇનો કબજો છોડાવવો એમાં લડનાર આદમીના પાણીની પરીક્ષા થઇ જાય છે. તેથી રંગરાવને લડવામાં બહુ બહુ અડચણો નડી. પાસે પૈસાની પણ સોઇ નહોતીઃ તેમાં અધુરામાં પુરૂં, રંગરાવના દુર્ભાગ્યે, પુણાની કોરટમાં ભટકનારા કોઇ અર્ધકાયદાદાસે, થોડું ઘણું જે

મળે તે ઓહીઆં કરી જવાની મતલબથી, રંગરાવને જાતે લડવાની યુક્તિ બતાવી. પુણાની કોરટમાં રંગરાવ હાર્યો એટલે માદીકરો મુંબઇ આવ્યાં. ત્યાં હાઇકોરટની આસપાસ રંગરાવ રોજ ભટકયા કરતો હતો, તેવામાં ભીખારીલાલની એને ઓળખાણ થઇ, એના કેસના કાગળો જોતાં ભીખારીલાલને જણાયું કે રંગરાવે પુણાની કોરટમાં, જાતે લડવાનું ડહાપણ ડહોળવાથી સજ્જડ થાપ ખાધી છે; તોપણ વસ્તુતઃ કેસ જીતવા જેવો હતો. પોતે જીતે તેમાંથી ખરચ બાદ કરીને, અડધોઅડધ આપવાને રંગરાવ ખુશી હતો. તે સંબંધે ખત કરી આપવાને પણ એની આનાકાની હતી નહિ.

આજે કામનાં કાગળો વાંચતાં ભીખારીલાલને એકાએક સુઝી આવ્યું કે રંગરાવનો કેસ હું અને વિહારીલાલ ભાગમાં ચલાવીએ તો કેવું સારૂં! ચારસો પાંચસો રૂપીઆ વિહારીલાલ સહેજમાં રોકી શકે એટલુંજ નહિ, પણ બંને જણા તન મનથી કામ ઉપાડે તો ખરચમાં પણ ઉગારો થાય. વળી એ મસે વિહારીલાલની આપીસમાં ભીખારીલાલને રોજ જવા આવવાનું પણ સુગમ થઈ પડે એમ હતું. વિહારીલાલ જો કે સોલીસીટરને ત્યાં બહુ હોંસથી નોકરીએ રહ્યો હતો, તોપણ એને કાયદાનો અભ્યાસ ન હોવાથી, અને કામકાજ કેવી રીતે ચલાવવું તેની માહીતગારી ન હોવાથી, હાલમાં તો એના મનથી બહુજ મુઝવણ પડતી હતી. સાહેબે પોતાની પાસથી બે ત્રણ કેસો વિહારીલાલને મેનેજ કરવાને (ચલાવવાને) સોંપ્યા હતા. ભીખારીલાલ એને બહુએ હીંમત આપતો કે રહેતે રહેતે બધી હોંશીઆરી આવશે. કોઈ માના પેટમાંથી શીખીને અવતરતું નથી. એ તો અસીલને ખરચે અને જોખમે કાયદાનો અનુભવ મેળવવાનો છે. તોપણ વિહારીલાલને કંઈ ગોઠયું નહિ ને રોજ વધારે ને વધારે ગભરાવા લાગ્યો. જો કે એને અંગ્રેજી લખતાં બહુ સારૂં આવડતું હતું, પણ જ્યાં નોટીસો ઘડવાની કે બારીસ્ટરોને કેસની હકીકત લખવાની હોય, ત્યાં કેવળ અંગ્રેજી ભાષાનું જ્ઞાન શું કામ લાગે? સારે નસીબે વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ત્યાં જે કેશીઅર હતો તે અને વિહારીલાલ કોલેજના મિત્ર હતા. વિહારીલાલને તે વખતો વખત સલાહ આપતો ને તેથી કરીને એની થોડી મુઝવણ મટી. પરન્તુ સોલીસીટરને ત્યાં તો કાયદાની માહીતી જોઇએ, એવા વિચારથી પહેલેજ દહાડે વિહારીલાલ એટલો ગભરાયો, કે પોતાની મુઝવણની વાત એણે તેજ રાતે ભીખારીલાલને જઇને કહી. ભીખારીલાલે કહ્યું કે હું તારી પાસે રોજ ત્રણ ચાર કલાક આવીને બેસીશ અને તારા કામને સરાડે ચહડાવી આપીશ. એ પ્રમાણે ભીખારીલાલ ત્યાં રોજ જતો હતો; પણ બે ત્રણ દહાડા જવા પછી એને લાગ્યું કે એમ નકામા જવાથી વિહારીલાલ આપીસમાં બધાની

આંખે આવશે. કોઈ કામનો પ્રસંગ કહાડીને વિહારીલાલ પાસે જવાય તો વધારે સારૂં. એવામાં ઉપર પ્રમાણે રંગરાવનો કેસ વિહારીલાલ સાથે ભાગમાં ચલાવવાનું ભીખારીલાલને સુઝયું ને રંગરાવને કહેવા લાગ્યો—

"જો ભાઈ રંગરાવ, તારો કેસ મારાથી એકલા ચલાવાય એટલી મારી ગુંજાસ નથી, પણ મારો મિત્ર વિહારીલાલ કરીને કોઈ છે, અને તે કોઈ સોલીસીટરને ત્યાં નોકરીએ રહેલો છે. હું અને તે બે ભાગીઆ થઇએ તો તારા કેસનો ખરચ કરી શકીએ; માટે બોલ, તું અમને બંનેને હું કહું તેવું ખત કરી આપવા તૈયાર છે?"

"ભાઇસાહેબ, તમારે જોઇએ તેવું ખત કરાવી લ્યો. મારે કોઈ વાતે વાંધો નથી. તમે જોઇએ તેટલા ભાગીઆ થાઓ તેમાં મને શું? હું તો અડધો ભાગ આપવાનો સરીગત છું. તમને અડધો ભાગ આપતાં પણ હું તમારો ઉપકાર ભુલીશ નહિ. મારો વખત કેવો દોહ્યલો જાય છે તે તમે શું જાણો? મારી કાકી તો છેક સરજોર થઇને બેઠી છે ને મારા બાપનો દીકરો છતાં, હું તો ભીખ માગતો થઈ ગયો છું. તેમાં વળી જે દહાડાનો તમે મને બ્હીવરાવ્યો કે આખરે હું જીતું કે હારૂં, પણ પુણાના કેસનો ખરચ તો મારી કાકી મારી પાસથી હરેક રીતે જ્યારે ચહાય ત્યારે લેશે ત્યારથી તો મારા જીવને કળ પડતી નથી."

"તે તો જ્યારે તારા આ કેસનું કામ આગળ ચાલશે, ત્યારે તારી કાકી એમ કર્યા પાખી રહેશે નહિ. કોઇને કોઈ પણ તને હેરાન કરવાના ઇરાદાથી તેને એવી સલાહ આપશેજ. પણ તે તો હવે તે વખતે થઈ રહેશે. તને મારી બધી સરતો કબુલ છે? જો જે હોં, વળી પાછળથી તમે કાકી ભત્રીજા એકનાં એક થઈ જશો ને દાવો માંડી વાળશો તો?"

"તમારે જોઇએ તો તે બાબત પણ લખાવી લ્યો—પછી કંઈ છે?"

"તે તો હું બધી રીતે તારા હાથ પગ બાંધી લઇશ, પણ વખતે તુંજ મારી સામો થાય કે ભીખારીલાલે દબાણ કરી મારી પાસથી ખત લખાવી લીધું તો? એવું બનતું હું મારી નજરે રોજ જોઉં છું."

"સાહેબ, બધા માણસો એક સરખા નીવડે છે? તમે મારી જોડે હજી કામ પાડ્યું નથી ત્યાં હું તમને શું કહું? હું તો તમારો ઉપકાર જીવતા સુધી ભુલીશ નહિ. આ આવડા મ્હોટા મુંબઈ શેહેરમાં તમારા સિવાય મારો કોઈ વાલી વારસ છેજ નહિ."

"તે તો બધું ખરૂં"—ભીખારીલાલે કહ્યું—"પણ તને ખબર છે કે તારો કેસ જીતવા જેવો છે અને મોડે વહેલે તારી કાકી માંડવાળની વાત કહાડ્યા પાખી રહેવાની નથી. વળી તને પૈસાની બહુ મુઝવણ પડે છે તેથી તારી કાકી માંડવાળનું

કહેણ મોકલે તો તું લલચાઈ જાય, કે લાવની જે મળે તે લઇને આપણે કાશી ચાલ્યા જઇએ. આજે તું મને અડધો ભાગ આપવાનું કહે છે. પણ તે વેળા તને જ એમ લાગશે કે પા ભાગ મળે તો પણ આપણે તો કેસ જીત્યો ગણવો, ને પછી તુંજ માંડવાળ કરવાને જીવ આપશે."

"સાહેબ, હું એમ નહિ કરૂં."

"તમે તેમ નહિ કરો તે સારૂ તું ને તારી મા આવતી કાલે આવીને મારી આગળ ધર્મના સોગન ખાઈ જાઓ કે ગમે તે થાય, તો પણ અમે એ કેસ આખર સુધી લડશું—અથવા માંડી વાળવો પડે તો મને પુછીને માંડી વાળશો."

"તે પણ જાઓ અમારે કબુલ છે."

"ઠીક છે ત્યારે, કાલે રાતના તમે મારી પાસે આવજો; વિહારીલાલને હું હાજર રાખીશ, એટલામાં બીજી જે જે સરતો કરવાની છે તે બધાનો એક ખરડો હું કરાવી રાખીશ. તને ગુજરાતી આવડતું નથી. મારા વિચાર પ્રમાણે એવું ખત અંગ્રેજીમાં કરાવવું ઠીક નથી, માટે મરાઠીમાં કરાવવું પડશે. સઘળી મીલકત અને દર દાગીનાની જે તપસીલ મને આપી છે તે બરાબર છે કેની?"

"સ્થાવર મીલકતની તપસીલ તો બરાબર છે ને દાગીનાની તો અમે અટકળ કરી છે."

"ઠીક છે. ત્યારે તું કાલે આવજે ને તારી માને પણ લેતો આવજે. મારૂં કહેવું તને એટલુંજ છે કે તું વચનનો સાચો રહેજે. મને પાછળથી દગો દેતો નહિ, નિકર હું ગરીબ માણસ થોડા ઘણા રૂપીઆમાં ખરાબ થઈ જઇશ. મને તારી દયા આવે છે તેથી તારો કેસ હું હાથમાં લઉં છું. બાકી મારે પોતાના લડવાના કેસો કંઈ ઓછા નથી."

"સાહેબ, તમારાથી બે વચન રાખે તે પોતાના ધર્મથી ફરે પછી કંઈ છે?"

એટલામાં ત્યાં વિહારીલાલ આવ્યો. તેના ચહેરા પરથી તેને બહુ ગભરાટ લાગ્યો હોય એમ જણાતું હતું. મુંગા મુંગા આવીને એણે ટેબલપર પાઘડી મુકી. એક ખુરશી પર ભીખારીલાલ અને એક સ્ટુલપર રંગરાવ બેઠેલા હોવાથી, સાઈડબોર્ડ પરના કાગળો દૂર કરી એણે બેસવાની જગો કીધી ને ધબ્ લઇને બેસી ગયો. કંઈ બોલ્યો કે ચાલ્યો નહિ. રંગરાવ ઉઠીને જવાની તૈયારી કરતો હતો, પણ ભીખારીલાલે એને બેસી રહેવાનો ઇસારો કીધો. ભીખારીલાલ વિહારીલાલના મ્હોં સામું જોઇને હસવા લાગ્યો કે એ નકામી કેટલી બધી ફીકર કરે છે.

"કેમ વિહારીલાલ, વળી તું મ્હોડાનો દાથરો ચહડાવીને આવ્યો કે? પણ ગભરાય છે શું કરવા? મારો વિચાર માને તો તારે તો હવે કોઇ મ્હોટા પંડિતની

માફક પીલસુપી ધરવી જોઇએ કે આપણે તો કાંઈ વાતે લેવા દેવા નથી! અસીલ મરો કે જીવો, તેનો કેસ હાલહવાલ થાઓ કે સુધરો, આપણી ભુલથી તેને વધારે ખરચ થાઓ કે ઓછો, પણ આપણે તો દર મહીને ખાસ્સા પોણોસો રૂપીઆ મળવાના! ચેરી મેરી મળશે તે તો જુદી. ઘણા કેસો રહ્યા તે બધા કંઈ હારતા નથી કે જીતતા નથી. એક બેમાં ફાવીએ તો એક બેમાં થાપ પણ ખાઇએ. આપણે તો એમ સમજવું કે ગમે તેમ, પણ આટલા રૂપીઆ તો આપણને ખરચીના મળે છે.

"ભાઈ"—વિહારીલાલ મ્હોડું છેક ઉતારી નાંખતો બોલ્યો—"તમને તો હસવું થાય છે પણ મારો તો જીવ નીકળી જાય છે. વીલીઅમ્સ સાહેબે પોતાના બે ત્રણ કેસો મને મેનેજ કરવાને સોંપ્યા છે ને મને તો એમ વિચાર થાય છે કે એ કેસો મારાથી ચલાવાશે કેમ! કંઈ ભુલ થાપ થઈ ગઈ તો કેવડી ફજેતી ને અસીલને કેવડું નુકસાન! એમાં તો વિચારી વિચારીને કામ કરીએ તોએ ચાલે; પણ આ રોજ નોટીસો લખવાની હોય છે તે મને બહુ કંટાળો આપે છે. હું તમને શું કહું? આજે તમે ચાર વાગે ચાલ્યા ગયા પછી, સાહેબે મને બોલાવીને કહ્યું કે આ માણસને ઠગાઈ સારૂ કોઈના પર વારંટ કઢાવવું છે, માટે હમણાં એની હકીકત સાંભળી લઈ તેનો ખરડો મારી પાસે સેટલ (નક્કી કરવા) કરવા લઈ આવો. મેં તો મારા જન્મમાં એવું લખેલું નહિ તેથી હું તો વિચારમાં પડ્યો કે શું લખવું ને શું કરવું.

"કેમ વારૂ"—ભીખારીલાલે કહ્યું—"મેં તને કેટલીવાર કહી રાખ્યું છે કે ગમે તે કામ હોય પણ આપણે નવાસવા રહ્યા તે કાયદાનું બીલકુલ લપસાણ કરવું નહિ. માત્ર સાદી ઇબારતમાં હકીકત દર્શાવી જવી. આપણી નજર પહોંચે ત્યાં સુધી જે વાતથી આપણે બંધાઈ જઇએ તે વાત લખવી નહિ. કાયદાના સવાલો સોલીસીટરો ફોડી લે; તેની જોડે આપણે કલાર્કોને રતી ભાર પણ લેવાદેવા નથી."

"તમે સાંભળો તો ખરા—મેં તો મારી નજર પહોંચે તેમ હકીકત લખી થોડો ઘણો કાયદો પણ ડહોળ્યો. મારી ખાતરી છે કે એ અરજી મારાથી છેક બેવકુફી ભરેલી લખાઈ હતી. પણ પાંચ વાગ્યાનો વખત થવા આવ્યો હતો તેથી સાહેબે ઝટઝટ સેટલ કરી, ફેર (સારા અક્ષરે લખાવી) કરાવી ન કરાવી કે મને સાથે લઈ વિકટોરીઆમાં બેસી વારંટ લેવા ગયો. માજીસ્ટ્રેટ સાહેબ ઉઠવાની તૈયારીમાં હતો; પણ આવા મ્હોટા સોલીસીટરની અરજી વાંચવાની એનાથી ના કેમ પડાય? વાંચી ન વાંચી તે એણે એકદમ વારંટનો હુકમ આપ્યો ત્યારે મારા જીવને નીરાંત વળી."

"એ તો એમજ; રામને નામે પથ્થર તરે. એજ અરજી કે એથી વધારે સારી લખેલી અરજી, કોઈ નવાસવા પ્લીડરે આપી હોત તો મેજીસ્ટ્રેટ લેત નહીં અથવા લેત તો તેમાં હજાર વાંધા કહાડી આખરે નામંજુર રાખત. તમારી અરજી તો સારા છાપકાબંધ અક્ષરે, જાડા કાગળ ઉપર લખેલી ને મ્હોટા સોલીસીટરે રજુ કીધેલી તે બહાલજ રહે, કેમ ખરૂં કેની?"

"હા, ખરેખર આ કામમાં તો તેમજ બન્યું છે."

"આ કામ શું, એ તો બધાં કામ એમજ ચાલે છે; તું નવોસવો છે એટલે તને નવાઇ લાગે છે, બાકી એ તો બધું નથી જોયું ત્યાં સુધી ઠીકજ છે."

"ભાઇ, મને તો બહુ ગભરામણ થાય છે કે આ સોલીસીટરની આફીસની પંચાતીમાં હું કયાંથી પડ્યો. એના કરતાં તો આફીસવાળાની નોકરી હજાર દરજ્જે સારી. સારૂં છે કે કેશીઅર મારો મિત્ર છે ને તમે રોજ આવીને મને રસ્તે પાડો છો, બાકી સોલીસીટરની આફીસમાં તો ભલાભલાની ઘડીકમાં ફજેતી થઈ જાય."

"તારા જેવા જે ડગલે ડગલે બ્હીયા કરે, કે એ મર્યો, એ ખાધો, તેની ફજેતી થાય. તારા મનમાંજ એ ખોટો વિચાર બેસી ગયો છે કે મેનેજીંગ કલાર્કને કાયદાનું જ્ઞાન જોઇએ. મારા વિચાર પ્રમાણે તો મેનેજીંગ કલાર્કનું કામ અસીલ પાસથી પૈસા નીચોવવાનું છે. એ તો ભુલ થાય તેમ સોલીસીટરોને બેવડી કમાઇ! બધું કામ સોલીસીટર સેટલ કરે છે ને આટલી બધી ફીકર શી? આપણને એમાં લેવા દેવા શું? એ તો નાગે કુલે ફતેહખાન થઇએ તો મેનેજીંગ કલાર્ક થવાય. બધા મેનેજીંગ કલાર્ક કેટલા લાહેરો છે તે હું સારી પેઠે જાણું છું. પણ તારી પાસે રોજ નકામો આવી બેસું છું તે મને ઠીક લાગતું નથી, માટે મેં એક જુગતી શોધી કહાડી છે. એમાં તને ચારસો પાંચસો રૂપીઆ રોકવા પડશે પણ મારી ખાતરી છે કે તું હાજ પાડશે.

## પ્રકરણ ૨૩ મું

### મમતારામ શું શું ગતો રમે છે

સહની અહિં ધાંધલમાં મચવું,
હઠથી મથતાં ન લગુ ચસવું.

(નવીન કવિતા.)

પછી ભીખારીલાલે બિહારીલાલને રંગરાવના કેસની વાત કહી. ભીખારીલાલને ત્યાં પોતે આવતો જતો હોવાથી, થોડી ઘણી હકીકત તો એ જાણતો હતો.

આજે ભીખારીલાલે કમાવાની અને રૂપીઆ રોકવાની વાત કહી તેથી તમામ બીના એણે ધ્યાન દઈને સાંભળી. ભીખારીલાલે સમજુતી આપી કે કેસ જીતવા જેવો છે. વિહારીલાલને પણ લાગ્યું કે કેસમાં હારવા જેવું કશું જણાતું નથી; તેથી એણે પોતાના મિત્ર જોડે ભાગમાં કેસ ચલાવવાની હા પાડી ને ખુશી થવા લાગ્યો કે ચલો, એ મસે ભીખારીલાલ રોજ આફીસમાં આવશે. વળી એ કેસ અથથી એની નજર આગળ ચાલશે એટલે એને શીખવાનું પણ ઘણું મળશે. વકીલની મારફતે કેસ લડવાથી ખરચ બહુ થાય એમ હતું. એણે નવી યુક્તિ કહાડી કે કેશીઅરને લાલચ આપી હોય તો એડવાન્સ (તારણના) રૂપીઆ ભરવાને માટે એ બહુ આગ્રહ નહિ કરે. થોડા દહાડાના પોતાના અનુભવ પરથી વિહારીલાલ જાણતો થયો હતો કે સોલીસીટરો તો જાણતા પણ નથી કે રોમનું રાજ કેમ ચાલે છે. તેઓ તો મેનેજીંગ કલાર્ક અને કેશીઅર જેમ નચાવે તેમ નાચે છે. જો તેઓ કહે કે આ અસીલે એડવાન્સ નથી ભર્યું તો સોલીસીટરને એડવાન્સ માગવું સુઝશે. જો મેનેજીંગ કલાર્ક કહે કે આ અસીલને ચલાવી લો તો ચલાવી લેશે. જો તે આડો થઈને બેઠો તો સાહેબ પણ આડાજ સમજવા. અસીલનું કામ બરબાદ જાય તો તેની પણ દરકાર નહિ કરતાં, અસીલની છાતી પર ચહડી રૂપીઆ લેશે ને લેશે. ટુંકમાં સોલીસીટરો, મેનેજીંગ કલાર્ક અને કેશીઅરના હાથમાં રમકડાં જેવા હોય છે. તેઓને હાથે તેઓ લખે છે ને બીલ્લાડાં તાણે છે, ને તેઓને કાને સાંભળે છે.

કેશીઅરને સાધી રાખવાની વાત ભીખારીલાલે પસંદ કીધી. એને વિચાર આવ્યો કે દિનકરરાવે લખેલા તમામ કાગળોનો અંગ્રેજીમાં તરજુમો કરાવતાં ઝાઝો ખરચ થઈ જશે, પણ એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે રોટલા નાંખ્યા હોય તો ગીરોમાંથી ઝાઝા રૂપીઆ કહાડવા પડશે નહિ. એણે વિહારીલાલને કહ્યું કે "કેશીઅરનો ચણો દાબી જોવો ને એનેજ ગળે પડવું કે આ કેસમાં અમે થોડો ઘણો એડવાન્સ ભરીએ તે તમે ચલાવી લો, તો એ કામમાં હું પડું. બાકી ઝાઝા રૂપીઆ રોકવાની મારી શક્તિ નથી; પણ કેસ જીતવા જેવો છે ને જીતશું તો રંગરાવ તમારી કદર નહિ ભુલે એમ હું કરીશ. માટે તમે હા પાડો તો એ કામમાં હું પડું. અલબત કેશીઅર લોભાશે અને આપણને બધી વાતે અનુકૂળ થઈ પડશે. કેશીઅરને હાથ કરી લેવો એ અડધો કેસ જીતવા જેવું છે."

"હું તમારી પાસે આવું છું, કે તમે મારી પાસે હો છો, ત્યારે મને નીરાંત રહે છે, પણ એકલો પડું છું ત્યારે કોણ જાણે શાએ કારણથી ગભરાઉં છું"— વિહારીલાલે કહ્યું,—"તમે જે શીખામણની વાતો કરો છો તે હું મારા મનમાં

સારી પેઠે જાણું છું કે ખરી છે. મેનેજીંગ કલાર્કને તો પારકાની ઘોડી કુદાવી સવારી કરતાં શીખવાનું છે; પણ મારો જીવ વશ રહેતો નથી."

"ભાઇ, એ તો ધીરે ધીરે બધું પાંસરૂં દોર થઇ જશે, માટે તું ધીરજ રાખ. તને તો કેશીઅર જોડે ઓળખાણ છે ને હું પણ સલાહ આપવાને હાજર છું. પણ મારા મુનીમે જ્યારે મારા પર દાવો કીધો અને બીજાઓને પણ દાવા બાંધવાને ઉશ્કેર્યા, ત્યારે મને કોઇ સલાહ આપનાર નહોતું ને પાસે પૈસાએ નહોતા. વળી મારો પોતાનો કેસ એટલે મને ગભરામણ તો લાગી ખરી, કેમકે ભુલચુક થાય તો નુકસાન મારે પોતાને જ વેઠવાનું હતું; તોપણ ધીરે ધીરે મને સહવાસ પડી ગયો, ને હવે ગમે તેવું અટપટું કામ હોય, તોએ મારા પેટનું પાણી હું હાલવા દેતો નથી. તારે તો પરમેશ્વરનો પાડ માનવો જોઇએ કે પારકાને પૈસે અને જોખમે તને અનુભવ મળશે; અથવા તું કહે છે તેમ, પારકાની ઘોડી કુદાવી તું સવારી કરતાં શીખીશ. કેમ હવે તારા જીવને નીરાંત વળી કેની?" વિહારીલાલે હા કહી એટલે ભીખારીલાલે રંગરાવના સામી નજર કરીને કહ્યું—" આ રંગરાવને તો તું ઓળખતો હશે. મારી પાસે એ ઘણોખરો રોજ આવે છે. આપણે જે કેસ ભાગમાં ચલાવવાનો છે તે એની કાકી સામે ચલાવવો પડશે. રંગરાવે મને જે જે હકીકત જણાવી છે તેથી, માનવાને કારણ મળે છે કે, તે બહુ પહોંચેલી છે અને રંગરાવને એકદમ ઢીલી પડી જઇ પત કરે એમ નથી. કેમ રંગરાવ, ખરૂં કેની?"

"અરે સાહેબ, મારી કાકીની હું તમને શું વાત કરૂં, એવી પહોંચેલી કે અમે કાશીથી આવ્યા ને મળવા ગયા ત્યારે એણે મને બહુ હેતથી બોલાવ્યો, અને ખોળામાં લઇ મોઢ મરડવા લાગી. મને તો એમજ લાગ્યું કે મારી કાકીમાં આટલો બધો ફેર કેમ પડી ગયો! વગર લડે કરે અમને ભાગ આપી દેશે કે શું! પણ જ્યારે અમારી સ્થિતિની વાત કહાડી ત્યારે એ હસીને મને કહેવા લાગી કે, હું એના દીએરનો દીકરો છું એટલે એના છોકરા જેવો છું. પણ બંને ભાઇ વચ્ચે ફારગતી થઇ છે એમ એ સારી પેઠે જાણે છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે આહાર અને વહેવારમાં આર્ય સ્ત્રી પુરૂષોએ શરમ રાખવી નહિ; માટે ઘણી દલગીરી સાથે પૈસાની બાબતમાં એ મને કોઇ રીતે સહાય આપી શકે એમ નથી. તે સિવાય સર્વ વાતે મને એ પોતાના દીકરાની પેઠે ગણતી આવી છે અને ગણશે. ફારગતી થયલી હોવાથી એ જો મને પૈસા આપે તો, એના ધણીનો અને મારા કાકાનો જીવ અવગતિએ જાય! માટે પૈસાની બાબતમાં પોતે ધર્મસંકટમાં આવી પડેલી હોવાથી મદદ કરી શકે એમ નથી! બાકી સર્વ વાતે અમે એના માન્ય રાખવા જેવાં સગાં છઇએ, એવી એવી લાંબી વાત યુક્તિપુરઃસર એ કરવા લાગી."

"ગાંઠકી ખીચડી ઔર મેજબાન અમેશ"—વિહારીલાલે કહ્યું—" એવી રીતે તમારી કાકી તમારી જોડે વાત કરવા લાગી કેમ? સાળું હિંદુ અવિભક્ત કુટુંબ ઘણી ઘણી વાતે સારૂં છે. એમાં એટલી બધી તો ખુબીઓ સમાયલી છે કે પાશ્ચાત્ય વિદ્વાનોએ સંસારમાં સુખ આપનારૂં વધારે સારૂં સાધન શોધી કહાડયું નથી. પણ જો એક ભાઇ નસંતાન સ્ત્રી મુકીને મુવો, કે કોઇ પહોંચેલા અવિભક્ત અંગભૂતના હાથમાં મીલકતનો કબજો આવ્યો, તો તે બધાને માથે છાણાં થાપશે એટલું એમાં જબરૂં દૂષણ છે. જે શાસ્ત્રકારોએ એ અવિભક્ત કુટુંબની યોજનાને પોતાની પસંદગી આપી, તેઓએ આવી આવી ખામીઓનો સંભવ પોતાની દીર્ઘદષ્ટિએ શું નહિ જોયો હોય?"

"અસલના ઋષિમુનિઓ ત્રિકાલજ્ઞ હતા"–ભીખારીલાલે કહ્યું–તેઓએ આવા આવા દોષો નહિ ભાળ્યા હોય એમ તો સંભવતું નથી, પણ લોકની બુદ્ધિમાં ફેર પડે ત્યાં ઋષિઓ શું કરે? અથવા એ ખામીઓ કલજુગનો પ્રભાવ દાખવે છે. મજીઆરાપણું સ્વતઃ નિર્દોષ અને લાભકારી છે.

થોડી વારમાં રંગરાવ વાળુ કર્યા વગર આવેલો હોવાથી રજા લઇને ગયો. એના ગયા પછી વિહારીલાલે ભીખારીલાલને પુછયું–"આજે તમારૂં માસ્ટર સાહેબ આગળ કામ ચાલવાનું હતું તેનું શું થયું?"

"હા–હું તારી પાસેથી ચાર વાગે માસ્ટરની આફીસમાં ગયો, પણ મુનીમને ત્યાં કોઇનું મરણું થયલું હોવાથી તેના વકીલે રજા માગી. મેં તો બહુ વાંધો ઉઠાવ્યો, પણ તું જાણે છે કેની, માસ્ટર સાહેબે આખરે કામ બાકી રાખ્યું. જો હું વકીલ કે બારિસ્ટર હોત તો ખાસ્સી એક મહોર મુનીમ પાસેથી માસ્ટર સાહેબ અને અપાવત, આ તો જાતનો કેસ રહ્યો એટલે કંઈ મળ્યું નહિ. બાકી વીસાત તો ત્રીસ રૂપરડીની રકમ સંબંધે છે, અમારા મુનીમજી કહે છે કે એ રકમ તેણે કોઇને આપી છે પણ ચોપડામાં ઉધારવી રહી ગઈ છે. મેં સાંભળ્યું છે કે તે સંબંધે ધનપાલશેઠ અને મદનપાલશેઠના ચોપડા માસ્ટર સાહેબ આગળ રજુ કરાવવામાં આવશે. વખતે બંને શેઠોને પણ જુબાની આપવાને એ બોલાવે ખરો. સુખપાલકાકાને તો એ જરૂર બોલાવશે."

"એ રકમ બાબત તેઓ શું જાણતા હશે કે તેઓની જુબાની ઉપયોગી થઈ પડશે"–વિહારીલાલે પુછ્યું.

"ધનપાલશેઠ કંઈ જાણતો હોય તો હોય"–ભીખારીલાલે જવાબ આપ્યો–"બાકી મદનપાલશેઠ જાણતો હોવાનો બીલકુલ સંભવ નથી. પણ મુનીમની મતલબ કેસ લંબાવાની છે, એટલે એ બંનેને જરૂર–બોલાવ્યા પાખી રહેશે નહિ."

"ત્યારે આજે માસ્ટર સાહેબ આગળ તમારૂં કામ નહિ ચાલ્યું તો તમે મારી આફીસમાં પાછા કેમ નહિ આવ્યા"–વિહારીલાલે કહ્યું–"તમારા ગયા પછી મમતારામ તરત જ આવ્યો. એની તાલમેલ જોવા જેવી હતી."

"કેમ વારૂ, મારા ગયા પછી શું બન્યું તે તો મને કહે ? મમતારામની વાતમાં અને કામમાં આપણા જેવાને કંઈ ને કંઈ શીખવા જેવું હોય છે."

"અરે હા–તેમ જ છે, તમે બધી વાત તો સાંભળો. હું તો એમ ધારતો હતો કે એકલો ધનપાલશેઠ રૂપીઆ પચાસ હજાર નથુશેઠને ધીરવાનો છે. મેં ખતના ખરડામાં એકલું તેનું નામ લખ્યું હતું. પણ આજે જ્યારે એ ખરડો શેઠ આગળ વાંચવા લઈ ગયો, ત્યારે એણે મને કહ્યું કે મદનપાલશેઠનું નામ પણ એમાં લખવું. મદનપાલશેઠ આવા લોભના ખાડામાં કેમ ઉતર્યા તેની મને તાજુબી લાગી; કારણ કે તમે સારી પેઠે જાણો છો કે એ શેઠનું તો ધકધ્યાન સરકારમાંથી માન અકરામ મેળવવામાં, અને લોકમાં મ્હોટાઈ મેળવી, બડા માણસમાં ખપવામાં રોકાયલું રહે છે. વેપાર કરવો ને બબ્બે ટકાના વ્યાજે પૈસા ધીરવા એ તો ગૃહસ્થને નહિ છાજતું કામ છે એવો એનો વિચાર છે."

"હા–હા–હવે મને યાદ આવે છે કે એક દહાડો એની આફીસમાં શેઠે કોઈ કારણસર હમાલને રૂપીઓ આપ્યો કે એમાંથી થોડાક પૈસા એક માણસને આપે, અને બાકીની ચવલી પાવલી પાછી લાવે. હમાલ બધો ખુરદો લઈ આવ્યો. શેઠ કંઈ ચ્હીડાયો નહિ, પણ તમામ ખુરદો હમાલને આપી દીધો ને કહ્યું, કે તાંબાના પૈસાને અડકવાથી માણસ ગાંડો બની જાય છે અને વળી ચેપી રોગ હાથને અને શરીરને લાગવાનો ભય રહે છે, માટે કોઈ ગૃહસ્થે તાંબાના પૈસાને હાથ અડકાડવો જોઈએ નહિ!"

"લ્યો–તમે જાણો છો તો ખરા"–વિહારીલાલે હસીને કહ્યું–"કે એ શેઠ એવા અવનવા વિચારોના મુરબ્બી છે. હવે જ્યારે મેં જાણ્યું કે મદનપાલશેઠ પણ બે ટકાને વ્યાજે નથુશેઠને રૂપીઆ ધીરવામાં ધનપાલશેઠ જોડે ભાગ રાખવાના છે, ત્યારે મને તાજુબી લાગી, ને મમતારામ મારી પાસે ખત સંબંધે વાત કરવાને આવ્યો ત્યારે મેં વાત પુછી કે આ શું? વળી મદનપાલશેઠ તમારા ઘરાક ક્યારથી થયા? ત્યારે એ હસી પડ્યો કે ભાઈ, દુનીઆમાં અક્કેક વાતનું તો સરવેને ઘેલું લાગેલું હોય છે. ધનપાલશેઠને બે ટકાના વ્યાજનું ઘેલું લાગ્યું છે, મને (વિહારીલાલને) વચમાંથી કમીશન લેવાનું ઘેલું લાગ્યું છે એમ એણે મારે મ્હોડે મ્હોડ કહ્યું!"

ભીખારીલાલ ખડ ખડ હસી પડ્યો ને બોલી ઉઠ્યો–"ને તને મમતારામને તો નથુશેઠને નીચોવવાનું ઘેલું લાગ્યું છે."

"તમે સાંભળો તો ખરા"—વિહારીલાલે કહ્યું—"મમતારામ શું બોલ્યો તે. હવે આ મદનપાલશેઠને એવું ઘેલું લાગ્યું છે કે આપણા દેશીઓની સ્થિતિ આવી ખરાબ થઇ છે કેમકે આપણે હવા, ખોરાક અને પાણીમાં રસોડાનો ધુમાડો ખાઇએ છઇએ. એ ધુમાડો ચીમનીદ્વારા રસોડામાંથી બહાર કહાડવામાં આવે તો દેશીઓમાં તાકત વધે ને દુઃખ દરદો સઘળાં દૂર થઈ જાય ! તે બાબત સર તેઓ એક મંડળી સ્થાપવાની તૈયારીમાં છે, હવે મંડળી સ્થપાય તો મુરબ્બીઓ જોઇએ. પ્રમુખ, સેક્રેટરી અને ટ્રેઝરર જોઇએ. તેથી મદનપાલશેઠ પોતાના જેવા બીજા બડેખાંઓને અંદર જોતરવાને દાવપેચ રમવા લાગ્યો. એ શેઠને ધનપાલશેઠ જોડે બહુ સારો નાતો છે, તેથી શેઠે વિચાર કીધો કે ચીમનીદ્વારા ધુમાડો બહર્નિષ્કાશક મંડળી અને તત્‌દ્વારા દેશોદ્ધારક મંડળીની મેનેજીંગ કમીટીમાં ધનપાલશેઠને જરૂર દાખલ કરવો. ધનપાલશેઠે જોયું કે મેનેજીંગ કમીટીમાં કંઈ અમથા દાખલ થવાતું નથી. એ તો એ મસે મદનપાલશેઠ, ધુમાડા મંડળીનો ઠાલી શોર બકોર કરાવી એની પાસે પૈસા નીચોવશે. ધનપાલશેઠ હાથનો બહુ મુજી છે તે તો તમે જાણતા હશો; તેથી એ એકનો બે થયો નહિ. બીજા હાથ ઉપર મદનપાલશેઠ, એને મેનેજીંગ કમીટીમાં દાખલ કરવાની જીદ લઈ બેઠો એમ બંને શેઠીઆઓ વચ્ચે વાત બહુ રસાકસી ઉપર આવી પડી. એવામાં મમતારામ મારફત નથુશેઠને રૂપીઆ ધીરવાની વાત ધનપાલશેઠ આગળ આવી. નથુશેઠને તો એક લાખ જોઇતા હતા પણ ધનપાલશેઠે તો પચાસ હજાર ઉપર એક પાઈ ધીરવાની સાફ ના પાડી અને પચાસ હજારમાં પણ એક ભાગીઓ શોધવાને નીકળ્યો. મદનપાલશેઠને બહુ સમજાવ્યો પણ એણે તો પ્રથમ નાજ પાડી કે વ્યાજે રૂપીઆ ફેરવતાં મને આવડે નહિ. સામો ધનપાલશેઠને ધુમાડા મંડળીમાં દાખલ કરાવવાને બાઝ્યો. એવામાં મમતારામને બધી વાત માલમ પડી કે બંને શેઠો વગર લેવે દેવે હોંસાતોસી કરે છે ને તેમાં નથુશેઠનું કામ નાહક ચુંથાઈ જાય છે; તેથી એણે અક્કલ વાપરી ધનપાલશેઠ આગળ એવી ફોડ પાડી આપી, કે જો બંને શેઠીઆઓ મળી—નથુશેઠને પચાસ હજાર ધીરે તો—નથુશેઠ ધુમાડા મંડળીમાં પાંચસો રૂપીઆ બક્ષીસ આપીને મુરબ્બી થાય. મદનપાલશેઠ રૂપીઆ ધીરવામાં અડધો ભાગ રાખે તેના બદલામાં, ધનપાલશેઠે ધુમાડા મંડળીની મેનેજીંગ કમીટીમાં મેમ્બર થવું, પણ મદનપાલશેઠે તેની પાસથી એક પાઈ માગવી નહિ. ત્રણે શેઠીઆઓ રાજી થઇ ગયા ને મમતારામનાં વખાણ કરવા લાગ્યા, કે એના જેવી સૂક્ષ્મદૃષ્ટિ કોઇની દોડત નહિ ને કોઈ રીતે વાત મીજાન ચહડત નહિ.

"અક્કલ તો ઠીક દોડાવી"—ભીખારીલાલે કહ્યું—"એમ તો મારાથી કહ્યા વગર રહેવાતું નથી; લાકડે માંકડાં ઠીક વળગાવી દીધાં."

"હજી તમે સાંભળો તો ખરા–મુંબઈના શેઠીઆ દેખીતા આડા છે પણ કેવા પાંસરા દોર થઈ શકે તેવા છે. એ તો વળે તો વાન નહિ તો પથ્થર પહાણ. એ પ્રમાણે પચાસ હજાર આપવા નક્કી ઠર્યાં પણ ધનપાલશેઠની દાઢ ડળકી ને કહે કે મને તો ખાસ્સો પાંચ ટકાનો વટાવ જોઇએ, ને તે પણ મારા એકલાના રૂપીઆ-માંથી નહિ, પણ મદનપાલશેઠના રૂપીઆમાંથી પણ, પાંચ ટકા વટાવ તો હું જ ખાઉં! મમતારામના મનમાં કે જેટલા રૂપીઆ ધનપાલશેઠ નથુશેઠને ઓછા આપે, તેટલા રૂપીઆના પ્રમાણમાં નથુશેઠ પોતાથી ઓછો નીચોવાશે, તેથી મમતારામ અને ધનપાલશેઠ વચ્ચે એ બાબતની આડ આવી. આ હકીકત મદનપાલશેઠના સ્વપ્નામાંએ આવી નથી કે ધનપાલ તેને ત્રીજે ઠેકાણે વેંચવા કહાડે છે. પરન્તુ ધનપાલશેઠ એમાં શરમાવા જેવું કશું જોતો નથી. એ તો છડેચોક એમ કહે છે કે મદનપાલશેઠની ધુમાડા મંડળીમાં નથુશેઠ પાંચસો રૂપીઆ ભરે ને મને એક પાઇએ ન મળે એ કેમ બને? ધન પાલશેઠને બે ટકાના વ્યાજનો લોભ ખરો, ને મમતારામને રૂપીઆ સારૂ નથુશેઠ દબાણ કરલા લાગ્યો, તેથી મમતારામે હારીને આખરે એવી સમજુતી કહાડી કે ખતમાં બે ટકાનો વટાવ મને (વિહારીલાલને) આપવાનું લખવું; પણ તે હજાર રૂપીઆ ધનપાલશેઠે અને મમતારામે અંદર અંદરની સમજુતી પ્રમાણે વેંચી લેવા. મારે તેની જોડે કશી લેવાદેવા રાખવી નહિ. પણ મમતારામને ધનપાલશેઠ જોડે મેળવી આપવામાં મેં પહેલ કીધી હતી તેના બદલામાં મમતારામે મને એક ખાનગી ચીઠ્ઠી આપી છે, કે પોતાને જે બધું મળીને બે ટકાનો વટાવ મળશે તેમાંથી પાંચસો રૂપીઆ એ મને આપશે.

"આ બધું શું આજે ને આજે બન્યું?" ભીખારીલાલે પુછ્યું.

"વાત તો બહુ વખતથી ચરચાયા કરતી હતી પણ નક્કી સમજુતી તો ગઈ કાલે અડધા કલાકમાં થઈ ગઈ. એવામાં પેલા વારંટની હકીકત લખવામાં હું રોકાઈ ગયો. મમતારામે મારી આગળ બીજી ઘણીએ વાત કીધી, પણ મેં તે બરોબર સાંભળી નહિ. તોપણ એણે મને કહ્યું કે મારે તમારી જોડે ખાનગી વાત કરવી છે, પણ વારંટની હકીકત લખવામાં તમે રોકાયલા છો માટે આવતી કાલે સવારનાં હું તમને એકાંતમાં મળવાને આવીશ. વળી જતાં જતાં એણે કહ્યું કે આ કેશીઅર જોડે પણ મારે ખાનગી વાત કરવાની છે. તમારે એની જોડે સારી ઓળખાણ છે, ને નથુશેઠના ખત સંબંધે મારે એમની સાથે કંઈ સમજુતી કરવાની છે, માટે મારે ને એને એકાંતમાં વાત થાય એમ કરો. એમાં બધાને લાભ છે."

"મમતારામ તારી અને કેશીઅર જોડે શું તાલ રમવા ધારતો હશે, કે તું કામમાં હતો છતાં એને એ પ્રમાણે બંને સાથે એકાંત કરવાની હતી."

"તે તો કોણ જાણે—પણ આવતી કાલે મને મળશે ત્યારે બધો ખુલાસો થશે. કેશીઅર પણ તે વખત બહુ કામમાં હતો તેથી એમ નક્કી કર્યું છે કે મમતારામે આજે રાતના એને ઘેર મળવા જવું."

"તેં કેશીઅરને શું કહ્યું?"

"મેં કહ્યું કે આ મમતારામ મારી ઓળખાણવાળા છે. એની મારફતે તમારૂં કંઈ પાકે એમ છે. એની જોડે તમારે એકાંત કરવાનો એને એક વખત આપો; તે ઉપરથી એણે આજે રાતનાં મળવાનું કહ્યું."

"જરૂર, તમારી એની મુલાકાતમાં બહુ ઉંડો અર્થ સમાયલો છે. સઘળું જાણવાની મને ચટપટી થઈ રહી છે."

"કાલે ખત કરવાને નથુશેઠ આવનાર છે, તે પહેલાં બધી વાત અજવાળામાં આવશે. જોઇએ, મમતારામ શું કરે છે. કાલે મને મળે પછી વાત. હશે તો હું તમને સવારનાં આફીસમાં જવા પહેલાં મળી જઇશ; પણ આવતી કાલે તમે સૌ કામ પડતાં મુકી, ત્રણ વાગ્યા પછી, આફીસમાં જરૂર આવજો. નથુશેઠ ખતપર સહી કરશે ને ધનપાલશેઠ ત્યાં આવશે તે વખતે જોવા જેવું જરૂર કાંઈ ને કાંઈ નીકળશે. આજે બહુ મોડું થયું છે માટે હવે હું જાઉં છું."

બીજે દહાડે સવારનાં આઠ વાગે મમતારામ વિહારીલાલને મળવા ગયો. વિહારીલાલ એક ટેબલ પાસે ખુરશી પર બેસી વીલીઅમ્સ અને વીલીઅમ્સનના એક કોપીઇંગ કલાર્ક જોડે ધનપાલશેઠવાળું ખત, જે જાડા કાગળ ઉપર સારા અક્ષરે કલાર્ક લખી લાવ્યો હતો તે, મેળવી જતો હતો. મમતારામ આવીને એક ખુરશી પર બેઠો. ખત મેળવાઈ રહ્યા પછી મમતારામે ઈસારો કીધો કે કલાર્કના ગયા પછી હું વાત કરીશ. તે પરથી વિહારીલાલે કલાર્કને જવાની રજા આપી. થોડી વારમાં બંને જણા ત્યાં એકલા રહ્યા—એટલે મમતારામ બોલ્યો—

"હું ઘણો ખુશી છું કે આ ખતનું કામ તમે બહુ સડસડાટ આગળ ચલાવ્યા જાઓ છો. તમે વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ત્યાં નોકરી રહ્યા તેથી અમારા નથુશેઠને એક ફાયદો થયો છે તે તમે સમજ્યા?"

વિહારીલાલ કંઇક સમજ્યો ખરો પણ ના કહી, એટલે મમતારામે કહ્યું—"કેમ, તમે નહિ સમજ્યા? ધનપાલશેઠ પાસેથી રૂપીઆ લેવાની વાત પ્રથમ તમારાથી જન્મ પામી, એટલે તમને એક ટકો આપવાને હું કબુલ થઈ ચુક્યો છું. હવે જો કોઈ બીજો મેનેજીંગ કલાર્ક હોત તો તેને મારે કંઈ ને કંઈ આપવું પડત. ઓછામાં ઓછા સો બસો રૂપીઆ લેત ત્યારે ખત ઘડવાનું કામ પાર પાડત ને વળી કેટલાક દિવસ નકામા કહાડી નાંખત તે જુદા. અમારે સારે ભાગ્યે તમે મેનેજીંગ કલાર્ક થયા

ને ધનપાલશેઠ તમામ કામ તમારી મારફતે કરાવે છે તેમાં અમને એમ અણધાર્યો લાભ થયો છે."

"જો મેનેજીંગ કલાર્ક તરીકે"—વિહારીલાલે હસીને કહ્યું—"તમારે મને કંઈ વધારે આપવાની ખુશી હોય તો હું ઉપકાર સાથે લઇશ. વાજબી રીતે તો ખત ઘડવા સારૂ તમારે મને કંઈ ને કંઈ આપવું જોઇએ. બંને કામ એક શખસ મારફતે થાય તેથી એકમાં બંને કામનો બદલો વાળી દેવો દેખીતો વાજબી નથી."

"મને પણ કંઇ એમ લાગ્યું ખરૂં કે તમને વધારે મળે તેવી જુગતી કરવી જોઇએ"—વિહારીલાલની અજાએબી વચ્ચે મમતારામ બોલ્યો—"તેથી લાગ જોઇને મેં નથુશેઠને વાત કરી કે આ વિહારીલાલ આપણે બહુ કામના થઈ પડ્યા છે. એક તો ધનપાલશેઠ જોડે કામ પડયું તે એને લીધેજ. બીજું, એ ધનપાલશેઠનો મેનેજીંગ કલાર્ક છે એટલે આપણું ખત પણ એનીજ મારફતે થશે. વળી એક કારણ મેં વિશેષ જણાવ્યું, પણ હું આશા રાખું છું કે આ વાત તમે કોઇને મ્હોડે કરશો નહિ. અમારા નથુશેઠ બહુ દુલા દીલથી પૈસા વાવરે છે. અને આ પચાસ હજાર રૂપીઆ પુરા પાંચ મહીના પણ ચાલશે નહિ. અમારો વિચાર તો ધનપાલશેઠ પાસેથી લાખ રૂપીઆ લેવાનો હતો, પણ એ શેઠે વધારે ધીરવાની ના પાડી ત્યાં શું કરીએ? તોપણ જ્યારે ધનપાલશેઠની આ કામ પ્રસંગે ઓળખાણ થઇ છે, ને મદનપાલશેઠનું નામ પણ જાણવામાં આવ્યું છે, ને વખતો વખત વ્યાજ ભરવાનો અમારો વિચાર છે તો હજી પણ ઘણીવાર એ બંને શેઠોને મળવું થશે ત્યારે, એ બેમાંથી કોઇની પાસેથી પણ, હું વધારે રૂપીઆ લેવાને વેતરણ કરીશ. જો એક વખતે એક લાખ રૂપીઆ મળ્યા હોત તો બે વરસ સુખે નીકળી જાત. નથુશેઠ એટલામાં લાયક ઉંમરે પુગત ને બધી પંચાતીનો અંત આવત, પણ આમ કટકે કટકે લેવા પડે તેથી એક લાખથી પણ વધારે જોઇએ એમ હું ધારૂં છું."

"તમારા શેઠ એટલા બધા પૈસા શેમાં ઉરાડે છે? મેં તો સાંભળ્યું છે કે મારવાડીઓનું એમને ત્રણ લાખનું દેવું છે!"

"તે તો હું કંઈ જાણતો નથી. શેઠીઆઓ કંઈ બધી વાત આપણી આગળ કરે છે? મારે એમની જોડની ઓળખાણ થોડા વખતની છે. એ મને હસીને બોલાવે છે તેથી મારૂં ત્યાં જવું આવવું થાય છે. શેઠે મને બહુ આધરો કીધો તેથી આ કામમાં હું પડ્યો છું. બાકી ઇશ્વર કૃપાથી ટકા બે ટકા જેટલું તો મને ઝવેરાતમાં મળે છે."

"હા, તમે ઝવેરની દલાલી કરો છો એ વાત તો હું ભુલી જાઉં છું"—વિહારીલાલે ટકોરમાં કહ્યું—"પણ તમે નથુશેઠને કંઈ શીખામણ નહિ આપી હોય!"

"ભાઈ, હું તો કોઈ વાતે બાકી રાખતો નથી; પણ એ શેઠ શ્રીમાન્ છે ને

એના મનમાં એવી ધુન આવી ગઈ છે કે श्रीमतामापदः कुतः ત્યાં હું શું કરૂં ? આ કથા બધી આડી નીકળે છે"—મમતારામ કંઈક અધીરો પડીને બોલ્યો—"હું તો તમને એમ કહેવા માગતો હતો કે બીજા રૂપીઆ પણ અમે ધનપાલશેઠ કે મદનપાલશેઠ પાસેથી કહડાવીશું; માટે જો મદનપાલશેઠ એકલો રૂપીઆ ધીરે તો તે ખતનું કામ તમને સોંપે એવી તમારે વેતરણ કરવી જોઇએ.

"પણ એવી વેતરણ મારે શું કરવી"—વિહારીલાલ બોલ્યો—"તે હું જાણતો નથી."

"મારી સલાહ માનો તો"—મમતારામ વિચાર કરતો ધીરેથી બોલ્યો—"જેવી રીતે આ ખતનો ખરડો ધનપાલશેઠને વંચાવી પસંદ કરાવ્યો તેવી રીતે આજે ને આજે એ ખત તમે મદનપાલશેઠની પસંદગી માટે લઈ જાઓ. આ પણ એક જુગતી છે. એથી કરીને મદનપાલશેઠને તમારે માટે બહુ સારો વિચાર આવશે. તમે જાણો છો તો ખરા કે એ શેઠ કેવા ફુલણદાસ છે, એટલે એમની સાથે કયે ધોરણે કામ લેવું તે ? એ તો ભાઈ, દુનીઆમાં માણસનાં ગાડાં તેલ લગાડવાથી ચૈં ચું કર્યા વગર સીધાં સપાટ ચાલે છે. અથવા જ્યાં ત્યાં માખણ તો જોઇએજ."

"હા"—વિહારીલાલ બોલ્યો—"મદનપાલશેઠ પાસે જવા માટે તમે યુક્તિ તો ઠીક બતાવો છો. હજી હું નવો સવો છું ને અસીલોને રાજી રાખવાને અને વધારવાને મારે તો મથવું જોઇએ, માટે હું જરૂર જઇશ; પણ રાત થોડી ને વેષ ઘણા તેવી આ વાત છે. આજે સાંઝ પહેલાં તો આ કામનો અંત આવવાનો છે, એટલે મદનપાલશેઠને ત્યાં ક્યારે જવું તેનો મને વિચાર થાય છે."

"મદનપાલશેઠ આરીસમાં આવ્યાની ખબર કહડાવી, ગમે ત્યારે જજોની. તમે રોબમાં કહાવશો તો તમને મુલાકાત આપવાની એ શેઠ ના નહિ પાડે. વળી હું તમને બીજી એક ખુશ ખબર કહું. મેં વાત તો કરવી શરૂ કીધી હતી પણ વચમાં બે વાર આડકથા નીકળી."

"મને ખુશ થવા જેવી બીજી શું ખબર છે"—વિહારીલાલે પુછ્યું.

"મેં શેઠની આગળ"—મમતારામે કહ્યું—"તમારી તારીફની અને અમને કામના થઈ પડશો એવી વાત તો કરી રાખી હતી; પણ તે વખતે નથુશેઠ કંઈ બોલ્યો નહિ. હું સમજ્યો કે મારી કહેલી વાત ઉડી ગઈ ને નથુશેઠ કંઈ સમજ્યો નહિ. ગઈ કાલે રૂપીઆ સંબંધે પાછી વાત નીકળતાં નથુશેઠ મારી અજાએબી વચ્ચે બોલી ઉઠ્યો કે તમે (મમતારામે) વિહારીલાલ સંબંધે મારી આગળ વાત કીધી હતી તે હું ભુલી ગયો નથી. આપણે એની જોડે હજી બહુ કામ લેવાનું છે. આપણું ામ હવેથી આપણે વિહારીલાલને સોપશું એટલુંજ નહિ. પણ આ કામમાં જે બે

ટકાનું કમીશન એને આપવા આપણે ખતમાં લખ્યું છે તે ઉપરાંત પણ કંઈ આપવું જોઇએ; માટે તે રૂપીઆ આપવા સારૂ હું આવ્યો છું; તે ગણી લ્યો."

એમ બોલી **મમતારામ**, પોતાના ઝવેરી જેવા કબજાના આડા ખીસામાંથી નોટ કહાડી ગણવા લાગ્યો. બસો રૂપીઆની નોટ ગણી ટેબલપર મુકી.

**વિહારીલાલ**ના અચંબાનો પાર રહ્યો નહિ કે આ તો ઘેર બેઠાં ગંગા આવી. નોટોનું બંડલ જોઇને એ બહુ હરખાયો. પરંતુ એને વિચાર આવ્યો કે આ **મમ**તારામ, જે કોઇને બદે નહિ તે જ્યારથી ધનપાલશેઠનું ખત કરવાનું કામ મને સોંપવામાં આવ્યું છે, ત્યારથી મારી જોડે કેવી મીઠી મીઠી વાતો કરે છે. હું ને એ કોઈ દહાડો મિત્ર હતા નહિ, છતાં જાણે હું એનો જુનો મિત્ર હોઉની, તેમ એની ભીતરની વાતો પણ એ મને જાણી જોઇને કહે છે. **નથુશેઠ** તો જાણે સમજ્યા; એ શેઠને તો મેં જોયા છે ને એમને મેં સારી રીતે પીછાની કહાડ્યા છે. એ તો **મમતારામ**નાં ખેલવણાં છે. એટલે મારે હવે એ જાણવું જોઇએ કે **મમ**તારામ શું તાલમેલ રમે છે. એ કંઈ એવો ગાંડો નથી કે વગર લેવે દેવે અને વગર માગવે, મને રૂપીઆ આપવા આવે. જે **મમતારામે** મારા માગેલા બે ટકાના કમીશનમાં ભાગ પડાવ્યો હતો તે આજે ઘેર બેઠાં મને બસો રૂપીઆ આપવા આવે છે, માટે **વિહારીલાલ** તું ચેતજે!

**વિહારીલાલ**ને તાજુબી લાગશે એમ **મમતારામ** ધારીનેજ આવ્યો હતો; તેથી નોટો ગણી ટેબલ પર મુકી, થોડીવાર સુધી એ કંઈ બોલ્યો નહિ.

"કેમ વારૂ, અમારા **નથુશેઠે** રૂપીઆ મોકલ્યા તેમાં તમને નવાઈ લાગે છે? પણ એ શેઠને હજી તમે પીછાનતા નથી. બહારથી તો એનામાં કંઈ પ્રાપ્તિ નહિ હોય એમ દેખાય છે. પણ અંદરખાનેથી બહુ પહોંચેલો અને વિચારવાળો છે એમ તમે નક્કી જાણજો હોં! મારા પોતાના અનુભવ પરથી હું કહું છું કે શું **નથુશેઠ**—કે **ધનપાલશેઠ**—કે **મદનપાલશેઠ**—કે અલબેલી **મુંબઇ**ના બીજા શેઠીઆઓ બડા પહોંચેલા, ખંધા અને સ્વાર્થી હોય છે. બહારથી જુવો તો મ્હોડે માંખ નહિ ઉડે તેવા ને ભોળા ભાટ! તેમના બહારના દેખાવ પરથી ભોળવાઇને અહીંના શેઠીઆઓને રાજા કહેવામાં આવે છે, અને રાજા વાજા અને વાંદરા ત્રણે સરખા છે. પણ વસ્તુતઃ તો હું તમને કહું છું તેમ છે.

"આમ કહેવામાં તમારી શું મતલબ છે?"

"જુઓની"—**મમતારામ** જાણી જોઇને બહુ લંબાણથી જવાબ આપવા લાગ્યો—"**ધનપાલશેઠ**ને અને તમારે બહુ નાતો, છે, પણ કોણ કહેશે કે એ શેઠ રાજા જેવો છે. **મદનપાલશેઠ** વિષે પણ તમે પેલી ધુમાડા મંડળીને સંબંધે સાંભળ્યું

હશે. ધનપાલશેઠને એ ધુમાડાની મેનેજીંગ કમીટીમાં દાખલ કરાવવાને એ શેઠે કેવી કેવી સીફત વાપરી! પણ વધારે દૂર જવાનું કંઈ કારણ નથી. અમારા નથુશેઠે તમને આજે બસો રૂપીઆ મોકલાવ્યા તે શું સમજીને વારૂ?"

"મને લાગે છે કે"—વિહારીલાલે વિચાર કરીને જવાબ આપ્યો—"તમારી, અરે ભુલ્યો, નથુશેઠની કંઈ મતલબ હોવી જોઇએ."

"હા એમજ છે. તમને અચંબો લાગે છે તેના કરતાં નથુશેઠે તમને રૂપીઆ આપવાની વાત કરી ત્યારે મને વધારે લાગ્યો હતો. એ શેઠ એમ શું કામ કરે છે તે જાણવા સારૂ હું સતો થઇને કહેવા લાગ્યો કે તમને રૂપીઆ આપવાની કંઈ જરૂર નથી. નથુશેઠ કહે નહિ, આપવાજ પડશે. વિહારીલાલ ને કેશવલાલ દોસ્દાર છે ને એ કેશવલાલને પચાસ હજારની વાત કહી દે તો પછી જોઈ લ્યો મારી મઝા! ઘરમાં મારી માના જાણવામાં તરત આવી જાય ને બે ત્રણ દહાડા મને કોઈ સુખે બેસવા દે નહિ, એ પ્રમાણે નથુશેઠ બોલ્યો. હવે તમારી મેળે તોલ કરી લ્યો કે મુંબઈના શેઠીઆ કેવા પહોંચેલા છે."

વિહારીલાલે મનમાં તોલ કરી લીધો કે નથુશેઠ તો નહિ, પણ મમતારામ જબરો પહોંચેલો છે. પણ વિચાર કરતાં, નોટોનું બંડલ જોઇને એને જે હરખ થયો હતો તે હવે ઉડી ગયો. મમતારામના ઉપર હવે એને ક્રોધ ચહડવા લાગ્યો તેનું કારણ બહુ દૂર શોધવા જવા જેવું નહોતું. વિહારીલાલ પણ મમતારામ જેવો બહુ પહોંચેલો અને પાવરધો હતો ખરો; પણ મમતારામ પેઠે એની બુદ્ધિ પાપી હતી નહિ કે વિચારો હલકા અને સ્વાર્થભર્યા નહોતા. હવે વિહારીલાલ બરોબર સમજ્યો કે બસો રૂપીઆ, તેના ગુણની કદર સમજીને મમતારામ આપવા આવ્યો નહોતો, પણ બ્હીકનો માર્યો રૂપીઆ આપવા આવ્યો હતો. પોતે કેશવલાલનો મિત્ર છે તેથી પચાસ હજારની વાત એક બીજાને કહી દે તો મમતારામ પંચાતીમાં આવી પડે, ને નથુશેઠની મા આગળ ઉઘાડો પડી જાય તેજ સારૂ મમતારામ આટલી બધી સીફત રમતો હતો. પોતાના જેવો મમતારામ મને લેખે છે એમ વિચારતાં એને ક્રોધ ચહડ્યો. ભારમાં અને ભારમાં એણે મમતારામને કહ્યું—

"ભાઈ, તમારા નથુશેઠે આ બસો રૂપીઆ મોકલ્યા છે તેટલા માટે એ શેઠનો હું મ્હેોટો આભાર માનું છું, એમ મારી તરફથી આપ એ શેઠને કહેવાની મારા પર મહેરબાની કરશો. પરંતુ તમે કે તમારા શેઠ એમ ધારતા હો, કે આ રૂપીઆ આપીને અમે વિહારીલાલનું મ્હોડું દાબી દઇએ છઇએ, અને પચાસ હજાર રૂપીઆની વાત હું કેશવલાલને કે બીજા કોઇને કોઈ પ્રસંગે કહીશ નહિ, તો તેમાં તમે અને તમારા શેઠ ભુલ ખાઓ છો. તમે કંઈ મારા અસીલ નથી. આ કામ તો ધનપાલશેઠે મને સોંપેલું

છે. અસીલ હો, તોપણ હું તમારી સાથે કોઈ પણ રીતે બંધાતો નથી. મેનેજીંગ કલાર્ક તરીકે મારે તમારૂં હિત જાળવવાનું છે તે ખરૂં પણ મારો ખાનગી અને મિત્ર જોડેનો વહેવાર હું કેવી રીતે રાખીશ તેમાં, ગમે તે અસીલે વચમાં આવવાનું કંઇ કારણ નથી. માટે મને લાગે છે કે આ રૂપીઆ સમજ ફેરથી આવ્યા છે તે તમે પાછા લઇ લ્યો."

મમતારામ સાંભળીને સડક થઈ ગયો. એને લાગ્યું કે વિહારીલાલને એકદમ બધી વાત કરવાથી બધો તાલ બગડી ગયો. મમતારામને એમ તો વિચાર આવ્યો નહિ, કે વિહારીલાલ મેનેજીંગ કલાર્ક છતાં પ્રામાણિક છે. તોપણ એણે વિચાર કીધો કે હવે વિહારીલાલ જોડે બગાડવામાં સાર નથી; ઓર હાનિ થશે. એની મારફતે ઘણું ઘણું કામ લેવાનું હતું. હવે વિહારીલાલના જાણવામાં પાકે પાયે આવ્યું હશે કે નથુશેઠને બગાડવામાં મમતારામનો હાથ છે. મમતારામ એમ સમજીને રૂપીઆ આપવા આવ્યો હતો, કે જ્યાંસુધી આ વાત કેશવલાલ નહિ જાણે ત્યાંસુધી સારૂં. મોડો વહેલો પણ આખરે પોતે લોકમાં ઉઘાડો તો પડશે એમ મમતારામના મનથી સિદ્ધાંત હતો. પરંતુ નથુશેઠ જેવો સદ્ધર ભીલ્લુ, જેટલો વધારે વખત એના હાથમાં રહે તેટલો વધારે લાભ. એ તો નહાયા એટલું પુણ્ય! માટે મમતારામે બસો રૂપીઆનો ફંદ વિહારીલાલ આગળ રચ્યો. પણ તેમાં એ ફાવ્યો નહિ. બાકી વિહારીલાલને મેનેજીંગ કલાર્કની જગો મળવાથી જો કોઈ નાખુશ થયું હોય તો તે મમતારામ હતો. તેથી કરીને વિહારીલાલના જાણવામાં ઘણીખરી વાત આવી એટલુંજ નહિ, પણ હજી વધારે જાણવાનો સંભવ હતો. તેને સારૂ મમતારામ વિહારીલાલને રાજી રાખવાને મથ્યો. ધનપાલશેઠ અને મદનપાલશેઠને કેવી રીતે સીસામાં ઉતાર્યા તે હકીકત પણ એણે તેજ ઉદ્દેશથી વિહારીલાલને કહી હતી. બસો રૂપીઆ પણ તેજ ઉદ્દેશથી એ આપવાને આવ્યો હતો. પરંતુ વાત લગાર વધારે કહેવાઈ ગઈ, ને વિહારીલાલ ફસકયો. મમતારામે ધાર્યું કે ડાહ્યા આદમીએ ભુલ્યા ત્યાંથી ફરીથી ગણવું. થાપી અને ઉથાપી જાણવામાં એ પોતાને બહુ કુશળ માનતો હતો, તેથી વિહારીલાલ ચ્હીડાયો છતાં, એણે તો હસતુંજ મ્હોં રાખ્યું ને વધારે હસતે મ્હોડે વિહારીલાલને એ શાંત પાડવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૪ મું

## વીલીઅમ્સ અને વીલીઅમ્સન

દરરોજ મળી અહીં આફીસમાં, વકીલાત કરે ગજવાં ભરવાં;
સહુનાં લડકે સરખાં ગજવાં, વિધિનું દીધું લે ગજવાં ભરવાં.

કરી જુક્તિ હકીકત ગોઠવવી, વળી ગાંઠની ને ઘટતી રચવી;
જુઠી વાત વડી બ્હીક ના ધરવી, વકીલાત તણી પુરી એ પદવી.

*    *    *    *    *

*    *    *    *    *

(નવીન કવિતા.)

"અરે મારા સાહેબ"—મમતારામ ઠાવકું મ્હોં રાખી હસતો હસતો બોલ્યો–"તમે મારા કહેવાનો ભાવાર્થ બીલકુલ સમજ્યા નથી, એવો મને ભય લાગે છે. તમારી અને કેશવલાલની મિત્રતાના ધર્મની આડે આવવાનો અમારા શેઠનો વિચાર હોય એ દેખીતું અસંભવિત છે. નથુશેઠ પોતાના ઘરનો ધણી છે, એની મા અને બ્હેન પચાસ હજારની વાત જાણે તેથી વસ્તુતઃ એને કંઈ હાનિ નથી; કેમકે જે મળે છે તે એના બાપના વીલ પ્રમાણે મળ્યું જાય છે. તેમાં કોઇથી આડે અવાય એમ નથી. કેશવલાલને પોતાના ગુરુ તરીકે નથુશેઠ માન આપે છે અને એનો ભાર રાખે છે તેથી આ પ્રસંગ એની માના જાણવામાં કેશવલાલદ્વારા આવે તે નથુશેઠને ઠીક લાગતું નથી. બાકી આ વાત એની મા જાણશે તેની એ શેઠને થોડીજ પરવા છે."

વિહારીલાલનો રોષ હજી ઉતર્યો નહિ ને એ બોલ્યો—"તે તો તમારા શેઠ સમજે. મારે તેની જોડે કશી લેવા દેવા નથી; પણ હું ફરીને એમ કહું છું કે મારા ખાનગી વ્યવહાર સારૂ હું તમારી જોડે કે બીજા કોઇ જોડે કોઇ પણ રીતે બંધાતો નથી; માટે આ રૂપીઆ તમે પાછા લઇ જાઓ. મને મળવાના બીજા ઘણા રસ્તા છે અને મને કંઇ ઝાઝો લોભ નથી."

"અરે ભાઈ, હજી તમે બરાબર સમજ્યા નથી. રૂપીઆ પાછા લઈ જવાની આમાં વાત છેજ નહિ, તમને મેનેજીંગ ક્લાર્ક તરીકે આ રૂપીઆ મોકલાવ્યા છે એટલે એ લેવા જ પડશે. તમારી પાસે નથુશેઠ કંઈ વચન માગતા નથી કે તમને બાંધી લેતા નથી. એ શેઠની એવી અટકલ હશે એમ મેં અટકળે તમને કહ્યું હતું અને કર્મસંજોગે તમે એનો ન ધાર્યો જ અર્થ કીધો. આ રૂપીઆ લેવામાં તમારે કોઈ વાતે આંચકો ખાવાનું કે બંધાવવા જેવું નથી."

વિહારીલાલ કંઇક શાંત પડ્યો. મમતારામ એને વધારે રાજી રાખવાને બોલ્યો—"હજી મારે આજ કામને પ્રસંગે બીજી કેટલીક વાત કહેવાની છે તે જરા સાંભળી લ્યો. તમારી મારફતે તમારા સીનોરના કેશીઅરને મળવાનું ગઈ રાતને સારૂ મેં નક્કી કીધું હતું. તે પ્રમાણે હું કેશીઅરને મળી આવ્યો છું. એમની જોડે મારે જે વાતચીત થઈ તે આજે મોડી વહેલી તમારી જાણમાં આવશે માટે, હુંજ

કહી લઉં છું. પણ વળી તમે મારે માટે કે નથુશેઠ માટે ખોટો વિચાર લાવતા નહિ એમ પ્રથમથી જ હું તમને કહી રાખું છું."

વિહારીલાલ ધ્યાન દઇને સાંભળવા લાગ્યો ને મમતારામે બોલવું શરૂ કીધું—

"અમારા શેઠ કોઈ કોઈ વાર બીનસમજની જીદ લઈ બેસે છે. બાકી વાતમાં બીલકુલ સાર નથી. એમને એમ લાગ્યું કે સોલીસીટરની આફીસમાં જઇને સૌના દેખતાં સહી કરવી, એ એમની શેઠાઈ ઓછી થવા જેવું છે. પોતાને ઘેર સોલીસીટરને બોલાવે તે પણ એમને પાલવતું નથી. મને કહે કે આ કામમાં હું જ્યાં ત્યાં નીકાલ લાવ્યો છું માટે આ વાતની પણ ફોડ મારે જ કહાડવી. મેં તો શેઠને બહુ બહુ રીતે સમજાવ્યા અને આખર ત્યાં સુધી કહ્યું કે શેઠજી, કરજે રૂપીઆ કહડાવવા છતાં સોલીસીટરના દેખતાં ખતમાં સહી કરવામાં આપને નામોશી જેવું લાગતું હોય તો, બહેતર છે કે રૂપીઆ લેવાનો વિચાર માંડી વાળો. પણ રૂપીઆ વગર તો નથુશેઠને ચાલે એમ નથી એટલે એ કહે કે ના, કોઈ બીજી ફોડ કહાડવી પડશે. મને વિચાર આવ્યો કે તમારા કેશીઅરનું સોલીસીટર આગળ બહુ ચલણ છે—ને દરેક ઠેકાણે એમજ હોય છે—તેથી લાવની કેશીઅરની સલાહ લઉં. કેશીઅર તમારા જેવા દીલના નથી તેથી ઇશ્વર કરશે તો સૌ રાજી રહે તેવી રીતે તમામ કામ નિર્વિઘ્ને સમાપ્ત થશે; એવી એની જોડે વાતચીત થયા પછી અમને આશા રહે છે."

"તમારા કહેવાની મતલબ હું સમજી શકતો નથી."

"કેશીઅરને મેં બસો રૂપીઆ આપ્યા ને એમનાં વખાણ કીધાં, પછી નથુશેઠની હકીકત એમને જણાવી ત્યારે એ હસી પડ્યો ને કહ્યું કે એમાં તે શું મ્હોટી વાત છે. નથુશેઠ સુખેથી આવીને મારી પાસે બેસી રહે હું એવો તાલ રમીશ કે એ શેઠને સોલીસીટર આગળ જઈ ખતમાં સહી કરવાની જરૂર નહિ પડે, પછી કંઈ છે? જાણે મને મળવા આવ્યા હોય એવી રીતે બેઠા બેઠા કામ થઈ જશે."

"હવે હું સમજ્યો"—વિહારીલાલ બોલ્યો—"કેશીઅર એવી તાલ રમશે કે જ્યારે નથુશેઠ ખત પર સહી કરશે ત્યારે, અમારો સાહેબ જાણે ત્યાં ઓચીંતો આવી ચહડ્યો હોયની!"

"હાજ તો—એવું કંઈ કરશે ખરો. પણ નથુશેઠ રાજી થશે એટલે જાણે હું તો છુટ્યો." વળી વિહારીલાલને રાજી કરવા એ બોલ્યો—"તમામ વિચાર કરતાં મને એમ લાગે છે કે નથુશેઠની પંચાતીમાં હું નહિ પડ્યો હોત તો બહુ સારૂં થાત; પણ એ શેઠ મને શરમાવા લાગ્યા ને મહોટા માણસનું મ્હોડું મારાથી છંડાતું નથી ત્યાં હું શું કરૂં—લાચાર છું; પણ તમે ધારો છો કે કેશીઅર ધારે છે તેમ કરી શકશે?"

"અલબત શું કામ નહિ, તમારા બસો રૂપીઆ લીધા છે તે એના મનમાં

ખાતરી હશે ત્યારે જ લીધા હશે કેની? વળી અમારા સાહેબનો એ મુછનો વાળ છે એમ પણ ખરૂં. પણ એ શું જુગતી રમશે તે હું સમજી શકતો નથી. સાહેબ આગળ બધી વાત કરશે કે કેમ? જે હશે તે આજે જણાઈ જશે; પણ સારૂં થયું કે આ વાત તમે મને પહેલાં નહિ કહી; હું તો તમને સાફ ના કહેત કે એમાં કંઈ વળવાનું નથી."

"તે તો હું તમને જાણું કેની કે તમે હજી આફીસમાં નવા સવા છો ને વળી સાફ દીલના છો, એટલે આવી ગલી કુંચીના રસ્તાની તમને માહીતી નહિ હોય. નાહકના મને પાછા હઠાવો; માટે મેં તમારી આગળ પ્રથમ જણાવવું દુરસ્ત ધાર્યું નહિ ને કેશીઅરને મળવાનું નક્કી કીધું." એમ બોલી મમતારામે સામેના ઘડીઆળ પર નજર કીધી તો સાડા નવ થયા હતા; તેથી વિહારીલાલને મોડું થઈ જવાનું કારણ બતાવી, હસતે મ્હોડે સલામ શેકહેન્ડ કરી રજા લીધી. જતાં જતાં કહેતો ગયો કે નથુશેઠની સાથે આજે ત્રણ વાગે હું આફીસમાં આવીશ, માટે તે વખતે બને તો તમારે (વિહારીલાલે) બહાર નહિ જવું. "આ રૂપીઆ નહિ લેવાની વાત મહેરબાની કરી તમે મારા આગળ કરતા નહિ; એ તો ક્યારના તમારા થઈ ચુક્યા છે."

પોતાને ઘેર જતાં રસ્તામાં મમતારામને જે વિચાર આવ્યો તેનું નવનીત આ પ્રમાણે હતું. "મમતારામ, તું ચેતતો રહેજે હોં! નથુશેઠને ત્યાંથી કઈ ઘડીએ તારો પગ ટળશે તે નક્કી નથી. પણ તું ધારે છે તેના કરતાં કદાચને જલદી ટળે હોં! તું નથુશેઠનો ઘરાક છે. તેં નથુશેઠને ધનપાલશેઠનો ઘરાક બનાવ્યો છે. ધનપાલશેઠ વિહારીલાલનો ઘરાક છે; પણ વિહારીલાલને આજે તારો ઘરાક બનાવવામાં તું ફાવ્યો નથી. ઘેર બેઠાં હું એને રૂપીઆ આપવા ગયો તે મારો ઉપકાર માનવો તો એક કોરે રહ્યો, પણ સામો વાઘની પેઠે છંછેડાઇ ગયો. હશે, એનો તો નાદરો હું જોતજોતાંમાં ઉતારૂં—પણ શું કરૂં—સૌ માણસો સંજોગોને લીધે બલહીન કે બળવાન હોય છે. એ તો जानामि नागेन्द्र तव प्रभावम्—कंठस्थितो गर्जति शंकरस्य. બાકી નથુશેઠને ધનપાલશેઠની પાસેથી રૂપીઆ લેવા ક્યાં, ને વિહારીલાલને વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ત્યાં નોકરી મળવાની ક્યાં! આ તો કાકતાલીય ન્યાય થઈ ગયો છે, એટલે મમતારામ વિહારીલાલને રાજી રાખવાનું કરે છે."

અગીઆર વાગે જમી કરી પરવારીને વિહારીલાલ ઓફીસમાં જવા નીકળ્યો. એને વિચાર આવ્યો કે લાગતી, ભીખારીલાલને મળતો જાઉં, જોઈએ એ શું કહે છે. રૂપીઆ રાખવામાં મેં ભુલ કીધી હોય તો હજીએ શું ગયું છે? પાછા ક્યાં નથી અપાતા? એમ વિચારતો વિહારીલાલ ભીખારીલાલને ત્યાં ગયો. મમતારામ જે જે બોલ્યો તે એણે કહી સંભળાવ્યું. પોતે મમતારામને પાણીથી પાતળો કીધો ને

એમો બધો તાલ પોતે જાણી ગયો, એમ કહેવામે પણ આંચકો ખાધો નહિ, એ હકીકત પણ, એણે ભીખારીલાલને નિવેદન કીધી. રૂપીઆ રાખવા સંબંધે એનો અભિપ્રાય માગ્યો.

ભીખારીલાલ ઘડાઇ ઘડાઇને ઘડાયલા પહાણા જેવો લીસો થયો હતો. વિહારીલાલ હજી ખડબચડા પહાણા જેવો હતો તેથી, કોઇના સમાગમમાં આવતાં જ્યાં અથડાતો ત્યાં કોઇને વગાડતો કે પોતાને વાગતું હતું. સઘળું સાંભળીને એણે વિહારીલાલને ધીરો પાડયો કે રૂપીઆ રાખવામાં કંઇ ખોટું નથી; વિશેષમાં જ્યારે કોઇ પણ જાતની કબુલાત લીધા વગર, મેહનતના બદલા તરીકે એ રૂપીઆ આપવાનું કહેવામાં આવ્યું છે માટે. પણ વિહારીલાલ મમતારામને જાણી ગયો, ને એ પ્રમાણે મમતારામને મ્હોડે મ્હોડે ભખી દીધું, તે વિષે ભીખારીલાલે એને ઠપકો આપ્યો, કે મનમાં સમજી બેસી રહેવું હતું. રૂપીઆ રાખવા કે ન રાખવા એ એક જુદું પ્રકરણ હતું. પરંતુ મમતારામની ગત પોતે જાણે છે, એમ તેને કહેવામાં દેખીતું હાંસલ નહોતું. મનમાં તો બધુંએ સમજીએ ને બધાએ સમજે. વહુનું નામ મનમાં બધાએ જાણે; તથાપિ બહારથી તો ન સમજતા હોઇએ એમ દેખાડવાથી ઘણી વાર લાભ થાય છે. ડહામ દેવા તો મીઠા મીઠા દેવા, કડવું તો મનાવવું જ નહિ એ આપણી હૉશીઆરી!

કેશીઅર સંબંધે વિહારીલાલે વાત કીધી તેમાં ભીખારીલાલને નવાઇ લાગી નહિ. એ તો રોમનું રાજ એમજ ચાલે. એવા એવા ઘણા પ્રસંગો ભીખારીલાલને વીતેલા હતા, તેના કરતાં આ કંઈ વિલક્ષણ હતો નહિ કે એ વિસ્મય પામે.

આપીસમાં જતાં મોડું થઇ ગયું તેથી જેમ તેમ વાત પુરી કરી વિહારીલાલ આપીસમાં દોડ્યો. ભીખારીલાલને કહેતો ગયો કે ત્રણ વાગે આપીસમાં જરૂર આવજો. મેનેજીંગ ક્લાર્કો આપીસમાં મોડા આવે તેને કોઈ પુછતું નથી. આપીસમાં નહિ હોય ત્યારે પણ તેઓ સોલીસીટરનું કામ કરે છે, એમ ધારવામાં આવે છે. પણ જો કોઈ કોપીઈંગ ક્લાર્ક મોડો આવ્યો તો પછી જોઈ લ્યો!

વીલીઅમ્સ અને વીલીઅમ્સનની પહેડી મુંબઈમાં બહુ જુની અને વગવાળી ગણાતી હતી. તેથી એ આપીસમાં કામની જેટલી ધમાલ હતી તેટલી બીજે કોઈ ઠેકાણે ભાગ્યેજ હશે. મ્હોટા મ્હોટા વેપારીઓનું કામ તેઓ ઘણાં વર્ષથી કરતા આવ્યા હતા. શ્રીમાન્ શેઠીઆઓ તેઓના અસીલ તરીકે ઘણાં વર્ષોથી બંધાઈ ગયા હતા. તેથી તેઓ જ્યાં ત્યાં મ્હોટા વગવસીલાવાળા અને જબરી પેદાસવાળામાં ખપતા. વીલીઅમ્સ અને વીલીઅમ્સન વાળાની જંગી પેદાસનો અનુભવ વાંચનારને આ ઉપરથી આવશે કે એની આપીસના કેટલાક મેનેજીંગ ક્લાર્કોને આરસો ચારસો અને

પાંચસો પાંચસોના મહીના મળતા. તેઓ સદર અસીલોનાં કામ કરી કરીને લક્ષાધિપતિ બન્યા હતા. એ ચાર તો બબ્બે ઘોડાની ગાડીમાં ફરતા ને વાડી બંગલે રહેતા. જેના મેનેજીંગ કલાર્કો ગાડી ઘોડે ફરે અને વાડી બંગલે રહે, જેની ખીજમતમાં ભલભલા શેઠ સાહુકારો હાજર રહે, તે મેનેજીંગ કલાર્કોના સાહેબોને શું પેદાશ હશે તે ધારવી સહેલ છે. વકીલને ત્યાં જેટલા મેનેજીંગ કલાર્ક હતા તેટલી કચેરી ભરાતી. દરેકની આગળ પાંચ દશ ખુરશીઓ તો ખરી ને ખરી. જ્યારે જુઓ ત્યારે ખુરશીઓ તો ભરેલી ને ભરેલી! એક ગયા કે બીજા આવ્યા જ છે! એમ સવારથી તે સાંઝ સુધી મેનેજીંગ કલાર્કો, અસીલો અને તેઓના લાગતા વળગતા જોડે, મસલત કરતા ને કરતાજ હોય. વળી સાથે લખવાનું પણ કામ ચાલતું જ હોય.

વીલીઅમ્સ અને વીલીઅમ્સનની આફીસ કોટમાં હાઈકોરટની પાસે ઘણી કુસાદે બીલ્ડીંગમાં હતી. આફીસમાં દાખલ થવાના બારણા બહાર પિત્તળના પતરાપર કાળા અક્ષરનું સોલીસીટરના નામનું પાટિયું હતું. બારણાં આગળથી, આફીસમાં નજર કરતાં, જે દેખાવ નજરે પડતો તે જોવા જેવો હતો. ત્રણે બાજુએ મેનેજીંગ કલાર્કોનાં ટેબલો એક બીજાથી બહુ છેટે ગોઠવેલાં હતાં; પરંતુ અસીલો ને તેમના માણસોને બેસવાને માટે ખુરશીઓ ગોઠવી દીધી હતી તેથી બધું એકમેક થઈ ગયલું દીસતું. ટેબલો પર દમ બાંધીને કામના કાગળોના ચોડેચોડા, ધુળ અને હવા ખાઈને રૂપાંતરને પામેલા નજરે પડતા. એ બંડલોના થોક જોઈને, કોઈ અજાણ્યાને તો એમ જ લાગે કે એ સઘળું ક્યારે લખાયું હશે! પરંતુ મેનેજીંગ કલાર્કોના ટેબલ પર જે જથ્થાબંધ બંડલો જણાતાં તે તો માત્ર ચાલુ કામનાં જ હતાં. તે સિવાયના ખલાસ થયલા કામના કાગળો, અસીલો વકીલનું આના પાઈ બીલ ચુકવી ઘેર લઈ જતા. કામનો નીકાલ આવ્યા પછી કોઈ અસીલો બેદરકાર થઈ જતા. તેઓના કામના કાગળોનો જથ્થો એટલો બધો વધી પડ્યો હતો કે એક ખુણામાં ભીતસરસી અભરાઈઓમાં, બંડલો પર બંડલો જેમ ફાવ્યું તેમ ગોઠવી દીધાં હતાં. એ દરેક બંડલ મહાભારત કામ અને લડત સૂચવતું અને તે દરેક બંડલ દીઠ વકીલોને ભારોભાર સોના કરતાં પણ વધારે મળ્યું હતું. વકીલોનું બીલ એટલું બધું લાંબું થતું. અસીલોની પાસેથી સમજુતીથી એડવાન્સ લઈને જ કામ ચલાવવામાં આવતું. કામ ચાલતાંને દરમ્યાન વખતો વખત એડવાન્સ તો ભર્યા જવું પડતું જ; તથાપિ જ્યારે કામનો નીકાલ આવે, ને સામા પક્ષકારને માથે ખરચ પડે તોપણ, કેસના પ્રમાણમાં હજારથી પાંચ હજાર આખરે તો આપવા જ પડતા! એવા સોલીસીટરોને અને તેઓના મેનેજીંગ કલાર્કોને ઘેર, સોનાનાં નળીઆં હોય તો તેમાં પણ આશ્ચર્ય નથી.

ત્રણે બાજુએ મેનેજીંગ કલાર્કો બેસતા. ચોથી બાજુએ જુનાં કામનાં બંડલો

ગોઠવેલાં હતાં. વચ્ચોવચ્ચ જે જગો રહી ત્યાં સામસામાં એક બીજાની અડોઅડ લાંબા ટેબલોની હાર ગોઠવી દીધી હતી. ત્યાં વીસ પચ્ચીસ કોપીઈંગ કલાર્કો તમામ લખાણુ જાડા અને શોભીતા કાગળોપર સારે અક્ષરે કરતા. બીચારા કોપીઈંગ કલાર્કોને સવારના દશથી તે સાંઝના છ વાગ્યા સુધી જરાકે જંપ વાળી બેસવાની વેળા આવતી નહિ. મેનેજીંગ કલાર્કના ઉપરીઓ તો માત્ર બે સાહેબો હતા, પણુ એ કોપીઈંગ કલાર્કોના તો તમામ મેનેજીંગ કલાર્કો ઉપરીઓ હતા; જે આવે તે તકાદો કરતા કામ લેતા હતા. સારો દહાડો તેઓને જાડી અને પાતળી સાહીએ ધસડ ધસડ કર્યાં કરવું પડતું.

વિહારીલાલે આપીસમાં જઈ ચાલુ કામના નવા આવેલા કાગળો વાંચ્યા, તથા કેટલીક નોટીસો લખવાની હતી તે લખી. પછી કોઈ સીપાઇને મોકલી મદનપાલશેઠ પોતાની આપીસમાં આવ્યા છે કે નહિ તેની તપાસ કરાવી; કારણુ કે ભીખારીલાલે પણુ એને મદનપાલશેઠને મળવાની સલાહ આપી હતી. શેઠ ભુલચુક કહાડે એમ તો હતું જ નહિ, પણુ ઓર પોતાને માન મલ્યું સમજશે કે અહો, સોલીસીટરે મારી આગળ ખત પસંદ કરવાને મોકલ્યું! એ સાહેબો અને એમના મેનેજીંગ કલાર્કો કેવા ખબરદાર છે, કે આવી ખત જેવી બાબતમાં પણુ તેઓ જે રીતિએ કામ ચાલતું હોય તે રીતિએ કામ ચલાવે છે. સીપાઇએ આવીને હાનો જવાબ આપ્યો. વિહારીલાલે ભભકાબંધ ચીઠ્ઠી લખી કે પોતાના સાહેબના હુકમથી, ખતનો ખરડો પસંદ કરાવવા સારૂ દેખાડવાનો છે. માટે જો શેઠને ફુરસદ હોય તો, પોતે હમણાં જ શેઠને મળવાને આવે; ઝાઝો વખત લાગશે નહિ. મદનપાલશેઠને તો ફુરસદ જ હતી. તેમણે કહાવ્યું કે વિહારીલાલને જ્યારે અનુકૂળ હોય ત્યારે સુખે આવે. વિહારીલાલ તરત ગયો. શેઠનું અંગ્રેજી બહુ વખાણુવા જેવું નહોતું. તેમાં સોલીસીટરો વિદ્વત્તાસૂચક લાંબા લાંબા પારિભાષિક શબ્દો લખે, અને એક વાક્યના કર્તા, કર્મ અને ક્રિયાપદ, એકબીજાની સામે બહુ દૂરથી જોય એટલાં છેટે ગોઠવે, કે મળવા ઇચ્છે તો વચમાંના સો બસો કે ત્રણુસો શબ્દને ખુંદતા ખુંદતા જાય ત્યારે એકબીજાની મુલાકાત પામે, એટલે શેઠ તેનો ભાવાર્થ યથાર્થ સમજે એ અસંભવતું હતું. તથાપિ મદનપાલશેઠે તો વિહારીલાલ ખત વાંચી ગયો તે બહુ ધ્યાનથી સાંભળ્યું. પછી પોતાના હાથમાં ખત લઇને આમ તેમ જોયું અને જાણે પોતે બધું સમજ્યો હોય, પણુ કંઈ મુશ્કેલી લાગી હોય તેમ, અમુક વ્યવસ્થાઓ ખતમાં કેમ નથી કીધી તે બાબત વિહારીલાલ પાસથી ખુલાસો માગ્યો. શેઠની તરફ બહુ માનથી જોતો હોય અને શેઠની વિદ્વત્તા સ્વીકારતો હોય તેવી રીતે વિહારીલાલે શેઠને ખુલાસો કીધો. મદનપાલશેઠ રાજી થયો ને ખતને પસંદ કીધું. પોતાનો રાજીપો દેખાડવાને તેને જતી વખતે શેકહેન્ડ આપતા (કરતા નહિ) મદનપાલશેઠ બોલ્યો—

"તમારાં વખાણ ધનપાલશેઠ મારી આગળ ઘણી વાર કરે છે, પણ મારા જોવામાં તો આજેજ આવ્યું કે તે કેટલા વાજબી છે. હું બહુ ખુશી થયો છું કે ધનપાલશેઠની ભલામણથી તમને એ આપીસમાં નોકરી મળી જો હું તમને સલાહ લેવાને બોલાવું તો ફુરસદે મને જરૂર મળજો."

"સાહેબ, મને જ્યારે બોલાવશો ત્યારે હું હાજર છું. ધનપાલશેઠ મારા મુરબ્બી છે ને બહુ લાયક ગૃહસ્થ છે. એ મારાં વખાણ કરે તેમાં પોતાનું ભલાપણું દાખવે છે."

એમ કહી વિહારીલાલ ત્યાંથી રાજી થતો ગયો. રસ્તામાં એ વિચારવા લાગ્યો કે મમતારામે બીજું બધું ગમે તેમ કીધું, પણ મદનપાલશેઠને મળવાની યુક્તિ એણે મને બતાવી એ બહુ સારૂં થયું. બાકી મને તો ભાન રહ્યું ન હોતું, ને આજનો દહાડો વીતી ગયો હોત તો, મદનપાલશેઠની ઓળખાણ કરવાનો આવો સારો લાગ મને ભાગ્યે આવત. એઓ સાહેબ તો મુંબઇના શેઠીઆ છે તે અક્ષરશઃ ખરૂં છે. મારા જેવા મુંબઇવાસીઓને શિર એવા શેઠીઆ બિરાજે છે એ મુંબઈની જેવી તેવી બલિહારી નથી.

બે અઢી વાગે ધનપાલશેઠ ત્યાં દોડધામ કરતો આવ્યો. ઉભા ઉભા વિહારીલાલ જોડે એણે થોડી વાત કરી અને કેશીઅર પાસે જઇને જણાવ્યું કે પોતાને એક મીલની વાર્ષિક મીટીંગમાં જવાનું છે, અને તે મીટીંગમાં શેર હોલ્ડરો તોફાન ઉઠાવે એવી વાત તેના કાન પર હમણાંજ આવી છે, તેથી નથુશેઠ ખત પર સહી કરવા આવશે ત્યારે, પોતાથી હાજર રહેવાનું બનશે નહિ. માટે પચાસ હજારનો ચેક તેઓ કેશીઅરને આપતા જાય છે કે કામમાં ખલલ પડે નહિ. એમ કહી પોતાના હાથમાંજ રાખી મુકેલી ચેક બુક ઉઘાડી, રૂપીઆ પચાસ હજારનો આંક લખી સહી કરી, ચેકનો કાગળ કેશીઅરને આપી, નિડર રીતે, લપસપ કરતો એ ત્યાંથી જતો રહ્યો; જાણે કે પચાસ હજારના ચેક પર સહી કરવી એ બાબત રોજની સાધારણ હોયની!

ધનપાલશેઠે, હાજર રહેવાનું બનશે નહિ એમ જણાવ્યું તેથી કેશીઅર સામો રાજી થવા લાગ્યો કે ચલો, નથુશેઠને સોલીસીટર આગળ નહિ જવું પડે તે સારૂ શું વેતરણ કરવી તેનો હું વિચાર કરતો હતો, પણ આ ધનપાલશેઠ હાજર નહિ હશે, એટલે હવે એ કામ બીલકુલ મુશ્કેલ નથી. બીજે પ્રસંગે તો એ ધનપાલશેઠને હાજર રહેવાની હું ફરજ પાડત ને ચેકનું જોખમ માથે લેત નહિ, કંઈ નહિ તો સોલીસીટર આગળ જઇને ખુલાસો કરવાનું એ શેઠને જણાવત.

પરંતુ આજનો રંગ તો કંઈ જુદોજ હતો, તેથી કેશીઅર ધનપાલશેઠને હા ને હા ભણ્યોજ ગયો. શેઠના ગયા પછી ચેક લઇને એ પોતાના સાહેબ પાસે ગયો

અને જણાવ્યું કે ધનપાલશેઠ એક જણને રૂપીઆ ધીરવાના છે, પણ એ શેઠને બીજું અંગતનું કામ હોવાથી ચેક આપી જતો રહ્યો છે. એમ કહી સાહેબના ટેબલપર ચેક મુકતાં કેશીઅરે કહ્યું–"સાહેબ, પચાસ હજારનો ચેક છે માટે જાળવજો."

થોડી વારમાં ભીખારીલાલ આફીસમાં આવ્યો ને વિહારીલાલ જોડે વાત કરવા લાગ્યો. વિહારીલાલે તેને જણાવ્યું કે રંગરાવના કેસ સંબંધે કેશીઅર જોડે ખુલાસો થઈ ચુક્યો છે. સર્વ વાતે આપણે એ સહાય કરવાને કબુલ થાય છે. પણ આજે નથુશેઠના ખત પર સહી થતી વખતનો તાલ જોવા જેવો છે. ધનપાલશેઠ હાજર રહેવાનો નથી. એ તો ચેક આપીને દોડધામ કરતો જતો રહ્યો છે. હવે જોવાનું છે કે કેશીઅર શું કરે છે. મને તો લાગે છે કે ધનપાલશેઠ હાજર નહિ હશે તેથી કેશીઅરને ઉલટી મુશ્કેલી નડશે.

પરંતુ કેશીઅર તો સામો ખુશી થયો એમ આપણે જોયું છે. એણે જે સીફત વાપરી તે જોતાં, એનું ખુશી થવું બરોબર હતું. કેશીઅર સાહેબના ઓરડામાંથી બહાર આવ્યો, કે ભીખારીલાલ રંગરાવના કેસની વાત કરવાને તેની પાસે ગયો. બંને જણા રંગરાવના કેસની વાત કરતા હતા, એવામાં ત્રણ વાગ્યાનો ટકોરો થયો અને નથુશેઠ ને મમતારામ આફીસમાં આવ્યા. તે વખતે વિહારીલાલ પોતાના ટેબલ આગળ બેઠો બેઠો બીજું કામ કરતો હતો.

નથુશેઠને વિહારીલાલના ટેબલ આગળ નહિ લઈ જતાં, મમતારામ તેને કેશીઅરના ટેબલ આગળ લઇ ગયો. મમતારામની સાથે આવતો જોઇને કેશીઅરે ધાર્યું કે એજ નથુશેઠ હશે તેથી ઉઠીને ઉભો થયો; અને શેઠને બેસવાને સારૂ ખુરશી આપીને, શેકહેન્ડ કરવાને હાથ લાંબો કીધો. એ અરસામાં મમતારામે બંનેની ઓળખાણ કરાવી દીધી. બંને જણ ખુરશી પર બેઠા. થોડોક વાર નથુશેઠની જોડે આડી તેડી વાત કરી, કેશીઅરે એનું ખત વિહારીલાલ પાસથી મગાવી લીધું. ખતને છેડે આંગળી મુકી, નથુશેઠને અંગ્રેજીમાં સહી કરવાનું એણે જણાવ્યું. નથુશેઠ પોતાના નામની અંગ્રેજીમાં જેવી તેવી સહી, કાચા અક્ષરે કરી જાણતો હતો, તોપણ એણે પુછ્યું કે "ગુજરાતીમાં કરૂં તો નહિ ચાલે ?"

"નાજી, આપ અંગ્રેજીમાં સહી કરશો તો સાહેબને વાંચવી સવલ થઈ પડશે. ગઈ કાલે મમતારામને પુછતાં એણે મને કહ્યું હતું કે આપને અંગ્રેજીમાં સહી કરતાં આવડે છે માટે તેમાં જ કરો, હું ઠીક કહું છું."

નથુશેઠ મમતારામ સામું જોવા લાગ્યો. એણે ડાહ્યું મ્હોં રાખી કહ્યું–"હાજી એમાં શું–અંગ્રેજીમાં કરોની. આપ અંગ્રેજી ભણેલા છો તે કેમ જાણવામાં આવે ?"

મમતારામનું કહ્યું માની નથુશેઠે, અંગ્રેજીમાં સહી કરવા સારૂ કેશીઅરે આપેલું

પેનહોલ્ડર હાથમાં લીધું; પણ ખડીઆમાં તરતનું બોળીને કેશીઅરે તે આપેલું હતું તેથી, બતાવેલે ઠેકાણે સહી કરવા જતાં, ખતમાં એક મ્હોટો ડબકો પડ્યો. નથુશેઠને રાજી રાખવા મમતારામ અને કેશીઅર બોલી ઉઠ્યા—"વાઃ રંગ છે, ભાગ્યશાળીની વાત જ ભાગ્યશાળી છે! શેઠજી, આ સારા શુકન થયા જાણજો હોં!" કેશીઅરે તરત બ્લોટીંગ પેપર મુકી પડેલો ડબકો દાબી દીધો.

આ બધો તમાશો વિહારીલાલ પોતાના ટેબલ પાસે, અને ભીખારીલાલ કેશીઅરની પાસે બેઠા રહીને, એક ટગરે અને એક ધ્યાને જોયા કરતા હતા. પાસે મમતારામ પણ કંઈ નહિ સમજતો હોય એમ હસતું મ્હોં રાખી બેઠો હતો ને કેશીઅરના બોલમાં ટાપસી પુરતો હતો. ડબકો પડવાથી નથુશેઠ શરમાઈ ગયો. મમતારામે અને કેશીઅરે એનાં સામાં વખાણ કીધાં ને શુકન થયાનું જણાવ્યું, તેથી એને પાછી હીંમત આવી ને હસીને એણે ખડીઆમાં પોતાને હાથે હોલ્ડર બોળ્યું. પછી હોલ્ડરને વિપરીત રીતે ઝાલી, ખત પર ઘસડઘસડનો અવાજ કહાડતાં, વારે વારે ખડીઆમાં હોલ્ડરને એકદમ બોળી દેતાં અને વળી પછી, આવેલી સાહીને હોલ્ડરને ભાર દઈ હલવી હલાવી ભોંય પર બહુ ડબકા પાડતાં પાડતાં, ખાસ્સી પાંચ મીનીટ વીતી ગઈ! પરાકાષ્ટાએ પોતાના અને બાપના નામની સહીના લાંબા, મ્હોટા અને ઉત્તરથી દક્ષિણ તરફ જતા અક્ષરો આલેખવાનું કાર્ય સમાપ્તિને પામ્યું.

ખતમાં નથુશેઠની સહી થઈ રહ્યા પછી કેશીઅરે સાખ કીધી ને વિહારીલાલ પાસે કરાવી. પછી, જાણે કે ખતમાં સહી લીધી એ સાધારણ રોજનું કામ હોય, એવા ડોળથી નથુશેઠની તબીએત વિષે પ્રશ્ન પુછ્યો ને બીજી વાતો કરવા લાગ્યો. નથુશેઠે જવાની તાકીદ કીધી એટલે કેશીઅર અંદર સાહેબ પાસે જઇને વીલીઅમ્સને કહેવા લાગ્યો.

"સાહેબ, આ કોપીઈંગ કલાર્કો હવે કોઇને બદતા નથી. તેઓ પોતે કામ કરતા નથી, એટલું જ નહિ પણ બીજાના કામમાં પણ અડચણ પાડે છે. માટે બહાર આવી એ લોકને નશીઅત મળે એવો ધાક આપો તો બહુ સારૂં. હું અને કોપીઈંગ કલાર્કનો ઉપરી તો, એ લોકથી હવે છેક કંટાળી ગયા છઇએ."

કેશીઅરનું બોલવું પુરૂં સાંભળ્યું નહિ ને સાહેબ ક્રોધ કરતો બહાર કોપીઈંગ કલાર્કોના ટેબલ પાસે ગયો. તેઓ બીચારા નીચી મુડીએ કામના કાગળો સારે અક્ષરે લખતા હતા. જે લખાઈ રહેતું તે તેઓ અસલ સાથે સરખાવવા સારૂ, માંહેમાંહે મ્હોટેથી વાંચતા હતા; તેથી સાધારણ રીતે ત્યાં બહુ ગાધાટ થતો હતો. વળી લખેલા કાગળો તેઓ મેનેજીંગ કલાર્કને આપવા જતા ને નવું લખવાને આપે તે લઈ આવતા તેથી, ત્યાં ગડબડ પણ થતી હતી. એ ગોંધાટ અને ગડબડ તેઓ તરફ

તો રાજનાં હતાં, તથાપિ જ્યારે કેશીઅરના કહેવાથી સાહેબ બહાર આવ્યો, ને તેણે એ પ્રમાણે જોયું, ત્યારે તેની તો ખાતરી થઈ કે કેશીઅરનું કહેવું બોલે બોલ ખરૂં હતું. કોપીઈંગ કલાર્કોના ટેબલ તરફ એણે અગાઉ લક્ષપૂર્વક દૃષ્ટિ કરી નહોતી. તેથી સઘળી ધમાલ જોઇને તે બહુજ ચ્હીડાઈ ગયો ને છંછેડાયલા નાગની પેઠે બોલ્યો—

"તમે લોક આટલો બધો ગોંધાટ કેમ કરી રહ્યા છો ? તમે પોતે કામ કરતા નથી એટલુંજ નહિ, પણ બીજાને કામ કરવામાં અડચણરૂપ થઈ પડો છો. મારી આગળ તમારે માટે ઘણી ઘણી વાર ફરીઆદ આવતી, પણ હું તે માનતો નહોતો. આજે હું સવારનો બધું જોયા કરૂં છું તેથી મારી ખાતરી થઈ છે કે તમે લોક બીલકુલ કામ કરતા નથી." એમ બોલતાં બોલતાં સાહેબ રાતોચોળ થઈ ગયો. આખી આફીસ સાંભળે એવો ઘાંટો પાડીને એણે કહ્યું—"તમને દરેકને એક એક રૂપીઓ દંડ કરવામાં આવે છે." પછી કોપીઈંગ કલાર્કના ઉપરી તરફ ફરીને તે બોલ્યો—"આ તમામ કલાર્કોનાં નામ લખીને કેશીઅરને હમણાં ને હમણાં આપી આવો."

દશ દશ પંદર પંદર રૂપરડીના પારસી અને પરભુ કલાર્કો જેઓ પોતાના ટુંકા પગારમાંથી માણમાણ કુટુંબનો નિર્વાહ કરતા હતા તેઓ તો પોતાનો બબ્બે ત્રણ ત્રણ દહાડાનો પગાર, વગર લેવે દેવે કપાયાનો હુકમ સાંભળીને કંપી ગયા, ને શું બોલવું તેનું તેઓને ભાન રહ્યું નહિ. સાહેબનો રોષ હજી ઉતર્યો નહોતો તેથી કોપીઈંગ કલાર્કોને દંડ કરી, તે કેશીઅરના ટેબલ પાસે આવ્યો ને તેઓને દંડ કર્યાની હકીકત કેશીઅરને જણાવી.

"હું આશા રાખું છું કે તેઓને સારો ધડો મળશે ને હવેથી તેઓ પોતાના કામમાં કાળજી રાખશે. તેઓનાં નામો એ કલાર્કોનો ઉપરી તમને હમણાં આપી જશે, તે પ્રમાણે હવેના પગારમાંથી દરેક પાસેથી અક્કેક રૂપીઓ કાપી લેજો."

કેશીઅર મનમાં હરખાવા લાગ્યો, તથાપિ બહારથી ઠાવકું મ્હોં રાખીને સાહેબે દંડ કીધો તે બીના, ગંભીર ચહેરો રાખી એણે સાંભળ્યા કીધી. ભીખારીલાલ અને વિહારીલાલ હવે કંઇક સમજવા લાગ્યા કે નથુશેઠને સોલીસીટરના ઓરડામાં ન જવું પડે તે સારૂ કેશીઅરે કેવી અક્કલ દોડાવી હતી. તેઓ તાજુબ થઈ બધું જોવા લાગ્યા. મમતારામ પણ કેશીઅરની સીફત જોઈ હરખાઈ ગયો. એવામાં સાહેબ પાછો પોતાના ઓરડામાં જતો હતો એટલે કેશીઅરે કહ્યું—

"સાહેબ, જરા ઉભા રહો. આ શેઠની મારે તમને ઓળખાણ કરાવવી છે."

સાહેબ, જે ક્રોધનો માર્યો રાતોચોળ થઈ ગયો હતો તે, કેશીઅરનું કહેવું

સાંભળી એકદમ, શાંત થઈ ગયો. મ્હોંઉપરથી ક્રોધની નીશાની એકેએક દૂર કીધી અને એક ગૃહસ્થને છાજે એવું હસતું મ્હોં રાખીને, નથુશેઠ સામું જોવા લાગ્યો.

"સાહેબ, આ નથુશેઠ અપાર પૈસાવાળા છે. એ શેઠ અને એમના બાપ આપણા બહુ જુના અસીલ છે." વળી ઠાવકું મ્હોં રાખી નથુશેઠનાં વખાણ કરતાં કેશીઅરે કહ્યું-"આ શેઠની ઉંમર હજી બહુ નહાની છે, છતાં એમણે અંગ્રેજીમાં બહુ સારો અભ્યાસ કીધો છે." ખતમાં કીધેલી સહી દેખાડતાં એણે સાહેબને કહ્યું-"જુઓ સાહેબ, આ શેઠે પોતાની સહી કેવા મ્હોટા અને ઉકલી શકાય એવા અક્ષરોમાં કીધી છે. મારી ખાતરી છે કે તમને એ ઉકલવી સહેલ થઈ પડશે."

સાહેબ ખતને પોતાની સન્મુખ રાખી, નથુશેઠની સહીના અક્ષરો ઉકલવા લાગ્યો. ખતમાં સહીને ઠેકાણે મ્હોટા ડબકા જોઇને, અને નિશાળીઆ જેવા કાચા અક્ષરો જોઈ, એ વિચારમાં પડી ગયો, અને કેશીઅર એ શું બોલે છે તેવી રીતે તેની સામું જોવા લાગ્યો. પોતાને કંઈ સમજણ પડી નહિ તેથી પાછો નથુશેઠની સામે ને પાછો ખતમાં નજર કરવા લાગ્યો.

"કેમ સાહેબ"-કેશીઅરે ડાહ્યા થઈ પુછ્યું-"આવા મ્હોટા અક્ષરો છે ને તમને નથી ઉકલતા ?"

"નારે, ઉકલે છે ને"-સાહેબે કહ્યું-"ના-ટુ-શે-ટ-ખરૂં કેની ? પછી-એના બાપનું નામ શું લખ્યું છે વારૂ ?"

"હા સાહેબ, બરાબર છે. એ આ નથુશેઠ રહ્યા." એમ બોલતાં કેશીઅરે નથુશેઠને કહ્યું કે એ તમારી સહી છે કેની, એમ સાહેબ પુછે છે, માટે ઉભા થઇને શેકહેન્ડ કરો. નથુશેઠ ખુરશી ઉપરથી ઉભો થયો અને ડોકું હલાવતાં સાહેબને શેકહેન્ડ કરવા સારૂ એણે હાથ લાંબો કીધો. શેકહેન્ડ કરતાં સાહેબ બોલ્યો—

"નટુશેટ, હું તમને જોઇને બહુ ખુશી થયો છું. તમારી ઉંમર જોતાં તમે ઘણો સારો અભ્યાસ કીધો જણાય છે; અને કેશીઅરના કહેવાથી મારી ખાતરી થાય છે. હજીએ તમારા અક્ષર આગળ જતાં સુધરવાને ઘણો વખત છે."

સાહેબને પોતાનાં વખાણ કરતા જોઇને નથુશેઠ હરખાયો. નથુશેઠ તરફ હસતું મ્હોં કરી સાહેબ ચાલ્યો ગયો. તે પછી થોડીવારે કેશીઅર, સાહેબ પાસે જઇને બોલ્યો-"સાહેબ, આ ખતનો ચેક, જે હું તમને હમણાં આપી ગયો હતો તે, હવે ધણીને આપવો છે માટે લાવો. જુઓ, આ નથુશેઠની સહી તો તમે હમણાં બહાર આવ્યા ત્યારે વાંચી હતી અને નથુશેઠે તે કબુલ પણ રાખી છે, મારા અને બિહારીલાલના અક્ષર તો તમે ઓળખો છો. એટલે હવે આ ખત પર સાખ કરો ને ચેક આપો."

સાહેબે પાછું ખત લીધું તો થોડી વાર અગાઉ કેશીઅરે બહાર જે ખત દેખાડ્યું હતું તેજ એ હતું એમ એને લાગ્યું, એટલે પોતાની સહી કીધી અને ચેક કેશીઅરને આપ્યો. તે લઈ બહાર આવી એણે નથુશેઠને આપ્યો. મમતારામે કહ્યું કે આ ચેક અમને વટાવી આપો. નથુશેઠે ચેકની પાછળ પોતાની સહી કીધી ને એક કારકુનને તે વટાવવાને મોકલ્યો કે હજાર હજારના કટકા લઈ આવે. એવામાં બીખારીલાલ વિહારીલાલ પાસે જઈને કોઈ ન સાંભળે એમ બોલ્યો—

"દૈવ દુર્બળોનો ઘાતક છે તે આનું નામ! જોયું, રૂપીઆ બસો કેશીઅરની પાકીટમાં પડ્યા, અને વગર લેવે દેવે આ બીચારા કોપીઈંગ કલાર્કો દંડાઈ ગયા!"

"એ તો ભાઈ, ખાઈ જાય કડછી ને કુટાઈ જાય સુપડું; જમવામાં જગલો ને કુટવામાં ભગલો; તેના જેવો આબાદ ખેલ થયો છે"—વિહારીલાલ ટેકો આપતો બોલ્યો.

"ગમે તેમ હો, પણ આટલું તો ખરૂં કે સ્વકાર્ય સાધવામાં તારા મિત્ર કેશીઅરે અસાધારણ દક્ષતા વાપરી છે. હું આશા રાખું છું કે ધારેલું કામ સીફ્તથી કરવાની, આ કેશીઅરના જેવી ખુબી, તારામાં થોડાં વર્ષમાં આવશે. ત્યાં સુધી તું કાચો છે એમ જાણજે."

"ના ભાઈ—" વિહારીલાલ મ્હોં મલકાવીને કહેવા લાગ્યો—"મારે એવી સીફ્ત નથી શીખવી. પણ મને આશ્ચર્ય લાગે છે કે અંદરખાનાનો ભેદ કેશીઅરે સાહેબને કહ્યો હશે?"

"જો કહ્યો હોય તો એનો ગુરૂ એટલો કાચો સમજવો. હું ધારૂં છું કે સાહેબને નહિજ કહ્યો હોય. એવી વાત કરગરવાથી કોઈ કાળે બનતી નથી, પરંતુ આ કલાર્કોનો ખોરકુટો થયો તે માટે તું કંઈ કેશીઅરને કહે તો સારૂં."

મમતારામ શું કારણસર પોતાને મળવા આવ્યો હતો અને રૂપીઆ બસો આપ્યા હતા. એ હકીકત કેશીઅરે ઓફીસમાં આવીને વિહારીલાલને જણાવી હતી. વળી તેઓ વચ્ચે સારો સંબંધ હતો તેથી વિહારીલાલે કેશીઅરને હસીને કહ્યું—

"ભાઈ, તમારૂં નામ ખરૂં ક્યારે કે આ કોપીઈંગ કલાર્કોનો દંડ માફ કરાવો તો."

કેશીઅર હસ્યો. "અરે દંડ માફ કરાવવો એમાં તે શું મોટી વાત છે. હજી પગાર આપવાને બહુ દહાડા જોઈએ ને ત્યાં સુધી દંડ કર્યાની વાત સાહેબને યાદજ નહિ રહેશે તો! કદાચને રહી, તોપણ અમે સમજાવતાં ક્યાં નથી આવડતું! તમે જુવો તો ખરા, આજે ને આજે હું એઓને સરપાવ અપાવું છું."

એમ કહી કેશીઅર મમતારામને ધીમે ધીમે સમજાવવા લાગ્યો કે તમો સઘળું જાણો છો. તમારે સારૂ મારે આ બીચારા કલાર્કોને સપડાવવા પડ્યા છે. માટે એ લોકની પાનસોપારી સારૂ તમે નથુશેઠને સમજાવો. મમતારામે નથુશેઠ

જોડે થોડી વાર ધુસપુસ કીધી ને જણાવ્યું કે નથુશેઠ પોતાની રાજીખુશીથી કોપીઈંગ કલાર્કો અને સીપાઈઓને પચાસ રૂપીઆ આપે છે, તે કેશીઅરની નજરમાં આવે તેમ વેંચી દેવા.

એટલામાં જે કારકુનને ચેક વટાવા મોકલ્યો હતો તે નોટો લઈને આવ્યો. નથુશેઠે મમતારામને કહ્યું કે નોટો ગણી લ્યો, ને રાતના આવો ત્યારે હીસાબ આપજો. એમ કહી પોતે મમતારામને ત્યાં મુકી, બે ઘોડાની ગાડી દોડાવતો ઘેર જવા નીકળ્યો.

રાતના મમતારામે નથુશેઠને નીચે પ્રમાણે આંકડો આપ્યો.

રૂ. ૫૦૦૦) ધનપાલશેઠને દસ ટકાનો વટાવ–તેના રૂપીઆ પાંચ હજાર.
રૂ. ૧૦૦૦) વિહારીલાને–ખતમાં લખ્યા પ્રમાણે દલાલીના એક હજાર.
રૂ. ૫૦૦) મદનપાલશેઠની ધુમાડા મંડળીમાં રૂપીઆ પાંચસો.
રૂ. ૨૦૦) કેશીઅરને રૂપીઆ બસો.
રૂ. ૨૦૦) વિહારીલાલને–મ્હોં દબામણીના રૂપીઆ બસો.
રૂ. ૫૦) સોલીસીટરનું બીલ રૂપીઆ પચાસ.
રૂ. ૫૦) પરચુરણ રૂપીઆ પચાસ.

કુલ રૂ. ૭૦૦૦)

બાકીના રૂ. ૪૩૦૦૦) નથુશેઠને ગણી આપ્યા. નથુશેઠે ખુશી થઈને મમતારામે આ કામમાં જે અથાગ મહેનત લીધી હતી તેના બદલામાં એક હજાર રૂપીઆ આપવાની ઇચ્છા જણાવી. મમતારામે તે લેવાની પ્રથમ તો ઘણી ના પાડી, પણ નથુશેઠનો બહુ આગ્રહ જોઈને, તેમને રાજી રાખવા રૂપીઆ એક હજારની નોટ પોતાના ખીસામાં ડાવકી રીતે ગોઠવીને મુકી દીધી.

કહેવાની જરૂર નથી કે રૂપીઆ એક હજારની રકમમાંથી મમતારામે ધનપાલશેઠ અને વિહારીલાલને પતાવી દીધા હતા, અને ધનપાલશેઠને નામે વટાવની માંડેલી રૂપીઆ પાંચ હજારની રકમ પોતે એકલો ઓહીઆં કરી ગયો હતો.

## પ્રકરણ ૨૫ મું

### મુંબઇના શેઠીઆ નંબર ૬

રૂપાળી પોળી પોળીઓ–બહુ ઘીમાં ઝબોળીઓ,
ઘી ખાંડ દુધપાકમાં–સ્વાદ ખૂબ શાકમાં;
ચઢાવી રાઈ રાઈતે–નથી કશી નવાઈ તે,
* * * * *

**મી.** અનંગપાલ મુંબઇનો શેઠીઓ હતો. એની ઉંમર બાવીસ ત્રેવીસ વર્ષની હશે. મુંબઇના શેઠીઆઓ સાધારણ રીતે એકવડીયા, લાકડી જેવા ઉંચા અને માંસ વગરના હોય છે. પણ આ અનંગપાલશેઠ તો શરીરે બેવડો, ઠીંગણો અને જાડો હતો. એના ખભા અને માથું એટલી બધી જાડાઇને પામ્યાં હતાં કે આ ગરદનનો ભાગ છે એમ નક્કી થઇ શકતું ન હોતું. એના ગાલોનો પ્રદેશ માંસ અને લોહીથી ભરાઇને એવો તો હૃષ્ટપુષ્ટ બન્યો હતો, કે એનું નાક ચપટું અને પહોળું દેખાતું. નેત્રો પણ ઘુંચળાં અને નહાનાં દેખાતાં. તોપણ એ શેઠ શરીરે તનદુરસ્ત અને ચીમટું દીધે લોહી નીકળે એવો ભરાઉ હતો. મનમાં કોઈ વાતની અરે નહિ, કારણ કે ગર્ભથીજ શ્રીમંતાઈ જોયલી તેથી, અને ખાવે પીવે શોખીન હોવાથી, એનું શરીર અતિશે ચરબીવાળું થયું હતું. માણમાણ પોતાનું ભારે શરીર એ ઉપાડી શકતો હતો. હજીએ એનું શરીર બેવડું વધત, પણ કેટલાક મિત્રોએ એને દરરોજ સવાર સાંઝ દરીએ કીનારે ફરવાની સલાહ આપી. અનંગપાલશેઠના દીલમાં એ સલાહ એટલી તો સચોટ બેઠી, કે તે પ્રમાણે પોતે દરરોજ બે વાર દરીએ ફરવા જવા લાગ્યો. તેથી કરીને એના શરીરની ચરબી વૃદ્ધિ પામતી અટકી હતી. અનંગપાલશેઠ હવે એટલું દૃઢ સમજતો થયો હતો કે જેમ બે વાર ખાવાની જરૂર છે, તેમ બે વાર દરીએ કીનારે ચાલીને હવા ખાવાનીએ જરૂર છે. શેઠ રોજ સવારના ૭ વાગે ચ્હાઈ પી, ગાડીમાં બેસીને ચરની રોડને દરીએ જતો. ત્યાં આઠ વાગ્યા સુધી—ચોમાસું હોય કે શીઆળો હોય તોપણ—આમ તેમ ફર્યા કરતો. પાછા વળતાં શાક બજાર આગળ ગાડી ઉભી રખાવી, પંડે શાક લેવાને મારકીટમાં જતો. કારણ કે સારૂં સારૂં ખાવા પીવાનો અને મુખ્યત્વે કરીને સારાં સારાં શાકનો એ શેઠને જબરો શોખ હતો. રોજ રૂપીઆ સવા રૂપીઆનું શાક પોતાને હાથે પસંદ કરીને અનંગપાલશેઠ લાવતો. ઘેર આવી પાઘડી લુગડાં ઉતારી શાકની સેવામાં બેસતો. માણસ ચાકરો થાળી લઇને શેઠની સન્મુખ ધરી દેતા. આણેલું શાક પોતાને હાથે શેઠ ટોપલીમાંથી નોખું કરતો. તે વખતે નિયમ પ્રમાણે રસોઇઓ એની આગળ હાજર થતો. પછી શેઠ, શેઠાણી અને રસોઇઓ ત્રણે જણાં, શાકને જોઇને, પોતપોતાના અભિપ્રાય દર્શાવતાં કે આજે સવારને માટે આટલાં આટલાં શાક આ પ્રમાણે કરવાં, ને અમુક અમુક શાક અમુક પ્રકારે કરવાનાં, વાળુને માટે રાખવાં, સૌ પોતપોતાના અભિપ્રાયને વળગી રહેતાં, ને એકબીજાના અભિપ્રાયની સામે, જે જે વાંધો બતાવવો હોય તે છુટથી બતાવતાં. શેઠાણી અને રસોઈઆનો અભિપ્રાય અને તેઓની દલીલો અનંગપાલશેઠ બહુ લક્ષપૂર્વક સાંભળતો—જાણે કોઈ મહા પંડિતની આગળ તેના શિષ્યોમાંથી કોઇએ એકાદ વિદ્વત્તા ભરેલો ગૂઢ પ્રશ્ન મુક્યો

હોયની! વચમાં પોતે જે શાક કરવાની પસંદગી બતાવી હોય તેનાં કારણો એ બતાવતો ને બીજાઓની દલીલનો રદીઓ આપતો. એમ પા અડધો કલાક તકરાર થયા પછી, આખરે નક્કી થતું કે સવારના આટલાં શાક આમ કરાવવાં. તે વરદી લઇને ભટ ચાલ્યો જતો. પછી શેઠ પોતાને હાથે શાક સુધારવાને બેસતો. ઘરમાં માણસ ચાકરોનો કંઈ ટોટો નહોતો, પણ શેઠને શાકનો હદ બહારનો શોખ હોવાથી, શાક સુધારવાનું કામ કોઇને સોંપતો જ નહિ.

દશેક વાગે શાક સુધારવાના કામથી પરવારી પોતાને હાથે સુધારેલા શાકની થાળીઓ બ્રાહ્મણને આપી આવી, શેઠ નહાવા જતો. ન્હાઈ ધોઈ કપાળે ચાંલ્લો કરી શેઠાણી જોડે જમવા બેસતો. લીલું, ફીણ ભર્યું ને તપેલી છમછમ થાય એવું શાક જોઇને શેઠના હર્ષની અને સુખની સીમા રહેતી નહિ! જમતાં જમતાં પણ ખાવાનીજ વાત! શાકના ને બીજી રસોઇઓના આગલા પાછલા ઇતિહાસો નીકળતા. બારેક વાગે રસોઇથી પરવારી, સાંઝે વાળુમાં શું શું બનાવવું છે તેની વરદી લેવાને બ્રાહ્મણ શેઠની પાસે આવતો. સાંઝને સારૂ જે જે શાકો રાખી મુક્યાં હોય તેને અનુસરીને ભટને હુકમ મળતો.

જમીને પરવારી શેઠ હાથમાં હુકકો રાખી, એક ટેબલ પાસે બેસીને, કે હીંચકા પર પડયો પડયો, અંગ્રેજી અને ગુજરાતી છાપાં વાંચવા બેસતો. એમનું અંગ્રેજી જ્ઞાન પાંચમા ધોરણ સુધીનું હતું, પણ તે વાતને સાત વર્ષ થઈ ગયાં હતાં ને અંગ્રેજી બધું કાટ ખાવાની દશાને પામી ચુક્યું હતું. થોડું ઘણું અંગ્રેજી ભણેલું છેક જતું ન રહે એવાજ હેતુથી અનંગપાલ અંગ્રેજી છાપું લઈ બેસતો. ગેઝેટ કે ટાઇમ્સ જે પ્રથમ હાથમાં આવ્યું તે ખરૂં. બીજાં અંગ્રેજી છાપાંને તે દહાડા સારૂ રજા મળતી. પેપરમાંનાં લીડરો કે તારના સમાચારને તો, એ શેઠને દૂરથી જ નમસ્કાર કરવા પડતા. લોકલ ન્યુસ ધીમે ધીમે વાંચતાં, એને એટલી સમજણ પડતી કે ફલાણો માણસ મીલમાં કપાઈ ગયો, કે ગાડી તળે ચગદાઈ મુવો, કે આમ અકસ્માત્ થયો. વળી મીલોની કે એવી બીજી સભા મળી હોય તેનો રીપોર્ટ એ વાંચતો, ને તેમાં સહેજસાજ સમજણ પડતી. પછી એ બધા સમાચાર પાકી રીતે જાણવાને, એકાદ ગુજરાતી છાપું એ શેઠને વાંચવું પડતું. એમ કરતાં બારેક વાગે એની આંખો ઘેરાઈ જતી એટલે સુઈ જતો. ત્રણ વાગે ઉઠી પોતાના દોસ્તદાર ભાઇબંધોમાં હરી ફરી, દરીએ કીનારે વ્યાયામ લઈ, સાંઝના સાત વાગે એ પાછો ઘેર આવતો. પછી શાકની સેવા થતી. રાતના આઠ નવ વાગે વાળુ કરી, કોઈ આવ્યું ગયું હોય તેની જોડે ગપ્પાં સપ્પાં મારી વા કોઇની નાચ-પાર્ટીમાં કે કોઇને ત્યાં જઈ આવી, પોતાનો કાળ એ શેઠ નિર્ગમન કરતો.

અનંગપાલશેઠને કોઈ જાતનો કશો વેપાર હતો નહિ. નોટો અને શેરોનું વ્યાજ

આવતું ને એસ્ટેટોનું ભાડું આવતું એમાં એનો નિર્વાહ બહુ સુખેથી થતો, અને વળી ઘણું ફાજલ પડતું. તે નાણું અનંગપાલશેઠ શેરોમાં અને નોટોમાં જ રોકતો. દાગીના ઉપર પણ નાણું રોકવાની પંચાતીમાં પડવાની એની ખુશી નહોતી. ઘરમાં ઠીક ભપકાથી રહેતો. ઉનાળામાં પોતાને વાલકેશ્વરને બંગલે જતો, પણ મહાબળેશ્વર કે માથેરાન જવાનું એને ઠીક પડતું નહિ; કારણ કે મુંબઈ સિવાય બીજે ઠેકાણે શાક ખાવાની મઝા જામતી નહોતી. ઘણું થતું તો દોસ્દાર ભાઇબંધોને પોતાને બંગલે તેડી એ ઉજાણી આપતો.

એનાં માબાપ એને સોળ વર્ષનો મુકી ગુજરી ગયાં હતાં, ત્યારથી અનંગપાલશેઠ બાપની દોલતનો એકલો ધણી થયો હતો. સહજ પહોંચ કે આવડત એનામાં ઝાઝી નહોતી. રળવા કરવાની ફીકરે નહોતી. રાત અને દહાડો સારૂં સારૂં ખાઇને અને તે સંબંધી વાતો કરીને, વા ઉજાણી આપીને કે કોઈ આપે, તે ખાઈ પીને, પોતાનો વખત અનંગપાલશેઠ પુરો કરતો.

એની સ્રી મહામતિ મુંબઇની એક ખરેખરી શેઠાણી હતી. એ ભણેલી ગણેલી અને પાવરધી હતી. મહામતિની ઉમર વીસ વર્ષની હતી. અનંગપાલશેઠ જોડે એનાં લગ્ન થયા પછી, છ મહીને એનાં સાસુ સસરા ગુજરી ગયાં, તેથી મહામતિ સાસરે રહેતી થઈ ને સમજણી થઈ ત્યારથી, સાસરે અને માથે કોઈ ઉપરી, કે કોઇનો ધાક રહ્યો નહિ. પણ મહામતિ જન્મથી હોંશીઆર હોવાથી પોતાનો કાળ એણે નકામો જવા દીધો નહિ. એક બે વર્ષમાં ઘરનો ખટલો તમામ ઉપાડી લીધો. અનંગપાલશેઠને ઘરખટલામાં માથું મારવું ગમ્યું નહિ. એ તો ફક્ત બજારમાંથી શાક લઈ આવતો ને સુધારતો, અને શું રસોઈ કરવી તેની વરદી બ્રાહ્મણને આપી જાણતો. સિવાય ઘરની અંદર શું શું જોઇએ છઇએ, શું લાવવું છે, આણેલો સામાન બરોબર છે કે નહિ, તે સઘળી વ્યવસ્થા અને દેખરેખ મહામતિ જ રાખતી. સઘળાં ચાકર માણસો પણ મહામતિની આજ્ઞાને અનુસરતાં અને તેનો હુકમ માથે ચહડાવતાં. પરણ્યા પછી એક બે વર્ષ તો શેઠે ઘરમાં પોતાનો કાણુ ચલાવવો ધાર્યો; પણ ખાવા પીવા સિવાય એનામાં બીજી પ્રાપ્તિ ન હોવાથી, માણસ ચાકરો એને બરાબર બદ્યા નહિ. એટલામાં મહામતિ મુંબઈ શેહેરનો રાહઘાટ જોઇને પાવરધી થઈ ગઈ હતી, અને પોતાના નામનો ધાક ઘણી સારી રીતે એ બેસાડી જાણતી હતી, તેથી અનંગપાલશેઠે રાજી થઇને ઘર ચલાવવાની ખટખટ છોડી દીધી. હમણાં હમણાં મહામતિના ધાકની અસર એને પણ અંદર ખાનેથી લાગતી. પરન્તુ મહામતિ પાકે પાયે જાણતી કે ધણીનો ભાર વક્કર ઘટાડવાથી લાભ થવાને બદલે ઓર હાનિ થાય છે; તેથી કરીને પ્રથમથી જ એણે એવી ચાલ રાખી હતી કે જે

કંઈ કરવું કારવવું હોય, તે અનંગપાલશેઠનું નામ આગળ ધરીને કરવું એમ અનંગપાલશેઠ રાજી રહેતો એટલું જ નહિ, પણ કોઈને બબડવાનું કારણ રહેતું નહોતું, કે આજ કાલની શેઠાણી રોબ મારે છે. સામાં બધાં મહામતિનાં વખાણ કરવા લાગ્યાં કે શેઠાણી જાતવાળી નીકળી. એને ધન્ય છે કે થોડા વખતમાં બધો ઘરઅટલો ઉપાડી લઈને શેઠની આમાન્યામાં રહે છે.

એ પ્રમાણે પોતાનું માન અને મરતબો વધ્યો તેમાં ખરૂં કારણ તો એ થઈ પડ્યું હતું, કે મહામતિ ભણી ગણીને હીસાબ કીતાબ રાખતી થઈ હતી. પરણીને આવ્યા પછી કેટલોક વખત સુધી ભણવાની વાત એના સ્વપ્નમાં નહોતી. સાસરે રહેવા આવી ત્યારે, સાધારણ રીતે અનંગપાલશેઠે ખાએશ બતાવી કે મહામતિ ભણે તો સારૂં. મુંબઈ શેહેરની રીત આચરણ જોતાં મહામતિને લાગ્યું કે ભણવાથી લોકમાં બૈરાંને માન મળે છે એટલું જ નહિ, પણ એથી ઘરમાં પણ અનેક લાભો થાય છે. તેથી અનંગપાલશેઠની વાત એણે ઉપાડી લીધી. એક મહેતાજી આવી એને ભણાવવા લાગ્યો. મહામતિ જો કે બહુ કાળજી રાખીને ભણતી, તથાપિ મહેતાજી પાસે એનો અભ્યાસ ઝાઝો વધ્યો નહિ. એ અરસામાં મહામતિના જાણવામાં સહેજ આવ્યું કે કેશવલાલની સ્ત્રી ગુલાબવહુ ભણેલી છે. ગુલાબવહુ અને મહામતિ એક જ ગામનાં હતાં, તેથી બીજાં બૈરાંઓ કરતાં ગુલાબવહુ જોડે મહામતિને વધારે ઓળખાણ હતી. અત્યાર સુધી એ બે જણીઓ મળતી ત્યારે બહુ હેતથી વાત કરતી. મહામતિએ હવે ગુલાબવહુ પાસે ભણવાનું નક્કી કીધું. ગુલાબવહુએ તો પોતાની ખુશી દેખાડી, પણ તે વખતે કેશવલાલ પોતાના કાકા ચંદ્રદાસ ભેળો રહેતો હતો, ને ગૌરી ગુલાબવહુને ત્યાં રોજ ને રોજ જવા દે એમ નહોતું, તેથી બંને જણીએ એવી સંતલસ કીધી કે તેઓને અઠવાડીઆમાં બે ત્રણ વાર મળવું, ને મહામતિએ એ રીતે જેટલું ભણાય તેટલું ગુલાબવહુ પાસે ભણવું. ગૌરીનું ચાલત તો મહામતિને પોતાને ઘેર ઝાઝી આવવા નહિ દેત; પણ મહામતિ અનંગપાલશેઠની બૈરી અને શેઠાણી રહી તેને મ્હોડે મ્હોડ ના કહેવાય એમ નહોતું. મ્હોડે તો ગૌરીને પણ મહામતિને મીઠું મનાવવું પડતું. ગુલાબવહુ મહામતિને ત્યાં જવાનું કહેતી ત્યારે ગૌરીથી ના કહેવાતી નહિ; ફફડી કરીને જવા દેતી. એવામાં કેશવલાલને, ગૌરી અને દુલારામની ઉશ્કેરણીથી, ચંદ્રદાસથી જુદા રહેવાની ફરજ પડી. મહામતિ બહુ હરખાઈ. પોતે હવે મહેતાજીને રજા આપી દીધી ને દરરોજ બપોરના ગુલાબવહુ પાસે જઈ શિક્ષણ લેવા લાગી. મહામતિ જન્મથી બુદ્ધિશાળી તો હતી, અને ભણવાની એને કાળજી લાગી હતી, તેથી થોડા વખતમાં એનો અભ્યાસ બહુ આગળ વધી પડ્યો. ઘરનો તમામ ખરચ મહામતિ હવે પોતાને હાથે કરવા અને લખવા

લાગી. એ પ્રમાણે કરવાથી એનું માન બહુ વધ્યું ને એણે વધારે હોંસથી ગુલાબવહુ પાસે પોતાનો અભ્યાસ જારી રાખ્યો.

હાલમાં મહામતિ ઘણે સારે અક્ષરે, અને સરલ શૈલીથી શુદ્ધ લખી જાણતી હતી. હીસાબ લખવામાં કે આંકડા ગણવામાં એક પાઇની પણ એનાથી ભુલ પડતી નહોતી. ગુલાબવહુએ મહામતિને સીવતાં ભરતાં અને આલેખતાં શીખવ્યું હતું. એ સર્વેને માટે એ ગુલાબવહુનો આભાર માનતી ને એ પ્રમાણે દિન પ્રતિદિન ગુલાબવહુ પર એનું હેત વધતુંજ ચાલ્યું.

એ પ્રમાણે બંને વચ્ચેનો સંબંધ બહુ ગાઢો થયો હતો; પણ બંનેના સ્વભાવ સરખા નહોતા. ગુલાબવહુ જાતે શરમાળ હતી. મહામતિ તો જન્મથીજ આગળ પડતી હતી. તેથી કરીને સ્ત્રી વર્ગમાં કે મરદોમાં બોલવા ચાલવામાં, મહામતિ તો શુદ્ધ અને વિદ્વત્તા ભરેલા શબ્દો વાપરતી. બીજાની બોલવામાં ચુક પડતી તો પોતે હસતી અને તેઓને સુધારવા જતી. વાતો કરતાં કરતાં, પોતે જે કંઇ વાંચ્યું કર્યું હોય તેના દાખલા દલીલો બહુ સફાઇથી એ આપતી. જે કામ કરતી તે ચીઠ્ઠી કે યાદી લખીને કરતી. આડોશી પાડોશી એની રીતભાત જોઇને ચકિત થતાં ને મહામતિ પોતાને માન મળ્યું સમજતી. બીજા હાથ ઉપર ગુલાબવહુ પોતાનો મત અને વિચાર—વડીલ બૈરાંઓમાં કે અભણ બૈરાંઓમાં—ભણેલા હોવાનો ફાંકો રાખીને—બહાર પાડતીજ નહિ.

કેશવલાલ **બી. એ.** ની પરીક્ષામાં ગયો તે પહેલાં એક વર્ષ અગાઉથી મહામતિએ ગુલાબવહુ પાસે ભણવું છોડી દીધું હતું; તોપણ પોતાને ઘેર એ જાતજાતનાં ગુજરાતી પુસ્તકો વાંચતી ને લખાણ કરતી. બંને જણીઓ સીવવા, ભરવા અને આલેખવામાં આગળ પડ્યાં હતાં. તેથી ઘેર બેઠાં બેઠાં તેઓ તેવું કામ કર્યા કરતાં. ભણવાનું છોડી દીધા પછી પણ, એ એની મિત્રાઈ એક સરખી ચાલુ રહી હતી.

સંન્યાસીએ યોગદર્શન કરાવ્યું તેને ત્રીજે દહાડે, એટલે બુધવારની રાતના, વાળુ પાણીથી પરવારી, અનંગપાલશેઠ એક હીંચકાપર બેસી હીંચકા ખાતો ખાતો, એક હુકકો ગગડાવતો હતો. હુકકો તો એના હાથનો સાથી હતો. જમતી વખતે કે બહાર જાય ત્યારે, અનંગપાલશેઠ પોતાના હાથમાંથી હુક્કો છોડતો. વાળુમાં શાક બહુ સારાં બન્યાં હતાં તેથી અનંગપાલશેઠનો મીજાજ બહુ ખુશમાં હતો. પાસે એક ટેબલ પરના મીણબત્તીના દીવા આગળ, ખુરશી પર બેઠી બેઠી મહામતિ ઘરનો ખરચ લખતી હતી. એ ટેબલ બહુ મ્હોટું હતું. તેની સન્મુખ એક આરસો હતો. ટેબલપર મહામતિની ખાનગી પેટી, ચોપડીઓ, રમકડાં જેવો કેટલોક ફરમાસુ સામાન, ભરતકામના પોતાના હાથના બનાવેલા કેટલાક નમુનાઓ, અને ગુલાબવહુ, પોતે અને

પોતાના ધણીનાં પોતાને હાથે આલેખેલાં ચિત્રો, શોભા આપે એવી રીતે ગોઠવી દીધાં હતાં. ઓરડો બહુ સારી રીતે શણગારેલો હતો ને તમામ ઠેકાણે બધું ઠીકઠાક દેખાતું હતું, મહામતિ ભણી ભણીને સ્વચ્છતા અને સુઘડતા રાખતાં બહુ સારી રીતે શીખી હતી. ઘર ખરચ લખાઇ રહ્યા પછી મહામતિએ હસતાં હસતાં પોતાના ધણીને કહ્યું—

"તમે આજે મહીનો થયા એક ઉજાણીમાં ગયા નથી એ વાતનું મને સ્મરણ થવાથી વિસ્મય લાગે છે કે દર રવિવારે ઉજાણીમાં જનારને આ શું થઇ ગયું!"

"હું શું કરૂં"—અનંગપાલશેઠ ઉજાણીની વાત સંભારીને ખેદ કરતો બોલ્યો—"મારૂં ચાલે તો હું તો રોજ ઉજાણીએ જાઉં. પણ હું શું કરૂં. મારા જેવા વિચારના બીજા નથી ત્યાં લાચાર."

"કેમ વારૂ—આવા સેલાની શેહેરમાં ખાનાર અથવા ખવડાવનારનો શો ટોટો પડ્યો છે કે તમે એમ કહો છો? ખવડાવનાર તો જાણે ઓછા હોય એમ એક લેખે કહીએ તો ચાલે. પરન્તુ ખાનારનો પણ શું ત્યાં ટોટો છે?"

"જોની, દરેક વખતે હું ને હુંજ ઉજાણી આપ્યા કરૂં તે કંઈ ચાલે? નકામા બીજાની બતરીસીએ ચહડીએ. વળી સરખે સરખામાં ઉજાણી થાય. આપણી બરોબરીઆ વગર કોઇની જોડે હસાય બોલાય કેમ?"

"એ તો તમે મુંબઇના શેઠીઆઓ ખોટો ફાંકો રાખો છો કે અમે શેઠીઆઓ, જેવા તેવા લોકના સંસર્ગમાં અભડાઇએ!"

"તેમાં કંઈ શક છે કે! એ તો જેવી રીતે લાડ, કપોળ, મોઢ વગેરેની નાત છે તેવી રીતે અમે શેઠીઆઓની પણ એક નાત સમજવી, માટે નાત બહાર વહેવાર કરવો કેમ પાલવે?"

"તમે તેમાંજ ખતા ખાઓ છો"—મહામતિ મરોડમાં બોલી—"અને તેથીજ કરીને અહીંના શેઠીઆઓમાં કોઈ વાતે ખબરદારી નથી. સર્વેને એકેક ઈંદ્રિયોનું જ્ઞાન હોય છે. જો હું તમારા ઉપદેશ પ્રમાણે ચાલી હોત તો મારે ગુલાબ પાસે શિક્ષણ લેવાનો વારો આવતજ નહિ, અને આજે મારા વગર ભણે શાએ હાલ થયા હોત!"

"તમારાં બૈરાંઓની વાત તો જુદી રહી. તમે તો પોતાથી હલકી પાયરીનાં જોડે એખલાસ વધારો તેથી કંઈ ખોટું લાગે નહિ. પણ અમે શેઠીઆઓથી એમ કેમ થાય?"

"અને તેજ કારણથી હું ધારૂં છું કે તમારી ઉજાણી સુઇ ગઈ છે."

"હાજ તો, મોણમાણ કરીને ગઈ વખત ધનપાલશેઠ, મદનપાલશેઠ અને એવા બીજા મારા દોસ્દાર ભાઈબંધોને એકઠા કીધા હતા. હું તો તે વખતનો સાવ

કંટાળી ગયો, કે આ જોની, સારૂં સારૂં ખાવાનું એ બધાને મળે છે ને સમજાવવામાં મને કેટલી અડચણ પડે છે, કે ભાઈ આવજો, શેઠ આવજો, સાહેબ આવજો. જાણે કે મારેજ ઘેર લગન હોયની! તેથી મેં હવે વિચાર કીધો છે કે ઉજાણીને બદલે ઘેર એક બે શાક વધારે લાવીને ખાવાં. વળી ઉજાણીમાં તો બીજાઓ જોઈએ તેવી દેખરેખ રાખતા નથી, એટલે શાકભાજીનો જોઈએ તેવો તાલ આવતો નથી; એમ અમારી ઉજાણી સુઈ ગઈ છે."

"ત્યારે એમ કહોની કે તમને બરાબર તાલ આવતો નથી તેથી એ વાત તમે સુવાડી દીધી છે!"

"ના ના, એમ તો છેક નહિ હોં! આ ધનપાલશેઠ કહે કે મારાથી નહિ બને. મારે સાંઝના મીલોમાં જવું જોઈએ. મદનપાલશેઠ કહે કે મારે તો આજે સભામાં જવું છે ને આને તેડવા કે મુકવા જવું જોઈએ તેમાં અડચણ પડે. તેમાં વળી હમણાં હમણાં એ શેઠના બારે પહોર અને બતરીસે ઘડી, એક ધુમાડા મંડળી કહાડી છે તેમાં ચાલ્યાં જાય છે. એટલે એની તો આશાજ રાખવી ફોગટ. નકામો મને એ ધુમાડા મંડળીમાં સામેલ કરવા માગે છે ને હજીએ ક્યાં પીછો છોડે છે. હું તો હાથ જોડીને કહું છું કે શેઠ સાહેબ, મને એ નહિ જોઈએ, મારે કંઈ થોડું માન અકરામ ખાટવું છે કે એ લફરામાં હું પડું! આપણે તો ખાઇ પીને ખુશ થનાર છઈએ."

"પણ તમને જો કોઈ યુક્તિ આવડે તો એ મદનપાલશેઠ પગે લાગીને તમારી ઉજાણીમાં આવે, અને જો મદનપાલશેઠ આવે તો પછી ધનપાલશેઠ જેવાના તે શા ભાર?"

"ના—ના, શું તું ખરૂં કહે છે? તને શું એ યુક્તિ આવડે છે?" અનંગપાલશેઠ હુકો હાથમાં લઈ હીંચકા પરથી ઉઠી, મહામતિની એકદમ પાસે જઈ બોલવા લાગ્યો—"લાવની, તું કંઈ એવી યુક્તિ બતાવે તો પછી બેડો પારજ સમજવો! દર રવિવારે ઉજાણી કરીએ."

"અરે, એમાં તે શું કે તમે આટલા બધા આકુળ વ્યાકુળ થાઓ છો"—મહામતિએ ઠંડે પેટે જવાબ વાળ્યો—"મને આજે નામું લખતાં લખતાં સહજ વિચાર થઇ આવ્યો; માટે ખાસ કરીને તમારી આગળ ઉજાણીની વાત કાહાડી, પણ તમે હીંચકા પર બેસીને સાંભળો તો હું કહું."

અનંગપાલશેઠ પાછો હીંચકે જઇને બેઠા ને મહામતિ બોલી—"જુઓની, જ્યારથી અંગ્રેજી રાજ્ય થયું ને કેળવણીનો પ્રસાર થયો, ત્યારથી બધો જમાનો બદલાઈ ગયો છે. લોકના વિચાર પાશ્ચાત્ય વાસીઓ જેવા થઈ ગયા છે, તો હવે

આપણે જે કરવું હોય, તે તેઓની રીતિને અનુસરીને કરીએ તો ફાવીએ; નહિ તો નહિ, ખરૂં કેની ?"

"હાજ તો, તું એમ કહે છે તો એમજ હશે. પણ તું આમ લાંબી લાંબી વાતો કરે છે તે હું સમજતો નથી"—અનંગપાલશેઠ નહિ સમજતો હોય એવો ચેહેરો કરી બોલ્યો.

"તમે જરા ધૈર્ય ધરો ને વાજતું ગાજતું બધું માંડવે આવશે. વારૂ, જ્યારે આપણા વિચાર યુરોપસ્થ વાસીઓ જેવા થયા છે, તો આપણે જે કામ કરવું હોય તે ત્યાંના લોકની રીતિ પ્રમાણે, કોઈ મંડળીની યોજના ઘડી કહાડીને આગળ ચલાવીએ તોજ પાર પડે; માટે તમે એકાદ મંડળીને બંધ બેસતું નામ આપો, તેનો હેતુ પોતપોતામાં ઉજાણી આપવા લેવાને રાખો, અને તેથી તનને અને મનને અને દેશને જે જે લાભો થાય છે તે, વિદ્વત્તા ભરેલી રીતે, મ્હોટા મ્હોટા ડાકટરોના મત સહિત, અને લાંબા લાંબા આંકડાઓ સાથે દર્શાવો. એક વ્યવસ્થાપક કમીટી નીમો અને તેમાંથી પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, ખજાનચી વગેરે પસંદ કરો. આપણા શાસ્ત્રમાં પણ સ્તોત્રોના મંત્ર, દેવતા, ઋષિ, છંદ, બીજ, કીલક વગેરે નક્કી કીધેલા હોય છે. પછી જુઓ, તમારી ઉજાણીનું કામ પાર પડે છે કે નહિ ?"

"તું કહે છે તે રીતિએ ચાલીએ તો જરૂર સુક્કરવાર વળે ખરો ! પણ ત્યારે શું જમાનો એટલો બધો સુધરી ગયો છે, કે ખાઇપીને મોજ મારવા સારૂ પણ કંપની ઉભી કરવી જોઇએ અને શેરો કહાડવા જોઇએ ?!! કાપડ વણવાની કે સુતરની મીલો હોય તો તો જાણે લોકો સમજે, પણ ખાવાનીએ મંડળી અને વળી તેના પણ શેરો ! પણ એવી કંપનીમાં વ્યાજ ક્યાંથી લાવવું ?"

"તમારી સમજણમાં આ વાત ઉતરતી નથી"—મહામતિ ગર્વ કરતી બોલી— "એમ તમારા બોલવા પરથી જણાય છે. કંપની અને મંડળીમાં ફેર હોય છે તે પણ તમે નથી જાણતા કે શું ?"

" જાણું છું ને"—અનંગપાલશેઠ મ્હેતાજી પાસે ભણતો હોય એવું મ્હોં કરી બોલ્યો—"પણ તું મને બરાબર તો સમજાવ ?"

" અંગ્રેજો જેવી કલબ કહાડે છે તેવી કલબ કહાડવાને હું તમને કહું છું. એવી કલબ કે મંડળી, અને લીમીટેડ કંપનીમાં બહુ ફેર હોય છે. એકમાં વ્યાજ ખાવાનો કે નફો મેળવવાનો ઉદ્દેશ હોય છે, પણ આવી કલબોનો ઉદ્દેશ પૈસા એકઠા કરવાનો હોતો નથી. સામા પૈસા ખરચીને કોઈ વિદ્વત્તાના વિષયની સંકલના ખરી કરી બતાવવાનો હોય છે. માટે જ હું તમને કહું છું કે જેમ મદનપાલશેઠ

ધુમાડા મંડળી સ્થાપીને દેશની ઉન્નતિ કરવાનો ઉદ્દેશ બહાર લોકમાં મુકે છે, તેવી રીતે તમે એવો ઉદ્દેશ બહાર પાડો કે તમારી મંડળીથી તન અને મન ખીલે છે અને તેથી કરીને દેશને લાભ જ છે."

" તારી વાત તો બધી બરોબર છે, પણ તને કંઈ ખબર છે ? મંડળી કહાડવામાં કેટલી મહેનત પડે છે ! પૈસા બરબાદ થાય છે ને અક્કલ દોડાવવી પડે છે તે તો જુદી !"

"એ તો તમને અનુભવ નથી તેથી એમ લાગે છે. એક વેળા આપણા મનમાં કોઈ સંકલનાનું દઢ સ્વરૂપ ખડું થયું તો પછી સર્વે કામ એની મેળે બન્યું બનતું જાય છે. જ્યાં દુધ હોય છે ત્યાં સાકર એની મેળે આવી મળે છે."

"અરે, તને ખબર નથી. આ તો મારા અનુભવની તને વાત કહું છું. મદનપાલશેઠ એક વરસ થયું એ ધુમાડા મંડળી પાછળ ખરાબ ખરાબ થાય છે. પૈસા તો કાંકરાની માફક વાવરે છે. દરરોજ હજારો કાગળ અને ચોપડીઓ વાંચવી પડે છે. વળી મંડળીમાં ભાગ લે તે સારૂ બીજાઓની જાતજાતની ખુશામત કરવી પડે છે. તો એ બધી ખટપટ મારાથી કેમ બને ?"

"વિચાર કરતાં મારા મનમાં એવો તરંગ સ્ફુરે છે કે મદનપાલશેઠની અને તમારી મંડળીનો હેતુ વસ્તુતઃ એક છે."

"ના, ના, એક નથી ને થાયે નહિ"–અનંગપાલશેઠ બોલી ઉઠયો–"એ શેઠની મતલબ તો માન ખાટવાની છે, અને આપણી મતલબ તો સારૂં સારૂં ખાઈપીને મોજ મારવાની છે."

"એ તો તમારી અંદરખાનેની મતલબ છે, પણ મંડળીનો બહાર પાડવાનો ઉદ્દેશ તો નીરાળો છે કે દેશનું શ્રેય કરવું. હું તમને આ પ્રસંગે એક શીખામણની વાત કરી રાખું છું, તે તમે તમારા મનમાં બરોબર ગોખી રાખશો તોજ તમારી મંડળીનું કામ પાર પડશે. તમારી પોતાની મતલબ તો, બૈરીના નામની પેઠે મનમાંજ સમજી રાખવી હોં કે ! કોઇની આગળ તે ભખવી નહિ. જેવી રીતે મદનપાલશેઠ માન ખાટવાની મતલબ છુપાવે છે તેવી રીતે સારૂં સારૂં ખાઈ, મોજ મારવાની તમારી મતલબ તમે છુપાવજો. તમેજ કહોની, મદનપાલશેઠની ધુમાડા મંડળીના સંકલન પત્રમાં શું માન ખાટવાનો હેતુ દર્શાવેલો છે?"

અનંગપાલશેઠે ડોકું ધુણાવ્યું ને મહામતિએ કહ્યું—"તમે આડી વાત કહાડી વચમાં અંતરાય નાંખશો નહિ. મને કહેવું છે તે એક વાર કહી લેવા દ્યો. નહિ તો વળી મારા મનના તરંગો ઉડી જશે! હું એમ કહેતી હતી કે લોકમાં તમારી

અને મદનપાલશેઠની મંડળીનો જે ઉદ્દેશ જણાવવાનો છે તે વસ્તુતઃ એક સરખો છે. બન્નેનો હેતુ દેશનું શ્રેય કરવાનો છે. ત્યારે એ બે મંડળીઓ એક બીજાની સહાયક હોય એમ કામ કેમ નહિ લઈ શકાય?"

"તે તો હું સમજતો નથી, પણ આવડી મ્હોટી ખટપટ મારાથી થાય નહિ! મારો તો શાક ચાખવાનો સવાદ આડો નીકળી જાય! પહેલાં તો મારી મંડળીને શું નામ આપવું તેજ વિચારની વાત થઈ પડે. જો તારી સલાહ હોય તો મદનપાલશેઠની આગળ આ મંડળી વિષે હું વાત કહાડું, કે ધુમાડા મંડળી જોડે એ શેઠ આને પણ ઉભી કરે; અથવા તારી ધ્યાનમાં આવતું હોય તો હું મદનપાલશેઠને કહું, કે ધુમાડા મંડળીની મેનેજીંગ કમીટીમાં મને દાખલ કરવાની તમે હઠ લો છો, પણ જો તમે મારી મંડળી કહાડો, અને તેની કમીટીમાં મને દાખલ કરો તો, ફક્ત તે શરતે, હું તમારી મંડળીની કમીટીમાં દાખલ થાઉં. બોલ, તું કહે તેમ કરૂં."

મહામતિ વિચારમાં પડી કે શું જવાબ આપવો. એ પોતે તો સારી પેઠે જાણતી હતી કે ખરી મતલબ તો મોજ મારવાની હતી. પણ અનંગપાલશેઠ, જો ભોળો ભાટ બની, એ મંડળીની વાત મદનપાલશેઠને કહે તો, એ શેઠ હોંશીઆર હોવાથી, અને આપ સમાન જગત્ એ ન્યાયથી, જરૂર એવો શક ખાય કે અનંગપાલશેઠની મતલબ સારૂં સારૂં ખાવાની નથી. એ તો એક બહાનું છે. ખરી મતલબ તો બહાર પડવાની અને માન ખાટવાની છે. જો એવો વિચાર એ શેઠના દીલમાં એકવાર ઘર કરીને બેસે, તો પછી અનંગપાલશેઠની મંડળી લાંબી સોડ તાણી સુઈ જાય! કારણ કે એક તો અનંગપાલશેઠમાં સહજ નિપુણતા નહિ, કે સ્વબળે અને સામર્થ્યે આવી મંડળી ઉભી કરી શકે. તેમાં જો, જોગાન જોગે મદનપાલશેઠને એવો વહેમ આવે કે અનંગપાલ તો મારો ભાઈ થઈ ભાગ પડાવવા માગે છે, તો એ શેઠ અનંગપાલશેઠની મંડળી ઉભી ન થાય તે સારૂ જાતજાતની તદબીરો રચે; અને એની બુદ્ધિ, માન પામવાની લહાયમાં ઘડાઈ ઘડાઇને તીવ્ર થયલી હોવાથી, એના બળ આગળ અનંગપાલશેઠનું બળ ઝાંખ મારી જાય. ત્યારે હવે આ મંડળીની વાત અનંગપાલે એ શેઠની આગળ કરવી કે કેમ, એમ મહામતિ વિચાર કરવા લાગી. હાલ તરત તો નજ કરવી એવી સલાહ પોતાના ધણીને આપવાનું મહામતિએ દુરસ્ત ધાર્યું. એને એમ લાગ્યું કે હજી આ બાબતનું મારે બધી કોરથી ખુબ મનન કરવું જોઇએ. પોતાના ધણીને તો એટલું જ કહ્યું—"મારા બીજા વિચાર જણાવું ત્યાંસુધી એ વાત મદનપાલશેઠને કે બીજા કોઇને તમે જણાવતા નહિ. મારે હજી એ બાબતનો કેટલોક અભ્યાસ અને મનન કરવાનું છે."

"એ હું ધારતો હતો કે આ મંડળીનું કામ જેવું તેવું નથી. ભલભલાનાં પાણી ઉતરાવે એમ છે. તુંજ કહેની, આપણે એવી મંડળી કહાડીએ તો તેનું નામ શું રાખવું? મદનપાલશેઠને એની મંડળીનું નામ શોધતાં બે મહીના નીકળી ગયા."

"અરે, નામમાં તે શું મ્હોટી બીસાત છે કે તમને એ મહાભારત કામ લાગે છે! લ્યો, હું તમને એક પલાકડા પેઠે જવાબ આપું છું કે તમારી મંડળીનું નામ **—ઉજાણી ખાઇ ખવાડી, તન મન ખીલાવી આર્યદેશની ઉન્નતિ કરનારી મંડળી**—રાખજો. કેવું મઝાનું નામ! પણ એ નામની ખુબી તમે કેમ સમજશો? એમાં કેટલા પ્રાસ અને યમક આવેલાં છે તે તમે પિંગલશાસ્ત્રનો અભ્યાસ કરેલો નથી, કે કવિતા જોડી નથી, એટલે સજશો નહિ. કદાચને હું તમને સમજાવીશ, તો તમને કે મને રસ આવશે નહિ. એ આનંદ તો ગુલાબ અને કેશવલાલ જેવાં રસિક દંપતીજ ભોગવી શકે છે." એમ કહી મહામતિ પોતાનો ગોખી રાખેલો એક શ્લોક બોલી—



इतर कर्मफलानि यथेच्छया । विलिख तानि सहे चतुरानन ॥
अरसिकेषु कवित्वनिवेदनम् । शिरसि मा लिख मा लिख मा लिख ॥

અનંગપાલશેઠ આમાંનું કશું સમજ્યો નહિ. યમક અને પ્રાસ અને પિંગલ શું તે એ જાણતો નહોતો અને જાણવાની પરવા કરતો નહોતો. પણ પોતાની બૈરી ભણી ગણીને બહુ પાવરધી થઈ છે એવી આજે એની વધારે ખાતરી થઈ. પાછળથી તે જે વ્યંગ બોલી તે એ પોતે સમજ્યો નહિ, છતાં કંઈ મરોડમાં બોલી એમ એણે લાગ્યું ખરૂં. તથાપિ એ નાખુશ થયો નહિ. સામો મહામતિ તરફ વધારે માનપૂર્વક જોવા લાગ્યો.

## પ્રકરણ ૨૯ મું



### ગુલાબવહુ—મહામતિ—અને અલંગા

છો સ્નેહના સાગર તમે કહો કઠિન આવા ક્યમ થયા,
જીવ જાય પણ તજું નહિ પિયા એ વચન ક્યમ વિસરી ગયાઃ (નલદમયંતી નાટક)

ઘર નંબર ૨૧૨.

તા૦ મી સન ૧૮

મારી વહાલી બહેન,

આપણે રોજ રોજ મળનારાં, સાથે ભણનારાં અને સુખ-દુઃખની વાર્ત્તાઓ કરી કાળ નિર્ગમન કરનારાં, તે આજે મહીનો મહીનો થયો એક બીજાને મળ્યા

વગર છઇએ, એ શું થોડી અજાએબીની વાત છે!! બ્હેની! તું એટલી બધી તે શા કામમાં પડી છે કે મને આમ સાવ વિસારી દીધી છે! પંદર દિવસ થયા તો મને દરરોજ તું એ આવી—એ આવી—એવા ભણકારા થયા કરે છે. પણ તે બધા વ્યર્થ છે એમ ધારી, આખરે થાકીને આ પત્ર તને લખું છું કે કાલે બે વાગે મને મળવાનું તારાથી બનશે કે કહિ? તું ના લખશે તો હું એમ સમજીશ કે બે વાગે તારે ત્યાં આવવાનું તું મને જણાવે છે, પણ કાલે તને મળવાની તો ખરીજ.

**હું છું મારી વહાલી બહેનની મહામતિ,**

**તાજે કલમ**—મને એમ લાગે છે કે કાલે હું જ તને મળવા આવું તે ઠીક પડશે. મારી સાથે અલંગાને લેતી આવીશ. માટે તું કે કાળી તે સમયે બહાર નીકળી જતાં રખે. એજ વિનંતિ **મ.**

મહામતિએ ચીઠ્ઠી લખી પરબીડીઆ પર સારા મ્હોટા અક્ષરે **"સૌ૦ ગુલાબ—રા. રા. કેશવલાલ વિમલદાસની પત્નીને પહોંચે"** એવું સરનામું કરી, રામા ઘાટીને તે ચીઠ્ઠી ગુલાબને આપવા મોકલ્યો. ગુલાબવહુએ મહામતિની ચીઠ્ઠી જાણી હસતાં હસતાં વાંચી અને રામા જોડે જવાબ કહાવ્યો કે કાલે હું પોતે ઘરમાં રહીશ, એમ મહામતિને જણાવે.

ખરેખર ગુલાબવહુ ને મહામતિ બહેનપણી છતાં એક માસ કે વધારે થયું મળ્યાં નહોતાં. છેલ્રા ચાર પાંચ મહીના થયા કેશવલાલ ઝાઝો બહાર જતો આવતો નહિ. સારો દહાડો અને રાત **બી. એ.** ની પરીક્ષાનો અભ્યાસ કર્યા કરતો. પરીક્ષાને નિમિત્તે પોતાના પતિને અસાધારણ શ્રમ પડતો જાણી ગુલાબવહુ તેની સેવા ચાકરીમાં સદા તત્પર રહેતી. તેથી કેશવલાલની સાથે એને પણ બહાર જવા આવવાનું છોડી દેવા જેવું કીધું. ઘરમાં બેઠી બેઠી કંઈ વાંચતી, લખતી, કે ઘરનું કામકાજ કરતી, ને સ્વામીની આસના વાસના કરવામાં પોતાનો કાળ રોકતી. **બી. એ.** ની પરીક્ષા પસાર થયા પછી કેશવલાલ પરિણામની રાહ જોતો બેઠો હતો. અતિશે શ્રમ લાગવાથી નવા ઉદ્યમે એ લાગ્યો નહોતો. સ્વભાવે એકમાર્ગી હોવાથી એને ઝાઝા દોસ્દાર ભાઇબંધ નહોતા; બીજાને ઘેર ઠાલી ભટકયા કરવાની એને ટેવ પણ નહોતી. તેથી પરીક્ષા પુરી થયા પછી ઘરની બહાર એ ઝાઝો નીકળતો નહિ. એના સમાગમમાં ગુલાબવહુ વધારે લાભ અને આનંદ માનતી, તેથી પોતે પણ ધણીની પેઠે ઘરજ સેવ્યા કીધું. એમ મહામતિને મળાયું કરાયું નહિ ને એક મહીનો નીકળી ગયો.

મહામતિને ખુલાસો કરવો પડશે ત્યારે તે હસશે એમ ગુલાબવહુને લાગ્યું.

બીજે દિવસે એટલે ગુરૂવારે એક વાગે મહામતિ ગુલાબવહુને મળવા જવાની તૈયારી કરવા લાગી. એનો સ્વભાવ લોકમાં પોતાની વિદ્વત્તા દેખાડી રોબ મારવાનો હતો, તેથી એક માણસને ગાડી જોડાવવા મોકલી, પોતે સજ્જ થવા લાગી. આ ઠેકાણે મહામતિનું વર્ણન કરવું જરૂરનું છે.

એની ઉંમર ઓગણીસ વર્ષની હતી. શરીરે એ એકવડી અને પાતળી સોટા જેવી હતી તેથી ઉંચી લાગતી. એનું મ્હોડું લાંબું હતું. ગાલો ચપટા અને બેસી ગયલા હતા. નાસિકા કંઇક વક્ર અને કપાળ બેઠા ઘાટનું હતું. આંખો ઝીણી અને તેજ મારતી હતી. માથે વાળનો બહુ ભરાવ હોવાથી એનો ચોટલો ઘણો મહોટો દેખાતો. મહામતિ પોતાનો ચોટલો રોજ ઓળતી, ધુપેલ લગાડતી અને માથાના એક વાળને પણ વાંકો ચુંકો થવા દેતી નહિ; એટલી બધી એ ચોટલાની ખાંખ રાખતી. આજે એણે એક કાળો રેશમી સાળુ પેહેર્યો. એ સાળુની કોર બુટ્ટાદારફુલોની હતી. મહામતિએ તે પોતાને હાથે ભરી હતી. પોપટીઆ ચોળી પહેરી અને ને એક સાદું પણ શોભીતું જરીનું મોળિયું પોતાને હાથે લગાડ્યું. પછી નાકની અંદર બે મોતીની વાળી પહેરી. જે ચોળી પહેરી તે કબજા જેવી નીચી હતી, તેના ખીસામાં એક નવો રૂમાલ મહામતિએ મુકયો. ચોળીને ગળા આગળ બારડર અને ગુલાબી ઝુલ હતી તે મહામતિએ ટેબલ આગળ, આરસા પાસે ઉભા રહીને, ઠીકઠાક કીધી, અને ઝુલની વચ્ચોવચ રહે એવી રીતે મોતીની એક શેરની કંઠી પહેરી. જમણા કરની છેલ્લી આંગળીએ પોતાના નામના સીલની વીંટી પહેરી; પછી એની ખાનગી પેટી જે હમેશાં મહામતિ બહાર નીકળતી ત્યારે પોતાની સાથે લઇ જતી તે ઉઘાડી અને બેઠાં બેઠાં તેમાં જોઇતી ચીજો મુકવા લાગી.

એ ખાનગી પેટી તે મહામતિનું પ્રાઇવેટ બાક્સ જેવું હતું. તે એક જાતના સારા ઘાટના લાકડાની બનાવેલી હતી અને તે નાજુક દેખાતી. એના ઉપર ધોળા ને મહે અક્ષરે "**સૌ. મહામતિ–અનંગપાલની પત્ની મુંબઈ**" એમ વર્તુલ આકાર લખેલું હતું. એ પેટીમાં હમેશાં કોરા કાગળો, નોટપેપરો અને પોસ્ટેજ પાકીટેનહાનો ખડીઓ, લેખણ અને પેન્સીલ, એક બાજુએ ગોઠવેલાં સદા પડ્યાં હતાં. પોતે વાંચતી હતી તેમાંની એક બે ચોપડીઓ મહામતિએ પેટીમાં મુકી. પોતાની કુંચીનો ઝુમખો તેના એક બાજુના ખાનાંમાં મુકયો. મહામતિને પાન ખાવાનો બહુ શોખ હતો. બહાર લઇ જવા સારૂ, નહાની નહાની ડાબડીવાળો મઝાનો એક પાનપડો એણે વસાવ્યો હતો; તેમાં બધું પુરી કરીને એ પાનપડો તેમાં મુક્યો. બે ત્રણ બીડીઓ પોતાને ખાવા સારૂ બનાવી રાખી. છેલ્લું આજે એક ગુજરાતી છાપું, ટેબલ પરથી લઇને પેટીમાં મેલ્યું ને મહામતિએ પેટી

બંધ કીધી. તેની કુંચી ચોળીના ગજવામાં સાચવીને મુકી. એવામાં માણસે આવીને વરદી આપી કે ગાડી આવી છે. મહામતિએ ઘડીઆળ સામે નજર કીધી તો દહોડ વાગ્યો હતો. એટલામાં એને યાદ આવ્યું કે પેટીમાં નહાનું ઘડીઆળ મુકવું રહી ગયું હતું, તેથી પેટી પાછી ઉઘાડી, ટેબલ પરથી છડાસાથનું પોતાનું ઘડીઆળ લઇને એક ખાનામાં મુકયું. માણુસને હુકમ આપ્યો કે પેટીને ગાડીમાં મુકી આવે. પોતાનું મ્હોં આરસીમાં જોઇને, અને ચોટલો, કંઠી અને વાળી ઠીકઠાક કરી, તપાટ પહેરીને મહામતિ નીચે ઉતરી. ગાડીમાં બેસતાં ગાડીવાળાને એણે હુકમ આપ્યો કે અલંગાના ઘર આગળ થઇને ગુલાબને ત્યાં ગાડી લેવી. શામો ધાટી ડગલો ઘડી પહેરી, અનંગપાલશેઠના નામનો રૂપાનો પટો ખભે લટકાવી, ગાડીવાનનીસાથે બેઠો. અલંગાના ઘર આગળ ગાડી આવી કે શામા ઘાટીએ નીચે ઉતરી બારણું ઉઘાડયું. પણ મહામતિ નીચે ઉતરી નહિ. ગાડીમાંજ અલંગાની વાટ જોતં બેસી રહી. શામાને તેડવા મોકલ્યો કે ગાડી ખોટી થાય છે.

ગુલાબવહુએ તેની ચીઠ્ઠીનો જવાબ હકારમાં કહાવ્યા પછી, મહાતિએ અલંગાને કહાવી મોકલ્યું હતું કે આવતી કાલે ગુલાબને મળવા જવાને તે બે વાગે તમારે ત્યાં આવીશ; તેથી અલંગા તૈયાર થઇને બેઠી હતી. થોડી વમાં અલંગા ત્યાં આવી. મહામતિની ખાનગી પેટી તેની પાસેજ પડેલી હતી, તેથી મલંગા તેની સામી બાજુએ બેઠી. ગાડી ચાલવા માંડી ને મહામતિ અલંગાને ઠપકો ચપ્પા લાગી કે ગુલાબની પેઠે એ પણ એક માસ થયો કોઇ વાર મળવા આવી નહિ.

"હું શું કરૂં ?" અલંગાએ જવાબ આપ્યો—"અમારા મદનપાલશેઠ ધુમાડા ગંડળીને લીધે અમો ધણીધણીઆણી વચ્ચે જુદાઇ જેવું થઇ ગયું છે, એથે આવવાનું બનતું નથી."

અલંગાનું વર્ણન તો આગળ આવી ગયું છે. પણ એના ધણીનું વન આ ઠેકાણે આપવું જરૂરનું છે.

મદનપાલશેઠને ત્યાં અલંગાનો ધણી નોકર હતો. એનું નામ ઘેળાદ હતું. મદનપાલશેઠે, જે માણુસને ચીઠ્ઠી લઇને ધનપાલશેઠ આગળ મોકલ્યો હતો તેણુસ એ ઘેળાદાસ હતો. ઘેળાદાસ હૈયાનો છેક નમેલો હતો. ફૂળીદાસ કરતાં ૧ એ વધારે રાંક હતો. તેમાં અલંગા જેવી ખરા મીજાજની બૈરી મળવાથી, ઘરનંદર એનો કોઇ વાતે એકડોજ હતો નહિ. અલંગાની ઘરડી સાસુ પણ પોતાના દીના જેવી સ્વભાવે રાંક હતી તેથી, ઘરમાં અલંગા ચહાય તેમ કરતી. પરન્તુ આનો સ્વભાવ નપાવટ કે કજીઆખોરો નહોતો, તેમ કોઇને દુઃખ દેવાને એજી નહોતી. માત્ર સ્વભાવની ખરી હતી તેથી કોઇનો બોલ સાંખી શક્તી નહિ.

એક કહે તો પોતે બે બોલ બોલીને ઉભી રહેતી. ઘણા વર્ષ ઉપર જ્યારે એ પરણીને સાસરે નવી સવી આવી હતી તે વેળા, જમતાં જમતાં ઘેળાદાસે એની રસોઇમાં એક વાર ખોડ કહાડી. તે દહાડે ચુલો બરોબર સળગેલો ન હોવાથી, ધુમાડો ખાઇ ખાઇને અલંગાનું માથું ફરી ગયું હતું; તેમાં જ્યારે ઘેળાદાસ રસોઇ અગડી જવાથી ચ્હીડાયો, એટલે અલંગાનો મીજાજ હાથમાં રહ્યો નહિ, ને હાથમાંનું વેળણ ઘેળાદાસની સામે ક્રોધમાં અને ક્રોધમાં છુટું ફેંકયું! સારે નસીબે ઘેળાદાસને વાગતાં તે સહેજમાં બચી ગયું. ઘેળાદાસ તે દહાડાની શેહ ખાઇ ગયો. એણે જોયું કે જો આ વાત કોઇના જાણવામાં આવશે, તો પોતાની ફજેતી થશે તેથી કંઈ બોલ્યો નહિ. તથાપિ તે દહાડેથી એણે પોતાના મનમાં ગાંઠ વાળી, કે ઘરમાં ઘીના ઘડા ઢોળાઈ જાય તોપણ, અલંગાની સામે એક સુખન પણ ઉચ્ચારવો નહિ. તે દહાડે પાછળથી પોતાનાં મનમાં અલંગા બહુ પસ્તાઈ, પણ મ્હોડે કંઈ દલગીરી બતાવી નહિ. ભારમાં અને ભારમાં કામ લીધું. ઘેળાદાસના વિચાર, ઉપર પ્રમાણે જુદી તરેહના હોવાથી, અલંગા ફાવી. ધણી કે સાસુ પોતાની સામે નહિ થયાં તેથી, અલંગા બંને જોડે હળીમળીને રહેવા લાગી. એ પ્રમાણે અલંગા અને તેના ધણીનો સંસાર સાધારણ રીતે વગર કજીએ અને નીરાંતે જતો હતો.

મદનપાલશેઠને ત્યાં ઘેળાદાસ નહાના પગારનો બહુ જુનો નોકર હતો. જ્યારે મદનપાલશેઠે ધુમાડા નિષ્કાશક મંડળીદ્વારા દેશોદ્ધાર કરવાનો મનમાં નિશ્ચય કીધો ત્યારે, અન્ન પાણી સાથે ધુમાડો પેટમાં ન જાય તો માણસનું શરીર આરોગ્ય રહે છે, એવો હેતુ પ્રતિપાદન કરવાને માટે, એ શેઠે તે સંબંધી કેટલાક તાજેતરના આંકડાઓ અને દાખલાઓ એકઠા કરવાની જરૂર જોઈ હતી; એમ આગળ દર્શાવવામાં આવ્યું છે. તેટલા સારૂ મદનપાલશેઠે પોતાના તમામ માણસ ચાકરોને રહેવા વાસ્તે પોતાના "ખુશ હવાના" વિશાળ બંગલામાં સારાં સારાં ઘરો બંધાવી આપ્યાં, પણ તેમ કરવામાં મદનપાલશેઠનો હેતુ, માણસ ચાકરોને સુખ કરી આપવા કરતાં, પોતાના મનમાં આવેલી સંકલના ખરી કરી બતાવવાનો વધારે હોવાથી, તમામ ઘરો અને ઓરડાઓમાં બીજાં બધાં સ્થાનકો કરતાં રસોડાના સ્થાનકપર શેઠે ખાસ ધ્યાન આપ્યું હતું. પરિણામમાં સરસમાં સરસ જગો રસોડાં સારૂ રોકવામાં આવી હતી અને દરેક રસોડાંની ઉપર, સુંદર ચીમનીઓ મુકી ધુમાડો બહાર હવામાં ચાલ્યો જાય એવી ગોઠવણ ખાસ કરીને રાખવામાં આવી હતી! વગર ભાડે રહેવાને આવી સરસ જગો બનતી જોઈ માણસ ચાકરો પ્રથમ તો બહુ હરખાયા. પરંતુ જ્યારે શેઠે હુકમ કહાડ્યો, કે ધુમાડો પેટમાં ન જવાથી શરીરને કેટલો ફાયદો થાય છે. તેના દાખલાઓ એકઠા કરવાને માટે, દરેક માણસે તોળી તોળીને અન્ન ને શાક ખાવાં, તથા પાણી પીવું,

અને તે સર્વેનું માપ શેઠે છપાવેલા પત્રોમાં બરોબર લખવું; એમ જ્યારે તેઓના જાણવામાં આવ્યું, ત્યારે તેઓની નાખુશીનો પાર રહ્યો નહિ. રસોડાંને અઘટતી મહત્તા નવાં મકાનોમાં આપેલી જોઇને તેઓ નાખુશ તો થયા હતા, તેટલામાં શેઠનો આવો વિચિત્ર હુકમ થવાથી તેઓ વધારે નારાજ થયા. પરન્તુ મદનપાલશેઠની જોહાકી અને ધાક પોતાના સ્થાનમાં કોઇ રાજા રજવાડા કરતાં પણ વધારે હોવાથી, તેઓ શેઠની આજ્ઞાને ફડ્ફડી કરીને આધીન થયા.

શેઠના એ હુકમથી ઘેળાદાસ વીટંબણામાં આવી પડ્યો. જ્યારે અલંગાએ અન્ન, શાક અને પાણી જોખી જોખીને લેવાની વાત જાણી, ત્યારે એણે તો પોતાને માટે તેમ કરવા સાફ ના પડી. આપેલાં પત્રકોમાં કહ્યા પ્રમાણે આંકડા ન પુરે તો શેઠ નાખુશ થાય એમ હતું, અને તે પત્રકો શેઠે જાતે તપાસવાનું જણાવ્યું હતું તેથી, ઘેળાદાસ તો સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિમાં આવી પડ્યો. અલંગા જેમ, એક હાથ ઉપર, પોતાનો ધણી મદનપાલશેઠના ઘરની જુની નોકરી છોડી દે તેમાં રાજી નહોતી, તેમ બીજા હાથ ઉપર, પોતે તોળી તોળીને ખાવાને રાજી નહોતી. તેથી આખરે ધણીધણીઆણીએ સમજુતી પર આવી એવો નીકાલ કહાડ્યો, કે અલંગાએ ધનકોરડોસીની પડોશમાં અસલથી જેમ રહેતી તેમ રહેવું ને ત્યાં જ પોતે એકલીએ ખાવું પીવું. પણ ઘેળાદાસે અને તેની માએ શેઠે નવા બંધાવી આપેલા ઘરમાં રહેવું ને ત્યાં જુદી રસોઈ કરીને જમવું.

ઉપર જણાવેલી હકીકતને અનુસરીને અલંગાએ પોતાને માથેથી ઠપકો ઉતારવા મહામતિને જવાબ આપ્યો કે મદનપાલશેઠની ધુમાડા નિષ્કાશક મંડળીને લીધે, પોતાના ઘરમાં એકલી પડવાથી આવવાનું બનતું નથી. અલંગાની સર્વે બીના જાણી લઈ મહામતિ તેને ઠપકો આપવા લાગી, કે એટલી બધી હઠ પોતાના ધણી જોડે કરવાની જરૂર નહોતી; પરંતુ અલંગા પોતાનો જ બોલ ખરો કરવા લાગી. મદનપાલશેઠને ત્યાં એનો ધણી નોકર હતો, પોતે કંઈ નોકરીએ નહોતી કે શેઠનો હુકમ માથે ચહડાવે. કદાચને બધા નોકર ગણાય તોપણ આવો ઢંગ ધડા વગરનો હુકમ માનવાને કારણ નહોતું. નોકર હોય તે શેઠને પોતાના હાથ પગ વેચે છે, એટલે શેઠનું કામકાજ કરવાને બંધાયલા છે. પોતાનું કંઈ પેટ બેટ વેચતા નથી કે એવી જહાંગીરી કરે તેને માન આપવું જોઇએ ! અલંગાની તકરાર મહામતિને વજનદાર લાગવાથી વધારે બોલી નહિ; એટલું જ કહ્યું કે એ નિમિત્તે ધણીધણીઆણી વચ્ચે અંતરાય પડે, તેના કરતાં અલંગા ત્યાં રહેવા ગઈ હોત તો વધારે સારૂં દેખાત.

"પણ અમે ધણીધણીઆણી વચ્ચે કંઈ અંતરાય પડ્યોજ નથી."—અલંગા બોલી—"રાજી ખુશીથી આ પ્રમાણે તોડ કહાડયો છે. મદનપાલશેઠ મોઢા

વહેલો ખાવાના માપના આંકડા જોઇને કંટાળી જશે એટલે હું ખુશીથી ત્યાં રહેવા જઇશ. ત્યાંસુધી એટલું તો ખરૂં કે અમારે એ ધુમાડા મંડળીને લીધે બે ઓરડી વસાવવાથી વધારે ખરચના બોજા તળે આવવું પડયું છે."

પછી બીજી વાત કહાડતાં **અલંગા** બોલી—"એક દહાડો ઘરમાં હું એકલી છતાં તમારે ત્યાં આવવાની તૈયારીમાં હતી, પણ તે દહાડે **ધનકોર** ડોસી એના ઘરમાં **કીકી** સાથે કજીઓ લઈ બેઠી. તેમાં ડોસીનો નાદરો મેં સારી પેઠે ઉતાર્યો. તેની ભાંજગડમાં કેટલાક દિવસ સુધી મારાથી અવાયું નહિ. **મહામતિ** **કીકીને** સારી પેઠે ઓળખતી હતી; એની સાસુ એને દુઃખ દે છે તે પણ એની જાણ બહાર નહોતું. **અલંગાને** મ્હોડેથી તમામ હકીકત સાંભળી એ ખુશી થઇ.

"એ તો બહુજ સારૂં થયું."—**મહામતિ** હરખાતી હરખાતી બોલી—"બીચારી **કીકી** અને એના ધણી વચ્ચે એની સાસુજ આડે આવ્યા કરે છે. **ફૂળીદાસ** રાંક છે એટલે ઠીકજ છે, બાકી બીજો કોઇ હોત તો માથી કયારનોએ જુદો નીકળ્યો હોત."

"આ વખત તો **ફૂળીદાસ** જરૂર જુદું ઘર માંડશે."—**અલંગા** બોલી—"એ તો બધું બીજેજ દહાડે બનત; પણ **નવલશા**નાં લગન પાસે આવ્યાં છે તેથી વાત લગાર વિસારે પડી છે, તોપણ **ફૂળીદાસે** **કીકી**ને વચન આપ્યું છે કે **નવલશા**નાં લગનમાંથી આવ્યા પછી જુદું ઘર માંડીશું. હું પણ લાગ જોઇને **ફૂળીદાસને** એ વાત તતારી આપું છું. **ધનકોર** ડોસીના મનમાં ખાતરી થઇ છે કે તેનો હાથ હેઠો પડ્યો છે. પેલી **સામળી**ની તો તે દહાડાની આજ સુધી મેં સુરત ભાળી નથી. પણ આ કામમાં એક બીજુંજ કૌતુક થયું છે તે તમે જાણો છો?"

**મહામતિ**એ ના કહી. **અલંગા** બોલી—

"અરે, એ **ધનકોર** ડોસીના કજીઆનો પાટોપાટ તો ઘણે ઘેર લાગ્યો હતો. **રાતીને** પોતાની સાસુ જોડે ખડા ખારડું હતું તેથી **રાતીએ** **કીકી** અને **ધનકોર**ડોસી વચ્ચે વઢવાડ શરૂ કરાવી, ત્યારે **કીકી**નું ઉપરાણું તાણી **ગૌરી** **બાલા** જોડે નકામી ચીભડાઇ પડી! જ્યારે **ચંદ્રદાસે** વાત સાંભળી ત્યારે **રાતીને** બદલે એ **દુલારામ** પર ઉતરી પડ્યો! હજી પણ બાપ દીકરા વચ્ચે જોઇએ તેવી સુલેહ થઇ નથી એમ **ગૌરી**ના કહેવાથી હું જાણું છું. જો લગ્ન પછી **ફૂળીદાસ** જુદું ઘર નહિ માંડે તો, **ચંદ્રદાસ** **દુલારામને** અને તેની જોડે **રાતીને** પોતાથી નોખાં કરશેજ કરશે!

"મને તો લાગે છે કે"—**મહામતિ** બોલી—"હું મહીનો દહાડો **મુંબઇ**ની બહાર રહી હતી કે શું? આટલાં આટલાં નવીન વૃત્તાન્તો બનતાં ગયાં ને મને તો કંઇજ ખબર નહિ પડી!"

"અરે તમે સાંભળો તો ખરાં! કીકીનું ઉપરાણું તાણીને હું ધનકારડોસી જોડે વઢી તે વાત દુલારામે ઘરમાં કહી; તેથી ગૌરી તો મને તેડવાને રોજ માણસ મોકલવા લાગી કે એક દહાડો હું એને પુરસદે મળી જાઉં."

"કેમ વારૂ, ગૌરીને તમારૂં શું કામ પડ્યું?"

"મેં બે ત્રણ વાર માણસને વાયદા કરીને વિદાય કીધો; પણ એ તો રોજ રોજ મોકલવા લાગી તેથી આખરે હું એક દહાડો ગઇ. ગૌરી તો મારી આગળ ખોળા પાથરવા લાગી ને મારાં નવનવ કટકે વખાણ કરવા લાગી, કે કીકીને તો મજ જીવતદાન આપ્યું! હું ગૌરીને જાણતી હતી કે એ બાલાને બહુ પજવે છે; તેથી મારાથી નહિ રહેવાયું ને મેં કહ્યું કે બાઇ, તમે મારાં વખાણ શાનાં કરો છો મારાથી તો બીજાને વગર લેવે દેવે દુઃખ પડે તે જોવાતું નથી. તમે તમારીજ ચાલ સુધારો તો બહુ સારૂં, બાકી ઘેર ઘેર માટીના ચુલા છે. તમેજ બાલાને પજવો છો, ને કીકીને વાસ્તે તે દહાડે તમે નકામાં એની જોડે કજીઓ લઈ બેઠાં તે કંઇ તમને છાજે છે; પણ એ તો કંઇ બોલી નહિ."

"હું તો ધારતી હતી કે ગૌરી તો તમારી જોડે લડી હશે."

"કોઇ બીજો પ્રસંગ હોત તો તો જરૂર એ વચકાઇ જાત, પણ આ તો બધી વાત તરતની બનેલી, ને વળી એના મનમાં એમ, કે જો હું આડી થઇ બેસીશ તો ફૂળીદાસ જુદું ઘર માંડશે નહિ, તેથી મેં જે કહ્યું તે એ સાંભળીજ રહી! મને કહે કે કીકીને મેં જીવતદાન આપ્યું છે તો હવે એ સંઘ ઠેઠ દુવારકા સુધી પહોંચાડવો જોઇએ; માટે ફૂળીદાસ જુદો રહે તે સારૂ મારાથી જેટલું બને તેટલું કરવું."

"કેમ વારૂ, ફૂળીદાસ શું તમારૂં કહ્યું કરે એમ છે કે ગૌરી તમારી આજીજી કરવા લાગી?"

"એના મનમાં તો એમજ છે ને એટલા જ સારૂ એણે મને બોલાવી હતી. આપણે તો કીકીને મ્હોંએ બધું કરવાનું છે, બાકી એ ગૌરીનાં અને દુલારામનાં કરતુક સામું જોઇએ તો ભલે એ બન્ને અફળાઈ મરે તોપણ, આપણે આડે આવવા જેવું નથી."

"હાજ તો. એ બન્ને જણે કેશવલાલને જુદું ઘર માંડવાની ફરજ પાડી હતી"—મહામતિ બોલી—"ને તેના પરિણામમાં કેશવલાલનાં ત્રણ ચાર વર્ષ નકામાં નીકળી ગયાં, નહિ તો આજે એ વકીલ થઇને બેઠો હોત."

"બીજે દહાડે દુલારામ મારે ત્યાં આવ્યો હતો. એણે મને કહ્યું કે મારે

ગુલાબની સાથે બ્હેનપણું છે ને ગુલાબનું કહ્યું કેશવલાલ માનશે; માટે કેશવલાલ જો ફુળીદાસને કહેશે તો ફુળીદાસને જુદું ઘર માંડવાની ફરજ પડશે."

"દુલારામને આટલી તસ્દી લેવાનું કારણ કે"—મહામતિ સમજતી હોય એવું મ્હોં કરી બોલી—"નહિ તો રેલો ચાલ્યો ચાલ્યો ગાંડ તળે આવે ને એને પોતાના બાપાના ઘરમાંથી રાતી સાથે નીકળવું પડે, કેમ?"

હાજ તો, મેં તો દુલારામને મ્હોડે મ્હોડ કહ્યું કે તમે ગુલાબને અને કેશવલાલને તમારા ઘરમાંથી કહડાવ્યાં તેના બદલામાં, તમારો જ હવે નીકળવાનો વારો આવે તો પરમેશ્વરે ખરો બદલો વાળ્યો ગણાય. શું કરૂં? કીકીને મ્હોડે મારે કરવું પડશે. બાકી તમે જુદા નીકળો તો સૌથી વધારે રાજી તો હું જ થાત; માટે મારી આગળ તમે આ વાત કરવાને કોઈ વાર આવતા નહિ. મને જે કંઈ કરવું હશે તે તમારા કહેવાથી હું કરવાની નથી."

"અલંગા! તમે તો એ બહુ સારો ઉત્તર આપ્યો."



## પ્રકરણ ૨૭ મું

### કાળીના અકળ ચાળા

**કરી રાખી છે એકઠી-ઘણા દિવસની ગોઠ,**
**રાજ મળે તો કીજીએ—આવી રહી છે મારે ઓઠ;**
**માણીગર મહોલે પધારો.**

**(દયારામ.)**

એટલામાં સુખપાલ કાકાના ઘર આગળ ગાડી આવી ને ઉભી રહી. રામો ઘાટી મહામતિએ હમેશને માટે કહી રાખેલા નિયમ પ્રમાણે, ઉપર ખબર આપવા ગયો કે મહામતિ આવે છે. કોચમીને ગાડીનું બારણું ઉઘાડ્યું ને મહામતિ કેડે ખોસેલો રૂમાલ હાથમાં લઇને, સપાટ પગે પહેરી, ગાડીમાંથી નીચે ઉતરી. ધીમે ધીમે બન્ને જણીઓ દાદરો ચહડવા લાગી. પહેલે માળે આવીને અલંગાએ કાળીને ટાહુકો કીધો. બન્ને જણાં ઉપર ગયાં અને હસતાં હસતાં કેશવલાલના દીવાનખાનામાં પગ મુક્યો. ગુલાબવહુ તેઓને લેવાને સામી આવી, પણ મહામતિએ તેને તેમ કરતાં વારી ને ઉતાવળી ઉતાવળી કેશવલાલના ટેબલ પાસે એક ખુરશી પર બેઠી. અલંગા પાસેની ગાદી પર તકીએ અઢેલીને બેઠી.

મહામતિને ગુલાબવહુનું ઘર પોતાના ઘર જેવુંજ હતું, તેથી આવતાં વારને રામાને હુકમ કીધો કે પીવા સારૂ પાણી લાવે. ગુલાબવહુ પોતે પાણી લેવા ઉઠી એટલે મહામતિ તેને વારવા લાગી.

"કેમ, વળી પાછી તું મને મુંબઈ શેહેરની શેઠાણી ગણે છે કે મારા ધાટીને પાણી લેવા મોકલું છું ત્યાં તું પાણી લેવા દોડે છે? હું બીજી જગોએ તો શેઠાણી હઇશ તો હઇશ, પણ તારી આગળ તો તારી નહાની બહેન જેવી છું."

ગુલાબવહુ મહામતિનું બોલવું હસતાં હસતાં ન ગણકારતાં, પાણી લેવા દોડી પણ મહામતિએ તેનો હાથ ઝાલી રાખ્યો ને કહ્યું—"મને જે થોડું ઘણું ભણતાં આવડ્યું તે તારો પ્રતાપ છે માટે તું તો મારા ગુરૂ બરાબર છે; તો તારી સેવા ચાકરી મારે કરવી જોઇએ કે તું મારી સેવા ચાકરી કરે?"

"આપણે ત્યાં આવેલાં માણસોની બરદાસ કરવી"—ગુલાબવહુ બોલી—"એમાં સેવા ચાકરી છે જ નહિ. માટે હું અતિથિ ભાવે પાણી લેવા જાઉં છું."

"ઠીક છે, ઠીક છે, અમને તારો અતિથિ ભાવ જોઇતો નથી. અમને તો બહેનપણીનો ભાવ જોઇએ છઇએ"—મહામતિએ કહ્યું—"પણ તારા અને મારા વિચાર કોઇ કાળે મળતા આવ્યા છે કે આજે આવે! જ્યાં તારે દીલ્લી જવાનું હોય છે ત્યાં મારે આગ્રે જવાનું થાય છે. અલંગા (એમ કહી મહામતિ તેની તરફ મ્હોં ફેરવીને બોલી) તમને ખબર છે કે મારી જોડે એને તું તાંથી બોલવાનો વ્યવહાર પાડવામાં મને કેટલી મુશીબત પડી હતી? માણમાણ બે વર્ષે એ પ્રમાણે રોજ બોલવાનો આગ્રહ કીધો ત્યારે આ ગુલાબ મને તું તાંમાં બોલાવતાં શીખી. હજીએ કોઇ બેઠું હોય છે તો એનાં મ્હોંમાંથી તમે, તમારૂં, સહજ નીકળી જાય છે. હું તો એને તું તાંથી બોલાવું છું, તેથી કોઈ અજાણ્યો તો એમ જ સમજે કે મારામાં અવિવેક અને મદ છે. ઘણી વાર તો એ તમે તમે કરે ને હું તું તું કરૂં તેથી બીજા દેખતાં હું ભુઠી પડી જાઉં છું."

ગુલાબવહુ હજી પણ પાણી લઈ આવવાની જીદ કરવા લાગી તેથી મહામતિ બોલી—

"પણ તું તારી જીદ કોઈ વાર છોડતી નથી, માટે લાવ, હું એનો નીકાલ કહાડું છું કે હું મારી મેળે પાણી પી આવીશ; તું તારે બેસી રહે. રામા, તું નીચે બેસ. પણ બોલાવું તો તરત જવાબ આપજે. જા."—એમ કહી મહામતિ પોતાને હાથે પાણી પીવા ચાલી. ગુલાબવહુ પણ તેની સાથે ઓરડામાં ગઈ. મહામતિએ જોયું કે ગુલાબ આવ્યા વગર નહિ રહે તેથી તેને આવવા દીધી ને અલંગા તરફ ફરી બોલી—

"અલંગા! તમારે પાણી પીવું હોય તો આવો, નહિ તો વળી આ ગુલાબ તમારે સારૂ લોટો ભરી પાણી આપવા આવશે."

"પણ મારે તો પીવું જ નથી તેનું કેમ?" અલંગાએ કહ્યું.

"તે તો તમે જાણો, પણ તમે નહિ આવો તો આ બહેની તમારી બરદાસ કરવા જશે માટે આવોની, થોડું પાણી પી લ્યો એટલે પત્યું."

ત્રણે જણાં ઓરડામાં થઇને રસોડામાં ગયાં. ત્યાં બધાં વાસણ કુસણો ઉડીને આંખે વળગે એવી રીતે સાફસુફ કરી ગોઠવી ગાઠવી રાખ્યાં હતાં, તે જોઈ મહામતિ ગુલાબનાં વખાણ કરવા લાગી કે મારે પોતાને ઘેર પણ આટલી સુઘડતા નથી.

"હું તો બહુએ ફુવડ રહી હોત, પણ સુઘડતા અને સ્વચ્છતાના તારા આપેલા પાઠો હું વિસરી ગઈ નથી; તોપણ બહેની, તારા જેટલું ને વળી એકલે હાથે તો મારાથી નહિ બને. હું તો મારો બેસવાનો ઓરડો અને દીવાનખાનું સાફસુફ રાખું. બીજું તો માણસો કરે તે જ. વખત બે વખત તેઓને ટોકતાં રહીએ એટલે બધું ઠીકાઠીક રહે. પણ તું તો હદવાળે છે!"

પીળા ચકચકતા લોટામાં ગુલાબવહુએ પોતાને હાથે મહામતિને ગોળામાંથી પાણી આપ્યું તે તેણે પીધું. બીજી લોટી અલંગાને આપી. એટલામાં નીચેથી કાળી આવી. એનો ચહેરો, કોણ જાણે શાએ કારણથી, ઉદાસ અને બહુ વિચારશીલ બની ગયો હતો. ત્રણે જણીઓ ખુશ મીજાજમાં હતી ને કાળી તો જ્યારે પણ આવતી ત્યારે હસતું મ્હોં રાખીને આવતી; પણ આજે એનો રંગ જુદો જ હતો, તેથી પુતળાની માફક એણે બધું જોયાં કીધું. ત્રણ જણી જે વાત કરતી તે પણ એ પુરી સાંભળતી ન હોય એમ જણાતું હતું. એના મનમાં તો કંઈ બીજા જ વિચારોના તરંગો ઉઠતા હતા.

પાણી પીને બહાર આવી કે મહામતિને બીડી ખાવાની તલપ થઈ. ગુલાબવહુએ પાનની રકાબી આગળ ધરી, પણ એને પોતાના પાનપડામાંથી બીડી કરવાનું પસંદ પડતું, તેથી તે લેવાને સારૂ ખાનગી પેટીની કુંચી કહાડીને પેટી શોધવા લાગી. તે નહિ જડી ત્યારે એને યાદ આવ્યું કે રામો ઘાટી પેટી લઈ આવ્યો નથી. એટલે એનો મીજાજ હાથથી ગયો. મહોટો ઘાંટો કહાડી બારી આગળથી રામાને હાંક મારી. મહામતિનો તીવ્ર ઘાંટો સાંભળી રામો બ્હીતો બ્હીતો ઉપર આવ્યો. એને ક્રોધયુક્ત જોઇને અદબસર સામો ઉભો રહ્યો. મહામતિ મરાઠી ઠીક બોલી જાણતી. ચાકરો પર જ્યારે એને ક્રોધ આવતો ત્યારે એ મરાઠીમાં જ બોલતી. તેથી આંખો ફેરવી રામાને એ ધમકાવવા લાગી.

"કાયરે રામા! તુલા મી કીટી વેળીં સાંગીતલેં કિ મી જેથે ગેલી આણી બસલી, તેથે માઝી પેટી આણુલી પાહીજે, આણી માઝી સમોર ધરાવી. પણ તું મેલા, દર વખત તશી ને તશીચ ભુલ કરતોસ. ઇકડે પહા, હે વખત તો તુલા મી માફ કરતેં. જર દુસરી વેળીં તસા કેલા તર તુલા મી જરૂર દંડ કરણાર.

આઇક્લાસ કાય! જા—ગાડીતુન લૌકર માઝી પેટી આણુ, આણખી કામકાજ મદી હોંશીઆરી ઠેવ, સમજલા?"

સામું બોલવા જતાં મહામતિ વધારે ચ્હીડાઈ જતી એમ રામો સારી રીતે જાણતો હોવાથી નીચી મુડી કરી એણે બધું સાંભળ્યું, પણ કંઈ બોલ્યો નહિ. ધ્રુજતો ધ્રુજતો એ પેટી લઈ આવ્યો.

રામો ઘાટી પેટી લઇને આવ્યો ત્યાંસુધી મહામતિએ પોતાની આકૃતિ જાણી જોઇને કોપાયમાન્ રાખી. તેના ગયા પછી, જાણે કશું ન બન્યું હોય એમ, એ હસીને બોલવા લાગી. પાનપડો કહાડી પાનની બીડી બનાવતાં ગુલાબવહુને એણે કહ્યું—

"હાસ! આજે તને બહુ દિવસે મળી તેથી મારો આત્મા થર પડ્યો. પણ આટલા દિવસ તું મને નહિ મળવા આવી એ કંઇ સારૂં ગણાય? નહિ બને એવું હતું ને મને લગાર જણાવ્યું હોત તો હું આવત ને આખરે તો મારેજ આવવું પડ્યું."

ગુલાબવહુ મહામતિની પાસે ટેબલ આગળ બેઠી હતી ને અલંગા તથા કાળી ગાદી પર બેઠાં બેઠાં બધું સાંભળતાં હતાં.

"માટે બોલ"—મહામતિએ પુછ્યું—"તું નહિ આવી તેનું કારણ શું?"

"કારણ બારણ તો કંઈ નથી"—ગુલાબવહુ બોલી—"નહિ બન્યું ને નહિ આવી—બાકી આવવાનું તો મેં ઘણીવાર ધાર્યું હતું."

"ત્યારે નહિ આવવાનું શું કારણ?"

"તમે જાણો છો—હમણાંજ એમની પરીક્ષા પુરી થઇ છે એટલે એ ઘણો ખરો વખત ઘરમાં રહે છે તેથી નહિ બન્યું."

"હં—એમ કે"—મહામતિ હસીને બોલી—"હવે હું સમજી. તું તારા ધણીની સેવા ચાકરીમાં રોકાઇ હતી તેમાં મને પણ વિસારી મુકી. પણ તું તારા ધણીને દેવ ગણીને પૂજે તે તો તનેજ પાલવે, કેમકે બન્ને ભણેલાં ગણેલાં અને રસિક છો. પણ અમારાથી એમ કેમ બને? હું કે અલંગા કે કાળી એમ પૂજવા જઇએ તો હાંસીપાત્ર દેખાઇએ. પેલી ઇસપ ફેબલની વાત તને યાદ આવે છે, કે કુતરાનું જોઇને એક ગધેડો પોતાના ધણી આગળ લાડ કરવા ગયો તો તેના કેવા હાલ થયા હતા?—અમે એમ સમજીએ છઇએ તેથી તારી માફક વરતી શકતાં નથી."

ગુલાબવહુ કંઇ બોલી નહિ. મહામતિએ તે વાત પડતી મુકી ને બીજી કથા ચલાવી.

"આજે તારી જોડે બહુ બહુ વાતનો ખુલાસો કરવાને હું આવી છું. બોલ, આપણે ભણેલાં ગણેલાં ઇશ્વર કૃપાથી થયાં છઇએ, સદસદ્ વિચારનો વિવેક કરવાનું સામર્થ્ય આપણામાં આવ્યું છે. તો હવે કંઈ તેનું સાર્થક કરવું કે આમ તેમ ભટકીને આયુષ્ય પુરૂં કરવું!"

"અલબત આયુષ્ય વૃથા ગુમાવવું નહિ. સાર્થક તો કરવુંજ."

"ત્યારે બોલ, આપણે કોઇ એવો ઉદ્યમ લઇ બેસશું? મારા મનમાં તો ઘણા દિવસોનો વિચાર છે, કે આપણી કોમમાં સ્ત્રીસુધારણાની ઘણે ઘણે પ્રકારે આવશ્યક્તા છે. તારાથી પણ એની ના પડાય એમ નથી. ત્યારે આપણે એકાદી સારા નામની સમાજ ઉભી કરીએ, અને સાધારણ ઉપયોગી વ્યાખ્યાનો આપીએ, ને વાદવિવાદ કરીએ તો તેથી આપણને ને આપણા દેશને લાભ ખરો કેની? ત્યારેજ આપણા ભણ્યાનું સાર્થક થાય કેની?"

"તું મને બોલવાનો વારો ક્યાં આપે છે કે હું બોલું. હું કહું છું કે સર્વેએ પોતાના જીવનનું સાર્થક કરવાનું છે. પણ તેથી કરીને એમ કંઇ ઠરે છે કે સ્ત્રીસુધારણા ઉપર વ્યાખ્યાનો આપવાથીજ સાર્થક થશે."

"ત્યારે તુંજ મને કહેની, કે આપણાં સર્વનું પુરૂષાર્થ શું? આ વિષય તારી આગળ મેં અનેક વાર ચરચાવ્યો છે, તથાપિ આજે વળી એક બુટ્ટો થઇ આવવાથી પુછું છું."

"હું તો મારો જે વિચાર છે તેને નહિ વળગી રહેવાનું કશું કારણ જોતી નથી. તારી અને મારી વૃત્તિ આ બાબતમાં ભિન્ન ભિન્ન છે. તારા વિચારમાં એમ છે કે આપણે પુરૂષાર્થને શોધવાનો છે. પરન્તુ મારા વિચાર પ્રમાણે આપણો પુરૂષાર્થ આપણનેજ શોધતો આવે છે. અર્થાત્ અનાયાસે આપણે જે જે સંજોગોની વચમાં આવી પડ્યાં હોઇએ, આપણી જે સ્થિતિ અને દશા હોય, તેને ધર્મપરાયણ રીતે અવલંબીને વર્તન કરવું એજ પુરૂષાર્થ."

"કાંઇ પ્રયત્ન બ્રયત્ન પણ કરવો નહિ કેમ?"

"જે જે ધર્મો આપણે શિર આવી પડે તે પ્રયત્નપૂર્વક બજાવવા."

"આ બધું બોલવાનો તારો શું ભાવાર્થ છે?"

"એટલોજ કે તારી માફક હું પણ જોઉં છું કે સુધારણાની આવશ્યકતા છે ખરી, અને તે એકાદી સમાજથી પુરી પણ પડે; તોપણ સમાજને નામે મિથ્યા અભિમાન વધવાનાં સબળ કારણો છે માટે એ વાત પડતી મુકવી."

"આમાં અભિમાન વધવાની વાત ક્યાં છે? આ તો દેશના કલ્યાણની વાત છે."

"તું અંતર્વિચાર કરીને બરાબર જો, ને પછી મને કહે કે સમાજ સ્થાપવામાં દેશકલ્યાણ તને દોરે છે કે તારૂં ભણ્યા ગણ્યાનું અભિમાન દોરે છે?'

"વારૂ, તો એ સુધારણા કેમ થશે."

"તે તો ઇશ્વરની ઇચ્છાને અધીન વાત છે. પણ જ્યારે યોગ્ય સમય આવશે, ત્યારે તારા જેવીને મારા જેવીની તે બાબત સલાહ લેવાની જરૂર રહેશે નહિ. તું વારે ઘડીએ દાખલો આપે છે કે દુધ હશે ત્યાં સાકર એની મેળે આવી મળશે, તેમ બનશે."

"તારા કહેવાનો તાત્પર્ય હું એટલું સમજું છું કે તારા દીલમાં ઇશ્વિર સુધારણાની પ્રેરણા કરતો નથી. તેમ તને એવો જોમ આવતો નથી કે હું એકાદ કાર્ય ઉપાડું. મારા દીલમાં જે થોડો આવેશનો ભાસ થાય છે તે વસ્તુતઃ આવેશ નથી પણ એક જાતનું અભિમાન છે. માટે મારે પણ સુધારણાને માટે કશો પ્રયત્ન કરવાનો રહેતો નથી. એમજ છે કેની ?"

"હા, તેં એનું બરાબર સ્પષ્ટીકરણ કીધું છે."

"મૂળથીજ તું એમ માનતી આવી છે કે આપણે બધાં ઇશ્વિરના હાથમાં વાજાં જેવાં છઇએ અને વાજું વગાડનાર જંત્રી તો તેજ છે. 'જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સૂર નીકળે'–કેમ?"

"હા, તેની સત્તા અને ઇચ્છા વગર એક પાંદડુંએ હાલતું નથી એવો મારો દૃઢ નિશ્ચય છે."

કેશવલાલનો પણ તેવોજ હોવો જોઇએ, અથવા તેની પાસથી તું એ નિશ્ચયને પામી છે."

"તે તો ખરૂં, પણ જે સોનું છે તે બીજાના હાથમાં જઇને પિત્તળ થતું નથી."

"વારૂ ત્યારે, મારી સ્ત્રીસમાજની વાત પડતી મુકું છું. પણ મારે હવે કરવું શું ? સવારથી સાંઝ સુધી મારો તો વખત પણ જતો નથી. સારો દહાડો અને રાત લખવું ભણવું કે ભરવું તે તો મને હવે ગમતું નથી. કંઇ ઉદ્યમ હોય તો વખત જાય."

"તારાં નિત્યનાં કામમાં મન દઇને વળગી રહે એટલે પત્યું."

"એ તો તારા જેવીને પાલવે"—મહામતિ કંઇ ચ્હીડાઇને બોલી—"પણ મારે તો ખાસ કંઇ ઉદ્યમ જોઇએ. તું કહે તો એકાદ દૂરદર્શક યંત્ર વડે ગ્રહોનું અને આકાશ મંડળનું અવલોકન કરી મનને આનંદ પમાડું; અથવા તું કહે તો સારૂં જોઇને એક સૂક્ષ્મદર્શક યંત્ર ખરીદું."

" આ વળી તને યંત્રનું ગાંડું ક્યાંથી વળગ્યું?" ગુલાબે હસીને પુછ્યું.

"મેં એક ગુજરાતી માસિકમાં કીડીઓની રીતભાતનું જે અવલોકન થયું છે તે વાંચ્યું, ત્યારથી સૂક્ષ્મદર્શક યંત્રની હું પણ એવાં એવાં અવલોકનમાં મશગુલ રહું એમ વિચાર થયો છે. વળી દૂરદર્શક યંત્રથી ગ્રહો અવલોકવાની પણ મને હોંસ છે, પણ ગ્રહાવલોકન કરવાને રાતનોજ વખત અનુકૂળ છે. વળી ગ્રહો દેખાય તે વખતે ભાંગીરાત હોય, કે ગમે તે વખત હોય તો પણ, ત્યારેજ અવલોકન કરીએ તો કામ આવે; આપણે ધારીએ તે વખતે બને નહિ. તેના કરતાં આ સૂક્ષ્મદર્શક યંત્ર સારૂં કે સવાર સાંઝ જ્યારે મન થાય ત્યારે તેને લઇ બેસાય. માટે હું તો એકાદ મઝાનું

સૂક્ષ્મદર્શક યંત્ર લઇશ. પણ કઇ વસ્તુને કે શું બાબતને અવલંબીને મારે કામ લેવું તે હજી મારા મનથી નક્કી નથી."

"તું તારા મનથી બધું નક્કી કરીને આવી છે તો પછી મને પુછવાથી લાભ શો ?"

"તારો એ બાબતસર શું વિચાર છે તે હું જાણવા માગું છું."

"તું અવલોકન કરે તેમાં કંઇ ખોટું નથી. પણ એ અવલોકનની લહાયમાં તું તારો ગૃહવ્યવહાર તો નહિ ચુકે ?"

"નારે, હું તો બધુંએ કરીશ. હાં જો"—મહામતિ બોલી—"એક વાત કહેવી તો રહીજ જતી હતી! તું જાણે છે કે એમને ખાવા પીવાનો અને ઉજાણીનો બહુ શોખ છે. તેથી મેં એવી સલાહ આપી કે તમે મદનપાલશેઠની માફક એકાદી "ઉજાણી ખાઇ ખવાડી, તન મન ખીલાવી, દેશની ઉન્નતિ કરનારી મંડળી" કહાડો. પરંતુ આ વિષય મારા મનમાં હજી બરોબર ગોઠવાયો નથી પણ એ મહેનતમાં કાયર છે. બાકી મારી આ સૂચના સાંભળીને તો એ પ્રસન્ન થયા હતા. એ સ્ફુરણા મને અનાયાસે થઇ હતી. તેથી જો એજ મારો પુરુષાર્થ હશે તો મારા સ્વામીને રુચતા વિષયમાં હું સહાયભૂત થઇ પડીશ એટલે ગૃહવ્યવહાર પણ મારાથી ચુકાશે નહિ."

ગુલાબવહુ, મહામતિને મ્હોડે આ અદ્‌ભુત મંડળી કહાડવાની હકીકત સાંભળી પેટ દાબીને હસવા લાગી. હસવાનું મુશીબતે રોકીને એણે કહ્યું—

"આજકાલ ભરતખંડમાં મંડળી સમાજ, કોન્ગ્રેસ ને કંપની વગેરેનો વા વાઇ રહ્યો છે એટલે હું વધારે બોલીશ તો હુંજ ગાંડામાં ખપીશ. તારા ધણીને કોઇ પણ રીતે તું સહાય કરે એ તો અતિ ઉત્તમ વાત છે. પણ ઉજાણી આપવા લેવાથી દેશનું શું કલ્યાણ થશે?"

એ બધું ખરૂં. મેં મારા ધણીને પણ એમજ સમજણ પાડી કે એવી કોઇ વાતનું ઓથું લીધા વગર મંડળી સ્થપાય નહિ, ને લોકો સમુદાયરૂપે તેને સ્વીકારે નહિ; વળી એટલું તો ખરૂં કેની, કે તન, મન નિરોગી હોય તો, દેશકલ્યાણને માટે આપણે સમર્થ થઇએ ? બાકી એમનો અંદરખાનેનો આશય તો એ મસે ઉજાણીમાં મહાલવાનો છે, અને મારો વિચાર એ મસે એમને પ્રસન્ન કરવાનો છે. એટલે તારા વિચાર પ્રમાણે મારો સ્ત્રીધર્મ પણ પાળ્યો ગણાશે; કેમકે તું તો સ્ત્રીને બીજું કંઈ કર્તવ્ય કરવાની ના પાડે છે."

એટલામાં મહામતિની નજર, અલંગા અને કાળી ઉપર પડી. બન્ને જણીઓ ગાદી ઉપર બેઠાં ધુસપુસ વાતો કરતાં હતાં. અલંગાએ કાળીને આટલી બધી ઉદાસ હોવાનું ને ઉંડા નિસાસા નાખવાનું કારણ પુછ્યું. કાળીએ વ્યગ્ર ચિત્તે પાધરો જવાબ આપ્યો નહિ, તેમ તેમ અલંગા વધારે આગ્રહ કરવા લાગી. રહેતે રહેતે

અલંગા અટકળ કરીને પુછવા લાગી કે કાળીને શરીરે સારૂં નથી કે છોકરૂં થયું નથી, તેથી આમ ખેદ કરે છે? અથવા કાકાએ પ્રીત ઉતારી મેલી તેથી કરીને કાળી દલગીર તો નથી? કાળીએ સર્વ અટકળોનો ઇનકાર કીધો. આખરે અલંગાનો અતિશય આગ્રહ જોઇને એણે કહ્યું, "કે હું તો એવા સંકટમાં આવી પડી છું કે કોઇની સહાય લઈ શકાય એમ નથી. મ્હોડે ડુચો ને માર પડતો હોય તેવી મારી દશા થઈ છે. જો કોઇને પુછવા કરવાથી કંઈ સાર નીકળવા જેવું હોત, તો હું જરૂર ગુલાબવહુની કે તમારી સલાહ લેત; પણ જ્યાં એવીજ વાત છે કે મ્હોડે તાળું દેવાયું છે ત્યાં પછી શું કરવું?"

કાળીનો ભેદ જાણવાને અલંગાને બહુ ચટપટી થઈ. કાળીને પટાવા અને ફોસલાવા લાગી. પણ એ એકની બે થઈ નહિ. એનું મન તો ક્યાંનું કયાં ભમતું હતું તેથી અલંગાને એ પાધરો જવાબ સુદ્ધાં આપી શકતી નહોતી. એવામાં મહામતિની તેઓ તરફ દૃષ્ટિ પડી. કાળીનું ઉતરી ગયલું મ્હોં જોઈ એણે ગુલાબને કારણ પુછ્યું–પણ ગુલાબવહુ કશો ખુલાસો આપી શકી નહિ.

"મમતારામ પાસેથી તદબીર કરી એણે પોતાના દાગીના પાછા મેળવ્યા, તે પછી થોડા દિવસમાં કાળીની આવી દશા થઈ છે. હું તો બહુ બહુ રીતે એને સમજાવું છું કે મારી આગળ તો ખુલાસો કરો? પણ મને જોઇને તો કાળી વધારે ગાંડી જેવી થઇ જાય છે. મારા તો મ્હોં સામું પણ જોતી નથી. ગમે તે બહાનું કરી, બોલી ન બોલી કે નહાસી જાય છે."

"એટલી બધી એ શી ચિંતામાં આવી પડી છે?" મહામતિએ પુછ્યું.

"તે તો એ કંઈ બોલે તો સમજણ પડે કેની?" ગુલાબવહુએ જવાબ વાળ્યો–"આપણામાં કહેવત છે કે હું—હુંનો ઉપાય નથી. સુખપાલકાકાજી તો હજી જેવા ને તેવાજ એની પાછળ ગાંડા છે, એટલે તે પાંતીનું કાળીને દુઃખ હોવાનો સંભવજ નથી. બીજી એને શી ફીકર છે તે આપણાથી કેમ સમજાય?"

મહામતિ, કાળી ને અલંગાની સામું જોઇ રહી હતી તે બોલી—"આ અલંગાના મ્હોંના ચાળા પરથી જણાય છે કે એ પણ કાળીની ઉદાસીનું કારણ જાણવા માગે છે; પણ પોતાની નેમમાં પાર પડી જણાતી નથી. હશે મોડું વહેલું બધુંએ માંડવે આવશે. હવે આપણી માહોમાંહેની વાત પુરી થઇ; માટે એક સામાન્ય વિષય વિષે હું કહું છું તે તું સાંભળ."

એમ કહી મહામતિએ અલંગાને ધાંટો પાડીને કહ્યું—"તમે હવે તમારી ધુસપુસ બંધ કરો ને હું બોલું તે જરાક સાંભળો. એમાં હું કોઇની ના, હા, સાંભળનાર નથી. હું કહું છું તેમ બધાંએ કરવું પડશે. આપણે ઘણા દિવસ થયા

મળ્યાં કર્યાં કે હસીને બેઠાં નથી, માટે આવતી કાલે અમારે વાલકેશ્વરને બંગલે આપણે બધાંએ બાર વાગ્યા પહેલાં નીકળવું, ને ત્યાં ખાઈ પીને રાતના પાછાં ગામમાં આવવું. આપણે ચાર જણીઓ તો જાણે ખરીજ. ગુલાબ, તું બાલાને લેતી આવજે ને અલંગા, તમે ફોઈને જરૂર તેડતાં આવજો. હું એઓને નોતરાં તો જરૂર કહાવીશ. બીજાં બે ત્રણ બૈરાં થશે એટલુંજ."

કાળી ડોકું ધુણાવવા લાગી ને અલંગા બધાંની સામું જોવા લાગી એટલે ગુલાબ બોલી—

"બધા દહાડામાં તેં કાલનો દિવસ શા સારૂ ખોળ્યો? મને તારે ત્યાં આવવા કરવાને વાંધો હોય જ નહી, પણ કાલે તો મારાથી નહી બને, કારણ કે એમની પરીક્ષાનું પરિણામ આવતી કાલે સાંઝના જણાશે, તે વખતે તો મારે ઘરમાંજ રહેવું જોઇએ."

મહામતિ બહુ નાખુશ થઇ ગઈ. પોતાને બંગલે બધાંને તેડી જવાનું એના મનથી નક્કી જેવું જ હતું. ગુલાબે બતાવેલું કારણ પણ વાજબી હતું. મહામતિ જાણતી હતી કે આ બાબતમાં ગુલાબ એકની બે થવાની નથી; તથાપિ એણે કહ્યું—

કેશવલાલ પરીક્ષામાં પાસ થાય એ વખતે આપણે ઉજાણી કરતાં હોઇએ એ તો વધારે સારૂં; માટે તું ના શું કામ કહે છે?

"તે બધું ખરૂં, પણ મારાથી કાલે કેવી રીતે બને?"

"સારૂં ત્યારે"—મહામતિ બોલી—"કોઇ બીજી વખતે વાત. પણ આ અઠવાડીઆમાં આપણે જવું એમ તું કબુલ કરે તો જા, કાલને માટે હું આગ્રહ કરતી નથી."

તે તો પરીક્ષાનું કેવું પરિણામ આવે છે તે પર આધાર છે. કોણ જાણે—

"તું તો અતિસ્નેહે પાપશંકી છે તેથી કોણ જાણે કરે છે. જા, હું કહું છું કે કેશવલાલ પાસ જ છે. એ પાસ થાય તો તું આ અઠવાડીઆમાં આવવાને વચન આપે છે કેની?"

ગુલાબવહુએ હા કહી એટલે મહામતિ કાળી તરફ ફરીને બોલી—"કાકીજી, તમે શું સમજીને આવવાની ના કહેતાં હતાં? ગુલાબ ના કહેતી હતી તે તો જાણે સમજ્યાં, પણ તમને તો હું પરાણે ઉંચકીને તેડી જાત."

"મારો જીવ જાય પણ મારાથી કાલે, કે આ અઠવાડીઆમાં, કે આ ભવમાં, હવે આવવા કરવાનું બનવાનું જ નથી"—કાળી ઉંડો નિસાસો નાંખીને બોલી—"હું તો હવે મરીશ ત્યારે જંપીશ."

"પણ તમારા મનમાં શું થાય છે"—મહામતિ બોલી—"તે જો કંઇ કોઇને

ખુલાસો કરો તો નીકાલ આવે કેની? આ તો મુંગાને સ્વપનું આવ્યું તેના જેવું છે, પણ તમે મારે બંગલે નહિ આવો તો, નિયમ પ્રમાણે અમે તમારે ત્યાં પાન ખાવા નહિ આવીએ."

"તે તો તમારે આવ્યા વગર નહિ ચાલે; પણ મારી તો તમે કોઈ કાળે કળો નહિ એવી વાત છે ત્યાં હું શું કરૂં. મારાં નસીબ--"

મહામતિ હસી.

"તમે પણ ઠીક યમક મેલો છો. કાળીની વાત કોઇ કાળે કળાય નહી એવી અકળ છે એમ કાળીની અક્કલ આજે અટકળ કરે છે."

મહામતિ હવે ઉઠવાની તૈયારી કરવા લાગી. ખાનગી પેટીનો બધો સામાન જેમ તેમ બહાર પડેલો હતો તે એણે પાછો પેટીમાં મુક્યો. પાન પડો ગોઠવીને બંધ કીધા પછી પેટીમાં મુકયો, અને રામાને બોલાવી ગાડીમાં મુકવાને કહ્યું. પછી ત્રણે જણી કાળી સાથે તેના ઘરમાં જવા સારૂ નીચે ઉતર્યાં.

જ્યારે મહામતિ ગુલાબવહુ પાસે રોજ ભણવાને આવતી, ત્યારે કાળી ત્યાં કોઈ કોઈ વાર આવતી. પોતાના મનમાં જે આવ્યું તે એ ભખી દેતી, તેમજ એ હૈયાની નીખાલસ હોવાથી, મહામતિને કાળી આવતી ત્યારે બોલવા કરવાનો આનંદ થતો. એક દહાડો કોઈ વાતની હોડમાં મહામતિ હારી હતી, ત્યારથી જેટલી વાર ગુલાબને ત્યાં આવે તેટલી વાર કાળીને ત્યાં પાણી પીવાને અને પાન ખાવાને આવવાને સારૂ એ બંધાઈ ગઈ હતી. તેથી બધાં કાળીના ઘરમાં ગયાં.

કાળીના ઘરનું દીવાનખાનું દાદર આગળના ઓરડામાં હતું એમ આગળ આવી ગયું છે. ચાર સલંગ ઓરડામાં આખો માળ આવી જતો એવી રીતે એ ઘરની જુગતી હતી. પેહેલાં દીવાનખાનું આવતું; તે પછીનો એક ઓરડો કાળીનો ખાનગી હતો. ત્રીજા ઓરડામાં રસોડું હતું અને ચોથામાં વાસણ કુસણ રહેતાં ને નહાવા ધોવાનું હતું. બીજી કોઈ ચાલ નહોતી. ઘરમાં દીવાનખાનાના દાદરા સિવાય બીજે કંઇથી જવાય એમ નહોતું. રસોડાનો ઓરડો વચમાં હોવાથી ત્યાં અંધારૂ વધારે પડતું. પાસેની ગલીમાં મુકેલી બારીમાંથી થોડું ઘણું અજવાળું આવતું તે જ.

મહામતિ કાળીના ઘરમાં આવી કે પોતાના નિત્યના નિયમ પ્રમાણે કાળી પોતાનું ઘર કેવું સાફસુફ અને સુઘડ રાખે છે તેની તપાસ કરવા લાગી. કાળીને તો કોઈ વાતની દરકાર જ નહોતી. જે જ્યાં પડ્યું હોય તે ત્યાંનું ત્યાં જ પડ્યું રહેતું. બીજી વાર કદાચ કામ પડે તો બીજી જગ્યાને પામતું. ગુલાબવહુ ને મહામતિ એને એ બાબતસર વારંવાર ટોકતાં તેથી કાળી કંઈ સુધરી અને થોડી ઘણી ટાપટીપ રાખતાં શીખી હતી ખરી, પણ સુઘડતાના ઉપદેશે એના દીલમાં હજી વાસો કીધો નહોતો.

ઘરનો બધો સામાન જેમ તેમ, જ્યાં ત્યાં પડેલો જોઇને **મહામતિ** કાળીને પાછો ઠપકો આપવા લાગી.

"આ શું! જાણે કે આ તો કોઈ વીસીખાનું કે ધર્મશાળા હોય તેવું શું રાખો છો? દીવાનખાનું પણ બરોબર રાખતાં નથી? તમારો આ બીજો ખાનગી ઓરડો પણ કેવો હાલ હવાલ છે! મારી તો નજરે પુરૂં દેખાતું નથી. ગલી તરફ પડતી બારીઓ કેમ બંધ રાખો છો? હવા ને પ્રકાશ તો જેટલાં ઘરમાં આવે તેટલાં સારાં. તેમાં રસોડામાં તો ખાસ કરીને હોવાં જોઇએ. પણ એ ઓરડો તો આના કરતાં વધારે અંધારો છે. જોઇએ ત્યાં બધું તમે કેવું રાખો છો?

એમ કહી **મહામતિ** રસોડાના ઓરડા તરફ જવા લાગી. ઉમરા આગળ, રસોડામાં જમીન ઉખડી જવાથી, એક ખાડો પડ્યો હતો તેમાં, **મહામતિનો** પગ પડ્યો. ભોગજોગે જે બારણાને પોતાનો હાથ મુકીને **મહામતિ** અંદર પગ મુકવા જતી હતી ત્યાં આગળ, તે બારણાને તેલ લાગવાથી ચીકણું થઈ ગયું હતું, તેથી **મહામતિનો** હાથ સર્યો ને તે સાથે ખાડામાં પગ પડ્યો. કાળી એની સાથે જ ચાલતી હતી. એનું ચિત્ત બહેબાકળું બનેલું હોવાથી **મહામતિની** પાસે છતાં, એ જણાવવું ચુકી ગઈ કે સંભાળીને પગ મુકે. **મહામતિ** ધીમે ધીમે ચાલતી હતી તેથી પડતાં પડતાં સહેજમાં બચી ગઈ; તોપણ એક ઠોકર તો ખાધી. જો લગારેક જોરમાં ચાલી હોત તો એ જરૂર ધબાયનમઃ થાત.

"આ તે શું?" **મહામતિ** કાળી તરફ ફરી બહુ નાખુશ થતી બોલી—"આ તે તમારૂં રસોડું કે ચોરને અને ગુન્હેગારોને શિક્ષા કરવાની ઓરડી! મારા બાપરે! અંદર કેટલું અંધારૂં છે! ને ધુમાડો જવાનો ક્યાંઇએ વગ નથી. તેમાં વળી ઉમરા આગળ જ મ્હોટો સરખો ખાડો, જ્યાં પહેલો પગ પડે, ત્યાં જ છે. અધુરામાં પુરૂં, અંધારૂં સમજી કોઈ બારણાને આધારે અંદર જવા ધારે તો તે સાષ્ટાંગ નમસ્કારજ કરે! એ તો હું આસપાસ જોવામાં રોકાઈ, એટલે મારો પગ ધીમેથી પડ્યો, નહિ તો હું પણ ગઈ હોત!" એમ કહી **મહામતિ** ઉમરા આગળથી રસોડામાં નજર કરતી બોલી—"કાકીજી, તમે આ રસોડું તો બીલકુલ ઠીક રાખતાં નથી! એ તો કંઈ સારૂં નહિ. તમને ખબર છે કે રસોડાનો ધુમાડો પેટમાં જવાથી શરીરને કેટલું નુકશાન થાય છે તે? પુછો, જોઇએ તો **અલંગાના** ધણીને કે **મદનપાલશેઠને** એટલે તમારી ખાતરી થશે. માટે આ તમારા ઓરડા અને રસોડા વચ્ચે એક બારી છે તે તો તમે બારે પહોર ઉઘાડી જ રાખજો. ગલીમાંથી ખરાબ વાસ આવે એટલે ગલીની બારી ઉઘાડવાનું હું તમને કહેતી નથી. પણ હશે, બધું તો જાણે રહ્યું પણ આ ઉમરા આગળ કેટલા દિવસનો ખાડો પડ્યો છે તે કેમ નથી પુરા-

વતાં ? સુખપાલકાકાજી આગળ એટલુંએ કહેવાતું નથી ! એમાં તો કાંઈ તમારે કામ કરવાનું નથી ? કડીઆ મજુરનું કામ છે. પણ મને યાદ આવ્યું"—મહામતિ પાછી ફરતાં ને દીવાનખાના તરફ કાળી સાથે આવતાં તેની મજાક કરતી બોલી— "કાકાજીનો જાણી જોઇને પગ ભાંગવાને તમે એ ખાડો પુરાવતાં નથી કેમ ?"

કાળી કંઈજ બોલતી નહોતી. એનું ચિત્ત જ બહાવરૂં થઈ ગયું હતું. જ્યારે મહામતિનો ઉમરા આગળ પગ લપસતો એણે જોયો અને બારણું ચીકણું જોયું, ત્યારે એના મનમાં કોઈ વિષયનું સ્ફુરણ થઈ આવ્યું, ને જેમ કોઈ ગાંડો આદમી હરખાય તેમ હરખાવા લાગી; તેમાં મહામતિએ, સુખપાલકાકાનો પગ ભાંગવાને કાળીએ એ ખાડો જાણી જોઇને રાખ્યો હતો એવી મજાક કીધી, ને કાળીના તરંગે પોતાના મનમાં રમતા વિષયનું દૃઢ સ્વરૂપ ખડું કરી દીધું હોયની, એવી રીતે કાળી ખડખડ હસવા લાગી. એના ચહેરા પરથી ઉદાસીનાં ચિહ્નો એક પછી એક જતાં રહ્યાં.

અલંગા ને ગુલાબવહુ બહાર દીવાનખાનામાં જ બેસી રહ્યાં હતાં. મહામતિ દીવાનખાનામાં આવી કે કાળી તો હરખાઈ હરખાઇને આમ તેમ નાચવા ને કુદવા લાગી. મહામતિને પગે પડી, અને બીજાંના અચંબાની વચ્ચે એ ગાંડું ગાંડું બોલવા લાગી.

" બાઈ તમે પડ્યાં તેથી હું તમારો પાડ માનું છું ! તમને કંઈ વાગ્યું કર્યું તો નથી કેની ? પણ તમે પડ્યાં એ તો બહુ સારૂં થયું !! હવે મારા જીવને કળ વળી છે ! કાળીની અક્કલ હવે ઠેકાણે આવી છે. જો કે તમે મને ગાંડી ધારતાં હશો પણ હવે મારૂં કાળજું ઠેકાણે છે. જાઓ તમે કાલે, કે આ અઠવાડીઆમાં જ્યારે ઉજાણી આપશો ત્યારે હું આવીશ. બસ પછી કંઈ છે ?"

એમ બોલી કાળી પાછી હસવા ને નાચવા લાગી. બીજાંઓએ તો નક્કી ધાર્યું કે કાળી વિકળ થઈ ગઈ છે. તેઓને કાળીની રીતભાત બહુ વિસ્મય પમાડવા લાગી. કાળી પાસે ખુલાસો માગ્યો તે તેણે આપ્યો નહિ. એટલું જ કહ્યું કે મારા જીવને હવે ટહાડેક વળી છે. મહામતિ પડી એટલે હવે એને કોઇ વાતે બ્હીવા જેવું નથી !!!



# પ્રકરણ ૨૮ મું
## કેશવલાલને ત્યાં સંન્યાસી

* * * * *

કક્કા કર સદ્દગુરૂનો સંગ, હરેકમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય;
લિંગવાસના હોયે ભંગ, કક્કા કર સદ્દગુરૂનો સંગ. (પ્રીતમદાસ.)

એ જ રાતે (ગુરૂવારની રાતે) કેશવલાલ વાળુ કરતો હતો, ત્યારે ગુલાબવહુએ વિનોદાર્થે એની આગળ કાળીની વાત કહી. તે સાંભળી કેશવલાલ પણ વિસ્મય પામ્યો કે કાળીને શું ભૂત ભરાયું હતું ને તે કેવી રીતે નીકળી ગયું! તરેહ તરેહવાર અટકળ કરતાં પણ કોઈ કાળીનો ભેદ પામી શક્યું નહિ. એમ વાત પરથી વાત નીકળતાં ગુલાબવહુએ કહ્યું કે ધનકોર માસીજીથી કીકીને જુદી રહેલી જોવાને, મહામતિ અને અલંગા બધાં ખુશી છે. મહામતિ કહે કે ફૂળીદાસથી તમારૂં મહોડું છંડાશે નહિ. માટે તમારે વખત બે વખત ફૂળીદાસની આગળ એ ઉધરાણી જારી રાખવી. અલંગાને તો એમ ધારતી લાગે છે કે નવલશાનાં લગ્ન આડાં આવ્યાં છે તે મસે, રખેને વાત ટહાડી પડવાથી ફૂળીદાસ સટકી જાય ને ધનકોરડોસી પાછી સરજોર થાય.

"ના ના, એમ તો શું"—કેશવલાલ બોલ્યો—"એ તો પોત અને પાણી ગયાં તે પાછાં ચહડે છે? મા દીકરા વચ્ચે આ કારણથી વિગ્રહ થયો એ બહુ શોચનીય છે. આપણે પણ ફૂળીદાસને એવી સલાહ આપવી પડે ને એ પોતાની માથી જુદું ઘર માંડે તેમાં આપણે સર્વે રાજી થઇએ, એ પણ એક લેખે શોચનીય છે. પરંતુ આપણે શું કરીએ? ધનકોર માસીનો પોતાનો જ વાંક ત્યાં?"

"તમે, હું, મહામતિ ને અલંગા સિવાય બીજાં બધાં પોતાના સ્વાર્થને લીધે જ એમ જોવાને રાજી છે એમ તમે નક્કી ધારજો."

"એમાં શું શક? કાલે ચંદ્રદાસકાકાને ઘેર ગયો તો ચંદ્રદાસકાકા, કાકી ને દુલારામે મને અનેક રીતે કહ્યું કે ગમે તેમ કરીને ફૂળીદાસ જુદું ઘર માંડે તેમ કરો. જાણે કે ફૂળીદાસને મારા કહેવાની જ વાટ હોયની! તેમાં કાકી અને દુલારામથી તો તોબા! કાકી બ્હીએ કે રખેને તું મને આડી સલાહ આપે, ને દુલારામ એમ બ્હીએ કે રખેને પોતાને નીકળવું પડે તેથી મને રાજી થવાનું કારણ મળે, માટે હું ફૂળીદાસને વિપરીત સલાહ આપું!"

"હા, મને મહામતિ પણ કહેતી હતી કે શું કરીએ, કીકીનું નામ આવે છે ત્યાં આપણાં બધાના હાથ હેઠા પડે છે, નિકર દુલારામને એના બાપથી જુદો કરવાનો

આવો લાગ ફરી ફરીને આવશે નહિ. એણે તો મને ત્યાંસુધી કહ્યું કે જો કંઈ એવો તાલ રમાય કે થોડા મોડા ફુળીદાસ જુદો પડે ને તે અરસામાં ચંદ્રદાસ દુલારામને જુદો કહાડે, તો તો પછી કંઈ મણા રહે નહિ."

"ના ના, આપણે તેમાંનું કશું કરવું નથી. હું તો ધર્મની વહારે ધાઇશ. તને ખબર છે કે પરલોકિક તો બાજુએ રહ્યા, પણ ઇહલોકિક જ કેટલા લાભો ધર્મની વહારે ધાવામાં સમાયલા છે?" એટલું બોલતાં કેશવલાલ, જાણે વધારે બોલાઈ ગયું હોય તેમ અચકાઈ ગયો ને વાત ફેરવીને બોલ્યો--"બાકી ધનકોરમાસી મનમાં બધું સમજી ગયાં છે, જો કે પોતાનો ધાક રાખવાને માટે બહારથી તો હજીએ એ તો ફુળીદાસને ગાળો ભાંડ્યાં કરે છે. પણ વળી કીકીને રાજી રાખે છે ને એ બીચારી ભોળવાઈ ગઈ છે."

"એ તો પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય"—ગુલાબવહુએ જવાબ આપ્યો—"કીકી અને કાળી ભોળપમાં એક જ પાયરીનાં છે. બીજી રીતે બંનેમાં ગાડે ગાડાં ફેર છે. પણ માસીજીની નવીન ચેષ્ટાથી આપણે ભુલાવો ખાવાનો નથી."

"હાજ તો-- ફુળીદાસ સુદ્ધાં પણ પોતાની માથી આ વખતે ભોળવાયો નથી. મનમાં તો એ મૂળથી સઘળું સમજતો, પણ જાતનો એવો શરમાળ કે કોઇને માઠું મનાવતો નહિ. તેથી હાલ તો એ માને અને વહુને, ઠીક છે ઠીક છે, કહ્યા કરે છે. પણ આખરે વખત આવે જુદો પડવાનો એ નક્કી છે. એમ એના કહેવાથી મારા જાણવામાં આવી ગયું છે."

વાત એટલેથી જ અટકી. વાળુ કરી, હાથ ધોઈ, પાણી પી, કેશવલાલ દીવાનખાનામાં આવીને બેઠો. ટેબલ પર પડેલું એકાદ છાપું વાંચવા લાગ્યો. ઘણા થોડા વખતમાં એનું મન આવતી કાલે જાહેર થનારા પરિણામ પર દોડ્યું ને છાપાનો વિષય મનમાંથી અંતર્ધાન થઈ ગયો. પરીક્ષાનું પરિણામ જાણવાની સૌને એક સરખી ઉત્કંઠા રહે છે. પરીક્ષા પહેલાં તો અભ્યાસ કરવાનો દિનપર દિન વધતો જતો એક જાતનો જોમ આવે છે. પરીક્ષાનું પરિણામ જણાયું, કે આપણે આગળ વધ્યા કે એકડે એક પાછો કરવાનો કપાળે ચોંટયો, એમ જાણીએ છઇએ. થોડા દિવસ હર્ષ શોક જે હોય તે જીર્ણ થઇ જાય છે, ને મન તેના સ્થિતિસ્થાપક ગુણને લીધે—વધારે અનુભવ સાથે અસલ દશાને પામે છે. પણ એ એનો અંતર્કાળ—પરીક્ષા પછી અને પરિણામ પહેલાં—બહુ વિલક્ષણ રહે છે. ત્રિશંકુની પેઠે વિદ્યાર્થી, પોતાને આ લોક કે પરલોકમાં, કે શેમાં તે જાણતો નથી. ઉત્તમ માર્ગ તો એ છે કે બને તેટલું મનને કાબુમાં રાખી, સારા કે માઠા પરિણામની મનમાં ચિંતવના પેસવાનો અવકાશ જ આપવો નહિ.

ગુલાબવહુ રસોડાથી પરવારી કેશવલાલ પાસે ગાદી પર આવી બેઠી. એના મનમાં પણ આવતી કાલના પરિણામના જ વિચારો ચાલતા હતા. અત્યાર સુધી પોતાનું મન વશ રાખી, તે સંબંધે એણે કેશવલાલની આગળ વાત કહાડી નહોતી, પણ હમણાં એનાથી ન રહેવાયું ને એ બોલી ઉઠી—

"સ્વામિન્, આવતી કાલે સાંઝના શું પરિણામ આવશે તેની તમને અધીરતા નથી આવતી? મારૂં મન તો એવું તલપાપડ થઇ રહ્યું છે કે ન પુછો વાત! મ એ વાત કહી એટલે મહામતિએ પોતાની ઉજાણીનો વિચાર માંડી વાળ્યો."

"અધીરતા નથી એમ તો કેમ કહેવાય? તથાપિ પ્રિયે! મનને વશ રાખવાને મથવું એ જ ઉત્તમ છે. તું ઉજાણીમાં ગઈ હોત તો હું ખરેખર પ્રસન્ન થાત."

"પણ મારો જીવ ઉજાણીમાં કેમ રહે? આવતી કાલની સાંઝની એક ક્ષણ જોડે આપણા ભાગ્યોદયનો, સુખનો અને પ્રતિષ્ઠાનો ધાડો સંબંધ નિર્માણ થઇ ચુકેલો છે, તે અવસરે ઉજાણીમાં મહાલવાને મારૂં મન કેમ હા પાડે? કાલે સાંઝ પડશે ને પરિણામ જણાશે ત્યારે આપણને નીરાંત વળશે, ત્યાં સુધીનો વખત કેમ ખુટાડવો તેનું મને અત્યારથી વિમાસણ થાય છે."

"મેં એક ઘણો ઉત્તમ રસ્તો શોધી કહાડ્યો છે. તને ખબર છે કે અમે નથુશેઠની ધર્મશાળામાં ઉજાણીએ ગયા, ત્યાં એક સંન્યાસીનાં અમને દર્શન થયાં હતાં. તે હજી વાલકેશ્વરમાં જ છે. પરમ દહાડે પણ બપોરના હું એમનાં દર્શનાર્થે ગયો હતો. એ બહુ સાધુ પુરૂષ છે, માટે આવતી કાલે સવારના એમને આપણે ત્યાં ભિક્ષા લેવા માટે વિનવીશ અને સોએ સો વસા લઇ આવીશ. માટે તારૂં મન એમને સારૂ સામગ્રી સજ્જ કરવામાં, ને મારૂં મન એમને તેડી લાવવા કરવામાં રોકાશે. આપણે યથાશક્તિ એમની સેવા ચાકરી કરશું, એટલે સાંઝ સુધીનો વખત તો સહેજ નીકળી જશે. સ્વામી બહુ વન્દનીય છે. એમનાં દર્શન અને વાણીથી તારો આત્મા પણ પ્રસન્ન રહેશે."

"આ વાત તમને સુજી આવી"—ગુલાબવહુ બોલી—"એને તો તમારા પરિણામના સંબંધમાં બહુ શુભચિહ્નસૂચક હું ગણું છું. સંન્યાસીનાં દર્શનથી અને એમની જોડે સંભાષણથી આપણે બંને આનન્દિત થઇશું, માટે આવતી કાલે આપણે એમની સેવા ચાકરી ભક્તિ પૂર્વક કરવી."

આવતી કાલે કોઇ બ્રાહ્મણ પાસ રસોઇ કરાવવાનું દંપતીએ નક્કી કીધું. કેશવલાલે સૂચવ્યું કે તેઓ બે સ્વામીની સેવા ચાકરીમાં રોકાયલાં રહેશે, તેથી એમને એકલાં બેસી ન રહેવું પડે, માટે નિર્મલદાસને અને બાલાને પણ સ્વામીના આવ્યા પછી બોલાવવાં. એમ કરતાં રાતના દશ અગીઆર વાગ્યા અને બંને જણાં સુઈ

ગયાં. જ્યાં ધણી ધણીઆણીનો જીવ મળેલો હોય છે, ત્યાં દિવસ કરતાં પણ રાત્રિનો કાળ વધારે સુખકર રીતે પસાર થાય છે. તેથી કરીને આવતી કાલે જો કે કેશવલાલની **બી. એ.** ની પરીક્ષાનું પરિણામ બહાર પડવાનું હતું, તથાપિ બંને જણને શાંત નિદ્રા આવી.

વળતે દિવસે પ્હો ફાટતાંની સાથે કેશવલાલ જાગ્યો. ન્હાઇ ધોઇ, પોતાના નિત્ય નિયમથી પરવારી, સાતેક વાગે સ્વામીને તેડવા માટે વાલકેશ્વર જવા નીકળ્યો. સ્વામીનો મુકામ હજી પણ નથુશેઠની ધર્મશાળામાં જ હતો. કેશવલાલના કહેવાથી નથુશેઠના ચાકર માણસો એમને સારૂ રસોઇની જોગવાઇ રાખતાં અને સર્વ રીતે એમની સેવા ચાકરી કરતાં. જ્યારે કેશવલાલને ઉજાણીમાં સ્વામીનાં પ્રથમ દર્શન થયાં ત્યારે એમણે મુંબઇમાં ઝાઝો વખત ન રહેવાનો વિચાર જણાવ્યો હતો. આજે તે વાતને તેર દિવસ થવા આવ્યા હતા. પોતે જે કામે આવ્યો હતો તે કામ ગયા રવિવારે, સાધુદાસના વંશજોને યોગદર્શન કરાવી, એણે ઉકેલી દીધું હતું; તથાપિ હજી સુધી વાલકેશ્વરમાં જ પોતાનું આસન રાખ્યું હતું. તે સ્થળ એને દિવ્ય જણાયું તેથી, કે પોતાના મનમાં હજી રહેવાનું જ સ્ફુરણ થયું તેથી, સ્વામી વાલકેશ્વરમાં જ પડ્યો રહ્યો. એથી કરીને કેશવલાલને આમંત્રણ દેવાનો અનાયાસે જોગ થયો.

નથુશેઠની ધર્મશાળામાં આંબાના વૃક્ષ નીચે, જ્યાં સ્વામીનું આસન હતું, ત્યાં કેશવલાલ ગયો ભોંય પડી દંડવત્ કરી, એમની પાસે બેઠો એને થોડી ઘણી આડી તેડી વાત કરી કેશવલાલે સ્વામીને આજે પોતાને ત્યાં ભિક્ષા લેવાને વિનવ્યો. આનંદગિરિ કંઇ બોલ્યો નહિ એટલે કેશવલાલ વધારે ને વધારે આગ્રહ કરતો ગયો. સંન્યાસીએ વિચાર કરી હા કહી. થોડી વારમાં એક વિકટોરીઆમાં બેસી બંને જણા કેશવલાલને ઘેર જવા નીકળ્યા.

રસ્તામાં આનંદગિરિએ કેશવલાલને તેની સંસારની સ્થિતિ અને ઉદ્યમ સંબંધે સવાલ પુછ્યા. કેશવલાલે પોતાનું સઘળું વૃત્તાંત મહારાજને જણાવ્યું. એક પરીક્ષાનું પરિણામ આજે જણાવાનું હતું તે પર એના ઉદ્યમનો આધાર હતો એમ જણાવ્યું. પાછલું વૃત્તાંત કહેતાં, એણે પોતાના કાકાથી જુદું રહેવું પડ્યું તેનું ખરું કારણ કહ્યું નહિ. પરંતુ આનંદગિરિ સમર્થ યોગી હોવાની સાથે, વ્યવહારમાં પણ કુશળ હતો. તેણે કેશવલાલને બે ત્રણ પ્રશ્નો એવા પુછી લીધા કે તમામ વૃત્તાંત એના જાણવામાં આવ્યું. એથી કરીને કેશવલાલ વિષે જે સારો વિચાર એને હતો તે વધારે દૃઢ થયો. વળી પુછતાં પુછતાં સ્વામીના જાણવામાં આવ્યું કે દંપતી વચ્ચે પ્રીતિ છે, એટલે એને એક વાત સંબંધે કેશવલાલને ઇસારો કરી રાખવો યોગ્ય જણાયો.

"બચ્ચા કેશવલાલ, આપણે તારે ઘેર જઇએ, ત્યાં યોગદર્શન કે સિદ્ધિ સંબંધે એકે પ્રશ્ન તું મને પુછીશ નહિ; કારણ કે રખેને એ વાત નહિ જણાવવા જેવાને કાને પડે. વળી હું તને એક વાતની શીખામણ આપું છું કે એ વિષે કોઇ કાળે તું તારી સ્ત્રીને કશું કહીશ નહિ. કારણ કે ગુરુ મહારાજની એવી સ્પષ્ટ આજ્ઞા છે. કદાચને તું તારી બૈરીને વશ નહિ હોય, પરંતુ વાણીઓ વ્યવહારમાં ડાહ્યો અને પાવરધો છતાં, બૈરી આગળ ગૌવા જેવો બનેલો હોય છે, અને ઘરમાં રાણીજીનું રાજ ચાલે છે એમ હું મારા અનુભવથી જાણું છું. તારે જો તે વિષે કોઈ સવાલ પુછવા હોય તો હમણાંજ પુછ."

"મહારાજ, મારે એ સંબંધે આપને કશું પુછવાપણું રહેતું નથી, કારણ કે યોગદર્શન પછી, આપે જે જે ખુલાસો કીધો તે પુરતો હતો. મને એક બે હકીકત જાણવાની જિજ્ઞાસા થાય છે, પણ તે યોગદર્શન કે સિદ્ધિપરત્વે નથી; જો કે યોગદર્શન અને સિદ્ધિને નિમિત્તે એ જિજ્ઞાસા મારા મનમાં ઉઠી છે." સ્વામીએ એને ખુલાસો આપવાનું કહેતાં કેશવલાલ બોલ્યો—

"મને એક બાબત કંઈ સમજણ પડતી નથી. તે એમ કે અમારા વડીલ સાધુદાસ પર શ્રીવિદ્યાનંદ મહારાજ પુરેપુરા પ્રસંન થયા હતા. આપના કહેવા પ્રમાણે ગુરૂમહારાજે એમને કેટલુંક જર ઝવેરાત આપ્યું હતું, પણ ત્યારે, આ સિદ્ધિઓ સાધુદાસને આપતાં એના વંશજમાંથી કોઇને આપવી એમ કરવાનું શું કારણ હશે?"

"તારો પ્રશ્ન બહુ મઝાનો છે"—સ્વામીએ પ્રસન્ન થઇને કહ્યું—"મારા ગુરૂમહારાજનો ઉદ્દેશ સાધુદાસનું આ ભલું કરવા કરતાં, પરલોકનું શ્રેય કરવામાં વધારે હતો. તું જાણતો હશે કે વાસનામાંથી જીવ છુટે તો પરલોકમાં તેનું શ્રેય થાય. હવે આ સંસાર વાસનામય છે. મનુષ્યની ઉત્કટ વાસનાઓ તેના પુત્ર પૌત્રાદિ બનીને દેહ ધરે છે. આપણા શાસ્ત્રમાં પુત્રને પિતાનો દેહ કહ્યો છે તેમાં આ પણ એક કારણ છે. અર્થાત્ સાધુદાસમાં તે વેળાએ પ્રગટ નહિ થયા છતાં, રહેલી ઉત્કટ વાસનારૂપ તમે છો. એ વાસનાઓ ભોગવ્યાથીજ છુટે છે; માટે એ સિદ્ધિઓ એમના વંશમાંથી કોઇને આપવાનું ગુરૂમહારાજે ધાર્યું હતું. સાધુદાસની વાસનાઓનો બારીક રીતે વિચાર કરી, એ સિદ્ધિઓ તે વાસનાઓમાંથી છુટવાને સાધનભૂત થઇ પડે એવી રીતે પસંદ કરી છે. કેવળ સ્વચ્છન્દી રીતે નહિ."

"એટલે કે"—કેશવલાલે પુછ્યું—"સાધુદાસની ઉત્કટ વાસનાઓ અમારા દેહદ્વારા ભોગવી છુટવાની છે, અને અમારામાંથી જેમાં સાધુદાસની તે વાસના હશે તે એ સિદ્ધિને પામશે, એમજ કેની?" આનંદગિરિએ હા કહી એટલે કેશ-

વલ્લભ બોલ્યો–" ત્યારે ધર્મની વહારે ધાવાની સરત તો એક નિમિત્ત કારણજ થયું કેની ? "

"એક લેખે ગણીએ તો એ સરત નિમિત્ત કારણ છે. પણ મારા ગુરૂમહારાજ, તમે ચારમાંથી અમુક જણ સાધુદાસની છોડવા ધારેલી વાસનારૂપ છો એ વાત, જે કોઈ એ સરત પ્રમાણે ચાલશે તે ઉપરથી પારખી લેશે. કોઇ બીજી રીતે નહિ; જો કે બીજી રીતે પણ જાણવાને ગુરૂશ્રી સમર્થ છે."

" તારે શું, અમે ચારમાંથી કોઇ સાધુદાસનીજ વાસનારૂપ હઇશું ?"

" ના બચ્ચા, એમ નહિ, તમારા બીજા વડીલોની પણ વાસનરૂપ તમે હો તો હો. એમ બનતું આવે છે. એ વાસના તમારા વડીલોમાંથી પણ કોઇની છે એમ માનવાને બદલે વધારે સૂક્ષ્મદષ્ટિએ જોતાં, અનાદિ કાળથી એ વાસના તમારી પોતાનીજ છે એમ કહીએ તો ચાલે; તેથીજ કરીને આપણે પુત્ર પૌત્રાદિ રૂપે અને પિતા પિતામહાદિરૂપે એ વાસનાઓ ભોગવી છુટીએ છઇએ. અર્થાત્ ભોગવનારો એકનો એકજ અને તે ભોક્તા, આજે અમુકનો પુત્ર થઇને, કાલે અમુકનો પિતા થઇને ભોગવે છે. બહુ લાંબો વિચાર કરતાં એની અંદર ગુંચવાડો ઉત્પન્ન થાય છે, એટલે કે તે વાણીથી સમજાવવો મુશ્કેલ થઈ પડે છે. એટલા માટે શાસ્ત્રોમાં કર્મને વારંવાર અનાદિ કહેલું છે. વળી એક વાસના ભોગવતાં બીજી અનેક વાસનાઓની ગાંઠ બંધાય છે, તેથી સાત સાંધે તેર તુટે એમ સંસારની ઘટમાળ ચાલ્યા કરે છે."

"મહારાજ"—કેશવલાલે બીજો પ્રશ્ન પુછયો—"અમારાથી જેઓની ઉંમર પંદરથી ચાળીસની અંદર છે તેઓમાંથી જ એકને એ સિદ્ધિ આપવાનું શું કારણ હશે? તેથી વધતી ઓછી ઉંમરનાને શા સારૂ નાલાયક ગણ્યા હશે?"

"સાધારણ રીતે સર્વ ઉત્કટ વાસનાઓ પંદરથી માંડીને ચાળીસની અંદર સુધીમાં પ્રગટ થયલી હોય છે માટે એવી સરત નાંખી છે."

"ત્યારે મહારાજ, અમે એ સિદ્ધિ માટે કંઈ પુરૂષાર્થ નહિ કરીએ તો ચાલે કેની? કારણ કે આપના કહેવા પ્રમાણે જે સાધુદાસની વાસનારૂપ હશે તેને જ એ સિદ્ધિ મળશે."

"બચ્ચા, તમે પુરૂષાર્થ નહિ કરો, પણ તમે જો સાધુદાસની એ ઉત્કટ વાસનારૂપ હશો, તો તે વાસનાજ તમારી પાસે પુરૂષાર્થ કરાવશે. વસ્તુતઃ આપણને પુરૂષાર્થ જ નથી. જગન્નિયંતાની ઇચ્છાનુસાર આપણે કર્મો કરીએ કારવીએ છઇએ, પણ તે કર્મોમાં અજ્ઞાનથી આપણે અહંકાર ધરીએ છઇએ માટે બંધનમાં આવીએ છઇએ.

આપેલા ખુલાસાનું મનન કરતો કેશવલાલ મુંગોજ બેસી રહ્યો. થોડી વારમાં સુખપાલકાકાનું ઘર આવ્યું ને મહારાજની સાથે કેશવલાલ દાદરો ચહડવા લાગ્યો. ગુલાબવહુ વાટ જોયા કરતી તે, ગાડીનો ખડખડાટ સાંભળી, દાદરા આગળ આવીને ઉભી રહી. આનંદગિરિ મહારાજે એને આશીર્વાદ આપ્યો. એની મુખમુદ્રા જોઇને આનંદગિરિ કેશવલાલ સામું જોવા લાગ્યો કે આને આવી સદ્ગુણી સ્ત્રી મળી છે માટે એ ભાગ્યશાળીજ છે.

બંને ઘેર આવ્યા ત્યારે નવ વાગ્યા હતા. સુખપાલકાકાને ત્યાં ને કેશવલાલને ત્યાં કોઈ કાયમનો ઘાટી હતો નહિ, પણ એક ઘાટી સવાર સાંઝ આવી બંને ઘરનું કામકાજ કરી જતો. કેશવલાલે તેને ચંદ્રદાસને ત્યાં જઈ નિર્મલદાસને અને બાલાને બોલાવી લાવવા મોકલ્યો, ને વાલકેશ્વરવાળા સ્વામી આવ્યા છે એમ કહેવાનું કહ્યું. ઘાટીએ ચંદ્રદાસને ઘેર જઇને નિર્મલદાસની તપાસ કરી. તે તો બહાર ગયો હતો. સંદેશો કોઇને કહ્યા વગર પાછા જવું પડે તો વળી ફેરો પડે, તેથી ઘાટીએ જઇને બાલાને જણાવ્યું કે તમને અને નિર્મલદાસને કેશવલાલને ત્યાં વાલકેશ્વરના સ્વામી આવ્યા છે માટે બોલાવે છે. ઘાટીને પાછો ફરતાં દુલારામે જોયો. ઘાટીએ બધા સમાચાર દુલારામને પણ કહ્યા. આનંદગિરિ મહારાજ કેશવલાલને ત્યાં પધાર્યા છે એવું સાંભળતાંજ દુલારામના પેટમાં ફાળ પડી, કે એ પેલી સોનાની અને ઝવેરાતની છાબો કેશવલાલે લઇ લીધી જો! કેશવલાલ પર રાતો ચોળ થઈ ગયો ને મનમાં તેનું તરેહવાર અશુભ ઇચ્છવા લાગ્યો. પાઘડી, લુગડાં પહેરતાં પહેરતાં એ ધસ્યો મસ્યો એને ત્યાં ગયો.

મહારાજને દીવાનખાનામાં બેસાડી દંપતી તેની આગતા સ્વાગતા કરતાં હતાં, એવામાં કેશવલાલને કંઈ યાદ આવવાથી રસોડામાં બ્રાહ્મણને વરદી આપવા જતો હતો. એટલામાં કોઇનો દાદર ઉપર ધબ્ધબ્ કરીને ચહડવાનો અવાજ સાંભળી, કેશવલાલ દાદર આગળ જોવા ગયો તો દુલારામને જોયા. કેશવલાલના મનમાં તો કંઇ પાપ નહોતું. એણે જાણ્યું કે દુલારામ સહેજ આવી ચહડયો છે તેથી એ બોલ્યો—" આવો આવો, તમે આવ્યા એ પણ ઠીક થયું."

પરંતુ દુલારામના મનમાં તો પાપજ ભરાયું હતું. જ્યારથી સ્વામી આવ્યાની વાત એણે ઘાટીને મ્હોડેથી સાંભળી, ત્યારથી એના મનથી તો ખાતરી થઈ હતી કે કેશવલાલ મહારાજના પટુડાવેડા કરીને અને તેને રાજી રાખીને, બધી સોનાની અને ઝવેરાતની છાબોને પોતેજ ઓહીઆં કરવા માંગે છે. એટલે એને ફાળ પડી. દુલારામને એવો તો વિચાર સુજ્યોજ નહિ કે આવી દિવ્ય સિદ્ધિઓનો આપનાર યોગી પક્ષાપક્ષ કેમ તાણે. જેમ ઝેરનો કીડો ઝેરમાંજ મરે તેમ એની દષ્ટિ સંસા-

રના પ્રપંચની બહાર ખસી નહિ. શ્રીવિદ્યાનંદનો પ્રભાવ અને એમના શિષ્યનું મહત્વ એના મનમાં તાજેતર હતું, તથાપિ એની બુદ્ધિ સોનાની અને ઝવેરાતની છાબમાંજ ચોંટી રહી. પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આનંદગિરિએ બહુ બહુ રીતે સમજુતી આપ્યા છતાં એના મનમાં તો એજ સિદ્ધાંત દઢ થઈ બેઠો હતો કે દુનીઆમાં દ્રવ્ય એકઠું કરવામાં પ્રપંચજ સાધન છે, અને પેલી છાબો પણ બીજી કોઈ રીતે પ્રાપ્ત થવાનીજ નથી. આ કારણથી એને બ્હીક પેઠી કે તાલ રમવામાં કેશવલાલે પહેલ કીધી છે અને રખેને તે ફાવી જાય!

દુલારામ દીલનો બહુજ મુજી અને સ્વાર્થભરૂ હતો. જ્યારે કેશવલાલ ચંદ્રદાસના ઘરમાં રહેતો હતો ત્યારે તે વાત એને જરાકે રુચતી નહોતી. લોકલાજે એનાથી કેશવલાલ પ્રત્યે પોતાનો સહજ દ્વેષ એકાએક બહાર પડતો નહોતો. પણ તે કારણથી તો એના મનનો દ્વેષ વધારે ને વધારે પ્રદીપ્ત રહેવા લાગ્યો. એના પરિણામમાં બીચારા કેશવલાલને ચંદ્રદાસને ઘેર, દુલારામ તરફની કશી હુંફ હતી જ નહિ. સામો એને વારંવાર ધુતકારી કહાડવામાં, કે કહડાવવામાં દુલારામ આગળ પડીને ભાગ લેતો, અને હર કોઈ વાતે કેશવલાલને સતાવતો. કેશવલાલ સ્વભાવે શીળો હતો ને કાકાને ત્યાં ગૌરી અને દુલારામના સહવાસમાં આવવાથી વધારે સહનશીળ બન્યો હતો, તેથી પોતાના મનમાં સઘળું સમજવા છતાં, કોઈ દહાડો તેઓની સામે થયો નહિ. જો ગૌરી અને દુલારામ ઉચ્ચ પ્રકૃતિનાં હોત તો કેશવલાલના રાંકવેડા જોઇને તેઓ તેને સતાવવું મેલી દેત. તેઓ તો છેક જડસુ જેવાં થઈ ગયાં હતાં તેથી કેશવલાલના સહનશીળપણાથી તેઓ વધારે સરજોર થતાં ગયાં ને આખરે એને જુદો કહડાવ્યો ત્યારે જ જંપ્યાં.

કેશવલાલ જુદો રહ્યો તે પછી એ બંનેનું જોર તેની તરફ ઘટી ગયું. ગૌરી તો પોતાની ધારણામાં સફળ થઈ એટલે એને તો ત્યારથી ધણીધણીઆણીનો પીછો છોડ્યો, હવે તે ગુલાબવહુને બદલે બાલાને સતાવવા લાગી. ધણીધણીઆણી ગૌરીને ઘેર જતાં તો હવે બંનેને તે હેતથી હસીને બોલાવવા લાગી. દુલારામ અને ગૌરીના સ્વભાવમાં એટલો ફેર હતો. દુલારામે તો કેશવલાલને જુદો કહાડ્યા પછી પણ, લાગ આવે તેને સતાવવાનું અને પાછલું વૃત્તાંત યાદ દેવડાવી મેંણાં ટોંણાં દેવાનું જારીજ રાખ્યું. જેમ જેમ કેશલાલ ભણતો ગયો અને લોકમાં માન પ્રતિષ્ઠા મેળવતો ગયો, તેમ તેમ તો અલબત દુલારામને બહારથી પોતાની રીતિ જુદી બતાવવી પડી. પણ અંદર ખાનેથી તો દુલારામને જે હલકા વિચાર અને ધિક્કારથી કેશવલાલ તરફ જોવાની આદત પડી હતી તેની તેજ જાગતી રહી!

આજે વળી લોભે કરીને એ અંધ બન્યો હતો, એટલે બળતામાં તેલ હોમાયું

હતું. તેમાં કેશવલાલે કહ્યું–"આવો આવો, તમે આવ્યા એ પણ ઠીક થયું"—ને એનો મીજાજ હવે છેક હાથથી ગયો. ક્રોધના આવેશમાં, ફુળીદાસને જુદું ઘર મંડાવવામાં એને કેશવલાલની ગરજ હતી તે વાત પણ એ ભુલી ગયો.



## પ્રકરણ ૨૯ મું
## કેશવલાલને ત્યાં

સ્વારથરોગે જે ઘેરાણો–પરમારથ શું પીછે રે;
કમળો જેને થયો હોય તે–પોતા સરખો પેખે.
કટુ વચનો વદવાં.
છળ કપટની મુકી દે વાત, કટુ વચનો વદવાં-
(નવીન કવિતા)

કેશવલાલને ધુતકારી કહાડતાં અને તેની તરફ બહુ જ ધિક્કારની નજર નાંખતાં, દાદરો પુરો ચહડી ન રહ્યો ને દુલારામે જવાબ આપ્યો—

"આવ્યા તો છઇએ જ તો! તેં તેડાવ્યા તોએ આવ્યા છઇએ ને નથી તેડાવ્યા તોએ આવ્યા છઇએ! અમે તો ભાઈ ઘોલ્લામાં આવ્યા છઇએ. કંઈ તારા નોતરેલા થોડાક છઇએ! તેમાં જ તું આજ કાલનો કેશવલાલ, થોડું ઘણું ભણીને છકી ગયો છે, કે આવો આવો કહીને મારી મજાક કરે છે. પણ તારામાં આટલી બધી પહોંચ અને કારસ્તાન હોય એ મ તો આજે જ જાણ્યું!"

કેશવલાલ તો સડક જ થઈ ગયો. ભાઇશ્રીનું પોતાપર કેવું હેત હતું તે તો એ જાણતો હતો, તથાપિ આ પ્રમાણે હદ બહારનાં હલકાં વેણો ઓચરશે એમ કેશવલાલના જાણવામાં નહોતું.

"અરે, અરે!" કેશવલાલે કહ્યું–"તમે જરાક વિચારીને તો બોલો. પેલા મહારાજ બેઠા છે તે જો આપણને વઢતાં જોશે તો આપણી બેની ફજેતી થશે."

"થાય તો થવા દેની?" દુલારામે કહ્યું–"પણ વાણીઓ પહોંચેલો તે પોતાનો ઘાંટો એકદમ ધીરો કરી નાંખ્યો—જ્યાં આભ ફાટયું છે ત્યાં હવે થીગડું ક્યાં દઇશું? પણ કેશવલાલ, તું આવો પાખંડી છે ને કાળાં કરમનો કરનારો છે તે મેં આજે જ જાણ્યું! આ મહારાજને તારે ત્યાં બોલાવી લાવ્યો, તે શું તને ઘટે છે? તારા મનથી શું પેલી સવાલક્ષ મહોરો અને હીરાની છાબો તારે જ ઓહીઆં કરી જવાની છે?"

"જો આ વાત બીજો કોઈ સાંભળશે તો મહારાજે આપણને જે પ્રતિજ્ઞા

આપી છે, કે એ વાત કોઇને જણાવશો નહિ તેનો ભંગ થશે, માટે તમે કૃપા કરી એ વાત પડતી મુકો. હું તો મહારાજને આપણે ત્યાં એમની સેવા ચાકરી કરવાને તેડી લાવ્યો છું. તમે જેમ ધારો છો તેમ સાચે, મારા મનમાં પાપ નથી. તમારે તો એવો વિચાર જ લાવવો ઘટતો નથી. જો મારા મનમાં પાપ હોત તો હું નિર્મલદાસને બોલાવવા મોકલત જ નહિ."

"નારે, તારા દીલમાં તે પાપ હોય!" દુલારામે મરોડમાં કહ્યું–"તું શું તાલ રમે છે તે હું નહિ જાણતો હોઉં તો કેની? મેં તને કોચરાના સાલથી વેઠેલો છે, પણ એ તારી સેવા ચાકરીની વાત બધી આડી નીકળી જશે! હમણાં હું મહારાજને જઇને કહું છું કે તું કેવો બગલા ભગત છે. અમારા ઘર પ્રત્યે તારી કેવી કેવી લુણહરામી છે."

કેશવલાલને મનમાં બહુ જ માઠું લાગ્યું કે દુલારામ પોતાના પાજી સ્વભાવને અનુસરીને ન ઘટે તેવું બોલે છે. મહારાજે કહ્યું હતું કે ધર્મની વહારે ધાવું, તેથી પોતાનો ક્રોધ માણમાણ સમાવીને ધુજતો ધુજતો એ બોલ્યો–

"તમે મને આવું આવું બોલીને નકામું માઠું લગાડો છો, પણ હશે. હું કંઈ તમારી સાથે તકરાર કરવા ઇચ્છતો નથી. તમારે જોઇએ તો મહારાજ પાસે આવો, કે તમારે જોઇએ તો નહિ આવો. હું તો કજીઆનું મ્હોં કાળું કરવાને આ ચાલ્યો જાઉં છું."

એમ બોથી કેશવલાલ ઉદાસ થતો દીવાનખાનામાં ગયો. તેની પાછળ દુલારામ કેશવલાલ સાંભળે એમ બડબડ કરતો ચાલ્યો–"તે તો હું જાણું છું કે આજકાલ લગાર કમાવા લાગ્યો છે તે કેવી બાકરખંધી સુજે છે! તું બધું આગલું પાછલું ભુલી ગયો છે ને લાજ શરમ મુકીને, તારા ઘરના ઉમરા આગળથી જ મને પાછો વાળે છે! હાલનો જમાનો એવો છે તેમાં તું શું કરે? પણ હું કંઈ એવો ગાંડો નથી તો કે તારા જેવા બેશરમાના કહેવાથી મહારાજનાં દર્શન કીધા પાખી ચાલ્યો જાઉં! ઘર તારૂં છે પણ કંઈ મહારાજ તો તારા એકલાના નથી!"

એવી રીતે મહારાજ સાંભળે એ પ્રમાણે બડબડ કરતો, દુલારામ સંન્યાસીની પાસે ગયો. ગુલાબવહુ ઉઠીને બીજા ઓરડામાં ચાલી ગઈ. દુલારામે છેક પાસે આવી મહારાજને લાંબા લાંબા દંડવત્ કીધા. પગે લાગી રહી, મ્હોં પર માખ નહિ ઉડતી હોય એવો ચહેરો કરી, આનંદગિરિની સન્મુખ બે હાથ જોડી, માથું નમતું રાખી એ ખડો રહ્યો. સ્વામીએ બેસવાનું કહ્યું તોપણ એ બેઠો નહિ ને ઉભાં ઉભાં મહારાજને કહ્યું—

"મહારાજ! આજે તમારાં દર્શન થયાં તેથી મારા જીવને બહુ ટહાડક વળી છે. આજે મારૂં અહોભાગ્ય કે આપ સરખા સાધુ પુરૂષનાં મારે દર્શન થયાં. બાકી આ કેશવલાલ તો મને શાનો યાદ કરે! એનું ચાલત તો મને ઉમરા આગળથી જ અટકાવી રાખત!"

આનંદગિરિ દુલારામને અંદરખાનેથી બરોબર પીછાની ગયો હતો. પ્રથમ એણે યોગદર્શનને અંતે મહારાજને જણાવ્યું હતું કે એ સિદ્ધિઓ, અને સોનાની ને ઝવેરાતની છાબો અમે ચારે જણા સરખે હિસ્સે વેંચી લઇએ એવું ખત કરાવી આપો, ત્યારથી જ આનંદગિરિ તો જાણતો થયો હતો કે દુલારામ બહુ પાજી અને લોભી હોવો જોઇએ. વળી આજે વાલકેશ્વરથી આવતાં, કેશવલાલે પોતાનું વૃત્તાન્ત કહ્યું ને સંન્યાસીએ તેને બે ત્રણ પ્રશ્નો પુછ્યા, તેથી એની તો ખાતરી થઈ હતી કે આ વાણીઓ કેવળ સંસારનો જ કીડો છે; તથાપિ પોતાની મુખમુદ્રા પર આનંદગિરિએ નાખુશીનું એકે ચિહ્ન બતાવ્યું નહિ ને દુલારામને ફરીને બેસવાનું કહ્યું.

દુલારામ બેઠો. કેશવલાલ ઉપર હજી એનો પિત્તો તપેલો હોવાથી એ બોલ્યો–

"તમે તો મહારાજ, ધર્મની વહારે ધાવાની સરત નાખેલી છે, પણ આ કેશવલાલ તો કેવળ પેટભરૂ થઈ ગયો છે. જુઓ મહારાજ, અમારે ત્યાં એ ખાઈ પીને મ્હોટો થયો, અમે એને પરણાવ્યો, પસ્તાવ્યો; હજી તો અમારા ઘરનું અન્ન એના પેટમાં પુરૂં પચ્યું નથી એટલામાં, એ ભણી ગણીને જરાક રળતો ખપતો થયો કે બસ, બૈરીને લઇને જુદું ઘર માંડ્યું! તે તો જાણે હશે. આજ કાલના છોકરાઓ ભણી ભણીને નગુણીઆ નીકળે છે એટલે એમાં નવાઈ નથી! પણ એણે તો હદ જ વાળી કેની કે આપને અમારે ઘેર તેડી લાવવા જોઇએ તેને બદલે પોતાને ઘેર તેડી લાવ્યો!"

આનંદગિરિએ કંઈ કહ્યું નહિ. કેશવલાલ દુલારામની પાસે જ બેઠો હતો તે હાથના ચાળા કરીને આંખના ઇસારા કરીને, દુલારામને વારવા લાગ્યો તેમ તેમ એને વધારે શૂર છુટ્યું.

"મહારાજ, તમે તો મ્હોટા લોક છો એટલે તમારી આગળ તો અમે નહાના બાળક જેવા છઇએ, તેથી કંઈ વધતું ઓછું બોલાઈ જાય તો ક્ષમા કરજો. આપ તો જે કરતા હશો તે વિચારીને કરતા હશો, પણ તમે અમારે ત્યાં કેમ નહિ આવ્યા?"

"બચ્ચા, તું મને ભિક્ષાનું કહેવા આવ્યો હોત તો તારે ત્યાં આવત."

"અરે મહારાજ, મને શું ખબર કે આપ એ પ્રમાણે ભિક્ષા સારૂ જતા હશો?" દુલારામ હસતું મ્હોં કરી બોલ્યો—"હું તો સમજ્યો કે આપ મહોટા

યોગી છો એટલે ભિક્ષા લેવા કોઇને ત્યાં જતા નહિ હશો. બાકી હું આવા ઘર-મનાં કામમાં ચુકું નહિ હોં! પણ આ કેશવલાલે મનમાં પાપ રાખીને મને કંઈ કહ્યું નહિ ત્યાં શું કરવું? હશે મહારાજ, એને ત્યાં વળી કોઇ બીજી વાર આવજો. પણ આજે તો અમારે ઘેર ચાલો ને ચાલો; એ ઘર પણ એનું જ છે એમ ગણજો."

"એમ કંઈ બને?" આનંદગિરિએ કહ્યું—"આ ધણીધણીઆણીએ જાતે શ્રમ લઇને બધી સામગ્રી તૈયાર કરાવી છે; તેઓના મનમાં આજે બહુ હોંસ છે એટલે મારાથી કેમ અવાય?"

"મહારાજ! કેશવલાલ પોતે એમ કહે કે તમે આવો તો પછી કંઈ આપને આવવાને અડચણ છે? તમે કહો તો કેશવલાલને પણ સાથે લઇશું."

"તારૂં મન રાખવાને કેશવલાલ તો કદાચને એમ કહે, પણ મારાથી એમ અવાય નહિ."

દુલારામે જોયું કે મહારાજ માનતા નથી. વધારે આગ્રહ કરવામાં કંઈ માલ નથી એટલે વાત ફેરવીને એણે કહ્યું--

"મહારાજ જેવી તમારી મરજી. આ ઘર પણ અમારૂં જ છે, પણ આવતી કાલે અમારે ત્યાં પધારી અમારૂં ઘર પાવન નહિ કરો? અમે પણ સાધુદાસના વંશજ છઇએ. વારૂ, એ મસે મારા બાપને આપનાં દર્શન થશે."

"બચ્ચા, હું ઘણો ખુશીથી આવત, પણ આવતી કાલે સવારના તો હું મારે આશ્રમે જવાને નીકળવાનો છું. તું આટલી બધી ખાએશ રાખતો જણાય છે તો ગયા રવિવારથી તે આજ દિન સુધીમાં મારી પાસે કેમ નહિ આવ્યો?"

"અરે મહારાજ! અમારૂં એટલું ઓછું નસીબ! બીજું શું! પણ મહારાજ તમે આજે સાંઝ સુધી અહીં રહેશો તો આ કેશવલાલ મ્હોટા મ્હોટા શ્લોકો બોલશે; પંડિત થઇને તમારી આગળ પરોપકારની વાત કરશે; ને વળી ભગત બનશે. તમે એના બોલવા કરવાથી ભુલાવો ખાઓ એવા તો નથી; પણ આપને ચેતાવી રાખ્યા સારા; નહિ તો એ બગલા ભગત તમને જરૂર થાપ આપી દેશે. એ તો કહેવત છે કેની કે ચેતતો નર સદા સુખી."

"મને એ શું થાપ આપશે?" આનંદગિરિએ પુછ્યું.

"મહારાજ, તમે ભોળવાવ એવા તો નથી, તો પણ હું કહી રાખું છું કે તમારા એ પટુડાવેડા કરશે અને તમને રાજી રાખશે, કે પેલું ધન આપવાનો વારો આવે ત્યારે, એને તે બધું આપી દેવાને તમારૂં મન લલચાય. તે સારૂ એ જાત જાતના ઢોંગ કરશે. મેં તો એને વેઠ્યો છે એટલે કહું છું."

આનંદગિરિ દુલારામ તરફ વધારે નાખુશ થયો ને કહ્યું—

"ભાઇ, તારૂં અને કેશવલાલનું વૃત્તાંત હજી આજેજ મારા જાણવામાં આવ્યું છે, પણ તું એમ સમજતો નહિ કે કેશવલાલે મને પોતાની મેળે, તારી પેઠે, લવ લવારો કરી બધું કહી દીધું હતું. મારે તો પુછવામાં યુક્તિ વાપરવી પડી હતી, માટે હું કહું છું કે તું ધારે છે એવો એ પાજી નથી."

"અરે મહારાજ—" દુલારામ ફાળ નાંખતો બોલ્યો—"હજી તો તમે એને ત્યાં પગ મુકો છો તેટલામાં એણે તમને આડું અવળું સમજાવી દીધું શું?! આપ તો સાધુ લોક છો, એટલે આપને તો અમે બધા સરખા છઇએ ને તમે તો બધાને સરખી આંખે જોશો."

"તારા પેટમાં એમ લાગે છે કે, રખેને આ આનંદગિરિ પેલું બધું કેશવ-લાલને આપી દે! તેથી તું આમ લવારો કરે છે. તથાપિ જાતે વાણીઓ છે તે ગોળ ગોળ ભખ્યા કરે છે. પણ જો હું તને સમજણ પાડું. તમારામાં પક્ષાપક્ષ રાખવાથી અમને કંઈ હાંસલ નથી. અમે જો પક્ષાપક્ષ રાખીએ તો સંસારીમાં ખપીએ. વળી, આવા અણુમોલા પદાર્થો આપનારને પક્ષાપક્ષ રાખવાનું કશું કારણ જ હોય નહિ. છેવટે તું ભુલી જાય છે કે મારા ગુરૂમહારાજને હાથે નિર્ણય થવાનો છે કે યોજેલી સરત પ્રમાણે તમો ચારેમાંથી કોણ ચાલ્યું. એટલે મારૂં મન કેશવલાલ તરફ ઢળે તોપણ તમને કોઈ વાતે હાનિ નથી."

"ગુરૂમહારાજ"—દુલારામ કરગરતો બોલ્યો—"આપ પક્ષાપક્ષ રાખો એવું હું બોલ્યો જ નથી. આપ તો સમરથ યોગી છો, એટલે એ સંભવતું જ નથી. મારી જીભ કાપી નાંખું જો મારા મનમાં એવું પાપ હોય તો; મારા કહેવાનો ભાવારથ તો મહારાજ જુદો જ હતો."

"બચ્ચા એમ નથી. જ્યારથી મારૂં અહીં આવવાનું તેં સાંભળ્યું છે ત્યારથી તું પીછોડીમાં એનો એજ પાંચ્છેરો કુટ્યા કરે છે. હું તો તારા હિત માટે એક શીખામણની વાત કહું છું કે તારૂં વર્તન તું આજના જેવું રાખીશ, તો ધર્મની વહારે ધાવાની સરત તારાથી કોઈ કાળે પળાવાની નથી એમ નક્કી જાણજે! એથી તને શું ગેરફાયદો થશે તેનું કંઈ તને ભાન છે? એક વાર કેશવલાલના દીલમાં પાપ હોય, તોપણ તારે તો ધર્મબુદ્ધિએ વર્તવું જોઇએ. એક ખોટો હોય તેની જોડે બીજો ખોટો ચાલે, તેથી કરીને તે બીજો, ખોટાનો ખરો થતો નથી. માટે"—આનંદગિરિ ભાર મુકીને બોલ્યો—"હું તને એક વાર ફરી યાદ દેવડાવું છું કે ધર્મની વહારે ધાશે તો પામશે."

એક ભવિષ્ય વાણી કહેતા હોય તેવી ઢબથી, મહારાજે દુલારામને મ્હોંના અને હાથના ચાળા કરતાં, ઉપર પ્રમાણે શીખામણ આપી. તેથી દુલારામ ચુપ થઇ ગયો. એના મનથી તો ખાતરી જ થઈ કે પોતે જેમ ધારતો હતો તેમ કેશવલાલે મહારાજને આંજી નાખ્યાં. સંન્યાસીને વધારે કોપાવવામાં સાર નહોતો એમ જાણી એ મુંગો બેસી રહ્યો. પછી થોડીક વાર રહીને, મહારાજને લાંબો પડી પગે લાગી પોતાને ઘેર જવાને ઉઠ્યો.

"ગુરૂજી, હું તો આપનો આ કેશવલાલ જેવો બાળક છું. છોરૂં કછોરૂં થાય પણ માવતર કમાવતર થતાં નથી. તેઓ તો કોઇવાર તેવાં થાયે ખરાં! પણ આપ તો સમર્થ સાધુ છો, સંસારને તજી દીધેલો છે, માટે મહારાજ, આ બાળકને ક્ષમા કરજો; કંઇ અજુગતું બોલાયું હોય તો." એમ બોલતો બોલતો દુલારામ મહારાજને પાછો પગે લાગી ઘેર જવા નીકળ્યો.

દાદર આગળ તેને નિર્મળદાસ મળ્યો. જેવો દુલારામ દીલનો મુજી હતો તેવો નિર્મળદાસ દીલનો મોજી હતો. એની મુખમુદ્રા પરથી જ કોઇ તરત જાણી જાય કે એને કોઇ વાતની હાય કે અરે હતી જ નહિ. ઘડી બે ઘડી કોઇ વાતને પ્રસંગે ફીકર ચિંતા લાગી કે પછી નહિ નહિ. એથી કરીને એનું શરીર હષ્ટપુષ્ટ અને બેવડું થયું હતું. તેમાં વળી હમણાં હમણાં એની દુંડ ફુલવા લાગી હતી એટલે એ, કવિ શામળે વર્ણવેલા વાણીઆ જેવો આબાદ દેખાતો. કેશવલાલને એ લગભગ સરખી ઉંમરના છતાં નિર્મલદાસ પોતાના જાડા શરીરને લીધે ને પગતી છાતીને લીધે, કેશવલાલને તો ક્યાંનો ક્યાં ઢાંકી દેતો હતો. હમેશની પેઠે આજે પણ એનું મ્હોં હસતું હતું. મ્હોડામાં પાનનો કુચો ભરેલો હતો. તેને એ લહેજત લેતાં ચાવતો ચાલ્યો આવતો હતો. એના બદનનાં કે કોટનાં બોરીઆં દીધેલાં નહોતાં. પગમાં ટપટપીઆં પહેરેલાં હતાં. લગાર ઉતાવળમાં ચાલી આવ્યાથી એ હાંફી ગયો હતો, તેથી ધીમે ધીમે એ દાદરનાં પગથીઆં ચહડતો હતો. તે વખતે એનો મીજાજ ખુશ હોવાથી મ્હોડેથી એ લાવણી ગાવા લાગ્યો અને ટપટપીઆંનો તાલ દેતા, ધીમે ધીમે દાદરો ચહડવા લાગ્યો.

**"કાયા નગરકું છોડ ચલે અમરાપુરકે વાસી."** ગાવાના સુમારમાં અને તાલ દેવાની લહાયમાં એ નીચી મુડી કરીને ચાલ્યો આવતો હતો. દુલારામ પણ પોતાના સુમારમાં દાદરો ઉતરવાને પગ નીચે મુકવા જતો હતો, એવામાં એ અને નિર્મલદાસ એકઠા થઈ ગયા. જેવો તાલ દઇને નિર્મલદાસ છેલ્લું પગથીયું ચહડવા જતો હતો કે દુલારામની છાતીમાં એનું માથું કુટાયું! એમ ઓચીંતા અથડાવાથી

નિર્મલદાસના ભારે શરીરને લીધે દુલારામના એકવડા શરીરને જબરો આંચકો લાગ્યો. પડતો પડતો એ સહેજમાં બચી ગયો; બંને જણા એક મેકની સામું જોવા લાગ્યા. "કોણ નિર્મલદાસ કે? પણ લગાર જોઇને તો ચાલ; હમણાં હું પડ્યો હોત તો"—

"મને શું ખબર કે તમે સામા આવો છો. હું તો મારા સુમારમાં ચાલ્યો આવતો હતો. પણ તમને કેમ ભાન નહિ રહ્યું કે સામો મને ઠપકો આપો છો? મારૂં માથું તમારી છાતીમાં લાગ્યું તે મને તો એવી ફાળ પડી કે આ દાદરાનું પગથિયું તો મને લઇને ઉપર નથી ચહડતું!"

દુલારામે હસીને કહ્યું—"તું તો હજી જેવોને તેવો જ રહ્યો. મને વાગ્યું તેની તો ફીકર નહિ, પણ તું આવી પહોંચ્યો એ બહુ સારૂં થયું. પેલા સ્વામી આજે અહીં પધારેલા છે, ને પેલો કેશવલાલ એના અપાર પટુડાવેડા કરે છે. મહારાજ પણ એનાથી રાજી રાજી થઇ ગયલા છે, માટે આપણા ઘરનું કોઇ એકાદ અહીં હોય તો સારૂં એવો હું વિચાર જ કરતો હતો, એટલામાં તું આવી ચહડયો તે બહુ સારૂં થયું; માટે તું ધ્યાન રાખજે ને એ પટુડાવેડા કરે તો તું પણ વાણીઆગત પુરી રમજે હોં."

"જોયું"—નિર્મલદાસે હસીને કહ્યું—"આનું નામ તે ધર્મની વહારે ધાવું! પણ ભાઇ, એ સિદ્ધિઓ, અને તમે કહો છો તે મહોરો અને ઝવેરાત, મને તો મળવાનાં જ નથી. એવી મારા દીલને સંપૂર્ણ ખાતરી છે, માટે તમે કહો છો તેવી વાણીઆગત મને આવડતી હોત, તો પણ હું તો તેમ કરતજ નહિ. તમારે લેવી હોય તો તમે ને કેશવલાલ ને પેલો પાવડીદાસ નવલશા સમજી લેજો."

"તારામાં તો અક્કલજ ઓછી છે"—દુલારામ નિર્મલદાસને ઠપકો આપતાં બોલ્યો—"તું કંઈ સમજે છે? આ કંઈ તારી તુરની દલાલી જેવી વાત નથી કે તું આવા નાદાન વેડા કરે તે ચાલે! આ તો યાવત્ચંદ્રોદિવાકર સુધી ન્યાલ થવાની વાત છે! માટે કંઈ સમજ, તને કે મને મળે તો જાણે સમજ્યા, આપણે ઘરનું ઘર છે. આપણે લડીએ વઢીએ તેમાં શું? કંઈ ઉન્હે પાણીએ ઘર બળે છે?"

"નારે"—નિર્મલદાસ ટકોર કરતો બોલ્યો—"તમને કે મને મળે તે તો જાણે આપણું ઘર છે. એ તો પે—એ—લા કેશવલાલને કે નવલશાને મળે તો આપણું ઘર નહિ, તેઓ કંઈ થોડા સાધુદાસના વંશના છે! પણ તમે વારૂ આટલી બધી ફીકર શેના કરો છો? જેના નસીબમાં હશે તેને મળશે."

"પણ હું તને કહું છું તેમ તું ચાલ તો ખરો. નસીબની વાત તો ખરી

પણ આપણે આપણી તદબીર તો કરવી જોઇએ, આપણા બેમાંથી કોઇને મળે તો વેચી લેવી."

"મને તો મળવાની આશાજ નથી, માટે તમારી સરત મને નહિ જોઇએ. તમને મળે ને મારા નસીબમાં અડધો અડધ મળવાનું હોય તો તમે મને આપશો ત્યારે હું તમારો પાડ માનીશ."

"એમ કંઈ બને"–દુલારામ ચ્હીડાઇને બોલ્યો–"હું તને આપવાને કબુલ થાઉં ને તું આમ છટકી જાય તે ?"

"કેમ તમે જ કહેતા હતાની કે આપણે તો ઘરનું ઘર છઇએ." નિર્મલદાસ બોલ્યો–"પણ આ બધો કુટારો જવા દ્યો. હું તમને તે દહાડે કહેતો હતો તેમ આપણે તો યોગદર્શન થયું, અદ્ભુત દેખાવો જોયા ને શ્રીવિદ્યાનંદનાં દર્શન થયાં એ જ સિદ્ધિ માનો."

"હજી પણ તું તારી હઠ છોડતો નથી"—દુલારામ ઓઠ દાબીને બોલ્યો–"પણ યાદ રાખજે આ કેશવલાલ જ તને દગો દેશે ને ત્યારે, આજનું મારૂં વેણ યાદ કરજે ! વારૂ, બીજું બધું તો રહ્યું પણ તું એટલું તો કર કે મહારાજને બનતી મહેનતે રાજી રાખવા."

"હા–તે જાઓ મારે કબુલ છે, હું અહીં બે ઘડી આનંદ લેવાને આવ્યો છું તે મહારાજને જરૂર રાજી કરીશ. પણ તમે સમજો છો તેમ એના વહાલા થવાને નહિ, કે કેશવલાલ તેમ કરે છે માટે મારે પણ તેમ કરવું જોઇએ એમ સમજીને પણ નહિ. આ તો વારૂ, આવા મહાત્માનાં દર્શન થયાં છે તો બે ઘડી જે આનંદમાં ગઈ તે ખરી."

"ઠીક છે ઠીક છે"–દુલારામે કહ્યું–"તું મહારાજને રાજી રાખજે પછી બધું થઈ રહેશે." એમ કહી એ દાદરેથી નીચે ઉતરવા લાગ્યો ને નિર્મલદાસ હસતો હસતો દીવાનખાનામાં મહારાજની પાસે ગયો.

કેશવલાલ ને નિર્મલદાસ બન્ને લંગોટીઆ ભાઇબન્ધ હતા. બન્નેની ઉંમર સમાન જેવી હતી. જ્યારે એ બે ભેળા રહેતા ને બન્ને નહાના હતા ત્યારે ગૌરી બન્નેને કનડતી. તેથી બન્ને વચ્ચેનો એખલાસ અસલથી જ ગાઢો હતો. નિર્મલદાસ કેશવલાલનું ઉપરાણું તાણી ગૌરીની જોડે લડીને આખું ઘર ગજાવી મુકતો. વળી ચાળા ચેષ્ટા કરવામાં નિર્મલદાસ એક્કો હતો. એના વઢવાથી નહિ પણ એના ચાળાથી ગૌરી આખરે હારી જતી. બીજા હાથ પર નિર્મલદાસ ભણવા કરવામાં ઝાઝો હોંશીઆર નહોતો, તેથી નહાનપણમાં કેશવલાલ એને ભણવામાં

મદદ કરતો, એમ બન્નેની વચ્ચે દૈવ અનુકૂલ હોવાથી એખલાસ વધતો ચાલ્યો ને અદ્યાપિ સુધી, હવે બન્ને મ્હોટા થયા હતા ને ધંધેધાપે વળગ્યા હતા છતાં, એ એખલાસ તેવો ને તેવો જ જારી રહ્યો હતો.

નિર્મલદાસ મહારાજની પાસે આવી, પગે લાગી, પાઘડી સન્મુખ મુકી, પલાઠી વાળીને નીરાંત જીવ કરી બેઠો; બહારથી તરતનો આવેલો તેથી એને ઘામ થવા લાગ્યો એટલે પાસેથી એક પંખો લઈ હલાવવા લાગ્યો. નિર્મલદાસની આગળ જે રીતભાત જોવામાં આવી હતી તેથી, અને ગયે મંગલવારે કેશવલાલ અને એ સાથે વાલકેશ્વર ગયા હતા એટલે, આનંદગિરિ એને તરત પીછાની ગયો હતો કે એ કોઈ રમતા સાધુ જેવો છે. થોડીક વારે કેશવલાલે કહ્યું–

"નિર્મલદાસ, આજે જમવાનું અહીં રાખવાનું છે, હોં ?"

"કેમ ત્યારે, તમારા મનથી મહારાજનાં લુખાં લુખાં જ દર્શન કરાવવાનાં હતાં કે શું ? એમનાં દર્શનનો બીજો સઘળો લાભ તો થવાનો હોય ત્યારે થાય, પણ એમના પ્રસાદનો લાભ તો તરત જ થવો જોઇએ."

થોડીવારમાં રસોઈ તૈયાર થઈ ને કેશવલાલે મહારાજને રસોડામાં પધારી ભોજન લેવાની પ્રાર્થના કીધી. કેશવલાલનો વિચાર મહારાજને પ્રથમ જમાડી દેવાનો હતો. પણ આનંદગિરિએ બધા એક પંગતે ખાય એવી ઇચ્છા દેખાડી. પોતાને માટે એક પતવાળીમાં બધી સામગ્રી કહડાવી લઈ એણે બ્રાહ્મણને આજ્ઞા કીધી કે હવે કેશવલાલને અને નિર્મલદાસને પીરસે. તે પ્રમાણે બન્ને જણા સંન્યાસીની સાથે જમવા બેઠા. એમનું વર્તન આખા ઘર તરફ, જાણે પોતે અને બીજા સરખી પંક્તિના હોયની, અને વિશેષ કરીને કેશવલાલ અને નિર્મલદાસ એના મિત્ર હોયની, એવું જોઇને નિર્મલદાસે કેશવલાલને બ્રાહ્મણ પીરસતો હતો ને પુછ્યું–

"આ મહારાજ આપણી આગળ બીલકુલ મહોટાઈ રાખતા નથી. જાણે કે આપણે ને એને જુની ઓળખાણ હોય તેવી રીતે આપણે હસીએ કરીએ છઇએ તેમાં એ ભાગ લે છે. વખતે પોતે પણ હસવા જેવું બોલે છે. એ તમે ધારીને જોયું ? બાકી એ કોઈ મહાયોગી છે એમ તો આપણી ખાતરી થઈ છે; ત્યારે એનું કારણ શું હશે ?"

"એનું કારણ દૂર શોધવા જવું પડે એમ નથી. એઓ આપણા કરતાં ઘણી ઘણી પાયરીઓ આગળ ચહડી ગયા છે, ત્યાંથી તેઓ ઇચ્છા આવે ત્યારે નીચે ઉતરવાને શક્તિમાન્ છે. મહોટો માણસ બાળક ભેળા બાળક જેવી ચેષ્ટા કરી શકે છે. પણ બાળકથી કંઈ મોટા માણસનું અનુકરણ થાય ?"

"ખરી વાત"–નિર્મલદાસ બોલ્યો–"પણ એથી એમની મ્હોટાઇને અને યોગિપણાને બાધ નહિ આવતો હોય ?"

"જો અંદરથી અંતઃકરણ શુદ્ધ અને નિર્લેપ હોય તો બાધ કેમ આવે ? એના મનથી તો આ બધું નાટકમાં વેષ ભજવવા જેવું છે. સંસારનાં સુખને જાણવા છતાં, અને તે ભોગવવાને તન અને મન સમર્થ છતાં, પોતે તેનાથી વિરક્ત રહી શકે છે."

એટલામાં બધું પીરસાઈ રહ્યું ને સંન્યાસીએ બન્નેને પોત પોતાના ઇષ્ટદેવનું ધ્યાન ધરી જમવાની આજ્ઞા કરી.

જમતાં જમતાં આનંદગિરિ બોલ્યો—"નિર્મલદાસ, કાલે સવારના હું મુંબઇથી મારે આશ્રમે જવાને નીકળીશ. માટે તું મને આજે મળવા આવ્યો એ બહુ સારૂં થયું."

"અરે મહારાજ, તમને મળવા આવીએ એમાં અમને કંઈ થોડો લાભ છે ? બે ઘડી આનંદમાં જાય છે. પણ આપ જવાની આટલી ઉતાવળ શાને કરતા હશો. થોડા દિવસ તો વધારે રહો."

"હું તો ગયે રવિવારે જ સાંઝના નીકળવાનો હતો, કારણ કે મારૂં ધારેલું કામ તો તે જ દહાડે સવારના ખલાસ થયું હતું, પણ મારા મને નીકળવાની સ્ફુરણા કીધી નહિ તેથી આટલા દિવસ રહ્યો."

"મહારાજ"–નિર્મલદાસ બોલ્યો–"અમે બે આપને સ્ટેશન ઉપર વિદાય કરવા આવવાનું ધારીએ છીએ. આપ આસન પરથી ક્યારે પધારશો ?"

"ના, ના, ના"–સંન્યાસી ઉતાવળો બોલ્યો–"મુકવા કરવાની પંચાતી કરશો જ નહિ. એ તો સંસારીને એમ ઘટે. અમને નહિ. તમે કહેશો તેટલી વાર આજે હું અહીં બેસીશ. પણ કાલે મને મુકવાને તો જરૂર આવતા નહિ."

"જેવી તમારી આજ્ઞા"–નિર્મલદાસે કહ્યું–"પણ મહારાજ અમે મુકવા આવીએ એમાં આપને શી હરકત આવે છે કે આપ ના કહો છો."

"ના બચ્ચા ના, હું ઠીક વિચારીને જ કહું છું, તું કહેશે તેટલી વાર આજે બેસીશ."

"આજે આપ સાંઝ સુધી અહીં રહો તો કેશવલાલને એક લાભ જરૂર થાય. એણે અંગ્રેજીમાં મ્હોટી પરીક્ષા આપી છે તેમાં એ ફાવ્યો કે નહિ તે આજે ચાર વાગે જણાશે. આપ પાસે હો તો પરિણામ જરૂર સારૂં જ આવે."

"બચ્ચા, સ્વર વરતીને હું કહું છું કે કેશવલાલ ઘણો સારી રીતે ફાવશે."

"મહારાજના મ્હોંમાંથી એ બોલ પુરા નીકળ્યા નહિ ને નિર્મલદાસના હર-

ખનો પાર રહ્યો નહિ. જાણે ગાંડો ઘેલો બની ગયો હોય એમ, ખાતાં ખાતાં પાટલાપરથી ઉભો થઇને હરખાતો હરખાતો અને કુદતો કુદતો એ બોલ્યો—

"રંગ છે મહારાજ, રંગ છે! આપે જે શુભ વાણી ઉચ્ચારી છે તેમ જ થશે. (કેશવલાલ તરફ ફરીને) ભાઈ, હું તમને વધાઈ આપું છું. મારા હાથ હમણાં એઠા છે. નહિ તો હું તમને જરૂર બાંધતે, મને એટલો બધો આ સારા સમાચારથી આનંદ થાય છે. પણ વારૂ, તમારૂં રીઝલ્ટ (પરિણામ) જોવાને કોણ જવાનું છે. બસ, તમે કોઇને મોકલતા નહિ, ત્રણ વાગે ને હું જ જઇશ. તમે મહારાજ પાસે બેસી રહેજો. પરિણામ તો મહારાજ ભાખી ચુક્યા છે, માટે એવા સારા સમાચાર લેવાને હું નહિ જાઉં તો પછી શા કામનો!"

જમી રહ્યા પછી આનંદગિરિએ નિર્મલદાસને પુછ્યું કે કેશવલાલ પરીક્ષામાં ફાવવાથી એને શો લાભ થશે કે તમે એટલા બધા હરખાઈ જાઓ છો. એ પરીક્ષાનો શો ભાવાર્થ હશે?

"મહારાજ, એનો ભાવાર્થ એટલો કે કેશવલાલે અંગ્રેજી ભાષામાં, સંસ્કૃત ભાષામાં અને બીજા જુદા જુદા વિષયોમાં સારી પ્રવીણતા મેળવેલી છે, એમ સર્વત્ર સાબીત થયલું સ્વીકારવામાં આવશે. એની પંડીતાઈ સૂચક બે અક્ષર એના નામની પાછળ ઉમેરાઈ શકાશે. તેથી કોઈ સારો ઓદ્ધો કે નોકરી મેળવવાની એની લાયકાત ગણાશે. પણ ખરો લાભ તો જ્યારે એ હવે પછી બે વર્ષે વકીલની પરીક્ષા આપશે ત્યારે થશે."

રસોડાના કામકાજથી પરવારી ગુલાબવહુ પણ મહારાજની પાસે આવી બેઠી. ગુલાબવહુએ કાળીને બોલાવી હતી. તે પણ ત્યાં આવી હતી. નિર્મલદાસની સ્રી બાલાને પણ બોલાવી હતી. પણ ગૌરીએ મનમાં ફાંટો આવવાથી બાલાને મોકલી નહિ.

એ પ્રમાણે બધાં આનંદગિરિ આગળ ખુશ મીજાજમાં બેઠાં હતાં ને જાતજાતનાં પ્રશ્નો ગુલાબવહુ, કાળી અને નિર્મલદાસ તેને પુછતાં હતાં. એવામાં ત્રણેક વાગવાનો વખત થયો ને નિર્મલદાસ કેશવલાલની પરીક્ષાનું પરિણામ જાણવાને નીકળ્યો. પોતે પાછો ફરે ત્યાં સુધી સંન્યાસીને ત્યાં જ બેસી રહેવાનો એ આગ્રહ કરતો ગયો. આસરે એક કલાક નહિ ગયો હોય ને નિર્મલદાસ વિકટોરીઆમાં બેસી પાછો ફર્યો. બેવડું શરીર છતાં પણ એ દોડતો દોડતો દાદરો ચઢ્યો, તેથી કેશવલાલ પાસે આવ્યો ત્યારે હાંફ ચઢી જવાથી એનાથી પાધરૂં બોલી શકાયું નહિ. તથાપિ એના હાથના ચાળાપરથી અને મ્હોંપર ખુશાલીનાં જે ચિન્હો જણાતાં હતાં તે પરથી, તે સારા સમાચાર લાવ્યો છે એમ સર્વેને લાગ્યું. પાસ પાસ એટલું જ

એ માણમાણ બોલી શક્યો. કેશવલાલે સંન્યાસીને ભોંયપર પડી પ્રણામ કીધા. મહારાજે આશીર્વાદ આપ્યો કે તારો ભાગ્યોદય આના કરતાંએ વધારે થશે. ગુલાબ-વહુ પણ હરખાઈ ગઈ ને તે પણ મહારાજને પગે લાગી.

"બચ્ચા!"–આનંદગિરિ બોલ્યો–"તમારો દંપતીનો પરસ્પરનો ભાવ જોઇને મને પણ હર્ષ થાય છે. મને ભવભૂતિનો શ્લોક યાદ આવે છે.

**भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते**

"પ્રેમ એ અદ્ભુત વસ્તુ છે, અને એ પ્રેમ હોય છે તો જ ગૃહસ્થાશ્રમને ધન્ય છે." **धन्योहि गृहस्थाश्रमः** કહેવું યથાર્થ છે. તમે સદા સુખી રહો. આ નિર્મલદાસને પણ ધન્ય છે કે તમે બંનેપર એનો આટલો બધો ભાવ છે. બચ્ચા નિર્મલદાસ, પારકાનું સુખ જોઇને સુખી થવું એ પણ ધર્મની વહારે ધાવા જેવું છે. તું સમજ્યો? હવે હું જઇશ. કાલે મને મુકવા આવવાનું કંઈ કામ નથી.

ફરી ફરીને સર્વે પગે લાગ્યાં. જાણે કોઈ ઘરનો આદમી બહાર પ્રદેશે નીકળ્યો હોયની, તેમ સંન્યાસીને ડગલે ડગલે રોકવા લાગ્યાં, ને પાછાં વળી વાત કરતાં જાય, ને પુછતાં જાય, ને પગે લાગતાં જાય; એમ માણમાણ સંન્યાસી ત્યાંથી વિદાય થયો. કેશવલાલ અને નિર્મલદાસ મહારાજને એક વિકટોરીઆમાં બેસાડી કરી ઉપર આવ્યા.

નિર્મલદાસ હરખની લહાયમાં અને આનંદગિરિની પધારવાની ગડબડમાં કેશવલાલને કહેવું ચુકી ગયો હતો કે તે પહેલા કલાસમાં પાસ થયો છે. થોડી વારમાં કેશવલાલના બીજા મિત્રો અને કાલેજમાં સાથે ભણનારા તેને વધાઈ દેવાને આવ્યા. તેઓને મ્હોડેથી કેશવલાલે જાણ્યું કે ચાંદ અને ઇનામ મળવાનો પણ તેને સંભવ છે. કારણ કે આવતી કાલે તે સંબંધી ખબર બહાર પડવાની હતી.



## પ્રકરણ ૩૦ મું

### નવલશાનું આગમન

કરવાનું તે નહિ કરે, નહિ કરવાનું થાય;
અવળો ચાલે જે થકી, અવળચંદ કહેવાય. (કવિ હીરાચંદ)

સર્વે જણા કેશવલાલને ત્યાં ખુશ મીજાજમાં બેસી પરીક્ષા સંબંધી વાતો કરતા હતા. કેટલાક મિત્રો એને વધાઈ આપીને જતા હતા, એવામાં ત્યાં ઇશ્કી ટાટ બની, એક હાથમાં સોનાની ટોપીથી મઢેલી નાજુક સ્ટીક રાખીને, બીજા હાથમાં કેમ્બ્રીક રૂમાલે વીંટાળી બહુ જતનથી પાવડી રાખી, નવલશા ત્યાં ચમચમ્ કરતો આવ્યો.

નવલશાએ કેશ્મીરી કપડાનું પાટલુન અને સીધા બુટાનનો, કુડતા જેવો, કમરથી સહેજ નીચે પહોંચે એવો નહાનો ડગલો પહેરેલો હતો. પગમાં બ્લેકીંગ લગાડેલાં શુઝ અને અડધાં મોજાં પહેર્યાં હતાં. અંગ્રેજી રીતિ પ્રમાણે કોટનું કાલર એવું કરાવ્યું હતું કે કુડતાનાં બે ત્રણ બુટાનો બહાર જણાતાં. ડાબા હાથ તરફના બહાર જણાતા ખીસામાં ઘડીબંધ રૂમાલ ગોઠવીને મુકયો હતો. તે ખીસામાં એક ઘડીઆળ પણ હતું જેની સાંકળીને કોટના બહારના બુટાન જોડે વળગાવી દીધી હતી. માથે રેશમી ખોખું મુકેલું હતું. કેશવલાલના ઘરના ઉમરા આગળ આવ્યો કે એણે લાગલું ખોખું ઉતારી બગલમાં મારી દીધું, એટલે એના માથાપર મખમલની બુટ્ટાદાર અને ત્રણ આંગળની ટોપી જણાઈ. ટોપી એટલી નહાની હતી કે માથા આગળની બાબરીના વાળો, બધા લટમાં બહાર પડતા હતા ને તેને પોમીટમ લગાડી બ્રશથી હોળી કરીને સાફ કરેલા હોવાથી, ચળકાટ મારતા હતા. પોતાનો આવો ફક્કડ અને ટાપટીપ કરેલો દેખાવ જોઇને આનંદગિરિ એનાપર પ્રસન્ન થયા વગર રહેશે નહિ તે વિષે નવલશાને બીલકુલ શક હતો જ નહિ. એ તો એમ જ ધારતો હતો, કે અસલના વારામાં ભાગ્યને નિરખીને રાજ્યનો કળશ કોઈ નરને માથે જેમ કરિણી ઢાળતી હતી, તેમ આનંદગિરિ સંન્યાસી, એનો આવો ઇશ્કી ટાટ દેખાવ જોઇને, સર્વે સિદ્ધિઓ પામવાને એને જ લાયક ગણશે. ખરેખર દરરોજ બહાર નીકળતાં નવલશા લુગડાં લત્તા પહેરવામાં અને પગના સણગારરૂપી શુઝ પહેરવાને ખાસ ધ્યાન આપતો. તેમાં આજે તો આનંદગિરિ પાસે જઈ સિદ્ધિઓ સારૂ તેને પ્રસન્ન કરવાનું ધારી, અને પાવડી સંબંધી કેટલાક અગત્યના ખુલાસા મેળવવાનું ધારી, એણે સજ્જ થવામાં બે વાગ્યાની તૈયારી કરવા માંડી હતી. બહુ જ ઝડપ વાપરીને અને ઉતાવળ કરવાની જોમમાં અને જોમમાં, ઓરડાના તમામ સામાનને અફાળ ઝીક કરીને, સાંઝના દીવા થવાનો વખત આવ્યો ત્યારે નવલશા લુગડાં લત્તાં પહેરી પગને ઘણાં સરસ શુઝથી સણગારી સજ્જ થયો! આનંદગિરિને મળવાની ઉતાવળ તો ખરી; પરંતુ નવલશાએ ધાર્યું કે પોતે જે કામસર જવા ચહાતો હતો તે કંઈ જેવું તેવું નહોતું, એટલે મહારાજની આગળ ફુલારામની પેઠે શરીરપર લુગડાં જ્યાં ત્યાં મુકી કંઈ જવાય! વળી ગયે રવિવારે વનમાલીદાસને ત્યાં મહારાજ આવ્યા ત્યારે એને પ્રથમથી ખબર નહોતી કે શા માટે બાપે સાત વાગે એને તૈયાર રહેવાનું કહ્યું હતું. પોતે સાધારણ રીતે માથે ઇશ્કી ટોપી જ મુકીને, એક વાસકુટ ચહડાવી હાથમાં રૂમાલ રાખીને વનમાલીદાસના કહેવાથી સ્વામી પાસે આવ્યો હતો; તેથી આજે એને સહજ શંકા થઈ કે પોતાના તે દિવસના દેખાવથી સંન્યાસી ઉપર ઝાઝી અસર થઈ નહિ હોય. માટે આજે તો હવે પોતાના

બહારના દેખાવથી આનંદગિરિને કશો વાંક કહાડવાનું કારણ રહે નહિ, અને પ્રસન્ન થયા વગર પણ ચાલે જ નહિ. એવી રીતે પોતાના તનને ટાપટીપ કરવાનો એને ઉમદા વિચાર આવ્યો ! તે સારૂ ઘણી જ ત્વરા કરતાં સાંઝ થવા આવી ત્યારે એ પરવારી રહ્યો. ઘણી વાર આરસીમાં પોતાનું મ્હોં જોયું અને એને વિચાર આવ્યો કે ઉમરામાં પેસતાં ખોખું ઉતારતાં માથે ટોપી બરાબર ગોઠવાયલી નહિ હોય તો કાત્યું પીંજ્યું બધું રૂ થઈ જશે. તેથી પાઘડી ઉતારતાં માથાપરની નાજુક ટોપી ધારેલે ઠેકાણે જ રહે તે સારૂ વિમાસણ કરતાં ઘણો વખત નીકળી ગયો. આરસામાં પોતાનું પ્રતિબિંબ જોઈ, ઝડપમાં અને ઝડપમાં ઘેરથી બહાર નીકળ્યા પછી, થોડી વારે એને યાદ આવ્યું કે જે નવીન પાવડીઓ પોતે કરાવી હતી તે તો, ઘણો વખત થઈ ગયો હતો એવા વિચારની લહાયમાં, સાથે લેવી વિસરી ગયો હતો. વખત થઈ ગયો હતો એ ખરૂં, પણ યોગદર્શનમાં પોતે જોયલી તેવી પાવડી કરાવી હતી, અને તે સંબંધે સંન્યાસી આગળથી કેટલીક વાતો જાણવાની હતી, તેથી પાવડીને સાથે લીધા વગર મહારાજની પાસે કેમ જવાય ? અતિશય ત્વરાથી નવલશા પાછો ઘેર ગયો. પાવડીને એક કેમ્બ્રીક રૂમાલમાં બહુ જતનથી વીંટાળી નવલશા પાછો મહારાજની પાસે જવાને નીકળ્યો.

અહીં વાંચનારને એક શંકા થશે કે કેશવલાલને ત્યાં આનંદગિરિ પધાર્યા છે એ વાત નવલશાના જાણવામાં કેમ આવી ? પણ આજે બપોરના બેએક વાગે ગૌરી વનમાલીદાસને ત્યાં નવલશાનાં લગ્ન પાસે આવેલાં હોવાથી, ગંગા અને કમલાને મળવા ગઈ હતી. કમલાએ સહેજ પુછ્યું કે બાલાને કેમ નથી લઈ આવ્યાં. ત્યારે ગૌરીએ કહ્યું કે બાલા આજે જરાક વચકાઈ છે, કારણ કે કેશવલાલને ત્યાં કોઈ સંન્યાસી આવ્યો છે તેનાં દર્શન કરવાને ગુલાબવહુ બાલાને બોલાવે છે, એમ એનો ઘાટી કહેતો હતો. પણ ઘરમાંથી દુલારામ ત્યાં ગયો હતો. નિર્મલદાસ તો હજી સુધી પાછો આવ્યો જ નથી. ભાયડાઓ સાધુસંતને મળે તે તો જાણે ઠીક છે, પણ વહુવારૂને કંઈ એમ મોકલાય નહિ તેથી અમારી બાલાવહુ આજે વચકાયાં છે. નવલશાએ લાકડાની પાવડીને પિત્તળથી મઢાવી હતી, પણ પતરૂં ઝાંખ મારતું હતું તેને ઓપ ચહડાવવાને રસોડામાંથી આમલી લેવાને એ જતો હતો. તેણે ઉપલી વાત અચાનક સાંભળી. એને વિચાર થયો કે અહો ! કેશવલાલ, દુલારામ અને નિર્મલદાસ આનંદગિરિ પાસે બેસીને શું કરતા હશે ? મને કેમ કોઇએ કશું જણાવ્યું નહિ ? શું તેઓના દીલમાં પણ પાપ બાપ આવ્યું કે આપણે એકલા પેલી સિદ્ધિઓ પચાવી પડીએ ! હશે તે; તેઓના દીલમાં પાપ વસ્યું તો તેમાં શું થઈ ગયું ! મારો

પરમેશ્વર ક્યાં ગયો છે! આજે મને અચાનક રીતે કેવું જણાવી દીધું કે આનંદગિરિ બાવા કેશવલાલને ત્યાં છે; માટે ચાલ હું પણ ત્યાં જાઉં. વળી મારે મહારાજને કેટલું પુછવાનુંએ છે. એ મસે ભપકાબંધ થઇને મહારાજની પાસે જવાશે અને એ પ્રસન્ન પણ થશે, એમ વિચારી નવલશાએ જવાની તૈયારીઓ કરવા માંડી ને ઉપર પ્રમાણે સજ્જ થઈ જવા નીકળ્યો. આગળ તો કેશવલાલ જેવાને ત્યાં જતો ત્યારે ઉમરા બહાર ખાસડાં એને ઉતારવાં પડતાં; પરન્તુ જ્યારથી એના જોવામાં આવ્યું હતું કે પાવડી તો એક સિદ્ધિ છે, ત્યારથી કંટકભંજન પોથીની મહત્તા એના મનથી બહુ જ વધી પડી હતી. વળી શુઝ ઉતારીને જાય તો પગ શોભે નહિ અને બાવા પ્રસન્ન થાય નહિ, માટે એને ઘેરથી નીકળવા પહેલાં જ નક્કી કરી રાખ્યું હતું કે આજે તો પગમાં શુઝ રાખીને મહારાજને પગે લાગવું. જો પેલો કેશવલાલ વાંધો લેશે તો મને જવાબ આપતાં ક્યાં નથી આવડતો કે પાવડી તો સિદ્ધિમાં છે, અને પાવડી અને શુઝમાં, બંને પગના આભૂષણરૂપ હોવાથી બીલકુલ તફાવત નથી.

ઉપર પ્રમાણે પોતાના મનથી સર્વે બાજી નવલશાએ ગોઠવેલી હોવાથી ઉમરા આગળથી માથાપરનું રેશમી ખોખું બહુ જતનથી ઉતારી બગલમાં મારી, રોબમાં અને રોબમાં શુઝને ચમ્ ચમ્ કરાવતો, પોતાના એક હાથમાંની લેડી ફેશન સ્ટીકને હલાવતો હલાવતો, ધીમે ધીમે પગલાં ભરતો, એ જે દીવાનખાનામાં કેશવલાલ ને બીજા બેઠા હતા ત્યાં આવ્યો. સાંઝનું અંધારૂં પડયું હતું, ને બહારથી પોતે તરતનો આવેલો, તેથી આનંદગિરિ ત્યાં છે કે નહિ તે એને જણાયું જ નહિ. વળી ઉમરા આગળથી અંદર જતાં પોતે કેવો સરસ દેખાવ આપે છે ને આનંદગિરિ એને ઉત્તમ લેબાશમાં જોઇને શું ધારતા હશે એવા ખુશ વિચારોમાં એનું મન મશ્ગુલ હતું, તેથી મહારાજ ત્યાં હશે જ એમ સમજી એ તો નિર્મલદાસને મહારાજ સમજી પગે પડવા જેવું કરવા જતો હતો, એટલે નિર્મલદાસ એની ચુક જોઇને બોલી ઉઠ્યો—

"અરે, મહારાજ તો ક્યારનાએ ગયા. જોને તું સુમારમાં મને પગે લાગતો નહિ. પણ તું અત્યાર સુધી શું કર્યાં કરતો હતો. મહારાજ તો અહીં આઠ વાગ્યાના પધાર્યાં હતા તે હમણાં જ ગયા." એનો ઇશકી દેખાવ જોઇને એ બોલ્યો—"દર્શન કરવા આવવું હતું તો થોડી ઓછી ટાપટીપ કરવી હતી. તારી વાટ જોઇને તે એવા સાધુ પુરૂષ બેસી રહે કે?"

નવલશા દીવાનખાનામાં ગાદી આગળ જે ટેબલ હતું તેના પર પાઘડી મુકતો મુકતો અટકી ગયો. પળેક સુધી તો શું કરવું તે એને સમજણ પડી નહિ. નિર્મલદાસ એની ટાપટીપની ટકોર કરવા લાગ્યો, એટલે એને ચેતન આવ્યું હોય તેમ ફાળ નાંખતો, એ મ્હોટો ઘાંટો પાડી બોલી ઉઠ્યો–"હેં મહારાજ ગયા કે? ત્યારે એમને

મળવું હતું ને કેટલોક ખુલાસો પુછવો હતો ને આ તમે શું કહો છો? પેલા ઓર-ડામાં તો નથી, કે તમે મારી મશ્કરી તો નથી કરતા? મેં તો આજે સહેજ જાણ્યું કે મહારાજ અહીં પધાર્યા છે ને હું તો જીવ નાંખતો ચાલ્યો આવું છું. વારૂ એમને મુકામે મને આવતી કાલે મળશે?"

"ના ના, ગુરુમહારાજ તો આવતી કાલે પોતાને આશ્રમ પધારી જવાના છે. માટે હવે એમનાં દર્શન તો દુર્લભ છે"–કેશવલાલે કહ્યું.

નવલશાને બહુ જ વિચાર થયો. પોતાના ધારેલા કામમાં આમ અડચણુ નડી તેનું મૂળ કારણુ કેશવલાલ હોવો જોઇએ એમ માની તપી જઇને એ બોલ્યો–

"તમે બધા આજે મારી જોડે દગો રમ્યા છો એમાં તો કંઇ જ શક નથી. દુલારામ, નિર્મલદાસ અને તમે એમને મળી ચુક્યા અને મને એકલાને શું કામ પડતો મુક્યો? તમારે કંઈ પુછવું કરવું હોય તેમ શું મારે કંઈ પુછવા કરવાનું નહિ હોય? એ મને મળત તો કેટલો રાજી રાજી થાત."

"અમે તો સમજ્યા કે તું એવા સાધુબાવાને માને એવો નથી એવા તારા વિચાર સુધરી ગયા છે"–નિર્મલદાસ ટકોર કરતો બોલ્યો–"તેથી તને બોલાવવાનું કોઇને સાંભર્યું જ નહિ. જેની તેં વાલકેશ્વરમાં એ જ સ્વામીના થોડા ભવાડા કીધા હતા!"

"વારે ઘડી"–નવલશા હોઠ દાબતો બોલ્યો–"તે તમે એની એ જ વાત કેમ કરો છો? તી દહાડે મારા બાપા આગળ પણુ મને હલકો કરવાને તમે તો ઠીક બાજી રચી હતી. તેનો ડાઘ મારા દીલમાંથી હજી ગયો નથી. પણુ મારાં સારાં નસીબ કે હું તે વેળા બચી ગયો. આજે પણુ પાછું એનું એ! મને શું માલમ કે એ મહારાજ આવા ચમત્કાર કરી જાણે છે. અજાણતાં ભુલ થાય તે તો સૌ માફ કરે. વળી મહારાજની આગળ તે વેળા જે બોલાયું ચલાયું તે સારૂ મેં માફ માગી હતી તે શું તમને ખબર નથી?"

નવલશા ઉપર પ્રમાણે બોલતાં બોલતાં, જેમ જેમ વધારે ચ્હીડાતો ગયો, તેમ તેમ તો વધારે ઘાંટો પાડીને બોલવા લાગ્યો. નિર્મલદાસ હજી એને વધારે ચ્હીડાવાનું કરતો હતો તે જોઇ કેશવલાલ વાત ફેરવતો બોલ્યો––

"તારી જોડે આ રૂમાલમાં બાંધીને શું લાવ્યો છે?"

"અરે અરે"—નવલશા નિસાસો નાંખતો બોલ્યો–"આપણે જે યોગ-દર્શનમાં પાવડી જોઈ હતી તેવી પાવડી મેં ખાસ કરીને કરાવી છે અને તે હું મહારાજને બતાવવા ધારતો હતો. પણુ એ ચાલ્યા ગયા છે એટલે મારા હાથ હેઠા પડે છે. જુઓ તો ખરા, આપણે જોઈ તેવી જ આ પાવડી છે કે નહિ!"

એમ કહી નવલશાએ રૂમાલમાંથી બહુ સંભાળથી પાવડી કહાડી કેશવલાલને બતાવી. પાવડી નાજુક હતી અને આમલીથી તરતની સાફ કરેલી હોવાથી ચકચક થતી હતી, તેથી એનો દેખાવ બહુ સારો લાગતો હતો. બંનેએ તે વખાણી, પણ તે પાવડી મહારાજને બતાવવાનું શું કારણ હશે તે જાણવાની નિર્મલદાસને ચટપટી થઈ.

"આ પાવડી તેં શા સારૂ કરાવી છે ?"–નિર્મલદાસે પુછ્યું–"મહારાજને બતાવવાનું શું કારણ તે તો અમને કહે ?"

"મારે મહારાજને પુછવું હતું કે જે પાવડીનાં રવિવારે અમને દર્શન કરાવ્યાં તેના અને આના ઘાટમાં કે લંબાઈ પહોળાઇમાં કંઈ તફાવત છે ?"

"વારૂ તેથી શું ?" નિર્મલદાસે પુછ્યું.

"કેમ તમે નહિ સમજ્યા"–નવલશા બોલ્યો–"જુઓની, હું તો અત્યાર સુધી ઘરમાં સ્લીપર્સ કે સપાટ જ પહેરતો હતો. પણ પાવડી એક સિદ્ધિમાં છે એમ મેં જ્યારે જાણ્યું, ત્યારે મને વિચાર આવ્યો કે મારે હવે ઘેર પાવડીઓ પણ પહેરવી. તેથી કરીને પેલી સિદ્ધિની વાત મારા દીલમાં જાગતી રહે એટલું જ નહિ, પણ તે મળવાની મારામાં લાયકાત પણ આવે. તે સારૂ આ પાવડીઓ અને બીજી ત્રણ ચાર જોડીઓ મેં કરાવી છે. હવે જો આ જોડી શ્રીવિજ્ઞાનંદસ્વામીના જેવી હોય તો ઠીક, તે સારૂ મહારાજને હું પાવડી બતાવવાને લાવ્યો છું."

નિર્મલદાસ ખડખડ હસી પડ્યો. યોગદર્શન પછી એક દહાડો કરૂણાદાસ નવલશાને મળવા ગયો હતો ત્યારે એને પાવડીની જ સેવા અને વાત કર્યા કીધી હતી. એ હકીકત, કરૂણાદાસ અને નિર્મલદાસ ત્યાર પછી સહજ મળ્યાથી, નિર્મલદાસના જાણવામાં આવી હતી તેથી એણે દુલારામની આગળ વાત કરતાં નવલશાને પાવડીદાસ કહ્યો હતો. પણ નવલશાના પાવડી સંબંધીના વિચારો અસલ ઢબના અને વિચિત્ર હતા એમ એના સમજવામાં તો આજે જ આવ્યું. તેથી એનું હસવું માયું નહિ. હજી એ નવલશાને વધારે ખીલાવત, પણ એટલામાં કેશવલાલ ધીરેથી બોલ્યો.

"તમે બે જણા એટલે મહોટેથી વાત કરો છો કે પાસેના ઓરડામાં પણ સંભળાય. બોલવામાં પણ કંઈ મોઘમપણું રાખતા નથી. મહારાજે તે સંબંધે આપણને તાકીદ આપી હતી તે શું તમે ભુલી જાઓ છો ? આજે પણ વાલકેશ્વરથી આવતાં એમણે એવીજ તાકીદ આપી હતી; માટે હવે એ વાત બંધ કરો."

"હા ખરી વાત"—નવલશાએ જવાબ આપ્યો—"પણ મારે કેટલુંક પુછવાનું રહે છે તે હું કોને પુછું."

નિર્મલદાસે નવલશાની પાવડીને પડતી મુકી ને વાત ફેરવતાં એ બોલ્યો—

"નવલશા, તું લગાર નીરાંત રાખીને હવે બેસ. આજે તને હું એક ખુશ ખબર કહું. કેશવલાલ પહેલા કલાસમાં **બી. એ.** માં પાસ થયો."

"હેં! ખરી વાત કે?" નવલશાએ પુછ્યું—"ચલો, બહુ સારૂં થયું,. પણ એ સાળું મેટ્રીક્યુલેટ થતું એમાંજ અડચણ છે. એકવાર એ પહાડ પત્યો કે પછી સડસડાટ ચાલ્યા જવાય. એ તો બીજી પરીક્ષા અપાયા કરાય ને પાસે થવાયા કરાય."

"જાણે કે મેટ્રીક્યુલેટ થવા પછી બીજી પરીક્ષાઓમાં કોઈ નિષ્ફળ નહિ થતું હોયની?" નિર્મલદાસે કહ્યું.

"હા હા, હું ખરૂં કહું છું. બીજી પરીક્ષાઓ પસાર કરવી એમાં કંઈ મ્હોટી વાત નથી. સાધારણ બુદ્ધિ હોય તોપણ ચાલે. પણ આ સાળો મેટ્રીક્યુલેશનનો પર્વત અમારા જેવા હજારોને કનડ્યા કરે છે. જો યુનીવર્સીટી એવો કંઈ ધારો કહાડે કે બે વાર કે ચાર વાર જે મેટ્રીક્યુલેશનમાં ફેલ થાય તેને પાસ થયલો જ ગણવો ને કાલેજમાં ભણવા દેવો, તો હું અને મારા કેટલાક દોસ્દારો **બી. એ.** સહેજમાં થઈ જઈએ!"

નવલશા તારી બુદ્ધિ તો કંઈ ઓરજ છે! તારા બધા વિચારોજ અસલ, એમાં કંઈ શક નહિ! તારા મનથી બીજી પરીક્ષાઓ આપવી સહેલી છે. પણ પરીક્ષા વખત સોળ સોળ કલાક ભણીને ફીસોટો નીકળી જાય છે તેની કંઈ તને ખબર છે?"

"અરે વળી મેટ્રીક્યુલેટ થયા પછી ઘેર ભણવાનું શેનું? એ તો ટર્મ્સ ભરીએ ને પ્રોફેસરોનાં લેક્ચર સાંભળીએ એટલે પરીક્ષામાં એની મેળે પાસ થવાય."

નિર્મલદાસ વિચાર કરવા લાગ્યો કે આવા જડસુને કેમ સમજાવવો, તેથી થોડી વાર મુંગો બેસી રહ્યો. એટલે નવલશાને વળી પાવડી સંબંધે એક વાત જાણવાનું યાદ આવ્યું.

"કેશવલાલ"—એ બોલ્યો—"હું ધીરેથી બોલીશ, પણ તમે મારી વાત સાંભળો તો ખરા! હવે મહારાજ તો ગયા પણ એક વાત જાણવાની મારે રહી છે; માટે તમારાથી બને તો મને કંઈ ખુલાસો આપો." કેશવલાલ સાંભળતો હોય એમ મ્હોં કરી રહ્યો. એટલે નવલશાએ ધીરેથી પુછ્યું—"સિદ્ધિ તો કોણ જાણે ક્યારે મળશે. પણ દરમ્યાન હું આ પાવડી ઘેર પહેરૂં કરૂં તો સિદ્ધિ મળવામાં કંઈ બાધ તો નહિ આવે?"

"આ નવલશા તો"—નિર્મલદાસ હસીને બોલ્યો—"હવે છેક હાથથી ગયો જણાય છે. શું એના વિચારો અને શું એના મનના તરંગો! ભલા માણસ, તારી આ પિત્તળની પાવડીની જોડે સિદ્ધિને લેવા દેવા શું તેનો તો વિચાર કર?"

"હું તો કેશવલાલને પુછું છું, તમને નહિ"—નવલશા મ્હોટેથી બોલ્યો—"જ્યારે જ્યારે હું પુખ્ત વિચાર કરી મારી સંકલનાઓ બહાર પાડું છું, ત્યારે તમે ખી ખી ખી હસ્યા કરો છો, પણ એમાંજ કંઈ હોંશીઆરી ગણાય નહિ. જુઓ, તમને સમજણ પાડું. આપણાથી **બી. એ.** થયા વગર આપણા નામની પાછળ **બી. એ.** લખાય? તેવી રીતે પાવડીની સિદ્ધિ મળ્યા પહેલાં આ પાવડીઓ પહેરાય કે નહિ એટલોજ મારો સવાલ છે. હવે સમજ્યા?"

નવલશા નિર્મલદાસને રદીઓ આપવાની લહાયમાં બહુ મ્હોટેથી બોલ્યો. બોલવામાં એટલો તલ્લીન થઈ ગયો કે મમતારામ ચાલ્યો ચાલ્યો દીવાનખાનામાં આવ્યો તેને પણ એણે જોયો નહિ એટલુંજ નહિ, પણ કેશવલાલ અને નિર્મલદાસ એને આંખના અને હાથના ઇસારા કરીને વારવા લાગ્યા તે પણ એના લક્ષમાં આવ્યું નહિ. બોલી રહ્યા પછી નવલશાની નજર મમતારામ પર પડી એટલે એ ચુપ થઈ ગયો. જાણે મમતારામને ન સાંભળવાનું પોતાથી બોલાઈ ગયું હોય તેવી રીતે એ પાવડીને પાછો રૂમાલમાં બાંધવા લાગ્યો.

મમતારામે જોયું કે ત્રણે જણ બહુ રસાકસીથી વાત કરતા હતા. કેશવલાલ અને નિર્મલદાસ ઇસારા કરીને નવલશાને વારતા હતા તે પણ એ તરત જાણી ગયો. વળી પોતાને જોઇને નવલશા બોલતાં બોલતાં અચકાઇને ઉભો રહ્યો એ પણ એના લક્ષની બહાર નહોતું.

"તેવી રીતે પાવડીની સિદ્ધિ મળવા પહેલાં આ પાવડીઓ પહેરાય કે નહિ એટલોજ મારો સવાલ છે; હવે સમજ્યા?" એ શબ્દો મમતારામે દીવાનખાનામાં આવતાં આવતાં સાંભળ્યા હતા. એને તે ઘણા વિચિત્ર લાગ્યા કે પાવડી શું અને સિદ્ધિ શું? વળી નવલશા જેવો થોડું ભણીને બધાને હડધુત અને જંગલી કહેનારો આવી વાત ગંભીર વદને કરે, ને બીજા બે જણા પણ તેવીજ રીતે શાંત બની સાંભળે, એ પણ કંઈ થોડું વિચારવા જેવું નહોતું. મમતારામે પોતાના મનમાં તરત નિશ્ચય કીધો કે એ વાતમાં કંઈ ભેદ છે કે અમસ્થીજ હતી, તે મોડા વેહેલા એ શોધી કહાડવું. પરન્તુ મમતારામ ઘડાઇ ઘડાઇને એવો પાવરધો થયો હતો કે પોતે જે સાંભળ્યું તેથી એને વિસ્મય થયો હોય, વા તેઓ કંઈ ખાનગી વાત કરતા હતા તે પોતાના સાંભળવામાં આવી, વા પોતાના આવવાથી તે વાત અટકી પડી છે એવું, પોતાના ચ્હેરા પરથી કે બોલીચાલી પરથી દર્શાવ્યું નહિ.

એના હાથમાં રૂમાલે વીંટાળેલાં બે પુસ્તકો હતાં. એ બે પુસ્તકો હાથનાં લખેલાં હતાં. જે બ્રાહ્મણ પાસથી લેખી પુસ્તકોની એક પેટી ખરીદવાનો વિચાર

એણે કેશવલાલને જણાવ્યો હતો તેમાંનાં એ બે પુસ્તકો હતાં. આજે સવારનાજ તે બ્રાહ્મણે મમતારામના કહેવા પ્રમાણે પોતાના ગામથી મગાવી એને આપ્યાં હતાં. મમતારામે ધાર્યું કે કેશવલાલને ત્યાં એ પુસ્તકો બતાવવાને બહાને જવાનો ઠીક લાગ છે. બહુ વિચાર કરીને એણે રાતના મળવા જવાનો વખત પસંદ કીધો કે જે વખતે કેશવલાલ એકલોજ હોય.

સર્વેની જોડે હસતે મ્હોડે શેકહેંડ કરી મમતારામે પુસ્તકનું બોચકું ટેબલપર મુક્યું. પાસે એક ખુરશીપર બેસતાં એ બોલ્યો—

"આપણે જે બ્રાહ્મણોનાં પુસ્તકોની વાત આગળ કીધી હતી તેણે નમુના દાખલ આ બે મોકલાવ્યાં છે. મેં ઉપલેક સુપલેક થોડાં પાનાં ફેરવી જોયાં તો તે સારે અક્ષરે લખેલાં છે એટલુંજ નહિ, પણ એમાં ઘણા ઘણા કવિઓની ઘણી ઘણી વાણીઓ છે. મારૂં મન તો પુસ્તક જોતાંજ એમ થયું કે હું કેશવલાલને ક્યારે મળું. પણ તમને ફુરસદ હોય એમ સમજી આ વખતે આવ્યો છું." એવામાં મમતારામને લાગ્યું કે કેશવલાલ અને નિર્મલદાસ બહુ ખુસ મીજાજમાં બેઠેલા છે, એટલે પુસ્તકની વાત પડતી મુકીને એ બોલ્યો—"પણ એ તો બધું થવાનું હશે ત્યારે થશે. આજે તમને ખુશ જોઇને મને એમ લાગે છે કે તમારૂં પરિણામ શું આજે જણાયું? તમને હું અભિવંદન આપું?"

"હા"—નિર્મલદાસે કહ્યું—"કેશવલાલ પહેલા વર્ગમાં બી. એ. માં પાસ થયા એમ આજે ચાર વાગે ખબર પડી."

"અહો હો"—મમતારામ પોતાના મ્હોડાને હરખના એક પછી એક આમળા ચહડાવતો બોલ્યો—"ત્યારે આજે તો મારૂં અહોભાગ્ય કે આવે સારે અવસરે હું અહીં આવી લાગ્યો. કેશવલાલ, હું તમને ખરા દીલથી વધાઈ આપું છું." એમ બોલતાં બોલતાં ખુરશીપરથી ઉઠી મમતારામે કેશવલાલની પાસે જઈ હેતથી ફરી શેકહેન્ડ કીધી. પાછા ખુરશીપર બેસી એણે કહ્યું—

"આ નિર્મલદાસનો પણ હું આભાર માનું છું કે એને મ્હોડેથી મેં આવું હરખાવનારૂં વૃત્તાન્ત સાંભળ્યું."

"ત્યારે આ નવલશાનો કંઈ આભાર બાભાર નહિ માનો કે"—નિર્મલદાસે હસીને પુછ્યું.

"ઘણી ખુશીની વાત છે"—મમતારામે કહ્યું—"કે એ ભાઇસાહેબ પણ આવે સારે વખતે અહીં છે."

"અરે હું તો બીજે જ કામે આવ્યો હતો."—નવલશા બોલ્યો.

મમતારામે કેશવલાલ તરફ ફરીને પાછું બોલવું શરૂ કીધું—"તમે પહેલા

વર્ષોમાં પાસ થયા એ વિશેષ ધન્યવાદ દેવા જેવું છે. તમારી લાયકાત તો અમે અગાઉથી જ જાણતા હતા કે તમે કુળદીપક નીવડશો. એટલે તમે બારિસ્ટર થાઓ તો પણ ઝાઝું આશ્ચર્ય જેવું નથી; તથાપિ તમારા પરિશ્રમ અને ખંતીપણાને માટે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. બીજા પણ પરીક્ષામાં જનારા મહેનત કરતા હશે, પણ તમારી આગળ તો આડો આંક સમજવો! તમારે તો ભણવું અને રળવું, શાવું અને વજાડવું, એ બન્ને કામ એક સાથે કરવાનાં હતાં, એટલે તમારા આગ્રહને વખાણવાની સીમા રહેતી નથી."

મમતારામને આ પ્રમાણે કેશવલાલનાં વખાણ કરતાં જોઇને નવલશાથી ચુપ બેસી રહેવાયું નહિ. એને વિચાર આવ્યો કે મમતારામ શું કેશવલાલનો તાબેદાર છે કે તેનાં આમ હદ બહારનાં વખાણ કરે છે, તેથી એ બોલી ઉઠ્યો—

"તમે ક્યારે કોઈ દહાડો જોવા આવ્યા હતા કે કેશવલાલ ભણવા પાછળ કેટલી મહેનત કરે છે?"

મમતારામને નિશ્ચય હતો કે આજની જે ખાનગી વાત એ જાણવા માગતો હતો તે નવલશા સિવાય બીજા કોઈ દ્વારા મળવાની નથી, તેથી નવલશાને હડધુત ન કરતાં એ બોલ્યો—

"એ તો ભાઈ તમે જાણો છો કેની? "કરમ છુપે નહિ ભભુત લગાયે" કેશવલાલનું શરીર જ કહી આપે છે કે એમણે કેટલો શ્રમ લીધો હશે."

"હા, પણ તમે તે ક્યાંથી જાણ્યું?"

અલબત નવલશાનું એ કહેવું ખરૂં હતું. મમતારામની બલાએ નહોતી જાણતી કે કેશવલાલ **બી. એ.** સારૂ કેટલું અને કેમ ભણે છે. તેનાં વખાણ એણે સાધારણ રીતે કીધાં હતાં, તેમાં નવલશા એને આમ બાંધવા લાગ્યો તે એને ઠીક લાગ્યું નહિ. મમતારામ તરત જાણી ગયો કે પોતે કેશવલાલનાં વખાણ કીધાં તે નવલશાને પસંદ પડતાં નથી; તથાપિ નવલશાને ખોટું ન લાગે તેમ એ બોલ્યો—

"એ તો ભાઈ, મને જાણવાના હજારો રસ્તા હોય છે તે તમે શું જાણો?" કેશવલાલ તરફ ફરીને એણે પુછ્યું—"ત્યારે હવે તમે આગળ શું ભણવા ધારો છો."

"**એલ. એલ. બી.** તો થવું જ"—નિર્મલદાસ ભાર મુકતો બોલ્યો— "એમાં તો કંઈ શક નહિ. પછીની વાત પછી."

અને તે પછી તમારો વિચાર સોલીસીટર થવાનો છે કે બારિસ્ટર થવાનો છે? મમતારામે પુછ્યું.—"આમ હું તમને ખાસ કરીને પુછું છું તે એટલા માટે કે તમારો વિચાર સોલીસીટર થવાનો હોય, અને પૈસા માટે તમે જોગવાઈ કરી

શકો એમ છે તોપણ મારા જેવાની સલાહ પુછો, તો હું પણ ઘણો ખુશીથી બીજા કોઈની જોગવાઈ કરાવી આપીશ. કારણ કે ઝવેરાતની દલાલીમાં ઘણા ઘણા પ્રસંગો અમારા જોવામાં આવે છે."

"ઠીક છે—" કેશવલાલે જવાબ આપ્યો—"જરૂર જણાશે તો હું તમને કહીશ."

"મારી સલાહ માનો તો"—મમતારામે કહ્યું—"મહીનો બે મહીના તમે બહાર ગામ હવા ફેર કરી આવો."

"આ નવલશાનાં લગ્ન ઉપર અમે જઇશું એટલે એની મેળે હવા ફેર થશે"—કેશવલાલે કહ્યું.

"હા"—મમતારામ બોલ્યો—"એ ભાઇનાં લગ્નની વાત તો હું જ્યારે ને ત્યારે સુણીજ જાઉં છું. નવલશા, મને તમારાં લગ્નમાં નહિ લઈ જાઓ?"

"હા આવોની, ખુશીની સાથે. તમને કોણ ના પાડે છે?"

"તમે તો મને હસવાને કહેતા હશો, પણ હું તો જરૂર આવીશ હોં."

થોડીક વાર રહીને મમતારામે ઉઠવાની તૈયારી કરવા માંડી. એણે ધાર્યું કે નવલશા કંઈ ઝાઝો વાર બેસશે નહિ, તેથી આવેલા કામ પ્રસંગે એ કેશવલાલને કહેવા લાગ્યો—

"આ પુસ્તકો હું અહીંજ મુકી જાઉં છું. તમારી ફુરસદે વાંચજો. થોડા દહાડામાં હું તમને મળવા આવીશ. અથવા જો તમને અનુકૂળ હોય તો મને જ્યારે બોલાવશો ત્યારે હું હાજર થઇશ. કેમ નવલશા, હજી તમે તો અહીંજ બેસશો કેની?"

નવલશાએ ખોખું માથા પર મુકી દીધું ને બગલમાં પાવડી મારતો કે ઉઠીને ઉભો થયો. મમતારામે કેશવલાલ ને નિર્મલદાસને સલામ કરી. જતાં જતાં એ પાછો કેશવલાલનાં વખાણ કરવા લાગ્યો ને પોતાને તેથી જે હર્ષ થયો તે દેખાડવા લાગ્યો. તેમ તેમ નવલશા વધારે અધીરો પડતો ગયો. થોડી વારમાં બંને જણ કેશવલાલના ઘરમાંથી સાથે નીકળ્યા.



## પ્રકરણ ૩૧ મું

### નવલશાને મમતારામ સીસામાં ઉતારે છે

મહેતાજીની ઘોડી—એક પગે હાલે ચાલે—
પાતાળમાંથી પાણી કહાડે—પાતાળમાંથી પાણી કહાડે—
એ પાણીનો કાવો કીજે—આબાપના હાથ પગ ધોઈ ધોઈ પીજે. (જુની કહેણી.)

'સિદ્ધિ મળવા પહેલાં આપણાથી પાવડી પહેરાય' એ શબ્દો મમતારામના કાનમાં હજી પણ ભણકારા કરી રહ્યા. સિદ્ધિ—પાવડી—એ શબ્દો ચાલુ જમાનામાં જરૂર તાજુબ કરનારા હતા ખરા અને તેમાં 'આપણા' એ શબ્દથી જે સંબંધ થતો હતો તેથી અજાએબીમાં ઓર વધારો થતો હતો. એ પ્રમાણે વિચારોને ગોઠવતો મમતારામ નવલશાની જોડે દાદરેથી હેઠે ઉતર્યો. નવલશાનો સ્વભાવ બરોબર પીછાનીને મમતારામે રસ્તામાં ચાલતાં તરત તે વાત છેડવી ધારી. વળી રસ્તે ચાલતાં ચાલતાં ધારેલી વાત ચાલુ રાખવાને અનેક વિઘ્નો અનાયાસે આવી મળે છે તેથી મમતારામની અધીરતા વધી; પણ એ કંઈ બોલે તે પહેલાં નવલશા બોલી ઉઠયો—

"મમતારામ, હું તો તમને અત્યાર સુધી બહુ સ્વતંત્ર ખાશીઅતના માણસ સમજતો હતો. તમારી રીતભાત અને દેખાવ તો બધો તેવો છે. પણ આજે કેશવલાલનાં વગર કારણે, કંટાળો ઉપજે એટલે હદ સુધી વખાણ કરતાં તમને મેં જોયા ત્યારથી મારો વિચાર તમારે વિષે ફરી ગયો છે."

"તમારૂં કહેવું"–મમતારામે કહ્યું–"બોલે બોલ સાચું છે. જે શખ્સ મારી રીતભાત નહિ જાણતો હોય તેને એમ લાગે ખરૂં કે મેં કેશવલાલને નિઃસીમ વખાણ્યો છે."

"અરે મને તો એવો કંટાળો આવ્યો કે હું એક બે વાર તમારી સામાએ થયો"–નવલશા બોલ્યો–"પણ આજે મેં સારી પેઠે જોયું કે તમે આવ્યા ત્યારથી તે ગયા ત્યાંસુધી, એનાં વખાણ અને વખાણ સિવાય બીજું કંઇ જ કીધું નથી."

"ઉભા રહો"–મમતારામ બોલી ઉઠયો–"તમે એમ સમજતા જણાઓ છો કે મેં કેશવલાલને વખાણ્યો તેમાં મારી ચાલ નિંદાપાત્ર થાય છે." નવલશા હા કહેતો હોય એવું મ્હોં કરવા લાગ્યો તે જોઈ એ બોલી ઉઠયો–"જો તમે એમ સમજતા હો તો તમારી મોટી ભુલ છે."

"એ પણ ઠીક"–નવલશા ઠેકડી કરતો બોલ્યો–"કે કંટાળો તમે આપ્યો ને ભુલ તો મારી ગણાય."

"અરે ભાઈ, અંગ્રેજીમાં જેને એટીકેટ (સભ્યતાની રીત) કહે છે, અથવા સુધરેલી રીત પ્રમાણે જે તાજીમ તવાજો અને વર્તન રાખવું જોઇએ, તેની બહાર હું ગયો નહોતો એમ હું ખાતરીથી કહું છું."

"પણ એમ કરવાનું કંઈ કારણ?" નવલશાએ પુછયું.

'કારણ તો ઘણાંએ છે'–મમતારામે જવાબ આપ્યો–"પણ હું તમને એક જ કહીશ. જનમંડળનું બંધારણ જ એવું છે કે યોગ્ય પ્રસંગે યોગ્ય હાવભાવ ધારીને,

અને યોગ્ય શબ્દોમાં, એકબીજાનાં વખાણ ન કીધાં તો જનમંડળ ફીક્કાશ મારી જાય અને સંસારચક્ર નકામું ચેંચું કર્યા કરે એમ કહેવાય છે. અને તે વાત હું સમજી સમજીને હમણાં જ સમજવા લાગ્યો છું. એક વખત એવો પણ હતો કે આવી ઠાલી અને લુખ્ખી રીતભાતની તમારી પેઠે મને પણ છીટ હતી. મારા મનમાં જે લાગણી જોર કરતી તે બહાર દર્શાવી દેતો. તમે જ્યારે મારી ઉમરે પુગશો ત્યારે મારા જેવું જ આચરણ રાખશો એમાં કશો શક નથી."

"કોઈ દહાડોએ આશા રાખતા નહિ"—નવલશા ઓઠ દાબીને બોલ્યો—"ગમે તે થાય તો પણ હું તો કોઈ દહાડો એવું કરીશ જ નહિ. અરે વધારે તો શું, તમારા આવવા પહેલાં, થોડીક વાર અગાઉ મને નિર્મલદાસે કહ્યું કે કેશવલાલ બી. એ. માં પાસ થયો તે સાંભળી મેં તો ફક્ત એટલું જ કહ્યું કે બહુ સારૂં થયું. વળી મને એમ લાગ્યું કે મેટ્રીકયુલેટ થયા પછી બીજી પરીક્ષાઓ આપવી સહેલ છે, એટલે મારા એ વિચારો પણ બતાવવાને હું ચુકયો નહિ."

"જો તમે એમ કીધું હોય તો"—રામતારામે કહ્યું—"તમે મોટી ભુલ કીધી છે એમ મારે કહ્યા પાખી ચાલતું નથી. બાકી તમારી અને કેશવલાલની વચ્ચે હેત ઉભરાઈ જતું નથી તે હું સારી પેઠે જાણું છું. પણ તમે નહિ જાણતા હો કે મારે અને કેશવલાલને પણ કેટલાક સંજોગોને લીધે ખડા ખાસ્ટા જેવું છે; છતાં મેં તેનાં વખાણ કીધાં ને હજી બીજો પ્રસંગ આવે તો તેનાં કે તેના જેવા બીજાનાં પણ મ્હોડેથી વખાણ કરવાને હું ચુકું નહિ. હજી તમારે તે શીખવાનું છે."

"એવા એવા ઢોંગને"—નવલશા તુચ્છકાર નાંખતો બોલ્યો—"મારે શીખવા જ નથી ત્યાં કેમ?"

"ભાઈ, એનું નામ સુધરેલી રીતિ ગણાય છે. જનમંડળના અંગભૂતોની એ એક ફરજ છે. વગર પૈસે, ઠાલી બોલીથી એ ફરજ અદા થઈ શકે છે, એટલે તેને પાળવાને માટે તે એક બીજું કારણ છે." રામતારામે એ પ્રમાણે શાંત રહીને ધીરેથી નવલશાને જવાબ આપ્યો. પોતાની ધારેલી વાત કહાડવાનો એને પ્રસંગ આવેલો જોયો અને રખેને વળી વાતનું સુકાન ફરે માટે એણે નવલશાને કહ્યું—"પણ મને એક અજાએબી લાગે છે કે તમે એનાં વખાણ કરવા માટે નહિ તો આજે જ, જ્યારે એ બી. એ. થયો ત્યારે એની પાસે શું કરવાને ગયા હતા?"

"અરે"—નવલશા બોલ્યો—"હું આજે તે કારણસર ગયો જ નહોતો." હું ત્યાં ગયો, પછી મેલા નિર્મલદાસે અને એના બાપ મથાલની વાત જણાવી. કંઈ બીજા જ કારણસર હું ગયો હતો. એમ બોલતાં બોલતાં નવલશાને મહારાજની આગળ

જેવો રોબ મારવો ધાર્યો હતો તે યાદ આવ્યો ને તે ફરથી પોતાના શુઝ અને કાલર ઠીક કરવા લાગ્યો.

"તમારે ને કેશવલાલને"–મમતારામ પેટનું પાણી ન હાલે એમ ધીરેથી બોલ્યો–"ઝાઝો એખલાસ કે મેલાપ જેવું તો છે નહિ. ત્યારે તમારે શું કામ હશે, એ વિચારતાં મને અજાએબી થાય છે."

"તમને અજાએબી થાય એમાં નવાઈ નથી. બાકી કેશવલાલ જેવા બગભગતોને તો દૂરથી જ નમસ્કાર કરવા સારા. જાણે આપણે તો એની કશી ગણત્રીમાં હઈએ નહિ એવી રીતે એ મારા સામું જોય છે, તેથી મને તો ઝેરેઝેર વાપી જાય છે." નવલશા પાછો ક્રોધ શમાવતો બોલ્યો--"લ્યોની, તમારાથી આ એક બાબતમાં પડદો રાખવા જેવું હું જોતો નથી. આજે મેં સાંભળ્યું કે પેલા વાલકેશ્વરવાળા મહારાજ એમને ત્યાં આવ્યા છે, તેથી તેમનાં દર્શન કરવાને હું ગયો હતો. વળી મારે"–નવલશા છેક ધીમેથી બોલ્યો–"એમને કંઈ પુછવાનુંએ હતું."

"શું પેલા વાલકેશ્વરવાળા મહારાજ જે આપણને ઉજાણીમાં મળ્યા હતા તે જ કે?" મમતારામે પુછ્યું—"અને તમને હું ખોટું લગાડવાને માગતો નથી, પણ જેનાં તમે તે દહાડે અડપલાં કહાડતા હતા તે જ મહારાજ કે?"

"હા હા"–નવલશા નિસાસો નાંખતો બોલ્યો–"તેજ મહારાજ, મારાથી કંઈ તે દહાડે વધતું ઓછું બોલાયું ખરૂં, અને તે માટે ખરેખર હું બહુ દલગીર છું. મારા જનમમાં મેં એ પહેલી જ ભુલ કીધી, પણ મહારાજે મને માફ કીધો છે."

મમતારામ આંખ ફાડીને નવલશા સામું જોઇ જ રહ્યો! વાલકેશ્વરમાં મહારાજની ઠેકડી કરનાર આજ નવલશા કે કોઈ બીજો! ને એ શું બોલે છે! અંગ્રેજી ભણીને બાવા અને વૈરાગીને હડધુત કરવામાં કીર્તિ માનનાર આ નવલશા, તે આજે એમ કહે કે તે દહાડે પોતાથી વધતું ઓછું બોલાઈ ગયું એ ઠીક થયું નહિ ને તેને માટે તે પોતાની દલગીરી બતાવે! વળી મહારાજની માફી માગે અને મહારાજ માફ કરે એ સઘળું શું ઓછું વિસ્મય કરનારૂં હતું? ખરેખર વાલકેશ્વરમાં ઉજાણીને દહાડે તો નવલશાએ મહારાજની માફ માગી હોય એમ મમતારામની જાણમાં નહોતું. મમતારામ પોતાના મનમાં કહેવા લાગ્યો કે હું કાળીને તે દહાડે બપોરના મળવા ગયો હતો ખરો, પણ જો તેને તે દહાડે જ નવલશાએ મહારાજની માફ માગી હોય તો નથુશેઠની જાણ બહાર એ વાત હોય નહિ. એવી વાત એ મને કહ્યા પાખી પણ રહે નહિ. ત્યારે શું નવલશાએ પાછળથી માફ માગી! અહો, આવો કાચી સમજનો, જડસુ જેવો તે વળી માફ માગે! માગી હોય તો તેમ કરવાનું કારણ જરૂર વિચિત્ર હોવું જોઇએ. વળી માફ માગી તો ક્યારે ને કઈ

વખતે ? શું મહારાજ ને એ પાછા મળ્યા હતા ને એ મુલાકાત કેમ થઈ? એ વગેરે અનેક તરંગો, પાણીના તરંગો પેઠે, મમતારામના મનમાં ઉભરાવા લાગ્યા. એનું ચાલત તો નવલશા પાસેથી બધો ભરમ એ ત્યાંનો ત્યાં જાણી લેત; પણ જેટલે અંશે એનો અચંબો વધ્યો તેટલે અંશે એને પોતાની અધીરાઇ દાબવામાં ડહાપણ જોયું, ને ધીરા પડીને એણે પુછ્યું.

"શું વાલકેશ્વરની ઉજાણી પછી તમારૂં અને મહારાજનું મળવું થયું હતું ?"

"હા–તે પછી એકવાર મળવું થયું હતું ખરૂં"–નવલશા બોલ્યો–"આજે તો હું એમને બીજી વાર મળત, પણ ભોગજોગે મહારાજના જવા પછી હું કેશવલાલને ત્યાં જઈ પહોંચ્યો. વળી આવતી કાલે એ તો એમને ઠેકાણે પધારી જવાના છે એમ કેશવલાલ અને નિર્મલદાસ કહેતા હતા; એટલે હવે મને તે બહુ વિચાર થાય છે કે હવે મારે કેમ કરવું."

"તમે આજે જે વાત કરો છો તે હું સમજી શકતો નથી. તમે મહારાજને મળવાને કેશવલાલને ત્યાં જાઓ ને તેઓ નહિ મળે, તેમાં તમે આટલા દલગીર થાઓ તે મને તો બહુ અજાએબ કરે છે."

"હું ઘણો દલગીર છું"–નવલશા બોલ્યો–"કે આ બાબત વિશે મારાથી વધારે કંઈ કહી શકાતું નથી. મહારાજની સખત તાકીદ છે. અને વધારે કહેતાં અમારૂં પોતાનું અણહિત થાય."

મમતારામને ઓર વધારે સળવળાટ થવા લાગ્યો. વળી તદબીર વાપરી એણે પુછ્યું–"ત્યારે તમારે મહારાજને મળવાનું કામ ઘણું જ મુદ્દાસરનું હોવું જોઇએ."

"હાજ તો"–નવલશા બોલ્યો–"નહિ તો હું કેશવલાલને ત્યાં જાઉં એમ તમે ધારો છો ?"

"તમે શું કામ મહારાજને મળવા માગતા હતા"–મમતારામે પુછ્યું–"તે વાત કેશવલાલ જાણે છે ?"

"જે મુદ્દા માટે હું મહારાજને મળવા માગતો હતો તે તો કેશવલાલ, નિર્મલદાસ અને ફુલારામ જાણે છે. પણ જે પ્રશ્નો મારે પુછવાના હતા, તે તો મેં કેશવલાલને કહ્યા ત્યારે જ એના જાણવામાં આવ્યા."

"વારૂ ત્યારે"–મમતારામે કહ્યું–"હું તમને એક સલાહ આપું તે પ્રમાણે ચાલોની. તમે કહો છો કે મહારાજ આવતી કાલે પધારી જવાના છે, તો આજે હમણાં વાલકેશ્વર જઇને એમને કેમ મળતા નથી ?"

"એ વાત ખરી, પણ એમની પાસે જવું કંઈ જેવી તેવી વાત નથી"–નવલશા

બોલ્યો–"મહારાજ બહુ ચમત્કારી છે. કદાચ નાખુશ થાય તો મારો તાલ બગડે. એમની પાસે એકલા જતાં મને બ્હીક લાગે છે."

મમતારામની અજાએબીની સીમા રહી નહિ. તથાપિ એ બોલ્યો–"ત્યારે આવતી કાલે સ્ટેશન પર જાઓ તો કેમ?"

"ત્યાં બધાના દેખતાં અને ટ્રેન ઉપડવાની ગડબડમાં વાત થાય નહિ."

"ત્યારે શું તમારે જે પુછવાનું હતું તે કેશવલાલ અને નિર્મલદાસ સાંભળે તેમ તમે પુછત?"

"હા એમ કરવામાં કંઈ વાંધો નહોતો."

"મારા બોલવાનો તમે આડો અર્થ કરતા નહિ. તમારી ખાનગી વાત જાણવાની મારી ઇચ્છા હોય જ નહિ. વિશેષમાં જ્યારે તમે એમ કહો છો કે તેમાં તમારૂં અણુહિત થાય એમ છે ત્યારે. તો પણ તમારા હિતેચ્છુ તરીકે તમને મારાથી બનતી સલાહ આપવાની મારા મનમાં ઉમેદ છે."

"હા"–નવલશાએ કહ્યું–"તમારા જેવા કોઇ તરાહિતની સલાહની આ કામમાં મારે જરૂર જરૂર છે; કારણ કે કેશવલાલ વગેરે તો મને ખરી સલાહ માગું તો આપે નહિ. અમારા બધાનું હિત એક બીજાની વિરૂદ્ધ છે."

"તમારે મ્હોડેથી જેટલી વાત મેં સાંભળી તેથી હું તો ગુંચવાડામાં પડ્યો છું."

"હું શું કરૂં. મારાથી જ્યાં વધારે કહેવાઇ શકાતુ નથી ત્યાં?"

મમતારામ પોતાના મનમાં કહેવા લાગ્યો–"કહો ના કહો, પણ આજે આ નવલશા કંઇ ખરી જ વાત કરે છે. મહારાજનાં દર્શન ન થવાથી એ ખરેખર દલગીર છે. પણ એ ખરી વાત શું હશે તેનો એ લાચારીએ મને ભેદ આપી શકતો નથી. એ કહે છે કે તેમાં એનું અણુહિત છે. એ કેવી નવાઇ! એથી તો મારો ગુંચવાડો વધે છે. વળી એની વાત એ કંઇ એકલો જાણતો નથી. કેશવલાલ, દુલારામ અને નિર્મલદાસ પણ જાણે છે, તે વાત ચારે જણનાં માહોમાંહે હિત વિરૂદ્ધ છે, ખરેખર આ જમાનામાં સાધારણ રીતે નહિ મનાય એવી તે કંઇ વાત હોવી જોઇએ. પણ હમણાં જમાનો પાછો ફેરવાઇ ગયો છે. પેલા થીઓસોફીસ્ટો આવ્યા ત્યારથી વાત પાછી ચકડોળે ચહડી છે. અને મહાત્માઓનાં દર્શન અને યોગની સિદ્ધિઓની વાત ઘેર ઘેર ગવાય છે. એમાં માનવા જેવું શું એ વિચારની વાત છે. મારી સાથે તાલીમ લેનારા અને મારી માફકના વિચાર ધરાવનારા ઘણા મિત્રો એવી એવી વાત ખરી માને છે. મારે પણ તે ખરી માનવી પડશે એમ આજે નવલશાને મ્હોડેથી જે સાંભળ્યું છે તેથી મને લાગે છે. વળી નવલશા મને નહિ જોઇને સિદ્ધિ સંબંધી બોલ્યો હતો. મને જોઇને એ પાવડીને

સંતાડવા લાગ્યો તે પણ મારે ભુલી જવું જોઇએ નહિ. તે તો બધું હશે. તે તો જેમ હો તેમ હો. હકીકતો હશે તો અનુમાન અને ઉપમાન બનાવવાનાં પુષ્કળ સાધનો મોજુદ છે. માટે લાવ, આ નવલશાને જેટલો નીચોવાય તેટલો નીચોવું. વળી એ સટકી ગયો તો આવો અવસર કોને માલમ કે ક્યારે આવશે. પેલા બીજા વણુ જણા તો મને કંઇ માને એમ નથી."

"વારૂ"—મમતારામે પુછ્યું—"આ તમારા હાથમાં પાઘડી છે તે શું તમે મહારાજને બતાવવાને ખાસ લઇ આવ્યા હતા?"

"અરે હા"—નવલશાએ દલગીર થતાં કહ્યું—"પણ તમે મને મહેરબાની કરી વધારે પુછો નહિ. નહિ તો મારાથી કંઇ વધારે ઓછું બોલાઈ જશે, તેથી તમને કંઇ લાભ થશે નહિ, પણ ઓર મને હાનિ થશે."

"ખરી વાત છે"—મમતારામે જવાબ આપ્યો—"આ તમને હવે એક બોલ પુછવાનો નહિ."

"જુઓની, હું તમને એટલું કહું છું કે અમારા કુળમાં બાપદાદાથી ઉતરેલી એક દંતકથા છે. તમે અમારા કોઈ પણ ઘરડા કુટુંબીને પુછશો તો તે તે વાતનો ખુલાસો કરશે. મારા કોઇ દાદાએ, કે તેના બાપના દાદાએ કોઇ સાધુની સેવા કરી હતી. તેથી તે સાધુ અને તેના ચેલા હજીએ અમારો ઉપકાર માને છે. પણ હું વધારે બોલી શકતો નથી. મારે હવે આ રસ્તે જવું છે માટે સલામ."

"હા, તમે આ રસ્તે જાઓ, પણ હું તમને એક બીજી વાત કહેતો રહી જાઉં છું, કે આપણે વાલકેશ્વરમાં ઉજાણીએ ગયા તેને બીજે કે ત્રીજે દહાડે નથુશેઠ મને કહેતા હતા, કે સર્વેમાં તમારી રીતભાત તેને બહુ પસંદ પડી. ખરેખર તમારા દીલમાં પાપ નથી. મનમાં જે ધારો છો તે બોલી ઉઠો છો તે જોતાં નથુશેઠ તમારાથી રાજી થાય એમાં કંઇ નવાઇ નથી. મને કહે કે મારે એમની જોડે ઓળખાણ વધારવી છે. મેં તો ઉપલક જવાબ આપ્યો કે હાલમાં તમે લગનમાં રોકાયલા છો માટે લગનથી પરવારે પછી વાત; તો પણ તમે એને એકાદ વાર મળો તો સારૂં. એ પણ તમારા જેવા પાપ વગરના આસામી છે. એના જેવા શ્રીમાન્ આપણને હેતથી બોલાવે ત્યારે મળવા કરવા શું કામ નહિ જવું?"

"ઠીક છે ઠીક છે"—નવલશા હરખાતો અને જોડા તરફ નજર કરીને કોટનું કાલર ઠીક કરતો બોલ્યો—"મને ફુરસદ મળશે તો હું જરૂર આવીશ."

"હા જરૂર મળવું. તમે એક બીજાને ઓળખો છો તો ખરા. પણ આવી આવી ખાસ મુલાકાત વખતે મારા જેવો સાથે હોય તો વધારે સારૂં. તમને ફુરસદ હોય ત્યારે તમે કહેશો તો હું તમારે ત્યાં આવીશ ને આપણે સાથે જઇશું.

અથવા તમે મારે ઘેર આવો તો એથી વધારે સારૂં. એક પંથ ને દો કાજ થશે, ને મારી સુદામાની ઝુંપડી પાવન થશે."

"હા હા, હું એમજ કરીશ, લ્યો ત્યારે સાહેબ મેહરબાન."

એમ કહી નવલશા રૌબમાં અને રોબમાં રસ્તામાં કાદવ કે ધુળથી શુઝ ન બગડે તેની તપાસ રાખતો મમતારામથી જુદો પડ્યો. નથુશેઠ એનાં વખાણ મમતારામને મ્હોડે કરે અને તે વાત ખરી ન હોય તે વિષે એનો કશો શક કે તેની ગંધ આવી નહિ. કારણ કે પોતાને માટે એને પહેલા નંબરનો વિચાર હતો. એટલે નથુશેઠ એનાં વખાણ કરે તેમાં એને નવાઈ જેવું લાગ્યું નહિં કે શકનું કારણે ઉભું થાય. મમતારામ વિષે પણ એનો વિચાર સારો બંધાતો ગયો. આનન્દશંકરે તેને માટે હલકી વાત કીધી હતી તે નવલશા ભુલી ગયો. મમતારામના બહારના આડંબરથી નવલશાને લાગ્યું કે તેની સાથે હરવા ફરવામાં માન વધે છે. વળી મમતારામ એની જોડે સલુકાઇથી વાત કરતો હતો તેથી તેની જોડે એખલાસ વધારવો સારો છે એમ નવલશાને લાગ્યું.

બીજા હાથ ઉપર મમતારામને એક બાતમી વધારે મળી કે નવલશાના કુટુંબીઓમાં એક પુરાણી દંતકથા છે. અને કોઇ સાધુની એના બાપદાદાએ સેવા કરેલી તેના ચેલામાં પેલા વાલકેશ્વરવાળા મહારાજ હોવા જોઇએ. મમતારામને લાગ્યું કે તેના સાંભળવામાં ઘણું આવ્યું છે ખરૂં, પણ જે આવ્યું હતું તે બધું ભાંગેલ તુટેલ અને પાયા વગરનું હતું; તથાપિ એ રાજી થવા લાગ્યો કે ચલો, થોડો ઘણો ભેદ તો પાયો. હજી ક્યાં, નવલશાને સપાટામાં ઠીક લીધો છે અને એના ઘરના કોઇ માણસ પાસથી હજી વધારે ભેદ મળવાની મને આશા છે. ગમે તેમ કરીને આ વાત જાણવી તો ખરી. એમાંથી જરૂર કંઈ ને કંઈ સાર નીકળશે એમ મારૂં મન કહે છે.

મમતારામ અને નવલશાના જવા પછી નિર્મલદાસે થોડીવારે જાણે પોતાને નીરાંત મળી હોય એમ કેશવલાલને કહ્યું–"હાસ, હવે મને નીરાંત વળી. પેલો મમતારામ હતો ત્યાં સુધી કોણ જાણે મારો તો ઉત્સાહ ઉડી ગયો. બાકી આપણે કેવા આનન્દમાં બેઠા હતા! તેમાં વળી પેલા પાવડીદાસના આવવાથી ઓર ગમત વધી હતી. તમે પણ મમતારામથી રાજી થયલા દીસતા નહોતા. ત્યારે એને શું કામ કોઠું આપો છો?"

'હું શું કરૂં'–કેશવલાલે કહ્યું–"મારી જોડે એ પરાણે પ્રીત કરે છે. મૂળથી જ મને એનું મ્હોં ગમતું નહોતું. તેમાં વાલકેશ્વરમાં આપણી ઉજાણીને દહાડે મમતારામ મહારાજને મળીને ગયા પછી, મહારાજે મને એમ કહ્યું–"બચ્ચા કેશવલાલ,

ભ્રમતારામથી ચેતતો રહેજે. તમે ને એ ઘણા ઘણા પ્રસંગોમાં એક બીજાની આડે આવશો એમ મને જણાય છે." ત્યારથી તો હું એને બાર ગજના નમસ્કાર કરું છું. એને પાપે તો મેં નથુ શેઠને ત્યાં જવું છોડી દીધું છે, ત્યારે જોગાન જોગે પ્રાચીન કાવ્યોનું બહાનું કહાડી એ નકામો અહીં આવે છે."

"તમે એને ના પાડો કે તારે ને મારે મેળ નથી માટે મળવું માફ કરજો. મહારાજે તમને કહ્યું હશે તે વિચારીને જ કહ્યું હશે."

"તે તો ખરૂં, પણ આપણે ઘેર કોઈ ચાલ્યો ચાલ્યો આવે તેને એકદમ કંઇ ધુતકારી કહડાય? તેં જોયું હશે કે મેં એને ઝાઝો બોલાવ્યો ચલાવ્યો નહોતો કે એની જોડે લાંબી વાતો કરી નહોતી."

"એથી કંઈ ભ્રમતારામ દબાઇ જવાનો નથી. એ તો જેવા દેવ તેવી પૂજા. તમે ચોખ્ખી ના નહિ કહેશો ત્યાંસુધી એ તમારો કેડો છોડવાનો નથી એમ ખચીત જાણજો. તમે કહો તો તમારી વતી હું એને પુસ્તકો પાછાં આપી રામ રામ કરી આવું."

"ના ના—આપણે કંઈ બીજી તદબીર કરશું."

"તમારાં એણે બહુ વખાણ કીધાં પણ મને તો તે રસ વગરનાં લાગ્યાં. ઠાલો આડંબર હતો. એણે બોલવામાં તો કંઇ કચાસ રાખી નહોતી, પણ ઢીંચણે કંઇ પાનો ચહડે નહિ."

થોડી આડી તેડી વાત કરી નિર્મલદાસ ત્યાંથી જતો રહ્યો.

વળતે દિવસે કેશવલાલ પોતાના કયા કયા મિત્રો કયા કયા વર્ગમાં પાસ થયા છે તે જાણવાને ભુલેશ્વર લાયબ્રેરીમાં ગયો. ત્યાં એક અંગ્રેજી છાપામાં "ટુંકી જાહેર ખબરો"ના મથાળા નીચે એક જાહેરખબર એના વાંચવામાં આવી તે આ પ્રમાણે હતીઃ—

જોઇએ છે. એક ગૃહસ્થને ત્યાં પત્રવ્યવહાર ચલાવવાને સારૂ કોઇ ગુજરાતી ગ્રેજ્યુએટ. જેની બીજી ભાષા સંસ્કૃત હશે તેને વધારે પસંદ કરવામાં આવશે. તેની પાસે વધારેમાં વધારે પાંચ કલાક કામ લેવામાં આવશે. પગાર દર મહીને રૂ. ૧૦૦. ઉમેદવારે તોષકપત્રો સાથેની એક લેખી અરજી આ છાપાને ઠેકાણે '**કેશી**' એ સરનામે આજથી સાત દહાડાની અંદર મોકલવી.

કેશવલાલ આ ખબર વાંચીને બહુ હરખાયો. એનો વિચાર હજી વકીલની પરીક્ષા આપવાનો હતો, તે દરમ્યાન ઘરનું ગાડું ગબડાવવાને શું કરવું તેના વિચારમાં જ એ હતો. તેવામાં અચાનક આ ખબર એના જોવામાં આવી. શું એનું ભાગ્ય એને યારી આપતું હતું કે ગઇ કાલે જ એ **બી. એ.** માં પાસ થયો ને

આજે આ ખબર જોઇ! થોડાક દહાડા વહેલી જો એ ખબર આવી હોત તો એનાથી એનો લાભ કેમ લેવાતે? ગુરૂ મહારાજે કહ્યું હતું કે એના ભાગ્યનો ઉદય હજી વધારે ખીલશે તે ભવિષ્ય વાણીને ખરી પાડવાનાં શુભ ચિહ્ન તરીકે આ પ્રવૃત્તિ સમજવી કે કેમ એવો વિચાર કેશવલાલને આવ્યો. એણે આજે ને આજે લખેલે ઠેકાણે અરજી મોકલવાનું નક્કી કીધું.

કાલેજમાં ભણતો હતો તે અરસામાં, એના લેખી વિષયો અને સામાન્ય વિદ્વત્તા જોઇને, ઘણા પ્રોફેસરોએ એને ઉત્તમ તોષકપત્રો આપેલાં હતાં. એટલે દૈવ અનુકૂળ હશે તો પોતાની અરજી બહાલ રહે એ સંભાવ્ય વાત છે એમ કેશવલાલે ધાર્યું. જે ઢબમાં જાહેરખબર લખાઈ હતી તે જોતાં કેશવલાલને લાગ્યું કે તે ગૃહસ્થ પોતાનું કામકાજ અંગ્રેજી અને સુધરેલી ઢબે લેનાર હોવો જોઇએ. તેની સાથે તેના મનમાં દેશની દાઝ હોવી જોઇએ કારણ કે સરનામું 'દેશી' એ નામે કરવાનું હતું. સંસ્કૃત જાણનારને વધારે પસંદ કરવામાં આવશે તે પરથી તે અટકળને ટેકો મળતો હતો. સઘળો વિચાર કરી કેશવલાલે બહુ દમામમાં અને ભપકા બંધ રીતે અરજી લખી. તોષકપત્રો અસલ ન મોકલાવતાં તેની નકલો સાથે બીડી અને પોતાની અરજી અને નકલો શીટર્ને રેજીષ્ટર્ડ કરાવી મોકલ્યાં. બાકીનો બધો દિવસ તે કામમાં અને કામમાં વીતી ગયો. સઘળું સંભાળથી બીડી કરીને પરવાર્યો પછી એ નીરાંત રાખીને રહ્યો કે જોઇએ હવે થોડા દિવસમાં અરજીનો શો જવાબ આવે છે. કેશવલાલ સારા ખાનદાનનો હોવાથી ઘણા ઘણા શેઠ સાહુકારોનાં નામ એના જાણવામાં હતાં. ઘણાની જોડે તો સલામ વ્યવહાર અને ઓળખાણ હતી, તોપણ એમાંથી કયા ગૃહસ્થને એના જેવા કોઈ ગુજરાતી ગ્રેજ્યુએટની અપેક્ષા હશે તે વિષે એ ચોકસ અનુમાનપર આવી શકયો નહિ.



## પ્રકરણ ૩૨ મું

## મુંબાઇના શેઠીઆ નં૦ ૭. માનભુખ્યાદાસ માખણદાસ

સુરતસે કીરત બડી, બીના પંખ ઉડ જાય;
સુરત તો જાતી રહે, (પણ) કીરત કબુ ન જાય.

---

નામ રહંતા ઠાકરા, નાણાં નહિ રહંત;
કીરતી કેરાં કોટડાં, પાડ્યાં નહિ પડંત. (જુની કવિતા)

---

૧ સુલેહના અમલદાર.
૨ શેહેર સુધરાઈ ખાતાના સભાસદ.

૩ સ્ટેન્ડીંગ કમીટીના સભાસદ.
૪ માખણ મીસરી ખાનાર ખવાડનાર ઇન્સ્ટીટયુશનના મુરબ્બી અને પ્રમુખ.
૫ ચીમની મારફત ધૂમ ગૃહાદ્ બહિર્નિષ્કાશક દ્વારા ધૈડીઓની ઉદ્ધારક મંડળીના ફાઉન્ડર અને સેક્રેટરી.
૬ શેહેરના રાજમાર્ગો ને બીજા મોટા રસ્તાઓમાં કાદવ કીચડનો અટકાવ કરી શેહેરની આરોગ્યતાવર્ધક સમાજના આનરરી પ્રેસીડન્ટ.
૭ એકબેના કીનારાપર આવેલા પથ્થરોના ઢગ અને રેતીમાં રેહેલું ધન શોધાવી, તે ધનને પરોપકારમાં વાપરવાની મંડળીના જોઇન્ટ સેક્રેટરી.
૮ મુંબઇની ગલી કુંચીઓમાં રાતના ગાસલાઇટના દીવા બાળવાની હીમાયત કરનારી સોસાએટીના માનવંતા પ્રમુખ.
૯ રેકડા ખટારાના બળદોને પરોણી ભોંકવાના નિર્દયપણાનો અટકાવ કરવાને બાથ લેનારી મંડળીના મેનજીંગ કમીટીના મેમ્બર.
૧૦ શેહેરના કાપડના વેપારીઓ પોતાના વાણોતર ગુમાસ્તા પાસે દરરોજના અરાડ કલાક કામ લઇને બેલ જેવા બનાવી દે છે, તેઓને પાછા માણસ બનાવી, મનુષ્યની દાઝ જાણનારી સમાજના સેક્રેટરી.
૧૧ સ્ત્રીકેળવણીની દીલસોજી ધરનાર એસોશીએશનના મુરબ્બી અને ફાઉન્ડર.
૧૨ આર્ય સ્ત્રીઓની મહત્તાવર્ધક ઇન્સ્ટીટયુશનના કોરસ્પોન્ડીંગ સેક્રેટરી.

મી. મદનપાલ નિધિપાલ શેઠની થોડી ઘણી પીછાન અને તેમની રીતભાતનું વર્ણન તો પાછલા પ્રકરણોમાં ઘણે ઠેકાણે પ્રસંગાનુસાર આવી ગયું છે. એ સાહેબ અલબેલી મુંબઇના પહેલા વર્ગના શેઠીઆમાં સૌથી પહેલા નંબરે હતા. મુંબઇ શેહેરની સાર્વજનિક અને લોકોપયોગી ઘણી ઘણી મંડળીઓ, સમાજો, એસોશીએશનો, સોસાયટીઓ, કમીટીઓ, ધર્માદા ટ્રસ્ટો, ફંડો અને ઇન્સ્ટીટયુશનમાં એનું મુબારક નામ જોડાયલું હતું. કોઇમાં પેટ્રન કે ફાઉન્ડર, તો કોઇમાં પ્રમુખ કે ઉપપ્રમુખ, કોઇમાં સેક્રેટરી, કે આનરરી સેક્રેટરી, તો કોઇમાં ટ્રેઝરર કે આનરરી મેમ્બર, કોઇમાં કમીટીના કે મેનેજીંગ બોર્ડના આનરરી મેમ્બર, તો કોઇમાં કોરસ્પોન્ડીંગ મેમ્બર—એ પ્રમાણે દરેક લોકોપયોગી સમાજ કે મંડળીમાં, તે તે ખાતાઓનું સાર્થક કરવાને એ શેઠ ઘણો આગળ પડતો ભાગ ખંત અને ચતુરાઇથી લેતો. દેશનું કે વિદેશીઓનું કલ્યાણ થાય અને સાથે લાગ્યા લોકમાં પોતાનું નામ મશહુર થાય એવી દરેક સમાજમાં ફાઉન્ડર, કે પેટ્રન, કે પ્રમુખ, કે સેક્રેટરી, કે મેમ્બર તરીકે પોતાનું નામ દાખલ કરાવવાની એ શેઠ હદ બહારની કાળજી

રાખતો. પૈસા ખરચીને, લાગવગ લગાડીને અને જરૂર પડે તો ખુશામત કરીને એવી એવી મંડળીઓમાં પોતાનું નામ દાખલ કરાવતો. તેમ કરવામાં એ શેઠ ઇશ્વિરે પોતાને આપેલી શ્રીમંતાઇનું અને મનુષ્યાવતારનું સાર્થક માનતો. એના વિચાર એવા હતા કે જે ધનવાન્ છે તેને પૈસા રળવાની જરૂર નથી. ઈશ્વરે બહુ ધન આપ્યું હોય તો શ્રીમંતાઇ છોડી દઇ, અપાર ધનને વધારે અપાર કરવા સારૂ કંઈ ધંધો કરવો, કે મીલોમાં નામના શેઠીઆ પેઠે, પણ ખરેખર સાધારણ વાણોતર કે નોકરની પેઠે ગદ્ધાવૈતરૂં કર્યા કરવું, અને ઘાંચીના બેલની પેઠે રાતદિન રોળાયલા અને રોળાયલા રહેવું તેમાં, શ્રીમંતાઇ મળ્યાનું ફલ શું? પાઇ પર પાઇ ચહડાવવાને સરજેલાને ઇશ્વિર અપાર ધન આપે જ નહિ! એવી રીતે કાર્ય પરથી કારણોનાં અનુમાનો ચલાવીને મદનપાલશેઠે, ઘણાં વર્ષો પહેલાં, પોતાના મનમાં એવો સિદ્ધાંત કરી રાખ્યો હતો કે પોતાના જેવા ગર્ભશ્રીમંત શેઠીઆઓને વેપાર વણજમાં રોકાઇ રહી ધન સંઘર્યા કરવું તે કોઇ પણ રીતે છાજતું નથી. તે વખતથી એણે વેપાર અને મીલોનો વહીવટ છોડી દીધો. પરંતુ એ શેઠને વિચાર આવ્યો કે કેવળ પશુની પેઠે મોજમઝા મારી આવરદાનો છેડો લાવવો એવો હેતુ જગત્કર્ત્તાનો હોય નહિ. જો પોતે ગરીબ હોત તો પૈસા રળવામાં જીવનનું સાર્થક સમજત! પણ જ્યારે પોતે જન્મનો જ શેઠીઓ હતો ત્યારે જીવ્યાનું બીજું સાર્થક શોધી કહાડી તેમાં લાગેલા રહેવાનો એણે નિશ્ચય કીધો. આખરે વિચાર કરતાં કરતાં એ શેઠે નક્કી કીધું કે દેશનું અને દેશીઓનું ભલું કરવું, અને તે સારૂ જે જે યોજનાઓ હોય તેમાં તન, મન અને ધનથી લાગ્યા રહેવું, તેમાં જ પોતાના જીવ્યાનું સાર્થક છે. તે દિવસથી એ શેઠ અનેક પરોપકારી, લોકોપયોગી ને સાર્વજનિક મંડળીઓમાં ઘુમવા લાગ્યો. ઘણા થોડા વખતમાં એ શેઠની ખાતરી થઇ કે પોતે જે સિદ્ધાંત પર આવ્યો હતો તે બરોબર ખરો બંધાયો હતો; કારણ કે એવી મંડળીઓ વિષે જ્યારે જ્યારે કોઈ રીપોર્ટ વર્તમાનપત્રોમાં આવતો ત્યારે ત્યારે, તે તે મંડળીઓમાં પોતાનો જે અધિકાર હોય, અથવા પોતે જે દરખાસ્ત કે યોજના મુકી હોય તેને સંબંધે એનું નામ પણ રીપોર્ટમાં આવવા લાગ્યું. જેમ જેમ વધારે મંડળીઓમાં જોડાતો ગયો તેમ તેમ પોતાનું નામ વધારે વાર આવતું ગયું. તે ઉપરથી કાર્યની સાથે કારણનું અનુસંધાન કરીને મદનપાલશેઠે ખાતરી કરી લીધી કે પોતાના જીવ્યાનું સાર્થક એવી એવી મંડળીઓમાં મચ્યા રહેવામાં છે. તેથી કરીને દેશ અને દેશીઓનું કલ્યાણ થતું એટલુંજ નહિ, પણ પોતાનું નામ લોકની પીછાનમાં આવતું. રહેતે રહેતે એ શેઠના વિચારે, એકની એક જ પ્રણાલિકામાં લાંબો વખત ચાલુ રહેવાથી એવા નિશ્ચયને ગ્રહણ કીધો કે દેશનું કલ્યાણ કરવું ને પોતાનું નામ બહાર

પાડવું એમાં ઝાઝો તફાવત નથી. જે જે કામથી પોતાનું નામ બહાર પડે તે તે કામથી દેશનું અને દેશીનું કલ્યાણ થાયજ થાય. તે વાત પ્રતિપાદન કરવાની કે સ્પષ્ટ કરવાની જરૂર નથી. વરસાદ આવે ને ભીનું થાય, કે સૂર્ય પ્રકાશે ને તડકો પડે એમાં પ્રતિપાદન કરવાની કે ખુલ્લે ખુલ્લું કરીને દેખાડવાની જરૂર શી? માટે નામ કહાડવું, સરકારની અને લોકની પીછાનમાં આવવું, રોજરોજ પોતાનું નામ જાહેર વર્તમાન પત્રોમાં અને અસંખ્ય હેંડબીલોમાં છપાય, વંચાય અને ચર્ચાય એવું કરવું, એનું નામ તે જ દેશનું અને દેશીઓનું કલ્યાણ! સ્વદેશાભિમાન તે એથી બીજું હોય જ નહિ! પરોપકાર, પંડિતાઇ, કુશળતા, દાતારપણું એ વગેરે અનેક સારા ગુણો એ બધા, નામ બહાર પાડવાના પર્યાયવાચક શબ્દ સમજવા. વસ્તુ અને અર્થ તો એકના એકજ. પણ જુદી જુદી રીતિએ ને જુદા જુદા ધોરણથી જોવાથી તેની તેજ વસ્તુ અને અર્થ, જુદા જુદા નામથી અને રૂપથી ઓળખાય છે. આવો અપૂર્વ સિદ્ધાંત મદનપાલશેઠે બાંધ્યો તેપરથી એમ સમજવું નહિ કે એ શેઠે હવે દેશ અને દેશીઓના કલ્યાણની વાત છોડી દીધી, અને નામ બહાર પાડવાનો પોતાનો ઉદ્યમ છે, એમ છાતી ઠોકીને બધાને કહેવા લાગ્યો. મદનપાલશેઠને વિચાર આવ્યો કે પોતાને મળેલો સિદ્ધાંત ઇશ્વિરે એને આપેલી બુદ્ધિનો અનુગ્રહ હતો. એવી બુદ્ધિ દરેક માણસમાં કે મંડળમાં હોતી નથી. તેથી કરીને જનમાં અને જનમંડળમાં, તેવી બુદ્ધિનો અભાવ હોવાથી, જો પોતાનો ઉદ્યમ માન ખાટવાનો છે એમ છડેચોક કહી દે તો લોકો તે સમજશે નહિ. વળી એ સિદ્ધાંતનો એના બુદ્ધિમાન્ મગજમાં પણ તરત ને તરત ઉદય થયો નહોતો. ઘણાં વર્ષો પછી રહેતે રહેતે સ્વતઃ-સિદ્ધ થયો હતો. તે સિદ્ધાંતને લોકો સ્થૂલ બુદ્ધિએ તરત ગ્રહણ ન કરી શકે એમાં નવાઈ જેવું નહોતું. સબબ જનસંસર્ગમાં તો દેશ અને દેશીઓના કલ્યાણ માટે, પોતાનો ફલાનુસંધાન રહિતનો ઉદ્યમ હોય, એવા ધોરણપર મદન-પાલશેઠ ચાલતો. માત્ર પોતાના દીલમાં છૂપે ખુણે એવી ગાંઠ વાળી દીધી હતી કે પોતાની કીર્તિ થવાથી દેશનું અને દેશીઓનું કલ્યાણ થઈ જાય છે!

મી૦ મદનપાલશેઠની ઉમર ૩૦ વર્ષની હતી. એમનું શરીર પાતળું લાંબું ને એકવડું હતું. મુંબઇના શેઠીઆઓની આ એક ખુબી છે કે તેઓ શરીરે એકવડા હોય છે. અનંગપાલશેઠ શરીરે ગબ્બર અને ભરાઉ હતો, પણ સાધારણ રીતે શેઠીઆ થયા એટલે શરીર તો એવડું છાજે નહિ! ખાઈ પીને મોજ મારવાની અને પૈસા રળવાની કે બીજી કોઈ પણ જાતની ફીકર ચિંતા નહિ છતાં, શ્રીમાન્ શેઠીઆઓ શરીરે એકવડા કેમ રહેતા હશે તેનું કારણ જાણવા જેવું છે. લક્ષ્મી દેવીની હુંફ સુખકર છે. પણ જ્યારે તે અનહદ હદમાં આવીને રહે, ત્યારે તો હુંફ

મટીને એક જાતની ઉષ્ણતા શરીરમાં વાસો કરે છે, જેથી કરીને મુંબઇના શેઠીઆ તવાયલા જેવા દેખાય છે. અનંગપાલશેઠની બાબતમાં તેને પણ લક્ષ્મીની ઉષ્ણતા હતી ખરી. પરંતુ એ શેઠ સારૂં સારૂં ખાવા પીવામાં જીવનનું સાર્થક માનતો હતો, તેથી તેની ટહાડેકને લીધે લક્ષ્મીની ઉષ્ણતા પ્રબલ છતાં, વૃદ્ધિને પામી ન હતી. એજ કારણથી એ શેઠ શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તથાપિ ધોળા પુણી જેવા, એકવડા અને ઉંચા સોટા જેવા દેખાવવું એ શ્રીમંતાઇનું ચિહ્ન છે એમ મુંબઇવાસીઓ જાણે છે. મદનપાલશેઠનું શરીર ઘઉંવર્ણ હતું. મ્હોડું લાંબું ને ચપટું હતું. આંખો ઝીણી, ચમક મારતી ને અણીદાર હતી. બધા શરીર અને મુખની જોડે શોભે એમ નાક લાંબું, દાંડીવાળું ને બંને નસકોરાંથી નિર્ભય શ્વાસોશ્વાસ લઈ શકે એવું હતું. ગરદન ઉંચી ને રોણકદાર હતી, અને જાણે, બંને ખભાઓ ઉપર મજબુત રીતે ગરદન ગોઠવીને માથું મુકી દીધું હોયની, એવી રીતે એ શેઠનો દેખાવ જણાતો હતો. ઓઠ પાતળા અને ગુલાબી રંગના હતા; અને તે પોતાના મનનો આશય રખેને બહાર નીકળી જાય એવી બ્હીકે, સદા દેવાયલા રહેતા. જ્યારે એ શેઠ હસતો અથવા મ્હોં મલકાવીને કોઇની જોડે વાત કરતો ( જેમ કરવામાં ગૃહસ્થાઈ સમાયલી છે એમ એ માનતો ) ત્યારે એના ઉજ્જવલ દંતો મુખને ઓર શોભા આપતા.

મદનપાલશેઠ અંગ્રેજી ઝાઝું ભણેલો નહોતો, શાળા છોડી ત્યારે એનું ભાષાજ્ઞાન વિદ્યાર્થીને જેબ આપે એવું નહોતું. અંગ્રેજી છાપાઓમાં આવેલાં લોકલ ન્યુસનો અર્થ એ માણમાણ સમજી શકતો હતો. પરંતુ વેપાર ધંધે લાગ્યા પછી, ઘણી થોડી વારમાં એ શેઠના કળવામાં આવ્યું કે લોકમાં મશહુર થવાને, વધારે તો નહિ પણ સાધારણ ગાડું ગબડે એટલા અંગ્રેજી જ્ઞાનની અપેક્ષા રહે છે. તેથી અંગ્રેજી ખેડવાની એ શેઠને ચટ થઈ આવી, રોજ અંગ્રેજી છાપાઓ ધ્યાન દઇને વાંચવાથી, મિત્રોની જોડે પત્રવ્યવહાર અને બીજું કામકાજ અંગ્રેજીમાં ચલાવવાથી, અને થોડી ઘણી પોતાની ખંતથી, એ શેઠનું અંગ્રેજી જ્ઞાન, હાલમાં પોતે ઇચ્છતો હતો તેમ, ગાડું ગબડે એવું થયું હતું. હજી પણ અંગ્રેજીમાં જ સર્વ કામકાજ ચલાવવાથી એનું જ્ઞાન વધવાનાં સુચિહ્નો જણાતાં હતાં. હાલમાં એ સાદી ઇબારતમાં ચીઠ્ઠી લખી શકતો હતો. મીટીંગો મળવા કરવા વગેરેનો ખરડો, બહુ કડાકુટીઓ નહિ હોય તો, તૈયાર કરી શકતો હતો. તેમ જ કોઈ દરખાસ્ત મુકવાની હોય, કે નહાનું સરખું ભાષણ કરવાનું હોય, ને તેને માટે જો આગળથી તૈયારી કરી રાખવાનો વખત મળ્યો હોય તો, એ શેઠ કરી શકતો હતો. હમણાં હમણાં ધુમાડા મંડળી સંબંધે એના જાણવામાં ઘણા ઘણા સંસ્કૃત શબ્દો આવ્યા હતા. તેનો તે બહુ છુટથી ઉપયોગ કરતો કે પોતાની વિદ્વત્તાની પણ લોકને ખબર પડે.

એણે પોતાનો તમામ કારભાર અને જનમંડળમાં ઉપયોગી રીતભાત સુધરેલા અંગ્રેજી ધોરણને અનુકરણ કરતી રાખી હતી. જો કે દેશ અને દેશીઓનું કલ્યાણ કરવામાં પંડે અગ્રેસર હતો છતાં, કોઇને મળતાં કરતાં એ શેઠ જેગોપાળ નહિ પણ સલામ કરતો કે લેતો. પરસ્પર મળતાં હાથ હલાવતો. ઘરમાં નહાના મ્હોટા તમામ માણસ ચાકરોને તમે તમે કહી બોલાવતો. કોઈ જણને હુકમ આપતો નહિ કે આ કામ કર, પણ આ કામ કરશો કે કરી આવો. ગમે તેવા માણસની જોડે સભ્યતાથી વર્તતો. કોઇનો પત્ર આવ્યો હોય, કે કંઈ પુછાવવું કહેવડાવવું હોય, તેનો જવાબ બનતી ત્વરાથી આપતો. ટુંકમાં ઘરમાં કે બહાર, બૈરાં છોકરાંમાં કે સગાં વહાલાંમાં, જનમંડળમાં કે મિત્ર સમાજમાં, તમામ ઠેકાણે એ શેઠ રીતસર, વખતસર અને માન મરતબાસર કામ લેતો અને ચલાવતો.

વાલકેશ્વરમાં દરીઆ કીનારે આવેલા **ખુશ હવા** નામના મહોટા અને સણગારેલા બંગલામાં એ શેઠનું રહેણાક હતું. શેહેરમાં એના રેહેણાકનાં જંગી મકાનો હતાં. પરંતુ શેહેરની હવા એ શેઠને શરીરે માફક ન લાગવાથી વર્ષના બારે માસ એણે વાલકેશ્વરના પોતાના બંગલામાં રહેઠાણ કીધું હતું. ત્યાંથી દરરોજ બપોરના એક બે વાગે, કામકાજને પ્રસંગે, કોટની પોતાની આફીસમાં બે ઘોડાની ગાડી દોડાવતો એ ભભકાબંધ રીતે જતો; ને સાંઝના છ સાત વાગે દેશ કલ્યાણની અનેક સભાઓના કામકાજથી પરવારી, વ્યાયામને માટે થોડું ઘણું ચાલી, પાછો બે ઘોડાની ગાડી દોડાવતો **ખુશ હવા**ના બંગલામાં આવતો.

બંગલાનું ફરનીચર છેલી સ્ટાઇલનું વસાવેલું હતું. મદનપાલશેઠ બહારના આડંબરને નામ મેળવવાના પુરૂષાર્થનું મુખ્ય સાધન માનતો. જાતે જો કે વાણીઓ હતો, તથાપિ પ્રખ્યાતિ પામેલી વાણીઆની કંજુસાઈ એનામાં રતી માત્ર હતી નહિ. સામું બહુ જ દુલાદીલથી, જેટલી આવક તેટલો ખરચ ભભકાને સારૂ, લોકની ને અધિકારીની જાણમાં આવવાને સારૂ, એ શેઠે રાખ્યો હતો. તેથી કરીને બંગલાની અંદર પુષ્કળ માળીઓ, હમાલો અને નોકરો ઝાડપાન ને ફરનીચર, ઉડીને આંખે વળગે એવું સાફ સુફ અને શોભીતું રાખતાં. એ ભભકાને સારૂ સુધરેલી રીત પ્રમાણે, દર ત્રણ ત્રણ વર્ષે મદનપાલશેઠ જુના ફરનીચરનું લીલામ કરાવી નવી ઢબછબમાં બનેલો સરસામાન વસાવતો. તેને નવી રીત પ્રમાણે જેમ શોભે તેમ ગોઠવાવતો. ઠેકાણે ઠેકાણે બારીઓ અને બારણાં આગળ, બગલાની પાંખ જેવા પડદાઓ, ઉપરથી ઝુલ પડતા વાળી દીધા હતા. ઠેકાણે ઠેકાણે ચકચકતા આરસાઓ, અને રેશમ જેવા સુંદર ગલીચાઓ, અને જાત જાતની તરેહવાર ઉંચી નીચી બેઠકો શરીરને અને મનને ટહાડક આપે એવી રીતે નજરે પડતી હતી.

મદનપાલશેઠ, એવી રીતે ભભકામાં રહેવાની બાબતમાં, અનંગપાલશેઠ કે ધનપાલશેઠથી જુદો પડતો હતો. ધનપાલશેઠ પૈસાને રળી જાણતો ને પૈસાનો ગુલામ જેવો હતો. તે શેઠ સારી રીતે રહેતો તે દીલના ઉમળકાથી નહિ, પણ લોકલાજને ખાતર. અનંગપાલશેઠ તો પૈસાની ઝાઝી દરકાર કરનાર નહોતો. પણ સારૂં સારૂં ખાવા પીવા સિવાય પુરૂષાર્થનો બીજો કોઈ પણ વિષય પોતાને દૃષ્ટિગોચર થયો નહોતો તેથી, એ શેઠ ભભકા બપકામાં કંઈ સમજતો નહોતો. તેની જે શોભા અને રીતભાત હતી તે વાણીઆ મીસાલેની હતી. જે થોડી ઘણી ટાપટીપ દેખાતી તે તેની પત્ની મહામતિની કેળવણીનું પરિણામ હતું. ઘરમાં કરતી કારવતી એ શેઠાણીજ હતી. અનંગપાલશેઠે તમામ ગૃહકાર્યભાર એને સોંપી દીધો હતો, તેથી એ શેઠનો વૈભવ, જો કે બીજા લોક કરતાં ઘણો વધારે હતો તોપણ, તે વૈભવ મદનપાલશેઠની આગળ ઝાંખ મારી જાય એવો હતો.

એ શેઠ રોજ સવારના છ વાગે ઉઠી, દાતણ પાણી કરી, સાડાસાત વાગ્યા સુધી બંગલામાં હવા ખાવાને ફરતો. તે પછી દશ વાગ્યા સુધી છાપાંઓ વાંચતો. પોતે જે સભામાં હાજર થયો હોય કે ભાગ લીધો હોય, તેમાં પોતાનું નામ આવતું રહી ગયું હોય, કે પોતાના રીપોર્ટમાં, કે દરખાસ્તમાં, કે કંઈ આંકડામાં, કોઈ પણ ઠેકાણે જરીક જેટલી ચુક છપાઈ ગઈ હોય, તો તરત તેની નોટ એ શેઠ, એક તે કારણ માટે ખાસ રાખેલી ચોપડીમાં બહુ હરખભેર લઇ લેતો હતો. હરખ થવાનું કારણ કે એ મસે છાપામાં પોતાનું નામ બીજીવાર આવવાનું કારણ દૈવયોગે પેદા થતું હતું! એ પ્રમાણે બહુ લક્ષથી છાપાંઓ વાંચવાથી પરવારી, દશેક વાગે ન્હાઈ ધોઈ જમીને, હુક્કો ગગડાવતો અગ્યાર વાગ્યાની વાટ જોતો એ બેસતો; કારણકે બરાબર વખતસર કામ લેવું એમાં એ શેઠ ગૃહસ્થાઇનું ચિહ્ન સમજતો. અગીઆરનો છેલ્લો ટકોરો પડી રહ્યો કે એ શેઠ દેશકલ્યાણની અનેક સભાઓના કામકાજમાં પડતો. સેક્રેટરી તરીકે, કે મેનેજર તરીકે કોઈ જોડે પત્રવ્યવહાર ચલાવવો હોય તે ચલાવતો. કોઇનો પત્ર આવ્યો હોય તેને જે ઘટારત લાગે તેવો જવાબ લખતો. વળી મેનેજીંગ કમીટીમાં કંઈ દરખાસ્ત મુકવાની હોય, કે સૂચના કરવાની હોય, તેનો વિચાર એ શેઠ અગીઆર વાગ્યા પછી બહુ લક્ષપૂર્વક અને ચતુરાઇથી કરતો. પ્રેસીડન્ટ તરીકે કંઈ ભાષણ આપવાનું હોય ને તેને માટે આગળથી તૈયાર રહેવું જોઇએ, તો તે તૈયારી પણ એજ વખતમાં કરી રાખતો. ટુંકમાં, દેશકલ્યાણની સભાઓમાં પોતાના અનેક જાતના અધિકારને લીધે, જે અનેક જાતની ફરજો આવી પડી હોય, તે સંપૂર્ણ રીતે પાર પાડવાને સારૂ, અગીઆરથી એક બે વાગ્યા સુધી એ શેઠ પોતાનું તમામ ધકધ્યાન તે તે કામોમાં રોકતો. પૈસો રળવામાં જેટલી ચતુરાઇ

ને હોંશીઆરી જોઇએ છઇએ, તેના કરતાં નામ બહાર પાડવાને માટે કંઈ ઓછાની જરૂર પડતી નથી. નામ બહાર પાડવામાં વળી ખટપટમાં મચ્યા રહેવાની જરૂર હતી. અમુક જોડે આમ વાત કરવી, અમુકને આમ રાજી રાખવો, અમુક માણસ કે યોજના આ પેચને ગાંઠે એમ નથી તો તેને આમ તદબીરથી સીસામાં ઉતારવી, વગેરે વગેરે અનેક પ્રકારની રાજખટપટ જેવી આ પણ ખટપટ જેવી તેવી નહોતી. મદનપાલશેઠને એવી ખટપટ થોડા વખતમાં સ્વાભાવિક થઈ પડી, કારણ કે જન્મથીજ એ શેઠ તીક્ષ્ણ બુદ્ધિનો હતો. બે વાગ્યાથી પાંચ છ વાગ્યા સુધી મેનેજીંગ કમીટીની મીટીંગોમાં, મેમ્બરો જોડે સલાહ કરવામાં, કે જનરલ મીટીંગ વગેરેમાં હાજર થવામાં, અને અધિકારીઓ જોડે કામસર વાતચીત કરવામાં એનો વખત જતો. રાતના સાત વાગે પાછા ખુશ હુવાના બંગલામાં આવી ચાલેલું કામકાજ કે વાતચીત એ શેઠ આઠ વાગ્યા સુધી પોતાના મનમાં ઘટાવતો, ને તત્સંબંધે બીજી ઘટતી તદબીરો ખોળી કહાડતો. રાતના આઠ વાગે વાળુ કરી સાડાઆઠ વાગે એ શેઠ અંગ્રેજી પુસ્તકો વાંચતો, કે જેથી કરીને પોતાનું ભાષાજ્ઞાન વધવાની સાથે વિચારો પણ સુધરે. એ પ્રમાણે મદનપાલશેઠ પોતાનો કાળ નિર્ગમન કરતો.

સાધારણ રીતે પોતાનો વખત એ પ્રમાણે વ્યતીત કરતો એ ખરૂં; તથાપિ તેમાં કોઈ કોઈ વાર ભંગાણ પડતું. એ ભંગાણ જ્યારે મુંબઇમાં કોઈ રાજા રજવાડાનું કે બીજા કોઈ માનવન્તા અધિકારીનું આવવું થતું ત્યારે પડતું. એવા શખસને લેવા જવું, કે મુંબઇમાંથી સીધાવી જાય ત્યારે તેને વિદાય કરવા જવું, એ મુંબઇના શેઠીઆની ફરજ છે. એ ફરજ મદનપાલશેઠના નામ બહાર પાડવાના આશયને સહાયકારક હતી. જે માનવંત શખસને લેવા મુકવા ગયા હોઇએ તે તો કંઈ ખ્યાલ કરતો નથી. માણુમાણુ શેકહેન્ડ કરે તો બહુ! પણ વળતે દિવસે અમુક અમુક બડેજાઓ ફલાણાને લેવાને કે વિદાય કરવાને હાજર હતા એવી હકીકત વર્તમાનપત્રોમાં આવે એ કંઈ જેવી તેવી ગણાય નહિ. સબબ મદનપાલશેઠ એવે પ્રસંગે હાજર થવાનું ખસુસ કરીને ચુકતો નહિ. એવા પ્રસંગો આવી પડતા ( અને તેમ વારંવાર બનતું ) ત્યારે પોતાને સારૂ બાંધી રાખેલા વખતના ધોરણમાં ફેરફાર પડતો; તથાપિ તેવાં કામોમાં મદનપાલશેઠ બહુ ઉલટભેર અને હોંશથી બહાર પડતો, કારણ કે એ મસે છાપાંમાં નામ આવવાથી દેશનું કલ્યાણ થતું!

જો કે પોતે ઘણી ઘણી મંડળીઓમાં જાતજાતનો ભાગ લેતો ને અધિકારો ભોગવતો, તથાપિ એ શેઠને એવો વિચાર આવ્યો કે એકાદ એવી સમાજ

કહાડવી જોઇએ કે જેની યોજના અને સ્થાપનક્રિયા પોતાને હાથેજ થયેલી હોય, અને તે મંડળી કે સમાજ સાથે પોતાનું નામ એવી રીતે જોડાયલું હોય, કે એકનો વિચાર કરતાં બીજાનો વિચાર સહજ થઈ આવે. મદનપાલશેઠને લાગ્યું કે જ્યાંસુધી એવી મંડળીની હીલચાલ અને સ્થાપના પોતાને હાથે નહિ થાય, ત્યાંસુધી જે કીર્ત્તિના અને ખીતાબોના ટેકરા પોતે દૂરથી જોયા કરતો હતો તેને પામવાનો નથી. પોતાની ટુંક અને તે પણ નવીસવી કારકીર્દીમાં એણે કંઈ ઓછી પ્રખ્યાતિ મેળવેલી નહોતી. તથાપિ જે નામના મેળવેલી હતી તે, હજી જે મળવાની આશાઓ હતી તેની આગળ, કુછ બીસાતમાં નહોતી. હજી તો **યુનીવર્સીટીના ફેલો** થવાનું હતું. **મુંબઈના શેરીફ**નો ઓદ્ધો મેળવવો હતો. પોતાના નામને **ઓનરેબલ**ના ઉપનામથી દીપાવવાનું હતું. તેની પહેલાં **રાવબહાદુર**ના ખીતાબનું પોટકું મળે તો ગાંઠે બાંધી લેવું હતું. છેવટે **વાઇસરાયની કાઉન્સીલ**ના મેમ્બર થઇને, **હિંદુસ્થાનમાં** ઠેકાણે ઠેકાણે પોતાનું નામ ઘરગતુ શબ્દ જેવું કરવાનું હતું. એ સર્વ અથાગ ઉદ્યોગના ફળરૂપ **નાઇટ**ના મહાતેજસ્વી એલકાબથી, મદનપાલશેઠને સ્વર્ગતુલ્ય સુખ અને વૈભવ, આ મૃત્યુલોકમાંજ ભોગવવાનો ઉમળકો હતો! તેજ સારૂ એ પોતાને અવતરેલો માનતો! તેજ સારૂ એ ખાઈ પીને મચ્યો રહેતો! મહોટા મહોટા અધિકારીઓને અને છાપાંવાળાઓને ભારોભાર માખણ તોળી આપતો તે પણ તેજ સારૂ! બાકી ખુશામતની એ શેઠને જબરી છીટ હતી! પણ દેશકલ્યાણની ને ખીતાબની વાત આવે, ત્યાં લાચારીથી એ શેઠને પોતાની છીટ દૂર કરીને, ધારેલા અર્થને પાર પાડવાને મથન કરવું પડતું હતું! એવી રીતે બનતો પ્રયત્ન કરવા છતાં, મદનપાલશેઠને લાગ્યું કે આજકાલનો જમાનો બહુ ફેરવાઈ ગયો છે. ઠેકાણે ઠેકાણે કેળવણીના પ્રચારને લીધે બુદ્ધિબળ અનેક રૂપો અને રંગોમાં દેખાવ દેતું જાય છે. તેવા અરસામાં કેવળ ખુશામતથી કે છાપાંમાં નામ આવવાથી, સંતોષ પકડીને બેસી રહેવાથી કંઈ કામ સરે તેમ નથી. પોતાની યોગ્યતા દર્શાવવાને માટે સ્વબુદ્ધિબળનો મહિમા અધિકારીઓ આગળ ખડો કરી દેવો જોઇએ. તે ઉપરથી એ શેઠ, દેશનું મહા મહા કલ્યાણ કરી નાંખે એવો ઉદ્યમ પોતાનો ને પોતાનાજ ઘરનો હોયની, તેની શોધમાં લાગ્યો! બે એક વર્ષને છેડે એના જાણવામાં આવ્યું કે કોઇ મંડળી સ્થાપવી, પણ તેનો હેતુ રાજદ્વારી હકો માગવાનો તો સ્વપ્ને ન જ હોવો જોઇએ, નહિ તો વળી ચોરીમાં રંડાયા જેવું થઈ જાય! ઘણી ઘણી માથાકુટ કરતાં એને એક દહાડો વિચાર આવ્યો કે અંગ્રેજો દેશીઓ પર સરસાઈ ભોગવે છે તેનું કારણ શારીરિક બળ છે. એ બળ દેશીઓમાંથી કેમ કમી થયું તેનું જો એકાદું અપૂર્વ કારણ જડે તો દેશનું

કલ્યાણ જોતજોતાંમાં થઇ જાય ! એક દહાડો એનો કોઇ ઓળખીતો શખસ માંદો પડ્યો. ડાકટરે તેને એવી સલાહ આપી હતી કે ધુમાડો ખાવો નહીં; છતાં તેનાથી ધુમાડો ખવાયો અને આંખો વધારે દુખી; તે વાત મદનપાલશેઠના જાણવામાં આવતાં એણે એવો સિદ્ધાંત બાંધી લીધો કે દેશીઓમાં રોગ અને નિર્બળતા, બીજા કોઇ કારણથી નહિ પણ માત્ર ધુમાડો ખાવાથી જન્મ પામી છે. એકવાર એવો નિશ્ચય પોતાના મન સાથે થયો કે તેના પુરાવાના દાખલા અનેક અનેક ઠેકાણેથી એ શેઠને મળવા લાગ્યા. ઘેર ઘેર રસોડાની પાસે લોકના સુવાના અને બેસવાના ઓરડાઓ જોઇને, એ શેઠે પોતાના મનમાં નક્કી કીધું કે જે મંડળી પોતે ક્યારનો સ્થાપવા ઇચ્છતો હતો તેને ધુમાડા જોડે જોડી દેવી ! તે સંબંધે લોકોના વિચાર કેળવવા સારૂ, અને પોતાની એ શોધને વિદ્વદ્વર્ગ હસી ન કહાડે તે સારૂ, કેટલાક તત્ તત્ શાસ્ત્ર કુશલજ્ઞોના મત અને વિચાર એકઠા કરવાની જરૂર એ શેઠે જોઇ. મુંબઇમાં એવા કુશલજ્ઞોનો કંઈ ટોટો નહોતો. મદનપાલશેઠે બહુ પૈસા વાવરીને તેઓના મતો એકઠા કીધા. જાત જાતની અક્કલો દોડાવી, આંકડાઓની શાહદતો એકઠી કીધી. તે સર્વેને એકાદ મ્હોટું પુસ્તક છપાવી, "ચીમની મારફત ધૂમ ગૃહાદ્ બહિર્નિષ્કાશક દ્વારા દેશીઓની ઉદ્ધારક મંડલી" સ્થાપવાની આવશ્યકતા, અને તેનાથી થનારા અગણિત લાભો, દીવાની જ્યોતની પેઠે બતાવી આપ્યા. એમ કરી સર્વ લોકને અને મ્હોટા મ્હોટા અધિકારીઓને મદનપાલશેઠે બતાવી આપ્યું કે એની બુદ્ધિ અને ખંતીપણું, શ્રીમાન્ છતાં, અને યુનીવર્સિટીની કેળવણી લીધેલી નહિ છતાં, બીજા કેળવાયલાઓ કરતાં કોઇ પણ રીતે ઉતરતાં નહોતાં.



## પ્રકરણ ૩૩ મું

### મદનપાલશેઠની કામ કરવાની પદ્ધતિ

पातालान्न विमोचितो बत बली नीतो न मृत्युः क्षयम् ।
नो मृष्टं शशिलांछनं च मलिनं नोन्मूलिता व्याधयः ॥
शेषस्यापि धरां विधृत्य न कृतो भारावतारः क्षणम् ।
चेतः सत्पुरुषाभिमानगणनां मिथ्यावहन् लज्जसे ॥ ( भर्तृहरि )

લોકમાં અને વિદ્વજ્જનોમાં આ વાત નિઃસંશય સ્થાપિત થઇ કે રસોડાનો ધુમાડો ખાવા પીવામાં આવવાથી દેશની દુર્દશા થઈ છે, અને તે દુર્દશા ટાળવાને એકાદ મંડળી સ્થપાય તો બહુ સારૂ, એમ જ્યારે મદનપાલશેઠના જાણવામાં

આવ્યું, ત્યારે ધુમાડા મંડળી સ્થાપવાની હીલચાલ એ વધારે ઉલટથી અને જોમથી લેવા લાગ્યો; પણ આ સઘળું કામકાજ કરવામાં મદનપાલશેઠને ઘડીકની ફુરસદ રહી નહિ. પોતાથી બીજી મંડળીઓના કારભારમાં જોઇતું ધ્યાન આપી શકાતું નથી, એમ એને માલમ પડયું કે પછી તરત, એણે એક કોરસ્પોન્ડીંગ સેક્રેટરી રાખવો ધાર્યો. એમ સેક્રેટરી રાખવાથી પોતાની શોભા ઓર વધશે એવો કંઈ આભાસ પણ મદનપાલશેઠના મનમાં ખરો ! કેળવણીની હીમાયત કરનાર પોતે છે એમ દર્શાવવાને સારૂ એણે એકાદ **બી. એ.** થયલાને રાખવો ધાર્યો. મદનપાલશેઠ દેશી તરીકે પારસી, મુસલમાન વગેરે બધી જાતને સમાન ગણતો હતો, તથાપિ જોઇતો સેક્રેટરી કોઇ ગુર્જર વર્ગનો હોય તોજ પોતાને ઠીક પડશે એમ એને લાગ્યું. પોતાને થોડાક સંસ્કૃત શબ્દો બોલવાની ટેવ પડવાથી, એનો વિચાર સંસ્કૃતભાષાને માટે ઘણી ઉત્તમ પ્રતિનો બંધાઇ ગયો હતો. પોતાને તે ભાષાના ખેરખાંમાં ગણાવવામાં એ માન ગણતો હતો. તેથી એ શેઠે ઠરાવ કીધો કે ગુજરાતી ગ્રેજ્યુએટ રાખવો એટલું જ નહિ, પણ તેની બીજી ભાષા સંસ્કૃત હોય તો વધારે સારૂં. ચાલુ સુધરેલી રીતિ પ્રમાણે તેને સારૂ, એણે બંને અંગ્રેજી પત્રોમાં ટુંકી જાહેરખબરોનાં મથાળા હેઠે, અઠવાડિયા સુધી એક જાહેરખબર છપાવી. એક અઠવાડિયું પુરૂં નહિ થયું તેટલામાં તો એવી સો એક અરજીનો ઢગલો મદનપાલશેઠની આગળ એકઠો થઇ ગયો ! કોઇ બીજો જેવો તેવો માણસ હોત તો તે એવડો મ્હોટો ઢગલો જોઇને ગભરાઈ જાત. પરન્તુ મદનપાલશેઠ જરા ગભરાયો નહિ. જેમ જેમ અરજીઓ આવતી ગઈ, તેમ તેમ તેઓ પર રાતી પેન્સીલથી અનુક્રમે નંબર ચહડાવી, તારીખ નાંખતો ગયો. જાહેરખબરની મુદત પુરી ન થાય ત્યાં સુધી તેમાંની એકે વાંચવી નહિ એમ એણે નક્કી કીધું. તે મુદત પછીની ગમે તે અરજી હોય તે પર ધ્યાન નહિ આપવું એવો નિશ્ચય કરીને, એક દિવસ બપોરના બાર વાગે, દેશ કલ્યાણની મીટીંગોનું થોડું ઘણું કામકાજ હતું તે કરી લઇ, મદનપાલશેઠે રાતી દોરીથી બાંધેલો અરજીઓનો ઢગલો કહાડ્યો ને તે વાંચવાની શરૂઆત કરવા લાગ્યો.

આગળ જણાવ્યું છે કે મદનપાલશેઠ બહુ ભભકામાં રહેતો. એ ભભકો સાહેબ લોકના કરતાં સહેજ ઉતરતો હતો, કારણ કે તેની પાછળ ચાલનારો હતો. સિવાય એમની રહેવાની રીતભાત અને ઢબછબ, ગમે તે દેશીને તાજુબીમાં નાંખી દે એવી હતી.

એમનો બંગલો બહુ ઉંચાણમાં અને દરીઆકીનારે પડતો આવેલો હતો. બંગલામાં જવા સારૂં પગથીઆં ચહડીને, બહારનો ઓટલો કે ચાલ મુકી કે

એક મજાનું રોણકદાર, સણગારેલું ને લંબચોરસ દીવાનખાનું આવતું. દીવાનખાનાની ઉત્તમ ઉત્તમ સણગારની વસ્તુઓમાં મદનપાલશેઠની લાઇફ સાઇઝની, ઉત્તમ કારીગરીના નમુનાની, એક છબી વધારે ધ્યાન ખેંચતી. સૌથી વધારે ધ્યાન તો છબી નીચેની ઉંચી તખતી પર જતું. તેમાં સોનેરી મ્હોટા અક્ષરોમાં મદનપાલશેઠ, જે જે દેશકલ્યાણની મંડળીઓના અધિકાર ભોગવતો હતો તે તે, ઉત્તમ રીતે વેલી અને પુલોની લહેરીઓમાં ગોઠવી દીધા હતા. એ મ્હોટી છબી અને તખતી પરથી પડાવેલી અનેક ન્હાની મ્હોટી છબીઓ ઠેકાણે ઠેકાણે ગોઠવી દીધી હતી. દીવાનખાનાની પડખે એક મ્હોટો સરખો ઓરડો મદનપાલશેઠનો **રીડીંગરૂમ** હતો. તેમાં સારાં અને સારી બાંધણીનાં ત્રણ મ્હોટાં ટેબલો, વચ્ચોવચ પુષ્કળ જગો રાખીને મુકી દીધાં હતાં. ટેબલની આસપાસ તરેહ તરેહવાર રીતિએ, વાંચવાનું સુગમ પડે એવાં આસનોવાળી ખુરશીઓ ગોઠવી દીધી હતી. પહેલા ટેબલ પર માસિક ચોપાનિયાં હારદોર ગોઠવી દીધાં હતાં. બીજા ટેબલ પર મુંબઇનાં તમામ અને બીજા દેશોનાં પ્રખ્યાત અંગ્રેજી ગુજરાતી છાપાંઓ સુંદર ભારણો નીચે દાબીને રાખેલાં હતાં. ત્રીજા ટેબલ પર જાતજાતની ચબ્સની પેટીઓ ગોઠવેલી હતી. તે પેટીઓ પર દેશકલ્યાણ કરનારી મંડળીઓનાં નામો પડાવેલાં હતાં. ઓરડામાં ભીંત સરસાં સુંદર કબાટોમાં અંગ્રેજી પુસ્તકોનો ભંડાર ભરેલો હતો. એક પડખે એક ન્હાનું ટેબલ દરીઆની સન્મુખ મુકેલું હતું. એ ટેબલપર પોતાનું આરીસ બાકસ, ખડીઆઓ, પેન્સીલો, ભારણો અને તરતની વસાવેલી નમુનાની અને નવાઇની ચીજો પડેલી હતી. પાસે એક ખુરશી હતી તેપર બેસી મદનપાલશેઠ કામ કરતો. ખુરશીની પડખે એક મ્હોટો આરસો હતો. મદનપાલશેઠ જ્યારે ખુશી થતો, અથવા કોઇ તદબીર સુજી આવતી ત્યારે, આરસીમાં પોતાનો સુંદર ચહેરો મલકાવતો અને વધારે ખુશ થતો. તે વખતે પાસે પડેલા હાથીની સુંઢ જેવા હુક્કામાંથી, રૂપાની ટોટીવાળા છેડાથી, થોડીવાર સુધી ન્હાના મ્હોટા દમ લેતો અને જડી આવેલી તદબીરને મનમાં સજ્જડ ઠસાવી દઇ પાછો પોતાને કામે વળગતો ! એ પ્રમાણે આરસામાં મ્હોડું જોવાની અને હુક્કાના દમ લેવાની એ શેઠને આદત પડી ગઇ હતી.

મદનપાલશેઠની કામકાજ કરવાની રીતભાત સુધરેલી હતી, તે એટલા ઉપરથી જણાશે કે દરેક ઠેકાણે, જ્યાં પોતાને બેસીને વાંચવાનો સંભવ હોય ત્યાં, ન્હાના મ્હોટા અવાજ કરતી બે ઘંટડીઓ રાખવામાં આવી હતી. કામ કરતાં કરતાં કંઈ યાદ આવ્યું, કે કોઇ ચાકર માણસને કંઇ કહેવાનું હોય, કે કંઇ વરદી આપવી હોય, તો તે બે ઘંટડીઓનો ઉપયોગ કરવામાં આવતો. મ્હોટો ઘાંટો

પાડીને ચાકર માણસને કહેવું કે ફલાણાને આમ કહે, કે આ લાવે, એ કંઈ ઠીક દેખાય નહિ. તેમ તે સારૂ ચાકર માણસને પાસે બોલાવીને વરદી આપવી તે પણ મદનપાલશેઠને ઠીક લાગ્યું નહિ. સબબ રોજના સાધારણ કામકાજ સંબંધી વરદી આપવા સારૂ એણે એ ઘંટડીઓ વસાવી હતી. ઓરડાની પાસે કાયમ ઉભા રહેતા એક હમાલને હેરફેર અવાજની ઘંટડી વગાડીને પોતાના મનનો અભિપ્રાય મદનપાલશેઠ જાહેર કરતો. જેવી રીતે તાર આફીસમાં એ અવાજના હેરફેર ઉપરથી, ગમે તેવા વિચારો બહાર દેશાવર મોકલાય છે, તેવી રીતે અને તેવા ધોરણ પર, દરરોજ ઉપયોગમાં આવે એવા કામકાજની વરદીની મદનપાલશેઠે બાંધણી બાંધી રાખી હતી. જેમ કે મ્હોટા અવાજવાળી ઘંટડીનો એક ટકોરો કરે તો સમજવું કે શેઠને હુક્કાની ચલેમ ભરાવવી છે. નહાની ઘંટડીના એક ટકોરાથી પાણી લઇ આવવું. બે ટકોરાથી પાણી અને પાનની રકેબી લઇ આવવી. એક નહાનો અને બીજો મ્હોટો ટકોરો થાય તો ગાડીની વરદી આપવી. હમાલ શેઠનો હુકમ બરોબર સમજ્યો છે એમ પોતાની પાસે રાખેલી ઘંટડીના બે મ્હોટા ટકોરા કરીને જણાવતો. હુકમ બજાવવા જાઉં છું તેને સારૂ ત્રણ નહાના ટકોરા કરતો. કામ કરીને પાછો આવ્યો છું તે એક મોહોટા અને એક નહાના ટકોરાથી વિદિત કરતો. અલબત એ કામને માટે મદનપાલશેઠે સૌથી હોંશીઆર હમાલને રાખ્યો હતો છતાં, ઘણીવાર હસવા જેવી ભુલો થતી. જેમ કે મદનપાલશેઠ હુક્કો ભરવાનું કહેતો અને હમાલ ગાડીની વરદી આપી આવતો, અથવા શેઠ પાણી પીવા માગતો અને હમાલ શેઠાણીને બોલાવી લાવતો! થયલી ભુલ સુધારવાને મ્હોડેથી વધારે બોલવું પડતું; પણ ઘંટડીથી હુકમ આપવાની રીત સુધરેલી ગણાય એવો મદનપાલશેઠને ખ્યાલ હોવાથી તે રીત ચાલુ જ રાખી!

રાતી દોરીથી બાંધેલી અરજીઓનું બંડલ આફીસ બાકસમાંથી કહાડી ટેબલ-પર મુકતાં મદનપાલશેઠ મલકાયો. કારણ કે ઉમેદવારોની અરજીઓ વાંચવી એ કામ શેઠના સ્વભાવને બહુ રુચિકર હતું. મલકાવાની સાથે પાસેના આરસામાં એણે પોતાનું પ્રતિબિંબ જોયું. એક હાથે બંડલની દોરી છોડતાં છોડતાં, બીજે હાથે પાસે પડેલા હુક્કાની રૂપાની ટોટીથી નહાના મ્હોટા દમ લઇ, ધુમાડાના ગોટાને એ આમ-તેમ રમાડવા અને નચાવવા લાગ્યો. જે દેશકલ્યાણનું કામ પોતે આદરેલું હતું તે આજે નિર્વિઘ્ને સમાપ્ત થયું હોયની, તેમ એ શેઠ આત્માને કૃતકૃત્ય માનીને ધન્યવાદ આપવા લાગ્યો. ખુશાલી વધવા લાગી, એટલામાં એ શેઠને વિચાર આવ્યો કે જો કોઇના આવવાની વરદી થઇ તો પોતાના ખુશ વિચારમાં ખલલ પડશે, માટે ઘંટડીના જોઇતા ટકોરા કરીને હમાલને જણાવ્યું કે કોઇ પણ કારણસર કોઇને અંદર

આવવા દેવો નહિ; તેમ જ બહાર જરાક જેટલો પણ ગોંધાટ ન થાય તેપર ધ્યાન આપવું. પછી મદનપાલશેઠ હુક્કાની નળી મ્હોંમાં રાખી એક પછી એક અરજીઓ કહાડી વાંચવા લાગ્યો. તમામ અરજીઓ પહોંચ્યાની તારીખ પ્રમાણે અનુક્રમ નંબર વાર ગોઠવેલી હતી. એટલે અમુક અરજી પહેલાં વાંચવી કે અમુક, એ લપસાણ મદનપાલશેઠને નડ્યું નહિ.

પહેલી ત્રણ અરજીઓ દમ વગરની મદનપાલશેઠને લાગી; મનમાં તેઓને નાપાસ કરવાનો ઠરાવ કીધો, પણ એટલામાં એ શેઠને સુજી આવ્યું કે દરેક પર અભિપ્રાયના શેરા કરતા જવાથી, અરજીઓ વાંચવાનું કામ સુગમ થઇ પડશે. પોતાની તીક્ષ્ણ બુદ્ધિ દોડાવી એણે તમામ અરજીઓને **એ-બી-સી** એવા ત્રણ વિભાગમાં વેંચી નાંખવી ધારી. **એ** એટલે પાસ કરેલી. **બી** એટલે વિચાર કરવા સારૂ, કે કોઇને કાંઇ પુછવા સારૂ, બાકી રાખેલી. **સી.** એટલે નાપાસ કરેલી. એ પ્રમાણે મંડળીઓના જુદા જુદા અધિકાર ભોગવવાથી પોતાને કામકાજ કરવાની જે હથોટી પડી ગઇ હતી તે પ્રમાણે વાંચેલી ત્રણ અરજીઓપર મદનપાલશેઠે **સી**નો શેરો કીધો. તે નીચે તે દહાડાની તારીખ નાંખી પોતાના નામના આદ્ય અક્ષરો બહુ ફક્કડ રીતે લખ્યા. એક અરજી કોઈ મરાઠી ગૃહસ્થે મોકલેલી મદનપાલશેઠના વાંચવામાં આવી. તેણે ગુજરાતી સ્વભાષાપેઠે આવડવાનું પોતાની અરજીમાં જણાવ્યું હતું, પણ મદનપાલશેઠે તેને પક્કા નિશ્ચય સાથે નામંજુર કીધી. કારણ કે એ શેઠને તમામ કામકાજ, કામકાજની રીત પ્રમાણે લેતાં આવડતું હતું. એને લાગ્યું કે જે અરજીઓ જાહેર ખબરની સરત બહાર જાય તેના પર તુલના કરવી, તે કામકાજના કાનુનથી ઉલટું ગણાય. એક પારસીની અરજી બહુ સારા અક્ષરથી, સફાઇ ભરેલી રીતે, સારી ભાષામાં લખેલી હતી; તેને પણ ઉપલાજ કારણથી એ શેઠે નામંજુર કીધી. એક પારસણ ગ્રેજ્યુએટ, જેની બીજી ભાષા વળી સંસ્કૃત હતી તેની અરજી વાંચતાં વાંચતાં મદનપાલશેઠને વિચાર આવ્યો કે—

"અહો. બહુ સારૂં થયું" (આરસીમાં મ્હોં જોઇ હુક્કો ગગડાવતાં) "કે આ અરજી આપનાર કોઈ પારસણ છે. ગુજરાતી ગ્રેજ્યુએટ એવું લખાણ તો મારી જાહેરખબરમાં મેં સહેજ લખાવ્યું હતું. તેને બદલે ન કરે નારાયણ, ને મારાથી એવી ખબર અપાઈ હોત, કે ગુજરાતી જાણનાર ગ્રેજ્યુએટ જોઇએ છીએ તો આ પારસીઓ અને મરાઠી ભાઈ સાહેબો મને જરૂર કવરાવી નાંખત! તેમાં પારસણની અરજી તો મને કદાચને મુશીબતમાંએ નાંખત. ધારો, કે એવી અરજી પાસ કરવાને હું કાયદા પ્રમાણે બંધાઈ ગયલો હોઉં, તો નકામી

લેવાનીદેવામાં હું સજ્જડ આવી પડત હોં! ધારો, કે તે બાઈ મારા ઉપર દીવાની દાવો કરે ને કોરટ મને ફરજ પાડે કે એ બાઇને મારા કોરસ્પોન્ડીંગ સેક્રેટરી તરીકે રાખવીજ પડશે તો પછી હું શું કરત? થોડાક દહાડા તો છાપામાં નામ આવત ને લોકની જાણમાં હું વધારે આવી જાત એ ખરૂં. પણ ધુમાડા નિષ્કાશક મંડળીને જરૂર સુવાડી દેવી પડત! એવી બાઇઓ પાસે તે કોરસ્પોન્ડીંગ સેક્રેટરીનું કામ કેમ લેવાત? વળી એ તો ભણીગણીને પાવરધી થયલી તે પોતાનું કામ રોબમાં ને રોબમાં રાખે, તે મને કેમ પાલવત! સારૂં થયું કે ગુજરાતી ગ્રેજ્યુએટ એમ મેં જાહેર ખબર છપાવી. નહિ તો આ અરજી મારા બારજ વગાડત. ખેર, પણ જો આ સો અરજીમાં એકાદ અરજી કોઇ ગુજરાતી ગ્રેજ્યુએટ બાઇની હશે તો વળી હું પંચાતીમાં આવીશ. જરૂર આ કાયદાનો સવાલ છે, અને કોઈ ઓળખીતા મેનેજીંગ કલાર્કને પુછીને એ બાબતનું સમાધાન કરવું જોઇએ, કે મારી જાહેરખબરથી હું શું કોઈ બાઈ ગ્રેજ્યુએટને રાખવાને બંધાયલો છું?" એમ કહી મદનપાલશેઠે તે બાબતનો ખુલાસો લેવા સારૂ પોતાની રોજનિશિમાં ટાંચણ કીધું. વળી એ શેઠ પોતાના મનમાં વિચાર કરતો બોલ્યો—"એટલું તો ખરૂં કે ગુજરાતી ગ્રેજ્યુએટ કોઇ બાઇ હોય, તો તે બીજી કોઈ કોમની બાઈ જેટલો રોબ મારે નહિ, કારણ કે આખરે જાત તો ભાજીખાઉની કેની! પણ એ વિષે આટલો બધો વિચાર કરવાની કંઈ જરૂરજ નથી. મારી જાણ પ્રમાણે હજી સુધી કોઇ ગુજરાતી બાઇ ગ્રેજ્યુએટ થઇજ નથી. કદાચને કોઇ વટલેલ બાઈ થઇ હશે તો તેને ગુજરાતીમાં ગણવી કે કેમ, એ એક જાતનો સવાલ ઉઠશે. શું આજકાલનો જમાનો ફેરવાઈ ગયો છે કે લગાર વધતું ઓછું બોલાયું, કે કંઈ કાળું ભુસી આપ્યું કે ફસાયાજ છઇએ! આવી આવી બારીકીઓ આપણા બાપદાદા શું જાણતા હશે?" મદનપાલશેઠ ફીલસુફી કરતો બોલ્યો—"પણ તેઓ નહિ જાણતા હોય તોએ શું! સવાલ એટલોજ છે કે વધારે સુખી કોણ હતું અથવા છે! વળી એવા તકરારી વિષયમાં હું હમણાં કયાં પડું છું. હજી તો બહુ અરજીઓ વાંચવી છે. પણ એવા મઝાના કામમાં આ બાઇની આસુરીરૂપી અરજી આવી અને તત્સંબંધી વિચારથી મારૂં મન ચકડોળે ચહડયું."

"પણ અરે, 'હું સ્ત્રીકેળવણીની દીલસોજી ધરનાર એસોશીએશનનો મુરબ્બી અને ફાઉન્ડર'—'આર્યસ્ત્રીઓની મહત્તાવર્ધક ઇન્સ્ટીટયુશનનો કોરસ્પોન્ડીંગ સેક્રેટરી'—પારસી, મુસલમાન, કીરસ્તાન વગેરે કોઈ પણ જાતમાં કે દેશીમાં ભેદ નહિ ગણનાર—તેને આ પારસીબાઇની અરજી નામંજુર કરવી ઘટે છે?

જરૂર આ વાત છાપામાં જશે તો મારે વિષે લોકમાં ખોટો વસવસો થશે કે એ શેઠના ખાવાના અને જોવાના દાંત જુદા છે. વળી પારસી પત્રો મને તોબા તોબા બોલાવશે? મારે વિષે હવે પછી કોઈ સારો બોલ કે વખાણ લખશે નહિ! મારૂં બોલેલું ભાષણ કાપકુપ અને હેરફેર કરી હાલહવાલ કરી નાંખશે! એ બધી પંચાતી માથે આવી પડે છે ખરી, પણ સો વાતની એક વાત, કે મારે કોઈ બાહ્ય માણસને કોરસ્પોન્ડીંગ સેક્રેટરી તરીકે રાખવીજ નથી. આપણે દેશીને એવા સેક્રેટરી સાથે મેળ આવેજ નહિ. અંગ્રેજો તેમ રાખે છે એમ મારા જાણવામાં છે. પણ આ કામમાં હું તેઓથી જુદો પડું છું."

એમ બોલી મદનપાલશેઠ બીજી અરજીઓ વાંચવા લાગ્યો. ઘણીક અરજીઓ જો કે ગુજરાતી વર્ગની હતી, તથાપિ તેઓ ગ્રેજ્યુએટ નહિ થયલા, પણ મેટ્રીક થઈને કે પી. ઇ. થઈને અટકેલા એવાની હતી. ઘણા ખરા તો સંસ્કૃત જાણતા નહોતા. તેવા દરેક જણે મદનપાલશેઠના માયાળુ દીલ પર, કેળવણીની હીમાયત પર અને કોઇ પણ પ્રકારે દેશકલ્યાણ કરવાની જે અગ્રેસરતા દેખાડી હતી તેના પર આધાર રાખીને અરજીઓ મોકલી હતી. પરન્તુ મદનપાલશેઠે તે દરેક અરજી કરી રાખેલા ઠરાવ પ્રમાણે નામંજુર કીધી. પણ એ શેઠને વિચાર આવ્યો કે આ ગુજરાતીઓ આટલું ભણ્યા, તોપણ કંઈ સ્વતંત્ર ધંધો કે કીસબ ખોળી કહાડવાને બદલે, આમ અરજીઓ મોકલી કાલાવાલા કરે છે એ જરૂર શોચનીય છે. કાંતો તેઓની તાલીમમાં કસર હોવી જોઇએ, કે કાંતો દેશની દશા મારી અથાગ મહેનત છતાં સુધરવાને બદલે બગડતી હોવી જોઇએ.

તમામ અરજીઓ વાંચી લેતાં બે વાગ્યા. ઘણી ખરી સી વર્ગમાં આવી ગઈ, થોડીએક બી વિભાગમાં અને જુજ એ વર્ગમાં. બી વર્ગમાં સૌથી ઉપર કેશવલાલની અરજી હતી. કેશવલાલ વિમલદાસ, એ નામ વાંચતાં મદનપાલશેઠને યાદ આવ્યું કે હા એને હું ઓળખું છું. વનમાલીદાસનો ભત્રિજો. એના કાકા સાથે શેઠીઆ પાર્ટીઓમાં ઘણીવાર જમવા આવે છે, ત્યાં મેં એને જોયો છે. હોંશીઆર ખરો પણ કંઈ પોતીઆદાસ જેવો છે. બાકી એણે ખંત રાખીને અભ્યાસ કીધો એ વાત ખરી. વળી હાલમાં તો એ એના કાકાથી જુદો છે છતાં એ બી. એ. થયો, એટલા માટે એને શાબાશી અને ઉત્તેજન આપવું ઘટે છે. પણ હજી એ તો ચાલુ મહીનામાં પાસ થયો છે. એને હજી ડીગ્રી મળી નથી. તે પહેલાં એ બી. એ. ગણાય કે નહિ એ એક સવાલ છે. તેની તો કંઈ ફીકર નહિ, પણ મારા સાંભળવામાં આવ્યું છે કે નથુશેઠને બગાડી મુક-

વામાં, મારવાડીઓનું અને બીજા શેઠીઆઓનું તેને દેવું કરાવવામાં **મમતારામ** અને **કેશવલાલ** બંને મળી ગયા છે. મને તે **એકલે મમતારામ** મળવા આવ્યો હતો; પણ કોણ જાણે, તેમ હશે તો મારે એની અરજી નામંજુર કરવી પડશે. મને યાદ આવે છે કે **અનંગપાલશેઠે** સહેજ રીતે એકાદ બે વાર એનાં વખાણ મારી આગળ કીધાં હતાં. વળી **ધનપાલશેઠે** હમણાંજ **નથુશેઠને** રૂપીઆ ધીર્યાં છે. (મને પણ સાથે ઘસડ્યો છે. પણ મેં ધનપાલશેઠને ખંગ વાળી આપ્યો છે!) માટે કેશવલાલ બાબત હું તે શેઠને પુછી જોઇશ ને ખાતરી કરીશ. દરમ્યાન કેશવલાલની અરજી **બી.** વર્ગમાંજ રાખવી ઠીક છે.

એટલામાં બહાર જ્યાં હમાલ બેઠો હતો ત્યાં ગોંધાટ થતો શેઠને કાને પડ્યો.

"સાહેબ, શેઠની વરદી છે માટે ગોંધાટ નહિ કરો."

"અરે બેસ બેસ, તારા શેઠને મેં નહિ જોયા હોય તો કેની? મદનપાલશેઠનો હું ખાસ ભાઇબંધ, તેની જોડે ખાનાર પીનાર, અને ફરનાર, તેને તું બે પૈસાનો હમાલ રોકે એ શું? તારા શેઠે મારે માટે તો ખાસ ના નહિ પાડી હોય જોઇએ તો પુછી આવ."

"પણ સાહેબ, તમે મને ઠપકો શું કામ આપો છો? હું તો ચીઠ્ઠીનો ચાકર છું."

એ પ્રમાણે **અનંગપાલશેઠને** હમાલ સાથે હોંસાતોસી કરતો **મદનપાલશેઠે** સાંભળ્યો. અનંગપાલની રીતભાત એને બીલકુલ પસંદ આવી નહિ; તથાપિ હશે પોતે અરજીઓ વાંચવાનું કામ આટોપી રહેવા આવ્યો હતો તેથી, અને અનંગપાલ-શેઠના રોબમાં હમાલને અંજાઇ જતો જોઇ, એણે ટકોરી મારી હમાલને સૂચવ્યું કે **અનંગપાલશેઠને** રોકે નહિ.

"જાઓ સાહેબ"—હમાલ બોલ્યો—"શેઠ તમને અંદર બોલાવે છે." એટલે અનંગપાલશેઠ રોબમાં અને રોબમાં અંદર દાખલ થયો.



## પ્રકરણ ૩૪ મું

### પાઘડી વેચીને ઘી ખાવું કે છાપામાં નામ કહાડવું!

**नार्थस्य धर्मैकांतस्य कामो लाभाय हि स्मृतः**
**कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता**
**जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः (श्रीमद्भागवत.)**

**દેશદાઝને દિલે ધરીને, નવી નવી રચના રચજો;**
**દેશોદ્ધારક સભા સ્થાપીને, જીવનનું સાર્થક કરજો.**

---

**જીવ્યાનું સાર્થક શું એમાં? સત્ય વચન મારે કહેવું;**
**ખાવું પીવું પેટ પંપાળી, હા-સ-કરી સુખમાં રહેવું.** (નવીન કવિતા.)

પોતાનું મ્હોડું મલકાવતો, પણ મદનપાલ જેવા પોતાના મિત્રની પાસે જવા સારૂ હમાલ જેવા હલકા નોકર જોડે આટલી રકઝક કરવી પડે તે દેખાડવાને, અનંગપાલશેઠ આંખનાં ભવાં કંઇક ચઢાવતો બોલ્યો—

"અરે ભાઇ, અરે મદનપાલશેઠ, આ તમારી અંગ્રેજી રીતભાતથી તો પરમેશ્વર તોબા! આ તે મને અપમાન મળ્યું સમજવું, કે હમાલ જેવો હલકો નોકર મને અંદર આવતાં વારે, ને તમે તમારે કાને સાંભળ્યા કરો, પણ બહાર આવવાની તસ્દી લઇ તેને કંઇ ઠપકો પણ નહિ દ્યો?"

"એમાં હમાલનો કંઇ વાંક હતોજ નહિ"—મદનપાલશેઠ ધીમે ધીમે બોલ્યો—"તે તો બિચારો મારી વરદી પ્રમાણે ચાલતો હતો. તમારે જોઇએ તો મારી એવી વરદી સારૂ ભલે મને ઠપકો આપો—જેમ કે તમે હમણાં કરો છો. પણ મારે કહેવું જોઇએ કે તમારી હમાલ જોડેની હુજત બીલકુલ વાજબી નહોતી."

"ત્યારે શું, હું એવા ચાકરના કહેવાથી બહારો બહાર ચાલ્યો જાઉં એમ મારે કરવું જોઇએ કેમ? વાઃ સાહેબ, શું તમારી વિલાયતી સલાહ અને વિચાર!! હું તે શું કોઇ ભિક્ષુક બામણ ભામણ હતો કે શેઠે ના કહી કે જતો રહું! અને હું ચાલ્યો ગયો હોત તો તમને માલમ કેમ પડત કે હું સાહેબને મળવા આવ્યો હતો!"

"તમારો કાર્ડ મુકી જવો હતો."

"શું—શું—મુકી જવું હતું"—અનંગપાલશેઠ કાર્ડનો અર્થ નહિ સમજતો હોય એમ બોલ્યો—"હં—હં—મારા નામનો કાટ! તે તો ઠીક, પણ શેઠજી, મને કહેવા દેશો કે આવી રીત તે દોસ્દાર અને દોસ્દાર વચ્ચે નીભે કે? ભલભલો અંગ્રેજ અધિકારી હોય, તે પણ ગમે તેવા દેશી જોડે સારી રીતે વરતે છે; પણ તમે તો તેઓને પણ કોરાણે મુકી દો છો એ તે શું?"

મદનપાલશેઠ હસી પડ્યો. અનંગપાલ એનો દોસ્દાર ખરો. વળી એને લાગ્યું કે પોતાના મિત્રના કહેવામાં કંઇ સચ્ચાઇ પણ હતી, તેથી વાત ઉડાવતો એ હસીને બોલ્યો—

"ઠીક છે—ઠીક છે—તમારે સારૂ હું હમાલને ખાસ સૂચના આપી મુકીશ,

પછી કંઇ? પણ તમે આજે આવ્યા તે બહુ સારૂં થયું." પોતાના મનમાં મદનપાલશેઠ કેશવલાલની અરજીપર નજર નાંખતો બોલ્યો—"મારે કંઇ તમને"—

"આવ્યો તે સારૂ થયું કેમ?" અનંગપાલશેઠ હસીને વચમાં બોલી ઉઠયો—"પણ ભલા સાહેબ, જરાક વિચાર તો કરો? ઘડીકપર તમે કહેતા હતા કે હમાલ જોડે મારે લડવું જોઇતું ન હતું, અને કાટ આપીને જતા રહેવું હતું. જો તમારી સલાહ પ્રમાણે ચાલ્યો હોત તો પછી હું આવ્યો તે સારૂં કેમ થાત?"

એમ બોલતો બોલતો અનંગપાલશેઠ મદનપાલશેઠની પાસે એક ખુરશી પર બેઠો.

અનંગપાલ મદનપાલશેઠની જોડે બહુ છુટથી વર્તતો હતો. મદનપાલશેઠને એવી છુટ હમણાં હમણાં પસંદ પડતી નહોતી. પોતાની જોડે નહાનપણનો સહવાસ હોવાથી અનંગપાલ તેના રોબ અને આડંબરથી દબી જતો નહોતો. બન્ને એક સ્કૂલમાં સાથે ભણેલા હતા. દરમ્યાન મદનપાલશેઠનો રોબ અને લાહેરી વધતાંજ ગયાં હતાં. અનંગપાલશેઠની નજર આગળ એ બધો ખેલ થયલો હોવાથી, એના મનથી તો મદનપાલ એનો સ્કૂલનો ગોઠીઓ અને ગોઠીઓજ રહ્યો. વળી મદનપાલશેઠના તેજમાં એ ન અંજાયો તેનું કારણ કે સ્કૂલમાં બન્ને પહેલા નંબરના ભમરડા ગણાતા. ઘણીવાર જ્યારે બંને જણ લેસન ન કરવાને લીધે માસ્ટર સાહેબના ભોગ થઇ પડતા, ત્યારે તેમાંથી સટકવાને તેઓ તરેહ તરેહવારની યુક્તિઓ ભેગા મળીને રચતા હતા. મદનપાલશેઠને હમણાં હમણાં એમ લાગ્યું કે પોતે સુધારામાં અને દેશોન્નતિના કામમાં બહુ આગળ પડી ચુકયો છે, એટલે અનંગપાલ કરતાં, ન મુકાબલો થાય એટલો સુધરી ગયો છે; માટે અનંગપાલ જો ઓછી છુટ લે તો બહુ સારૂ. તેને ઉદ્દેશીને એણે અનંગપાલશેઠને ઘણીવાર મોઘમ રીતે, ને એકાદ બેવાર સ્પષ્ટ રીતે પણ જણાવ્યું હતું, કે બાળપણની ગમે તેવી દોસ્તદારી હોય, છતાં મ્હોટા થઇને કામ ધંધે લાગ્યા પછી, કે, માણસાઇમાં આવ્યા પછી, મિત્રોએ મિત્ર સાથે પણ સલુકાઇથી અને રીતસર વર્તવું જોઇએ; તોજ તેઓનો સંબંધ લાંબો કાળ નીભી શકે. પણ અનંગપાલશેઠ કંઇ સમજ્યો નહિ. પોતે બોથડ કે ભોળો હતો તેથી કરીને, તે તો કોણ જાણે. સામો એ તો વધારે છુટ લેવા લાગ્યો. મદનપાલશેઠની ટકોર કરતો હોય તેમ કોઇવાર, એકલા મદનપાલ, અને વચમાં વચમાં, શેઠજી, સાહેબજી વગેરે શબ્દ મુકીને, એ વધારે છુટ લેવા લાગ્યો. મદનપાલશેઠને એ રીત બીલકુલ પસંદ આવી નહિ, પણ હજી સુધી અનંગપાલને એવી રીતથી વારવામાં તે ફતેહ પામ્યો નહોતો.

ખુરશીપર બેસીને અનંગપાલે મદનપાલના હુક્કાની નળી પોતાના હાથમાં લીધી અને એક બે દમ માર્યા પણ ધુમાડો નીકળ્યો નહિ. ચલેમ તરફ નજર

કીધી તો તેમાં દેવતા જણાયો નહિ. મદનપાલશેઠ તરફ ફરીને એ દમામમાંજ બોલ્યો-"માફ કરજો સાહેબ, પણ હમાલને બોલાવવા સારૂ હું ધાંટો પાડું, કે આપ સાહેબ ઘંટડીના ટકોરા કરશો ?"

આ પ્રમાણે શબ્દોમાં સભ્યતા પણ રીતભાતમાં અસભ્યતાનો સંયોગ જોઇને મદનપાલશેઠને હસવું આવી ગયું. ઘડીઆળ સામું જોયું તો બે વાગી ગયા હતા, માટે કોર્ટમાં આરીસમાં જવાની તૈયારી કરવા સારૂ અને ચલેમ ભરવા સારૂ ટકોરા મારી, હમાલને હુકમ આપ્યો. પછી અનંગપાલને એ કહેવા લાગ્યો.

"મારા મિત્ર, આ દુનીઆમાં તમારી ચીજો કાળે કરીને રૂપાંતરોને પામતી જાય છે. સ્કૂલનો જે મદનપાલ તમામ જોડે લેસન ન કરવાની તદબીરો રચતો તે મદનપાલ આજે નથી હોં! આજે તો સ્વદેશ પ્રત્યે કર્ત્તવ્યતાના ભારમાં ડુબી ગયલા બીજા મદનપાલને તમારી સન્મુખ જુવો છો. પણ ખુબી એ છે કે આસપાસના તમામ માણુસો અને વસ્તુ રૂપ રૂપાન્તરોને પામતી જાય છે, ત્યારે તમે તો સ્કૂલના અનંગપાલના અનંગપાલજ રહ્યા છો. તમને શું આવો વિચાર કોઈ વાર આવતો નથી કે આપણે જન્મ્યાનું સાર્થક કરવું જોઇએ. પણ તમે એમ ભુલાવો ખાશો નહિ કે હું પોતાને કૃતકૃત્ય થયેલો માનું છું. હજી તો મારે ઘણું ઘણું કરવાનું અને મેળવવાનું બાકી રહે છે."

અનંગપાલશેઠ આવું લાંબું લાંબું બોલવું બરાબર સમજ્યો નહિ, તથાપિ મદનપાલશેઠનાં બોલવામાં પોતાને માટે જે ઇસારા હતા તેને બાજુએ રાખી એણે કહ્યું-

"સાહેબ, આપણા જન્મ્યાનું સાર્થક કરવું જોઇએ એવો સિદ્ધાન્ત તો મેં અને મારી સ્ત્રીએ ક્યારનોએ કરી મુકયો છે; પણ સાર્થક કોને સમજવું તે બાબત તમારી અને મારી વચ્ચે મતફેર છે."

"કેમ વારૂ"-મદનપાલશેઠ બોલ્યો-"દેશની દશા સુધારીએ નહિ તો પછી સાર્થક કર્યું કેમ કહેવાય? આ બાબતસર બે મત હોવા જોઇએ નહિ અને હોયજ નહિ."

"એ તો બધી તમારી લાંબી લાંબી વાતો. મને સમજ પડે નહિ. ધુમાડા ઘરની બહાર જાય તો શરીર સુધરે અને દેશની સારી દશા થાય, એવી વેદાન્તની વાતો તમે કરો છો, તે ખરી હોય કે ખોટી હોય તે હું જાણતો નથી. પણ મારી તો વાણીઆ બુદ્ધિ એવી દોડે છે કે સારૂં સારૂં મિષ્ટાન્ન હાંસીનીસીને ખાધું હોય તો, પછી પેટમાં ધુમાડોજ શાનો જાય? તેની સાથે દેશની દશાએ સુધરે ને વળી આપણું શરીરે સુધરે! પણ તમે કહો છો તેમ ધુમાડો નહિ જવાના કારણથી નહિ, પણ મિષ્ટાન્નના પ્રતાપથી."

"ભાઇ, તમારી વાતનું આદિ અને અંત બધું ખાવામાં અને ખાવામાં."

"અને મારા મહેરબાન ભાઇ, આપ સાહેબની વાતનું આદિ અને અંત ધુમાડામાં જ! પણ તમે જાણો છો ને શીખી પણ ગયા છો કે "ધુમાડાના બાચકા, ભરવે શું રંધાય."

મદનપાલશેઠ ખડખડ હસી પડ્યો. એ કંઇ બોલવા જતો હતો પણ એટલામાં અનંગપાલશેઠને, પોતાની સ્ત્રીએ, આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, મંડળી કહાડવાની જે વાત શીખવી રાખી હતી તે યાદ આવી. પોતાને મળેલી સલાહ પ્રમાણે એ વાત ઉચકી લેવાનો આવો સારો પ્રસંગ આવ્યો તેથી હરખાઇ જઇને, મદનપાલશેઠને વારતો એ બોલી ઉઠયો—

"માટે શેઠ, આપના સેવકની વાત સ્વીકારો તો, તમે ભલે ધુમાડો રસોડા બહાર કહાડવાની મંડળીને માટે મચ્યા રહો, તમે એ મંડળી ઉભી કરવાને જેટલી મહેનત લ્યો છો તેથી દશ ગણી લ્યો, સોગણી લ્યો. (મહામતિએ એ વાક્ય ખાસ કરીને બોલવાનું શીખાવી રાખ્યું હતું) પણ જ્યાં સુધી—(ઉભા રહો, મને વિચાર કરવા દો. હું જે કહેવા ધારૂં છું તે બધું ભુલી જઇશ." એમ બોલતાં અનંગપાલશેઠ મહામતિનું ગોખવેલું યાદ કરવા લાગ્યો. બધું યાદ આવતાં એ બોલ્યો–) "પણ જ્યાં સુધી તમારી ધુમાડા મંડળીની જોડે એક બીજી મંડળી સ્થાપશો નહિ, અને ધુમાડો નહિ ખાવાથી કેટલી આરોગ્યતા વધે છે તે પ્રત્યક્ષ બતાવી આપશો નહિ, ત્યાં સુધી તમારી ધુમાડા મંડળી ફતેહમંદ નીવડી નથી એમ નક્કી જાણજો."

"આ વળી તમે બીજી મંડળીની વાત ક્યાંથી કહાડી! અને આ શું સરવે તમારા વિચાર છે? પણ તમે શું કહો છો તે હું હજી બરોબર સમજ્યો નથી."

"લ્યોની, હું તમને બધી સમજણ પાડું"—અનંગપાલ મહામતિનું શીખવેલું યાદ કરતો બોલ્યો–"જુઓની, તમારી મંડળીનો ઉદ્દેશ ધુમાડો નહિ ખાવાથી કે ગળવાથી શરીર સુધરે અને દેશ સુધરે એ બતાવી આપવાનો છે, કેમ?" મદનપાલશેઠે હા કહી. "વારૂ ત્યારે, એ પ્રમાણે ધુમાડો નહિ ખાધો અને તેની સાથે કે તેને બદલે, આપણે મિષ્ટાન્ન ખાધાં ને તેથી આપણું શરીર સુધર્યું એમ બતાવી આપે એવી એકાદ બીજી મંડળીની જરૂર આપ સાહેબની નજરમાં નથી ઉતરતી કે કેમ?

"શું"—મદનપાલશેઠ વિચાર કરતો બોલ્યો—"ધુમાડા મંડળીની જોડે એક બીજી મંડળી સ્થાપવી, અને ધુમાડો ન ખાવાના મહાનિયમાનુસાર રસોઇ પાણી કરાવી ખાવાથી, આપણી આરોગ્યતા વધે છે તે દર્શક, એક સ્વતંત્ર મંડળી ઉભી કરવી એમ તમે કહેવા માગો છો?"

"આબાદ, મારૂં બોલવું તમે બરોબર સમજ્યા છો. પણ રહો?"—ફરી મહા-મતિનું શિક્ષણ યાદ કરી એ બોલ્યો—"હું જે મંડળી કહું છું તેને સ્વતંત્ર બનાવવાની જરૂર નથી. તમારી ધુમાડા મંડળીની પેટામંડળી કે શાખા મંડળી તરીકે એની જરૂર છે."

"કે જેથી મારી મંડળીનો ઉદ્દેશ લોકમાં પ્રત્યક્ષ બતાવી શકાય. ઠીક છે, તમારો વિચાર અતિ ઉત્તમ છે એમ મને કહ્યા વગર ચાલતું નથી. મને નવાઈ લાગે છે કે એવી મંડળીનો વિચાર મને કેમ નહિ સુઝ્યો. મેં તો મારા ચાકર માણસોને, ધુમાડો ન ખાવાના લાભો દેખાડી આપવાના હેતુથી, નવાં મકાનો બંધાવી આપ્યાં છે. પણ આપણા પોતા પર તો એવી અજમાએશ કરવાનો વિચાર મને સુઝ્યો નહિ." મદનપાલશેઠ દલગીર થતો બોલ્યો.

"તમને નહિ સુઝ્યો ને મને સુઝ્યો તેમાં ફેર શું પડી જાય છે કે તમે આટલા બધા દલગીર થાઓ છો? મને સુઝ્યો તો પણ હું વાત તો તમને કહું છું કેની?"

"તે તો ઠીક છે, આપણે ક્યાં જુદા છઇએ, પણ સાહેબ, આ ધુમાડા મંડળી લોકમાં પ્રસિદ્ધિમાં લાવતાં, મને અથાગ મહેનત પડી છે, તે તમે કે બીજા કોઇને વીતી નથી એટલે જાણી શકવાના નથી. હજી પણ એ મંડળી બહાર પડી નથી. તેવામાં બીજી મંડળી ઉભી કરવાની લહાયમાં હું પડું તો મને ખાવાનોએ પુરો વારો આવે નહિ! તો પણ તમારી વાત તો જરૂર પસંદ કરવા જેવી છે એમ કહેવાની હું જરૂર ધારૂં છું. વારૂ"—મદનપાલશેઠ ટકોર કરતો બોલ્યો—"આ સઘળું તમારી મતિનું ફળ છે કે કોઈ બીજાની?"

"અરે, આવી બાબતમાં મારી મતિ ન દોડે તો હું અનંગપાલશેઠ શાનો? તમારૂં ધ્યાન બહાર પડવામાં—અરે ભુલ્યો—દેશ સુધારવામાં ગુંચાઇ ગયું છે; અને મારૂં ધ્યાન, દહાડો અને રાત, સારૂં સારૂં ખાવાની યુક્તિઓ રચવામાં ગુંથાયું છે, એટલે આ બાબત મને જડી આવે એમાં નવાઇ જેવું શું છે?"

"ના, કંઈ નહિ, પણ હાલ તમારી મંડળીની વાત એક કોરે મુકવી પડશે. મારી મંડળી જામે પછી હું જરૂર વિચાર કરીશ."

"અરે સાહેબ, મારી મંડળીની પ્રથમ જરૂર છે અને એમાં જરાકે મહેનત નથી. આપણે જેમ આગળ ઉજાણી કરતા હતા તેમ ઉજાણી કર્યા જવી. તમે કહેશો તેમ આપણે થોડા કે ઘણા, જેમ તમને પાલવે તેમ, ઉજાણી કરશું. તમે કહેશો ત્યાં નીકળી પડશું. ઉજાણીનું તમામ કામકાજ મારે માથે! તમારે તો ફક્ત ત્યાં આવવું અને તમારી ધુમાડા મંડળીના રીપોર્ટમાં આટલુંજ લખાણ કરાવવાનું તમારે રહેશે, કે ધુમાડા મંડળીની જરૂરીઆત દર્શાવવાને અમે એક

પેટામંડળી કહાડી છે. તેનું પરિણામ, ધુમાડો પેટમાં ન ગળવાના ઉદ્દેશને અનુસરવાથી, બહુ સંતોષકારક આવ્યું છે. એટલુંજ ! એમાં તમને શું વધારે મહેનત પડે છે કે તમે વળી આ વાત વિચાર કરવા પર રાખો છો ?"

"ભાઇ સાહેબ, વિચાર તો કરવોજ જોઇએ. એક મંડળી કહાડવી એ તે કંઈ નહાનીસુની વાત છે ? મંડળીને નામ આપવું એમાંજ પ્રથમ કેટલી પંચાતી નડે છે ? તમને તો તેનો સ્વપ્નેએ વિચાર નહિ હોય. તમારી શાખા મંડળીને શું ઓળખ આપવી ?"

"અરે જાઓ મારા સાહેબ, તમે તો મારો એકડોજ કહાડી નાંખો છો ! પણ રહો ! આવા ખાવાપીવાના કામમાં મુજ સમાન કોઇની બુદ્ધિ ચાલતી નથી એમ તમે નિશ્ચે જાણજો ! મેં બધો વિચાર અગાઉથી ગોઠવી રાખ્યો છે. મારી મંડળીને શાખામંડળી કહેવા કરતાં પેટામંડળી કહેવી મને તો વધારે સારી લાગે છે. જો કે શાખા શબ્દ શાકની યાદ હેવડાવે છે, તોપણ પેટામંડળી એટલા માટે વધારે છાજતું નામ છે કે મંડળીનો હેતુ આપણું પેટ ભરી રાજી થવાનો છે ! એનું નામ પણ હું પાડી ચુકયો છું. "ઉજાણી ખાઈ ખવાડી, તન મન ખીલાવી, આર્યદેશની ઉન્નતિ કરનારી પેટામંડળી !!" "બોલો આ નામમાં કંઈ કસર છે ?"—અનંગપાલ હરખાતો હરખાતો બોલ્યો—"જ્યાં આવું મઝાનું નામ છે, જ્યાં તમે એને બહાર પાડવાને રીપોર્ટો લખવામાં રહેશો, જ્યાં મંડળીની ઉજાણીમાં સારૂં સારૂં ખાવાની ગોઠવણ રાખવાનું હું મારે માથે હોરૂં છું, ત્યાં એ મંડળી ફતેહમંદ નહિ નીવડશે એવી શંકા રાખવાનું તલભાર પણ કારણ રહે છે ?"

આટલા બધા જોસથી અને સામાને અસર થાય એવી રીતે અનંગપાલને બોલતો જોઈ મદનપાલશેઠ તો સડકજ થઈ ગયો. સારૂં સારૂં ખાવુંપીવું એ બાબતમાં અનંગપાલ મોજીલો હતો, તેથી શું પોતાની લાગણીને અનુસાર એના વિચારો અને વાકયો બહાર પડતાં હતાં ! અથવા શું મહામતિએ સર્વ ખેલ પોતાના મનમાં ખડો કરીને, અનંગપાલને પુરેપુરો વેષ ભજવવાની પાકી તાલીમ આપી હતી !! જો એમ હોય તો મહામતિની બુદ્ધિ થોડા ધન્યવાદને પાત્ર નથી ! મદનપાલશેઠ તો સડક થઇને અનંગપાલ સામું જોઇજ રહ્યો, એટલે વળી અનંગપાલશેઠે કહ્યું—

"તમે સાહેબજ કહોની, ગઈ વખત આપણે ઉજાણીએ ગયા તેમાં બધી જુમ્મેદારી, મારી આદત પ્રમાણે, મેં મારે ખાંધે ચહડાવી હતી, તો શું તે ઉજાણીમાં કંઈ ઓછી મઝા આવી હતી ?"

"તમને મઝા પડી હોય કે નહિ તે તો હું જાણતો નથી"—મદનપાલશેઠ તરડાઇને બોલ્યો—"પણ મારો તો તે દહાડે બધો તાલ ચુથાઈ ગયો."

"હા, હા, એક વાતે જરા કસર પડી ખરી. મેં તો સાળા ભટને સાફ કહી રાખ્યું હતું, કે જોજે ભજીઆંના ઘાણની ઉતાવળ કરતો નહિ. અમે દુધપાક પુરી ખાવા શરૂ કરીએ પછી તેનો ઘાણ ઉતારજે. પણ એ હરામખોરે બેદરકારી કીધી ને બેવકુફે ટહાડો ને ટહાડો ઘાણ પીરસ્યો, તેથી ખાવાનો તાલ જોઇએ તેવો આવ્યો નહિ! એ વાત હજી પણ મને સાલ્યા કરે છે. પેલા ભઠીઆરાને મેં હમેશને માટે બરતરફ કરાવ્યો છે."

"મેં કહ્યું નહિ"—મદનપાલશેઠ હસીને બોલ્યો—"કે આપ સાહેબની વાતનું આદિ અંત બધું ખાવામાં અને ખાવામાં! તે દહાડે દુધપાક પુરી હતાં કે કંઇ બીજું, અથવા તે દહાડે ભજીઆંનો ઘાણ ઉન્હો કે ટહાડો પીરસાયો તેનું મને તો ભાને નહોતું, ને હજીએ નથી. મને તો તેવી બાબત યાદ પણ રહે નહિ. હું તો એમ કહેવા જતો હતો કે તમારૂં મ્હોડું નહિ છંડાય માટે માણમાણ હું ઉજાણીમાં આવ્યો. પણ તેથી કરીને મારાથી પંજાબના કોઇ રાવબહાદુરને સ્ટેશનપર લેવાને જવાયું નહિ. બીજે દહાડે છાપામાં જોયું તો સ્ટેશનપર લેવા ગયલાનાં નામો લખેલાં હતાં! મને જો એવી ખબર અગાડીથી હોત તો જરૂર હું તમારી ઉજાણીમાં આવત નહિ. આ તો મારા મનમાં કે એવા ઘણાએ રાવબહાદુરો છે. એવાને લેવા જનારનાં નામ તે ક્યાં છાપાંમાં આવનાર છે. તેથી કરીને તમારો અતિશય આગ્રહ જોઇને હું ઉજાણીમાં આવ્યો ને પરિણામે મારૂં નામ છાપાંમાં આવ્યું નહિ. એટલે તમે સાહેબ કહો છો તેમ મારો તો દુધપાક પુરી અને ભજીઆંનો ઘાણ અવળો નીકળ્યો!"

"છાપાંમાં નામ નહિ આવ્યું તો તમારી કીર્તિ શું ઓછી થઇ, કે તમે આટલા બધા નાખુશ હજી પણ થાઓ છો. સાહેબ જરા વિચાર કરો, દુધપાક પુરી ખાધાં તે તો પેટમાં પડ્યાં. છાપાંમાં નામ આવત તેથી કંઇ પેટમાં પડત કે? વળી જુઓ, આપણામાં કહેવત છે કે "પાઘડી વેચીને પણ ઘી ખાવું" કોઇને તમે એમ કહેતાં સાંભળ્યો છે કે પાઘડી વેચીને છાપાંમાં નામ કહાડવું?"

"કારણ કે અસલના વારામાં છાપાં નહોતાં"—મદનપાલશેઠે કહ્યું—"જો છાપાંઓ હોત તો તમારી કહેવત ક્યારનીએ સુઇ ગઇ હોત, અને તેને બદલે જરૂર એવી કહેવત નિકળત, કે પાઘડી વેચીને પણ છાપાંમાં નામ કહાડવું. પણ આ બાબતસર આપણે ઘણીવાર તકરાર કરી ચુકયા છઇએ અને કોઇ વાર એક મત થયા નથી, એટલે હું રકઝક કરતો નથી. મારે કોર્ટમાં જવાનો વખત પણ ક્યારનો થઇ ચુકયો છે, ને હજી મારે તમને આ ધુમાડા મંડળીને અંગે એક બાબતસર પુછવાનું બાકી છે."

## પ્રકરણ ૩૫ મું

## ધુમાડો, ઉજાણી અને ડીવીડન્ડ ભેગાં થાય છે

આ સઘળો વખત મદનપાલશેઠ કોટમાં જવાની તૈયારી કર્યા કરતો હતો. હુકમ પ્રમાણે હમાલે આવી નવી ચલેમ ભરી હુક્કાપર મેલી; તેમાંથી અનંગપાલશેઠ સુરરર-સુરરર-હુક્કાના દમ માર્યા કરતો હતો. વચમાં વચમાં વાતનો તાલ આવવાથી હુક્કો પડતો મેલી, ખુરશીપરથી બેઠો થઇ, હાવ-ભાવ કરતો, પોતાના વિચાર મદનપાલશેઠ આગળ દર્શાવતો હતો. હમાલ શેઠને લુગડાં પેહેરાવતો હતો. શેઠનું ધ્યાન અનંગપાલશેઠના કહેવાપર કોઇ કોઇ વાર એટલું તો લાગી જતું, કે લુગડાં પહેરવાનાં છે એ વાત એક કોરે પડી જતી. અને હમાલને હાથમાં મોજાં, કે બંધ, કે વાસકુટ લઇને પુતળાની માફક શેઠ સામે ખડું થઇ રહેવું પડતું! અનંગપાલની વાત સાંભળી એ તો દંગ થઇ ગયો. એને દલગીરી લાગી કે આવી સહેલી યુક્તિ પોતાને કેમ નહિ સુજ પડી. માણમાણ હમાલ શેઠને લુગડાં પહેરાવી રહ્યો અને મદનપાલશેઠે કેશવલાલ સંબંધે અનંગપાલને પુછવા માંડ્યું.—

"વારૂ અનંગપાલ, તમે કેશવલાલને ઓળખો છો? તમારે ને એને દોસ્દારી છે."

"હા—હા—કેશવલાલને હું સારી પેઠે ઓળખું છું, પણ મારે ને એને દોસ્દારી છે નહિ; જો કે એક લેખે મારે ને એને દોસ્દાર કરતાં પણ ગાઢો સંબંધ છે એમ કહીએ તો ચાલે. તમારે પુછવાનું શું કારણ?"

"તે હું તમને પછી કહીશ. પણ જ્યારે તમારે ને એને ગાઢો સંબંધ છે તો મને કહો કે કેશવલાલની ચાલચલણ લોકમાં કેવી અંકાય છે?"

"પહેલા નંબરની, મારા સાહેબ, પહેલા નંબરની." અનંગપાલ ખુરશી પરથી ઉભો થતો બોલ્યો—"ખાસ કાપી (નકલ) કરવા જેવી! અહો, કેશવલાલનાં વખાણ હું તમારી આગળ કેમ, કેવી રીતે અને કેટલાં કરૂં." એમ બોલતાં અનંગપાલ પાછો ખીલ્યો—" ભાઇ, કેશવલાલ તે કેશવલાલ છે. તેની જોડી સો કે હજારમાં જડે એવી નથી. લાખમાં જડે તો જડે. માણસ બધી વાતે હોંશીઆર, ચંચળ અને ઉદ્યમી છે. તેની સાથે વળી તે અતિશે મીલનસાર છે. તેના સારા ગુણોની ખાતરીમાં એટલું કહેવું બસ થશે કે તેની અને મારી બૈરીને બહેન કરતાં પણ વધારે બહેનપણાં છે. તમે મારા ઘરની રીતભાત, સ્વચ્છતા અને મોભાનાં ઘણીએ વાર મારી આગળ વખાણ કીધાં છે. તમારે ત્યાં પણ અંદર-ઘરમાં-એટલો સુધારો નથી. પણ ભાઇસાહેબ, તમે જાણો છો કે મારી સ્ત્રી એટલી બધી પાવરધી કેમ થઇ? ગુલાબને અને એને બહેનપણાં છે; કારણ કે બંને એક

ગામનાં છે. મારી સ્ત્રી ભણી ગણી તે ગુલાબની ખંતને લીધે. એ ગુલાબને મ્હોડેથી, મારી સ્ત્રીએ પ્રસંગાનુસાર કેશવલાલ સંબંધે કહેલું, તે મારા સાંભળવામાં ઘણીવાર આવ્યું છે. કેશવલાલની હકીકત બીજી રીતે પણ લોકના કહેવાથી મારા જાણવામાં આવી છે. સર્વ રીતે તેની વર્તણુકનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં સમજવાં. શું તેનું ખંતીપણું! પરણ્યો તે પછી એક વરસે મેટ્રીક્યુલેશનમાં જવાનો હતો, પણ તેનો કાકો પોતાની સ્ત્રી અને દીકરા દુલારામના કહેવાથી દુલી ગયો. તેને પોતાના ઘરમાંથી કહડાવી મુકયો. એક ફુટી બદામે આપી નહિ! બીચારા કેશવલાલને માથે બહુ વિપત્તિ આવી પડી, પણ પોતે સમજુ ને ઉદ્યમી અને ગુલાબ ભલી સ્ત્રી, કે તેઓ જેમ તેમ કરી ઘરનું ગાડું ચલાવવા લાગ્યાં. બીજે વરસે તે મેટ્રીક્યુલેશનમાં પાસ થયો. કાલેજમાં જવાને પૈસા નહિ તેથી એક વરસ ભણે ને એક વરસ ભણાવે, એમ કરતાં કરતાં આજ વરસે પહેલે નંબરે તે **બી. એ.** થયો ને ઇનામો મેળવ્યાં. આપણા વાણીઆ ભાઇમાં કોઇ બીજાએ એવું ખંતીપણું બતાવ્યું છે? તેની સાથે તેનામાં અહંકાર કે ગર્વ નથી. બધાની જોડે હળી જાય છે. આપણા વાણીઆદાસો થોડું થોડું ભણી, કેટલા ચકરમ થઈ ગયા છે તે વાત તમારી જાણ બહાર નહિ હોય. વધારે તો શું, તે જ કેશવલાલના કાકાનો દીકરો નવલશા, જુઓની વાંદરા જેવી નકલ કરતાં શીખ્યો છે, બાકી આવડત તો એક અડધીનીએ નથી. વળી ખુબીની વાત કે કેશવલાલને તેના કાકાએ કહાડી મુકયો અને તેની કાકી ગૌરી, બીચારી ગુલાબને સાસુનો ઓરીઓ વીતાડતી ને પુરૂં ખાવાએ દેતી નહિ, છતાં તે એમાંથી કોઇને ચંદ્રદાસના ઘરનું વાંકું બોલતાં અમે સાંભળ્યાં નથી. તમે નથુશેઠને તો ઓળખો છો. જો કેશવલાલના હાથ નીચે એ થોડાં વરસ વધારે રહ્યો હોત તો જરૂર સુધરી જાત. પણ મમતારામ કરીને કોઈ નથુશેઠને ત્યાં ઘુસ્યો છે. નથુશેઠ હાલ દેવાદાર થઈ ગયા છે, અને હા–મેં સાંભળ્યું છે કે તમે અને ધનપાલશેઠે મળી, એને પચાસ હજાર ધીર્યા છે. નથુશેઠને ત્યાં હજી તે રોજ જાય આવે તો તેને પગાર મળે એમ છે, પણ એને મમતારામની ભંભેરણીથી વંઠી ગયલો જોઈ કેશવલાલે પોતાના પગારની દરકાર ન કરતાં, નથુશેઠને ત્યાં જવું આવવું લગભગ બંધ કીધું છે. કોઈ બીજો હોય તો એવો પગાર મુકી દે? પણ ના, કેશવલાલની લાયકાત તો જુદી જ છે!"

"ત્યારે લોકમાં તો એમ કહેવાય છે કે નથુશેઠ બગડી ગયો અને મારવાડીઓનો દેવાદાર થઈ ગયો, તેમાં મમતારામ અને કેશવલાલની એક સંતલસ છે તેનું કેમ?" મદનપાલશેઠે પુછ્યું.

"એ વાત ખોટી છે"–અનંગપાલ કેશવલાલની બાંય ધરતો બોલી ઉઠ્યો–

"એ બધાં કારસ્તાન પેલા સાળા મમતારામનાં છે. એ વાત તો બહુ લાંબી છે, પણ એનો હું તમને ટુંકામાં રદીઓ આપું છું. તમે ને ધનપાલશેઠે નથુશેઠને રૂપીઆ ધીર્યા, તે કામ કોની મારફતે થયું, તેનો જ વિચાર કરોની? એ બાબતસર કેશવલાલનું નામ તમારા સાંભળવામાં આવ્યું હતું?"

"ના, મને તો મારી આપીસમાં મમતારામ એક વાર મળી ગયો. મને કહે કે મારી ધુમાડા મંડળીમાં નથુશેઠ પાંચસો રૂપીઆ ભરે છે માટે નથુશેઠનું નામ મેનેજીંગ કમીટીમાં દાખલ કરો. એટલે નથુશેઠને રૂપીઆ ધીરવાને મારી ખુશી મેં મમતારામને દેખાડી. વળી મેં તે પછી ધનપાલશેઠ પાસથી મારી ધુમાડા મંડળીમાં કંઈ ભરાવવાની જીદ છોડી દીધી, પણ વસ્તુતઃ એ રૂપીઆ ધીરવાનું કામ ધનપાલશેઠ મારફતે બહારોબહાર થયું છે. મને તો ઝાઝી ખબર નથી. મેં તો મારી ધુમાડા મંડળીનું હિત વિચાર્યું છે."

"એમ કે"–અનંગપાલે કહ્યું–"આ તો સબ સબકી સમાલીઓ, એવી વાત થઈ જણાય છે. નથુશેઠ પાસે ઘણી ઘણી મીલોના શેરો છે માટે એનો વેટ કામનો થઈ પડશે, અને વળી બે ટકાનું વ્યાજ અને કમીશન મળે છે માટે ધનપાલશેઠ લોભાયા જણાય છે. આપ સાહેબ તો ધુમાડા મંડળીમાં પાંચસો રૂપીઆ ભરાયા તેથી લોભાયા જણાઓ છો. બાકી મને પણ વિચાર તો આવ્યો ખરો કે મદનપાલશેઠને વળી વ્યાજનો લોભ ક્યાંથી થયો!"

"વ્યાજ બ્યાજની વાત આપણે ઝાઝી જાણીએ નહિ. એ તો ધનપાલશેઠને સોંપ્યું. પણ ત્યારે હું એને કેશવલાલ સંબંધે પુછી જોઇશ."

"હા પુછજોની, પણ તમે મને કહો તો ખરા કે તમારે કેશવલાલ સંબંધે પુછવાની શું જરૂર પડી છે?"

"હું ઘણી ઘણી મંડળીઓમાં જોડાયલો હોવાથી"–મદનપાલશેઠ ભારમાં અને દમામમાં બોલવા લાગ્યો–"અને ધુમાડા મંડળીને આગળ પાડવાનું કામ, મારા ધારવા કરતાં વધારે મહેનત ભરેલું જણાયાથી, મારે એક સેક્રેટરી રાખવાની જરૂર છે, તે સારૂ મેં જાહેરખબરો છપાવી ઉમેદવારોની અરજીઓ માગી હતી, તેમાં કેશવલાલની પણ અરજી આવેલી છે માટે પુછું છું."

"હા, હા. જો તમારે સેક્રેટરી જોઇતો હોય તો તમે જરૂર તેનેજ રાખો. તમને બધી વાતે તે કામનો થઇ પડશે. વળી તેને કવિતા જોડતાં આવડે છે એટલે નવા નવા બુટ્ટાઓ અને તદબીરો તેને આબાદ જડી આવશે, ને તમારી ધુમાડા મંડળીનું કામ ધમધોકાર ચાલશે! અને રહો, આપણી ઉજાણીની મંડળીમાં પણ તે કામનો થઇ પડશે; કારણ કે કેટલાક દોસ્તદારો પંદર વીસ દિવસે વાલકેશ્વર ઉજા-

ણીએ ઉતરી પડે છે તેની દેખરેખ કેશવલાલજ રાખે છે. એમ તેને એ વાતનો પણ અનુભવ છે."

એટલામાં બંગલામાં કોઇની ગાડી આવતી સંભળાઇ. થોડીક વાર થઇ અને ધનપાલશેઠ ચાલતો ચાલતો, જ્યાં બંને શેઠીઆઓ બેઠા હતા ત્યાં આવ્યો.

"કેમ શેઠ, શું કરો છો"–ધનપાલશેઠે ઓરડામાં પગ મુકતાં અને મદનપાલશેઠને સલામ કરતાં પુછ્યું. એટલામાં અનંગપાલશેઠને એણે જોયો ને કહ્યું–"અને અનંગપાલશેઠ, તમે પણ અહીં આગળ છો કે? કેમ ખુશ તો ખરા? બહુ સારૂં થયું કે તમે પણ મને મળ્યા. મને એક ફેરો બચ્યો."

એમ બોલતો બોલતો ધનપાલશેઠ બંને શેઠીઆઓની પાસે આવી શેકહેન્ડ કરતો એક ખુરશી પર બેઠો. એનું બોલવું નહિ ગણકારતાં અનંગપાલશેઠે મદનપાલશેઠને કહ્યું કે આ તો મીઆ મહાદેવનો જોગ છે, માટે તમે કેશવલાલ સંબંધે જે પુછવું હોય તે પુછી લ્યો. મદનપાલશેઠે તેમ કીધું ને ધનપાલશેઠે જણાવ્યું કે મેં પણ લોકમાં એવો બુમાટો સાંભળ્યો હતો કે નથુશેઠને કેશવલાલે બગાડી મુકયો છે. પરન્તુ જ્યારથી મમતારામને જોયો, અને નથુશેઠને રૂપીઆ આપવાનું કામકાજ કરવાને મારી પાસે તે ઘણીવાર આવતો ત્યારથી મારી તો ખાત્રી થઇ છે, કે મમતારામજ જબરો હરામખોર છે. લોકમાં કેશવલાલ સારૂ જે ખોટો વિચાર ચાલ્યો છે તે પણ મમતારામેજ ઉડાવ્યો છે. નથુશેઠ સાવ મમતારામનો કહ્યાગરો થઇ ગયો છે. મારો અંગ્રેજી કલાર્ક વિહારીલાલ તે બધાને ઓળખે છે. મને તે એક દહાડો કહેતો હતો કે કેશવલાલને પોતાને ઘેર આવતો બંધ કરવાને નથુશેઠ તો તલપી રહ્યો છે. પણ મમતારામ પોતે એકલોજ નથુશેઠને ત્યાં જતો આવતો હોય, તો મોડો વહેલો વધારે ઉઘાડો પડી જાય, માટે કેશવલાલનો પગ પુરો બંધ કરાવવામાં પોતાનું હિત નથી એમ માનીને નથુશેઠને વારી રાખે છે. અને લોકમાં અને નથુશેઠને ત્યાં, એક તરફથી જસ મેળવતો જાય છે કે જુઓ, પોતે કેવો ભલો છે; ને બીજી તરફથી એમ ધારતો જાય છે કે કેશવલાલ હશે તો ઠીક છે. એને માથે ટોપલો હોરવો સહેલો થઇ પડશે. થોડાવાર વિચાર કરી ધનપાલશેઠ પાછો બોલ્યો–"સાળા લોકો અંગ્રેજી ભણી ભણીને પહોંચેલા થઇ ગયા છે! અથવા આપણા શાસ્ત્રમાં કહે છે તેમ, એ શું કલજુગનો મહિમા હશે કે બાપ દીકરાને ચોર બનાવશે!!" પણ આજે તમે કેશવલાલ માટે શા સારૂ પુછો છો? મમતારામ કહેતો હતો કે હજી નથુશેઠને બીજા રૂપીઆ પચાસ હજાર જોઇએ છઇએ. મારે હમણાં એના હાથ નીચે કેટલુંક કામ લેવાનું છે તેથી મેં તો ગોળે મંકોડો વળગાડી રાખ્યો છે, પણ–"મદનપાલશેઠ તરફ ફરીને એ બોલ્યો–તમારે મમતા-

રામને ફરીથી મળવું હોય તો, તમે કહો ત્યારે તમારી પાસે એને મોકલું અને તમે તરત બધી વાત જાણી જશો."

**મદનપાલશેઠને** રૂપીઆ ધીરવાની કડાકુટમાં પાછું ઉતરવું ગમતું નહોતું. ધુમાડા મંડળીને ખીલાવવા સારૂ જ એને પ્રથમ રૂપીઆ ધીર્યા હતા. તો પણ આજે એને **ધનપાલશેઠ** આગળ **મમતારામને** ફરી મળવાની ખાએશ દેખાડી. એટલે **ધનપાલશેઠ** એનો બીજોજ અર્થ કરવા લાગ્યો ને મનમાં કહેવા લાગ્યો કે **મદનપાલશેઠને** વ્યાજનો લોભ લાગ્યો દેખાય છે. પોતે વિચાર કરવા લાગ્યો કે **નથુશેઠને** બે લાખ સુધી ધીર્યા હોય તો પણ કંઇ જોખમ નથી. વળી વ્યાજ અને વટાવ જોવા જેવો મળે છે, માટે બીજી વાર પણ, બંને જણા ભાગમાં રૂપીઆ ધીરે તો કેવું સારૂ!

**ધનપાલશેઠ** અને **અનંગપાલશેઠના** કહેવાથી, **કેશવલાલને** માટે **મદનપાલશેઠને** સારો વિચાર બેઠો. એની અરજી જાડા કાગળ ઉપર ઠરેલ અક્ષરે બહુ સફાઇથી લખેલી હતી, એટલે **મદનપાલશેઠે** ધાર્યું કે કામકાજમાં એ બહુ ખબરદાર હોવો જોઇએ, એકંદર વિચાર કરીને **કેશવલાલને** પણ બોલાવવાનો એણે વિચાર કીધો. તે પછી એને રાખવો કે નહિ તે વિષે નક્કી વિચાર કરવો વાજબી થઇ પડશે, એવા હેતુથી **મદનપાલશેઠે કેશવલાલની** અરજી પાછી કહાડી ને તેમાં **કેશવલાલને** પોતાને બંગલે બોલાવવા સંબંધીનો શેરો કીધો.

આજે **કોટમાં** જતાં રોજના કરતાં બહુ મોડું થઇ ગયું હતું, તેથી **મદનપાલશેઠ** હવે તૈયારી ને દોડધામ કરવા લાગ્યો; પણ **ધનપાલશેઠ** એને વારીને કહેવા લાગ્યો—

"સાહેબ, જરા થોભો. હું આજે ખાસ કારણસર આપને મળવા આવ્યો છું."

"હા, પણ"—**મદનપાલશેઠ** ગર્વ કરતો બોલ્યો—"મારો **કોટમાં** જવાનો વખત ક્યારનોએ થઇ ચુકયો છે. તમે જાણો છો કે હું નિત્યના વખત પ્રમાણે બધું કામકાજ કરૂં છું. ચાલોની, તમે મારી ગાડીમાં બેસજો ને આપણે સાથે વાત કરતા જઇશું."

"નારે ભાઇ, તે તો માફ કરો. તમારી જોડે ગાડીમાં બેસવું હોય તો જીવ ઘેર મુકીને આવવું જોઇએ. **વાલકેશ્વરનો** રસ્તો અને ઢોળાવ બીકટ હોવા છતાં તમે તો બે ઘોડાની ગાડી આંખ મીચીને હાંકયા જાઓ છો. હું જેટલીવાર તમારી સાથે ગાડીમાં બેઠો છું, તેટલીવાર મારા તો હોંસકોસ ઉડી ગયા હશે કે ઓ દબાયા, ઓ કોઇને કચડી નાંખ્યો, કે ઓ ગાડી ભાંગી ગઇ!"

"અરે મારા સાહેબ"—**મદનપાલશેઠ** હસીને બોલ્યો—"તમે એટલા બધા શેના ડરી જાઓ છો! બે ઘોડાની ગાડી આંખ મીચીને આપણે હાથે હાંક્યા જવી, એ

તો આપણા જેવા શેઠીઆઓનો મુંબઇ શેહેરમાં ખાસ હક છે. બીજાઓ દંડથી ડરીને, બ્હી બ્હીને ગાડી હાંકે છે! જાણે કે તેઓ કોચમીન હોયની! પણ એમ બ્હીવાનું કારણ શું? કોઇવાર કોઇનો હાથ પગ કચડાયો, કે કોઇની ગાડી ભાંગી નાંખી, તો તરત તેને થોડા ઘણા રૂપીઆ આપી તેનું મન મનાવવું; પછી બ્હીવાનું શું કારણ?"

"તે તો સાહેબ તમે જાણો"–અનંગપાલશેઠે કહ્યું–"પણ કાદવમાં હાથ બોળીને ધોવા, તેના કરતાં બોળવાજ નહિ તે હું તો વધારે પસંદ કરૂં છું."

"અને એમ રૂપીઆ નકામા ઉડાડી દેવા, તેના કરતાં ધીમે ધીમે ગાડી હાંકવી એ વધારે સારૂં"–ધનપાલશેઠે કહ્યું–"પણ સો વાતની એક વાત, કે આપણે હાથે ગાડી હાંકવાનું કામ શું? કોચમીન બેસી રહે ને આપણે હાથે ગાડી હાંકીએ તે કંઇ ઠીક દેખાય?"

"આપણે શેઠીઆ રહ્યા તે હાથે ગાડી નહિ દોડાવીએ, તો લોકો કેમ જાણે કે આપણે શેઠીઆ છઇએ. પણ ચાલો, ચાલો, આજે હું કડફીન ધીમે ધીમે હાંકીશ, કે તમારી વાત મારાથી નીરાંતે સંભળાય–પછી કંઇ છે?"

"ના સાહેબ, ના"–ધનપાલશેઠે જવાબ આપ્યો—"એ તો એક વાર તમારા હાથમાં લગામ અને ચાબુક આપ્યાં કે તમે કોઇના હાથમાં રહેતા નથી, અને ઘોડાને તમે તમારા હાથમાં રહેવા દેતા નથી, માટે માફ કરજો. વળી જે વાત મારે તમને જણાવવી છે તેજ વાત અનંગપાલશેઠને પણ જણાવવી છે. હવે આટલું મોડું થયું તો આટલું વધારે. હું તમને વધારે વાર નહિ રોકું."



## પ્રકરણ ૩૬ મું

### અલબેલી નગરીની અજબ ખુબી

વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો. (જુની કહેવત).

---

તમે વાત મારી નથી માનતા તો,
નથી માનતો હું તમારીજ વાતો;
ચહો ક્ષેમ તો તો કરો સંપ સારો,
સુધારો થશે, મિત્રતામાં વધારો. (નવીન કવિતા)

ધનપાલશેઠે સુમારે પંદરેક વર્ષ ઉપર, **ધી ડીવીડન્ડ પેઇંગ મીલ કંપની લીમીટેડ**, એવા નામની એક નવી મીલ કહાડી હતી. તે વખતમાં મુંબઇમાં

હાલના જેટલી મીલો નહોતી, તેથી કરીને શેરો ખરીદનારા બહુ અજાણ હતા. આર્ટીકલ્સ ઓફ એસોશીએશનમાં નવી મીલ કહાડનારા પોતાના લાભની જે જે સરતો નાંખતા તે બધી સરતો સાથે, પૈસાદાર લોકો કંઇપણ પુછપરછ કર્યા વગર, કે આગળ પાછળનો વિચાર કર્યા વગર, આંખો મીચીને શેરો ખરીદતા હતા. ધનપાલશેઠની મીલના સંબંધમાં પણ તેમ જ બન્યું હતું. એ શેઠ તેનો સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર તરીકે બહાર પડ્યો હતો. મીલો કહાડવામાં એની વિખ્યાતિ લોકમાં વિસ્તરેલી હોવાથી એને ઝાઝો શ્રમ પડ્યો નહોતો. તેમ પોતે વડાઇ ઘડાઇને એવા કામમાં પાવરધો થયલો હોવાથી, બજારમાં ખોટા સોદાઓ કરી કરાવીને, જોતજોતાંમાં એ મીલના શેરોનો ભાવ રૂપીઆ બસો એણે વધારે બોલાવ્યો. એટલે સટ્ટાખોરો ગાડરીઆ પ્રવાહની પેઠે, આંખ મીચીને શેરો ખરીદવા લાગ્યા. તેઓએ જોયું નહિ કે આર્ટીકલ્સમાં કેવી કપરી સરતો છે! તમામ નફામાં, નફા વગર પણ, સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર તરીકે ધનપાલશેઠનો ગણેશ ભાગ તો તેઓને કપાળે ચોંટી ચુકયો હતો!!! વિલાયતથી મીલનું સાંચાકામ પોતાના આડતીઆ મારફત મગાવ્યું, તેમાં ચાળીશ ટકાનું જે કમીશન મળ્યું, તેના ખાસા બે લાખ રૂપીઆ ધનપાલશેઠ પોતે જ ઓહીઆં કરી ગયો! પરેલ આગળ પોતે જે જમીન ચાર પાઇએ વારના ભાવે ખરીદ કરી હતી તે, આર્ટીકલ્સમાં ચાર આનાને ભાવે કંપનીને વેચાણ આપી; તેમાં પોતાને ચોખ્ખો પોણો લાખનો નફો મળ્યો. વળી હજી બધા શેરો ભરાઇ ચુકયા નહોતા એટલામાં જ, પોતાના નામને લીધે, અને ભાવ વધારવાને એણે જે ખોટા સોદા અને તરકટો કીધાં તેને લીધે, અસલ કીંમત કરતાં શેરનો ભાવ રૂપીઆ બસો વધારે બોલાયો. એટલે જે હજાર શેરો વગર ભરાયલા હજી તો પડેલા હતા તે, ધનપાલશેઠે પોતાને નામે ચહડાવી લીધા ને બજારમાં બસે રૂપીઆને નફે પાછા વેચ્યા. તેમાં પણ એ શેઠને ઠીક હાથ પડ્યો! બીજી પરચુરણ ધાપ પણ એ શેઠે લાખેક રૂપીઆની મારી! એમ હજી મીલનું શ્રીગણેશાય નમઃ તો થયું નથી, એટલામાં જ ધનપાલશેઠને તો ગણપતિના થયા. શેરહોલ્ડરો તો સાંચાકામ આવે, મીલ બંધાય, અને મીલનું કામ વાસ્તવિક રીતે શરૂ થાય, તે પછી એકાદ બે વર્ષને આખરે કંઇક ડીવીડન્ડ મેળવે તો તેઓનું નસીબ! પરંતુ ધનપાલશેઠ તો મીલના કીડા હોવાથી, અને ધનની છુટ હોવાથી, હજી તો બધી વાત કોરે કાગળીએ ચાલતી હતી એટલામાં જ, પાંચથી છ લાખનો નફો ચોખ્ખો કરીને બેઠો! શેરહોલ્ડરો તો કમાય ત્યારની વાત ત્યારે!

એ વખતના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે આર્ટીકલ્સમાં એક એવી સરત નાંખી હતી, કે નવી મીલ કાપડ બનાવવા સારૂ જેટલું સુતર કહાડે, તે ઉપર રતલે

બે પાઇ પ્રમાણે ધનપાલશેઠને, સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર તરીકે, કમીશન અથવા હકસાઈ આપવી. પોતાનું નાણું રોકાય તેના બાર આના વ્યાજ, અને વટાવ મળવા વગેરેની સર્વે સરતો એવી એવી ગોઠવી દીધી હતી કે ધનપાલશેઠને તો રોજનાં ઘી કેળાં થવા લાગ્યાં. એ સઘળું શેરહોલ્ડરોએ તરત જોયું નહિ. તેથી પરિણામ એ આવ્યું કે એક વર્ષ ગયું, બે વર્ષ ગયાં, પણ ડીવીડન્ડનું તો નામ તેઓને મળ્યું નહિ. દર વર્ષ લાખો રતલ સુતર અને કાપડ નીસરે, વળી સાંચાકામ પણ છેલ્લા સુધારા ને વધારા સાથે દાખલ થયલું, એટલે કંપનીને લાખ દહોડ લાખનો નફો થાય ખરો; પણ ધનપાલશેઠને રતલે બે પાઈ હકસાઈ આપવામાં, આકરૂં વ્યાજ અને વટાવ આપવામાં બધું સ્વાહા થઈ જાય! થોડું ઘણું ફાજલ રહે તે, રીઝર્વ ખાતે અને શેરહોલ્ડરોને વ્યાજ ન આપે એવાં અનેક ખાતે ઘસડી જવામાં આવે! તેઓ સમજે કે આ વર્ષે નહિ તો આવતે વર્ષે જરૂર વ્યાજ મળશે. એમ આશાએ અને આશાએ દહાડા જવા લાગ્યા; અને પાંચ વર્ષ સાત વર્ષ મીલ સ્થપાયાને થયા છતાં, વ્યાજની એક ફુટી બદામે તેઓએ નજરે દીઠી નહિ. તેઓ ગભરાયા અને કેટલાકોએ કંપનીની એક અસાધારણ સભા બોલાવી. ધનપાલશેઠે તેઓની છાતીએ હાથ મુકી ટહાડા પાડ્યા! મીલ વ્યાજ આપે એવી વ્યવસ્થા કરવા સારૂ એક **સબ કમીટી** નીમાઈ. તેણે તપાસ કરી અભિપ્રાય આપ્યો કે કેટલુંક નવું સાંચાકામ દાખલ થાય તો મીલની પેદાસ વધે. કમીટીની એવી એવી ભલામણો, શેરહોલ્ડરની મીટીંગે, ડીવીડન્ડની લહાયમાં બહાલ રાખી! વળી શેરોનાં બચ્ચાં કહાડ્યાં. વિલાયતથી થોડું વધારે સાંચાકામ ધનપાલશેઠ મારફતે ખરીદ કરાવ્યું! અને કંપનીને સારૂ થોડી વધારે જમીન, એ શેઠની પાસથી મ્હોં માગી કીંમત આપી ખરીદ કીધી! ધનપાલશેઠને તો પાછી શુક્રની દશા બેઠી! આગળના કરતાં જો કે ઓછા પ્રમાણમાં, તોપણ ચોતરફથી એ જ મીલને હીસાબે, એ શેઠને પાછો હાથ પડવા લાગ્યો! મીલને નફો વધ્યો પણ કમીશન વગેરેમાં બધું સ્વાહા!!! શેરહોલ્ડરોને થોડોવાર કંઇક ધીરજ આવી. બે ચાર વર્ષ પાછાં ગયાં ને વ્યાજ સારૂ તો તેઓ મ્હોં વકાસી બેસી જ રહ્યા! હવે શેરનો ભાવ બજારમાં દિન પ્રતિદિન ગળવા લાગ્યો. ધનપાલશેઠે જોયું કે એ મીલ કોઇ દિવસ વ્યાજ આપવાની જ નથી. રતલે બે પાઇ પ્રમાણે પોતાને મીલનું કમીશન અને બીજી બાબતો તો શેરહોલ્ડરોને કપાળે ચોંટી ચુકી છે. એટલે એણે લાગ જોઈ, માત્ર નામને ખાતર સો શેરો રાખી, પોતાના તમામ શેરો વેચી નાંખ્યા! શેરોના ભાવ પુરા રામશરણ થઈ ગયા! લોકમાં એ મીલની આસ્થા જ ઉઠી ગઈ. માણમાણ ધનપાલશેઠે બે વર્ષ કહાડ્યાં. મીલને આજે પંદરમું વર્ષ ચાલતું હતું અને શેરહોલ્ડરો હવે છેક પાકી

ગયા હતા. પંદર વર્ષનાં વહાણાં વાયાં, પણ વ્યાજની એક અડધી પણ તેઓના હાથમાં આવી નહિ. તેઓ છેક કાયર થઇ ગયા. આસપાસ નજર કરી, તો તેઓને જણાયું કે ચોખ્ખે નફે કમીશન અપાય લેવાય છે અને એમ કરવું એક લેખે વાજબીએ ગણાય પરન્તુ આ તો નફો હોય કે નહિ, છતાં રતલે બે પાઇ હકસાઇની આપવી એ તો દેખીતું જ ખોટું હતું. તેમાંથી બચે શું કે તેઓ પામે! માટે તેઓએ બહુ લાચારીએ એક સંપ થઇને એવો ઠરાવ કીધો, કે કાં તો મીલને લીકવીડેશનમાં લઇ જવી, કે કાં તો આર્ટીકલ્સમાં એવો ફેરફાર કરાવવો, કે સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજરને માત્ર ચોખ્ખા નફા પર એક રતલે એક પાઇ કમીશન મળે.

પ્રથમ તેઓએ ધનપાલશેઠને નરમાસથી સમજાવવાને બહુ મહેનત કરી. પણ એ શેઠે જરાકે કોઠું આપ્યું નહિ, ત્યારે તેઓ દમ ભરાવવા લાગ્યા કે અમે મીલને ખાખાવીખી કરી નાંખશું, ને ધનપાલશેઠને જે હકસાઇ મળે છે તે ધુળધાણી કરી નાંખશું; પણ ધનપાલશેઠ એવા સુક્કા દમથી શેહ ખાય એવો નહોતો. એ સારી પેઠે જાણતો હતો કે આર્ટીકલ્સમાં બીલાડું તાણી આપવાથી શેરહોલ્ડરોની ચોટલી એના હાથમાં આવી ગઇ હતી. એજ મીલની કમાંણીના ઘણા જુજ ભાગમાંથી હર પ્રકારે શામ, દામ ને ભેદ કરી શેરહોલ્ડરોને હંફાવવાનું એનામાં સામર્થ્ય હતું. શેરહોલ્ડરોમાં મૂળથી જ ઝાઝો સંપ નહોતો. પંદર વર્ષ સુધી વગર વ્યાજ ખાવે પડી રહીને તેઓમાં ચેતન નહોતું રહ્યું કે કોરટની દેવડીએ લડીને, અને ગાંઠના પૈસા વાવરીને, તેઓ ધનપાલશેઠની સામા થાય. એ તો ખરાબ પૈસા પાછળ સારા પૈસા વાવરી દેવા જેવું હતું. વળી ધનપાલશેઠને ધનની જબરી હુંફ હતી. એ કારણથી આજ સુધી તેઓ બીચારા ફફડી ચફડીને બેસી રહ્યા હતા. પરન્તુ હવે તેઓ છેક મરણીઆ થઇ ગયા, અને કાં તો આપણે વ્યાજ મળે, કે કાં તો ધનપાલશેઠની હકસાઇ લઇ લેવી એજ નિશ્ચય લઇને બેઠા; અને ઉપર પ્રમાણે, કાં તો મીલને લીકવીડેશનમાં લઇ જવી, કે કાં તો ચોખ્ખે નફે ધનપાલશેઠને હકસાઇ મળે, એવો ઠરાવ પસાર કરાવવાને સારૂ, મીલની એક અસાધારણ જાહેર સભા બોલાવવાનું વિજ્ઞાનપત્ર (**રેપવીઝીશન**) ધનપાલશેઠ ઉપર તેઓએ મોકલ્યું.

ધનપાલશેઠે જોયું કે સામી તરફ ગમે એટલા વધારે મતો થાય, તો પણ પોતાની મરજી વિરૂદ્ધ ચોખ્ખા નફા પર હકસાઇની લડતમાં શેરહોલ્ડરો બીલકુલ ફાવી શકવાના નથી. પણ આટલાં આટલાં વર્ષો થયાં કંપની બીલકુલ ડીવીડન્ડ આપતી નથી તે કારણથી, શેરહોલ્ડરો કંપનીને લીકવીડેશનમાં લઇ જવાની માંગણીમાં ફાવી જાય ખરા. એ પ્રપંચની સામે હવે ધનપાલશેઠ પોતાનું બુદ્ધિબળ અને પૈસાનું બળ અજમાવવા લાગ્યો. શેરહોલ્ડરોની માગણી બે પ્રકારની હતી, એટલે ચતુર ધનપા-

લશેઠ પામી ગયો કે પોતાનું હિત શું કરવામાં રહ્યું છે તે બીના શેરહોલ્ડરો નિશ્ચિત રીતિએ જાણતા નહોતા. એટલે એણે તેઓની એ દ્વિધા બુદ્ધિમાં વધારે ભેદ પડાવવાને સારુ અનેક અનેક યુક્તિ પ્રયુક્તિ રચી. પરિણામ એ આવ્યું કે મીટીંગ મળવાનો સમય પાસે આવતો ગયો, પણ શેરહોલ્ડરોએ નક્કીપણે જાણ્યું નહિ, કે આપણે તો અમુક વાતને જ વળગી રહેવું. જેઓની પાસે મ્હોટી સંખ્યામાં તે શેરો હતા, તેમાંના કેટલાકને હાઇકોરટના અનહદ ખરચની જબરી ધમકી ધનપાલશેઠે આપી. કેટલાકને બીજી અનેક રીતે હેરાન કરવાનું પોતાનું સામર્થ્ય બતાવીને ગભરાવી દીધા. થોડાકને મ્હોટી મ્હોટી લાલચો આપી પોતાના પક્ષના કરી લીધા. એ પ્રમાણે બાજી માંડવા છતાંએ ધનપાલશેઠના મનમાં વસવસો રહ્યો કે રખેને પોતે નહિ ફાવ્યો તો, વગર મ્હેનતે કંપનીને નામે લાખ પોણો લાખ રૂપીઆ જે મળે છે તે જતા રહેશે; તેથી સાવચેતીના ઉપાય તરીકે થોડી થોડી સંખ્યાના શેરહોલ્ડરોને પણ, અનેક રીતિએ પોતાના પક્ષમાં લેવાનો ઉદ્યમ એણે આદર્યો. કટાકટીનો વખત આવ્યો જાણી, કેટલાક શેરહોલ્ડરોના સગાને, પૈસાની દરકાર નહિ કરતાં, સારે સારે પગારે એણે નોકરીએ રાખી લીધા. જેઓ બીજે ઠેકાણે નોકરીએ હતા, તેઓનો પગાર ભરભલામણથી અને વગસગથી વધરાવી આપ્યો. એમ સર્વને, જેમ જેથી દબાય તેમ તેથી દબાવીને, એક આખું સૈન્ય એણે પ્રતિપક્ષીની સામે ખડું કરી દીધું!

જેમ જેમ મીટીંગ મળવાનો દહાડો પાસે આવતો ગયો, તેમ તેમ ધનપાલશેઠ અને તેના માણસો ગામમાં ભીખ માગતા ફરવા લાગ્યા, કે ફલાણે દહાડે સભામાં જરૂર આવજો અને અમારી તરફ હાથ ઉંચા કરજો. નથુશેઠ તો એની તરફ મત આપે એમ હતુંજ. તે શેઠને મીટીંગમાં લઇ આવવાનું ધનપાલશેઠે મમતારામને ખાસ કરીને કહી રાખ્યું હતું. મમતારામે તે ઉપરથી નથુશેઠને હાથ ઉંચા કરવાની તાલીમ આપી દીધી હતી. અનંગપાલશેઠ અને મદનપાલશેઠ તો એના મિત્રજ હતા, એટલે એ બંને તો એની તરફમાં રહે તેમજ હતું. તથાપિ ચીઠ્ઠી લખીને પોતાનો ઇરાદો જણાવવા કરતાં તેઓને જાતે મળવાનું ધનપાલશેઠે યોગ્ય ધાર્યું. મદનપાલશેઠને એ પ્રથમ મળવા આવ્યો. અનંગપાલશેઠને ત્યાં બેઠેલો જોઇને એ હરખાયો કે ચાલો, એક પંથ ને દો કાજ થયાં.

મદનપાલશેઠ અને અનંગપાલશેઠ જાણતા હતા કે શેરહોલ્ડરોએ એકસંપ કરીને વિજ્ઞાપનપત્ર ધનપાલશેઠ ઉપર મોકલ્યું હતું. વળી તેઓની જાણમાં હતું કે એ વિજ્ઞાપનપત્રથી જે મીટીંગ મળવાની હતી, તેમાં શેરહોલ્ડરો ફાવે નહિ તેટલા માટે, કેટલોક વખત થયો ધનપાલશેઠ આઇપીને તદબીરો રચ્યો જતો હતો. હવે વાત

કેટલી મીજાન ઉપર આવી છે તે સઘળી બાતમી આપીને, ધનપાલશેઠે તેઓને ચેતવણી આપી કે ચોથે દહાડે ત્રણ વાગે પોતાની આફીસમાં જે જનરલ મીટીંગ મળવાની હતી તેમાં જરૂર આવવું.

"જુઓની સાહેબ"—ધનપાલશેઠ બોલ્યો–"એ મીલનું મને ઘણું સારૂં કમીશન મળે છે, અને બીજી રીતે પણ એ મીલને લીધે મારો હાથ ઠીક પડે છે. તે કેટલાક અદેખાઓને ગમતું નથી. પણ તેમાં મારી કસુર શું કે હવે તેઓ મારૂં કમીશન બંધ કરે? અમે અને શેરહોલ્ડરોએ નફો મેળવવાને આંબારૂપી વૃક્ષ વાવ્યાં. મારાં ફળો મીઠાં નીવડ્યાં ને તેઓના આંબા ખાટા રહ્યા છે તેમાં હું શું કરૂં? પોતાને પાલવતી વાત નહોતી, તો આર્ટીકલ્સમાં સહી શું કામ કીધી? હું કંઇ થોડો તેઓને ઘેર ચોખા મુકવા ગયો હતો.

"હા હા, ધનપાલશેઠ"–અનંગપાલશેઠ બોલ્યો–"એ તો આપનું કહેવું વાજબી છે; પણ તે દહાડે, આજે જેમ તમારી તરફ મત એકઠા કરવાને ઘેર ઘેર ભીખ માગો છો, તેમજ તમે અને તમારા માણસો પણ, શેરો ખરીદવાને લલચાવવા સારૂ ભટકયા કરતા હતા."

"તેમ તો કરવું જ જોઇએ, તે પાખી નવી મીલ કેમ ઉભી થાય? પણ અમે કંઇ થોડાક તેઓને મારી કુટીને મુસલમાન કીધા હતા? શેરો ખરીદવા કે નહિ, એ તો રાજીખુશીનો સોદો હતો કેની?"

"રાજીખુશીનો તો સોદો ખરો"–મદનપાલશેઠ બોલ્યો–"પણ એ બીચારા શેરહોલ્ડરોને પંદર વર્ષ થયાં કંઇ ડીવીડન્ડનું નામ મળતું નથી, માટે હવે થોડાંક વર્ષ કમીશન નહોતું મળ્યું એમ માની, તમે માહોમાંહે સમજુતી કરો તો કેવું સારૂં? હું કંઇ તમારી વિરૂદ્ધ પક્ષનો નથી; પણ આ તો અંદરખાનેથી તમને કહું છું. બાકી મીટીંગમાં હું તમારાજ પક્ષમાં રહીશ."

"હા શેઠ"—ધનપાલશેઠ બોલ્યો—"આપનું કહેવું વાજબી છે. પણ તમે જાણો છો, એ તો સબ સબકી સમાલીઓ એવી વાત છે. આર્ટીકલ્સમાં તેઓ બંધાઇ ગયા છે, તો હવે હાલના જમાનામાં એવું કોણ ધર્મનું ઢીંગલું હોય કે આવી મ્હોટી રકમનું કમીશન વગર લેવેદેવે છોડી દે? લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મ્હોં ધોવા કોણ જાય?"

"અરે હા,"—અનંગપાલ બોલ્યો—"સબ સબકી સમાલીઓ, એવોજ આ જમાનો આવ્યો છે. વધારે તો શું, આપણો જ દાખલો લ્યોની? આ મદનપાલશેઠ ખીતાબો મેળવવાને માટે અને દેશ કલ્યાણને માટે ધુમાડા મંડળી, વગેરે અનેક મંડળીઓમાં મચ્યા રહે છે. તમે ધનપાલશેઠ, ખરેખર તો કમીશન ઓહીઆં

કરવાને માટે, મીલના લાભોની મ્હોટી મ્હોટી વાતો કરો છો. ત્યારે હવે મારો વિચાર કંઈ વ્યાજ કમાવવાનો કે કીર્તિ મેળવવાનો નથી. માત્ર સારૂં સારૂં ખાઈ પીને બે ઘડી આનંદમાં કહાડવાનો છે. માટે હવે સબ સબકી સમાલીઓ એમ છે તો, જ્યાંસુધી તમે એવી ઉજાણી મંડળી નહિ કહાડો, અને આવતે રવિવારે ઉજાણીમાં નહિ આવો, ત્યાંસુધી આ તમારી ધુમાડા મંડળીમાં પણ હું ભાગ લેવાનો નથી; તેમજ"—ધનપાલશેઠ તરફ ફરીને—"તમારી મીટીંગમાં પણ હાજર થવાનો નથી."

"આ જુઓની"—ધનપાલશેઠ મદનપાલશેઠને કહેવા લાગ્યો—"આપણા કામકાજમાં તો ઘડીકની પુરસદ નથી ને આ શેઠ ઉજાણીની વાત કહાડે છે!"

"એ તો સાહેબ"—અનંગપાલ બોલી ઉઠ્યો—"સબ સબકી સમાલીઓ."

"અને હજી ઉજાણી મંડળી"—મદનપાલશેઠે કહ્યું—"બની છેજ ક્યાં કે ઉજાણીએ જવાય."

"અરે મારા સાહેબ"—અનંગપાલે જવાબ આપ્યો—"એમાં બનવાનું છેજ શું? એ તો 'બની બનાઈ બન રહી, અબ ક્યા બનનેકી.' આપણે આ રવિવારે ઉજાણીએ ઉતરી પડો કે મંડળી એની મેળેજ બની જાણજો!"

"ભાઈ, પણ અમને પુરસદ નથી." બંને બોલી ઉઠ્યા.

"ત્યારે સાહેબ, આપણે રામ રામ"—અનંગપાલશેઠ જોસ્સામાં બોલ્યો—"તમે અમારી વાત નથી સ્વીકારતા તો અમે તમારી વાત નથી સ્વીકારવાના! બસ, પછી કંઈ છે?" એમ કહી અનંગપાલશેઠ ખોખું માથે મુકતો હોય એમ ચાળા કરવા લાગ્યો.

ધનપાલશેઠને ફાળ પડી! તે અનંગપાલને હાથેથી બેસાડીને કહેવા લાગ્યો—"અરે સાહેબ, આપણે ઉજાણીની વાત પછી કરીશું. તમે મારી મીટીંગમાં તો આવજો."

"નહિ ધનપાલશેઠ"—અનંગપાલ ભારમાં અને ભારમાં બોલ્યો—"હું હવે કોઈની વાત સાંભળવાનો નથી. આજે મારી પુરેપુરી આંખ ઉઘડી છે! સાળું ઉજાણીએ જવું ને સારૂં સારૂં ખાવું પીવું તેમાં તે આટલા બધા કાલાવાલા ને ખુશામત શેની જોઈએ? માલ મલીદા તો તમારા પેટમાં પડશે, ને તેમ છતાં તમે આટલું બધું માન શેના ખાઓ છો? જાઓ, મારા સાહેબ, તમારે તો ના પાડતાં શરમાવું જોઇતું હતું!"

"બેસો બેસો, અનંગપાલશેઠ"—મદનપાલશેઠ તેને ધીરો પાડતો બોલ્યો, "જરાક ટ્હાડા પડો, તમે શું કહો છો?"

"સાહેબ, હું એમ કહું છું કે તમે આવતે રવિવારે, અને હવે પછી દર રવિવારે ઉજાણીએ નહિ આવો તો, જો મારૂં નામ તમે પેલી ધુમાડાની કમીટીમાં નાંખ્યું હોય તો કહાડી નાંખજો. નહિ નાંખ્યું હોય, તો નાંખવાની તસ્દી લેતા નહિ. અને તમે સાહેબ"—ધનપાલશેઠ તરફ ફરીને—"આપની ધાંધલીઆ મીટીંગમાં મારા હાજર થવાની જરૂર ધારતા હો, તો આપણી હવેથી થનારી દર રવિવારની ઉજાણીમાં, તમારે આવવું એટલુંજ નહિ, પણ આ મદનપાલશેઠને પણ લઈ આવવા એવો તમે કોલ આપો. જો કે કોળીઆ ભરવાના તો તમને આવશે."

અહો મહામતિ! તારી બુદ્ધિને ધન્ય છે! મદનપાલશેઠને ધુમાડા મંડળી સ્થાપવામાં કેટલી કેટલી મહેનત અને ખરચ થયો હતો! ધનપાલશેઠને મીલ જમાવવામાં કેટલી મહેનત ખેંચવી પડી હતી! પણ રંગ છે અનંગપાલશેઠની ઉજાણી મંડળીને, અથવા રંગ છે તારી બુદ્ધિને, કે જેને અનુસરીને ચાલવાથી, અનંગપાલશેઠની 'ઉજાણી ખાઈ ખવાડી, તન મન ખીલાવી આર્યદેશની ઉન્નતિ કરનારી પેટા મંડળી,' જોતજોતાંમાં હસ્તીમાં આવી ગઈ! આવતા રવિવારથી એનું કામ ધમધોકાર ચાલુ પણ થઈ ચુકશે!!! જ્યારે મદનપાલશેઠની ધુમાડા મંડળી હજી તો કાગળપર ચીતરાયા કરતી હતી!

અનંગપાલશેઠ મહામતિની આપેલી શીખામણ પ્રમાણે બોલેબોલ ચાલ્યો. મહામતિએ બહુ સૂક્ષ્મ દૃષ્ટિ દોડાવી, ધનપાલશેઠ અને મદનપાલશેઠનાં બખતરોમાં કયો કયો ભાગ નાજુક હતો તે, અનંગપાલશેઠને બહુ સારી રીતે સમજાવી બતાવ્યો હતો. અને આવા સંજોગો આવે તો આમ હઠ પકડવી, કે આમ ઢીલી દોરી મુકવી એ બધી તાલીમ એને મળી ચુકી હતી. ઉજાણીની—સારૂં સારૂં ખાવાની—વાત હોવાથી એ સઘળી તાલીમ મહામતિ પાસથી અનંગપાલશેઠે બહુ હોંસથી અને ધ્યાન દઇને લીધી. મહામતિ પોતે પણ આશા ન રાખે એવી સારી રીતે એણે પોતાનો ભાગ ભજવી દેખાડ્યો! દૈવ અનુકૂળ હોવાથી ધનપાલશેઠની તોફાની મીટીંગ એને જબરૂં સાધનરૂપ થઈ પડી!

ધનપાલશેઠ ખરા ધર્મસંકટમાં આવી પડ્યો! અનંગપાલશેઠ જેવો મહોટી સંખ્યામાં શેરો રાખનારની ગેરહાજરીને લીધે, કદાચને મીટીંગમાં પોતે ન ફાવે તેની એને ફાળ પડી. પ્રતિપક્ષીઓ તેને પોતાના પક્ષનો કરી લે તો કમબખ્તીજ જાણવી! માટે સો વસા અનંગપાલશેઠને રાજી રાખવો તેમાંજ પોતાનું હિત છે, એવો નિશ્ચય એના મનમાં ઝટ બેસી ગયો. તેની માગણી કબુલ કરતાં અને તેને રાજી રાખતાં એ બોલ્યો—

"શાબાશ, અનંગપાલશેઠ શાબાશ, ભાઈ તમે ખુબ ભજાવી, હોં! મારી

પાસથી તમે કોલ લો તો તે એક લેખે વાજબી ગણાય, અને તે આપવાને હું જરાકે ના પાડતો નથી. પણ આ મદનપાલશેઠને સમજાવવાનું જોખમ તમે મારે માથે કયાં હોરી દ્યો છો? એ તે કંઈ વાજબી કહેવાય?"

"વાજબી બાજબીની વાત હું સમજું નહિ"—ધનપાલશેઠને પોતાની તરફ વળતો જોઈ એ શાંત થતો બોલ્યો—"એ તો ભાઈ, દાવે સોગટી મરાય. સો દહાડા સાસુના તે એક દહાડો વહુનોએ હોય. તમને આજે મારી ગરજ છે તો તમે આટલું કામ કરી આપો."

"પણ આ મદનપાલશેઠને તમે સમજાવજો. હું તો મારે માટે કબુલ થાઉં છું. પછી કંઈ છે! જાઓ એ શેઠ આવે કે નહિ આવે, પણ મારે તો દર રવિવારે તમારી ઉજાણી—આપણી ઉજાણી મંડળીની ઉજાણીમાં જરૂર આવવું, લ્યો આ કોલ!"

"તમારો મહોટો આભાર થયો"—અનંગપાલશેઠ હરખાતો અને ફુલાતો બોલ્યો—"પણ આ શેઠને પણ તમેજ સમજાવો ને હા પડાવો, પછી બીજી વાત. તમારી વ્યાજ મંડળી, આ શેઠની ધુમાડા મંડળી અને મારી ઉજાણી મંડળી એ ત્રણમાં, આપણે એક બીજાને તન મન અને ધનથી મદદ કરવી, એવો એક બીજાને આજે કોલ આપીને આપણે ઉઠવું. તમારી મીલોમાં કોલ ભરવા કરતાં, અને ધુમાડાનાં બાચકાં ભરવા કરતાં, આ કોલ તો લાખો દરજ્જે સારો છે."

ધનપાલશેઠે જોયું કે અનંગપાલશેઠ ઉજાણીની બાબતમાં જડસુ જેવો હોવાથી કોઇ પણ વાતે ડગનાર નથી. પોતાને પુરેપુરી ગરજ હતી, તેથી એ મદનપાલશેઠને સમજાવવા લાગ્યો. દર રવિવારે ઉજાણીએ જાય તો મદનપાલશેઠને ઘણી ઘણી રીતે અનેક કામોમાં અડચણ પડે. વળી એક મંડળી કહાડવા પહેલાં બીજી મંડળીની ભાંજગડમાં પડવું એ શેઠને જોખમ ભરેલું લાગ્યું તેથી, પહેલે વિચારે તો એણે ના કહેવી ધારી. અનંગપાલશેઠ ધુમાડા મંડળીમાં નહિ જોડાય તેની એને ઝાઝી દરકાર નહોતી. પણ અનંગપાલશેઠે એવી સારી યુક્તિ વાપરી કે ધનપાલશેઠને જોતજોતાંમાં પોતાના પક્ષનો કરી લીધો. એ બંનેને નાખુશ કરવા મદનપાલશેઠને પાલવે એમ નહોતું. બંનેમાંથી કોઈ ધુમાડા મંડળીની મેનેજીંગ કમીટીમાં નહિ હોય તે પણ વિચારવા જેવું થઈ પડે. વળી જાહેર ઉઘરાણામાં મદનપાલશેઠનું મ્હોડું ન છંડાય માટે ધનપાલશેઠ વખત બે વખત ઠીક રકમો ભરતો. તેને નાખુશ તે કેમ કરાય? મદનપાલશેઠે જોયું કે પોતાને પણ ધનપાલશેઠના સમજાવ્યાથી સમજવુંજ પડશે. અનંગપાલશેઠે એને સમજણ પાડી હતી કે ધુમાડા મંડળીના લાભો પ્રત્યક્ષ બતાવી આપવા સારૂં ઉજાણી મંડળી બહુ કામની થઈ પડશે. એ વાત એને હવે ગોઠવા લાગી. ધનપાલશેઠ પાસે થોડી

ઘણી ખેંચતાણ કરાવી, તેના પર આભાર કરતો હોય એમ ભાર મુકી, એણે પણ હા પાડી. તથાપિ એણે એટલી સરત કરાવી લીધી, કે કોઇ કોઇ વાર ઉજાણીમાં એની ગેરહાજરી થાય તો તે બંને મિત્રોએ ચલાવી લેવી. અનંગપાલશેઠે બીલકુલ આનાકાની વગર તે વાત સ્વીકારી.

"તમે કોઈ કોઈ વાર આવો કે નહિ આવો તેની સામે અમે વાંધો ઉઠાવીશું નહિ, પણ આટલું નક્કી કે તમારૂં નામ મેમ્બર તરીકે અને કમીટીમાં પણ દાખલ કરાવવું પડશે. તેમાં તમારે ના હા કરવી નહિ."

એ પ્રમાણે સઘળી વાતનો સર્વને મનપસંદ આવે એવો છેડો આવ્યો. આમનસામન કેટલોક ખુલાસો થયો તે એક બીજાએ કબુલ રાખ્યો. ઉજાણીના કામની દેખરેખ રાખવાનું બીડું અનંગપાલશેઠે ખુશીથી ઝડપ્યું. પોતાની નેમ આમ અનાયાસે પાર પડી તેથી એના હરખનો પાર રહ્યો નહિ, હરખમાં અને હરખમાં એ બોલી ઉઠ્યો—

"આ બધી વાત જાઓ, મને કબુલ છે. તમે બે જણા મને કોલ આપો. લ્યો, આ મારો હાથ, અને તમને જરૂર જણાય તેટલા મારી પાસથી કોલ લ્યો! હું આપવા તૈયાર છું. અને બોલો, આપણી ઉજાણી મંડળીની જે તમારી ધુમાડા મંડળીની પણ જે! અને ધનપાલશેઠની વ્યાજ મંડળીની પણ જે! પણ રંગ તો મારી ઉજાણી મંડળીને છે કે જેનો હું મુરબ્બી છું! તેની રક્ષા કરનારી દેવી કોણ છે તે તો તમે જાણી શકવાના નથી. પણ તેની મેનેજીંગ કમીટીમાં મુંબઇના બે પહેલા નંબરના શેઠીઆઓ છે! માટે ફરી આપણી ઉજાણી મંડળીની બોલો જે! અને આવતે રવિવારે દુધપાક પુરી અને ભજીઆં દે, દે, દે—જે! જે! જે!!!

એક નહાનો નિશાળીઓ નિશાળેથી છુટતાં જેટલો હરખાય, અને આવતી કાલથી થોડા દહાડાની રજા છે એ વિચારથી એના હરખમાં જેટલો વધારો થાય, અને તેથી તે જેમ નાચે અને કુદે, તેટલા હરખમાં આવી જઇને અનંગપાલશેઠ ઓરડામાં આમ તેમ કુદવા ને નાચવા લાગ્યો, અને વારા ફરતી ધુમાડા મંડળીની, વ્યાજ મંડળીની અને ઉજાણી મંડળીની ઘાંટા પાડી પાડી જે બોલવા લાગ્યો. દુધપાકપુરીનું નામ લેતાં તો એ ગાંડા જેવો બની ગયો અને બકરાની પેઠે આરડતો એ વધારે કુદવા લાગ્યો!

એના આવા ચાળા અને ચેષ્ટા મદનપાલશેઠને બીલકુલ ગમ્યા નહિ. એક તો એ પ્રમાણે હરખ જાહેર કરવો એ સભ્યતાના કાનુનોની બહાર હતું. વળી હમાલ તો હજી ઓરડામાંજ હતો. તેના દેખતાં આવા ચાળા કરવા, તેમાં તો અનંગપાલશેઠનેજ નહિ પણ એના મિત્ર તરીકે પોતાને પણ, તે બીના નીચું

લગાડનારી હતી. તેથી એ શેઠ ચ્હીડાઈ ગયો અને અનંગપાલને અંગ્રેજીમાં બોલી વારવા લાગ્યો. ધનપાલશેઠને પણ અનંગપાલશેઠના હરખાવાનું કારણ ઘણું નવાઈ જેવું લાગ્યું તોપણ એ તો ખુશ થતો થતો અનંગપાલ જે તમાશો કરી બતાવતો હતો તે જોયા કરતો હતો.

મદનપાલશેઠે બહુ વાર્યો ત્યારે એ કુદતો અને ધાંટા પાડતો બંધ થયો, અને ખુરશી પર બેઠાં બેઠાં, વગર બોલે ચાલે, હરખના આવેશમાં પોતાનું ખોખું ઉછાળતોજ રહ્યો.

"ભાઈ સાહેબો, તમે બંને ચોથે દહાડે મારી મીટીંગમાં જરૂર આવજો હોં."

"અને આવતે રવિવારે મારી ઉજાણી મંડળીમાં પણ જરૂર પધારજો હોં." અનંગપાલશેઠ તેના ચાળા પાડતો બોલ્યો.

"ધનપાલશેઠ, મેં તમને એક દહાડો કાગળ લખી ધુમાડા મંડળીની એક ઉપર ટપકાની મીટીંગમાં આવવાની ફરમાસ કીધી હતી. પણ તમે આવ્યા નહિ ને ઘણાં કારણોને લીધે એ ઉપર ટપકાની મીટીંગ સુઈ પડી. અકસ્માત્ રીતે આજે આપણે એકઠા મળ્યા છઇએ. પણ આપણે ત્રણેએ સંપીને ચાલવાનો પાયો આજે ઊંડો નાંખ્યો છે. એટલે એવી ઉપર ટપકાની મીટીંગ કરતાં પણ આજે આપણે વધારે કામ કીધું છે એમ કહું તો ચાલે. માટે હવે એવી મીટીંગ બોલાવવાનો વિચાર હું માંડી વાળું છું; તેને બદલે હવે મારી ધુમાડા મંડળીને અસ્તિત્વમાં લાવવાને એક જાહેર સભા મારે જરૂર બોલાવવી પડશે. માટે ત્યાં પણ તમારે બધાએ આવવું. નક્કી તારીખ તો હું તમને હવે પછી જણાવીશ. પણ ચાલો, હવે કોટમાં. આજે તો બહુજ મોડું થઈ ગયું છે. ધનપાલશેઠ, ચોથે દહાડે તો તમારી મીટીંગ છે, પણ તમારાથી બને તો, મમતારામને મારી પાસે પરમ દહાડે મોકલજો. રહો. હું એને મળવાની ખ્વાએશ રાખું છું એમ એને જણાવતા નહિ."

"સાહેબ."—ધનપાલશેઠે અધીરા પડીને પુછ્યું—"તમારો વિચાર નથુશેઠને બીજા પચાસ હજાર ધીરવાનો થાય છે કે શું? આપનો વિચાર હોય તો, પહેલાંની પેઠે આ રકમ પણ આપણે ભાગમાં ધીરીએ, આજે આપણે સંપીને કામ લીધું છે તો આ કામ પણ આપણે બે પાછું સહીઆરૂં રાખીએ તો કેમ?"

"રૂપીઆ ધીરવા સારૂ મમતારામને મારી પાસે બોલાવવા હું માગતો નથી. મારો વિચાર સો વસા કેશવલાલને મારા સેક્રેટરી તરીકે રાખવાનો છે. અલબત નક્કી વાત તો એને જોયા પછીજ. પણ દરમ્યાન કેશવલાલ અને એમાં કેવી તરેહનો અને કેવી રીતે ફેર છે તે જોવાને મારૂં મન થયું છે. માટે જો બને તો, તમે

અમતારામને સહેજ ઇસારો કરજો કે મને મળવા આવે. જો આવતી કાલે નવથી દશ સુધીમાં આવે તો ઘણું સારૂં પણ હું એને મળવાની ખ્વાએશ રાખું છું એમ તો એને જણાવતા નહિ.

એમ બોલતાં બોલતાં ત્રણે શેઠીઆઓ ઓરડામાંથી બહાર નીકળ્યા. મદનપાલશેઠની ગાડીમાં હમાલે તેનું આરીસ બાકસ મુકયું. શેઠે બંને મિત્રો જોડે શેકહેન્ડ કરી. ચોથે દહાડે આપણે પાછા મીટીંગમાં મળશું એમ ધનપાલશેઠ બોલ્યો. મદનપાલશેઠના હાથમાં કોચમીને લગામ આપી. પાસેનો ચાબુક ડાબા હાથમાં લઈ, લગામવાળા હાથે સલામ કરતાં એણે ઘોડા દોડાવ્યા. પાછળ ધનપાલશેઠ અને અનંગપાલશેઠ પોતપોતાની બે ઘોડાની ગાડીમાં બેસી સલામ કરતાં છુટા પડ્યા.



## પ્રકરણ ૩૭ મું

## મુંબઈના ભાવિકો—રાતી અને રવિમર્દન

**ખલકમાં ખોટા ગુરૂ થઈ ફરે, અવિદ્યા સેવકની ક્યમ હરે;**
**તન મન ધન સેવકના હરવા, કપટ નિરંતર કરે. ખલકમાં૦ (છોટમ)**

---

**આપતશમ કરે તે ગુરૂ, બીજા ગુરૂ તે લાગ્યા વરૂ;**
**ધન હરે ધોકો નવ હરે, સંબંધ સંસારી સાચો કરે. (અખો.)**

આપણે આગળ વાંચી ગયા છઇએ કે કીકીને કડાંને નિમિત્તે કાલ રાત્રિના જેવી વીટંબણામાં નાખવાને દુલારામની સ્ત્રી રાતીએ કેટલી ખબરદારી બતાવી હતી! ધનકોરડોસીએ કીકી પર કેવો કેર વરતાવ્યો હતો! ફૂળીદાસનું પુણ્ય કે બાપડી કીકી જીવી! જો કે રાતી હોંશીઆર ખરી, તોપણ આટલી બધી વાત વીફરી જશે તે એની ગણત્રીમાં આવ્યું નહોતું. એની ધારણા કીકીને દુઃખ પડે તેના કરતાં ગૌરીને સતાવવાની વધારે હતી. પણ જેમ એક છોડેલા બાણનો વેગ કોઇથી રોકાતો નથી, તેમ રાતીએ લડાઈ સળગાવી અને બાજી એના હાથમાં રહી નહિ. ચંદ્રદાસે તેજ રાતના રોષમાં આવી જઇ, દુલારામને અને રાતીને પોતાના ઘરમાંથી જતાં રહેવાનું કહ્યું, તેથી રાતીને ખરેખર ડર પેઠો. દુલારામ પણ તેને કાળ જેવી દેખવા લાગ્યો, કારણ કે બાપ દીકરા વચ્ચે જબરી આંટી પડી ગઇ ને એક બીજાનું મન ઉંચું થઈ ગયું. જો નવલશાનાં લગ્નનું બહાનું નહિ હોત, તો દુલારામને પોતાના બાપના ઘરમાં ઉભા રહેવાનું ઠેકાણું નહોતું. એ બધા ફીસાદનું મૂળ કારણ પોતાની સ્ત્રી છે એવા વિચારથી,

તેના મનમાં પણ આંટી ભરાઈ ને જ્યારે ત્યારે રાતીને તુચ્છકારવામાં અને ગાળો દેવામાં તેણે કચાસ રાખી નહિ. ઘરનાં બધાં માણસો પણ રાતીનો વાંક કહાડી ગૌરીનો પક્ષ કરવા લાગ્યાં. રાતીને ઘરમાં કોઇની જોડે અસલથીજ બનતું નહોતું. કોઇની જોડે એણે ભલમનસાઈ રાખીજ નહોતી. બધાંને એક બીજાં જોડે લડાવવાને એ સદા આગળ પડતી, ને બોલી બોલીને બધાંને બાળી નાંખતી. વળી તેઓને કીકી પર હેત હતું. ચંદ્રદાસે પણ આજે ગૌરીનો પક્ષ તાણ્યો હતો. એ સર્વે કારણથી રાતીના મળતાભિષેકમાં કોઇ રહ્યું નહિ. ભર્યા ઘરમાં એ તો એકલી પડી ગઇ. જ્યારે ત્યારે સૌ ગૌરી પાસે જઇને, અને જેમ ફાવે તેમ રાતીનું ઘસાતું બોલીને, પોતપોતાનો પેટનો ઉભરો કહાડવા લાગ્યાં.

એ પ્રમાણે રાતી એકલી પડી ગઇ ને ઘરમાં પોતાનો ભાર વક્કર ગુમાવી બેઠી. થોડા દિવસ સુધી તો પોતાના મદમાં અને હુંપદમાં એ બેસી રહી. આખું ઘર એની સામે થયું છતાં, જાણે કે કંઇ નહિ થયું હોય તેવું ડોળ એ રાખવા લાગી. મનમાં તો પસ્તાવો થયો પણ કોને કહે? બધાં હિતેસરી રહ્યાં, એટલે તેઓ તો રાતીનો બળાપો જાણે તો રાજી થાય! પણ આખરે અબળાની જાત તે હારી, અને મનમાં ઇચ્છવા લાગી કે હવે કીકીનાં કડાંની વાત વિસારે પડે તો કળ વળે! એ મતલબથી એણે ગૌરી જોડે સલાહ કરવાનો આરંભ આદર્યો. પણ ગૌરીને તો રાતી કાલરાત્રિ જેવી વસમીજ દેખાવા લાગી. એક બે વાર રાતી તેની પાસે ઘરનું કંઇ મસ કરીને આવી ને હસતું મ્હોં રાખી બોલવાની પહેલ કીધી. ગૌરી તરત ત્યાંથી અબોલી ઉઠી ગઇ. સાસુનો આવો રંગ જોવા છતાં પણ રાતીએ તેની પાસે વગર બોલે ચાલે બેસી રહેવાનું ધાર્યું; પણ રાતી એક ઓરડામાં આવતી કે ગૌરી બીજા ઓરડામાં ભાગી જતી! રાતીને બહુએ બળાપો થયો પણ લાચાર! તેથી એણે ગૌરીને હાલ તરત પડતી મેલી અને બાલા જોડે સલાહ કરવાની વેતરણ કીધી. બાલાના મનમાં રાતી તરફ ઓછો રોષ નહોતો. પોતાને અને પોતાના ધણીને તે દહાડે, ન ઘટે એવાં વેણ ગૌરીને મ્હોડેથી સાંભળવાં પડયાં, તેનું મૂળ કારણ રાતી છે એમ એ જાણતી હતી. તેથી અક્કલ દોડાવી બાલાએ થોડા વખતમાં ગૌરી જોડે હસવું બોલવું શરૂ કીધું. ગૌરી અને એની વચ્ચે જો કે હેત ઉભરાઇ જતું નહોતું, અને ગૌરીનાં ક્રૂર વચનો જો કે એના દીલમાં હજી સુધી સાલતાં હતાં, તથાપિ બંનેનો રાતી તરફ એક સરખો ઉભરો હતો, તેથી રાતીની અજાએબી વચ્ચે એ સાસુવહુ તો એક થઈ ગયાં અને રાતી વિરૂદ્ધ ઘુસ પુસ કરવા લાગ્યાં!

રાતી અને બાલા એકઠાં થતાં—અને ઘરનાં કામકાજને પ્રસંગે તેમ ઘણી-

વાર થતું—ત્યારે રાતી આમ આવતી તો બાલા તેમ ચાલી જતી. લોકની જોડે રીત વહેવાર સાચવવા સારૂ બંનેને ઘણીવાર બહાર ભેળાં જવું પડતું; ત્યારે એક આમ ચાલતી તો બીજી તેમ ચાલતી. ગાડીમાં સાથે બેસવું પડતું તો એક ઉત્તર તરફ ને બીજી દક્ષિણ તરફ મ્હોં ફેરવીને બેસતી. રાતીએ બહુ બહુ રીતે બાલા જોડે બોલવાની પહેલ કહાડી, પણ બાલાએ તેની બીલકુલ પત કીધી નહિ. ગૌરી જોડે સલાહ થવાની જ્યારે રાતીએ હાલ તરત તો આશા છોડી, ત્યારે બાલા જોડે એક થઇ જવાને એ વધારે મથી. જેઠાણીપણું છોડી દઇ બાલાનું દાસીપણું કરવા લાગી. જેમ ખવાડનારની આગળ ખાનારનું જોર ચાલતું નથી તેમ આખરે બાલા હારી. એક તો સ્વભાવે એ રાતી જેવી બળતી અને હૈયામેલી નહોતી. રાતી રોજ રોજ એના કાલાવાલા કરતી અને પગે પડતી હોય તેવી રીતે વર્તતી તેથી બાલાને દયા આવી. પહેલાં હા–ના–માં જવાબ આપતી હતી તે થોડીવારમાં વધારે બોલી જવાબ આપવા લાગી. રાતીને તેથી હામ આવી ને પરિણામે થોડા દિવસને અંતે, દેરાણી જેઠાણી, જો કે મનમાં તો આંટી હતી તોપણ, બહારથી તો એક બીજા જોડે સલુકાઇથી વરતવા લાગ્યાં.

એ પ્રમાણે બાલા જોડે બોલચાલ કરવામાં રાતીની એક બીજી નેમ હતી. પરણીને સાસરે આવે આસરે પચ્ચીસ વર્ષ થયાં છતાં રાતીને સીમંત આવ્યું નહોતું. હિંદુ બૈરાંઓને છોકરાંઓનું ગાંડું લાગેલું હોય છે પરણ્યાં ને ઘરસંસાર માંડ્યો, ને જો થોડાં વરસમાં દહાડા નથી રહેતા, તો તેઓના દીલમાં એક જાતની ફાળ પડે છે કે ઓ બાપરે, રહી ગયાં જો! રખેને વાંઝીઆં કહેવાઇએ! તેઓની એવી ફીકર દિન પ્રતિદિન વધતીજ જાય છે. ઘેર અને બહાર, આપણા બૈરાંમંડળનું બંધારણ એવું આડું હોય છે કે અભણ સ્ત્રીઓની તેવી ફાળ અને વગર લેવાદેવાની બ્હીક જરાકે શમાતી નથી; ઓર વૃદ્ધિને પામે છે. આડોશી અને પાડોશી અને ઘરનાં માણસો મસે મસે મેણાં ઓઠાં દીધાં કરે છે. કંઇને કંઇ નહિ તો, પેલી સ્ત્રીને દહાડા નથી રહ્યા એવી વાતને તતારી આપવાને તેઓ એકે અવસર જવા દેતાં નથી; તેમાં જો સાસુ વહુનો અને દેરાણી જેઠાણીનો નાતો હોય તો તો પછી થઇજ રહ્યું! બીચારી ન અઘરણી આવેલ સ્ત્રીની તેના હીસાબે તો કમબખ્તીજ જાણવી! કોઈ ગામનું કે બહારગામનું બૈરૂંમાણુસ મળવા આવ્યું કે એ વાત નીકળી જ છે! આવેલું માણુસ પુછે કે કેમ સારાં છો? છૈયાં છોકરાં શું કરે છે? કેટલાંક તો પાધરૂં પુછશે કે કેમ વહુને આશા છે? અઘરણી આવી ગયું છે? એટલે પછી એ વાત ચાલી સમજવી. સાસુને તે વખતે એક જાતનો ખરેખરો લહાવો લેવાનો વારો આવે છે! ગમે તેવી ભલી સાસુ હોય તોએ, કોઇ દેવાદારે દેવું નહિ પતાવ્યું

હોય તેવું મ્હોં કરી કહેશે કે નારે બાઈ, હજી એ દહાડા ક્યાં છે! આ વહુને જુઓને, પરણીને આવે આટલાં વર્ષ થયાં પણ હજી કંઇ નથી. શું કરીએ ઈશ્વર જ્યારે રૂડા દહાડા દેખાડે ત્યારે ખરૂં. વારૂ, અમે જીવતાં ઢંકાઇએ અને મરતી વખતે અમારી આંખ ટહાડી રહે! પણ તમે જાણો છો, આજકાલની વહુવારૂઓ, હૈયાની મેલી અને કલજુગની ભરેલી તે કેમ દહાડા રહે! વગેરે વગેરે અનેક વાતો કરી વહુને બાળી મુકે. મળવા આવનાર ને ઘરનાં બીજાંઓ ટાપસી પુર્યા કરે એટલે સમજુ સ્ત્રી હોય તો તે પણ ફાળમાં અને ચિંતામાં રહ્યાં કરે તેમાં નવાઇ શેની? તે બીચારી તો એમજ સમજે કે દહાડા રહ્યા નથી તેમાં તેનોજ વાંક છે! સાસરીઆં ને પીએરીઆં બધાં મનાવે પણ તેમજ! એ પ્રમાણે જ્યારે રાત અને દહાડો, ઘેર અને બહાર, સર્વ કોઇ એકસરખી રીતે, દહાડા ન રહેલી સ્ત્રીને ટોક્યાં કરે, તેની નજર આગળ તેની તે વાત ખડી કર્યા કરે, ને કંઇ નહિ ફાવે ત્યારે તેની તે વાત તતારી આપીને તેને નીચું લગાડ્યાં કરે, ત્યારે શું નવાઇ કે બીચારી અભણ અબળા મનમાં અને મનમાં સીજાયાં કરે અને રાત અને દહાડો પરમેશ્વરની આગળ હાથ જોડી દીકરા માગ્યાં કરે!

એજ કારણથી કાચી સમજની કેટલીક સ્ત્રીઓ આડે માર્ગે જાય છે. કેટલીક સમજુ હોય છે તે પણ બહાવરી પડી જાય છે. ભાગ્યેજ કોઇકજ પરમેશ્વર ઉપર દૃઢ આધાર રાખી બેસી રહે છે, કે છોકરાં થવાં એ કંઇ માણસના હાથનો ખેલ નથી. પરમેશ્વરની માયા છે. માગ્યાથી મળે છે અને નહિ માગ્યાથી નથી મળતાં એમ કંઈ નથી.

ઘણી સ્ત્રીઓ બહાવરી બની જઇ અનેક અટપટાં વ્રતો આદરે છે અને દેવ દેવીઓને પૂજે છે. જતી અને ભુવા બોલાવનારા લોકની પાસથી દોરા, ચીઠ્ઠી અને માંદળીઆઓ લાવી બાંધે છે અને જાતજાતની માનતા અને બાધા રાખે છે. જેમ જેમ વરસો એક પછી એક ચાલ્યાં જાય છે તેમ તેમ તેઓ અનેક ધંતર મંતર કરાવે છે. જેને મ્હોડેથી જેમ સાંભળ્યું તેમ દેવ દેવીની ઉપાસના લઈ બેસે છે.

રાતીની પણ એવીજ દશા થઇ. આજે તે ત્રીસ બત્રીસ વર્ષની સ્ત્રી થઇ પણ ખોરીઓ આવ્યો નહિ. બધી વાતે તે ગૌરી સામે બાથ ભીડવામાં ફાવતી, પણ જ્યારે આ વાત નીકળતી ત્યારે એ બીચારીનો હાથ નીચો પડતો. અંદર ખાનેથી બહુએ સમજતી કે માણસનાં આપ્યાં છોકરાં મળતાં નથી. પરન્તુ સ્ત્રીની બુદ્ધિ પાનીએ હોય છે, તેથી સમજ્યા છતાં પણ એણે એ બાબતસર ખતાજ ખાયાં કીધી. જાતજાતની બાધા આખડીઓ રાખી. દેવદેવીની ઉપાસના કીધી. ભુવા જતી અને બાવા લોકની સેવા કરી સૌની પાસે આંધળો આંખ માગે તેમ, આશા રહે

તે સારૂ પ્રાર્થના કીધી. પણ ઈશ્વરના ઘરનો ખેલ તે કંઈ વળ્યું નહિ. હજીએ વાંઝણી ને વાંઝણી જ રહી. ગૌરીના હાથમાં એ વાત સદાનું હથીઆર થઇ પડયું.

કડાંના કલેશ પછી ઉપર જણાવ્યા પ્રમાણે રાતી ઘરમાં એકલી પડી ગઇ. ઘરમાં એને ઝાઝું ગોઠવા લાગ્યું નહિ. તેથી સવાર સાંઝ એ તો દેવદર્શન કર્યા કરે અને સાધુસંતને સેવ્યાં કરે. એક દહાડો એના સાંભળવામાં આવ્યું કે ભુલેશ્વરમાં કોઇ બાવો ઉતર્યો છે તેને ગણુપતિ હાજરાહજુર છે. આ કલજુગમાં ન કરવાના ખેલો તે કરે છે. ગણુપતિ તેના કાનમાં આવીને કહી જાય છે તે પ્રમાણે તે બોલે છે, એટલે તેવું થાય છે. હજી તો બાવાને આવે ભાએગે પંદર દિવસ થયા હશે, પણ લોકને મ્હોડેથી વાત સાંભળો તો, જાણે ગામમાં કેટલીએ વાંઝણીઓ હતી તેઓને દહાડાએ રહ્યા ને છોકરાં આવ્યાં, ને તે મહોટાં થઇને રળતાં ખપતાંએ થઇ ચુકયાં! કેટલાકને ધન આપ્યું! કેટલાકને વૈરી આપી! કેટલાકના ધણીને વશ કરી આપ્યા! આવી આવી અનેક વાતો સાંભળી રાતી પોતાની સુધસાન ભુલી ગઈ. એક દહાડો ભુલેશ્વરનાં દર્શન કરી જે ઠેકાણે મહારાજે આસન કીધું હતું ત્યાં દર્શન કરવા ગઈ.

મહારાજ સાંઝના ચાર વાગે મહોટા આસન પર બેસી, સામે ગણેશ પુરાણનું પુસ્તક મુકી, થોડાંક પાનાં હાથમાં રાખી પુરાણ વાંચતો. પુરાણ તો શું વાંચતો, પણ પુરાણનાં થોડાંક પાનાં હાથમાં ધરી રાખી તેવો આદર કરતો. પુરાણનાં પુસ્તકને લાંબા લાંબા નમસ્કાર કરી, હાથમાં લીધેલાં પાનાંને ઘણીવાર માથા ઉપર ચહડાવી પ્રણામ કરતો. ઘણીવાર હૃદય સાથે ચાંપતો. ઘણીવાર પાનાંને પુસ્તકપર મુકી, તેની સામે બે હાથ જોડતો. એ પ્રમાણે નમનક્રિયા પુરી કરીને, પુરાણ વાંચવાના આરંભમાં મ્હોડે કરી રાખેલા થોડાક શ્લોકો મોટેથી લલકારીને ગાતો અને દરમ્યાન, શ્રોતાજનોને નિર્ધારીને જોતો કે કોણ કોણ આવ્યું છે અને નવા આવેલા લોક કોણ ને કયાં બેઠા છે. પછી પાઠ કરેલા શ્લોકોનો અર્થ, મહારાજ શીખી રાખ્યા પ્રમાણે લોકોને કરી દેખાડતો. એમ કરતાં અડધો કલાક નીકળી જતો. પછી મહારાજ પુરાણનાં પાનાંને હાથમાં ધરી રાખેલાંજ રાખીને શ્રીગણુપતિના માહાત્મ્યની પોતે સાંભળેલી અને ગોઠવી રાખેલી કથાઓ અને ગપ્પાષ્ટકો કહેતો. બીચારા દરદી અને ભાવિક શ્રોતાજનો મહારાજની એ બધી વાણી બોલેબોલ ખરી માનતા. દુનીઆ ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહીએ, તેમ ભેગી મળેલી ભેલસેલ મંડળી એવી નહોતી કે મહારાજની વિદ્વત્તાનો પાર પામી શકે. તેઓ તો મહારાજનો અદ્દ્ભુત વેષ, ચાળા અને આડંબર જોઇને, લાંબાં લાંબાં અને ચોડાં ચોડાં પાયલાગણું કરતા, અને પોતાને કૃતાર્થ માની, જે

મહારાજ, જે મહારાજનો ઘોષ કરી મુકતા. એ પ્રમાણે ભેગી મળેલી મંડળીમાં એક જાતનું જોમ વ્યાપતું જોઇને, મહારાજ ગણપતિના મહિમાની વાતો એક કોરે મુકી દેતો ને પોતાના પ્રતાપની અને ચમત્કારની વાત બહુ સીફતથી આગળ પાડતો. કેટલાક ભાવિકજનો પાસ ટાપસી પુરાવતો, અને કેટલાક વધારે ભાવિલા લોક પોતાની નજરો નજર મહારાજે કરી બતાવેલા ચમત્કારની કથાઓ શ્રોતાજનને કહેતા. આવો આવો આડંબર જોઇને રાતી જેવી અભણુ સ્ત્રી ગાંડી બની જાય અને મહારાજને સાક્ષાત્ ઈશ્વર માનીને તેના પર શ્રદ્ધા રાખે તેમાં નવાઇ શી!

મહારાજે બહારનો આડંબર અને દેખાવ પણ, લોકની શ્રદ્ધામાં વધારો કરે એવો રાખ્યો હતો. એનું નામ રવિમર્દન હતું. એની ઉમર ચાળીસેક વર્ષની હતી. કદે એ બેઠી બાંધણીનો પણ મજબુત દઢીનો હતો. રંગે ઘઉંવર્ણથી પણ કાળો હતો. માથે મ્હોટી જટા અને દહાડું વધારેલાં હતાં તેથી એની ગંભીરતામાં ઓર વધારો થતો. કેટલાંક માદળીઆં, દોરા ને ચીઠ્ઠીઓ એના બંને હાથના પોંચા અને દંડ પર બાંધી દીધેલાં હતાં. ગળામાં સૂર્યકાંતમણિની માળા અને ઝીણી ઝીણી ઉજ્જ્વળ કોડીઓની માળા ધારી દીધી હતી. કપાળે કોરા સીંદુરની આડ મહારાજના ભભકામાં અને શ્રદ્ધાળુની ભીતિમાં વધારો કરીને મહારાજની તામસી પ્રકૃતિ દેખાડી આપતી.

રાતી પહેલીવાર ત્યાં આવી અને એની શ્રદ્ધા મહારાજપર સચોટ બેસી ગઇ! શ્રોતાની ઠઠની વચ્ચે મહારાજને આડંબર સહિત બેઠેલા જોઇને એની ભાવના વધી. મહારાજને ગણપતિ કેવી રીતે પ્રસન્ન છે તે વિષે ભાવિક જનોનાં ગપ્પાંઓ સાંભળીને એ તો ગાંડીજ બની ગઇ! પોતાનું વાંઝીઆપણું હવે જરૂર ટળી જશે એવા વિચારથી એના આત્માને કળ વળી. સાંઝના છ વાગ્યા સુધી મહારાજની કથામાં બેસી રહી; પછી જ્યારે મંડળી વિખરાવા લાગી, ત્યારે પોતે પહેલી વારજ ત્યાં આવેલી હતી એમ ધારી, મહારાજને પગે લાગી જતી રહી. રવિમર્દને એને આવતી જોઈ હતી. એની રીતભાત, લુગડાં અને દાગીના પરથી એને તરત લાગ્યું કે એ કોઈ સારા ઘરની સ્ત્રી છે. પોતાની હમેશની રીત પ્રમાણે રાતી જોડે એ કંઇ બોલ્યો નહિ. વાતની પહેલ કયારે કરવી તે રાતીની મુનસફી પર રાખ્યું. એમ એક, બે, ત્રણ દિવસ રાતી આવી. પોતે જે જે જોયું ને સાંભળ્યું તેથી એના જીવને ટહાડેક વળી ખરી, પણ સાંઝના છ વાગ્યા સુધીએ બેસતાં વાત કહાડવાનો વારો આવ્યો નહિ, કારણ કે જ્યારે જુઓ ત્યારે, મહારાજની પાસે થોડાં ઘણાં ભાવિલાં બેઠેલાં ને બેઠેલાં. એક બે દહાડા તો સાંઝના છ વાગે મોડી ઘેર ગઇ તેનું તો કંઇ નહિ, પણ એમ રોજ કરે ને ગૌરીની જાણમાં એ વાત આવે, તો વળી એનાં વધારે ચીથરાં ફાડે એમ રાતીને વિચાર થયો; એટલે એણે બાલાને પણ પોતાની

સાથે ત્યાં ધસડી જવી ધારી. કે પછી ગૌરીને બોલવાનું ઝાઝું કારણ રહે નહિ. એજ કારણથી રાતીએ તુરતા તુરત કીકીનાં કડાંના કલેશની પતાવત કરી દીધી હતી અને અને પોતાનું જેઠાણીપણું છોડી દઇ બાલાની જોડે ઉપર પ્રમાણે મેલાપ કરી દીધો હતો. ચોથે દહાડે ભુલેશ્વરનાં દર્શન કરીને દેરાણી જેઠાણી પાછાં વળતાં હતાં એટલે રાતીએ સહેજ રીતે કહ્યું—"ચાલોની, પાસે ગણપતિના પૂજક કોઈ મહારાજ છે તેનાં પણ દર્શન કરતાં જઇએ. બાલા કંઇ બોલી કરી નહિ ને બંને જણી, જે ઠેકાણે રવિમ્રર્દન ગણપતિ પુરાણ વાંચતો બેઠો હતો ત્યાં ગયાં. મહારાજની પાસે બાજઠ પર પડેલા પુરાણને પગે લાગી, અક્કેક દોડિયું ધરી તેઓ બૈરાંમંડળમાં જગો કરી બેઠાં. રાતી અને બાલા મહારાજની પોથીને પગે લાગવા સારૂ આવ્યાં તે વખતે મમતારામ ત્યાં તરતનો આવેલો હતો. મહારાજને પગે લાગી પાસે પુરૂષ-મંડળમાં એ બેસવા જતો હતો, એવામાં દેરાણી જેઠાણી બંનેને આવતાં એણે ભાળ્યાં. એણે તો માત્ર તેઓને ઓળખ્યાં કે ચંદ્રદાસના ઘરનાં એ બૈરાંઓ છે. પરન્તુ બાલા અને રાતી તો એને ઓળખીને કંઇક ચમકયાં. અલબત આ બધો ખેલ એક મીનીટ અરધી મીનીટમાં બન્યો, પણ તે રવિમર્દનના લક્ષ બહાર ગયો નહિ. એણે તો તરત પરીક્ષા કરી લીધી કે મમતારામ એ બૈરાંઓને ઓળખે છે. આજે મંડળી વિખરાય ત્યારે તે સંબંધે મમતારામને પુછવાનું મહારાજે ધાર્યું, કારણ કે આજ ચાર દહાડા થયાં રાતી એની કથામાં શ્રદ્ધાપૂર્વક આવીને બેસતી. માટે હવે જો પોતાની તરફથી એના આવવાને ઉત્તેજન નહિ મળે તો, રખેને આવા સારા ઘરનું બૈરૂં આવવું કરવું બંધ કરે! પોતાનું એક પણ ગ્રાહક ઓછું થયલું જોવાને રવિમર્દન રાજી નહોતો. વળી રાતીની જોડે આજે એક તેના જેવી બીજી સ્ત્રી આવી હતી તે કોણ છે અને બંને જણી શું અપેક્ષાએ આવે છે તેની બાતમી મેળવવાની પણ જરૂર હતી.

મમતારામ રવિમર્દન પાસે આજે પહેલીવાર આવ્યો હતો. જ્યારથી સુધારાનો દંડ મમતારામે છોડી દીધો અને મુંબઈ આવી સનાતન આર્યરીતિને અનુસરીને એ ચાલવા લાગ્યો, ત્યારથી દરરોજ સવાર, સાંઝ, કે મોડી રાતે પણ, એકવાર ભુલેશ્વરમાં દર્શન કરવા જવાનો એણે નિયમ રાખ્યો હતો. આજે સાંઝના ભુલે-શ્વરમાં દર્શન કરવા જતાં અનાયાસે મહારાજ બેઠા હતા ત્યાં એ આવી ચહડ્યો. મહારાજને જોતાં જ એ બાવાને પ્રથમ ક્યાં અને કેવા પ્રસંગો વચ્ચે એણે જોયો હતો તે વાતનું મમતારામને સ્મરણ થઈ આવ્યું. બાવાજી જો કે મમતારામની પંક્તિનો ધુતારો હતો, તથાપિ તે પ્રશ્નોત્તરીના કામમાં એક્કો હતો એ સિદ્ધાંત મમતારામના દીલમાં દૃઢ બેસી ગયો હતો. પોતાને પ્રશ્ન મુકાવવો કરાવવો હોય

તો, તે ઉપયોગી થઈ પડે એવી ધારણાથી મમતારામ જઈને મહારાજને પગે લાગ્યો. તે પછી તરત જ ત્યાં શાલી ને બાલા આવીને બેઠાં.

કથાપુરાણ વાંચવાનું કામ બંધ થયું ને બધું મંડળ વિખરાવા લાગ્યું. રવિમર્દને મમતારામને પોતાની પાસે બોલાવી હસતે મ્હોડે કુશળ સમાચાર પુછ્યા. મમતારામના પુછવા પરથી મહારાજે જણાવ્યું કે આગળ મને હનુમાનની ઉપાસના હતી, પણ હાલમાં તો હું ગણપતિનો ઉપાસક થયો છું, અને તદનુસાર નામ અને આશ્રમ પણ ફેરવી નાખ્યાં છે. મારી સાથે કોઈ શિષ્ય લાવ્યો નથી. મુંબઈમાં દશ વર્ષે હું સહેજ આવ્યો છું. મારો વિચાર તો માત્ર પાંચ દિવસ જ રહેવાનો હતો, પણ ભાવિક લોકોનો પ્રેમ અને ગરજી લોકોની આજીજી જોઈને મુંબઈમાં મારૂં પ્રયાણ લંબાયું છે. હાલની પેઠે જો લોકો ઉભરાય તો કાયમ મુંબઈમાં જ નિવાસ કરવાનો મારો ઇરાદો છે.

પોતાના સમાચાર કહેતાં મમતારામે મહારાજને જણાવ્યું કે મેં પણ મારી આગલી રીતભાત તજી દીધી છે. હાલમાં ગૃહસ્થાશ્રમને અનુસરીને સર્વ સાથે હળી મળીને હું રહેતાં શીખ્યો છું. પછી પોતે અને બાવાજીને મુંબઈમાં કેવી રીતે અને ક્યાં ભેટો થયો હતો, ને બાવાજી મુંબઈમાંથી કેમ જતો રહ્યો ને આજ દિન સુધી જણાયો નહિ તે પ્રસંગ નીકળ્યો.

આગળ મમતારામ સંબંધીના પ્રકરણમાં એવી કથા આવી ગઈ છે, કે મમતારામ તે વેળાના કહેવાતા સુધારાનો મધ્યસ્તંભ હતો. દેશોન્નતિ કરવાના હેતુથી દેશીઓને વિલાયતી સામાન પુરો પાડવાની એણે એક એજન્સી સ્થાપી હતી. પરન્તુ તેમાં એ ફાવ્યો નહિ, કારણ કે સચોટ વેપાર ધંધામાં લાગ્યા રહેવાનું એનામાં સામર્થ્ય નહોતું, ને વળી સુધારાની પહેલ તે કાળમાં નવી હોવાથી, દેશોદ્ધારનાં અનેક અનેક કૃત્યો એણે આદર્યાં હતાં. પરિણામે એને લ્હા લેવી પડી હતી. તે પછી મમતારામની દશા દિન પ્રતિદિન બહુ દોહલી થતી ચાલી. એવો વખત આવ્યો કે મામ્ મામ્‌ને સારૂએ વાંધા પડવા લાગ્યા. હવે તે વખતે મમતારામ, જો કે સુધારાનાં અને દેશોન્નતિનાં ભાષણો કરી શેહેરને ગજાવી મુકતો હતો, છતાં પોતે કોઈ પણ જાતનાં દુર્વ્યસનથી મુક્ત નહોતો. તે વખતે એને ગાંજો અને તમાકુ ફુંકવાનું પણ વ્યસન પડ્યું હતું. વાલકેશ્વરના કોઈ દેવાલયની પાસેની એક ઓરડીમાં વિશ્વનાથ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. ત્યાં જઈને મમતારામ ઘણીવાર ચલમો ફુંકતો અને ગપ્પાં સપ્પાં મારતો. એજ વિશ્વનાથ આજે પોતાને રવિમર્દનના નામથી ઓળખાવતો હતો. એક દહાડો વિશ્વનાથની ઓરડીમાં તેના ઓળખીતા કોઈ બીજા બ્રાહ્મણને મમતારામે જોયો. તે બીચારો બહારગામથી તરતનો આવેલો હતો.

મુંબઈમાં ધન ઢગલે પીટાય છે તેથી કમાવાની લાલચે તે અહીં આવ્યો હતો. તેનામાં ઝાઝી પહોંચ નહોતી. એના જેવા અસંખ્યાત માણસો, મુંબઈ જેવા શેહેરમાં પલની અંદર ખુવાર થઈ જાય છે. મમતારામની આગળ એ ભોળાભાટ જેવા બ્રાહ્મણે પોતાની હકીકત કહી. દેશમાં માણમાણ એકઠા કરેલા એક હજાર રૂપીઆ લાવ્યો હતો તે હકીકત પણ, એણે મમતારામને નિવેદન કીધી. મમતારામની દાઢ ડળકી. એણે તરત એક એવું ચોકઠું રચ્યું કે પેલો ગરીબ બ્રાહ્મણ આવ્યો તેને ત્રિજે દિવસે પોતાનું સર્વસ્વ જુગારની અંદર હારી ગયો. મમતારામનો હાથ તરત તો મોકળો થયો. પણ બ્રાહ્મણને તો ધનરૂપી જીવન જતું રહ્યું તેથી હારીને આવ્યો ત્યારથી, જબરી હેબક લાગી ગઈ અને મનની દુર્બળ અવસ્થામાં એણે પ્રાણઘાત કીધો. જુગારના ફંડમાં નવા આવેલા બ્રાહ્મણને ફસાવવાને મમતારામ ચોકઠું માંડી બેઠો હતો, ત્યારે એક દહાડો એણે વિશ્વનાથને સહેજ પુછ્યું કે પ્રશ્ન માંડો. વિશ્વનાથે પ્રશ્ન મુકીને જણાવ્યું કે મમતારામ પોતાના ધારેલા કામમાં ફાવશે. એટલે પેલા નવા આવનાર બ્રાહ્મણે પણ પુછ્યું. તેને વિશ્વનાથે કહ્યું કે ભાઈ, તારો તો જીવ જવાનો જવાબ આવે છે, પછી ખરૂં ખોટું તો કોણ જાણે. ત્યારે બંને જણે હસીને વિશ્વનાથને પોતાને માટે પુછ્યું. ત્યારે એણે જણાવ્યું કે નિરપરાધી છતાં મારે મુંબઈ છોડી ભાગી જવું પડશે. ખરેખર બન્યું પણ તેમ જ! જુગારમાં પેલા બ્રાહ્મણે જીવનની જડી ખોઈ દીધી ને હાય હાય કરતાં જીવ આપ્યો; તથાપિ તે બીચારાના તો કળવામાં જ આવ્યું નહિ કે ખાડામાં ઉતારનાર તો મમતારામ હતો! મમતારામ ફાવ્યો એ પ્રશ્ન પણ વિશ્વનાથનો સાચો પડ્યો. હવે જો કે વિશ્વનાથને તો માલમે નહોતી કે પેલા બ્રાહ્મણના હજારે હજાર રૂપીઆ મમતારામ જુગારમાં સ્વાહા કરી ગયો છે, તોપણ જ્યારે બ્રાહ્મણનો આપઘાત થયો, ને પોલીસ અને કારોનર તરફથી તપાસ થઈ, ને તેમાં વિશ્વનાથની જુબાની લેવાઈ, એટલે એ તો થરથરી જ ગયો કે રખેને એનાપર તવાઈ આવે! મમતારામે એને બહુએ સમજાવ્યો કે તમને કોઈ વાતે બ્હીવાનું નથી, પણ વિશ્વનાથનો જીવ રહ્યો જ નહિ. કારોનરની તપાસ પુરી થઈ તેમાં શું અભિપ્રાય આવ્યો છે તેની દરકાર કીધા વગર, એ તો ગાંસડાં પોટલાં બાંધીને જીવ લઇને નાઠો. એના પર કંઈ શક જેવું હતું જ નહિ, એટલે પોલીસે એને રોકયો નહોતો, તોપણ વિશ્વનાથ તો એમ જ સમજ્યો કે પોતે નાઠો તેથી જ બચી ગયો!

તે દિવસથી મમતારામની તો ખાતરી થઈ હતી કે બાવા પાસે પ્રશ્ન મુકવાની વિદ્યા તો સાચી છે. હાલમાં એને પ્રશ્ન મુકાવવાની જરૂર પડે તો મહારાજ કામના થઈ પડે એવી ધારણાથી એ તેની પાસે આવીને બેઠો; અને ઉપર વર્ણવ્યા પ્રમાણે

તે અને મમતારામ વાત કરવા લાગ્યા. ઘણુંક વર્ષો બહાર ગામોમાં કહાડીને ધૂર્તવિદ્યામાં રવિમર્દન કુશળ થઇને આવ્યો હતો. મુંબઇમાંથી પોતે બ્હીને ભાગી ગયો હતો તે વાતને જો કે દશ વર્ષ થયાં હતાં. છતાં, પોતાને રખેને પોલીસ પકડે એવો ભય તો એના મનમાં હજી સચેતજ હતો. મમતારામે સર્વ વાતે રવિમર્દનનું સમાધાન કીધું કે એ બાબત રતી માત્ર બ્હીવા જેવું નહોતું ને નથી; ને બાવાજીને કંઇક કળ વળી.

બંને જણા સુખથી વાત કરતા બેઠા. બાવાએ પ્રસંગ કહાડી રાતી અને બાલા સંબંધે કેટલીક હકીકત જાણી લીધી. બંને જણે એવી અટકળ કરી કે રાતી પ્રજાને અર્થે આવતી હોવી જોઇએ. પણ બાલા શું કામ આવતી હશે તે બંનેમાંથી કોઈ કળી શકયું નહિ.



## પ્રકરણ ૩૮ મું

### મમતારામ લાકડે માંકડાં વળગાડે છે!

**सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः**

**સુધી લાગી રહી તેરી આઠ પહર,**
**તનમનકી નહી મોહે આજ ખબર;** ( જુની કવિતા. )

આપણે આગળ જણાવી ગયા છઇએ કે પ્રાચીન ગુર્જર કાવ્યોનાં હસ્તલિખિત બે પુસ્તકો લઇને મમતારામ એક વાર સાંઝના કેશવલાલને મળવા ગયો હતો. ત્યાં એણે નવલશાને પણ જોયો. તે દહાડે નવલશાની રીતભાત અને મુખ્યત્વે કરીને, નવલશા, કેશવલાલ અને નિર્મલદાસ વચ્ચે જે વાત ચાલતી હતી તે, ઘણીજ આશ્ચર્યકારક લાગી! 'પાવડીની સિદ્ધિ મળ્યા પહેલાં આ પાવડીઓ પહેરાય કે નહિ' એ વાક્ય મમતારામના કાનમાં હજી પણ ભણકારા કર્યા કરતું હતું. રસ્તે ચાલતાં નવલશાએ મમતારામને જે હકીકત કહી, અથવા જે હકીકત કહેવાને નવલશાએ પોતાની અશકયતા દેખાડી, ત્યારથી એ ભેદનો પાર પામવાને મમતારામને ઓર ને ઓર ચટપટી થવા લાગી. તે પછી પોતે નવલશાને એક બે વાર ખામુખા મળ્યો. પણ મમતારામને ઝાઝો ખુલાસો મળ્યો નહિ. નવલશા હવે જ્યારે જુઓ ત્યારે, પગમાં પાવડી પહેરીને ઘરમાં ઠબ્ ઠબ્ ચાલતો અને પાવડીને સાફસુફ અને ચળકતી અહર્નિશ રાખ્યા કરતો. સિદ્ધિ મળવા પહેલાં પાવડી પહેરાય કે નહિ. એ વિષે એના મનમાં ધચુપચુ હતું. તેજ કારણ સર એ કેશવલાલને ત્યાં, મહા-

રાજ આવ્યા છે એમ સાંભળી ગયો હતો. મહારાજ ન મળ્યા ને પહેલાં તો નવલશાને સુજ્યું નહિ કે પાવડી પહેરાય કે નહિ. તો પણ પાવડી પહેરવાની હોંસમાં, પોતાના મનને એણે એવી રીતે વાળ્યું કે જ્યાંસુધી મહારાજ કે બીજો કોઈ જાણીતો આદમી નિષેધ કરે નહિ ત્યાંસુધી, પાવડી પહેરવામાં એને બાધ આવવાનો નથી. તોપણ તત્સંબંધે એનું મન તો ડામાડોળ થયા કરતું અને ઘડીકમાં પહેરી શકાય, ઘડીકમાં ન પહેરી શકાય એવી ભ્રમણતા એને થયાંજ કરતી. કોને પુછી એ વાત નક્કી કરવી તે વિષે નવલશાને બહુ વિચાર થતો. દરમ્યાન પાવડી તો પહેરવી એણે શરૂ કીધી અને જારી રાખી.

મમતારામ બહુ બહુ યુક્તિ લગાડી એને કંઇ પુછતો, ત્યારે વખતે નવલશાથી પાધરો જવાબ દેવાઈ જતો. પણ ઘણીવાર તો નવલશા એવું ગાંડુ ઘેલું અને અસંબદ્ધ બોલતો કે એમાં ખરૂં શું ને ખોટું શું તેનો તોલ મમતારામથી થઇ શકયો નહિ. એક બે વાર મમતારામ નવલશાને નથુશેઠ પાસે લઈ ગયો. નથુશેઠે તેને બહુ માન અકરામથી બોલાવ્યો. મમતારામની શીખવણી પ્રમાણે તેને પોતાની બરોબરીઓ ગણી, તેની જોડે બહુ છુટથી અને હેતથી નથુશેઠ વર્તવા લાગ્યો. નવલશાને રાજી રાખવા નથુશેઠે સારાં સારાં શુઝ પહેરવાનો પોતાને શોખ વધ્યો હોય એમ દેખાડ્યું, અને નવલશાના કહેવા પરથી જાતજાતની સો જોડીઓ એણે એકદમ ખરીદ કીધી. નથુશેઠ પણ પોતાને ઘેર પાવડી પહેરવા લાગ્યો. વિલાયતી જોડા ખરીદ કરવા કારવવાને લીધે, અને તે સંબંધે નથુશેઠને માહેતી આપવાના કામને લીધે, મમતારામ ધારતો હતો તેમ, બંનેનું ઘણીવાર ભેગું મળવું થયું ખરૂં; પરન્તુ જે ભેદ જાણવાને મમતારામ અધીરાઈ રાખતો હતો, તે ભેદનો પાર પામી શકયો નહિ.

આનંદશંકર નવલશાનો ખાસ મિત્ર છે એમ ધારી, મમતારામે આનંદશંકર જોડે સલુકાઈ વધારી. પોતાના કોઈ ઓળખીતાને ત્યાં ટયુશન (ખાનગી શિક્ષણ) સારૂ માણસ જોઇતું હતું, ત્યાં એણે ભલામણ કરી આનંદશંકરને વીસ રૂપીઆને મહીને ગોઠવી દીધો. બીજે ઠેકાણે આનંદશંકરને સારૂ ભલામણો કરવાની એણે લાલચ દેખડાવી. એમ આનંદશંકર અને મમતારામ વચ્ચે એખલાસ વધ્યો. મમતારામ એની તરફ હેત દેખાડવા લાગ્યો એટલે એ રોજ રોજ મમતારામને મળવા કરવા જવા લાગ્યો. મમતારામની શીખવણીથી નવલશાને પણ એ ઘણું કરીને રોજ મળતો. નવલશાને પાવડીનું ઘેલું લાગેલું જોઇ એને અચંબો થયો. મમતારામની પેઠે એને પણ તેનો ભેદ જડયો નહિ. જ્યારે વાત મીજાન ઉપર આવતી અને આનંદશંકરને લાગતું કે નવલશા હમણાં બધું ભખી દેશે, ત્યારે કોણ જાણે

શાએ કારણથી, નવલશા લવારો કરતો એકદમ બંધ થઈ જતો ને આનંદશંકરને પગે લાગીને કહેતો—"ભાઈ હું તો ભોળો છું. મારાથી જો એ વાત કહેવાઈ જશે તો મારી કમબખ્તી આવશે, માટે મારૂં હિત વિચારતા હો તો, મારાથી જો કંઈ કહેવાઈ જાય તો તમે તમારા કાન બંધ કરી દેજો." આનંદશંકર હસીને કહેતો, કે વેદના મંત્ર દ્વિજ સિવાય બીજાને કાને ન પડે તે સારૂ, ઇતર વર્ણે વેદના મંત્રની ધુની સાંભળતાં જ કાન બંધ કરી દેવા, તેની વાત નવલશા કરે છે! પણ નવલશા એને વિનવતો કે જો મારાથી ભુલે ચુકે વાત થઈ ગઈ તો તેમાં મારો જન્મારો ધુળ મળશે! નવલશાને એ પ્રમાણે આગ્રહ પૂર્વક બોલતાં વારંવાર સાંભળીને આનંદશંકરને લાગ્યું નવલશા કોઈ પણ રીતે વાત નહિ કરવાને બંધાઈ ગયલો છે ને ખરો ભેદ એનાથી મળવો મુશ્કેલ છે.

એક દહાડો આનંદશંકર મમતારામને મળવા ગયો. મમતારામે પુછ્યું-"કેમ તમારા નવલશા શું કરે છે?"

"શું કરે છે શું"—આનંદશંકર હસીને બોલ્યો—"એ તો કરતા હોય સો કીજીએ તાદૃશી વાત છે. નિત્ય પાદુકાને આમલીથી દ્વિત્રિ ટાઇમ્સ (વાર) ઘસીને ચકચકીત રાખે છે, અને ચરણમાં ધારીને આપ્રભાત આમથી તેમ અને તેમથી આમ ભ્રમણ કર્યાં કરે છે. આગળ તો એને વિલાયતી શુઝની સેવના હતી. સંપ્રતિ એક સેવના વધી છે. જ્યાં ત્યાં પાદુકા ને પાદુકાની જ બોલબોલા બોલ્યાં કરે છે."

એમ તો તમે મારી આગળ હજાર વાર બોલી ગયા હશો. પણ કંઈ નવી વાત—અથવા એમ કરવાનું કારણ શું તે કંઈ જણાયું?

"ના ભાઈ, તાદૃશી આશા રાખવી વ્યર્થ છે. તમે મને વદો છો કે આપણે વૃત્તાન્ત જાણીએ તો નવલશાને ઉપયોગી થઈ પડીએ. માટે એના હિતાર્થે એ કથા જાણી લેવી આવશ્યક છે. પરંતુ જ્યારે એ મેટર ઓપન કરવાનો (વાત કહેવાનો) પ્રસંગ આવે છે, ત્યારે નવલશા ચરણનતિ કરે છે ને વિદિત કરે છે, કે જો વાર્તા કહેવાઈ ગઈ તો એનો જન્મારો સ્પોઇલ (ધુળ) થશે. ત્યાં મારા હસ્ત બદ્ધ થઈ જાય છે. મને તો એમ ભાસે છે કે આ વિષયને ઉદ્દેશીને, નવલશા કોઈ મહાન્ ધર્મસંકટમાં પડ્યો દેખાય છે. વારંવાર એને પોતાને એમ ભાસી આવે છે કે કોઈ ઇષ્ટમિત્રની એડવાઈસ (સલાહ) લેવાય તો કેવું સારૂં? પરન્તુ ન જાણે, બોલવાનો સમય આવ્યો કે એના મુખે તાળું દેવાય છે! એ કહે છે કે ના, જો હું બોલ્યો તો બાજી હારી જવાનો! અધુના આ વિષય પરત્વે નવલશાને આગ્રહ કરતાં મારૂં હૃદય તો દયાર્દ્ર થાય છે, કારણ કે હું એનો ફ્રેન્ડ (મિત્ર)છું. એનું અણહિત થાય તેમાં મારો આત્મા પ્રસન્ન નથી, કેમકે સર્વ રીતે એ બીચારો નિષ્કપટી છે. અદ્યાપિ

જો કે છોકરમત કંઈક અધિક છે—**ચાઈલ્ડીશ**—તથાપિ સ્વહસ્ત વાત હોય તો, મારાથી પટાન્તર રાખે એવો એ નથી. આ તો **ફ્રીમેસનોવત્** એના હસ્ત પાદ કોઇએ કટ (કાપી) કે બાંધી લીધા હોયની તેમ છે. તત્ર કિં કર્તવ્યમ્?"

"ના, ના"—મમતારામ ઉથાપતો બોલ્યો—"તમારા મિત્રને હાનિ પહોંચે એવું આપણે કોઈ કાળે કરવું નહિ, હું તો સહેજ પુછતો હતો."

"તમારી ઇચ્છા હોય તો"—આનંદશંકરે હસીને કહ્યું—"પાદુકાને ઉદ્દેશી એની વિકળ ચેષ્ટા તમારી આગળ વર્ણવીને ભજવી દેખાડું. તમને તે નિ:સંશય હાસ્ય કરાવે એવી મનહર છે. તમારા કર્ણગોચર આ કથા થઈ હશે, કે શાક પ્રવર્તક મહારાજાધિરાજ **શાલિવાહન** 'બૃહત્ કથાસરિત સ્રોત સાગર'નું પુસ્તક, અને **સીકંદર** પાદશાહ 'ઇલીઅડ' ની બુક મસ્તક નીચે મેલીને સુતા. અસ્માકીય નવલશા પણ, પાદુકાને ઉપધાન તળે રાખીનેજ સુએ છે! પ્રાત:કાળમાં ઉઠતાં વારને પાદુકાને પ્રણામ કરે છે! એક દિવસ મધ્યાહ્ને એ સુતો હતો ને હું ત્યાં જઈ ચહડ્યો તો **હીઝ લોર્ડશીપ** (તત્રભવાન્)ના મસ્તક આગળ એક પાદુકાની જોડી! એક પાદુકા હસ્તમાં ને દ્વિતીય હૃદય ઊપર! તૃતીય જોડી કર આગળ પડેલી! તમે **બીલીવ કરશો** (માનશો) એને સ્વમાં પણ પાદુકાને ઉદ્દેશીનેજ આવે છે! નિદ્રામાં મેં એને લવતાં સાંભળ્યો—"જાઓ, કબુલ છે કબુલ! મને પાવડીની સિદ્ધિ આપો ને બીજી તમારે જોઇએ, તે લઈ લ્યો; મારે તેનું કામ નથી, બસ. મને તો પાવડીજ આપો! પછી જુવો મારો બહાર અને રોબ!!!" એટલામાં મેં ત્યાં નોઇઝ અને કોલાહલ કીધો ને એ જાગૃત થયો, મારી સમક્ષ એ તો પાદુકાને દંડવત્ પ્રણામ કરવા લાગ્યો! મને કહે—"ભાઈ; પાવડી—કંટક ભંજન પોથી—એ શું વસ્તુ છે અને એનો શો મહિમા છે તેની કોઇને ખબરજ નથી! અમે પાંચ સિવાય તે વાત ભાએગે બીજું કોઈ જાણતું હોય!" વળી તે દિવસે ધનકોરડોસી કરીને કોઈ ત્યાં આવ્યું હતું. તેણે નવલશાને પાદુકાને પગે લાગતો જોયો, એટલે એ વૃદ્ધા સ્ત્રી બોલી—"કેમ ભાઈ નવલ, તમે તમારી કુળાચારની રીત પ્રમાણે પાવડીને અને સાધુને સેવો છો કે કેમ?" નવલશા વિસ્મય પામ્યો, ત્યારે તે વૃદ્ધા સ્ત્રી બોલી—"તમારા કુળની દંતકથા મેં મારી બહેન આગળ ઘણી વાર સાંભળી છે. સાધુદાસ ઉપર આગળ કોઈ મહાત્મા કેમ પ્રસન્ન થયા તે હકીકત બીજા બધાના કરતાં હું સારી રીતે જાણું છું." નવલશા વિચારમાં પડ્યો, ને તેના ગયા પછી એના મનમાં કંઈ સંકલ્પ આવ્યો, એટલે એણે મને કહ્યું—"આનંદશંકર જુવોની, કેશવલાલ, દુલારામ, કે નિર્મલદાસ, જો કે મારા પિતરાઈ છે

છતાં, આ કામમાં અમે એકબીજાના સ્પર્ધી છઇએ. એટલે જે લોકની આગળ મારાથી વાત થાય તે તો મને નકામા જેવા છે. વળી એજ કામમાં મને કેશવલાલ અને નિર્મલદાસે દગો દીધો હતો, ને તેમાં તેઓ ફાવ્યા તેનો ડાઘ તો હજી મારી છાતીએ તાજો છે. માટે એ લોકને પુછવું તો નકામું છે. પણ આ ધનકોરડોસી કંઈ વાત જાણતાં જણાય છે; માટે કાલે હું એને મળીશ ને પુછવા જેવું હશે તો પુછીશ."

"આ વાત તો તમે મારી આગળ કોઈ દિવસ બોલ્યા નહોતા"—મમતારામે કહ્યું—"એ તો નવી છે."

"એવી તે એ શું મેટર (વાત) હતી કે હું તમને સ્પેશીઅલી (ખાસ કરીને) કહું" આનંદશંકરે કહ્યું—"મને સ્મરણ નહિ રહ્યું હોય તેથી કહેવી ભુલી ગયો હોઇશ."

"તમારી ભુલ છે. ધનકોરડોસી નવલશાના કુટુંબની દંતકથા જાણે છે એ એક આપણને નવી બાતમી મળેલી જાણવી. ધનકોરડોસી એ વાત જાણતી હોય એમ સંભવે છે, કારણ કે એની બહેન કેશવલાલની મા થાય, એટલે એ જાણતી હોવી જોઇએ, હું તો વનમાલીદાસને એ કથા જાણવા સારૂ બે વાર મળ્યો, પણ કોણ જાણે નવલશાની પેઠે એ તો કશું બોલતો નથી. એ તો વાણીઆની પેઠે હસી હસીને વાત ઉડાવી દે છે, તેથી મેં જાણ્યું કે અહીં આગળ આપણું કંઈ વળનાર નથી. ચંદ્રદાસને ઝાઝી ખબર નથી. મારા મનમાં હું એ બાબતનો જેમ જેમ વધારે વિચાર કરૂં છું, તેમ તેમ મારી અજાએબીની સીમા રહેતી નથી. ગમે તેમ કરીને એ ભેદને હસ્તગત કરવો જોઇએ."

"તમે આ વિષયમાં ખાઇ પીને મંડ્યા છો તેમાં મને આશ્ચર્ય લાગે છે. હું તો એમ ધારૂં છું કે છેલ્લે સરવાળે તમે કોઈ વહેમની સ્ટોરી (વાત) સાંભળશો. તદુપરાંત અધિક તાત્પર્ય પ્રાપ્ત થવાનું નથી."

"ના, ના, એમ તો નહિ"—મમતારામ વિચાર કરતો બોલ્યો—"વહેમની વાર્તા હોય તો, આ પ્રમાણે મારી નજર આગળ સજીવન થાત જ નહિ. તમને ખબર છે, વાલકેશ્વરની ઉજાણીમાં તમે તો પાસે નહોતા, પણ પેલા સંન્યાસીને નવલશાએ કેવી રીતે હડધુત કીધો, તે મ મારી નજરોનજર ભાળ્યું હતું! એજ નવલશા—જડસુ સુધારાવાળો—સંન્યાસીને પાછો મળે, તેની પાસે માફ માગે અને પોતાથી મહારાજની અવગણના થઈ ગઈ તે માટે દલગીરી બતાવે, એમાં વહેમ કરતાં ચમત્કાર વધારે સમાયલો હશે ને હોવો જોઇએ! વળી જુવો, નવલશા દેશી ચીજ કે રીવાજને હડધુત કરનારો તે પાવડીને પૂજે! કેશવલાલ અને નિર્મલદાસ આગળ પાવડી અને સિદ્ધિની વાત કરતો મને જોઇને અટકી જાય!

નિદ્રામાં પણ પાવડીની જંખના કર્યાં કરે! એ બધું શું? વહેમ તો નહિજ. એમાં તો કોણ જાણે કેટલોએ મર્મ સમાયલો હશે. નવલશા તમારી આગળ, કે મારી આગળ વાત કરી શકતો નથી એ પણ શું દાખવે છે? જ્યારે આપણે થીઓ-સોફીસ્ટોની વાતો સાંભળીએ છીએ, ત્યારે એમ કેમ નહિ હોય કે આ કંઈ તેવીજ વાત છે! માટે એનો ભેદ જરૂર પામવો જોઇએ."

"રીયલી (ખરે) તમે કહો છો તેમ આ સર્વ મનન કરવા જેવું છે"—આનંદશંકરે કહ્યું—"બાકી ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી, તેમ વાલકેશ્વરની ઉજાણીનો નવલશા આજે નથી. યદ્યપિ એ વધારે મેડ થયો છે અને વિકળ ચેષ્ટા કરે છે, પરંતુ મુદ્દે કોઈ વાત એના હૃદયમાં સચોટ સિદ્ધાન્ત કરી બેઠેલી છે!"

"માટે જ આપણે જાણશું તો એમાં સર્વને લાભ છે."

"તે તો હું જાણતો નથી"—આનંદશંકરે જવાબ આપ્યો—"તમે વનમાલીદાસ આદિ પાસેથી વિશેષ સાર ગ્રહણ કરી શક્યા નહિ. અને નવલશા પાસથી હવે હું અધિક જાણી શકું એ આશા વંધ્યા પુત્રવત્ છે.

"પણ આજેજ તમે મને કહ્યું કે ધનકોરડોસી તે વાત જાણે છે. તો હવે એ ડોસી શું જાણે છે તેનો ભેદ પામવાને મારે તદબીર કરવી જોઇએ. ઘણી ખરી વાર જે કામ ભાયડા આગળ સરતું નથી, તે કામ બૈરાં આગળ સહેજમાં સરી જાય છે. હજી તો ક્યાં! મેં દુલારામને ધુણાવ્યો નથી, નિર્મલદાસ અને કેશવલાલ હજી બાકીમાં છે, અને નવલશા તો આપણા હાથમાં છે. એ તો ભાઇ હીંમતે ખોદા મદદ. ઠીક છે, હવે તમારે જવું હોય તો જાઓ. પણ વારૂ, એ ધનકોરડોસીનો દીકરો ફૂળીદાસ કેની? જેનો કોઇ કાપડના ભાટીઆ વેપારી જોડે ભાગ છે તેજ કેની?"

આનંદશંકરે હા કહી અને મમતારામ ફરી બોલ્યો—"જુઓ તમે નવલશા જોડે હળીમળીને ચાલજો, અને લાગ આવે તો એના ઘરનાં બધાં માણસો જોડે એખલાસ વધારજો. કદાચને કોઇ ટુંકારો કે ટચ્કો કરે તો તેની દરકાર કરતા નહિ. તમે જાણો છો કેની अवमानं पुरस्कृत्वा मानं कृत्वा च पृष्ठतः स्वार्थं समुद्धरेत् प्राज्ञः વગેરે."

"અને તમે"—આનંદશંકરે હસીને કહ્યું—"तटस्थः स्वानर्थान् घटयति च मौनं च भजते."

"ના ના, તમે ને આપણે ક્યાં જુદા છીએ. બધા એકના એક છીએ."

"હા, હા, એ તો યથાર્થ છે. यूयं वयं वयं यूयमित्यासीन्मतिरावयोः । નવલશા અને આપણને અધુના બીજું ચરણ લાગુ પડે છે. किं जातमधुना येन यूयं यूयं वयं वयम्."

"વાઃ કેવા લાગુ પડતા શ્લોક તમે બોલો છો. ઠીક છે વળી મળજો."

આનંદશંકરના ગયા પછી મમતારામ વળી એક બીજી તદબીર રચવામાં રોકાયો. ધનકોરડોસીને કેમ મળવું ને પેલી વાતનો પાર કેમ પામવો! ડોસીના વહાલા થવાની જરૂર હતી. મમતારામ ડોસીની ઘણી ખરી હકીકત જાણતો હતો ખરો કે ફીફીને ડોસી કેવી સાખ પડાવે છે ને તેને લીધે માદીકરાનાં મન ઉંચાં થયાં છે. ડોસી કેવી લોભી હતી એટલે તે દ્વારાએ તેના વહાલા થવાની મમતારામે યુક્તિ રચી. એના જાણવા પ્રમાણે કોઇ ભાટીઆ જોડે કાપડનો વેપાર ફુળીદાસને ભાગમાં હતો. પણ તે કેવા કાપડનો વેપાર, અને તે કેવી રીતે ચાલતો તેની એને ખબર નહોતી. મમતારામમાં આ એક ખાસ ગુણ હતો કે જે વાત હૈયે ધરતો તેનો કેડો છોડતો નહિ. એક પછી એક નવી સંકલના અને યુક્તિઓ ખડી કર્યાંજ કરતો. તપાસ કરતાં એને જણાયું કે ફુળીદાસને કોરા કાપડનો વેપાર હતો. છુટક માલ તેની દુકાને વેચાતો નહિં, પણ પેટીઓની પેટીઓ વેચાતી. મુંબઇની ઘરાકી કરતાં બહાર ગામની લેવાની ઉપર એની દુકાનનો આધાર હતો. અલબત જો ફુળીદાસને છુટક કાપડની દુકાન હોત તો મમતારામને, ફુળીદાસને પોતાના હાથ કરી લેવામાં, ઝાઝી અડચણ નડત નહિ. નથુશેઠને ત્યાં વરસ દહાડે પાંચથી દશ હજારનું કાપડ જોઇતું હતું તે બધું ફુળીદાસને ત્યાંથી લેવડાવાનું કરી, મમતારામ પોતાની નેમમાં ફાવી જાત. પણ નથુશેઠના ઘરનો કોઈ માલ ફુળીદાસની દુકાને વેચાતો નહોતો. એટલે મમતારામને થોડી વધારે મહેનત પડી. એક દહાડો મમતારામ ફુળીદાસને મળ્યો ને કહ્યું કે અમારા નથુશેઠને ત્યાં હવે કાપડ તમે પુરૂં પાડજો. બીજા અતરાપુ નથુશેઠને ત્યાંથી દર વરસે હજાર બે હજાર કમાય, તેના કરતાં તમે કમાઓ તો વારૂ, મારે પાણી પીવાનું ઠેકાણું છે. ફુળીદાસે ના પાડી કે અમે છુટક માલ વેચતા નથી. મમતારામે તેને સમજાવ્યો કે ભલા માણસ તમે બજારમાંથી માલ લઇને નથુશેઠના આરડર પ્રમાણે કાપડ મોકલ્યાં કરજો. તમારે જોઇએ તો કમીશનનાં દશ પંદર ટકા ભાવમાં વધારજોની? હું છું ત્યાં સુધી નથુશેઠને ત્યાં તમને કોઈ પુછવું કરવું નથી. વળી વ્યાજ છે, વટાવ છે, વેપારીઓ જોડે તમારે ઓળખાણ રહી, એટલે ભાવની ફરકસરથી, નાંખી દેતાં તમને દશ હજારમાં બે હજાર છુટશે જ છુટશે." કોઈ બીજો માણસ હોત તો મમતારામને પગે પડત. પણ ફુળીદાસ બહુ અસરાફ હતો. તેણે એ પ્રમાણે ધાપ મારી નાણું રળવાની ના પાડી. અને મમતારામને કહ્યું—"અમારો શેઠ કહે છે કે ખરો પરસેવો ઉતારી રૂપીએ એક દોઢીયું રળશું તો આપણા દીકરાના દીકરા આપણું ધન ભોગ-

વશે. ધાપ મારીને રૂપીએ આના બે આના લેવા જતાં તો ખોટ આવે ને વખતે ગાંઠની મુડીએ જતી રહે!" ફુળીદાસને બહુએ સમજાવવા છતાં એણે માન્યું નહિ; એટલે લાગ જોઇને, ફુળીદાસ ઘરમાં હોય તેવે વખતે, મમતારામે ધનકોરડોસીને મળવાનું ધાર્યું.

---

## પ્રકરણ ૩૯ મું

### ધનકોરડોસીને મમતારામ મળવા જાય છે

ઉત્તર દિશાએ જોગણી છે, હું જાઉં તો દુખ પામું;
પૂર્વ દિશાએ સંચરૂં તો, ચંદ્રમાનું ઘર સામું. (પ્રેમાનંદ)

જે દિવસે ત્રણે શેઠીઆઓએ સ્વ સ્વ કાર્ય સાધવાને છતરીસમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સખ્ય કીધું, તેને વળતે દિવસે સવારના દશ અગીઆર વાગે મમતારામ ફુળીદાસને ઘેર ગયો. ફુળીદાસ તરતનો આવી હીંચકે બેસી આશાએસ લેતો હતો. સામે રસ્તા ઉપર પડતી બારી આગળ એક ગાદી પર ડોસી બેઠી હતી. ગાદીની પાસે એક મ્હોટો પેટારો હતો. તેમાં ડોસી પોતાનું સર્વસ્વ રાખતી અને તેને જીવની પેઠે રાત દિવસ સાચવતી. ગાદી પર ધનકોરડોસીથી થોડે છેટે એક પાનપડો ને વાંસની સોટા જેવી લાકડી પડેલી હતી. પોતે હવે ઘરડી થઈ છે તે બતાવવાને પોતાની પાસે લાકડી અને તુલસીની માળા એ કાયમ રાખી મુકતી. કોઈ આવવું કરવું ત્યારે યાદ આવતાં; હાથમાં માળા લઇને ફેરવવા મંડી જતી. અલબત વાત કરવામાં ડોસી જ્યારે ત્યારે માળા ફેરવવી ભુલી જતી. ઘણીખરી વાર તો રસાકસી ઉપર વાત આવતી તો ભુલમાં માળા ફગોવી દેતી!

અંદર આવતાં મમતારામ બોલ્યો—'કેમ ફુળીદાસ, ખુશ તો ખરા. બહુ સારૂં થયું કે તમે મને મળ્યા. મારા મનમાં કે તમે જમી કરી દુકાને ચાલ્યા ગયા હશો." એમ બોલતો બોલતો મમતારામ ફુળીદાસની પાસે હીંચકા આગળ આવ્યો. ફુળીદાસે થોડા દૂર ખસીને એને બેસવાની જગો કરી આપી. ડોસીને સન્મુખ મ્હોડું કરી બેસતાં અને માથા ઉપરની પાઘડીને હાથમાં લેતાં મમતારામ હસીને બોલ્યો—"માજી, તમે મને ઓળખો છો કે? હું મમતારામ, ઘણે વખતે જુઓ છો એટલે તમે મને નહિ ઓળખતાં હો." ધનકોરડોસીએ ના પાડી એટલે મમતારામે કહ્યું—"હું તો રળીઆતનો દીકરો થાઉં, મારી માની જોડે હું નહાનો હતો ત્યારે તમારે ત્યાં ઘણીવાર આવેલો. તમે મને ખુબ લાડ લડાવતાં. તમારે અને મારી માને જબરાં બહેનપણાં હતાં.'

"હેં—ભાઈ, તું રળીઆતનો દીકરો કે?" ધનંકારડોસી પાછલા કાળનું આંખે સ્મરણ કરતી બોલી—"જીવતો રહે, ભાઈ, તને જોઇને મારી આંખ ઠરી છે. હવે હું તને ધારી ધારીને જોઉં છું એટલે મને રળીઆત ડોસી સાંભરી આવે છે. તારૂં મ્હોડું તેના જેવું છે, પણ તને નહાનપણમાં જોયલો તેથી ભુલ કીધી."

"જીયા"—ફૂળીદાસ બોલી ઊઠ્યો—"તું એને આમ તું તાં શું કરે છે? તે દહાડે તો એ નહાનો છોકરો હશે એટલે બધું ઠીક હતું, પણ હવે તો મમતારામ મહોટા ભાયડા થયા છે; તેને આમ તું તાંથી બોલાવતાં લાજતી નથી?"

"અરે જાઓ મારા સાહેબ"—મમતારામ ફૂળીદાસને હસી કહાડતો બોલ્યો–"જેવા તમે તેવો હું! ધનંકાર માજી મને તું તાંથી બોલાવે છે એટલે મારો આત્મા રાજી થાય છે. જાણે મારી માની સાથે વાત કરતો હોઉંની!"

એ પ્રમાણે મમતારામ તરફથી ટેકો મળ્યો એટલે ડોસી બોલી—

"દીકરા, એ બધી મહોટાઇની વાત આજકાલનાં તમે કલજુગનાં ભરેલાં છોકરાં અને વહુવારૂઓને સોંપી. અમે તો ખરૂં બોલનારાં. રલીઆતનો દીકરો તે મારો પણ દીકરો કેની? માટે હું તો એને તું તાંથી બોલાવીશ."

"હા માજી એમ જ રાખો. ઉલટો હું તો રાજી થાઉં છું."

"પણ જોની, આજ કાલનો આ ફૂળીઓ! નહાને મ્હોડે મને શીખામણ આપવા નીકળ્યો છે! સૂરજ કયાં ઉગે છે ને આથમે છે તેની તો એને ખબરે નથી!"

"ના માજી"–મમતારામ ફૂળીદાસની વહાર કરતો બોલ્યો–"એ તો તમારો દીકરો થાય તે તમને એમ લાગે. બાકી તમારા દીકરાએ કંઇ જેવું તેવું નામ મુંબઇમાં કહાડયું નથી. હું તો કારણ નહિ એટલે મળવા કરવા નહોતો આવતો, પણ એને વેપાર ધંધે લાગેલો જોઇને મારી આંખ ઠરીને ઠરી રહેતી."

"અરે ભાઇ,"–ડોસી નિસાસો નાંખતી બોલી–"એ ફૂળીઆને નહાનાથી મહોટો કરતાં મને શું શું વીટંબણા પડી છે તે! માથે ઝાડ ઉગ્યાંતાં–દુખનાં ઝાડો! એને ભણાવી ગણાવી મેં આગળ પાક્યો ત્યારે વારૂ એ રળતો ખપતો થયો છે."

"માજી એ છોરૂં તો તમારા રોજ રોજ દુધે પગ ધોય તોએ ઓછું છે. પણ એ ફૂળીદાસભાઇ જરાક રાંક છે અને પોતાના પડછાયાથી ડરે છે. તમે જાણો છો, આજકાલનો વખત કેવો છે તે? માગ્યા વગર માએ પીરસતી નથી. આજે તો સૌ સૌને પોતપોતાનું સંભાળવાનું છે."

"વળી તમે પેલી વાત કહાડવા આવ્યા છો કે શું?" ફૂળીદાસ નાખુશ થતો બોલ્યો.

"હાજ તો"–મમતારામે કહ્યું–"હું તમને તમારા હિતની વાત કહું છું તે

તમે માનતા નથી ત્યાં હું શું કરૂં? આપણે માજીને હાથે ઇનસાફ લેવો ને એ કહે તે જાણો, તમારે ને મારે બંનેને કબુલ!"

"પણ એવી બાબતમાં બૈરાં આદમી શું સમજે?" ફૂળીદાસે અધીરા પડીને કહ્યું.

ધનકોરડોસી અધીરી પડી ગઇ. હાથમાં માળા લીધી હતી તે દૂર ફેંકી દીધી અને રોષ કરી ફૂળીદાસને તરછોડી એ બોલી—

"જા, જા, મુવા ફૂળીઆ! મારા પી–મને બધું સાંભળવા તો દે? વચમાં નકામી શેની ટાપસી પુર્યાં કરે છે?"

"માજી, એ તો અમે સહેજ હસીએ છઇએ"–મમતારામે કહ્યું–"તમારો ફૂળીદાસ તો એક રતન છે. હું તો એના સારાને માટે એક વાત એને કહ્યાં કરૂં છું તે એને ગોઠતી નથી. જુવોની, મારે તમારાથી જુદાઈ નથી. મુંબઇમાં નથુશેઠ કરીને એક મ્હોટો ધનવાન્ ભાટીઓ છે. તેને ત્યાં મારૂં જવું આવવું થાય છે. એ શેઠને ત્યાં વરસ દહાડે દશ હજારનું કાપડ ઘર સારૂ જોઇએ છઇએ. એક દહાડો શાએ કારણથી એણે મને કહ્યું કે તમે કોઈ કાપડના વેપારી સાથે મારે સારૂ બંદોબસ્ત કરો કે આપણે જોઇતું કાપડ એને ત્યાંથી લઇએ, વિચાર કરતાં મને ફૂળીદાસ યાદ આવ્યા કે વારૂ, એ મસે એ ભાઈ વરસ દહાડે હજાર બે હજાર કમાશે. કોઈ બીજો કમાય તે કરતાં તો સારૂ કેની? મારે પાણી પીવાનું તો ઠેકાણું છે! હું ફૂળીદાસ–ભાઇને મળ્યો ને એને ઘણુંએ સમજાવ્યો પણ એ તો એ વાતની ના પાડે છે, કે અમારે એ બરનો વેપાર નથી અને એવી ધાપ મારવાની વાત અમને પાલવતી નથી."

વરસે હજાર બે હજારના નફાની વાત સાંભળી, ડોસી તો લાંબા લાંબા કાન કરી મમતારામની કથા સાંભળવા લાગી. ફૂળીદાસની તરફ આંખો ફાડી ફાડીને ડોળા બહાર કહાડતી એ બોલી—

"કેમ મુવા ફૂળીઆ! આ વળી તારી શી મ્હો–મારા રોયા, તું તો એવો ને એવો જ રહ્યો! મુવાને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે તો મુવો મ્હોં ધોવા જાય છે—મુવા પાઘડી બ—! તારા કરતાં મારે પેટે પથ્થર કેમ નહિ પડ્યો!"

માને મ્હોડેથી એ પ્રમાણે ગાળોનો વરસાદ વરસતો જોઇ ફૂળીદાસ જરાકે ક્રોધે ભરાયો નહિં. નીચું મ્હોં કરી બધું સાંભળ્યા કીધું. ડોસી ગાળો દેતી બંધ પડી એટલે એણે કહ્યું—

"બા, તું કંઈ સમજતી નથી ને મને નકામી ભાંડે છે. હજાર બે હજાર રૂપીઆ ખરા પરસેવાના કમાવાની આ કંઈ વાત નથી. એ તો નથુશેઠ પાસેથી લુંટી લેવાની વાત છે."

"પણ મુવા, મારા રોયા, તું તે કે દહાડાનો સતો થાય છે! મારા પી—ને રૂપીઆ કમાવા ગમતા નથી કે આ તો ખરો પરસેવો, ને આ તો ધુતી ખાવા જેવું એવી તાગડધીન્ના કરે છે! મુવા અભાગીઆ, ખરો પરસેવો ઉતારી તને મ્હોટો કીધો તે આ દહાડા જોવાને માટે કે! જો પી—કંઈ સમજે છે! જા મુવા મામા દેવીમાં જઈને બોડકીઓનાં માથાં બોડ! ઘરમાં ચૂડી પહેરીને બેસ—ચૂડી!"

ડોસી આ પ્રમાણે ફૂલીદાસનું પૂજન કરતી હતી તે જોઈને મમતારામ ચમક્યો. જો કે એની મતલબ ડોસીને લોભ દાખવી એના વહાલા થવાની હતી ખરી, તો પણ ફૂલીદાસને ડોસી ગાળો દે તેએ એને ઠીક લાગ્યું નહિ. ફૂલીદાસ સાથે દુશ્મની બાંધવાને એ કંઈ આવ્યો નહોતો; એટલે કંઈક તપીને એ બોલ્યો.—

"માજી, હું તમને હાથ જોડીને કહું છું કે જો આ પ્રમાણે તમે તમારા ભલા દીકરાને ગાળો દેશો, તો હું તમારે ત્યાં હવેથી કોઈ દિવસ આવીશ નહિ; હું તો એને રાજી કરવાને અને ખટાવવાને આવ્યો છું-કંઈ ગાળો ખવડાવવાને નહિ."

"અરે ભાઈ મમતારામ"—ડોસી ધીરી પડતી અને હાથમાં પાછી માળા લેતી બોલી—"હું તો એને કયાં ગાળો દઉં છું. એ મુવાનાં લક્ષણજ એવાં છે કે એ તો ગાળો ખાવાને સરજેલો છે. આ તો હું એને બે શીખામણની વાતો કહું છું. વખત તો આવો આવતો જાય છે અને એ પી—ને, અરે ભુલી, બે હજાર રળવાની વાત ગમતી નથી."

"પણ જીયા, તું આ બાબતમાં કશું સમજવાની નથી. મમતારામ તો લોકમાં એવું એવું જોતા હશે એટલે એ તો મારા સારાને માટે એમ કહે; પણ તને ખબર તો છે કે ટહાડા લોહીનો સુક્કો રોટલો સારો. એવી ખોટી ધાપ મારીએ તો આપણો પરમેશ્વર રાજી થાય નહિ." ડોસી પાછી માળા ફેંકી હાથમાં લાકડી ધરવા જતી હતી, એટલી બધી એને ફૂલીઆ પર રીસ ચહડી; પણ મમતારામ ત્યાં છે એમ વિચાર આવતાં ડોસીએ લાકડી પડી મુકી ને માળા ફેરવવા લાગી. ફૂલીદાસે કહ્યું—"પણ તને મારૂં કહેવું કોઈ કાળે ગોઠયું હતું કે આજે ગોઠશે? હું તો આ જમવાને ચાલ્યો, મને દુકાને જતાં મોડું થઈ જાય."

ફૂલીદાસ પાસેના ઓરડામાં જમવાને ગયો. મમતારામ ડોસી જોડે વધારે એખલાસથી વાત કરવા લાગ્યો. નથુશેઠને ત્યાંથી કાપડમાંથી હજાર બે હજાર રૂપીઆ કેવી રીતે કુટી કહડાય તેની એણે ડોસીને સમજણ પાડી. ડોસીને તે બધું સુધું સમું દેખાયું. પરન્તુ આવી બાબતમાં ફૂલીદાસ હઠ લેતો અને ડોસીને ગાંઠતો નહિ તેથી એ તો વિમાસણમાં પડી કે હાય, હાય, આવી ઘેર બેઠાં ગંગા આવે છે ને આ

મુવો ફૂળીઓ સમજતો નથી! હવે શું કરૂં! સાથે લાગી એ મમતારામનાં વખાણ કરી તેનાં ઓવારણાં લેવા લાગી. જાણે ફૂળીદાસ એના કહેવાથી ન્યાલ થયો હોયની!

મમતારામ ડોસીને ધીરજ આપવા લાગ્યો કે તમે જરાક શાંત થાઓ. ફૂળીદાસ હવે કંઈ નહાનું છોકરૂં નથી કે એમ ગાળો દેવાથી કામ સરે. એ તો એને પટાવી ફોસલાવી કામ લેવું ઠીક છે. ડોસીનું ચાલત તો ફૂળીઆનો ભોરકુટો કરી એ કામની હા ભણાવત! પણ મમતારામનું એવું વલણ જોઇને એ બોલતી બંધ થઈ.

"માજી, તમે ફીકર નહિ કરો"—મમતારામ બોલ્યો—"હું અહીં આગળ વખત બે વખત આવીશ. આપણે ફૂળીદાસભાઇને રોજ સમજાવીશું પટાવીશું તો આખરે એ હારી જશે."

"તે તો ખરૂં, પણ"—ડોસી અધીરી પડતી બોલી—"એટલામાં તમારો નથુશેઠ કોઈ બીજાને એ કામ આપી દે તો?"

"તે વાતની તમારે જરાકે ફીકર રાખવી નહિ. એ બાજુ તો મારા હાથમાં છે. પણ હું તમને હાથ જોડીને કહું છું કે તમારા સાધુદાસ જેવા એકના એક દીકરાને ગાળ દેતાં નહિ. એ તો બીચારો ભલો આદમી છે."

"પણ તમે સાધુદાસનું નામ કેમ લીધું? હમણાં જ મને થોડા દહાડા થયા સાધુદાસનું નામ અને વાત યાદ આવ્યાં કરે છે."

"માજી, મેં તો સાધુદાસ સહેજ કહ્યો હતો, પણ શું વાત છે તે તો મને કહો?"

"અરે ભાઈ, આ તો બે ઘડી હસવાની વાત છે, એમાં દમ તો કંઈ નથી. ગઈ કાલેજ મને વનમાલીદાસનો દીકરો નવલશા મળવાને આવ્યો અને સાધુદાસની વાત મારે મ્હોડેથી સાંભળી લીધી. જો કે એ પણ કંઈ જાણતો જણાય છે ખરો. તમે એ વાત જાણો છો?"

"નારે, ધનકોરમા, હું તો કંઈ જાણતો નથી; મને કહોની?"

એટલે ધનકોરમા, સાધુદાસની વાત, પોતાની બહેન અને કેશવલાલની માને મ્હોડે જેમ સાંભળી હતી તેમ, કહી સંભળાવીને કહ્યું—"કોઈ બાવાએ સાધુદાસના વંશમાંથી કોઇને પૈસા ટકા આપી ન્યાલ કરવાનું વરદાન આપ્યું છે. મને ગઈ કાલે નવલશા આવીને પુછવા લાગ્યો કે તમે જાણો છો, પેલા બાવાએ કેવી રીતે ન્યાલ કરવાનું કહ્યું હતું તે? મેં તો ના કહીને એમ કહ્યું કે વળી કેવી રીતે શું? પૈસા ટકા આપીને ન્યાલ કરશે—કંઈ સિદ્ધિ બિદ્ધિ તો આ કલજુગમાં કોઈ કોઇને થોડી આપવાનો છે?"

"પછી પછી"—મમતારામે અધીરા પડીને પુછ્યું.

"પછી શું. હું તો એ પ્રમાણે બોલી તે ઉપરથી નવલશા મને દલગીર

થતો જણાયો, એની સાથે રૂમાલમાં વીંટાળીને એ કંઈ લાવ્યો હતો તે હાથમાં લઇને એ નિસાસો નાંખતો જવાની તૈયારી કરવા લાગ્યો. એટલે મેં એને કહ્યું કે ભાઈ, તું આમ નિસાસો કેમ નાંખે છે અને આ રૂમાલમાં તું શું લાવ્યો છે કે તારા જીવની પેઠે સાચવે છે? નવલશા કહે કે મારો હમણાં દિનમાનજ ચાલતો નથી. જેની છાસ લેવા જાઉં છું તેની ભેંસ મરી જાય છે! હશે. નસીબની વાત! તે દહાડે કેશવલાલને ત્યાં પુછવા ગયો તો મહારાજ ચાલ્યા ગયા હતા; આજે અહીં આવ્યો પણ કંઈ સુક્કરવાર વળ્યો નહિ. નવલશાને આમ બોલતો સાંભળી હું તો વિચારમાં પડી ગઈ, કે ગાંડીઆ જેવો આ નવલ કેવી ડાહી ડાહી વાતો કરે છે! મેં કહ્યું ભાઇ, મને જરા સમજણ તો પાડ? તું આ શું બોલે છે. પેલો સાધુદાસવાળો બાવો આ તને કંઈ આપી ગયો છે કે શું? ને આ તારા રૂમાલમાં શું વીંટાળેલું છે તે મને તો દેખાડ? નવલશા કહે હું તમને પુછવાનેજ આવ્યો હતો. પણ તમે કંઈ જાણતાં નથી ને એવી વાત માનતાં જણાતાં નથી. માટે જો પુછીશ તો મારો સવારથ બગડશે. મેં બહુ આધરો કીધો ત્યારે એણે રૂમાલમાંથી પાવડી કહાડીને બતાવી. પાવડીઓ બહુ ચકચકતી અને સારી દેખાતી હતી. નવલશાનું મ્હોં ઉતરી ગયલું જોઇને મેં હસતાં હસતાં કહ્યું—"આ પાવડી શું તને પેલા સાધુદાસવાળા મહારાજે આપી છે? પણ એ કંઈ બોલ્યો નહિ અને પાવડીને જતનથી રૂમાલમાં વીંટી એ જતો રહ્યો. હું તો કંઈ સમજી નહિ. વારૂ તમે કંઈ સમજો છો?"

આટલી બધી વાત થઈ પણ મમતારામના જાણવામાં કશું નવું આવ્યું નહિ.

"માજી, જ્યારે નવલશાએ પુછ્યું, ત્યારે તમે એમ કેમ કહ્યું કે સાધુદાસના વંશજને પૈસાથી ન્યાલ કરશે?

"વળી કેમ શું, પૈસા સિવાય બીજી કેવી રીતે ન્યાલ કરે?"

"પણ પૈસા સિવાય બીજી કોઈ રીતે ન્યાલ નહિ કરે એમ તમે પાકું સાંભળ્યું હતું?"

"ના ભાઈ, તેમ તો નહિ! પણ આપણે અક્કલથી ખોદા પીછાનીએ કેની? આવો ધકધકતો કલજુગ ચાલે છે, છોકરાં અને વહુઓ મા અને સાસુને માથે છાણાં થાપે છે, એવા કાળમાં શું કોઇને સિદ્ધિ બિદ્ધિ મળવાની હતી! મળે તો કલજુગ શેનો?"

ધનકોરમા, એ તમારી ભુલ છે. આપણું હૈયું સાફ હોય તો આ કલજુગજ સતજુગ થઇને બેસે છે. જેનું હૈયું મેલું છે તેને કલિ છે. નહિ તેને નહિ."

"પણ ત્યારે આ કલજુગમાં હૈયાં મેલાં ન હોય, તો પછી કલિજુગ શેનો?"

"હશે માજી, આપણે એ બાબત તકરાર કરવાની જરૂર નથી, પણ મને તમે પુછો છો તે બધો વિચાર કરતાં મને એમ લાગે છે, કે તમે નવલશા આગળ પૈસા આપી ન્યાલ કરશે એમ બોલ્યાં, તેથી નવલશા તમને જે પુછવાને આવ્યો હતો તે વગર કહ્યે ચાલ્યો ગયો."

"મને એ શું પુછવાને આવ્યો હશે? મને તો જે લાગ્યું તે મેં કહ્યું."

"હા, ધનકોરમા, એ તો બરાબર છે, પણ મને યાદ છે કે એક દહાડો હું કેશવલાલને ત્યાં ગયો ત્યારે તમે કહો છો તેજ પ્રમાણે, રૂમાલમાં બહુ જતનથી વીંટાળીને નવલશા કંઇ લાવ્યો હતો. હું ત્યાં જઇ પહોંચ્યો એટલે એ બોલતો ચુપ થઇ ગયો; તોપણ એ કોઇ સિદ્ધિની વાતો કરતો હતો એમ મેં સાંભળ્યું ખરૂં."

"ભાઇ, તારી વાત સાંભળીને મને અચંબો થાય છે. હવે મને વિચાર કરતાં સાંભરે છે કે પૈસાથી ન્યાલ કરશે એમ મારી બહેને મને કહ્યું નહોતું, એતો મારી અટકળ છે. પણ ભાઇ નવલશાએ મારી આગળ એકાએક વાત કહાડી તેથી હું તો ગાભરી પડી ગઈ."

"હશે માજી, એ તો જે થવાનું હતું તે થયું પણ જો તમે વિચાર કરીને બોલ્યાં હોત, તો નવલશા તમારી પાસે શા સારૂ આવ્યો હતો તે આપણે જાણત; કારણ કે તમને કંઇ પુછવાને એ આવ્યો હતો, પણ તમે વગર વિચાર્યું બોલ્યાં ને એ નાખુશ થઇને જતો રહ્યો."

"હા ભાઇ, આ બાબતમાં મારાથી વગર સમજણે ભુલ થઇ ખરી, બાકી કયાં નવલશા ને કયાં હું!"

"જુઓ માજી, હું તો સહેજ કહું છું, પણ આ વિષે તમે ફરી ફરીને વિચાર કરજો. તમારી બહેને જેટલી જેટલી વાર સાધુદાસની વાત કહી હોય તે બધા પ્રસંગો તમારા મનમાં તાજા કરજો? જુઓ વારૂ, એમ કરવાથી તમને કંઈ નવું યાદ આવે છે?"

"મારી બહેન તો મારી આગળ ઘણીએ વાર સાધુદાસે સાધુની કરેલી સેવા ચાકરીની વાત કરતી, પણ હું તો એને જ્યારે ત્યારે હસી કહાડતી કે તને તો સાધુની સેવા કરવાનું ગાંડું લાગ્યું છે, તેથી લવારો કર્યાં કરે છે. એની હકીકત ધ્યાન દઇને હું તો પુરી સાંભળતીએ નહિ. મને શું માલમ કે આગળ ઉપર એ વાતનું કામ પડશે?"

"ધનકોરમા, તમે એ સઘળા પ્રસંગો યાદ કરશો તો તમને એ બધું સાંભરી આવશે." એટલામાં ફુલીદાસને બહાર આવતો જોઇ એ બોલ્યો— "આપણે પાછાં મળશું ત્યારે આ વાતનો ફરી વિચાર કરશું. મેં તમને કહ્યું છે તેમ કરી જોજો. જુઓ કંઈ યાદ આવે છે?" અને પછી વાત ફેરવતો એ

બોલ્યો—"અને માજી, તમારા દીકરાને તમે ગાળો બાળો ભાંડતાં નહિ હોં કે. આપણે બે જણાં મળીને એને સમજાવી દઇશું."

ફુળીદાસ બહાર આવ્યો. પોતાની મા અને મમતારામને ઠંડે પેટે મસલત કરતાં જોઇને એને લાગ્યું કે પેલી વાત પાછી નીકળશે, તેથી માના પાનપડામાંથી પાન ખાધું ન ખાધું કે એ તો લાગલો લુગડાં પહેરવા લાગ્યો. મમતારામે પણ ઉઠવાની તૈયારી કીધી અને ધનકોરડોસીની રજા લીધી. પછી ફુળીદાસની સાથે એ પણ ઘરમાંથી બહાર નીકળ્યો.

ફુળીમાંથી નીકળતાં બંને જણને અલંગા સામી મળી. તેને મમતારામ ઓળખતો હતો ખરો. એનું ઉઠાવ શરીર, મહોટું મહોડું, ભવ્ય કપાળ, લાંબી આંખો અને કપાળમાં દમડી જેવડો મહોટો ચાંલ્લો જોઇને મમતારામ તો દંગ થઈ ગયો. થોડી વાર એના સામું નિર્ધારીને જોયા પછી પોતે હસીને કંઈ કહેવા જતો હતો. પણ એટલામાં અલંગા ચંડીની પેઠે કોપ કરતી એની સામું ઓઠ દાબીને મહોટી આંખો કરીને જોવા લાગી. જાણે એનાં નેત્રનો અગ્નિ મમતારામથી સહન ન થતો હોયની, તેમ અનિચ્છાએ મમતારામની આંખો નીચી ઢળી પડી અને કંઇ બોલી શકાયું નહિ. એની નજર આગળથી ચાલી જતાં, મહા મુશીબતે પોતાના ઓઠો દાબી રાખી, અલંગા મનમાં ફફડવા લાગી—"મુવા, મારી જોડે હસીને કંઈ બોલવા જતો હતો કેમ? પેલો દિવસ જવા દે; પછી જોઇએ કોણ હસે છે, તું કે હું?"

રસ્તે થોડું ચાલ્યા, અને ફુળીદાસ અને મમતારામ જુદા પડ્યા. ઘેર જતાં મમતારામના મનમાં બહુ નાખુશ વિચારો ઉભરાવા લાગ્યા.

આનંદશંકરે એને જે વાત કીધી તે ઉપરથી ધનકોરડોસી દ્વારા સિદ્ધિનો ભરમ જાણવાની એણે પુષ્કળ આશા રાખી હતી. તે સારૂ એણે પુષ્કળ શ્રમ વેઠી એવી તો યુક્તિ રચી કે ધનકોરડોસીનો એ જોતજોતાંમાં માનીતો થઈ ગયો, પણ તે પછી વાત ઝાઝી બીજાને ચહડી નહિ. નવલશાને ડોસીએ જોઇતો ઉત્તર આપ્યો નહિ એટલે તે તો નાસીપાસ થઇને, કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી જતો રહ્યો. હવે નવલશા ડોસીની આગળ એ કથા ફરી ઉચ્ચારે તેનો સંભવ મમતારામને નહિ જેવો જણાયો. એ કારણથી મમતારામને આ વખતે ખરેખરી નાખુશી લાગી, તથાપિ એણે પોતાના મનનો ટેક મુકયો નહિ. ધારેલું કામ છોડી દેવાનો એને વિચાર સુદ્ધાંએ આવ્યો નહિ, કોઈ બાબતમાં જ્યારે એને એકે બારૂ જણાતું નહિ, ત્યારે એની રજોગુણવાળી પ્રકૃતિને લીધે, એની બુદ્ધિ અને ખંત, ધારેલું કામ સ્વગત કરવાને વધારે ને વધારે મથન કરતાં. એ નાસીપાસી જ એના હૃદયમાં ઝાઝો વાર રહી નહિ. તેની તેજ વાતનો વિચાર કરતાં મમતારામને ભાન થઈ

આવ્યું કે વસ્તુતઃ ડોસી જોડે ઓળખાણ કરવાથી પોતાને એક બાતમી વધારે મળી છે. મમતારામ પોતાના મનમાં બોલ્યો—"કંઈ નહિ, કંઈ નહિ, તોપણ આટલું તો ખરૂં કેની, કે નવલશા પાસે સિદ્ધિને ઉદ્દેશીને કંઈ ભેદ રહેલો છે. તેમાં એ ગમે તે કારણથી મુઝાયા કરે છે અને તેથી જ એ ધનકોરડોસી પાસે કેટલોક ખુલાસો લેવા ગયો હતો. એ બધું શું થોડા મુદ્દાનું છે? પણ ત્યારે એનો પાર કેમ પામવો? ધનકોરડોસી પાસથી તો કંઈ સુક્કરવાર વળ્યો નહિ. પણ તેથી તો મારી અટકળને એક વધારે ટેકો મળે છે. જોઇએ વારૂ, એ ડોસીને પાછલી વાતનું રટણ કરતાં કંઈ સાંભરી આવે છે? બાકી અંદરખાનેથી તો એ ડોસી કોઈ ચાલુ સુધારાવાળા જેવી નાસ્તિક બુદ્ધિની જણાય છે, એટલે કંઈ વળે એવા સંભવો તો ઓછા છે. પણ મમતારામ, તું નાસીપાસ થતો નહિ. તારે તો ઉલટી નવી યોજનાઓ શોધી કહાડવી જોઇએ; અને મેં શોધવામાં શું કચાસ રાખી છે, અથવા રાખું છું? આજેજ મને એક નવી તદબીર સુઝે છે. તે દહાડે કેશવલાલને ત્યાંથી પાછા ફરતાં, રસ્તામાં નવલશા મને કહેતો હતો, કે દુલારામ અને એ સર્વેનું એ કામમાં એક બીજા વિરૂદ્ધ હિત છે. જો કે દુલારામ આગળથી કંઈ સાર નીકળે એમ નથી, પણ દુલારામ આખરે વાણીઆભાઈ છે. સાધારણ રીતે બૈરી આગળ બધું ભખી દે એવો નથી ખરો, પણ આખરે વાણીભાઈ જ કેની! કોઈ દહાડો કુરબાન થઇને બૈરી આગળ બધું કહ્યું હોય, અથવા હવે પછી કહી દેશે એ શું સંભાવ્ય નથી? ત્યારે જો રતીના જાણવામાં એ ભેદ આવે, તો તે દ્વારા મારા પણ જાણવામાં આવે, એવી એકાદી તદબીર કરી રાખવી જોઇએ. રતી પેલા રવિમર્દન બાવા પાછળ ગાંડી ઘેલી થયલી દેખાય છે, માટે જો એ મહારાજના કાનમાં ફુંક મારી હોય તો કામ સરે ખરૂં! રવિમર્દન મારા હાથમાં છે. ઠીક થયું કે તે દહાડે ભુલેશ્વરમાં દર્શન કરવા જતાં, મહારાજ બેઠા હતા ત્યાં જવાને મારૂં મન દોરાયું, એ મહારાજ પ્રશ્ન જોવામાં એકકો છે એટલે કોઇને કોઈ દહાડો એ કામનો છે."

વળી પોતાના મનને સંતોષ આપતો અને ખુશ થતો મમતારામ બોલ્યો—"હાસ, કાલનો અને પરમ દહાડાનો દિવસ મારે કેટલાં બધાં કામ છે. પણ પેલો દિવસ તો મારા જીવનચરિત્રમાં સોનાના અક્ષરે લખી રાખવા જેવો છે. રાં—પેલી કાળી, રાં—ને મેં બહુ બહુ સમજાવી, પટાવી, ફોસલાવી પણ રાં—એકની બે થતી નહોતી. જો રાં—નું, એમાં એના બાપનું શું જવાનું હતું? પણ બંદો કંઈ તેથી ડરી ગયો કે! રાં—ને જરાક નરસિંહ સ્વરૂપ દેખાડયું તે લાગલી કેવી ઠેકાણે આવી ગઈ! પોતાને પીએર છાનો દાગીનો મોકલાવ્યો હતો, તે ભરમ કાકા

આગળ ઉઘાડવાની મેં એ રાં—ને ધમકી આપી, ત્યારે પ્રથમ તો એ રાં—પોતાનો જીવ આપવાને તૈયાર થઈ! હું પણ જરાક એના ચાળા જોઇને બીધો કે કોણ જાણે, આખરે બૈરૂં માણસ રહ્યું ને વળી સાડીત્રણ પાંસળી રહી! પણ જરાક બહારથી મક્કમ રહ્યો એટલે એ રાં—કેવી નરમ માખણ જેવી થઈ ગઈ! મારે પગે પડીને કહે કે ભાઈ મમતારામ, તમે જેમ કહો તેમ ચાલવાને હું ખુશી છું! મેં બાજી તો ઠીક રચી છે. રાંડની પાસથી કપરી સરતો કરાવી રાખી છે. બંદોબસ્ત પણ બહુ કીધો છે અને બુદ્ધિ દોડે તેટલી ચોકસી રાખી છે. તોપણ એ કામ જીવ સટાસટનું છે! કંઈ નહાની સુની વાત નથી! કારણ કે પેલું ત્રીજું માણસ, મારા બાપ! જીવ જતાંએ મ્હોડેથી હા ભણવાની નથી. એ તો લાચારીનો સોદો કરવાનો છે! પેલી રાં—કાળીએ મારી પાસથી એક બે વાતની બોલી કરી લીધી છે. મારી જોડે એ દગો તો નહિ રમતી હોય? આટલી બધી મારી સામી થતી હતી, તે એકદમ નરમ ઘેંસ જેવી થઈ ગઈ તેથી મને તો વિચાર થાય છે. પણ એ રાં—શં—માં એટલી બધી બુદ્ધિ ક્યાં છે. મારી પાસથી દાબડી લઈ મને શેહ ખવડાવી તે તો પેલીનું કારસ્તાન હતું. પણ સાળાં બૈરાં મળે તો ગજબ કરી નાંખે એટલાં સાહસિક ખરાં! માટે મમતારામ બચ્ચા, ચેતીને ચાલજે હોં! એ તો 'લીંબુ લહેકાવતાં રાજ લેવું' છે. વારૂ, પેલા રવિમર્દન આગળ એ બાબતનો પ્રશ્ન મુકાવું? કોણ જાણે, પ્રશ્નમાં ઘોડો છુટ્યો કે ઘોડી! મન નકામું ખાટું થઈ જાય—ને તે દહાડે તો ઉમંગ અને હોંસથી કામ લેવાનું છે. પણ છટ, મમતારામ, તું વળી આટલો વહેમી ક્યારથી થયો? વળી આવા કામમાં તે પ્રશ્ન કેવાં! એ તો જેવા દેવ તેવી પૂજા—જેવી વેળા તેવી રક્ષા! પેલે દહાડે સૌ સારાં વાનાં થશે."

"પણ તે દહાડાની વાત તે દિવસે. હમણાં તો એ ત્રણ દિવસનો જ વિચાર કરની? પરમ દહાડે ધનપાલશેઠની મીટીંગમાં જવું છે. એ પણ જીવીને એક જોવાનું છે, કે ધનપાલશેઠ એવી તોફાની મીટીંગમાં કેવી રીતે ફાવે છે. પણ એ ફાવશે ખરો, કારણ કે અપાર મહેનત લે છે. આવો લક્ષાધિપતિ ચાલ્યો ચાલ્યો આજે સવારે મારે ઘેર આવ્યો કે નથુશેઠને લઇને ત્યાં આવવાનું હું વિસરી જાઉં નહિ! હાલનો જમાનો જ એવો છે કે જે જાગે તે પાવે—સુવે તે ખતા ખાય. જોઇએ શું થાય છે, એ સંઘ દ્વારકા કેમ પહોંચે છે! પણ ધનપાલશેઠ મને કહેતા ગયા કે મદનપાલશેઠને બંગલે કાલે નવ વાગે, મારે બને તો મળવા જવું. મદનપાલશેઠ મને વારૂ શા સારૂ બોલાવતા હશે? ધનપાલશેઠે પેલી તોફાની મીટીંગની લહાયમાં ઝાઝો ખુલાસોએ આપ્યો નહિ, અને અમારા નથુશેઠને તો બીજા પચાસ

હજાર જોઇએ છઇએ! જોઇએ છે શું? જોઇતાજ હતા! પહેલા પચાસ હજાર લીધા ત્યારના અને તે પહેલાંના જોઈતા હતા! ધનપાલશેઠ આગળ જ્યારે બીજા પચાસ હજારની વાત કહાડી, ત્યારે પ્રથમ તો એણે ધસીને ના પાડી હતી. પણ કોણ જાણે, હમણાં હમણાં ઠીક છે, ઠીક છે કરી, ગોળે મંકોડો વળગાડી રાખ્યો છે. આજે પણ મેં તો વાત છેડી હતી. પણ વાણીઓ હસીને ઠીક છે, ઠીક છે કરવા લાગ્યો. મને કહે કે મદનપાલશેઠને મળજો તો ખરા, પછી થઈ રહેશે. કાલે સવારના નવ વાગે મુંબઈના એ અગ્રેસર શેઠીઆને મળવું તો ખરૂં. એ પણ જીવ્યાનો એક લહાવો છે. જોઇએ તો ખરા, લોકો કહે છે તેમ એ શેઠના બંગલાનો ભભકો અને આડંબર કેવો છે! મારે એને મળવું તો હતું જ. ઠીક થયું કે ધનપાલશેઠે મને ત્યાં જવાનું કહ્યું. નથુશેઠને તો હવે રૂપીઆ પાખી ચાલે એમ નથી. રૂપીઆ પચાસ હજાર તો પંદર વીસ દિવસમાં બોર થઈ ગયા! અને હજી તો ક્યાં લાયક ઉમર થતા સુધીમાં તો કોણ જાણે છે કે પાંચ દશ લાખને માથે પાણી નહિ ફેરવે! પણ એમ ન થાય. તો મારા જેવાનું ઘર કેમ ભરાય? એ તો ભરતી ઓટ એમ જ થાય. એ તો ભાઈ, 'કરતા હોવ સો કરીએ ને છાસની દોહણી ભરીએ.' પણ મમતારામ, એ બધા મનસુબા રહેવા દે ને કામે લાગ, કામે! લાવની, નથુશેઠને ત્યાં જવા પહેલાં, પેલા રવિમર્દનને મળતો જાઉં અને પેલી વાત સમજાવી રાખું. હમણાં જઇશ તો એકાંતમાં વાત થશે. સાંઝના તો વારૂ જઇને તમાશો જેવાનો છે. શું લોકની ગીરદી! સાળા મુંબઈના લોકો ગાંડા જ છે! ગાડરીઆ પ્રવાહની પેઠે જ્યાં વળ્યા ત્યાં વળ્યા! પુછતા નથી, ગાછતા નથી કે આવો કોણ છે, કોણ નહિ ને તેની પાછળ લાગ્યા છે! હશે, લોકનાં નસીબ! હું તો જઇને મારા કામની બાજી રચી રાખું. મહારાજે રહેવાની ઓરડી પાસેની પાસે અને એકાંતમાં ઠીક શોધી કહાડી છે." એમ બોલતો બોલતો મમતારામ પાઘડી લુગડાં પહેરી પાછો બહાર જવા નીકળ્યો. રવિમર્દનને અને એને બનતી રાસ આગળથી હતી. બંને સરખી પંક્તિના ધુતારા છતાં એક બીજાને વળગી રહ્યા હતા. રવિમર્દનના મનમાં એમ હતું કે મમતારામ મુંબઈ શેહેરનો ભોમીઓ છે એટલે ઘણી ઘણી વાતની બાતમી એનાથી મળશે. મમતારામના મનમાં કે ઠીક છે. ભલા ભાઈની પ્રીત છે. મહારાજનો મહિમા હમણાં લોકમાં વધતો જાય છે. મહારાજ કોઈ દહાડો કામના છે.

રવિમર્દન ખાઈ પીને એક ખાટલા પર પોઢી જવાની તૈયારી કરતો હતો. એણે કોઈ શિષ્ય રાખ્યો નહોતો. રાખવાનો વિચાર નહોતો. સાચા ગુરુ હોય તેને શિષ્ય હોય, પણ સાપને ઘેર સાપ પરોણો જઇને શું કરે? રવિમર્દનને અનુભવ

મળ્યો હતો, કે સારા શિષ્યો હોય તો થોડા વખતમાં ગુરુજનની ધૂર્ત વિદ્યાથી કંટાળીને ચાલ્યા જાય છે; ખરાબ હોય છે તે, ગુરુજનની વિદ્યા શીખી ગુરુમાંજ ભાગ પડાવે એવા શઠ બની જાય છે! તેથી એણે એકે શિષ્ય રાખ્યો નહતો. ઘણા જણાએ ગુરુજીની ચાકરી કરી પોતાનું પરલોક સુધારવાની ઇચ્છા બતાવી હતી; પણ રવિમર્દન સર્વને કહેતો કે મારે ગણપતિની આરાધના રહી, મારી જોડે એ દેવ પ્રત્યક્ષ વાતો કરે છે, તે ત્રિજો માણસ હોય તો વાત બંધ પડી જાય!

મમતારામે ત્યાં જઈ થોડાં આડાં તેડાં ગપ્પાં મારી રાતીના સમાચાર પુછયા. રવિમર્દને હસતાં હસતાં મમતારામને કહ્યું કે આપણી અટકળ ખરી પડી છે, અને રાતી દીકરાને સારૂ મારી પાસે આવે છે–"મને તો આવા કામમાં એવો અનુભવ મળ્યો છે કે હું બૈરાંને જોઇને તેઓનાં પગલાંપરથી તરત અટકળ કરૂં છું કે તે શું કામ આવે છે. પચ્ચીસ વર્ષ કે તે ઉપરની સ્ત્રી હોય, અને સાથે કોઈ છોકરૂં છૈયું નહિ હોય, તો આંખ મીચીને કહી દેવું કે એને છોરૂં જોઇએ છઇએ. એવી કોઈ કદરૂપી કે વાંદરી જેવી હોય કે હૈયાની મેલી હોય, તો જાણવું કે ધણીને વશ કરવા આવે છે. સાસુને વશ કરવાને કોઇને કાળજી હોતી નથી! ઘણીજ થોડી સ્ત્રીઓ મારણ સારૂ આવે છે! પારકાને કામણ કરવાને તો કોઇજ આવતું નથી! પુરૂષ હોય તો પારખ તેનાથી પણ સહેલી છે બધાને પૈસો જોઇએ! કોઈ સ્ત્રીને વશ કરવાને કે બદફેલી કરવાને આવતુંજ નથી! માટે જો ઉંમર પોશાતી હોય ને સારી અવસ્થામાંથી ખરાબ અવસ્થામાં આવ્યો હોય–અથવા પૈસે ટકે ધંધામાં સુખી છતાં આવતો હોય–તો જાણવું કે એને પૈસા જોઇએ છઇએ! નોકરીમાં હોય તો વધારે પગાર મળવા, કે શેઠના માનીતા થવાને આવે છે! થોડાક અભાગીઆઓ પરણવા સારૂ આવે છે અને જુજ બેવકુફો વિદ્યા સારૂ આવે છે! પણ ગમે તેવી બૈરી, કે ગમે તેવો પુરૂષ, પોતાનું કલ્યાણ કરવાને આવતાંજ નથી એમ નક્કી જાણવું!!"

"વા:!! મહારાજ વા. તમે પણ ઠીક સિદ્ધાન્તો એકઠા કીધા છે. પણ રાતીને તમે શું કહ્યું?"

"કેમ વારૂ"—રવિમર્દન હસીને બોલ્યો—"તમે શું મને બોથડ બોથડ જાણો છો કે શું કહ્યું પુછો છો? વળી શું તે શું? ભરમમાં જણાવ્યું કે તમને શી કામના છે. છાતીએ પથ્થર મુકયો કે તમે રોજ આવ્યાં કરશો અને કથા પુરાણ સાંભળ્યાં કરશો તો ગણપતિ પ્રસન્ન થશે. એ તો ભાઈ, અમારા ધંધામાં ઉતાવળ ચાલેજ નહિ. બધાંને કહેવું કે મહોટાં થાઓ પરણાવીશું, તોજ ગાડું ચાલે. ઘણીખરી વાર સેંકડે પચાસ સાઠ ટકા, કાગનું બેસવું ને તાડનું પડવું

થાય છે. અને તેથીજ અમે ફાવીએ છીએ! કોઈકની કામના કેવી રીતે ફળે છે તે તો કોણ જાણે, શાયે કારણથી થતું હશે, પણ શ્રદ્ધાળુ રહીએ, એટલે પરતાપ મહારાજનો માને!"

"વા:! મહારાજ, રંગ છે, પણ તમે સિદ્ધિને માનો છો? આ કલિજુગમાં કોઈને સિદ્ધિઓ મળે ખરી?"

ભાઈ, મેં મુંબઈ છોડયા પછી દશ વરસમાં બહુ જોયું ને સાંભળ્યું છે. એક વરસ હું ધવલગિરિમાં ફર્યો, ત્યાં એક સંન્યાસીએ મને જે કહ્યું, ત્યારથી તો હું માનું છું, પણ તમારે પુછવાનું શું કારણ?"

"મહારાજ, તેણે તમને શું કહ્યું?"

"ભાઇ, કહ્યું તો કંઇ નહિ. પણ એની રીત ભાત અને ચમત્કાર પરથી હું તો સિદ્ધિને માનવા લાગ્યો. હા, એક દહાડો સહેજ એ બોલ્યો હતો ખરો, હવે મને યાદ આવે છે, કે આ કલિજુગમાં પણ માણસને સિદ્ધિ મળી શકે છે. કેવળ યોગથી મળે એમાં તો નવાઇજ નથી, પણ પૂર્વજનાં પુણ્યથી પણ મળે છે! એમણે મને કહ્યું હતું કે મુંબઇમાંથી કોઇને તેવું કંઇ મળવાનો યોગ છે."

"હેં! તમે આ શું કહો છો? એ મહારાજનું નામ શું હતું ને એ કેવા દેખાતા?"

"કેવા શું? એની ઉમર એંસી કે નેવું વરસની કે વધારે હશે. પણ યોગબળે કોઈ વધારે લેખે નહિ, એવું એનું શરીર નિરોગી અને કપાળ બ્રહ્મતેજવડે લસલસતું હતું. એનું નામ હું ભુલતો નહિ હોઉં તો આનંદગિરિ હતું."

મમતારામના વિસ્મયનો પાર રહ્યો નહિ.

"જુવો મહારાજ, આજે તમારી વાત અને મારી વાત કાકતાલીય ન્યાયે બંધ બેસતી આવી છે! પણ હું તમને આપણા બેના હિત માટે કહું છું કે એજ આનંદગિરિ સંન્યાસી અહીં કોઇને જરૂર સિદ્ધિ આપવાને આવ્યા હતા. એ વાત રાતીનો ધણી જાણતો હોવો જોઇએ. માટે આપણે રાતી જોડે યુક્તિપુર:સર વર્તવું આવશ્યક છે તમે વિચારીને કામ લેશો તો બધું સુલભ છે. રાતીનો ધણી એને બધું કહે એવો નથી તે ખરૂં, પણ આપણે કોઇ એવી તદબીર રચવી કે રાતી બધું જાણે અને આપણને કહે!"

રવિમર્દન કંઈ બોલ્યો નહિ. વિચાર કરતો બેસી રહ્યો. એ કામમાં એ આગળ પડ્યો નહોતો તેથી શું કરવું તેની એને સુઝ પડી નહિ. મમતારામે એને સમજણ પાડી–"તમે રાતીના કાન એવી રીતે ભંભેરજો કે એનો ધણી એનાથી પડદો રાખે છે તેથી એને દહાડા રહેતા નથી. તો પણ ગણપતિ તો કલેશ હરનાર

છે, માટે જો તારે પોતાના કામમાં ફાવવું હોય તો ધણીની હરકોઇ રીતે, ભુખ સહીને, ઉંઘ વેઠીને, કષ્ટ કરીને પણ, સેવા ચાકરી કરી તેને રાજી રાખવો. એમ કરતાં જો દુલારામ તુષ્ટમાન્ થઇને કોઈ દહાડો બધું સ્ત્રીની આગળ ભખી દે, તો રાતી તમને સઘળું જરૂર કહી દેશે! એમ થાય તો આપણું કામ થઈ જાય!"

"આપણે એ બાબતનો પ્રશ્ન મુકીએ."

"ના ના,"—મમતારામે કહ્યું—"એ બાબત પ્રશ્ન મુકવાનું કંઈ કામ નથી. હું કહું તે પ્રશ્ન મુકો. જુવો, શું આવે છે. પ્રશ્ન મુકાવવા જેવી તો બાબત નથી, તથાપિ જુવો તો ખરા, બે ઘડી ગમત છે. હું નહિ મુકાવું તોએ ચાલે એમ છે."

"ભાઇ મમતારામ, એ પ્રમાણે ધચુપચુ મને કોઈ દહાડો પ્રશ્ન મુકાવવો નહિ. એથી ફળ સારૂં આવવાના સંભવ ઓછા થાય છે."

મમતારામને મમત ચહડયો. મહારાજને પ્રશ્ન મુકાવવાનો આગ્રહ કરવા લાગ્યો. મહારાજે વખત જોઇ, લગ્ન માંડી, પ્રશ્નની કુંળી તૈયાર કીધી અને થોડો વાર વિચાર કરી મમતારામની સામું જોઇજ રહ્યો!

"કેમ મહારાજ, કેમ બોલતા નથી?"

"ભાઈ, જવાબ જાણવાથી તમને કંઈ હાંસલ નથી, માટે એ વાત છોડી દ્યો." પણ મમતારામે હઠ લીધી એટલે લાચાર થઇને રવિમર્દને કહ્યું—"જો ભાઈ, તમે મારા પર રોષ કરતા નહિ. મને તો ગુરૂએ જે વિદ્યા શીખવી છે તે પ્રમાણે હું કહું છું. પછી ખરૂં ખોટું તો પરમેશ્વર જાણે. પણ તમારા પ્રશ્નમાં આઠમા ઘરમાં બહુ નેષ્ટ યોગો આવે છે તે ઉપરથી હું એમ અનુમાન કરૂં છું કે આ પ્રશ્ન મુકાવનારનું મ્હોડું કાળું થશે."

"અરે મહારાજ, તમે તો ગાંડા થયા છો ગાંડા!" પણ કોણ જાણે, મમતારામને રવિમર્દનનો જવાબ સાંભળી એટલી તો નાખુશી લાગી કે વધારે બોલ્યા ચાલ્યા વગર, તરત એ ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૪૦ મું

## મદનપાલશેઠનો સેક્રેટરી

(રોલાવૃત)

કરો નિયમસર કામ, સુગમતા જનમાં આવે,
કરો રીતસર કામ, હથોટી હાથ સોહાવે;
કરો વખતસર કામ, કદી નહી ગુંચવણ આવે,
એ ત્રણ સર સર કરે, સુખે સર પદવી લાવે. (નવીન કવિતા.)

છતરીસમા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે ધનપાલશેઠની આગળ મદનપાલશેઠે મમતારામને મળવાની ઇચ્છા દેખાડી, તે ઉપરથી જ્યારે બીજે દિવસે પોતાના કામસર ધનપાલશેઠ મમતારામને મળવા ગયો, ત્યારે તે શેઠે એને સૂચવ્યું કે તમે મદનપાલશેઠને આવતી કાલે મળો. પછી હશે તો નથુશેઠને બીજા પચાસ હજાર ધીરવા સંબંધે હું તમારી આગળ વાત કહાડીશ. તે ઉપરથી મમતારામે મદનપાલશેઠની મુલાકત લેવાનું નક્કી કીધું.

વળતે દિવસે સવારના મદનપાલશેઠ, વાડીમાં આમ તેમ ફરવાનો વ્યાયામ લઈ, પોતાના રીડીંગરૂમમાં હમેશના રાખેતા પ્રમાણે પેપરો વાંચવાને ગયો. જ્યાં અંગ્રેજી છાપાંઓ પડ્યાં હતાં તે ઠેકાણે સુખાસનવાળી નવી તરેહની એક ચેર ખસેડી, શેઠે છાપાં વાંચવાનો આદર કીધો. પાસે પડેલી ઘંટડીના અમુક ટકોરા કીધા, કે હમાલે આવી શેઠની ખુરશી આગળ હુક્કો ગોઠવ્યો. વળી બીજી ટકોરીઓનો અમલ કરતાં હમાલે શેઠની રોજનિશિની ચોપડી આફીસ ટેબલપરથી લાવી શેઠના હાથમાં ધરી. શેઠે ઘડીઆળ પર નજર કરી તો સાડાસાત વાગ્યા હતા. પછી ખુરશી પર બેસી રોજનિશિમાંથી તે દહાડાની તારીખ કહાડી. તેમાં પ્રથમ બે લીટીઓ આ પ્રમાણે લખી હતીઃ—

"કેશવલાલ, આઠ વાગે મળવા આવશે—સેક્રેટરી સંબંધે મારા કહેવાથી."

"મમતારામ, નવ વાગે મળવા આવે તો આવે—ધનપાલશેઠને મેં કહી રાખ્યું છે તેથી."

અલબત આ સઘળી હકીકત મદનપાલશેઠ પોતાના મનમાં સારી રીતે જાણતો હતો, કે પોતાના જણાવવાથી આજે આઠ વાગે કેશવલાલ એને મળવાને આવવાનો હતો, અને પોતે ધનપાલશેઠને કહ્યું હતું તેથી મમતારામ નવેક વાગે આવે તો આવે. તોપણ એ પ્રમાણે રોજનિશિમાં લખાણ કર્યાં કરવું અને જાણતા હોઇએ તોપણ, તેમાં જોઇને અમલ કરવામાં ગૃહસ્થને છાજતી રીતભાત અને સલુકાઈ સમાયલી છે એવો એ શેઠનો ખ્યાલ હોવાથી, આજે પણ એણે તેમજ કીધું. શેઠે તે પછી છાપું વાંચવા ધાર્યું, પણ આજે કેશવલાલ મળવા આવવાનો હતો તેનો વિચાર કરતાં કરતાં શેઠને પોતાની ધુમાડા મંડળીનું કાર્ય યાદ આવ્યું.

"હવે તો હું એકાદી જાહેરસભા જેમ બને તેમ જલદી બોલાવું તો બહુ સારૂં થાય. હવે એ મંડળીની આવશ્યકતા સ્વીકારવા જેટલી કેળવણી લોકમાં જરૂર આવેલી હોવી જોઇએ, તોપણ જેમ ધનપાલશેઠ પોતાની પેલી તોફાની મીટીંગમાં ફાવવાને અનેક તદબીરો રચે છે તેવું મારે કંઈ કરવું જરૂરનું છે. કંઈ નહિ તો મારી એ જાહેર સભામાં, બહારના આવેલા લોકમાંથી બે ત્રણ જણા,

મારી ધુમાડા મંડળીની યોજનાનાં વખાણ કરે અને મારા અથાગ શ્રમની ઘટતી પ્રશંસા કરે એટલું તો થવુંજ જોઇએ. આજે મમતારામ મને મળવાને આવે ત્યારે તેને હું એ બાબતસર સાધી રાખું, કે બે ત્રણ ભાડુતી ભાષણ કર્તાઓને એકઠા કરે, અને મને ને મારી ધુમાડા મંડળીને સાતમે આસમાને ચહડાવે! હાલનો જમાનો એવો છે કે પોતાનાં બાંકાં ફુંકયા પાખી ચાલતું નથી. બાકી મને પોતાને તો એવા કામ તરફ જેવો તેવો અભાવ નથી. પણ એ પ્રમાણે મ્હોટા મ્હોટા અંગ્રેજ રાજ્યાધિકારીઓ પણ કરતા આવેલા છે, તો તેમાં મારા જેવાને કશો બાધ નથી. બીજે દિવસે એ જાહેર સભાનો હેવાલ ભભકાબંધ રીતે છાપાંમાં આવે તે બાબતનો બંદોબસ્ત કરવો તો મારા હાથમાં છે. તેમ કરવું પણ જરૂરનું છે. કારણ કે સુધરેલી ઓગણીસમી સદીમાં છાપું એ એક અદ્ભુત સામર્થ્ય ધરાવે છે. આજકાલ લોકના વિચાર બાંધવાને અને ફેરવવાને એના જેવી બીજી કોઈ શક્તિ જાગતી નથી. વિશેષે કરીને મારા જેવા શેઠીઆઓને આગળ પાડવાને છાપાં જેવું બીજું કોઈ સાધન નથી. માટે એ બે બાબતનો બંદોબસ્ત તો અગાડીથીજ રાખવો. એટલામાં બહારથી હમાલે ટકોરી કરી શેઠને ખબર આપી કે કોઈ શખસ મળવાની ખ્વાએશ રાખે છે. મદનપાલશેઠે તેને અંદર આવવાની ટકોરી કીધી અને કેશવલાલ **રીડીંગરૂમમાં** દાખલ થયો.

મદનપાલશેઠ સંબંધે જે થોડી ઘણી હકીકત કેશવલાલ જાણતો હતો, તે પરથી અને પોતાના અનુમાન પરથી, એણે એવી અટકળ કીધી હતી કે મદનપાલશેઠ બહુ ભભકામાં રહેતો હોવો જોઇએ. એની તે અટકળ ખરી હતી. તોપણ તેના બંગલામાં પગ મુકયો, તો ત્યાં જે શાન્તિજનક સ્વચ્છતા જોવામાં આવી, તેથી શેઠની મહત્તા એના મનમાં વધી. બંગલામાં દાખલ થતાં, જ્યાં નજર પડતી ત્યાં દરેક ઠેકાણે અવનવું ફરનીચર, ઝુંમરો અને આરસાઓ જોઇને એની આંખ છક થઈ ગઈ! માણસ ચાકરો એવાં હળવાં પગલાંમાંથી ચાલતાં અને એટલાં તો ઝીણા સાદમાં બોલતાં, કે ત્યાં કોઈ માંદું આદમી હોય એવું ભાન થતું. જે હમાલ કેશવલાલ સાથે આવ્યો હતો તેણે ઘંટડીના ટકોરાથી શેઠની વરદી લઈ, કેશવલાલને **રીડીંગરૂમ**ના બારણા સુધી મુકી આવ્યો. કેશવલાલને આવા ઠાઠમાઠથી સ્વાભાવિક તાજુબી લાગી. બ્હીતો બ્હીતો અને તપાસી તપાસીને પગલાં ભરતો એ અંદર દાખલ થયો, પરન્તુ **રીડીંગરૂમ**નો ભભકો જોઇને એ તો ઘડી વાર છકજ થઇ ગયો! આખા બંગલામાં એ ઓરડો શિરોમણિ જેવો હતો. ત્યાં મુકેલા ફરનીચરની બનાવટ અને ગોઠવણી શેઠનું માન અને મરતબો વધારવાને એક બીજા જોડે હરીફાઈ કરતાં હતાં! સર્વથી વધારે ધ્યાન તો મદનપાલશેઠની

ન્હાની મ્હોટી છબીઓ ખેંચતી; જેની નીચેની તખતીમાં સુંદર ટાઇપોમાં, મદનપાલશેઠ જે જે એલકાબો ધરાવતો તે મનહર રીતે દર્શાવેલા હતા.

ધીમે ધીમે ચાલી કેશવલાલ, જ્યાં મદનપાલશેઠ છાપું વાંચતો બેઠો હતો ત્યાં ગયો. મદનપાલશેઠે ફ્લાટીનનું ઝુલતું કુડતું પહેરેલું હતું. તેને માથે ટોપી અને પગમાં મોજાં અને સપાટ હતી. એક હાથે તે હુક્કો પીતો હતો અને બીજા હાથમાં છાપું ધરી રાખી સુખાસનવાળી એક ખુરશીપર તે અડધો અઢેલીને બેઠો હતો. કેશવલાલને અંદર આવતો જોઇને આંખના ઇસારાથી એને પોતાની પાસે બોલાવ્યો. પાસે આવી કેશવલાલે સલામ કીધી અને અદબસર ઉભો રહ્યો. મદનપાલશેઠે સહેજ માથું નમાવી સલામ વાળી અને શેકહેન્ડ કરવા સારૂ હાથ લાંબો ધર્યો. એની જોડે શેકહેન્ડ કરતાં શેઠે પોતાની પાસે એક ખુરશી હતી તેપર બેસવાનું આંખના ઇસારાથી સમજાવ્યું. કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર શેઠની સામે એક નજરે જોઈ રહેતાં કેશવલાલ ખુરશીપર બેઠો. બહારથી તરતનો આવેલો તેથી એનો જીવ થર પડે એવા હેતુથી પાંચેક મીનીટ સુધી મદનપાલશેઠ કંઈ બોલ્યો નહિ. પછી છાપાને ટેબલ પર મુકતાં હસીને એણે કેશવલાલને પુછ્યું—

"તમારૂં નામ કેશવલાલ કે ? હું તમને સારી પેઠે ઓળખું છું. બહુ સારૂં થયું કે તમે મને મળવા આવ્યા. હું તમારી વાટ જોઇને જ બેઠો હતો. તમે ખુશીમાં તો છો ?" એમ બોલતાં બોલતાં, પાસેના ટેબલ ઉપર પોતાનું જે આફીસ બાક્સ પડ્યું હતું તેમાંથી આગળ કહાડી રાખેલી કેશવલાલની અરજી શેઠે બહાર કહાડી. તે નીચે પોતે કરેલો શેરો ફરી વાંચી જોયો. વળી કેશવલાલના મ્હોં સામું ફરી ફરી જોવા લાગ્યો, કે એ સખસ રાખવા લાયક છે કે નહિ. કેશવલાલની મુખમુદ્રા બહુ શાંત અને બુદ્ધિસૂચક હતી, તેથી મદનપાલશેઠના મનમાં એને પોતાના સેક્રેટરી તરીકે રાખવાની સ્ફુરણા થઇ એટલે એણે કહ્યું—

"આ અરજી તમારા હાથની લખેલી છે કેની ? એના અક્ષર મને બહુ સારા લાગે છે. સેક્રેટરી તરીકે તમારા ઓદ્દાને છાજે એવા છે. તમે આજ વરસ બી. એ. માં પાસ થયા કે ? મને અનંગપાલશેઠ કહેતા હતા કે કેશવલાલ જેવા ભણવામાં શ્રમ લેનારા થોડાકજ હશે. તમારે તો રળવું અને ભણવું એ બે કામ કરવાનાં હતાં, એટલે તમારા શ્રમની તેણે કરેલી પ્રશંસા યોગ્ય હતી. વારૂ મેં છાપામાં તમારા નામપર કેટલાંક ઇનામો જોયાં હતાં. તમને કેટલાં ઇનામો મળ્યાં ?"

"સાહેબ, પાંચ મળ્યાં છે"—જાણે કે વધારે સંખ્યામાંથી પાંચ મળ્યાં હોયની એવી રીતે કેશવલાલ બોલ્યો.

"અહો, પાંચ ઇનામ તે શું કંઇ ઓછાં છે ! બી. એ. માં કેટલાં ઇનામો હોય છે ?"

"સાહેબ, કાએમ ચાર છે, પણ એક ફરતું ફરતું વારો આવતાં આવ્યું એટલે પાંચ થયાં."

"વાઃ! ત્યારે તમે તો બહુ બુદ્ધિશાળી કે એ પાંચે તમે મેળવ્યાં ને તે માટે તમને શાબાશી ઘટે છે."

"મને વધારે માર્કસ મળી તેથી મળી ગયાં"–પોતાનો અનાદર બતાવતો કેશવલાલ બોલ્યો.—

"જાણે કે વધારે માર્કસ મેળવવામાં કંઈ મહેનત નહિ પડતી હોયની તેમ તમે બોલો છો. પણ તેથી તમારી નમ્રતા જણાઈ આવે છે તેથી હું બહુ ખુશી થાઉં છું. તમારે માટે અનંગપાલશેઠ મારી આગળ એ બોલ સારા બોલ્યા હતા અને મને તે વાજબી લાગે છે. તમારી બીજી ભાષા તો સંસ્કૃત છે કેની? એ તો બહુજ સારૂં. મેં પણ હવણાં હવણાં સંસ્કૃત શબ્દો બોલવાનો મહાવરો વધાર્યો છે. આપણી ખરી ભાષા એજ છે અને તેની વૃદ્ધિ કરવી એ દરેક દેશીની ફરજ છે. અથવા સંસ્કૃત રીતિએ બોલતાં પ્રત્યેક આર્યજનનો ધર્મ છે."

એ પ્રમાણે ઘણા ખુશ મીજાજમાં વાતની શરૂઆત થઇ. મદનપાલશેઠે કેશવલાલને જણાવ્યું કે તમને મારા સેક્રેટરી તરીકે રાખવામાં આવશે. તેના કારણમાં એણે જણાવ્યું કે હું એટલી બધી સમાજોમાં જાહેર ઓદ્ધાઓ ભોગવું છું, કે દરેકમાં જેટલું ધ્યાન પહોંચાડવું જોઇએ ને દેખરેખ રાખવી જોઇએ તેટલી રખાતી નથી. દેશ સુધારણાનાં ઉત્તમ સાધનો પુરાં પાડનારી એવી એવી અનેક મંડળીમાં જે મ્હોટા મ્હોટા અને માનવંતા અધિકારો મને મળ્યા છે, તે મારા દેશ કલ્યાણ વધારવાના ઉત્સાહને લીધેજ. પરંતુ હમણાં હમણાં એવા અધિકારોની સંખ્યા અને કામો દિન પ્રતિદિન એટલાં વધી ગયાં છે કે મારાથી એકલા એ સર્વ બાબતો પર લક્ષ આપી શકાતું નથી. એટલે મારે સેક્રેટરી શોધવાની જરૂર પડી. તે સારૂ વર્તમાનપત્રોમાં મેં જાહેર ખબર છપાવી. વિશેષમાં મેં હાલમાં **ચીમની મારફત ધૂમ બહિર્નિષ્કાશક દ્વારા દેશોન્નતિ કરનારી મંડળીની** યોજના હાથમાં ધરી છે, ત્યારથી તો મારા હાથ નીચે કોઇને કામ કરવાને સારૂ રાખવાની પુરેપુરી જરૂર મારા જોવામાં આવી છે. અલબત સર્વ મ્હોટી મ્હોટી યોજનાઓ અને સંકલનાઓ ઉપર પ્રથમની પેઠે મારેજ ધ્યાન આપવું પડશે. પણ પરચુરણ બાબતો, જેવી કે વર્તમાન પત્રોમાં, કે જાહેરમાં બીજા લોક જોડે પત્રવ્યવહાર ચલાવવો, મંડળીના રીપોર્ટો તૈયાર કરવા, અથવા કોઈ સભામાં હાજર થવાનું હોય ત્યાં મને બોલવું પડે, કે દરખાસ્તો મુકવી પડે ત્યારે, મારા ભાષણ કે દરખાસ્તોને પૂર્વાપરથી બાધ ન આવે તે ઉપર સુરત રાખીને, તેવા રૂપમાં તૈયાર કરી રાખવાનું કામ, મારો

સેક્રેટરી કરે, તો મારા મનમાં અહર્નિશ જે બોજો રહ્યા કરે છે તે ઘણે દરજ્જે ઓછો થાય. પરિણામે દેશ સુધારણાનાં કામોમાં મારાથી ઘણો મજબુત અને આગળ પડતો ભાગ લઈ શકાય.

"મારે તમને કહેવું જોઇએ"—મદનપાલશેઠ કેશવલાલને સમજણુ પાડતો બોલ્યો—"કે ધૂમનિષ્કાશક મંડળી એ મારી માનીતી અને વહાલામાં વહાલી મંડળી છે. બીજી બધી મંડળીઓ ધુળ મળે કે જ—માં જાય તેની હું ઝાઝી પરવા કરૂં એમ નથી. કારણુ કે મારા પોતાના મનથી ખાતરી છે કે એ ધુમાડા મંડળી દ્વારા દેશનો અભ્યુદય ખરેખરો થવાનો છે. માટે મને પ્રસન્ન રાખવાને ખરો માર્ગ તો એ છે કે એ મંડળીના કામકાજમાં તમારે તન અને મનથી ભાગ લેવો. જુઓ આ ટેબલ પર બે પુસ્તકો પડ્યાં છે. તે એ મંડળીના પ્રોસ્પેક્ટસ જેવાં છે. એનું મનન કરવાથી તમારી ખાતરી નહિ થઈ હોય તો થશે કે એ મંડળીને ઉભી કરવાની કેટલી આવશ્યકતા છે."

જાણે કેશવલાલને એવાં કામોમાં હવે મન લગાડવું પડશે, તે એને ભારે નહિ પડે તે સારૂ, એને હીંમત આપતાં મદનપાલશેઠ બોલ્યો–"થોડા દહાડા તો તમને નવું કામ છે અને તમે પહેલી વાર હાથમાં ધરો છો તેથી, ગુંચવાડો લાગશે ખરો. પણુ તમને કોઈ જગોએ જરા પણુ ડગડગો રહે તો મને બેલાશક પુછજો. પરન્તુ મારી ખાતરી છે કે જુજ વખતમાં તમે આ તમામ કામ હાથની રમત જેવું કરી નાંખશો. વારૂ તમે બી. એ. તો થયા. હવે તમારો વિચાર શું કરવાનો છે?"

"મારો વિચાર એલ. એલ. બીનો અભ્યાસ કરવાનો છે."

"હું પણુ એમ જ ધારતો હતો. અને તમારા અભ્યાસમાં અડચણુ ન આવે તે સારૂ તમારે મારી પાસે દરરોજ સવારના સાડાસાત વાગ્યાથી સાડાનવ વાગ્યા સુધી હાજર રહેવું પડશે. બાકીનું કામ તમારી ખુશી પડે તેવી રીતે ઘેર કરજો. હું ધારૂં છું કે દરરોજ ત્રણુ કલાક તમારે ઘેર કામ કરશો તો પહોંચી વળાશે. અલબત હું તો દશ કલાક કામ કરતો હતો ને હજીએ કરીશ. પણુ મારી વાત તો જુદી રહી. તમે પાંચ કલાક કામ કરશો તો મારો પગાર વસુલ કરો છો એમ હું માનીશ. વાલકેશ્વર તમે ગાડીમાં આવો તો તેનું ભાડું તમારે શિર રહેશે. પણુ તમારા કામથી મને સંતોષ આપશો તો મારી ગાડી તમને તેડવા મુકવાને હું મોકલીશ. સારાંશ કે તમે મને બીજા વાણીઆ જેવો સુમ ધારશો નહિ. માણુસની અને કામની કદર મને સારી રીતે આવડે છે."

પોતાની મહોટાઇનાં બાંકાંજ કેશવલાલની આગળ ફુંકાઈ રહ્યાં હતાં. તેમાં છેલ્લું વાક્ય બોલતાં, તેની તો સીમા આવી રહી હોયની એમ વિચારતાં મદનપા-

લશેઠ થોડીવાર બોલતો બંધ થયો. પાસે પડેલા આરસામાં મ્હોં જોતો એ હુક્કાના દમો ખેંચવા લાગ્યો. અત્યાર સુધી કેશવલાલ ડોકું હલાવીને, હસતું મ્હોડું કરીને, કે હાજી હા કરીને જવાબ આપ્યા કરતો હતો. એણે વિચાર્યું કે એક વાત શેઠને કહી દેવાનો ઠીક લાગ આવ્યો છે એટલે એ બોલ્યો—

"સાહેબ, મારા અભ્યાસમાં અડચણ ન આવે તે સારૂ મને જે જોગવાઈ આપ કરી આપો છો તે માટે આપનો ઉપકાર માનું છું. પગાર કે કામની સરત સંબંધે મારે બીલકુલ વાંધો નથી. પણ મારા કાકા વનમાલીદાસના દીકરાનાં લગ્ન પાસે આવે છે તેમાં મારે ગયા પાખી ચાલે એમ નથી. માટે તેનું કેમ કરવું? આપને અનુકૂળ આવતું હોય તો લગ્નથી આવ્યા પછી હું આપની સેવામાં હાજર થાઉં કે કેમ?"

"હા"—મદનપાલશેઠ વિચાર કરતો બોલ્યો—"નવલશાનાં લગનમાં જવાની કંકોતરીનો પત્ર મારા પર આવી ગયો છે ખરો. તમારે જવું જોઇએ એમાં તો શક નથી. તમે ત્યાં કેટલા દિવસ ખોટી થશો અને ક્યારે જવું થશે?"

"સાહેબ, જાન તો દશ બાર દિવસમાં જશે, પણ તમે કહેશો તો હું પાંચ સાત દિવસ મોડો જઇશ અને પંદરેક દિવસમાં પાછો આવતો રહીશ."

"ઠીક છે ત્યારે, મને લાગે છે કે"—મદનપાલશેઠ વિચાર કરતો બોલ્યો—"તમે આવતી કાલથી મારી નોકરીમાં રહો. તમારો પગાર આવતી કાલથી ચહડશે. હજી તમે વીસેક દહાડા અહીં છો એટલામાં તો તમે મારા કામથી જાણીતા થઈ જશો. તમારે કેટલાક આગલા રીપોર્ટો, કામકાજની તપસીલ અને આ ધુમાડા મંડળીનાં પુસ્તકો વગેરે વાંચવાં અને વિચારવાં પડશે; તે તમે ફુરસદે વાંચજો. પંદરેક દહાડાની તમારી ગેરહાજરીને લીધે મને ખાટું મોળું કંઈ થઈ જવાનું નથી."

"તમારો ઉપકાર થયો સાહેબ."

"વારૂ, ત્યારે તમે કાલે સવારથી આવજો. સવારના પહોરમાં આવીને મારૂં **આફીશીઅલ કોરસ્પોન્ડન્સ** હોય તે તમારે ખોલવું. તે બાબત શું કામ કરવું છે તેનું ટાંચણ કરી મારી પસંદગી માટે મારી આગળ મુકજો. હું પસાર કરૂં તે પ્રમાણે તમારે પત્રવ્યવહાર ચલાવવો. તેની સાથે મારે જે જે સભામાં જવાનું હોય, ત્યાં કંઈ બોલવા કરવાનું હોય; ભાષણ, દરખાસ્ત વગેરે, તે તમારે આગળથી તૈયાર કરી, કામમાં આવવાનાં હોય તે દહાડે, મને બતાવવાં અને મારી આગળ સારી મઝાની રીતે લખી મુકી જવાં."

"જેવો તમારો હુકમ."

"હા, પણ એક વાત—અને તે પણ મુદ્દાની—હું તમને કહેવી ભુલી જાઉં છું. આ ધૂમ નિષ્કાશક મંડળીથી જ દેશનું શ્રેય થવાનું છે તે સ્પષ્ટ દર્શાવી દેવાને સારૂ,

મેં મારી બુદ્ધિથી કેટલીક યોજનાઓ ઘડી કહાડી છે. એક યોજના એવી છે કે મારા માણુસ ચાકરો ધુમાડો ન ખાય તો કેટલા હૃષ્ટપુષ્ટ બને છે તે દેખાડી આપવાની છે. તે સારૂ મેં તેઓને મારા બંગલામાં રહેણુકનાં મકાનો બંધાવી આપ્યાં છે. અલબત તેમાં રસોડાની સોઈ એવી રીતે કરી છે કે તમામ ધુમાડો ચીમની મારફાત બહારો બહાર નીકળી જાય. હવે એવાં મકાનમાં રહેવાથી મારા માણુસ ચાકરોની આરોગ્યતા રોજ કેટલી વધતી જાય છે, તેઓ રોજ કેટલો ખોરાક લઇ શકે છે, તે જાણુવાને સારૂ મેં પત્રકો તૈયાર કરાવેલાં છે. મારા માણુસોએ તે પત્રકોમાં ફરમાવ્યા પ્રમાણે ફક્ત આંકડાઓ પુરવાના છે; પણ એ તમામ લોક એવા બેવકુફ છે કે કોઈ હજી પત્રક પુરવામાં સમજતું નથી. માટે દરરોજ તમારે એ દરેકને મકાને જઇને પત્રકો પુરવાં પડશે.''

એ સંબંધી મદનપાલશેઠ કંઈ વધારે બોલવા જતો હતો. પણ એવામાં હમાલે ઝીણી ટકોરી કીધી અને શેઠે તેવી જ ટકોરી કરી જવાબ આપ્યો, એટલે હમાલે અંદર આવી એક **વીઝીટીંગ કાર્ડ** શેઠના હાથમાં મુકયો. નામ વાંચીને ઘડીઆળમાં કેટલા વાગ્યા છે તે જોતાં શેઠ બોલ્યો-''હા બરાબર છે, એને આવવાનો વખત થયો છે. અંદર બોલાવો.'' પછી કેશવલાલ તરફ ફરીને એણે કહ્યું-''તમે તમારે નીરાંતે બેસી રહેજો. હું તમને જવાની રજા આપું ત્યારે જ જજો.''

ધનપાલશેઠને કહી રાખ્યા પ્રમાણે મમતારામ મદનપાલશેઠને મળવા આવ્યો હતો. બંગલાનો અને માણુસોનો ભભકો જોઇને એ પણ કેશવલાલની પેઠે છક થઇ ગયો. મમતારામે એવો ભભકો અને એવી સમૃદ્ધિ ઘણી જોઇ હતી! પણ મદનપાલશેઠની રહેણી કહેણી સર્વને વિસરાવે એવી હતી. મમતારામને આગળ કોઈવાર એ બંગલામાં શેઠની મુલાકાત લેવાનો પ્રસંગ પડ્યો નહોતો, નવું સવું બધું જોવાથી એને પણ નવાઈ લાગી. પોતાની ઉધરતી વયમાં, સુધારાની જોમમાં, જે જાહોજલાલી અને સમૃદ્ધિની લહેરોમાં પોતે મહાલવાનું ચિત્ર મનમાં જોયું હતું, તે દેખાવ, જાણે પ્રત્યક્ષ પોતાની આગળ આજે ખડો થયો હોયની તેમ, એના મનમાં સ્ફુરણ થવા લાગ્યું. હમાલને કાર્ડ આપી તે સંબંધે વિચાર કરતો એ ઉભો હતો, એટલામાં હમાલે આવીને કહ્યું કે ચાલો, તમને શેઠ અંદર બોલાવે છે. કેશવલાલની પેઠે પોતાનાં પગલાંના અવાજથી ડરતો ડરતો એ પણ **ડ્રીડીંગરૂમમાં** ગયો. સર્વ કીમતી સામાનની ભરપુરતામાં શેઠની નહાની મહોટી છબીઓ, અને તે નીચેની સુંદર તખતીઓ એનું ધ્યાન વધારે ખેંચવા લાગી. નિદ્રામાં જાણે કંઈ સ્વપ્ન જોતો હોય તેમ એને ભાસ થયો. તથાપિ મનના વિકારોને બહાર ન દર્શાવતાં, ધીમે ધીમે ચાલી એ મદનપાલશેઠની પાસે ગયો અને કંઇક નીચી ડોકી કરી એણે સલામ કીધી.

# પ્રકરણ ૪૧ મું

## મદનપાલશેઠ અને મમતારામ

"આવો આવો, **મમતારામ**"–**મદનપાલશેઠ** પોતાના ચહેરાને હસતો અને **શેકહેન્ડ** કરવાને હાથ આપતો બોલ્યો–"બેસો આ ખુરશી પર, ખુશી તો ખરા. **શેકહેન્ડ** કરતાં **મમતારામે** નજર કરી જોયું તો **શેઠની** પાસે **કેશવલાલ** બેઠેલો જણાયો; એટલે એ જરાક ચમક્યો. બહારના ચહેરા પર તે ચમક **મમતારામે** દેખાડી નહિ, પણ શેઠની જોડે તે વખતે **શેકહેન્ડ** થતી હતી તેથી એ ચમકનું ભાન **મદનપાલશેઠને** થઇ ગયું.

"આ કેશવલાલ બેઠા છે તેને તમે જાણો છો?"

"શું કામ નહિ સાહેબ, ઘણી સારી પેઠે. એ ભાઇ મારા પરમ મિત્ર છે."

"ત્યારે તો તમે જાણીને ખુશી થશો કે એને મેં મારા સેક્રેટરી તરીકે હવેથી રાખ્યા છે. કારણ કે હાલમાં મારૂં કામ એટલું બધું વધી ગયું છે કે મને સેક્રેટરી રાખવાની પુરેપુરી જરૂર હતી."

"ખરેખર સાહેબ, હું ખુશી થાઉં એમાં નવાઇ નથી"–**મમતારામ** પોતાના મ્હોડાને હાસ્યના આમળા દેતો બોલ્યો–"પણ ખરી રીતે તો મારે આપસાહેબનો ઉપકાર માનવો જોઇએ કે આવા લાયક ગૃહસ્થને અને મારા પરમ મિત્રને આપે યોગ્ય કામ પર રાખી લીધા." કેશવલાલને ધન્યવાદ આપતો એ બોલ્યો–"બહુ સારી વાત થઇ. કહેવત છે કે ભલા કર ભલા હોગા. તેનો દાખલો આબાદ મળે છે."

છતરીસમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ત્રણે શેઠીઆઓ વચ્ચે જે એકસંપ થયો હતો તેને એક ઉપર ટપકાની મીટીંગનું રૂપ આપી '**ધુમાડા મંડળીની હીલચાલની શરૂઆત**' એવા મથાળા નીચે પોતાનાં અને મંડળીનાં બાંકાં ફૂંકવાનો રીપોર્ટ મદનપાલશેઠે બીજે દિવસે છાપાંમાં પ્રગટ કરાવ્યો હતો. તે મંડળીથી થનારા લાભોથી દોરવાઇને **નથુશેઠે** ધુમાડા મંડળીમાં રૂપીઆ પાંચસે ભર્યા હતા અને પોતાની ખુશીથી તેનો **પેટ્રન** થયો હતો, તે વિષે **નથુશેઠનાં** તે રીપોર્ટમાં ઘણાં વખાણ કીધાં હતાં. વળી **અનંગપાલશેઠે** ધુમાડા મંડળીની પેટા મંડળી તરિકે, **ઉજાણી મંડળીની** સ્થાપના કીધી હતી અને તેમાં તે શેઠે જે તન, મન ને ધનથી ભાગ લીધો હતો અને લીધા કરે છે, તે માટે તેની યોગ્ય સ્તુતિ તેમાં છપાવી હતી. તે રીપોર્ટ ઉપર **મમતારામનું** ધ્યાન ખેંચીને **મદનપાલશેઠે** કહ્યું–"વારૂ, અમારી ધુમાડા મંડળીની ઉપર ટપકાની મીટીંગનો જે રીપોર્ટ બે ત્રણ દિવસ ઉપર છાપાંમાં આવ્યો હતો તે તમે વાંચ્યો હતો કે?"

"હા સાહેબ, મેં તે સારી પેઠે વાંચ્યો હતો ને મનન કીધો હતો. અનંગપાલશેઠે ઉજાણી મંડળીની કલ્પના પોતાના મનમાં ખડી કીધી તે સારૂ તેનાં વખાણ બોલે બોલ વાજબી છે."

"તમારૂં કહેવું ખરૂં છે." મદનપાલશેઠ વિચાર કરતો બોલ્યો—"પણ અનંગપાલશેઠમાં આટલું બધું પાણી હશે એમ મારા સ્વપ્નામાંએ નહોતું. હમણાં હમણાં એક બે કામ એણે બહુ સીફતથી કીધાં છે, જો કે એ ઉજાણી મંડળી, મારી ધુમાડા મંડળીની પેટા મંડળી છે, તો પણ કોઈ કોઈ વાર મને એમ થાય છે કે તે મંડળીની યુક્તિ સુજી આવી હોત તો બહુજ સારૂં થાત! મારાં વખાણ છાપામાં કેટલાં બધાં આવત. મમતારામ, તમે મારી વાત માનશો, પણ મારા પોતાના મનથી તો ખાતરી છે કે મુંબઈ શેહેરમાં છાપાંમાં નામ આવવું અને બે ઘોડાની ગાડી આંખ મીચીને હાંક્યાં જવી, એ મુંબઇના શેઠીઆઓનો ખાસ હક છે અને મૃત્યુ લોકમાં સ્વર્ગનું સુખ લેવા જેવું છે!"

"સાહેબ"—મમતારામ હાજીહા કરતો બોલ્યો—"આપના વિચાર સ્તુતિપાત્ર છે અને આપ જેવા ગર્ભશ્રીમન્તને છાજે એવા છે; કારણ કે એ બંને સાધનો અમારા જેવા મધ્યમ વર્ગના લોક, જેને અંગ્રેજીમાં **મીડલ્‌કલાસ** કહે છે તેની ગુંજાસ બહારના છે."

"તેમાંનું એક સાધન એવું છે ખરૂં"—મદનપાલશેઠ પોતાના વિચાર બહાર પાડતો બોલ્યો—"અંગ્રેજી રાજ્યમાં વિદ્યાનું માન કંઈ ઓછું નથી. એ દ્વારા સરકારમાં માન અકરામ મળે અને છાપાંમાં નામ પ્રસિદ્ધ થાય એ બની શકે છે. પણ બે ઘોડાની ગાડી હાંક્યાં જવી એ કામ તો ધનવાન્‌ શેઠીઆઓની શેઠાઇનું મ્હોટું ફળ છે. તમારા નથુશેઠનાં પણ છાપાંમાં ઠીક વખાણ આવ્યાં હતાં."

"સાહેબ, નથુશેઠે તાલીમ કોની આગલ લીધી હતી તે આપને ખબર છે? નહાનપણમાં જેવાં બીજ વાવ્યાં હોય તે મ્હોટપણમાં ઉગી નીકળે એમાં નવાઈ છે? મારા મિત્ર કેશવલાલના હાથ નીચે એ શેઠ પાવરધા થયા છે એટલે એ વખાણ તો કેશવલાલને ઘટે છે."

"ના સાહેબ, નથુશેઠ હાલ મારા હાથમાં બીલકુલ છે નહિ"—કેશવલાલ અધીરો પડીને બોલી ઉઠ્યો—"અને હતાએ નહિ. મેં એને અંગ્રેજી બે ચોપડી માણમાણ ભણાવી, પણ તે દહાડાથી એ શેઠ મારાથી એટલા કંટાળી ગયા કે ઘણો વખત થયો હું તેને ત્યાં નામનો જાઉં આવું છું. હવે એ શેઠ મ્હોટા થયા છે તે પોતાની ઇચ્છાને આધીન વરતે છે."

"અથવા કે મમતારામના કહેવા પ્રમાણે વરતે છે એમ તમારૂં કહેવું છે કેમ?" મદનપાલશેઠ બંને જણનો તાલ જોતો બોલ્યો.

"તે તો મારાથી કેમ કહેવાય"—કેશવલાલે કહ્યું—"એ તો સાહેબ, જેને જે અનુભવ હોય તે ખરો."

"તમે શું મને એમ કહેવા માગો છો કે"—મદનપાલશેઠ બોલ્યો—"હમણાં નથુશેઠે પચાસ હજાર રૂપીઆ લીધા છે તે વાત તમારી જાણુ બહાર છે."

"જાણુ બહાર છે એમ તો મારાથી કહી શકાતું નથી, પણુ એ બાબત મારે ને નથુશેઠને આજ દિન સુધી વાત થઈ જ નથી."

"સાહેબ"—મમતારામ બોલી ઉઠ્યો—"કેશવલાલે રૂપીઆ નથી અપાવ્યા એટલે મારી સલાહથી નથુશેઠે તેમ કીધું હશે, એવો વિચાર જો આપ ધરાવતા હો તો તે ભુલ છે, એમ મારે કહેવું જોઇએ. માલીક અપને મુલકકે મુખત્યાર હે, એ પ્રમાણે નથુશેઠ છે. મેં તો તેમને બહુએ વાર્યા કે એમ નહિ કરો, શીખામણુ આપી કે કેશવલાલ જેવાની સલાહ લઇને પછી ડગલું ભરો. એ રૂપીઆનું તેણે શું કીધું અને શા સારૂ જોઇતા હતા તે પણુ હું તો જાણુતો નથી. મારૂં તે શેઠને ત્યાં જવું આવવું થાય છે તેથી, બીજાને જેમ વાત કહેલી તેમ, તેણે મને પણુ કહી રાખ્યું હતું કે મારે રૂપીઆનો ખપ છે, તેથી જોગવાઈ બને તો કરજો. મારા જાણુવામાં સહેજ રીતે આવ્યું કે ધનપાલશેઠ રૂપીઆ ધીરવાને ખુશી છે, તેથી એ સોદો અનાયાસે મારી મારફત પાર પડ્યો. પણુ મારી ઉશ્કેરણીથી, કે મારી સલાહથી નથુશેઠે તેમ કીધું છે એમ જો કોઈ કહેતું હોય તો તેની ભુલ છે."

"હું તો આ બધી વાત સહેજ રીતે પુછતો હતો"—મદનપાલશેઠ મમતારામને ભાર દઇને બોલતો સાંભળી કહેવા લાગ્યો—"તમારી, કે પછી કેશવલાલની, કે બીજા કોઇની સલાહથી નથુશેઠે રૂપીઆ લીધા તેની સાથે મારે કંઈ લેવા દેવા નથી. તમે જાણે તમારો બચાવ કરતા હો તેવી રીતે બોલ્યા, તેથી મને આશ્ચર્ય જેવું લાગે છે. મેં તમને આજે જે કારણુસર બોલાવ્યા તે વાત હવે આપણે કરીએ. મને ધનપાલશેઠ કહેતા હતા કે નથુશેઠને બીજા પચાસ હજાર રૂપીઆ જોઇએ છઇએ તે વાત ખરી છે કે ખોટી?"

એમ બોલી મમતારામનો તાલ જોવાને માટે મદનપાલશેઠ તેના મ્હોં સામું ખાસ કરીને જોવા લાગ્યો. કેશવલાલ પણુ ચમકીને મમતારામ સામું જોઈ રહ્યો. મમતારામ મનમાં કચવાટ કરતો બોલ્યો—

"આપણે કોઈ બીજે પ્રસંગે એ વાત કરીશું સાહેબ."

"કેમ વારૂ"—મદનપાલશેઠે ટકોર કરતાં પુછ્યું—"આ કેશવલાલ બેઠા છે તેથી તમને સંકોચ થાય છે?"

"ના ના, સાહેબ!"—મમતારામે ઉતાવળે જવાબ આપ્યો.—"કેશવલાલ બેઠા

છે તેથી શું ? નથુશેઠને રૂપીઆ જોઇએ છઇએ એ વાત જગપ્રસિદ્ધ છે. હું તો સહેજ કહેતો હતો, બાકી કેશવલાલ દેખતાંએ એ વાત કરવાને મને અડચણ નથી."

"મને ધનપાલશેઠ કહેતા હતા કે"—મદનપાલશેઠ મમતારામને સતાવતો હોય એમ બોલ્યો—"આ મમતારામ બીજા પચાસ હજાર માગે છે તેનું શું કરવું છે ?"

મમતારામે જોયું કે કેશવલાલ દેખતાં મદનપાલશેઠ એ વાત ખાસ કરીને કહાડવા માગે છે, એટલે કંઈ ઢાંક પીછોડો કરે વળવાનું નથી તેથી છેડો ફુલાપર નાંખી દેતો હોય તેમ એ બોલ્યો—

"એ વાત ખરી છે સાહેબ. ધનપાલશેઠે પહેલાં તો મને આપવાની ના કહી હતી. પણ હમણાં હમણાં મને કંઈ લાગે છે કે એણે પોતાનો વિચાર ફેરવ્યો છે, હજી નક્કી હા કે ના કહેતા નથી, પણ આપસાહેબની જોડે વાત કરી ખુલાસો કરીશ એમ મને કહ્યાં કરે છે."

"જુઓ મમતારામ, મને વ્યાજ રળવા કરવાની પરવા જ નથી. પહેલીવાર રૂપીઆ ધીરવામાં મેં ધનપાલશેઠ જોડે ભાગ રાખ્યો તેનો વિચાર કરતાં હું પોતે વિસ્મય પામું છું. ધનપાલશેઠની પેઠે એ કે બસો ટકાના વ્યાજથી મારી દાઢ ડળકે એમ નથી. પણ તમે કહો તો હું ધનપાલશેઠને સમજાવું. મને તો એમ લાગે છે કે નથુશેઠ અને ધનપાલશેઠ મારી ધુમાડા મંડળીમાં દાખલ થયા, અને નથુશેઠે પેટ્રન તરીકે રૂપીઆ પાંચસે ભર્યાં છે, તે બાબતસર હું એમનો આભારી છું. અથવા મારા જાણવામાં જે વાત આવી છે તે જોતાં, હું તમારો આભારી છું. માટે ફક્ત તમને રાજી કરવાને માટે તમે કહો તો હું હા પાડું અને હું હા પાડીશ તો જ ધનપાલશેઠ હા પાડશે."

"હા સાહેબ, તે હું સારી પેઠે જાણું છું. બાકી ધનપાલશેઠના હાથમાંથી એક પાઇ સરે એમ નથી, મને તે પહેલેથી જ કહેતા હતા કે પચાસ હજાર ઉપર હું એક પાઈ ધીરીશ નહિ."

મમતારામને હજી પણ સતાવતાં મદનપાલશેઠે પુછ્યું—"તે તો ઠીક છે. પણ તમે મને કહો છો શું ? હું ધનપાલશેઠને હા પાડું કે ના."

"હેં સાહેબ, નથુશેઠનો આપના મનમાં તમે આભાર માનો છો, તો અલબત તેનું તેટલું કામ કરી આપવું જોઇએ."

"પણ ના"—મદનપાલશેઠે હસીને વાતનો પીછો ન છોડતાં કહ્યું—"મારે કંઇ નથુશેઠનેરાજી રાખવા નથી. મારે તો તમનેરાજી રાખવા છે, માટે બોલો તમે શું કહો છો ?"

"અરે મારા મહેરબાન સાહેબ, તમારી આટલી હોંશીઆરી તો મેં આજેજ ભાળી !

ઠીક છે સાહેબ, તમારી એવી મરજી છે તો મને રાજી રાખવાને એ કામની હા પાડજો."

પોતાની ધારેલી વાતની મમતારામ પાસે ખંત રાખી હા કહેવડાવી તેથી હરખાઇને મદનપાલશેઠે કેશવલાલને પુછ્યું-"કેમ કેશવલાલ, તમે પણ તેમાં રાજી છો કેની ?"

"મારા રાજીપાનો સવાલજ એમાં સાહેબ રહેતો નથી."

"વારૂ ત્યારે મમતારામ, હું ધનપાલશેઠને સમજાવીશ અને સો વીસા તમારૂં એ કામ પાર પડ્યું સમજજો. તમે મને ફરમાસ કરો છો તો આ વખત એ કામમાં હું પડું છું, પણ તમારી આગળ આ બાબતસર જ વાત કરવાને મેં તમને બોલાવ્યા નથી."

"મારી ધુમાડા મંડળીના ઉદ્દેશથી અને લાભોથી લોકો હવે વાકેફ થઈ ચુક્યા છે. અત્યારસુધી મેં જે જે કીધું છે તે, લોકોના તે સંબંધી વિચાર કેળવવાને માટે જ કીધું હતું. હવે તેઓ કેળવાઈ ચુક્યા છે એવી મારી ખાતરી થાય છે, માટે હવે મારી ધુમાડા મંડળીને અસ્તિત્વમાં લાવવાને અને તેની સ્થાપના કરવાને સર્વ વર્ગના લોકોની એક જાહેર સભા ઘણા થોડા વખતમાં, એટલે કે ઘણા જ થોડા દહાડામાં, બોલાવવાને મેં ઘટતી ગોઠવણો કરી રાખી છે અને હજીએ કર્યો જાઉં છું. એ જાહેર સભા મારા **ખુશ હવાના** બંગલામાં બોલાવું તો ચાલે ખરૂં. પણ સર્વ વર્ગના લોકોને આવવાને છેટું પડે અને અમારા શેઠીઆઓની કોઈ ખાનગી મંડળી છે એવો ભાસ થઈ જાય માટે, મારો વિચાર એ જાહેરસભા **હુલાઈ ભાઠીઆ મહાજનવાડી**માં બોલાવવાનો છે. સભાને દિવસે તે જગોને ધ્વજા, પતાકા અને તોરણોથી, તેમ જ બીજી રીતે સણગારીને શોભીતી કરવાને હું જાતે ગોઠવણ કરીશ. પણ લોકોનાં મન રંજન કરવાને અને મારી ધુમાડા મંડળીમાં મેમ્બર થઈ પોતાના ઘરમાં ચીમની મુકી ધુમાડો બહારો બહાર હવામાં કહાડે તે સારૂ, મારા મેલાપી ન દેખાય એવા બે ચાર માણસોએ સભામાં, ધુમાડા મંડળીથી થનારા લાભો વિષે લાંબાં લાંબાં ભાષણો કરવાં જરૂરનાં છે. કારણ કે એવો થોડોઘણો દાવપેચ રચ્યા વગર, આજકાલ કોઈ સભાનું કામ હાર પડતું નથી. એવા બે ત્રણ માણસોને તાલીમ આપવાનું ઘણું જોખમભરેલું કામ હું તમને સોંપું છું. વળી જો તેઓ, જાણે ઘેરથી વિચાર બાંધ્યા વગર આવ્યા હોય, અને ત્યાં આવીને તેઓ જે સાંભળે તેથી જ કરીને તેઓ ધુમાડા મંડળીની તરફેણમાં થઈ જાય, એવી ઢબમાં અસરકારક અને વિદ્વત્તા ભરેલા શબ્દોથી ભરપુર ભાષણ આપે, તો તો પછી કંઈ મણાજ રહે નહિ !"

"અરે સાહેબ, એવું કામ તો મને બહુ જ મનગમતું થઈ પડશે"-મમતારામે કહ્યું-"મેં મારા મનમાં અત્યારથી જ એક શખસ ધારી રાખ્યો છે. તેનું નામ આનંદશંકર છે. હું અને તે એવું અટપટું અને સંસ્કૃત શબ્દોથી ભરપુર ભાષણ,

ધાણી ફુટે એવી છટાથી આપીશું, કે ધુમાડા મંડળીના લાભો જોતજોતામાં પ્રતિપાદન કરી દઇશું! લોકો તો સમજશે જ નહિ કે અમે સંસ્કૃતમાં કે આરબીમાં ભાષણ આપ્યું! પછી કંઈ છે?!!"

"હા, એમ થાય તો તો બહુ જ રંગ જામે—"મદનપાલશેઠ હાસ કરતો નીચે શ્વાસ લઇને બોલ્યો—"મેં તો એવો સિદ્ધાન્ત ગ્રહણ કીધો છે કે સાધારણ લોકો જે વાત સમજતા નથી તે વાતનેજ સ્વીકારે છે! જે વાત તેઓ સમજે છે તે સર્વથા સ્વીકારતા નથી! વળી તેઓની સમક્ષ મ્હોટા મ્હોટા વિદ્વત્તા ભરેલા શબ્દો, ન્યાયના પ્રમાણોની ગરજ સારે છે, માટે તેમ જ થવું જોઇએ. એમાં આપણે કંઈ દોષિત થતા નથી, કારણ કે લાકડાના દેવને તો ખાસડાની પૂજા જોઇએ."

"નહિ સાહેબ, એમાં દોષિત શેના"—મમતારામે કહ્યું—"સામા એ લોકના જોવામાં ધુમાડા મંડળીના લાભો આવશે ને તેથી દેશનું જે કલ્યાણ થશે, તેથી એવું કામ તો પુણ્યનું ગણાય."

"વળી ધુમાડા મંડળીના ખરચ સારૂ પચ્ચીસ હજારની પ્રોમીસરી નોટનું મેં એક ટ્રસ્ટડીડ તૈયાર કરાવ્યું છે, તેમાં હું તે જ સભામાં સહી કરીશ. લોકો સભામાં દાખલ થવાને લલચાય માટે મારા સોલીસીટરને પચ્ચીસ હજાર રૂપીઆ હું ત્યાંના ત્યાં જ સૌના દેખતાં આપીશ. કેમ ઠીક કેની?"

"અરે સાહેબ, એ યુક્તિ તો આપે પહેલા નંબરની શોધી કહાડી! સાધારણ લોક તે સાધારણ લોક. જાણે એ રૂપીઆમાં ભાગ પડાવવાનો હોયની, તેવી રીતે રૂપીઆ જોઇને તેઓ આપસાહેબની ધુમાડા મંડળીમાં દાખલ થવાને તુટી પડશે! આપની આવી કાર્ય સાધવાની દક્ષતા જોઇને મારો આત્મા ખરેખર પ્રસન્ન થાય છે."

હું પણ ખુશી થાઉં છું કે એ સર્વ બાબતોમાં તમે અને હું એક મત થઇએ છઇએ. પણ હજી એક બાબત તમને જણાવવાની રહે છે. એ ટ્રસ્ટડીડમાં ચાર ટ્રસ્ટીઓનાં નામના ખાડા મેં રખાવ્યા છે, તે પણ તેજ સભામાં પુરવામાં આવશે. એક ટ્રસ્ટી તો હું થઇશ બીજા બેનાં નામ હજી મેં મારા મનમાં નક્કી કરી રાખ્યાં નથી અને જો ધુમાડા મંડળીથી થનારા અસંખ્યાત લાભોથી દોરવાઇને, તે સભામાં તમારા ભાષણમાં તમે પણ એક ટ્રસ્ટી થવાની તત્પરતા દેખાડો, તો તો પુરેપુરો તાલ આવે!'

મમતારામે ઘણી ખુશીથી ટ્રસ્ટી થવાની હા પાડી. મદનપાલશેઠની અને મમતારામની વિક્રમની વીસમી સદીની સુધરેલા ગતો જોઇને કેશવલાલ તો દંગજ થઈ ગયો!!!

પછી મમતારામે મદનપાલશેઠ પાસથી જવાની રજા લીધી. કેશવલાલ તો ત્યાં જ બેસી રહ્યો એટલે એ એકલો જ, મદનપાલશેઠે આજે જે જે વાત કહાડી

હતી તેનું મનન કરતો, બંગલાની બહાર નીકળ્યો, પોતાના મનમાં એ કહેવા લાગ્યો—"આ તે કેવો દૈવયોગ છે કે જ્યાં જ્યાં હું મારો પગપેસારો કરૂં છું, ત્યાં ત્યાં એક શત્રુ પણ તરતનો દાખલ થયલો હોય છે. ધનપાલશેઠ પાસથી નથુશેઠને સારૂ પ્રથમ રૂપીઆ પચાસ હજાર કહડાવ્યા, ત્યારે જોગાનજોગે તે જ સમયમાં કેશવલાલનો હિતચિંતક વિહારીલાલ, વીલીઅમ્સ અને વીલીઅમ્સન સોલીસીટરોની આફીસમાં નોકરી રહ્યો. નથુશેઠનું ખત ઘડવાનું કામ ધનપાલશેઠે તેને જ સોંપ્યું. પરિણામ એ આવ્યું કે જેનું મ્હોં જોવાને હું રાજી નહોતો તેની જ ખુશામત કરવાનો મને વારો આવ્યો. હું જ્યારે તેને રાજી રાખવા બસો રૂપીઆ આપવા ગયો, ત્યારે તેણે મારી જોડે જે તુંદમીજાજથી વાત કીધી હતી અને રૂપીઆ રાખવાની ના પાડી હતી, તેનું સ્મરણ તો મારા મનમાં હજીએ ખટક્યા કરે છે! વળી હમણાં મારા મુરબ્બી જેવા નથુશેઠને સારૂ રૂપીઆ પચાસ હજારની બીજી જોગવાઈ કરૂં છું, અને એ કામ મદનપાલશેઠ દ્વારા અનાયાસે પાર પાડવાની અણી ઉપર આવ્યું છે, ત્યારે બરાબર તે જ વખતે કેશવલાલ મદનપાલશેઠને ત્યાં સેક્રેટરી તરીકે રહે એ કેવો સંજોગ!! શું એ પ્રમાણે કરીને મારૂં દૈવ મારી મજાક કરે છે, અથવા મને ખબરદાર રહેવાની ચેતવણી આપે છે! તે તો ગમે તેમ હો, પણ મમતારામ તું ચેતતો રહેજે. નથુશેઠ પાસે તારી ઘરાકી વધારવા તેં એ શેઠને ધનપાલશેઠ અને મદનપાલશેઠ જેવાં ઘરાકો મેળવી આપ્યાં ખરાં, પણ તારાં ઘરાકો આ વિહારીલાલ અને કેશવલાલ ઉભા થયા છે તે તું જો? અને નભરવસ નહિ થા? બાકી તારૂં ગાડું અત્યાર સુધી તો ઠીક ગબડ્યું છે. પણ હવે રખેને તું છકી જાય અને ઓચીંતું વાદળ ઘેરાઈ જાય!"

"વિહારીલાલ વીલીઅમ્સ સાહેબને ત્યાં રહ્યો તેથી વસ્તુતઃ કાંઈ ફેર પડ્યો નહોતો, કેમકે ધનપાલશેઠનો મેલાપ કરાવી આપનાર તેજ શખસ હતો. પણ આ કેશવલાલ પેલી ધુમાડા મંડળીના આગેવાન શેઠીઆનો સેક્રેટરી થયો એ વિચારવા જેવું છે, કારણ કે કેશવલાલ મને સારી પેઠે ઓળખે છે અને હજી એ વધારે સારી પેઠે ઓળખશે. વળી કેશવલાલનું નથુશેઠની માબહેન આગળ હજીએ જબરૂં ચલણ છે. હજીએ ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ છે. તેઓના કાન જો કેશવલાલ ભંભેરે તો બચ્ચા મમતારામ, નથુશેઠના ઘરને તારે રામરામે કરવા પડે! નથુશેઠ જો કે મારી પાછળ ઘેલો ગાંડો થઈ ગયો છે, પણ હજી એની ઉમર કાચી છે. વળી આખરે મુંબઈના શેઠીઆ, એટલે બાલકની પેઠે એક રમકડું ગયું તો બીજું લઈ રાજી થાય. પણ ત્યારે શું કેશવલાલ, પહેલીવાર રૂપીઆ લીધા તે બધું જાણતો હતો? જાણતો હોવોજ જોઈએ. એના બોલવા

પરથી તો એમ જણાય છે. વિહારીલાલ સિવાય બીજું એને કોણ કહે? તો એ હજી સુધી ચુપચુપ બેસી રહે અને નથુશેઠની માબહેનને કાને એ અણસારો ન નાંખે એનો શો અર્થ? પણ કેશવલાલ કંઇ ઉંડા પાણીમાં તો નથી રમતો? અથવા નથુશેઠની માબહેન, મારો અને નથુશેઠનો તાલ જોવાને હાલ તરત ખામોશ રાખીને બેસી તો નથી રહ્યાં? મારા મનમાં ઘણીએ વાર થઈ આવતું કે કેશવલાલનો નથુશેઠ આગળ ધ્રહો લાડવો કરી નાખું, પણ અત્યાર સુધી મેં ખામોશ રાખી કે જરાક થોભવું. પવન કેમનો વાય છે તે જોયાં કરવું, પછી જોઇએ તો સહડો છોડી મેલવાં. ખરે હવે તેજ વખત પાસે આવ્યો છે. મારે એવી યુક્તિ પુરઃસર કામ લેવું જોઇએ કે નથુશેઠને કેશવલાલ જોડે બારમો ચંદ્રમા થાય એટલુંજ નહિ, પણ નથુશેઠની માબહેન આગળ કેશવલાલ ઝાઝી ધરપચ કરે તથાપિ એનું કંઈ વળે નહિ. આવી સીફત (મમતારામ પોતાને ધન્યવાદ આપતો બોલ્યો) બીજાને તો ભારે થઇ પડે હોં! પણ બંદાને તો, નથુશેઠ નામના એક ભુર્લોકના દેવ હાજરાહજુર છે! બંદાને એવી એવી તદબીર કોઇની પાસે શીખવા જવું પડે એમ નથી! નથુશેઠની કુંચી તો એવી ફેરવીશ કે બસ, એની ને કેશવલાલની આંખે આંખ લડે, અને આપણે તો જાણે 'નરોવા કુંજરો વા.' કોઇ વાતનો જાણે કશો ભાર ઉલાર હોય નહિની તેમ!"

વાલકેશ્વરથી પોતાને ઘેર જતાં આવા આવા વિચારો કરતો મમતારામ હરખાવા લાગ્યો. મદનપાલશેઠનો વિચાર આવતાં એણે કહ્યું—"એનો રોબ અને જાહોજલાલી તો કોઈ રાજાને ત્યાં નહિ હોય. વળી એ શેઠ હું ધારતો હતો તેમ બેવકુફ નથી. એક ઇન્દ્રિનું જ્ઞાન ખરૂં, પણ તે પહેલા નંબરનું. વળી સાથે બહુ ઉત્સાહી અને આગ્રહપૂર્વક કામ કરનાર જણાય છે. મારી પાસે હા ભણાવી ત્યારેજ એને નીરાંત વળી, પણ મને રાજી રાખવાને એ શેઠ ધનપાલશેઠને સમજાવે એ વાત મારા ધ્યાનમાં જરાક ઉતરતી નથી હોં! મને રાજી રાખવામાં એની શું મતલબ હશે? મારી પાસે એની ધુમાડા મંડળીમાં ભાષણ કરાવવાની અને ટ્રસ્ટડીડમાં ટ્રસ્ટી બનાવવાની તો નહિ હોય! તે તો ગમે તેમ હો, પણ નથુશેઠને બીજા પચાશ હજાર હવે મળ્યા જાણવા, અને મમતારામ, તું જાણે છે કેની કે દશ તારા ધારે તો પાંચ મારા પણ ધારજે. માટે એ—ને તારે તો આનંદ લહેર કર્યાં કરવાની છે."

મમતારામના જવા પછી મદનપાલશેઠે કેશવલાલને કહ્યું.

"આજે મારી અને તમારી પ્રથમ મુલાકાત છે. મમતારામની સાથે હું જે ઢબથી અને હઠ લઇને કામ લેતો હતો તેથી, મારે માટે તમારા મનમાં રખેને ખોટો વિચાર પ્રથમમાંજ બેસી નહિ જાય તે સારૂ મને બહુ કાળજી રહે છે. આજ ખાવાનું

કે નથુશેઠને, કે મમતારામને રાજી રાખવાનું, મને બીલકુલ પ્રયોજન નથી, જો કે બહારથી તો મેં મમતારામને રાજી રાખવાનો વેષ ભજવી બતાવ્યો હતો."

મદનપાલશેઠ કેશવલાલ સામું જોઇ રહ્યો. કેશવલાલને લાગ્યું કે કંઇ બોલવું જોઇએ, તેથી મનમાં જે પ્રથમ વિચાર આવ્યો તે એણે કહ્યો—"સાહેબ, તમારી જાહેર સભામાં ભાષણ કરાવવાને અને ટ્રસ્ટી બનાવવાને તમે એને રાજી રાખતા હશો."

"એને એવી રીતે ઉપયોગમાં લઈ લેવો એ વાત તો મને પાછળથી સુજી હતી. પણ લ્યોની, હું તમને ખરી વાત કહી દઉં. તમારી અરજી વાંચ્યા પછી મને એમ લાગ્યું કે તમે સેક્રેટરીનું કામ ચલાવવાને યોગ્ય નીવડશો. પણ નથુશેઠ દેવાદાર અને ઉડાવ તમારી શીખવણીથી થયો હોય એવો મને શક ગયો. નીતિબહાર વર્તનારાને મુંબઇ શેહેરના અમારા જેવા અગ્રેસરોથી આસરો કેમ અપાય ? જો કે તમારે માટે ધનપાલશેઠ અને અનંગપાલશેઠ મારી આગળ સારૂં બોલ્યા; તથાપિ મારી પોતાની ખાતરી કરવાને માટે, મેં તમને બંનેને એક વખતે હાજર રાખવાની ગોઠવણ કીધી, કે જોઇએ વાતચીત ઉપરથી નથુશેઠને બગાડનાર કોને ગણવો. હવે મારી પણ ખાતરી થઈ છે કે તમે નિર્દોષ છો, પણ મારી પેઠે બીજાઓ પણ તેવી શંકા કરે એ સ્વાભાવિક છે, માટે મારી સલાહ માનો તો તમારે એવી તજવીજ કરવી જોઇએ, કે તમારૂં નામ વગર લેવે દેવે મમતારામની સાથે કે એકલા, ખરડાય નહિ."

"સાહેબ, એમાં હું શું કરૂં ? જે સત્ય હશે તે તરી આવશે."

"એ તો ખરૂં, પણ મારે બદલે કોઈ બીજા શખસે ઉડતી વાત જ સાચી માની, મારી પેઠે તપાસ ન કરી હોત, તો તે તમને સેક્રેટરી તરીકે રાખત ?" કેશવલાલે ના કહી અને મદનપાલશેઠ પાછો બોલ્યો—"સત્ય તરી આવશે એ વાત ખરી. પણ એવો કંઈ નિયમ છે કે સત્ય તરત જ તરી આવશે ? તેમાં વિલંબ થાય અને દરમ્યાન આપણને નુકસાન લાગે તો? માટે એ બાબત તમારે કંઈ કરવું જોઇએ એવો મારો તો વિચાર છે."

કેશવલાલને મદનપાલશેઠનું કહેવું ખરૂં લાગ્યું. પણ શું કરવું ને કોની સલાહ લેવી તેનો એને વિચાર પડ્યો. થોડી વારમાં મદનપાલશેઠે એને રજા આપતાં કહ્યું—

"ઠીક છે ત્યારે, હવે તમે આવતી કાલથી વખતસર નોકરી પર હાજર રહેજો, અને નિયમસર અને રીતસર સર્વ કામ તમે બજાવજો. નિયમસર કામ કરવાથી આપણા મનમાં એક જાતની સુગમતા આવે છે. રીતસર કામ ચલાવવાથી મુશ્કેલીઓ એની મેળે દૂર થઈ જાય છે અને વખતસર કામ લેવાથી કોઈ દહાડો ગુંચવણ પડતી નથી. માટે હું નિયમ, રીત અને વખતને અનુસરીને ચાલું છું અને મારા હાથ નીચેના માણસો પાસથી પણ, તેવીજ રીતે કામ લેવા ઇચ્છું છું. પણ

તમે **બી. એ.**માં પાસ થયા છો એટલે એ બાબત તમને શિક્ષણ આપવું પડે એવી જરૂર હું જોતો નથી. માત્ર તમને કહી રાખવું જ બસ છે."

પછી કેશવલાલ ત્યાંથી ગયો. બંગલા બહાર થોડુંક ચાલ્યો હશે અને વિહારીલાલ એને સામો મળ્યો. એને ત્યાં જોઇને વિહારીલાલને તો નવાઈ લાગી. કારણ પુછતાં કેશવલાલે જણાવ્યું કે મદનપાલશેઠે મને સેક્રેટરી તરીકે સો રૂપીઆના પગારથી રાખ્યો છે. વિહારીલાલ બહુ ખુશી થયો. કેશવલાલે તેને ઘેર કોઈ કારણસર મળવાની ઇચ્છા જણાવી અને બન્ને છુટા પડ્યા.

ભીખારીલાલની સલાહ પ્રમાણે ચાલી વિહારીલાલ મદનપાલશેઠ પાછળ મચ્યોજ રહ્યો હતો. જાતજાતનાં કામો કહાડી એ મદનપાલશેઠ પાસે જવા આવવા લાગ્યો. તેને રાજી રાખી એવી રીતે એ કામ લેતો કે મદનપાલશેઠ પોતાનું ઘણું ખરૂં કામ એની મારફતે એના સોલીસીટરોને સોંપવા લાગ્યો. ધનપાલશેઠ તો તેઓના જુના અસીલો હતા. નથુશેઠ પણ મમતારામની શીખવણીથી, વિહારીલાલને રાજી રાખવા પોતાનું કામકાજ એની મારફતે કરાવવા લાગ્યો. વિહારીલાલને લીધે સારા સારા કુલોમાં વધારો થયો છે, એમ કેશીઅરે જણાવી એની ભલામણ કીધી તેથી વિહારીલાલનો પગાર પોણોસો હતો તે વીલીઅમ્સ સાહેબે વધારીને સવાસોનો કીધો.

અંદરખાનેથી એ હોંશીઆર હતો તેથી કામકાજમાં હવે એને ઝાઝો મુઝારો પડતો નહોતો. રેહેતે રેહેતે એની પણ ખાતરી થવા આવી હતી કે મેનેજીંગ કલાર્કને કાયદાના જ્ઞાનની આવશ્યકતા નથી. એ તો રામને નામે પથ્થર તર્યા કરે! મેનેજીંગ કલાર્કનું કામ તો અસીલોને રાજી રાખીને અને તેઓના પગ વરતી, જે જે બાજુએ તેઓનું સુકાન ફરતું હોય તે બાજુએ રહીને, વાત કરવી એટલુંજ છે. એ તાલીમ વિહારીલાલ પહોંચેલો હોવાથી ઝટ શીખી ગયો, અને અસીલોમાં અને સીનોરની આગળ, એક ચાલાક મેનેજીંગ કલાર્ક તરીકે એનાં વખાણ થવા લાગ્યાં.

ટ્રસ્ટડીડમાં ટ્રસ્ટીઓનાં નામ લેવાને મસે વિહારીલાલ મદનપાલશેઠ પાસે આવ્યો હતો. આજે શેઠ પાસે નામની ઉઘરાણી પાછી કરતાં મદનપાલશેઠે જણાવ્યું કે હાલ તો નામના ખાડા રાખવા. પણ ચાર ટ્રસ્ટીઓમાં એક પોતે અને બીજો મમતારામ થશે. બીજાં બે નામ, ધનપાલશેઠ કે અનંગપાલશેઠ કે એવાંજ બીજાં નામ મદનપાલશેઠ આપવા ચહાત તો આપી શકત; પરંતુ ધુમાડા મંડળીએ લોકમાં ઠીક જડ ઘાલી છે એમ દર્શાવવા સારૂ, તેમાં ભેલસેલ રીતે નામ આવે તો ઠીક દેખાય એવા હેતુથી, મદનપાલશેઠને શેઠીઆઓનાં નામો તેમાં દાખલ કરાવવાં નહોતાં. એણે વિહારીલાલને કહ્યું કે એક નામ તમે જેને પસંદ કરો તેનું નાંખવામાં આવશે. અને બીજું નામ પસંદ કરવાનું હું કેશવલાલને કહીશ. પણ

પસંદ કરવા પહેલાં તેઓને ધુમાડા મંડળીનો ઉદ્દેશ અને હેતુ કહી સંભળાવવા, અને તેઓની રજામંદી લઈ રાખવી ઠીક છે.

"તમને કોઈ એકાદ એવા શખ્સનું નામ યાદ હોય તો કહો?" મદનપાલશેઠે પુછ્યું.

"સાહેબ, મારો એક મિત્ર **ભી**ખારીલાલ કરીને છે. તે આપની મંડળીનો ઉદ્દેશ બહુ સારી રીતે જાણે છે એટલું જ નહિ, પણ ટ્રસ્ટી તરીકે કામ બજાવવાની તેનામાં યોગ્યતા છે."

"કયો **ભી**ખારીલાલ"—મદનપાલશેઠે પુછ્યું—"જેની સામે એના બાપના મુનીમે દાવો બાંધ્યો છે, અને જેનું કામ **માસ્તર સાહેબ** આગળ હીસાબ સારૂ કેટલાં વર્ષો થયાં ચાલ્યાં કરે છે તેજ કે?" **વિ**હારીલાલે હા પાડી અને મદનપાલશેઠ બોલ્યો—"ઠીક છે. એ નામ સામે મારે કંઈ વાંધો નથી. વળી તે તમારો મિત્ર છે તે પણ ઠીક જ છે. તેના બાપને હું ઓળખતો હતો ખરો, પણ તેનું નામ મને યાદ રહેવાનું કારણ કે, તેના મુનીમના કામનો એક સમન્સ મારાપર થયો છે અને મારે **માસ્ટર સાહેબ**ની આગળ, અમુક સાલના ચોપડા લઇને હાજર થવાનું છે. જો કે હું શી બાબત જાણું છું તે હું જ જાણુતો નથી!"

"સાહેબ, આપની પેઠે **ધ**નપાલશેઠ પર પણ સમન્સ થયો છે અને એ શેઠ પણ પોતાની અજાએબી બતાવતા હતા, કે પોતે કાંઈ જાણતા નથી અને સમન્સ થયો છે."

મદનપાલશેઠ વધારે જાણવા માગતો હોય એમ **વિ**હારીલાલ તરફ જોવા લાગ્યો એટલે એણે કહ્યું—"**ભી**ખારીલાલનો એ કેસ હોવાથી મારા જાણુવામાં એ કેસની તમામ હકીકત છે. આગળ **ભી**ખારીલાલના બાપે રૂપીઆ વીસ હજારનું ઝવેરાત વેચ્યું હતું, તે વખતે મુનીમે ઠીક ધાપ મારી હતી. અને તે છુપાવવાને તેણે રૂપીઆ ત્રીસ **ધ**નપાલશેઠના ગુમાસ્તાને તે વખતે આપ્યા હતા. અલબત તે બાબતનું નામું **ધ**નપાલશેઠના ચોપડામાં શેનું હોય? પણ મુનીમજીની મતલબ **માસ્ટરસાહેબ** આગળ કામ લંબાવવાની છે. તેથી ભલતા ભલતા પર સમન્સ કહડાવ્યા કરે છે.

"**ધ**નપાલશેઠને બોલાવ્યો છે તે તો જાણે સમજ્યા કે એના ગુમાસ્તાને રૂપીઆ ત્રીસ આપ્યા હતા, પણ મને શું કામ બોલાવતો હશે?"

"વસ્તુતઃ તો કંઈ કારણુ નથી, પણ તમે જાણો છોની સાહેબ, મુનીમજીની બાજી તો કામ લંબાવવાની રહી, એટલે થોડાક તમને સવાલ પુછાવશે, થોડાક **ધ**નપાલશેઠને, અને તમે બધા ના ના કહેશો તોપણુ તે દહાડો તો પુરો થશે, એટલે એક મહીનો તે કામ પાછું ટોલ્લે ચહડશે."

"દુનીઆમાં કેવો પ્રપંચ વધી ગયો છે! હું તો સમજતો હતો કે મુનીમ બહુ અસરાફ દેખાય છે તે વાજબી રીતે કેસ લડતો હશે."

"સાહેબ, આપને ફુરસદ નથી, બાકી એ મુનીમનું ખરેખરૂં ચિત્ર હું કે ભીખારીલાલ તમારી આગળ દર્શાવીએ તો આપ સાહેબ તો આંગળાં કરડો!"

"તમારી વાત ખરી હશે- અને મારી જુબાની લેવાશે ત્યારે બધું જણાઈ જશે—તો ખચીત મુનીમ સામે અમારી નાપસંદગી બતાવવાને હું ને ધનપાલશેઠ અને બીજા શેઠીઆઓ, **શેઠીઆપારટીમાં** તેને નોતરૂં દઇએ છઇએ તે બંધ કરશું, એટલું જ નહિ પણ અમને એ મળશે કરશે તો એને કટ (ઓળખાણ નહિ હોય તેમ) કરશું."



## પ્રકરણું ૪૨ મું

### અનંગપાલશેઠે રાખેલો રંગ

**પાનસોની ચીઠ્ઠી ને છસો રોકડા,**
**તોએ કન્યાનું મ્હોં નજરે ન દીઠું.** (જુની કવિતા.)

'દેદાન છુટે ગીરાન,' એ પ્રમાણે મીટીંગ મળવાના દહાડાના પ્હો ફાટવાની સાથે, ધનપાલશેઠ અને તેના માણસો જમવાનું નોતરૂં કરે તેમ, ઘેરઘેર ભીખ માગવા લાગ્યા કે આજે મીટીંગમાં જરૂર આવવું અને શેઠની તરફ હાથ ઉંચા કરવાને ભુલવું નહિ. જેમ જેમ ધનપાલશેઠ વધારે ઠેકાણે ઘુમતો ગયો તેમ તેમ એના જાણવામાં આવતું ગયું કે **વિજ્ઞાપનપત્ર** મોકલનારા શેરહોલ્ડરો (રેક્રમીઝીશનીસ્ટો)માં એક સંપ, કે એક મત બીલકુલ રહ્યો નહોતો; તેમ આજે મીટીંગમાં જઇને એક મતે શું ઠરાવ પસાર કરાવવો તે પણ નક્કી નહોતું. ઘણાક તો માત્ર એમ સમજતા હતા કે પંદર વર્ષ સુધી ડીવીડન્ડનું મ્હોં જોયું નહોતું, માટે ત્યાં જઇને પોતપોતાનાં પેટનાં બળતરા જેટલાં કહડાય તેટલાં કહાડવા સિવાય, મીટીંગ મેળવવાનું બીજું કારણ નહોતું. આવી આવી બાતમીઓ જેમ જેમ મળતી ગઈ, તેમ તેમ ધનપાલશેઠ વધારે હરખમાં આવતો ગયો, અને તેનામાં વધારે ને વધારે જોમ ભરાતું ગયું. ખાવાપીવાનું પણ ભાન રહ્યું નહિ. બપોર સુધીમાં તો પોતાના વગીલા બસો જણાને ત્યાં ઘુમી આવ્યો!

કંપનીની હેડ આફીસનું ઠેકાણું ધનપાલશેઠની આફીસ હતી. બે વાગ્યા અને શેરહોલ્ડરોની ત્યાં ધમાલ થવા લાગી. એક મહોટા દીવાનખાના જેવા ઓરડામાં, એક છેડે ટેબલ મુકી ત્યાં પાંચ સાત ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હતી. તેની બંને બાજુએ બીજી તેવી જ ખુરશીઓની ચાર ચાર હારો કરી દીધી હતી. એ

પ્રમાણે ત્યાં પાંચસે માણસોને બેસવાની ગોઠવણ રાખી હતી. પ્રમુખના ટેબલની બંને બાજુએ બે નહાનાં ટેબલ અને થોડીક ખુરશીઓ મુકી હતી. એક બાજુએ કંપનીનો સોલીસીટર અને બીજી બાજુએ રીપોર્ટરને બેસવાની સોઈ કરી આપી હતી.

મીટીંગનું કામકાજ બરોબર ચાર વાગે શરૂ થવાનું હતું છતાં, ત્રણ વાગ્યા નહિ ને મીટીંગનું દીવાનખાનું ચીકાર ભરાઈ ગયું. હજીએ લોકની અને શેરહોલ્ડરોની ધમાલ તો એટલી ને એટલી ચાલુ જ રહી. આવેલામાંના કેટલાક તો શેરહોલ્ડરો નહિ છતાં તમાશો જોવાને ભેગા થયા હતા. તેઓને બેસવાને સારૂ ખુરશીની હારો પાછલ બાંકો મુકવાની જરૂર પડી. ધનપાલશેઠે ભાડું ખરચીને કેટલાક તમાશગીરોને ત્યાં હાજર રાખ્યા હતા. તેઓનું કામ ધનપાલશેઠની વિરૂદ્ધમાં કોઈ બોલવા ઉઠે તેને **હીસ હીસ** કરવાનું અને ધનપાલશેઠની તરફમાં શાબાશીના પોકાર કરી પગ ઠોકવાનું હતું. જો કે ધનપાલશેઠના મનમાં ખાતરી હતી કે **વિજ્ઞાપનપત્ર** મોકલનારા ફાવવાના નથી, તથાપિ સાવચેતીના આખેરના ઉપાય તરીકે, એણે એવા ભાડુતી માણસોને પણ એકઠા કીધા હતા. તેઓને શીખવી રાખવામાં આવ્યું હતું કે ધનપાલશેઠની બાજી હાથમાંથી છેક જતી જણાય તો, તેઓએ ત્યાં એટલો ગોંધાટ અને ધાંધલ કરી મેલવી કે સભાનું કામ બીલકુલ ચાલે જ નહિ, અને કંઇપણ ઠરાવપર આવ્યા વગર મીટીંગને એની મેળે બરખાસ્ત થવાની જરૂર પડે! જો કે આવા પ્રકારની યુક્તિ ધનપાલશેઠ પોતે, નીતિને ધોરણે ઝાઝી પસંદ કરતો નહોતો, તોપણ એણે અંગ્રેજી કહેવત પ્રમાણે એવો સિદ્ધાંત કીધો હતો, કે શત્રુ સામે જેમ ફાવે તેમ શસ્ત્ર અસ્ત્રો વાપરવાં વાજબી છે. એવી એવી યુક્તિઓ વાપરી વાપરીને એ શેઠ અનેક મીટીંગોમાં ફાવી ગયો હતો. આવી આવી બાબતોપર એ મીટીંગને અંગે ધનપાલશેઠે નજર દોડાવી રાખી હતી, એટલે **વિજ્ઞાપનપત્ર** મોકલનારા કરતાં એને જય મળવાનો વધારે સંભવ હતો.

તમાશગીરોને બનતાં સુધી નોખા બેસાડવામાં આવતા હતા. શેરહોલ્ડરોને અને **પ્રોકસીથી** મત આપનારાઓને ખાસ કરીને ખુરશીપર બેસાડવામાં આવતા હતા. એ બધા શેરહોલ્ડરોમાં **વિજ્ઞાપનપત્ર** મોકલનારા શેરહોલ્ડરો, અથવા ધનપાલશેઠના પ્રતિપક્ષીઓ સહેજમાં ઓળખાઈ આવતા હતા. તેઓના ચહેરા ઉદાસ અને ફીક્કા પડી ગયા હતા. જાણે કે મીટીંગમાં પોતે ફાવવાના નથી તે સૂચક ચિન્હ જ તેઓએ ધારણ કીધું હોયની! તેઓ બીચારા લોહી ઉડી ગયલા જેવા દેખાતા તેમાં નવાઈ નહોતી, કારણ કે તેઓમાં પહેલેથી ફાટફુટ પડી ગઈ હતી, અને ધનપાલશેઠે પોતાના લાગવગ અને પૈસાના જોરથી, તેમાં વધારો કીધો હતો. તેને સાંધી દેવાને તેમાંનાં કેટલાંક સમજુ માણસોએ બહુ પ્રમથન કીધું, પણ દૈવ

પ્રતિકૂળ હોવાથી તેઓ ફાવ્યા નહિ એટલું જ નહિ, પણ જોતજોતાંમાં તે શેરહોલ્ડરોમાં જાતજાતનાં તડ અને તેની શાખા પ્રશાખા વધતી જ ચાલી!

ત્રણ વાગ્યાથી શેરહોલ્ડરો નહાનાં નહાનાં ટોળાં મળી માંહોમાંહે ઘુસપુસ કરતા દેખાતા હતા. ધનપાલશેઠની ગત પારખી જનારા કેટલાક ચતુર શેરહોલ્ડરો બીજાઓને વિનવીને કહેતા હતા કે ભાઇઓ, હજી પણ આપણે સમજી જાઓ. જો આપણે એક સંપ થઈ એક વાતને વળગીને નહિ લડશું, તો આપણો સુક્કરવાર વળવાનો નથી. જો કે **લીકવીડેશન**માં જવાથી આપણા પૈસા ડુબશે, અને તે પંદર વર્ષ થયાં ડુબી તો ગયા જ છે, પણ ધનપાલશેઠની વરસની લાખેક રૂપીઆની કમાણી ધુળ મળશે એ જ આપણને મ્હોટો લાભ! એ તો 'મુવો વર ને બળી જાન' એમ કરશું તો જ ધનપાલશેઠની આંખ ઉઘડશે! ત્યારે કેટલાક ડાહ્યા થઇને કહેવા લાગ્યા કે નારે ભાઇ, એમ નાક કાપીને અપશુકન કોણ કરે? **લીકવીડેશન**ના ખરચમાં આપણે તણાઈ જઇએ. શેરમાં ભરેલી મુડીએ જતી રહે અને ગાંઠનું ગોપીચંદન થાય! માટે આપણે તો નફાપર કમીશન આપવાની દરખાસ્તને જ વળગી રહેવું. ચોખ્ખા નફાપર ભલે એ શેઠ કમીશન લેની! આપણે પણ કમાઇશું અને એ શેઠ પણ કમાશે. ધનપાલશેઠ પોતે ક્યાં સમજતા નથી કે કંપની **લીકવીડેશન**માં જશે તો એને ખોટ નહિ આવે! માટે સમજશે. પણ **લીકવીડેશન**ની વાત નહિ કરો તો. કેટલાક કહે કે આપણે એ બળીઆ જોડે બાથ ભીડવામાં કોઈ કાળે ફાવવાના નથી. માટે આ બધી લડત મુકી દ્યો અને એ શેઠની મુનસફીપર તમામ વાત સોંપો, તો જ આપણો દહાડો વળે. એ તો ભાઈ **આર્ટીકલ્સ**માં બીલાડું તાણ્યું તે વખતે આપણે વિચાર કીધો નહિ, ત્યારે આજે આપણને ખતા ખાવી પડે છે. માટે ગાંડ તળે હાથ આવ્યો છે તે કળે કરીને કહાડવો. આપણે કરગરશું તો એ શેઠને જરૂર દયા આવશે! બીજા કહે ના એ દયાની વાત જ ખોટી! તમે ધનપાલશેઠને પીછાનતા નથી. પુરેપુરો વાણીઓ છે, તે આહાર અને વહેવારમાં શરમ શેની રાખશે? કોઈ કહે જોજો, મારૂં કહેવું યાદ કરજો, ધનપાલશેઠ 'મા મને કોઠીમાંથી કહાડ' એવું કર્યા વગર રહે તો મને કહેજો! એ તો ભાઈ કમીશન ખાઈ ખાઇને ગબ્બર થયો છે તે એને જાતજાતની તદબીરો સુજી આવે છે. આપણી આજની ખોડ ભુલાવશે ત્યારેજ એ વાણીઆને જંપ વળશે. માટે મુંગા મુંગા કંઈ પણ કીધા વગર ઘેર ચાલ્યા જાઓ, નહિ તો 'ધરમ કરતાં કરમ નડશે.'

**જ્યાં બધા ડાહ્યા થાય અને ડાહી ડમરી વાતો કરી શુરાતન દેખાડે ત્યાં કામ તે શી રીતે પાર પડે? બીચારા સમજુ શેરહોલ્ડરો થાકીને બેસી ગયા કે હવે જે થાય તે ખરી.**

એ મીટીંગમાં ધનપાલશેઠના મિત્રોમાં, આપણા ઓળખીતા મદનપાલશેઠ, અનંગપાલશેઠ, દુલારામ અને વનમાલીદાસની વતી નવલશા આવ્યા હતા. મમતારામ નથુશેઠની મા અને બેનનો પ્રોકસી થઇને નથુશેઠની સાથે ત્યાં આવ્યો હતો. એ સર્વે, જાણે કે ત્યાં હાથોહાથની લડાઇ ચાલવાની હોય અને તેમાં ધનપાલશેઠનું રક્ષણ કરવાનું હોયની, તેમ તેની આસપાસ વીંટળાઈ ગયા !

ચાર વાગ્યા અને સભાનું કામકાજ શરૂ થયું. પ્રમુખસ્થાને મુંબઇનો એક શેઠીઓ બેઠો. પછી સભા મેળવવાને જે **વિજ્ઞાપનપત્ર** શેરહોલ્ડરોએ મોકલ્યું હતું તે સેક્રેટરી તરીકે ધનપાલશેઠે વાંચી સંભળાવ્યું. જો કે આજની મીટીંગના કામકાજ પર ધનપાલશેઠનું લાખેક રૂપીઆનું કમીશન લટકતું હતું, છતાં **વિજ્ઞાપનપત્ર** વાંચતાં વાંચતાં એની છાતી જરાકે ડગી નહિ. ડીવીડન્ડ આપવાનો વાર્ષિક રીપોર્ટ, જેવા ભાર અને દરજ્જાથી વાંચે તેવી રીતે, **વિજ્ઞાપનપત્ર** વાંચ્યું અને પોતાની ખુરશીપર છેક નભરવસ હોય તેમ બેઠો. એટલે પ્રમુખે ઉભા થઇને જણાવ્યું—"આજની મીટીંગમાં બહુ ધાંધલ થવાનાં ચિન્હો અત્યારથી મારા જોવામાં આવે છે. માટે જો કે સર્વને બોલવાની છુટ છે ખરી, તથાપિ જો કોઇ પણ સુધરેલી રીતિની બહાર જઇને આડી વર્તણુક ચલાવતો જણાયો છે તો, અથવા સભ્યતાથી પોતાની દરખાસ્ત કે દલીલ રજુ નહિ કરે તો—પ્રમુખ તરીકે મને મળેલા અધિકાર પ્રમાણે મારે તેવા શખસને બહાર કહડાવવાની ફરજનો અમલ કરવો પડશે. માટે જોજો, રીતસર વાત કરજો અને કોઇપણ કંઈ અંગત બોલ્યું છે, તો મારી સત્તાની રૂએ, ભલે ધનપાલશા ગોડી હશે તો તેને પણ હું બેસાડી દઇશ!"

સભાનું કામકાજ હવે આગળ ચાલ્યું.

**વિજ્ઞાપનપત્ર**માં સહી કરનાર એક ઉશ્કેરાઈ ગયેલો શેરહોલ્ડર ઉઠીને બોલ્યો—"સાહેબો, આજે આપણી કંપની સ્થપાયાને પંદર વર્ષ થયાં, પણ વ્યાજનું નામ શું તે આપણે જાણતા નથી! એજ ધનપાલશેઠ મીલ કહડાવવા સારૂ આપણે ત્યાં આવી આપણા કાલાવાલા કરી શેરો ખરીદ કરાવવાને આપણુને વિનવતો હતો અને ડીવીડન્ડોના ગાંસડા અને ટોપલા આપણુને હથેલીમાં દેખાડતો હતો! પણ હવે તે વખત બદલાઈ ગયો છે. હવે તો 'કેદી યજમાન તે હાજી, પરોણો છે થયો કાજી' એમ થઈ ગયું છે. કમીશનમાં લાખો રૂપીઆ વરસો વરસ ખવાયા જાય છે, ત્યારે અમે શેરહોલ્ડરોએ શું ગધેડી પકડી છે કે અમને કંઈ નહિ મળે! અમે કંઈ કોઇની જોડે લડવા આવ્યા નથી. કોઇને ગાળો દેવાનું અમારૂં કામ નથી. અમને તો ડીવીડન્ડ જોઇએ છીએ, તે આપો એટલે અમે તો ગંગા ન્હાયા!" (એટલે એક જણ બેઠો બેઠો બોલ્યો—"આર્ટીકલ્સમાં સહી કીધી ત્યારેજ ગંગા

ન્હાયા હતા, આજે ન્હાવાનું શેનું!") પેલા શેરહોલ્ડરે બોલવું શરૂ રાખ્યું—"ખરેખર તેમજ થયું છે. પણ હું વધારે બોલું તે પહેલાં, આપણા માનવંતા સેક્રેટરી સાહેબને શું કહેવું છે તે જાણવું જરૂરનું છે કે પછી અમારે શું કરવું તે સુજ પડે."

ધનપાલશેઠ ચડપ લઇને ઉભો થયો ને હર્ષની ગર્જના વચ્ચે બોલ્યો—"ઘણું સારૂં થયું કે સભામાં દરખાસ્તો મુકાય તેની પહેલાં મારા વિચાર જાણવાની કેટલાક **વિજ્ઞાપનપત્ર** મોકલનારા માગણી કરે છે. મને તો એ **વિજ્ઞાપનપત્ર** વાંચી એક તરફથી હસવું આવે છે. તેમાં સહી કરનારાઓએ કોઈ ધારાશાસ્ત્રીની સલાહ લીધી નહોતી કે શું?" (એક જણ બોલ્યો—"ડીવીડન્ડ મળે નહિ તે ક્યાંથી સલાહ લઇએ.") "કે પોતાની અક્કલ ઘેર મુકીને સહી કીધી હતી!" (કેટલાક બોલ્યા—"અક્કલ પાસે હોત તો **આર્ટીકલ્સ**માં સહી શું કામ કરત!" એટલે પ્રમુખે કહ્યું જો આ પ્રમાણે બોલતો કોઈ મારી નજરે પડ્યો છે તો હું તેને બહાર કહાડીશ! વધારે ગોંધાટ અને હુરીઓ) જાણે કે કંઈ નહિ બન્યું હોય એમ ધનપાલશેઠે બોલવું જારી રાખ્યું—"મીલ્સનું જે બંધારણ **આર્ટીકલ્સ**થી બંધાયું છે તેમાં, જોઇએ તો તમે બધા શેરહોલ્ડરો એક તરફ થઈ જાઓ તોપણ મારી મરજી વિરૂદ્ધ શું તમે ફાવવાના હતા? આપણી કંપનીનો સોલીસીટર તમને કહેશે કે મારી બહાલી વગર, મારા લાભની એક પણ સરતમાં તમને ફેરફાર કરવા કારવવાનો અખત્યાર નથી. એ કંપનીને ઉભી કરવાને, તેને સારા પાયાપર લાવવાને, અને તેને માથે દેવું નહિ થાય તે સારૂ, આજ વર્ષોનાં વર્ષો થયાં મને જે કષ્ટ વેઠીને મહેનત કરવી પડે છે ને રાત અને દહાડો ઉંઘ પણ આવતી નથી, તેનો કંઈ તમને ખ્યાલ છે? તેના બદલામાં મને જે કમીશન મળે છે, તે જો કે બીલકુલ પુરતું નથી છતાં, આજ પંદર વરસ થયાં હું તો કંઈ બોલતો કે ફરીઆદ કરતો નથી! શું કરીએ, માથા સાથે કાન જડયા તે કોને કહીએ! પણ મને લાગે છે કે મારી ચુપકીદીનો તમે આજ દિન સુધી ખોટો અર્થ કર્યા કરો છો, ને તમે બધા આજે મને ખાલી પજવવાને બહાર પડયા છો તો હું તમને સો વાતની એક વાત કહી દઉં છું, કે ચોખ્ખે નક્કે કમીશનની સરતને હું બીલકુલ સ્વીકારવાનો નથી! જો કે હું ઇચ્છું છું એટલું કમીશન મને મળતું નથી, તોપણ તમે જો એવો ઠરાવ પસાર કરશો, તો મારા ગાંઠના પૈસા ખરચીને હું હાઇકોરટ સુધી, **પ્રીવી કાઉન્સીલ** સુધી અને ઠેઠના ઠેઠ સુધી લડીશ! તેની જોખમદારી તમે તમારે શિર હોરવાને તૈયાર છો? તેનો પુરેપુરો વિચાર કરીને તમે દરખાસ્તમાં મત આપજો." એ પ્રમાણે ઠંડે પેટે બોલી ધનપાલશેઠ બેસી ગયો.

એટલે એક બીજો શેરહોલ્ડર ઉઠીને બોલ્યો—"ભાઇઓ, તમે જોયું ધનપાલ-

શેઠ શું કહે છે તે? ચોખ્ખે નફે કમીશન આપવાની એ શેઠ ધસીને ના પાડે છે! ત્યારે હું એવી દરખાસ્ત મુકું છું કે આપણી કંપનીને **લીકવીડેશન**માં લઈ જવી. ભાઇઓ, મારૂં પેટ આજે બળી જાય છે. ને હું કહું છું કે આપણી કંપનીને કમીશનનું ભૂત વળગ્યું હતું, તેમાં તેનો ડીવીડન્ડરૂપી જીવ શોષાઈ ગયો! આજે તે શબ જેવી થઈ પડી છે! ધનપાલશેઠે પ્રાણપોક મુકાવી છે! અહીં આગળ આપણાથી રડાય કુટાય તેટલું રડો કુટો અને હવે ડાહ્યુઓ થઇને એ કંપનીને **લીકવીડેશન**ના સ્મશાનમાં લઈ ચાલો ને તેના નામ પર ભડકો મુકો! ધનપાલશેઠના કમીશનનો ધટસ્ફોટ કરો! તેનું બારમું અને તેરમું **લીકવીડેટરો**ને ખાવા દો! જો આપણે તેના બારમા તેરમામાં જમવા બોલાવશે તો ઠીક છે. આપણે જે ટુકડો રોટલો નાંખશે તે ખાઇને સંતોષ ધરીશું. પણ વગર ડીવીડન્ડવાળી કંપનીને નામે આપણે એકવાર સ્નાન કરી લેવું એજ ઠીક છે. **લીકવીડેશન**માં જવાથી કદાચને આપણી રોકેલી થાપણ પણ જતી રહેશે ને **લીકવીડેટરો** કરશે પણ તેમજ! તોપણ જ્યારે આપણે ડુબશું ત્યારે ધનપાલશેઠનું કમીશન પણ ડુબશે એજ આપણને લાભ!!! માટે આપણી કંપનીને **લીકવીડેશન**માં લઈ જવાની દરખાસ્ત શેરહોલ્ડરો આગળ હું મુકું છું."

"ઉભા રહો"—ધનપાલશેઠ પાછો ઉભો થઇને બોલ્યો—"એ **લીકવીડેશન**ની દરખાસ્ત સામે મારે બે બોલ બોલવા જરૂરના છે. પછી તમારે જોઇએ તે તરફ મત આપજો."

કેટલાક ગોંધાટ કરવા લાગ્યા કે ધનપાલશેઠ **આરડર**ની બહાર છે. પણ પેહેલીવાર એ શેઠ બોલ્યો તે ફકત માગેલો ખુલાસો હતો એમ જણાવી પ્રમુખે ઠેરવ્યું કે ધનપાલશેઠ **આરડર**માં છે એટલે એ બોલ્યો—

ભાઇઓ, તમે **લીકવીડેશન**માં જઇને શું કાંદો કહાડવાના છો? જો કે કેટલાંક વર્ષો થયાં તમને ડીવીડન્ડ મળતું નથી એ વાત ખરી છે, અને તેથી કરીને હજાર રૂપીઆના શેરનો ભાવ આજે બજારમાં પાંચસેનો બોલાય છે, તોપણ તમે જો **લીકવીડેશન**માં જશો તો એટલોએ ભાવ રહેવાનો નથી. તમે જાણતા નથી કે મુંબઈ શેહેરમાં લેવા જતાં લેવાઇએ અને વેચવા જતાં વેચાઇએ! તમારી અલીજહાં જેવી મીલ વેચવા જતાં તમે વેચાઈ જશો ને એક ફુટી બદામનુંએ મ્હોડું તમે જોવાના નથી! અને એટલેથી પતે તો તમે પોતાને ભાગ્યશાળી માનજો. **લીકવીડેશન**ની સામે હું ઠેઠના ઠેઠ પરમેશ્વરની દરબાર સુધી લઢીશ. તમે નકામા ખરચમાં ઉતરશો ને દેવાદાર થઈ જશો. આ તો ઠીક છે કે તમારી મીલ કમાય છે તેમાંથી તમે મને આજ દિન સુધી કમીશન આપ્યાં કીધું. **લીકવીડેટરો**ને તમે

કમીશન ક્યાંથી આપશો તેનો કંઈ તમને ખ્યાલ છે? માટે મારી સલાહ માનતા હો તો એ **લીકવીડેશનની** વાત તમે એક કોરે મુકો. તે લડતમાં તમે બીલકુલ ફાવવાના નથી."

એક શેરહોલ્ડર બોલ્યો—"પણ સાહેબ, તમે અમને જણાવશો કે અમારે કરવું શું? તમે ચોખ્ખે નકે કમીશનને લેવાની ના પાડો છો અને અમે **લીકવી-ડેશનની** વાત કરીએ છીએ, ત્યારે તમે અમને હાઇકોરટનો અને લખલુટ ખરચનો ડર બતાવો છો. ત્યારે હવે અમારે તે કરવું શું?"

કોઇનો અવાજ સંભળાયો કે કંપનીના નામની પોક મુકીને રડવું, એટલે પેલો શેરહોલ્ડર બોલ્યો—"તે તો આપણે કરીએ જ છીએ! આજે એજ સારૂ આપણે ભેગા મળ્યા છીએ!"

એટલામાં ત્યાં અતિશે ઘોંઘાટ અને ધાંધલ થઈ રહી. કોઈ કોઇનું બોલવું સંભળાયું નહિ. કોઈ—ઓ કંપનીરે—ઓ કમીશનરે—ઓ **લીકવીડેશનરે**—ઓ **લીકવીડેશનના** લાડવા રે—એમ કહેવા લાગ્યા. કોઈ **આરડર, આરડર,** બોલ્યા. કોઈ **હીસ હીસ** કરવા લાગ્યા અને કોઈ શાબાશ, શાબાશ, કહેવા લાગ્યા. કેટ-લાક ડાહ્યા થઇને—બેસી જાઓ—સાંભળો—સાંભળો—એમ કહેવા લાગ્યા. માણ-માણ પ્રમુખે ઉભા થઇને, એક પછી એક તમામને બેસી જવાની ધમકી સાથ ફરજ પાડી, અને થોડી ઘણી શાંતિ પથરાઈ.

હવે મદનપાલશેઠ બોલવાને ઉભો થયો. કેટલાકે હર્ષની ગર્જના કીધી ને એ બોલ્યો—"સાહેબ, **લીકવીડેશનમાં** જવાની દરખાસ્તની સામે પ્રમુખ માટે કંઈ કહેવું છે. આ શેરહોલ્ડરોના લાભના માટે હું કહું છું કે જો તેઓ **લીક-વીડેશનમાં** જશે તો નિશ્ચે તેઓ ધુળ મળી જશે! હું મુંબઇનો શેઠીઓ છું. આપણા સેક્રેટરી સાહેબ પણ મુંબઇના અગ્રેસર શેઠીઆ છે, એટલે હું એ સાહેબને સારી પેઠે ઓળખું છું." (કેટલાક બોલી ઉઠ્યા—"અમે પણ ઓળખ્યા!) માટે તમે સમજો. નહિ તો એ શેઠ તમારી પાછળ લાગશે તો તમને ખાખાવીખી કરી નાખશે એ તમે સત્ય જાણજો હો!"

એ વખતે ત્યાં એટલી બધી હોહા થઈ રહી કે મદનપાલશેઠને બીજું બોલ-વાનો વારો આવ્યો નહિ. થોડું નહિ સંભળાય એવું બોલી એ બેસી ગયો. થોડાક જણ હવે લીકવીડેશનમાં જવાની તરફમાં અને સામે, એક સાથે બોલવા લાગ્યા. કેટલાક તો મરણીઆ જેવા થઇને ધનપાલશેઠની વિરૂદ્ધ અંગત વાતો કરવા લાગ્યા. અનંગપાલશેઠનો પિત્તો ઉછળ્યો. પણ એ ખામોશ રાખીને બેસી રહ્યો. મદનપા-લશેઠ પાછો કંઈ કહેવા ઉઠ્યો. કેટલાકે આરડર, આરડર એવી બુમ પાડી મુકી.

એક બે જણે પ્રમુખનું તે સંબંધે મત માગ્યું. સાધારણ રીતે દરેક સભાનો એવો નિયમ છે કે એકની એક દરખાસ્તપર એકજણથી બે વાર બોલાય નહિ. હવે પ્રમુખ સાહેબ જો કે મદનપાલશેઠના પક્ષનો હતો તોપણ, એ શેઠ આરડરમાં છે એમ તેનાથી કહેવાઈ શકાયું નહિ. સામા થનારાને તે પરથી જોર આવ્યું અને મદનપાલશેઠને બેસાડી દેવાનો તેઓ આગ્રહ કરવા લાગ્યા. મદનપાલશેઠે કહ્યું—"પણ તમે સાંભળો તો ખરા હું શું કહેવા માગું છું તે?" બધા એકદમ બોલી ઉઠ્યા—"બેસી જાઓ, બેસી જાઓ, શેઠીઆ બેસી જાઓ." પણ એ તો બેઠો નહિ. એટલે કેટલાકે લાજ શરમ છોડી દઇને કહ્યું—"અરે શેઠ કોણ અને વાત કોણ, બેસી જાય છે કે નહિ !"

મદનપાલશેઠ ભુંડો પડી ગયો ને દયામણું મ્હોં કરીને બેઠો. એવામાં અનંગપાલશેઠની એનાપર નજર પડી. તેના મ્હોંનો ચહેરો ઉતરેલો જોઇને અનંગપાલશેઠનો મીજાજ હવે હાથમાં રહ્યો નહિ. અત્યાર સુધી માણમાણ ખામોશ રાખી હતી તે હવે જતી રહી ને એ ઉભો થઈ બાંય ચહડાવતો બોલ્યો—

"અરે બેસરે બેસ, તું બેસ કહેનારો કોણ! એક ત્રણ કોડીનું માણસ તે આ મદનપાલશેઠને બેસ બેસ કહે ને તે હું સાંખી રહું! એ શેઠે પોતાનો જન્મારો દેશકલ્યાણના કામમાં અર્પણ કરેલો છે. તેના તો તમારે પગ ધોઇને પૂજવા જોઇએ, ને તેનું ભાગ્યશાળી નામ સવારના ઉઠીને લેવું જોઇએ, તેને આમ તુચ્છકારતાં તમને શરમ આવતી નથી?" (કેટલાકે આરડર, આરડર અને બેસી જાઓ એમ કહ્યું.) "પણ એમ તમારા કહેવાથી હું ડરવાનો નથી. એ તો મદનપાલશેઠ બીચારા ભલા છે કે બેસી ગયા, પણ આવી જાઓ જોઉં, કોની માએ શેર સુંઠ ખાધી છે કે મને બેસી જવાનું કહે છે!" એમ કહી અનંગપાલશેઠે પાઘડી ઉતારી ખુરશીપર મુકી અને ધોતીઆનો કાછોટો વાળી મલ્લયુદ્ધની એ તૈયારી કરવા લાગ્યો! ને ફરી બાંય ચહડાવતો એ બોલ્યો—"આવી જાઓ જોઉં, કોઈ માઇનો પુત છે કે મારી સાથે લડે! પ્રમુખને અને રીતભાતને એક કોરે મુકો! આ જગોએ આ સઘળા શેરહોલ્ડરો દેખતાં જેને જોઇએ તે મારી સાથે લડો, ને જોઇએ કોણ જીતે છે! તમે જીતો તો તમારી વાત અમારે કબુલ અને અમે જીતીએ તો અમારી વાત તમારે કબુલ! પછી કંઈ છે? બાયલાની માફક મ્હોડે બોલ્યા કરવાથી શું વળ્યું. ખરી હોંશીઆરી તો ક્યારે, કે મારી સામા થાઓ ને મને હરાવો તો! કેમ કોઈ વિરલો નિકળશે?"

તમામ ઠેકાણે શાંતિ ફેલાઈ ગઈ. એક લડવૈયા મલ્લના જેવો અનંગપાલશેઠનો દેખાવ જોઇને કંપનીનું કામકાજ અને લીકવીડેશનની વાત તો એક કોરેજ રહી ગઈ! બધા, જાણે કે કોઈ સરકસમાં જોવાને ગયા હોય, કે કોઈ અખાડામાં દના-

મનો મેલાવડો જોવાને આવ્યા હોય તેમ, સ્તબ્ધ થઈ આંખો ફાડી ફાડી અનંગપાલશેઠને જોવા લાગ્યા. નથુશેઠને તેથી શૂર છૂટયું અને મમતારામે ઘણો વારવા છતાં એ બાંય ચહડાવી બોલી ઉઠયો—"નારંગ, નારંગ, તમારી વાત મને એક લાખ રૂપીઆની લાગે છે. આવી જાઓ, એક તરફ આપણે ધનપાલશેઠ તરફ અને એક તરફ આ બધા સામા થનારા; જોઇએ કોણ જીતે છે!"

અનંગપાલશેઠને આમ ટેકો મળતો જોઇ એ વધારે ખીલ્યો. માથેથી ટોપી ફેંકી દીધી. ડગલો ઉતારી નાંખી વાસકુટની બાંય કોણીપર ચહડાવી દીધી. એક હાથે ધડીકમાં બીજા હાથના દંડને ઠોકતો અને ધડીકમાં જાંગ ઠોકતો, સામસામી ખુરશીઓની વચ્ચે જે ખુલ્લું મેદાન જેવું હતું ત્યાં આવી એ ખડો થયો. વિજ્ઞાપનપત્ર મોકલનારા બીધા! તેઓ તો પોતાનાં પેટનાં બળતરાં કહાડવાને આવ્યા હતા—વાક્પ્રહાર કરવાને આવ્યા—હતા દંડનીતિ ચલાવવાને નહિ! તેથી તેઓ સ્તબ્ધ થઈ ગયા! તેઓને લાગ્યું કે જો ત્યાં ખરેખરી મારામારી થઈ તો ધનપાલશેઠના પક્ષવાળાનું ત્યાં પરિબળ હતું. વાત વધી પડે તો હાડકાં પાંસળાં ઘેર સલામત જશે કે નહિ તેની તેઓને શંકા પેઠી.

અનંગપાલશેઠનું ભારે શરીર અને રાતી ચોળ જેવી આંખો જોઇને જોનારાઓ તો એના તેજમાં અંજાઇ ગયા. જો તે વખતે કોઇએ જરાકે ચેં કે ચું કીધી હોત તો અનંગપાલશેઠ તેનો કુટો કરી નાંખત! વિરૂદ્ધ શેરહોલ્ડરોને નકામા તોફાન કરતા જોઇને, અને પોતાના મિત્ર મદનપાલશેઠને દબાવતા જોઇને, તેઓ તરફ એ એટલો બધો ખીજવાઇ ગયો હતો! બધા શેઠ ખાઈ ગયા. કોઈ કંઈ બોલી શકયું નહિ. પ્રમુખ પણ સડક થઈ ગયો ને તેણે બ્હીતાં બ્હીતાં કહ્યું—"અનંગપાલશેઠ, બેસી જાઓ."

"ખબરદાર જો તમે કોઈ બોલ્યા છો તો! તમે મારા દોસ્દાર થાઓ છો, પણ જો તમે બેસવાનું કહ્યું છે તો આજે હું તમારો કે કોઇનો અનંગપાલ નથી! આ ખુરશી સાથે તમને બારીએથી ફેંકી દઇશ! માટે જેને બોલવું હોય તે વિચારીને બોલજો. આ તે કંઈ સાળી રીત છે! તમે સરવે તમારા મનમાં સમજો છો શું?. ધનપાલશેઠને શું તમે વાણીઓ બાણીઓ ધારો છો! તેની કુમકે રહેનાર શું અમે હાથમાં ચુડીઓ પહેરીને બેઠા છઇએ, કે આજે તમે ધીંગામસ્તી કરી એ બીચારા અસરાફ માણસને નાહક સતાવવા મંડયા છો. વગર કમીશને એ કંઈ તમારો શું નોકર બોકર છે કે કામ કર્યાં કરશે? ચોખ્ખે નફે કમીશનની વાત કહેતાં તમે લાજતા નથી? તમને નફો નહિ મળે તો ભોગ તમારા, પણ ધનપાલશેઠે શું તમને ગુલામીખત કરી આપ્યું છે, કે વગર કમીશને તમારૂં કામકાજ કરે!! જાઓ મારા

સાહેબ, જરા વિચાર તો કરો? જો એની જગોએ કોઇ બીજો સેક્રેટરી હોત, તો તમારી કમ્પની કયારનીએ દેવાદાર થઇને સુઇ ગઇ હોત! તેને બદલે આ બીચારો સાહુ ધનપાલશેઠ, માત્ર એક શેઠીઆ તરીકે પોતાના નોકને સારૂ, વખતે કમીશન મળે છે, વખતે નહિએ મળતું હોય, તો પણ આજ પંદર વરસ થયાં, વગર લેવે દેવે તમારૂં રાત અને દહાડો કામકાજ કરે છે ને પેટ ભરીને પુરૂં ખાતોએ નથી, ત્યારે તમને આજે આવી આવી બાકરબંધી સુજે છે કેમ? એ ભલા શેઠના તો તમે પગ ધોઇને પીઓ તોએ ઓછું છે, તેને બદલે આ મસ્તી ને તોફાન શું લઇ બેઠા છો! તમે જરા વિચાર તો કરો કે કમીશન ખાધા પછી કંઈ વધે તો તમને આપે કે તેની પહેલાં?"

"તમારા બોલને હું બોલે બોલ ટેકો આપું છું"—નથુશેઠ બેઠો બેઠો બોલ્યો.

પ્રમુખે ધનપાલશેઠ અને મદનપાલશેઠ જોડે કંઈ ખાનગી મસલત કીધી, ને તેઓ ત્રણે ઉઠીને કંઈક બ્હીતા બ્હીતા, જ્યાં અનંગપાલશેઠ ખુરશીની હારો વચમાં ઉભો હતો ત્યાં ગયા, ને એને સમજાવવા લાગ્યા કે તમે પાઘડી લુગડાં પહેરી ખુરશીપર બેસી જાઓ. આ તો સભા છે, કંઈ અખાડો નથી કે મલ્લયુદ્ધ થાય. પણ અનંગપાલશેઠ જરા કે ડગ્યો નહિ, બધાને તુચ્છકારી કહાડીને એણે કહ્યું—"બસ તમે બેસી જાઓ. આ શેરહોલ્ડરોની આજે મેં આંખ ઉઘાડી છે! તેઓ મારી સામા થવાની હામ ભીડતા નથી, તો હવે ધનપાલશેઠના લાભની જે જે દરખાસ્તો મુકાવવી હોય તે મુકાવો. ત્યાર પછી જ હું આ સભાને બરખાસ્ત થવા દઇશ. ખબરદાર જો, કોઈ ઉઠયું છે તો! મારી નજરે પડ્યો તો તેના ભોગજ ફરી વળશે! અને ખબરદાર જો, અમે દરખાસ્તો મુકીએ તેની સામાં કોઈ થયું છે તો! સામા થવું હોય તો આવી જાઓ, હું ઉભો છું; તમને જેવી રીતે ફાવે તેવી રીતે તમારી સાથે લડવાને હું તૈયાર છું."

"બસ, તમે સરવે બેસી જાઓ અને હું જે જે દરખાસ્તો મુકું તેની કંપનીના દફતરમાં રીતસર નોંધ કરી લ્યો."

"પહેલી દરખાસ્ત—'**વિજ્ઞાપનપત્ર**' મોકલનારા શેરહોલ્ડરોની આંખ અનંગપાલશેઠે ઉઘાડી છે." એવું **વિજ્ઞાપનપત્ર** તેઓએ મોકલ્યું તે સારૂ તેઓ ખરેખર દલગીર છે. યાવત્ ચંદ્રદિવાકરૌ ધનપાલશેઠ, ગમે તેટલું કમીશન ખાય તેની આડે તેઓ આવ્યા નથી, આવતા નથી અને આવશે એ નહિ."

એમ બોલી અનંગપાલશેઠે બધા શેરહોલ્ડરો તરફ ફરીને કહ્યું—"કેમ તમે કોઈ આ દરખાસ્તની સામા થાઓ છો? સામા થવું હોય તો આવી જાઓ, હું લડવાને તૈયાર છું."

કોઈ સામું થયું નહિ, એટલે એણે નથુશેઠને કહ્યું—"શેઠ, તમે ઉભા થઇને મારી દરખાસ્તને ટેકો આપો." નથુશેઠે ખુશીથી તેમ કીધું. અનંગપાલશેઠે તે દરખાસ્ત કમ્પનીના દફતરમાં લખી લેવાની પ્રમુખને ફરજ પાડી ને પછી બોલી ઉઠ્યો—"**પહેલી દરખાસ્ત પસાર.**"

બીજી દરખાસ્ત અનંગપાલશેઠે એક શેરહોલ્ડરને જોરજુલમથી ઉઠાડી મુકાવી કે—

"પંદર વર્ષ સુધી કંપનીનું કામકાજ ધનપાલશેઠે ઇમાનદારી અને હોંશીઆરીથી ચલાવ્યું તે સારૂ **વિજ્ઞાપનપત્ર** મોકલનારા શેરહોલ્ડરો તેનો અંતઃકરણથી આભાર માને છે."

તે દરખાસ્ત પણ બીજા શેરહોલ્ડર પાસે એણે ફરજીઆત ટેકો અપાવી પસાર કરાવી. છેલ્લી દરખાસ્ત એણે એવી પસાર કરાવી કે, પ્રમુખ સાહેબે સભાનું કામકાજ ચાલાકીથી ચલાવ્યું માટે, આ સભા તેનો ઉપકાર માને છે. એટલે નથુશેઠે અનંગપાલશેઠ પર તુષમાન્ થઇને પોતાની બુદ્ધિથી એવી દરખાસ્ત મુકી, કે સભાનું કામકાજ સુલેહશાંતિથી ચલાવવા સારૂ અનંગપાલશેઠે જે હીંમત દેખાડી છે, તેને માટે હાજર રહેલા તમામ લોકો તેનો મહોટો આભાર માને છે.

"જાઓ, હવે આ સભા બરખાસ્ત છે. પણ હવેથી મુંબઈના શેઠીઆની સામા થવા પહેલાં પાકો વિચાર કરજો!" એમ બોલી અનંગપાલશેઠ પોતાની ખુરશીપર જઇને બેઠો; અને કંઈ નહિ બન્યું હોય તેમ, ધીરે ધીરે વાસકુટ, ડગલો અને ખોખું પહેરવા લાગ્યો.

તરતજ ત્યાં એટલો ગોંધાટ અને શોરબકોર થઈ રહ્યો કે કોઇનું બોલવું સાંભળી શકાયું નહિ. એટલે શેરહોલ્ડરો અને તમાશગીરો અનંગપાલશેઠની એક મગની બે ફાડની રીતિને વખાણતા છુટા થયા કે કેમ, તે કંઈ જાણી શકાયુંજ નહિ!!!

બીજે દિવસે મુંબઇમાં પ્રસિદ્ધ થતાં છાપાંઓમાં એ સભાનો હેવાલ નીચે પ્રમાણે આવ્યો.

## એક તોફાની મીટીંગનું સુલેહ ભર્યું પરિણામ

"ગઈ કાલે ધી ડીવીડન્ડ **પેઈંગ મીલ** કંપનીની એક અસાધારણ **જનરલ મીટીંગ**, કંપનીની **રેજીસ્ટર્ડ આફીસ**, જે કોટમાં ધનપાલશેઠની આફીસમાં આવેલી છે ત્યાં મળી હતી. કેટલાક તોફાની શેરહોલ્ડરોએ એવું **રેકવીઝીશન** (**વિજ્ઞાપનપત્ર**) મોકલ્યું હતું કે કંપનીનો તમામ નફો સેક્રેટરી અને મેનેજર, કમીશનમાં અને કમીશનમાં ખાઈ જાય છે; માટે કાં તો કંપનીને **લીક્વીડેશનમાં** લઈ જવી, કે કાં તો સેક્રેટરી અને મેનેજર ચોખ્ખે નફે કમીશન લે એવો બંદોબસ્ત કરવો. એવા **વિજ્ઞાપનપત્રને** આધારે ધનપાલશેઠે એ મીટીંગ પોતાની આ-

ફીસમાં બોલાવી હતી. સભાનું કામ બરોબર ચાર વાગતે શરૂ થયું. પણ તે પહેલાં ઘણો વખત અગાઉથી જ આખું દીવાનખાનું શેરહોલ્ડરો અને પ્રાક્સીથી ચીકાર ભરાઇ ગયું હતું એટલું જ નહિ, પણ તોફાની શેરહોલ્ડરોએ, કેટલાક ભાડુતી તમાશગીરોને ત્યાં એકઠા કીધા હતા. તેમ કરવામાં તેઓની મતલબ એવી હતી, કે જો પોતાના ધારેલા ઠરાવો પસાર કરાવવામાં તેઓ નહિ ફાવે તો, પેલા ભાડુતી તમાશગીરો મારફતે ત્યાં હીસ હીસ અને હુસ હુસના પોકારો કરાવીને અને ખુબ રમખાણ મચાવીને સભાના રીતસરના કામમાં અડચણ કરવી. પ્રમુખસ્થાને આપણા શેહેરના અગ્રેસર શેઠીઆ-બિરાજ્યા હતા. તેઓ સાહેબે સભા મેળવવાનાં કારણો સેક્રેટરી પાસે વાંચી સંભળાવ્યાં કે તરત ત્યાં પેલા તોફાની શેરહોલ્ડરોએ ગથલ મથલ કરવી શરૂ કીધી. ધનપાલશેઠે અને મદનપાલશેઠે, કંપનીની વ્યવસ્થા કેવા સંગીન પાયા ઉપર ચાલે છે, અને ધનપાલશેઠની દેખરેખ નહિ હોત તો કંપની કેવી પાયમાલ થઇ ખાડામાં પડી ગઇ હોત તે બધું, આંધળાને પણ દેખાય એવી રીતે આબેહુબ દેખાડી આપ્યું ! તેઓના બોલવાની અસર સભા ઉપર એવી તો સારી રીતે થઇ કે થોડો વાર સુધી ત્યાં શાંતિ શાંતિ થઇ રહી. પણ જ્યારે તોફાની શેરહોલ્ડરોએ જોયું, કે તેઓ પોતાની આગળથી કરી રાખેલી ધારણામાં ફાવવાના નથી, અને સભાના ઠરાવો તેઓની વિરૂદ્ધ જશે ત્યારે, તેઓએ ત્યાં પાછો ગોંધાટ અને મસ્તી તોફાન શરૂ કીધાં; અને ભાડુતી તમાશગીરોએ તેમાં એટલો બધો તો વધારો કીધો કે કંપનીના ખરા ખેરખાંઓ પણ નાસીપાસ થઇ ગયા. તેઓને (ખેરખાંઓને) મીટીંગમાં હુલ્લડ કે જબરી મારામારી ચાલવાનો ભય લાગ્યો, અને છેક લાઇલાજ થઇ, સભા બરખાસ્ત કરવાની તેઓ ખાનગી મસલત કરવા લાગ્યા. એટલામાં, આપણી મુંબઇના એક માનવંતા શેઠ, નામે મી૦ અનંગપાલ, જેઓએ થોડાક દિવસ ઉપર એક ઉજાણી મંડળી સ્થાપી છે, અને જે દ્વારા દેશનું અને દેશીઓનું દલદર ફીટાડવાની તેઓ મજબુત કારણોથી આશા અને ઉમેદ રાખે છે, તેઓ સાહેબે, એક સિંહની પેઠે ગર્જના કરી બોલવાને કંમર કસી ! પોતાના બોલવાનો ધાક પડે એવું તેમનું ઉઠાઉ અને હૃષ્ટપુષ્ટ શરીર જોઇને આખી સભા શેહ ખાઇ ગઇ ! મી૦ ધનપાલશેઠને કમીશન ખાવા દેવાથી, શેરહોલ્ડરોને શા શા લાભો થયા હતા અને થયા કરશે તે બાબતસર મી૦ અનંગપાલશેઠે પોતાની દલીલો ટુંકમાં, પણ એવી તો અસર કરે તેવી રીતે, સભા આગળ ધરી દીધી કે તરત ત્યાં બધું ચુપચાપ થઇ ગયું ! તોફાની શેરહોલ્ડરો જેઓ પોતાની સુધસાન ઘેર મુકી આવ્યા હતા તે તરત ઠેકાણે આવી ગયા ! ભાડુતી તમાશગીરો મી૦ અનંગપાલશેઠની દલીલ રજુ કરવાની છટા પર કુરબાન થઇ

ગયા ! અને તેઓ **મી૦** અનંગપાલશેઠના દાખલા દલીલોને હર્ષના પોકારો અને ખુશાલીની તાળીઓથી વધાવી લેવા લાગ્યા ! એ પ્રમાણે જે સભામાં પ્રથમ ધીંગામસ્તી થવાનો સંભવ હતો તે સભા, બીજી સભાઓને દાખલો આપે એવી સુધરેલી રીતે, પોતાનું કામ આગળ ચલાવવા લાગી ! ખરેખર જો **મી૦** અનંગપાલશેઠ ઉપલી સભામાં હાજર નહિ રહ્યા હોત, તો અમે નથી ધારતા કે સભાનું કામકાજ ચાલ્યું હોત ! અને આવો, સારો રીપોર્ટ આપવાને બદલે, સુધરેલી તાજીમ તવાજોને એબ લગાડે એવો, કેવોએ ખરાબ રિપોર્ટ આપવાની અમને ફરજ પડી હોત ! **મી૦** અનંગપાલશેઠ બહુ થોડું પણ આબાદ મુદ્દાસર બોલનારા છે ! બોલતી વખતની તેઓ સાહેબની રીતભાત, હાવભાવ અને ચાળા ચેષ્ટા સભાને આંજી નાંખે તેવાં છે ! વચમાં વચમાં જ્યારે પોતાના બોલવાની પુષ્ટિમાં તેઓ સાહેબ હાથ ઠોકતા, ત્યારે આખી સભા થરથરી જતી હતી, એટલું બધું તેમનું બોલવું વજનદાર હતું !! **મી૦** અનંગપાલશેઠની વકતૃત્વ શક્તિનો ખરો ખ્યાલ તો જેઓ તે સભામાં હાજર હતા તેઓ જ ફક્ત લેવાને ભાગ્યશાળી થયા હતા. ઈશ્વરે આપેલી તેમની એ શક્તિનાં અમે તો જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. **મી૦** અનંગપાલશેઠના ભાષણ પછી આખી સભાએ નીચેના ઠરાવો એકમતથી બાખુશીથી પસાર કીધા હતા."

"પહેલો ઠરાવ કે, ધનપાલશેઠનું વાજબી કમીશન ખાઇ જવાને જે વિજ્ઞાપનપત્ર તોફાની શેરહોલ્ડરોએ મોકલ્યું હતું, તે માટે તેઓ અને બધા શેરહોલ્ડરો અને મીટીંગ દલગીર છે. બીજી દરખાસ્ત **મી૦** ધનપાલશેઠ ઇમાનદારીથી કંપનીનો વહીવટ ચલાવતા હતા તે સારૂ તેઓ સાહેબનો અંતઃકરણથી ઉપકાર માનવાની હતી. ત્યારપછી પ્રમુખની ચાલાકી માટે તેનો ઉપકાર માનવાનો ઠરાવ પસાર કરી સભા વિસર્જન થતી હતી તેવામાં, આપણી મુંબઈ નગરીના ધનાઢ્ય શેઠીઆ **મી૦** નથુશેઠે એક દરખાસ્ત મુકી હતી. તેઓ સાહેબ હમણાં જ ભણીગણીને લોકમંડળમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા છે, અને પોતાની વિદ્વત્તાથી અને સભ્યતાથી આ શેહેરના એક પ્રકાશતા તારા થવાનો પુરેપુરો સંભવ છે. અમારા વાંચનારાઓને યાદ દેવડાવવાની જરૂર નથી, કે થોડા જ દિવસ ઉપર તેઓ સાહેબે પોતાની હમેશની ઉદારતા પ્રમાણે, **મી૦** મદનપાલશેઠની ધુમાડા મંડળીમાં રૂપીઆ પાંચસે ભરી તે મંડળીના એક પેટ્રન થવાની પોતાની ખુશી દેખાડી છે. આપણા તે ઉધરતા જુવાન શેઠે **મી૦** અનંગપાલશેઠનો ઉપકાર માનવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કરાવ્યો. તે ઠરાવ બંને શેઠીઆઓને પરસ્પર શોભા આપનારો હતો."

"ઉપલી સભાના હેવાલ ઉપરથી આપણને એક ધડો મળે છે કે, આપણા

જે વાજબી હકો હોય તે કોઈ કાળે ડુબી જતા નથી. તોફાની શેરહોલ્ડરો કે તેના જેવા બીજા હલકા લોકો, ભલે શારીરિક સામર્થ્યને સર્વ હક સંપાદન કરનારૂં ગણે, પણ એવું શારીરિક સામર્થ્ય મનોબળ આગળ કુછ બીસાતમાં નથી. જો એમ નહિ હોય તો તોફાન કરવાને ખાસ એકઠા કરેલા તમાશગીરો, તોફાની શેરહોલ્ડરોનો પક્ષ છોડી દઈ, મીઠ અનંગપાલશેઠની દલીલને આધીન થાત નહિ. ઉપલી નશીઅત કંઈ આજે આપણે પહેલીવાર શીખ્યા નથી, પણ ઇતિહાસોમાં અને બીજે ઠેકાણે, તેના જેવા જે અનેક દાખલાઓ નોંધાયા છે તેમાં, ઉપલી સભાનો હેવાલ પણ એક ઉત્તમ દાખલો ગણાશે."



# વિકાસ અને પરિણતિ

**Full many a flower is born to blush unseen,**
**And waste its sweetness on the desert air.**

*Thomas Gray.*



# विक्रमनी वीसमी सदी

## ભાગ ૨ જો

### પ્રકરણ ૪૩ મું

### મુંબઈના માસ્ટર સાહેબ અને રજનું ગજ

પીસ પીસને પાછું પીછે;
મસ્તરામ કછુ લાભ ન દીસે.

મુંબઇની હાઈ કોરટમાં તે વખતે જે ટેક્સીંગ માસ્ટર હતો તે પ્રથમ સીવીલ સરવંટ હતો. તે અરસામાં તેણે ગુજરાતમાં બે ત્રણ ઠેકાણે કલેક્ટરના ઓદ્ધા ભોગવ્યા હતા. પાછળથી વિલાયતમાં તેનો કોઈ નજદીકનો સગો ગુજરી જવાથી તેની પુષ્કળ દોલત આ કલેક્ટર સાહેબને મળી; એટલે તેણે સીવીલ સરવીસનું રાજીનામું આપી દીધું ને પોતાને દેશ ચાલ્યો ગયો. પરન્તુ ત્યાં ઘોડદોડની સરતમાં વારસામાં મળેલી બધી દોલત તેણે ગુમાવી દીધી એટલે હિંદુસ્થાન તરફ તેની પાછી નજર દોડી. વિલાયતમાં બારિસ્ટરની પરીક્ષા આપવામાં આ દેશ જેટલી મુશીબતો નડતી નથી. અહીંની યુનિવર્સીટીના પથરા ત્યાંથી હીરા થઇને આવે છે. માસ્ટર સાહેબે બારિસ્ટર બની પાછા આવી મુંબઇની હાઈ કોરટમાં બારિસ્ટરનો ધંધો શરૂ કીધો. દરમ્યાન કોઈ સારી નોકરીને સારૂ તે ભરભલામણ ચલાવવા લાગ્યો. ઇંગ્લંડમાં તેનો વસીલો જબરો હોવાથી, મુંબઈ આવ્યા પછી થોડીવારમાં, ટેક્સીંગ માસ્તરનો ઓદ્ધો ખાલી પડ્યો તે તેને સોંપવામાં આવ્યો. એ નોકરીપર હાલ તેને દશ વર્ષ થયાં હતાં.

ટેક્સીંગ માસ્તર સાહેબ સીવીલ સરવન્ટ થયો-દોલતવાન થયો-બધું ગુમાવી બેઠો-બારિસ્ટર થયો ને પાછો સારે ઓદ્ધે લાગ્યો-પણ સ્વભાવે અતિશે અસરાફ રહ્યો. કોઈ ગૃહસ્થને પણ શોભા આપે તેવા તમામ સારા ગુણો એનામાં હતા. નાતનો કે ચામડીનો તફાવત રાખ્યા વગર સર્વની જોડે એ એકસરખી સભ્યતા અને સલુકાઇથી વર્તતો હતો. હાથ નીચેના કલાર્કો કે બીજાને તુંકારો કરવો, કે કોઇની સામે આંખ ફેરવીને બોલવું, એ સાહેબ જાણતો જ નહોતો. પરન્તુ જન્મથી જ એ રક્ષક પક્ષના વિચારવાળાઓનો જબરો હીમાયતી હતો. દશ વર્ષ સુધી ટેક્સીંગ માસ્ટરના ઓદ્ધાનું કામ કરવાથી એની બુદ્ધિ અને વિચાર સમયની સાથે આગળ ચાલવાને બદલે, એકની એક જ સ્થિતિમાં ઠરી ઠામ રહ્યા. કોઈ પણ કામ કરવાનું હોય, તો તે કામની રીતિની ઝીણી ઝીણી બારીક તપસીલોમાં એનું મન સદા ગુંથાયલું રહેતું. રખેને તેમાં, કે અસલથી ચાલી આવેલી કોઈ પણ રીતિ કે શૈલીમાં ફેરફાર પડે, તેની એને હદબહારની કાળજી રહેતી. કોઈ યુરોપસ્થ રાજાનો માસ્ટર આફ સેરીમનીસ (ખાસગી કામદાર) દરબારની આગળ કેવી તાજીમ તવાજો રાખવી જોઇએ, તેને સારૂ જેટલી કાળજી રાખે, તેના કરતાં શતગણી કાળજી આપણો ટેક્સીંગ માસ્ટર હાઈ કોરટનો દરજ્જો સાચવવાને રાખતો હતો. એના દીલમાં સદા એક ભય જાગૃત રહેતો કે, રખેને નજીવી બાબતોમાં પણ, દીર્ઘ કાલથી સર્વેએ અનુમોદિત કરેલી રીતિ અને શૈલીમાં ફેરફાર પડ્યો તો, લોકમાં હાઈ કોરટ પ્રત્યે માન જળવાશે નહિ; ને હાઈ કોરટનો મરતબો એકાદ અંશે પણ ઓછો થયો તો, અંગ્રેજી રાજ્યનો પ્રભાવ નિઃસંશય કમી થઈ જશે! આ કારણથી ટેક્સીંગ માસ્ટર સ્વભાવે બહુ ભલો અને માયાળુ છતાં, પોતાના હાથ નીચેના માણસોને, સોલીસીટરોને અને મુખ્યત્વે કરીને તેઓના મેનેજીંગ કલાર્કોને આંખના પાટા જેવો વસમો લાગતો હતો. જો કોઈ પણ અરજીમાં જરાક ચેરચુંથ કે, દાઘો જણાયો, જો તે સારા અક્ષરોએ ઉત્તમ જાડા કાગળ ઉપર નહિ લખાઈ હોય, તો સાહેબ તેના સામું આડી નજરે પણ જોવાની ના પાડતો! જો કાગળના ચોથા ભાગથી કંઈ સહેજ ઓછી મારજીન રખાઈ હોય તો હાથમાં કાગળ લેતાં સાહેબને કંપારી છુટતી! અમુક કાગળોને તો આમ લાંબા કે અમુક રીતિએ વાળીને આપવા જોઇએ, તેને દોરીથી બાંધવા જોઇએ કે આલપીન મારવી જોઇએ, બહુ કાગળો હોય તો રાતી દોરી બાંધવી કે ગુલાબી, ને મથાળે આ ઠેકાણે તો કેપીટલ અક્ષર જોઇએ કે જરમન કેરેકટરના અક્ષર જોઇએ, એવી એવી બાબતો પર ઘણી અરજીઓ બરબાદ જતી. એવી એવી કુથલી અને તપાસણી સંબંધે સાહેબને: અત્યાગ્રહ જોઇને મેનેજીંગ કલાર્કો એના નામથી તોબા તોબા બોલતા. ઘણી

ખરી વાર સોલીસીટરો એનાથી કંટાળીને ચીફ જસ્ટીસ સાહેબ આગળ ફરીઆદ કરતા; પણ જ્યારે જુઓ ત્યારે, જુની શાહદતો અને ચાલી આવેલી રીતિના અસંખ્યાત દાખલાઓ માસ્ટર સાહેબ બતાવી શકતો, એટલે ઉપરી સાહેબને પણ લાચારીએ એના આગ્રહને માન આપીને હુકમ કરવો પડતો. તેથી સર્વે સોલીસીટરો એનાથી હારી થાક્યા હતા ને માસ્તર સાહેબ જેમ ફરમાવે તેવી રીતે વરતવા લાગ્યા હતા.

આપણા ભીખારીલાલનો કેસ એ માસ્તર સાહેબ આગળ હીસાબ સારૂ આવ્યો હતો. ત્યાં મુનીમજી સાથે કેસ લડતાં અને રકમે રકમે પુષ્કળ સાહેદીઓ લેતાં, 'તીન કલાકમે આધા ગાઉ' જેવું કામ ચલાવવાની રીત હોવાથી, ઘણાં વર્ષ થયાં છતાં, ભીખારીલાલ અને તેના મુનીમ વચ્ચેનો કેસ હજી ત્યાં જ સબા કરતો હતો. કેસ લંબાવવામાં જ મુનીમનું હિત રહેલું હોવાથી તેનો વકીલ અને મેનેજીંગ કલાર્ક જાતજાતની યુક્તિઓ રચતા. હાઇ કોરટનું તત્સંબંધે બંધારણ, માસ્ટર સાહેબની શૈલી અને સ્વભાવ અનાયાસે ભીખારીલાલના મુનીમને સહાયકારી થઈ પડ્યાં હતાં. મુનીમજી તરફથી તેનો સંપૂર્ણ લાભ લેવામાં આવતો.

ભીખારીલાલનું વૃત્તાંત લખતાં, પાછલા પ્રકરણમાં એમ જણાવેલું છે કે તેના બાપને વેપાર ધંધાની લ્હાયમાં બહાર દેશાવરમાં લાગલાગટ બે વર્ષ સુધી એક વાર રહેવું પડ્યું હતું. તે અરસામાં મુનીમની જ્યાં ત્યાંથી ધાપ મારવાની રીતથી અને જાણી જોઇને કરેલી ગેરવ્યવસ્થાથી, એક વાર રોકડની એટલી તાણ પડી કે ભીખારીલાલના બાપની આંટ જોખમમાં આવી પડી. પોતાને માથે આવેલું સંકટ દૂર કરવાને સારૂ ભીખારીલાલના બાપે પોતાનું કીમતી ઝવેરાત અને દરદાગીનો વેચવાની મુનીમને વરદી આપી. જો કે મુનીમજીએ વીસ હજારનો દાગીનો વેચ્યો, પણ ચોપડામાં તો માત્ર દશ હજારનો જ દાખલો જણાતો. તે વાત તો હાલ એક કોરે રહી હતી. પણ એમાંનો ઘણો ખરો દાગીનો સુખપાલકાકાની મારફતે વેચાયો હતો. એ દાગીનાનો સોદો મદનપાલશેઠ અને ધનપાલશેઠને ત્યાં સુખપાલકાકાએ ઉતાર્યો હતો. ધનપાલશેઠને ત્યાં એ સોદો પાર ઉતારવાને તેના એક ગુમાસ્તાને તીસ રૂપીઆ આપવા પડ્યા હતા ને તે રૂપીઆ સુખપાલકાકા હસ્તે મુનીમજીએ આપ્યા હતા. એ રૂપીઆ કંઇ ભીખારીલાલના બાપનો દાગીનો વેચાવવા સારૂ નહિ, પણ મુનીમજીએ જે આગળ પાછળ ધાપ મારી હતી તે વાત બહાર ન પડે તે સારૂ, ધનપાલશેઠના માણસને આપવા પડ્યા હતા. એટલે તે રૂપીઆ આપ્યા છતાં, ઉધાર્યાનું નામું મુનીમે જાણી જોઇને ભીખારીલાલના બાપના ચોપડામાં લખાવ્યું નહોતું. એ ચોરીની બીના તો એક કોરે રહી ને તેના બદલામાં

મુનીમજી આજે એટલો સતો અને સરજોર થયો હતો કે એ રકમ ભુલથી ઉધારવી રહી ગઇ હતી માટે સરચાર્જ કરવાની (મુજરે લેવાની) રજા મેળવવાને એ દાદખાં થયો હતો. એ રૂપીઆ તીસ અપાયાનો દાખલો કોઇ પણ ઠેકાણે હોવાનો સંભવ નહોતો. માત્ર સુખપાલકાકા રૂપીઆ અપાયાની વાત જાણતો હતો. મુનીમ પણ મનમાં તેમજ જાણતો હતો છતાં, એણે તો કામ લંબાવવાને સારૂ બે ત્રણ જણને તેઓના ચોપડા સાથે માસ્ટર સાહેબની કોરટમાં હાજર રહેવાના સમન્સ કહડાવ્યા હતા.

સુખપાલકાકાને ભીખારીલાલની દાઝ હતી, કારણ કે તેના બાપની જોડે એને મિત્રાઇ હતી. ભીખારીલાલને પુછવાથી સુખપાલકાકાના જાણવામાં આવ્યું હતું કે શી બાબતની જુબાની આપવાને સારૂ પોતાને બોલાવવામાં આવ્યો છે. સુખપાલકાકા સ્વભાવનો બહુ ખરો હતો ને વળી ઝવેરી હતો. એણે મુનીમને હજારોવાર સમજાવેલો ને સતાવેલો કે તારા શેઠના દીકરા સામે તું સતો થઇને લડે છે તેમાં તારો પરમેશ્વર રાજી નથી. પરન્તુ મુનીમજી તો લાંબી લાંબી વાતો કરતો ને લાંબા લાંબા આંકડાઓ ટાંકીને કહેતો, કે ભીખારીલાલના બાપની પાછળ, પોતે ખાનગી વેપાર કરીને જે થોડું ઘણું કમાયો હતો તે પણ, સ્વાહા થઇ ગયું હતું! સુખપાલકાકા પોતાના મનમાં જાણતો હતો કે મુનીમજી એમ કહીને માંડીવાળની વાત ઉડાવે છે, તેથી એને ને તેને ઘણીવાર હોંસાતોસી થતી.

વિહારીલાલના કહેવાથી ધનપાલશેઠ પણ જાણતો થયો હતો કે પોતાની જુબાની મુનીમ શા સારૂ લેવડાવવાનો છે. એ પહોંચેલો હતો તેથી તરત જાણી ગયો કે રૂપીઆ તીસનો દાખલો એના ચોપડામાંથી મળવાનો નથી. તથાપિ હાઇ કોરટનું તેડું આવ્યું તે ગયા પાખી ચાલે તેમ નહોતું; તેથી બરોબર બાર નહિ વાગ્યા હોય ને હાઇ કોરટને ચોથે અને સૌથી ઉપરને માળે સુખપાલકાકા, ધનપાલશેઠ અને મદનપાલશેઠ, માણસ અને ચાકરો પાસે ચોપડાના ચોડા ઉંચકાવી હાજર થવા લાગ્યા.

મુનીમજી ત્યાં બાર વાગ્યાની પહેલાંનો હાજર થયો હતો. હજી એનો મેનેજીંગ કલાર્ક કે સોલીસીટર આવ્યા નહોતા. તેઓને આફીસમાં મળી કરી, મુનમજી તો સૌથી પહેલાં, ચાર માળ ચહડી માસ્ટર સાહેબના ઓરડાની બહાર, એક ચોપડાથી ભરેલા પેટારા પર અડંગા વાળી નીરાંતે પાનસોપારી ચાવતો બેઠો હતો. એનું વર્ણન આગળ કોઇવાર આવ્યું નથી, જો કે એના સ્વભાવનું વર્ણન તો આગળ પ્રસંગોપાત્ત આવી ગયું છે.

મુનીમજીનું નામ ભાઇતયા હતું એની ઉમર પીસતાલીસની અંદર હતી. શરીરે

એ બેઠી બાંધણીનો, ટુંક ગરદનીઓ ને આંખે ચુંચલો હતો. ભીખારીલાલના બાપને સારી રીતે નીચોવીને એ ગબ્બર થયો હતો ત્યારથી એનો રોબ અને તુમાખી બહુ વધી ગયાં હતાં. પહેલાં દેશમાંથી આવેલો ત્યારે પાણી વગરનો અને મ્હોડે માખ ન ઉડે એવો રાંક દેખાતો હતો, પણ ભીખારીલાલના બાપને ત્યાંથી ધાપ મારવાથી, અને એ બીજો વેપાર કરવા લાગ્યો તેમાં પણ ઠીક પ્રાપ્તિ થવાથી, દેશમાંથી તરત આવેલો ભાઇતથા ભીખારીલાલની સામે માસ્ટર સાહેબ આગળ કેસ લડનાર ભાઇતથામાં ગાડેગાડાં ચાલ્યાં જતાં. હાલમાં તો એ બુટ મોજાં પહેરતો. નાકે ચશ્મા ચહડાવતો ને ગાડી વગર બહાર નીકળતો નહિ. જમાનો એવો ફેરવાઇ ગયો હતો કે જેણે ભીખારીલાલને સલામ કરવી જોઇએ, તેને બીચારો ભીખારીલાલ મળતો કરતો તો સામી સલામ કરતો!

મુંબઇની હાઇકોરટમાં કેસ લડનારાની એક ખુબી હોય છે તે બહાર ગામોમાં જણાતી નથી. બહાર દેશાવરોમાં પ્રતિપક્ષીઓ વચ્ચે અંગત વેર એટલું તો વધી પડે છે કે જાણે એક બીજાના બાપ માર્યા હોયની! તેઓના ઓળખીતા પાળખીતા પણ તેમ વરતે છે એટલું જ નહિ, પણ તેઓના વકીલો પણ વખતે એવી ઇર્ષ્યા રાખે છે કે તેથી ઘણીવાર કેસ ચાલતાંને દરમ્યાન, તેઓ માંહોમાંહે હોંસાતોસી અને તેરીમેરી પર આવી જાય છે! પણ મુંબઇની બલિહારી તો જુદી જ છે! એક બીજા સામે બારિસ્ટરો વાગ્પ્રહાર કરે છે તે આંખે આંખ મેળવીને નહિ પણ પુંઠ બતાવીને (ન્યાયની અધિષ્ઠાત્રી દેવી આંધળી છે તેથી?) પક્ષકારો પણ તેનું અનુકરણ કરતા હોયની તેથી કરીને, કે હાઇકોરટમાં લડવામાં વર્ષોનાં વર્ષ નીકળી જાય છે અને એમ અંગત ઇર્ષ્યા ઠાલી કર્યાં કરે, તો ધન અને મન પરના ઘસારા સાથે તન પર પણ નકામો ઘસારો પડે, ને થોડાંક વર્ષ આવરદામાંથી ઓછાં થાય, અને કેસનો અંત તો પોતે નહિ પણ પોતાના વારસો જુએ, તે કારણથી માંહોમાંહે બાળકની પેઠે હોંસાતોસી કરવાને બદલે મિત્રભાવનો દેખાવ કરે છે. ઘણા પક્ષકારો એક બીજાની સામે સદાના હોવા છતાં, મળતાં કરતાં, હસીને વાત કરતા ઉભા રહેશે ને સલામ શેકહેન્ડ કરીને જુદા પડશે. આપણા મુનીમજીએ પણ તેવી જ રીત રાખેલી હતી. એની આશા તો હજી ઘણાં વર્ષો કેસ લંબાવવાની હતી, એટલે એ તો બીજાના કરતાં પણ ભીખારીલાલ પ્રત્યે વિશેષ હેતભાવ દેખાડતો. ભીખારીલાલની અને એની નજર એક થતી તો તરત ગાડી ઉભી રખાવતો. પોતાની ગાડીમાં તેને બેસાડવાનો આગ્રહ કરતો ને ઘણીવાર ગામમાં કે કોટમાં કે કોઇ બીજે ઠેકાણે ભીખારીલાલને લઇ જતો. ગાડીમાં એને પોતાની પાસે બેસાડતો ને ખેર આફીઅત પુછતો. બીજાં આડાં તેડાં પણ ગપ્પાં

હસીને મારતો, જાણે એના બાપનો મુનીમ અને વિશ્વાસુ માણસ હજી પણ હોયની! તેમ ભીખારીલાલને બે બોલ શીખામણના કહેતો, માત્ર ચાલુ કેસ સંબંધે બે જણ વાત છેડતા નહિ; પણ તે સિવાય સર્વ રીતે ભાઇચારો દેખાડવામાં મુનીમજી કચાસ રાખતો નહિ!

ભાઇતથા પાન ચાવતો એક પેટી પર બેઠો હતો, એટલામાં સુખપાલકાકા ત્યાં આવી પહોંચ્યો. એના હાથમાં ચારેક ચોપડા હતા તેથી, અને ચાર જમ જેવી સીડીઓ ખરે બપોરે ચહડીને આવવાથી, અને વૃદ્ધ અવસ્થા હોવાથી, ઉપર ચહડતાં ચહડતાં એ તો પરસેવામાં ગરકાવ થઇ ગયો ને પુરો શ્વાસે લેવાયો નહિ, મુનીમે સલામ કરી તે નહિ ગણકારતાં અને તેની તરફ રાતી અને પીળી આંખો કરતાં, ઢગલો થઇ ગયો હોય તેમ એ તો મુનીમની પાસે ઢબ લઇને બેસી ગયો. થોડીવારે હાઇકોરટનો પવન ખાઇને એ શાંતો થયો; તથાપિ મુનીમ ઉપરનો એનો રોષ હજી નરમ પડયો નહોતો.

“ભાઇતથા, આજે તો મારે તમારો પાડ માનવો જોઇએ”—પોતાના પેટમાં પજરતો અગ્નિ બહાર નીકળતો હોયની એમ સુખપાલકાકાએ કહ્યું—“મારાં કર્મોને સાથે લઇને, જાણે હું સ્વર્ગમાં હાજરી આપવા આવ્યો હોઉંની, તેમ આગલી લેણદેણની ચોપડી લઇને હાઇકોરટમાં આવતાં મને લાગ્યું! પણ બાપરે, સાળું ગોળને ગોળ ચહડ્યા કરીએ, પણ માસ્ટર સાહેબની આફીસ તો હજી ઉપર ને ઉપર! તડકામાંથી તરતનો ચાલીને આવેલો તેથી મારી ભુલ તરત ભાંગી કે આતો હાઇકોરટની દેવડી નથી, પણ સ્વર્ગનો દેવડો છે! હું મરીશ તો તો નરકે નહિએ જાઉં, પણ તમે તો મને જીવતાં જીવત નીસરણી ચહડાવીને સ્વર્ગ કેવું છે તે દેખાડી આપ્યું, માટે તમારો પાડ!”

ભાઇતથા હસ્યો. એણે જોયું કે કાકાનો મીજાજ ગયો છે માટે વધારે બોલવામાં માલ નથી. વળી તેની જુબાની હજી લેવડાવવાની હતી તેથી બનતાં સુધી હોંસાતોસી કરી તેને નાખુશ નહિ કરવો એવો મુનીમજીનો વિચાર હતો.

સુખપાલકાકાનો શ્વાસ હેઠે બેસતો ગયો તેમ એ તપીને કહેવા લાગ્યો—“તમારી જોડે દલાલીનું એકવાર કામ પડયું તો મારે જીવતાં આ દહાડો જોવાનો આવ્યો. તે તો જાણે ખેર, પણ તમને કંઇ વિચાર થાય છે કે હવે પછી તમારા કેવા હાલ થશે!”

“કાકા, તમે તો એમજ જાણતા હશો કે હું ખોટો લડું છું. પણ મારા પચાસ હજાર રૂપીઆ એમાં ઘલાઇ ગયા છે! તે તો જાણે ધુળ નાંખી, પણ આ કેસને લીધે માસથી મારા વેપાર ધંધામાં ધ્યાન અપાતું નથી તે કંઇ તમે જાણો છો, ?”

"નારે ભાઇ, હું તે શું જાણું? તમે તો આ કેસમાં આખા ને આખા ઘલાઇ ગયા છો! તમારા ગામમાંથી તમે ઠેલીની ઠેલીઓ બાંધીને લાવ્યા હતા તે હું ક્યાંથી જાણું! એ તો બધું ભીખારીલાલનો બાપ ખાઇ ગયો, ત્યારે જુઓની, આજે તમારે પગે ચાલીને, ઉઘાડે પગે કાર્ટમાં આવવું પડે છે! બાકી તમારા દેશમાં તો એ—ને તમે સુખપાલમાં બેસીને ચમન કરતા હતા! એ બધું હું ક્યાંથી જાણું! બધી ગંગા મારા પગ નીચે કંઇ થોડી ખોદાયલી છે!"

"કાકા, તમે આજે થાકી ગયા છો તેથી વધતું ઓછું બોલી મને નાખુશ કરવા માગો છો; પણ તમે કહી રહ્યા, તમે ગમે તે કહેશો પણ આજે હું તમને એક સુખન કહેવાનો નથી. હાઇકારટમાં લડવું ને એમ નકામો કજીઓ કરીએ તો આજે મારા કયારનાએ રામ બોલો થઇ ગયા હોત!"

"ભાઇ, એ તો થવાના હશે ત્યારે થશે. તમે તો જાણે હાઇ કોરટનો સમન્સ મોકલ્યો, પણ ત્યાંથી કંઇ નોટીસ આવવાની નથી! અમારા જેવાને તો નોટીસ નહિ આવી તોએ ચાલશે, પણ તમને ભારે પડશે હોં! આ ઘરડાનું કહેવું યાદ કરજો! હજીએ સમજીને બધું ભીખારીલાલને સોંપી દ્યો ને એને પગે લાગો કે પરમેશ્વર તમારી વહારે ધાશે. મને તો એના બાપ જોડે મિત્રાઇ હતી, તેથી મારૂં પેટ તો બીચારા ભીખારીલાલને જોઇને બળી જાય છે કે સાળી આવીએ ચોરી ને સરજોરી હશે! એ તો પરમેશ્વરે સારૂં કીધું કે છોકરો ખબરદાર નીકળ્યો. તે મોડો વહેલોએ તમારી છાતીપર ચહડી બધો હીસાબ માગશે. બાકી કોઇ બીજો હોત તો તમે તો આખું કોળું દાળમાંજ સ્વાહા કરી જાત! પણ ઇશ્વર કોઇનો કંઇ ગયો છે!"

કાકાનું બોલવું મુનીમજીને મર્મસ્થળોમાં ભેદવા લાગ્યું. જ્યારે ભીખારીલાલના બાપે હાઇકારટમાં એનાપર દાવો કીધો, ત્યારે ભાઇતથાના જીવમાંએ જીવ નહોતો. પરન્તુ બધા ચોપડા અને નામું મુનીમજીની ગાંડ તળે હતું. એટલે એને નીરાંત હતી કે એનો શેઠ જોઇએ એટલા બખારા મારશે, પણ હાલ તરત તો તેનાથી કંઇ થવાનું નથી. થયું પણ તેમજ! ભીખારીલાલના બાપનો કેસ બે વર્ષ સુધી વકીલોની આફીસમાં કુટાયા કીધો. એવામાં દૈવયોગે ભીખારીલાલનો બાપ દેવલોક થયો ને મુનીમજીનો કાંદો ખીલ્યો! એને તો ગણપતિનાજ થયા માની લીધા! જાણે ભીખારીલાલના બાપનો વારસો એનેજ મલ્યો હોયની! ખરેખર પ્રથમ દર્શને ભીખારીલાલની દશા બહુ શોચનીય થઇ પડી. ઘરમાં શ્રીમાન્ પેંઠે લાડમાં ઉછરેલો અને મેટ્રીક થઇને કાલેજમાં તરતનોજ દાખલ થએલો! દુનીઆના સપાટા કેવા હોય છે તેનું એને સ્વપ્ને ભાન નહિ! તેવી વેળા જેમ બહુ ઘેરાયલું વાદળ

એકદમ ધો ધો કરતું તુટી પડે, તેમ ચોમેરથી ભીખારીલાલપર સંકટો આવવા લાગ્યાં. બાપના દહાડા પાણીથી હજીએ પુરો પરવાર્યો નહોતો, એટલામાં મુનીમજીની ઉશ્કેરણીથી, અને વછીઆતોને અને લેણદારોને બાતમી મળવાથી, ભીખારીલાલ સામે ધુમ દાવાઓ બંધાવા લાગ્યા! અધુરામાં પુરૂં મુનીમજીએ પોતે લાખો રૂપીઆનું લહેણું કહાડી તેનાપર મહોટો દાવો બાંધ્યો. બીચારા ભીખારીલાલનો હાથ છેક હેઠો પડયો. તેની પાસે ન કંઇ પુરાવો, કે ન તેનામાં નામાંની આવડત. આગળના માણસો ને ગુમાસ્તા બધા મુનીમને ચાંદે ચાંદ કરે એવા નીકળ્યા. મુનીમના મનમાં એમ હતું કે એ પ્રમાણે ભીખારીલાલને માથે અનેક વીટંબણા પડશે, એટલે તે નાદાન હોવાથી આપો આપ કાંઇ જઇને માંડીવાળનું કહેણુ મોકલશે. ભીખારીલાલ ઉપર એક પછી એક હુકમનામાં ખરાં અને ખોટાં થતાં જ ચાલ્યાં. ધીમે ધીમે સ્થાવર મીલકત, દરદાગીનો અને રાચરચીલું પણ એને વેચવું પડયું ને નામના ભાવ પ્રમાણે ભીખારીલાલ તો ભીખારી જ થઈ ગયો. પાસે એક પુટી બદામે રહી નહિ ને ખાવાનાએ સાંસાં પડવા લાગ્યાં. એના મુનીમે તો એની એવી દશા થાય તેમાં જ પોતાનું શ્રેય ધાર્યું હતું, પરન્તુ ભીખારીલાલ હૈયાનો એવો મક્કમ રહ્યો કે મુનીમે એને ડગાવાનું બન્યું તેટલું કીધું, પણ પોતે જરાકે ચસ્યો નહિ. અનેક કષ્ટ વેઠીને, બીજા બધા કેસો ધુળ મળી ગયા તેની દરકાર નહિ કરીને, પોતાનું ખરૂં નીકળતું લ્હેણું મુદત બહાર જતું તે પણ જવા દઇને, મુનીમના એ કેસને એ તો ચામ જુની પેઠે વળગી રહ્યો. રહેતાં રહેતાં કેસોનું ખરૂં સ્વરૂપ, નામાંની ગલી કુંચીઓ, કાયદાની અને હાઇકોરટમાં કેવી રીતે લડવું તે સંબંધીની એની આવડત વધતી જ ચાલી, ને દિન પર દિન ભાઇતથા ઉપર એ વધારે ને વધારે સરજોર થતો ચાલ્યો. માસ્ટર સાહેબની આગળ પણ મુનીમજીનાં કારસ્તાન રકમે રકમે ઉઘાડાં થતાં ચાલ્યાં. મુનીમના મનમાં તો ખાતરી થઈ કે કેસને લંબાવ્યા સિવાય બીજી કોઈ રીતે પોતાનું શ્રેય થવાનું નથી; તેથી બુડતો આદમી તણખલું સાહે, તેમ હર બહાને હર ઉપાયે એ તો તેમ કરવા લાગ્યો. આજેજ તેને વિચાર આવ્યો હતો કે હવે એનું ભોપાળું ઝાઝો વખત ચાલવાનું નથી. જેટલાં વર્ષ કે સને ગયાં હતાં તેટલાં તો હવે જવાનાં નથી જ! એવા તરંગોથી એનું મન નાખુશ તો હતું, એટલામાં સુખપાલકાકાએ ભીખારીલાલની હોશીઆરીની તારીફ કીધી ને ભાઇતથાનાં મર્મસ્થળો વીંધાવા લાગ્યાં. કાકાની જોડે રસાકસી વધી પડત. પરંતુ એટલામાં મદનપાલશેઠ, ધનપાલશેઠ અને વકીલોના કલાર્કો અને છેવટ મુનીમનો સોલીસીટર આવી પહોંચ્યા અને સુખપાલકાકાની અને મુનીમની હોંસાતોસી ત્યાં જ અટકી.

બાર વાગી ગયા હતા. માસ્ટર સાહેબ મુનીમના સોલીસીટરની વાટ જોતો

બેસી રહ્યો હતો, તે જેવો સોલીસીટર આવ્યો કે કામ શરૂ કીધું. પ્રથમ સુખપાલકાકાની જુબાની લેવાઈ. વકીલના સવાલમાં પોતે કબુલ કીધું કે ભાઇતથાએ તેની મારફતે રૂપીઆ તીસ ધનપાલશેઠના ગુમાસ્તાને પહોંચડાવ્યા હતા. પોતાના નામામાં તેનો દાખલો નીકળવાનો સંભવ નહોતો તેનું કારણ કહેવાને એણે જિજ્ઞાસા બતાવી, પણ સોલીસીટરે કારણ સાંભળવાની ના પાડી. પરંતુ હવે ભીખારીલાલને ઉલટ તપાસ કરવાનો વારો આવ્યો. સુખપાલકાકાએ જણાવ્યું કે એ રૂપીઆ ભીખારીલાલના બાપની વતી નહિ, પણ મુનીમની ધાપ અને ભાવમાં હેરફેર છુપાવવાને ધનપાલશેઠના માણસને આપવામાં આવ્યા હતા. મુનીમે પોતાની ધાપ છુપાવવાને એ રૂપીઆ આપ્યા હતા તેનો સરસ પુરાવો તો એ હતો, કે તેને જાણી જોઇને એ રૂપીઆ ઉધાર્યા નહોતા. એમ એક પછી એક રૂપીઆ વીસ હજારનું જે ઝવેરાત વેચાયું તેમાં મુનીમજીએ કેમ, કેવી રીતે, અને કેટલી ધાપ મારી હતી તે હકીકત ભીખારીલાલની ઉલટ તપાસમાં નીકળતી ચાલી. ભાઇતથા આકુળ વ્યાકુળ થવા લાગ્યો. એનો સોલીસીટર સવાલે સવાલે વાંધો લેવા લાગ્યો કે, તે વગર જરૂરીના અને મુદ્દા બહારના છે; તો પણ ભીખારીલાલને ઘણા ખરા સવાલો પુછવા દેવામાં આવ્યા અને ભાઇતથાના કુડકપટનું એક પ્રકરણ હાઈકોરટના દફતરમાં દાખલ થયું.

બીજી સાહેદી ધનપાલશેઠની લેવાઇ. એ શેઠે હાઇકોરટમાં અનેક વાર જુબાની આપી હતી, તેથી એને તો માસ્ટર સાહેબની કોરટ લેખામાં જ આવી નહિ. વળી માસ્ટર સાહેબની કોરટમાં બેઠા બેઠા જુબાની અપાય છે તેથી એ તો રોબ મારતો ખુરસી પર બેસી અંગ્રેજીમાં જ જુબાની આપવા લાગ્યો. ભાઇતથાના સોલીસીટરે અમુક વર્ષના અમુક તારીખના મેળમાંથી રૂપીઆ તીસની રકમ બતાવવાનું એને કહ્યું. પણ વિહારીલાલના કહેવાથી ધનપાલશેઠ જાણતો હતો કે એ રકમનું નામું એના ચોપડામાંથી નીકળવાનો સંભવ નહોતો. તેથી ફરમાવ્યા પ્રમાણે એ રકમ ચોપડામાં શોધવાને બદલે, એણે મ્હોડેથી જવાબ આપ્યો કે એ રકમ મારા ચોપડામાં નથી. એનું કહેવું તો ખરૂં હતું, પણ વકીલના કહ્યા પ્રમાણે એણે પોતાનો ચોપડો જોયો નહિ તેથી, માસ્ટર સાહેબે એને તાકીદ આપી કે સાહેદનું કામ કોરટમાં તકરાર કરવાનું નથી, પણ વકીલ જે પુછે કે કહે તેનો ઉત્તર આપવો કે તેમ કરવું. એ સાક્ષીનો ધર્મ છે.

"પણ સાહેબ"—ધનપાલશેઠ માસ્ટર સાહેબ તરફ મ્હોડું કરીને બોલ્યો—"એ રકમ મારા ચોપડામાં છેજ નહિ, તો પછી જોવાથી શું વળ્યું?"

માસ્ટર સાહેબ આગળ ગુજરાતમાં કલેક્ટર હતો તેથી થોડું ઘણું ગુજરાતી

એને યાદ હતું, એટલે દુભાષીઆથી તેનો અર્થ જાણ્યા વગર એણે ફરીને ધનપાલશેઠને તાકીદ આપી કે હવે જો તમે પાધરો જવાબ નહિ આપશો તો તમને દંડ કરીશ.

"બહુ સારૂ સાહેબ." પણ એ વાક્ય ધનપાલશેઠ એવી ઢબથી બોલ્યો કે જાણે માસ્ટરના તેવા હુકમની પોતે પરવા નહિ કરતો હોયની!

એક છેડાયલા કેસરીની પેઠે જાનબુલ છંછેડાઇ પડ્યો. તેના મ્હોડા ઉપર બંને કાનોના પડદા સુધી ધમધમ કરતું લોહી આમથી તેમ અને તેમથી આમ દોડવા લાગ્યું. નજીવી બાબતમાં પણ, હદ બહાર કાળજી રાખવાની તેની આદત હોવાથી, ધનપાલશેઠનું તુચ્છકાર જેવી ઢબનું બોલવું તે સાંખી રહે એમ નહોતું. તો પણ પોતે અસરાફ ગૃહસ્થ હોવાથી પોતાનો ગુસ્સો તદન દાબી દીધો. કોરટને મોભો જળવાય એવી શાંત રીતથી, પણ જોસમાં તેણે અંગ્રેજીમાં ધનપાલશેઠને જણાવ્યું કે તમને એકથી વધારે વાર તાકીદ આપવા છતાં, પાધરો જવાબ આપવાને બદલે અને કહેલું કરવાને બદલે, કોરટ તરફ કમ માનની નજરથી જુઓ છો. પણ હાઇકોરટનો દરજ્જો સાચવેલો રાખવાની દરેક આફીસરની ફરજ છે. માટે ઘણી દલગીરી સાથે તમને ધનપાલશેઠને, તમે જસ્ટીસ આફ ધી પીસ છો તો પણ, રૂપીઆ પચાસનો દંડ કરૂં છું અને આશા રાખું છું કે હવે તમે પાધરા જવાબ આપશો.

માસ્ટર સાહેબે તે વિષેની નોંધ સવિસ્તર લઇ લીધી. હજી પણ ધનપાલશેઠ સમજ્યો નહિ અને નહાના છોકરાનો ખેલ હોય તેમ, હસવા અને આમ તેમ માથું હલાવવા લાગ્યો. માસ્ટર સાહેબ નાખુશ થયો. ધનપાલશેઠ માટે તેના મનમાં બહુ હલકો વિચાર આવી ગયો. તથાપિ એને પુરતી સજા થઇ છે એમ ધારી તેણે અખાડા કીધા. ભાઇતથાના સોલીસીટરે સવાલ પુછવા માંડ્યા.

"તમારે ત્યાં અમરતલાલ કરીને કોઇ ગુમાસ્તો હતો?"

"હા સાહેબ."

"તે શું કામ કરતો હતો?"

"ચોપડામાં નામું લખતો."

"મેં તમને જે તારીખ કહી તે અરસામાં તે જ નામું લખતો હતો કેની?"

"હા સાહેબ."

"તે મહીનામાં જુઓ, તમારા મેળમાં એના જ હાથનું નામું લખેલું છે કેની?" ધનપાલશેઠે કહેલા મહીનાનાં થોડાં પાનાં ફેરવીને હા કહી.

"ત્યારે જુઓ, એના હાથની એક રૂપીઆ તીસની રકમ ભીખારીલાલના બાપને ખાતે તમારા ચોપડામાં છે?"

"ના સાહેબ, નથી. પણ હોય જ શેની? મને સાહેબ"—**માસ્ટર સાહેબ** તરફ ફરીને એ બોલ્યો—"એક બે બોલ બોલવા દેશો?"

**માસ્ટર સાહેબે** ફરી એને સૂચના આપી કે આડીતેડી વાત કરવાને બદલે ચોપડામાં જોઇને જવાબ આપો.

"પણ તમે ચોપડામાં જોઇને કેમ કહેતા નથી."—**ભાઇતથાના સોલીસીટરે** દાબીને કહ્યું—"તમારૂં મ્હોંનું બોલવું મારે કંઇ સાંભળવું નથી. તમને **એકવાર માસ્ટર સાહેબે** પચાસ રૂપીઆ દંડ કીધો તોપણ હજી તમે સુધરતા નથી?"

"લ્યો સાહેબ, લ્યો. આ ચોપડાનાં પાનાં ફેરવ્યાં." એમ કહી **ધનપાલશેઠ** એક પછી એક ચોપડાનાં પાનાં ફર્રર્ર—ફ રર્ ફેરવવા લાગ્યો. થોડાંક પાનાં ફેરવી ચોપડો ટેબલપર અફાળતો એ બોલ્યો—

"એમાં શું મારૂં કપાલ હોય કે એ રકમ હું તમને બતાવું."

ધનપાલશેઠની આવી તોછડાઇ જોઇને **માસ્ટર સાહેબનો** પાછો પિત્તો ઉછળ્યો. **સુખપાલકાકાની** જુબાની પછી **માસ્ટર સાહેબ** પણ પોતાના મનમાં માનતો હતો કે એ રકમનો દાખલો **ધનપાલશેઠના** ચોપડામાં નહિ નીકળે. તોપણ **સાહેદ તરીકે** તો એની ફરજ હતી કે ચોપડો બરોબર જોઇને જવાબ આપવો હતો. **ધનપાલશેઠે** તેમ નહિ કીધું એટલુંજ નહિ, પણ સામાં કોઈ ગૃહસ્થને ન છાજે એવા ચાળા અને તોછડાઇ કીધી. તેમાં ધનપાલશેઠે ચોપડાનાં પાનાં ફર્રર્ર-ફર્રર્ર ફેરવ્યાં ને ચોપડો ટેબલ પર અફાળ્યો એટલે **માસ્ટર સાહેબને** તો જાણે, **હાઇ કોરટનો** બાપ ધનપાલશેઠે માર્યો હોયની એવી હાડોહાડ લાગી ગઇ! અધુરામાં પુરૂં "એમાં શું મારૂં કપાળ હોય કે એ રકમ તમને બતાવું" એમ ધનપાલશેઠ બોલ્યો. હવે **માસ્ટર સાહેબ** જો કે ગુજરાતી ઘણે ભાગે ભુલી ગયો હતો તોપણ, તારૂં કપાળ—તારા કપાલમાં-એવાં એવાં વાક્યોમાં, **કપાલ શબ્દ** સામા તરફ તિરસ્કાર સૂચવે છે, **એવું** એને કંઇક ભાન રહ્યું હતું. ધનપાલશેઠના વાક્યનો અર્થ એને બરોબર સ્ફુર્યો નહિ અને વિવાહનું વરસી કરે તેમ ઉંધોજ અર્થ કીધો કે, સાહેદ કોરટના **કપાલમાં** ડહામ દેખાડે છે. કોઇ બીજો **માસ્ટર** હોત તો તે ખામોશ ખાઇ જાત પણ **આ માસ્ટર** તો અતિશે ભલો ગૃહસ્થ હતો. **એની સાથે** તમામ કામ પુરતી અદબ **સર** ચલાવવાની એનામાં ખોડ હતી, તે કંઇ **ધનપાલશેઠનું** બોલવું મુંગે મ્હોડે **સાંખી** રહે એવો નહોતો. જો સાહેદો આ પ્રમાણે કોરટને છડે ચોક અપમાન આપે ને તે વિષે દાખલો નહિ બેસાડવામાં આવે તો, **હાઇ કોરટનો** મરતબો ડુબી **જશે** અને તેમ થયું તો **હાઇ કોરટ** પાખી **અંગ્રેજી રાજ્ય** કેમ ચાલી **શકશે એમ** વિચાર કરવાની એની **હમેશની** આદત **હોવાથી** એને મનસુબો આવ્યો કે આ સાહેદને શું કરવું.

એકવાર દંડ થયો તોપણ એણે પોતાની ચાલ સુધારી નહિ કે પાધરો જવાબ આપ્યો નહિ. હવે એને કોરટના કંટેમ્પ્ટ માટે કંઇક શિક્ષા કરવી જોઇયે. સોલીસીટર બીજા સવાલો પુછવા જતો હતો તેને વારીને, ધનપાલશેઠ કેવા સંજોગે વચ્ચે, અને ગૃહસ્થને ન છાજે એવા ચાળા કરીને, 'કપાળમાં' એ શબ્દ કોરટને લાગુ પડે એમ બોલ્યો હતો તેની નોંધ એણે લંબાણથી લીધી. પણ પોતાને ગુજરાતી માઠું આવડતું હોવાથી, ધનપાલશેઠ જે વાકય બોલ્યો હતો તે લખવા ધાર્યું ત્યારે તે વાકય કે તેનો ભાવાર્થ એને યાદ આવ્યો નહિ. માત્ર એ વાકયનો એકજ શબ્દ કપાળ એને યાદ રહ્યો હતો. ગુજરાતીમાં કપાળ એટલે ડહામ એવો અર્થ થાય છે, માટે ધનપાલશેઠે કોરટ તરફ ડહામ જેટલો તિરસ્કાર બતાવવાને એ શબ્દ વાપર્યો હતો. તેમ કરી એણે કોરટનો તિરસ્કાર કીધો છે એમ માસ્તર સાહેબે સાબીત ગણ્યું. પછી ધનપાલશેઠની પાસે કપાળ શબ્દ વાપર્યો તે વિષે, કાયદાની રીતિ પ્રમાણે તેણે ખુલાસો માગ્યો. ધનપાલશેઠ એમ સમજ્યો નહિ કે માસ્ટર સાહેબ એને કંટેમ્પ્ટ માટે અપરાધી ગણે છે. ચોપડીમાં રકમ નથી તે સંબંધે એણે કપાળ શબ્દ વાપર્યો હતો એમ સમજી, એણે તે શબ્દ વાપર્યાની હા પાડી. માસ્ટર સાહેબે નોંધ કીધી કે પોતે કપાળ શબ્દનો જે અર્થ કરે છે, તેજ અર્થમાં તે શબ્દ વાપર્યાનું સાહેદ કબુલ કરે છે. તે પછી તેણે હુકમ આપ્યો કે, કોરટનો બીજો હુકમ થતાં સુધી કોરટના કંટેમ્પ્ટ માટે ધનપાલશેઠને સીવીલ સાઇડમાં કેદ રાખવો.

---

## પ્રકરણ ૪૪ મું
## ભીખારીલાલનો દહાડો ફરે છે

**કયું ખેર ખુબી કયું હાય હા;**
**દુનીઆ દોરંગી મકારે સરા.** (જુની કવિતા)

તરત ત્યાં હોહાકાર થઇ રહ્યો. માસ્ટર સાહેબ અધખોખળું ગુજરાતી જાણતો હોવાથી વિવાહનું બારમું કરી નાંખ્યું. ધનપાલશેઠ તો સમજ્યો પણ નહી કે પોતે કોરટનો શો અપરાધ કીધો છે. પણ ભીખારીલાલ અને દુભાશીઓ સમજ્યા કે કપાળનો અર્થ માસ્ટર સાહેબે કેવો ખોટો કીધો છે. દુભાશીઆ જોડે થોડી વાત કરી ભીખારીલાલે માસ્ટર સાહેબને ખુલાસો કીધો કે કોર્ટ સમજે છે તેવા અર્થમાં ધનપાલશેઠે કપાળ શબ્દ વાપર્યો નહોતો, અને દુભાશીઓ પણ તેમ અર્થ નથી સમજ્યો એમ પોતાના બોલવાના ટેકામાં એણે જણાવ્યું. પરન્તુ માસ્તર સાહેબ બધું કામ જે રીતે થવું જોઇએ તે રીતે લેનારો હતો. તેને પણ શંકા તો

થઇ કે કપાળ શબ્દનો અર્થ પોતે ખોટો કીધો હોય; વિશેષમાં જ્યારે જે વાક્યમાં એ શબ્દ વાપર્યો હતો તે યાદ નહોતું રહ્યું ત્યારે. તોપણ ભુલ સુધારવાને પણ અથથી તે ઇતિ સુધી રીતસર કામ ચલાવવું જોઇએ. એમ ધારી એણે ભીખારીલાલને બોલતાં વાર્યો કે તમે કંઈ ધનપાલશેઠના વકીલ કે બારીસ્ટર નથી.

માસ્ટર સાહેબે એક ઓરીશીઅલ કાગળ શેરીફ પર લખ્યો, કે કોઇ સાહેદને ચાલતે કામે કોર્ટના કંટેમ્પ્ટ માટે મેં કેદની શિક્ષા ફરમાવેલી છે, માટે તે શખસને પોતાના હવાલામાં લેવાને સારૂ શેરીફે થોડાક પટાવાળાઓને મારી આફીસમાં મોકલવા, અને કોર્ટનો હુકમ અમલમાં આણવાને માટે શેરીફે ઘટતો બંદોબસ્ત કરવો. આવો દાખલો આગળ પોતાની આફીસમાં કદી બનેલો નથી એમ લખી માસ્ટર સાહેબે જણાવ્યું કે એ શખસને પોતાના હવાલામાં લઇને શેરીફે કેવી રીતે વર્તવું તે વિષે હું તમને ખુલાસો આપી શકું એમ નથી.

બીજા હાથ ઉપર, જે બીના બની હતી અને ધનપાલશેઠે કપાળ શબ્દ. કેવા સંજોગો વચ્ચે કેવા અર્થમાં વાપર્યો હતો તે સંબંધે, એક એફીડેવીટ, તમામ હકીકત પોતાના મનમાં તાજી છે તેજ અરસામાં લખેલી વધારે ઉપયોગી થઇ પડશે એમ ધારી, ભીખારીલાલ લખવા બેઠો. એણે દુભાશીઆને સમજાવ્યો કે માસ્ટર સાહેબ ઓરનું દોર વાટી નાખે ને તેના બદલામાં મુંબઇનો ધનપાલશેઠ જેવો મહોટો શેઠીઓ પંચાતીમાં આવી પડે માટે જે બીના બની છે તેની નોંધ કરી લ્યો, કે કદાચને તમને એફીડેવીટ કરવી પડે તો કામ લાગે. ધનપાલશેઠ કોઇ દહાડો કામના છે એમ સમજી, અને ભીખારીલાલના કહ્યા પ્રમાણે બનેલી વાતની પોતાની નોટબુકમાં નોંધ કરવાથી, પોતાની નોકરી જોખમમાં નહિ આવી પડે એમ હોવાથી, તે પણ નોંધ લેવા લાગ્યો.

અંદર એટલામાં અતિશે ગોંધાટ થતો જોઇને મદનપાલશેઠ ત્યાં દોડી આવ્યો. પોતાનો ખાસ મિત્ર અને મુંબઇનો અગ્રેસર શેઠીઓ આવી ફેજે વગર લેવેદેવે પહોંચે એ બીના ભીખારીલાલ પાસથી જેમ તેમ સાંભળી મદનપાલશેઠ તો બહેબાકળો થઇ ગયો. ભીખારીલાલે એને સલાહ આપી કે તમે વીલીઅમ્સ અને વીલીઅમ્સનમાંથી એકને પણ બોલાવા મોકલો. માસ્ટર સાહેબની આગળ તે બંનેનો સારો મરતબો છે. વળી તેઓ ધનપાલશેઠના સોલીસીટર છે એટલે જીવ નાંખતા આવશે. ધનપાલશેઠ બહાર જઈ આમ તેમ દોડ્યો, પણ કોઈ ઓળખીતો એને જણાયો નહિ કે જેની મારફતે વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ખબર પહોંચાડાય. પોતાના મિત્રને એવી વખતે સહાય કરવા સારૂ પોતેજ સોલીસીટરને ખબર કહેવા દોડતો દોડતો હેઠે ઉતર્યો.

મુનીમજી પોતાના મનમાં હરખાવા લાગ્યો કે કામ વળી ખોરંભે પડયું. ભીખારીલાલે એને બહુએ સમજાવ્યો કે કપાળ શબ્દ ધનપાલશેઠે કેવા અર્થમાં વાપર્યો હતો તે વિષે ટાંચણુ કરી લ્યો. ધનપાલશેઠ એની વિરૂદ્ધ પક્ષનો સાહેદ હોય એમ બોલતો હતો, માટે તેમ કરવાની ભાઇતિથાએ ચોખ્ખી ના પાડી. ભીખારીલાલે એના સોલીસીટરને સમજાવ્યો. એની આડે પણુ મુનીમ તો થવા લાગ્યો ને જણાવ્યું કે ધનપાલશેઠનું લાગ્યું પોતે ભોગવી લેશે. પણુ સોલીસીટર અંગ્રેજ બચ્ચો હતો, એટલે ખોટી રીતે લાભ લેવા ઇચ્છતો નહોતો. તેથી ભીખારીલાલે બધી હકીકત નિવેદન કીધી ત્યારે, એને પણુ લાગ્યું કે કપાળ શબ્દનો અર્થ માસ્ટર સાહેબે ખોટો કીધો હોય. પોતાના અસીલ ભાઇતિથાએ વારવા છતાં, એણે પણુ પોતાની નોટબુકમાં ટાંચણુ કરવા માંડયું.

પોતાને સાહેદીમાં બોલાવનાર એ મુનિમ ખરી વખતે ધનપાલશેઠની આડે આવ્યો ને તેના સોલીસીટરને પણુ વારવા લાગ્યો, તેથી ધનપાલશેઠને મુનીમ પર ન પુછો એટલો ક્રોધ ચહડયો. એટલામાં એક તરફથી ધનપાલશેઠને પકડવા શેરીફના સીપાઇઓ આવ્યા ને બીજી તરફથી મદનપાલશેઠ વીલીઅમ્સ સાહેબને લઇને ત્યાં આવી ચહડ્યો. મદનપાલશેઠે એને ભાંગી તુટી તો સમજણુ પાડી હતી. ભીખારીલાલે એને સઘળું વૃત્તાંત ટુંકમાં કહી સંભળાવ્યું, સોલીસીટરે ધનપાલશેઠને પોતાનો અસીલ જણુાવી તેની તરફથી બચાવ કરવાની રજા માંગી, પણુ માસ્ટર સાહેબે તેનું બોલવું સાંભળવાને પ્રથમ તો ના પાડી; બહુ શાહદત બતાવી ત્યારે સાંભળવાને કબુલ થયો. પણુ પોતે રીતસર કામ ચલાવનારો હોવાથી એમ કહ્યું કે ધનપાલશેઠને શેરીફના માણુસ લઈ જાય પછી હું સાંભળીશ, કારણુ કે જ્યાંસુધી કોરટે કરેલો હુકમ ફેરવાયો નથી ત્યાંસુધી તેનો અમલ ચલાવવો જોઇએ. વીલીઅમ્સ સાહેબે તેને સમજાવ્યો પણુ માસ્ટર સાહેબ એકનો બે થયો નહી. તેથી લાચારીએ તેની રજા લઈ વીલીઅમ્સ સાહેબ અંદર-શેરીફને મળ્યો કે આ ધનપાલશેઠ કુળવાન્ અને શ્રીમાન્ છે અને માસ્ટર સાહેબે કંટેમ્પટને માટે કેદનો હુકમ કીધો છે, પણુ તે હું હમણાં ને હમણાં ફેરવાવી લાવું છું, ત્યાંસુધી તમે એને તમારી પાસે ને પાસેજ રાખજો. અંદર શેરીફ ભલો હતો, તેણે તમામ હકીકત સાંભળી લઈ તેમ કરવા કબુલ કીધું. એમ એક ઠેકાણે કામ હાર પાડી સોલીસીટર માસ્ટર સાહેબ પાસે આવ્યો ને તરત ને તરત એક વિદ્વત્તા ભરેલું લાંબું ભાષણુ આપ્યું. ધનપાલશેઠ નિરપરાધી છે, તેણે કપાળ શબ્દ માસ્ટર સાહેબ સમજે છે તેવા અર્થમાં વાપર્યો નથી, તે સંબંધે ભીખારીલાલ, દુભાશીઆ અને મુનીમના સોલીસીટરની એફીડેવીટો રજુ કરવાની કબુલાત આપી. માસ્ટર સાહેબે

પોતાની નોંધમાં કબુલ કીધું હતું કે ધનપાલશેઠ જે આખું વાક્ય બોલ્યો હતો તે અને તેનો ભાવાર્થ પોતે ભુલી ગયો હતો, પણ તેમાંનો કપાળ શબ્દજ તેને યાદ રહ્યો હતો. નોંધના તે પેરા ઉપર **વીલીઅમ્સ સાહેબે** બહુ ભાર મેલ્યો. આખરે **માસ્ટર સાહેબે** કબુલ કીધું કે પોતે વાક્ય સમજવામાં ભુલ્યો પણ હોય, અને તે સંબંધે તેણે અઘટતી ઝડપ કરીને ઘટતી તપાસ પણ ન કીધી હોય એમ જણાય. એ પ્રમાણે **માસ્ટર સાહેબને** પોતાની તરફ ઢળતો જોઇને સોલીસીટરે બીજી તરફથી એક ટોપનો ગોળો ફેંકયો કે તેના અસીલને નોટીસ આપ્યા વગર કે બચાવનાં સાધનો સારૂ જોગવાઈ કરી આપ્યા વગર, **માસ્ટર સાહેબે** તેને ગુન્હેગાર ગણ્યો છે તે વાજબી નથી. વળી **કોર્ટના કંટેમ્પ્ટ** સારૂ ધનપાલશેઠને ગુન્હેગાર ગણવામાં **માસ્તર સાહેબે** એક પારિભાષિક ભુલ કરી છે; કારણ કે **કંટેમ્પ્ટની** બાબત કોર્ટ પોતાના **મોશનથી** (માંગણીથી) સાંભળી શકતી નથી. પણ કોઇ પક્ષકારે તેવી માંગણી કરવી જોઇએ એટલુંજ નહી, પણ એવા કામમાં પ્રથમ રૂલ કહાડવું જોઇએ; **માસ્તર સાહેબે** તેમ કીધું નથી માટે ધનપાલશેઠને છોડી મુકવો જોઇએ.

છેવટે **માસ્ટર સાહેબે** કબુલ કીધું કે પોતે ખોટી રીતે ચાલ્યોએ હોય. તેના પરિણામમાં ધનપાલશેઠ છુટવો જોઇએ એવો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. પરન્તુ રીતભાત અને ચાલતા રવૈયાની બાબતમાં પોતે એક પુતલા જેવો હોવાથી, હવે પોતાના હાથમાં કંઇ સત્તા રહી હોય તે વિષે શક બતાવ્યો. **વીલીઅમ્સ સાહેબે** એને બહુએ રીતે સમજાવ્યો પણ એ સમજ્યો નહિ. આખરે સોલીસીટરનો બહુ આગ્રહ જોઇ એણે સોલીસીટરને જણાવ્યું કે હું **ચીફ જસ્ટીસ સાહેબને** મળીને આ કામમાં કેમ વર્તવું તે વિષે સલાહ લેવાને જાઉં છું.

**ચીફ જસ્ટીસ સાહેબ** ત્રણ વાગવા આવેલા હોવાથી પોતાના ઓરડામાંથી બહાર નીકળવાની તૈયારી કરતો હતો. તેટલામાં ઘણા જરૂરીના કામ બાબત **માસ્ટર સાહેબે** તેને મળવાની ખ્વાએશ દેખાડવાથી એ પાછો સ્વસ્થ થઇને બેઠો. **માસ્ટર સાહેબે** તમામ હકીકત નિવેદન કીધી. પોતે એ કામમાં કેવી ભુલ કીધી હતી તે સારૂ પોતાની દલગીરી પણ બતાવી, અને હવે કેમ કરવું તે વિષે સલાહ માંગી. **વીલીઅમ્સ સાહેબે** જે જે દલીલો અને પદ્ધતિ બતાવી હતી તે પણ યથાસ્થિત વર્ણવી દેખાડી. પોતાના મનમાં **ચીફ જસ્ટીસ સાહેબ** બહુ હસ્યો કે આ માસ્ટર રીતનો અમલ કરનાર નહિ પણ તેનો જડસુ દાસાનુદાસ છે, તથાપિ તેને ખોટું ન લાગે માટે, ધીરે સાંસ્તે એણે સમજણ પાડી કે આવા કામમાં જો કે કંઇ દાખલો મળવો મુશ્કેલ છે, તોપણ કરેલો હુકમ જે અધિકારીએ કર્યો હોય તે વાજબી લાગતાં, તે અધિકારી ફેરવી શકે છે એજ સિદ્ધાન્ત ન્યાયપુરઃસર છે.

માસ્ટર સાહેબે પાછાં આવી, પોતે જે ભુલ કીધી હતી તે વીલીઅમ્સ સાહેબને બતાવી આપી અને તેના મત જોડે ચીફ જસ્ટીસ સાહેબ મળતા થયા છે એમ જણાવ્યું. પરન્તુ જે એફીડેવીટો પર વીલીઅમ્સ સાહેબ આધાર રાખે છે તે તૈયાર થઇ કામમાં રજુ થાય, તોજ પોતે ધનપાલશેઠને છોડવાનો હુકમ આપશે એમ એ બોલ્યો. બહુએ ઝડપ રાખતાં ત્રણ એફીડેવીટો, ભીખારીલાલ, દુભાશીઆ અને મુનીમના સોલીસીટરની તૈયારી થતાં સાડા પાંચ વાગ્યા. તે લક્ષપૂર્વક વાંચી બરોબર છે એવી પોતાની ખાતરી કીધા પછી, માસ્ટર સાહેબે શેરીફની આફીસમાંથી ધનપાલશેઠને તેડાવી મંગાવ્યો. એફીડેવીટો કામમાં રજુ રાખી એણે ધનપાલશેઠને છોડવાનો હુકમ કીધો. પોતાના અભિપ્રાયમાં એણે જણાવ્યું કે ભીખારીલાલની એફીડેવીટ તે વધારે વજનદાર ગણે છે, કારણ કે તમામ હકીકત તાજેતર હતી તે વખતે એનો ડરાફ્ટ (ખરડો) થયો હતો. વખત ભરાઈ જવાથી મદનપાલશેઠની જુબાની બીજી મુદત ઠરે ત્યાંસુધી એણે બાકી રાખી.

માસ્ટર સાહેબની આફીસમાંથી જ્યારે સર્વે નીકળ્યા ત્યારે લગભગ છ વાગવા આવ્યા હતા. ભાઇતથા જાણી જોઇને તેઓની સાથે બહાર નીકળ્યો નહિ, કેમકે ધનપાલશેઠને છોડવાનો હુકમ થયો તેથી એનું મ્હોડું વીલું પડી ગયું હતું. વિશેષમાં જ્યારે પોતાના સોલીસીટરને કંઇ પણ એફીડેવીટ ન કરવાની એણે ભલામણ કીધી, તેથી એને તો હવે ધનપાલશેઠની સામે જોવું ભારે થઈ પડયું. તે શેઠનો પોતાની તરફ ક્રોધ વ્યાપેલો જોઇને ભાઇતથા મનમાં બ્હીવા લાગ્યો કે આવા શેઠીઆ જોડે નકામું વેર ન બંધાયું હોત તો બહુ સારૂં થાત.

હાઇ કોર્ટનો દાદરો ઉતરતાં ઉતરતાં વીલીઅમ્સ સાહેબે ભીખારીલાલનાં બહુ વખાણ કીધાં ને શાબાશી આપી કે એફીડેવીટનો ડરાફ્ટ તૈયાર કરી રાખવાની સમયસૂચકતા એણે ન વાપરી હોત તો, પાછળથી ગમે તેમ થાત, પણ તરત વેળા તો ધનપાલશેઠ ફસાઇ પડત. એ એફીડેવીટ ઘણી સારી ઢબમાં અને મુદ્દાસર લખાઇ હતી તે સંબંધે પણ, એણે ભીખારીલાલનાં વખાણ કીધાં. બંને શેઠીઆઓને ભલામણ કીધી કે તેઓ એનો જેટલો પાડ માને તેટલો ઓછો છે. મદનપાલશેઠે હરખમાં આવી જઇ ભીખારીલાલ જોડે શેકહેન્ડ કીધી. ધનપાલશેઠને ભાઇતથા ઉપર એટલો તો કાળ છુટયો કે ભીખારીલાલના કેસની થોડી ઘણી હકીકત જાણી લઇને એણે કહ્યું—

"આજે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. આજથી તમારો કેસ તમારો પોતાનો નથી પણ મારો પોતાનો છે એમ જાણજો. તમારામાં આટલી હોંશીઆરી ને સમયસૂચકતા છે તો બસ, એ કેસ તમે જરૂર જીતશો.

પણ તમે જીતો કે હારો, તોપણ તમારી વતી પૈસા ભરીને, વકીલ બારિસ્ટરો રોકીને એ કેસ હું લડીશ. એક વરસ એકાદી મીલનું કમીશન જાણે મેં નહોતું ખાધું! પણ એ ભાઇતથાનો તો હું પુરેપુરો નાદરો ઉતારીશ. મને એણે સાહેદ તરીકે બોલાવ્યો ને ખરી વાતે પણ મારો પક્ષ ખેંચવાની એણે ના પાડી એટલુંજ નહિ, પણ સામો સતો થઇને એના સોલીસીટરને પણ વારવા લાગ્યો! એના મનમાં એ સમજે છે શું? પણ કંઇ ફીકર નહિ, એક ઉંધે કયાં વહાણું વાય છે. એની મતલબ અમારા જેવાને કોર્ટની દેવડીએ નાહક બોલાવી તમારૂં કામ લંબાવવાની છે, તો હવે હું ખાઇ પીને એની પાછળ લાગીશ ને એ કામ જોતજોતાંમાં માસ્ટર સાહેબ પાસેથી પાછું હાઇ કોરટમાં લાવીશ, ત્યારેજ મારૂં નામ ધનપાલશેઠ! આવતી કાલે તમારે ખાતે ઉધરાવી રૂપીઆ એક હજાર હું આ સાહેબને મોકલાવીશ. તમે જોઇએ તેટલો ખરચ કરજો અને બારિસ્ટરો રોકજો. તમને હું બધી છુટ આપું છું.

જતાં જતાં ધનપાલશેઠે વીલીઅમ્સ સાહેબને ભલામણ કરી કે હવેથી એ ભીખારીલાલનો કેસ મારો અંગતનો સમજવો અને તેમાં જોઈતું ધ્યાન અને કાળજી રાખવી.

બંને શેઠીઆઓ મદનપાલશેઠની ગાડીમાં બેસી ચાલ્યા ગયા. વીલીઅમ્સ સાહેબ પાલખીમાં બેસી પોતાની આફીસમાં ગયો. ભીખારીલાલે જોયું કે છ વાગી ગયા છે ને વિહારીલાલ હવે આફીસમાં નહિ મળે; તેથી આજે બનેલી બીનાનું મનન કરતો કરતો અને ખુશ થતો ટ્રામમાં બેસી એ ઘેર આવ્યો. સાંઝના જેમ તેમ વાળુ કરી પરવારી એ વિહારીલાલને ત્યાં જવા નીકળ્યો.

રંગરાવનો કેસ વિહારીલાલ અને ભીખારીલાલે ભાગમાં ઉપાડી લીધો હતો ત્યારથી, એ કેસનું કામ ભીખારીલાલની સલાહ પ્રમાણે વિહારીલાલ ધમધોકાર આગળ ચલાવતો હતો; તેથી રંગરાવ હવે ભીખારીલાલને ત્યાં નહિ, પણ વિહારીલાલને ત્યાં રોજ વખત બે વખત આંટા ખાતો હતો. આજે પણ ભીખારીલાલ ત્યાં ગયો ત્યારે રંગરાવ ત્યાં બેઠેલો હતો. રંગરાવનું કામ જોસબંધ આગળ ચાલતું હતું તેથી એની કાકીએ ખીજવાઈ જઇને પુણાના કેસમાં થયલું હુકમનામું મુંબઇની હાઈ કોરટ મારફતે બજાવવાને આણ્યું હતું. વિહારીલાલને આ સાંઝના બાતમી મળી હતી કે હાઈ કોર્ટમાંથી રંગરાવને દીવાની કેદમાં મોકલવાનું વારંટ નીકળી ચુકયું હતું.

સઘળા ધારીને જ બેઠા હતા કે મોડા વહેલા રંગરાવની કાકી એજ પ્રમાણે કરશે, તેથી કોઈને અચંબો તો લાગ્યો નહિ. પણ રંગરાવ નકામો કેદમાં પડે એ

દેખીતી રીતે ઠીક નહોતું. બંને મિત્રે તે બાબત સર આગળથી નક્કી વિચાર કરી રાખ્યો હતો તેથી તે પ્રમાણે, આજે રાતના વિહારીલાલે રંગરાવને સલાહ આપી કે, હવે હાઈ કોરટમાં દાવો દાખલ થઈ ચુકયો છે અને સોલીસીટર મારફતે કેસ લડાય છે, એટલે તરત તો રંગરાવનું કોરટમાં બીલકુલ કામ પડવાનું નથી. માટે મા દીકરાએ કાંતો હવે વાંદરે કે અંદેરી કે હાઈ કોરટની અસલ હકુમત બહારની બીજી એવીજ પાસેની જગામાં રહેવું. કાગળપત્ર લખી કામની જરૂરની હકીકત હું તમને જણાવીશ. કદાચ ને કોઈ વાર તમારી એફીડેવીટ કરાવવાની જરૂર પડી તો તમારાથી છાનામાનાં મુંબઈ આવી શકાય તેનો હું બંદોબસ્ત કરીશ.

રંગરાવ તે પ્રમાણે ચાલવાને કબુલ થયો. વિહારીલાલની સલાહ ઉપરથી મા દીકરાએ વાંદરે રહેવાનો બંદોબસ્ત અગાડીથી કરી રાખેલો હતો. મુંબઇમાં તેઓને ખાધખોરાકીમાં ગુંજાસ ઉપરાંત ખરચ થઈ જતો. વિહારીલાલ તેઓને આપતો કરતો તે ઉપરજ તેઓનો નિર્વાહ ચાલતો. વાંદરે રહેતાં થોડો ઘણો ઉગાળો થશે તેથી બંને જણાં ત્યાં જવાને રાજી હતાં. વિહારીલાલે રંગરાવના હાથમાં રૂપીઆ પચાસની નોટ મુકી અને વાંદરાનું એનું ઠેકાણું લખી મોકલવાની સુચના કરી જવાની રજા આપી.

એના ગયા કેડે ભીખારીલાલે માસ્ટર સાહેબની આફીસમાં આજે જે ખેલ ભજવી બતાવાયો હતો તેનું યથાર્થ વર્ણન કીધું. વિહારીલાલ તો સાંભળીને દંગ થઈ ગયો! માસ્ટર સાહેબે કપાળનો ખોટો અર્થ કીધો તેથી પોતાનો મુરબ્બી ધનપાલશેઠ આવી ફેજે પહોંચ્યો એમ સાંભળી વિહારીલાલ એક તરફથી નાખુશ થયો, પણ તેની બેઆબરૂ થતી ભીખારીલાલની સમયસૂચકતાથી સહેજમાં બચી તેથી એ બીજી તરફથી હરખાવા લાગ્યો. અમૃતબજાર પત્રિકા વાંચી વાંચીને અને આવી આવી બાબતોનું બહુ મનન કરવાથી, અંગ્રેજી રાજ્યના કેટલાંક દૂષણો એને પ્રત્યક્ષ થઈ ગયાં હતાં તેથી તે બાબત પોતાના વિચાર દર્શાવતો એ બોલ્યો—

"એ તો એમજ હોય, જ્યાં રાજ્ય કર્ત્તા પરદેશી છે, પ્રજાની અને તેની ભાષા જુદી જુદી છે ત્યાં, એથી ઉલટા પરિણામની આશા રાખવીજ ફોગટ છે. વિશેષમાં જ્યારે પ્રજાની ભાષા અને રીતભાત નહિ જાણનારા સાહેબલોકને જોખમ ભરેલા ઓદ્ધાઓ આપવામાં આવે છે ત્યારે. એજ કારણસર દેશના ખરા હિતચિંતકો અને આપણી કોન્ગ્રેસ એવી લડત ચલાવે છે, કે દેશના મહોટા મહોટા ઓદ્ધાઓ દેશીઓને ખુલ્લા કરી આપવાથી જે અનેક લાભો થશે તેમાંનો આ પણ એક છે કે, દેશી અધિકારી એવે ઠેકાણે 'આદાની સુંઠ નહિ વાટી નાંખે, કે બારમું નહિ કરે.' વિહારીલાલ હજી પણ ચાલતા વિષયમાં વધારે મશગુલ થઇને વધારે બોલવા જતો હતો પણ ભીખારીલાલે એને વાર્યો.

"ભાઈ, તારા તત્સંબંધે વિચાર હું સારી પઠેમ જાણું છું. હું કંઈ કોન્ગ્રેસનો પ્રતિપક્ષી નથી, તથાપિ તે બાબત આજે મારે તારી આગળ ચર્ચાવવી નથી. હું તો તને એમ કહેવાને આવ્યો છું કે ધનપાલશેઠની આજે બેઆબરૂ થતી અટકી, તેથી એ શેઠ મારા પર એટલા તુષ્ટમાન્ થઈ ગયા છે અને મુનીમજી પર એટલા રોષે ભરાયા છે, કે હવેથી મારૂં કામ વકીલ બારિસ્ટર દ્વારા ચલાવતાં જે ખરચ થાય, તે પોતાના પદરમાંથી આપવાને એ શેઠ કબુલ થઈ ચુકયા છે, એમ જાણી તું પણ રાજી રાજી થશે."

વિહારીલાલના હરખનો પાર રહ્યો નહિ. થોડીવારે બધો વિચાર કરી એ બોલ્યો—

"અંગ્રેજીમાં એક કહેવત છે કે 'કોઇને પણ લાભ કરતા ન થઇ પડે તેજ ખરાબ પવન જાણવો.' એ ધનપાલશેઠને લીધે આજે ચાલો, તમને લાભ થયો એજ આપણે તો પાડ માનવાનો છે. પરમેશ્વરની શું લીલા છે કે આ ભાઇની પાઘડી આ ભાઈની માથે મુકીને તે જગતનો વ્યવહાર ચલાવે છે. એકને હસવું કરે છે ને બીજાને રડવું કરે છે. દુનીઆ દોરંગી......"

"વળી તું તારા બીજા લવારા પર ચહડયો જણાય છે. અત્યાર સુધી તું કોન્ગ્રેસનો હીમાયતી અને રાજદ્વારી ખટપટ કરનારો હતો, તે ઘડીકમાં મમતારામની પેઠે મહોટો વેદાંતી અને ફીલસુફ થઇ જાય છે. મારી સલાહ માને તો તારે તો પેલા કેશવલાલની પેઠે મૌન ધરતાં શીખવું જોઇએ."

"કેશવલાલ સંબંધે હું એક તમને ખુશ ખબર કહું." વિહારીલાલ બોલ્યો— "આજે આપણે એક બીજા આગળ ખુશ ખબરનાં પોટલાં ઉઘાડવાને બેઠા છઇએ. મદનપાલશેઠે એને પોતાના સેક્રેટરી તરીકે સો રૂપીઆના પગારથી રાખ્યો છે. પણ અરે હા—" એમ બોલતાં વિહારીલાલને કંઈ વાત યાદ આવી હોય એમ એણે કહ્યું—"એણે મને કહ્યું હતું કે મારી જોડે કંઈ ખાનગી વાત કરવાને મને મળવાને આવવાનો હતો, ને વચમાં આટલા બધા દહાડા થઇ ગયા ને એ કેમ મળવાને આવ્યો નહિ! મને પણ કામકાજમાં એ વાતનું ભાન રહ્યું નહિ. એ નહિ મળ્યો, પણ મારે તો એને મળવું જોઇતું હતું. રખેને એને ખોટું લાગે કે હું ફુલાઈ ગયો છું."

"નહિ, કેશવલાલ ખોટું લગાડે એવા નથી. આજે તો મોડું થઇ જાય. માટે કાલે રાતના આપણે એને જરૂર મળશું; એટલે સઘળો ખુલાસો થશે."

એટલામાં ત્યાં સુખપાલકાકા અને કેશવલાલ આવી પહોંચ્યા.



# પ્રકરણ ૪૫ મું

## મમતારામની સામે બાજી રચાય છે

**આડે લાકડે આડો વહે.**

(ગુજરાતી કહેવત.)

સુખપાલકાકાએ બજારમાં એવો ગબગોળો સાંભળ્યો હતો, કે ધનપાલશેઠ ટેકસીંગ માસ્તરની સામે બોલ્યો તેથી તેને કેદમાં મોકલવાનો હુકમ થયો, ને તે પ્રમાણે તેને કેદમાં પણ લઈ જવામાં આવ્યો. એના વકીલ બારિસ્ટરોએ બહુએ માથાફોડ કીધી પણ માસ્ટર સાહેબ એકનો બે થયો નહિ. હવે આજેજ સુખપાલકાકા ભીખારીલાલના કામમાં માસ્ટર સાહેબ આગળ જુબાની આપી આવ્યો હતો. તે વખતે ત્યાં બધું સુલેહ સંપ જેવું હતું. પરન્તુ પોતાની જુબાની ખલાસ થઈ અને ધનપાલશેઠની જુબાની લેવા સારૂ નામ બોલાયું ને કાકા ત્યાંથી મદનપાલશેઠને સલામ કરતો ચાલી નીકળ્યો હતો. પોતાના ગયા પછી તેમ બન્યું હોય એમ ધારી, એને ખરી બીના જાણવાની ચટપટી થઈ હતી. એ બાબત ભીખારીલાલથી ખરી બાતમી મળશે તેથી એ ભીખારીલાલને મળવા ગયો પણ ત્યાંથી એને ખબર મળી કે તે તો વિહારીલાલને ત્યાં ગયો છે, એટલે ખરો પત્તો મેળવવાને એ અહીં આવ્યો હતો. રસ્તામાં એને કેશવલાલ મળ્યો. એ, પણ વિહારીલાલને ત્યાં કંઈ વાત પુછવાને નીકળ્યો હતો. રસ્તામાં કાકાનો ભેટો થતાં—"ચાલો, બહુ સારૂ થયું"—કેશવલાલે સુખપાલકાકાને કહ્યું—"મારે પણ વિહારીલાલ આગળ કંઈ વાત કરવી હતી. તમે ત્યાં હશો તો તમે પણ મને સારી સલાહ આપશો. આપણામાં કહેવત છે કે 'ઘરડા વગર ગાડું ચાલે નહિ.' માટે તમે ત્યાં આવો છો તેમાં મને પણ લાભ જ છે."

"ભાઇ"–કાકા ડેકડી કરતો બોલ્યો–"એ તો અસલના વારામાં એમ હતું. આજકાલ તો જમાનો ફેરવાઈ ગયો છે. ભણી ભણીને આજ કાલના જુવાનીઆઓ એટલા તો ખબરદાર થયા છે કે અમારા જેવા ઘરડાઓનો તો કોઈ ભાવે પુછતું નથી !"

"પણ કાકા, તેમાં જ તેઓ ખતા ખાય છે તે આપણે ક્યાં નથી જોતા."

એમ વાત કરતા તેઓ વિહારીલાલને ત્યાં આવી પહોંચ્યા. વિહારીલાલે બંનેને હેતથી બોલાવ્યા. સુખપાલકાકાએ કંમરે પીછોડી બાંધી દીધી હતી ને હાથમાં લાકડી રાખી હતી. એ લાકડી પર પોતાના શરીરનો ભાર નાંખીને બેઠાં બેઠાં એણે ભીખારીલાલને પુછ્યું–"ભાઈ, આજે બજારમાં એવો ગપાષ્ટકી ગોળો છુટયો

છે કે ધનપાલશેઠ માસ્તર સાહેબની સામે બોલ્યા તેથી તેને કેદમાં લઈ ગયા તે શું ખરૂં છે? તે જાણવાને માટે હું અહીં આવતો હતો એવામાં રસ્તામાં કેશવલાલ મારી ભેળા થયા. એવું તે ધનપાલશેઠે શું કીધું? હું હતો ત્યાં સુધી તો બધું ઠીકઠીક હતું ને મારા ગયા પછી એ બધું શું થઈ ગયું?"

"શું થઈ ગયું શું"—વિહારીલાલે હસીને કહ્યું—"એ તો કાકા, પારકા પરદેશીનું રાજ છે તે ઘડીકમાં રંગમાં ભંગ થાય તેમાં નવાઇ શી! આપણી લાગણી ને રીતભાતને એ લોક કોઇ કાળે સમજવાના નથી. તેમાં હમણાં હમણાં તેઓ નભરવસ થઇ જઇને અતિશે દાબ મારતા થઈ ગયા છે."

"ત્યારે શું બજારમાં જે ગપ ઉડી છે તે ખરી છે?" સુખપાલકાકાએ ફાલ નાખતાં પુછ્યું.

"નારે કાકા"—ભીખારીલાલે કહ્યું—"એ તો વિહારીલાલને એમ બોલવાની ટેવ પડી ગઈ છે, તે જ્યારે ને ત્યારે અંગ્રેજ સત્તાધિકારીઓ સામે ઝડાકા લેવાનું એના મનમાં ભૂત ભરાઇ આવે છે. બાકી તમે કહો છો તે ગોળો થોડો ખરો હતો ખરો. ધનપાલશેઠને માથે આજે તવાઇ આવવામાં બાકી રહી નહોતી. શેરીફના સીપાઇઓ સુદ્ધાં એને પકડવાને આવી પહોંચ્યા હતા; પણ સારૂં થયું કે પરમેશ્વરે સૌની લાજ રાખી. મદનપાલશેઠ વીલીઅમ્સ સાહેબને બોલાવી લાવ્યો ને માસ્ટર સાહેબે ધનપાલશેઠને છોડવાનો હુકમ કીધો."

તે પછી ભીખારીલાલે તમામ હકીકત સુખપાલકાકાને સમજણ પડે તેમ કહી સંભળાવી. ધનપાલશેઠે કેવી રીતે કપાળ શબ્દ વાપર્યો ને માસ્ટર સાહેબે પોતાની પૂર્વાવસ્થામાં શીખેલી ગુજરાતી ભાષાને આધારે કપાળનો કેવો અર્થ કીધો, તે સાંભળીને કાકાની તાજુબીનો પાર રહ્યો નહિ. સઘળી બીના સાંભળીને એ હસતો હસતો બોલ્યો—

"કપાળનો અર્થ માસ્ટર સાહેબ એનું કપાળ સમજ્યો હશે, તેથી વિવાહનું વરસી કરી નાંખ્યું! આટલો બધો રોબ અંગ્રેજો શું કામ રાખતા હશે, કે જરાક વાતમાં અને ઘડીક વારમાં તેઓ છંછેડાઇ પડે છે. આગલા જમાનામાં આવું અંધેર નહોતું ચાલતું."

"હું ભીખારીલાલને એજ કહ્યાં કરૂં છું કે અંગ્રેજો પાસથી આપણે અહીં ઇનશાફ માગવો છેક નિરર્થક છે. અહીં આગળ તો સત્તાનો સ્વાદ એ લોકો ચાખે છે તેથી મદવાળા થઇ ગયા છે. માટે હવે તો આપણે નહાની મ્હોટી ફરીઆદ ઠેઠ પાર્લામેન્ટમાં ઘસડી જવી તોજ સુક્કરવાર વળશે. અમૃતબજાર પત્રિકા પણ આજ વરસો થયાં એનું એજ કહ્યાં કરે છે."

"ભાઇ, તમારી આવી રાજદ્દુવારી વાતો હું પાધરી સમજતોએ નથી. પણ મને તો લાગે છે કે ત્યાંના અંગ્રેજોમાં અને અહીંના અંગ્રેજોમાં શું ફેર હશે? બધા આખરે એકજ માના પુત કેની? એકજ લોહી કેની? માટે મારી સમજ પ્રમાણે એ લોક તો ત્યાં અને અહીં એક જાતનો તાલ રમે છે, જ્યારે વાત બહુ વિફરી જાય ત્યારે ઢાંકપીછોડો કરતા હશે, બીજું શું?"

ભીખારીલાલે હા કહી, પણ વિહારીલાલે કહ્યું–"ત્યાંના અને અહીંના અંગ્રેજોમાં બહુ ફેર છે, તેનો પ્રત્યક્ષ દાખલો લોર્ડ રીપન સાહેબ છે. કેવી અમીરી! કેવી દૈવી પ્રકૃતિનો એ નરવીર! ત્યાંના હવાપાણી બહુ સ્વતંત્ર છે. લોકનું રાજ્યબંધારણ અને જનમંડળ સત્તાના તુમાખ વગર, રીતસરની સ્વતંત્રતામાં વરતે છે; તેથી ઇનશાફ ત્યાંજ મળવાનો છે. અહીં તો બધું ઠીકઠાક અને ટાપટીપ છે."

"ઇનશાફ ત્યાંજ મળવાનો છે એમ નહિ, પણ"—કેશવલાલે કહ્યું–"મળે તો ત્યાં મળે. એટલું ખરૂં કે તમે કહો છો તે કારણથી ત્યાં મળવાના સંભવ વધારે છે. પણ ગ્રેટ બ્રીટનની બહાર કોઇ લીબરલ કે કોન્ઝરવેટીવ નથી. પણ સર્વે જાન બુલની માલ મીલકતમાં વૃદ્ધિ કરનારા જાન બુલના ભાગ્યશાળી પુત્રો છે; પણ આ વાત બહુ આડી નીકળી છે. ધનપાલશેઠ છુટયો એજ બહુ થઇ.

"એને છોડવવામાં"–વિહારીલાલે કહ્યું—"ભીખારીલાલે બહુ સમયસૂચકતા વાપરી હતી. બનેલી વાતનો એફીડેવીટના આકારમાં એક ખરડો એણે તરત ને તરત તૈયાર કરી રાખ્યો હતો અને માસ્ટર સાહેબે છોડતી વખતે એજ એફીડેવીટપર વિશેષ વજન આપ્યું હતું. તે વાત તો તમને ભીખારીલાલે કહી નથી.

"એ તો ઠીક થયું"–ભીખારીલાલ વાત ફેરવતો બોલ્યો—"મારાથી આજે ધનપાલશેઠ એટલા તો ખુશ થઇ ગયા, કે મુનીમજી સામે વકીલ બારિસ્ટરો રોકી કેસ લડવાને સારૂ, મને જેટલા રૂપીઆ જોઇયે તેટલા આપવાને એ શેઠ આજે કબુલ થયા છે. એટલે ખરૂં પુછો તો, આજે મ્હોટો લાભ તો મનેજ થયો છે. કારણ કે હવે કામ ઘણું ચાલે તો વરસ બે વરસમાં સમાપ્ત થશે. કેસની કુંચી હું જાણું છું ને હવે વકીલ મારફતે હું જે જે કહીશ તેનાપર વજન પડશે. પંડે લડવામાં મારી ચૌદ આના વાત તો હવામાં અધર ઉડી જતી હતી, પણ હવે જોઇ લ્યો, એજ મુનીમજી મારે પગે પડતો આવે છે કે નહિ!"

"ભાઇ તમારા મ્હોંમાં સાકર"—સુખપાલકાકા હરખમાં આવી જઈ ભીખારીલાલના ઓવારણાં લેતો બોલ્યો–"તમે કેસ જીતશો ત્યારે જ તમારા બાપનો જીવ સ્વર્ગમાં ઠરીને બેસશે! પેલા સાલા ભાઇતથાને જોઇને મારો તો આત્મા કપાઇ જાય છે. સાલો ગામડે ગામથી પાંચસે રૂપરડીને પગારે આવેલો, તે આજે

ગાડી ઘોડે ફરે છે, બુટ મોજાં પહેરે છે, ચશ્મા લટકાવે છે, અને બે લાખનો આસામી ગણાય છે! આજે ભાઇતથા, ધનપાલશા ગોડીની પેઠે, કોરટમાં એક પેટી પર બેસી ફંડે પેટે પાન ચાવતો હતો, તેને જોઇને મને તો એવી ચ્હીડ ચહડી કે સાળાને ઉંચકીને સામા દરીઆમાં જ ફેંકી દઉં! પણ હું શું કરૂં, એકતો હવે અવસ્થા થઈ ને તેમાં હાઈ કોરટની સ્વર્ગની નીસરણી જેવી સીડી ચ્હડીને મારા તો રામ બોલો ભાઇ રામ થઈ રહ્યા. આજે પણ મ એને ડહામ દેવામાં કંઈ કચાસ રાખી નથી. એ તો સાંભરશે ત્યારે મુનીમ મને યાદ કરશે!"

"કાકા, આજે પણ તમે શું મુનીમની ઝાડકણી લઈ બેઠા હતા?" ભીખારીલાલે પુછ્યું.

વાત તો એવા જ મીજાન ઉપર હું લાવતો હતો, પણ ભાઇતથા પહોંચેલો તે આજે એક બોલ બોલ્યોં નહિ! એવામાં એક પછી એક તમે બધા આવતા ગયા ને વાત અટકી.

"તો પણ તમે એને તમારી જુબાનીમાં ઠીક સપડાવ્યો!"

"સપડાવે નહિ! એ તો સાળો અંગ્રેજી ઇનશાફ આંધળો છે. ખરી વાતનું તોલ તો આમ એક ચપટીમાં થઈ જાય છે. ચોખાનો તો એક દાણો દાબ્યો તો બસ છે. કોઈ પુછે છે કે એ ભાઇતથા પાસે પાંચસેના પગારમાંથી તે બે લાખનો જીવ કેમ થયો! આપણા જાણીતા કેસોમાં આપણે જે ઘેરઘેર ઇનશાફ આપીએ છીએ તેજ ખરો ઇનશાફ છે. ભલેની વકીલ બારિસ્ટરો લાંબા લાંબા પોથાં કહાડે ને લાંબી લાંબી વાતો કરે! ખરી બીનાને જોઇએ તેટલાં અસ્તર કરોની, પણ ખરૂં તે ખરૂં જ! સોનાને શ્યામતા કોઈ દહાડો લાગે જ નહિ! મુનીમે સારી ધાપ મારી છે એમ આપણું છોકરૂં પણ આંખ મીચીને કહે, પણ આ અંગ્રેજી રાજ્યનો ઇનશાફ ખરી વાતને સોધી કહાડવા, આડી આડી વાતોની આમથી તેમ અફાળઝીક કર્યા કરે છે અને ભાઇતથા જેવા હરામખોરો તાગડધીન્ના કરે છે!"

ભીખારીલાલે કેશવલાલને આવવાનું કારણ પુછ્યું. કેશવલાલ બોલવા જતાં વિચાર કરતો બેસી રહ્યો ને સુખપાલકાકાએ પુછ્યું—

"ભાઈ, એવું તે શું છે કે તમે વિચારમાં પડી જાઓ છો. રસ્તામાં પણ તમે મારા જેવાની સલાહ લેવાની વાત કરતા હતા; પણ તમે કયાં ઓછા સમજુ છો કે મારા જેવાની તમને જરૂર પડે."

"કાકા, તમે સાંભળો"—કેશવલાલે કહ્યું—"તમે જાણતા હશો કે નથુશેઠને હું આગળ શીખવવા જતો હતો. તે વખતે એ શેઠની ઉંમર નહાની હતી. મારા હાથ નીચે એ શેઠ માણુમાણુ અંગ્રેજી બે ચોપડી શીખ્યો ને પછી ભણવાનું છોડી દીધું; પણ મારે માટે એ શેઠની મા બહેનને સારો વિચાર હતો. તેઓના મનમાં કે નથુશેઠને

મારો સહવાસ હશે તો માણુસની હારમાં આવશે. તેથી તેઓના કહ્યા પ્રમાણે એણે ભણવાનું છોડી દીધા પછી પણ હું ત્યાં જતો આવતો. નથુશેઠને મારો ધાક હતો ને મારૂં કહેવું ભાવે કે કભાવે એ માન્ય રાખતો. નથુશેઠ ઉડાઉ હતો એમ તો તે વખતે પણ મારા જાણવામાં હતું ને મા બહેન સાથે ઘણી વાર કજીઆ કરતો તેનું સમાધાન પણ હું કરતો. એવામાં ત્યાં મમતારામ દાખલ થયો ને જોતજોતામાં શેઠનો માનીતો થઈ પડયો. મારી ખાતરી થઈ કે મમતારામ શેઠને બગાડે છે ને નથુશેઠની મા બહેનને મેં તે પ્રમાણે કહ્યું. પણ દૈવયોગથી કે મમતારામ એવી તદબીર રમ્યો તેથી, તેઓ મારા કહેવાનો અર્થ ઉંધોજ સમજ્યા કે હું મમતારામની ઠાલી અદેખાઈ કરૂં છું. તે કારણથી નથુશેઠને ત્યાં જવું આવવું મેં ઓછું કરી દીધું. એક દહાડો વિહારીલાલે મને વાત કીધી કે ધનપાલશેઠ પાસથી રૂપીઆ પચાસ હજાર મમતારામ મારફત નથુશેઠે લીધા છે, ને બીજા પચાસ હજાર કે વધારે લેવાની વેતરણ ચાલે છે. વળી મેં બીજે ઠેકાણેથી પણ સાંભળ્યું કે નથુશેઠે લાખો રૂપીઆની ચીઠ્ઠી મારવાડીને આપી છે. હું તો વિચારમાં પડ્યો કે મારે શું કરવું. નથુશેઠની મા બહેન મારા સમજાવ્યાં સમજવાનાં નથી, કારણ કે હું મમતારામની અદેખાઈ કરૂં છું એવા વિચારે તેઓના દીલમાં જડ ઘાલી હતી, ને મેં ત્યાં જવાનું ઓછું કીધું તે બાબત પણ તેઓએ ઝાઝી પરવા કીધી નહોતી. એવામાં મદનપાલશેઠે મને સેક્રેટરી તરીકે રાખ્યો. એના મનમાં પણ મારે વિષે પ્રથમ એવો શક ગયો કે નથુશેઠને આડે રસ્તે દોરવનાર હું છું. પરન્તુ એ શેઠ ખબરદાર હતો ને અનંગપાલશેઠ, અને વિહારીલાલના કહેવાથી ધનપાલશેઠે, મારે માટે બે બોલ સારા કહ્યા, તેથી એ શેઠે મને અને મમતારામને પોતાને બંગલે એક વખતે બોલાવી તોલ કરી લીધો, કે નથુશેઠને આડે રસ્તે લઈ જનાર હું નહિ પણ મમતારામ છે. તથાપિ એ શેઠે મને સલાહ આપી કે લોકમાં મમતારામને લીધે મારૂં નામ નકામું વગોવાય છે, માટે તે બાબત મારે ચેતતા રહેવું સારૂં છે. હું વિચાર કરૂં છું કે મારે શું કરવું.

"હા હા"—વિહારીલાલ બોલી ઉઠ્યો—"હવે મને યાદ આવે છે. આપણે તે દહાડે મદનપાલશેઠના બંગલામાં એકઠા થયા તેની થોડો વાર અગાઉ, મમતારામને વાલકેશ્વરમાંથી એક વિકટોરીઆમાં બેસીને મેં જતો જોયો હતો. તમારી બેની જોડે એ શેઠે તેજ દહાડે વાતચીત કરી કેમ?

"હા, તેજ દહાડે"—કેશવલાલે કહ્યું—"ને તેજ વખતે મારા જાણવામાં આવ્યું કે ધનપાલશેઠ અને મદનપાલશેઠ એજ મમતારામની મારફતે બીજા રૂપીઆ પચાસ હજાર ધીરવાનું કરે છે."

"તે સારૂં એક બીજું ખત આગળના જેવું તૈયાર કરવાનું ધનપાલશેઠે મને હમણાંજ કહ્યું છે."

"હવે લોકો મારે માટે વગર સમજે ખોટો વિચાર બાંધે તેઓને હું શું કરૂં? કંઇ જગતને મ્હોડે ઢાંકણું છે?"—કેશવલાલે કહ્યું—"પણ હું એક બીજા ધર્મ-સંકટમાં આવી પડ્યો છું. નથુશેઠનું મેં લુણ ખાધું છે માટે એની મા બહેનને ચેતાવવાં એ મારો એક લેખે ધર્મ છે. પણ હાલમાં તો નથુશેઠની આગળ મમતા-રામનું ચલણ ને એ એવો પહોંચેલો છે કે એણે પાણી પહેલાં પાળ બાંધી રાખી હશે. કોણ જાણે છે કે નથુશેઠની મા બહેનને એ વાતની ખબર નથી? અને ધારો કે મમતારામની શીખવણીથી, કે બીજી કોઇ રીતે એ લોકને એવોજ વહેમ ગયો કે નથુશેઠને મેંજ બગાડી મુકયો છે તો? તેથી મને વિચાર થાય છે કે હું ત્યાં જઇને ગમે એટલું સમજાવીશ, તથાપિ એ લોકની ખાતરી થશે નહિ."

"ભાઇ, મને પણ"—સુખપાલકાકા બોલ્યો—"મમતારામ માટે સારો વિચાર હતો, મારે ત્યાં, ઘરમાં એને પીએરની ઓળખાણ હોવાથી મમતારામ ઘણી વાર આવે છે, અને ઘરમાંથી પીએર કંઇ મોકલવાનું હોય તો એની મારફતે જાય છે. હમણાં થોડા દહાડા ઉપર નથુશેઠના ઘરનું કેટલુંક જર ઝવેરાત જે મારી મારફતેજ નથુશેઠના બાપે ખરીદ કરેલું હતું, તેની બજારમાં માગણી થતી હતી. મારા જોવામાં તે આવ્યું. હું તો વિચારમાંજ પડી ગયો કે નથુશેઠનું ઝવેરાત અહીં કયાંથી! તપાસ કરતાં જણાયું કે મમતારામની મારફતે એ ઝવેરાત બજારમાં વેચાતું હતું. ત્યારથી મારી તો ખાતરી થઈ છે કે નથુશેઠને એજ મમતારામ ખાખાવીખી કરી નાંખશે. મારે ત્યાંથી એનો પગ કેમ બંધ કરવો ને એને ખોટું ન લાગે તેના વિચારમાંજ હું છું."

બધા જણા વિચાર કરતા બેસી રહ્યા. સુખપાલકાકાના મનમાં એક વાતનો બુટ્ટો બેસી ગયો હોય એમ એ થોડી વાર રહીને બોલ્યો—

"હું તમને એક વાત કહું તે તમારી બધાની ધ્યાનમાં ઉતરે છે? આ કામ બહુ બાંકું છે ને તમારાથી કે વિહારીલાલ કે ભીખારીલાલથી કંઈ થઈ શકે એમ નથી. પણ નથુશેઠની મા બહેન પાસે હું જાવું તો કેમ? જો કે તેઓની પાસે ઘણાં વરસો થયાં હું ગયો નથી, તો પણ તેઓ મને સારી પેઠેમ ઓળખે છે. કારણ કે નથુશેઠના બાપના વખતમાં મારી મારફતે ઘણું ઝવેરાત લેવાતું હતું. બધા દલાલોમાં એના બાપને મારૂં બોલવું બહુ ગમતું. હમણાં નથુશેઠનું જે ઝવેરાત વેચાયું તેમાંનું થોડું લઇને હું તેમની પાસે જાઉં, અને આગલી ઓળખાણ કહાડી તે ઝવેરાત બહુ સારૂં ને રાખવા જેવું છે એમ કહી, જાણે વેચવા આવ્યો હોઉં એમ તેઓને બતાવું! અલબત તેઓ પોતાનું ઝવેરાત છે એમ પારખી કહાડશે, નહિ પારખી કહાડે તો

હું તેઓની આગળ સીફતથી વાત કહાડીશ, કે આવું ઝવેરાત તેઓ પાસે છે અને રાખશે તો તેઓને ઘેર શોભીતી બે જોડ થશે. ગમે તેમ કરીને એ લોકોની ખાતરી કરી આપીશ કે એ ઝવેરાત તેઓનું છે અને તે બજારમાં વેચાય છે. એટલે તેઓને તરત વહેમ જશે કે નથુશેઠ વેચાવતો હશે. પણ કોની મારફતે વેચાતું હશે. તે જાણવાને તેઓ અધીરાં થશે. રંગ રાગ જોઇને બધી વાત હું એવી સીફતથી કરતો જઇશ કે તેઓ મને પોતાનો મેલાપી જાણી, કોની મારફતે તે વેચાય છે તેની બાતમી મેળવવાનું કહેશે. એકવાર તેઓનો મારા ઉપર વિશ્વાસ આવ્યો કે પછી હું કેશવલાલને સાંગોપાંગ બચાવી લઇશ, ને એ બધાં કારસ્તાન મમતરામનાં છે એ વાત, કોઇએ તેઓના દીલમાં મેખ મારી હોય એમ, ઠસાવી દઇશ. એકવાર વાત મીજાન ઉપર ચહડવી જોઇએ. પછી જોઈ લ્યો"—કાકા પોતાની ખરી ફુલાસ મારતો બોલ્યો—"અમે ઝવેરી બચ્ચા છઇએ ને દલાલ તે દોને લાલ રાખીને કામ કહાડી લઇએ."

"પણ સુખપાલકાકા, એ ઝવેરાત તો વેચાઇએ ગયું હશે તે હવે તમારે હાથ ક્યાંથી આવશે"—વિહારીલાલે પુછ્યું.

"વેચાઈ ગયું, પણ કંઈ નાણુદ તો નથી થયું, અમે ઝવેરી તો નહિ વેચવાનો માલ પણ એક બીજા પાસથી લઈ બજારમાં દેખડાવીએ કરીએ. એમાં કંઈ મ્હોટી વાત નથી."

"કાકાની યુક્તિ મને પસંદ પડે છે"—ભીખારીલાલ બોલ્યો. "આપણે ત્રણ જણા તો નકામા જેવા છઇએ. નથુશેઠની મા બહેન આગળ કોઈ નિસ્પૃહી માણસ વાત કરે તોજ કારજ સરે એમ છે."

"વળી એથી આપણને બીજો પણ લાભ છે"—વિહારીલાલ ભીખારીલાલની વાતને પુષ્ટિ આપતો બોલ્યો—"હજી ભાઇશ્રી પાંચનો પગ ચાલુ છે તે દરમ્યાન નથુશેઠની માબહેન આગળ કેશવલાલનું હિતચિંતક કોઈ હોય તો, મમતારામ ડાળે ડાળે, તો આપણે પાંદડે પાંદડે, એમ બની શકશે."

"નથુશેઠ સુધરે કે નહિ તે તો કોણ જાણે—"—સુખપાલકાકા પાછો વિચાર કરતો બોલ્યો—"પણ મમતારામનો તો એના ઘરમાંથી પગ કહડાવીશ; પછી કોણ જાણે નથુશેઠ આડો થઇને બેઠો તો. કારણ કે હવે એ ઉંમરમાં આવતો જાય છે ને મા બહેનને શેનો ગાંઠતો હશે? ગમે તેમ હો, હું તો રંગપરથી રાગ પારખીને વરતીશ, ને એટલું તો હું કરી શકીશ કે એની મા બહેન મમતારામથી ચેતતાં રહેશે. તેઓના કાનમાં એવો ગુરૂમંતર મુકીશ કે એક કોડીનું પણ ઝવેરાત તેઓ નથુશેઠને ધીરશે નહિ."

"કાકા"—કેશવલાલ પોતાની સંમતિ આપતો બોલ્યો—"તમારી યુક્તિ તો આબાદ છે, પણ તમારે બહુ હોંશીઆરીથી ઘડી ઘડીના રંગ જોઇ તે પ્રમાણે ચાલવું જોઇશે."

"ભાઇ, આ આખો જન્મારો ઝવેરની દલાલીમાં પુરો થવા આવ્યો છે, ને એટલી ગત અમને નહિ આવડતી હોય? ભલભલાની આંખમાં ધુળ નાંખી આવ્યો છું તો એની મા બેહન-આખરે બૈરાંઓને પહોંચી વળવામાં તે શું મ્હોટી વાત છે?"

"મને એક વાતની ફીકર રહે છે"—ભીખારીલાલ વિચાર કરતો બોલ્યો—"નથુશેઠની મા બહેન પાસે તમે જશો આવશો એ વાત નથુશેઠ દ્વારા, અથવા પોતાની મેળે મમતારામના જાણવામાં આવશેજ આવશે. એટલે એને જરૂર વહેમ પડશે ને એની બાજી બીજી રીતે ગોઠવી દેશે તો?"

"તમારૂં કહેવું ખરૂં છે"—સુખપાલકાકાએ વિચારીને જવાબ આપ્યો—"આપણે કંઇ મમતારામના હાથ પગ થોડા બાંધી રાખ્યા છે. એ ચેતે તો ચેતવા દો, એમાં શું? સબ સબકી સમાલીઓ. ઝવેરની દલાલીમાં અમે દલાલો ઘણીવાર એક બીજાની આડા આવીએ છઇએ, તેમાં જેનો તાલ વધારે ફાવ્યો તે ખરો. તે કરતાં તો આમાં કંઈ વધારે થવાનું નથી?"

"ના પણ"—કેશવલાલે કહ્યું—"તમે મા બહેનને એક વાટે લઈ જશો, તો મમતારામ નથુશેઠને બીજે વાટે લઈ જશે, ને તેમ થતાં તેઓ વચ્ચે કજીઓ વધી પડ્યો તો?"

"તેમ કરવા દેવું કે નહિ એ વાત મારા હાથમાં છે કેની? એટલી બધી ખેંચતાણ કે મમત હું રાખીશ નહિ, ને એની મા બહેન રાખતાં જણાશે તો હુંજ સામો તે લોકને વારીશ. મૂલ મુદ્દે તો એટલીજ વાત છે કેની કે કેશવલાલને નથુ-શેઠનાં ઘરવાળાં બદનામ કરે નહિ, અને જો એનાજ ઘરવાળાં તેને બદલે મમતા-રામને હડધુત કરે તો પછી બીજાઓ પણ દેખા દેખીએ તેમજ કરશે."

"કાકા, તમારી વાત સત્તર આના ને ત્રણ પાઇ છે"—ભીખારીલાલે કહ્યું-"ત્યારે હવે જોઇએ, તમે આ કામ કેવી રીતે સાંગોપાંગ ઉતારો છો."

"ભાઇ"—સુખપાલકાકા બોલ્યો-"એ કામ તો તમારે હવે થયુંજ જાણવું. જુઓની, આજે અગાઉથીજ સારા સુકન થયા, નહિ તો મારૂં ને કેશવલાલનું મળવું થાતજ નહિ, તમારાથી એ કામ સળ પડતજ નહિ.

"હા કાકા"—કેશવલાલ બોલ્યો—"મેં આજેજ તમને રસ્તામાં નહોતું કહ્યું કે ઘરડા વગર ગાડું ચાલે નહિ."

"મને એક બીજી તદબીર સુજી આવે છે"—કાકાએ વિચારીને કહ્યું—"તમે જાણતા હશો કે મદનપાલશેઠની ધુમાડા મંડળીમાં એક ટ્રસ્ટીમાં મારૂં નામ દાખલ કરાવવાને એ શેઠની ફરમાસથી કેશવલાલે મને આગ્રહ કર્યો ને દાખલ કરાવ્યો. બાકી મારા મનથી એ લફરૂં મને બીલકુલ ગમતું નહોતું. પણ ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે. મમતારામ પણ એક ટ્રસ્ટી છે. એટલે એ મસે મારૂં ને મમતારામનું મળવું થશે. નથુશેઠની મા બહેનને ત્યાં હું જાઉં આવું છું તેની એને ખબર પડી છે કે નહિ, અથવા પડી છે તો, એ મારી જોડે કેવી રીતે વરતવા ધારે છે, એ બધી બાતમી એની સુરત પરથી હું વાંચીશ ને તે પ્રમાણે ચાલીશ. તમે જુઓ તો ખરા, એ મમતારામના તે આપણી આગળ શા ભાર છે. વિહારીલાલે કહ્યું તેમ એ ડાલે ડાલે તો આપણે પાંદડે પાંદડે રમશું. પણ હવે બહુ મોડું થવા આવ્યું છે માટે કેશવલાલ, ચાલો આપણે જઇએ.



## પ્રકરણ ૪૬ મું

### વણિક્ વર્ગની અધમ દશા

(હરિગીત)

જેથી કરીને વાનમાં નરનાર આવે જે સમે,
વર્તે ન તે માણસ રીતે પશુ પક્ષીની પેઠે રમે.
* * * * *
નિજ છોકરા ને છોકરી પરણાવવાને કહાડતો,
* * * * *
ઉપાડી કરજે દામને પછી શમમાં રહે ઝૂરતો.
પરિણામ એ સૌ સાથ લેતાં દેશની આવી દશા;
જેથી કરી અજ્ઞાન આળસ મોહ ને વળી દુર્દશા.

(નવીન કવિતા.)

આ સંસારના મહાવેગમાં અનંત કાળના તણાતા તણાતા બે દેહધારીઓ, જેઓ કર્મના સંજોગોને લીધે ચિરંકાલથી જુદા પડ્યા હતા, તેઓનું પુનઃ અગ્નિ દેવતાની સમક્ષ સંમીલન થવું, કે જેથી કરીને કાલના અદ્ભુત ચક્રમાં અટવાતા અટવાતા તેઓ એક બીજાને (મુખ્યત્વે કરીને પુરૂષ સ્રીને) ઉપકારી થઈ પડે, એ કારણથી સૂક્ષ્મ બુદ્ધિએ જોતાં, લગ્નના અવસરે આનંદની શેર વહે એ વાસ્તવિક છે. પરન્તુ આધુનિક રીતે, ઇશ્વરની પ્રેરણાથી કે કર્મની ગતિથી વછુટા પડેલા બે

જીવો પાછા એકઠા થાય છે તેથી કરીને આનંદ થતો નથી. અર્વાચીન આનંદ તો કંઈ ઓર પ્રકારનો છે. તે કૃત્રિમ રીતે કૃત્રિમ પાયા પર ઉભો કરેલો છે. લગ્નનો અર્થ તો જે હોય તે ખરો, પણ હાલમાં તો લગ્નનું નામ મહાલવું છે. સારાં સારાં, નવાં અને તરતનાં ખાસ સીવડાવેલાં કપડાં લુગડાં પહેરીને દોડધામ કરી મુકવી એનું નામ તે મહાલવું છે. એ મહાલવાનો આનંદ પુરૂષ વર્ગ કરતાં સ્ત્રી વર્ગને વધારે પડે છે. તેઓની બુદ્ધિને તે વધારે અનુકૂલ થઈ પડતો છે. જે છુટ આર્ય સ્ત્રીઓને સારા જન્મારામાં નથી મળતી તે છુટ લગ્નને ટાંકણે તેઓનો હક થઈ પડે છે. ગાવાની છુટ, બોલવાની છુટ, ચાલવાની છુટ, જેની લાજ કે સંકોચ હોય તેની લાજ અને સંકોચ મુકવાની વગેરે ઘણી ઘણી વાતની છુટ. એ કારણથી લગ્નનું ટાંકણું તો સ્ત્રીના મનથી આ સંસારમાં જીવતાં જીવત સ્વર્ગનું સુખ ભોગવવા જેવું છે. વરરાજા લગ્નનું મધ્યબિંદુ હશે, પણ લગ્નનો વહીવટ તો સ્ત્રીઓ અને સ્ત્રીઓ જ છે. કોઈ લગ્નમાં પુરૂષે ભાગ નહિ લીધો હોય એમ બન્યું હશે; પણ કોઈ સ્ત્રી વગર ભાગ્યે એકાદુંએ લગ્ન થયું હોય. આપણામાં કહેવત છે કે બ્રાહ્મણ બૈરી ને બક્ષા; એ ત્રણનો વિવાહ ભક્ષા; ને બેલ બીલ્લી ને બાળ; એ ત્રણને વિવાહ કાળ; મતલબ કે બ્રાહ્મણને—ગોરમહારાજને—ડાપાં બાપાંમાં ઠીક હાથ પડે છે; બૈરીને મહાલવા કરવાની ઠીક મઝા પડે છે; ને બક્ષાને મિષ્ટાન્નની ઠીક પ્રાપ્તિ થાય છે. તેથી ઉલટી રીતે બેલ, બીલ્લી ને બાલનો લગ્નમાં કાલ નીકળી જાય છે. કોઇને કંઈ બોલાવવા કરવા જવું હોય, (લગ્નમાં તો એમ ઘડીએ ઘડીએ બને છે,) ને ઘરમાં ગાડી બેલ હોય તો જોડ ગાડીબેલ, એટલે બીચારા બલદનો આટોકુટો થઈ જાય છે. બીલ્લી તો અપસુકનમાં ગણાય છે તે રખેને આડી ઉતરે માટે તેને તો સો લાત અને પાટુ મારી દૂરની દૂર કરે છે. બીચારૂં ધાવતું બાળક હોય, તે ભુખ્યું થઇને રડે કકલે ને હેરાન થાય, પણ તેની મા તો લગ્નમાં મહાલવા કરવામાં રોકાઈ હોય તે પોતાના બાળકને ધવાડે જ નહિ, અથવા ધવાડે તો પુરૂં પેટ ભરીને ધાવવા દે જ નહિ. એટલે એ ત્રણેને તો વિવાહ કાલ જેવા થઈ પડે છે. સ્ત્રીને તો મહાલવાનો અને ગાવાનો આનંદ રહે છે અને તેઓ આકંઠ તૃપ્તિ થાય કે ઘાંટો બેસી જાય ત્યાંસુધી ગાયાં જ કરે છે. પણ તે ગાવાનું કેવું? બધું જુઠું અને અતિશયોક્તિવાળું; તેના અર્થમાંથી સ્ત્રીવર્ગ સિવાય બીજા કોઈ વર્ગને ભાગ્યે આનંદ પડતો હોય. ગમે તે જાતનો ગરીબમાં ગરીબ માણસનો છોકરો, તેને થોડા દિવસને સારૂ રાજા કલ્પવામાં આવે છે. તેનાં માબાપ તે જાણે મોટા રાણી ને રાજા. બીજા ભાઇ ભાઇબહેનો, તે તો જાણે કુંવર અને કુંવરીઓ. તેના જાનૈયા તે તો જાણે વરરાજાની ફતેહની ફોજ. વરના સસરાનું ગામ અને ઘર, તે તો જાણે એક મોટો

ગઢ હોયની. અને તેને તોડી પાડી કન્યાનું હરણ કરવાનું મહાભારત કામ વરરાજાનું હોયની, તેવો આશય ધારણ કરીને સ્ત્રીઓ લગ્નમાં ગીત ગાય છે. વાજાં વાજીત્રો જાણે સર્વમાં શુરાતન અને જોમ જગાડતાં હોયની! આસપાસનો દેખાવ અને ઠાઠ પણ તેને અનુસરતો હોય છે. એ પ્રમાણે સ્ત્રીઓ જુદું ગાય છે અને લગ્નમાં મહાલીને પોતાના જીવ્યાનું સાર્થક માની લે છે.

વસ્તુતઃ મનના ઉલ્લાસ સિવાય લગ્નમાં કંઈ પણ આનંદ આપે તેવું નથી. કોઈ લગ્ન એવું નહિ ગયું હોય, કે જેમાં કોઇના દાગીના કે લુગડાં નહિ ચોરાયાં હોય, માંહોમાંહે કે વહેવાઇની જોડે વઢવાડ નહિ થઈ હોય, કે કોઈ માંદું નહિ પડયું હોય. આપણામાં કહેણી છે કે લાડીનાં લગન અને સોળસો વધન; મતલબ કે લગ્ન આરંભ્યું કે તેમાં અનેક તરફથી અનેક રીતે વિઘ્ન આવે છે. પણ લગ્નના ઉલ્લાસની એક ખુબી છે કે એ સર્વ વિઘ્નોને નહિ ગણકારીને મન તેમાં મહાલે છે. સારૂં સારૂં ખાઇને ખાવા પીવાપર એક જાતનો અભાવો થાય છે. જે મળે છે તે પણ નિયમિત વખતે તો નહિ જ. ભુખનો સમય તો ક્યારનો વીતી ગયો હોય છે સુખે બેસવાનું કે સુવાનું તો મળતું જ નથી. રાતના કે એકાંતમાં બેસવા પર તો મીંડું જ વળે છે. ઉંઘવાનું પણ હરિનું નામ. ટુંકામાં લગ્નમાં કોઇ પણ રીતે દાતણપાણી કરવાનું, નહાવાધોવાનું, ખાવાપીવાનું કે આપણી રોજની રીતિ પ્રમાણે ચાલવાનું ઠેકાણું કે અવકાશ રહેતો નથી. શરીરને એવી બધી અસ્તવ્યસ્ત વ્યવસ્થાના ભોગ થવું પડે છે, છતાં મન તો આનંદ માની લે છે.

નવલશાનાં લગ્નમાં ઉપલી અડચણો ઘણે થોડે અંશે હતી. વનમાલીદાસ મુંબઇનો શેઠીઓ હતો અને જાનૈયાની સુખશાંતિ માટે બનતી જોગવાઈ કરવામાં આવી હતી. પણ સઘળી ધામધુમને માથે લગ્નની છાપ પડેલી, તે ઘરના નિત્યના ધોરણ પ્રમાણે રીતસર કામ ક્યાંથી હોય ? તેથી કરીને કેશવલાલ તો થોડા જ દિવસમાં કંટાળી ગયો. એને વિચાર આવ્યો કે આ લગ્નને ટાંકણે શરીર સુધારવાને હું આવ્યો છું, પણ તેને બદલે હતું તેવું જ રહે તો લાભ સમજવો. બહુ વિચાર કરી લગ્નને માથે ચોંટેલી અવ્યવસ્થાના ઉતાર તરીકે એણે એક ઉદ્યમ શોધી કહાડ્યો.

જ્યારથી કેશવલાલ સમજણો થયો હતો, ત્યારથી એણે આર્ય પ્રજાની અને મુખ્યત્વે કરીને વણિકવર્ગની પડતી દશા શાથી કરીને થઈ છે તેનાં કારણો શોધવાની ખંત રાખી હતી. એ બાબતસર એના વિચાર હાલમાં બંધાઇને સુદૃઢ થઈ ગયા હતા.

બીજી બધી કોમોની વાત એક બાજુએ રાખતાં, વણિકવર્ગને માટે એટલું તો કહી શકાય કે છેલ્લાં બસો ચારસો વર્ષની પૂર્વે તેઓની દશા અને સ્થિતિ હાલ જેટલી શોચનીય અને રામબોલો ભાઈ રામ જેવી થઈ ગઈ છે તેવી નક્કી ન હતી.

પ્રાચીન પુસ્તકોમાં અને પ્રાચીન કાળની વાતોમાં, વણિક્‌વર્ગની સર્વથા પ્રશંસા કરવામાં આવી છે. તેઓની બુદ્ધિ, સમૃદ્ધિ, આવડત, ચોખવટ, કરકસરપણું, નામાં ઠામાંની કાબેલીઅત, ખરચ ખુટણુ રાખવાની પદ્ધતિ, એ સર્વેએ ભલભલા વિદ્વાનોને હેરત કરી નાંખ્યા છે. છેક અર્વાચીન કાળમાં મુસલમાનોનું પ્રાબલ્ય હિંદુસ્તાનમાં વધી જવા પછી, જ્યારે દેશની જાહોજલાલી અને શુરાતનનો અંત આવ્યો હતો, ને જ્યારે ચોતરફથી દેશમાં પરાધીનપણું અને નામરદાઈ વધી પડી હતી, તેવા વખતમાં પણ, વણિક્‌વર્ગે પોતાનું નામ રાખ્યું હતું. રાજ્ય મુસલમાનનું ચાલતું ને હાક તેના નામની વાગતી, પણ રાજ્યના મ્હોટા મ્હોટા ઓદ્ધાઓ, જેમાં દીર્ઘદૃષ્ટિપણું, કાબેલીઅત અને મ્હોટું પેટ રાખવાની જરૂર હતી તે સર્વે ઓદ્ધાઓને તો વણિક્‌વર્ગથી જ શોભા મળતી. રાજા મુસલમાન કે હિંદુ હોય, પણ તેનો દીવાન કે ખજાનચી વગેરે તો વાણીઓ હોય તો જ રાજ્યનું ગાડું નીભી શકતું. વાણીઆઓ ઘેલીના ડાહ્યા ગણાતા તે યથાર્થ હતું. કવિ શામળભટને, વાણીઆને માટે એક વર્ગ તરીકે એવો સારો અભિપ્રાય બંધાયલો હતો કે પોતાની કવિતામાં તેણે ઠેકાણે ઠેકાણે વણિક્‌વર્ગનાં એક સરખી રીતે ઉત્તમ પ્રકારે વખાણ કર્યાં છે. "વાસ નહિ જ્યાં વણિક, રાત વાસો નહિ રહેવું"—"વાસ નહિ જ્યાં વણિક્, નગર તે ઉજ્જડ કહેવું." વાણીઆ ન હોય તો રાજ ચાલે નહિ, વેપાર ચાલે નહિ, ન્યાવટ અને શાહવટ પણ વાણીઆની; વાણીઓ હોત તો રાવણનું રાજ જાત નહિ."

"સાહેબ મારો વાણીઓ, વણજ કરે વ્યાપાર;"
"બીન તોલે બીન દાંડીઆ, તોલે સબ સંસાર."

શામળભટે તેના પ્રમાણિકપણાના, આવડતના, હાજર જવાબીના અને પહોંચેલપણાના ચિતારો, પોતાની વાર્તાઓમાં ઘણા સારા આપેલા છે. આપણામાં કેટલીક કહેણી, કહેવતો, વારતા અને ટુચકાઓ પણ વાણીઆનું ડહાપણ અને ચતુરાઈ દર્શાવનારાં, હજી પણ પ્રસંગે લોકમાં હોંસથી કહેવાય સંભળાય છે.

આજે એ વણિક્‌વર્ગની કેવી અવદશા બેઠી છે. કાળ ક્રમને લીધે સર્વેની જે અવદશા બેઠી છે અને જે અનિવાર્ય છે તેને એક કોરે મુકતાં પણ, આજે બીજી કોમ કરતાં પણ વણિક્‌વર્ગ વધારે ભારે અવદશામાં આવી પડ્યો છે. આજે મહાજન, શાહજન કે વાણીઆના નામનો શો મોભો છે? બીજી વર્ણોમાં આજે તો વાણીઆનું નામ વાયડું પડી ગયું છે. વાણીઆભાઈ, પોતીઆ પારેખ, પોચકીદાસ, ભાજીખાઉ તે કંઇ ગણતીમાં જ નથી. વાણીઆ ભાઇ એટલે ગાંગાતલ્લુ થઈ ગયો—કંઈ દમ જ નહિ—એ પ્રમાણે વાણીઓ શબ્દ વાપરતાં લોકના મનમાં તિરસ્કારનો–તુચ્છકારનો અને હલકાપણાનો ભાસ થઈ આવે છે.

અરે રે, જે પ્રાચીન વર્ગની વિદ્વાનોએ સ્તુતિ કરી છે, જે વર્ગ ઉપર શામળભટ ફીદા હતો, જેની સલાહ અને સંતલસની મ્હોટા મ્હોટા પાદશાહોને પણ જરૂર પડતી, જેના વેપાર વણજથી શેહેનશાહોની આંટ જળવાતી, તે વણિક્વર્ગ સમુદાયરૂપે અને એકરૂપે આજે આવી દશાને શેને લીધે પામ્યો હશે વારૂ? જો દૈવ કોપેલો છે, કાળની ગતિ એવીજ છે, તેના મહાચક્રનો વેગ કોઇથી રોકી શકાય એમ નથી, તો કારણો જાણીને પણ શું દલદર ફીટવાનું હતું? પરંતુ છેક તેમ નથી. દૈવ કોપેલોજ રહેશે એમ જાણવાને આપણી પાસે સાધન નથી. ઉત્તરોત્તર અધમ દશા પ્રાપ્ત થયાને ઘણો કાળ વીતી ગયો છે. કાળનો વેગ એકજ બાજુએ સદા કાળ સરખો પડતો નથી. કાળના નિયમ પ્રમાણે અવસ્થા ભેદ થવોજ જોઇએ. માટે કારણો જાણવાની અપેક્ષા રહે છે. જાણવાની અપેક્ષા છે એટલુંજ નહિ, પણ તે તે કારણો શોધી તેને નિર્મૂળ કરવાની પણ જરૂર છે, કે વણિક્વર્ગ અને તેનું અનુકરણ કરનારા બીજા વર્ગ અને કોમો પણ, પોતાની પૂર્વની-પૂર્વજની મહત્તા-સમૃદ્ધિ-અને માન પ્રતિષ્ઠાને પામે.

એનાં કારણો ખોળતાં ખોળતાં તો કેશવલાલની નજરે ઘણાં પડ્યાં, પરંતુ તે સર્વે કારણોને એક બાજુએ રાખીને, એણે તો એક મુખ્ય લાગેલા કારણ પર પોતાનું ધક ધ્યાન ચોંટાડ્યું.

આજ કાલ બધા વર્ણોમાં અનેક શાખા, પ્રશાખા, છેક વધી વધીને પાંદડાંની ટોચ સુધી પડી ગઈ છે. એક મહાજન અને તેના અનેક શાહજન. એક નાત અને તેનાં અગણિત તડો. આ તો વીસા અને દશા અને આ તો દશા અને પાંચાને અઢીઆ, ને આ તો સવાયા; પણ વાત એટલેથીજ અટકી નથી. આ તો એકડાવાળા અને આ તો મીંડાવાળા. આ તો બાર આના અને આ તો સોલ આના ને વીસ આના. આ તો કુલપ અને આ તો કુલપ નહિ; વગેરે વગેરે અનેક તડ પડી પડી, ફાટફુટ પડી પડી, અને બહારથી અને અંદરથી હાડમાર થઇને, કુછ કામના નહિ, ફીસ ગણતીમેં નહિ, એવી અવદશાગ્રસ્ત એ વર્ગ થઈ ગયો છે.

કોઈ એવી નાત કે એવું તડ હશે કે જેમાં માંહોમાંહે ક્લેશ, કજીઆ કે ટંટા ફીસાદ નહિ હોય? આગળ નાતનું બંધારણ દેશે કરીને, વ્યાપારે કરીને અને રહેણી કહેણીએ કરીને, એક સરખા વિચારવાળા અને સંપે ચાલનારાનું હતું. હવે તો તેથી ઉલટું જ. એક પક્ષે પોતાને પાલવતી કંઈ નજીવી વાત કીધી કે થોડાક જણ સામા થયા જ હશે! હાનો અને નાનો મેળ નહિ આવ્યો કે તડ પડ્યું જ છે! તડ પડ્યું કે પછી તડમાં એક સંપ થયો ધારવો નહિ હોં! એ તો પાછો, રાંડ તારો રોટલો ને ઘડતાં ભાંગ્યો! ઘણી ખુબીની વાત એ છે કે આ વાત

છેક હદ સુધી આવતી નથી. કાં તો બધા એકત્ર થઇ જાય તો સારૂં, કે કાં તો બાર ભૈયા ને તેર ચોકા પેઠે, બાપ દીકરાને પણ તડ પડે તો સારૂં, કે યદુકુલની પેઠે માહોમાંહેજ લડીને સર્વેની સમાપ્તિ થાય, અને કોઇને કંઇ કહેવાનું કે કોઇને કંઇ શોચ કરવાનું રહે નહિ. આ તો ત્રિશંકુની પેઠે અધવચે જ લટકયા છે ને તેથી કરીને હાલમાં તો એવી અધમ દશાથી થનારી હેરાન ગતિની પરિસીમા આવી છે.

એ પ્રમાણે નાતમાં અનેક અનેક વિભાગ પડવાથી, દરેક નાત અને તડ અને શાહજન, વિદ્યાથી, પૈસાથી, વેપાર વણજથી અને વહેવારથી, અને કલા કસબથી હાડમાર થઇ ગયું છે. ઘરમાં કલેશ અને હાય અફસોસ. ઘરમાં પણ નીરાંતે બેસવાનું મળે નહિ. આસપાસના સંજોગો તમામ રીતે પ્રતિકૂલ પડતા થઇ પડ્યા છે, ત્યારે વણિક્ વર્ગ પોતાના નામનો ટેક રાખીને મોટાઇ અને જાહોજલાલી તે ક્યાંથી ભોગવી શકે? પશુની પેઠે કુટુંબ નિર્વાહાર્થે વૈતરૂં કરી કરીને ઘેર આવવું, ને ઘરમાં પણ સુકકો રોટલો નીરાંતે ખાવાનો વારો આવે નહિ, ને નાતના કુસંપને લીધે, અને નહાની નહાની નાતો હોવાથી પડતાં દુ:ખોને લીધે, હૈયામાં રોજની હાય પજરણ હોય તો પછી ચતુરાઇ ને ડહાપણ તે વૃદ્ધિને કેમ પામે?

નહાની નહાની નાતો હોવાથી આખો વર્ગ કેવી દુર્દશામાં આવે છે તે બધા પોતાના મનમાં સમજે છે. તેનાં માઠાં પરિણામો બધા પોતાની નજરે જુએ છે. સરખે સરખા કુલમાં તો કન્યા અપાતી લેવાતી નથી. ગરીબને ત્યાંથી તવંગરને ત્યાં ને તવંગરને ત્યાંથી ગરીબને ત્યાં. હવે હાલમાં રાજ્યનું બંધારણ એવા પ્રકારનું છે કે મધ્યમ વર્ગ વધારે બલવાન્ થાય તો જ કંઇએ ગણતરીમાં આવે. બંને તવંગરે તવંગર કુલમાં પરણે તો, તેઓની પ્રજા તેમના કરતાં બમણી તવંગર થાય, ને એમ શ્રીમંતાઇ વધતી જ ચાલે; તેવી જ રીતે વિદ્યા અને માનપ્રતિષ્ઠા પણ વધે. પરન્તુ હાલમાં તો એક શ્રીમંત અને બીજો ગરીબ, એટલે સોનું અને પિત્તળ ભેગું થાય તેમ, સોનાની ઉત્તમતા પિત્તળમાં આવે નહિ, પણ પિત્તળની અધમતા સોનામાં આવે. એટલે પૈસે ટકે ગમે તેટલો શ્રીમાન્ હોય, તો પણ આગળ જતાં તેની શ્રીમંતાઇ ઘણે અંશે ઘટી જાય, કારણ કે નાતની બહાર તો કન્યા અપાય નહિ, ને થોડાકમાંથી વર પસંદ કરવાનો રહ્યો, તે બધી વાતે ક્યાંથી પસંદ પડતો આવે. સારા કુલનો જાતવાળો, ખોડખાપણ કે દુર્વ્યસન વનાનો, લાયક ઉમરનો, ભણતો ગણતો ને રળતો ખપતો કે પૈસાવાલો, એવા એવા અનેક ગુણો તે એક ઠેકાણે ક્યાંથી હોય? એટલે સારે સરવાળે આ ઠેકાણે કન્યા આપવી ઠીક છે, એવો અડસટો ને ગણતરી થાય છે. ઘરડા વરને કન્યા આપવી તે તો ઘરના સુખ પર મીંડું જ! તેની પ્રજા વીર્યવાળી થવાની આશા શી? નહાનો

વર ને મ્હોટી કન્યા હોય તો, ગૃહસૂત્ર સપ્રેમ અને સુખાળ નીવડવાના સંભવો મૂળમાંથી વટાવની પેઠે કાપી લીધેલા જાણવા. તેવાં ધણી ધણીઆણીનો જન્મારો ધુળ મળીને વાતપર મીંડું વળતું હોય તો ધુળ નાંખી, પણ એવાં કજોડાંથી થનારી પ્રજા પણ વીર્ય વગરની, ઉત્સાહ વગરની, નિર્માળી અને કપાળમાંજ દરિદ્રતાના આંકવાળી થાય છે. નહાનો વર અને મ્હોટી કન્યા એનું નામજ કજોડું નથી. પણ કુલથી, જાતથી, વિદ્યાથી, ધનથી, ઉંમરથી વગેરે અનેક રીતે કજોડાં થાય છે. તેવાથી થનારી પ્રજા, કલેશ કજીઆમાં વીર્યધારણ કરેલી, કલેશ કજીઆમાં ઉછરેલી ને મ્હોટી થયલી, અધિક પ્રમાણમાં તેવી ને તેવીજ નીવડે છે. સારાંશ કે એવાં એવાં કારણોથી સ્ત્રી, પુરૂષની અર્ધાંગનાને બદલે, ઘરની ગુલામડી અને દાસીની દશાને પામી છે; અને પુરૂષ ઘરનું નાક હોવું જોઇએ તેને બદલે, ઘરના કુત્તાની દશાને પામ્યો છે. અધિક વીર્યવાળી પ્રજા તે આવા જોડામાં કોઈ કાળે સંભવતી નથી. એ પ્રમાણે ચોગરદમથી વણિકૂવર્ગપર લાતપાટુ પડયા કરે અને દૈવ હાડમાર કર્યા કરે તો પછી વર્ગની ઉન્નતિ કયાંથી થાય?

ઉન્નતિ થવાની વાત તો એક કોરે રહી, પણ એ પ્રમાણે જો બીજાં સો વર્ષ ચાલ્યું છે, તો પછી વણિકૂભાઇઓનું આવી બન્યું સમજવું! તેઓ છેક નિસ્તેજ અને હતા નહતા તેવા થઈ જશે! હજીએ ચેતવાનો સમય છે. આગળા સમય કરતાં હાલનો સમય સર્વ રીતે અનુકૂલ છે. પ્રતાપી રાજ્યવાળાનું રાજ્ય છે. દેશમાં સુલેહ શાંતિ છે. વિદ્યાની વૃદ્ધિ અને તેનું માન છે. સારાસારનો વિચાર કરવાની શક્તિ વધારે જાગૃત છે. ખોટી વાતે લોકોનો દુરાગ્રહ ઝાઝોવાર ટકી શકે એમ નથી.

આ બાબતમાં સુધારો થવો જોઇએ તે કેવો થવો જોઇએ? અસલની પેઠે ચાર વર્ણજ કરી નાંખવા? તેમ બનવું હાલ તો અશક્ય છે. ધર્મને લીધે, આચાર વિચારને લીધે, અમુક દેશ કે રીત રીવાજના સહવાસને લીધે, એક વર્ગની અંદર પણ અનેક વિભાગો પડેલા છે, તે હાલમાં તો પુરાવાના નથી. તેમ કરવા જતાં શ્રમ વ્યર્થ જાય એવો છે. દાખલા તરીકે વાણીઆ, ભાટીઆ અને ઘણા લુવાણા કંઠીબંધ હોય છે. તેઓ એકજ સંપ્રદાયના ધર્મનું આચરણ કરનારા છે, પણ તેઓને એક કરી દેવા હાલ તો અશક્ય છે. તેમજ વાણીઆ અને શ્રાવક (અથવા મેસરી અને વાણીઆ) એક સરખી પદવી અને વિચારના છે. પણ તેઓનો ધર્મ અને રીત આચરણ એક બીજાથી જુદાં પડતાં છે. તેઓ પણ હાલ તુરત તો એકઠા થઇ શકે એમ નથી. એવો મહાઉદ્યમ કરવા જતાં તો કંઇ પણ સાધ્ય થઇ શકે નહિ. બળતા ઘરનાં લાકડાં જે ખેંચી કહાડ્યાં તેજ બહુ સમજવાં, ને તેનાથી સંતોષ માની લેવો, કે આગળ ઉપરને માટે મેદાન ખુલ્લું રહે. એજ સુગમ અનુભવસિદ્ધ

અને સરલ રસ્તો છે એમ કેશવલાલને લાગ્યું. કેશવલાલે એવા સુધારાનું બીડું ઝડપ્યું કે શ્રાવક, ભાટીઆ અને લુવાણાને કોરે મુકતાં, જે વણિક્ જ્ઞાતિ એક સરખા ધર્મવાળી—આચરણવાળી ને રીત રીવાજવાળી છે તેને એકઠી કરવાને પ્રયત્ન કરવો. તેઓને ધર્મનો કોઇ પણ રીતે પ્રતિબંધ નથી. જો હોય તો એક બીજા સાથે રોટી વહેવાર કેમ હોય? ઉપરના મધ્યમસરના સુધારાનું કામ, લગ્નની અવ્યવસ્થાના ઉતાર તરીકે અને મનને મશગુલ રાખવાને માટે કેશવલાલે આદર્યું.

ઘણા થોડા વખતમાં નવલશાની જાનમાં આવેલાં માણસો કેશવલાલના વિચારની જોડે એક મત થઇ ગયા. નવલશા વગેરે કેટલાક જુવાનીઆ તો તેથી આગળ પડતા વિચાર દર્શાવવા લાગ્યા. તેઓને કેશવલાલ એવો જવાબ દેતો કે આખું ખાવા જતાં અડધુંએ રહેશે નહિ. માટે થોડાકને બાજવું એ જ ઉત્તમ માર્ગ છે. આગળના સુધારાવાળા બધી વાતનો બધો લુમખો સાથે લેવા ગયા હતા, પણ તેમાં તેઓ હાલહવાલ થયા; ને આગળ પડવાને બદલે, ખરા સુધારાને કેટલાક દાહેકા પાછો હઠાવ્યો; માટે આપણે તેઓના અનુભવપરથી ધડો લઇને રીતસરનો અને મધ્યમસરનો માર્ગ ધરવો કે કંઇ હાંસલ રહે.

રજતપુરના લોકો ચાલુ વ્યવહારમાં કુશલ હતા. મુંબઇના વાસીઓ એકજ રાજ્યના તાબામાં હોવાથી ઝાઝા પ્રપંચી હોતા નથી. પણ રજતપુર દેશી રાજ્ય હોવાથી તેનાપર અંગ્રેજી સત્તા સર્વોપરી હતી. તે કારણથી ત્યાંની પ્રજા મુંબાસ્થ પ્રજા કરતાં વધારે પ્રપંચી ને હૈયાની મેલી હતી. પરન્તુ કેશવલાલ પોતાનું તન મન આ કામમાં મશગુલ રાખી સારે સારે ઠેકાણે ને સારા સારા લોકમાં ઘુમતોજ રહ્યો. કેટલાક નાતના બડેખાંઓ અને તોફાનીઓને રાજી રાખવા અને હાથ કરવાને એણે બનતો પ્રયત્ન કીધો. કેટલાક સમજુ તો કેશવલાલને સહાય આપવા લાગ્યા. જેઓને એથી દેખીતો તરતનો ગેરલાભ હતો તેઓ છડેચોક કેશવલાલની સામા થવા લાગ્યા ને તરેહ તરેહના પથરા મારવા લાગ્યા. પણ મહોટો ભાગ મનમાં બધું સમજવા છતાં, બહારથી સંમતિ આપવાને આંચકો ખાતો હતો. કેટલાકને તો એવી બાબતમાં પહેલ કેવી રીતે થઈ શકે, ને આવું મહાભારત કામ તે વાતની વલોટમાં કેવી રીતે આવે, તે વિષે શંકા થતી. તેઓ પીછોડીમાં પાંચ્છેરા મારતા, કેમકે પહેલ કરવામાં સાધારણ માણસ સહજ રીતે આંચકો ખાય છે. આર્ય પ્રજાની આ એક જબરી ખોડ છે કે દરેક કામમાં તેઓને આગેવાન જોઇએ. કેશવલાલે જોયું કે તરત તો કોઈ પહેલ કરવાનું નથી, ને તેવી પહેલ તરત વેળા કરાવવાથી ઝાઝો લાભ નહોતો. માટે તેણે પોતાના મધ્યમસરના સુધારાનો મધ્યમસરનો એવો તોડ કહાડ્યો, કે જ્યારે જ્યારે કોઈ માણસ તેવી પહેલ કરે, અને

પોતાની નાતની બહાર જઈને પણ, રોટી વહેવારવાળા કંઠીબંધ વૈષ્ણવ મહાજન-વાળામાંથી કોઇને પોતાના ત્યાંની કન્યા આપે કે તેવા કોઇની લે અને જો તે નાતમાંના અડધ ભાગે કેશવલાલના એકડામાં સહી આપી હોય તો, તેવી પહેલ કરનારને નાત બહાર મુકવાની વેતરણ ચાલે તો, એકડા કરનારે તેની સામા થવું ને નાત બહાર મુકવામાં એકડો આપવો નહિ; એટલું જ નહિ પણ તેમ કરવા જતાં, કદાચને બે તડ પડે તો પડવા દેવાં. આમ કરવાથી અલબત તરત ને તરત તો ફાયદો નહિ જણાય; ઇમારત ઉભી થયલી તરત નહિ દેખાશે, પણ પોતાની યોજનાનો પાયો બહુ મજબુત રોપાશે, અને આગળ ઉપર જેમ જેમ દરેક નાત-માંથી એકડાની સંખ્યા વધતી જશે, તેમ તેમ લાંબે સરવાળે લાભ અને લાભ જ થશે.



## પ્રકરણ ૪૭ મું



## વણિક્ મહાજનની દીકરી પોતાના બાપનું કુળ ઉકાળે છે

Save me from my friends and I will take care of my enemies.

पंडितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः ॥

એ પ્રમાણે કેશવલાલે યુક્તિથી તોડજોડ કહાડયો. ઘણી ઘણી નાતની સારી સંખ્યાએ એ પ્રમાણે એકડો આપવાને પોતાની ખુશી દેખાડી. વનમાલીદાસને ત્યાં એક દહાડો કંઠીબંધ મહાજન જમાડવાનો વરો હતો, તે દહાડો એકડા લેવાને સારૂ કેશવલાલે પસંદ કીધો. જ્યારે મહાજનના લોક ચારેક વાગે જમવા આવે, ને જ્યારે મહાજનના શેઠીઆ અને પટેલીઆઓ પાટે બેસવાને આવ્યા હોય ત્યારે, આવેલા મહાજન આગળ ઉપલી બાબત, સભા મળી હોય અને દરખાસ્ત મુકાતી હોય એવી રીતે રજુ કરવી, એમ કેશવલાલે અને તેની જોડે સંતલસ કરનારાઓએ નક્કી કીધું. પણ હજી એ વરો થવાને બે દિવસની વાર હતી. દરમ્યાન એક દહાડો સાંઝની વખતે કેશવલાલ ગામની બહાર પોતાને વ્યાયામ મળે એવા હેતુથી એકલો ફરવા નીકળ્યો. ચાલ્યો ચાલ્યો ગામ બહાર નીકળી પડયો, કારણ કે શેહેરમાં સુઘડતાનો બહુ આડંબર છતાં, પાણીના નીકાલની વ્યવસ્થા રોગને વધારનારી અને મનને ત્રાસ આપનારી હતી. ગામથી ગાઉએક છેટે એક વિશાળ તળાવ હતું તે તરફ જવાનો કેશવલાલે રસ્તો લીધો. એ તળાવે પહોંચતાં, એક જંગલ તો નહિ પણ જંગલ સદૃશ કંઈ આવતું હતું. તેનાં મહોટાં ઝાડોની ઘટામાં કેશવલાલ યથેચ્છ રીતે બેધડક ચાલ્યો જતો હતો, એટલામાં પોતાથી થોડેક દૂર

એક પીપળાના ઝાડની આગળ એક અવનવો દેખાવ તેના જોવામાં આવ્યો. એક જણ જે મજુર જેવો દીસતો નહોતો, પણ જેના દેખાવપરથી, અને પહેરણ અને બદીઆન પહેરેલાં હતાં અને અંગરખો અને પાઘડી તેની પાસે ભોંયપર પડ્યાં હતાં તેપરથી, વાણીઆ બ્રાહ્મણ જેવો જણાતો હતો, તે હાથમાં કોદાળી નહિ પણ લાકડાનો મ્હોટો કટકો લઇને, પીપળાની પાસે એક ખાડો ખોદતો હતો. તેમાં કંઈ નવાઈ જેવું નહોતું, સિવાય કે તે માણસ ખાડો ખોદતાં ખોદતાં, વારે વારે આસપાસ નજર કરીને ચોરની પેઠે જોયા કરતો હતો. કેશવલાલ એક ઝાડના થડ આગળ હતો તેથી પેલા માણસની એનાપર નજર પડી નહિ. તેના આવા ચોરની પેઠેના ચાળા જોઇને કેશવલાલ ઝાડના થડ આગળ જ ઉભો રહ્યો. પેલા માણસે હાથેક ઉંડો ખાડો ખોદી પોતાની કંમરે બહુ જતનથી વીંટાળેલું એક નહાનું ખોયકું કહાડ્યું ને સાચવીને ખાડામાં ગોઠવી ખાડો પુરી દીધો. આસપાસના જમીન જેવી જમીન થઈ ન થઈ, કે અંગરખો પહેરી પાઘડી માથે મુકી સામી બાજુએ પલાયન કરી ગયો. કેશવલાલે તેને બહુ ધારી ધારીને જોવાની વેતરણ કીધી, પણ તેનો ચહેરો જોવાને એને લાગ જ આવ્યો નહિ, તથાપિ તેના ઘાટપરથી એને એમ લાગ્યું કે તેની ઉંમર પચીસ તીસથી વધારે ન હોવી જોઇએ.

પેલા માણસના જવા પછી કેશવલાલ પીપળા પાસે આવ્યો ને ખોદેલો ખાડો બહુ લક્ષપૂર્વક જોવા લાગ્યો. એ ખાડામાં પેલાએ શું મુકયું હશે તે જાણવાની એને ચટપટી થઇ. પરંતુ હવે સાંઝ પડવા આવી હતી અને લાકડાનો કટકો તે માણસ પોતાની સાથે લઇને જ ભાગી ગયો હતો. આસપાસ જોતાં ખાડો ખોદવાને અનુકૂલ થઇ પડે તેવું કંઈ સાધન કેશવલાલને જણાયું નહિ. તેથી આવતી કાલે આવીને તપાસ કરવાનું ધારી કેશવલાલ ત્યાંથી નીકળ્યો. ફરીથી તે જગ્યા ઓળખી શકાય એવા આશયથી, થોડીકવાર ત્યાં આમ તેમ ફરી, તેનો દેખાવ પોતાના મનમાં ઠસાવવા લાગ્યો. પોતે જે માણસને જોયો હતો તે કેવો દેખાતો હતો, અને ફરીથી તેને જુવે તો ઓળખી શકે કે નહિ તેનો વિચાર કરતો કેશવલાલ તળાવ તરફ ચાલ્યો ને ત્યાં થોડું હરી ફરી ગામમાં આવતો રહ્યો.

બીજે દહાડે ધારેલી ખોળ કરવાની લગ્નને લીધે કેશવલાલને ફોમ જ રહી નહિ. એક દહાડો થયો, બે થયા ને ઉપલી વાત એના મનથી છેક વિસારે પડી ગઇ.

એવામાં જે દિવસે વનમાલીદાસને ત્યાં વરો હતો તે દિવસ આવીને ઉભો રહ્યો. મહાજનના સારા સારા ગૃહસ્થો આગળ કેશવલાલે પોતાના મધ્યમસરના મધ્યમ સુધારાની પહેલ કહાડી. કડીબંધ મહાજનમાં અસંખ્યાત નહાની નહાની નાતો હોવાથી અને તેમાં પણ અનેક તડો હોવાથી, આખી કોમની કેવી દુર્દશા

થઇ છે અને હજીએ થશે, તે કેશવલાલે ટુંકમાં ચીતરી દેખાડી. શામળભટે વાણીઆનાં વખાણુ કીધાં હતાં તેવી થોડીક કવિતા એણે ગાઈ સંભળાવી કે મહાજનમાં કંઈ જોમ આવે. એક ટુચકો પણુ એણે કહી સંભળાવ્યો કે કોઈ મોટા શેહેરના એક કુલીન અને સંપત્તિવાન્ શેઠીઆને ત્યાં એક કન્યા હતી. પરન્તુ પોતાના ગામમાં કોઇ કુલપ વર ન મળવાથી, તેના બાપે કન્યાનો વેશવાળ એક નહાના ગામના ગરીબ પણુ કુલીન વર જોડે કીધો. વરવાળા બહુ ગરીબ હતા ને ખેતરમાં મજુરી કરીને પોતાનો નિર્વાહ માણુમાણુ કરતા. તેઓ એટલા તો નિર્ધન હતા કે તેઓ પાસે રાંધવાનાં પુરાં વાસણોએ નહોતાં. પેલી બાઇ પરણીને સાસરે રહેવા આવી તે પછી એક દહાડો, જ્યારે તેનો ધણી અને બીજા સગાવહાલા ખેતરમાં મજુરી કરવાને ગયા હતા તે વેળા, પેલી બાઇના પીએરના ગામના કેટલાક માણુસો તેને મળવાને આવ્યા. તે વખતે પેલી બાઇ ખાવાને સારૂ રાબડી જેવું કંઇ ઉકાળતી હતી. માટીનું ઠામ ચુલાપર મુકેલું હતું ને કડછી જેવી પણુ ચીજ સાસરે ન હોવાથી, પેલી બાઇ એક લાકડાનો કટકો લઇ રાબડીને હલાવ હલાવ કરતી હતી. પેલા માણુસો બાઇ જે ઓરડામાં બેઠી હતી ત્યાં આવી પહોંચ્યા ને ખબર અંતર પુછતાં બાઇને શું કરો છો એમ પુછ્યું. ત્યારે પેલી બાઇ જેનો અવતાર પોતાના શ્રીમંત બાપે એક કુલપ ધણી શોધવામાં ધુળ મેળવ્યો હતો તેણે જવાબ આપ્યો કે મારા બાપનું કુલ ઉકાળું છું.

"હવે આપણે"–કેશવલાલે કહ્યું–"નાની નાની નાતોમાં વેંચાઇ જઇને મહાજનનું કુલ ઉકાળીએ છઇએ. આપણી અસલની માન પ્રતિષ્ઠારૂપ કન્યા જેને આપણે દુરાગ્રહ રાખીને નાની નાની નાતો કરી ક્યાંની ક્યાં વરાવી દીધી છે, તે બીચારીનો અવતાર એળે જાય છે ને આપણે પણુ તેનો શોચ ને શોચ રહે છે."

એક અમ્રેસરદાસ જેના વિચાર બહુ આગળ પડતા હતા તેણે કહ્યું–"કેશવલાલની યોજના તરફ મારી પૂર્ણ દીલસોજી છે. પણુ આપણી અધમાવસ્થા થવાનું કારણુ કેવળ નહાની નહાની નાતો નથી. અથવા બીજી રીતે બોલતાં, નહાની નહાની નાતોના વિભાગ તોડી એક થઈ જવાથી, આપણી ગયલી માન પ્રતિષ્ઠા પ્રાપ્ત થવાની નથી. હાલના જમાનાને અનુસરીને સુધારાનાં બીજાં કેટલાંક પગલાં ભરવાની પણુ આવશ્યકતા છે. આપણે યાહોમ કરીને પડશું તો જ આગળ ફતેહ છે. આપણે વિલાયત જવામાં શો બાધ છે? તમે લોકધર્મનો બાધ બતાવશો; પણુ હું તો કહું છું કે ધર્મ તો બૈરાંઓનો અને બ્રાહ્મણુનો ઢાંગ છે. આપણો દેશ દિન પ્રતિદિન દલદરતાને પામતો જાય છે ને હવે આપણા ભણેલાઓને પણુ કંઈ ધંધો ઉદ્યમ જડતો નથી. માટે વિલાયત જઈ તે લોકની કલા, કીસબ અને

હોંશીઆરી આપણે સંપાદન કરશું, તો જ આપણો દહાડો વળશે! બાકી કેશવલાલ કહે છે તેવો, નહિ જેવો સુધારો થવાથી સુક્કરવાર વળવાનો નથી! માટે હવે જ્યારે આજે એકડા લેવાની વાત ચાલે છે તો સાથે લાગ્યા, વિલાયત જવાની અને પુનર્લગ્નની બાબતનો પણ એકડો લઇ લ્યો કે બસ, આપણે આપણી ખોયલી માન પ્રતિષ્ઠા મેળવવામાં ફતેહમંદ નીવડીએજ!

એક બીજો શખસ બોલ્યો—

"ભાઇઓ, આપણા શા બહાર હતા ને આજે આપણા પડીને શા બેહાલ થયા છે, તેનો વિચાર કરતાં તો મારૂં પેટ બળી જાય છે! અરે હાય હાય, બહુ ચોચરવાટો પડે છે. અરે અરે, જે વાણીઓ મહોટા મહોટા દીલ્લીના પાદશાહોનો પણ **શાહ** હતો, જે **શાહ**નો પણ **શાહ** હતો, જેને **શામળભટે** વખાણ્યો છે, તે વાણીઓ આજે ઘરનો ગુલામ, ઘરના કુતરાની અધમ દશાને પામ્યો છે. પણ આપણા મિત્ર કેશવલાલ ધારે છે તેમ, કેવળ નહાની નહાની નાતોમાં મહાજન વેંચાઇ જવાથી નહિ, વા મહાજનમાં રોટી વહેવાર રાખી બેટી વહેવાર બંધ કરવાથીજ નહિ. તેની જોડે બીજાં પણ ઘણાં કારણો છે. આજે આપણામાંથી સંપ સમૂળો ગયો છે ને કુસંપ પેંઠો છે. તેથી આપણે અધમાવસ્થાગ્રસ્ત થયા છઇએ. મારી પહેલાના બોલનારા ગૃહસ્થે વિલાયત જવાના અને પુનર્લગ્નના સુધારામાં પણ એકડો લેવાને પોતાનો વિચાર પ્રદર્શિત કીધો છે, પરન્તુ આજે આપણે ધર્મની બહાર જઇને કોઈ બાબતનો એકડો લેવો નથી. એ કારણસર આજે મહાજન મળ્યું નથી. તે સુધારો સારો હોય કે ખોટો, તે બાબત વિચાર દર્શાવીને, આજના પ્રકૃત વિષયને ખુણે નાંખવાને હું ઇચ્છતો નથી. પણ હું એક બીજો સુધારો કહું છું જેમાં ધર્મનો બીલકુલ બાધ નથી. તેમાં આજે એકડા લઈ લ્યો, તો જ આપણે ધનવાન્—દોલતવાન્ સંપત્તિવાન્—અને માન પ્રતિષ્ઠાવાન્ બનશું. આપણે એવો સંપ કરો કે આજથી પરદેશી કોઈ સામાન કે વસ્તુ પહેરવી, ઓઢવી કે વાપરવી નહિ. તેમ કરશું તો જ આપણા દેશના હજારો હજાર પડી ગયલાં કલા, કીસબ અને હુન્નરોનો પુનઃ ઉદ્ધાર થશે, ને ત્યારે જ, હું ફરી કહું છું, કે આપણે ધનવાન્—દોલતવાન્—સંપત્તિવાન્ અને માન પ્રતિષ્ઠાવાન્ થઇશું. માટે એ એકડો પણ તમે સર્વ ભાઇઓ આપશો એવી મારી નમ્ર વિનન્તિ છે."

એ બેનું બોલવું સાંભળી કેશવલાલ પોતાના મનમાં બહુ નાખુશ થયો. **पंडितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः। वानरेण हतो राजा मित्रश्चोरेण रक्षितः** હ૭ તો ગામમાં પેસવાનાં સાંસાં છે ને પટેલને ઘેર ઉન્હાં પાણી! તેની પેઠે એ બે જણે બકબકારો કીધો ને આરંભેલા કામમાં તેઓએ શત્રુવત્ ભંગાણ પાડયું. આવેલા

સર્વ લોક કેશવલાલની સામું જોઈ રહ્યા, કે એ બે જે બોલ્યા તે સંબંધે પોતે શું અભિપ્રાય દર્શાવે છે. કેશવલાલ ઉભો થયો ને બોલવાની શરૂઆત કીધી. વાનરમિત્ર અને શત્રુ ચોરની કથા આદરી એ વધારે કહેવા જતો હતો. પણ એટલામાં ઉભો ઉભો અને બોલતો બોલતો, સર્વની અજાએબી વચ્ચે, એ સ્તબ્ધ થઈ ગયો. ચકિત થયેલી આંખોએ એણે આમ જોયું, તેમ જોયું ને પોતાની પાછળ જોયું! વળી પાછો પુતળાની પેઠે એ ઉભો થઈ રહ્યો. વળી આંખો ફાડી ફાડીને એ આમ તેમ જોવા લાગ્યો. પછી કોણ જાણે, એના મનમાં શું આવ્યું કે મહાજનની બે બાજુની હારોની વચમાંથી, જીવ લઈને ભાગતો હોયની, તેમ અતિશે ઝડપથી અને બહેબાકલાની પેઠે ત્યાંથી દોડ્યો! જોતજોતાંમાં એ તો ક્યાંનો ક્યાં જતો રહ્યો તેનું પણ કોઈને ભાન રહ્યું નહિ, તેના અપૂર્વ અને અવનવા ચાળા જોઈને જોનારા લોકો એટલા તો હેરત થઈ ગયા કે કોઈએ એને વાર્યો નહિ, કોઈએ પુછ્યુંએ નહિ, કે કોઈએ એની પુંઠ પકડી નહિ!

જે જે લોક એના સંસર્ગમાં આવ્યા હતા તે સર્વેમાં એની ઠરેલ બુદ્ધિ, શાંતપ્રકૃતિ અને મીલનસારપણાના જાબજાં વખાણ થતાં હતાં. આટલો બધો શ્રમ લઈ પોતાના મધ્યમસરના સુધારાને સારૂ આજે માણમાણ એણે પોતાનું ગાડું સરાણ પર આણ્યું હતું. આજનો વખત એને સર્વ વાતે અનુકૂલ હતો. પ્રથમ પોતાની યોજના સંબંધે એણે જે વ્યાખ્યાન આપ્યું હતું તેથી મહાજન ઉપર તેની ઠીક અસર થઈ હતી. પણ વચમાં એક સુધારાદાસે અને એક અર્થશાસ્ત્રીદાસે આડ કથા કીધી. તેનો રદીઓ આપવા કેશવલાલ ઉઠ્યો. લોકને હસાવીને પોતાના પક્ષના કરવાને પંચતંત્રના એક ટુંચકાથી એણે શરૂઆત કીધી, પણ તેટલામાં જ—હજી તો એના બોલની છાપ લોકના દીલપર પડતી હતી—હજી તો એના મીઠા સ્વરો કર્ણને આનંદ આપતા હતા તેટલામાં જ—કેશવલાલે આ શું કીધું? બહાવરાની પેઠે આમ તેમ શું જોવા લાગ્યો? કેટલાક સમજ્યા કે ભાષણ આપતાં પોતાના બોલની અસર કેવી થાય છે તે જોવા સારૂ એ એમ કરતો હશે. પણ એમ તો એણે બે વાર કીધું ને એની આંખના ડોળા ફાટી ગયા. જે કેશવલાલની તરફ તેઓ માનની નજરથી જોતા હતા તે કેશવલાલ જોતજોતાંમાં ફેરવાઈ ગયો. પુતળાની પેઠે, દિગ્મૂઢની પેઠે એણે આમ તેમ જોયું, ને પછી જાણે વિકલ થઇ ગયો હોયની તેમ, પાછળ ભૂત લાગ્યું હોયની તેમ, જીવ લઈને ભાગ્યો! ભાગ્યો તો ભાગ્યો, પણ સર્વની બુદ્ધિ શું ઘેલી થઈ ગઈ હતી કે કોઈએ એને વાર્યો નહિ, પુછ્યું નહિ કે એની પાછળ પણ ગયું નહિ! એને શોધવાને હવે ક્યાં જવું? એણે આદરેલા સુધારામાં જે એકડા આજે લેવાના હતા તેનું હવે કેમ કરવું? એ વાત પર હાલ

તરત તો મીંડું વળ્યું. એના સુધારાની વાત પાછી કોઈ દિવસ શાળ પડશે કે વણિક્ મહાજનની રાંક કન્યાઓ બેઠી બેઠી પાછી બાપનું કુલ ઉકાળશે!!!

જેઓને પાલવતી વાત હતી તેઓ હસવા લાગ્યા ને માહોમાંહે એની ઠેકડી કરવા લાગ્યા. નવલશા જેવા અર્ધદગ્ધદાસો, એક મહોટો ગઢ જીતી લીધો હોય તેમ ફુલાસ મારતા કહેવા લાગ્યા, કે વિલાયત જવાના અને પુનર્લગ્નના ખરા સુધારાનો રદીઓ કેશવલાલથી આપી શકાયો નહિ તેથી લાજ અને શરમનો માર્યો ત્યાંથી પોબારા કરી ગયો. એવામાં મહાજનના બૈરાં જમી જમીને ઉઠવા લાગ્યાં, ને હવે પુરૂષોની પંગત બેસવાનો વારો આવ્યો. એટલે એકડા લેવાનું કામ સમાપ્તિને પામ્યું. પણ તેનો ખંગ વાળવાને, અને મહાજન નામરદું કે ચુડી પહેરીને બેઠું નથી તેની લોકમાં ખાતરી આપવાને, થોડીવારમાં ત્યાં—લાડવા તમારે—જલેબી તમારે—ઘેબર તમારે—એવા એવા અનેક સ્વરો તાન અને આલાપોથી અને રણભૂમિમાં શુરાતન જગાડનારી રાગ રાગણીઓથી મહાજનનો વંડો એકદમ સચેત થઇ ગયો. જ્યાં લાડવા અને જલેબીના પાંચડા પડવા લાગ્યા, ત્યાં સુધારાના એકડાનો તે શું ભાર, શું મુજાખો, શી ગણતી!!

પણ કેશવલાલને શું ગાંડું વળગ્યું કે ત્યાંથી જીવ લઇને નાઠો? શું સુધારાદાસ કે અર્થશાસ્ત્રીદાસને રદીઓ આપી શકે એટલી એનામાં પહોંચ કે બુદ્ધિ નહોતી? વટાણા વાવી ગયો તે શું ગભરાઇ જઇને? ના ના, એવા એવા ફુંટાદાસ અને દેશકલ્યાણદાસને ક્યાંનો ક્યાં વેચી આવે એટલું એનામાં સામર્થ્ય હતું. પણ દૈવ જોગે જે વખતે એણે મહાજનને રાજી રાખવા અને પોતાના ઉદ્દેશની વિરૂદ્ધ બોલનારની રમુજ સાથે હાંસી કરવા, રાજા અને તેના મિત્ર શત્રુ વાનર ચોરની વારતા પુરી કીધી તે વખતે, એના કાનમાં—રૂંવાટાં ઉભાં થાય એવો એક અવનવો અવાજ સંભળાયો! "બચ્ચા કેશવલાલ!" એ અવાજ સાંભળતાંની સાથે કેશવલાલ સડકજ થઇ ગયો! શ્રીઆનંદગિરિ મહારાજનો એ અવાજ હતો. પહેલાં તો એને એમ લાગ્યું, કે ગમે તે રીતે મહાજનની સભામાં મહારાજ પધાર્યાં છે, તે એને ઉત્તેજન આપવાને એમ બોલ્યા હશે. આમ તેમ નજર કરી જોયું પણ સંન્યાસી તો નજરે પડયા નહિ. ફરીથી પાછું એ જ વાક્ય એ જ ઢબમાં નીકળ્યું. "બચ્ચા કેશવલાલ!" કેશવલાલે આગળ પાછળ બધે ફરી જોયું પણ મહારાજ તો જણાયા જ નહિ જો કે એને પણ સાનંદાશ્ચર્ય લાગ્યું ખરૂં કે આનંદગિરિ મહારાજ આ શું કરે છે. ચકિત થયા છતાં પણ અંદરથી એનું કાળજું એટલું ઠેકાણે હતું કે વિલાયત જવામાં અને પુનર્લગ્નના કામમાં ધર્મનો બાધ આવે છે એમ ચેતાવવાને માટે, મહારાજ અદૃશ્ય રહીને ચમત્કારિક રીતે એવી

વાણી કહાડી એને ચેતાવતા હોય, એમ કેશવલાલને વિચાર થયો તેથી મનમાં હરખાઇને એ તો આરંભેલા ભાષણનું કામ આગળ ચલાવતો હતો, એટલામાં તો ત્રીજીવાર આનંદગિરિના સાદમાં એ જ વાક્ય પાછું નીકળ્યું કે "બચ્ચા કેશવલાલ!" પણ આ વખતે એ સાદ દૂર જતો જતો કેશવલાલને પણ પોતાની પાછળ દોરી જવાને સૂચવતો હોયની, એવી રીતે એના કાન પર પડયો. એના મનમાં પણ એવી જ સ્ફુરણા થઇ. પોતે શું કરે છે, ક્યાં જાય છે, લોકો શું ધારશે તેનું એને ભાનજ રહ્યું નહિ. માત્ર ચકિત થતો થતો એ તો એ સાદની પાછળ દોડવા લાગ્યો. આગળ અવાજ અને તેની પાછળ કેશવલાલ. જેમ જેમ એ પાછળ દોડતો ગયો, તેમ તેમ અવાજ દૂર દૂરથી નીકળ્યા કરીને એને પોતાની પાછળ તેડી જતો ગયો. શ્રીઆનંદગિરિ મહારાજના એ અવાજની પાછળ દોડવામાં જ પોતાનું સાર્થક છે, તે સિવાય બીજી કશી વાતનું કેશવલાલને આ વખતે ફોમ હતું નહિ. ગામના આડા અવળા રસ્તા એક પછી એક વટાવતો ગુરૂ મહારાજના સાદની પુંઠે પુંઠે દોડતો કેશવલાલ ક્યાંનો ક્યાં નીકળી ગયો. એમ અડધો એક કલાક દોડયા પછી, ગામના જ બહુ દૂરના ભાગમાં, એક અજાણ્યા અને નહાના સરખા રસ્તામાં ખડકી પડતી હતી ત્યાં, કેશવલાલ આવી ચહડયો. ત્યાં આવ્યા પછી પેલો સાદ બંધ પડી ગયો.

ખડકી આગળ લોકની ગીરદી થઈ હતી, એટલે કેશવલાલ એની મેળે દોડતો બંધ પડી ગયો. હવે શું કરવું તેનો એ વિચાર કરવા લાગ્યો. થોડી વારમાં લોકની ગીરદીમાંથી દશેક માણસનું ટોળું બહાર નીકળતું એને જણાયું. આગળ શેહેરનો ફોજદાર રોબમાં અને રોબમાં ચાલતો હતો. તેની જોડે એક જણ ફોજદારની જોડે વાત કરતો ચાલતો હતો. એ શખસ બહુ ફીકરમંદ અને ઉદાસ દેખાતો હતો. તેની પાછળ પચીસેક વર્ષની એક બાઈ જે વર્ણે કુંભાર કે માળી જેવી જણાતી હતી તે, છાતી ફાડી નાંખે એવી રીતે કારમી ચીસ નાંખતી ને આંખમાંથી ચોધાર આંસુ પાડતી, અને છેક દીન દશાને પામી હોય એમ ચાલતી ચાલતી, આમથી તેમ લથડીઆં ખાતી આવતી હતી. બાઇના હાથમાં દશ બાર મહીનાનું એક છોકરૂં હતું. તે બીચારૂં પણ પોતાની માના રડવામાં ભાગ લેતું હોયની તેમ ઝીણો ઘાંટો કહાડી કકળાટ કરતું હતું. એ બાઇની પાછળ તેનીજ કોમનો અને તેના જેટલી ઉંમરનો તેનો ધણી પણ હાય અફસોસ કરતો ચાલતો હતો. તેની જોડે પાંચ અને સાત વર્ષના બે છોકરા, પોતાને માથે અને પોતાના મા બાપને માથે શું એ ગજબ ગુજર્યો હોય, એમ રડતા અને કલાપીટ કરતા ચાલતા હતા. એક બીજો શખસ પેલા માણસને દમ ભીડાવતો હોય અને રોબ મારતો હોય તેવી રીતે બાઇના ધણીની સાથે સાથે ચાલતો હતો. સૌની પાછળ પોલીસના બે ત્રણ સીપાઇઓ ઘુસપુસ કરતા ચાલતા હતા.

પેલી બાઇનું હૈયાફાટ આક્રંદ સાંભળીને ફોજદાર અને તેની જોડેનો શખસ અને લોકની ગીરદી પણ દીલગીર થતી હોયની, અને તેની દયા ખાતી હોયની, એવી દેખાતી હતી. કેશવલાલનું હૈયું પણ તેના આર્ત સ્વરના રુદનથી પીગળી ગયું.

એટલામાં ભોગ જોગે અતિશે આક્રંદ કરવાથી કે બાઇને ચકરી આવવાથી લહડિયું આવ્યું ને ધબ લેતી કે તે જમીન ઉપર ફસકાઇ પડી. હાથમાંનું બાલક પણ ક્યાંનું ક્યાં ઉછળી પડયું. એટલે પેલા બે નહાના છોકરા વધારે રડવા લાગ્યા ને ત્યાંનો દેખાવ વધારે કરુણાજનક થઈ પડ્યો. પેલો શખસ જે બહુ રોબ મારતો હતો અને બાઇના ધણીને દમ બીડાવતો ચાલતો હતો તે બાઇની ઝાઝી દરકાર કીધા વગર, આંખો ફેરવીને તેને ગાળો દઇને ઉઠવાનો હુકમ કરવા લાગ્યો. ફોજદાર અને ફરીઆદ કરનાર પાછા ફરીને બાઇના ઉઠવાની વાટ જોતા ઉભા રહ્યા, એવામાં કેશવલાલ ત્યાં જઈ ચહડ્યો અને શું હકીકત છે તે જાણવાની ખાએશ દેખાડી.

ફોજદારે કહ્યું—"ભાઈ, હવે વખત બહુ બારીક આવ્યો છે. આ બાઇની હાયપીટ જોઇને આપણે બધાને દયા આવે છે પણ તે દયા ખાવા લાયક નથી. આ શેઠને ત્યાંથી તેણે કેટલોક દાગીનો ચોર્યો છે તેમાં કશો શક નથી. આ બાઇને એણે હમણાંજ પોતાને ત્યાં પરચુરણ કામ કરવાને દયાને ખાતર રાખી છે. મેડીમાં એ શેઠની ધણીઆણી કે આ બાઈ સિવાય બીજા કોઇનો પગ નથી. એને ત્યાં એ બાઈ રોજ સવારસાંઝ કામકાજ કરવાને જાય છે. હજી તો તેને રાખે પાંચજ દિવસ થયા છે, પણ આજે આ શેઠે પોતાની પેટી ઉઘાડી ને જોયું તો પાંચસે રૂપીઆનો સોનાનો દાગીનો જણાયો નહિ. એની પેટી કોઇએ ફોડી કે ભાંગી નથી. કુંચીનો ઝુમખો પણ પાસેને પાસેજ રાખે છે. છતાં, દાગીનો પોબાર થઈ ગયો છે. માનવાને કારણ મળે છે કે તે બાઇની સાથે ચોરી કરવામાં કે પાછળથી કોઇની–ઘણું કરીને એના ધણીની–મસલત હોવી જોઇએ. કારણ કે એવડી મ્હોટી કીંમતનો દાગીનો તે બાઈ એકલી જીરવી શકે નહિ.

"બાઇએ શું ચોરી કીધાનું કબુલ કીધું છે?" કેશવલાલે પુછયું.

"અરે વળી એ રાંડ તે કબુલ કરવાની હતી!" પેલો રોબ મારનાર અને દમ બીડાવનાર શખસ બોલી ઉઠયો—"જે રાંડ આવા આવા ઢોંગ કરે છે ને લોકને દેખાડવાને નકામી રડે છે, તેને તો જ્યારે પંદરમું રતન ફોજદાર સાહેબ દેખાડશે, ત્યારેજ પાધરી દોર જેવી થશે."

કેશવલાલને તે શખસની મુખાકૃતિ, બોલવું ચાલવું ને રીતભાત બહુ કઠોર અને દીલમાં તાપ કરનાર લાગી. તેના સામું જોઇને એ વિચાર કરવા લાગ્યો કે

એને મેં કોઇવાર જોયો હોય એમ મને કેમ લાગે છે. વળી એણે પેલા શેઠને પુછ્યું કે દાગીનાનો પત્તો લાગ્યો છે.

"નારે ભાઈ"—શેઠે કહ્યું—"દાગીનાનો પત્તો લાગ્યો હોત તો પછી જોઇતું તું શું? એ સારૂ તો અમે બાઇને ત્યાં જઇએ છઇએ કે જોઇએ કંઈ પત્તો લાગે છે."

"પણ આ રાંડ ડાકણ, ઘરમાંથી નીકળતાંજ લઠડીઆં ખાય છે"—પેલો દમ ભીડાવનાર શખસ બોલી ઉઠ્યો—"જરૂર ફોજદાર સાહેબ, તમે એને ઘેર હમણાંને હમણાં બંદોબસ્ત નહિ કરાવશો તો, ત્યાંથી પણ આ રાંડનો યાર તે દાગીનો ક્યાંનો ક્યાં મેલી દેશે, ને તેને સારૂજ આ બાઈ અત્યારથી ઢોંગ કરે છે." એમ કહી પેલો શખસ બાઇને ગાળો દઇને ઉઠાડવા લાગ્યો.

પડ્યા પછી એ બાઇને હમણાંજ કળ વળી હતી ને રડતી રડતી એ પોતાના બાલકને ધવાડવાનું કરતી હતી. પણ તેના પેટમાં ફાળ પડેલી હોવાથી પાનો ચહડતો નહોતો, તેથી ધાવણા બાલકને દુધ નહિ મળવાથી વધારે રડતો હતો. એટલામાં પેલા રોબ મારનાર શખસે ધાવતા બાલકની દરકાર નહિ કરીને બાઇને જોરજુલમથી ઉઠાડી.

કેશવલાલ આ તમાશો જોઇજ રહ્યો. એને તો બાઇનો દેખાવ નિર્દોષ જેવો જણાયો. એને લાગ્યું કે તેનું રડવું કૃત્રિમ હોય તો આવું હૃદયવેધક થાયજ નહિ. વળી પેલો દમ ભીડાવનાર જાણે સતો હોયની અને દયાનો અંશ તેના દીલમાં ન વસતો હોયની, એમ આચરણ કરવા લાગ્યો. ધારી ધારીને કેશવલાલ તેના સામું જોઈ રહ્યો કે મેં એને અગાડી દીઠો હોય એવું ભાન મને કેમ થાય છે."

મહાજનની વંડામાંથી શ્રીઆનંદગિરિનો સાદ સાંભળીને એ ત્યાં અનાયાસે આવી ચહડયો હતો, એવું ભાન કેશવલાલને હમણાં પાછું થયું. એવામાં પેલો માણુસ જે પુંઠ ફેરવીને બાઇને ઉઠાડવા જતો હતો, તેના પર કેશવલાલની નજર પડી. વીજળીના ચમકારા પેઠે એને સ્ફુરણા થઈ આવી કે પોતે બે દિવસ ઉપર તળાવ આગળની ઝાડીમાં એક માણસને ખાડો ખોદતાં જોયો હતો તે એજ હોવો જોઇએ. હવે એને સમજણ પડી કે ગુરૂ મહારાજનો સાદ આ ઠેકાણે આવીનેજ કેમ વિરામ પામ્યો.

ફરીઆદ કરનાર ન સાંભળે એમ એણે ફોજદારને પુછ્યું કે તે દમ ભીડાવનાર શખસ કોણ છે. ફોજદારે કહ્યું કે એ તો ફરીઆદીનો મિત્ર છે. એનાપર શંકા નાંખવાનું કંઈ કારણ નથી. જો કે એ શખસ પણ શેઠને ત્યાં રોજ જાય આવે છે.

કેશવલાલે ફોજદારને જણાવ્યું કે એના જેવાજ એક શખસને એણે બે દિવસ ઉપર તળાવ પાસે ઝાડીમાં એક ખાડો ખોદતાં અને તેમાં કંઈ મુકતાં જોયો

હતો. બે દિવસમાં ત્યાંથી દાગીનો પસાર નહિ થયો હોય તો જરૂર ત્યાંથી તેનો પત્તો લાગશે. કેશવલાલે પેલી બાઇને દીલાસો આપ્યો, કે તું જો સાચી છે તો ગભરા મા, પણ અમારી સાથે ચાલ અને ઈશ્વર કરશે તો તારે માથેથી ચોરીનું આળ નીકળી જશે. પેલો રોબ મારનાર શખસ તો બાઇને ત્યાં તપાસ કરવાને ફોજદારને સમજાવવા લાગ્યો. ફોજદારને હવે એના ચાળા શક પડતા જણાવા લાગ્યા. શેઠને બે ત્રણ પ્રશ્નો પુછી, પેલી બાઇને ત્યાં એક સીપાઇનો પહેરો રખાવી, કેશવલાલની સાથે તળાવ આગળ પ્રથમ શોધ કરવાની એણે ખુશી દેખાડી. થોડીવારમાં કેશવ-લાલની સાથે બધું સરઘસ તળાવ પાસેની ઝાડી આગળ આવી પહોંચ્યું. કેશવલાલે આમ તેમ ફરી પેલું પીપળાનું ઝાડ શોધી કહાડ્યું. ખાડાવાળી જગો બહુ બારીક નજરે જોતાં જણાઈ આવે તેવી હતી તે શોધી કહાડી કેશવલાલે ફોજદારને બતાવી. થોડીક ખોદી કે માંહેથી એક કટકામાં વીંટાળેલું બોચકું જડ્યું. તેમાં શેઠનો તમામ દાગીનો અકબંધ પડેલો હતો. બધા રાજી થયા. શેઠને દાગીનો પાછો મળ્યો એટલે એ કોઇને સતાવવા માગતો નહોતો. ફોજદાર જો કે રાજી થયો, પણ બાઇના પર નાહકનો શક લઈ ગયો ને પેલો શખસ સતો થઇને રોબ મારતો હતો, તેથી એણે તેનું કાંડું પકડ્યું. એ શખસ તો જ્યારથી ઝાડીમાં આવ્યા ત્યારથી ભુઠો પડી ગયો હતો તે હવે રડવા જેવો થઈ ગયો, ને કેશવલાલને પગે પડીને પોતાને બચાવવાનું કહેવા લાગ્યો. કેશવલાલે થોડોક વાર વિચાર કરીને ફોજદારને સમજાવ્યો, કે જો કે મારા મનમાં તો ખાતરી છે કે પેલા રોબ મારનાર શખસનેજ ખાડો ખોદતાં મેં જોયો હતો, તોપણ ઇનસાફની કોરટમાં પ્રતિજ્ઞા ઉપર મારાથી નક્કી તો એમ નહિ જ કહી શકાય, કે તે રોબ મારનાર શખસે જ ખાડો ખોદ્યો હતો. માટે આ વાત એટલેથી જ બંધ રાખવી સારી છે.

કેશવલાલનું કહેવું ખરૂં હતું એમ લાગવાથી, અને તેને રાજી રાખવા પેલાને ચેતવણી આપી ફોજદારે જતો મેલ્યો. સૌ રાજી થઇને ગામમાં આવ્યાં.

પેલી બાઈ અને તેનો ધણી તો લાંબાં પડી કેશવલાલને પગે લાગે, ને નવે અવતારે આવ્યા હોય તેમ નવનવ કટકે તેનાં વખાણ કરે, ને વળી પોતે પગે લાગે અને ત્રણ દીકરાઓને પણ લગડાવે.



# પ્રકરણ ૪૮ મું

## કાળીની પાળી

કાળા મુખવાળા વસે, કાળાં કૃત્ય કરનાર;
તે કારણ કાળારાથી, ભદ્ર દીસે ભયંકાર. (દલપતરામ.)
મારી મીઠી તું રહેજે રે છાની,
તારી રક્ષા કરે છે ભવાની. (પ્રેમાનન્દ.)

એક દહાડો કાળી સવારના પહોરમાં પાંચ વાગ્યાની પહેલાં જાગૃત થઈ. રોજ એ સાડા છ વાગે માણમાણુ ઉઠતી, પણ આજે એને સુઈ રહેવું કળ પડ્યું નહિ. સારી રાત એણે વિચારમાં અને વિચારમાં કહાડી હતી. પુરી ઉંઘે આવી નહોતી. એક બે વાર ઉંઘના ઝોકાં આવ્યાં ખરાં પણ તેમાં સ્વપ્નાંઓ એવાં ઢંગ-ધડા વગરનાં અને ચોંકાવનારાં આવ્યાં, કે એના જીવને આરામ પડ્યો નહિ. આ પાસાથી તે પાસું બદલતાં, મનમાં અનેક વિચારોની ભ્રમણતામાં એને રાત કહાડી હતી. એનું ચાલત તો એ ક્યારનીએ ઉઠી હોત, પણ પોતાનો ધણી જાગી ઉઠે એ બ્હીકે એ ખાટલામાં પડી રહી હતી. પોતે એક અપૂર્વ કર્મ આદર્યું હતું અને તેના વિચારમાં ને વિચારમાં થોડોવાર એ હરખાતી, પણ વળી વિચારનો ફાંટો આવતાં એનો આત્મા થરથર કાંપતો; વળી મનને ધીરજ આપતાં બધી વાતનો પાછો તોલ કરી જોતી. રાતના સુનકાર વખતમાં પોતાના ધારેલા કામમાં એને તરેહવાર વિઘ્નો દેખાવા લાગ્યાં, ને એ અનાથ અબળા ગભરાતી. લાંબા લાંબા નિસાસા મુકતી એક બે વાર તો ખાટલામાંથી ઉઠીને બેઠી થઈ. એક બે ડચકીઆં પણ આવી ગયાં. પણ જો પોતાની એ ધાંધલમાં સુખપાલ જાગી ઉઠશે તો એણે રચેલો તાલ પળમાં ધુળ મળી જશે એ બ્હીકે પાછી સુઈ રહી. આખરે પાંચનો ટકોરો થયો ને હવે એનો જીવ વશ રહ્યો નહિ. જાણે એક રણસ્તમ્ભ તોડી પાડવો હોય, એમ દમ લેતી ઉઠીને ઉભી થઈ, અને જાણે કે સારી રાત દુઃખ અને વિમાસણમાં કહાડી તેનું મૂળ કારણ એ ખાટલો અને તળાઈ હોયની, તેમ તેને લાત મારતી અને ઓસીકું અને ઓઢવાનું તિરસ્કારથી દુર ફેંકી દેતી, ખાટલાપરથી નીચે એણે પગ મુકયો. હવે એનો જીવ સહેજ થર પડ્યો ખરો.

દૈવયોગે એના મનમાં તે વખતે સારા વિચારો ઉભરાવા લાગ્યા, ને તેથી કરીને એના મનમાં એક જાતનો જોમ કે આવેશ આવ્યો હોયની તેમ, એણે હરખાતાં હરખાતાં ધીમે ધીમે ચાલી તળાઇમાંથી કુંચી લીધી ને પોતાનું કબાટ ઉઘાડ્યું. કબાટના આગલા ભાગમાંથી એક ખાસી મજાની મ્હોટી પાળી ચક-

ચકતી કાળીએ કહાડી, અને જાણે કે એ પાળી કોઈ દેવી કે શક્તિ હોય તેમ તેને પગે લાગવા લાગી. પોતે જાણે વિકલ બની ગઈ હોય તેમ, પાળીને માથે ચહડાવવા લાગી, છાતી સરસી દાબવા લાગી ને તે પ્રત્યે અનેક રીતિએ પોતાની સ્ત્રીબુદ્ધિ પ્રમાણે વહાલ કરતી એ બોલી—

"ઓ મારી પાળી, મારી બ્હેનડી, તું મારી માની જણી દીકરી છે અને આજે મને જીવતદાન આપવાનું તારા હાથમાં છે. મારી ખાતરી છે કે તારી મદદથી હું આજે લંકા ગઢ જીતી આવીશ. પણ જો જે હોં બ્હેની, મને દગો દેતી રખે. નહિ તો તારેજ હાથે આ પાળીથી મારો પ્રાણ જશે ને લોકમાં તને કાળી ટીલી લાગશે. હું તો મોઈ તો એ સરખું છે. મારૂં તો કંઈ જવાનું નથી હોં? થોડાંક જણાં થોડું ઘણું રડી કરીને મને વિસારી મેલશે. પણ બ્હેની, પછી તું લોકમાં મ્હોડું શું દેખાડીશ! પણ ના તારી અધીરાઈ હું શું કામ કરૂં! તું મારી બ્હેન, આપણે એક ઉદરમાં મોટા થયેલાં, તે આવી અડી વખતે મને સહાય કર્યા પાખી રહેવાની હતી? બ્હેની, તું જો મારી બ્હેની નહિ હોત તો તારૂં અને મારૂં નામ સરખું હોત જ નહિ. તું પાળી છે ને હું કાળી છું—પણ આખરે એક માની દીકરી હોં! મારાથી તું મ્હોટી છે. વળી તારામાં જોર પણ વધારે રહ્યું, માટે હું તને પગે લાગું તેમાં ખોટું શેનું? મારી મા જણી પાળી! મારાથી આજે ગાંડું ઘેલું બોલાય તો તું તારા મનમાં ખોટું લગાડતી નહિ હોં! હું તો જનમથીજ એવી દાધાબળી છું. માટે હું તને પગે લાગું છું. આજે મને વિસરતી નહિ. નહિ તો જો તારી કાળી મરશે તેમાં તો શું, પણ મને ને તને જીવ આપનાર, મારી આંખ ઉઘાડનાર, લાજ રાખનાર, મારી મા કરતાં એ વધારે, ગુલાબનું શું થશે? અને અરે અરે, જો એનો વાંકો વાળ થયો તો કેશવલાલને હું શું મ્હોડું દેખાડીશ. અરે અરે, ગુલાબને કંઈ થયું તો મારૂં ને અલંગાનું એક વાર નહિ પણ હજાર વાર મોત થશે. પણ તું બધું જાણે છે. મેં તને બધું વારે વારે કહ્યું છે. માટે જોજે હોં. એમ કહી પાળીને કાળી છાતી સાથે ચાંપવા લાગી.

એ પાળી કાળીને અલંગાએ દશેક દિવસ ઉપર આપી હતી. અલંગાએ એને કેટલી તાલીમ આપી, પણ કાળી અલંગાની વાત સાંભળીને હેબકી ગઈ હતી. અલંગાએ એને બહુ રીતે સમજાવી પણ કાળીનો જીવ થર પડ્યો નહિ. અલંગા પણ વિમાસણમાં પડી કે કાળીને શું કરવું. બધો વેષ તો એને ભજવવાનો છે. મારે તો માત્ર દોરી હલાવ્યા કરવાની છે. એ તો બૈરા પેંડે પોચી થઈ જાય છે ને વાત કરતાં એને તો આંકડી આવે છે ત્યારે હવે શું કરવું. અલંગા બહુ પહોંચેલી અને બાખડી સ્ત્રી હતી. કાળીની ગાંડી ઘેલી રીત જોઈ એને વિચાર તો થયો ખરો,

પણ વિચાર કરી એણે બજારમાંથી એક પાળી લીધી ને તે કાળીને આપતાં કહ્યું– તું તો મારી વાત સાંભળતાં શેહ ખાઈ જાય છે, પણ આ પાળી તારી મ્હોટી બહેન છે; કેમકે તારૂં ને એનું નામ મળતું આવે છે. માટે પાંચ દશ દહાડા તું એની સેવા ચાકરી કરજે; જો, એ પણ તને મારી પેઠે સલાહ આપે છે કે નહિ, પછી તારે જોઇએ તેમ કરજે. પણ જો તને આ પાળી જોઇને હીંમત આવે, તો તું નક્કી ધારજે કે મારી વાતને એ ટેકો આપે છે. માટે તને હીંમત આવે તો મારા કહ્યા પ્રમાણે ચાલજે. નહિ તો તું ને હું હવે પેલે ભવ મળશું.

જોગાન જોગ તો એવો જ બન્યો કે જ્યારથી અલંગાએ કાળીને પાળી આપી, ત્યારથી એના દીલમાં એક જાતની હીંમત આવી. આખરે બૈરાંની જાત અને બોળી, એટલે અલંગાનું કહેવું એને ખરૂં જ લાગ્યું કે પાળી તો મારી મ્હોટી બહેન છે ને તે મને મદદ આપવાને જ્યારે છેક ચાલી ચાલી મારી પાસે આવી છે તો, હવે મને કોઈ વાતનો ભો નથી; માટે લાવ એની સેવા ચાકરી કરૂં. મારી મ્હોટી બહેન છે. મારે એનું કામ છે. જોઇએ મને એ શું કહે છે. પાળીને કાળી રોજ રોજ સાફ કરે, ધોય, લ્હોય, ચકચકતી રાખે, તેના હાથાને પણ ખુબ ઘસે. વીજળીની માફક પાળીને ચકચકતી જોઇને કાળી હરખાય ને વળી તેને સાફસુફ કરતી જાય ને અલંગાની બોલી મનમાં ગોઠવતી જાય–પાળી આપ્યા પછી અલંગા બીજે દહાડે કાળીને મળવા ગઈ, ત્યારે કાળીમાં બીજું દૈવત આવ્યું હોયની, એમ એ અલંગા જોડે વાત અને મસલત કરવા લાગી. પોતાને જે જે અડચણો આવતી ગઈ તે અલંગાને પુછવા લાગી. અલંગાએ જે જે ખુલાસા કીધા, રસ્તાઓ બતાવ્યા, તે એ ધ્યાનપૂર્વક સાંભળવા અને વિચારવા લાગી. એ પ્રમાણે કાળીને હોંશીઆરીથી કામમાં માથું મારતી જોઇને અલંગાના હરખની સીમા રહી નહિ. અલંગાની તરફથી ઉત્તેજન અને હામ આવતી જોઇને કાળીમાં વધારે જાગૃતિ અને જોમ આવ્યું ને કામ આગળ પડ્યું. બંને જણીઓએ તમામ પ્રપંચ સાંગોપાંગ ખડો કરી દીધો ને કાળીએ કેમ ચાલવું, શું કરવું, તે બધું એકવાર નહિ પણ અનેકવાર કહેવાયું ને ભજવી બતાવાયું.

આજે એ બધો વેપ ભજવી બતાવાનો હતો. આજે બપોરના એક વાગે, આગળથી કરી રાખેલા સંકેત પ્રમાણે મમતારામ કાળીને મળવાને નહિ પણ, કાળીને ત્યાં, આવવાનો હતો.

વાત બધી જીવ સટોસટની હતી. એક જગ્યાએથી તાર તુટયો તો કાળીના મનથી નકી હતું કે પોતાનો પ્રાણ એ પાળીથી જ આપવો પડશે. પ્રાણ આપે હીસાબ રહેશે કે કેમ, એ વિષે કાળીને સંશય હતો. આવા સંજોગોમાં ભલભલો સુરવીર પણ થથરી જાય એમ હતું, તો અનાથ અબળા જાતિની બીચારી કાળી

મનને હામ આપ્યા છતાં ચમક્યાં કરે તેમાં નવાઈ શી? સારી રાત બેચેનીમાં અને હાય ઓય કરતાં કહાડે તેમાં નવાઈ શી? આજે સવારના ઉઠતાં વારને પાળીનાં દર્શન કીધાં. તેને પગે લાગી અને જાણે પાળીએ કાળીની ચિન્તા ટાળી હોયની, એમ કાળીનો આત્મા ઉપલા લવલવારા પછી ઠામ પડ્યો. બ્હેની, તું હમણાં કબાટમાં બેસી રહે. હું ન્હાઈ કરીને પરવારી તારી પાસે આ આવી. એમ કહી કાળી પોતાના રોજના કામે લાગી. દાતણ કરી ન્હાઈ ધોઈ કાળીએ ચ્હાઈ તૈયાર કીધી ને એક વાડકો સુખપાલની આગળ જઈને મુકયો. આગળ તો સુખપાળને ચ્હાઇનો વાડકો આપવા જતાં, કાળી તેની આગળ જ રોતી બેસતી ને જાતજાતની વાતો કરતી. હમણાં થોડા દહાડા થયા કાળી સુખપાળ આગળ ઝાઝું બોલતી જ નહિ. મુંગી મુંગી કામ કરતી ને પોતાનો ધણી કંઈ પુછતો કરતો તો હા કે ના કહી ટુંકમાં જવાબ આપતી. સુખપાલકાકા બહાર ગામથી કોઈ રાજાના આવેલા ઝવેરાતના એક મ્હોટા સોદામાં રોકાયલો હતો. જો સોદો પાર પડે તો લાખોની કમાણી હતી, તેથી એનું ધક ધ્યાન સોદાની દલાલીમાં મશગુલ હતું. હમણાં તો એને બપોરના સુવાનો વારોએ આવતો નહિ. સવારના દશ અગીઆર વાગે જમી કરી, થોડો ઘણો હુક્કો પીને એ બહાર નીકળી જતો. તે માણમાણ સાંઝના ઘેર આવતો. પોતાનું ધક ધ્યાન એ પ્રમાણે સોદામાં લાગેલું હોવાથી, જો કે કાળીની રીતભાતમાં બહુ ફેર પડયો હતો તોપણ, સુખપાલ કાકાને તે દેખાયો નહિ. પોતાના ધણીની આગળ ચ્હાઇનો વાડકો મુકતીકને કાળી રસોડામાં ગઈ ને પોતે ચ્હાઈ પીધી ન પીધી કે લાગલી રસોઇની તૈયારી કરવા લાગી. દશ વાગ્યા ને કાળીએ જમવાની હાક મારી. સુખપાલકાકા હીંચકાપર બેઠા હુક્કો ગગડાવતા, ઝવેરાતના સોદાની તદબીરો ગોઠવતો હતો તે ઉઠીને રસોડામાં ગયો. અંદર અંધારૂં બહુ હતું, ને રસોડાના ઉમરા આગળ એક હાથ ઉંડો ખાડો પડ્યો હતો, તેને સાચવીને અંદર જઈ પાટલા ઉપર બેસતા, સુખપાલે કહ્યું—

"આ ખાડો તો હવે જરૂર પુરાવવો જોઇએ. કોઇનો ભોગબોગ લેશે તો થઈ રહ્યું. હું જાણવા છતાં મારો પગ અંદર પડતો સહેજમાં બચ્યો, માટે તું હવે કહે તો કોઈ કડીઆ મજુરને આજે મોકલી દઉં."

"તમને વળી આજે એ ખાડાની પંચાતી શું નડી?"—કાળી રીસ કરતા બોલી—"છો રહ્યો રહેવાદ્યોને—તમારે તો ગણી ગાંઠીવાર જ ત્યાં થઇને આવવાનું છે કેની. જો એમાં પડીશ તો હું પડીશ ને મારો હાથ ટાંટીઓ ભાંગશે તેમાં તમે આટલી કાળજી શેના રાખો છો?"

"ના પણ, હવે તો એ પુરાવો પડશે. કોઈ અતરાપું સહેજ આવે ને તેને કંઈ વાગે કરે તો આપણે ખોટું દેખાય."

"ના, તમે જો એ ખાડો પુરાવ્યો છે તો હું મારો જીવ આપીશ. હવે સમજ્યાની?" કાળી રોષ કરતી ઘાંટો પાડીને બોલી. તરત જ એને લાગ્યું કે પોતાથી ધારવા કરતાં વધારે બોલાઈ જવાયું, તેથી ધીરી પડી ધીરે સાદે એ બોલી—"તમને ખબર છે, આપણા ગરીબ ઘરમાં તો એવા ખાડા ખબોચીઆં ને ગાબડાં ગુબડાં હોય તે સારાં. કોઈ દહાડો કોઇની નજર લાગે નહિ?"

સુખપાલ હસીને બોલ્યો—"હું તો સહેજ કહું છું કે હવે ખાડો પુરાવીએ તો સારૂં, પણ તું તો હવે ગાંડી થઈ છે. વળી ખાડો હોય તેથી નજર નહિ લાગે એ તો તારી સ્ત્રીબુદ્ધિ છે."

"હશે, મારી સ્ત્રીબુદ્ધિ છે તો મારી પાસે રહેવા દ્યો, પણ એ ખાડો તો આપણા ઘરમાં સુકન છે. મને એનો વહેમ છે માટે હાલ નહિ પુરાવો. હશે તો ક્યાં દુર વાત છે. આગળ ઉપર થઈ રહેશે."

"પણ થોડા દહાડા ઉપર તું જ એને પુરાવવાનું મને રોજને રોજ કહ્યાં કરતી હતી. તે દહાડે મારી આંખ ઉઘડી નહિ."

"તે દહાડે કહેતી હતી તે કંઈ આજે હું કહું છું? માટે હવે રહેવા દ્યો એ વાત."

"ઠીક છે ત્યારે તારી મરજી, પણ તારો હાથ પગ ભાંગે તો હું જવાબદાર નથી હો."

એમ કહી સુખપાલકાકા જમવા બેઠો, જમી ઉઠી હુક્કો પી એ બહાર નીકળી પડયો. જતાં જતાં કાળીને કહેતો ગયો કે હું આજે મોડો વહેલો આવું તો મારી ફીકર કરવી નહિ. કાળીને એટલું જ જોઇતું હતું. પણ હજી ઘરમાં ઘાટી હતો તેને પણ જલદી વીદાએ કરી દેવાની પુરેપુરી જરૂર હતી, તેથી તેને તરત જમાડયો ને તેની જોડે પોતે વાસણો ઉલેચવા લાગી. પછી ઘાટીને કહ્યું કે આજે મારો જીવ ફરે છે માટે હું સુઈ જાઉં છું. તું બહારથી બારણું અમથું આડું કરીને જજે. થોડીવારમાં ઘાટી ગયો ને કાળી જીવ નાંખતી ઉઠીને તરત રસોડાના ઓરડામાં ગઈ. રસોડામાં ફક્ત એક જ બારી હતી. તે પાસેની ગલીમાં પડતી હતી. તેને ઉઘાડી બહાર બારી આગળ છજા ઉપર એક પીઢીઆમાં ગઈ. કાલે જ કાળી અને અલંગાએ એક કપી નાખી હતી તેમાં, એક જાડું દોરડું નાંખવાને કાળી બારી ઉપર ચહડી. દોરડાનો એક છેડો ગલીમાં લબડતો રાખ્યો. બીજો છેડો કપીમાં પોરવેલો બારીના સલીઆ જોડે મજબુત બાંધી દીધો. તે

એવી રીતે કે તે તરફનું બારીનું બારણું બંધ કરવાને અડચણ આવે નહિ. બારીએ નામની ઉઘાડી રાખી, જે ઓરડામાં થઇને રસોડામાં જવાતું ત્યાં કાળી આવી. તે ઓરડાને પણ ગલીમાં પડતી એક બારી હતી, તેના બારણાની સાંકળને કાળીએ હાવકી રીતે તાળું મારી બંધ કરી હતી. કારણ કે, આજે જે ખેલ ત્યાં થવાનો હતો, તે ખરે બપોરે એક વાગ્યા પછી થવાનો હતો પણ, રાતની પેઠે એ ખેલ અંધારામાં જ ભજવી બતાવવાનો હતો. બારી બંધ કરવાથી રસોડામાં અને ઓરડામાં અંધકાર થઈ ગયો, તેથી દીવો સળગાવી કાળી કામે મંડી. ખાડાની પાસેની જમીન ખોદીને નાના મોટા ખાડા પાડી ખડબચડી કરી નાંખી. એક મોટા પીપમાં દીવેલ અને મેસ એકઠા કરી રાખ્યાં હતાં તે વડે, રસોડાના બારણાં ઉતારી, જે બાજુ ઓરડા તરફ પડતી તેને દીવેલ અને મેસથી તરબોળ કરી બારણાં ચહડાવી દીધાં. બાકીનું દીવેલ ખાડામાં રેડી દીધું, ઉમરાની અને તેની આગળ પાછળ રસોડા અને ઓરડા તરફ ત્રણ ત્રણ ચાર ચાર હાથ સુધી ચોગરદમ બધી તરફ ખુબ તેલ ઢોળીને તમામ જગ્યા ચીકણી લ્હાય જેવી કરી દીધી. ઉમરા ઉપર અને આગળ પાછળ ચોગરદમ ગોખરૂ વટાણા અને ચણા પાથરી દીધાં. વળી એક બીજા પીપમાંથી મેસ મેળવેલું દીવેલ કહાડી, તેની પાંચ સાત નાની નાની અડધી ભાંગી ગયેલી માટલીઓ ભરી, તે બધાને રસોડાના બારણા આગળના ભાગમાં એવી રીતે ઝુલતી ગોઠવી દીધી કે બારણાંને સહેજ જોરમાં બંધ કરતાં કે ભીંતની જોડે સહેજ અફાલતાં, તેઓ તુટી પડે ને બધે કાળા તેલનો વરસાદ વરસી રહે ! એક કાચનું ફાનસ જેમાં બધી મેસ જ ભરી રાખી હતી તેને પણ તેવી રીતે લટકાવી દીધું. રસોડાનું બારણું ઓરડા તરફ દેખાતું. એ ઓરડા અને રસોડાની વચ્ચે એક બારી હતી તે હવે કાળીએ ઉઘાડી. એ બારીએ થઇને રસોડામાં જવું સહેલ થઈ પડે તે સારૂ, કાળીએ એક ખુરશી રસોડામાં ને બીજી ઓરડામાં ગોઠવીને મુકી. રસોડામાં પોતાના હાથ પગ ધોઈ શરીર સાફ કરી એક સારૂ સરખું છાએલ પહેરી, ડાહી ડમરી થતી એ બહારના દીવાનખાનામાં આવી. કબાટ ઉઘાડી પાળી કહાડી હસતી હસતી તેને પોતાની છાતીમાં ખોસતાં એ બોલી—"બ્હેન પાળી, જાગતી રહેજે હોં કે?" વળી પોતાના મનને ખાતરી ન થવાથી બધું સંકેત પ્રમાણે થયું છે કે નહિ, તે ફરી ફરીને કાળજી રાખીને જોઈ આવી. પોતાના જીવને ટહાડક આપતાં પાંચેક મીનીટ સુધી બેસી રહી. ઘડીઆળમાં જોયું તો સવાબાર થયા હતા એટલે એ ગુલાબની પાસે ઉપર ગઈ.

કેશવલાલ જમી કરીને પોતાના રાબેતા પ્રમાણે લાયબ્રેરીમાં વાંચવા નીકળી

ગયો હતો. બપોરના ઘરમાં વગર કામકાજે આળસ આવે માટે બનતા સુધી બપોરના કોઈ દહાડો એ ઘરમાં રહેતો જ નહિ. એમ કાળી પણ જાણતી હતી. ગુલાબવહુ પરવારી કરીને તરતની જ દીવાનખાનામાં આવીને પાનપડામાંથી પાનની બીડી બનાવી ખાઇને, કંઈ વાંચવાનો આદર કરતી હતી, તેટલામાં કાળી ત્યાં આવી ને ગુલાબવહુની પાસે ગાદીપર જઇને બેઠી. ગુલાબવહુ તેની જોડે હસીને આડી તેડી વાત કરવા લાગી, પણ કાળી તેનો જવાબ ન આપતાં એકદમ બોલી ઉઠી—"ગુલાબ, જો કે તું મને કાકીજી કહે છે ને, હું તને તું તું કરી બોલાવું છું, પણ તું તો મને મારી માના કરતાંએ વધારે છે."

"કેમ વારૂ, આજે તમારે શું કહેવું છે."

"હું જો બધી વાતે તારી શીખામણ પ્રમાણે ન ચાલી હોત તો આજે મારા શાએ હાલ થયા હોત! વિચાર કરતાં મારા જીવમાં લપલપ થઈ જાય છે માટે તારો ગુણ તો હું જીવતાં ભુલું એમ નથી."

"પણ કાકીજી છે શું તે તો મને કહો."

વળી શું હોય, કંઈ નહિ. પણ હું તને એક વાત પુછું છું. તેનો તું ખરેખરો જવાબ આપજે. તારો એક વાળ વાંકો થાય તો મારો આત્મા પલ પલ કપાય કેની? ગુલાબવહુએ હા કહી એટલે કાળી બોલી—"સારૂ ત્યારે, તારા મનમાં એમ તો ખાતરી છે કેની કે તારો જીવ બચાવવાને હું મારો જીવ પણ આપું. વખત આવે આપવાને ચુકુંએ નહિ. એ તું સત કરીને જાણજે."

ગુલાબવહુ તો વિચારમાં પડી કે આ કાળી ઢંગધડા વગરની શી વાત કર્યા કરે છે. એક મહીનો થયો ગુલાબવહુ જોતી હતી કે કાળી વિકળ જેવા ચાળા કરે છે. તેની વાત જાણવાને ગુલાબવહુએ બે ત્રણવાર પ્રયત્ન કરેલો, પણ કાળી કંઈ ઝાઝું બોલી નહિ ને ગુલાબવહુએ હઠ છોડી દીધી. છેલ્લા પંદર દહાડા થયા તો કાળી અને એ ઘણીવાર મળતાં કરતાં, પણ કાળી નીચું જોઇને ચાલી જતી, કંઈ બોલતી જ નહિ. આજે તેને એકાએક ઉપર આવતી અને ઉપર પ્રમાણે અસંબદ્ધ વાત કરતી સાંભળીને ગુલાબવહુને તો એમ જ લાગ્યું કે કાળીને વધારે વાયલપણું લાગ્યું છે કે શું!

"બહેન, મારી નાની બહેન, તું મારી મા છે. તું મારી બહેન છે"—કાળી એકદમ બોલવા લાગી. "હું તો તને આજે મારી બહેન કહીને બોલાવવાની. તારે માથેથી હજારો બલા ઉતરીને મારે શિર આવી પડજો, પણ આજે તારે મારૂં એક કામ કરવું પડશે. તું મને હા કહે ને વચન આપે તો જ મારો જીવ ઠર પડે."

"પણ મને કહો તો ખરાં કે શું છે"—ગુલાબવહુએ હસીને પુછ્યું.

"છે તો કંઈ નહિ. તું મારી જોડે નીચે આવ, એટલું જ હું તારી પાસે હાથ જોડીને માગું છું."

"મને આવવાને કંઈ અડચણ નથી"—ગુલાબવહુએ કહ્યું—"પણ કાકીજી મને કહો તો ખરાં કે મારૂં કામ શું છે. તમારે કંઈ કહેવું કરવું હોય તો અહીં જ કહોની?"

"તે તો આજે તને બધું સાંઝ સુધીમાં આપોઆપ જણાશે. પણ તારે નીચે તો આવવું પડશે. હું હમણાં કંઈ કહેવાની નથી."

"એમ ધારો કે હું ના કહું છું તો પછી"—

"હાય—હાય તો પછી થઈ જ રહ્યું કેની!" ના—ના—પણ તું ના નહિ પાડે. એમ બોલતાં કાળીએ પોતાની છાતીમાંથી પાળી કહાડી ને ગુલાબવહુને બતાવતી બોલી–

"જોઈ આ મારી મ્હોટી બ્હેન! એ કેવી જાગતી જોત છે ને એનામાં કેટલી શક્તિ છે. તું વિચાર કરી જો. હવે તારે કંઈ બ્હીવાનું કારણ છે? માટે ચાલ તું નીચે ચાલ."

ગુલાબવહુએ વિચાર કીધો. પણ કાળીની અકળ વિકલ જેવી વાણી અને ચાળા જોઇને, અને ખાસી મજાની અણીદાર પાળી જોઇને, ગુલાબવહુ તો ભડકી! કાળીની સાથે નીચે જવું એમાં કંઈ મોટી વાત નહોતી. સાધારણ રીતે કાળીએ કહ્યું હોત તો સહેજમાં નીચે ગઈ હોત. પણ કાળીના આવા ચેષ્ટા જોઇને શું ધારવું ને શું કરવું તે એને સુજ પડી નહિ. મુંગી મુંગી કાળી અને તેની પાળીની સામે જોયાં કીધું.

"કેમ બ્હેન હવે કંઈ તને બ્હીવાનું કારણ છે? માટે તું નીચે ચાલ."

"કાકીજી, મારૂં શું કામ છે તે મને કહો. હું જરૂર આવીશ."

"તે તો હર બ્રહ્માંડ ફરે તોએ હું હમણાં કહેવાની નથી. તને બધું પાછળથી માલમ પડશે. ને જો તું ના કહેશે તો આજ પાળીથી મારો જીવ હું આપીશ. હું તો મરીશ તે કંઈ ગણતીમાં નથી. પણ તને એ સારૂ લાગશે? માટે ચાલ."

ગુલાબવહુ હવે ખરેખર ભડકી. કાળી મુળથી જ દાધાબળી તો હતી, તેમાં હમણાં હમણાં તેના ચાળા ચેષ્ટા વિકલ જેવા હતા; આજે તેની સીમા આવતી ગુલાબવહુને જણાઈ. એના મનમાં કોઈ વાતનો દૃઢ નિશ્ચય રમ્યા કરતો હતો એમ ગુલાબવહુને જણાયું. તેની આડે પોતાને આવતી જોઇને કાળી દેહ પાડે ખરી. કારણ કે મનના આવેશોના હાથમાં કાળી એક રમકડા જેવી હતી એમ ગુલાબવહુ સારી પેઠે જાણતી હતી. તેથી સમય વિચારી એને કહ્યું કે ચલો, હું આવું છું. પણ પાળીને ફેંકી દ્યો. આ ગાંડાવેડા શું કરો છો."

તરત કાળીએ પાળી પાછી પોતાની છાતીમાં ખોસી દીધી ને હરખાતી એ કહેવા લાગી—"હું જાણતી હતી કે આખરે તું મારૂં કહ્યું માનશે. ચલ બ્હેન, નીચે ચાલ. એક કલાક સુધી તારે મને કંઈ પુછવું નહિ. હું જેમ કહું તેમ ચાલજે. પછી આખા જન્મારા સુધી હું તારી દાસીની દાસી બની રહીશ."

ગુલાબવહુ નીસાસો નાંખતાં લાચારીએ ઉભી થઇને એક બે બારણાં દેવા લાગી. કાળીએ કહ્યું ના બારણાં દેવાનું કંઈ કામ નથી. હમણાં પાછી તું ઉપર આવીશ. બહાર નીકળતાં દીવાનખાનાનું બારણું ગુલાબવહુ બંધ કરવા લાગી. પણ પાછી કાળીએ એને વારી.

"ના બ્હેન, આ બારણું પણ હું તને બંધ નહિ કરવા દઉં. તું કંઈ જાણતી નથી. હું છું કેની, ઉપર કોઈ આવે કરે તેનું જોખમ મારે શિર છે. તું શું કામ બ્હીએ છે."

"કાકીજી"-ગુલાબવહુ બહુ નાખુશ થતી બોલી-"આજે તો તમારી રીત-ભાત કંઈ સારી નથી. મને બ્હીવડાવીને મારી પાસે તમારી ધારેલી વાત કરાવો છો. મને કંઈ કહો તો મારો જીવ થર પડે. મેં તમને કોઈ દહાડો ખોટી સલાહ આપી છે?"

"તેમ કંઈ મારૂં કહેવું નથી. પણ આ વાત તો જુદી છે. તમે એક કલાક સુધી મારા કહ્યા પ્રમાણે ચાલજો. પછી તમારે જોઇએ તેમ કરજોની."

બંને જણી દાદરો ઉતરી દીવાનખાનામાં આવ્યાં. કાળી કહે ના, આજે આ ઓરડામાં બેસવાનું કંઈ કામ નથી. રસોડામાં ચાલો; પણ ઉભી રહે, મને આગળ ચાલવા દે. હું તને કહું તેમ તું મારી પાછળ પાછળ ચાલી આવ.

રસોડાની પાસેના ઓરડામાં અંધકાર જેવું હતું, એટલે ગુલાબવહુ ચમકીને ઉભી રહી. કાળીએ ગુલાબવહુને હાથ આપીને કહ્યું કે મારી પાછળ પાછળ ચાલી આવ. પણ આજે આપણે બારણામાં થઇને અંદર જવું નથી. પાસે નહાની બારી આગળ એક ખુરશી છે. ત્યાં થઇને અંદર જઇશું. ગુલાબવહુ ગભરાઈ, તથાપિ કાળીની પેઠે એ પણ ખુરશી ઉપર ચહડી બારીમાં થઇને રસોડામાં આવી. કાળીએ કહ્યું બહેન, આ ખુરશી છે તે હવે અહીં કંઈ કામની નથી. માટે તું તેના ઉપર બેસી રહેજે. તારે બહુવાર ખોટી થવું નહિ પડે. અડધો કલાક તો બહુમાં બહુ જાણવો.

રસોડામાં બધે અંધકાર હતો. માત્ર એક બારી ગલીમાં પડતી ત્યાંથી કંઇક અજવાળું અંદર પડતું, પણ તેને લીધે રસોડું વધારે ભય ઉત્પન્ન કરનારૂં થઈ પડયું! ગુલાબવહુની છાતી ધક ધક થવા લાગી ને બહુ આજીજી કરતાં કાળીને

એણે પુછ્યું "મને તમે કંઈ પણ નહિ કહો કે આ બધું શું છે? હું તમારે પગે પડું છું. મારા જીવને આજે તમારી રીતભાતપરથી અને રસોડાનો દેખાવ જોઇને કળ પડતી નથી. મને કહોની કે આ બધું શું છે? મને કહોની? હવે હું અહીંથી ક્યાં જવાની હતી?"

ના બહેન, કંઈ જતી નહિ. ને આમ જો, તારો પ્રાણ સંકટમાં આવી પડે તો પણ રસોડાના બારણા આગળ થઇને બહાર નીકળવાનો વિચાર તું કરતીજમાં. વળી હું તને પગે લાગીને કહું છું કે આ ગલીમાં પડતી બારી ઉઘાડીશ નહિ. આમાં કંઈ છે તો નહિ, પણ બારીથી તારી વહાર કરનાર, જરૂર જણાશે તો, કોઇને કોઈ આવશે. માટે તું તારા દીલમાં કોઈ વાતે ભય રાખીશ નહિ. મારી પાસે પાળી છે ને હું તારી પાસે જ છું, એમ સત જાણજે. તારો વાળ વાંકો થવાનો નથી. એક કલાક પછી તું પણ મારી જોડે હસશે, ને તને સમજણ પડશે. પણ અડધા કલાક સુધી કે વધારે, તું ત્યારે અહીં નીરાંતે બેસી રહે. જો મારા કહ્યા પ્રમાણે તું નથી ચાલી, તો આજે રાતના તું કાળીને જીવતી ભાળીશ નહિ. આ પાળી જ મારા પેટમાં મારીશ. પણ હવે મને મોડું થાય છે. માટે તું નીરાંત રાખી બેસ, હું આ આવી."

એમ બોલી કાળી ત્યાંથી નહાની બારી પર પગ મુકી અદૃશ્ય થઈ ગઈ.



## પ્રકરણ ૪૯ મું

## આ તે શું થઈ ગયું!

સુકન જોઇને સંચરજોરે,
જીઆવર વહેલા વહેલા વળજોરે. (જુની કવિતા.)
ખબર નહિ પડે એક પલકી,
રામ સમર લે, સુકૃત કર લે કો જાને કલકી. (કબીર).

ગુલાબવહુની જોડે કાળી જાણે કંઈ બ્હીવાનું હોય નહિ, અને સઘળું પોતાના ધારવા પ્રમાણે સાંગોપાંગ ઉતરવાનું હોયની, એમ વાત કરતી હતી; તથાપિ એના દીલમાં આજે થોડા અજંપો નહોતો. અલંગાના બોલ વિચારી વિચારી એ પોતાના દીલમાં હામ ધરતી ને વારે વારે છાતીમાં પાળી છે એમ જોયાં કરતી. રસોડામાં ગુલાબને લઈ ગયા પછી એ બહુ બહેબાકળી થઈ ગઈ. તેમાં ગુલાબની આજીજી જોતાં એનો જીવ વશ રહ્યો નહિ. એક વાર તો બધું કહી દેવાની અણીપર હતી. પરંતુ અલંગાએ એને ટોકી ટોકીને કહ્યું હતું કે ગુલાબના

જાણવામાં કંઈ પણ ભેદ આવ્યો છે તો રસોડામાંથી પણ એ જીવ નાંખી જતી રહેવાની અને બધી બાજી ચુંથાઈ જવાની; એટલુંજ નહિ પણ કદાચને ગુલાબ બારણે થઇને ભાગવા જાય તો એનો હાથ પગ ભાંગી જાય. માટે ગમે તે થાય તો પણ ગુલાબને કંઈ કહેવું નહિ. એ બીના યાદ આવતાં કાળી લવલવારો કરતી બંધ થઈ ગઈ. માત્ર ગુલાબને શું કરવું શું નહિ કરવું, એવી શીખામણ આપ્યાં કીધી. રસોડું છોડતાં ગુલાબ સામું કાળીએ જોયું તો એ રડવા જેવી થઈ ગઈ હતી, ને એની છાતીના ધપકારા કાળીને કાને પડવા લાગ્યા. એટલે કાળીની હામ રહી નહિ. "મારા કહ્યા પ્રમાણે તું નથી ચાલી તો કાળીને જીવતી ભાળીશ નહી. આ પાળીજ મારા પેટમાં મારીશ. માટે હવે તું બેસ." એમ બોલતી બોલતી કાળી ત્યાંથી જીવ લઇને નાઠી ને નહાની બારી ઓળંગી દીવાન-ખાનામાં આવી!

ગુલાબનું રડવા જેવું દયામણું મ્હોં જોઈ દીવાનખાનામાં આવતાં કાળીનો જીવ વશ રહ્યો નહિ, ને ડુસકે ડુસકે રડવા લાગી. રાંક ગાયની પેઠે ગુલાબને દોરવીને રસોડામાં લઈ જવાને એ ફતેહ પામી ખરી, તોપણ અંદરખાનેથી તો એની ગભરામણ વધતી જ ચાલી!

"હાય હાય, આજે શું થશે, પેલી અલંગા નીચે નહિ આવી હોય તો હું શું કરીશ? હું તો ભુત થઇને પણ ગલીમાં આજે આવીશ ને લાગ આવતાં ઉપર ચહડીશ, એમ મને એ કહેતી હતી ખરી, પણ જો કંઈ પણ કારણથી અલંગાને મોડું થયું તો મારી શી વળે થશે? હું રાંડ મરીશ તેની તો કંઈ ફીકર નથી. પણ મારી કેટલી બદલામી થશે? ને ગુલાબનું ને કેશવલાલનું શું થશે? પણ હવે વાત મારા હાથમાં રહી નથી. હવે તો જે થાય તે ખરૂં. એમાંથી છુટવાને આમ કે આમ બારી નથી." એમ વિચારી વળી કાળી ધીરજ રાખવા લાગી. વળી કંઈ જુદા વિચાર આવતાં હસી. ઘડીઆળમાં જોયું તો પોણો વાગ્યો હતો. પા કલા-કની વાર છે માટે લાવ, પાસેના ઘરમાં જઇને જોઈ આવું, અલંગા આવી છે. એમ બોલતી કાળી નીચે ઉતરી. રસ્તામાં બધે સુનકાર જેવું હતું. બે માણુસો જાણે ત્યાં સહેજ ફરતા હોય એવા દેખાયા. આ મુવાઓ પેલા પીટયાના જાસુસ છે કે શું? મને એ કહેતો હતો ખરો કે હું મીનીટે મીનીટની બાતમી રાખીશ! ને મુવાએ તેમ કીધું પણ હશે! પણ હું પાસેના ઘરમાં જઇશ તેમાં એ મુવા શું જાણી જશે. અલંગાએ તો ના કહી હતી કે તું આવીશમા, પણ એ આવી હોય તો મારો જીવ થર પડશે. માટે ચાલ, લગરીક ડોકીયું મારી આવું, એમ બોલતાં કાળી પાસેના ઘરમાં ધીમે ધીમે ચાલીને ગઈ. એ ઘરમાં નીચેના ઓરડામાં

અલંગાની બહેનપણી રહેતી હતી. અલંગા ને કાળીનો એવો સંકેત હતો કે મમતારામ આવ્યો છે, એવું અલંગાના જોવામાં આવે, કે તરત તેને નીચેના ઓરડાની એક બારી, જે ગલીમાં પડતી હતી તેમાં ઉતરવું; અને યોગ્ય વખતે કાળીએ કપીમાંથી નાંખેલી દોરીને આધારે ઉપર ચહડી સુખપાલકાકાના ઘરના રસોડામાં આવી ગુલાબની મદદે જવું.

કાળીની જોડે મસલત કરી અલંગાએ મમતારામને ફસાવવા જે ચોગઠું તૈયાર કીધું હતું, તે સાંગોપાંગ પાર ઉતારવામાં કેટલી કેટલી અડચણો ને જોખમ છે, એ અલંગા પોતાના મનમાં ઘણી સારી રીતે સમજતી હતી. પરંતુ સ્વભાવે એ હીંમતવાળી હોવાથી એ સર્વે અડચણોથી એ ડરી ગઈ નહિ, પણ ઓર પોતાનું કાળજું પોતાના હાથમાં રાખ્યું. પોતાથી બની એટલી અક્કલ દોડાવી કાળીને પાવરધી કરી રાખી. આગળના સંકેત પ્રમાણે બાર વાગ્યાની પહેલાં, પાસેના ઘરના ઓરડામાં આવીને મમતારામની વાટ જોતી એ નીરાંતે બેઠી. અલબત એના મનમાંએ નક્કી ન હોતું કે કંઈ પણ ખુલાસો જાણ્યા વગર, ગુલાબવહુ કાળીના રસોડામાં અડધો કલાક બેસી રહે; અને જો ગુલાબે ના કહી તો બધી તદબીર એકડા વગરના મીંડા જેવી હતી. મમતારામે કાળી પાસે એવી સરત કરાવી લીધી હતી, કે પોતે એક વાગે આવે, ત્યારે ગુલાબવહુ કાળીના ઘરમાં આવેલી છે તેની ખાતરી કરવા સારૂ, તે કેશવલાલના ઘરમાં જાતે તપાસ કરશે. એટલું જ નહિ પણ ગુલાબવહુ જોડે કાળી સંતલસ કરે ને ગુલાબવહુ કોઈ બીજે ઠેકાણે જતી રહી હોય તો તેની ખબર પડવા સારૂ, મમતારામે કાળીને ખાસ કરીને કહ્યું હતું કે મારા બે જાસુસો આગલી રાતથી કાળીના ઘરની આસપાસ ફર્યા કરશે, ને ગુલાબવહુ જતી રહી છે એવી ખબર મમતારામને પડી છે તો કાળીનું આવી બન્યું સમજવું! મમતારામની આ સરત બહુ કપરી હતી. તેને અનુસરીને ચોગઠું માંડવામાં અલંગાને કંઈ થોડી અડચણ પડી નહોતી. એનો વિચાર તો મમતારામને ઠગવા સારૂ ગુલાબનો વેષ પોતે ધારણ કરવાનો હતો, પણ મમતારામની આવી સચોટ સરત જોઇને અલંગાએ નિશ્ચય કીધો કે ગુલાબવહુને રસોડામાં લાવ્યા વગર બધી બાજી ધુળ મળવાની! માટે એને કાળીને સમજાવી રાખ્યું હતું કે તેમ કરવા સારૂ પાળીથી પોતાનો જીવ આપવાની દહેસત ગુલાબને આપવી, એટલે ગુલાબ સમજી જશે. બન્યું પણ તેમ જ!

કાળીને પોતાની તરફ વેવલીની પેઠે આવતાં જોઇને અલંગાના ક્રોધની સીમા રહી નહિ. આવી જીવ સટોસટની વાત હતી ને તે પણ આવા મીજાન ઉપર આવી હતી તેવી વેળાએ, અને આગળથી સમજણ પાડેલી છતાં, કાળી તેની જોડે વાત

કરવાને આવે તે અલંગાને જરા કે ગોઠ્યું નહિ. તેથી એકદમ આંખના ડોળા ફાડતી એને કાળીને તરછોડી કહાડીને હાથનો ઇસારો કરતાં એણે કાળીને સૂચવ્યું કે પાછી પોતાને કામે લાગે.

બસ જા—"અલંગા અતિ કોપાયમાન થતી બોલી"—મેં તને ના કહીતી ને તું અહીં કેમ આવી? તને ખબર છે કે હમણાં કેવો કટાકટીનો વખત છે?

"પણ હું તો સહેજ કહેવા આવી કે અત્યાર સુધી બધું પાધરે પાધરૂં છે."

"તું જાય છે કે નહિ"—અલંગાએ છેક અધીરા પડીને કાળીને કહ્યું—"જા તારે કામે લાગ"—એમ બોલતાં કાળીને હડસેલો મારી અલંગાએ તેને ઓરડાની બહાર કહાડી મુકી.

પોતાની ભુલ થઈ છે તેથી અલંગા ક્રોધે ભરાઈ છે, એમ સમજી કાળી નીચી મુંડી કરી છાનામાનાં પોતાના દીવાનખાનામાં આવી. ખરેખર આ વખતે તો એને દીવાનખાનામાં જ રહેવાની વેળા હતી. હજી એકમાં દશ મીનીટ ઓછી હતી એટલામાં કોઈ ભાઇડાનો દાદરે ચહડવાનો અવાજ કાળીને કાને પડયો. એ ભાયડો તે મમતારામ જ હોવો જોઇએ એમ કાળીને લાગ્યું. અલંગાએ એની જોડે વાત ન કરતાં એકદમ પાછી મોકલી દીધી, તેમાં તેણે કેટલું ડહાપણ વાપર્યું હતું તે વાતનું કાળીને હવે ભાન થયું, તેથી અલંગાનાં મનમાં વખાણ કરતી અને પાડ માનતી દાદરા આગળના બારણા પાસે તરત આવી; ડાહી ડમરી થઇને કાળી ઉભી રહી.

મમતારામ ધીમે ધીમે વિચાર કરતો સીડીના પગથીઆં એક પછી એક ચહડતો હતો. આજે એના મનમાં એક જાતનો કંઈ ઓર આનંદ અને ઉમંગ વ્યાપી રહ્યો હતો. સવારના પોહોરમાંથી એના મનમાં તમામ વિચારો, ખુશ મીજાજના તરંગોની પેઠે, ઉછળવા લાગ્યા. પોતાને કોઈ પણ રીતે કશું જોખમ હોય એમ એને જણાયું નહિ, અને તે સારૂ તે પોતાની બુદ્ધિને ધન્યવાદ આપવા લાગ્યો. કાળી જેવી ગાંડી સ્ત્રી પોતે જે વાત કહે તે બ્હીકની મારી કબુલ રાખે, પોતાના ક્ષેમાર્થે જે જે કપરી સરતો કરે તે પ્રમાણે ચાલવાને કાળી કોલ આપે, એ સઘળું ખરેખર અતિશે વિસ્મય પમાડનારૂં હતું ને તેથી મમતારામને લાગ્યું કે પોતે ઠાલી ફુલાતો નથી, પણ પોતાની બુદ્ધિને વાસ્તવિક ધન્યવાદ આપતો હતો.

સવારના ઉઠયો ત્યારથી, તે કાળીને ત્યાં જવા નીકળ્યો ત્યાં સુધીનો તમામ વખત મમતારામે પોતાના શરીરને ટાપટીપ કરી શણગારવામાં અને સજવામાં કહાડી નાખ્યો! બહુ સફાઇથી હજામત કરાવી પોતાના શરીરને સુગંધી સાબુથી ખુબ ઘસી ઘસીને ધોયું. માથાની ચોટલી પણ સાફ કીધી. ન્હાઈ ધોઈ જતનથી

શરીર લ્હોઇને ચોટલી સુકાવી તેમાં સુગંધીદાર તેલ ચોળ્યું, અને બેમાલમ રીતે અત્તરનો હાથ પોતાને કપાળે, ગાલે, નાકે અને હડપચીપર ફીધો. મુછના વાળને પણ થોડું ઘણું તેલ ચોળી સુશોભિત કીધા. કાનમાં અત્તરના પુમડાં મુક્યાં. પછી દશેક વાગે ઠંડે પેટે જમી લીધું. પછી બંગાળી ઉંચા કુમાસનું ધોતિયું પહેરી તેની પાટલી ટાપી ટીપીને વાળી. કપાળે ભભુત લગાવી આડું ટીલું સુશોભિત રીતે કીધું. ઝુલતું પહેરણ પહેરી તે ઉપર રંગીત છીંટનું વાસકુટ પહેર્યું ને તે પર ઉંચી જગન્નાથીનો દખણી ફેશનનો અંગરખો ચહડાવ્યો. એકેક વસ્ત્ર પહેરવા પહેલાં તેપર સુગંધીદાર વિલાયતી સીસીઓમાંથી પુષ્કળ પાણી છાંટયું. મજાનો રૂમાલ અને બંગાળી મલમલની પીછોડીને પણ સુગંધી પાણીમાં તરબોળ કીધી. પાણી ચુવે એવી કસુંબાની ભારે તોરાદાર ચકરી પાઘડી તરતની નવી બંધાવેલી માથે મુકી, અને જાણે વરરાજા બનીને પોંખાવા જતો હોય, એમ આરસીમાં પોતાનો ચહેરો જોઈ જોઈ હરખાવા લાગ્યો ને મુછને આંકડા દેવા લાગ્યો! ઘડીઆળમાં જોયું તો બાર વાગ્યા હતા. હજી તો અડધો કલાક જવાને બાકી હતો. તેથી પોતાના લુગડાં નહીં ચોળાઈ જાય એવી રીતે બેસીને મમતારામ શ્રમ ન પડે તેવી રીતે પંખાથી વાયરો ખાવા લાગ્યો!

બીચારી દુખીઆરી કાળીને રાત પુરી ન થઈ હતી તેમ આ સુખીઆરા મમતારામને એમ જ લાગ્યું કે અરધો કલાક પુરો થવાનો જ નથી! અડધા કલાકમાં દશેકવાર પોતાના ખીસામાંથી સોનાનું સોહામણું ઘડીઆળ કહાડી એણે વખત જોયો, પણ જ્યારે જુવે ત્યારે પોતાના ધારવા કરતાં વખત તો પાંચ સાત મીનીટ ઓછો જણાય! સાડા બારમાં પાંચેક મીનીટ ઓછી રહી ને એનો જીવ વશ રહ્યો નહિ. આમ બેસી રહેવાથી રખેને મનમાં નાખુશ વિચારો આવે માટે, મમતારામ, હજી ત્યાં એક વાગ્યાની દસ બાર મીનીટ પહેલાં જઈ પહોંચશે તેની દરકાર નહિ કરતાં, હરજોખમે બધી રીતે સજ્જ થઈ ગયો. એક સુંદર બીલીઆની વીંટી ડાબા હાથની નાની આંગળીએ લટકાવી. પગમાં દખણી ઢબના જોડા પહેરી અને હાથમાં દાંતના હાથાની રેશમી છત્રી ધરી, જતાં જતાં પોતાના દીદાર આરસીમાં એક છેલ્લીવાર જોયા-આત્માને તેથી પરમ સંતોષ આપતો એ નીચે ઉતર્યો, ને એક વિકટોરીઆ જતી હતી તેમાં બહુ આડંબરથી અંગરખો અને ધોતીઆની પાટલી સાચવતો બેઠો. સુખપાલકાકાના ઘરની થોડે છેટે મમતારામ ગાડી ઉભી રખાવીને નીચે ઉતર્યો ને રેપબંધ છત્રી ઉઘાડી ઉજમભેર સુખપાલકાકાના ઘર તરફ ડગલાં ભરવા લાગ્યો. એના રાખેલા એક છુપા જાસુસે મમતારામની પાસે આવી તેની જોડે સહેજ વાત કરતો હોય, એમ સાથે ચાલતાં કહ્યું—"સાહેબ,

હમણાં બે ચાર મીનીટ ઉપર કાળી ડરતી ડરતી પડખેના ઘરમાં જતી હતી. પણ પાછી એક મીનીટમાં બહાર આવી અને બ્હીતી બ્હીતી પાછી એના ઘરમાં જતી રહી. તે સિવાય બીજું કોઈ ગયું કે આવ્યું છે નહિ. બધું બરોબર છે."

પણ મમતારામને વિચાર થઇ આવ્યો કે બધું બરોબર નહોતું. બધા દહાડામાં આજે, અને તે પણ પોતાના આવવાની પાંચ મીનીટ અગાઉ, કાળી પડખેના ઘરમાં જાય તેમાં કંઇને કંઇ પણ કારણ હોવું જોઇએ, એમ વિચાર આવતાં જ એને ચટપટી થઈ રહી. કાળી ત્યાં શું કામ ગઈ ને કોને મળી, એ જાણવું જરૂરનું હતું તેથી જાસુસ પાસેથી તેનો ખુલાસો માગ્યો. "સાહેબ, અમે તપાસ કરવાની વેતરણ કરતા હતા"–જાસુસે જવાબ દીધો–"એટલામાં તમને વિકટોરીઆમાંથી ઉતરતા જોયા. આપનો શો હુકમ છે?"

હવે શું કરવું. કાળીએ પડોશના ઘરના ઓરડામાં જઇને શું કીધું અથવા કોને મળી આવી એ જાણવું પુરેપુરૂં જરૂરનું હતું. પણ રાત થોડી અને વેષ ઘણા એટલે મમતારામને વિચાર થયો. પડખેના ઓરડાનો ભેદ મેળવતાં વખતે વધારે સમય નીકળી જાય અને તેટલી વાર સુધી કંઇ મમતારામથી રસ્તામાં લોકો જોય એમ ઉભા રહેવાય નહિ. હવે તો હાથીના દાંત બહાર પડ્યા તે પડ્યા. ભવસાગરની સેત્રંજની રમતમાં જે મ્હોરૂં ચાલ્યા તે ચાલ્યા. એ તો હીંમતે ખોદા મદદ છે એમ વિચારી, મમતારામે યાહોમ આગળ ધસવાનો વિચાર કીધો. પેલા જાસુસે ફરી પુછ્યું:-

"સાહેબ, અમને શું હુકમ છે? અમે અહીંઆ હજી ચોકસી રાખીએ? ના, જાઓ હવે તમારૂં કંઈ કામ નથી. તમારા શેઠને પુરસદે મારે ત્યાં મોકલજો." જાસુસથી છુટા પડી મમતારામ આગળ ચાલ્યો ને સુખપાલકાકાના ઘરની સીડીના પગથીઆં ધીમે ધીમે ચહડવા લાગ્યો.

કાળી પડખેના ઘરમાં હમણાં જ જઈ આવી તેમાં ભેદ હોવો જોઇએ, એવો વિચાર આવતાં મમતારામને અત્યાર સુધી જે ઉમંગ હતો તે એકદમ ઉડી ગયો. એની ચાલ પણ ધીમી પડી ગઈ. એ કારણથી એ ધીમે ધીમે દાદરો ચહડવા લાગ્યો. રખેને કાળીએ કંઇ કાવતરૂં રચ્યું હોય! પણ મમતારામ પોતાનાં મનને હીંમત આપવા લાગ્યો કે કાળીમાં એટલી પહોંચ નહોતી. તેની સાથે આવી બાબતમાં એક સ્ત્રી બીજી સ્ત્રીની ભાગ્યે સલાહ લે છે. એમ મન વાળતો મમતારામ દીવાનખાનાના બારણા આગળ આવી પહોંચ્યો. કોઇનો આવવાનો ખડખડાટ સાંભળી કાળી પણ ત્યાંજ આવીને નીચી મુંડી કરી ઉભી રહી હતી. તેને જોઇને મમતારામે ધીમે સાદે પુછ્યું—"કેમ બધું બરાબર છે!" કાળીએ માથું હલાવી 'હા' કહી ને નીચુંજ જોઈ રહી. હું ઉપર જઇને જોઈ આવું? મમતારામે પૂછ્યું:—

"જેવી તમારી મરજી." કાળીએ જવાબ આપ્યો.

"હા-પણ તું શું કહે છે."—મમતારામ જાસુસની વાત યાદ કરતાં બોલ્યો—કે જોઇએ કાળીના બોલવા ચાલવા પરથી કંઈ પત્તો લાગે છે.

"મારે શું કહેવાનું હતું. તમારે જોઇએ તેટલી ખાતરી કરી લ્યોની."

"ઠીક છે. હું હમણાં ઉપર તપાસ કરીને આવું છું." એમ કહી મમતારામ કેશવલાલના ઘરની સીડી ચહડવા લાગ્યો, ઉપર જઇને ઓરડે ઓરડે ચો તરફ ધારી ધારીને જોયું, પણ ત્યાં કંઇ જણાયું નહિ, એટલે એને સહેજ હીંમત આવી પાછો નીચે આવ્યો. એટલે ચાળા કરતી કાળી બારણા આગળ ઉભી ઉભી હાથ જોડી ધીરે સાદે મમતારામના કાલાવાલા કરતી બોલી—

"જુવો, હું તમને પગે લાગીને વિનવું છું. હજી પણ આ વાત જવા દ્યો, એમાં તમારી ને મારી બંનેની લાજ રહેશે."

મમતારામને વધારે હીંમત આવી ને કાળીને તરછોડતો દીવાનખાનામાં દાખલ થયો.

"મમતારામભાઇ, હું તમને વિનવું છું. માટે હજીએ તમે મારૂં કહ્યું માનો. પણ મમતારામ એકનો બે થયો નહિ. તેમ થાય એવો એનો સ્વભાવજ નહોતો. એટલે એ ગુસ્સે થતો કાળીને કહેવા લાગ્યો કે હવે તારો લવારો બંધ કર.

"ઠીક છે ત્યારે, તમારૂં લાગ્યું તમે જાણો; પણ આપણી સરત પ્રમાણે હું દીવાનખાનામાં બેસી રહીશ. તમારે એકે બારણું બંધ કરવું નહિ. જો તેમ કીધું છે તો હું શોર બકોર કરી મુકીશ એ નક્કી જાણજો."

મમતારામ કાળીનું બોલવું કાને પડયું સાંભળ્યા વગર દીવાનખાનાની પાસેના ઓરડામાં ચાલ્યો.

અગ્યારમા અને સત્તાવીસમા પ્રકરણમાં સુખપાલકાકાના ઘરની બાંધણીનો આકાર વર્ણવેલો છે. આ ઠેકાણે એટલું જ કહેવું બસ છે કે દીવાનખાના અને રસોડાના ઓરડાઓ વચ્ચે સરખી ઢબના બીજા બે ઓરડા હતા, જેને ઓળંગીને રસોડામાં જવાતું. દીવાનખાનાની જોડનો ઓરડો કાળીનો ખાનગી ઓરડો કહેવાતો ત્યાં મમતારામ ગયો. કાળી પણ તેની પાછળ પાછળ ચાલી. મમતારામે કાળીને પાછું ફરવાનું કહ્યું, પણ કાળીએ ઘણાજ ધીરે સાદે કહ્યું કે ના, તમે બારણું બંધ કરી દ્યો તો હું શું કરૂં. માટે તમે પાસેના બીજા ઓરડામાં નહિ જાઓ, ત્યાં સુધી હું તમારી સાથે ને સાથે આવીશ.

મમતારામનો મીજાજ તો બહુ ગયો. પણ વખત વિચારી એણે કાળી જોડે આ વખત તકરાર કરવી દુરસ્ત ધારી નહિ. તેઓની બેની રકઝકનો અવાજ

રસોડાના ઓરડામાં પડે તે ઠીક નહિ. એમ વિચારી એણે કાળીને પોતાની સાથે આવવા દીધી.

કાળીના ખાનગી ઓરડામાંથી બીજા ઓરડામાં જવાના બારણા આગળ આવતાં મમતારામે કાળીને હાથનો ઇસારો કરીને પાછા ફરવાનું કહ્યું, પણ કાળી કહે કે તમે આ બારણું બંધ કરી દ્યો તો. માટે તમે અન્દર જાઓ પછી હું ખસીશ.

"ફોડ તારૂં માથું, લે ત્યારે ઉભી રહેજે!" એમ કહી મમતારામે કાળીનો ખાનગી ઓરડો અને રસોડાની વચ્ચે જે ઓરડો હતો તેમાં પગ મુકયો.

એટલે પોતાને કંઇ એકાએક યાદ આવ્યું હોયની, એમ ચાળા કરતી કાળી મમતારામનો હાથ પકડી ધીમેથી પણ ગભરાતી જેવી કહેવા લાગી—

"અરે ઉભા રહો! ઉભા રહો! હું તમને એક વાત કહેવી ભુલી જાઉં છું. તમારા સારાને માટે કહું છું, જરાક સાંભળો તો ખરા."

"મારે હવે તારી વાત નથી સાંભળવી તું હવે અહીંથી જા."

"પણ તમો સાંભળો તો ખરા. તમેજ મને પાછળથી ઠપકો આપશો કે મને કેમ કહ્યું નહિ."

મમતારામ બહુજ ચ્હીડાઈ ગયો. કાળીને હડસેલો મારી બહાર કહાડતાં બહુ ધીરેથી પણ ભાર દઇને એ બોલ્યો.

"રાંડ—નીકળ, મારે તારી વાત નથી સાંભળવી."

"જો જો હોં મમતારામભાઈ! મારી વાત સાંભળો નહિ તો તમે દુ:ખી થશો. આ તો હું તમને જુદી જ વાત કહું છું."

પરન્તુ મમતારામ કાળીની દરકાર નહિ કરતાં આગળ વધ્યો. બીજા હાથ ઉપર કાળી પણ, જાણે મમતારામ સાંભળતો નથી અને તેથી હારી ગઈ હોય એમ દેખાવ કરતી ઉભી રહી. મમતારામના મનમાં કે કાળી પાછા એના કાલાવાલા કરી એને સમજાવવા માગતી હતી, તેથી એણે કાળીને તરછોડી કહાડી. કાળીએ કહ્યું કે હું તો તમને બીજી વાત કહું છું, અને તે તમારા સારા માટે છે. પણ મમતારામને તો એમજ લાગ્યું કે આવે વખતે વળી બીજી વાત શી હોય. એ તો એમ બોલી, કાળી વળી એને એ કામમાંથી વારવાને કરે છે. એટલે મમતારામે કાળીની પત કીધી નહિ અને આગળ ધસ્યો.

મમતારામ હીંમતવાળો હતો. તથાપિ આ ઓરડામાં આવ્યા પછી અને કાળીને હડસેલીને બહાર કહાડયા પછી, એની છાતી અંદરખાનેથી ધબધબ થવા લાગી. જાસુસની વાત યાદ આવી ને કાળી એની જોડે દગો તો નથી રમતી એવો એને વિચાર આવ્યો. હવે કંઈ પાછું હઠાય એમ હતુંજ નહિ. માટે હવે

તો હીંમત રાખવી જોઇએ. હીંમતે ખોદા મદદ છે એમ વિચાર કરતો, તે ઓરડામાં ઉભો રહી, મમતારામ પોતાના જીવને સ્વસ્થ કરવા લાગ્યો.

દીવાનખાના કરતાં કાળીના ઓરડામાં, અને તેના કરતાં પણ આ ઓરડામાં વધારે અંધારૂં હતું. પણ એ અંધકાર મમતારામને દેખાયો સરખો નહી. પોતે જે કામે આવ્યો હતો તેને એવો અંધકાર અનુકૂળ હતો. બહુ અંધકારને લીધે ધીમે ધીમે ડગલાં ભરવા પડતાં હતાં. પણ એને એમ ન લાગ્યું કે એમાં કંઈ વિચારવા જેવું હોય. જે સુખની ઇચ્છાએ એણે આ બાજી રચી હતી તે સુખની પ્રાપ્તિ આટલી પાસે આવવા છતાં આ વખતે એના મનમાં બીલકુલ હર્ષ કે ઉજમ નહોતો. તેને બદલે હવે એનું ચિત્ત ચિંતાગ્રસ્ત થઈ ગયું હતું. કાળીને હડસેલીને બહાર કહાડવા પછી એ વધારે બહાવરો થયો—ચોરીનું કે એવું જ બીજું કાળું કર્મ કરતો હોય અને તેથી પોતાના હૃદયમાં બેઠેલો અંતર્યામી એનાથી નારાજ થયો હોય, એમ એના ચેહેરા પર આભાસ પડવા લાગ્યો. પરન્તુ મમતારામ પોતાના મનની ચેતવણીની દરકાર કર્યા વગર કે અંધકારથી નાખુશ વિચારો ઉત્પન્ન થતા હતા તેનો ખ્યાલ કર્યા વગર, એ પોતાના જીવને પશુબુદ્ધિ અનુસાર ધીરજ આપવા લાગ્યો. મ્હોડે પરસેવો પરસેવો થઈ ગયો હતો, તેથી રૂમાલ કહાડી એણે મ્હોં લુછ્યું. આટલો બધો તે હું ક્યારે હીચકારો હતો ને આમાં બ્હીવા જેવું શું છે કે હમણાં હું ચોરની પેઠે આ અંધકારને પસંદ કરતો અહીં ઉભો છું! છટ મમતારામ, બચ્ચા હીંમત રાખ, તારા મનમાં હોંસ ધર, એ તો પહેલે વિચારે એમ લાગે—પણ "યા હોમ કરીને પડો ફતેહ છે આગે."

તરત મમતારામ સ્વસ્થ થયો. પરસેવો લ્હોઇ રૂમાલ ખીસામાં મુકી એક ખોંખારો કરી, જાણે પોતે ત્યાં તરત આવ્યો હોયની, એમ ધીમે રહીને એ બોલ્યો, કાળી તું ક્યાં છે? તું કેમ દેખાતી નથી? અને જાણે એ ઓરડામાં કાળી નથી, એટલે કદાચને રસોડામાં હોય તેમ, તેને બોલાવતો એ રસોડા તરફ ધીમે ધીમે ચાલવા લાગ્યો. કાળી તું ક્યાં છે, તું કેમ બોલતી નથી?

બીચારી ગુલાબવહુ! કાળીએ એને પાળી દેખાડી ત્યારથીજ એ તો ગભરી ગઈ હતી. લાચારીએ નીચે આવી હતી. દીવાનખાનામાં ન બેસાડતાં કાળી એને રસોડામાં લઈ ગઈ અને તે પણ એક નહાની બારીમાંથી, ખુરશી ઓળંગાવીને, એ સર્વ જોઇને, અને અંધકારયુક્ત રસોડું જોઇને ગુલાબવહુને ગભરામણ થાય એમાં આશ્ચર્યકારક કંઇજ નહોતું. કાળીની વાણી અને ચાળા પણ એની ફીકરમાં વધારો કરવા લાગ્યા. કાળી પાસે હતી ત્યાં સુધી તો બધું ઠીકઠીક હતું પણ

કાળી તો જીવ નાંખતી એક બે વાતની શીખામણ દેતી ત્યાંથી ભાગી ગઈ. હવે ગુલાબવહુના મનમાં ગભરાટની અને ફીકરની સીમા રહી નહિ!

માણસ જે ભય જાણી જાય છે તેથી ભય પામતો નથી, પણ અજાણ્યાથી અને અંધકારથી ભયભીત થઈ જાય છે. એકવાર દીલમાં ભયે વાસ કીધો કે આસપાસના અને આગળ પાછળના તમામ સંજોગો અને દેખાવો ભીતિમાં વધારો કર્યો જાય છે. ગુલાબવહુની બીચારીની હમણાં એવી જ દશા થઈ હતી. પુતળાની માફક કાળીએ એને ખુરશી પર બેસાડી ને એ બેસી રહી. ત્યાં પોતાને ક્યાં સુધી બેસવું પડશે તે નક્કી નહોતું. કાળીએ છેલ્લાં છેલ્લાં કહ્યું હતું કે હું આવું ત્યાં સુધી બેસી રહેજે. જતાં જતાં કાળીએ કહ્યું હતું કે પ્રાણ જાય પણ રસોડાના બારણાં આગળ જતી નહિ. ને ગલીમાં પડતી બારી ઉઘાડતી નહિં, કારણ કે સંકટ હશે તો ત્યાંથી વહાર આવશે. એ બોલોનું મનન કરતાં ગુલાબવહુની ગભરામણની સીમા રહી નહિ. આજે કાળી શું કરવાનું ધારતી હશે એનો જરા પણ આભાસ ગુલાબવહુને પડ્યો નહિ. જો કે એના ચાળા ચેષ્ટા ગાંડા જેવા હતા. તથાપિ આજે કાળી ગાંડી બની નહોતી, પણ એનું દીલ એના હાથમાં હતું એમ ગુલાબવહુને કબુલ કરવું પડ્યું. સંકટ હશે તો બારીથી વહાર આવશે? ત્યારે શું કાળીના આજના બેતમાં બીજાઓની સલાહ ને મદદ હતી? એવું તે શું હોય કે તેની વાત કાળી મને કરે નહિ પણ બીજાને કરે? ગુલાબવહુએ બહુએ વિચાર કીધો. આગળ પાછળના બનાવો યાદ કરવા લાગી કે જોઇએ કોઇમાંથી આજના બનાવનો સંબંધ જણાઈ આવે છે. વિચાર કરતાં પા કલાક નીકળી ગયો, પણ એને કશી સમજણ પડી નહિ. એટલે બહાર બે જણને ધીમે ધાટે વાત કરતાં ગુલાબવહુએ સાંભળ્યાં, અને જાણે ગુલાબવહુ વાત સાંભળવા જતી હોયની, તેમ તરત અવાજ બંધ પડી ગયો. પાંચેક મીનીટ નહિ ગઈ હશે ને ગુલાબવહુને લાગ્યું કે દીવાનખાનામાં, કે તેની પાસેના ઓરડામાં, બે જણ ધુસપુસ કરે છે. તેમાંના એક જણનો સાદ તો ગુલાબવહુએ પારખી કહાડ્યો કે એ તો કાળીનો છે, અને તે કાલાવાલા અને લાચારી કરતી બોલે છે. બીજું કોણ હતું તે ગુલાબવહુ સાદ પરથી પારખી શકી નહિ. તોપણ એને લાગ્યું કે એ કોઈ ભાયડાનો અવાજ છે અને એવો વિચાર આવવાની સાથે ગુલાબવહુના તો હોંસકોસ ઉડી ગયા. હાય હાય, આ બધું શું થાય છે? ને મારી શી વલે થશે! પણ આ ભાયડાનો સાદ તો મારો જાણીતો છે. સુખપાલકાકા તો નથી જ. ત્યારે એ કોણ હશે? હું એકલી અહીંઆં શું કરીશ? ઓ હરિ! અનાથના બેલી! તું મારી વહારે

ખાજે! કાળી તો પાળી દેખાડી મને બ્હીવડાવતી હતી!! પણ મારે તો મારો જીવ આપવો પડશે કે શું! હું શું કરૂં ને ક્યાં જાઉં!

"હરિ દ્વારિકાનાથ ગોવિંદ ગોપીરમણ નંદનંદન દ્રુપદજા પુકારે;"
કાક કોરવન માનસપતિ હંસકો, મલિન કર મેં મલિનતા બીચારે.

બીચારી ગુલાબની પણ આ સમયે એવી જ દશા થઈ હતી. મ્હોડેથી હરિનું સ્મરણ કરવા લાગી. પણ ભયને પોતાની વધારે નજદીક આવતું જોઇને એનું ચિત્ત વશ રહ્યું નહિ. માથે ચકરી આવવા લાગી ને રાતના ઉંઘમાંથી ભડકી ઉઠી હોયની, તેમ એ આકુળ વ્યાકુળ બની ગઈ.

કાળીનો અને પેલા બીજા શખસનો સાદ બીજા ઓરડામાંથી નીકળતો ગુલાબવહુને કાને પડ્યો. એ કોણ? મમતારામ તો ન હોય? એવો વિચાર ગુલાબવહુના મનમાં એકાએક થયો. હાય, હાય, આ કાળીએ આજે શું ધાર્યું છે? હવે હું સમજી. મને એ શું કામ વાત નહોતી કરતી તે. પણ અરે રામ, મારૂં તો આજે આવીજ બન્યું સમજવું. ભયના મુખમાં જાણે પોતે ગ્રસ્ત થઈ હોયની, તેમ ગુલાબવહુના તર્કો અને તુરંગો ક્યાંના ક્યાં ઉડી ગયા, ને જીવતા કરતાં મુવેલાની પેઠે ખુરશીપર એનાથી બેસી શકાયું નહિ ને જમીનપર પણ પગ ટકી શક્યો નહિ.

પાસેના ઓરડામાં થોડીવારમાં બધું શાંત થઈ ગયું. પણ એ શાન્તિ તોફાન અને વીજળીના કડાકા પહેલાં જેવી હોય છે તેવી ગુલાબવહુને દેખાઈ.

"કાળી તું ક્યાં છે? તું કેમ બોલતી નથી?" એમ મમતારામને બોલતાં ફરી ગુલાવહુએ સાંભળ્યો ને રસોડામાં આવતો હોય એમ એને લાગ્યું. પાછો મમતારામ બોલ્યો—"કાળી તું ક્યાં છે ને કેમ બોલતી નથી." આ વખત મમતારામનો અવાજ વધારે પાસેથી નીકળતો ગુલાબવહુને લાગ્યો. પોતે મુડદા જેવી સ્તબ્ધ થઈ ગઈ! ન એનાથી બોલાયું, કે ચીસ પડાઈ, કે શ્વાસ લેવાયો. એના હાથપગ ને બીજી ઇંદ્રિયો પણ સુનકાર મારી ગયાં ને પોતપોતાનો વ્યાપાર કરતાં બંધ પડી ગયાં. એટલામાં મમતારામ રસોડાના બારણા પાસે આવતાં ફરી બોલ્યો—"કાળી તું અહીં છે કે? કેમ બોલતી નથી?" જો કે પોતાને ભાન બીલકુલ રહ્યું નહોતું તોપણ, પાછો એ સાદ કાને પડતાં ગુલાબવહુનું ચેતન ઉડી ગયું હોયની, તેમ ધબ લેતાં ખુરશી જોડે અથડાતાં નીચે ફસકી પડી. એનો આત્મા અંદરથી એટલો રુંધાઈ ગયો હતો, કે ન એનાથી ચીસ પડાય કે ન એનાથી દમ લેવાયો.

એના પડવાનો અવાજ મમતારામને કાને પડતાં એને પણ ચમક લાગી. અત્યાર સુધી એ ધીમે ધીમે ડગલાં ભરી રસોડા તરફ આવતો હતો; પણ પડવાનો અવાજ થતાં, એ એકદમ ધસારો કરી રસોડામાં દાખલ થવા લાગ્યો. બારણાનો

ઉમરો મમતારામ ધારતો હતો તેના કરતાં કંઇક નીચો હતો તેથી, માણુમાણુ ઉમરા પર એ એક પગ મુકવા ગયો કે એને એક આંચકો લાગ્યો. તેની સાથે, ઉમરો ચીકણો હોવાથી, અને ગોખરૂ અને વટાણાપર એનો પગ પડવાથી, ઉમરાપર એક પગે સમતોલપણું એ જાળવી શકયો નહિ. બુડતો આદમી જેમ તણુખલું સહાવા જાય, તેમ મમતારામનો એક હાથ બારણાનો સહાયો લેવાને આગળ ધસ્યો. જેવો બીજો પગ ઉપાડી એ અંદર મુકવા ગયો કે ઉમરાપરથી એનો પગ સરી ગયો. સાથે લાગ્યો જે પગ એ રસોડામાં ધરવા જતો હતો તેને કંઈ આધાર મળ્યો નહિ. જે હાથે બારણું સહાવા જતો હતો તે બારણું એટલું ચીકણું લ્હાય જેવું હતું કે મમતારામ પોતાનો હાથ ત્યાં થોભાવી શકયો નહિ. જેમ જેમ બારણું ભીત તરફ વળવા લાગ્યું તેમ તેમ મમતારામ તેની જોડે લાંબો થવા લાગ્યો. બીજે હાથે બીજું બારણું પકડવાને એણે બહુ વેતરણ કીધી પણ તે હાથમાં આવ્યું જ નહિ. અને ધબ લેતા કે મમતારામ જમીનપર ધબાય નમઃ થઈ ગયો. ધબાય નમઃ થવાની સાથે જે બારણું એના હાથમાંથી સર્યું હતુ તે પડખેના કરા જોડે જોસથી અથડાયું, ને તે તરફ જે ચાકરે માટલીઓ અને કાજળ ભરેલું ફાનસ કાળીએ અધુકડાં લટ-કાવ્યાં હતાં તે ક-ડ-ડ-ડ કરતાં તુટી પડ્યાં, ને મેસ અને દીવેલનો મમતારામના શરીર ઉપર વરસાદ વરસી રહ્યો!!!

બીચારાનો એક પગ ખાડામાં બહુ જોસથી પડ્યો ને તેમાંથી ચોગરદમ એના શરીરપર તેલ તેલ અને મેસ મેસ થઈ રહી!

આ બધું વર્ણવી દેખાડતાં જો કે વખત લાગ્યો છે તથાપિ "કાળી તું કેમ બોલતી નથી" ત્યાંથી, તે મમતારામ ધબાયનમઃ થઈ ગયો તેને, અડધી મીનીટ પણ ભાગ્યે થઈ હશે! આણી તરફ ગુલાબવહુ ખુરશી આગળ ફસકી પડી અને આણી તરફ મમતારામ જોતજોતાંમાં જમીન ભેળો લાંબો થઈ પડ્યો!

તરત જ પાસેની બારી આગળ ખડખડાટ થવા લાગ્યો, ને થોડીવારમાં ખેલાડીની માફક બહુ હીંમત અને સીફતથી, કપ્પીમાં ભેરવેલા દોરડાની મારફતે અલંગા ઉપર ચહડવા લાગી. બારી ઉઘાડી, ઠેકડો મારી અલંગા અંદર આવી. મમતારામ પડ્યો હતો તેની એણે દરકાર કીધી નહિ, કે તે તરફ પોતાની નજર સુદ્ધાં ફેંકી નહિ. બારીએથી કુદકો મારી રસોડામાં પગ મુકતાંની સાથે અલંગા કોઈ આકાશી દેવીની પેઠે ગુલાબવહુની વ્હારે ધાઈ. બીજા હાથ ઉપર મમતારામના પડવાનો અવાજ સંભળાયો કે કાળી પણ રસોડા અને ઓરડાની બારી કુદાવી ગુલાબવહુ પાસે આવી ઉભી.



## પ્રકરણ ૫૦ મું

## પાછલી વાતનું અનુસંધાન

શાં મારી રાધાને, ફુગો એણે દીધો રે; (દયારામ.)

વાલકેશ્વરની ઉજાણીને દિવસે મમતારામ એકાદ વાગે કાળીને મળવા ગયો હતો એમ આગલા પ્રકરણમાં આવી ગયું છે. તે વખતે ગુલાબવહુએ અક્કલ વાપરી તેથી પોતાને પીએર મોકલવા ધારેલી એક મોતીની કંઠી અને ચાર હીરાની વીંટીની દાબડી, મમતારામ પાસેથી કાળી પાછી લેવામાં ફતેહ પામી હતી. તે દિવસથી કાળી મમતારામને તેના ખરા સ્વરૂપમાં જોવા લાગી. પેલી કીમતી દાબડી વધારે કીંમતવાળી મોતીની કંઠી લેવાના લોભમાં મમતારામે ખોઈ. કાળી જેવી બોથડ સ્ત્રી એને શેહ ખવડાવે એ વિચાર મમતારામને ગોઠયો નહિ. નથુશેઠને ત્યાં હવે એનો પગ પેસારો સારો જામી ગયો હતો ને પૈસાની પણ ઠીક પ્રાપ્તિ હતી. એટલે આવી કાળી જેવીની મતા ચોરની પેઠે લેવાની મમતારામને એક લેખે કશી પરવા નહોતી. તથાપિ એનો સ્વભાવ જ એવો રહ્યો તેથી પોતાની એકવાર શેહ થવા છતાં પણ, એને કાળીને ત્યાં અવાર નવાર જવાનું ચાલુ જ રાખ્યું. મમતારામ હવે કાળીને ત્યાં કેવળ લોભે દોરવાઇને જતો હતો નહિ. એના મનમાં એક જાતની ચટપટી થઈ કે દાબડી ખોઇ તેમાં કંઈ કારસ્તાન હતું કે કેમ એ વાત તો નક્કી કરવી જોઇએ. કાળીને ત્યાં એ ઘણીવાર જતો ને કંઇ નહિ બન્યું હોય એમ આડી તેડી વાત કરી પાછો આવતો; પણ તે દરમ્યાન કાળી જે મોતીની કંઠી પીએર મોકલવા કરતી હતી, અને જેના લોભમાં મમતારામે દાબડી પાછી આપી દીધી હતી, તે કંઠીની વાત એણે ખાસ કરીને કાળીની આગળ કહાડી નહિ. કાળી પણ તે સંબંધે કશું બોલી નહિ.

રહેતાં રહેતાં મમતારામની ખાતરી થઇ કે દાબડી ખોઈ તેમાં કાળીનું કારસ્તાન નહોતું. એક દહાડો મમતારામની જોડે લવલવારો કરતાં, કાળીથી ભખી દેવાયું કે ગુલાબવહુની સલાહ પ્રમાણે હું ચાલી તો દાબડી પાછી આવી. એ પ્રમાણે પોતાથી બોલાઈ જવાયું તેથી કાળી મનમાં તો બહુ પસ્તાઇ, પણ હોઠ બહાર વેણ નીકળી ચુક્યાં તે શું કરે! મમતારામ બહુ વિચારમાં પડી ગયો તોપણ કાળી સાથે તે દહાડે કજીઓ કીધો નહિ. બીજે દહાડે ત્યાં ગયો ત્યારે કાળીને કહ્યું કે મને ગુલાબવહુપર બહુ રોષ ચહડયો છે. તારી અને મારી વાતમાં એને વચ્ચે આવવાને કશું કારણ નહોતું. તે તો વાત એક કોરે રહી, પણ હું તારે પીએર દાબડી નહિ મોકલું એવી ભંભેરણી કાળીને કરવામાં ગુલાબવહુએ મારી આબરૂ

વિષે હલકો વિચાર બાંધ્યો હતો, તેથી ગુલાબવહુને પોતાના સપાટામાં લેવાનો એના મનમાં વિચાર હતો. કાળીએ કંઇ જવાબ આપ્યો નહિ. હવે મમતારામ જ્યારે જ્યારે કાળી આગળ જાય. ત્યારે એની એજ વાત કહાડ્યા કરે, કે એકવાર ગુલાબવહુનો અને મારો મીલાપ થાય તો ગુલાબવહુની ખાતરી કરી આપું કે પોતે ધારતી હતી તેવો હું અપ્રામાણિક કે લુચ્ચો નથી. કાળીને કહે કે તું કંઈ એવી તદબીર રચ કે મારે તેની જોડે નીરાંતે વાત કરવાનો પ્રસંગ આવે. કાળીએ સાફ ના કહી કે પોતાથી તેમ બનવું અશકય છે. જો કે બહારથી માત્ર વાત કરવાનો ઇરાદો મમતારામ જણાવતો હતો, પણ અંદરખાનેથી એનો આશય ખોટો છે એમ કાળી તરત સમજી ગઇ; તેથી એને ગભરામણ પણ લાગી, તથાપિ મમતારામ જોડે ટક્કર લેવામાં પોતે ફાવશે નહિ, એ બ્હીકે કાળીએ મનની વાત મનમાં રાખી મુકી.

મમતારામ ધારતો જ હતો કે કાળી ભલમનસાઇથી એની વાત કબુલ રાખવાની નહોતી. તેથી થોડાક દહાડા વચમાં જવા દઇને, હવે એણે કાળીને ભય દેખાડવાનો આદર કીધો. જાણવા છતાં એણે કાળીને એકવાર પુછયું કે આ સઘળો સામાન અને દાગીના કાળીએ તેની મારફત પીએર મોકલાવ્યા તે હકીકત સુખપાલકાકા જાણે છે કે કેમ. કાળીએ વગર વિચારે ના ભણી દીધી, ને મમતારામનો કાંટો ખીલ્યો. પોતે જાણે કેવોએ સતો હોય, ને કાળીએ અજાણતાં તેની પાસે કેવુંએ ખોટું કામ કહાડી લીધું હોય, એવો ડોળ કરતો એ કાળીને અસંખ્યાત ગાળો દેવા લાગ્યો, કે તારે પાપે અજાણતાંમાં મારી અમૂલ્ય કીર્તિ મેં સુખપાલકાકા આગળ ગુમાવી દીધી. સુખપાલકાકાના જાણવામાં એ બધું આવે તો મારે કોઇ ઠેકાણે ઉભા રહેવાનો ઠામ રહે નહિ! જો કે પોતાની ભુલ તો થઇ હતી, પણ સરસ માર્ગ તો એજ હતો કે સઘળી હકીકત સુખપાલકાકાને કહી દેવી ને કાળીથી પોતાના હાથ ધોઇ નાંખવા.

મમતારામને આમ બોલતાં સાંભળી કાળી હબકી ગઇ. મમતારામ પણ તેમ જ ધારતો હતો. પોતાનો ધણી બધી હકીકત જાણે તો અલબત કાળીને નીચું જોવા જેવું થાય. ઇશ્વરે ઝાઝી પોંચ કે આવડત ન આપેલી હોવાથી, મમતારામનો તાલ એ કળી શકી નહિ. મમતારામને પગે પડીને એ કહેવા લાગી કે સુખપાલકાકાને એ વાત કહેવી નહિ. નહિ તો કાળીને મરવા જેવું થશે. પણ સુખપાલકાકાની આગળ પોતાની આબરૂ સાચવવાની ખંત રાખનાર મમતારામ એકનો બે થયો નહિ. કાકાને બધું નિવેદન કરવું પડશે એમ બોલ્યા જ કીધું. કાળી બહુએ રડી, કકળી, કરગરવા લાગી, જીવ આપવાની દહેશત આપી પણ મમતારામ તો મક્કમ જ રહ્યો. એ પ્રમાણે કાળીને ભય દેખાડયા પછી

થોડા દહાડા રહીને મમતારામને, જાણે કાળીના કરગરવાથી દયા આવી હોયની, તેમ એક દહાડો કાળીને એણે કહ્યું કે ગુલાબવહુની સાથે એકાંતમાં એનાથી મળાય એવો જોગ કાળી કરી આપે, તોજ મમતારામ સુખપાલકાકાને એ બીના જણાવશે નહિ. નિકર લાચારીએ સઘળી વાત મારે તારા ધણીને જણાવવી પડશે. કાળી બીચારી બહુ ગભરાઈ ને શું કરવું તે એને સુજ પડી નહિ. મમતારામે જોયું કે કાળીને ખરેખરી દહેસત લાગી છે, એટલે એને બોલવા ચાલવામાં જે થોડી ઘણી લાજ અને પડદો રાખ્યો હતો તે છોડી દીધો. ગુલાબવહુને મળવામાં એનો શો આશય હતો તે છુપાવવાની એણે પરવા રાખી નહિ. કાળીને સતો થતો એ દમ ભીડાવવા લાગ્યો.

પશુ જેવી રાંક કાળી બહુ સંકટમાં આવી પડી. એક હાથ ઉપર પોતાના ધણીને મમતારામ તમામ વૃતાન્ત જણાવી દે અને તેથી રખેને ધણીની આગળ પોતે હલકી પડે એવા ભયથી, અને બીજા હાથ ઉપર ગુલાબવહુને ફસાવવાની અને વાઘના મ્હોડા આગળ બકરી મુકવાની પંચાતીના ભયથી, કાળી તો સ્હોરાઈ ગઈ. તોપણ એક વાત તો એને પોતાના મનમાં નક્કી કરી કે પોતાનો ધણી બધું જાણે, પણ ગુલાબને ફસાવવી તો નહિ. દિન પ્રતિદિન મમતારામનો દમ અને ધમકી કાળી પ્રત્યે વધતાંજ ચાલ્યાં. કાળીને તો એમજ લાગ્યું કે મમતારામના પંજામાંથી બચવાને પોતાનો જીવ આપવો પડશે. એ અવસરમાં મહામતિ ગુલાબવહુને મળવાને આવી. તે દહાડે કાળી લગભગ ગાંડી જેવી બની ગઈ હતી, ગુલાબને જોઇને તો એ કેસરપપ્પુ જેવી થઈ જતી. અલંગાએ એનો ભેદ જાણવાને બહુ મથન કીધું, પણ કાળી ન તેની આગળ, કે ગુલાબ કે મહામતિ આગળ કશું બોલી. તેજ દહાડે કાળીને ત્યાં પાન ખાવા જતાં, રસોડાના ઉમરા આગળ મહામતિ પડતાં સહેજમાં બચી ગઈ એ કથા આગળ આવી ગઈ છે. તે વખતે મહામતિ બોલી હતી કે આ ઉમરા આગળનો ખાડો તો કોઈ ગુન્હેગારને શિક્ષા કરવાને યોગ્ય ઠેકાણું છે. મહામતિ જો કે એમ સહેજ બોલી હતી પણ કાળીને વીજળીની પેઠે એક સ્ફુરણા થઈ આવી, કે મમતારામ ફસાઇને એ ખાડામાં પડે એવી કોઈ તદબીર રચી હોય તો કેવું સારૂ થાય! એવી સ્ફુરણા થતાંજ કાળી પાછી હરખની મારી ગાંડી બની ગઈ ને ગાંડા જેવા ચેષ્ટા કરવા લાગી, એ બીના પણ વર્ણવાઈ ગઈ છે. કાળીએ એક બે દહાડા પોતાના મન સાથે વિચાર કરી જોયો. પણ મમતારામને કેવી રીતે ફસાવવો તેની તદબીર પોતે કરી શકી નહિ.

અલંગા અને એને ઠીક ઓળખાણ હતી. વળી અલંગાએ એની વાત જાણવાને કાળજી દેખાડી હતી. આવા કામમાં ગુલાબવહુને કેમ પુછાય એમ સહેજ

રીતે કાળીને લાગ્યું. તેથી અલંગાની આગળ જઇને કાળીએ ખરી હકીકત તમામ જણાવી દીધી. વાત સાંભળી અલંગા તો મમતારામ પ્રત્યે રાતી પીળી થઈ ગઈ. પણ કાળીને બચાવવી ને મમતારામની પુરી ફજેતી કરવી એ બંને એક સાથે બને તોજ અલંગાની હોશીઆરી જણાય, એવા વિચારથી એ સ્વસ્થ પડી.

રહેતે રહેતે વાતની ગોઠવણી કરતાં કરતાં, અલંગાએ એક કાવતરૂં રચી કહાડ્યું. બંને જણીઓને એમ લાગ્યું કે એમાં જોખમ જેવું કશું નથી. ગુલાબને બદલે રસોડામાં અલંગાએ બેસી રહેવું. મમતારામને છેટેથી કોઈ બૈરૂં જણાય તો તે એમ માને કે એ ગુલાબવહુ હશે. પછી ઉમરો આળંગતાં પડી જાય એટલે થયું. કદાચને તે પછી પણ મમતારામ સામો થાય તો અલંગા તેનો જીવ લે એવી ખબરદાર હતી.

મમતારામની આગળ કાળી, જાણે સુખપાલકાકાની દહેસતને લીધે હા પાડતી હોયની, એમ વેષ ભજવવા લાગી. પણ મમતારામ પહોંચેલો તેથી, તે પાકી ચોકસી રાખવાના ઇરાદાથી, એણે કાળીને જણાવ્યું કે ઠેરવેલા દિવસની ઘણી રાત પહેલાંથી, રાત દિવસ કાળીના ઘરની આસપાસ એના જાસુસો ફર્યાં કરશે એટલુંજ નહિ, પણ પોતે પણ કેશવલાલને ઘેર જઈ ખાતરી કરી આવશે કે ગુલાબવહુને કયે સંતાડી કે મોકલી તો નથી દીધી.

મમતારામની આ સરત કાળીને અને અલંગાને ભારે પડી. ગુલાબવહુને અલગ રાખી મમતારામને ફસાવવાની અનેક યુક્તિઓ એક પછી એક તપાસી. પણ દરેકમાં કંઇને કંઈ અડચણ નડતી તેઓને દેખાઈ. ગુલાબવહુને સમગ્ર વૃત્તાંત નિવેદન કરી તેની સહાય માગવી નિરર્થક હતી. મમતારામની આગળ એકવાર હા ભણીને કાળી છટકી જાય તેમાં કાળીને જોખમ પણ હતું. બીજા હાથ ઉપર મમતારામને ફસાવી વેર લેવાને બંને જણીઓ એટલી તત્પર થઈ રહી હતી કે ન પુછો વાત. ત્યારે હવે કરવું શું? ગુલાબવહુને ઠેરવેલે દહાડે હરબહાને રસોડામાં લાવવી તો ખરી. એમ અલંગાએ કાળીને જણાવ્યું ને કાળી તો હેબકી ગઈ! અલંગાએ કાળીને હીંમત આપવાને યુક્તિ બતાવી કે ગુલાબવહુને સહાય કરવાને પોતે પડખેની ગલીમાંથી એક દોરડું નાંખી ઉપર આવવાને તત્પર રહેશે. પણ કાળીને કળ વળી નહિ. લાચારીએ એક છેલ્લા ઉપાય તરીકે કાળીને પાણી આપી. દૈવયોગે કાળીમાં હીંમત આવી. તે દહાડાથી બંને જણી સંપીને હીંમતથી ચોગઠું રચવા લાગ્યાં ને બધી વાતની તૈયારી કરવા લાગ્યાં. પોતાને સુઝી આવી તેટલી વાતનો બંદોબસ્ત કરવા છતાં, પણ બંને જણીઓ જાણતી હતી કે વાત બહુ જોખમ ભરેલી છે.

જો ગુલાબવહુ નીચે આવવાની ના પાડે તો બંનેની બાજી ચુંથાઈ જાય

એમ હતું. કદાચને આવીને પણ, ભુલે ચુકે એણે રસોડાના બારણાથી વખત પહેલાં બહાર નીકળવાનું કીધું તોપણ, ધાણ કથળી જાય એમ હતું. લોકમાં વાત જણાય તો પોતાની અને ગુલાબની ફજેતી થાય એમ પણ ખરૂં. તે દહાડે બંને જણીઓ ધારતી હતી તેમ ન ફસાય તો મમતારામ કાળીને ઘડીક સુખે બેસવા દે એમ નહોતું. બીજા હાથ ઉપર પોતાની ધારેલી નેમમાં ફાવે ને મમતારામ ફસાય તો કાળીના ભવની ભાવટ ભાગે એમ હતું. મમતારામ ભલે ને પછી સુખપાલકાકાની પાસે ખરી ખોટી જોઇએ તેટલી વાત કહે, પણ ધાર્યું બને તો કાળીને કહેવાને બની શકે કે મમતારામ તો અદેખાઇનો માર્યો એમ બોલે છે, ને તે વાત ખરી પણ લાગે એ બધું ખરૂં. જોખમ કંઇ જેવું તેવું નહોતું. દરરોજ મમતારામનો પ્રયત્ન જોઇને તેઓ પણ લાચારીએ પ્રતિયત્ન કરવા લાગ્યાં. એમાં તેઓ કેવી રીતે ફાવ્યાં તે આપણે પાછલા પ્રકરણમાં જોયું છે.

ધનપાલશેઠની ધાંધલીઆ મીટીંગને બીજે દહાડે કાળીને ત્યાં આવવાનો મમતારામનો સંકેત હતો. પણ એકવાર કાળીનો અને એકવાર ગુલાબનો હાથ ચોખ્ખો ન હોવાથી વાત લંબાઇ હતી. એવામાં ગુલાબવહુને નવલક્ષાનાં લગન ઉપર રજતપુર જવાનું થયું, તેથી મમતારામ બહુ હાથ પગ અફાળવા લાગ્યો. પણ આખરે હારીને નવલક્ષાના લગન સુધી વાત મુલતવી રાખવી પડી. લગનથી આવ્યા પછી મમતારામ કાળીને પાછો દમ ભીડાવવા લાગ્યો ને બંને જણીએ મમતારામને આવકાર દેવાને ઉપર પ્રમાણે ગોઠવણ કીધી.



## પ્રકરણ ૫૧ મું

## મમતારામને ગાડી મળશે કે ?

Go call a coach, and let a coach be called,
And let the man who calleth be the caller;
And in his calling let him nothing call,
But Coach ! Coach ! Coach ! O for a coach, ye gods.

*(Sir Walter Scot.)*

લાવણી-જલદી જલદી જાઓ, ભાઇ! ગાડીને બોલાવ,
પુકારનારે જઇને કહેવું ગાડી, ગાડી આવ;
ગાડી, ગાડી બોલી બાકા ચાલ્યા નીકળી પ્રાણ,
ત્રાહિ, ત્રાહિ માડી માડી! ગાડી દ્યો ભગવાન.

અલંગા બારીએથી કુદકો મારી રસોડામાં આવી ગુલાબવહુની સારવાર કરવા

દોડી. જઇને જોય છે તો હુબકના માર્યો ગુલાબવહુની સુધસાન ઉડી ગઇ હતી. માત્ર એની છાતીમાં વખત બે વખત અનિયમિત રીતે ધબકારા થયા કરતા હતા. પણ એનાથી પુરો દમ લેવાતો નહિ. ને તેથી એ અકળાતી હોયની એમ એના મ્હોડાપરથી જણાતું હતું. શરીરમાંથી તમામ લોહી અને ચેતન ઉડી ગયું હોયની, તેમ ધોળી પુણી જેવી પડી ગઇ હતી. એના શરીર પર અલંગાએ હાથ ફેરવ્યો તો ગુલાબવહુ થંડી બોળ જેવી જણાઇ. અલંગાએ હીંમત રાખી. ગુલાબવહુને વાયરો નાંખવો શરૂ કીધો. એવામાં કાળી ત્યાં આવી લાગી. પાણી મંગાવી થોડુંક ગુલાબવહુના મ્હોંપર છાંટયું. કાળીને વાયરો નાંખવાનું કહી પોતે ગુલાબવહુના હાથ પગ મસળવા લાગી. કાળી તો આ દેખાવ જોઇને બહાવરી પડી ગઇ. એના મનમાં તો એ એમ ધારતી હતી કે ગુલાબવહુ થોડી બ્હીશે કરશે, પણ ધાર્યા પ્રમાણે જ્યારે મમતારામના હાલ હવાલ થશે, ત્યારે સૌ ભેળી એ પણ હસવા લાગશે. તેને બદલે ગુલાબને મુડદા પેઠે ત્યાં પડેલી જોઇ એટલે એના હોંસકોસ ઉડી ગયા. સારૂં થયું કે જોઇતી રીતે સારવાર કરવાને અલંગા ત્યાં ઉભેલી હતી. બાકી ગુલાબની આવી દશા જોઇને કાળીથી તો સેકયો પાપડ ભાંગત નહિ. થોડો ઘણો વાયરો આવવાથી ગુલાબવહુનો શ્વાસ બહુ લાંબે અંતરાયે પણ, એક સરખી રીતે નીકળવા લાગ્યો, એટલે અલંગાને હામ આવી ને વધારે ઉજમથી ગુલાબવહુને સચેત કરવાને મથી. એના કાનમાં અભયસૂચક અને વિશ્વાસજનક વચન ઉચ્ચારવા લાગી. ગુલાબવહુને જાણે ચેતન પાછું આવતું હોયની તેમ, એણે થોડીવાર રહીને આંખો ઉઘાડી, પરન્તુ પાછી પોતે થોડો વખત અગાઉ જે સંકટમાં હતી તેનું ભાન પણ એને થયું હોયની તેમ, એકાએક એક ચીસ પાડતાં એને પાછી મૂર્છા વળી ગઇ. આખું શરીર આંકડી આવી હોય તેમ ધ્રુજવા લાગ્યું!

આ બધો વખત આપણે મમતારામને જે સ્થિતિમાં પડ્યો હતો તેવી જ સ્થિતિમાં રાખી મુકયો છે. પણ હવે એની ખબર લેવી જોઇએ. પાછલા પ્રકરણમાં આપણે જોયું છે કે ઉમરા પર પગ મુકતાં ઉમરો નીચો હોવાથી એના પગને એક આંચકો લાગ્યો અને પોતાના શરીરનું સમતોલપણું ન જળવાય એવી રીતે એનો પગ ઉમરા પર પડ્યો. એ ઉમરો બહુ ચીકણો થઇ ગયેલો હોવાથી અને તેપર પડેલા ગોખરૂ અને વટાણાના ગબડવાથી, મમતારામનો પગ ઉમરા પર ઠરવા પામ્યો જ નહિ. પોતાના શરીરને ટેકો આપવા એણે બારણું સ્હાવાનો આદર કીધો. બારણું પણ ચીકણું હોવાથી એનો હાથ ત્યાં ઠર્યો નહિ. પોતાનો બીજો પગ ઉંચો કરેલો હતો તેને રસોડામાં મુકવા જતાં એકદમ ખાડામાં પડી ગયો; ને તેની સાથે પોતે પણ રસોડાની જમીન પર ધબાયનમઃ થઈ પડ્યો.

બધે તેલ અને મેસ ઢોળાયલાં હતાં તેને લીધે, એનાં લુગડાં અને મ્હોડું અને શરીર કાળું થઇ ગયું. ખાડામાં પગ પડવાથી તેમાં જે તેલ અને મેસ પડેલાં હતાં તે ચોગરદમ ઉડ્યાં, અને મમતારામને તેલ અને મેસમાં ગરકાવ કરી નાંખ્યો ! અધુરામાં પુરૂં, જાણે આટલું તેલ અને મેસ તેનું શરીર સાહીભુત જેવું બનાવવાને પુરતું નહિ હોયની તેમ, બારણા ઉપર લટકાવેલી માટલીઓ અને મેસનું ફાનસ તુટી પડ્યું. એ પ્રમાણે ઉપરથી, નીચેથી અને પાછળથી મેસવાળા તેલનો એનાપર વરસાદ વરસી રહ્યો ! પડવાની જોડે એણે સ્વાભાવિક રીતે ઉઠવાનો પ્રયત્ન કીધો. બધે ઠેકાણે ચીકણું હોવાથી અને ગોખરૂ અને વટાણા પાથરી દીધેલા હોવાથી, એનું શરીર જમીન જોડે થોડુંક ઘસાયું. હાથ, પગ અને મ્હોંએ ગોખરૂના કાંટાઓ જ્યાં ત્યાં ભોંકાઇ ગયા ! થોડીકવારે માણુમાણુ ઉભો થયો. હવે ગલીની બારી ઉઘાડી હોવાથી ત્યાં જોઇતો પ્રકાશ પડતો. હતો, તેથી ઉભા રહી એણે જોયું તો પોતાનું મ્હોંડુ, હાથ, પગ, શરીર અને તમામ લુગડાં મેસવાળાં તેલમાં ખરડાઇ ગયલાં દીઠાં ! આ બધું શું થયું તે એના કળવામાં હવે આવ્યું. માણુમાણુ ઉભો થઇ પોતાના મ્હોડાપર ગોખરૂ ઘોંચાઇ ગયા હતા તે એ કહાડવા લાગ્યો. તેમ તેમ એનું મ્હોડું તેલે ખરડાયલા હાથથી વધારે કાળું બનતું ગયું, ગોખરૂ કહાડવાની લ્હાયમાં આમ તેમ ઉંચો નીચો થવા જતાં બીજા ગોખરૂ જ્યાં ત્યાં એને પગે ભોંકાવા લાગ્યા. તેથી ખાડા આગળથી થોડે દૂર જઇને એ ઉભો. ખીસામાંથી રૂમાલ કહાડી તે વડે પોતાનું મ્હોં લ્હોવા લાગ્યો, પણ મ્હોડું તો જોઇએ એટલું સાફ ન થયું ને રૂમાલ સાવ કાળો અને તેલવાળો થઇ ગયો. પોતાની પાઘડીપર નજર કીધી તો એક ઠેકાણે પડી પડી એ મેસવાળા તેલમાં તરબોળ થતી હતી ને ઉપરની એક ભાંગેલી માટલીમાંથી તે પર તેલ ટપક ટપક થતું હતું. તરત પાઘડીને લઇને પીછોડીથી લ્હોવા મંડ્યો. પણ પીછોડી ને ધોતિયું પણ તેલથી બચવા પામ્યાં નહોતાં. તે જ વખતે ગુલાબવહુએ એક ચીસ પાડી ને એને પાછી મૂર્છા આવી ગઈ. હજી તો અલંગા એની સારવાર કરે છે, ને કાળી પણ આમ તેમ દોડતી ગુલાબને વાયરો નાંખતી હતી, એટલામાં મમતારામ અને કાળીની નજર એક થઈ અને કાળી ખડખડ હસી પડી ! પાઘડીને તેલથી બચાવવા જતાં થોડા વધારે ગોખરૂ એના પગમાં ભોંકાયા તેથી, અને પાઘડીને થોડી ઘણીએ ઠીક ઠાક કરવાને, પીછોડી ધોતીઆનો છેડો કે રૂમાલ જોયા, પણ તે બધા તેલમાં તરબોળ હતા, તેથી કાળીની અને એની નજર એક થતાં, એનો મીજાજ હવે હાથમાં રહ્યો નહિ. એક હાથમાં પાઘડી ધરી બીજો હાથ ઉંચો કરતો, કાળા કોપની માફક કેર કરતો, મમતારામ કાળીને મારવા તેના તરફ ધસ્યો, એ વખતની મમતારામની સીકલ જોઇને કાળીને વધારે હસવું આવ્યું.

ખરેખર આ વખતની અમતારામની સુરત ભુતને ભડકાવે એવી બની ગઈ હતી. તેના એક બાજુના ગાલ, કપાળ અને નાકપર મેસના મ્હોટા મ્હોટા ધાબાઓ પડયા હતા. બીજી તરફ અનાયાસે હાથ અને રૂમાલ ફેરવાયલો તેથી, તે તે ભાગો પણ ચીકણા અને કાળા થઈ ગયા હતા. તેથી મ્હોડાનો એક ભાગ બીજા ભાગથી સાવ જુદોજ દેખાવ આપતા; જાણે કે આમથી જોતાં એક માણસ, અને તેમથી જોતાં કોઈ બીજોજ માણસ હોયની એમ લાગતું. કેટલોક ભાગ તેલ અને મેસથી બચી ગયો હતો, પરન્તુ તેથી કરીને ખરડાયલો ભાગ વધારે કાળો અને એબ લગડામણો દેખાતો. શરીર છોલાયું હતું તેથી જ્યાં ત્યાં ગોખરૂ વાગવાથી એને પીડા થતી હતી. મનના દુઃખનો આવેશ પણ શારીરિક દુઃખ કરતાં કંઈ ઓછો નહોતો. પોતે આજે કેવી આશાથી ઉમેદભેર આવ્યો હતો! પોતાનું શરીર ટાપટીપ કરવાને અને શણગારવાને એણે કેટલી કાળજી રાખી હતી! બહુ બહુ વિચાર કરી પોતે રચેલું ચોગઠું છેક છેલ્લી ઘડીએ આમ ફસકાઈ પડે એ કંઈ થોડું લજ્જાસ્પદ નહોતું! તેની સાથે પોતાની ધારેલી નેમ પાર પાડવાની અણી વખતે, પોતે કાળી જેવી જડ અને બોથડ બૈરીને હાથે છેતરાય, એ કંઈ જેવી તેવી મહાત નહોતી! છેતરાયો તો છેતરાયો પણ સાથે લાગ્યા પોતાનું મ્હોં, શરીર અને લુગડાં કાળીના કાવતરાને લીધે કાળાં મેસ બની ગયાં, તેનો વિચાર કરતાં તો અમતારામના મનમાં એવો રોષ આવ્યો, કે જાણે કાળીને હમણાં પોતે જીવતી ને જીવતી ખાઈ જશે. એજ વખતે અમતારામ અને કાળીની નજર એક થઈ. કાળી ખડખડ હસી અને અમતારામ વધારે કોપ્યો. જો કે અમતારામના મ્હોં ઉપર આંખમાંથી અને દીલમાંથી કોપનો વહ્નિ વરસતો હતો, પણ તેનું મ્હોડું મેસથી વિચિત્ર રીતે કાળું પડેલું હોવાથી, બહારથી તો એનું મ્હોડું, જાણે કોઈ કડવી ચીજ ખાધાથી કટાણું થયું હોયની, એવું ઉતરી ગયલું દેખાતું. તેથી પોતા તરફ ક્રોધે ભરાતો અમતારામને આવતો જોઈને કાળી જરાએ ડરી નહિ, પણ સામી અમતારામની, તાબુતમાં વેષ લેનાર સાહીજુલ જેવી સુરત જોઇને એનું હસવું માયું નહિ. અમતારામ વધારે ચ્હીડાયો અને દાંત કચકચાવતો બોલ્યો—

"રાંડ, આ શું કીધું! આ બધા કાળા કરમની કરનારી તુંજ છે!"

"તમારૂં મ્હોડું તપાસીને બોલો—" કાળીએ ઠંડે પેટે જવાબ વાળ્યો—"તમે આ ઓરડામાં આવતા હતા ત્યારે ખાડો પડેલો છે એમ મને યાદ આવવાથી મેં તો તમને બહુએ વાર્યા કે અમતારામભાઈ મારી વાત સાંભળો. તે તો હું તમને ખાડામાં પગ ન મૂકો માટે કહેતી હતી. પણ તમે તમારી ધુનમાં મારી વાતજ સાંભળવા ના પાડી ત્યાં હું શું કરૂં."

"પણ રાંડ"–મમતારામ ચ્હીડાઇને બોલ્યો–"આ બધું શું એની મેળે જ બન્યું કે! આ બધું તેલ અને મેસ ક્યાંથી આવ્યાં!" એમ કહી પોતાનું શરીર જોતાં મમતારામ પાછો કોપ્યો.

"તે તો ઉપર સીકે હતાં ને પડી ગયાં તેમાં હું શું કરૂં! બાકી મેં તો તમને ખાડો છે તેનાથી ચેતવાનું કહેવાને બહુએ કીધું. પણ મારૂં રાંડનું તમે સાંભળતાતા જ કયાં?" મમતારામને આમાંનું કંઇ ખરૂં લાગ્યું નહિ. એક તો કાળીએ એને છેતર્યો ને વળી સામા ઠાલી ઢોંગ કરી એની ઠેકડી કરતી હતી. તેથી એનો પિત્તો પાછો ઉછળ્યો. કાળી જોડે વાત કરતાં એ ઉભો રહ્યો હતો, તે પાછો કાળીને મારવા જતાં એ બોલ્યો—"રાંડ, તું આ બધું ખોટું ખોટું કોને સમજાવે છે?" પરન્તુ હવે મમતારામના ગુસ્સાના બોલથી કાળી બીધી નહિ. આજે એના ભવની ભાવટ ભાંગી હતી. પોતે ધારતી હતી તે પ્રમાણે મમતારામને ફસાવવામાં તે ફાવી હતી. હવે કોઈ દહાડો એનાથી કાળી આગળ, કે ન સુખપાલકાકા આગળ, ઉચું મ્હોડું લઇને વાત કરાશે. એટલે હવે કાળી મમતારામથી ડગી જાય નહિ એ સ્વાભાવિક હતું. તેથી જેવો મમતારામ એને મારવાને ધસ્યો કે કાળીએ મ્હોટો ધાંટો પાડ્યો. લાજ શરમ મુકી, તું તાં અને ગાળો દેતી એ બોલી—

"ખબરદાર જો એક ડગલું પણ મારી પાસે આવ્યો છે તો!" મમતારામ તેની દરકાર કર્યા વગર હજી પણ કાળી તરફ ધસવા લાગ્યો, એટલે પોતાની છાતીમાંથી પાળી કહાડી મમતારામની તરફ ઉગામતી એ બોલી—

"મુવા, હું કંઇ મુંબઇની ડોસલી બાઇ જેવી નથી કે તારાથી ડરી જવાની હતી. તારા જેવાના તો દશના જીવ લઉં એવી હું જોરાવર છું, ને આ પાળી જોઇ? જો હવે પાસે આવ્યો છે તો તારી વાત તું જાણે. તારાં નાક કાન તો, તારૂં મ્હોડું આજે કાળું થયું ત્યારનાં કપાઇ ગયાં છે, તોપણ મારી પાસે આવ્યો છે તો આ પાળીથી તારૂં નાક જ કાપી નાખીશ."

મમતારામ પાછી શેહ ખાઇ ગયો, ને આગળ ધસતાં એકદમ અટકી પડ્યો. મુંબઈ શેહેરની ડોસલીબાઇ શેઠાણીઓ કરતાં કાળીનું શરીર બહુ જોરાવર અને ભારે હતું અને મારામારીમાં તે મમતારામથી હારી જાય એમ નહોતું. તેની સાથે અલંગા પણ કંઇ કમી નહોતી. એ બે સ્ત્રીઓ ભેગી મળીને બાર મમતારામને ભારે પડે એવાં શરીરે સમર્થ હતાં. તેમાં વળી કાળીએ પાળી કહાડી અને પોતાની તરફ તે ચકચક થતી નીહાળી એને તો સાચ્ચે એમ જ દહેસત લાગી, "કે જો રખેને કાળીએ મારૂં નાક કાપ્યું તો?" હું પાછળથી બધેએ પુરો પડીશ, ને કાળીને જીવતી

મુકીશ નહિ. પણ એકવાર મારૂં નાક કપાયું તે પાછું સંધાવવાનું હતું? માટે થોડાં ઘણાં લુગડાં બગડયાં ને મ્હોં કાળું થયું એટલેથી જ પોતે બચ્યો એ બહુ થયું, એમ સમજી એ આગળ ધસ્યો નહિ. તથાપિ કાળી સામે રોષ કરતો એ બોલ્યો–

"કંઇ ફીકર નહિ, રાંડ કાળી! હું તારો હવે જીવ જ લઇશ. તું મારા સપાટામાંથી હજી કયાં બચી જવાની હતી!"

"જા, મુવા પીટયા. તારાથી થાય તેટલા ગાડાં છોડી મુકજે. તું જ્યાં સુધી જીવતો છે ત્યાં સુધી આ પાળી મારી સાથે ને સાથે રાખીશ ને ફરીશ, ને મારા રૂઆ, જો મારી સામો થયો છે તો આ વખત તો માત્ર તારૂં મ્હોં કાળું થાય છે, પણ હવેથી નાક કપાતાંએ બચવાનો નથી!"

"પણ રાંડ, હું બધું સુખપાલકાકાને કહીને તારી વલે કરાવીશ."

"કરી દેજેની, મુવા પીટયા! હું કંઈ તેથી હવે ડરવાની નથી. તારા કાકા અહીં હમણાં આવે ને તારી ડરામણી સુરત જોય તો તો બહુ સારૂં."

એ પ્રમાણે કાળીને મમતારામ વઢવાડ કરતાં હતાં તે દરમ્યાન અલંગા તો ગુલાબવહુની સારવાર કરતી હતી. એ તો વચમાં કંઈ બોલી નહિ. એનું ધક ધ્યાન તો ગુલાબવહુને પાછી હોંશીઆરીમાં લાવવામાં રોકાયલું હતું. એકવાર હોંશીઆરીમાં આવતાં ગુલાબવહુને પાછી મૂર્છા વળી હતી. અલંગાએ હવે જોયું કે ગુલાબવહુ હોંશીઆરીમાં આવવાનાં ચિન્હો દેખાડે છે, તે રખેને મમતારામને અને કાળીને વઢતાં જોઇને પાછી બેશુદ્ધ બની જાય, તેથી કાળીને એણે વારી ને મમતારામ ગુલાબની નજરે ન પડે એમ આડી ઉભી રહી.

કાળીને પણ ગુલાબવહુની સ્થિતિ જોઈ હેબક તો લાગી હતી. પરન્તુ મમતારામ તેના પર ધસ્યો એટલે કાળીના બોલવાની સીમા રહી નહિ. મમતારામ જોડે ટપાટપી કરવામાં એ તો ગુલાબની સ્થિતિનું ભાન ભુલી ગઈ. હજીએ એ તો મમતારામને વધારે પજવવા જતી હતી, પણ અલંગાએ એને વારી ને એ બોલતી અટકી; તોપણ ગુલાબને વાયરો નાંખતાં પાછી એ મમતારામની ઠેકડી કરતાં કહેવા લાગી કે તમે બહારના દીવાનખાનામાં જાઓ. તમને આરસી આપું તેમાં તમારી સીકલ જોઈ જોઇને ખુબ હસો. આમ ને આમ ઘેર જશો તો ફળીઆનાં છોકરાં ભડકશે!

મમતારામ શું કરે? આજે કાળી દાવ લડવામાં ફાવી હતી. બોલાચાલીમાં કે બાથમબાથ કરવામાં પોતે ફાવશે નહિ, તેથી વખત વિચારી એ દિવાનખાનામાં સાચવીને ઉમરો ઓળંગતો ચાલ્યો ગયો. થોડીવારમાં ગુલાબવહુ હોંશીઆરીમાં આવી, પણ પોતાને માથે આજે વીતેલી દહેસત ને ફાળને લીધે એનું શરીર ધ્રુજી જતું હતું ને કંઈ બોલી શકાતું નહોતું. અલંગા એને ધીરજ આપવા લાગી કે હવે તમે ડરો

છો શું કામ. એ તો વાયે વાદળ વીખરાઈ ગયું છે. બધો ખેલ ધાર્યો હતો તેમ પાર ઉતર્યો છે, ને તમારી વાર કરવાને આ કાળી ને હું અહીંઆ ઉભાં છઇએ. માટે હવે જરાક ખરાં થાઓ ને હીંમત રાખો. હવે લેશ માત્ર ડરવાનું નથી.

ગુલાબવહુએ આંખ ઉઘાડી. ચોતરફ નજર ફેંકી. ઓરડામાં હવે બધે અજવાળું અજવાળું હતું. કાળી અને અલંગાને પોતાની સારવાર કરતાં એણે જોયાં. તેથી એને સહેજ કળ પડી. પણ ઉમરા તરફ નજર કરીને મમતારામની વાત યાદ આવવાથી વળી એનું શરીર વધારે ધ્રુજવા લાગ્યું. અલંગા પાછી ધીરજ આપવા લાગી. પણ ગુલાબવહુનો ધ્રુજારો બંધ પડ્યો નહિ. અલંગાએ ધાર્યું કે ગુલાબવહુ પોતાને ઠેકાણે થોડીકવાર નીરાંત રાખીને સુઈ જશે તો તરત હોંશીઆર થઈ જશે.

"બહેન ગુલાબ, તમે હવે નકામાં શાનાં ડરો છો. તમારો જીવ લગાર ખરો કરો એટલે બસ. આ જુઓની, અમે બે વાઘ જેવી તમારી પાસે છઇએ કેની."

"આ બધું કોણે કીધું ? મને આગળથી કેમ નહિ જણાવ્યું?" ગુલાબે પુછ્યું.

"તમારૂં બધું શરીર ધ્રુજી જાય છે"—અલંગા બોલી—"માટે તમે લગાર સ્વસ્થ થાઓ; અમે તમને બધું કહીશું. પણ આ વખતે તમે હીંમત નહિ રાખો તો અમારૂં વહાણુ સાગર તરી ખાબોચીઆમાં બુડ્યા જેવું થશે. તમારી રક્ષા કરવાને માટે હું આ ગલીમાં ઉભી હતી ને તરત આ કપીથી ઉપર ચહડી અહીં આવી છું. તમારો વાળ વાંકો થવા દેત નહિ." એમ બોલતી અલંગા ગલી તરફની બારી આગળ જઈ ગુલાબને દોરડી અને કપી દેખાડવા લાગી. ગુલાબ વહુએ હીંમત રાખવા ગઈ પણ તમામ વાતનો વિચાર કરતાં, અને પોતાને માથેથી આજે જે સંકટ વીતી ગયું હતું તેનો ખ્યાલ આવતાં, એનો જીવ વશ રહ્યો નહિ, ને બધું શરીર આંકડી આવી હોય તેમ ધ્રુજવા લાગ્યું. "હવે તો લેશ માત્રએ બ્હીવા જેવું નથી. માટે તમારા જીવને ધીરો પાડો. પણ તમને અહીં રહ્યાં કળ વળવાની નથી. માટે લાવો, તમારો હાથ મને આપો ને ધીમે ધીમે ચાલો, આપણે તમારા ઓરડામાં જઇએ." ગુલાબવહુએ ખુરશી સ્હાઇને ઉઠવાનું બહુએ કીધું પણ ધ્રુજારીને લીધે ખુરશીને બરોબર ઝાલી શકી નહિ. અલંગા અને કાળીએ એને માણુમાણુ ઉભી કીધી. બે જણી પડખેથી એના હાથ ઝાલી માણુમાણુ એને દીવાનખાનામાં લઈ આવી. મમતારામ દીવાનખાનાના હીંચકાપર બેઠો બેઠો પોતાનું મ્હોડું લુછતો હતો, કે થોડું ઘણુંએ સાફસુફ દેખાય તો પોતે રવંડા આપી જાય. એક આરસી લઈ પોતાનું મ્હોં, ધોતીઆનો જે ભાગ બગડ્યો નહોતો તેનાથી એ ખુબ લ્હોતો હતો. એટલામાં અલંગા ને કાળીને એણે ગુલાબને લઈ આવતાં જોયાં. જો કે એના મનમાં એવો તો ખ્યાલ આવ્યો નહિ, કે પોતાને પાપે આ

અનાથ અબળા નિશ્ચેતન જેવી બની ગઇ હતી, ને મરતાં મરતાં સહેજમાં બચી હતી, તથાપિ ગુલાબવહુની આવી દશા જોઈ એ શરમાઇ ગયો. અને પોતાના મ્હોં સામી એણે આરસી ધરી રાખી. પોતાનું મ્હોં લુછયાજ કીધું. ગુલાબવહુને પોતાનું મ્હોં દેખાડી શકયો નહિ. કાળીને તો મમતારામને જોઇને પાછું હસવું આવ્યું. પણ એટલામાં મમતારામ દીવાનખાનામાં છે એમ જોવામાં આવતાં ગુલાબવહુની આંકડીઓ વધવા લાગી. ચાલવાને પોતે બહુએ પછાડા માર્યા પણ એનો પગ ઉપડયો નહિ. જો અલંગા અને કાળીએ એને નહિ ઝાલી રાખી હોત તો એ ત્યાં પડી ગઈ હોત. અલંગાએ જોયું કે દીવાનખાનામાં ગુલાબનો જીવ થર પડશે નહિ. પાછી રસોડામાં લઈ જવી કંઈ ઠીક નહોતું તેથી એણે કાળીને કહ્યું કે તારૂં હસવું બંધ કર અને આપણે બે એને ટાંગા ટોળી કરીને ઉપર લઈ જઇએ. જો એ અહીં રહેશે તો એને વધારે આંકડી આવશે. ગુલાબને કહ્યું કે તું બ્હીતી કરતી નહિ. એમ બોલી બંને જણીઓ ટાંગા ટોળી કરે તેમ ગુલાબને પંખીની પેઠે અલગ ઉપાડી લીધી ને દીવાનખાનાની બહાર લઈ જઇ ઉપલી સીડી ચઢવા લાગ્યાં. થોડીવારમાં ગુલાબવહુને તેના દીવાનખાનાની ગાદીપર, જરા પણ આલ અવલ પહોંચાડ્યા વગર સુવાડી. હજી ગુલાબવહુની ધ્રુજારી બંધ પડી નહોતી. અલંગાએ આમ તેમ કુલાંસ વાટરની સીસી જોઈ પણ કંઈ જડી નહિ. કંઈ કરાવું તો જોઇએ તેથી એણે કાળીને કહ્યું કે આ ગુલાબની આંકડી બંધ પડતી નથી. માટે તું જઇને સુંઠ અને મરી નાંખી ચ્હાઈ સારી પેઠે ઉકાળીને જલદી લાવ. ઉન્હી ઉન્હી ચ્હાઇ પીશે તો એનો ધ્રુજારો બંધ પડશે. ગુલાબવહુના રસોડામાં પોતાને જોઇતું હાથ આવશે નહિ, એમ વિચારી કાળી પોતાના રસોડામાં ચ્હાઈ કરવાને દોડી.

મમતારામ દીવાનખાનામાંથી તરત જ ઉતરતો હતો. આરસીમાં જોઈ જોઈને એને બહુ મ્હોં લુછ્યું ને સાફસુફ કરવાનું ધાર્યું પણ કંઈ કારગત લાગી નહિ. મ્હોડું ઠેકાણે ઠેકાણે કાળી મેસના થર ચોંટી ગયા હતા, ને જેમ જેમ એ વધારે લ્હોવા ગયો તેમ તેમ, મેંસ અને તેલથી એનું મ્હો વધારે કાળું પડતું ગયું; તેથી થોડીવાર લ્હોઇને એ કંટાળી ગયો કે આમાં કંઈ સુક્કરવાર વળવાનો નથી. સામું મ્હોડું વધારે ચીતરાતું જાય છે. તેથી એણે ધાર્યું કે હવે તો મારે ઘેર જઈ ન્હાઈશ ત્યારેજ આ બધા છુટશે. રસ્તામાં કોઈ જોય તો ફજેતી થાય ખરી, માટે કોઇ ગાડી મળી જાય તો બહુ સારૂં કે જેમ તેમ મ્હોં છુપાવતો હું ઘેર જતો રહું. દીવાનખાનામાંથી થોડી વાર કોઈ વિક્ટોરીઆની વાટ જોતો એ ઉભો પણ કોઈ વિક્ટોરીઆનો ખડખડાટ એને કાને પડ્યો નહિ. હવે એને ચટપટી લાગી કે જો મુખપાઠકાકા કે કોઇ બીજું માણસ કાળીને ત્યાં આવ્યું તો એને શરમાવા

જેવું થઇ પડશે, તેથી હર જોખમે મમતારામે સુખપાલકાકાના દીવાનખાનામાંથી છ પાંચ કરી જવા દુરસ્ત ધાર્યો. મનમાં તો એવી ઉમેદ હતી કે દાદરો ઉતરતાં એકાદ બગી આવી લાગશે. માથે પાઘડી મુકી તે ઉપર જેમ તેમ પીછોડી નાંખી દીધી કે કાળો ભાગ ઝાઝો દેખાય નહિ. મ્હોડું પણ પીછોડીથી એવી રીતે ઢાંકી દીધું કે માત્ર બે આંખ અને જુજ ભાગજ બહાર પડતો દેખાય. એક ચોરની માફક છુપાતો, અને ઓ કોઈ જોશે કે ઓ કોઈ કહેશે, એમ બ્હીતા બ્હીતા પગ મુકતો એ દીવાનખાનામાંથી નીકળ્યો ને ધીમે ધીમે સીડીનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

મમતારામ જ્યારે કાળીને ઘેર એક વાગે જવા નીકળ્યો હતો ત્યારે પણ, જાસુસે એને ખબર આપી હતી તેના વિચારમાં, સીડીપર એ ધીમે ધીમે ચહડતો હતો. હમણા પણ એ સીડી પરથી ધીમે ધીમે ઉતરતો હતો. પણ તે વખતના મમતારામ અને આ વખતના મમતારામમાં આસમાન જમીન જેટલો ફરક પડી ગયો હતો. જ્યારે ઘેરથી નીકળ્યો ત્યારે એના મનમાં કેવી કેવી ઉમેદ અને સુખમાં મહાલવાની આશા હતી, તેના બદલે હાલમાં તો એના મનમાં એક મોટો ડપકો પડ્યો હોયની તેમ, એનું દીલ ખાટું અને નાખુશ થઇ ગયું હતું. નીકળતી વખતે પોતાની સુરત આરસીમાં ધારી ધારીને જોઇ હતી. હમણાં તો પોતાનું મ્હોડું પણ આરસીમાં જોવું એને કડવું ઝેર જેવું લાગતું હતું. વિલાયતી સાબુ ને સુગંધીદાર તેલથી એને પોતાના શરીરને સ્વચ્છ ને લીસું જણાવવાને કેટલું મથન કીધું હતું! હમણાં તો એજ શરીર તેલ અને મેસથી તેલીઆ રાજા જેવું ચીકણું ચીકણું થઇ જઈ વાસ મારતું હતું. ચાલતા ચાલતા અંગેઅંગ ઘસાતાં, ચીકાસનો સ્પર્શ થવાથી મમતારામને કંપારો છુટવા લાગ્યો! કાળીને ત્યાં જવાને સારૂ એને કેવી રાતી કસુંબાની તરતની વસાવેલી અને ખાસ બંધાવી રાખેલી પાઘડી કેટલા આનંદથી પોતાને શિર મુકી હતી, ને તેના સુશોભિત તોરાથી અને માથે બરોબર બેસતી આવવાથી એનો ચ્હેરો કેવો મનહર દેખાતો હતો, એમ વિચારતાં આરસીમાં જોઇને કેટલો હરખાયો હતો. પણ અરે, અરે, દૈવની ગતિ કેવી ન્યારી છે. કે તેજ પાઘડીને હમણાં ઠેકાણે ઠેકાણે મેસના મોટા મોટા ડાઘાઓ લાગ્યા હતા. જે ભાગો મેસમાંથી બચવા પામ્યા હતા તેજ ભાગો હમણાં તેલમાં તરબોળ થઇને કાળાશ મારી ગયા હતા. જાણે કસુંબાની રતાશ પીઇ જઇને તેલે ત્યાં કાળાશનું વમન કીધું હોયની! અને તેથી એવી પાઘડી હમણાં માથે મુકતાં મમતારામને પણ લાગ્યું, કે પોતાના દીદાર બદસુરત થયલા છતાં પાઘડીને લીધે વધારે બદસુરત થશે! જે મલમલના અંગરખામાંથી કુડતાની છીટના બુટ્ટા સુશોભિત દેખાતા હતા,

તેને બદલે અંગરખાને જ જાતજાતના આકારના કાળા ડાઘાઓ લાગી ગયા હતા! જો કે છતરી અને જોડા અનામત બચી ગયાં હતાં તોપણ, જાણે જોડા અને છતરી અને તેના દાંતનો હાથો સાંગોપાંગ બચી જઇને, એના શરીરનું વિડંબન કરતા હોયની એમ અમતારામને લાગ્યું. ઉઘાડીને પોતાને માથે ધરવા જતાં એ છતરી એને કાળ જેવી દેખાઈ.

સુખપાલકાકાના ઘરના ઓટલા ઉપર બગીની વાટ જોતાં ઉભા રહેતાં અમતારામને શોચ થવા લાગ્યો. નાખુશ વિચારોથી એનું મન શરીરની પેઠે કાળાશ મારી ગયું. "રાંડ કાળીને આવી તે બુદ્ધિ કેમ સુજ પડી! એ રાંડ મારી સામી થઇ હોત, અથવા મને કંઈ બીજી રીતે ફસાવ્યો હોત કે લોકની ભેળો કીધો હોત, તો ખરેખર મારી આટલી ફજેતી થાત નહિ. થોડોક ત્યાં જ ભવાડો થાત. પણ આમ રસ્તામાં ચોરની પેઠે મારૂં કાળું મ્હોં છુપાવતાં ચાલવાની મને ફરજ પડત નહિ. ખરેખર એ રાંડના દીલમાં કોઈ સેતાન કે ભુત ભરાયલું હોવું જોઇએ. નહિ તો મને જન્મારા સુધી નીચું જોવાનું થાય એવું છટકું એ ડાકણીને સુજેજ કેમ? રાંડે મારા જેવા પહોંચેલાને, જાણે હાથ તાળી આપી છેતર્યો હોયની! ને રાંડ શંખણી, મારી આગળ કેવી સતી થઇને કહેતી હતી કે મેં તો તમને બહુએ વાર્યો કે ખાડામાં પગ પડશે. પણ એ વંતરીની વાત મેં સાંભળી નહિ! તેથી મારી આવી દશા થઇ! તેમાં એ કરકશા શું કરે? જાણે કે એ સઘળું ઓચીંતુ ને અણધાર્યું બની ગયું હોયની? પણ એ જીવતી ડાકણથી હું હવે એમ ભોળવાવાનો હતો? એ રાંડનું લોહી હું જ્યારે ચુસી ચુસીને પીઇશ ત્યારે જ હાસ—મારા જીવને ટહાડક વળશે. એ રાંડ બો—મારૂં નાક કાપવાની મને દહેસત આપે છે, પણ કંઈ ફીકર નહિ. રાંડ, હું મરીશ તોએ તને તો ભુત થઇને પણ છોડવાનો નથી એ નક્કી જાણજે. હું પડી ગયો. મારા હાથ પગ ને મ્હોડું છોલાઈ ગયું છે પણ તેની મને ઝાઝી દરકાર નથી. પણ આ બધો સાહીભુત જેવો કાળો ચહેરો લઇ હું રસ્તામાંથી કેમ ચાલીશ? મારે ગાલે અને નાકે હાથ ફેરવું છું પણ હજી તો મેસ ખુટાડી ખુટતી જ નથી! જાણે કે મારા ચહેરા પર આજે મેસ ને તેલનું ખેતર વાવી દીધું હોયની! એ બધાં કાળાં કરમ પેલી કાળાં કરમની કરનારી કાળીનાં છે. એ બો—નું નામ જ કાળી કેની? એ શંખણીને હાથે તે કંઈ ઉજળું કરમ થાય! મને શું માલમ કે મારા આવા હાલ થશે ને મારૂં મ્હોં કાળું થશે? નહિ તો હું સો ગળણે ગળીને પાણી પીવું એવો છું, પણ રાંડ બો—ભોળી ભોથડ જેવી, તેનામાં આટલી પહોંચ હશે, ને મને આમ હથેલીમાં ચાંદ દેખાડશે, એ મેં આજે જ જાણ્યું! પણ હાય, હાય, હું આ ઓટલા પર ઉભો ઉભો એ રાંડનાપર નિરર્થક રોષ કહાડું છું! પણ

હજી કોઇ વિક્ટોરિઆ તો નજરે પડતી નથી! સાળી રોજ જ્યારે જોઇએ ત્યારે આવતી ને જતી હોય, ને આજે જ, આ વખતે જ, એની હડતાળ પડી કે શું! આમ ઓટલાપર ઉભા રહેતાં મારી નામોશી થાય છે. જતા આવતા બધા મારી સામું ટગર ટગર જોય છે! હવે કંઈ વધારે વખત ઉભા રહેવાય એમ નથી! માટે ચાલ, ધીમે ધીમે છુપાતો ચાલું. આ તો સાંકડો રસ્તો છે પણ નાકાપર જરૂર વિક્ટોરિઆ મળશે ખરી."



## પ્રકરણ પર મું

## મમતારામની ફજેતી

**રોળાવૃત્ત**-આતે શા તુજ હાલ, સુરત સોનાની સુરત!
પડી થયા બેહાલ, સુરત તું જ રડતી સુરત! (નર્મકવિતા)
સીકલ બદલ ગઈ તેરી, તોભી મેં તુજકુ પૈછાનું. (લેલી અને મજનુ)

મમતારામ ઓટલાપરથી હેઠે ઉતર્યો. છતરી ઉઘાડી એક હાથે પોતાનું મ્હોં અને પાઘડી ઢાંકી. બીજે હાથે પાઘડી અને મ્હોડાપર પીછોડીના આંટા આમ તેમ નાંખી, પોતાનો ચહેરો છુપાવતો અને નીચી મુડી કરતો મમતારામ આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં પીછોડીનો છેડો એક તરફ ખસી જતો. વળી કેટલોક ઢાંકેલો ભાગ ખુલ્લો થઇને મમતારામના શરીરનો બેહાલ થયલો દેખાવ લોકની નજરે પડતો. એમ એક ભાગ ઢાંકવા જતાં બીજો ભાગ ખુલ્લો થઈ જતો તેથી થોડુંક ચાલ્યો નહિ ચાલ્યો ને એવો ઢાંકપીછોડો કરતાં કરતાં મમતારામ કાયર થઈ ગયો! માત્ર આંખનો ભાગજ દેખાય એવી રીતે પીછોડીને આમતેમ લપેટેલી એક હાથે ધરી રાખીને, પોતાનું મ્હોં છુપાવતો એ ચાલતો હતો. પીછોડીને ઠીક-ઠાક કરતો, મનમાં હજારો ને હજારો કદુવા દેતો, ને કાળીપર ગાળોનો વરસાદ વરસાવતો એ ચાલવા લાગ્યો. જે લોક એને જોય તે એના સામું આંખો ફાડી ફાડીને જોયા કરે! કેટલાક તો એમ સમજ્યા કે તાબુતનો વખત પાસે આવ્યો હશે, તેમાં એને સાહીભુતનો વેષ લીધો હશે! કેટલાક તો રખે પોતાના કપડાં મમતારામના સ્પર્શથી બગડે એ બ્હીકે, તેને રસ્તો મોકળો કરી આપવા લાગ્યા! કેટલાક તો એની બદસીકલ થયલી સુરત જોઇને ખડખડ હસવા લાગ્યા! એ બધાની વચમાં થઇને મમતારામને જવું ભારે થઈ પડયું! પણ શું કરે, બીજો ઇલાજ નહોતો. તેથી લાચારીએ એ રસ્તો કાપવા લાગ્યો. જાણે કે પોતાનાં આજનાં વેષમાં કશું અવનવું હોય નહિની એમ નીચી મુડી કરી એ ચાલ્યો જતો હતો. કોઈ ખાલી

ગાડી આવે તો આ બધી પંચાતી મટી જાય એમ ધારી આમતેમ બાડી નજરે ગાડીને જંખ્યા કરતો હતો. બહુએ ડોળા ફાડી ફાડીને જોયું ને બહુએ કાન લાંબા લાંબા કરીને આવતી જતી ગાડીઓનો ખડખડાટ એણે સાંભળ્યો. પણ તેમાં હજી સુધી એને એક ભાડુતી ખાલી ગાડી ભાળી નહિ. જે જે પસાર થઈ તે તમામ કાં તો ધણીઆતી કે ભરેલી હતી. સરીઆમ રસ્તો પણ અડધો વટાવ્યો, પણ ગાડીનું નામ કે નિશાન ન મળે! જેમ ચાતક વરસાદની રાહ જુવે તેમ એ ગાડી, ગાડી, એમ મનમાં ઝંખના કરવા લાગ્યો! પણ કોઈ ઠેકાણેથી ગાડીનો ભણકારો પણ એને કાને પડયો નહિ! "આજે શું મારાપર દૈવ રુઠયો છે, કે શું મારી બધી બાજી અવળી રમાય છે! ગાડીનાં નામપર તો મીંડું વળ્યું. પણ આવા ધોરી રસ્તામાં મને કોઇ ઓળખીતું મળ્યું કર્યું તો મારી ફજેતીનો પાર રહેવાનો નથી! ઓ બાપરે, હવે હું શું કરૂં! ઓ–પેલા–ત્રણ–જણા કોણ આવે છે! બચ્ચા મમતારામ, જોઈ લે ત્યારે ફજેતી, અરે ફજેતો!!!"

જ્યારે માણસ કોઇ ચીજની અતિશે ઝંખના કરે છે, અથવા જેની અતિશે બ્હીક રાખે છે ત્યારે, જાણે કુદરત તેની અતિશે ઝંખના અને અતિશે બ્હીકને નાપસંદ કરતી હોયની, તેમ તે અતિશે ઝંખવાનાળી વસ્તુ દૂરની દૂર ભાગે છે, ને જેની અતિશે બ્હીક હોય તે સન્મુખ આવી પડે છે. આજે મમતારામના સંબંધમાં પણ તેમજ બન્યું. આંધળો આંખને સારૂ રડે તેમ એને ગાડીને સારૂ રડયાં કીધું. ગાડી મળવાની વાત તો એક કોરે રહી, પણ એના મનમાં તો બ્હીક પેઠી કે મને કોઈ ઓળખીતો મળ્યો તો? ને એટલામાંજ એણે સુખપાલકાકા, કેશવલાલ અને ભીખારીલાલને હસતા હસતા વાતો કરતા પોતાની તરફ આવતા જોયા. પોતાના કોઇ સહેજ ઓળખાણવાળાને પણ આવે વખતે જોવાને મમતારામ બીલકુલ ખુશી નહોતો. તેમાં સુખપાલકાકા અને કેશવલાલને જોઇને તો મમતારામને કપાળે મોતીઆં બાઝી પડયાં. આમતેમ બહુએ નજર દોડાવી કે કંઇ ગલી બલી હોય, કે કોઈ ખુણો ખટકો કે થાંભલો કે ઓથો દેખાય, તો તેઓ પસાર થઈ જાય ત્યાં સુધી સંતાઇને મમતારામ ઉભો રહે. પણ ના, આજે એના દુર્ભાગ્યે દૈવ એને યારી આપતો નહોતો. તેથી સંતાઇ જવાય એવો કશો લાગ મમતારામની નજરે પડયો નહિ. ત્રણે જણા જે બાજુએ થઇને મમતારામ ચાલ્યો જતો હતો, તેજ બાજુએ થઇને, તેનાથી પચીસેક કદમ છેટેથી સામા આવવા લાગ્યા. મમતારામને તો ભોંય ભારે થઈ પડી! સામી બાજુએ એકદમ ધસારો કરી પોબારા ગણી જવાનો એને ખ્યાલ આવ્યો, ને તરતજ જીવ લેતો કે એણે સામી બાજુએ દોડવાને પોતાનું સુકાન ફેરવ્યું. દૈવયોગે એક ગાડી ત્યાંથી જોસમાંથી પસાર થતી

હતી, તેથી મમતારામને લાચારીએ એકદમ ધસતા અટકવું પડયું. તેનું તો કંઈ નહિ, પરન્તુ પોતે એકદમ ધસારો કરી સામી બાજુએ ધસવાનું કરતો હતો તેથી સુખપાલકાકાનું તે તરફ ધ્યાન ખેંચાયું, ને નજર કરી જુવે છે તો મમતારામ જેવો કોઈ દેખાયો! પણ એના સાહીબુત જેવા વેષ જોઇને સુખપાલકાકા ચમક્યા કે મમતારામના ઉપર રસ્તામાં કંઈ આફત ગુજરી છે કે શું, તેથી કેશવલાલ અને ભીખારીલાલની આગળ "એ પેલો મમતારામ છે કે કોઈ બીજો!" એટલું બોલતાંજ કે કાકા જીવ લઇને મમતારામની વ્હાર કરવાના ભલા ઇરાદાથી, એની પાસે દોડી ગયા. આની તરફ પેલી જોસમાં ચાલી જતી ગાડી પસાર થઈ ગઈ કે મમતારામ, જીવ લેતો કે સામી બાજુએ દોડી ગયો! અરે મમતારામ, ભાઈ મમતારામ, જરા ઉભા રહો, એ તો હું છું, એમ સુખપાલકાકાના શબ્દો મમતારામને કાને પડયા ખરા, પરન્તુ મમતારામ બંદો તો, સુખપાલકાકાએ એ શબ્દો નહિ પણ બાણો છોડ્યાં હોયની, અને તેથી એના મર્મના ભાગો વહેરાઈ ગયા હોયની, એમ ઉભી પુંછડીએ સામી તરફ નાઠો! સુખપાલકાકાને મમતારામની રીતભાત બહુ નવાઈ જેવી લાગી. તોપણ મમતારામને સહાય કરવાના ભલા ઇરાદાથી સુખપાલકાકા પણ એની પાછળ દોડવા લાગ્યા. જો કે કાકાએ કંમરે પીછોડી મજબુત બાંધી દીધી હતી ને એક હાથમાં લાકડી હતી, તેથી કાકા પણ મમતારામની પાછળ પુરજોસથી દોડ્યા, પણ મમતારામ અને એની વચમાં અંતર વધતું ગયું એટલે સુખપાલકાકા મમતારામને વધારે મહોટો ઘાંટો પાડી પાડીને, અને એનું નામ બોલાવી બોલાવીને, એને વિનવી વિનવીને ઉભા રહેવાને આજીજી કરવા લાગ્યા. મમતારામને તો આ ઘડીએ કાકાના નરમાસનાં વેણો કાળો કેર કરનારાં થઈ પડ્યાં. પણ દોડવામાંજ પોતાની સલામતી સમાયલી છે એમ ધારી, સામી બાજુએ જઈ આગળ જવાને બદલે પાછા ફરી, એણે દોડવા માંડ્યું કે કેશવલાલ અને ભીખારીલાલની એનાપર નજર પડે નહિ. કાકા પણ એની પાછળ દમ બાંધીને દોડવા લાગ્યા ને વધારે મહોટા મહોટા ઘાંટા પાડી એને વિનવવા લાગ્યા. **અરેબીઅન નાઈટસમાં** હજામના ચોથા ભાઈ પેઠે મમતારામ આગળ, અને હજામની પેઠે સુખપાલકાકા પાછળ પાછળ દોડે! ને બુમો પાડે. મમતારામ એક હાથ પાછળ કરી કરીને કાકાને બહુએ વારવા લાગ્યો કે તમે પાછા વળો, પણ સુખપાલકાકા તો બુમ બરાડા પાડતા એની પાછળ દોડ્યા. કાકા થાકી ગયા ને મમતારામ ફાવી જાત, પણ એટલામાં કાકાના પંજામાંથી સટકવાની લ્હાયમાં મમતારામના ચહેરાપરથી પીછોડીનો છેડો ખસી ગયો. એટલે એની કાળી અને મેસ અને પરસેવાથી બદસીકલ સુરત રાહદારીઓના જોવામાં આવી. તેને આવા દીદારમાં

દોડતો જોઇને અને સુખપાલકાકાને તેની પાછળ હવે હાંફતાં હાંફતાં દોડતા જોઇને એક બે જણ તો ચોરનું દોર સમજ્યા! આદાની સુંઠ વાટી નાંખે, કે વિવાહની વરસી કરે તેમ બીન સમજમાં તેઓ "ચોર ચોર" એમ મમતારામની તરફ શોર બકોર મચાવતા એની પાછળ દોડવા મંડી પડ્યા. થોડીકવારમાં તો ત્યાં પચીસેક લોકનું ટોળું મમતારામની પાછળ ચોર—ચોર—સીપાઇ—પકડો—પકડો—એવી બુમો પાડતું એને પજવવા લાગ્યું. મમતારામની પુરી કમબખ્તી આવી! જો આગળ દોડે છે તો જતો આવતો રાહદારી કે સીપાઇ એને પકડી પાડે, તોપણ ફજેતી તો ખરી! ને પાછળ દોડે છે તો સુખપાલકાકા, કેશવલાલ અને ભીખારીલાલને મ્હોં દેખાડવું પડે તેની પણ ફજેતી ખરી! તોપણ હવે આગળ દોડવામાં સલામતી નથી, સુખપાલ-કાકા સામા મળે તો તેમાં કંઈ જોખમ નથી એમ વિચારી એ સામો દોડતો બંધ પડ્યો. પાછો ફરી એ સુખપાલકાકાની તરફ હવે દોડવા લાગ્યો. ગાડરીઆ પ્રવાહની પેઠે લોકનું ટોળું એને પાછા સુખપાલકાકાની સન્મુખ દોડતો જોઇને પાછું હઠી ગયું ને જવાનો એને માગ કરી આપ્યો. ટોળાએ જાણ્યું કે ચોર ચોર કહીને બુમ પાડ-વામાં તેઓ ખોટા હતા. પણ એવા ટોળાને ખોટા કે ખરા વિષે ઝાઝી દરકાર હોતી નથી. તેથી કેટલાક હુરીઓ હુરીઓ કરવા લાગ્યા, કેટલાક મ્હોડામાં આંગળી ઘાલી જાત જાતની સીસોડી વગાડવા લાગ્યા ને કેટલાક સાહીબુત—વાઘ—વાઘ એમ મમતારામના કાળા દીદાર જોઇને કહેવા લાગ્યા. પણ હવે તેઓ એની વાંસે દોડવાને બદલે દૂર ઉભા રહીને જ એની ઠેકડી કરવા લાગ્યા.

મમતારામની અવદશા હવે પુરેપુરી બેઠી હતી. સુખપાલકાકાને ઘેરથી નીકળ્યો ત્યારથી, પીછોડીથી અને છતરીથી મ્હોડું ઢાંકયું રાખવાને એ થોડે ઘણે અંશે ફતેહમંદ નીવડયો હતો. પણ આ કાકા પાછળ દોડ્યા, લોકના ટોળાએ એની પુઠ પકડી, ને પીછોડીનો છેડો, પાઘડી અને મ્હોંપરથી ખભાપર જ્યાં ત્યાં ખસી ગયો. એનો ચહેરો મેસ મેસથી કાળો થઈ ગયલો ને તેલ અને પરસેવાથી ચકચકતો, સૌ કોઇની નજરે પડતો હતો. હજી અત્યાર લગણ સુખપાલકાકાએ એની સુરત બરોબર ભાળી નહોતી. મમતારામનો આવો વેશ જોઇને એ પ્રથમ તો ચમકયો. પણ વધારે ધારી ધારીને જોતાં અને મમતારામનો ટોળાએ કરેલો રકાસ જોઇને કાકાનું હસવું માયું નહિ. આટલું બધું મમતારામની પાછળ દોડવું પડયું હતું તેથી એને દમ ચહડી ગયો હતો. તેથી મમતારામને જોઇને, ન એનાથી પુરૂં હસાતું કે ન એનાથી પુરો દમ લેવાતો; પણ એ બેની વચમાં એક હાથે લાકડી ભોંયપર ટેકવી, તે ઉપર પોતાના શરીરનો બધો ભાર નાંખી, ઘડીકમાં એ પેટ દાબી દાબીને હસતો, ને ઘડીકમાં શ્વાસ ન લેવાથી અકળાતો હોયની, તેમ હસવું બંધ કરવાને માટે પેટ

દાબવું છોડી દઈ તેજ હાથે મ્હોડું દાબી રાખતો. જેમ જેમ મમતારામ વધારે પાસે આવતો ગયો ને એની મુબારક સુરત કાકાની નજરે વધારે સારી રીતે પ્રકાશતી ગઈ, તેમ તેમ કાકા તો એને જોઇને ગાંડા બની ગયા હોયની, અથવા હાંફરો ચહડવાથી હમણાં એનો જીવ જતો રહેતો હોયની, તેમ ગાંડા ઘેલા ચાળા કરતા ઉભા રહ્યા. મમતારામ પાસે આવ્યો ને એ ભા-ઈ-એટલું માણુમાણુ બોલતાં કાકાનું હસવું પાછું માયું નહિ. મમતારામ બહુજ ચ્હીડાઇને દાંત પીસતો અને ડોળા કહાડતો કાકાને કહે—

"કાકા તમે આજે મારી પાછળ શું કામ લાગ્યા? તમે તમારે રસ્તે ચાલ્યા જાઓની? હું કંઈ આજે થોડુંક તમારૂં નામ લઉં છું. તમારે પાપે તો જુવો, આ લોકના ટોળામાં મારે ચોરની પેઠે ભાગવું પડ્યું ને ફજેતી થઈ. કોઇને કોઈ દહાડો નહિ, ને આજે જ તમે ક્યાં મ્હારી પુંઠ પકડી! મારૂં આજે નામ લેતા નહિ! મને જવા ઘો." માણુમાણુ પોતાનું હસવું દાબી સુખપાલકાકા બોલ્યા —"અરે ભાઈ મમતારામ, આ તમારા શા હવાલ થયા. હું તો તમારા સારાને માટે કહું છું." વળી મમતારામની સુરત યાદ આવવાથી સુખપાલકાકાને હસવું આવ્યું ને એનાથી વધારે બોલાયું નહિ.

"પણ તેમાં મારી ફજેતી થઈ તે તમે નથી જોતા?" મમતારામ બહુ ચ્હીડાઇને બોલ્યો—"હું તમને સાફ કહું છું કે આજે તમે મારૂં નામ લેતા નહિ; મને મારે જવા ઘો?"

એટલામાં ત્યાં કેશવલાલ ને ભીખારીલાલ આવી પહોંચ્યા, તેઓ પણ આ રકાસ જોઇને છક થઈ ગયા હતા. મમતારામની આવી એબ લગડામણી સુરત જોઇને તેઓ પણ પોતાનું હસવું દાબી શક્યા નહિ. મમતારામે તેઓને હસતા જોયા એટલે કાકાને કહ્યું કે મને મારે જવા ઘો, ને લાગલો ત્યાંથી સટકતો, જીવ લઇને આગળ ચાલ્યો.

"અરે ભાઈ, તમે આમ ચ્હીડાઓ છો શું કામ? કાકાએ ડંડા પડીને એને ઉભો રાખી કહ્યું." આમ જુવો—"આ બધું તમારૂં મ્હોડું મેસ મેસવાળું થઈ ગયું છે. પાઘડી અને લુગડાં પણ તેવાં જ મેસ અને તેલમાં ખરડાઈ ગયાં છે. માટે મારે ઘેર ચાલો, તમારૂં ઘર છેટે છે. ન્હાઈ ધોઈ બીજાં લુગડાં પહેરીને પછી જજો. આ તો બધા લોક તમને હસશે"—ને કાકા પાછા હસવા લાગ્યા. મમતારામે કાકાનું બોલવું સાંભળ્યું નહિ સાંભળ્યું, ને ત્યાંથી જીવ લઇને ભાગ્યો! કેશવલાલ અને ભીખારીલાલ પણ એને એવી જ સલાહ આપવા જતા હતા. પણ મમતારામને તો કાકાને ઘેર જવાની વાત સાંભળતાં, કાળ વ્યાપી ગયો તે કોઇનો થોભ્યો થોભાયો નહિ.

ત્રણે જણા મમતારામની પાછળ ખુબ હસવા લાગ્યા. તેમાં સુખપાલકાકા

તો ગાંડો બન્યો હોય એમ પેટ દાબે ને દમ લેવાને સારૂ હસવું બંધ કરવાના ઇરાદાથી મ્હોં દાબી રાખે. બધાને મમતારામને દેખાવ હાસ્યકારક લાગે એમાં નવાઈ નહોતી, પણ તેની ચાલ ચલણ અને બોલી ચાલી તો ઓર વિલક્ષણ લાગી. સુખપાલકાકાએ એને પોતાને ઘેર આવી ઠીકઠાક થવાનું કહ્યું તે ઠીક જ કહેલું હતું. પણ મમતારામ તે વાત સાંભળે નહિ, ને સાહીબુત જેવે વેષે જ જવાનું પસંદ કરે એ વિસ્મય પમાડનારૂં હતું. આજે મમતારામને શું થયું છે, તે બાબતનો ખ્યાલ કરતા કરતા, ને તેની બદસુરત યાદ કરી કરીને હસતા હસતા, ત્રણે જણા સુખપાલકાકાના ઘર તરફ વળ્યા.

સુખપાલકાકા પાસથી મુઠી વાળતો મમતારામ ભાગ્યો. લોકનું ટોળું એની પાછળ હવે દોડતું નહોતું. એ પણ દોડતો નહોતો, પણ દોડવા જેવી ઝડપથી આગળ વધ્યો જતો હતો. હજી પણ વિકટોરીઆનું નામ નિશાન એની નજરે પડયું નહિ! આ શું? આજે મારા શા હાલ હવાલ અને શું ફજેતી? આ એક રાજમાર્ગ તો પુરો થયો ને વળી આ બીજો આવ્યો, પણ સાળી ગાડી તો જણાતી નથી! આટલીએ ફજેતી થવા છતાં હજીએ કોઇ ઓળખીતો નહિ મળે તો રાંડ કાળીનો પાડ! એમ બોલતા બોલતા પોતાનું શરીર જેમ તેમ ઢાંકતા મમતારામ રસ્તો કાપવા લાગ્યો. બીજે ધોરી રસ્તે એ થોડુંક ચાલ્યો કે દુરથી નથુશેઠની બે ઘોડાની ગાડી એને પોતાની સામે આવતી જોઈ! કોઈની નહિ અને નથુશેઠની જ ગાડી! અરે, અરે, જો એની નજર મારા પર પડી છે તો મારાથી એને મ્હોડું જ કેમ દેખાડાશે? મમતારામ હવે બહુ બહેબાકળો બની ગયો. પોતે શું કહે છે ને કેમ દોડે છે તેનું એને ભાન રહ્યું નહિ. પોતાની આજે આટલી બધી ફજેતી થઈ હતી તેનો વિચાર એ ભુલી ગયો. આ ઘડીએ તો નથુશેઠની એના પર નજર ન પડે માટે શું કરવું એજ વિષયમાં એનું ધક ધ્યાન રોકાયું. કંઈ પણ વિચાર કર્યા વગર, કે જરૂર જોયા વગર, સામી બાજુએ ધસી જવામાં પોતાની આબરૂ બચશે એમ ધારી, બહેબાકલો થઈ, જેવી નથુશેઠની બે ઘોડાની ગાડી દોડી આવતી હતી કે એ તેની આડો ધસ્યો! એક પછી એક આજે અનેક થાપ ખાવાથી એને સુધ સાન રહી નહોતી, તેથી સામેથી એક બીજી ગાડી સપાટાબંધ આવતી હતી તે એની નજરે પડી જ નહિ! પણ નથુશેઠની ગાડી પુરી ન વટાવી કે પેલી બીજી ગાડી પોતાની ઉપર ધસી આવતી ને છુંદી નાંખતી એની નજરે પડી! એક તરફ પેલી બીજી ગાડી અને એક તરફ નથુશેઠની ગાડી, એ બેની વચમાં મમતારામ આવી પડ્યો! ફજેતીની વાત તો કોરે રહી. પણ આ તો જીવ જવાનું સારૂં હતું. પેલા બંને હાંકનારાની જેવી નજર પડી કે કોઈ શખસ તેઓની ગાડીના સપાટામાં આવ્યો છે,

અને આવતો હોય તેમ, ગભરાઈ જઈને ઘડીકમાં આમ અને ઘડીકમાં આમ દોડે છે કે તેઓએ બુમ પાડી. નથુશેઠે અને બીજા ગાડીવાળાએ એકદમ લગામ ખુબ જોરથી પાછી ખેંચી! તરત ત્યાં શોરબકોર થઈ રહ્યો ને ભમતારામની આસપાસ લોકનું ટોળું વીંટળાઈ વળ્યું. એ ટોળામાંથી એકાએક છટકી જવાય એમ નહોતું! નથુશેઠ પોતાને હાથે કડકીન હાંકતો હતો, પાસે ધનપાલશેઠ બેઠો હતો. કોઈ મીટીંગમાં નથુશેઠના વોટની ધનપાલ-શેઠને જરૂર હતી, તેથી આજે કોર્ટમાં જવાનો સંકેત ધનપાલશેઠે નથુશેઠ જોડે કરી રાખ્યો હતો. તે પ્રમાણે કોર્ટમાં જવા પહેલાં ધનપાલશેઠ નથુશેઠને ત્યાં ગયો, ને બંને જણા નથુશેઠની ગાડીમાં બેસી કોર્ટમાં જવા નીકળ્યા. નથુશેઠને તો એ પ્રમાણે વોટ આપવા સારૂ જ્યારે ત્યારે ધનપાલશેઠના કહેવાથી ઘસડાવું પડતું હતું તે ગોઠતું નહોતું. પરન્તુ હજી બીજા પચાસ હજાર રૂપીઆ ધનપાલશેઠની પાસેથી લેવા હતા, એટલે એને ના કહેવી પાલવે એમ ન હતું. બંને જણા ગાડીમાં બેસી આડી તેડી વાતો કરતા હતા, એવામાં કોચમીનની બુમ સાંભળી નથુશેઠે લગામ જોરથી પાછી ખેંચી. ઘોડાઓ જે જોસમાં આગળ જતા હતા તેઓ પાછા હઠ્યા ને ગાડીમાં બેઠેલા શેઠીઆઓને જબરો આંચકો લાગ્યો. બંને શેઠીઆઓએ જોયું તો કોઈ માણસ પોતાની અને સામી ગાડીની વચમાં ચગદાઈ જતાં સહેજમાં બચી જતો જણાયો. તેનો વેષ અને દેખાવ બહુ વિચિત્ર હતાં તેથી નથુશેઠ તેને ધારી ધારીને જોવા ગયો, એટલામાં તો એણે ભમતારામને ઓળખ્યો. મેસથી એનું મ્હોં અને લુગડાં કાળાં થવાથી એનું સ્વરૂપ નથુશેઠને બહુ વિચિત્ર જણાયું. બે ગાડીના સપાટા-માંથી બચવા જતાં, આમથી તેમ અને તેમથી આમ દોડતો ભમતારામ નથુશેઠની નજર આગળ સારો દેખાવ કરતો ન હતો. તોપણ જેવી નથુશેઠના ખાતરી થઈ કે એ તો ભમતારામ છે તેવો "અરે, આ તો ભમતારામ છે" એમ બોલતો અને લગામ ફેંકી દેતો લાગલો એ ગાડીમાંથી ઉતર્યો ને ભમતારામની તરફ દોડ્યો. ધનપાલશેઠ પણ ઉતરી નથુશેઠની પાછળ ચાલવા લાગ્યો. જેમ જેમ નથુશેઠ ભમતા-રામની વધારે પાસે આવતો ગયો તેમ તેમ એની સુરત બહુ હસવા જેવી રીતે મેસથી કાળી થયલી નથુશેઠને જણાઈ ને એ દમ બાંધીને હસવા લાગ્યો.

"અરે ઓ ભમતારામ"—નથુશેઠે હસતાં જતાં કહ્યું—"આ શું! આ તમારા શા હાલ હવાલ."

ભમતારામને તો ભોંય ભારે પડી! હજી તો હમણાં જ સુખપાલકાકાના પંજા-માંથી છટક્યો હતો ને તરત જ નથુશેઠ આવીને કાળની પેઠે એને અચુક ભાજ્યો. એના મનથી તો તે ચુલામાંથી હોલામાં જવા જેવું થયું. તેથી શરમનો માર્યો પોતાનું મ્હોડું છુપાવતો એ બોલ્યો—"શેઠ, તમે જાઓ. આજે મને બોલાવો.

નહિ." "અરે પણ"—માણમાણુ હસવું દબાવતાં નથુશેઠ બોલ્યો—"આ તમારા શા હાલ હવાલ, મને કહો તો ખરા કે આ બધું કેમ થયું!"

"શેઠ, હું તમને પાછળથી બધું કહીશ. પણ જો તમે મારા ખેરખાં હો તો મને ચાલ્યા જવા દ્યો."

"અરે પણ ભાઈ મમતારામ"—ધનપાલશેઠ પણ નથુશેઠની ભેળા મમતારામને નીહાળીને હસતા હસતા બોલ્યો. "તમને આવા સાહીજુત જેવા જોઇને લોકો હસે છે; માટે ચાલો, આપણી ગાડીમાં બેસો. અમે તમને ઘેર મુકીને પછી કોટમાં જઈશું."

"હા હા"—નથુશેઠે કહ્યું—"ચાલો ચાલો, નહિ તો આ બધા લોક મળ્યા છે તે તમારો હુરીઓ કરશે."

પણ મમતારામને આ વખતે નથુશેઠની ગાડીમાં બેસવું પાલવે એમ હતું જ નહિ. તેથી કેમ હા પાડે. ગાડીમાં બેસીને પોતાના રડતા દીદારનાં શા રડણાં રડવાં! તે એને હજી સુજ્યાં ન હતાં તેથી ત્યાંથી પણ જેમ તેમ કરી વટાણા વાવી જવામાં પોતાનું ક્ષેમ છે એમ માની એણે કહ્યું. શેઠજી, હું આ વખતે કોઇનો મમતારામ નથી. માટે હવે મારો કેડો મુકો. આ લોકો ભેગા મળે છે તેમાં, નહિ તો વળી મારી ફજેતી થશે. બંને શેઠીઆઓ તો મ્હોં વકાસી મમતારામ સામું જોઈ જ રહ્યા. એટલું કહી મમતારામ પાછો ત્યાંથી છટકયો. લોકનું ટોળું હુરીઓ, હુરીઓ, એની પાછળ કરતું હતું. પરન્તુ મમતારામને માથે આજે જાત જાતના સંસ્કારો થવામાં કંઈ બાકી રહી નહોતી. તેથી હવે હુરીઆથી એને ઝાઝો અફસોસ થયો નહિ. નીચી મુડી કરતો ને મ્હોં ઢાંકતો એ તો ત્યાંથી પલાયનમઃ કરી ગયો. એક લેખે મમતારામ હમણાં મરણીઆ જેવો થઇ ગયો હતો. હાય, હાય, આજે મારે માથે કેટલાં વનેખાં પડ્યાં. મારી ઉમેદ તો સ્વમાના લાડવા પેઠે ક્યાંની ક્યાં જતી રહી! તેના બદલામાં આજે મારા કેવા હાલ હવાલ થયા છે! સુખપાલકાકા ને કેશવલાલ જેનાથી હું બહુ ડરતો હતો તેજ મને સામા મળ્યા ને મારી દયા ખાવા લાગ્યા! રહી સહી નથુશેઠ ને ધનપાલશેઠે પણ મારી ફજેતી જોઈ! આજે મારા ઉપર આભ ફાટ્યું છે ત્યાં હું ક્યાં થીગડું દઉં! હવે મારી વધારે આબરૂ તે કેવી રીતે જવાની બાકી રહી છે! એમ અફસોસ કરતો ને ઉંડો ઉંડો શ્વાસ લેતો મમતારામ રસ્તો વટાવવા લાગ્યો.

સુખપાલકાકા, કેશવલાલ અને ભીખારીલાલ મમતારામને યાદ કરતા ને તેને વિષે હજારો ખ્યાલ કરતા કરતા ઘર ભણી વળ્યા. માસ્ટર સાહેબ પાસે સાહેદી પુરી આવ્યા પછી સુખપાલકાકા અને ભીખારીલાલ વારે વારે મળતા હતા. કાકા આજે પોતાના સોદામાં ફાવ્યા હતા. કેટલાક દલાલો એક સંપ થઇને

કાકાના પક્ષવાળાને ફાવવા દેતા નહોતા. પણ આજે તેઓની જોડે પતાવત થઈ જતાં બધા એક તરફ થઇ ગયા એટલે સોદા પાર ઉતારવામાં હવે કંઇ આડચ નહોતી. પતાવત ધારવા કરતાં જલદી થઇ ગઇ તેથી કાકા ખુશી થતા પોતાને ઘેર જલદી જતા હતા, એવામાં ભીખારીલાલ રસ્તામાં મળ્યો. તેથી ખુશ મીજાજથી વાત કરતો એ ભીખારીલાલને પોતાને ઘેર લઇ આવતો હતો. તેટલામાં ભુલેશ્વર લાઇબ્રેરીમાંથી કેશવલાલ ઉતર્યો ને ત્રણે જણા સાથે ચાલવા લાગ્યા. તેઓને ભમતારામ મળ્યો ને શું થયું તે આગળ વર્ણવ્યું છે.

કેશવલાલ પોતાને ઘેર બીજે માળે ગયો ને સુખપાલકાકા ભીખારીલાલને પહેલે માળે દીવાનખાનામાં લઇ ગયા. પાઘડી લુગડાં ઠેકાણાસર મુકી એ હીંચકા પર બેસવા જતો હતો. એવામાં કાળીને રસોડામાં અફાળઝીક કરતાં જોઇને એ અંદર ગયો કે શું છે તે જઇને જોઇ આવું.

હજી પણ કાકાને ભમતારામની સીકલ યાદ આવ્યા કરતી હતી અને તેથી રહી રહીને એ હસતો હતો. વળી પોતાના સોદામાં આજે એક મોટી આપદા દૂર થઇ હતી તેથી પણ એનો મીજાજ ખુશ હતો. ખુશ મીજાજથી રસોડાના પાસેના ઓરડામાં પગ મુકતાંજ એણે બુમ પાડી કાળીને કહ્યું—"કેમ વારૂ, આ બધી શેની ધમાચકડી મચાવી મુકી છે?" અલંગાના કહેવાથી રસોડામાં આવી કાળી ગુલાબને સારૂ ચુલાપર તપેલી મુકી ચ્હાઇ કરતી હતી, અલંગાએ જલદી ચ્હાઇ કરી લાવવાનું કહ્યું હતું તેથી, અને પોતાના મનમાં પણ એવો વિચાર હોવાથી, કે ચ્હાઇ પીશે તો ગુલાબને સારૂં થઇ જશે તેથી કાળી તો અધીરી પડી ચ્હાઇ કરવા લાગી. પોતાની અધીરાઇ બતલાવતી જાણે કેટલા માણસોની રસોઇ કરવાની હોયની તેમ એણે ચુલામાં મ્હોટો ભડકો કીધો. કાળી જે જે કામ કરતી તે આમથી તેમ દોડીને અને કુદાકુદ કરીને કરતી. પોતાના મનના વેગની બરોબર તપેલીમાં પાણી ઉન્હું થવા લાગ્યું નહિ. એટલે એ ચુલામાં વધારે લાકડાં ખોસવા લાગી, ને જે ચીજ આવતાં જતાં એને હાથ આવતી તેને આમથી તેમ અને તેમથી આમ ફેંકવા લાગી. પણ એટલામાં પાસેના ઓરડામાંથી સુખપાલકાકાએ ઘાંટો પાડી પુછ્યું કે આ બધી ધમાચકડી શેની માંડી છે, ને કાળીને એકદમ કંઇ યાદ આવ્યું, તેથી જીવ લેતી એ રસોડાના ઉમરાથી થોડે દૂર ઉભી રહીને કાકાને વારવા લાગી—

"અરે ઉભા રહો, ઉભા રહો"—કાળી કાકા તરફ છણુકો કરતાં અને ભમતારામના જે હાલ થયા હતા તેનું સ્મરણ કરતાં હસતી હસતી બોલી—"જોજો ભુલે ચુકે ઉમરા આગળ આવ્યા છો તો! નહિ તો તમારા પણ ભમતારામના

જેવાજ હાલ થશે! એમ બોલી કાળી મમતારામને યાદ કરી ફરી હસવા લાગી. કાકાને પણ મમતારામની સુરત યાદ આવી ને બંને જણાં ઉમરાની બંને બાજુએ ઉભાં રહી, મમતારામની સીકલ યાદ કરતાં, દમ બાંધીને હસવા લાગ્યાં. થોડો ઘણો ઉમરાની પાસે આવી કાકાએ જોયું તો ત્યાં અજબ તરેહનો દેખાવ તેની નજરે પડ્યો! તેલ-મેસ-ભાગેલા માટલીના અને ફાનસના કાચના કટકા જ્યાં ત્યાં તેની નજરે પડ્યા! એ તો સડક થઇ ગયો! ચુલા આગળ નજર ફેંકી તો નહાની સરખી તપેલી ઉન્હી કરવાને કાળીએ મોટો ભડકો કરેલો એને દેખાયો. મમતારામના જેવા પોતાના હાલ થશે એમ કાળી બોલી તેથી સુખપાલકાકા તો દમ બાંધીને હસે. માણુમાણુ કાળીને હકીકત પુછી શકયો. પાણી ઉન્હું થવા આવ્યું હતું તેથી કાળી ન્હાઇ કરવાને મંડી પડી. ઉભા રહો તમે જરાક થોભો. મને ન્હાઇ કરી લેવા દ્યો. બધુંએ સારૂં થયું, પણ ઉપર ગુલાબને બીચારીને આંકડી આવે છે તેથી મારો જીવ પલે પલે કપાઇ જાય છે!

"પણ આ તેલ તેલ ને આ બધું શું છે?" કાકાએ પુછ્યું.

"અરે શું"—કાળી મમતારામના હાલ થયલા જોઇને પાછી હસીને બોલી—"એ તો મમતારામ ઓરડામાં પાણી પીવા આવતો હતો, તે એનો પગ આ ખાડામાં પડ્યો ને પડી ગયો. તેની સાથે બારણું ભીંત સાથે અફળાયું ને ઉપરથી એક માટલીમાં દીવેલ હતું તે અને મેસવાળું ફાનસ તેના ઉપર પડ્યું ને બધી મેસ અને તેલ એને લાગ્યું!"

"હું કહેતો નહોતો કે આ ખાડો કોઇનો ભોગ લેશે? તે લે જો, મારૂં કહેવું જ આગળ આવ્યું કેની? હું ને કેશવલાલ આવતા હતા ને હમણાંજ મમતારામ અમને સામો મળ્યો. મેં તો એને ઘણુંએ સમજાવ્યો કે ભાઇ, મારે ત્યાં આવી ન્હાઇ કરી લુગડાં બદલી પછી તમારે ઘેર જાઓ. પણ મને અને કેશવલાલને જોઇને એ તો કેસરપાપુની પેઠે નાસવા લાગ્યો. તેં એને કંઇ કહ્યું નહિ?"

મેં તો બહુએ કહ્યું. પણ એની સુરત જોઇને મારૂં હસવું માયું નહિ, તેથી એને તો એમજ વહેમ ગયો છે કે "મેં એને જાણી જોઇને ખાડામાં નાંખ્યો ને એનું મ્હોં કાળું કીધું!"

"હવે હું સમજ્યો"—સુખપાલકાકા ડાહ્યો થઈ ડોકું હલાવતો બોલ્યો—"કે અમને જોઇને એ કેમ નાસતો હતો."

"અરે"—કાળી ગરીબડી થતી ને નિર્દોષ પેટે પટુડા વેડા કરતી બોલી—"મને તો એ ગાળે ગાળ દેવા લાગ્યો, ને કહે કે તમારી આગળ કંઇનું કંઇ સમ-

ખાવી મારા હાલ હવાલ કરાવીશ! તેથી મારે ને એને બહુ કજીઓ થયો! પણ હાય, હાય, ઉપર ગુલાબને આંકડી આવે છે ને હું તો તમારી જોડે નકામી વાતો કર્યાં કરૂં છું!"

એમ બોલતાં ચ્હાહનો વાડકો લઈ કાળી સાચવીને રસોડામાંથી બહાર નીકળી ને ગુલાબને ચ્હાઈ પાવા દોડી. જતાં જતાં પોતાના ધણીને કહેતી ગઈ કે "હવે તો આ ખાડો પુરાવો તો બહુ સારૂ, નહિ તો મારા પગ ભાંગશે; માટે કોઇને બોલાવી આ બધું ઠીક ઠાક કરાવો. ગુલાબની ચાકરી કરવાને કોઇ નથી માટે હું તો ઉપર જાઉં છું."

ગુલાબવહુની ધુમારી નરમ પડી હતી. પણ એને ટ્હાઢીઓ તાવ હવે આવ્યો. કેશવલાલે આવીને ગુલાબવહુને પુછ્યું, પણ એણે તો એટલું જ કહ્યું કે મને તાવ આવે છે. એટલામાં કાળી ચ્હાઈ લાવી. અકળાવાનો અને કાળીનો બહુ આધરો જોઇને એણે થોડીએક ચ્હાઈ પીધી, ને પાછી ઓઢી કરી ગુંચળું વળીને એ તો સુઇ જ રહી!

---

## પ્રકરણ ૫૩ મું

## યોગસૂત્ર ઉપર વિડંબના નામની ટીકાનો મહિમા

અનુભવીએ એકલા આનંદમાં રહેવુંજી,
ભજવા પરિબ્રહ્મને બીજું કાંઈ ન કહેવુંજી,
સમદ્રષ્ટિ સમતાને મહી આપ ખોવુંજી. (જુની કવિતા.)

કાળીના કાળા કરમથી મમતારામની સુરતપર જે જે ઓરીઆઓ ફીત્યા હતા, તે બે દિવસ સુધી બહુ જતનથી બબ્બેવાર ન્હાતા અને સાફસુફ કરતાં અંતે અદ્રશ્ય થયા. એ બે દિવસ મમતારામને પોતાને ઘેર જ ગોંધાઈ રહેવાની ફરજ પડી. જેનો પગ, વગર કામે ઘડીક ઘરમાં ટરતો નહિ, તેને એ બે દહાડા તો બે ભવ જેવા થઈ પડ્યા! તેમાં લાચારીએ કોઇને મળાતું નહિ. ઘણા ઘણા મળવાને આવતા તે બધાને એમ જ કહેવડાવતો, કે મારે શરીરે સારૂં નથી માટે બે દહાડા પછી આવજો. જેમ વાઘ પાંજરામાં પડ્યો પડ્યો, આમથી તેમ અને તેમથી આમ ફર્યા કરે ને ઘુરક્યા કરે, તેમ એણે ઘેર બેઠા બેઠા કાળીનું તરેહ તરેહનું અનિષ્ટ મનમાં ધાર્યું. કાળીપર કેમ વેર વાળવું તેના એણે અસંખ્યાત મનસુબા કીધા. પણ હાલ તુરત તો એકે લાગ એને હાથ લાગ્યો નહિ. તેથી લાચારીએ એને હાલ ખામોશ ધરવી પડી. તે તો જાણે રહ્યું. પણ નગુશેઠે એની ફજેતી જોઈ એનું

સ્મરણ કરતાં મમતારામનો જીવ તલપાપડ થઈ ગયો. જેને ત્યાં પોતાનો પગ પેસારો થવાથી આટલી જમાવટ થઈ હતી, તેને હવે શું મ્હોં દેખડાવવું ને શું તદબીર વાપરવી કે નથુશેઠને એને માટે હલકો વિચાર આવે નહિ. આખરે મમતારામને તે સારૂ એક તાલ બંધ બેસતો લાગ્યો, અને એનો આત્મા હવે કંઇક થર પડ્યો. પણ બે દહાડા સુધી નથુશેઠને ન મળવાથી એની અધીરાઈ અપાર વધી ગઈ, કારણ કે શેઠીઆ અને વેશીઆનો વિશ્વાસ શો? એ તો જેને જુવે તેને પૂજે. રખેને શેઠનું મન એનાપરથી ઉતરી જાય, અને દરમ્યાન કેશવલાલ કે કોઈ બીજો શેઠનો માનીતો થઈ પડે, એ ફીકર મમતારામને સૌથી વધારે સાલવા લાગી. પણ મ્હોડાની સીકલ કાળી મેસ થયલી તે પાછી બરોબર ઉજળી થયા પાખી નથુશેઠ પાસે જવાય કેમ, માટે ભાવે કે કભાવે એને તો ઘર ખુણો પાળવા જેવું થયું. ત્રિજે દહાડે સવારના ન્હાઈ ધોઈ મમતારામે આરસીમાં મ્હોં જોયું તો એને લાગ્યું કે પોતે હવે માણુસની હારમાં આવ્યો છે, તેથી એ હરખાયો ને કાળીને હજારો ઠદુવા દેવા લાગ્યો.

બપોરના બારેક વાગે જમી કરી પરવારી સજ્જ થઈ નથુશેઠને ત્યાં એ જવા નીકળ્યો. આ વખત એને ઝાઝો ભભકો કીધો નહિ. તોપણ આજથી ત્રણ દહાડાપર પોતે કેવો બનીઠનીને નીકળ્યો હતો એમ સ્મરણ થતાં, એના પેટમાં ચીચરવાટો પડ્યો. "થયું તે ન થયું કદાપિ થશે." એટલે ઈલાજ શો? કંઈ ફીકર નહિ, જીવતો છું તો બધું કરીશ. "જીવતો નર ભદ્રા પામશે." એમ વિચારતો અને મનમાં તરેહ તરેહવારની યુક્તિઓ રચતો એ નથુશેઠના દીવાનખાનામાં આવી પહોંચ્યો.

નથુશેઠ તરતનો જમી કરીને દીવાનખાનામાં આવીને બેઠો હતો. હજી તો બાર વાગ્યા હતા. બારથી ચાર સુધી વખત કેમ જશે તેની ફીકરમાં એ બેઠો હતો. મમતારામ એની પાસે રોજ બપોરના આવતો, ને જાત જાતના તડાકા મારી નથુશેઠને એવી રીતે રાજી રાખતો, કે મમતારામ પાસે હોય ત્યારે નથુશેઠનો મીજાજ ખુશ રહેતો, એટલુંજ નહિ, પણ વખત જવો પણ ભારે પડતો નહિ. મમતારામ નથુશેઠની મુછનો વાળ થઈ પડ્યો હતો, તેથી બે દહાડા સુધી મમતારામની ફરજીઆત ગેરહાજરીમાં નથુશેઠને જરાકે ગમ્યું નહિ. રોજ સવાર સાંજ એ માણુસ મોકલી મમતારામની ખબર પુછાવતો. પણ હજી એને શરીરે સારૂ નથી, ને એ કોઇને મળતો નથી, એવા સમાચાર સાંભળી નથુશેઠ નાખુશ ને નાખુશ રહેતો. આજે પણ મમતારામ આવશે એવી એને અગાડીથી ખબર નહોતી, તેથી ખુરશીપર લાંબો સુતા સુતા હમણાં શું કરવું તેનું વિમાસણ એ કરતો હતો. એવામાં દીવાનખાનામાં એણે મમતારામને આવતો જોયો ને એકદમ સુતો હતો તે બેઠો થઈ મમતારામની સામા

દોડ્યો! મમતારામ પોતાનું મ્હોડું હમેશાં હસતું ને ગુલાબી રાખીને ફરતો કે, લોક જાણે કે એને કોઈ વાતની ફીકર ચિંતા જ નથી. આજે નથુશેઠની આગળ એને પોતાનો ચહેરો ખાસ કરીને વધારે ગુલાબી અને હસતો ધારણ કરી રાખવાને વિશેષ ખંત રાખી હતી. પણ કોણ જાણે, નથુશેઠને પાછલા વૃત્તાન્ત પછી, એ પ્રથમ દર્શન આપતો હતો તેથી એનું મ્હોડું કરમાવા લાગ્યું. બીજા હાથ ઉપર, જો કે મમતારામના આવવાથી બહુ હરખભેર ઉઠીને નથુશેઠ એની સામો તેટલા જ હર્ષથી દોડ્યો ખરો, પણ ચાલતાં ચાલતાં નથુશેઠે ત્રિજા દહાડાપર મમતારામની જે સુરત જોઈ હતી તે વધારે ને વધારે યાદ આવતી ગઈ. બે ત્રણ ડગલાં ચાલીને એ તો મમતારામની સામે ખી, ખી, ખી કરીને હસવા લાગ્યો. છેક પાસે આવ્યો ને નથુશેઠનું હસવું દાબ્યું દબ્યું નહિ. તેથી ભોંયપર બેસી પોતાનું પેટ દાબવા લાગ્યો ને આમથી તેમ અને તેમથી આમ વિકલની પેઠે આળોટવા લાગ્યો!

મમતારામ તો નથુશેઠના આવા ચાળા જોઇને ભુઠો પડી ગયો. આમ પોતાની રૂબરૂ પોતાની ફજેતીને લીધે હસતો જોઇને મમતારામને રોષ તો ચઢ્યો, પરન્તુ નથુશેઠ સામે રોષ કરવો પાલવે એમ નહોતું. એવામાં નથુશેઠ હસતો હસતો ભોંયપર તુટી પડ્યો. મમતારામે પાછી હસતી સુરત ધારણ કીધી ને પોતે પણ નથુશેઠની જોડે હસતા હસતા બોલ્યો—

"કેમ શેઠ, મારી પરમ દહાડાની સુરત જોઇને હસો છો કે?"

"અરે ઓ"—નથુશેઠ ઉભો થઇને આંખમાંથી પાણી લુછતો ને પેટ દાબી શ્વાસ લેતો બોલ્યો—"તમે તો ગજબ કીધી! ઓ માડીરે, ઓ બાપરે, મારૂં તો હસવું હજીએ માતું નથી! તમે તે દહાડે ગાંડા બની ગયા હતા કે તાબુતમાં કંઈ વેષ લીધો હતો! કોઇને વાત કહીએ તો તે માને નહિ. જાણે સ્વપ્નું હોયની કે એ મમતારામ નહિ! પણ એ બધું શું હતું તે તો હવે કહો?" મમતારામ ટેબલ પાસે એક ખુરશીપર બેઠો હતો તેને નથુશેઠે આવી અટ્ટહાસ કરતાં પુછ્યું—

"શેઠજી, તમારૂં હસવું બંધ થશે, ત્યારે હું તમને બધો ખુલાસો આપીશ"—મમતારામ જાણે કશું નવાઈ જેવું નહિ બન્યું હોયની એમ ઠંડે પેટે બોલ્યો—નથુશેઠ ખડખડ હસ્યો—"પણ હવે તમે એકવાર—અનેકવાર સારી પેઠે હસી લ્યો. મને પણ તે દહાડે મેં જે વેષ ધારણ કર્યો હતો તેથી હસવું આવે છે. પણ હું તો હવે હસી હસીને ધરાયો છું. એટલે હવે તમારા હસવામાં હું ભાગ લઈ શક્તો નથી."

"ત્યારે શું મમતારામ, તમે તે દહાડે કોઈ વેષ ધારણ કીધો હતો! પણ હમણાં તો તાબુતના દહાડા નથી ને આપણા બ્રાહ્મણથી તે તાબુતની માનતા લેવાય?"

"નારે ના"—શેઠજી આ તો જુદી વાત છે. પણ તમે ઠંડા પડો તો હું તમને કહું કેની ? તમેજ મને કહેશો કે ના—મમતારામ, તમે ઠીક રંગ રાખ્યો ?

નથુશેઠ મમતારામની સામે એક ખુરશીપર બેઠો. હજી એને હસવું તો આવતું હતું ખરૂં, તોપણ જેમ તેમ મ્હોડું ઠીક રાખી ધબ લેતો કે એ ખુરશી પર બેઠો.

"બોલો મમતારામ, તમે કહો. જુવો, હવે હું કંઈ હસું છું. મને તમારી વાત સાંભળવાને બહુ ખંત થાય છે. પછી જાણે મમતારામની વાત બહુ ધ્યાનથી સાંભળવાનો હોય એમ એની તરફ જોવા લાગ્યો ને પાછું હસવું આવવાથી એ પેટ દાબવા લાગ્યો."

"તમે જાણો છો તો ખરા"—મમતારામ કંઈ નવાઈ જેવું નહિ કહેતો હોય એવું ડોળ રાખી બોલ્યો—"કે હું ઝવેરાતની દલાલી કરૂં છું પણ બ્રહ્મજ્ઞાની છું." નથુશેઠે માથું હલાવ્યું.—"હવે જે બ્રહ્મજ્ઞાની થયો હોય"—મમતારામે બોલવું શરૂ રાખ્યું—" તેને અહંકાર હોતો નથી ને રાખવો જોઇએ નહિ. તેને સારૂ કેટલાક રાજયોગમાં કહેલી રીતિએ આચરણ રાખે છે, ને કેટલાક હઠયોગની રીતિ રાખે છે. બ્રહ્મજ્ઞાનીઓ પોતાના અહંકારને ફક્ત હજામ ભાઇની ટોપચીની પેઠે સાથે રાખીને ફરે છે. એમ મેં તમને આગળ પણ એકવાર જણાવ્યું છે."

"હા પણ"—નથુશેઠે અધીરા પડી પુછયું—"તમે તે દહાડે સાહીબુત કેમ બન્યા હતા તે તો કહો ?"

"તમે સાંભળો તો ખરા, વાજતું ગાજતું બધું માંડવે આવશે. મારા વિચાર પ્રમાણે રાજયોગની સાથે કેટલીક હઠયોગની રીતિ પણ અનુકૂળ હોય ત્યારે ગ્રહણ કરવી ઠીક લાગે છે; કારણ કે અનેક અનેક જન્મોમાં કરેલાં અસંખ્યાત કર્મોના સંસર્ગે કરીને આપણું મન બહુ મલિન થઈ ગયલું હોય છે.

"પછી—પછી"—નથુશેઠે પુછયું.

"હવે જે બ્રહ્મજ્ઞાની થયો હોય તેણે અહંકારને સદા દાબતો રાખવો જોઇએ ને મનને પણ વશ રાખવું જોઇએ. તે સારૂ આપણાં શાસ્ત્રોમાં અનેક પ્રયોગો કહેલા છે, એટલું જ નહિ પણ આ સંસાર તરફ તેનો વૈરાગ્ય કાયમ વધતો રહે તે સારૂ, શાસ્ત્રોનું, અને જેમાં વૈરાગ્યનું ખરૂં સ્વરૂપ વર્ણવેલું હોય એવા ગ્રંથોનું અવલોકન સદા કરતાં રહીને, તેણે મનને પોતાના કાબુમાં રાખવું જોઇએ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે—अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते.

નથુશેઠ હજી સુધી કંઈ સમજ્યો નહિ, એ તો મમતારામ સામું હસતો હસતો ટગર ટગર જોઇજ રહ્યો. મમતારામે પોતાનું બોલવું આગળ ચલાવ્યું—

"હવે એ રાજયોગ અને હઠયોગનો મૂળ આધાર આપણા ધર્મમાં પાતંજલ યોગસૂત્ર ઉપર છે, તેની અગાડી વેદ છે ખરા. પણ એ સૂત્રો વેદમાંથી તારવી કહાડેલાં છે. એટલે વેદ બરાબરીઆં છે અને તેટલા માટે આર્યજનોને તે સર્વમાન્ય છે.

"હાલમાં હું સૂત્રોનો અભ્યાસ કરૂં છું એટલે મારામાં કેટલીક ખોડ અને દોષો છે તેનું નિવારણ કરવાને, તેમાં કેવી કેવી રીતિઓ વર્ણવેલી છે તે હું શોધું છું, અને તેપર જેટલી મળે તેટલી ટીકાઓ મેળવી હું અવલોકન કરૂં છું કે મારા દોષો ઓછા થાય!"

"પણ તમારામાં તો કંઈ ખોડ કે દોષ નથી. માત્ર તે દહાડે તમે સાહીબુત બન્યા એજ ખોટું કીધું! જુવોની, તમારો તે દહાડાનો દેખાવ જોતાં હજીએ મારૂં હસવું રહેલું નથી."

"સાહેબ, એ તો આપ શુદ્ધ મનના છો તે આપને મારામાં કંઈ ખોડ કે દોષ દેખાતા નહિ હોય, પણ દરેક માણસમાં દોષ તો હોય જ. મારામાં કેટલા છે તે હું સારી પેઠે જાણું છું." વળી પોતાની કથા શરૂ રાખતો મમતારામ બોલ્યો—

એ યોગસૂત્રમાં એક એવો સૂત્ર છે કે

"शौचात्स्वांगजुगुप्सा परैरसंसर्गः

એનો અર્થ એવો છે કે શૌચ રાખવાથી આપણા શરીર તરફ આપણને તિરસ્કાર છુટે છે ને પારકાના શરીર સાથે સંગ થતો નથી."

એ યોગસૂત્રની विडंबना નામની એક ટીકાનું પુસ્તક હમણાજ મારે હાથ લાગ્યું છે, તેમાં એ સૂત્રપર ટીકા કરતાં ટીકાકાર કહે છે કે—

"શૌચ એ એક સાધન છે, અને શરીર તરફ તિરસ્કાર એ સાધ્ય છે; અને આપણા શરીર પ્રત્યે આપણો તિરસ્કાર વધે તે સારૂ, કેવળ શૌચ રાખવાને કાળજી રાખવી, ને બીજા ઉપાયો સુગમ હોય તો નહિ આદરવા, એવો આ સૂત્રનો અર્થ નથી. કારણ કે સૂત્રમાં શૌચ તો-ઉપલક્ષણાર્થે-દાખલા તરીકે આપેલો છે માટે પોતાના શરીર પ્રત્યે અભાવો થાય તે સારૂ દરેક બ્રહ્મજ્ઞાનીને પોતાને સુજે એવી અને અનુકૂલ રીતિએ આચરણ કરવાની, એ ટીકાકારે એજ સૂત્રને આધારે છુટ આપી છે. તેણે પોતેજ કેટલાક ઉપાયો તેમ કરવાના બતાવ્યા છે. તે વાંચી હું તો દંગજ થઈ ગયો! એમાં લખેલું છે કે આપણા શરીર પ્રત્યે આપણો અણગમો દેખાડવા માટે, આપણે એવાં કર્મો કરવાં જોઇએ કે જેથી કરીને, જેની આગળ આપણે માન અકરામ ધરાવતા હોઇએ, અથવા જેને આપણે વિષે સારો વિચાર હોય તેવા લોક પણ, આપણી સુરત જોઇને હસે! એવી રીતે આપણી સુરતને અનેક રીતે બદસુરત કરવી, એ પણ એક યોગનો પ્રકાર છે! પણ

એવી રીતે, આપણા મુરબ્બીઓ ઇષ્ટ મિત્ર અને ઇતર લોક આપણી સુરત જોઇને હસે, એ કામ સમર્થ બ્રહ્મજ્ઞાનીઓએજ આદરવું જોઇએ. અપકવ બ્રહ્મજ્ઞાનીઓ જો એ પ્રમાણે આચરણ કરશે તો તેઓને ફળ પ્રાપ્ત થવાનું નથી. માત્ર લોકમાં હાંસી થશે. પણ જેની ઇન્દ્રિયો વશ છે, જેનો અહંકાર બ્રહ્મજ્ઞાનથી જતો રહ્યો છે, જેનું મન પોતાને સ્વાધીન છે, તેને પોતાના શરીર પ્રત્યે તિરસ્કાર સચોટ લાગેલો છે તેનું પારખું કરવાને, પોતાના શરીરને સાહીથી, મેસથી, તેલથી અને એવા બીજા અનેક પદાર્થથી, ખરે બપોરે મલિન કરી નાંખવું; અને એવા વેષમાં ધોરી રસ્તે ફરવા નીકળી પડવું. લોકો હસે કરે તે છતાં આપણું મન અંદરથી સ્વચ્છ રહે, તો જાણવું કે બ્રહ્મજ્ઞાનનો આપણને હવે પાસ લાગ્યો છે. તેની વધારે ખાત્રી કરવા સારૂ પોતાના મુરબ્બી અને ઇષ્ટ મિત્રો જે જે રસ્તે જવાના હોય તે તે રસ્તે ખાસ કરીને ફરવું, ને તેવાઓની નજર આપણાપર પડે તે સારૂ જીવ જોખમમાં પણ નાંખીને, તેઓની નજર પડે એમ કરવું!!!"

"અરે રામ, રામ, તમારી વાત તો મને સડકજ કરી નાંખે છે"—નથુશેઠ મમતારામની હકીકત સાંભળી, એ ખરી બીના નથી કહેતો કે શું, એમ આશંકા રાખતા ને હસતા બોલ્યો—"તમે શું તે દહાડે તમારૂં શરીર જાણી જોઇને કાળું કીધું હતું?"

"ત્યારે શું સાહેબ, તમને એ વિષે શક લાગે છે?"

"ના ના, શક તો નહિ; પણ તમે તે દહાડે બહુ નાખુશ થયલા દેખાતા હતા. જાણી જોઇને તમે એમ કીધું હોય એવો તમારો દેખાવ નહોતો."

"સાહેબ, એ તો હું ફક્ત બહારથી નાખુશ થયો હોઉં એવો ડોળ રાખતો હતો. બાકી અંદરખાનેથી તો મારા શરીરે ચંદન લગાવ્યું હોયની, એવી શીતળતા પથરાઈ રહી હતી, કારણ કે યોગશાસ્ત્રમાં કહેલો કઠિણમાં કઠિણ પ્રયોગ મેં આદર્યો હતો, અને તેથી પણ જ્યારે મારૂં મન જરાકે ગ્લાનિ પામ્યું નહિ, ત્યારે મારા આનંદનો અને સુખનો કંઈ પાર રહ્યો નહિ. પણ એ તો જે અનુભવી હોય તે જાણે; બીજાને સમજાવવું કઠણ છે."

"નારે ભાઈ એવો અનુભવ અમારે કોઈ જન્મારે જોઇતો નથી"—નથુશેઠે અધીરા પડીને કહ્યું—"આજની તમારી વાત સાંભળીને મને તો એમ લાગે છે કે મારાથી બ્રહ્મજ્ઞાની કોઈ કાળે થવાવાનુંજ નથી!" પણ નથુશેઠે શંકા નાખતાં પુછ્યું—"તમે જાણી જોઇને એમ કીધું હતું તો તમે અમને આગળથી કેમ કંઈ કહ્યું નહોતું!"

"સાહેબ, એમ આગળથી કહીએ તો પછી એમાં ફળ રહે નહિ. એ તો ઓચિન્તુ મનમાં ધુન આવી કે તરત એવું કામ કરવું, તોજ તે ઉત્તમ ફળ આપે."

"પણ ત્યારે અમે તમને જોયા ને તમે અમારી જોડે ગાડીમાં આવીને બધું કહ્યું હોત તો પછી કંઈ બાધ નહોતો."

"બધાના દેખતાં તે એમ કહેવાય, કે હું જાણી જોઇને કાળો મેસ થઈ ગયો હતો? એમ કીધું હોત તો લોકો મને દીવાનો ગણી મને કોલાબે લઈ જાય તો? માટેજ હું બહારથી નાખુશ દેખાતો હતો. તમે ગાડીમાં બેસવાનું કહ્યું તે ના પાડવાનું કારણ કે મારી તે વખતની દશા પરમહંસ સંન્યાસીના જેવી હતી, ને સંન્યાસીને ગાડીમાં બેસવાની મનાઈ છે."

નથુશેઠને મમતારામના બોલવાથી હજીએ ખાતરી નહિ થઈ હોયની, એમ એના ચહેરા પરથી સ્પષ્ટ દેખાતું હતું. પોતાને ધર્મ ઉપર આંધળી આસ્થા છતાં, ધર્મને સારૂ કોઈ માણસ પોતાની આમ હાંસી કરાવે એ બીના એને ગળે ઉતરતી નહોતી. તેથી પાછી શંકા ધરતાં એણે એક સવાલ પુછયો—"વારૂ, પણ તમે ગાડી વચ્ચે આવી જતા હતા અને તેથી તમે સાવ ગભરાઈ ગયલા દેખાતા હતા, ને અમને જોઇને તો તમે જીવ લઇને ભાગવા લાગ્યા તેનું કેમ?"

મમતારામે આવા સવાલનો જવાબ પોતાના મનમાં બરોબર ગોઠવી રાખેલો હતો, તેથી ઠંડા મીજાજથી એણે કહ્યું—"સાહેબ, હું એમ ગભરાયલો ને ચમકેલો દેખાતો હતો એ વાત ખરી, પણ એ બધો મારો બહારનો ઠાલી ડોળ હતો. જુઓ હમણાં હું તમારી ખાતરી કરી આપું છું. મેંજ તમને આવીને નહોતું કહ્યું કે આવતી કાલે ધનપાલશેઠ તમારી પાસે એક બે વાગે આવશે, ને પછી તમે સાથે કોટમાં જશો; એટલે કે, હું જાણતો હતો કે બે વાગે તમે કોટમાં જવા સારૂ સાથે નીકળવાના છો. માટેજ હું ખાસ કરીને તે દહાડે તમારી વાટ જોતો ત્યાં ઉભો હતો; નહિ તો મારે તે રસ્તે થઇને એવી રીતે જવાનું બીજું શું કારણ હોય? તે તો જાણે રહ્યું. એમ ધારો કે આપણે તે રસ્તે ઓચીંતા ભેગા થયા હતા, તોપણ હું જે જગ્યાએ ઉભો હતો ત્યાં ઉભોજ રહ્યો હોત, તો તમારી ગાડી મારી અ.ગળથી સપાટાબંધ ચાલી જાત, ને તમારી નજર મારાપર પડત કે નહિએ પડત. પણ તે દહાડે તો હું ખાસ તમારી વાટ જોતો ઉભો હતો. તમે અને ધનપાલશેઠ એક ગાડીમાં બેસી મારી પાસેથી પવનના વેગની પેઠે પસાર થઈ જતા હતા. મને લાગ્યું કે રખેને તમારી નજર મારાપર નહિ પડે તો? એટલે મેં લાગલા બે ગાડીની વચમાં યા હોમ કરીને ઝોકાવી દીધું!"

નથુશેઠને મનમાં હવે એમ લાગવા માંડ્યું કે મમતારામ કહે છે તેમ એણે જાણી જોઇને પણ તેમ કીધું હોય; કારણ કે ધનપાલશેઠને અને પોતાને સાથે કોર્ટમાં જવું એવો સંકેત ધનપાલશેઠ પાસથી મમતારામે જ લાવીને એને કહ્યો હતો. એટલે ખાસ કરીને નહિ મળવું હોત તો બે વાગે મમતારામ તે રસ્તા તરફ આવત જ નહિ. વળી એને બે ગાડી વચ્ચે ઝોકાવી દીધું એ વાત પણ, મમતારામની હકીકતને પુષ્ટિ આપતી નથુશેઠને જણાઇ. મમતારામ નથુશેઠના મનના વિચાર વાંચ્યા કરતો તે એમ જોઇને હરખાયો.

"તમે તે દહાડે બચ્યા એ બહુ થઈ ગઈ હોં! મને તો હજી તમને બહેબાકળા જોઇને ચીતરી આવે છે." વળી નથુશેઠને મમતારામની સુરત યાદ આવી ને પાછો એ ખુબ હસવા લાગ્યો.

"શેઠજી અમને બ્રહ્મજ્ઞાનીને કંઈ આલ અવલ પહોંચે જ નહિ! **अनाथनाथो भगवान् स तु कारुण्यसागरः** ને એમ કરતાં હું ચગદાઈ ગયો હોત તો અહો! મારા ભાગ્યમાં અને સુખમાં કાંઈ મણા રહેત નહિ! એમ કહી પોતાની વાત નથુશેઠના મનમાં દૃઢ બેસાડવાને માટે, મમતારામ આંખના ડોળા બ્રહ્માંડે ચહડાવી, જાણે સ્વર્ગનું સુખ ભોગવતો હોયની, એમ દેખાડવા લાગ્યો. **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**માં કહ્યું છે કેઃ—**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्** પણ હજી મારૂં પ્રારબ્ધ છુટયું નથી એટલે અરે રામ. હું બચવા પામ્યો."

"મારી સલાહ માનો તો"—નથુશેઠની જો કે ખાતરી થવા આવી હતી તો પણ હસીને એણે કહ્યું—"હવે એવો વેષ લ્યો તો રાતના લેજો કે ઝાઝા લોક જુવે નહિ ને હાંસી ઓછી થાય."

"રાતના એમ કરીએ તો પછી જાણે કોણ? અને ત્યારે એનું ફળ શું? માટે યોગની **વિડંબના ટીકાનો ટીકાકાર** લખે છે કે ઉત્તમ પક્ષ તો એજ છે કે એ પ્રમાણે હબસી જેવું મ્હોં કરી ખરે બપોરે અને ધોરી રસ્તે આપના ઇષ્ટ, મિત્રો ને મુરબ્બીઓની સન્મુખ થવું! રાતના એમ નીકળવું કે કોઇને ઘેર જવું એ મધ્યમ પક્ષ છે. પણ પોતાને ઘેર બેસી રહેવું, એ કનિષ્ઠ પક્ષ છે અને તેનું ઝાઝું ફળ નથી."

"તમે આવી જ્ઞાનની વાત કરો છો એટલે શું ધારવું તેની મને તો ગમ પડતી નથી. મેં તો મારા મનમાં એમ નક્કી કીધું છે કે હવેથી જ્યારે મને ન ગમે, તો મારા કોઈ માણસ ચાકરને એ પ્રમાણે સીદી ભાઈ જેવો બનાવી, બજારમાંથી કંઈ સોદો લેવા મોકલીશ, એટલે આપોઆપ ગમત મળી આવશે. મને તમારા તે દહાડાના હાલ યાદ આવશે ને ખુબ હસવું આવશે. પણ હું એમ કરૂં તેથી તમને ખોટું તો નહિ લાગે કે?" નથુશેઠ પાછો હસવા લાગ્યો.

"નારે શેઠ, એમાં મને શું ખોટું લાગવાનું હતું. સામો હું તો રાજી થઇશ. એ વિડંબના ટીકાકાર લખે છે, કે એ પ્રમાણે હબસી જેવા થવાથી આપણો અહંકાર ગળી જાય, ને આપણને આનંદ આનંદ થાય એટલું જ નહિ, પણ બીજાઓને પણ આપણે જોઇને આનંદની લ્હેરો છુટશે. તેનો તમે પ્રત્યક્ષ દાખલો છો." જો કે મમતારામ બહારથી એમ બતાવતો હતો, કે નથુશેઠ આણુષ ચાકરને હબસી બનાવી મજા મેળવે, તેમાં એને કોઈ વાતનો બાધ ન હોતો, તથાપિ અંદરખાનેથી નથુશેઠ તેમ કરે તે એને અત્યારથી સાલવા લાગ્યું, તો પણ વખત વિચારી એણે ઉલટો જ જવાબ આપ્યો. હજી પણ જ્યારે નથુશેઠની આશંકા નિઃશેષ દૂર નહિ થઈ હોયની, એમ એણે મમતારામને કહ્યું—

"વારૂ મમતારામ, તમે જાણી જોઇને એમ કીધું હતું, તો પછી બે દહાડા સુધી કોઇને મળ્યા કર્યા કેમ નહિ વારૂ?"

"અરે મારા સાહેબ, હજી તમારી ખાતરી થયલી જણાતી નથી. મારો અહંકાર સાવ ગળી ગયો હતો, તેથી મને અપાર સુખ થતું હતું. તેનો અનુભવ આનંદસાગરમાં બુડીને લેવાને સારૂ હું ઘેર રહ્યો હતો. બે દહાડા ઘેર રહીને સાબુથી વારે વારે શરીર ઘસતાં, અને ખુબ ઘસી ઘસીને લુછતાં, મમતારામનું શરીર છોલાઈ ગયું હતું ને પાંગોઠા રહી ગયા હતા તે યાદ આવતાં, એનું મ્હોડું અનાયાસે કટાણું થઈ ગયું. તથાપિ બહારથી હામ ધરી એ બોલ્યો—જુવો સાહેબ, મારામાં તે વખતે અહંકાર નહોતો રહ્યો, તેનો હું તમને દાખલો આપું. તમને યાદ છે કે તમે અને ધનપાલશેઠે મને ગાડીમાં બેસવાનો આધરો કીધો, ત્યારે મેં કહ્યું કે આ વખતે હું મમતારામ કોઇનો નથી. તેનો બીજો અરથ? મારામાં અહંકાર હોય તોજ હું મમતારામ કહેવાઉં કેની? અને અહંકાર જતો રહેતાં કેવળ શુદ્ધ ઘન સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા રહ્યો, એટલે એ કંઈ કોઇનો કહેવાય કે? માટેજ તમારૂં ધ્યાન રહે તે સારૂ હું ખાસ કરીને બોલ્યો હતો, કે આ વખતે હું મમતારામ કોઇનો નથી!"

હા, તમે એવું કંઈ બોલ્યા હતા ખરા; પણ અમે તો તેનો અર્થ એવો સમજ્યા કે તમારો મીજાજ જતો રહ્યો છે, ને અમે જો તમને વધારે સતાવીશું તો તમે અમારી સામે વઢવા આવશો, તેથી અમે તમને વધારે આધરો કીધો નહતો."

"નારે શેઠીઆ—એનો અરથ તો હું કરૂં છું તેમ થાય છે. હવે તમારી ખાતરી થાય છે કેની કે મેં જાણી જોઇને સાહીબુતનો વેષ લીધો હતો?"

"તમે આવા જ્ઞાની છો અને સાચું કહો છો, તો સારે તમારી વાત માનવી જ જોઇએ, નહિ તો મને પાપ લાગે. ઠીક, તમને તો આનંદ પડ્યો તેથી બે દહાડા

તમે તમારે ઘેર એકલા પડી રહ્યા. પણ મને તો એ દહાડા દુશ્મન જેવા ભારે લાગ્યા. બપોરના કોઈ આવે કે જાય નહિ. માત્ર પરમ દહાડે ચાર વાગ્યા પછી નવલશા આવ્યો હતો ને આજે પણ આવવાનો છે. પણ મને એક વાત કહો. એ પણ તમારી પેઠે બ્રહ્મજ્ઞાની તો નથી બન્યો?" મમતારામે ઉંડો શ્વાસ લીધો કે હવે પોતાની વાત બંધ પડી ને બીજી વાત નીકળી, એટલે હવે બહુ મેદાન હાથ આવ્યું.

"કેમ વારૂ, તમારે કેમ પુછવું પડ્યું? તમને એનાથી કંટાળો તો નથી આવતો?"



## પ્રકરણ ૫૪ મું

### મમતારામની સીફતનો એક બીજો નમુનો.

**तटस्थः स्वानर्थान् घटयति च मौनं च भजते. ( भर्तृहरि. )**

"નારે ના, કંટાળો શેનો. મને તો પરમ દહાડે એને જોઇને એટલી મજા પડી કે ન પુછો વાત!" નથુશેઠે હસતાં હસતાં કહ્યું; પરંતુ હવે એ મમતારામને નહિ, પણ નવલશાની કથા યાદ કરી હસતો હતો. મમતારામે આટલી આટલી વાત કરી તથાપિ એની ખાતરી તો થઈ નહિ. પણ મમતારામનું કહેવું માન્ય રાખવું સારૂં છે એમ એને લાગ્યું. એટલામાં નવલશાની વાત સહેજ નિકળી ને નથુશેઠને પાછો આનંદ છુટયો. "એને ભભકો અને ડ્રેસ, માથે પાઘડી મુકવાની ને કહાડવાની રીતિ, ને એની સ્ટીક જોઇને હું તો પુતળા જેવો થઈ ગયો! તમે તો અહંકારને ગાળવાને માટે જાતજાતના વેષ ધરો છો, પણ આ નવલશાને સિદ્ધિનું અને સિદ્ધિનું તાન લાગ્યું જણાય છે! મને પરમ દહાડે એ મળવા આવ્યો ત્યારે પ્રથમ તો મેં સો જોડી એના કહેવાથી ખરીદી છે તેની વાત નીકળી. બધી જોડાનો એણે મારી આગળ એક મોટો ઢગલો કરાવ્યો. મને કહે કે તમે એક પછી એક પહેરી જુવો. તમે મને કહ્યું હતું કે એને રાજી રાખજો, તેથી થોડી જોડી તો મેં પહેરી ને એ તો એક એક જોડીનાં બેસુમાર વખાણ કરવા લાગ્યો. ગમે તો સો રૂપીઆના કે હજાર રૂપીઆના હોય, તોપણ જોડા તે જોડા! સાળી જુત્તીના તે એટલાં બધાં વખાણ કોઈ કરી શકે, એ વાત તો મેં તે દહાડેજ જાણી, પણ આ નવલશા તો થાક્યોજ નહિ. તેની જાતજાતની ખુબી બતાવે, ને આમાં આમ ફાયદો છે ને આ તો આમ પેરવી ને આમ ચાલવું, એ બધું સાંભળીને હું તો છક થઈ ગયો. થોડીક જોડી પહેરીને હું તો થાક્યો, પણ એનો લવલવારો બંધ થયો નહિ.

એટલામાં એણેજ પાવડીની વાત કહાડી ને કહે કે આ કળિયુગમાં પણ, જાતજાતના ચમત્કાર બને છે. આપણાં શાસ્ત્રોમાં પગમાં વિષ્ણુ દેવતાનો વાસ છે એમ કહેલું છે, કેમકે વિષ્ણુ ન હોય તો આપણાથી હલાય ચલાય નહિ. અને તેજ કારણથી પગનું ઢાંકણુ અને કંટકભંજન પોથી તો લક્ષ્મીનું સ્વરૂપ છે, એટલે કે એક સિદ્ધિ છે! પણ આગળ સતયુગમાં ચામડાના જોડા નહિ, પણ લાકડાની પાવડીઓ પહેરાતી માટે પાવડીને સિદ્ધિમાં ગણી છે. હું તો છકજ થઈ ગયો ને પુરૂં પાધરૂં સમજ્યોએ નહિ. જેમ તમે અહંકાર ગાળવાનો લવારો કર્યા કરો છો, તેમ એ નવલશા પાવડીનો અને સિદ્ધિનો, ને રહ્યો સહ્યો વિલાયતી બુટનો લવલવારો કર્યા કરે છે, માટે તમને પુછું છું કે નવલશા બ્રહ્મજ્ઞાની તો નથી થયો."

મમતારામ પણ હવે નથુશેઠની ભેળો નવલશાની વાત સાંભળી હસવા લાગ્યો અને બોલ્યો–"નારે, હજી એને બ્રહ્મજ્ઞાની થતાં તો વાર છે. પણ આગળ ઉપર કોણ જાણે થાએ ખરો. પુરૂષનાં નસીબ આગળ પાંદડું છે. તમારી આગળ જેમ વાત કહી, તેમ એના દોસ્દાર આગળ અને એકવાર મારી આગળ પણ, એણે પાવડીના અને સિદ્ધિના પટપટારા કીધા હતા, પણ કોઇને ભેદ કહેતો નથી. તે તો જાણે હશે, પણ આપની આગળ ઘણા ઘણા માણસો આવીને બેસે છે, તે બધાં કરતાં એ સાવ નિષ્કપટી છે ને ઝાઝી પોંચ નથી. વળી શેઠીઆનો છોકરો છે, એટલે તમારામાં ભળવા લાયક છે. માટે આપણે એને રાજીખુશી રાખીને કામ લેવું."

"તેટલા માટેજ તો એના કહેવાથી મેં સો જોડ બુટની ખરીદ કીધી. હું તો વળી પચ્ચીસ તીસ લેવાનો હતો, પણ એ કહે કે પચ્ચીસ તીસ જોડી તો સાધારણ રીતે હું પોતે રાખું છું માટે મારે સો ખરીદવી પડી."

"એમાં શું–આપ એના કરતાં સો દરજ્જે મોટા શેઠીઆ છો, માટે તમારા જેવાને સો કંઈ વધારે નથી."

"ખરીદ કીધી તેનું તો કંઈ નહિ. તમે કે નવલશા કહો તો લ્યોની, હજી બીજી સો બસો જોડી ખરીદ કરૂં, પણ મને બુટનો ઝાઝો શોખ નથી. સારા સારા ઘોડા અને ગાડી લેવી, ફરનીચર લેવું, ને વાડી બંગલે ઉજાણી કરવી, કે રાંડોનો નાચ કરાવવો એમાં તો જાણે શેઠાઇ છે એમ તો બધા સમજે. પણ સાળા વિલાયતી જોડામાં તે શેઠાઇ ગણાય!"

"એ પણ શેઠાઇનું એક અંગજ ગણાય. પછી નવલશાએ તમને શું કહ્યું."

"અરે ભાઈ, એની વાતથી તો મને બહુજ ગમત પડી, તેમાં વળી તમે હતા નહિ ને મારો વખત જતો નહોતો. આજે પોતાને સારૂ ખાસ બનાવેલી પાવડીઓ મને દેખાડવાને એ લઇ આવવાનો છે, કે હું પણ એના જેવી કરાવું ને ઘરમાં

પેહેરીને આમ તેમ ખટ્‌ખટ્ કરતો ચાલું! એ તો કહે કે પાવડી પહેરવાથી આપણામાં એક જાતનું ભિખ્ખુનું દૈવત આવે છે, ને કોઈ વાર મહાત્મા પ્રસન્ન થાય તો સિદ્ધિએ મળે, પણ એકંદરે એ માણસનો સ્વભાવ મને ગમે છે. મેં તો એને તમારા કહેવા પ્રમાણે વાલકેશ્વર લઇ જવાને બહુએ સમજાવ્યો, કે એની મરજી હોય તો આપણે પાનાં રમશું, સોગટાં રમશું, જુગાર રમશું, ને નાચે કરાવીશું. પણ એ કોણ જાણે શાએ કારણથી ના ના કહ્યા કરે છે."

"આપણે તો એને વખત બે વખત આવવાનું કહ્યા કરવું એટલે વારે ઘડીએ ના કહેવી સારી નથી લાગતી એમ માનીને એ જરૂર આવશે. મને મળશે તો વાલકેશ્વરની આપણી મઝાનું હું એને એવું ધ્યાન આપીશ કે એ જરૂર લલચાશે."

"પણ વાલકેશ્વરની ઉજાણીમાં તમેજ મને ખાનગી રીતે કહેતા હતા કે નવલશા સાવ નમાલો છે. આજે તમે એને રાજી રાખવાને મથો છો એ શું!"

"હું એને તે વખતે બરોબર પીછાની શક્યો નહોતો, માટે એમ બોલ્યો હોઇશ. પણ હમણાં મારા જોવામાં આવ્યું છે કે એ તમારી સોબતમાં ભળે એવો છે. વળી જાતજાતના માણસોના સહવાસમાં આવવાથી આપની બુદ્ધિ પણ વધારે ખીલશે. એ તો देशाटनं पंडितमित्रता च वेश्यांगने राजसभाप्रवेशः ॥

"તમે એ શ્લોક મારી આગળ ઘણીવાર બોલ્યા છો. એક દહાડો આ શ્લોક બોલતાં કણીને ત્યાં જવાનું તમે મને કહ્યું હતું, એમ મને સારી પેઠે યાદ આવે છે."

"હા શેઠજી, તમે ત્યાં વખત બે વખત સાંઝના ગયા ને હજીએ જાઓ છો, તેમાં ખોટું શું છે? તમારામાં આગળના કરતાં હાલ કેટલી હોંશીઆરી આવી ગઈ છે. જુઓની પેલી ધનપાલશેઠની ધાંધળીઆ મીટીંગને બીજે દહાડે આપનાં વખાણ છાપામાં કેટલાં આવ્યાં હતાં?"

"હા, હા"—નથુશેઠ હરખાઇને બોલ્યો—"મારાં વખાણ છાપામાં જોઇને હું પણ હેરત થઇ ગયો. ખરેખર મારામાં એટલી બધી હોંશીઆરી આવી છે એ મેં તે દહાડે જ જાણ્યું."

"શેઠજી, આપના કેસમાં તો સોનું અને સુગંધ બંને ભેગાં મળ્યાં છે, પણ એ સઘળી હોંશીઆરી કણીને ત્યાં જતા થયા તો આવી. ધનપાલશેઠ છે, મદનપાલશેઠ કે અનંગપાલ વગેરે બહુએ શેઠો છે, પણ આપની આગળ તેઓ પાણી ભરે છે! વળી એ લોકો તો પુનેમના ચાંદ જેવા છે ને આપ તો હજી બીજના ચાંદ છો."

"ખરેખર, મમતારામ હું વિચાર કરૂં છું તો કણીને ત્યાં જવામાં મારો જે ખરચ વધી ગયો છે તે જોતાં, મારામાં હોંશીઆરી આવવીજ જોઇએ. એને એક ઘર બંધાવી આપવામાં પચીસ હજારનો ખરચ થશે, એમ હું ધારતો હતો. પણ

પચીશ હજાર તો ક્યાંએ ભોર થઈ ગયા! મે હજી તો કણીના ઘરને એક મજલો ચહડ્યો નથી."

"હવે શું ઝાઝો ખરચ લાગવાનો હતો. દશ પંદર હજાર વધારે થાય તો થાય તેજ"—મમતારામે ધીરેથી પેટનું પાણી ન હાલે એમ કહ્યું.

"એ તો જેટલા થાય તેટલા, હવે કંઈ આપણાથી પાછો સુખન ઉચ્ચારાય? એ તો હાથીના દાંત નીકળ્યા તે નીકળ્યા. પણ કણીનું ગાણું અને રૂપ આગળ મારા જેવા સો નથુશેઠ પણ કુરબાન છે."

"હા શેઠ, એના રાગની સ્વર્ગની અપ્સરાઓ પણ ઇર્ષ્યા કરતી હશે. જુઓની, આ હું મમતારામ, જાતે બ્રહ્મજ્ઞાની ને હજારો ઠેકાણે રાગતાન સાંભળેલા, તે હું તેનો તે દહાડે રાગનો આલાપ સાંભળીને એટલો રાજી થયો કે મારા ગળાની ચારસો રૂપીઆની હીરાકંઠી મેં એનાપર વારી નાંખી!"

"કેમ વારૂ, તમે કંઠી આપી તેથી નાખુશ થાઓ છો શું? નહિ તો હું તમને એના રૂપીઆ મુજરે આપું."

"નારે શેઠ, હું તો એમાં જરાએ નાખુશ નથી. મને તે વખતે આનંદ મળ્યો તેની આગળ કંઠી કુચ બીસાતમાં નહોતી."

એમ રૂપીઆની વાત નીકળતાં નથુશેઠને યાદ આવ્યું કે ધનપાલશેઠની પાસથી પ્રથમ જે પચાસ હજાર રૂપીઆ કહડાવ્યા હતા, અને જેમાંથી એની પાસે તો ચાળીશ હજાર આવ્યા હતા તે બધા, કણીને ઘર બંધાવી આપવામાં, અને પોતાની વર્ષ ગાંઠપર શરપાવ આપવામાં સ્વાહા થઇ ગયા હતા, ને એનો હાથ પાછો તાણમાં આવ્યો હતો. એ કારણથી બીજા રૂપીઆ પચાસ હજાર કે લાખ કરજે લેવાનું એણે મમતારામને કહ્યું હતું. એમ, મનમાં કે જો કોઈ હવે લાખ રૂપીઆ સામટા ધીરે તો કાશળ મટે. વર્ષ નીકળી જાય અને એટલામાં એ લાયક ઉમરનો થાય એટલે સાત પાદશાહી ઉભી કરી શકે! તે ઉપરથી મમતારામે ધનપાલશેઠને પાછો ચલાવી જોયો. એ શેઠે પ્રથમ તો ના કહી હતી, એમ આપણે આગળ વાંચી ગયા છઇએ. તેમ એણે મદનપાલશેઠની મુલાકાત લીધી ને મમતારામની ખાતરી થઈ કે રૂપીઆ પચાસ હજારનું બીજું ચોગઠું સળ પડશે ખરૂં. પણ જો કે ધનપાલશેઠના કહેવા પ્રમાણે બિહારીલાલે ખત તૈયાર કીધું હતું, તથાપિ કંઇક ધનપાલશેઠની ઢીલથી, અને પાછળથી મમતારામ બીજા કામોમાં પડવાથી, બીજા પચાસ હજાર રૂપીઆ હજી નથુશેઠને મળ્યા નહોતા. કેશવલાલનો પગ નથુશેઠમે ત્યાંથી પુરો કહાડવાના હેતુથી મમતારામ એ ઢીલનો ટોપલો કેશવલાલને માથે નાંખવાના હેતુથી બોલ્યો—"આ વખત રૂપીઆને માટે મેં અનેક ઠેકાણે તજવીજ કીધી, પણ બજારમાં

રૂપીઆની એટલી તાણુ છે કે કોઈ બે ટકાના વ્યાજે અને દસ ટકાના વટાવે, નથુશેઠ જેવાને પણુ રૂપીઆ ધીરવાની ના પાડે છે. નથુશેઠ ગભરાયો. મમતારામે ધીરજ આપતાં કહ્યું:—

"સાહેબ, તમે ગભરાઓ નહિ. ધનપાલશેઠની ચોટલી હજી મારા હાથમાં છે. એના કહેવાથી હું મદનપાલશેઠને એકવાર મળી આવ્યો હતો, એમ તો મેં તમને આગળ કહ્યું હતું ને મદનપાલશેઠે પણ રૂપીઆ ધીરવાને ખુશી દેખાડી અને ખત પણુ વિહારીલાલે તૈયાર કીધું. છતાં આમ ઢીલ થઇ અને મહીનો એક નીકળી ગયો, તેથી હું પાછો મદનપાલશેઠને મળ્યો કે શેઠીઆ થઇને રૂપીઆ આપવા કબુલ થઇને કેમ ફરી જાઓ છો! તે વખતે મારા જાણવામાં એક નવાઇની વાત આવી. જેમ વિહારીલાલ ધનપાલશેઠનું પુંછડું છે, ને ગઈ વખત આપણે એને કટકો રોટલો નાંખવો પડ્યો હતો, તેમ આ વખત પણ કરવું પડશે. પણ આ વખતનો કુતરો તો મ્હોટું શીકારી જાનવર છે! તમે તો એનું નામ સાંભળીને મારૂં કહ્યું માનશો નહિ. એનું નામ તમને કહેવાને હું પણ ઘણાં કારણોથી નાખુશ છું, માટે મને માફ કરજો."

"અલબત મમતારામને નામ તો કહેવું હતું, પણ આમ ભાર ખાવાનું કારણુ કે નથુશેઠને લાચારીએ નામ કહે તો તે અધીરાઈ દેખડાવે ને પોતાની હોંશીઆરી જણાય."

"ના ના, પણ મને કહેવું જ પડશે." નથુશેઠે અધીરા પડીને પુછ્યું—"મારા કામમાં કોઇને રૂપીઆ આપવા પડે ને તેનું નામ હું નહિ જાણું એ કેમ ખમાય? તમે તો મમતારામ, હું જાણું છું કે કોઇનું જરાકે વાંકું બોલતા નથી કે મરતાને મેર કહેતા નથી. પણ આ નામ તો મને કહેવું જ પડશે."

"શેઠજી, મને માફ કરો!" મમતારામે ખેંચપકડ મેરેકું જોર આતા હે એમ કહ્યું—"હું આપને હાથ જોડીને કહું છું. આપને તો ગોળ ખાધા જોડે કામ છે કેની? માટલી ફોડ્યાનું શું કામ છે?"

"ભાઈ, તમે આમ બોલો છો ને મને તો કંઇના કંઈ વિચાર થાય છે, માટે મને કહો કે મદનપાલશેઠનો કુતરો કોણ છે."

"અરે સાહેબ"—મમતારામ ફરજ પડવાથી લાચારીએ કહેતો હોય, તેમ બહુ ધીરેથી નથુશેઠની તરફ પોતાની ખુરશી ખસેડતા બોલ્યો—"આ દુનીઆમાં આટલો કલજુગ પેઠો છે, તે હું જ્યારે મદનપાલશેઠને હમણાં બીજીવાર મળવા ગયો હતો ત્યારેજ મેં જાણ્યું! અમારા જેવા બ્રહ્મજ્ઞાનીઓને તો બસ, હવે ભગવાં પહેરવાં બાકી રહ્યાં છે! નહિ તો રખેને કંઈ ફસાઈ પડીશું!" એમ બોલતાં, જાણે સંસારથી કંટાળ્યો હોયની એમ મમતારામ આમ તેમ માથું હલાવવા લાગ્યો.

નથુશેઠ વધારે અધીરો પડ્યો ને મમતારામ બોલ્યો—"સાહેબ, હમણાં મદનપાલશેઠનો સેક્રેટરી કોણ છે તે આપ જાણો છો?" નથુશેઠે ના કહી. એટલે એણે કહ્યું—"સાહેબ, આપના અંગ્રેજી અધ્યાપક અને ગુરૂ કેશવલાલ થોડુક થયું ત્યાં દાખલ થયો છે. તે જોતજોતામાં શેઠનો માનીતો થઇ ગયો છે. તે મદનપાલશેઠને જેટલું પાણી પાય છે તેટલું પીએ છે. તમે તો એને ગુરૂ જાણીને હજીએ માન આપો છો. પણ મેં તો એનાં કરતુક તે દહાડેજ જાણ્યાં." એમ બોલી પોતાના બે હાથ જોડતા મમતારામ બોલ્યો—"પરમેશ્વર તોબા! આપણે તો એવો દહાડો ઈશ્વર નહિ બતાવે તો ગંગા ન્હાયા!" નથુશેઠ સડક થઈ ગયો! પોતાને મદનપાલશેઠ પાસથી રૂપીઆ જોઇએ, તેમાં કોઈ નહિ ને કેશવલાલજ દલાલી માગે, એ તો મમતારામ કહેતો હતો તેમ કલજુગનોજ વખત આવ્યો જાણવો. કેશવલાલ કેવો સતવાદી રાંક અને ભોથલા જેવો છે, એમ વિચારતાં નથુશેઠ, એ બીના માનવી કે નહિ તેનું, વિમાસણ કરવા લાગ્યો.

"મેં કહ્યું નહોતું સાહેબ, કે આપ આ ખબર સાંભળીને નાખુશ થશો."

"ના ના, હું નાખુશ તો નથી થયો, પણ કેશવલાલ આવો પાખંડી હશે એમ તો હું નહોતો ધારતો. મારી આગળ તો એ હવે કોઈ કોઇ વાર આવે છે, તોપણ મારા મનમાં તો એને વિષે હજીએ માન હતું. વળી જ્યારે આવે ત્યારે સતો થઇને નીતિની અને મારે પૈસા ઉડાવવા નહિ એવી વાતો કરે ને આ શું?"

"એ તો એમજ હોય સાહેબ--આપે હજી દુનીઆનો સપાટો જોયો નથી, પણ એના જેવા બગલા ભગતો, જેટલા અંદરથી વધારે મેલા, તેટલા બહારથી વધારે ડોળઘાલુ હોય છે. હું તમને શું કહું. એની બેશરમાઇની વાત કરતાં હું લાજી મરૂં છું! તે દહાડે મદનપાલશેઠ પાસે રૂપીઆ સંબંધી વાત કરવાને હું આવ્યો છું, એવી કેશવલાલને કોણ જાણે ક્યાંથીએ બાતમી મળી હતી. તેથી મદનપાલશેઠની કંઈ પણ દરકાર કીધા વગર, એ તો મને એક ખુણામાં ઇસારો કરીને લઈ ગયો ને કહે કે તમે નથુશેઠને સારૂ રૂપીઆ લેવા આવ્યા છો તે હું સારી પેઠે જાણું છું. મદનપાલશેઠે તમને હા તો કહી છે. પણ તમે મારૂં કંઈ ધાર્યું નહિ, તેથી મેં આટલી ઢીલ કરાવી છે ને હજીએ મદનપાલશેઠ હું જેમ નચાવીશ તેમ નાચશે! માટે મને પાંચ હજાર રૂપીઆ નહિ આલો, તો હું એવી કુંચી ફેરવીશ, કે મદનપાલશેઠ તમને જરાકે મચક નહિ આપે! હું તો સાહેબ, આંખ ચોળવા લાગ્યો કે હું જાગતો છું કે ઉંઘું છું! મેં પ્રથમ તો રોફમાંજ વાત કીધી કે નથુશેઠને ત્યાં રૂપીઆની કંઈ તાણ નથી, ને તે કરતાં મદનપાલશેઠ નહિ આપે તો મુંબઇમાં ઘણાએ શેઠીઆ

છે. કેશવલાલ થોડીકવાર સુધી તો ટગર ટગર જોઈ રહ્યો, પણ પછી મ્હોંનો છેડો ગાંડે ઢાંકતો હોય, તેમ એ સાવ બેશરમો થઈને બોલ્યો, કે હું હમણાં બી. એ.માં પાસ થયો છું, ને મારે રૂપીઆની બહુ તાણ છે, કારણ કે મારે સોલીસીટર થવું છે, માટે પાંચ હજાર રૂપીઆ તો ગમે તેમ કરીને મારે જોઈએ છે. જો નથુ-શેઠ સમજીને નહિ આપે તો, મને ક્યારની ખબર તો છે, પણ જાણે મેં હમણાંજ સાંભળી હોયની, એમ નથુશેઠમે મારવાડીનું અને ધનપાલશેઠનું કેટલું દેવું છે તે સઘળી હકીકત એમની મા અને બહિનને કહી દઈશ !

"કહી દેની"—નથુશેઠ કેશવલાલ ઉપર રાતો અને પીળો થતો બોલ્યો.—

"તારી કોણ દરકાર કરે છે. મારી માબહેન જાણશે તો શું? મને કંઈ બાંધીને તો નહિ મારે? વળી ઘડીક કજીઆ થશે એજ કેની ?"

"અરે શેઠ, તમને હજી ઉમરમાં આવતાં એકાદ વરસ જોઈએ, ત્યાંસુધી તો તમારી માબહેનની સાથે હળીમળીને ચાલવું જોઈએ. હજી તો એમની પાસે બહુ ઝવેરાત છે, તે તમને મળશે તો તમે મારવાડીનું અને બીજું દેવું પતાવશો કેની ? માટે તમારાં માબહેન જોડે તો એક વરસ સુધી ખુબ હોંશીઆરીથી ચાલવું જોઈએ. તમને ઝવેરાત નહિ સોંપે તો તમે શું કરશો ?"

"હું હાઈ કોરટમાં લઢીશ."

"મારા સાહેબ, એમ લડવામાં તો બે ચાર વરસ નીકળી જાય ને આપને માથે જે દેવું છે તેનું વીઆજ બેવડું વધી જાય. તમે ધીરા પડો. હું તમને એક ઘણી સરસ યુક્તિ બતાવીશ. તે રીતે તમે ઘરમાં ચાલજો. પણ મને એ કેશવલા-લની વાત પુરી કરી લેવા દ્યો કે એ પાપમાંથી હું છુટું !" નથુશેઠ ખુરશીપર લાંબો થઈને ઢળી પડ્યો ને મમતારામે કહ્યું—

"કેશવલાલની જોડે એકદમ તોડી નાંખવી મને ઠીક લાગી નહિ, કેમકે આપણે રૂપીઆની તો પુરેપુરી જરૂર છે—તેમ તમારી માબહેનને એ સઘળો ભરમ કહી દે તે પણ મને વિચાર કરતાં ગોઠયું નહિ. તેથી હું તેને ધીરે સાસ્તે સમજાવવા લાગ્યો કે ભાઈ, નથુશેઠનાતો તમે જીવતા સુધી આભારી છો. તેની આવી લુણ-હરામી ને બદગોઈ કરશો એમાં તમારા હાથમાં શું આવશે. એક ઘર તો ડાકણે મુકે ને તમે આ શું કરો છો? પણ એમે લાજ શરમ હોય તો એ સમજે કેની ? મેં કહ્યું કે ભાઈ, તમને રૂપીઆની તાણ હોય તો અમારા નથુશેઠ આગળ માગોની. તમે પાંચ હજાર માગો તો એ શેઠ તમને દશ હજાર આપે એવા દીલના ઓલીઆ છે; ને તે કરતાં તમને શરમ લાગતી હોય તો લાવોની, તમારી વતી હું કહું, પછી કંઈ છે !"

"હા મમતારામ, તમે બરોબર વાત કરી. મારી આગળ કહે તો હું જે માગે તે આપું."

"અરે શેઠ, પણ મેં એવી વાત કહાડી ને એ તો મને દમ ભીડાવવા લાગ્યો, કે નથુશેઠની આગળ મારૂં નામ ભુલે ચુકે લીધું છે તો મને એ હેરાન હેરાન કરશે; એટલુંજ નહિ પણ મુંબઈમાં રહેવું ભારે કરી મુકશે! તેથી શેઠ, હું તો ગભરાયો અને આખરે પાંચ હજાર રૂપીઆ આપવાની એને હા કીધી કે જા, તારૂં નામ નથુશેઠ આગળ હું લઈશ નહિ. એ શેઠીઆને હું ગમે તેમ આડું અવળું સમજાવીશ. પછી તું જાણે ને તારો પરમેશ્વર જાણે! તને પાપ લાગશે તેના અમે સરીગત નથી એમ નક્કી જાણજે. પણ એને કંઈ શરમ છે? નાગે કુલે ફતેહખાન, તેમ એ તો કહે કે જલ જાઓ બલ જાઓ પણ બંદેકુ ઘર જાઓ. માટે હવે રૂપીઆ તો થોડા દહાડામાં મળશે. પણ તમે બહુ નાખુશ થયલા દેખાઓ છો.

"ભાઈ હું નાખુશ નહિ થાઉં? કેશવલાલને હું મારા મ્હોટા ભાઈ જેટલું માન આપતો. તે મને આમ દબડાવે? ને એ કેવો હલકો હોવો જોઇએ કે મારી આગળ તો હજી સતો ને સતો રહેવાની જ વેતરણ કરે છે! પણ એને એટલો વિચાર નહિ ગયો હશે, કે તમે જેટલા મારા થશો તેટલા એના થવાના નથી."

"તમારા એ બોલવામાં બહુ નાદાની સમાયલી છે, તોપણ એટલું તો ખરૂં કે દરદી ને ગરજીને પોતાની વાતનો વિચાર હોતો નથી. પણ હવે હું તમને એક બે બોલ શીખામણના કહું તે સાંભળી લ્યો. આ બીજીવાર તમારે સારૂ રૂપીઆની જોગવાઈ કરતાં ઘણાને મ્હોડે એ વાત ચરચાઈ છે, ને મોડે વહેલે, આપની માને અને બહેનને હવે ખબર પડ્યા વગર રહેવાની નથી; માટે હવે તેઓ તમને પુછે કરે તો તમે ના કહેશો નહિ."

"આગળ તો તમે મને એમ કહ્યું હતું કે તેઓને આ વાત જણાવવી નહિ."

"હા સાહેબ, તે વખતે તેવો રંગ હતો. પણ હવે જુદો રંગ છે. માટે સુકાન ફેરવવું જોઇશે. મારી સલાહ માનો તો એ લોકો પુછે તો તમારે હા કહેવી. અલબત એ લોકો નાખુશ થશે, તમારી જોડે કજીઆ કરશે ને ઘરમાં વઢવાડ પણ લઈ બેસશે. તથાપિ તમે સમજુ છો એટલે એવી વેળાએ ખામોશ રાખી બેસજો. તમને એમ કહેવાનું કારણ કે તમે દીલના ખરા છો ને એ લોક એક કહેશે તો તમે બે કહેવા જશો."

"પણ ઘરનો ધણી હું, પૈસા ટકા બધા મારા, ને મને કોઇ સતાવે, તોપણ મારે કંઇ બોલવું નહિ, એ તમે શું કહો છો!"

"શેઠજી, હું બરોબર વિચાર કરીને કહું છું. તમારી મા ને બ્હેન પાસે હજી બહુ ઝવેરાત છે ને તમે સામા થશો, તો હાલ એ તમારા હાથમાં નહિ આવે. તેઓના જાણવામાં જો એમ આવ્યું કે તમે સઘળું ઉડાવી દ્યો છો, તો સહેજ રીતે તેઓ તમને આપવાને આનાકાની કરે. તેમાં તમે વળી નવનું તેર વેતરી સામા થાઓ, તો લાંબે સરવાળે તમને નુકસાન થાય; માટે તમને પુછે તો તમે હવે હા ભણજો. મારવાડીનું દેવું છે તે પણ પુછે તો કબુલ કરજો. પણ નક્કી આંકડો કોઇને કહેતા નહિ કે મને આટલા લાખનું દેવું છે."

"તે તો હું પણ નથી જાણતો, તો પછી કહેવાનો ક્યાંથી હતો!"

"હા, એ વાત ખરી. હવે સાહેબ, હું તમને એક બીજી વાત કહું તે સાંભળો. તમારી મા અને બ્હેનને એમ વહેમ આવશે કે હું તમારી પાસે વધારે જાઉં આવું છું, તેથી મારી શીખવણીથી તમને દેવું થયું હશે. પણ તમે સાહેબ જાણો છો કે હું તો તમને કેટલી કેટલી કર કસર કરવાનું જ્યારે ત્યારે કહ્યા કરૂં છું."

"ના, ના, રૂપીઆ તો હું મારી મોજમાં આવે તેમ ઉડાવું છું. તમે તો મને ઘણીએ વાર વારો છો. માટે જો એ લોકોએ તમારૂં નામ લીધું છે તો હું સામો થઇશ. તમે શું કામ ગભરાઓ છો?"

"સાહેબ, મારી વતી આપ લડવા ઉઠશો તો બાજી ઓર વિફરી જશે, ને તેજ સારૂ હું તમને કહી રાખું છું, કે તમારે જરાક હોંશીઆરી વાપરવી. તમારી મા બ્હેન તમને ઠપકો આપે તો તમે બહુ દલગીરી બતાવજો ને હવેથી સુધરવાને વચન આપજો. એટલે તેઓ રાજી રાજી થઈ જશે. મારી એ લોકો તમારી આગળ બદગોઈ કરે તો, તમે જાણે સુધરી ગયા હો એમ કહેજો કે, એની એકલાની શીખવણીથી હું બગડ્યો નથી. પણ પેલા કેશવલાલે તમને ઉડાઉપણું શીખવ્યું છે."

"કેશવલાલ આપણી જોડે દગો રમે છે માટે એની તો એ જ વલે થવી જોઇએ"—નથુશેઠે કહ્યું—"પણ તમારૂં નામ નાહક લેવાને હું રાજી નથી."

"હા એ વાત ખરી, પણ તમારૂં કામ સરે તે સારૂ તમારી મા અને બ્હેન આગળ મારે થોડાક હલકા થવું પડે તો તેમાં શું મ્હોટી વાત છે. શું કરવું સાહેબ, મને તો આ સઘળી કડાકુટ કડવી ઝેર જેવી લાગે છે; પણ તમે મને હેતથી બોલાવો છો, ને આવી અડી વખતે કેશવલાલની પેઠે હું પણ તમને દગો દઉં તો હું મમતારામ શાનો! માટે થોડી ઘણી મારીએ બદગોઈ કરજો. પણ એવી સીફ્તથી વાત કરજો ને વરતજો કે બધો ટોપલો કેશવલાલને માથે આવી પડે."

"હવે હું સમજ્યો"—નથુશેઠે કહ્યું—"એકલા કેશવલાલનું નામ લઉં તો મને કોઈ માને નહિ, ને એકલું તમારૂં નામ લેવું ઠીક નહિ. માટે નામ તો બેનાં

ખરડવાં. પણ મુદ્દે એવી વાત લાવી મુકવી કે ઉતરતી બલા કેશવલાલને શિર જઇ પડે. આજે તમે મને જે વાત કહી તે જોતાં મારે કેશવલાલની લેશ દયા ખાવી જોઇતી નથી. એનો તો જેમ ઘડો લાડવો થાય તેમ કરવો. પણ મમતારામ, તમારો ઉપકાર હું જીવતાં સુધી ભુલવાનો નથી. તમે મને બગાડવામાં બીલકુલ નથી, તોપણ મારા ભલાને ખાતર, મારી માબ્હેન અને બીજાં સગાંવહાલાં આગળ, વગર લેવે દેવે હલકા પડવાનું હાથે કરીને તમે માથે હોરી લ્યો છો એ તમને રંગ છે. મિત્ર તે એનું નામ કે અડી ઓપટી વખતે કામ લાગે! શું કરૂં મારી પાસે રોકડની તાણ છે, નહિ તો તમને પણ એક ઘર બંધાવી આપતે."

"અરે સાહેબ, તમારી અમી દૃષ્ટિ છે એજ મને હજારો ઘર છે. આપની કૃપાથી મને ઝવેરાતમાં ઠીક પ્રાપ્તિ છે; પણ સાહેબ, હું કંઈ કેશવલાલની પેઠે રોટલાનો ભુખ્યો નથી, હેતનો ભુખ્યો છું. તમારા જેવા કદરદાન શેઠીઆ મારે માથે બીરાજે છે તો મને એક રીતે નહિ તો બીજી રીતે ન્યાલ કરશેજ કરશે."

એટલામાં ત્યાં નવલશા આવ્યો ને એ વાત એટલેથી જ અટકી પડી.

નવલશાના રોપ ને ભભકાનું વર્ણન આગળ ઘણીવાર આવી ગયું છે, આજે પણ નવલશાએ સજ્જ થવામાં કંઈ કચાસ રાખી નહોતી. પોતાની સર્વ શેઠાઈનાં ચિન્હો ઘેર રાખવાથી ચોરાઈ જવાની બ્હીકે એ સાથે લઇનેજ ફરતો હતો. પાઘડી અંદરની ટોપી કોલર-કફ ને મુખ્યત્વે શુઝ એમાંજ એ શેઠાઈનું, શરીરનું અને જીવતરનું સાર્થક માનતો હતો. રૂમાલમાં વીંટાળીને પાવડીઓ નથુશેઠને બતાવવા સારૂ એ લાવ્યો હતો. ઉમરા આગળથી જે હાથમાં સ્ટીક હતી તેજ હાથે પાઘડી ઉતારતો ને નથુશેઠને સલામ કરતો એ દાખલ થયો. મમતારામને જોઇને એણે હસીને કહ્યું-"અહો, તમે પણ છો કે, ચલો બહુ સારૂ થયું, પણ હું તમને પરમ દહાડે મળવા આવ્યો ત્યારે તમે ઘરમાં છતાં પણ મને મળ્યા કેમ નહિ?"

મમતારામની હબસીની સુરત નથુશેઠને નવલશાના આમ બોલવાથી યાદ આવી ને એને તો પાછું હસવું છુટયું. મમતારામને પાછી સળવળ થવા લાગી કે નથુશેઠ નવલશાની આગળ વળી પોતાની આબરૂ ઉઘાડી પાડશે.

"કેમ સાહેબ, હું મમતારામને સહેજ બીના પુછું છું, તેમાં તમે આટલા બધા હસો છો કેમ."

નથુશેઠ વધારે હસવા લાગ્યો ને હસવાની લહાયમાં નવલશાથી ખરૂં ન સમજાય એમ એ બોલ્યો—"કેમ વારૂ, તમને કંઈજ માલમ નથી. મમતારામે ત્રિજા દહાડા ઉપર હબસી પેઠે પોતાની સુરત કાળી મેસ જેવી કરી, ખરે બપોરે પોતાના દોસ્દારોને સરીઆમ રસ્તે દર્શન આપવાની માનતા લીધી હતી!"

"ના ના, આ તે તમે શું બોલો છો?"

"તમે તો મારૂં માનતા નથી"—નથુશેઠ માણુમાણુ હસવું દાબતો બોલ્યો—"મને આમ હસતા જોઇને તમે નહિ માનો એમાં નવાઈ નથી. પણ હું મારા સોગન લઇને કહું છું કે હું ખરી વાત કહું છું. કેમ મમતારામ, હું ખરૂં કહું છું કેની."

"પણ વળી હબસી જેવું કાળું મ્હોં કરી દોસ્દારોને ખરે બપોરે રસ્તામાં મળવું એવી તે માનતા હોય! હમણાં હમણાં હું જે આગળ નહોતો માનતો તે માનવા લાગ્યો છું. પણ જાણી જોઇને મેસ લગાડી સાહીભુત બનવાની માનતા આપણા ધરમમાં નથી, તાબુતમાં એ તો સાળા હલકા લોક ઢોંગ કરે છે."

"પણ આ માનતા તો શાસ્ત્રમાં લખેલી છે. જે બ્રહ્મજ્ઞાની હોય તેણે પોતાનો અહંકાર ગળી ગયો છે તેનું પારખું લેવાને એમ કરવું એમ શાસ્ત્રમાં લખેલું છે. મમતારામ તમે મને એમજ કહેતા હતાની? પણ તમે અમને બધાને મળ્યા તો આ નવલશાને કેમ દર્શન નહિ આપ્યાં."

"શેઠજી, મેં તો નવલશાની રસ્તામાં કલાકના કલાક સુધી વાટ જોઈ, પણ એતો એના ઘરમાંથી બહાર નીકળ્યો નહિ ત્યાં હું શું કરૂં. એક પ્રહર થયો ને મને મારે ઘેર જવુંજ જોઇએ, એટલે હું પાછો વળ્યો."

નવલશા આ બધી વાત ઉભા ઉભા સાંભળતો હતો તે હવે એક ખુરશી નથુશેઠની પાસે તાણીને બેઠો. નથુશેઠે હસતાં હસતાં જાત જાતના ચાળા અને ચેષ્ટા કરીને, મમતારામે પોતાને અને ધનપાલશેઠને કેવી રીતનાં અને કેવી સ્થિતિમાં દર્શન આપ્યાં હતાં તે બીના, અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. નથુશેઠ ધારતો હતો કે નવલશા એની પેઠે વાત સાંભળીને ગાંડો થઈ જશે. અલબત નવલશાનું હસવું પ્રથમ તો માયું નહિ. પણ તરતજ એને કંઇ વિચાર આવ્યો ને નથુશેઠ અને મમતારામની અજાએબી વચ્ચે એ બોલી ઉઠ્યો—

"આમ શાસ્ત્રમાં કદૂપી સીકલ કરવી એ પણ યોગની માનતા છે એમ મેં આજેજ જાણ્યું. મને આનંદગિરિ મહારાજ પાછા મળશે તો હું પુછી જોઇશ. શાસ્ત્રમાં હશે તો એમ હોવુંજ જોઇએ, પણ ભાઈ મમતારામ! તમે બહુ કપરી માનતા લીધી હતી. તમે પાર ઉતર્યા એ કંઈ થોડી ફોધી નહિ. બાકી એવી માનતાને આપણે તો દૂરથી જ નમસ્કાર કરીએ છઇએ. છટ, હું તો કોઈ કાળે મારે શરીરે મેસ લગાડી બહાર ફરવા નીકળું નહિ. ભલે આ પાવડી જેવી સો કે હજારો સિદ્ધિ મળવાની હોયની!"

એમ કહી નવલશાએ આણેલી પાવડીનો પ્રસંગ કહ્યો ને નથુશેઠ પાછો હરખાયો, કે હજી એને ગમત મળવાનાં સાધનો એક પછી એક નીકળતાં જાય

છે. નવલશાને પુછ્યું કે રૂમાલમાં શું આણ્યું છે? નવલશાએ અતિશે દમામ અને હરખથી રૂમાલને ધીરે ધીરે ઉકેલી સુંદર અને ચકચકતી પાવડીઓ દેખાડી.

પાવડીનો ઘાટ બહુ નાજુક અને શોભાયમાન હતો. નવલશાએ એ પાવડીઓને રોજની પેઠે ચકચકતી રાખવામાં કંઈ કચાસ રાખી નહોતી, તેથી જોતા વારને બન્ને જણા ખુશ થઈ ગયા. નથુશેઠને પાવડીનાં વખાણુ કરતા સાંભળી નવલશાએ કહ્યું કે તમે પણ આવી થોડીક પાવડીઓ વસાવો, ને ઘરમાં પહેરવાની ટેવ રાખો, કે તમને કોઈ દહાડો ઓચીંતુ કંઈ ફળ મળશેજ મળશે.

"તમે શું આ પાવડીને રોજ ઘરમાં પહેરીને ફરો છો?" નથુશેઠે પુછ્યું.

"અરે ભાઈ, હું તો રોજ શું રાતનાએ પહેરીને સુવું ને હું પહેરૂં છુંએ ખરો, પણ પહેરતાં પહેરતાં મને કોઇવાર એમ શંકા થાય છે કે મારાથી સિદ્ધિ મળ્યા પહેલાં પાવડી પહેરાય કે નહિ? પણ મારાથી તમને પેટ ખોલીને ખુલાસો આપી શકાતો નથી. પણ અરે, અરે, મેં તમને ભુલમાં એક ન કહેવાની હકીકત કહી દીધી. પણ હશે, અજાણતાનો દોષ નથી. એ શંકાને માટે મેં બહુ બહુ તપાસ કીધી પણ હજી કંઈ પત્તો લાગતો નથી. હાલ તો હું રાતના એક પાવડી મારી છાતીપર રાખી મુકું છું, ને બીજી માથા નીચે મુકીને સુઉં છું, કે જોઇએ આનંદગિરિ મહારાજ કંઈ સ્વપ્નામાં ખુલાસો કરે છે."

મમતારામ તો બધું સાંભળી રહ્યો, પણ નથુશેઠને તો એમજ લાગ્યું કે નવલશા વાયલ થઈ ગયો છે. નવલશાનું બોલવું એ તો પુરૂં પાધરૂં સમજ્યોએ નહિ. પણ એટલામાં આનંદગિરિ મહારાજનું નામ નવલશાએ બે વાર લીધું ને એણે પુછ્યું–

"ક્યા આનંદગિરિ મહારાજ, આપણે તે દહાડે ઉજાણીમાં મળ્યા હતા તેજ કે? પણ તમે તો તે દહાડે એની ઠેકડી કરતા હતા, કે એવા બાવા અને ધુતારાઓએ દેશને ખરાબ ખરાબ કરી મેલ્યો છે?"

"અરે સાહેબ, તમે એમ બોલો નહિ, દોષમાં પડશો, એ તો કોઈ મહાત્મા છે, મહાત્મા. હું એનો તે દહાડે પ્રતાપ નહોતો જાણતો તેથી મારાથી ખોટું ખોટું લવાઈ ગયું હતું. પણ મહારાજની મેં માફ માગી છે ને એણે મને માફી આપી છે."

આ પ્રમાણે મમતારામ રૂબરૂ એજ કથા બે વાર અનાયાસે નીકળી, પણ તે બંને વાર નવલશાના બોલવામાં જરાકે ભિન્નભાવ મમતારામને જણાયો નહિ. એની ખાતરી તો હતી, પણ હવે તે વધારે સંપૂર્ણ થઈ, કે પાવડી અને સિદ્ધિ સંબંધે નવલશા પાસે જબરો ભેદ છે. નવલશા પાધરૂં પુછે જવાબ દે એમ નહોતું તેથી નવલશાનો ભેદ થોડો ઘણો વધારે જાણવાને સારૂ, તેના વડીલ સાધુદાસની જે દંતકથા નવલશા અને ધનકોરડોસીને મ્હોડેથી એણે સાંભળી હતી, તે નથુશેઠને

કહી સંભળાવી. નથુશેઠને પણ તાજુબી લાગી. નવલશાને બહુએ પુછ્યું, પણ એ તો એટલુંજ બોલ્યો કે **આનંદગિરિ** મહારાજે સાફ ના કહી છે કે કોઈ બહાર-નાને કંઈ કહેવું નહિ, નહિ તો સિદ્ધિ મળશે નહિ; માટે મારાથી કોઇને વધારે કહેવાય એમ નથી.

સાંઝના નથુશેઠ નવલશાને આગ્રહ કરીને દરીએ કીનારે ફરવા લઈ ગયો. નથુશેઠે બહુ સમજાવ્યો પણ વાલકેશ્વરના બંગલામાં જવાની નવલશાએ હાલ તુરત તો ના પાડી. મમતારામ તો નથુશેઠને ઘેરથીજ છુટો પડ્યો હતો.



## પ્રકરણ ૫૫ મું

## ઠરજો અને ઠારજો

( દ્રુતવિલંબિત )

ધરમ નીતિ સજોસુજસો સજો,
અનુભવી સમજો રસીલી મજો;
હૃદયકુંજ સદા વધતું જજો,
વરવધુ ઠરજો સહુ ઠારજો. (નવીન કવિતા.)

પરણી ઉઠીને વરવહુ ઘરડાં વરડાંને, ડોસી ડગરાંને અને મ્હોટેરાંને પગે લાગે છે, ત્યારે સર્વે આશિષ્ આપે છે કે **ઠરજો** અને **ઠારજો**. વરવહુનું શુભ ઇચ્છ-નારાં આથી વધારે સારો અને સ્પષ્ટ આશીર્વાદ શું આપે? **ઠરજો** અને **ઠારજો** એમાં આ જીવનનું તમામ સાર્થક આવી જાય છે. શાંતરસ એ સર્વ રસમાં ઉત્તમ છે. સંસારના સુખનો એક સરખો રસ એક પ્રવાહમાં વહ્યો જાય તોજ હૈયું શાંત અને ઠરેલું રહે, ને પોતે ઠરેલો રહે તો બીજાને તે સુખનો અનુભવ ચખાડી શકે, અર્થાત્ ઠર્યા રહેવામાં અને ઠારેલા રાખવામાંજ આ સંસારના સુખની પરિસીમા છે. માટેજ વરવહુનું કલ્યાણ ઇચ્છનારા એ આશીર્વાદ આપે છે. **ઠરજો** અને **ઠારજો** એ અનુભવસિદ્ધ, રસથી ભરેલો, મીઠો અને મનમાં બરોબર છાપ પડે એવો સરલ અને ગહન આશીર્વાદ છે. કેટલીક સાસુઓ વહુને ઠરજો અને ઠારજો કહેવાને બદલે, **ઠારશો** તેવાં **ઠરશો** એવો આશીર્વાદ આપે છે. એટલે કે જેટલું સુખ નવી આવેલી વહુ સાસુને આપશે, તેટલું સુખ વહુની આવનારી વહુ તેને આપશે; માટે વહુએ સાસુને સુખ આપવું કે તેની આવનારી વહુ પણ તેને સુખ આપે. આ તો જાણે સાસુ વહુનો મેળ બધો રોકડ ખાતે ચાલતો હોયની તેવો દેખાય છે. એક લેખે પરણીને તરત આવેલી વહુને જોતાં, સાસુને એક

જાતની અદેખાઈ આવે એ સ્વાભાવિક છે. જે દીકરાને મહાકષ્ટ વેઠી નહાનાથી મહોટા કીધો હતો, જેનો અત્યાર સુધી એક સરખો પ્રેમ માની તરફ ઢળ્યો જતો હતો, તે દીકરાનો પ્રેમ પોતાની તરફ ખેંચવાને એક નવું સાલ ઘરમાં દાખલ થાય છે, તેથી સાસુને ધાસ્તી લાગે, કે વીસ નખરાંવાળી નવી વહુથી મોહ પામીને મારા દીકરાનું હેત મારા પરથી ઉતરી તો નહિ જાય! તે કારણથી નવી આવેલી વહુ સાસુને એક કંટકરૂપ થઈ પડતી દેખાય છે, અને તેથી જાણે વહુને ચેતાવતી હોયની તેમ કહે છે કે જોજે, તું આજકાલની નવી આવેલી છે અને મારો દીકરો, જેને પાળીપોષી મહોટો કરવામાં મારે માથે દુઃખનાં ઝાડો ઉગ્યાં છે તે દીકરો, હવે દૈવસંજોગે તારો કહ્યાગરો અને વશ થઈ જશે. પણ તારે એને એવે રસ્તે પાડવો નહિ, કે મારા પરથી એનું હેત જે મારૂં ઘરડીનું જીવન છે તે છેક જતું રહે; નહિ તો જો કે મને તું દુઃખ આપી શકીશ, પણ તારી પણ એવીજ વલે થશે.. "અમ વીતી તમ વીતશે. ધીરે બાપુ ધીરા" "જેવું કરીશ તેવું ભરીશ." માટે નવી આવેલી વહુ! તને ચેતાવું છું કે તને દીકરો થશે તેની વહુ પણ, તું જેવી રીતે મારી જોડે વરતીશ તેવી રીતે, તારી જોડે ત્યારે વરતશે ને તારો નાદરો ઉતારશે. માટે સાસુ વહુને એવો આશીર્વાદ આપે છે કે **ઠારશો** તેવાં **ઠરશો.** ગમે તેમ હો, પણ ગુર્જરભાષાની પ્રૌઢતા, ગાંભીર્યતા અને સરલતા દેખાડનારા એ બે શબ્દો છે તેમાં તો કશો શક નથી.

વરવહુ પગે લાગ્યાં ને ઉપર પ્રમાણે આશીર્વાદ પામ્યાં, પણ રહો, વરવહુ એ શબ્દજ બહુ વિચિત્ર છે! લગ્નમાં માલ કંઈ નથી. સાર કંઈ નથી, એમ એ વર વહુ શબ્દ ધ્વનિત કરતો નથી? પ્રથમ **વરરાજા** પછી **વરઘોડો** અને પછી **વર વહુ** એ ત્રણ શબ્દોમાં લગ્નનો અથથી તે ઇતિ સુધીનો સાર આવી જાય છે કે શું! પહેલાં તો વર રાજા ગણાય છે. માણસમાં સર્વોપરી હોય, વિશેષ માનને પાત્ર હોય, અને હજી તે પરણ્યો નથી માટે રાજાનું ઉપનામ આપવામાં આવે છે; પણ પરણવા જવાને વર ઘોડાપર બેસે છે તે વખતે, વરરાજા માણસ ટળીને જાનવર બન્યો હોયની, માટે **વરઘોડો** એમ કહેવાય છે. મતલબ કે હજી તો પરણ્યો નથી, પણ પરણવા જતાંજ પશુ બની જાય છે તો પરણીને તેની શી દશા થશે! ખરેખર બને છે પણ તેમજ. ઘોડો તો સારો કે તેનામાં પાણી હોય છે, પણ પરણી રહ્યા કે ધબ લેતાં કે બધી સમાપ્તિ. રાજા તો ગયો, ઘોડો હતો તે પણ ગયો, ને હવે તો **વર વહુ** થયો! ઉત્તરોત્તર વધારે હાસ્યાસ્પદ કરાવનારૂં બીજું શું પદ વરને પ્રાપ્ત થવાનું હતું વારૂ?

પરણીને મુંબઈ આવ્યા પછી નવલશાને પોતાને પોતાના મનથી-કંઈ અટ-

પડું ને નવું નવું લાગવા માંડ્યું. પોતે તો તેનો તે હતો, ઘર પણ તેનું તે હતું. ચાકર માણસો, સગાંવહાલાં બધાં તેનાં તે હતાં. પણ પોતામાંજ–પોતાના મનમાંજ અવસ્થા અને સમજણમાં ફેર પડ્યો હોયની, એમ એને ખાતાં પીતાં, હરતાં ફરતાં, ઘરમાં અને બહાર લાગવા માંડ્યું. નવલશાના વિચાર બહુ સુધરેલા હતા તથાપિ ઘરમાં આમ તેમ ફરતાં, કોઈની જોડે સહેજ બોલતાં ચાલતાં, એને વીજળીને જોઇને, અથવા પોતાને વીજળી જોય છે કે સાંભળે છે એવો વિચાર આવતાં, થોડા દિવસ તો એને પણ અટપટું લાગ્યું. વધારે સહવાસ થતાં ધીમે ધીમે એવો ભાસ દૂર થતો ગયો. વળી એને લાગવા માંડયું કે એક રાંક અણસમજુ અબલાનું સૌભાગ્ય, સુખ દુઃખ, મરણ પછી પણ ન છુટે એવી રીતે તેના સુખ દુઃખની જોડે સંલગ્ન થઈ ગયું હતું. આ ભવાટવી ખેડવાને માટે તેઓને એવી મડાગાંડ વાળી એક ધોસરીએ જોસરી દીધાં હતાં કે એકના સુખમાં બીજાનું સુખ અને દુઃખમાં દુઃખ આવી રહેલું હતું. નવલશાને ભાન થયું કે પરણી આવ્યા પછી તે માણસની હારમાં અને વલોટમાં આવ્યો છે. એના બોલવા ચાલવામાં અને રીતભાતમાં પણ થોડો વખત તો ગૌરવતા રહી.

નવલશાના વિચાર આપણે આગળ જણાવી ગયા છઇએ કે સુધારાવાળા એને આગળ પડતા હતા. શ્રીઆનંદગિરિ મહારાજે યોગદર્શન કરાવ્યું તે પછી તે કંઈ રૂપાન્તરને પામ્યા હતા, છતાં પણ એના વિચાર તો સુધરેલા ખરા કે લગ્નની એકે એક રીત અને ચાલ એને તો બાયલા જેવી લાગી. બૈરાઓમાં બેસી રહેવાથી, તેઓનું જુદું જુદું ગાવું કાને સાંભળ્યા કરવાથી, માણસ બાયલા જેવો થઈ જાય છે ને વર–વહુની ઉપમાને યથાર્થ પામે છે એમ નવલશાને લાગ્યું. તમામ રીત અને ચાલને એણે જંગલી ગણીને વખોડી કહાડી. પીઠી ચોળાવવી, પોખાવા જવું, હાથેવાળો મળવો, કંસાર ખાવો, મંગલફેરા ફરવા, તે સર્વેમાં એને તો કશું સારવાળું જણાયું નહિ. બધો બૈરાંનો ઢોંગજ લાગ્યો. પણ એ સઘળી રીત રીવાજોમાં એક વાતે નવલશાના દીલપર બહુ છાપ મારી દીધી, અને પોતાના વિચારને તે આબાદ મળતી આવવાથી, એના હરખની સીમા રહી નહિ. લગ્નમાં વરને સારૂ બીજાં વસ્ત્રો ભેળાં વેવાઈ તરફથી જોડા પણ છાબમાં મુકીને આપવામાં આવે છે. સાધારણ રીતે જોડાને એવું માન મળતું નથી, તોપણ છાબમાં મુકવામાં કોઇને કશું વાંધા જેવું લાગતું નથી. બીજી બધી ચીજો તો હોય કે ન હોય, પણ **કંટક ભંજન-પોથી** તો જોઇએ જ જોઇએ. વરને ન્હાતી વખતે ઉપયોગમાં આવે તે સારૂ પાવડીઓ પણ આપવામાં આવે છે. એટલે તમામ જંગલી ચાલોમાં નવલશાને એ બે રીત બહુ પસંદ પડતી લાગી. વળી લગ્નમાં જોડા સાથે માહેરામાં બેસવાની, અને પણુતી

વખતે પણ, પગમાં જોડા રાખવાની છુટ હોય છે. જોડા પહેરીને પણવામાં કશો બાધ આવતો નથી. જોડાનું આવું માહાત્મ્ય લગ્ન જેવા પવિત્ર પ્રસંગે પણ, અનેક અનેક જંગલી રીતો છતાં, કબુલ રાખવામાં આવે તેથી નવલશાને એક લેખે તાજુબી લાગી. એના પોતાના મનમાં જોડાને માટે, અને યોગદર્શન પછી જોડા અને પાવડીને માટે, જે માન અને મરતબો હતાં તે હવે વધારે દૃઢ થઈ ગયાં.

પરણી આવીને મુંબઇ આવે બે ત્રણ દિવસ નહિ થયા હશે, ને એક દહાડો એક વાગે આનંદશંકર અને કરૂણાદાસ નવલશાને મળવા આવ્યા. પાવડી અને જોડાની સેવા તો આગળની પેઠે નવલશા હજી પણ કરતો હતો. જમીને ઉઠ્યા પછી નવલશાએ પાવડીઓ તરફ નજર કીધી, પણ તે જોઇએ તેવી ચકચકતી ન દેખાયાથી આમલી લઇને તેને સાફસુફ કીધી. થોડીક વિલાયતી જોડાની જોડીઓ પણ સાફસુફ કરી એણે પાછી ઠીકઠીક મુકી. જો કે એ પાવડી પહેરતો હતો ખરો, તથાપિ સિદ્ધિ મળ્યા પહેલાં પાવડી પહેરાય કે નહિ, તે બાબત એના મનથી હજી શંકા તો હતીજ! થોડીવાર પાવડી અને સપાટ પહેરી ઓરડામાં આમ તેમ ચાલી નવલશા એક કોચપર લાંબો થઇને પડ્યો. હવે હું પરણ્યો, મોહોટો થયો, માણસની વલોટમાં આવ્યો, સારો દહાડો રોજ ને રોજ કંઈ ઘેર બેસી રહીએ તે ઠીક લાગે નહિ, માટે હવે મારે શું કરવું તેનો નવલશા વિચાર કરવા લાગ્યો. **મેટ્રીક્યુલેશનમાં** જવાની એને હવે અરુચિ થઇ હતી. બે ચાર મહીના માણમાણ થોડું ઘણું મ્હોડે ભરડીને જવા માગે તો જઇ શકાય. પણ તેમાં કેવું પરિણામ આવે તે અનિશ્ચિત હતું. સરકારી કોઈ ખાતામાં નોકરી કરવામાં પણ નવલશાને સાર જણાયો નહિ. ઠામેઠામ જગ્યા થોડી ને ઉમેદવારો ઝાઝા. **મેટ્રીક્યુલેટ** થયલા પણ પંદર વીસની નોકરીને સારૂ ટળવળે, તે કારણથી નવલશાને વધારે પ્રાપ્ત થવાની આશા જણાઇ નહિ. અંગ્રેજી શાળામાં અંગ્રેજી રીતિ પ્રમાણે કેળવણી લીધેલી, તેથી દેશી નામાંઠામાંની એને માહીતી નહોતી. ગુજરાતી અક્ષર પણ **સ્ટીલપેનથી** મીંડીઆ મીંડીઆ જેવા આવે. ગુજરાતી કલમ તો એને હાથમાં ઝાલતાં આવડતી નહોતી. ત્રાંસી કલમ એના હાથમાં ઠરતીજ નહિ. એક બે અક્ષર લખે કે ઝટ આડી થઇ જાય. એટલે કોઈ વેપારીને ત્યાં તો એનો ભાવ જ પુછાય નહિ. વળી વેપારીને ત્યાં નોકરી કરવી નવલશાના સુધરેલા વિચારને ઠીક લાગી નહિ. તેમ પંડમાં ઝાઝી આવડત કે ખંત પણ નહોતી કે કંઈ ધંધો ઉદ્યમ ચલાવી શકે. તેથી પડ્યો પડ્યો, હવે શું કરવું, તેનો નવલશા વિચાર કરતો હતો. લગ્નમાં ધુળ પથ્થર લેવામાં અને ફોટો પડાવવામાં નવલશાને રૂપીઆ ચારસેનું દેવું થઈ ગયું હતું. લગ્ન પહેલાં તો બધાને એવા વાયદા થતા હતા કે લગ્ન પછી આવજો. પણ હવે તેઓને શું જવાબ દેવો

તેનો નવલશાને વિચાર પડ્યો. ચારસોની જોગવાઈ કરવાનું એકે બારૂં એને દેખાયું નહિ તેથી નવલશાને ફીકર લાગવા માંડી. એવામાં આનંદશંકર અને કરૂણાદાસ ત્યાં આવી પહોંચ્યા.

નવલશાના હાથમાં તે વખતે પાવડી હતી, તે એણે કોચપર મુકી અને ઉઠીને ઉભા થઇ શેકહેન્ડ કરી, કોચની પાસે બે ખુરશીઓ હતી, તેપર બંને જણને બેસવાનું કહ્યું. કરૂણાદાસ બોખું ઉતારી ખુરશીપર મેલી નવલશાની સામે બેઠો. આનંદશંકરે પોતાની ચકરી પાઘડી ટેબલપર મેલીને પીછોડીથી મ્હોડું લુછતો ખુરશીપર બેઠો, અને હસીને નવલશાને પુછ્યું—

"પ્રિય ભ્રાતર્, તમે પ્રસંન તો છો. પાણિગ્રહણ કરેલા મનુષ્યને અંગ્રેજીમાં હેપીમેન (સુખી માણસ) કહે છે, હું તમને તેવી રીતે એ ધન્યવાદ આપું ?"

"અંગ્રેજો એમ કહે તે બધુ બરોબર છે, કારણ કે એ લોકોની રીતભાત બહુ પસંદ કરવા જેવી છે"—નવલશા બહુ તિરસ્કાર કરતો બોલ્યો—"આપણામાં તો બધી રીત બાયલા જેવી, બૈરાંઓ તેઓના બાપના બાપના વારાનું ગાય અને આપણે તેની વચમાં બેસી રહીને બાયલા જેવું બનવાનું! વળી સાળી પીઠી ચોળાવવી તેથી માણસ વાઘ જેવો બની જાય છે, એટલે વરને તો એક અવતારમાં અનેક વનેખાં પડે છે!"

"માટે જ પહેલાં વર—રાજા, પછી વર—ઘોડો અને પછી વર—વહુ એમ કહેવાતું હશે કેમ?" કરૂણાદાસે પુછ્યું.

"અને તે બોલે બોલ ખરૂં છે. જેણે એ સોધી કહાડ્યું તેને શાબાશી ઘટે છે." નવલશાએ કહ્યું.

"અસ્મદીય સર્વોત્તમ આર્ય નીતિ અને રીતિ, રહેણી અને કહેણી પ્રત્યે તમારૂં હેત ઢળકાઈ જતું નથી, તેમાં વળી લગ્નને મિષે અધિક બખારવાનું કારણ પ્રાપ્ત થયું જણાય છે. તથાપિ પ્રાચીન ઋષિઓએ અનુમોદન કરેલી સર્વ રીતિ અને આચરણો શિરોવંદનીય છે."

"હું તો બધું એમાં જંગલી અને જંગલીપણું જોઉં છું"—નવલશાએ જવાબ આપ્યો—"હું પુછું કે પીઠી ચોળાવવાથી શું થાય? કપાળે ગાજર પડાવવાનું શું કારણ? પોંખાવવું એ શું? કંસાર ખાવો, મંગળફેરા ફરવા એ બધા ઢોંગને ઢોંગ! સાળાં બૈરાંઓ અને બ્રાહ્મણે લાકડું વળગાડી દીધું છે."

"તમે જ્યારે આપણી સર્વમાન્ય રીતિનીતિની અવગણના કરો છો"—આનંદશંકર કંઇક તપીને બોલ્યો—"તો તમારામાં દેશાભિમાનના ખરા આવેશનો આવિર્ભાવ થવાનો નથી એ નિશ્ચિત વાત છે. જો દેશાભિમાન નથી તો તમે કોઈ દિવસ

ભાષણ કરવા સજ્જ થશો તો, તેમાં અવિચ્છિન્ન રસ અને પરચિત્તાકર્ષકપણું આવવાનું નથી. કેમ કરૂણાદાસ, તમારે શું અભીપ્સિત છે?"

"હા, એમ તો ખરૂં, આપણો પિત્તો ઉછળે નહિ, ત્યાંસુધી ભાષણમાં ઝમક આવે નહિ"—કરૂણાદાસે જવાબ આપ્યો.

"તમે ભાષણમાં જોસ્સો આવવાનું એ કારણ બતાવો છો?" નવલશાએ આનંદશંકરને પુછ્યું—"પણ તે ખોટું છે. તેનો તમને મારાં લગ્નમાં બનેલો એક પ્રત્યક્ષ દાખલો બતાવું. તમે કેશવલાલને તો સ્વદેશાભિમાની ગણો છો કેની?" બંને જણે હા કહી અને નવલશાએ બોલવું શરૂ રાખ્યું—"ત્યારે એના ભાષણમાં તમારા કહેવા પ્રમાણે જોસ્સો આવવો જોઇએ, કેમ? અરે, પણ તમારા એજ કેશવલાલે અંગ્રેજી ભણેલાનું નામ રજતપુરમાં લજવાવી માર્યું!"

"કેમ વારૂ, એવું તે એણે શું કીધું ને શું હતું? અમને કહો તો ખરા?" બંને જણે અધીરા પડીને પુછ્યું.

નવલશાએ તે પછી કેશવલાલે લગ્ન ઉપર કેવા દમ વગરના અને નામના સુધારાનું બીડું ઝડપ્યું હતું તે કથા કહી. તે સારૂ એકડા લેવાને એકવાર જ્યારે મહાજન મળ્યું હતું, ત્યારે એક બે જણાએ ખરા સુધારાનાં પગલાં ભરવાની દરખાસ્તો મુકી, તેનો રદીઓ કેશવલાલથી આપી શકાયો નહિ; બોલવા ઉઠયો, પણ કંઈ બોલાયું નહિ ને શરમનો માર્યો ત્યાંથી જીવ લઇને નાઠો! મહાજન મહાજનને ઠેકાણે અને એકડા એકડાને ઠેકાણે રહી ગયા!"

"અરે, એમ સર્વથા નહિ હોય"—આનંદશંકર બોલી ઉઠયો—"તમારી એ ભ્રમણા કે બુદ્ધિ અગોચર કંઈ અનુસંધાન હશે. બાકી કેશવલાલ ખરૂં ખોટું બખાર્યા જવામાં પોતાની પીઠ દેખાડે એમ નથી."

"હું જાણું છું"—નવલશા ઓઠ પીસીને બોલ્યો—"કે તમે એના એડમાયરર છો. તેમાં એ **બી. એ.** માં પહેલે નંબરે પાસ થયો ત્યારથી તો તમને બીજું કંઈ જણાતું નથી. પણ આ બધી ગંગા મારા પગ નીચે ખોદાઈ છે. મારી નજરે દીઠેલી વાત હું તમને કહું છું."

"આંખે દીઠું પણ ખોટું પડે, એવી આપણામાં કહેવત છે." કરૂણાદાસે કહ્યું.

"પણ આ તો મેં મારી નજરો નજર જોયું છે ને શું?" નવલશાએ ઉત્તર આપ્યો—"પણ તમે બધું સાંભળો તો ખરા, એણે તો એક ઢંગધડા વગરના સુધારામાં એકડા લેવાને મહાજન એકઠું કીધું, તેમાં એક અગ્રેસરદાસે વિલાયત જવાની અને પુનર્લગ્નની કેટલી જરૂર છે તે બતાવી, તેમાં એકડા લેવાની દરખાસ્ત મુકી. એક જણે તો બધો દેશી સામાન વાપરવાની દરખાસ્ત મુકી. તેની સામે

વિચાર દર્શાવવાને કેશવલાલ ઉભો થયો પણ ઝાઝું બોલી શકાયું નહિ ને પોતાની ફજેતી થાય છે એમ ધારી ત્યાંથી નહાસી ગયો !"

"નહિ, નહિ."

"નહિ નહિ શું, ખરી વાત !" નવલશાએ કહ્યું—"નહાસી ગયો તો ગયો, પણ રાતના આઠ વાગે પાછું મ્હોડું દેખાડ્યું ! એના પક્ષના અને વિરૂદ્ધ પક્ષવાળાએ ખુલાસો માગ્યો ત્યારે એ ગાંગા તલ્લું થઈ ગયો ને કહેવા લાગ્યો કે એક બાઈ ઉપર ચોરીનું ખોટું આળ આવતું હતું, માટે હું ત્યાંથી જતો રહ્યો હતો. કોઈ બાઇને છોડાવી એ વાત ખરી, પણ તે તો અમથું બહાનું સમજવું. એ નહાસી ગયો ત્યારે એને કંઈ થોડી ખબર હતી કે હું એક બાઇને છોડવવા જાઉં છું !"

બંને મિત્ર બરોબર સમજ્યા ન હોય એમ નવલશા સામું જોવા લાગ્યા. મહાજનની સભામાંથી જતા રહેવા પછી, કેશવલાલે પોતે શું કીધું તે વિષે એણે જે ખુલાસો આપ્યો હતો તે નવલશાએ કહી સંભળાવ્યો. અલબત કેશવલાલથી કોઇને એમ તો કહેવાયું નહિ કે શ્રીઆનંદગિરિ મહારાજ મને સાદ કરીને ઘસડી ગયા હતા. તે કારણથી સર્વને કેશવલાલનો ખુલાસો સંતોષકારક લાગ્યો નહિ. કેશવલાલે એક બાઇને માથેથી ચોરીનું આળ ખસેડ્યું તે બીના તો તપાસ કરતાં ખરી જણાય, પણ ખાસ તેનેજ સારૂ કેશવલાલ કેમ જઈ શકે ? ભાષણ કરતાં કરતાં તે બાઇને છોડવવાનું એને કેમ સુજી આવે ? ખુલાસો માગતાં તે બાબત કેશવલાલથી વધારે કહેવાઈ શકાયું નહિ, તેથી એના પક્ષવાળાઓએ પણ એવોજ નિશ્ચય કીધો કે બાઇને છોડાવી તેનું એ ખોટું બહાનું ધરે છે.

"એજ કામના એકડા લેવાને કેશવલાલ પાછળથી બહુ મથ્યો"—નવલશાએ કહ્યું—"પણ એનાજ પક્ષવાળા કહેવા લાગ્યા કે એ ગમે તેટલો સમજુ પણ આખરે જુવાનીઓ રહ્યો, એટલે એ તો વાંદરાને લઇને હોડીમાં બેસવા જેવું થાય, અને થયું પણ તેમજ; તેથી એકડાની વાત હજી સુતી છે ને મહાજનની કન્યા બાપનું કુળ ઊકાળે છે. પણ એ કેશવલાલને લીધે ભણેલાનો ભાર વક્કર ઓછો થયો અને રજતપુરના લોકો એને ભણેલો પણ કંઇક વાયલ ગણીને હસે છે."

"તમે કહો છો તેમ એણે કીધું હોય તો તેમજ ગણાય"—કરૂણાદાસે ટેકો આપ્યો.

"હું એવો એક્સ પાર્ટી (એક તરફી) અભિપ્રાય પ્રદર્શિત કરવાનો નથી"—આનંદશંકરે કહ્યું—"કેશવલાલનો પક્ષ સાંભળ્યા વગર વાતનું તોલન થઈ શકે નહિ."

"પણ એણે તો"—નવલશાએ કહ્યું—"કોઇને ખુલાસો આપ્યો નહિ ત્યાં શું કરવું ?"

"પણ તમારે એને પૃષ્ટવ્ય હતું"—આનંદશંકરે કહ્યું—"કે ભાષણની મધ્યમાં એને કયાંથી પ્રવૃત્તિ મળી કે કોઈ સ્ત્રી ઉપર ચોરીનું આરોપ છે. શું એને કંઈ દિવ્ય ચક્ષુ તો નહિ થયાં હોય ?"

"અરે ભાઈ, અમે તો બે દહાડા સુધી કેશવલાલને જંપવા દીધો નહિ, પણ એણે પાધરો જવાબ જ આપ્યો નહિ ! અમને તો એમ લાગે છે કે ખુલાસો હોય તો આપે કેની? માટે હવે તમારી ખાતરી થશે કે વિલાયત જવાનો અને પુનર્લગ્ન કરવાનો ખરો સુધારો કેશવલાલે પસંદ કીધો નહિ, તો એના એવા હાલ થયા; માટે દેશાભિમાન હોય તોજ ભાષણમાં જોસ્સો આવે છે એમ કંઇ નથી."

બંને જણા કંઇ બોલી શકયા નહિ. થોડી આડી તેડી વાત નીકળી ને પછી નવલશાએ આનંદશંકરને પુછ્યું—

"તમારે ટ્યુશન આપવાનાં વધ્યાં છે કે કેમ ?"

"ના ના, વધ્યાં તો કંઈ નથી, બે ત્રણ છે તે છે, પણ એ ટ્યુશનો કંઇ જન્મારા સુધી રહેવાનાં હતાં ?"

"સાળો મને પણ વિચાર થાય છે"—નવલશા બોલ્યો—"કે હવે મારે શું કરવું ? આ કરૂણાદાસને તો એના બાપની દુકાન છે એટલે એને તો ઠીક છે."

"કેમ વારૂ"—કરૂણાદાસ બોલ્યો—"તમે આ વરસે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં જવાના નથી?"

"મેં વિચાર તો છોડી દીધો નથી. પણ શું કરીએ, મહેનત કરી કરીને ભણીએ ને પાસ નહિ થઇએ તેથી નાઉમેદી આવે છે. કંઈ એવો ધંધો ઉદ્યમ જડે તો બહુ સારૂ."

એટલે આનંદશંકર બોલ્યો—

"નવલશા, મેં પૂર્વે તમારી સમક્ષ બહુશઃ કથન કરેલું હતું, પણ ગત સમયમાં તમે લગ્નનો નિમિષ બતાવ્યા કરતા હતા કે પછી થઈ રહેશે. જો મારો ઉપદેશ ગ્રહણ કરો તો આપણે એક વિક્લી પેપર (સાત દહાડાનું પત્ર) આરંભીએ. એટલે આપણે પ્રાફીટ (કમાણીએ) થશે ને બીઝનેઝમાં (કામમાં) પઞા ગણાઇશું."

"અઠવાડીઆનાં પત્રો તો બહુ છે, પણ આપણા ગુર્જર વર્ગને હાથે નીકળતું એકે રોજીંદુ પત્ર નથી, માટે તેવું કંઈ કહાડો તો સારૂં"—કરૂણાદાસ બોલ્યો.

"નારે ભાઇ"—આનંદશંકરે જવાબ આપ્યો—"ડેલી પેપર કહાડવા જેટલો મહોટો સ્ટાફ (ખાતું) આપણે કયાંથી લાવીએ? વળી એમાં તો સારૂં નાણું પ્રથમ ઇન્વેસ્ટ (રોકવું) કરવું જોઇએ. માટે એવું મહાભારત કામ મારા જેવાનું નહિ ! વિક્લી પેપર કે કોઇ માસિક ચોપાનિયું સારૂં."

"એવાં અઠવાડીઆનાં પત્રો તો ઘણાં નીકળે છે ને ઘણાંખરાં હાલહવાલ હોય છે"—કરૂણાદાસે કહ્યું—"માટે રોજીંદુ નહિ તો એકાદ માસિક ચોપાનિયું ઠીક પડશે."

"મારો વિચાર"—આનંદશંકર બહુ મનન કરતો અને પકવ કરી રાખેલા વિચાર બહાર પાડતો હોય તેવી ઢબથી બોલ્યો. **વિક્લી પેપર** અને માસિક ચોપાનીઆની વચ્ચે **સસ્પેન્સમાં** (ધચુપચુ) રહે છે. **વિક્લી** કહાડવાને થોડું ઘણુંએ દ્રવ્ય જોઇએ. બહારગામ આડતીઆઓ જોઇએ. વાચકવર્ગને કેવી રીતિનું લખાણ **પ્લીઝ** (ખુશ) કરશે તેનો અને છાપાં સંબંધીનો પણ કંઇક અનુભવ જોઇએ. માસિકમાં એમાંની કોઈ પણ બાબતનો મુઝારો ધડવાનાં કારણો સ્વલ્પ છે. **ઓન ધી અધર હેન્ડ** (બીજા હાથ ઉપર) માસિકમાં એક વર્ષ પર્યંત **પ્રોફીટની હોપ** (નફાની આશા) રાખવી નહિ એ પણ સત્ય સમજવું. **ઓન ધી હોલ** (એકંદરે) મારા વિચાર તરતને માટે માસિક તરફ ઢળે છે. એકવાર એકાદ માસિક ઝામ્યું ને પછી **વિક્લી** પત્રનું કામ આરંભીએ તો **સક્સેસ** (જય) સંભાવ્ય છે."

"અરે, એવા અઠવાડીયાના પત્રમાં"—નવલશા પોતાના મનમાં તરતના આવેલા વિચાર બહાર પાડતો બોલ્યો—"બહુજ કડાકુટ પડે, સાતે દહાડે અને સાતે દહાડે ખરી અને નવી નવી બાબતો તે ક્યાંથી જડે?"

"તેની તો કંઈ ફીકર નહિ"—આનંદશંકરે જવાબ વાળ્યો—"એવાં કામમાં પલોટાઇએ અને બહુ વાંચવામાં આવે, એટલે એની મેળે અઠવાડીએ અઠવાડીએ તો શું પણ ડેલી નવું નવું લખવું હોય તથાપિ **ડીફીકલ્ટી** (મુશ્કેલી) પડે નહિ, પરન્તુ વસ્તુતઃ આપણે એક **માઈન્ડના** (વિચારના) છઇએ માટે **વિક્લી** પડતું મુકો ને માસિક પરત્વે બોલો."

"માસિક કહાડવાનું કામ સહેલું તો ખરૂં"—કરૂણાદાસે કહ્યું—"વચમાં એક મહીનાનું મેદાન રહ્યું તેથી લખવાનું અને વિચાર કરવાનું ઘણું જડે."

"એમાં તો વાર્ત્તાઓ લખાય, નાટકે લખાય, કવિતા પણ આવે"—નવલશા હરખાઇને બોલ્યો—"અંગ્રેજીમાંથી કંઈ તરજુમો કરીને મુકીએ તોએ ચાલે."

"અરે, માસિકમાં તો એવું એવું લખવાનું પાર વિનાનું જડે"—આનંદશંકર હસીને બોલ્યો—"**સપોઝ** (ધારો) કે કંઇ જડયું નહિ ને વાત નોકપર આવી તો થોડાક સંસ્કૃત શ્લોકો ને તેનું ભાષાંતર મુકયું કે ભયો ભયો થઇ જાય! પાંચ પચ્ચીસ પાનાં તો એમ ભરડવાં હોય તો ભરડાય. વળી હસવા જેવા ટુચકાઓ, ઝીણી ઝીણી ખબરો, સમશ્યા, કોરડા વગેરેથી કહો તેટલાં પાનાંની પૂર્તિ થાય."

"હા હા, આપણે માસિકનો વિચાર રાખશું તેમાંજ ઠીક પડશે"—નવલશાએ હરખાઇને કહ્યું—"મારો વિચાર તો પહેલે સપાટે આપણાં લગ્નમાં ચાલતી

જંગલી રીતો સજ્જડ વખોડી કહાડવાનો છે, હું એ બાબત જે બોલીશ તે પ્રમાણ પૂર્વક ગણાશે."

"આનંદશંકર હસ્યો, પણ નવલશાનો જોસ્સો નરમ નહિ પડે માટે કશું નહિ બોલતાં એણે કહ્યું"—

"હા, પણ માસિકમાં તો શીઘ્ર લાભ નહિં થાય. કદાચને એક વર્ષ વર્યંત ગાંઠકી ખીચડી ઓર મેમાન અમારા, એમ પણ થાય, અને આ નવલશા જેવા ધૈર્ય **ગીવ અપ** કરે (ત્યજી દે) તો"—

"એમાં હીંમત હારવા જેવું શું છે"—કરૂણાદાસ નવલશાને ટેકો આપતો બોલ્યો—"નવલશા જાણે એમ સમજશે કે એક વરસ **મેટ્રીક્યુલેશનનો** અભ્યાસ કીધો ને ફેલ થયો તેમાં શું?"

"એમ સમજે તો તો અત્યુત્તમ"—આનંદશંકરે જવાબ દીધો—"પરીક્ષા કરતાં આમાં અધિક અનુભવ સંપાદનીય છે. ચોપડીઓમાં વારંવાર લખાણ કરવાથી આપણે બધાને કવિતા જોડવાની, ભાષાંતર કરવાની અને ઉત્તમ **સ્ટાઇલ**માં (શૈલીમાં) લખવાની **પ્રેક્ટીસ** (મહાવરો) પડશે; જે અતઃપરં દૈવાત્પ્રાપ્ત કામ ધંધામાં આપણે **સરવીસેબલ** (સહાયકારી) થઈ પડશે."

"ઠીક છે ત્યારે"—નવલશાએ વિચાર કરી કહ્યું—"આપણે એક માસિક ચોપાનિયું બહાર પાડવું. એક વરસ નફો નહિ થાય તો કંઈ ફીકર નહિ. પણ એમાં પહેલાં શું ખરચ થશે."

"હું ધારૂં છું કે"—આનંદશંકરે કહ્યું—"આપણે વર્ષ સુધીમાં **એટધી મોસ્ટ** (ઘણામાં ઘણા) તો બસો અઢીસો રૂપીઆ **ઇનવેસ્ટ** કરવા (રોકવા) પડશે. આપણે પ્રત્યેક પોણોસો પોણોસો રૂપીઆ કહાડશું તો બહુ થશે. પછી તો એની મેળે એક તરફથી ગ્રાહકોનાં **સબસ્ક્રીપશન** (લવાજમ) આવતાં જશે ને એક તરફથી છપામણીનાં બીલો ચુકવાતાં જશે પરન્તુ આરંભમાં અઢીસો ને વખતે ત્રણસો રૂપીઆ જોઈશે ખરા."

"કેમ વારૂ, તમે કેવી રીતે હીસાબ ગણો છો"—કરૂણાદાસે પુછ્યું—"હું તો સમજતો હતો કે આઠસો નવસો રૂપીઆ જોઇશે."

"અરે ના, આ વિષય પરત્વે મેં કંઈ અનુભવ સંપાદન કરેલો છે. આપણે પ્રથમ તો માત્ર બતરીસ પૃષ્ઠનું અને ચાર ફારમનું ચોપાનિયું કહાડવું. ચાર ફારમની હજાર નકલની છપામણીના રૂપીઆ નવ કે દશ લેખે તો બહુ થયા. પણ આપણે રૂપીઆ ચાળીસ ગણીએ તો વર્ષાન્તે પાંચસેથી અધિક તો નહિજ થાય. **નાઉ** (હવે) હજાર નકલ છપાવીએ તો તેમાંથી વર્ષમાં આપણે બસોથી ત્રણસો

રૂપીઆ લવાજમના નહિ આવે? એટલે હવે તમે તમારી મેળે **એસ્ટીમેટ** (અડસટો) કરી લ્યો કે બસો ત્રણસોથી અધિક વ્યય થવાનો નથી."

"આપણે લવાજમ શું રાખશું"–નવલશાએ પુછ્યું.

"મુદ્રા દ્વયથી વધારે રાખીએ તો આપણું ચોપાનિયું ગ્રાહક વર્ગમાં પોષાય નહિ; એક રાખીએ તો આપણને પોષાય નહિ, માટે દ્વય મુદ્રાજ રાખવી. પણ હવે હું રજા લઉં છું. મારે એક ઠેકાણે **ટ્યુશન** આપવા જવું છે. ચોપાનીઆનું શું નામ રાખવું, તેમાં શું શું વિષયો અને કયા ધોરણને અવલંબીને લખવા, અને આપણે ત્રણે જણે તત્સંબંધે કયી રીતિએ **ડીવીઝન ઓફ લેબર** (કામની વાટણી) કરી લેવી તે હું પરમ દિવસે નિશ્ચય કરીને કહીશ. પરન્તુ આટલું સ્વીકારવું કે આપણે દરજીની વેતરણ રાખવી, મોચીની નહિ. એમ ધારો કે વર્ષ પર્યન્ત **સબસ્ક્રીપશન** આવ્યું નહિ તો પંચશત મુદ્રાની વ્યવસ્થા કરવી જોઇએ. તાત્પર્ય કે આપણે ત્રણ જણ તેટલો વ્યય કરવાને શક્તિમાન્ છઇએ કે કેમ, તેનો પ્રથમ વિચાર કરીને કાર્ય પ્રારંભવું. આપણે હવે પરમ દહડે અગીઆર વાગે અહીં મળશું ને આ વિષય ચર્ચાવીશું."

"ભાઇ"—કરૂણાદાસે કહ્યું—"કટકે કટકે કરીને હું રૂપીઆ દોઢસોથી બસો સુધી આપી શકીશ. પણ ભાષાંતર, કે કવિતા, કે મનમાં ઉભું કરેલું લખાણ મને કરતાં આવડતું નથી, માટે મારી તરફથી તેવી આશા રાખો નહિ તોજ મારી હા છે."

"અરે લખાણના કામને તો હું એકલો પહોંચી વળીશ."—આનંદશંકરે કહ્યું—"પણ ચોપાનીઆનાં પરચુરણ કામમાં તો મને સહાય કરશો કેની?"

"આપણે સંસ્કૃત આવડતું નથી"—નવલશાએ કહ્યું—"એટલે ભાષાંતર કે કવિતા મારાથી થવાની નથી. તે સિવાય બધી રીતે હું તન અને મનથી મદદ કરીશ."

"ઠીક છે"—આનંદશંકરે કહ્યું—"આપણે હવે પરમ દહાડે મળશું. ત્યાં સુધી આ વિષય પરત્વે સર્વેએ વિચાર દોડાવવા અને જે જે શંકા થાય, વિચાર સુજે, વિષયો જડે, તે સર્વે **નોટ** કરી લેવા. (નોંધી રાખવા.) પછી જોઇએ છઇએ. પણ મને મોડું થાય છે માટે પરમ દિવસના અગીઆર સુધી **ગુડબાઈ** (સલામ."

કરૂણાદાસ પણ આનંદશંકરની સાથે ઉઠયો ને બંને જણ ચોપાનીઆ સંબંધે વાતો કરતા નવલશાની રજા લઇને ગયા.



# પ્રકરણ ૫૬ મું

## કંટક ભંજન પોથીના ચાર પાઠ

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, બીજાથી ન જાય બની. (દયારામ.)

પરણીને પહેલીવાર સાસરે રહેવા આવેલી નવી વહુની સ્થિતિ બહુ ધ્યાન પુગાડવા જેવી છે.

સાધારણ રીતે તે વખતે વહુની ઉંમર બાર ચૌદથી વધારે હોતી નથી. તેની બુદ્ધિ કાચી અને સમજણ અને આવડત થોડી હોય છે. મન અને સ્વભાવ પણ તેવી વયને અનુસરીને કંઇક રમતીઆળ હોય છે. પીએરમાં હલેતી રીતે ઉછરેલી ને પોતાનો ભાર વક્કર માબાપને ત્યાંજ વધ્યો નથી–વધવાનું અભિમાન પણ દીલમાં જાગ્યું નથી–એટલી વયમાં સ્રીને પરણ્યા પછી સાસરે પ્રથમ જવું પડે છે. સાસરીઆંઓ તેના સ્વભાવને અને ઉંમરને ન ઘટે તેવી ગૌરવતાની તેની પાસેથી અપેક્ષા રાખે છે. પરાયા ઘરનાં નવાં રીતરીવાજવાળાં અને નવા સ્વભાવવાળાં સ્ત્રી પુરુષોના સંસર્ગમાં નવી વહુ આવી પડે છે. એને તો હસકે તસકે અને રહી રહીને પીએરજ યાદ આવ્યા કરે છે. નવું નવું દેખે ને સાંભળે તેમાં એને તો પીએરનુંજ ભાન થયા કરે છે. સાસરામાં કોઈ ઓળખીતું મળે નહિ. વળી વહુવારૂ ગણાય, એટલે કોઇની જોડે ઝાઝું હસાય કરાય કે મન મુકીને બોલાય ચલાય નહિ. જો કે નવી આવેલી વહુ તરફ સાસુ સસરા ને બીજા લોક લાડથી વરતે છે, તેને ઘરધંધાના વૈતરામાં તરત ઘીસરતાં નથી, તોપણ આખરે સાસરૂં તે સાસરૂં. ઘરમાં દીએર, જેઠ અને બીજા માણસોની જોડે નવા સહવાસમાં આવવાથી સ્રીજાતીને, અને તેમાં આવી નહાની ઉંમરે, વધારે સંકોચ થાય અને લાજ આવે એ સ્વાભાવિક છે. બૈરાંઓમાંજ લાજ આવ્યા કરે તો ભાયડાઓમાં તો પુછવુંજ શું! જે ધણીની જોડે એનો સંબંધ જોડાયલો હોય તેની સામું તો આડી નજરે સૌના દેખતાં જોવાય જ નહિ. તેની ઉંમર નહાની હોય કે પુખ્ત હોય, તથાપિ આવતાં જતાં તેને જોઇને, તેને કોઇની જોડે બોલતાં જોઇને એને તો વધારે લાજ અને સંકોચ થાય. જેની જોડે પોતાના ભાગ્યની આડી અવળી ગાંઠ પડી ગઈ છે, જેના સુખમાં પોતાને સુખી રહેવાનું છે, જેનો સ્વભાવ, લાગણી અને ટેવો જાણવાની પુરેપુરી જરૂર છે, તે ધણીની જોડે તો બધાંના દેખતાં, જાણે કશો સંબંધ કે લેવાદેવા નથી એવી રીતે નવી વહુને વરતવું પડે છે. પહેલાં તો બીજા પુરુષો કરતાં ધણીની લાજ સ્રીને વધારે હોય છે.

નવલશાને પણ પ્રથમ કંઈ સંકોચ લાગવા માંડ્યો. વાલકેશ્વરની ઉજાણીમાં એણે પોતાના મિત્ર આગળ રોબ માર્યો હતો, કે હું તો પરણ્યા પહેલાં વીજળીની સાથે એકલો ફરવા જઇશ ને તેને કોર્ટ કરીશ. પણ તેમાંનું એ કશું કરી શકયો નહિ. કરી શકશે એમ એનું ધારવું એનું નાદાનપણું દેખાડતું હતું. વીજળી સાથે એકલા ફરવાનું અને કોર્ટ કરવાનું તો રહ્યું, પણ લગ્ન પહેલાં અને કેટલાક દહાડા સુધી તો, વીજળીનું મ્હોં જોવાનો પણ એને લાગ આવ્યો નહિઃ તો પછી બોલવાની તો આશાજ શી? વીજળી તો એને જોઇને લાજ કહાડે, મ્હોડું ઢાંકી દે, આમ તેમ ક્યાંની કયાં ચાલી જાય. પોતાના વિચાર સુધરેલા છતાં પણ નવલશાને પ્રથમ સંકોચ થવા લાગ્યો. વીજળીને જતાં આવતાં જોઇને એને પણ નવું નવું ને અટપટું ભાસવા લાગ્યું. નવલશાને પોતાને જ તાજુબી લાગવા માંડી કે વીજળીને જોઇને એને કેમ શરમ આવે છે. ઘણીએ વાર એણે નક્કી કીધું કે એમ લજવાઈ જવું એ તો જંગલીનું કામ, અને ઘણીએવાર લાજ શરમ મુકીને, પરણ્યા પછી સૌના દેખતાં, વીજળી જોડે બોલવાનો એણે નિશ્ચય કીધો. પરન્તુ જ્યારે ને જ્યારે એ પ્રમાણે બોલવાનો લાગ આવે, ત્યારે ત્યારે વીજળી એને જોઇને શરમાઈ જતી અને નવલશાને પણ શરમ આવી જતી. મ્હોડે તાળું દીધું હોય એમ એક બોલ પણ વીજળીને કહેવાને એની જીભ ઉપડી નહિ. પરણીને મુંબઈ આવ્યા પછી પણ નવલશાનો સંકોચ દૂર થયો નહિ. રહેતે રહેતે ઘરમાં એક ખાસ સંબંધ ધરાવનારૂં નવું માણસ વધ્યું છે, એ ભાન નવલશાને ઓછું થતું ગયું. નવલશાએ પણ એવો બાયલો જેવો સંકોચ કહાડી નાંખવાને મથન કીધું; પણ ઘરમાં માણસ ચાકર કે મા બહેન દેખતાં વીજળીને બોલાવવાની એની જીભ ઉપડી નહિ. જાણે પોતાને જુનો સંબંધ હોય એમ દેખાડવાને નવલશા બહુએ કરતો. કોઇ માણસ ચાકર ન હોય ને નવલશા બોલવા જતો, પણ વીજળી એનું બોલવું જ સાંભળે નહિ ત્યાં નવલશા શું કરે. નવલશા એને બોલાવે એવો લાગ જ એ ઘણું કરીને આવવા દેતી નહિ, ને જોગાન જોગે આવ્યો તો જાણે એનું બોલવું સાંભળવાને વીજળીના કાન બહેરા હોયની તેમ વરતતી. નવલશા તેથી મનમાં બહુ ચ્હીડાવા લાગ્યો કે આવા જંગલી માણસ જોડે એનો સંસાર કેમ નીભશે!

રહેતે રહેતે લગ્નમાં ભેગા મળેલા લોકની આવવા જવાની ધમાલ ઓછી થતી ગઇ, અને અસલની સ્થિતિ અને રીત રીવાજ ઉપર ઘરનો મામલો આવતો ગયો. નવલશાને વીજળીની જોડે એકલા બોલવા ચાલવાના વધારે પ્રસંગો આવતા ગયા. ઘરનાં માણસો પણ ધણી ધણીઆણીને એક બીજાનો સહવાસ પડે એવા હેતુથી, નવલશાના ઓરડામાં જઇને કરવાનું કામ વીજળીને સોંપવા લાગ્યાં. દાતણ પાણી

કે ચ્હાઈ **નવલશાને** આપવી હોય તો સૌ **વીજળીને** આગળ કરતાં. એ બીચારી મનમાં તો બહુ શરમાય ને એની હાંસી કરવાને એમ કહે છે એમ માની ના હા કરતી. રહેતાં રહેતાં, ચ્હાઇનો વાડકો કે પાનસોપારી કે પીવાનું પાણી **વીજળી** **નવલશાને** સારૂ લઇ જવા લાગી. પણ ઓરડામાં **વીજળી** બ્હીતી બ્હીતી આવે, નીચેથી ઉંચી નજર તો કરે જ નહિ, અને ચ્હાઇનો વાડકો વગેરે મુક્યું ન મુક્યું કે ત્યાંથી જીવ લઇને ભાગી જાય ! **નવલશાને** **વીજળીની** આવી રીતથી પહેલે દહાડે બહુ તાજુબી લાગી. બીજી વખત **વીજળી** આવી, ત્યારે એણે ચ્હાઇને રકેબીમાં નાંખીને પોતાને આપવાનું કહ્યું. ધ્રુચુપચુ હાથે, ને જાણે કે શું એ ચોરી કરતી હોય એમ **વીજળીએ** વાડકો રકેબીમાંથી ઉપાડ્યો, પણ એટલામાં ઓરડા પાસેથી જતાં આવતાં કોઇ માણસનાં પગલાં એણે સાંભળ્યાં ને **વીજળી** ત્યાંથી જીવ લઇને ભાગી ! **નવલશા** મનમાં બહુજ ચ્હીડાયો પણ કશું કરી શકયો નહિ. એકવાર પાછી **વીજળી** આવી ને **નવલશાએ** બહુ ઝીણે ધાંટે કંઇ કામ કરવાનું એને કહ્યું. એનો વિચાર તો **વીજળી** જોડે **તમે તમારૂં** એવી રીતે માનથી વર્તવાનો હતો. પણ **વીજળી** આગળ એનાથી તુંતાંજ થઇ જતું. **તમે તમારૂં** કહીને બોલાવવાને એની જીભ ઉપડી નહિ.

જેમ જેમ પોતાનો સંકોચ દૂર થતો ગયો, તેમ તેમ **વીજળીનો** સંકોચ દૂર થાય તેને સારૂ, **નવલશા** વેતરણ કરવા લાગ્યો. **નવલશા** વાત કરવાને એને કંઇ પુછતો કરતો, પણ **નવલશા** જોડે ઓળખાણ જ ન હોય તેમ, **વીજળી** એને કંઇ જવાબ આપે નહિ. ઘણું થાય તો **નવલશા** કંઇ લાવવાનું કે મુકવાનું કહે તેમ એ કરે. પણ એવું કામ તરત કીધું ને એ તો ત્યાંથી ભાગી જાય. વાત કરવાનું તો નામ જ નહિ ! પોતાના ઓરડામાં **વીજળી** વધારે વાર રહે ને વાતચીત કરવાની પણ જોગવાઈ મળે એવી એક તદબીર **નવલશાને** સોધતાં સોધતાં જડી. પોતાને વિલાયતી જોડાનો અપૂર્વ શોખ હતો. હમણાં હમણાં પાવડીઓ પ્રતિ પણ એનું માન વધ્યું હતું, તેથી **નવલશાએ** ધાર્યું કે મારા વિલાયતી જોડા સાફસુફ કરાવવાનું અને પાવડીઓ રોજ આમલીથી ઘસવાનું કામ **વીજળીને** સોંપું, કે એ મસે એને ઓરડામાં ઝાઝો વાર રહેવું પડે અને જોડા અને પાવડીઓ કેમ સાફસુફ કરવાં એ બતાવતાં કરતાં, **વીજળી** જોડે વાતચીત કરવાનું પણ બની શકે.

એક દહાડો ઓરડાની આજુબાજુએ કોઈ માણુસ નહોતું, ત્યારે **નવલશાએ** ઉપલી વાતની પહેલ કહાડવાને **વીજળીને** પુછ્યું, કે નિશાળમાં તું સાત ચોપડી શીખી છે તો ગાતાં કરતાં પણ તને આવડતું હશે. તેનો જવાબ **નવલશાને** મળ્યો નહિ છતાં એ બોલ્યો—

"કવિ દલપતરામની પેલી ગરબી તને યાદ છે—આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે—આપણામાં કહેવત છે કે કામ કીધું તેણે કામણ કીધું, ને સ્ત્રીનો ધર્મ છે કે ધણીની સેવા ચાકરી કરી તેનો હુકમ ઉપાડવો."

વીજળી કંઈ બોલી નહિ, તેને જતી રહેવાનું કરતી હોય એમ જોઇને નવલશા બોલ્યો—

"મને આ વિલાયતી જોડાની જોડો સાસપ્રાણ જેવી વહાલી છે. માટે મને રાજી રાખવાને આ બધી જોડો એક પછી એક લુગડાના કટકાથી અને બ્રશથી લ્હોઇને સાફ કરજે, અને સરખે સરખી જોડ હું તને બતાવું તેવી રીતે ગોઠવજે. આ પાવડીઓ પણ રોજ આમલીથી ધોઇને અને લુછી કરીને જેમ ચકચકતી રાખીશ તેમ હું રાજી થઇશ, માટે તારે રોજ એ કામ કરવું."

વીજળીએ કંઈ જવાબ આપ્યો નહિ, નવલશાનું બોલવું નહિ સાંભળ્યું હોય, એમ એ તો થાંભલા પેઠે મુગીજ ઉભી રહી. નવલશાએ કહ્યું કે પેલી જોડ લાવ ને હું તને જોડા કેમ સાફ થાય તે શીખવું. બીચારી બ્હીતી બ્હીતી જોડાની જોડ લેવા ગઈ, પણ ગભરાઇ જઇને, કે પોતાને એવા કામની આવડત ન હોવાથી, નવલશાની જોડ પડી હતી તેમાંથી બતાવેલી જોડ ઉપાડવા જતાં, બે જુદી જુદી જાતના જોડા એણે લીધા. નવલશા હસતો હસતો જ્યાં જોડાની જોડ પડી હતી, ત્યાં વીજળી પાસે ગયો ને ખુશ મીજાજથી વીજળીને સમજણ પાડી કે એ બંને જોડા જુદી જુદી જાતના છે, માટે એનો દેખાવ અને ઘાટ સરખો લાગે તેવી જોડો લેવી. વીજળીને સમજણ પડે તે સારૂ એણે કહ્યું કે એક પગમાં એક જાતનો અને બીજા પગમાં બીજી જાતનો જોડો પહેરાય નહિ, માટે હવેથી સરખી જોડ ઉપાડવાનું ધ્યાનમાં રાખવું.

એમ કહી નવલશા વીજળીને જોડા કેમ અને કેવી રીતે સાફ કરવા તે દેખાડવા લાગ્યો. "ડાબા હાથમાં સાફ કરવાનો જોડો ધરવો, કારણ કે જમણે હાથે લુગડા વતી સાફસુફ કરવાનું સહેલ થઇ પડે; જમણા હાથમાં ધરીએ તો ડાબે હાથે સાફ કરવું ફાવે નહિ. ડાબા હાથમાં આ જોડાને હું કેમ ચહડાવું છું તે તું જો" એમ કહી નવલશાએ જોડામાં હાથ ઘાલ્યો. "પછી જમણા હાથમાં એક કટકો લઇને પ્રથમ જોડાનાં તળીઆંને ખુબ ઝાટકવાં કે પહેરતાં કરતાં તળીએ ધુળબુળ લાગી હોય તો ઉડી જાય. પહેલાં જોડાનાં તળીઆં જ સાફ કરવાં, કારણ કે પહેલાં ચામડું સાફ કરીને પછી તળીઆં સાફ કરવા જઇએ, તો તળીઆની ધુળ પાછી ચામડાને લાગે. એ પ્રમાણે તળીઆંથી ધુળ ઝાટક્યા પછી કટકો મુકી દઇ બ્રશ

લેવું ને આગળની પેઠે જ જોડાને ધરી રાખી, જ્યાં તળિયું ને ચામડું સીવી લીધેલું છે તે ભાગ, બ્રશના વાળ અંદર જાય તેવી રીતે, ખુબ ઘસવો કે ધુળની એક રજ-કણુ નજરે પડે નહિ. પછી પાછાં તળીઆંને કટકાથી ઝાટકવાં, એ પ્રમાણે તળીઆં આપણને મન પસંદ પડે એવી રીતે સાફ અને ધુળ વગરનાં થાય, ત્યારે એક બીજા સ્વચ્છ કટકાથી ચામડું ઘસી ઘસીને લ્હોવું. પાણીનો કે કાદવનો છાંટો ચામડાને વળગ્યો હોય તે ઘસી ઘસીને ન દેખાય એવો કરવો. જ્યાં કરચલી પડતી હોય તે ભાગ કે ઉપસેલ ભાગની કોરો ખાસ ધ્યાન રાખીને સાફ કરવી. અંદરના ભાગમાં પણ કંઇ ધુળ લાગેલી જણાય તો તે કહાડી નાંખવી. જોડામાં જ્યાં રબરનો કટકો નાંખેલો છે તે ભાગને, અને જ્યાં ચામડાને કેકાણે થોડાક ભાગમાં કપડું હોય તે ભાગને, લુગડાથી નહિ પણ બ્રશથી સાફ કરવો. છેલ્લે સર્વ ભાગને કપડાથી ખુબ ઝાટકવા, એ પ્રમાણે કરીએ ત્યારે એક જોડો સાફ થયો ગણાય. મતલબ કે જોડાને જરાકે ધુળ કે કાદવનો દાઘ ન રહે એ પ્રમાણે મેં તને બતાવ્યું તેમ બ્રશથી અને કટકાથી સાફ અને ચકચકતા કરવા. સોનાને અને રૂપાને જેમ ઓપ ચહડાવીએ તેમ વધારે ચકચકે, તેજ પ્રમાણે જેમ જેમ-જોડાને વધારે ઘશીએ અને ઝાટકીએ, તેમ તે પણ વધારે શોભા આપે, ને જુના છે એમ કોઈ દહાડો જણાય જ નહિ! વળી એમ રોજની ખેવના રાખવાથી જે જોડ છ મહીના ચાલે તે બે વરસ સુધી પહેરી શકાય એવી રહે છે, ને જ્યારે જુઓ ત્યારે નવી ને નવી જ દેખાયા કરે. એ રીતે જોડાને રોજ સાફસુફ રાખવાથી આપણા ખરચમાં ઉગારો થાય છે ને એક જાતનું કરકસરપણું પણ એની મેળે આપણને આવડી જાય છે. વળી સાફ કરેલા અને ચકચકતા જોડા પહેરીએ તો આપણા પગ પણ સારા અને શોભીતા લાગે. લોકોને પણ આપણા સારા જોડા જોઇને આનંદ થાય ને આપણા મનમાં પણ ઉલ્લાસ આવે છે! તું તો થોડું ઘણું ભણેલી છે એટલે તને કહેવું પડે એમ નથી કે હાલમાં સુધરેલા અને કેળવાયલા માણસની પરીક્ષા તો, તેના જોડાની સફાઇપરથી અને તેને કેટલી ઓછી ધુળ લાગેલી છે તેપરથી, સમજુ લોક કરી લે છે. તેં વાયુમાપક યંત્ર જેને અંગ્રેજીમાં **બેરોમીટર** કહે છે તેનું નામ તો સાંભળ્યું હશે. જેમ એ યંત્રથી વાયુનું માપ થાય છે તેવી રીતે, આપણા જોડાની સ્વચ્છતા ઉપરથી આપણી બુદ્ધિ, કેળવણી અને સુધરેલા વિચારનું માપ થાય છે. તને જોડાનું બીજું અને ખરામાં ખરૂં નામ તો યાદ હશે. એને **કંટક ભંજન પોથી** કહે છે. કેટલાક અનાડી લોક એમ કહે છે કે કંટક ભંજન પોથી એટલે ધર્મનું એકાદ પુસ્તક કે ચોપડી, કે જેથી કરીને આ સંસારરૂપ કંટકને ભાંગવાને આપણે શક્તિમાન થઇએ છીએ. પણ કંટક ભંજન પોથીનો ખરો અર્થ તો મેં તને કહ્યું તેમ જોડા અને

જોડા જ છે. કારણ કે એ જોડા પહેરીને આપણે બહાર જઇએ છઇએ, કામકાજ કરીએ છઇએ, રળીએ કરીએ છઇએ, અને બે ઘડી આનંદમાં કહાડીએ છઇએ. માટે આ સંસારની અંદર આપણી કંટકરૂપ મુશ્કેલીઓ ભંજન કરવાને જે પોથી રૂપ વસ્તુ તે જોડા નહિ તો બીજું શુ?"

નવલશાએ ખુબ કરી નાંખી હોં! જોડા કેવી રીતે સાફ થાય તે **વીજળીને** બતાવવા જતાં, એક પછી એક વાત એના મનમાં ઉભરાવા લાગી, ને જાણે કોઈ સમર્થ પંડિત વિદ્વત્તાના કોઇ ગહન વિષયપર વ્યાખ્યાન આપે, ને બોલતાં બોલતાં હાથ ધરેલા વિષયની સાથે પોતાનું મન એકાકાર થઇ જાય, તેમ તેમ પોતાના વિચારોની પુષ્ટિમાં અનેક દાખલા દલીલો તેની નજર આગળ રમ્યા કરે, તેમ **નવલશાને** બન્યું. બોલતાં બોલતાં એણે પણ **વીજળીને** સ્પષ્ટ રીતે બતાવી આપ્યું કે જોડાને સાફ અને ચકચકતા રાખવાથી અર્થશાસ્ત્રના કાનુન પ્રમાણે ને બીજાં શાસ્ત્રો પ્રમાણે પણ કેટલા લાભો થાય છે. અલબત એનો વિચાર કંઇ ભાષણ આપવાનો નહોતો. પણ એકવાર જોડાના લાભો બતાવવાને એની વાણીને છુટ મળી, એટલે એ વિષય પોતાને મનગમતો હોવાથી, સ્વાભાવિક રીતે અને વગર પ્રયત્ને, એનું મન જોડાના વિષયમાં તલ્લીન થઇ ગયું, ને તેમ વાણીનો, દાખલા દલીલનો, અને કલ્પનાનો પ્રવાહ, એક બીજાની મર્યાદા ઉલંઘતો આગળ વધતો ગયો! જો આગળથી વિચાર કરી રાખ્યો હોત તો આટલી છુટ અને સરલતાથી એનાથી બોલાત નહિ. એનું બોલવું પાછળથી ભાષણ રૂપ થઇ પડયું હતું, તેથી સાસ લેવાને માટે અને પોતાથી સારૂં, અસરકારક રીતે બોલાયું હતું તેથી હરખાઇને, **વીજળીના** મનપર તેની કેવી અસર થઇ છે તે જોવાને માટે એ અટકયો.

બીચારી **વીજળી**! જુદી જુદી જોડાની જોડ એણે હાથમાં લીધી ને **નવલશાએ** હસતાં હસતાં એની ભુલ બતાવી, ત્યારથી પોતાના ધણીને પોતાની છેક પાસે આવતો જોઇને, એને તો લાજ અને શરમને લીધે એક જાતની કંપારી આવવા લાગી! **નવલશાએ** જોડા સાફ કરવાની રીતિ **વીજળીને** બતાવી તે વખતે એનું શરીર ધ્રુજતું હતું, કે ઓ કોઈ આવશે, અને અમને આવી રીતે જોશે તો! એની નજર તો ભોંય સાથે ચોંટેલી જ રહી! દૂરના કોઇ પર્વતપરથી પાણીનો ધોધ વહ્યો જતો હોય અને તેનો જે ભણકારો થાય, તેના જેવો જ ભણકારો એના કાન આગળથી વહ્યો જતો હોય એમ એને લાગ્યું. **નવલશાનું** બોલવું તો એ સમજી શકી જ નહિ. **નવલશા** વધારે ખીલતો ગયો ને એ તો ગાભરી પડતી ગઇ. રખેને કોઇ જોશે તો, એવી બ્હીક લાગવાથી એ તો ત્યાંથી ભાગી જવાનું કરવા લાગી. એટલામાં

**નવલશા** અટક્યો ને **વીજળી**ની સામું જોઇ રહ્યો. એને બ્હીતી અને ધ્રુજતી અને લાજની મારી નીચી મુડી કરીને ઉભેલી જોઇને **નવલશા**એ હસીને કહ્યું—

"પણ તું આટલી બધી બ્હીએ છે ને ધ્રુજે છે શું કામ? હું તો તને જોડા કેમ સાફ કરવા તે બતાવતો હતો. એટલામાં સહેજ રીતે જોડાને સાફ રાખવાના લાભો કહેવા જતાં મારૂં મન ખીલ્યું, ને એક નહાનું સરખું ભાષણ મારાથી અપાઇ ગયું. મારે મ્હોડેથી જોડાની અને પાવડીની મહત્તાની બધી વાત તું સાંભળીશ, ત્યારે તારા વિચાર પણ મારા જેવા થશે તેમાં કંઇ શક નથી! કારણ કે સ્ત્રીને પુરુષની અર્ધાંગના કહી છે, એટલે એકના વિચાર તે બીજાના વિચાર હોય જ. પણ તું આમ નહાસવાનું કરે છે ને હજી તો મારે તને જોડા સાફ કરવા સંબંધે ઘણું કહેવાનું છે."

બીચારી **વીજળી** હવે છેક ગભરાઇ ગઇ! નવલશાના બોલવાથી કે એણે આવા અપૂર્વ વિચાર દર્શાવ્યા તેથી કંઇ તે ગભરાઇ ગઇ નહોતી. તે બાબતસર તો એના મનમાં હજી કંઇ વિચાર જ આવ્યો નહોતો, પણ આમ ધણીધણીઆણી ઓરડામાં એકલાં ઉભાં છે અને વાતો કરે છે, તે કોઇ જતું આવતું જોય તો કેવું શરમાવા જેવું થઇ પડે એમ વિચારી લજવાઇ જઇ ત્યાંથી એણે હરબહાને જતું રહેવાનું ધાર્યું. એ ત્યાંથી જીવ લઇને નહાસી જવાનું કરતી હતી તેને નવલશા વારીને કહેવા લાગ્યો—

"આ તો મેં તને જોડા કેમ સાફ કરવા તે શીખવ્યું. એ તારે પહેલો પાઠ સમજવો. પણ હજી તો તારે બહુ બહુ શીખવાનું છે. જોડાની ધુળ ઝાટકી નાંખીને તેને સાફસુફ કીધા એટલે પતી ગયું એમ કંઈ નથી. તેને ચકચકતા કરવાને માટે તો બીજી ઘણી ઘણી રીતો છે, તે પણ મારે તને કહેવી જોઇએ. જોડાના ચામડાની જાત પ્રમાણે તેને ચકચકતા કરવાની જુદી જુદી રીતો છે. તને હજી જોડાનું ચામડું પારખવાની સમજણ પડી નથી, એટલે એ બાબત તને ઝાઝો ગમ પડશે નહિ. તોપણ હું તને ટુંકમાં કહી જાઉં છું, કે કેટલાક જોડા, જેવા કે **કીડ લેધર**ના હોય તેને **બ્લેકીંગ** લગાડીને ઘસીએ તો તે આરસી જેવા ચકચકતા થાય છે. **વારનીશના** કે **ડાયમન્ડ લેધરના** હોય તો તેને **બ્લેકીંગ** લગાડાય નહિ; તેને તો **સેલેડ ઓઇલથી** કે એવા બીજા તેલથી સાફ કરીએ તોજ તેનું રૂપ નીખરે. ધોળા કે બદામી રંગના ચામડાના જોડાને જો તેલ લગાડીએ, તો છેક કાલાશ મારી જાય ને જોડી નકામી થઇ જાય. તેને સારૂ **કીઓલ** નામનું વીલાયતી તેલ આવે છે. પણ તેના કરતાંએ તેવા ધોળા ચામડાને ચકચકતા રાખવાનો ઇલાજ છે ને તે મેં પોતે ઘણીવાર અજમાવ્યો છે. સાબુ અને દુધ એકઠું કરી ખુબ ફીણ-

ફીણવાળું કરી તે જો ધોળા ચામડાને લગાડ્યું હોય તો ચામડું મખમલ જેવું સુંવાળું થાય છે ને તેનો રંગ પ્રકાશી નીકળે છે. જોડાને ચકચકતા કરવાની હજી પણ એક ચોથી રીત છે અને તે કંતાનના જોડાને લાગુ પડે છે. એવા જોડાને **બ્લેકીંગ**, તેલ, કે દુધ, અને સાબુ નકામો જેવો છે. નકામો છે એટલુંજ નહિ, પણ તેથી તેવા જોડા કોડીના થઈ જાય. કંતાનના કપડાના જોડાને તો ચાકનું પ્લાસ્ટર કે અસ્તર કરીએ તોજ શોભી નીકળે. ચાકને જેમ મેદા જેવો કરેલો હોય, તેમ તેનો બહાર વધારે આવતો જાય. જો જાડો કગરા જેવો ચાક હોય તો, બરાબર અસ્તર થાય નહિ ને ચાલતાં ચાલતાં ખરી જાય એટલે ઠીક લાગે નહિ."

"**કંટક ભંજન પોથીનો** આ બીજો પાઠ છે અને તે પહેલા કરતાં ઘણો અઘરો છે. **શુકલી**ડના પાંચમા પાઠની પેઠે એ પાઠને તરી જવું જરાક કઠણ છે. પણ તું ભણેલી કરેલી છે, એટલે તને ઝાઝી અડચણ પડશે નહિ. થોડા વખતમાં ક્યા ચામડાને તેલ જોઇએ, કે **બ્લેકીંગ** જોઇએ, કે સાબુ ને દુધ જોઇએ. કે ચાક જોઇએ તે તને આપોઆપ માલમ પડી આવશે!"

"**કંટક ભંજન પોથીનો** ત્રિજો પાઠ બહુ ભારે નથી."

"જોડાની ચામડાની જાત ઉપરથી અને તેની તરેહ ઉપરથી તેને જુદા જુદા નામથી અને રીતથી ઓળખવામાં આવે છે. ચામડાની જાત, જેવી કે **ડાયમન્ડ લેધર, કીડ લેધર**, કે **વારનીશ** વગેરે; આકાર અને ઘાટ પરથી નામ, જેમ કે, **હોલબુટ** એટલે આખા જોડા જે ઘુંટીની ઉપર સુધી પહેરાય છે તે. અડધા જોડાને **શુઝ** કહે છે જેમાં પગની ઘુંટી નહી સરખી ઢંકાય છે. તેથી અડધાને **સ્લીપર્સ** કહે છે. **સ્લીપર્સ**નો બીજો અર્થ સપાટ પણ થાય છે. પણ **સ્લીપર્સ** અને સપાટમાં એક લેખે ફેર હોય છે. એ તો જાણે જોડાના આકારની અને ઘાટની વાત થઈ. હવે એક જ ચામડાના અને એક જ ઘાટના જોડા હોય, પણ તેની તરેહપરથી તેનાં જુદાં જુદાં નામ હોય છે. જેમ કે **કટ** કરેલા, એટલે જે જોડાના પંજાના ભાગમાં સીધી અને જાડી પાતલી લીટીઓ ઉપસેલી હોય તેને **કટ** કહે છે, ને એવા જોડાને કટવાળા **કટ** કરેલા કહેવાય છે. બટન હોય તો બટનવાળા, **કટ** અને બટન બંને હોય તો કટ બટનવાળા એમ કહેવાય છે. **ચેક** એટલે જે ચામડાને નહાની નહાની ચોકડીઓ પાહેલી હોય છે તે **ચેક**ની જોડ કહેવાય છે. ચેકના ચામડાને **કટ બટન** હોય તે **ચેક**ના **કટ બટન**વાળા એમ ઓળખાય છે. તેવી જ રીતે **ડાયમન્ડ લેધરના, કીડ લેધર**ના અને **વારનીશ**ના આખા કે અડધા જોડા હોય, ને કટ કે બટન કે બંને હોય, તો તે તે પ્રમાણે ઓળખાય છે. નીચેનું તળિયું, એકવડું હોય તો તે **સીંગલ સોલ**ના અને બેવડું

**હોય તો ડબલ સોલના**, એવી એવી એક જોડામાં અનેક ઘાટ અને તરેહ આવવાથી તે પ્રમાણે અનેક નામો રાખવામાં આવેલાં છે. વળી જોડાને દોરીથી બાંધવાની પણ જુદી જુદી રીત અને ફેશન હોય છે. પણ એવી પરચુરણ બાબતો તને આજે કહેવાનું કાંઈ કામ નથી. પણ તું જરી થોભ તો ખરી. નકામી લાજતી હોય એમ જવાનું શું કામ કરે છે. એવી ખોટી અને જંગલી લાજ રાખવી એ કંઈ તારા જેવી ભણેલી બૈરીનું કામ નહિ."

**નવલશા**નું છેલ્લું બોલવું સાંભળ્યું નહિ સાંભળ્યું ને **વીજળી** ત્યાંથી ઉભી પુંછડીએ બહાર નીકળી. પોતે જોડાની બાબતમાં સપ્રમાણ અને અસરકારક રીતે બોલ્યો હતો એવા વિચારથી **નવલશા** પોતાના મનથી પ્રસન્ન થયો હતો. એક દહાડાના ઉપદેશમાં, ધણીની સેવા બજાવવાના કામમાં **વીજળી**ને સારી રીતે પાવરધી કીધી તેથી એણે **વીજળી**ને જતી અટકાવી નહિ. પરન્તુ એ બીચારી પાંચ સાત ડગલાં નહિ ચાલી હોય, ને **નવલશા**ને પાવડીની વાત યાદ આવી કે તે સંબંધે તો **વીજળી**ને એણે કશુંએ કહ્યું નહિ. તેથી ઘાટો પાડીને એણે કહ્યું– "અરે ઉભી રહે, ઉભી રહે, એક ખરી વાત તો તને કહેવી રહી જાય છે. **વીજળી** તો ઉભી રહેવાને બદલે દોડતી હોય તેમ ડગલાં ભરવા લાગી; એટલે **નવલશા** એની પાછળ દોડ્યો ને એનો હાથ પકડી કહેવા લાગ્યો—

"તારા ધણીનું કહેવું તું આજ પ્રમાણે માનીશ કે, અને તેની આજ્ઞા તું આજ પ્રમાણે ઉપાડીશ કે! હું તને ઉભી રહેવાનું કહેતો હતો ને તું તો ભાગી જતી હતી! તને એટલો વિચાર નહિ આવ્યો કે મારે ખરા મુદ્દાસર વાત કરવી હશે માટેજ તને બોલાવતો હોઇશ. હવે તારે મારી શરમ મુકી દેતાં અને મારૂં કહ્યું માનતાં શીખવું જોઇએ. હું તને એમ કહેવા જતો હતો કે **કંટક ભંજન પોથી**નો એક ચોથો પાઠ છે. પણ તે તો હું તને કહીશ ને તરત આવડી જશે. વળી જોડાની વાત કરૂં ને પાવડીનાં વખાણ ન કરૂં, તો કોઇ દહાડો તારા મનમાં એવો વિચાર આવી જાય કે જોડા કરતાં પાવડીનો મહિમા ઓછો હશે! જો, આ પાવડીઓ છે, એનો ઘાટ અને આકાર ઉડીને આંખે વળગે એવો છે. એને સાફ કરતાં તો તને ઝટ આવડી જશે. જેમ વાસણને આમલીથી ઉજાળીએ, તેમ પાવડીઓને પણ આમલીથી ઘસીને ખુબ ધોવી ને પછી કોરા કટકાથી ખુબ લ્હોવી, એટલે પાવડી ઓપ ચહડાવ્યો હોય એવી ચકચકતી થશે. આમલીથી પાવડીઓ જો કે ચકચકતી થાય છે ખરી, ને થોડીક વાર સુધી તો બહુ સારી દેખાય છે, પણ પાછળથી આમલીને લીધે એક જાતની ઝાંખ મારી જાય છે. માટે આમલીથી પાવડીઓને ઘસીને લ્હોઇ નાંખ્યા પછી, તે છેક સુકાઈ જાય ત્યારે, એક જાતની વિલાયતી

માટીનો ભુકો આવે છે તેનેથી ખુબ ઘસી હોય, તો એનો ચળકાટ જ્યારે જુઓ ત્યારે ઝાંખ મારવાને બદલે એક સરખો ને એક સરખો રહે છે. માટે પાવડીને સાફ કરવાને આમલીનો અને વિલાયતી રેતીનો ઉપયોગ કરવો. **કંટક ભંજન પોથીનો** એ ચોથો અને સૌથી સહેલો પાઠ તો ખલાસ થયો. પણ તું જા અને આ પાવડીને આમલીથી ખુબ ઘસીને લ્હોઈ કરીને લઈ આવ, પછી તેનાપર રેતી કેમ ઘસવી તે હું તને બતાવું. પાવડીનો મહિમા મારા જેવા થોડાક લોક જાણે છે કે એમાં શું શું ચમત્કારો ભરેલા છે. આગળ જતાં તને બધો ખુલાસો કરીશ ત્યારે તારી પણ ખાતરી થશે કે પાવડીને સિદ્ધિ ગણેલી છે તે બરોબર ખરૂં છે, પણ આ બાબત મહારાજે અમને વધારે બોલવાની ના પાડી છે, માટે હું વધારે કહી શકતો નથી. તથાપિ એટલું તો ખરૂં કે અસલના વારામાં અને હાલના જમાનામાં વૈરાગી લોક પાવડીઓ પહેરે છે, ને આપણે સુધરેલા લોક જોડા, વિલાયતી બુટ શુઝ વગેરે પહેરીએ છઇએ, પણ તેથી કરીને તો ઉલટું એમ સિદ્ધ થાય છે કે પાવડી અને વિલાયતી જોડા સમાન પદવીના અને સરખી મહત્તાવાળા છે."

હવે તો **વીજળી** છેક અધીરી પડી ગઇ હતી. નવલશા ઓરડાની અધવચમાં એને ઉભી રાખીને, અને પોતે એની પાસે હાથમાં પાવડી સાથે ઉભો રહીને, ઉપર પ્રમાણે બોલતો હતો. **વીજળીએ** હવે લાજ શરમ છેક મુકી ને ધણીનું બોલવું માન્ય ન કરતાં, સાંભળવાનું છોડી દઇ, લાગ આવ્યો ને એકદમ ઓરડાની બહાર મુઠી વાળી દોડી ગઇ. નવલશા તો—" પાવડી અને વિલાયતી જોડા સમાન પદવીના અને સરખી મહત્તાવાળા છે"—એટલું બોલતો બોલતો, **વીજળી** ત્યાંથી પલકારાની પેઠે પલાયન કરી ગઇ તેનો વિચાર કરતો જ ઉભો રહ્યો!



## પ્રકરણ ૫૭ મું

## વિદ્વદ્ વિનોદ ચોપાનિયું

**(ચોપાઈ)** **ગિરધર નામ ઘણાના સાર, દેવો ભાઈ ઉપાડે ભાર,**
**હીરો મોતી ઝવેરદાસ, દામ મળે નહિ ખોટો પાસ.**
**નામે હોયે સુરજી જસુ, તે આંખે નહિ દેખે કશું;**
**નામ મહિમા રાખે કોય, એવો તો જન વિરલો હોય. (શામળભટ.)**

ત્રિજે દહાડે બરોબર ઠેરવેલે વખતે આનંદશંકર નવલશાને ઘેર જવા નીકળ્યો. એકાદ ચોપાનિયું—છાપું—પુસ્તક કહાડીને ગ્રંથકર્ત્તા તરીકે બહાર પડવાની એના મનમાં નહાનપણથી જ ઉમેદ હતી. પણ તેવા કામમાં પૈસાની જોગવાઈ જોઇએ, તેથી એની

મનકામનાઓ આજ દિન સુધી મનમાં અને મનમાંજ વિરામ પામતી હતી. એણે પૂર્વે નવલશાને ઘણીવાર સમજાવ્યો હતો કે ગ્રંથકર્ત્તા અને કવિ તરીકે કેવી સહેલી રીતે કીર્તિ અને પ્રસિદ્ધતા પ્રાપ્ત થાય છે, અને આગળ ઉપર દ્રવ્ય પણ ઠીક સંપાદન થાય છે. પરન્તુ તેવા કામની ખટપટનો નવલશા કાયર હોવાથી અત્યાર સુધી એણે હા પાડી નહોતી, આનંદશંકરને ના કહી નાખુશ કરવાને બદલે ઠીક છે, ઠીક છે એમ કહી, વાણીઆભાઇની પેઠે એ હાથતાળી આપ્યા કરતો હતો. પરન્તુ પરણીને મુંબઇ આવ્યા પછી પૈસા સંબંધે પોતાનો હાથ બહુ સંકોચમાં આવી પડેલો નવલશાએ જોયો. તેની સાથે હવે એ પરણ્યો કર્યો એટલે માણસની વલોટમાં આવ્યો, માટે કંઇ ધંધો ઉદ્યમ પણ કરવો જોઇએ એમ એને લાગ્યું. પરીક્ષાથી તો એ હવે છેક કંટાળી ગયો હતો તેથી શું કરવું તેનો વિચાર એના મનમાં ચાલ્યા કરતો હતો. તેટલામાં આનંદશંકરે ચોપાનિયું પ્રગટ કરવાની વાત કહાડી. તેના બોલવા પરથી નવલશાને લાગ્યું, કે ચોપાનીઆથી તરત તો નહિ, પણ આગળ ઉપર ખીસાખરચી જેટલું નીકળી રહેશે. એ મસે ઠાલી બેઠો બેઠો કંઇ કરતો નથી, એવા લોકના અપવાદમાંથી પોતે મુક્ત થશે. પરીક્ષા આપવા નહિ જવાનું પણ તે એક કારણ થઇ પડશે, તેથી ચોપાનિયું કહાડવાની વાત આ વખતે એના મનમાં તરત ગોઠી ગઇ ને તે કામ ઉપાડવાનું એણે નક્કી કીધું. આનંદશંકરને તો એટલું જ જોઇતું હતું, એટલે એના આનંદનો તો પાર રહ્યો નહિ. બે દહાડા સુધી ચોપાનીઆ સંબંધે એણે પોતાના મનમાં અનેક વિચારો ચલાવ્યા કીધા. જે જે યાદ આવતું ગયું ને શંકાઓ થતી ગઇ તેની એક કોરી ચોપડીમાં નોંધ લેવા લાગ્યો. એ પ્રમાણે તૈયાર થઇને ત્રિજે દહાડે બરોબર અગીઆરના ટકોરા સાથે એ નવલશાને ઘેર આવી પહોંચ્યો. આજે એના મ્હોંની છબી હરખથી છવાઇ ગઇ હતી. એક હાથમાં છતરી ને એક હાથમાં ગુજરાતી ભાષામાં નીકળતાં અનેક ચોપાનીઆંનો જથ્થો અને પોતાની નોટ બુક સાથે, વિચારમાં છેક નિમગ્ન થઇને નીચી મુડીએ એ ચાલ્યો આવતો હતો. ખુશ મીજાજથી છતરીને ફેરવતો ફેરવતો એ નવલશાના ઓરડામાં દાખલ થયો. નવલશા જમીને તરત જ ઓરડામાં બેઠો હતો અને વિચાર કરતો હતો કે હજી વીજળી એની જોડે લાજ મુકીને બોલતાં શીખી નહોતી. વળી વિલાયતી જોડા સાફ કરવાનું એણે વીજળીને બતાવ્યું હતું, તે પ્રમાણે પણ હજી તે કરતી નહોતી. તેનો વિચાર કરતો નવલશા કોચ ઉપર બેઠો હતો, એટલામાં આનંદશંકર ત્યાં આવ્યો. એણે ચોપાનીઆંનો જથ્થો બહુ જતનથી ટેબલપર મુકયો ને મ્હોડું મલકાવતાં નવલશાને પુછ્યું.

"વોટ (કેમ) કરૂણાદાસે અદ્યાપિ આગમન કીધું નથી? મેં એને **એક્ઝેક્ટલી** (બરાબર) અગીઆર વાગ્યાનું **એપાઇન્ટમેન્ટ** (મળવાનું) કીધું હતું ને શું થયું? બધા દિવસમાં ટુડે (આજે) તો એણે વિશેષે કરીને ટાઇમસર આવવું જોઇતું હતું."

"એ તમારી વાટ જોતો દુકાને તો બેસી નહિ રહ્યો હોય."

**નોન્સેન્સ** (નહિ) મેં એના લક્ષમાં રહે એમ કહ્યું હતું કે આપણે અહીં જ ભેગા થઇશું."

"કંઇ ફીકર નહિ, એ હમણાં આવી પહોંચશે."—નવલશાએ કહ્યું—"આપણે આપણા ચોપાનીઆંની વાત ચલાવો, આ તમે આટલાં બધાં ચોપાનીઆં શું કામ લઇ આવ્યા છો?"

"ના, એના વગર વાત આરંભીએ તો બધી અસ્તવ્યસ્ત થઇ જાય"—આનંદશંકરે કહ્યું "ને એ આવે ત્યારે વળી પાછું બધું આવાહન કરવું પડે. વળી આપણે ત્રણ જણા સાથે મળી આ કાર્ય કરવાને પ્રવૃત્ત થયા છઇએ, માટે પ્રથમ આરંભ તો ત્રણે જણા હોઇએ ત્યારે જ કરવો. તમે કંઇ ચોપાનીઆ સંબંધે વિચાર કરી નોટબોટ કરી રાખી છે કે નહિ?"

"ના, પણ મેં વિચાર તો કરી રાખ્યો છે કે પહેલા જ અંકમાં એક વિષય પાવડી અને સિદ્ધિ સંબંધે ને બીજો લગ્નના કુચાલ વિષે હું લખીશ, પણ તેની નોટબોટ તો કંઇ કીધી નથી."

"**નેવર માઇન્ડ**" (કંઇ ફીકર નહિ)—"આનંદશંકરે કહ્યું"—મેં સર્વમુખથી એ વિષય મારા મનમાં આનિશ્ચયાન્ત ધારી રાખ્યો છે. ઈશ્વર કરશે તો આપણે કોઇ વાતે અંતરાય નહિ આવે, **બટ નાઉ** (પણ હવે) કરૂણાદાસ આવે તો બહુ સારૂ થાય. કારણ કે આપણે જે જે વાત કરશું તેમાં ચોપાનીઆંનો વિષય જ પ્રાદુર્ભાવને પામશે, એટલું બધું આપણું મન એમાં વ્યાપૃત થઈ ગયું છે. પણ રહો, મને એક વાત યાદ આવે છે, તમે તે દહાડે કેશવલાલે રજતપુરમાં ફુલસુંઘણું ખોવાની જે વાત કીધી, તે કથા મેં મમતારામને એક દહાડો સહેજ ગયો હતો ત્યારે કરી. મમસદશ એણે પણ એવું જ અનુમાન બાંધ્યું, કે તમે ધારો છો તેમ, એ કંઇ વિલાયત જવાના અને પુનર્લગ્નના સુધારાનો પ્રત્યુત્તર ન આપી શકયો, તેથી પલાયન કરી ગયલો ન હોવો જોઇએ. પણ તદ્વિષયમાં કંઇ ગૂઢતમ ભેદ સમાયલો છે."

"તમે લોક વાતનું વતેસર કરો ત્યાં લાઇલાજ"—નવલશા ઓઠ દાબીને તિરસ્કાર કરતો બોલ્યો—"પણ એમાં છેરમ કે ભરમ માનવાનું રતીમાત્રએ કારણ નથી. વગર કારણે એ ત્યાંથી નહાસી શું કામ ગયો?"

"જસ્ટ સો. (એમજ.) કોઈ બાઇને માથેથી એણે ચોરીનો આરોપ નિવાર્યો કેની? હવે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, ગામના છૂટા ખુણામાં, નગરના માર્ગોથી અજ્ઞાત હોઇને, કેશવલાલ ત્યાં કેવી રીતે જઈ શકે? **એન્ડ એટ ધી રાઇટ મોમેન્ટ** (ને ખરી એનની વખતે) બાઇની વહારે ધાય, માટે તેમાં કંઈ અવશ્ય ભેદ છે એમ અમારૂં ધારવું છે."

"પણ એમ હોત તો કેશલાલ પોતેજ તેમ ન કહેત?"

"કેશવલાલ એમ કહેતા નથી તેથી તો અમારા **કનક્લ્યુઝનને** (નિશ્ચયને) અધિક પુષ્ટિ મળે છે કે એમાં કંઈ **મીસ્ટરી** (ભેદ) છે. પણ મમતારામ તમને એક બે દિવસમાં મળવા આવનાર છે, તેની વાત સાંભળશો ત્યારે તમારી શંકા નિવારણ થશે."

એટલામાં ત્યાં કરૂણાદાસ આવ્યો ને કેશવલાલની વાત અટકી. આનંદશંકરે અધીરા પડીને મોડું આવવાનું કારણ પુછ્યું. કરૂણાદાસે ખુલાસો કીધો કે એક અડીએલ જેવો ઘરાક આવ્યો હતો તેની મરજી સાચવતાં ઢીલ થઈ. "ભાઈ અમારે તો ઘરાક રાજી રાખવાના રહ્યા, એટલે પરાધીન તો ખરા."

"હા"—આનંદશંકરે કહ્યું–"વિદ્યા સિવાયના સકલ વ્યાપાર અને ઉદ્યમમાં પરાધીનતા છે. દુકાન માંડવી કે વ્યાપાર કરવો તેમાં પણ નોકરીના જેવી જ પરતંત્રતા છે પરન્તુ આપણું ચોપાનિયું, અભ્યુદયને પામ્યું અને તેમ થવાના ઘણા ઘણા સંભવો છે, તો આપણે નિઃશંક સ્વતંત્ર થઇશું. ચાલો, હવે પ્રસ્તુત વિષય ચર્ચાવીએ." એમ કહી આનંદશંકરે પૂર્ણ ઉલ્લાસ અને ઉત્સાહથી આણેલાં ચોપાનીઆં ટેબલપર છુટાં કરી દીધાં અને પોતાની નોટબુક ઉઘાડતાં એ બોલ્યો—

"મેં તમને તે દહાડે એમ કહ્યું હતું કે આપણે બતરીસ પૃષ્ઠનું ચોપાનિયું કહાડવું. તેના વ્યયાર્થે રૂપીઆ પાંચસો જોઇશે. **સબસ્ક્રીપસન**ના રૂપીઆ બસો આવશે, એટલે આપણે પોણોસો એંસી રૂપીઆ કહાડશું તો ચાલશે. પણ એના પુંઠાની પાછળ આપણે વરસ દહાડે રૂપીઆ પચ્ચીસ તીસનો વ્યય થશે. કેમકે સારૂં મજાનું મુખપૃષ્ઠ નહિ હોય તો ચોપાનિયું પોષાય નહિ. વળી કાગળ અને છપામણી સારાં હોય તે સારાં જ, એટલે તમામ રીતે ચાર ફારમના ચોપાનીઆનો આપણે છસો મુદ્રાનો વ્યય ધારવો. પરન્તુ તેમાં મુખપૃષ્ઠ પણ આવી જશે. પણ મુખપૃષ્ઠનો વ્યય આપણે અન્ય રીતિએ વાળી લઈશું. પુંઠાની ત્રણે બાજુએ આપણે **એડવર્ટાઇઝમેન્ટસ** (જાહેર ખબર) છાપવા દઈશું તો આપણે યતકિંચિત્ પણ લાભ જ થશે."

"હા. હા એ યુક્તિ તમે ઠીક બતાવી!"—બંને જણા બોલી ઉઠયા.

"અરે, તમે સાંભળો તો ખરા"—આનંદશંકર હરખાઇને બોલ્યો—"એવી જાહેર ખબર છાપવા દેવી તે ઉપરથી મને એક નવીન તરંગનું સ્ફુરણ થયું કે આપણે વધારે એડવર્ટાઇઝમેન્ટસ (જાહેર ખબર) છપાવવાની મળે, અને તેનાં વધારે પાનાં આપણે બહાર પાડીએ, તો જાહેર ખબરની છપામણી ખાતે જ આપણુને સારો લાભ થાય. પરન્તુ ચોપાનીઆનાં પાનાં વધારવાં પડે તેથી વ્યય છસો મુદ્રાની બહાર જાય. માટે બોલો, એ બાબતમાં આપણે શું કરવું?"

નવલશાનો વિચાર વધારે ખરચ થાય તો તે કરવાનો હતો. કરૂણાદાસ કહે કે પહેલાં તો ખરચનો અંદાજો રાખવો તેજ ઠીક છે. પહેલાથી જ પહોળો પથારો પાથરીને બેસીએ તો, કોણ જાણે, આગળ ઉપર ભારે પડે. આનંદશંકરે પણ એવાજ વિચાર આપ્યા, તેથી આખરે એમ ઠર્યું કે હાલ તરત તો પુંઠાની ત્રણ બાજુપર જ જાહેર ખબરો છાપવી.

"હવે"—આનંદશંકર જાણે કેરી ચુસતાં મ્હોં મલકાઈ જતું હોય તેવી રીતે પુર આનંદથી અને પોતાનો ઘાંટો કંઈક ધીરો કરતો બોલ્યો—"આપણે મુખ્ય મુદ્દાના વિષય પર આવીએ, કે જેના ઉપર આપણા ચોપાનીઆંનું ભાગ્ય ડીપેન્ટ થાય છે (આધાર રાખે છે.) માટે એ વિષય પરત્વે આપણે પરિપકવ વિચાર કરીને કામ કરવું."

બંને જણા આનંદશંકરનું આવું લાંબું મંગલાચરણ જોઇને તેના સામું એક ટગરે અધીરા પડતા જોઈ રહ્યા.

"કેમ વારૂ, આ વિષયને ઉદ્દેશીને તમે સંકલ્પની પરંપરા નથી ઉઠાવી વારૂ?" આનંદશંકર રોબ મારતો અને હરખાતો બોલ્યો—"ચોપાનીઆંનો સૌથી ઇમ્પોર્ટન્ટ (અગત્યનો) વિષય શો? ચોપાનીઆંને શું અભિધાન આપવું તે; કે જેના ઉપર તેના વિસ્તારનો, કીર્તિનો અને આપણી પ્રતિષ્ઠાનો પ્રશ્ન અવલંબન કરે છે. જેવું નામ તેવી શોભા. ચારુ અને મનહર અભિધાન હોય તો હરકોઈ ચોપાનિયું સારા સુકનમાં બહાર પડે છે, એમ મારૂં તો ધારવું છે. શામળભટ કહે છે કે "નામ મહિમા રાખે કોય, એવા તો જન વિરલા હોય." માટે આપણે તો આપણા ચોપાનીઆના નામનો મહિમા રહે એમ કરીએ, તોજ આપણે વિરલા ખરા!

"મેં તો તમને પ્રથમથી જ કહ્યું હતુ કેની"–કરૂણાદાસ છુટી પડતો હોય એમ બોલ્યો—"કે મને તો આવી કડાકુટ જેવી બાબતમાં નવા નવા વિચાર જડવાના નથી. આપણે તો તમે કહેશો તો નકલ કરવા જેવું, જેમાં અક્કલ ન વાપરવી પડે તેવું, કામ કરીશું."

"શાળો, મને તો એનો વિચારજ સુજ્યો નહિ"—નવલશાએ કહ્યું.

"અરે, મને તો એને શું નામ આપવું તેના વિચારમાં અને વિચારમાં"—આનંદશંકર બોલ્યો—"એક રાત તો નિદ્રા ન આવી! નામ આપવામાંજ આપણી બુદ્ધિ અને યોગ્યતાની પરીક્ષા થઇ જાય છે! મેં તો સંખ્યાબંધ અભિધાનો સોધી અને જોડી કહાડ્યાં છે, અને હવે આપણે ત્રણે એકમત થઇને એકાદું નામ સ્વીકાર કરવાનું છે"—એમ કહી આનંદશંકર પોતાની નોટબુકમાંથી નામો વાંચવા લાગ્યો—

"**આર્યનીતિદર્શક, આર્યવિદ્યાસાગર, આર્યોત્કર્ષવર્ધક, આર્યબુદ્ધિ, પ્રભાકર, આર્યસુધાકર, આર્યતત્વ, આર્યવાત્સલ્ય.**"

"તમે બધાં નામ સોધ્યાં છે તેમાં બધે પ્રથમ **આર્યજ** આવે છે કે શું?" નવલશા અધીરો પડીને બોલ્યો—"પણ મને તો એ **આર્ય** નામ સાંભળીનેજ કંટાળો આવે છે! આપણાં ઘણાં ખરાં ચોપાનીઆંમાં જ્યાં ત્યાં એજ નામ હોય છે."

"એ નામ મારા મનથી પણ વાયડું પડી ગયું છે"—કરૂણાદાસ નવલશાને ટેકો આપતો બોલ્યો—"**આર્યસમુદય, આર્યજ્ઞાનવર્ધક, આર્યમિત્ર, આર્યબંધુ- આર્યસિંધુ** અને **આર્યપુરૂષાર્થ** વગેરે વગેરે **આર્યોનાં** નામનાં ચોપાનીઆંની તો હવે સીમા રહી નથી! માટે હવે એ શબ્દ દૂર મુકીને આપણે વાત કરવી."

"હા"—નવલશાને ટેકો મળ્યો એટલે એ હરખાઇને બોલ્યો—"જો આપણે પણ **આર્ય** શબ્દથી શરૂ થતું નામ આપણા ચોપાનીઆંનું રાખશું, તો બીજા રેઢીઆળ ચોપાનીઆં સાથે આપણાં ચોપાનીઆંની પણ કદર પીછાનાશે નહિ."

"તમે જેમ કથો છો તેવો વિચાર કંઇક મને પણ ઉઠયો હતો ખરો"—આનંદશંકરે જવાબ આપ્યો—"કે જુની રીત પ્રમાણે અભિધાન પાડવામાં ઝાઝો લાભ નથી. કોઇ અપૂર્વ નામ અપૂર્વ શોભા આપે એવું રાખવું જોઇએ. વળી આપણે વિચાર કરવાનો છે કે ચોપાનીઆંનો નામપરથી તેની નીતિ અને રીતિ બંધાઇ જશે. જો આપણે **આર્ય** નામ રાખીએ, તો પછી ગમે તે વિષય લખશું, તથાપિ આપણને એવો આશય રાખવો પડશે કે **આર્ય** નીતિરીતિ અને વિચાર સર્વોત્કર્ષ હતા અને છે. જો કોઈ બીજાું એવું નામ હોય તો, પછી યુરોપસ્થ રીતિના કે વિદ્યાના કોઇ કોઇવાર વખાણ કરીએ તો ચાલશે. પરંતુ એકવાર **આર્ય** નામ આપ્યું કે બસ પછી થઇ રહ્યું! યુરોપસ્થને નામે આપણે તિરસ્કાર બતાવવો પડશે ને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આપણું **આર્યત્વ** છે, એવી **પોલીસી** (રીતિ) આપણને ગ્રહણ કરવી પડશે!

"ના ભાઈ,"—નવલશા અધીરો પડીને બોલ્યો—"એવી **પોલીસી** મને તો પાલવવાની જ નથી. સુધરેલા દેશનાં ઘણાં રીતરીવાજો આપણામાં દાખલ થવાની જરૂર છે, અને તેવી બાબતો આપણા ચોપાનીઆમાં ચરચાવવી જોઇશે. ત્યારેજ

આપણા દેશને લાભ થશે. જો **આર્ય** નામ રાખી એક જાતનું બંધન આપણે હોરી લઈએ તો કેમ પાલવે? જો કે હું કંઇ તમામ **આર્ય** રીતિને વખોડતો નથી."

"ના ના, આપણે તો જેમ ખુલ્લું મેદાન રહે તેમ કરવું એજ સારૂં છે"—કરૂણાદાસે ટેકો આપ્યો—"ધારો કે આપણે એકાદવાર કોઇ વિષય જડ્યો નહિ, તેવી વખતે એકાદ અંગ્રેજી સારા પુસ્તકમાંથી થોડું ભાષાંતર મુકી દઇએ તો આપણું ગાડું ચાલે. પણ તેમ કરવામાં તમારા કહેવા પ્રમાણે **આર્ય** નામ રાખવાથી એક જાતની અડચણ આવે તેમ છે, માટે બનતા સુધી **આર્ય** નામ ન અપાય તો સારૂ, નહિ તો પછી—

"અરે પણ"—નવલશાને નવું સુજી આવ્યું હોય એમ એ બોલ્યો—"અંગ્રેજીમાંથી ભાષાંતર નહિ કરીએ તો પછી મારે શું કરવું? મને સંસ્કૃત તો આવડતું નથી."

"તમારા વિચાર જોડે એક રીતિએ હું એકમત થઇ શકતો નથી"—આનંદશંકર બોલ્યો—"તમારા મનમાં ભીતરથી હજી નિશ્ચય નથી કે આપણી કે યુરોપસ્થલોકની નીતિરીતિ સારી છે. **એન્ડ ઓન અકાઉન્ટ ઓફ ધેટ** (અને તે કારણથી) તમે આવી રીતે કથન કરો છો. પણ હું કહું છું કે"—આનંદશંકર પોતાનો હાથ ટેબલપર ઠોકતો બોલ્યો—"આપણી **આર્ય** વિદ્યા, **આર્ય** નીતિરીતિને ગમે તે ખરાબમાં ખરાબ પણ **આર્ય**ની સાથે, પાશ્ચાત્ય કોઈ પણ વિદ્યા નીતિરીતિએ બરોબરી કીધી નથી, કરતી નથી ને કરવાનીએ નથી, એ તમે સત્ય જાણજો! તથાપિ એટલું ખરૂં કે આપણામાં સોમાં નેવું ચોપાનીઆં **આર્ય** નામથી શરૂ થાય છે એટલે એ નામ લોકમાં કંઇક વાયડું પડયું છે; માટેજ—નહિ કે તમારા ઉપર કહેલા વિચારો પરથી—આપણું ચોપાનિયું **આર્ય** નામથી **બીગીન** (શરૂ) ન કરવું એ વાત હું **એક્સેપ્ટ** કરૂં છું."

"ત્યારે હવે શું નામ આપવું"—કરૂણાદાસે પુછ્યું—"એકાદ ફારસી નામ **નૂરે એલમ, ગુલ અફ્શાન, ફુરસદ, ચવચવ** જેવું આપ્યું હોય તો કેવું સારૂં?" નવલશાએ પુછ્યું—"આપણે બ્રાહ્મણી નામ આપીશું તો આપણા ચોપાનીઆના પારસી મુસલમાનો ગ્રાહક થશે નહિ."

"ઓછા ઘરાક થાય તેમાં આપણને ટોટો છે, માટે આ પણ એક વિચારવા જેવી બાબત છે"—કરૂણદાસે ટેકો આપ્યો.

"તેમજ સંસ્કૃત નામ નહિ આપીશું તો"—આનંદશંકર બોલ્યો—"ગુર્જર વર્ગમાંથી ઘણા થોડા આપણું ચોપાનિયું ખરીદશે, માટે એ તો આમ ગણો કે આમ, પણ હીસાબ સરખો છે; વળી મને એવાં એવાં નામોને માટે અત્યંત અરુચિ

અને ડીસ્ટેસ્ટ (છીટ) છે. આપણી પૂજ્ય દેવવાણીમાં એવા એવા મનહર શબ્દોની ક્યાં ન્યૂનતા છે કે પારકાની આપણે આશા ધરવી ! એ તો ચોરીમાંથી દાંત દેખાડવા જેવું થાય છે."

"એવા એવા અને મનહર શબ્દોની જ્યારે ન્યૂનતા નથી"—નવલશાએ હસીને કહ્યું—"ત્યારે તમે વાક્યે વાક્યે એક બે અંગ્રેજી શબ્દ શું કામ બોલો છો ?"

"મને એ ખરાબ હેબીટ (ટેવ) પડી ગઈ છે. અંગ્રેજી શાળામાં પારસી માસ્ટર અને પારસી વિદ્યાર્થીઓના સંસર્ગમાં આવવાથી મને એ કલંક લાગ્યું છે. પરંતુ મને પણ ઘણી વાર વિચાર થતો હતો કે મારા આર્ય અભિમાનની જોડે એ હેબીટ તિરસ્કરણીય છે. અધુના તમે મને ઠપકો આપો છો તો જાઓ, આજથી ગુજરાતી બોલતાં અંગ્રેજી એકે શબ્દ નહિ વાપરવાને આઈ વીલ ડુ માઈ બેસ્ટ (મારાથી બનતું કરીશ.) તમને થેન્કસ આપું છું અરે ભુલ્યો—તમારો ઉપકૃત છું."

"પણ ત્યારે આપણે ચોપાનીઆને નામ શું આપવું"—કરૂણાદાસે પુછ્યું.

"તમે સાંભળો તો ખરા, હજી મારા નામનું કેટલોગ ક્યાં પુરૂં કીધું છે. આર્યનામ પડતાં મુકતાં પણ બીજાં ઘણાં નામો છે. મને જે જે જડેલાં તે આ રહ્યાં." એમ કહી આનંદશંકર પોતાની નોટ બુકમાંથી ફરી નામો વાંચવા લાગ્યો—

"સંસારસુધા, સંસારાર્ણવનૌકા, સંસારતારિણી, સંસારાદર્શ, સંસાર-દર્પણ, સંસારનિમજ્જન, સંસારમૃગજલ, સંસારસોપાન વગેરે ઘણાંક નામો છે. પરંતુ સંસાર શબ્દ આપણે સ્વીકારશું તો સંસાર મિથ્યા અને ખોટો છે એ નીતિને અનુસરીને આપણે લખાણો કરવાં પડશે."

"આવાં આવાં"—નવલશા ગભરાઈને બોલ્યો—"સંસારસુધા ને સોપાન ને નિમજ્જન જેવાં ન સમજણ પડે તેવાં અટપટાં નામો તો કંઈ કામનાં નહિ."

"બહુ લાંબાં નામો એક લેખે સારાં તો નહિ"—કરૂણાદાસે કહ્યું. વળી આનંદશંકરને ખોટું ન લાગે તેથી એ બોલ્યો—"તમે આ નામો શોધવા પાછળ તો બહુ શ્રમ લીધેલો જણાય છે."

"મેં તો અષ્ટોત્તરશત નામ શોધી કહાડ્યાં છે. હું જોઉં છું તો ખરો કે તમે કેટલાં નામો સામે વાંધો લેશો. પરન્તુ એ કરતાં અધિક શબ્દ હોય એવાં નામો મને પણ રુચિકર નથી. જુઓ, નામનો ત્રિજો ઝુમખો વિદ્યા નામથી શરૂ થતો મેં શોધી કહાડ્યો છે."

વિદ્યાવિનોદ, વિદ્દદ્દરંજન, વિદ્યાવિલાસ, વિદ્યા વાટિકા, વિદ્યાર્ણવ, વિદ્યા-સુધા, વિદ્યા સંસાર કેસરી, વિદ્યાપ્રભાવ, વિદ્દદ્ અનુભાવ વગેરે ઘણાં નામો

છે. વિદ્યા કે વિદ્વાન્ એ નામ સ્વીકારવાથી આપણને કોઇ વાતે બંધન આવશે નહિ ગમે તે વિષયપર લખી શકાશે. જુઓ. વિદ્યાસુધા એવું નામ આવ્યું તો યુરોપસ્થ વિદ્યાથી કેટલા લાભો થાય છે તે પણ એક હાથપર આપણે બતાવી શકીશું; ને બીજા હાથ ઉપર, આપણા ઋષિઓએ આર્યસમુદ્ર રૂપી વિદ્યાનું મથન કરીને ચોદ રત્નો કહાડયાં હતાં તેનું પણ વર્ણન કરી શકીશું, માટે આમાંથી એકાદ અભિધાન ગ્રહણ કરવું મને તો યુક્ત લાગે છે."

"વિદ્યા જો કે સંસ્કૃત શબ્દ છે"—કરૂણાદાસે કહ્યું—"તોપણ તેનો અર્થ બધા સમજશે; એટલે પરકોમના ધરાકને પણ વાંધો નહિ આવે. પાંચ છ અક્ષરનું એકાદ નામ આપણે પસંદ કરવું."

નવલશાએ પણ વિદ્યા શબ્દની સામે વાંધો લીધો નહિ. એણે વિદ્યાસિદ્ધિ એવું નામ બતાવ્યું. ત્રણે જણા પાછા એક પછી એક વિદ્યાથી શરૂ થતાં નામો તપાસી ગયા, અને હવે વિદ્યાવિનોદ, વિદ્યાસુધા અને વિદ્યાવાટિકા તેમાંથી કયું નામ પસંદ કરવું, તેની તકરાર કરવા લાગ્યા. કરૂણાદાસે કહ્યું કે, ઉપલાં ત્રણ નામમાંથી એક નામ પસંદ કરવાનું આપણે આનંદશંકરને આપવું, કારણ કે એ બાબત ખરો શ્રમ તો એણે લીધો છે. નવલશાએ તેમ કબુલ કીધું. આનંદશંકરે કહ્યું કે કોઇ અપૂર્વ નામ આપવું જોઇએ ને વિદ્યા નામથી પણ શરૂ થતાં હાલમાં અનેક ચોપાનીઆં છે, માટે વિદ્યાવિનોદ, એ જો કે સર્વને પસંદ પડેલું નામ છે તો તેમાંનો વિનોદ શબ્દ કાયમ રાખી વિદ્યા બદલે મારો પસંદ કરેલો વિદ્વદ્ શબ્દ મુકવો અને ચોપાનિયાનું અભિધાન વિદ્યાવિનોદ નહિ પણ વિદ્વદ્ વિનોદ રાખવું."

"વિદ્યાવિનોદ નામમાં મધુરતા છે ખરી, પણ જે ઝમક અને રસ વિદ્વદ્ વિનોદ શબ્દ બોલવામાં આપણને છુટે છે તેવી ઝમક પહેલા નામમાં શતાંશે પણ નથી. વિ-દ્વ-દ્-વિ-નો-દ! કેવું મધુરૂં નામ! વિદ્યા શબ્દમાં યાને લીધે કંઇક કઠિણતા આવે છે પણ વિદ્વદ્-વિનોદમાં બધા અક્ષર દંતી અને ઔષ્ઠય છે; તેથી કરીને તેઓનો સ્વરોચ્ચાર કોમલ અને કર્ણપ્રિય છે. માટે મારો અભિપ્રાય સ્વીકારો તો વિદ્વદ્વિનોદ નામ અંગીકાર કરો. વળી વિ શબ્દ શ્રી અને સિદ્ધિસુચક છે, એટલે આપણા ચોપાનીઆમાં શ્રી, સંપત્તિ, સિદ્ધિ, સમૃદ્ધિ, સૌભાગ્ય બધાનો સમાવેશ થાય છે એમ સમજો."

કરૂણાદાસે એ નામ પસંદ પડતું જણાવ્યું. વિદ્વદ્ શબ્દ છેક બ્રાહ્મણી જેવો હતો, તોપણ વિ અક્ષર સિદ્ધિસુચક છે એમ આનંદશંકરે કહ્યું તે કારણથી, અને તે બીજીનો શબ્દ સાધારણ હોવાથી, નવલશાને પણ વાંધો લેવાનું કારણ રહ્યું નહિ.

તેથી આખરે સર્વાનુમતે વિદ્વદ્ વિનોદ એવું ચોપાનીઆનું નામ નક્કી કર્યું. આનંદશંકરના હર્ષનો હવે પાર રહ્યો નહિ.

બહુ ખુશ થઇને એ બોલ્યો–"ચાલો, ત્યારે હવે આપણે આપણા વિદ્વદ્ વિનોદના કામનો પ્રારંભ કરીએ. પરન્તુ તે પહેલાં આપણા વિદ્વદ્ વિનોદ ચોપાનીઆનો ત્રણ વાર જય બોલાવો."

"એમ કહોની કે આપણા ચોપાનીઆને ત્રણ ચીઅર્સ્ આપો, અથવા ત્રણ વાર હુર્‌રે હુર્‌રે પોકાર કરો"—નવલશાએ કહ્યું.

"ચીઅર્સ્ આપવી કે હુર્‌રે પોકારવી તેના કરતાં"—આનંદશંકરે તિરસ્કાર પૂર્વક કહ્યું—"જગદ્ વંદનીય આપણી આર્યનીતિ પ્રમાણે જય જય બોલાવવી સર્વથા ઉત્તમ છે. ચીઅર્સ્ આપવી તેનો કંઇ અર્થજ નથી અને હુર્‌રે પોકારવી એ તો તેનો હુરીઓ કર્યા સમાનજ છે."

"ત્યારે તમેજ કહોની કે જય બોલાવવાનો શો અર્થ છે"—નવલશાએ ચ્હીડાઇને પુછ્યું.

હા, તેનો હું તમને સેટીસફેક્ટરીલી, અરે ભુલ્યો, સંતોષકારક રીતે પ્રત્યુત્તર આપી શકીશ—"આનંદશંકરે ડાવકા રહીને જવાબ આપ્યો—"શાસ્ત્રમાં जयति એટલે सर्वोत्कृष्टेन वर्त्तते એમ અર્થ કરેલો છે. એટલે જય શબ્દ શુભસૂચક અને આશીર્વાદરૂપ છે. જેનાથી આપણું કલ્યાણ કે શ્રેય થવાનું હોય તેનો જય થાઓ એમ કહેવાનો શિષ્ટ સંપ્રદાય છે. ફોર–એકઝામ્પલ (ઉદાહરણ તરીકે,) આપણે વિષ્ણુ કે શિવના ભક્ત હોઇએ, કે આપનો જે ઇષ્ટદેવ હોય, તેને આપણે કહી શકીએ કે હે વિષ્ણો, હે શિવ, હે ઇષ્ટદેવ, તારો જય થાઓ. સારાંશ કે આપણું જેનાથી શ્રેય છે તે પ્રત્યે જય શબ્દ વાપરી શકાય છે. માટેજ મેં તમને કહ્યું કે આપણા વિદ્વદ્ વિનોદ ચોપાનીઆનો ત્રણ વાર જય બોલાવો. હવે સમજ્યા? તમારા ચીઅર્સ્ અને હુરીઆ હુરીઆનો તો કંઇ અર્થજ નથી, પણ હોળીના ફાગ જેવું છે!"

"રંગ છે, રંગ છે આનંદશંકર"—કરૂણાદાસે કહ્યું.

"સાબો જયનો અર્થ આવો થતો હશે એ મેં આજેજ જાણ્યું. આપણી આર્ય નીતિરીતિ છેક વખોડવા જેવી નથી, એમ તો મારે કબુલ કરવું પડશે."

"છેક વખોડવા જેવી નથી એવી નેગેટીવ (નિષેધાર્થક) પ્રશંસા શું કામ કરો છો"—આનંદશંકરે હાથ ઠોકીને કહ્યું—"હું તો પોઝીટીવલી (સ્પષ્ટ) કહું છું કે આપણી આર્ય નીતિરીતિ સમાન બીજું કંઇ છે નહિ, થયુંએ નથી ને થવાનુંએ નથી.

તમે આર્ય નીતિરીતિ માટે"—નવલશા તરફ ફરીને એણે કહ્યું—"હલકા વિચાર જણાવો છો ને મારો પિત્તો ઉછળી આવે છે. આપણી આર્યજનની એજ કારણથી દુર્દશા થઇ છે. પરન્તુ આવા આવા વિષયપર તકરાર કર્યાં કરશું તો હજી ચોપાનીઆ સંબંધે ઘણી પોઇન્ટસ સેટલ (બાબતો નક્કી) કરવાની છે—આનિશ્ચયાન્ત થઇ જવાની છે તે રહી જશે હોં!"

"કેમ હવે શું બાકી છે? બધી વાતનો ખુલાસો તો થઇ ચુકયો એમ હું તો સમજું છું"—કરૂણાદાસે કહ્યું.

"તમે પ્રકૃત વિષયને ઉદ્દેશીને વિચાર ચલાવ્યા નથી તેથી એમ સમજો, પણ હજી તો પાસેરામાં પહેલી પુણી છે. વિદ્વદ્ વિનોદનો જય તો બોલાવ્યો, પણ હવે તે સંબંધે આપણે દરેક જણે શું શું કામ કરવું ને ક્યા કયા ઓદ્ધા લેવા તેનો વિચાર કરવાનો છે. તમે તો (કરૂણાદાસને) ચોપાનીઆમાં વિષયો લખવા કરવાની ના કહો છો, માટે આ પ્રમાણે વિદ્વદ્ વિનોદના ઓદ્ધાની અને કામની વ્યવસ્થા કરવી મને તો ઠીક લાગે છે"—

મંત્રી આનંદશંકર, તંત્રી નવલશા ને ખજાનચી કરૂણાદાસ.

"હા હા, એ ઠીક છે"—નવલશાએ હરખાઇને કહ્યું—"કરૂણાદાસને ચોકસીની દુકાન છે, માટે પૈસા સંબંધીનું કામ તો એને જ સોંપવું; પણ મંત્રી અને તંત્રીમાં ફેર શો તેની મને બરોબર સમજણ નથી."

"એક સેક્રેટરી જેવો ને એક એડીટર જેવો છે"—આનંદશંકરે ઉત્તર આપ્યો—"હવે આપણે દરેકે શું શું કામ કરવું તેની નોંધ લઇએ. કરૂણાદાસે તમામ ગ્રાહકના નામની ચોપડી રાખવી. નવા નવા ગ્રાહકોનાં નામ દાખલ કરવાં, તેઓ તરફથી લવાજમ આવે તે જમે કરવું. ચોપાનીઆં છપાઇને તૈયાર થાય ત્યારે, ગ્રાહકના નામની ટીપ પ્રમાણે, તેઓને પોરટ કરવાં કે ગામમાં પહોંચાડવાં, ને તેની સાથે પ્રુફો તપાસવાં; એટલું કામ કરૂણાદાસે કરવું."

"પણ મને પ્રુફ તપાસતાં નથી આવડતાં તેનું કેમ?"

"તે તો તમારે સર્વને શીખવું પડશે"—આનંદશંકરે કહ્યું—"નવલશાને પણ નહિ આવડતું હોય, તથાપિ એને પણ શીખવું પડશે. તેમાં કંઈ મ્હોટું કામ નથી. એક બે દિવસમાં હથોટી આવી જશે. અડી ઓપટી વખતે આપણને પ્રુફ તપાસતાં આવડે તો કામનું છે."

"ઠીક છે ત્યારે"—કરૂણાદાસ કાયર થતો બોલ્યો—"તમે કહો છો તો એ વિદ્યા પણ શીખીશું."

"ભાઈ પ્રુફ તપાસવાં તે કંઈ વિદ્યા ગણાય નહિ. ઘણામાં ઘણું તો તે એક કલા કહેવાય. પણ જોયું, આપણે આપણા ચોપાનીઆનું નામ વિદ્વદ્ વિનોદ રાખ્યું તેથી આપણે શા શા લાભ થશે તે અત્યારથીજ જણાય છે. આપણે હજી ચોપાનીઆમાં કયા કયા વિષયો લખવા તે નક્કી કરવાનું છે. પરન્તુ વિદ્યા અને કલા એ શબ્દો હમણાં વાપરતાં મને એક વિષય યાદ આવ્યો છે જે આપણા વિદ્વદ્ વિનોદના પ્રથમ અંકમાં દાખલ કરશું. આપણા પ્રાચીન વિદ્વાનોએ ચૌદ વિદ્યા અને ચોસઠ કલાનો નિર્ણય કરેલો છે. તેઓનાં નામ વિષય અને તત્સંબંધે પાશ્ચાત્ય, વિદ્યા કલાનું તારતમ્ય દર્શાવીને પ્રાચીન વિદ્યા કલાનું શ્રેષ્ઠત્વ હું પ્રતિપાદન કરીશ. પરન્તુ પહેલો વિષય તો વિદ્વદ્‌વિનોદ એવા મથાળા નીચે. વિદ્વાનો પોતાનો કાળ કેવા વિનોદમાં કહાડે છે અને તેવા વિનોદના રમુજી પણ સાર ગ્રહણ કરવા જેવા ટુચકાઓ દાખલ કરશું. બીજા વિષયનું મથાળું અમે પોતે એમ કરવું પડશે. તેમાં આપણે વિદ્વદ્‌વિનોદ ચોપાનીઆની વર્તમાનકાળમાં આવશ્યકતા અને તેથી થનારા અનેક લાભો સારી રીતે દર્શાવીશું. એટલે ત્રણ વિષયો તો થયા. હવે બોલો નવલશા તમે કયા કયા વિષય લેશો ?"

"હું તો પાવડી અને સિદ્ધિપર એક વિષય લખીશ. બીજો વિષય તો લમના કુચાલનો મેં પસંદ કરેલો છે. વળી તમે કહેશો તો કોઈ સારા અંગ્રેજી પુસ્તકમાંથી સામાન્ય વિષય જેમ કે મિત્રતાઈ, કરોધ, વેર, ઉપકાર વગેરેનો તરજુમો કરીશ."

"હા, પણ તમને ગુજરાતી લિપિ લખતાં બરોબર આવડતી નથી, માટે તમારા વિષયોના શબ્દની જોડણી મારે શુદ્ધ કરવી પડશે, તમે જ્યાં ત્યાં અડધા સંસ્કૃત અને અડધા અપભ્રંશ શબ્દોનો ઉપયોગ કરો છો, જેમ કે ક્રોધ અને વૈરને બદલે કરોધ અને વેર બોલો છો અને વળી હજી તમારી ગુજરાતી શૈલી જામી નથી માટે મારે સુધારો કરવો પડશે. એ પ્રમાણે મને તો બેવડું કામ આવી પડશે. વળી કવિતા કરવાનું કામ અને સંસ્કૃત ભાષાંતર પણ મારેજ કરવું પડશે."

"અમે હજી આવી બાબતમાં કાચા છીએ માટે તમારો અનુભવ અમને કામનો થઇ પડશે"—કરૂણાદાસે કહ્યું.

"અને આગળ જતાં આપણે એક સરખી રીતે ઉપયોગી થઈશું"—નવલશા બોલ્યો.

એ પ્રમાણે વિદ્વદ્ વિનોદ ચોપાનીઆની સંકલના અને વિષયો નક્કી કરી આનંદશંકર અને કરૂણાદાસે રજા લીધી. જતાં જતાં આનંદશંકરે કહ્યું—"નવલશા, તમે તમારા વિષય બનતી ત્વરાથી તૈયાર કરજો હોં કે! મારો વિચાર પહેલો અંક

થોડાજ વખતમાં બહાર પાડવાનો છે; ને વારૂ નવલશા, તમે પાવડી અને સિદ્ધિ સંબંધે લખો તો તેમાં યોગવિદ્યાનું થોડું વર્ણન કરવું પડશે, કારણ કે સિદ્ધિઓ યોગનું અંગ છે."

"હું તો યોગ બોગમાં કંઇ સમજતો નથી. આ તો પાવડી અને સિદ્ધિ સંબંધે મને અનુભવ થયો છે તેથી હું થોડું ઘણું લખી શકીશ."

"કંઈ ફીકર નહિ, તમે તમારો વિષય લખીને તૈયાર રાખજો, હું પાછળથી યોગવિદ્યા સંબંધે ઉમેરો કરીશ. આપણે વળી બે ત્રણ દહાડામાં મળશું. પણ જોયું કરૂણાદાસ, વિદ્દ શબ્દ આપણા ચોપાનીઆના નામમાં રાખવાથી કેટલા લાભ છે તે! યોગનો વિષય પણ આપણા ચોપાનીઆનો વિષય થઇ પડશે કારણ કે યોગ એ એક વિદ્યા છે.



## પ્રકરણ ૫૮ મું

### રવિમર્દનનો ચમત્કાર!

એમ અખ્ખા સઘળો સંસાર;
ઝામર ઝોળ કરે વ્યાપાર.—(અખ્ખો.)

પાવડી અને સિદ્ધિ એ બે શબ્દોમાં શું નવાઈ જેવું સમાયલું હતું કે નવલશા તે અને તે શબ્દોનો હરતાં ફરતાં ને સુતાં કે જાગતાં ઉપયોગ કરતો હતો! મમતારામની રૂબરૂ કેશવલાલને ત્યાં નવલશાએ એ શબ્દો પ્રથમ વાપર્યા હતા. પણ ત્યાર પછી જ્યારે જ્યારે પણ પ્રસંગો આવ્યા, ત્યારે ત્યારે મમતારામની જાણ પ્રમાણે તો, નવલશાએ પાવડી અને સિદ્ધિ એ વિષયને અનુસરતી વાણી અને આચરણ રાખ્યાં હતાં. મમતારામના મનથી તો પાવડી, સિદ્ધિ અને નવલશાએ ત્રણે શબ્દો પટમાં તંતુની પેઠે એકમેકમાં ગુંથાઈ ગયા હતા. હજી સુધી તે બાબતનો ભરમ જાણવાને એ શક્તિમાન્ થયો નહોતો. સામા જે જે પ્રસંગો બન્યા હતા તેપરથી તો મમતારામને વધારે મજબુત રીતે માનવાને કારણ મળતું હતું કે એ શબ્દોમાં કંઈ ચમત્કાર—કંઈ ભેદ સમાયલો છે. એનો પત્તો મેળવવાને મમતારામની જિજ્ઞાસા બીલકુલ કુંઠિત થઈ નહોતી. ઓર, હથીઆર જેમ સાણસીએ ચહડાવવાથી વધારે તીક્ષ્ણ અને ચળકાટ મારતાં થાય, તેમ મમતારામની અધીરતા તે વિષયની શોધ કરવાને વધારે તીક્ષ્ણ અને આરૂઢ થતી ગઈ. નવલશાએ આનંદશંકરને કહ્યું કે કેશવલાલ રજતપુરમાં વિલાયત જવાના અને પુનર્લગ્ન કરવાના સુધારા સામે બોલી ન શક્યો, તેથી ભાષણ કરતાં કરતાં ભાગી ગયો. એ

વૃત્તાંત આનંદશંકરે મમતારામને કહ્યું. પણ કેશવલાલે ભાગી જઇને એક સ્ત્રીને માથેથી ચોરીનું આળ ઉતાર્યું. એ બીના જ્યારે મમતારામે આનંદશંકરને મ્હોડેથી સાંભળી, ત્યારે એને તો તેમાં પણ ભરમ કે ભેદ હોય એમ લાગ્યું. કેશવલાલ રદીઓ આપવામાં પાછી પાની કરે એવો વિચાર તો મમતારામને ગળે પલવાર પણ ઉતર્યો નહિ, ગામના અજાણ્યા રસ્તામાં કેશવલાલ રદીઓ ન આપી શકવાથી ભાગી જાય નહિ, અને વળી છેક અજાણ્યા રસ્તા ખુંદતો બાઈનું આળ ઉતારવાને તાકડે જઈ પહોંચે, અને તે પણ પોતાનું ભાષણ અડધું મુકીને જતો રહે, તેમાં મમતારામને તો, ભુખ્યાને ભોજનનાજ ભાન પેઠે, ભરમ જણાયો. તેમાં વળી એ બાબતસર કેશવલાલે રજતપુરના લોકને કંઈ ખુલાસો આપ્યો નહિ, ને પોતાની આબરૂ હલકી થઈ તે થવા દીધી, એ વિચારથી તો મમતારામના મનમાં ભેદની બીનાને ટેકો મળ્યો. એ હકીકતને નવલશાની પાવડી અને સિદ્ધિ સાથે સંબંધ હોય એ સંભવિત છે એમ મમતારામને લાગ્યું. માટે જોઇએ, એ બાબતસર નવલશાને રૂબરૂમાં મળતાં તે શું ખુલાસો કરે છે, તેની તપાસ કરવાનું મમતારામે ધાર્યું.

આનંદશંકરે વિદ્વદ્ વિનોદ ચોપાનિયું કહાડવાની બીના મમતારામને જણાવી હતી. એ ચોપાનીઆનું કેવું ભવિષ્ય આવશે એ મમતારામ પોતાના મનમાં જાણી ગયો હતો, પણ નવલશાનું હાલ એ બાબત ધક ધ્યાન લાગ્યું છે એમ આનંદશંકરે તેને કહ્યું; એ ચોપાનીઆ દ્વારા નવલશાને રાજી રાખવાનું, તેની પાસે જવા આવવાનું, અને તેના વહાલા થવાનું મમતારામને બની શકે. અને તેવી રીતે પોતાને ટળવળાવતો પત્તો પામી જવાય, એવા આશયથી વિદ્વદ્ વિનોદ કહાડવાની વાત પ્રત્યે મમતારામે આનંદશંકર આગળ હર્ષ દેખાડ્યો. કેટલીક સારી સલાહ પોતાના અનુભવમાં આવેલી આનંદશંકરને આપી. તેથી આનંદશંકર રાજી થયો ને દરેક વખતે ચોપાનીઆની અને ચોપાનીઆની એ મમતારામ આગળ વાત કરવા લાગ્યો. એક દહાડો આવીને આનંદશંકરે મમતારામને જણાવ્યું કે વિદ્વદ્‌વિનોદ ચોપાનીઆમાં નવલશા પાવડી અને સિદ્ધિ સંબંધે એક વિષય લખવાનો છે, અને મમતારામના હર્ષની સીમા રહી નહિ. નવલશા એ ચોપાનીઆના કામમાં મચ્યો રહે માટે, અને ચોપાનિયું જામે તે માટે, કેવા કેવા ઉપાયો યોજવા જોઇએ તે સંબંધે, એણે આનંદશંકરને કીમતી સમજુતી આપી, અને બીજે દહાડે ખાસ કરીને નવલશાને મળવાનો વિચાર જણાવ્યો.

નવલશા ફરીથી ધનકોરડોસીને મળ્યો નહિ. તેથી ધનકોરડોસી મારફતે કંઈ પત્તો મળવાની મમતારામે હવે આશા છોડી દીધી હતી. બે ત્રણ વાર

ડોસીને મળી આવ્યો ને પુત્રવત્ આચરણ ધારી મમતારામે ડોસીને બહુ બહુ પુછ્યું. પણ પોતાની બહેને સાધુદાસના વંશજને પૈસા સિવાય બીજી રીતે ન્યાલ કરવાની વાત કરી હોય એમ ધનકોરડોસીને યાદ આવ્યું નહિ. એટલે મમતારામે ડોસી પાસે જવા પર મીંડુ વાળ્યું. તથાપિ એ હીંમત હારી ગયો નહોતો. હજી તો રાતી દ્વારા રવિમર્દન મહારાજ કંઈ ખુલાસો આપે તો આપે એમ હતું. તેટલામાં નવલશાને પોતાનો કરી લેવાને વિદ્દદ્ વિનોદને નામે ઘણો સારો એમ મમતારામને મળ્યો ને એ રાજી થવા લાગ્યો.

એક દહાડો સવારના આઠ વાગે મમતારામ પોતાના ઓરડામાં ટેબલ પાસે ખુરશી પર બેઠો બેઠો અંગ્રેજી છાપું વાંચતો હતો. એને જે કોઈ મળવા કરવા આવવાનું હોય તે સવારના જ આવતા. રાતના તો એ કોઇને મળતો જ નહિ. કાંતો નથુશેઠને બંગલે હોય અને કાંતો ઘેર હોય તો વેદાન્તનાં પુસ્તકો વાંચવામાં રોકાયલો રહે છે, એમ સર્વને જણાવતો. જમ્યા પછી તો એ ઘરમાં રહેતો જ નહિ, તેથી બધા જણ જાણી જાણીને એને મળવા કરવાને સવારના જ આવતા. છાપું વાંચતાં વાંચતાં મમતારામ મનમાં મગન થવા લાગ્યો. આજે નવલશાને ત્યાં જઇને કેશવલાલ કેમ અને કેવી રીતે ભાગી ગયો. તે બાબતનો, અને સિદ્ધિ અને પાવડી વિષે નવલશા શું લખે છે તે જાણવાનું હતું; ને કોને માલમ છે કે 'પાવેગા તો પાવેગા ને અંધા જોરૂ લાવેગા' એવામાં ત્યાં દુલારામ આવી લાગ્યો.

દુલારામનો દેખાવ સાવ સુરતી ભાઇ જેવો હતો. માથે સુરતી પાઘડી વાંકી મુકી દીધી હતી. કપાળે મ્હોટું ટીલું તાણેલું હતું, મ્હોડામાં પાનનો ડુચો ભરેલો હતો તેને એ બચ બચ ચાવતો હતો, અને પાનની પીચકારીઓ મારતો એ આવતો હતો. એના ઓઠ અને હડપચી રાતાં થઈ ગયાં હતાં. એક મેલું કુડતું અને તે ઉપર મેલો કાળો ડગલો એણે પહેરેલો હતો. બંનેની કસ બાંધેલી નહોતી તેથી ગળામાં તુળસીની માળા અને સોનાની હીરાકંઠીની શેરો વીંટળાઇ ગયેલા દેખાતી હતી. ઘોતિયું ડુંટી નીચે પહેરેલું હતું ને તેનો જેમ તેમ ગોળ પીંડાળો કરી કમ્મરે ખોસી દીધું હતું. એ ધોતીઆનો છેડો એવી તો હાલ હવાલ રીતે એણે કમ્મરે ચહડાવી દીધો હતો કે કાછડીના ભાગનો છેડો એક પગ આગળ ભોંય-પર લબડતો હતો ને પાટલી તરફનો બીજો ભાગ ઢીંચણ સુધી ઉંચે ચઢી ગયો હતો. પોતાને માટે બહુ સારો વિચાર ધરાવતો હોય તેમ ડોકીને કંઇક વાંકી રાખી હતી. લહેરકી ભાઇની માફક બંને હાથે હલ્લેસા મારતો હોય એમ હલાવતો, ડગલાને ફરફર કરતો, અને ઘડીકમાં ધોતીઆના બે છેડા સરખા કરવા જતો હસતે

મ્હોડે એ ધીમે ધીમે ચાલતો મમતારામની પાસે આવ્યો ને "કેમ ભાઈ જેગો-પાળ" એમ કહેતાં ધબ લેતો કે એક ખુરશી પર બેઠો.

"આવો, આવો, દુલારામ, તમે ક્યાંથી?"

અરે હું તો સહેજ ચાલતો ચાલતો આવ્યો. મને કંઈ કામ તો ઝાઝું નહોતું. પણ આમથી જતો હતો ને તમે આ વખતે ઘરમાં હશો, તેથી વિચાર આવ્યો કે લાવની, સાથે લાગું પેલું પણ મમતારામને પુછતો જાઉં. એમ કહી દુલારામ મમતારામની સામું જોઇને હસવા લાગ્યો. મમતારામને વિચાર થયો કે દુલારામને એવું શું કામ હશે, તો પણ એ તો દુલારામના બોલવાની વાટ જેતો ઠાવકો બેસી રહ્યો. એટલે થોડીવાર રહીને દુલારામ બોલ્યો—

"તમે પેલા રવિમર્દન મહારાજને તો ઓળખો છો કેની ? મને કોણ કેતું હતું કે તમારે મહારાજ જોડે સારી પીછાન છે."

"પીછાન તો શું"—મમતારામે કહ્યું—"હું એમનાં દર્શન કરવાને ઘણીવાર જાઉં છું ને મહારાજ મારાપર ઠીક ભાવ દેખાડે છે."

"હા હા—એજ તો; હું પણ એમજ કહું છું. પેલા લોકો કહે છે કે એ મહારાજ બહુ ચમત્કારી છે એ વાત ખરી કે? કહે છે કે એને ગણપતિ હાજરાહજુર છે."

"એને ગણપતિની ઉપાસના છે ખરી અને મહારાજ ચમત્કારી પણ ખરો; મમતારામ હરખાઇને બોલ્યો. એને લાગ્યું કે આ દુલારામને પણ રવિમર્દનનો ચેલો મુંડયો હોય તો નવલશાની પાવડી અને સિદ્ધિનો કંઈ ભેદ જડે ખરો. નવલશાએ કહ્યું હતું કે તે ભેદની વાત પોતે કેશવલાલ, દુલારામ અને નિર્મલ-દાસ જાણે છે, એમ મમતારામને હજી યાદ હતું. પણ દુલારામ વાણીઆ ભાઈ, મુંજીનો મુંજી, તે પુછવા જઇશું તો ભેદ નહિ આપે, એમ સમજી મમતારામે દુલારામના નામપર મીંડુ વાળ્યું હતું. પણ આ તો ઘેર બેઠાં ગંગા આવી ને તે પણ પાવન કરતી આવી, કે રવિમર્દન દ્વારા દુલારામ સાણસામાં આવે તો આવે, એટલે મમતારામ હરખાઈ ગયો."

"કહે છે કે"—દુલારામ બોલ્યો:—"ગણપતિ મહારાજ એના કાનમાં સાક્ષાત્ વાત કરી જાય છે ને લોકોને તે અમરત જેવી ફળદાયી થઈ પડે છે."

રવિમર્દને મમતારામને પોતાની સિદ્ધિનો પ્રતાપ દેખાડ્યો હતો અને તે હજી પણ મમતારામને સાલ્યા કરતો હતો. એની વાણી તો રામબાણ ખરી, પણ તે અમૃત જેવી ફળદાયીને બદલે તો, મમતારામના અનુભવમાં કડવી ઝેર

જેવી અને કાળો કેર કરનારી થઈ હતી. એનું સ્મરણ થતાં મમતારામનો પિત્તો કાળી પ્રત્યે ઉછળી આવ્યો. મનમાં કાળીને થોડી પુષ્પાંજળી દીધી, તથાપિ બહારથી ડાહ્યું મ્હોં રાખી એણે એટલુંજ કહ્યું કે હા એવું છે ખરૂં. દુલારામ મમતારામના મનના વિચાર કળી શક્યો નહિ, ને એણે બોલવું શરૂ કીધું—

"અરે, લોકો કહે છે કે ગણપતિએ એને પરસન થઈને દર્શન દીધાં ને વાલકેશ્વરને કીનારે પોતે ક્યાં છે તે જગા મહારાજને દેખાડી. તે પ્રમાણે મહારાજ પોતાના સેવકો સાથે ત્યાં ગયા તો ગણપતિની મુરતી નીકળી. તેને બડી ધામધુમથી પધરાવીને મહારાજ પોતાને આસને લઈ આવ્યા! ત્યાંની ત્યાં ટીપ ફેરવી તો હજારો રૂપીઆ ભરાયા ને હજી ભરાતાજ જાય છે!!!"

"એ તો તમે જાણો છો કેની"—મમતારામે હસીને કહ્યું—"મુંબઈ જેટલું પાપ કોઈ પણ ઠેકાણે થતું નથી, તેમ ત્યાં ધર્મના અને ધુતારાના પણ હજારો માર્ગ ખુલ્લા છે."

"મહારાજના ભગતો કહે છે કે એ રૂપીઆમાંથી ગણપતિનું એક મ્હોટું મંદિર વાલકેશ્વરમાં બંધાવવું ને મહારાજના નામનું એક સદાવરત ચાલુ કરવું. અત્યારથીજ હજારો માનતાઓ ગણપતિની લેવાય છે, ને જેને જે જોઇએ છે તે ગણપતિ બાવા આંખ મીચીને આલ્યા જાય છે."

આંખ મીચીને આલ્યા જાય છે એમ દુલારામનું બોલવું સાંભળી મમતારામને હસવું આવ્યું; તોપણ એ એટલું બોલ્યો કે હા, ગણપતિની ધમધોકાર માનતા ચાલી રહી છે.

"એને કંઈ ખોટ છે"—દુલારામ નીસાસો નાંખતા બોલ્યો—"ગણપતિ તો સાક્ષાત્ પરમેશ્વર છે. એને ત્યાં તો અષ્ટમા સિદ્ધિ અને નવેનિધિ અને કુબેર ભંડારીનો ભંડાર ભરેલો છે"—દુલારામે મમતારામને તાળી આપીને કહ્યું—"કેમ ખરૂં કેની."

"હાજ તો ભાઈ, પરમેશ્વરને ત્યાં શેની કમી છે. એ તો જેનું ભાગ્ય હોય તેને મળે."

"અરે, કહે છે કે મહારાજ તો કરમની રેખપર પણ મેખ મારે એવા સમરથ છે. તમે જાણો છો કેની લોકો તો એકની હજાર વાત કરે છે. તેથી મને વિચાર થયો કે લાવની, હું પણ દરશન કરતો જાઉં. એ તો સાધુસંતને તો સેવ્યાજ સારા છે."

"હાજ તો—તમે તો સાધુદાસની પ્રજા છો"—મમતારામે કહ્યું—"એટલે સેવો તેમાં તેમાં નવાઈ શી. તમને તો એ કોઇ દહાડો ને કોઈ દહાડો ફળ આપશેજ."

"કેમ વારૂ"—દુલારામે વાણીઆ ભાઈ પેઠે મ્હોડું ફાડી હસતાં હસતાં કહ્યું—"તમે પણ અમારી વાત જાણે છો કે!"

"ના ના—હું કોઈવાર ધનકોરડોસીને ત્યાં જાઉં છું. તેની બ્હેન તે કેશવલાલની મા અને તમારી કાકી થાય કેની? તેને મ્હોડેથી ધનકોરડોસીએ સાધુદાસની વાત સાંભળી હતી. તે મને એક દહાડો કહેતી હતી તેથી હું કંઈક જાણું છું."

"ભાઈ, એ તો બધી વાત કોઇને કહીએ તો નહિ માને એવી છે"—દુલારામ વાત ફેરવતો બોલ્યો—"માટે એ તો નહિ બોલ્યામાં નવ ગુણ; એ તમે નક્કી જાણજો. પણ હું તો તમને એમ કહેતો હતો કે મહારાજને ત્યાં ન પુછો એટલી ગીરદી થાય છે, માટે તમારી સાથે મને એકવાર દરશન કરાવો તો બહુ સારૂ."

"અરે, એમાં શું મોટી વાત છે"—મમતારામે જવાબ આપ્યો—"તમે મારી જોડે આવજોની. તમારી જોડે મહારાજ નીરાંતે વાત કરશે. સવારના અને રાતના તો એ એની સેવા પુજામાં અને સમાધિમાં રોકાયલા હોય છે; ને ચાર વાગે તો ગણપતિ પુરાણ વાંચે છે. એકાદ વાગે મારા તમારા જેવા જોડે કોઈ વાર એકાંત કરે છે. માટે તમે પુરસદે આવજો, આપણે સાથે જઇશું."

"તમે કહો તો કાલે, પરમ દહાડે, તમે કહો ત્યારે આવું." દુલારામ તો આજે કહો તો આજે જઇએ એમ કહેવા જતો હતો. પણ ઝાઝી અધીરાઈ બતાવવી એને ઠીક લાગી નહિ; માટે તમે કહો ત્યારે આવું એમ બોલ્યો. "ભાઈ, હું પણ દુખીઓ ને જંજાળી છું; ને બે તણ વાત મને બહુ ખટક્યાં કરે છે. વારૂ એવા મહાત્માનો આસીસ મળે તો આપણું ભલું થશે."

"ઠીક છે, ત્યારે તમે કાલે આવજો આપણે ભેળા જઇશું." એવામાં ત્યાં ધનકોરડોસી આવી. દુલારામ ઉઠીને જવાનું કરતો હતો, પણ ધનકોરડોસીને જોઇને એ ખાસ કરીને પાછો બેસી ગયો. નવલશા ધનકોરડોસી પાસે ફરીથી ગયો નહિ એમ મમતારામે જાણ્યું, ને ડોસી પાસથી ભરમ મળવાનો નથી એમ એની ખાતરી થઈ ત્યારથી, ધનકોરડોસીને ત્યાં જવાનું એણે મીંડું વાળ્યું હતું. પણ ડોસીને મમતારામની ગરજ હતી. એક તો ફુળીદાસ હજાર બે હજાર રૂપીઆ વરસે કમાય એવો રસ્તો મમતારામે બતાવ્યો હતો. ફુળીદાસે એ બાબતસર મમતારામને ઝાઝું કોડું આપ્યું નહોતું. પણ વરસ દહાડે હજાર બે હજારનો લુમખો જોઇને ડોસીની દાઢ ડળકી હતી. આવો સારો લાભ, ઘેર બેઠાં ગંગા, ફુળીદાસની આડાઇને લીધે છોડી દેવો પડે એ ડોસીને કોઈપણ પેરે ગોઠતું નહોતું, તેથી એણે હજી મમતારામનો કેડો છોડ્યો નહોતો. મમતારામને આવી ગયે પંદર દહાડા થયા, વીસ દહાડા થયા, મહીનો થયો, પણ મમતારામ આવ્યો નહિ,

તેથી ધનકોરડોસીને અધીરાઈ લાગી. વચમાં થોડા દહાડા જવા દઈને માણુસ મોકલી મમતારામને મળવાની ઇચ્છા જણાવી. પરન્તુ મમતારામને હવે ગરજ જેવું નહોતું તેથી ત્યાં જવાની એણે ઝાઝી દરકાર કીધી નહિ. એવામાં કૃળીદાસે જુદું ઘર માંડવાની તૈયારી કીધી, એટલે ધનકોરડોસી વધારે ગભરાઈ અને લાચારીએ પોતે મમતારામને મળવા આવી. અસલની રીત પ્રમાણે ધનકોરડોસીએ આવી મમતારામનાં ઓવારણાં લીધાં ને તેની અલ્લાબલા દુર કીધી. દુલારામ તો આ બધું આંખ ફાડીને જોઈ રહ્યો. એવા જુના જમાનાનું માણુસ ખુરશી ઉપર બેસશે નહિ તેથી મમતારામે તેને ગાદી ઉપર બેસવાનું કહ્યું, પણ ડોસી ગલીચા ઉપરજ બેઠી. દુલારામે પુછ્યું.—

"ધનકોર વેવાણ, તમે અહીં ક્યાંથી?"

જાણે દુલારામને તરતજ ત્યાં જોયો હોય તેમ તેની સામે ધારી ધારીને જોઇને ધનકોરડોસી બોલી—"કોણ દુલારામ કે, હું તો આ મમતારામ મારા દીકરા જેવો છે, કારણ કે એની મા અને હું બહેનપણી થતી, તેથી એ મારે ત્યાં આવે છે ને હું પણ અહીં ઘણીવાર આવું છું. પણ તમે અહીં ક્યાંથી?"

"વેવાણ, હું તો અહીંથી ચાલ્યો જતો હતો તે સહેજ મમતારામને મળવા આવ્યો છું."

"હું પણ એજ સારૂ આવી છું." પછી મમતારામ તરફ લાડ કરતાં અને ઠપકો આપતાં ડોસી બોલી—"દીકરા, આ તે કંઈ સારૂ કહેવાય કે તું મને આજે મહિના મહિના અને બબ્બે મહીનાનાં વહાણાં વાયાં, ને તારૂં મ્હોડુંએ દેખાડતો નથી. મેં તને કેટલીવાર કહાવ્યું કે તને દીઠા વગર મારો જીવ તારામાં પલે પલે ખેંચાયા કરે છે, તોપણ તું મળવા આવ્યો નહિ."

"માજી, તમે શું કામ શ્રમ લીધો. હું તમને આજ કાલમાં જરૂર મળવાનો હતો. હમણાં મને જરાક વધારે કામ હતું તેથી મળવા અવાયું નહિ તે માફ કરજો."

"હા, ભાઈ હા, તમે આજ કાલના દીકરાઓ અમારા જેવા મરવા સુતેલાને કંઈ ગણકારો! મારો કૃળીઓ પણ હવે તો છેક આડો થઇને બેઠો છે." પણ દુલારામ ત્યાં બેઠેલો છે એમ યાદ આવતાં ડોસી વાત ફેરવીને બોલી—"આજે તો મારો જીવ રહ્યો નહિ, તેથી મેં કહ્યું કે લાવની, મમતારામને હું જ મળી આવું, કે વારૂ એ ખુશી ખેમ હોય તો મારો જીવ ઠરે."

"માજી, તમારી મીઠી નજરથી હું તો ખુશીમાં છું." કૃળીદાસભાઈ શું કરે છે.

"શું કરે છે તે વળી શું. હવે તો કલિજુગ ધકધકતો આવ્યો છે ભાઈ!

તે છોકરાઓ કંઈ માને ગાંઠે ? જોની, તું મને કંઈ મળવા કરવા આવ્યો, તે વળી ફૂળીઓ તે શેનો ગાંઠે ? તું ને એ બધા એકના એકજ છો કેની ?"

"ધનકોરમા, વળી ફૂળીઆએ કંઈ રાઢ મચાવી છે કે શું ? એ તો તમારો બહુ કહ્યાગરો છે."

"એ તો ભાઈ, જે વેઠે તે જાણે. તને જ ક્યાં ખબર નથી. એ પી—એ હજી સુધી તારૂં કહ્યું માન્યું છે ? પણ ના, મારા ફૂળીઆએ કંઈ રાઢ મચાવી નથી." એમ કહી ડોસી દુલારામ સામું જોવા લાગી. જાણે કે એની હાજરીને લીધે ડોસીથી વધારે બોલાતું નહિ હોયની !

"કોઈનું ઘર બળે ને કોઈને તાપવાનું મળે, તેમ ફૂળીદાસ અને ધનકોર લડે એમાં તો કીકીના પીએરીઆંને હરખાવાનુંજ કારણ હોય, તેથી દુલારામ તો મનમાં હરખાઈ ગયો. પણ એણે જોયું કે પોતાને લીધે ડોસી ખુલાસાથી વાત કરવાની નથી ને બે વાર બોલતાં બોલતાં અચકી ગઈ, તેથી એણે મમતારામની રજા લીધી. જતાં જતાં રવિમર્દનને આવતી કાલે બપોરના મળવાની યાદ આપતાં એ બોલ્યો"—

"લ્યો ત્યારે, હું હવે જેગોપાળ કરૂં છું. પણ પેલી વાત તો નક્કી કેની ? હું પેલે વખતે અહીં આવું કેની ?" મમતારામે હા કહી કે આવજો. "વેવાણ હવે હું જાઉં છું હોં. તમે માદીકરા નીરાંતે વાત કરો."

દુલારામના ગયા પછી મમતારામનું પોતા તરફ વ્હાલ વધારવાના હેતુથી ધનકોરડોસી બોલી—"ભાઈ મમતારામ, તું આ દુલારામથી ચેતતો રહેજે. એ જેટલો બહાર છે તેટલો અંદર છે. અમારા માદીકરા વચ્ચે વધરો પડાવવાનું કારસ્તાન બધું એનુંજ છે."

"ધનકોરમા, તમે બોલો છો તે વાતની મને તો કંઈ ખબર નથી."

"અરે દીકરા, તે સારૂ તો હું આજે તારી પાસે આવી છું. મારો પી— ફૂળીઓ, આજ બે ત્રણ મહીના થયા એવીજ હઠ લઈને બેઠો છે કે બસ, વહુને લઈને જુદો રહેવાનું કરે છે ! નવલશાનાં વચમાં લગ્ન આવ્યાં એટલે વાત ધીમી પડી હતી. હું રાંડ સમજી કે વચમાં આટલો વખત ગયો છે એટલે વાત વિસારે પડી હશે, પણ ના, વળી પાછી ફૂળીઆએ વાત ઉપાડી છે. હું તો એને સમજાવી સમજાવીને થાકી. પણ એ પી—પાઘડી બ—એની ઘરડી માને પણ હવે બદતો નથી."

"માજી, તમને મેં આગળ પણ કહ્યું હતું કે તમારા રળતા ખપતા દીકરાને આમ લોકના દેખતાં ગાળો દ્યો તે કંઈ ઠીક નહિ; તેથીજ એ જુદો નીકળે તો કંઈ ખોટું ગણાય નહિ. પણ બે ત્રણ મહીના પર શું બન્યું કે ફૂળીદાસ જુદું રહેવાનું કરે છે !"

"અરે ભાઈ, એ વાત કરવામાં કંઈ સાર નથી"—ધનકોરડોસી નિસાસો નાખતાં બોલી—"એટલામાં તું બધું સમજજે, હું તે મારૂં દુઃખ કેની આગળ જઇને રડું. જ્યાં આભ ફાટયું છે ત્યાંથી થીગડું કયાં દેવુ." એમ કહી ડોસી આંખમાં આંસુ લાવી ગળગળી થઈ ગઈ.

મમતારામ સમજી ગયો કે ડોસી પાધરો જવાબ આપવાને બદલે આમ ધીનોજાવેડા કરે છે. "માજી, તમારો ફૂળીદાસ આવો અસરાફ છે, તે વિના કારણે જુદો નીકળે એ મારા ધ્યાનમાં ઉતરતું નથી."

"મારૂં આજે પેટ પાકયું છે"—ધનકોરડોસી આંખનાં આંસુ અને નાક લુછતાં બોલી—"એ પી—અરે ભુલી, ફૂળીઆમાં કંઈ ભાન નથી. તેને આ તારા દુલારામે બહેકાવી મુકયો છે ને કેશવલાલ અને અલંગા એને ચહડાવ્યા કરે છે. તેથી વાતનું વતેસર કરી મુકયું છે. જોની દીકરા, મને કંઈ તારો આંતરો છે? એક દહાડો મને આંકડી આવતી હતી અને મને પેલી સામળી મળવાને આવી હતી, તેણે વહુને કહ્યું કે મને શીરો કરી આપે. મને માલમ નહિ કે ફીફીના શરીરને સારૂ નહોતું તેથી શીરો કરતાં કરતાં એ પડી ગઈ. તે અલંગાએ જોયું ને આખું ફૂળીઉંજ ગજાવી મુકયું! તે દહાડે મારે માથે ન પુછો એવા વનેખા પડ્યા કે હું ને સામળી તો વહુનો જીવ લેવાને બેઠાં હતાં!"

"ધનકોરમા, એમાં તે ફૂળીદાસ જુદો રહે?"

"અરે હા, તું સમજતો નથી. ચંદ્રદાસને કોઇએ એવો ભંભર્યો કે એની બૈરીએજ આ બધો કજીઓ કરાવ્યો, તેથી એણે દુલારામને તેની બૈરી સાથે જુદો રહેવાનું કહ્યું. તેથી પોતાને ચંદ્રદાસને ઘેરથી નીકળવું ન પડે માટે, દુલારામ ફૂળીઆને આડું તેડું સમજાવે છે. હવે એ સાત આઠ દહાડામાં જુદું ઘર માંડવાનું કરે છે. તું કંઈ એને સમજાવ."

"માજી, તમારો ફૂળીદાસ મારૂં કહ્યું માને એવો નથી. એ તમે કયાં નથી જાણતાં? આજકાલના છોકરાઓ મ્હોટા થઇને જે કરે તે કરવા દેવું. જુદો રહ્યો તો તેમાં શું? આખરે દીકરો તો તમારો છે કેની? કંઈ ઉન્હે પાણીએ ઘર તો દાઝવાનું નથી?"

"એ તો ખરૂં, પણ હું રાંડ હવે ઘણું જીવી તો વરસ છ મહીના માણુમાણુ કહાડીશ. તેમાં હવે ફૂળીઓ જુદો રહે તો મારા ભવમાં વનેખા પડે કેની?"

"અરે માજી, હજી તો તમારો ફૂળીદાસ નહાનો છે ને આમ મરવાની શું વાત કરો છો? એને દીકરો આવે તેને મહોટો કરો, ને પરણાવો પસ્તાવો પછી એવી વાત કરો, હજી તો ક્યાં!"

"નારે ભાઈ ના, હું તો હવે થોડા દહાડાની પરોણી છું. મારૂં મોત આવવાનું છે તે મને આજથીજ ચેતા આપે છે તો. નહિ તો મારે માથે આવા વનેખા પડત? તુંજ વિચાર કરની? પણુ તું ફૂળીદાસને સમજાવે તો બહુ સારૂં. જુદો રહેશે તો બેવડો ખરચ થશે, ને ફીફીમાં અડધીની આવડત નથી તે ઘડીકમાં પાયમાલ કરી મુકશે."

"મારો સમજાવ્યો ફૂળીદાસ સમજાવાનો નથી. તેમાં કેશવલાલ અને દુલારામે એના કાનમાં ગુરૂમંતર મુકયો છે તો પછી શું બાકી રાખી હશે?"

"હાય હાય, તારે હું મારૂં દુઃખ કોની આગળ જઇને રડું. તું નહિ સમજાવે તો તું મારા પેટના દીકરા જેવો દીકરો શા કામનો?"

"ધનકોરમા, તમે કહો છો તો હું ફૂળીદાસને કહીશ, પણુ એમાં મને તો કંઈ સાર જણાતો નથી."

"તું સમજાવજે તો ખરો, પછી વાત; હા—ને સાથે લાગ્યા તારા નથુશેઠને ત્યાં માલ મોકલવાને પણુ એને સમજાવજે, કે આમ બધી વાતે શું ગાંડાઈ કરે છે, કંઈ સમજ તો રાખ?"

મમતારામને ડોસીનો લોભ જોઇને હસવું આવ્યું. થોડીવારમાં ડોસી મમતારામનાં વખાણુ કરતી ને ઓવારણાં લેતી જતી રહી.



## પ્રકરણુ ૫૯ મું

## શ્રીરામગણુપતિ રવિમર્દનને ત્યાં પધારે છે

એ પૂર્વે પ્રગટ્યા જેમ, રૂપ ધરીનેજી;
હરિ પ્રગટે નિજ જન કાજ, તેમ ફરીનેજી. (ભારત માર્તંડ શ્રીગટ્ટુલાલજી.)

બૈરાંઓ અને બાળકના કજીઆ સરખા હોય છે. અથવા બૈરાંઓના અને બાળકના કજીઆમાં આટલો ફેર હોય છે, કે બાળકો તો કજીઓ કરીને તે વાત ભુલી જાય છે ને પાછાં એક બીજાની જોડે હળી મળી જાય છે. બૈરાંઓના કજીઆમાં તો તેઓ એક બીજા જોડે હળી મળી જાય છે ખરા, પણુ થયલા કજીઆની આંટી મનમાં અને મનમાં રાખે છે; અને ચિત્રગુપ્તના ચોપડાની પેઠે, આંટી પર આંટી ચહડાવ્યા કરે છે. લાગ આવે આંટી ખોળી પાછો કજીઓ કરે છે ને દરમીઆન એક થવું હોય તો એક પણુ થઈ જાય છે. સમય સાદશ્યતા પ્રમાણે વર્તવાને સ્ત્રીઓનું નિર્માણુ જગતકર્તાએ એવી રીતે કરેલું હશે! આપણે જોઈ

ગયા છઇએ કે રાતીને લીધે બાલાને ન સંખાય એવાં વેણો ગૌરીને મ્હોડેથી તે દહાડે સાંભળવા પડ્યાં હતાં, છતાં રવિમર્દન ઉપર બંનેની આસ્થા બેઠી ને થોડી-વારમાં દેરાણી જેઠાણી, મનની ગાંઠ મનમાં જ વધારે ગાંઠીને, બહારથી તો એક થઈ ગયાં. એક બીજા જોડે રવિમર્દન મહારાજના પ્રતાપ સંબંધે ઘુસપુસ કરવા લાગ્યાં. ઘણું ખરૂં દરરોજ ત્યાં સાથે જવા લાગ્યાં. આજે એ મહારાજના પ્રતા-પની વાતો સાંભળી ગૌરી પણ ગાંડી થઈ ગઈ, અને સાસુ વહુ જોતજોતાંમાં એક બીજાના કાન કરડવા લાગ્યાં. મહારાજે એક દહાડો પ્રસન્ન થઇને રાતીને આશીર્વાદ આપ્યો કે તારી મનકામના સિદ્ધ થશે, પણ તારા ધણીની પરમેશ્વર જાણીને એક ભાવથી સેવા ચાકરી કર્યા કરશે, ને એને કોઈ વાતે ઉણું પડવા નહિં દે તોજ. રાતીને રવિમર્દનપર પૂર્ણ આસ્થા ચોંટી હતી તેથી મહારાજનું કહેવું એણે સ્વીકાર્યું. દુલારામે એને ઘણીવાર તુચ્છકારી અને હડધુત કીધી, તથાપિ રાતી તો તન મનથી તેની સેવા ચાકરી કરવા લાગી અને થોડીવારમાં ધણી ધણીઆણી વચ્ચે ક્રીઝાને લીધે જે આંટી પડી હતી તે નીકળી ગઈ. ધણી ધણીઆણીનું હેત એક બીજા-પર વધારે પ્રદીપ્ત થયું અને રાતીની તો ઓર આસ્થા વધી. એને તો એમજ લાગ્યું કે મહારાજના વરદાનથી દુલારામનો ભાવ એના પર નવો આવ્યો. વળી એક દહાડો ગણપતિ પુરાણ વાંચતાં મહારાજને સમાધિ આવી ને સમાધિ ઓ-ળીતો તેના હાથમાંથી એક કાગળ નીકળ્યો. તે કાગળ પ્રમાણે વાલકેશ્વરને કીનારે સોધ કીધી તો રેતીની અને માટીની બનેલી ગણપતિની એક અદ્દભુત મૂર્તિ મહા-રાજને જડી. તે દહાડાથી મહારાજના ભાવી ભકતોમાં એની જમાવટમાં હદ બહારનો વધારો થઈ ગયો ! ગણપતિની હજારો માનતાઓ લેવાવા લાગી ને ટીપમાં પણ ધુમ નાણું ભરાતું ગયું. એ સર્વ રાતી રોજ રોજ પોતાની નજરે જોતી હતી. તેથી એના મનથી તો ખાતરીજ થઈ કે આ રવિમર્દન તો કલ-જુગમાં પરમેશ્વરનો અવતાર છે ! રાતીની પેઠે બાલાની આસ્થા જડ ઘાલીને બેઠી નહોતી. જો કે એ પણ પોતાની જેઠાણી જોડે મહારાજનાં દર્શન કરવાને જતી આવતી. એનું કારણ ઉઘાડું હતું. ઘડાઈ ઘડાઇને બૈરાંઓના સ્વભાવ પારખવામાં રવિમર્દન એક્કો થયો હતો. રાતી જોડે સહેજ વાતચીત કરી એ તરત જાણી ગયો કે રાતીના પેટમાં શું દુઃખે છે. પણ બાલા એની પાસે શું ગરજે આવતી હતી તે એનાથી જાણી શકાયું નહિ. બે ત્રણવાર રવિમર્દને બાલાને બહુ યુક્તિપૂર્વક પોતાનું દુઃખ ભખવાનું કહ્યું. પણ બાલાથી કંઈ બોલી શકાયું નહિ. રવિમર્દનને તેનો ગળ જાણવાને કોઈ રીતે બાતમી મળી નહિ. વગર બાતમીએ બાલાને એ

શું આશીષ્ આપે? આ કારણથી બાલાની આસ્થા મહારાજપર જોઇએ તેવી ન હોતી. એવામાં ગણુપતિ નીકળ્યા, ને મહારાજનો કારભાર તો એવા વિસ્તારને પામી ગયો, કે હવે તો એને કોઇની જોડે બોલવા કરવાની પણ ફુરસદ રહેતી ન-હોતી! રાતી મહારાજનું ઉપરણું તાણીને બાલાને રોજ ઠપકો આપતી, કે તું તારૂં દુઃખ મહારાજ આગળ કેમ રડતી નથી? તને આટલું આટલું પુછે છે તોપણ તું પાધરો જવાબ દેતી નથી? લાવની. મને કેહેતો હું તારી વતી કહું? પણ તારી શ્રદ્ધા ઓછી છે. તેથીજ કરીને મહારાજ તને ફળીભૂત થતા નથી. બાલા કહે કે મહારાજ ચમત્કારી છે તો મારી ઇચ્છા કેમ જાણી જતા નથી? રાતી કહે કે વગર ભાવે મહારાજ ચમત્કાર કેમ બતાવે?

એક હાથ ઉપર બાલા આમ ખસતી જતી હતી, એવામાં જોગાન જોગે ગૌરીમાં રાતીને એક સજ્જડ બીલ્લુ હાથ આવ્યો. રાતી તો ઘણા દહાડાથી ગૌરી જોડે પતાવત કરવા ચહાતી હતી, પણ અત્યાર સુધી તેવો બીજાન આવતો નહોતો. એટલામાં ગણુપતિ નીકળવાથી મહારાજનો મહિમા વિસ્તારને પામ્યો. ગૌરીના જાણવામાં એ બીના આવી. તેની સાથે, રાતી મહારાજ પાસે બહુ વખતથી જાય છે ને મહારાજે એને વરદાન આપ્યું છે, એમ જાણ્યું. ગૌરીને પણ મહારાજનાં દર્શન કરવાની અધીરાઈ લાગી તેથી સાસુ વહુ જોતજોતાંમાં એક થઇ ગયાં. એક દહાડો બપોરના જમી કરીને રાતી, બાલા અને ગૌરી એક ઠેકાણે બેઠાં હતાં, એટલે લાગ જોઇને ગૌરીએ રાતી આગળ રવિમર્દનની વાત કહાડી અને સહેજ પુછ્યું કે તમે એની પાસે જાઓ છે કે શું. હા કહેતી રાતી બોલી—

"સાસુજી, એ મહારાજ તો કોઈ અવતારી પુરૂષ છે. હું તમને શું વાત કહું. મેં ઘણા સાધુ સંત જોયા છે પણ આને તો હદ વાળી નાંખી છે!"

"મને વાત તો કર તેં શું જોયું!" ગૌરીએ અધીરા પડીને પુછ્યું.

"હું ને બાલા કોઈ કોઈ વાર ત્યાં જઇએ છઇએ"—રાતીએ પોતાના બચાવની પાળ બાંધતાં જવાબ આપ્યો—"મહારાજ સાંઝના ગણપતિ પુરાણ વાંચે છે ને ઘણાં બૈરાંઓ કથા સાંભળવા જાય છે. એક દહાડો કથા વાંચતાં વાંચતાં મહારાજને એકાએક સહજ સમાધિ લાગી ગઇ! અમે તો બધાં ગભરાયાં કે મહારાજને આ શું થયું. પણ એટલામાં સમાધિમાં અને સમાધિમાંજ એ બોલ્યા—"મને આ વખતે ને આ વખતે લઇ આવ ને મારૂં મંદિર બંધાવ." અમે તો કંઇ સમજ્યા નહિ. પછી મહારાજની સમાધિ ઉતરી તો જે હાથમાં ગણુપતિ પુરાણનાં પાનાં રાખેલાં હતાં તે હાથમાંથી એક કાગળ નીકળ્યો! મહારાજે

તે કાગળ કોઇ અમતારામ કરીને એનો સેવક, પાસે બેઠેલો હતો તેને વાંચવાને આપ્યો. તો કાગળમાં ચંદનને હરફે એમ લખેલું હતું કે શ્રીરામચંદ્રજી જ્યારે વાલકેશ્વર આગળથી લંકા ગયા હતા, ત્યારે ત્યાં શિવજીની સ્થાપના કરી હતી તેની સાથે આ ગણપતિની મૂર્તિ પણ સ્થાપી હતી. પણ તે ત્યાંથી આજદિન સુધી અંતર્ધ્યાન થઇ હતી, તે ગણપતિએ પ્રસન્ન થઇને મહારાજને પોતે ક્યાં છે તે સમાધિમાં બતાવી દીધું અને આજ્ઞા કીધી કે મને હમણાંને હમણાં લઇ આવીને મારૂં મંદિર બંધાવ!!"

"પછી પછી, મહારાજે શું કીધું?" ગૌરીએ વધારે અધીરા પડીને પુછ્યું.

"જેવો કાગળ વંચાઇ રહ્યો કે મહારાજે તે લઇને પોતાને માથે મુકયો"—રાતી બોલી—"ને બધાને મહારાજે કહ્યું કે—"હાં, જુઓ છો શું? હમણાં ને હમણાં ચાલો, આપણે ગણપતિ મહારાજને પધરાવી લઇ આવીએ." પણ જો એ મૂર્તિ નથી નીકળી તો આજે રાતમાંજ મારે મારા દેહનો ત્યાગ કરવો પડશે! માટે ચાલો, વિલંબ નહિ કરો." પછી પોતાને માથે કાગળ ધરી રાખી, આગળ મહારાજ અને પાછળ બધા ભાઇડાઓ અને કેટલાંક બૈરાંઓ પણ ગયાં.

"તમે કેમ નહિ ગયાં?" ગૌરીએ પુછ્યું.

"તે વખતે પાંચ તો વાગ્યા હતા ને વાલકેશ્વર જાય ને આવે તેમાં મોડું થઈ જાય તેથી અમે તો ત્યાંના ત્યાં બેસી રહ્યાં. સાત વાગ્યા સુધી બેઠાં, પણ મહારાજ પાછા પધાર્યા નહિ, તેથી હું ને બાલા તો થાકી થાકીને ઘેર આવ્યાં. બીજે દહાડે ત્યાં ગયાં તો પુછવુંજ શું! એક રૂપાના બાજઠ પર ગણપતિની આણેલી મુરતી પધરાવી હતી, ને મહારાજ તેની સેવા કરતા હસતે મ્હોડે બેઠા હતા! જે જે લોક દર્શન કરવા આવતા તે ભેટ મુકતા તેથી ગણપતિ આગળ ફુલ ફળ અને રૂપાનાણાંનો અન્નકૂટ જેવો ઢગલો થયો હતો. ભીડ તો એટલી હતી કે માણમાણ ધક્કા મુક્કી ખાતાં અમને દર્શન પણ પુરાં થયાં નહિ! કહે છે કે ટીપમાં તો હજારો રૂપીઆ ભરાઇ ગયા છે ને હજીએ ભરાતા જાય છે! વાલકેશ્વરમાં એક મ્હોટું મંદિર બંધાવી મહારાજના નામનું સદાવરત ચાલું કરવાનું બધા બોલતા હતા."

"તમે મને કોઇએ કહ્યું જ નહિ! નહિ તો હું પણ દર્શન કરવાને તો આવત."

"અમારા મનમાં કે તમે ના પાડો ને બીજાઓ તેમાં બોલ્યા નહિ"—રાતીએ માફ માગતો જવાબ આપ્યો—"પણ હજી ક્યાં ગયું છે. પણ હવે તો ભુલેશ્વરમાં એટલી ભીડ થાય છે કે મહારાજનાં તો દર્શન થતાં નથી, તેથી એક બે દહાડામાં હવે એ વાલકેશ્વર ગણપતિને લઇને પધારી જવાનું કહેતા હતા."

"ત્યારે હવે આપણે ક્યારે જવું"—ગૌરીએ પુછ્યું.

"હું ધારૂં છું કે સાસુજી, આપણે મહારાજ વાલકેશ્વર પધારી જાય પછી જઇએ તો ઠીક, કે નીરાંતે વાત થાય. તમે જાણો છો કેની, મુંબઇના લોક, ઓ મા, જેની પાછળ મંડ્યા તેની પાછળ મંડ્યાજ છે! ત્યાં તો હવે કાંઈ કાને પડી વાત સંભળાતી નથી! માણુમાણુ ગણપતિનાં દર્શન થાય તો બહુ થયું; માટે જેવી તમારી મરજી.

ગૌરીનો તો પ્રાણુ કંઠે વળગ્યો હતો. તેને તો બે ત્રણુ દહાડા વચમાં નકામા જાય તે કાળ રાત્રી જેવા દીસવા લાગ્યા. તેથી એણે કહ્યું—"આપણે આજે ગણપતિનાં દર્શન તો કરી આવીએ, પછી બે ત્રણુ દહાડે મહારાજને નીરાંતે મળશું. મહારાજ તને ઓળખે છે?"

"હા, મને એક દહાડો કહે, તું તારા ધણીની સેવા ચાકરી કરશે તોજ તારૂં કલ્યાણુ થશે. સ્ત્રીઓને તો પતિજ પરમેશ્વર છે!"

"એમ કે"—ગૌરી વધારે હરખાઇને બોલી—"હું તો જાણુતીતી કે મહારાજ કોઇને કામણુ ટુમણુ શીખવતા હશે."

"નારે ના"—રાતી રવિમર્દનનો બચાવ કરતાં બોલી—"એ તો જે વાત કહે છે તે ધર્મ શાસતરના પરમાણુની વાત કહે છે. તમો માનશો. એ—પણુ મમતારામને લઇને ગઇ કાલે દર્શન કરવા ગયા હતા. મમતારામે મહારાજને બહુ વિનવ્યા તેથી મહારાજે એમને પ્રસન્ન થઇને કહ્યું કે જા, તારૂં કામ સાત દહાડે પાર પડશે ને તારે માથેથી એક મ્હોટું વિઘ્ન વીત્યું એમ જાણુજે."

"એમ કે, એ વાત શું હતી તે મને કહેની?" ગૌરીએ પુછ્યું.

"હું તમને કહું, પણુ તમે મારાપર વળી રીસે ભરાશો. ગૌરીએ ના પાડી ને વાત સાંભળવાને વધારે તલપાપડ થઇ ગઇ, એટલે રાતી નીચી મુડી કરી બોલી—"અમે તે વખતે ત્યાં હતાં. તેથી ઘેર આવીને મેં પુછ્યું કે તમે શું ધારીને ગયા હતા—ત્યારે એ—કહે કે નાની બ્હેન જુદું ઘર કયારે માંડશે તે ધારીને હું ગયો હતો. માથેથી વિઘ્ન વીત્યું. તેનો અર્થ એટલો કે હવે અમારે જુદું રહેવું નહી પડે એમ. ગઇ કાલે સાંઝનાજ નાની બહેને આવીને આપણુને કહ્યું કે આજથી સાતમે દહાડે નવા ઘરમાં જવાનું મુરત છે!"

"હા" ગૌરીને વધારે આસ્થા બેઠી હોય એમ એણે કહ્યું—"એ વાત મળતી આવી ખરી. મહારાજને ગણુપતિ એટલા બધા પ્રસન્ન છે?!!"

"અરે એના કાનમાં આવીને વાત કરી જાય છે! ને થાય છે પણુ તેમજ!" રાતી મહારાજના ચમત્કારથી વિસ્મય પામતાં બોલી—"તમે માનશો, ગણુપતિ આવ્યા

પછી એક દહાડો મહારાજે કહ્યું, કે એ ગણુપતિ એને રોજ સપનામાં આવીને કહેતા હતા, કે તું મને વાલકેશ્વરને કીનારેથી લઇ આવ ને મારૂં મંદિર બંધાવ. પણ મહારાજે ના કહી, કે ના, એમ કરૂં તો આજ કાલના સુધરેલા ને વહી ગયલા લોક ઢોંગ છે એમ કહે ને મારી ફજેતી થાય. માટે તમારે પધારવું હોય તો લોકને બીલકુલ વહેમ રહે નહિ તેવો કંઇ ચમત્કાર કરો. તે ઉપરથી એ રામ-ગણુપતિએ સૌ લોકના દેખતાં, મહારાજને સમાધિમાં નાંખી દીધા ને એટલામાં એના હાથમાં કાગળ મુકી દીધો! મુંબઇના લોકો તો સાસુજી" ડહાપણ કરતાં ને હાથે હાથની તાળી લેતાં રાતી બોલી "જુલમ કરે છે. રામગણુપતિની માનતા માને છે તો માને છે, પણ પેલા કાગળની પણ માનતા ચાલી રહી છે."

"એ ગણુપતિનું નામ, શું રામગણુપતિ છે?" ગૌરીએ પુછ્યું.

"હા" રાતીએ હસીને કહ્યું—"રામાવતારના ગણુપતિ છે, માટે લોકો એને રામગણુપતિના નામથી લઇ ચાલ્યા છે!"

"ઠીક છે, ત્યારે આજે આપણે ત્રણેક વાગે જઇશું. મોડાં જઇશું તેમ વધારે ભીડ થશે, માટે ચાલોની જે ન્હાયાં તે પુન."

રાતીએ તેમ જવાની ખુશી દેખાડી ને ગૌરી ત્યાંથી ઉઠી ગઇ. એના ગયા પછી રાતી બાલા તરફ નાખુશ થતી બોલી કે "ગૌરી આગળ તું તો કંઈ બોલીજ નહિ."

"ભાભીજી," હું શું બોલું—"તમે બધું બરોબર કહેતાં હતાં તે હું સાંભળ્યા કરતી હતી."

"કંઇ હા ના તો કરવી તી. આ તો જાણે કે મને એકલાનેજ મહારાજ પ્રસન્ન થયા હોયની એમ લાગતું હતું. તું બોલી હોત તો વારૂ સાસુજીને સારૂ લાગત."

"મને તો તમારી વાત કંઇ ગોઠતી નહોતી. જ્યારથી ગણુપતિ નીકળ્યા છે, ત્યારથી મહારાજ તો જે વૈભવ લઇને બેઠા છે તેથી મારી તો આસ્થા હવે જતી રહેવા આવી છે! મારા મનમાં જે હતું તે એણે કેમ પારખ્યું નહિ? સામું મને પુછવા લાગ્યા. માટે છો તમે ને સાસુજી જજો, હું તો નહિ આવું."

"તું તો છેજ એવી. ગુલાબના જેવાજ તારા વિચાર છે. પણ પુછ્યા વગર તો પર-મેશ્વર પણ આલે નહિ. તુંજ વિચાર કરની. આટલા બધા લોકો મહારાજ મહારાજ કરે છે તે બધા ખોટા, ને તુંજ એકલી સાચી! ચમત્કાર નહિ હોય તો કોઇ નમસ્કાર કરે!"

"પણ તારે મહારાજે મને ચમત્કાર કેમ દેખાડયો નહિ?"

"તારા મનમાં પાપ તેમાં મહારાજ શું કરે"—રાતી છણુકો કરતાં બોલી—"મારા જેવા ભોળા દીલથી ગઇ હોત તો તને પણ પરતો મળત."

"હશે, મને નહિ મળ્યો તો મારૂં શું જવું રહ્યું છે. તમને ને સાસુજીને મળશે તોપણ આપણું ઘરજ છે કેની"–બાલા મરોડમાં બોલી.

મહારાજની અવજ્ઞા કરતી ને પોતા તરફ એમ મરોડ કરતી બાલાનો બોલ સાંભળીને રાતીનો પિત્તો ઉછળ્યો. પણ માણુમાણુ ગૌરી જોડે અણબોલાં છુટયાં હતાં ને તે વખતમાં બાલાની સોબત હતી તો રાતીથી મહારાજ પાસે જવાતું કરતું હતું. આજેજ 'ગરજ સરી ને વૈદ વેરી' જેવું કરવું ઠીક નહિં એમ વિચારી, અને જો બોલીશ તો વધારે બોલાઇ જશે તેથી, રોષનો ઘુંટડો પી જઇ રાતી ત્યાંથી બોલ્યા વગર ઉઠી ગઇ.

રાતીને અને દુલારામને રવિમર્દન તરફ ખાસ શ્રદ્ધા બેસે એમાં નવાઇ નહોતી. જ્યારથી રાતીએ ઘરમાં રાઢ જગાવી હતી, ત્યારથી ચંદ્રદાસે દુલારામ સાથે બોલવું ચાલવું બંધ કીધું હતું. પાછળથી એક ઘરમાં રહેવાનું રહ્યું તેથી, ને બાપ દીકરાનો નાતો રહ્યો તેથી, લોકલાજે અને માણુસ ચાકરોમાં ખરાબ ન લાગે માટે, તેઓ મુદ્દાસર થોડી વાત કરતા; પણ મન મુકીને નહિ. તેથી દુલારામ એના પેટમાં રોજ બળી જતો હતો. જુદા રહેવાનું એને કાળ જેવું વસમું લાગતું હતું. એક વાર જુદો રહ્યો ને ચંદ્રદાસની નજર આગળથી ખસ્યો તો પછી કોણુ જાણે શુંએ ન થાય. એ ફાળ દુલારામને રોજ ને રોજ સાલ્યા કરતી હતી. ફુળીદાસ જુદું ઘર માંડે તે સારૂ એણે જાતજાતની તદબીરો રચી. પણ વચમાં નવલશાનાં લગ્ન આવ્યાં ને તે વાત વિસારે પડી. તેનું તો કંઇ નહિ. પણ આમ ચંદ્રદાસ મન મુકીને બોલતો નહોતો તેથી દુલારામને રોજ ને રોજ ફાળ પડતી કે રખેને ચંદ્રદાસ મોડા વહેલાં એને જુદો કહાડે. પોતાનો રોષ એ રાતી પર ઉતારવા લાગ્યો; ને રાતીને ન ઘટે તેવી ગાળો દઇને અને વાંકું ચુંકું બોલીને એ રોજ પજવવા લાગ્યો. તેથી કીકીની રાઢ તો રાતીને નીમાજ પઢતા મસીદ કોટે વળગ્યા જેવી થઇ ગઈ હતી. એવામાં રાતી રવિમર્દન પાસે જવા લાગી, ને મહારાજે મમતારામના કહેવાથી, ધણીની સેવા કરવાની રાતીને શીખામણુ આપી. તે પ્રમાણે રાતી ખરા ભાવથી ચાલી. દુલારામનું બોલવું ચાલવું એને બીલકુલ ગણકાર્યું નહિ, પણ પરમેશ્વર જાણીને દુલારામને સેવવા લાગી. તેથી આખરે દુલારામનું મન રાતી તરફ ખેંચાયું એટલે રાતીનો મહારાજ તરફ ભાવ વધ્યો. હમણાં જાણે મહારાજની કરેલી સેવા ચાકરી ફળીભૂત થતી હોયની, તેમ એક પછી એક બનાવો પણ એવા બનતા ગયા, કે રાતીને હવે કોઇ વાતનું સાલ રહ્યું નહિ.

મમતારામના વિનવવાથી મહારાજે દુલારામને આશીષ્ આપ્યો કે તારી મન કામના સાત દહાડામાં પાર પડશે, ને તેજ દહાડે સાંઝના કીકીએ આવીને કહ્યું કે સાતમે દહાડે નવા ઘરમાં જવાનું મુહૂર્ત છે. બીજા હાથ ઉપર કીકી હવે નક્કી બીજા ઘરમાં રહેવા જશે, એમ ચંદ્રદાસના સાંભળવામાં આવ્યું તે પરથી, કે અત્યાર સુધી દુલારામની જોડે નાહકની આંટી રાખી બેઠો હતો, ને પોતાના ઘડપણમાં વગર વાંકે એને જુદો કરવો એમાં પોતાની હાંસી થાય એવા વિચારથી, કે ગમે તે કારણથી, ચંદ્રદાસના વિચાર પણ જોગાન જોગે ફેરવાઇ ગયા! રાતીની કસુરને લીધે આટલા બધા દિવસ દુલારામ જોડે એ મન મુકીને બોલ્યો નહિ, તે સારૂ એને પસ્તાવો થયો. આટલું બધું થયા છતાં દુલારામ સામો થયો નહિ, તેથી એના મનમાં દુલારામ વિષે સામો સારો વિચાર આવ્યો. કીકીએ વાત કરી તેને બીજે દહાડે, એટલે આજે સવારના, કોઇ કામની વાત નીકળતાં ચંદ્રદાસ એની જોડે મન મુકીને નીખાલસ દીલથી બોલવા લાગ્યો, એટલે દુલા-રામની તો ખાતરીજ થઇ કે મહારાજે જેમ કહ્યું હતું, તેમ એને માથેથી એક મ્હોટું વિઘ્ન વીતી ગયું!

એ બધી વાતનો વિચાર કરતો, ને આ શું હતું ને શું થઇ ગયું એનો મનસુબો કરતો, આજે રાતના દશ વાગે દુલારામ પોતાના ઓરડામાં બહુ ખુશ મીજાજમાં બેઠો હતો. એટલે વાણીઆભાઇ પેઠે બૈરી પર પણ તુષમાન્ થઇ ગયો હતો! પોતાને શું શું લાભ થયા તે એક પછી એક એ ગણવા લાગ્યો. કીકીને એની સાસુની સાલ મટી એ લાભ સવાયા! ચંદ્રદાસ બોલ્યો એ બીજો લાભ! હવે ઘરમાંથી જુદા પડવાનું પત્યું એ ત્રિજો લાભ! ગૌરીને અને રાતીને અત્યાર સુધી અબોલાં હતાં તે છુટયાં એ ચોથો લાભ! વળી રાતી જે સ્વભાવની હારૂન હતી તે મહારાજની પાસે જતાં આવતાં પાધરી દોર જેવી થઇ ગઇ, ને પોતાની સેવા ચાકરી તનમનથી કરવા લાગી એ પાંચમો લાભ કંઇ જેવો તેવો નહોતો!

દુલારામ પોતાના ઓરડામાં તકીઆને અઢેલીને એક ગાદીપર લાંબા પગ કરી બેઠો હતો. હાથમાં હુક્કાની નળી રહી ગઇ હતી. રાતી તેના પગ આગળ બેઠી બેઠી પગ ચાંપવાની તૈયારી કરતી હતી, એટલામાં દુલારામે ખાવાને પટ્ટી માંગી. પાનપડામાંથી પાન કહાડી રાતી બીડી કરવા લાગી. હુક્કાના ધુમાડા કહાડતા દુલારામ પોતાના મનમાં કહેવા લાગ્યો—

"અહો, હો, હું એક દહાડો મહારાજનાં દરશન કરવા ગયો ને મને એક પછી એક આટલા બધા લાભો થયા, ને આજ બે મહિને મારો જીવ હેઠો બેઠો,

તો એ મહારાજ પરસન થાય તો પછી કંઇ બાકી રહે કે! આનંદગિરિ મહારાજ પણ ચમત્કારી ખરા, પણ આ મહારાજે તો હદ કરી નાખી! પેલા મહારાજ તો સિદ્ધિ આપે ત્યારે ખરા, પણ આણે તો તરત દાન અને મહા પુણ્ય, એક મગની બે ફાડ! આ તો આમ કરશો તો આમ થશે, ને ધરમની વહારે ધાશો તો પામશો, એવી ઉધાર ખાતાની તો વાતજ નથી તો! અહીં તો રોકડોજ હીસાબ છે. એનું નામજ સિદ્ધિ! પણ બચ્ચા દુલારામ, પેલી વાતનો આમ કંઈ વળ ઉતરે ખરો કે? નહિ તો પેલા હરામખોર કેશવલાલે નિર્મલદાસને તો હાથ કરી લીધો છે ને નવલશામાં કંઈ દમ નથી, તેથી કેશવલાલ મહારાજના પટુડાવેડા કરીને ફાવી જાય એવો ઝાઝો ભય રહે છે. માટે આ કામમાં આ મહારાજ જેવા ભેદુની સલાહ લેવાની પુરેપુરી જરૂર છે."

એમ બહુ વિચાર કરતો દુલારામ સ્તબ્ધ થઈ ગયો. રાતીએ પાનની પટ્ટી તૈયાર કરી દુલારામને આપવાને માટે હાથ લાંબો કીધો. દુલારામ ઓસીકાને અઢેલી બેઠો હતો તે રાતીના હાથની બીડી લેવાને પોતાનું શરીર ઉચું કરવા લાગ્યો. પણ એટલામાં એને એવો વિચાર આવ્યો કે મહારાજની સિદ્ધિ સંબંધે સલાહ લીધી હોય તો કેમ, તેથી હુક્કાનો દમ લેવો પણ બાજુએ રહ્યો, ને બીજે હાથે રાતીના હાથમાંથી બીડી લેવા જતો હતો તે હાથ પણ ત્યાંનો ત્યાંજ અધર રહ્યો. આનંદગિરિ મહારાજે કોઇની આગળ એ વાત કહેવાની ના કહી છે પણ ભેદુ વગર લંકા કેમ જવાય. કંઈ જેવા તેવાને વાત નહિ કરવી એ તો જાણે ઠીક છે, પણ આવા સાધુ સંતને પુછવામાં શો બાધ આવવાનો હતો?

"કેમ વારૂ, આજે તમે બહુજ વિચારમાં પડી ગયા છો"—રાતીએ હસતે મ્હોડે પુછ્યું—"તમારા કહેવાથી બીડી કરી કયારની ધરી રહી છું તે પણ લેવાનું તમને ભાન રહ્યું નથી, તે એવો તે શો વિચાર કરો છો?"

"હું તો આ મહારાજના ચમત્કારનો વિચાર કર્યા કરૂં છું કે હું એમના એકવાર દરશન કરી આવ્યો તો મારાપર કેટલા તુષમાન્ થયા."

"એમનો પરતો તો ખરેખરો જાગતો છે—" રાતીએ કહ્યું—"તમે તો એકવાર જઈ આવ્યા પણ હું તો આજ મહિનો થયા જાઉં છું તેથી હું તો જે જોઉં છું ને સાંભળું છું, તેથી મારા તો હવે કળવામાં કંઈ આવતું નથી કે આવા કલજુગમાં તે આવું આવું બને?"

"એ તો તારી ભુલ છે"—દુલારામ પોતાના અનુભવની વાત કહેતો હોય એમ બોલ્યો—"સતજુગમાં નથી બનતું તેટલું કલજુગમાં બને છે. જોની, તેં આપણા

ઘરની દંતકથા સાંભળી છેની. કે અમારા કોઈ દાદાના દાદા સાધુદાસે કોઈ સાધુની સેવા ચાકરી કરી તેથી એણે કહ્યું, કે તારા વંશમાંથી કોઇને હું અમુલખ સિદ્ધિઓ આપી જઇશ. જોની, હજી પણ આપણા ઘરડા વરડા સાધુ સંતની સેવા કરવાનું કહે છે, ને કોઈ સાધુને આપણે પાછો વાળતા નથી તે એટલા માટે કેની?"

"તે તો હું બધું જાણું છું"—રાતી બોલી—"પણ એવી સિદ્ધિ કોઇએ કોઇને અત્યાર સુધી આપી છે? એ તો વારૂ, એ કહી ગયા હતા ને આપણે સાંભળ્યા કરીએ છઇએ."

"અત્યાર સુધી નહિ આપી માટે હવે પછી પણ નહિજ આપે એમ કંઈ કહેવાય?" દુલારામ બહુ વિચાર કરીને બોલ્યો.

"એનું નામ એજ"—રાતી પોતાનો બોલ ખરો કરતી બોલી.

"એ તો તારી ભુલ છે. તારા જાણવામાં નહિ હોય તેથી એ સિદ્ધિની વાત કંઈ ખોટી ઠરી કહેવાય?"

"પણ એવું એવું આ કલજુગમાં બનેજ નહિ."

"વળી તું ભુલ કરે છે"—દુલારામે જવાબ આપ્યો—"એવું એવું નહિ બનતું હોત તો રવિમર્દન મહારાજ ચમત્કાર કરતજ નહિ."

"એ વાતની હું કયાં ના પાડું છું"—રાતીએ કહ્યું—"પણ તમેજ મને કહોની, સાધુદાસના વંશમાંથી તમે કહો છો કે કોઇને સિદ્ધિ મળશે તો તે શું સિદ્ધિ મળશે, ને સિદ્ધિ એટલે શું."

"સિદ્ધિ એટલે એક જાતની શક્તિ. જેમ આપણી પાસે એક રૂપીઓ હોય અને રૂપીઆની જે જે ચીજ આવે તે લેવાની આપણામાં શક્તિ આવે છે, તેમ એ સિદ્ધિ પણ એવુંજ કામ કરે છે. તેં અખેપાતર અને ઉડણ પાવડીની વાત સાંભળી છે કેની? જેની પાસે અખેપાતર હોય તે ગમે તે ભોજન જોત જોતામાં લાવીને ઉભું કરે, કે એવી પાવડી હોય તો ગમે ત્યાં ઉડી જાય!!!"

"એવી એવી તે વારતા કહેવાય; કંઈ ખરૂં એમ થોડું બને છે."

"અરે, ખરૂં બને છે ખરૂં. તું કંઈ સમજતી નથી. તારા મહારાજને પુછી જોજે કે આ સિદ્ધિની વાત ખરી છે કે નહિ."

"મહારાજને એવી વગર કામની વાત પુછવાનો વખત ક્યાં છે?"

દુલારામે થોડીવાર વિચાર કરી કહ્યું—"આ વાત વગર કામની નથી. મારાથી તને વધારે કહેવાય એમ નથી. પણ સિદ્ધિની વાત ખરી છે. મેં એ સિદ્ધિઓ મારી નજરે જોઈ છે, ને તેની જોડે સોના મોતીનો અને ઝવેરાતનો તો કંઈ સુમાર નથી."

"તમે આ શું બોલો છો? હું તો કંઈ સમજતી નથી. કંઈ ગાંડા તો નથી થયા કે!"

દુલારામે વળી થોડો વિચાર કરી કહ્યું—"જો હું તને મારાથી કહેવાય એટલું કહું છું; પણ તું મને વધારે પુછીશ નહિ, ને આ વાત કોઇની આગળ કહીશ નહિ. આપણા સાધુદાસની વાત ખરી છે. એ સિદ્ધિઓ અને ઝવેરાત ઘણા થોડા વખતમાં અમારા ચારમાંથી કોઇને મળશે. અમે ચાર એટલે હું, નિર્મલદાસ, નવલશા ને કેશવલાલ. પણ મહારાજે કેટલી સરત કરી છે તે પ્રમાણે ચાલીએ તોજ; ને કોઇની આગળ વાત કરવી નહિ, નહિ તો સિદ્ધિ અલોપ થઇ જશે."

રાતી તો સડકજ થઇ ગઇ. રખેને વધારે કહેવાઇ જવાય એ બ્હીકે દુલારામ અચકાઇ અચકાઇને એટલું તો ભાગ્યું તુટયું બોલ્યો કે રાતી બરોબર સમજી નહિ. તેમાં મહારાજનું નામ સાંભળી એને એક અચંબો થયો.

"તમે તો કહેતા હતા કે મહારાજનાં મેં પહેલી વાર દરશન કીધાં"—રાતીએ પુછયું—"ને આ તો તમે એને આગળથી મળ્યા કર્યાં હતા એમ જણાય છે, કંઈ નવી ઓળખાણ નથી."

"અરે એ મહારાજ તો બીજા. એનું નામ તો આનંદગિરિ ને એ તો સંન્યાસી છે. બાકી આ મહારાજને તો હું હમણાં મળ્યો તેજ."

"પણ ત્યારે, તમે મારી આગળ તો કંઇજ બોલ્યા નહિ."

"એ મહારાજે ના કહી હતી. આ તો તને આટલુંએ કહ્યું, તેનું કારણ કે તું મહારાજને સિદ્ધિની વાત પુછજે તો ખરી. જોઇએ એ શું જવાબ આપે છે. કંઇ સાર જેવું હોય તો હું વાત કરૂં કે સિદ્ધિ મળવાનો કંઈ રસ્તો હાથ આવે છે."

"તારે શું એ સિદ્ધિ તમને મળવાની નથી. તમે કહેતાતા કે મને મળશેને."

"મળે એ ખરી ને નહિએ મળે. એ તો સરત એવી કપરી છે કે ન પુછો વાત! અમે ચારમાંથી જે કોઈ સરત પ્રમાણે ચાલશું તેને પેલા મહારાજ સિદ્ધિ આપશે. તારા મહારાજ સરત પાળવાનો સહેલો ઉપાય કંઈ બતાવે છે?"

"પણ તમે બધો એની પાસે ખુલાસો કરશો નહિ તો એ શું બતાવશે?"

"તું પેહલાં એને પુછી તો જો. એવું હશે તો પછી હું વિચાર કરીશ કે આ મહારાજને શું કહેવું."

"શું શું સિદ્ધિઓ છે તે તો મને કહો."

દુલારામે આ સવાલનો જવાબ આપવામાં કંઇ બાધ જોયો નહિ. રહી રહીને અચકાતાં અચકાતાં, આનંદગિરિ મહારાજે કરાવેલા યોગદર્શનની ઘણી ખરી બીના એણે તુષ્ટમાન્ થઇને કહી દીધી!

## પ્રકરણ ૬૦ મું

### ચમત્કાર કરે તો નમસ્કાર પામે!

मायामृगं दयितयेप्सितमन्वधावद्
वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥
(શ્રીમદ્ભાગવત.)

રવિમર્દન પ્રશ્ન મુકવામાં બહુ એક્કો હતો. તેની ખાતરી બીજા સર્વ કરતાં મમતારામના અનુભવમાં બહુ સારી રીતે આવી હતી. આગળ ઓગણચાળીસમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મમતારામે ધચુપચુ મનથી મહારાજની આગળ પ્રશ્ન મુકાવ્યો, ને મહારાજે જે ઉત્તર કહ્યો તેથી નાખુશ થઇને મમતારામ ત્યાંથી રોષમાં અને રોષમાં ઉઠી ગયો. મનમાં ખટકો તો આબાદ પેઠો. પણ કાળીને ત્યાં ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે ગુલાબવહુને મળવાની હોંસમાં અને અધીરાઇમાં રવિમર્દનની વાણી વિસારે પડી ગઇ. જ્યારે તેનું પરિણામ મહારાજના કહેવા પ્રમાણે આવ્યું, ને વટાવમાં નથુશેઠ, ધનપાલશેઠ અને સુખપાલકાકા આગળ રસ્તામાં બેહદ ફજેતી અને હુરીઓ થયો, ને તેનો હાય અફસોસ કરતાં મમતારામને લાગલાગટ બે દિવસ સુધી પોતાના ઘરમાં ગુન્હેગારની માફક ગોંધાઇ રહેવાનો વારો આવ્યો, ત્યારે રવિમર્દન મહારાજની ભવિષ્યવાણીનું એને પાછું સ્મરણ થઇ આવ્યું. તે વખતે સઘળો બનાવ ઘણો તાજેતરનો બનેલો હોવાથી, મમતારામનો કાળી પ્રત્યે નિઃસીમ કોપાગ્નિ પ્રજ્વલિત થયો હતો, અને તેથી તેની રોજની વિચારશક્તિ પણ બહેર મારી ગઇ હતી, તેથી કાળી ભેગા રવિમર્દન પર પણ એને અતિશે રોષ આવ્યો. કે એ મહારાજે એવી કાળ જેવી વાણી કહાડી તો પરિણામ કાળુંજ આવ્યું! કાળી ભેગા મહારાજને પણ મનમાં એ ગાળો દેવા લાગ્યો. મમતારામે તો એમજ ધાર્યું કે મહારાજને વાણીની સિદ્ધિ નથી પણ તે કાળજીભીયો છે, તેથી એની સારી વાણી તો ખરી નહિ પડતી હોય, પણ અશુભ વાણી ખરી પડે છે. એવા કાળજીભીઆ મહારાજનો સંગ છોડી દેવાનો મમતારામે દૃઢ નિશ્ચય કીધો. રોષમાં અને રોષમાં એક મહિના સુધી મહારાજની પાસે ગયો નહિ. પરંતુ જેમ જેમ વખત ચાલતો ગયો, ને રોજ રોજ કાળીના કરતુકની વાત વિસારે પડતી ગઈ, તેમ તેમ મમતારામનો મહારાજ તરફનો રોષ કમી થતો ચાલ્યો. નવલશાની પાવડી અને સિદ્ધિનો ભેદ જાણવાની એને પુરેપુરી લલુતા હતી તેથી, અને એવા કામમાં મહારાજ ઉપયોગી થઈ પડે તો પડે એમ હતું તેથી, આખરે મમતારામે રવિમર્દન ઉપરનો પોતાનો અભાવ

સમાવી દીધો. એક મહિના પછી એક દહાડો મહારાજની પાસે એ ગયો. મહારાજના મનમાં તો મમતારામ વિષે પાપબુદ્ધિ હતીજ નહિ. બંને એક બીજાને પહેલા નંબરના ધૂર્ત ગણતા હતા ને સ્વારથને લીધેજ એક બીજાને મળતા કરતા હતા, તેથી કોઇ કોઇને દગો દે એમ તો હતુંજ નહિ. રવિમર્દનને જો કે મમતારામ ન આવવાથી વિચાર તો પડયો ખરો, પણ એક લેખે એને ફાયદોજ થયો. એક દહાડો મમતારામનો પ્રશ્ન બાંધ્યો તે પહેલાં એણે મમતારામ આગળ સહેજ વાત છેડી હતી, કે આવું મુંબઇ જેવું શેહેર, જ્યાં હજારો હજાર ભાવી લોકો પોતાના ભાવમાં અને ઘેલપણમાં લાખો રૂપીઆ ઉડાવી દે છે, અને મહારાજ જેવાને કંઇ તડાકો ન પડે તો તેમાં દૈવનો દોષ નહિ પણ પોતાની અક્કલનીજ ખામી સમજવી! પણ ચમત્કાર વગર કોઇ નમસ્કાર કરતું નથી, માટે મહારાજે મમતારામને કહ્યું કે મુંબઇના લોકને ચમત્કારને લાકડે ચહડાવીએ તોજ સારો હાથ પડે! મમતારામે મહારાજને સમજુતી આપી કે આજ કાલ મુંબઇ શેહેર સુધરી ગયું છે. જો કે ભાવિકોનો અને આંખ મીચીને પૈસાને ધુળમાં નાંખનારા લોકોનો ટોટો નથી, તથાપિ એવા ચમત્કારનો ઢોંગ પકડાઇ જવાનો વધારે સંભવ છે, ને તેમ થયું તો વળી મુંબઇ છોડી દેવું પડશે અને થોડું ઘણું જે મળે છે તે જતું રહેશે, માટે એવા ઠાલી ચમત્કારને દૂરથીજ નમસ્કાર કરવા. એ અરસામાં મમતારામનું મહારાજ પાસે આવવું એક મહિનો બંધ રહ્યું. જોગાનજોગે તેજ અરસામાં મહારાજના જેવાજ મુંબઇને માથે પડેલા એક મહાપુરૂષે મહારાજ દ્વારા પોતાનું કામ થશે એમ ધારી, એક અદ્દ્ભુત ચમત્કાર કરવાની કળા રૂપીઆ પાચસો સારૂ મહારાજને વેચવાની પોતાની ઇચ્છા જણાવી. સાપને ઘેર સાપ પરોણો આવે તે મુખ ચાટીનેજ જાય કેની, તેમ મહારાજ પાસે પાંચસો રૂપીઆ કંઇ રોકડા પડેલા નહોતા, જોકે એને તો ઘણા દહાડા થયા કંઇ ચમત્કાર બતાવવાનો વિચાર ધારી રાખ્યો હતો. માત્ર શું ચમત્કાર બતાવવો ને તેમાં શું કળા વાપરવી તે એને હજીસુધી જડયું નહોતું. એવા અરસામાં પેલો મહાપુરુષ અને રવિમર્દન ભેગા થયા હતા. બંને જણ સરખે સરખા હોવાથી એવો તોડ કહાડયો કે પેલો મહાપુરૂષ ચમત્કારની કળા બતાવે, અને તે પ્રમાણે મહારાજ ચાલે તેથી જે પ્રાપ્તિ થાય, તેમાંથી રૂપીઆ પાંચસો નહિ પણ એક હજાર રૂપીઆ અને જે કમાણી થાય તેમાંથી ચોથો ભાગ પેલા મહાપુરૂષને આપવો. તેના બદલામાં એ ચમત્કાર સાંગોપાંગ પાર ઉતારવાને મહાપુરૂષે રવિમર્દનને પુરેપુરી મદદ કરવી. બહાર લોકમાં કોઇને વસવસો ન થાય માટે, મહાપુરૂષે એક શ્રોતાજન તરીકે મહારાજની પાસે આવતા

જતા રહેવું; પણ ગણપતિ પધાર્યા પછી મહારાજની ઘાનત ન ફરે માટે તેને પોતાનો શિષ્ય થઇને રહેવા દેવો.

મમતારામ એક મહિના પછી મહારાજને મળવા ગયો, ત્યારે આ બધું હાર પડી ગયું હતું, ને હવે થોડા દહાડામાં લોકને ચમત્કાર દેખાડવો એમ નક્કી થઇ ચુકયું હતું. એણે તો મહારાજને ઘણા વાર્યા પણ વાત એટલી બધી આગળ વધી હતી ને પેલા માણસની યુક્તિ એવી આબાદ હતી, કે મહારાજને એમાં જોખમ કરતાં લાભ વધારે દેખાયો, તેથી મમતારામની સલાહ એણે માની નહિ. મહારાજનું એ બાબત ધકધ્યાન લાગેલું જોઇ, મમતારામે તેની જોડે બગાડ નહિ કરવો એમ ધારી, તેની સામે બોલવું બંધ કીધું.

એ ચમત્કારની કળા જેનું પેટંટ (પરવાનો) પેલા મહાપુરૂષે રવિમર્દનને વેચ્યું હતું તે એક લેખે બહુ સહેલ હતી. એમાં રવિમર્દનને તો ઝાઝું કરવાનું નહોતું, તેને તો એક દહાડો ઠેરવેલે વખતે એકદમ સમાધિસ્થ થઇ જવાનું હતું, અને એ સમાધિ ખરા જેવી જણાય, માટે પોતાનો દમ ચાલતો બીજાને ન જણાય એટલીજ હોંશીઆરી મહારાજને રાખવાની હતી. પેલા મહાપુરૂષે આંકડી આવ્યા પછી જેમ તટસ્થ થઇ જવાય છે, તેમ તટસ્થ થઇ જવાની રીતિ મહારાજને શીખવી, ને રોજ રોજના પ્રયોગથી રવિમર્દન તેમાં પ્રવીણ થયો. અલબત કથા વાંચતાં મહારાજને એકાએક સમાધિ ચહડી આવે અને તેથી ભાવિક લોકો ત્યાં શોરબકોર કરી મુકે અને બૈરાંઓ ગભરાઇ જાય એ સ્વાભાવિક હતું. તેવા અરસામાં મહારાજની પાસે ઉભા રહી તેની માવજત બરદાસ મહાપુરૂષ કરે, બીજા લોકને ન ગભરાય તો ગભરાવીને મહારાજની પાસે જતાં વારે, અને એવા સંજોગોમાં લાગ જોઇ મહારાજના હાથમાં ચંદનથી લખેલો એક નાનો સરખો પત્ર મુકી દે, એ કામ ઝાઝું મુશ્કેલી ભરેલું નહોતું. તે પછી તો વાલકેશ્વર જઇ નિર્માણ કરેલે ઠેકાણેથી ગણપતિની મૂર્તિ કહાડી લાવી, ઢોળ તાંસાં વગાડતાં અને ફતેહનો ગઢ જીતતાં ગામમાં આવવું એ તો નહાના બાલકના ખેલ જેવું હતું.

મહારાજ અમુક દહાડે ચમત્કાર કરવાના છે, એમ મમતારામના જાણવામાં એક બે દિવસ અગાઉથી હતું. પણ તે કેવી રીતે અને શું ચમત્કાર કરવાના છે તે તો રવિમર્દન અને મહાપુરૂષ સિવાય બીજું કોઇ જાણતું નહોતું. મહારાજની હોંસ અને ઉમળકો જોઇને મમતારામ ખાસ કરીને ચમત્કારને દહાડે મહારાજની આગળ જઇને બેઠો. થોડીવારમાં કથા વાંચતાં વાંચતાં મહારાજને સમાધિ આવી ગઇ ને હાથમાંથી પાનાં બાનાં પડી ગયાં. શ્રોતાઓ ગભરાયા ને બૈરાંઓએ કાળકલ્પ કરી મેલી. બે ત્રણ જણા હીંમત ધરી મહારાજની સારવાર કરવાને તેની આગળ ધસ્યા. પણ પેલા મહાપુરૂષે તે સર્વને વાર્યા, કે ખબરદાર, આ

કંઇ સંસારનો તમાશો નથી પણ આ તો સમાધિ છે. માટે યોગવિદ્યા ન જાણતો હોય તેવો કોઇ મહારાજને સ્પર્શ કરશે તો તેનું અનહિત થશે! એટલે બધા દંગ થઇને ત્યાંજ ઉભા રહ્યા. પછી રવિમર્દને આકાશવાણીની પેઠે પેટમાંથી અવાજ કહાઢ્યો, કે મને જલદી લઇ આવ ને મારૂં મંદિર બંધાવ. પેલા મહાપુરૂષે ભોળા શ્રોતાઓને જણાવ્યું કે મહારાજ હવે બોલ્યા, એટલે તરત સમાધિ નહિ ઉતરે તો પછી એ સમાધિમાંથી કોઇ દિવસ જાગશે નહિ; એમ કહી પોતાને સમાધિ ઉતારવાનો પ્રયોગ આવડે છે એવું જણાવી તે મહારાજની પાસે ગયો, ને કાનમાં ફુંક મારી મહારાજનો દક્ષિણ હાથ ઉંચો કરી તે તરફનું પાસું ઘસવા લાગ્યો કે મહારાજની સમાધિ ઉતરી ગઇ! પણ પોતાનો હાથ ઉઘાડી જોયું તો તેમાં ઘણા અચંબા વચ્ચે એક કાગળનો કટકો જણાયો! વધારે અચંબો કરતાં મહારાજે કાગળને સૌ જુએ એમ, હાથમાં આમળાની પેઠે ધરી રાખી, આંખો ફાડી ઉપર સીલીંગ તરફ નજર કીધી! જાણે કે આકાશમાંથી કે ક્યાંથી પડયો તેની ગણત્રી બાંધી વિચાર કરતા હોયની!

હવે મમતારામના સમજવામાં આવ્યું કે મહારાજ કેવી રીતે ચમત્કાર કરી બતાવવાના હતા, કારણુક કે પેલા મહાપુરૂષને અને મહારાજને એણે ઘણીવાર ધુસપુસ કરતા જોયા હતા.

મહારાજે મમતારામને કાગળ વાંચવા આપ્યો. પછી વાલકેશ્વરને કીનારે પથ્થરોમાં બે ત્રણ ઠેકાણે મહારાજના કહેવાથી ખોદવા માંડ્યું તો જે જગ્યાએ પેલો મહાપુરૂષ ને બીજા બે ત્રણ જણા ખોદતા હતા ત્યાં દહાડો આથમી જવાથી કંઇ બરોબર દીસતું નહોતું તે અરસામાં, રેતી અને માટીની એક નહાનીસી ગણપતિની મૂર્તિ નીકળી. પોતાને માથે ચહડાવી. તે મૂર્તિને રામગણપતિનું નામ મહારાજે આપ્યું અને તેનો જય જય બોલાવતાં વાજતે ગાજતે તેઓ ગામમાં આવ્યા!

પેલા મહાપુરૂષને મહારાજનો આવો અદ્ભુત પરતો જોઇને સંસારપર એટલો વૈરાગ્ય આવી ગયો, કે બીજે દહાડે હજારો શ્રોતાઓની સમક્ષ, એક લુગડાનું બોચકું અને બે ત્રણ ઠામ વાસણો મળી પોતાનું સર્વસ્વ જે કંઇ હતું તે રવિમર્દનના ચરણ કમલમાં મુકી, જન્મ સુધી તેના દાસાનુદાસ થઇ રહેવાની આજ્ઞા માગી!

ભાવિક શ્રોતાઓએ મહારાજને બહુ બહુ વિનવ્યા કે એ મહાપુરૂષપર ગણપતિ પ્રસન્ન છે, કારણ કે જે જગ્યાએ વાલકેશ્વરમાં એ ખોદાણ કરતો હતો ત્યાંથીજ રામગણપતિ નીકળ્યા હતા. વળી જ્યારે મહારાજને સમાધિ આવી હતી ત્યારે એણેજ, સમાધિનો ઉતાર આવડતો હોવાથી, મહારાજની સારવાર કીધી હતી; માટે મહારાજે એનાપર અનુગ્રહ કરવો જોઇએ. રવિમર્દને પહેલાં

તો આનાકાની કીધી, પણ શ્રોતાઓએ ઉપર પ્રમાણે મહારાજની આજીજી કીધી તેથી એણે મહાપુરૂષને પોતાનો શિષ્ય થવા દીધો!

લોકમાં હાલ તો રવિમર્દનનો, રામગણપતિનો, અને આકાશમાંથી મહારાજના હાથમાં આવેલી ચીઠ્ઠીનો મહિમા અને પરતો ઘણો વધી પડયો હતો! એ ત્રણમાં કોણ ચહડીઆતું છે તે માટે ભાવિકજનો, ઈશ્વરની જગતની લીલાની પેઠે, માહોમાંહે હોંસાતોસી અને વાદવિવાદ કરતા હતા. પણ હજી તત્સંબંધે એક નિશ્ચયપર આવ્યા નહોતા. હાલ તો મહારાજના ભક્તજનોમાં ત્રણ શાખા પડેલી હતી, ને કેટલાક રામગણપતિને, કેટલાક મહારાજને, અને કેટલાક ચીઠ્ઠીને શ્રેષ્ઠતા આપતા હતા! સૌ જન પોત પોતાને મળેલા પરતાની, અને બાધા આખડી રાખેલી અને કામનાઓ પાર પાડેલી તેની, અનેક અનેક વાતો દર્શાવી પોતે ઇષ્ટ માનેલાની મહત્તા વધારતા હતા. એ પ્રમાણે મહારાજના પ્રેમી જનોમાં ત્રણ ભેદ પડવાથી, રવિમર્દનને ધારવા કરતાં પણ વધારે લાભ થયો. એને તો 'પડી તો કે સદાવડી' તેવો ખેલ થઇ પડયો! ત્રણ મતો પડવાથી મહારાજની રોજની આવકમાં તો દશગણો વધારો થઇ પડયો. એટલે મહારાજ અને મહાપુરૂષ એ ત્રણે મતને વારા ફરતી પુષ્ટિ આપવા લાગ્યા!

એ પ્રમાણે અલબેલી મુંબાપુરીમાં મહારાજની અને તેના અદ્‌ભુત પરતાની વાખવાખી પથરાઇ રહી હતી. રોજ રોજ મહારાજની પાસે રોકડા રૂપીઆની, ચવલી પાવલીઓની, અને વસ્ત્રાભૂષણ અને વાસણોની ટંકશાળ પડતી હતી. થોડા વખતમાં ભુલેશ્વરમાં તો એટલી ગીરદી અને ધમાલ થવા લાગી કે ભાવીજનોને મહારાજનાં કે ગણપતિનાં દર્શન દોહ્યલાં થઇ પડયાં. ગણપતિપુરાણ વાચવું પણ બંધ પડયું હતું. તેથી સર્વની સંમતિથી એવું નક્કી ઠર્યું કે મહારાજે ગણપતિને વાલકેશ્વર પધરાવી જવા; કે બનતી તાકીદે રામગણપતિનું મંદિર બંધાવવાનું કામ પણ હાર પડે. મંદિર અને સદાવરતની ટીપમાં રૂપીઆ ત્રીસ હજાર ભરાઇ ગયા હતા અને હજી તો હજારો હજાર ભરાવાની વકી હતી!

એ પ્રમાણે મહારાજનો મહિમા, કોઇ શ્રીમાન્ વેપારીની હુંડીની પેઠે, જ્યાં ત્યાં સ્વીકારાતો હતો. પોતાના આત્માને અભિનંદન આપતાં અત્યંત સંતુષ્ટ થઇને મહારાજ પોતાની એકાંત બેઠકમાં બપોરના બેઠા હતા, તે વખતે મમતારામ મહારાજને મળવા આવ્યો.

મમતારામ મહારાજનો ખાસ હજુરી જેવો હોવાથી, એને તો મહારાજની પાસે ગમે ત્યારે જવા આવવાની છુટ હતી. ઇતર લોકને તો ફકત સવારના,

અને બપોરના ત્રણથી તે સાત વાગ્યા સુધીજ, મહારાજનાં દર્શનનો લાભ મળતો. મહારાજનો મહિમા આટલો બધો વધી જશે એમ મમતારામના કળવામાંજ નહોતું, તેથી એ પણ આ બધો ચમત્કાર જોઇને, અને મુંબઇવાસીઓનો ભાવ અને આસ્થા જોઇને, દંગ થઇ ગયો હતો. એક લેખે મમતારામ ખુશ થવા લાગ્યો કે મહારાજનો મહિમા વધ્યો તો પોતાને તો લાભજ છે; કારણ કે તેવા અરસામાંજ રાતીના જાણવા કરવામાં નવલશાની સિદ્ધિની વાત આવે તો, મહારાજને કહી દેવાનો વધારે સંભવ હતો. અધુરામાં પુરૂં એક દહાડો દુલારામ મમતારામને ચહાઇ ચલાવીને મળવા ગયો, કે પોતાપર મહારાજનું હેત હતું તો તેને પણ મહારાજની જોડે એકાંતમાં સુખ દુઃખની વાત કરવાનો લાગ મળે. તેજ દહાડે મમતારામને ધનકોરડોસી મળવા આવી હતી. ફુળીદાસ પાંચ સાત દિવસમાં જુદું ઘર માંડવાનું કરતો હતો, તેને તેમ કરતો વારવાને માટે ડોસી મમતારામની મદદ માગવા આવી હતી. તેપરથી દુલારામનું એક દુઃખ તો મહારાજની પાસે જવા પહેલાં મમતારામ પાઇ ગયો હતો. બીજે દહાડે દુલારામને મહારાજનાં દર્શન કરવાને લઇ જતાં, મમતારામે વાતે વાતમાં તે બાબતસર વધારે ખાતરી કરી લીધી. દુલારામની ઓળખાણ અને વખાણ કર્યા પછી, મમતારામે એવી સીફ્તથી ભાર મુકીને મહારાજને જણાવ્યું, કે આ બીચારો વાણીઓ ભલા દીલનો અને ભોળો છે. માટે તમે હમણાં ને હમણાં એને એવો આશીર્વાદ આપો કે એની એક કામના સાત દહાડામાં પાર પડે અને એને માથેથી એક વિઘ્ન ટળી જાય! મહારાજ પોતાના ધંધામાં કુશળ હતો, તે કોઇને તરત ખોટારૂ જણાઇ આવે એવો આશીર્વાદ કે વાણી કોઇ દહાડો કહાડતોજ નહિ. એ તો ગાજરની પીપુડી વગાડવી હોય તો વગાડાય ને ખાવી હોય તો ખાઇ જવાય, એમ બંને કોરથી છટકવાની બારી રાખીને વરતતો હતો. તથાપિ મમતારામને આ પ્રમાણે આજીજી સાથે પોતાને વિનવતો જોઇને એને લાગ્યું કે માગેલો આશીર્વાદ આપવામાં કંઇ ખોટું નથી. તેથી તથાસ્તુ કહ્યું. તેજ સાંઝના કીકીએ પોતાને પીએર જઇને સાતમે દહાડે જુદા ઘરમાં જવાનું મુહૂર્ત છે એવી હકીકત જણાવી. વળી તેજ દહાડે ગૌરી અને રાતી એક બીજા જોડે ઘણે મહિને બોલતાં થયાં, તેથી દુલારામની તો ખાતરીજ થઇ કે એ બધો મહારાજની વાણીનો પરતાપ હતો. રાતના પોતાના ઓરડામાં બેઠો હતો ત્યારે રાતી સાથે વાત કરતાં એ તુષમાન્ થઇ ગયો ને સિદ્ધિની ઘણી ખરી વાત રાતીને ભખી દીધી. એટલે રાતી તો બાલાને લઇને સવારનાજ મહારાજને મળવા ગઈ. મમતારામની શીખવણી પ્રમાણે બીજી સ્ત્રીઓ કરતાં રવિમર્દન રાતી અને બાલા જોડે ઘણી છુટથી અને હેતથી વાત કરતો હતો. તેથી લાગ

જોઇ જેઠાણીએ મહારાજની આગળ એકાંતમાં કંઇ વાત કરવાની ઇચ્છા જણાવી અને સિદ્ધિ સંબંધે મહારાજને પ્રશ્ન પુછવા લાગી, તથા પોતાના સાસરામાં ચાલતી દંતકથા કહી સંભળાવી. મહારાજે મમતારામની શીખવણી પ્રમાણે રાતીની છાતીએ પથ્થર મુકતાં સિદ્ધિની વાત ખરી છે, ને આવા કલજુગમાં પણ, પૂર્વના પોતાનાં પુણ્યથી અનેક અનેક સિદ્ધિઓ મળે તો તેમાં કંઇ વિસ્મે થવા જેવું નથી, એવો પોતાનો અભિપ્રાય આપ્યો. પોતે પ્રત્યક્ષ જોયલી કેટલીક સિદ્ધિની વાત પણ કહી દેખાડી, તેથી રાતી પોતાના ધણીને સિદ્ધિ મળશે એવા વિચારથી, હરખાતી હરખાતી ઘેર આવી. રાતીની આવી વાત સાંભળી બાલા જે એની સાથે હતી તે તો છક થઇ ગઇ. ઘેર આવતાં એણે રાતીને ખુલાસો પુછયો ને જેઠાણીએ બધો ભરમ દેરાણીને કહી દીધો ! એજ બપોરના મમતારામ મહારાજને મળવા ગયો. મહારાજે એને બહુ ખુશ મીજાજથી બોલાવીને પોતાની પાસે બેસાડ્યો ને હરખતાં હરખાતાં પુછ્યું—

"કેમ, અમે ધારતા હતા તેમજ બધું કામ પાર ઉતર્યું કેની ?"

"હા, મહારાજ"—મમતારામે જવાબ આપ્યો—"આ કામમાં તો તમે ખરી હોંશીઆરી ને અટકળ બાંધી. ખરૂં પુછો તો મને પોતાને ભય રહેતો હતો કે તમે ફાવશો નહિ. આપના શિષ્ય મહાપુરૂષનાં પણ હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. ખરેખર એ તો મહાપુરૂષજ છે ! वन्दे महापुरुष ते चरणारविन्दम्.

"ભાઇ, એમાં એક લેખે અમારી ઝાઝી પ્રશંસા કરવાની નથી. એ તો મુંબઇ શેહેરજ એવું છે. આ કલિજુગમાં તો એ શેહેર સાક્ષાત્ કુબેર નગરી અલકાપુરી જેવું છે. જે ક્યાંઇ નહિ પોષાય તે મુંબઇમાં પોષાય !"

"હા, મહારાજ, મહોટા મહોટા રાય અને રંક, સાહુકાર અને દેવાળીઆ, સાધુઓ અને ધુતારા, વાઘ અને બકરી, સર્વે મુંબઈમાં એક ઓવારે પાણી પીએ છે ! અને મુંબઈનું પેટ એવડુ મહોટું છે કે સર્વને એકસરખી રીતે નીભાવે છે. પછી 'કીડીને કણ અને હાથીને મણ.' જો કોઇ મુંબઇમાં ન ફાવે તો એમ સમજવું કે હવે એનો દહાડો ઉઠયો છે !"

"અરે, તે તો પુરો અભાગીઓ જાણવો ! તેને માણસ નહિ પણ પશુજ લેખવો ! તે मर्त्यलोके भुवि भारभूता પણ એ વાત રહેવા દો. તમે પેલા દુલારામને આશીર્વાદ આપવાને ગઇ કાલે મને બહુજ આગ્રહ કીધો એ શું? મેં તો મારા જનમમાં એવો આશીર્વાદ કોઇને આપ્યો નથી. આપણે તો ભીઆભાઇની દહાડીની દહાડી ને વળી ધુતારો, એવી વાત રાખીએ તોજ ફાવીએ. તમારા કહેવાથી મેં એમ કીધું ખરૂં, પણ મને હજીએ તે ખટકે છે."

" અરે મહારાજ, તમે બ્હીઓ છો શું કામ? મેં કંઈ કાચે પાયે તો એમ આશીર્વાદ આપવાનું નહિ કહ્યું હોય. એનું દુઃખ અને ઉતાર મારા કળવામાં આવી ગયો હતો ત્યારેજ મેં તમને તેમ કહ્યું. તમે એ દુલારામને ઓળખો છો? આપની પાસે રાતી કરીને જે સ્ત્રી આવે છે તેનો એ ધણી થાય."

"એમ કે?"—મહારાજે કહ્યું—" પણ રહો, હું તમને એક ખરા મુદ્દાની વાત કહેતા તો રહી જાઉં છું. બહુ સારૂં થયું કે તમે આજે આવ્યા. મને તો હવે આ મુંબઇના લોકો એક ઘડી પણ નીરાતે ઝંપવા દેતા નથી! બધાજ દરદી અને બધાજ ગરજી! મારો તો આ રોજની આવક ગણવામાં અને વાસણ લુગડાં વેચવા કરવાની કડાકુટમાં બધો વખત ભોર થઇ જાય છે. કથા પુરાણુબી હમણાં તો વાંચવું બંધ પડ્યું છે. એ તો સારૂં છે કે લોકો રામગણુપતિનાં દર્શનથીજ અને પેલી આકાશની ચીઠ્ઠીની"—મહારાજે હસીને કહ્યું—"માનતા માની રાજી રાજી રહે છે; બાકી નહિ તો મારે ત્રિજે દહાડે મુંબઇથી ભાગી જવું પડે!"

"હા, પણ મહારાજ, તમે મને શું વાત કહેવા જતા હતા."

"આજે મને પેલી રાતી ખાસ કરીને એકાંતમાં એની દેરાણી દેખતાં પુછવા લાગી કે સિદ્ધિની વાત ખરી છે, ને તે કલિજુગમાં મળે ખરી કે?"

"પછી—પછી—તમે શું જવાબ આપ્યો"–મમતારામે અતિશે અધિરાઈ દેખાડતાં પુછ્યું.

"મારૂં મન તો એ બાબતમાં પ્રથમથીજ લાગતું નહોતું. માત્ર તમારા કહેવાથીજ આ કામમાં હું પડ્યો હતો, એટલે રાતીને તમારા કહેવા પ્રમાણે શીખામણુ આપી હતી કે ધણીને પરમેશ્વર જાણીને પૂજવો ને રાજી રાખવો."

"હા, પણ તમે વાત શું કરી તે તો કહો"—મમતારામે પાછા અધીરા પડી પુછ્યું.

"ભાઈ, તમે આટલા ઉતાવળા શું કામ થાઓ છો. હું બધું કહું છું. તમે મને શીખવી રાખ્યું હતું તેથી મેં તો કહ્યું કે હા, સિદ્ધિની વાત ખરી છે ને કલિજુગમાં પણ તે મળે છે! તેના દાખલા દલીલમાં મારાપર રામગણુપતિ તુષમાન્ થયા તે પણ એક સિદ્ધિનોજ દાખલો છે એમ બતાવ્યું, ને પેલી આકાશી ચીઠ્ઠીની લોકો માનતા માને છે ને ફળે છે એ પણ સિદ્ધિનો દાખલો છે એમ જણાવ્યું!"

" પછી પછી"—મમતારામે પુછ્યું.

" મને એ કહેવા લાગી કે સિદ્ધિ કેવી હોય અને કેમ મળે? મેં કહ્યું કે સિદ્ધિ ઘણી રીતે મળે છે. આપણા કે આપણા વડીલના પુણ્યથી, કોઇ મહાત્માની કૃપાથી, તેમ યોગથી પણ મળે છે. ગમે તે વસ્તુમાં કોઇ મહાત્મા ગમે તેવી શક્તિ

મુકે તે વસ્તુ તે સિદ્ધિ ગણાય. ત્યારે એણે મને પુછ્યું કે પાવડી વગેરેમાં સિદ્ધિઓ આવે ખરી કે? મેં હા કહી ને ત્યાર પછી એના સસરાની દંતકથા એણે મને કહી!"

"એમ કે"—મમતારામ હરખાઇને બોલ્યો-"આપણી તે દહાડે ઠીક અક્કલ દોડી કે ગાયને વશ કરવી હોય તો વાછરડાને ઉંચકી લેવું. મને લાગે છે કે દુલારામે રાતીપર તુષમાન્ થઇ આ બધું ભખી દીધું હશે, કેમકે આખરે વાણીઆભાઇ ને તમારાપર આસ્થા બેઠી હશે તોજ એણે કહેલું હોવું જોઇએ!"

"એમાં તો કંઇજ શક નથી"—રવિમર્દન બોલ્યો—"કારણ કે મને કંઇ કહેવા જતાં રાતીથી એમ કહેવાઇ ગયું કે 'એ એમ કહેતા હતા' એ મેં બરોબર ધ્યાન રાખીને સાંભળ્યું છે."

"જોયું મહારાજ"—મમતારામ ફુલાઇને બોલ્યો—"નવલશાની પાવડી અને સિદ્ધિની વાત ખરી છે, અને તે સંબંધે મારી અટકળ અને બાંધણી પણ હજી સુધી તો આબાદ મળતી આવી છે, પણ હજી આપણે બહુજ હોંશીયારીથી કામ લેવાનું છે. કારણ કે હજી આપણે વસ્તુતઃ કંઇજ જાણતા નથી. માત્ર એટલીજ ખાતરી થઇ છે કે એ વાતમાં કંઇ મુદ્દો છે. રાતી આ બધું પાછું દુલારામને કહેશે, ને દુલારામ ઘણું કરી એ બાબતમાં તમારી સલાહ માગવા આવશે. તમારે બધી હા હા કહ્યા કરવી ને તમે જાણે, ચાહો તો એ કામમાં દુલારામને મદદ કરી શકો. એવું ડોળ દેખાડજો. દુલારામ તમને આવી વાત મારા દેખતાં નહિ કરે, માટે તમારે આ કામમાં ચોકસીથી વરતવું પડશે. જો તમે જરાકે ઉતાવળ કરી એના બોલવા પહેલાં વેણ ઉચાર્યો છે, અથવા હરકોઇ રીતે એને શક પડ્યો તો, બાજી હાથથી જતી રહેશે! વાણીઆભાઈ ગાંડતળે રેલો આવ્યો ને આંખ ઉઘડી ગઇ એમ હાથ તાળી આપશે."

"ભાઇ તમે કંઇ ફીકર નહિ કરો. હું રંગપરથી રાગ પારખી કહાડીશ."

"હું પણ મને દુલારામ મળશે તો એવી કુંચી ફેરવતો જઇશ, કે તમારી પાછળ એ ઘેલો થઇ જાય ને તમને અને તમનેજ દેખે. પણ મારે તો હજી પેલા નવલશાને વશ કરીને કામ કહાડી લેવાનું છે. કોણ જાણે, એમાં કંઇ એવી આંટી પડી ગઇ છે કે નવલશાથી કંઇ બોલાતું નથી. જાણે કોઇએ એની જીભે તાળું માર્યું હોયની! મારો વિચાર એકાદ દહાડો લાગ જોઇને એ નવલશાને તમારી પાસે લઇ આવવાનો છે. તમે એનાં વખાણ કરજો ને એના ભાગ્યમાં નિઃસીમ સુખ લખ્યું છે એમ એની મુખમુદ્રા જોઇને કહેજો. પણ રહો, મુખપરથી નહિ,

એનો પગ જોઇને કહેજો કે એ તમારે વશ થઇ ગયો જાણવો! બીજું તો, હું એની સાથે હોઇશ, એટલે મારા બોલવા પરથી તોલ કરી એની સાથે વાત કરજો. એવામાં ત્યાં કંઇ ખડખડાટ થયો ને મમતારામે મહારાજને પુછ્યું—

"તમે આ ખડખડાટ સાંભળ્યો? જાણે કે આપણી વાત કોઇ છુપો રહીને સાંભળતું હોયની. કોઈ સાંભળે એમ તો નથી કની?"

"એ તો બીલાડીનોએ ખડખડાટ હોય, પણ વખતે મારો શિષ્ય મહાપુરૂષે હોય. જ્યારથી એ આવ્યો છે ત્યારથી હું તો પરતંત્ર જેવો થયો છું. હું તો સરત પ્રમાણે કમાણીમાંથી એને ચોથો ભાગ આપવાને બંધાયલો છું. તે વિષે મારા મનમાં હજી સુધી કંઇ પાપ નથી, કારણ કે પુષ્કળ મળે છે; તો પણ એના દીલમાં તો પાપ વસેલું છે, તે જ્યારે ત્યારે હું એકાંત કરૂં છું કે આપણી વાત સાંભળે છે, એવો મને હમણાં હમણાં વહેમ જાય છે."

"મહારાજ"—મમતારામે કહ્યું—"તમારે એનાથી ચેતીને ચાલવું."

"ભાઇ"—રવિમર્દને જવાબ આપ્યો—"હું ચોકસી તો બહુ રાખું છું, પણ તમે જાણો છો કેની 'ચોરનારની ચાર ને જોનારની બે.'"



## પ્રકરણ ૬૧ મું

### કંટક ભંજન પોથીના ચાર પાઠનું પરિણામ

ભજન કર રે, ભજન કર રે.
તું ચામડાની પુતળી, ભજન કર રે. (કબીર.)

નવલશા આજે બપોરના બે વાગે પોતાના ઓરડામાં બહુ ઉદાસ થઇને દલગીરી કરતો બેઠો હતો. લગ્નને નિમિત્તે ફોટોગ્રાફો પડાવવામાં, પોતાના ઓરડાને સણગારવામાં, અને વિલાયતી કોઠીના માલની; પણ મ્હોટી કીંમતની ધુળ પથ્થર ચીજો લેવામાં, લુગડાં કરાવવામાં, વિલાયતી જોડાની જોડીઓ ધુમ ખરીદવામાં, પોતાના બાપે આપેલા સાતસો રૂપીઆ, તથા મામ્હેન પાસે સીફતથી કઢાવેલા સો રૂપીઆ ઉપરાંત, એને માથે સાતસો આઠસો સુધીનું દેવું થઇ ગયું હતું. જ્યાં સુધી લગ્ન હતાં ત્યાંસુધી તો એક જાતનો ઉમંગ હતો, એટલે ખરચ તો આંખ મીચીને થઇ ગયો. વળી હજી તો લગ્નમાં જવાનું હતું એટલે કોઇ ઉઘરાણી પાઘરાણીએ આવે તેને પણ પાધરો જવાબ દેવાનો હતો કે લગ્ન પછી આવજો. પરન્તુ હવે લગ્નથી તો પરવાર્યાં ને એક પછી એક દમ બાંધીને ઉઘરાણી થવા લાગી. રૂપીઆની જોગવાઇ કેમ કરવી તેની જબરી ફીકર હવે નવલશાને

પેઠી. દુકાનમાંથી કે બાપની પાસે માગતાં એની જીભ ઉપડી નહિ. કમલા કે ગંગાને સુણાવવાથી પણ કંઇ વળે એમ નવલશાને લાગ્યું નહિ. એવામાં આનંદશંકરે એકાદ ચોપાનિયું કહાડવાની વાત છેડી. નવલશાએ એ વાત ઉપાડી લીધી ખરી, પરન્તુ એના મનમાં તો ધાસ્તી પેઠી કે પોણોસો સોની જોગવાઇ કેમ કરવી! લાજના માર્યા દોસ્તદારને ખરી વાત એનાથી કહી શકાય નહિ. એ ધાસ્તી નવલશાને થોડાક દહાડા જ રહી. ચોપાનિયું કહાડવાનો, અને પોતાનો હાથ તાણમાં આવ્યો હતો તેનો વિચાર કરતાં નવલશાને એક યુક્તિ જડી કે એ રૂપીઆ દુકાનમાંથી માગ્યા પાખી ચાલવાનું નથી. રહેતે રહેતે એને વિચાર આવ્યો કે જ્યારે દુકાનમાંથી જ માગવા પડશે, તો લાવની સો પોણોસો શું કામ માગું? બસો જ માગું ની કે હાલ થોડી પરચુરણ ઉધરાણીની તો કાશળ પતે! એક દહાડો લાગ જોઇને ચોપાનિયું કહાડવાની બીના નવલશાએ પોતાના બાપને કહી, કે એ મસે વારૂ એની વિદ્યાનીએ વૃદ્ધિ થશે; ને હવે ભણવા ઉપર નહિ, પણ પરીક્ષા આપવા જવાપરથી એનું મન ઉઠી ગયું છે તો, પોતાને કંઈ કામ ધંધો પણ રહેશે. વળી એમાં સારાં ગ્રાહકો થવાનાં હતાં એટલે પોતે રળતો ખપતો થશે એ કંઇ જેવો તેવો લાભ નહોતો. પણ હાલ રૂપીઆ બસો રોકવા જોઇએ. એનો બાપ અસલના જમાનાનું અને ભોળા દીલનું માણસ હતું. તેને નવલશાની વાત પસંદ પડી કે ચલો, છોકરો પરણી પસ્તી મોટો થયો તો હવે એને રળવા કરવાની ફીકર પેઠી. તેથી એણે દુકાનમાંથી બસો રૂપીઆ સુધી ઉપાડવાની રજા આપી. નવલશાના હરખનો પાર રહ્યો નહિ. તે જ દહાડે એણે તો રૂપીઆ બસોએ બસો ઉપાડી લીધા. થોડું ઘણું પરચુરણ દેવું પત્યું ખરૂ, પણ હજીએ ઘણું દેવું હતું ને ચોપાનીઆમાં ખરચ આપવો પડશે તેની તો ફીકર હતી. નવલશાએ વળી બીજી તદબીરો શોધવા માંડી પણ આ વખતે એની બુદ્ધિએ યારી આપી નહિ. ઉધરાણીવાળા ચાંપતી ઉધરાણી કરવા લાગ્યા. નવલશા તેઓને વાયદા કરી કરીને હવે છેક કંટાળી ગયો. એ કારણથી આજે એ ઉદાસ થતો બેઠો હતો. એવામાં જોગાન જોગે વીજળીને લીધે એને વધારે ઉદાસી લાગી.

નવલશાએ બહુ ઉજમથી કંટક ભંજન પોથીના પહેલા ચાર પાઠો વીજળીને શીખવ્યા હતા. એના મનથી તો ખાતરી જ હતી કે એ પાઠો પોતે વીજળીને શીખવ્યા છે એટલે હવે, જોડા સાફ કરતાં, તેઓને બ્લેકીંગ વગેરે લગાડતાં અને પારખતાં વીજળીને જરૂર આવડી ગયું હશે! પોતે એવી આશા રાખતો હતો કે બીજે દહાડેથી એના જોડાને સાફસુફ રાખીને વીજળી એની સેવાચાકરી કરી એને પ્રસન્ન રાખશે. પણ વીજળીને એ પાઠો બરોબર આવડ્યા નહિ તેથી,

કે લાજ અને શરમને લીધે, બીજે દહાડે વીજળીએ એના જોડા સાફ કીધા નહિ. નવલશાની અચરતીનો પાર રહ્યો નહિ. એને તો તરેહતરેહના વિચાર થયા. લાગ જોઇ વીજળીને પોતાની પાસે બોલાવી એણે ખુલાસો માંગ્યો. જવાબમાં વીજળી તો થરથર ધ્રુજવા લાગી! નવલશાએ મોટું દીલ વાપરી વીજળીને ફરીથી તાલીમ આપી કંટક ભંજન પોથીના ચાર પાઠો બહુ ધીરજથી ફરી શીખવ્યા. એક દહાડો ગયો, બે દહાડા ગયા, પણ વીજળીને જોડા બરાબર સાફ કરતાં આવડ્યા જ નહિ. અસરકારક રીતે અને આંધળાને પણ સમજ પડે એવી રીતે નવલશા પાઠ શીખવતો હતો. વીજળીની આવી જડબુદ્ધિ જોઇને એ નાખુશ થયો, તોપણ હીમત રાખી, રોજ રોજ જુદી જુદી રીતે, જોડા સાફ કરવાની કળાઓ વીજળીને એ બતાવતો ગયો. નવલશાના મનથી તો ખાતરી થઇ હતી કે વીજળી હવે પાવરધી થઇ ગઇ હશે. તેથી આજે બપોરના વીજળી એના ઓરડામાં આવી, ત્યારે વિલાયતી જોડાને બ્લેકીંગ લગાડવાનું એણે વીજળીને ફરમાવ્યું. ન છુટકે તે બીચારી જોડાને બ્લેકીંગ લગાડવા બેઠી, પોતાની અર્ધાંગના તે કામ બહુ સંતોષકારક રીતે બજાવશે એવા વિચારથી નવલશા બીજું કામ કરવા રોકાયો. વિદ્વદ્વિનોદ ચોપાનીઆમાં બે વિષયો ગાંઠના મુકવાનું અને એકનું ભાષાંતર કરવાનું એણે માથે લીધું હતું. આનંદશંકર બીજે દહાડેથી જ ઉઘરાણી કરવા લાગ્યો. પરન્તુ પોતે એવું કામ કોઇ વાર કરેલું નહિ તેથી હાથમાં હોલ્ડર લેતાં જ, જાણે સ્કુલનો પાઠ કરતો હોયની તેવો એને કંટાળો આવ્યો. આનંદશંકર ઉઘરાણી કરતો ત્યારે હા—લખીશ—મારા મનમાં પોઇન્ટસ (મુદ્દાની બાબતો) ગોઠવું છું—એમ બે ત્રણ વાર ઉડાવ્યો. આનન્દશંકરનો અતિશે આગ્રહ જોઇ એણે નક્કી કીધું કે આજે તો ગમે તે રીતે થોડુ ઘણું લખવું કે આનન્દશંકરને બતાવવા કામ લાગે. સવારના ઉઠીને લખવા ધાર્યું, પણ પાછો કંટાળો આવ્યો. બપોરના જમી કરીને વિષયો લખવા એમ પોતાના મન સાથે એણે ઠેરવ્યું. હમણાં વીજળીને પોતાની વહાલામાં વહાલી સેવાનું કામ સોંપી, એના મનમાં હોંસ આવી. સિદ્ધિ અને પાવડી સંબંધે લખાણ કરવા નવલશા ટેબલ પાસે બેઠો. એક કાગળ ઉપર બહુ છેકછાક કરતાં નવલશાએ સિદ્ધિ અને પાવડી વિષે પોતાના અનુભવનાં ચારેક વાક્યો લખ્યાં હશે, કે નવલશાને જ્યાં વીજળી બેઠી બેઠી જોડા સાફ કરતી ત્યાં નજર કરવાનું યાદ આવ્યું. નજર કરી નવલશાએ જોયું તો એની દૃષ્ટિએ જે દેખાવ પડ્યો તેથી એનાં મર્મસ્થલો વીંધાઇ ગયાં હોયની, તેવી રીતે ફાળ નાંખતો અને બુમ મારતો નવલશા હોલ્ડરને કયાંનું કયાં ફેંકી દેતો કે એકદમ ઉઠીને ઉભો થયો!

નવલશાએ એવું તે શું જોયું કે એને આમ ચમક થઈ આવી!

વીજળીના દીલમાં નવલશાની આપેલી તાલીમ બરોબર ઠસી નહોતી. વીજળી એનાથી અતિશે લજવાતી તેથી એનું બોલવું કર્ણદ્વારા પોતાના હૈયામાં ઉતર્યુંજ નહોતું. નવલશા પોતાની પાઠ આપવાની સીફતથી હરખાઇને, અને જોડા જેવો વિષય પોતાનો ઇષ્ટ માની લીધેલો હોવાથી, એમજ માની બેઠો કે વીજળી બધું સમજી ગઈ છે. પોતે નિશ્ચિન્ત મનથી પાવડી અને સિદ્ધિનો વિષય લખવા લાગ્યો ને ન છુટકે વીજળી જોડાને કાળા કરવા લાગી. એના મનથી તો કાળા અને ધોળા ચામડામાં કંઈ ફેર નહોતો. તેથી એણે તો બ્લેકીંગની દાબડી હાથમાં આવી તે ઉઘાડી. પોતાની પાસે ધોળા ચામડાના શુઝની જોડ પડી હતી તેમાંનો એક લઇ એ તો ધોળા ચામડાને કાળું બ્લેકીંગ ઘસવા લાગી. ઘસતાં ઘસતાં પણ એને એવો તો વિચાર જ ન આવ્યો કે ધોળા ચામડાને કાળું બ્લેકીંગ કેમ હોય? એટલામાં નવલશાએ જેવાં તેવાં ચાર પાંચ વાકયો લખીને વીજળી તરફ નજર કીધી તો, પોતાના ઘણા માનીતા ધોળા ચામડાનાં વિલાયતી શુઝમાંનો એક જોડો, રૂપાન્તરને પામવાથી રડતો હોયની, તેવો એને દેખાયો. ઉપર જણાવ્યા પ્રમાણે એ તો કકળાટ કરતો, જોસમાં અને જોસમાં ટેબલને ધુજાવતો અને ખુરશીને ભોંય સાથે સુવાડતો વીજળી પાસે ગયો. ગરીબ ગાયને કોઈ કસાઇના હાથમાંથી છોડવે, તેમ તે જોડો એણે શોર બકોર કરી વીજળીના હાથમાંથી ઝટકાવી લીધો. જોય છે તો પંજાના એટલે દર્શનીક ઘણાખરા ભાગમાં તો બ્લેકીંગ લાગી ગયું હતું! નવલશા પોતાનાં ધોતીઆથી એ બ્લેકીંગને બહુએ લુછવા લાગ્યો, પણ એની તરત ખાતરી થઈ કે હવે તે કોઈ કાળે જવાનું નથી. તેથી હાય અફસોસ કરતો અને ક્રોધથી મ્હોટો ઘાંટો પાડતો એ બોલ્યો—"અરે અરે આ તેં શું કીધું? જંગલી હેવાન, કંઈ તારામાં અક્કલ બક્કલ બળી છે કે નહિ!!! આ તે તેં શું કીધું? તારી આંખ ફાડીને જો! આ મારા વહાલા દશ રૂપીઆના વિલાયતી શુઝ, જેને હું મારા જીવની માફક સાચવતો હતો, તેના તેં શા હાલ કરી નાખ્યા! પશુ! હેવાન! જંગલી! તું માણુસ નથી પણ જાનવર છે." નવલશા જોડાને જોઇને પાછો પિત્તો ઉછળતાં દાંત દાબીને બોલ્યો—"તું માણુસ નથી પણ હેવાન છે. આંધળી છે આંધળી!! તારી આંખો ફુટી કેમ નહિ, કે તને આવા રૂપા જેવા ઉજળા જોડાને બ્લેકીંગ લગાડવાનું જ સુઝ્યું! તને આટલી આટલી શીખામણ આપી, તારી જોડે રોજ હું માથાકુટ કર્યા કરૂં છું ને હજી તારા સમજવામાં આવ્યું નથી કે ધોળા જોડાને બ્લેકીંગ તે કેમ લગડાય? તારૂં હૈયું ક્યાં બળી ગયું હતું કે મારી આ લાખ રૂપીઆની જોડી તેં

ધુળ મેળવી! ધુળ પડી તારા ભણતરપર! ને ધુળ પડી મારા અવતારપર કે તારા જેવી જંગલી સ્રી જોડે મારૂં પાનું પડ્યું!"

બીચારી વીજળી તો હેબકી જ ખાઈ ગઈ. પોતાના ધણીને આવા નરસીંગ સ્વરૂપમાં પ્રથમ જોઇને એને તો એમ જ લાગ્યું કે મારૂં મોત જ આવ્યું છે. થરથર ધુજવા લાગી. પરસેવો પરસેવો થઈ ગઈ. છાતી પણ ધબકવા લાગી. આખરે સ્રીની જાત અને બાળક, તે આવો તાપ ન સહેવાવાથી ધુસકે ધુસકે રડવા લાગી.

નવલશાને પોતાની સ્રીને રડતી જોઈ ઠીક તો લાગ્યું નહિ, પણ એ શું કરે. હમણાં જ—લગ્નમાં જ તરતની આણેલી—રૂપીઆ દશની જોડી, જે એણે જીવની પેઠે સાચવી માત્ર બે વાર જ પહેરી હતી તેની, કાળીએ મમતારામની કરી નાંખેલી સુરત જેવી સુરત જોઈ એનો મીજાજ છેક હાથથી ગયો હતો.

"ચલ—નીકળ મારા ઓરડામાંથી, મને તારૂં મ્હોં જોવું ગમતું નથી. ખબરદાર જો, મારા ઓરડામાં પગ મુકયો છે તો. જા તારૂં મ્હોં કાળું કર. હવેથી જો કોઈ દહાડો મારા જોડાને હાથ અડકાડ્યો છે, સામી નજર કરીને જોયું છે, તો તારા ભોગ જ ફરી વળ્યા જાણજે! સાળા આવા આવા જંગલી ઢોર જોડે તે મારા કયાં ભોગ લાગ્યા કે ગાંઠ પડી! મારાં નસીબ! હું સમજું કે બીચારી નવી આવેલી છે, તે એને શીખવીશ કરીશ, તો વારૂ મારી સેવા ચાકરી કરશે ને હું રાજી થઇશ. બાકી અત્યાર સુધી તું નહોતી ત્યારે આ જોડાની જોડ કોણ સાફ કરતું હતું? હું તો એના સારાને માટે આવું જીવ જેવું કામ એને સોંપતો હતો. પણ આ જોયું તારૂં અજવાળું! ચલ નીકળ, મારે તારૂં હવે કોઈ દહાડો કામ નથી. મારૂં નામ લેતી નહિ નામ! નવલશાએ પાછો જોડો જોયો ને પાછો તપીને બોલ્યો—"ચલ, અહીંથી બહાર જાય છે કે નહિ! હેવાન, જંગલી, ઢોર, બેવકુફ, અક્કલ વગરની, નીકળ—નીકળ—શું જોય છે!"

બીચારી વીજળી! વગર લેવેદેવે ધણીનો પોતા ઉપર આવો ક્રોધ પ્રદર્શિત થયલો જોઈ ત્યાંથી ધુસકે ધુસકે રડતી જતી રહી!

વીજળીના જવા પછી અડધો પોણો કલાક ગયો પણ નવલશા સાતો થયો નહિ. રાતો પીળો થતો, હાથમાં બગડેલી જોડાની જોડી લઇને જોડાને આમતેમ ફેરવતો ફેરવતો, વિકલની પેઠે ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. એનો પિત્તો એટલો ઉછળ્યો હતો કે હાથમાં કે પગમાં જે આવતું તેને એ અફાળઝીક કરી ફેંકી દેતો. મનમાં બહુએ વિચાર કીધો પણ બગડેલી જોડી સ્વ સ્વરૂપને પાછી પામ-

વાની એને આશા જણાય નહિ, તેમ તેમ વીજળી પર એને બેશુતમ કાળ છુટવા લાગ્યો. બસ, હવેથી એને કંઇ કામ સોંપવું નહિ! એનું નામ લેવું નહિ! એના સામું જોવું જ નહિ! મારી આવી લાખ રૂપીઆની જોડી બગાડી તે એને કંઇ વિચાર જ આવ્યો નહિ! કંઇ અક્કલ દોડી નહિ! એનું હૈયું ફુટી ગયું હતું કે શું? બસ, હવે હું એનું કોઇ દહાડો નામ લેવાનો નથી! જેવા મારા જોડા કાળા કર્યાં છે તેની પેઠે એનું મ્હોં મારા મનથી કાળું કડવું ઝેર જેવું છે!

બારણે એકનો ટકોરો થયો ને નવલશાને લાગ્યું કે હવે પોતે શાંત પડે તો બહુ સારૂં. જોડા બગડ્યા તે ન બગડ્યા થવાના નથી. પણ જોડાને જોઇને એના મનમાં હોળી સળગતી ને હૈયામાં ચીચરવાટો પડતો. વીજળીપર પોતાનો ક્રોધ સદા પ્રજ્વલિત રહે તે સારૂ એ જોડાને કાયમ પોતાની પાસે રાખી મુકવાનો એણે નિશ્ચય કીધો. પણ તેને જોઈ જોઇને એનું હૈયું સીઝાવા લાગ્યું. તેથી હાલ તુરત તો એ જોડ પોતાની નજરે ન પડે એમ દૂર મુકી દીધી. હવે પોતાના મનથી એ સંબંધે થયલા નાખુશ વિચારો દૂર કરવાને નવલશા પાછો ટેબલ પર બેસી લખવા લાગ્યો. હાથમાં હોલ્ડર લઇ લખવાનો આદર કીધો પણ નવલશાની નજર આગળ પોતાની પ્રિય જોડીપર વીતેલા સંસ્કારો ખડા થવા લાગ્યા. તેથી ફરીને બહુવાર હાથમાં હોલ્ડર ઝાલી રાખ્યા છતાં પણ, સિદ્ધિ અને પાવડી સંબંધે એક વિચાર કે વાકય એના મનમાં સ્ફુર્યું નહિ. એના મનમાં એ બહુ જ ચ્હીડાવવા લાગ્યો કે લખવા કરવાનું કામ મને પાલવવાનું નથી. પરન્તુ ચોપાનીઆની વાત એટલી આગળ વધી હતી કે તેને છોડી દેવામાં કંઇ સિદ્ધિ નહોતી, તેથી શું કરવું તેનો વિચાર કરતો, આ પ્રકરણની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે, નવલશા બેઠો હતો. દુઃખે રામ સાંભરે તેમ નવલશાને એક નાખુશ વિચાર પરથી અનેક નાખુશ વિચારો આવવા લાગ્યા. ઉધરાણીવાળા એને કાયર કરતા હતા. એ વિચાર નવલશાને સાલવા લાગ્યો. એ પ્રમાણે નાખુશ વિચારોમાં પોતાનું મન ખિન્ન થયલું હોવાથી હોલ્ડર તો એના હાથમાં ક્યારનું ધરી રાખ્યું હતું, પણ લખેલાં પાંચ વાકયો ઉપરાંત છઠ્ઠા વાક્યનો એક શબ્દ પણ લખવાને એનું હોલ્ડર અને મન ના પાડતાં હતાં. એવામાં ત્યાં બની ઠની અને સજ્જ થઇને, એક હાથમાં રેશમી છતરી ઝાલીને, હસતે મ્હોડે મમતારામ નવલશાના ઓરડામાં દાખલ થયો. કાળીએ મમતારામની જે મહાત કીધી હતી ત્યારથી મમતારામ ઓસીંગો પડી ગયો હતો. ચેહેરાપર તો તેમ નહિ દેખાડવાની એ વેતરણ કરતો, પણ દીલમાં તો ધાસ્કો પેઠો હોયની તેમ, કોઇને મળતાં કરતાં એ ભુઠો પડી જતો. પરન્તુ જ્યારથી રાતીએ સિદ્ધિની વાત રવિમર્દનને કહી, ને તે દ્વારા મમતારામના સાંભળવામાં આવી,

ત્યારથી પોતાની અટકળ ખરી પડેલી જોઇને એની બુદ્ધિ અને મીજાજ પાછાં અસલ ભભકપર આવી ગયાં ને કાંદો ખીલી નીકળ્યો, એટલે કાળીની લજામણી બીના પેલા ભવમાં બની હોયની તેમ, એની ટાપટીપ અને બહાર પડતો સ્વભાવ પાછાં આગળ પડ્યાં. એટલે પોતાનો પહેરવાસ અને મ્હોંનો ચહેરો, જાણે સારા જનમમાં તડકો શીલો એણે જોયોજ નહિ હોય એવો રાખીને એ સંસારમાં પાછો મહાલવા લાગ્યો. આજે નવલશા પાસે એ ખાસ કરીને આવ્યો હતો. નવલશાને વધારે ને વધારે રાજી રાખવાને એને મજબૂત કારણો મળતાં ગયાં હતાં. રવિ-મર્દને રાતીની સિદ્ધિની બીના મમતારામને કહી, ત્યારથી તો એને ખાસ લાગ્યું કે હર બહાને નવલશાને વધારે વશ કરી લેવો. એનાથી વધારે વાર દૂર રહેવાથી, રખેને નવલશાના મનથી એ વિસારે પડી જાય એમ એને ચિંતા રહેવા લાગી.

ઘણે દહાડે મળવાથી નવલશાની જોડે શેકહેન્ડ કરતાં, જાણે તેની આગળ હેતનો કટકો ધરતો હોયની એવી ઢબથી કરતાં, અને નવલશાને જોઇને જાણે એનો આત્મા પરમાનંદને પામ્યો હોયની તેમ એણે મ્હોડું મલકાવ્યું. વાણીરૂપી અમૃત ઓઠમાંથી ઉભરાઈ ઉભરાઇને બહાર આવતું હોયની તેમ મમતારામ બોલ્યો—

"કેમ ભાઈ, ખુશ તો ખરા. લગ્ન પછી તમારે ઘેર આવીને ખાસ મળવાને મારૂં મન તો રોજ તલપાપડ થઈ જતું. પણ સાળું જ્યારે જ્યારે મળવાનું કરૂં ત્યારે કંઈ ને કંઈ લફરૂં લાગેલુંજ હોય. વળી આપણે હમણાંજ નથુશેઠને ત્યાં મળ્યા હતા, એટલે એમ કે એક બે દિવસ મોડું જવાશે તો કંઈ ફીકર નહિ. પણ ગઈ રાતના તો મેં મારા મનથી નક્કી કીધું કે આજે તો સોએ સો ટકાની હાંસલ હોય તો તે પડતી મુકીને પણ નવલશાને તો મળવુંજ."

નવલશા વિચારમાં, ફીકરમાં અને પાવડી અને સિદ્ધિ સંબંધે કંઇ લખવાનું નહિ સુજવાથી દયામણું મ્હોં કરી બેઠો હતો, તે મમતારામને જોઇને એકદમ જાગૃત થયો. ઉદાસી દૂર ફેંકી હસતે મ્હોડે મમતારામ જોડે શેકહેન્ડ કીધી.

"લગ્ન તો બહુ રૂડી રીતથી કીધાં, અને બધે રજતપુરમાં અને અહીં વાખ-વાખી બોલાઇ એ સાંભળી મારા દીલમાં તહાડેક વળી છે. હું ધારૂં છું કે હવે તમે લગ્નના કામથી તમામ રીતે પરવાર્યા હશો."

"અરે ક્યાં, હજી તો થોડા ઘણા રૂપીઆ વરામાં અને એક શેઠીઆ પાર-ટીમાં ખરચવાના હતા, પણ અમને કંઇ સોગ નડ્યો તેથી એ પાપ પત્યું"—નવલશાએ કહ્યું.

"જાણે એ ખરચ તમને પસંદ નહિ પડતો હોયની એવી રીતે તમે બોલો છો."

"અલબત, એમાં કંઇ શક છે? સાળા વરા કરવા અને શેઠીઆ પારટી કરવી

એ ઢોંગ કેવા! કોઇ સારા લોકોપયોગી કામમાં પૈસા વાવર્યા હોય તો એક લેખે ગણાય. તેને બદલે આતો વરામાં કંઠીબંધ વાણીઆઓ, હડહડતા વૈષ્ણવ થઇને, જાણે ઢેડવાડામાં જમવા બેઠા હોયની, અને મારવાડનાં મઉ હોયની, કે બાપ જન્મારે સારૂં ખાધું પીધું ન હોયની, તેમ કાઇકચ કરી મુકે છે! નથી એઠાને ગણતા, નથી જુઠાને ગણતા, કંઇ સુગ પણ આવતી નથી! જ્યાં પગ મુકવો ગમે નહિ ત્યાં ખાસાં મજાનાં અબોટીઆં પહેરીને ચપેટવા બેસી જાય છે, ને ખાવા કરતાં દશગણો બગાડ કરે છે તે કંઇ થોડું શરમાવ જેવું છે. મુંબઇની ગટર સુધરી પણ હજી વાણીઆ મહાજન સુધર્યું નથી."

"રંગ છે નવલશા, તમને રંગ છે!" મમતારામે હસીને કહ્યું—"મારી ખાતરી છે કે આગળ ઉપર બંગાળી બાબુ પેઠે તમે સમર્થ વકતા નીવડશો."

નવલશા વધારે ખીજીને બોલ્યો—"ને શેઠીઆ પારટી! શેઠીઆ પારટી શું! એ પણ કેવો ઢોંગ. અલબત એમાં એઠવાડો કે ભ્રષ્ટાચાર હોતો નથી. પણ વળી શેઠીઆ પારટી શેની? સાળો ઢોંગ તો જુઓ, લગનમાંએ શેઠીઆ પારટી! વરશ-ગાંઠનીએ શેઠીઆ પારટી ને મુવા પાછળએ શેઠીઆ પારટી!"

"ભાઇ, તમારૂં બોલવું હું પસંદ કરૂં છું. પણ તમને ખબર છે? આપણો સંસારી સુધારો મ્હોટો હિમાલય પર્વત ઉચકીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે બેસાડવાનો છે. તે રહેતે રહેતે, ધીમે ધીમે બધું થશે. એ તો ભાઇ, 'ધીરે—ધીરે—રાવળા' જેવું છે. પણ મારા આવવાથી તમને કંઇ અડચણ તો નથી પડતી કેની?" મમતારામે વાત ફેરવતાં પુછ્યું.

"ના બીલકુલ નહિ"—નવલશાએ હસીને કહ્યું—"તમે આવ્યા તેથી હું બહુ રાજી છું. મને હમણાં બરોબર ગોઠતું નહોતું ને હું વિચાર કરતો હતો કે હું શું કરૂં; એવામાં તમે આવ્યા તે સારૂંજ થયું."

"તમે માનશો"—મમતારામ મ્હોં મલકાવતા બોલ્યો—"નથુશેઠને તમારી એવી મોહિની લાગી છે કે એ મને જ્યારે ને ત્યારે પુછ્યા કરતા હતા કે નવલશા લગ્નથી પરવાર્યો છતાં, હવે મને રોજ રોજ મળવા કેમ આવતા નથી? ગઇ રાતનાજ મને કહે કે ઘણા દહાડા થયા ને નવલશા મને મળવા કરવા કેમ આવતા નથી?"

નથુશેઠ પોતાને માટે આટલી કાળજી રાખે છે તે સાંભળતાં, નવલશાનો અસલનો ખુશ મીજાજ ઝટ ઠેકાણે આવી ગયો. એટલે મમતારામ બોલ્યો—

"મેં કહ્યું કે સાહેબ, એ પણ તમારી પેઠે મુંબઇના શેઠીઆ છે, ને મુંબઇ તરત આવેલા છે. હજી રીત વરાથી પરવારતાં વાર લાગશે. માટે થોડા દહાડા

રહીને પછી રોજ રોજ આવશે. એટલે એ શેઠ તો બસ, જીદ લઇને બેઠા કે નહિ, બસ, કાલે ને કાલે જઇને તમે નવલશાને કહેજો કે હું તમારી વાટ જોઇને બેઠા છું. માટે ભાઇ, પુરસદ મળે તો ત્યાં બપોર સપોરના જજોની? આપણે સરખે સરખામાં ફરીએ કરીએ તો મનનો ખુલાસો રહે છે."

"હા હા, હું જરૂર આવીશ. નથુશેઠને મારા સલામ કહેજો કે એક બે દિવસમાં આવીશ. પણ એ શેઠ મને વાલકેશ્વર લઇ જવાને બહુ આગ્રહ કરે છે, ને મેં સાંભળ્યું છે કે ત્યાં કોઇ દહાડો જુગાર પણ રમે છે, ને હજારો રૂપીઆની ઉથલ પાથલ થાય છે, એટલે મારૂં મન કહ્યું કરતું નથી. એ શેઠને તો કોઇને પુછવાનું કરવાનું નથી, પણ મારે તો મારા બાપ આપે તેમાંથી ખરચ કરવાનો રહ્યો તે મને કેમ પાલવે? વળી લગ્નમાં થોડો પરચુરણ ખરચ મને ધારવા કરતાં વધારે થઇ ગયો છે."

એ છેલું વાક્ય બોલતાં બોલાઇ ગયું, ને નવલશા વધારે બોલાઇ ગયું એમ સમજી અચકી ગયો. મમતારામ તરત જાણી ગયો કે વાલકેશ્વર આવવામાં નવલશાના પેટમાં કેમ દુઃખે છે. વળી એનો હાથ હાલ તાણમાં છે, એટલે એ દ્વારાપણ એને રાજી રાખવાની એક વધારે કળા મમતારામને હાથ આવી.

"નથુશેઠ કોઈ કોઈ દહાડો એવો તોર આવે છે તો જુગાર રમે છે, પણ એને તમે જુગાર તો સમજતા નહિ. એ મસે વારૂ, એ એમ સમજે છે કે મારા દોસ્દાર ભાઇબંધોને ખીસા ખરચી મળે છે, ને પોતાની બે ઘડી આનંદમાં જાય છે. તમને તો જુગાર નહિ રમતાં આવડતો હોય પણ હું કાંઈ થોડું ઘણું જાણવા લાગ્યો છું. એટલે હું તમને મારા અનુભવથી કહું છું કે જુગારમાં પણ આપણી સરસી નરસીપરથી, ચુકણીપરથી, ને બીજી ઘણી ઘણી રીતે, બહુ બહુ શીખવાનું ને જાણવાનું છે. આપણી હારજીતમાં ધીરજ રાખવી, ફુલાઈ નહિ જવું, એ બધું આ સંસારમાં શીખતાં વરસોનાં વરસો નીકળી જાય છે. પણ જુગારમાં તો એ અનુભવ સચોટ ઘડી બે ઘડીમાં શીખી જવાય છે, માટે મારો તો એવો વિચાર ખરો કે જુગારની હારજીતનો અનુભવ તો દરેક માણસે મેળવવો જોઇએ."

નવલશાને લલચાતો હોય એવો રંગ જોઇને મમતારામ પાછો રકુ ફેરવતો બોલ્યો—

"તમને હજી રમતાં આવડતું નહિ હોય. માટે તમે કહેશો તો આપણે ભાગમાં રમીશું. તમે કહેશો તો નથુશેઠ તમને હજારો રૂપીઆ ધીરશે. મારી પાસે છે તે તો તમારૂં પોતાનું જાણજો. તમને રમવા કરવાને હું ધીરીશ તેમાં મને બીલકુલ

ટોટો જવાનો નથી. કારણ કે જુગારની ઇષ્ટ દેવી નવા આવનારપર ને જુવાન માણસપર સદા તુષમાન રહે છે. એ કહેણી તો તમે પણ જાણતા હશો, માટે નથુશેઠ તમને વાલકેશ્વર લઈ જવાની જીદ કરે તો ના હા કરતા નહિ."

"પણ એમાં હાર્યા તો મારે ક્યાંથી આપવા"—નવલશાએ કહ્યું.

"તમારી પાસે માગે છે કોણ, હું તમને હજાર રૂપીઆ આપીશ ને તમે ખુલ્લા દીલથી પાસા નાંખજો. જો તમે કમાઓ તો પાછા આપજો, હારો તો મારે અડધી તમારી પાસથી લેવી નહિ; લ્યો આ મારૂં વચન."

નવલશા બહુ હરખાયો. મમતારામે જુગાર રમવાની કળા એને તરત આવડી જશે એમ જણાવ્યું.

આ હું તમને જુગાર રમતા શીખો એમ જોવાને ઇચ્છું છું, તે નહિ કે તમે તેમાં કમાઓ તે સારૂ. પણ એમાં બહુ બહુ અનુભવ મેળવવાનો છે, ને તેમાં તમને આગળ ઉપર લાભ થશે એવી મારી ખાતરી છે, માટેજ હું આટલી ખેંચ-તાણ કરૂં છું. બાકી તમે નહિ હો કે હો એમાં વસ્તુતઃ મને કંઈ લાભ કે હાનિ નથી,

નવલશાને મમતારામની નિઃસ્વાર્થ વાત સાચી લાગી ને પોતે નથુશેઠને એક બે દહાડામાં મળવાની અને વાલકેશ્વર લઈ જાય તો આવવાની ખુશી દેખાડી. એ ઉપરથી મમતારામે નવલશાના મીલનસાર સ્વભાવના જબજાં વખાણ કીધાં. સહેજ રીતે એણે જણાવ્યું કે નવલશાને જુગાર સિવાય બીજાં કામમાં પણ થોડા ઘણા રૂપીઆ જોઇતા હોય તો, ઘર જાણી માગવાને આંચકો ખાવો નહિ. મિત્રો એક બીજાને મદદ કરે એમાં કંઈ ભાર ઉલ્લાર કે કોઇનું સંપાડું ચહડતું નથી. નવલ-શાને રૂપીઆ સો બસો માગવાનું બહુએ મન થયું, પણ કોણ જાણે જીભ ઉપડી નહિ

"ના ના મને હાલ જરૂર નથી. જોઇતા હશે તો તમે ક્યાં દૂર છો. હું જરૂર માગીશ."

"તમે માગશો ત્યારે જ મારી ખાતરી થશે કે તમે મારાથી જુદાઈ રાખતા નથી, બાકી—"

"હું માગીશ, માગી લઇશ, મને જરાક કામ પડવા દો ને તમારીજ ખાતરી કરી આપીશ કે હું તમારાથી કોઇ વાતે પડદો રાખતો નથી, પછી કંઈ છે? લ્યો આ મારૂં વચન."

મમતારામ બહુ હરખાતો દેખાયો. એણે હવે બીજી વાત છેડી.



## પ્રકરણ ૬૨ મું

### વિદ્વદ્ વિનોદ સંબંધે મમતારામની સલાહ

રાગ અનુરાગ પાશે રે–બાંધ્યું ના શકે નાસી. (દયારામ.)

મને આનંદશંકર કહેતો હતો કે તમે વિદ્વદ્‌વિનોદ નામનું એક માસિક ચોપાનિયું બહાર કહાડવાનો આરંભ આદર્યો છે. તે માટે હું તમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. કારણ કે પોતાની વિદ્વત્તાનો ને અનુભવનો લાભ લોકને આપવો એ દરેક વિદ્વાન્‌ની ફરજ છે. આ કામમાં મને વધારે ખુશાલી તો એમ લાગે છે કે તમે હવે પરણી પસ્તીને મ્હોટા થયા છો, એટલે અલબત તમારે કંઈ ધંધે ઉદ્યમે લાગીને લોકને સારો દાખલો દેખાડવાની પણ જરૂર છે. વળી આમાં તમારો અનુભવ પણ ખીલશે એ પણ કંઈ જેવો તેવો લાભ નથી.

નવલશાને પાવડી અને સિદ્ધિ સંબંધે પુરા પાંચ વાક્ય લખતાં જે છેકાછેક કરવી પડી હતી ને મુશ્કેલીઓ નડી હતી તે યાદ આવતાં, પોતાનું મ્હોં કંઈક કડવું કરતો એ બોલ્યો—

"તમારૂં કહેવું ખરૂં છે. એ ચોપાનીઆથી અમારી વિદ્વત્તા ખીલશે ખરી, પણ હજી શરૂઆત છે. એટલે મને તો લખવા કરવામાં એટલી એટલી અડચણો આવે છે, કે હું તો અત્યારથીજ કંટાળી ગયો છું!"

"ના ના એ પ્રમાણે તમે કાયર થઈ જશો નહિ. રસ ભર્યું લખવું એ કળા તો રહેતે રહેતે સંપાદન થાય છે. મને સારી પેઠે યાદ છે કે જ્યારે અમે સુધારાના જોમમાં અને જોમમાં ભાષણો કરવા અને નિબન્ધો લખવા શરૂ કીધાં ત્યારે, મને પોતાને પણ તમે કહો છો તેવી મુશ્કેલીઓ નડી હતી. યોગ્ય શબ્દો સ્ફુરે નહિ. વર્ણવિન્યાસ પણ ખોટો આવે. વિચારોની સંકલના પણ અસંબદ્ધ થઈ જાય, વિગેરે વિગેરે અનેક બાબતો અમને ઘડીભર જબરી પંચાતીમાં મેલતી. પરન્તુ મનમાં હોંસ અને ખંતીપણું હતું તો અમે પાર પડ્યા, ને લોકના દીલમાં છાપ પડે એવાં ભાષણો અમે લખતા અને બોલતા શીખ્યા, માટે ભાઈ, તમે કાયર થશો નહિ. યા હોમ કરીને મચ્યા રહેવું એજ આપણો ધર્મ છે."

"હા પણ લખવા કરવા કે વિચારો દર્શાવવાને માટે મને તો ગુજરાતી ભાષા છેક રસ વગરની અને ખડબચડી જેવી જણાય છે. સાળી-શું શાની તે કીમત શું."

"શું શાની કીમત હિંદ વાસીઓએ એક આનો આંકી છે"—મમતારામે હસતાં હસતાં કહ્યું. 'અબે તબેકા એક રૂપૈયા, અઠે કઠે આના બાર, છકડુન તીકડુન આઠ આના ને શું આના પૈસા ચાર.' પણ આ તો હું હસવાને માટે કહું છું.

બાકી તમે આમ આપણી ગરવી ગુર્જરી માતને વખોડો છો તેથી એક લેખે મારા પેટમાં બળી જાય છે! પણ તમારૂં કહેવું તકરારની ખાતર સ્વીકારીએ, તો શું આપણા વિદ્વાનોનો ધર્મ નથી કે આપણી માતૃભાષાને ખીલવવી? અરે, જેમાં મહાસમર્થ નરસિંહ મહેતો, પ્રેમાનંદ, શામળ અને બાંકો દયારામભાઈ થયા છે, તે ભાષાની પ્રૌઢતા અને રસમાં કચાસ હોયજ નહિ! તમે કવિ પ્રેમાનંદ સુત વલ્લભનાં કાવ્યો વાંચ્યાં છે? પણ હજી તમારે અંગ્રેજી પેઠે ગુજરાતી ખેડવાની છે તેથી એમ કહો છો."

"વળી એમાં ખેડ કરવાનું છેજ શું? મને તો એ ભાષાના એકે જુના કે નવા ગ્રંથમાં રસ પડતો નથી."

મમતારામ હજી વધારે બોલવા જાત, પણ આ બાબત આવા જડસુ જેવા જોડે વધારે તકરાર કરવી દુરસ્ત ધારી નહિ, તેથી વાત ફેરવતા એ બોલ્યો—"તમને ગુજરાતી લખવા કરવામાં મુશ્કેલી આવતી હોય, તો હું તમને એક રસ્તો બતાવું. તમારા આ ચોપાનીઆ સંબંધના ઉદ્યમને મારે યથાશક્તિ મદદ આપવી જોઇએ. હજી તમારી ગુજરાતી શૈલી બરોબર જામી નથી, ત્યાંસુધી તમે માત્ર તમારા વિષયોનું ટાંચણ કરી મને આપશો, તો હું તેને યથાર્થ રીતે ભાષામાં મુકીશ, એટલે કે વિચારો અને વિષય તમારા ને શબ્દો મારા. તમારા ચોપાનીઆના આરંભમાં એમ કરવાની જરૂર છે, કારણ કે નહિ તો રસ વગરનું જાણી કોઈ તેનો પોશીંદો થશે નહિ.

નવલશાને આ વાત આબાદ પસંદ પડી. પાવડી ને સિદ્ધિ વિષે પાંચ વાક્યો લખીને જ એ તો કંટાળી ગયો હતો, તેથી મમતારામનો આભાર માનતાં એણે કહ્યું—

"મને એવી મદદની ખરેખરી જરૂર છે. મને ગુજરાતી લખવાનો જ મુળમાં કંટાળો છે. ને કે મારાથી અશુદ્ધ લખાય છે એમ જાણવા છતાં પણ શુદ્ધ લખાતું નથી. માટે જો તમે થોડા મહિના મને એ પ્રમાણે મદદ કરશો તો મારી ગુજરાતી શૈલી સુધરશે ખરી."

"ઘણી ખુશીની સાથે"—મમતારામે કહ્યું—"તમારા જેવા જુવાન માણસોને હાર પાડવા એ મારી ખાસ ફરજ છે; તમારે માટે તો તમે કહેશો તેટલી મદદ આપીશ. તમે હમણાં પાંવડી અને સિદ્ધિ સંબંધે લખો છો કેની, તો વારૂ એ બાબતસર તમે શું શું કહેવા માગો છો, તે અનુક્રમવાર ગોઠવીને મને આપશો તો હું એક નિબંધ લખી આપીશ."

"જુઓની"—નવલશા વિચાર કરતો બોલ્યો—"પાવડી અને સિદ્ધિ માટે મારા જોવામાં એવો ચમત્કાર આવ્યો છે, કે જો કોઇને હું વાત કરૂં તો મને

દીવાનામાં કહાડે. પણ મેં જે જોયું તે ખઈ છે, અને જો આનંદગિરિ મહારાજે અમને મનાઈ નહિ કીધી હોત તો હું તમને બધું જરૂર કહેતે. એટલે મને એ વિષય લખતાં લખતાં વિચાર થયો કે આ બાબત લખું કે નહિ લખું, તોપણ મેં આટલું તો લખ્યું છે." એમ કહી જે કાગળપર નવલશાએ એક કલાક સુધી છેકાછેક કરી પાંચ વાક્યો લખ્યાં હતાં તે મમતારામને દેખાડ્યાં. નવલશાના અક્ષરજ કાચા અને ભુંડના કાન જેવા હતા. કાગળમાં એટલી તો છેકાછેક અને ચેનચુરા હતી કે જાણે, નવલશાએ ખાસ શ્રમ લઈને. પોતાના શબ્દો અને વાક્યો છેકાછેકના ડુંગરાઓમાં સંતાડી દીધાં હોયની! માણમાણ કાગળપરનું લખાણ નવલશાની સહાયતાથી વાંચીને, થોડીવાર વિચાર કરીને, નવલશા રાજી રહે એમ એ બોલ્યો—

"તમારા વિચારો ખરેખર સ્તુતિપાત્ર છે. તમારા ચોપાનીઆમાં જ્યારે પાવડી અને સિદ્ધિની અપૂર્વ વાત વાચકવર્ગના વાંચવામાં આવશે ત્યારે તેઓ આંખ ફાડીને કહેશે, કે હવે તો કલિયુગમાં પણ થીઓસોફીસ્ટોના મહાત્માના પધારવાથી જમાનો બદલાઈ ગયો છે. પણ ભાઇ"—મમતારામ બહુ જ ધીમેથી નવલશાને ફોસલાવતો હોય એમ બોલ્યો—"આપણા ખરા અનુભવની વાત જ્યાં સુધી લખીએ નહિ ત્યાં સુધી લોકને રસ પડે નહિ, ને તે વગરનું ચોપાનિયું ખીલે નહિ; માટે બાધ ન આવે એવો તમારો દીઠેલો અનુભવ, કંઈ નહિ તો થોડો ઘણો મોઘમ લખશો, તોજ તાલ આવશે. પણ આ બાબત હું વધારે કહીશ તો તમને વહેમ આવશે, કે હું તમારી વાત જાણવા માગું છું, એટલે હું બોલતો અટકી જાઉં છું."

"તમારે માટે મને એવો ખોટો વિચાર છે જ નહિ"—નવલશા મમતારામને સારૂં મનાવતો બોલ્યો—"પણ અમને મહારાજે એવી મનાઈ કરી છે કે કોઇને કંઈ કહેવાઈ શકાતું નથી. વિચાર કરીને મારાથી જેટલું જણાવી શકાશે તેનું ટાંચણ કરીને હું તમને આપીશ."

"આ બાબતસર મને એમ લાગે છે કે તમે કોઈ સાધુ પુરૂષની સલાહ લ્યો તો કેવું સારૂ? મારા જેવા આગળ તમારાથી વાત નથી થતી તે એક લેખે વાજબી ગણાય. પણ જો કોઈ સંસાર છોડી દીધેલો અને પરમાત્મામાં મગ્ન થયલા સાધુ પુરૂષની આગળ તમે ખુલાસો કરો તો શું બાધ આવવાનો છે? આનંદગિરિ મહારાજની મનાઈ તો સંસારી લોકને ઉદ્દેશીને હશે, વળી તમારા મનમાં એ વિષે કેટલીક ભ્રમણુતા ને વસવસો છે, તેનો ખુલાસો તમને મળે તો તે તમને જરૂર લાભકારી થઈ પડે."

નવલશા મમતારામનું કહેવું બધું શાંત રીતે સાંભળી રહ્યો. પાવડીની સિદ્ધિ મળ્યા પહેલાં, પોતાથી પાવડી પહેરાય કે નહિ એ બાબત જાણવાની એને ખંત લાગી હતી. તે જાણવા એણે ઘણાક ઉદ્યમ આદર્યાં હતા, પણ દૈવયોગે તે ફળીભૂત થયા નહોતા. મમતારામનું કહેવું એને વાજબી લાગ્યું કે સાધારણ લોકની આગળ વાત કરવાની મહારાજે મના કરેલી હોવી જોઇએ. કોઇ સાધુ પુરૂષની આગળ પોતાની શંકા નિવારણ થાય તે સારૂ, હકીકત જણાવવામાં કંઈ ખોટું થતું હોય એમ એને લાગ્યું નહિ; તેથી એણે કહ્યું—

"એવા સાધુઓ કંઈ શોધ્યા મળે છે, તેમાં મુંબઇમાં તો હોયજ ક્યાંથી ?"

"તમારી આજ ભુલ છે"—મમતારામે ભાર મુકીને કહ્યું—"બધા લોક આવી બાબતમાં જ્યારે ત્યારે મુંબઇનો એકડો કહાડી નાંખે છે. પણ હું અનુભવસિદ્ધ વાત કહું છું કે મુંબઇમાં જેટલા ધર્માત્માઓ મળી આવશે, તેટલા આર્યાવર્તમાં બીજે કોઈ ઠેકાણે મળવાના નથી. તથાપિ એટલું તો ખરૂં કે જેમ ધર્માત્માઓ છે તેમ દુષ્ટાત્માની પણ અત્રે ખોટ નથી."

"ત્યારે મનેજ કહોની, આ બાબતમાં મને કોઈ સલાહ આપે એવો કોઈ સાધુ તમારી જાણમાં છે."

"અરે, એવો સાધુ પુરૂષ સારા ભાગ્યે હાલ મુંબઈમાં બીરાજે છે. એનો પ્રતાપ તો આજ કાલ મુંબઈમાં જ્યાં ત્યાં ગાજી રહ્યો છે. તમે શું એવી વાત સાંભળી નથી કે કોઈ રવિમર્દન નામના મહારાજપર ગણપતિએ પ્રસન્ન થઇને, પોતે વાલકેશ્વરમાં કયે ઠેકાણે બીરાજે છે તે બતાવી આપ્યું ? ને તે પ્રમાણે રામાવતારના રામગણપતિ પણ પધારી ચુક્યા છે !"

"મેં એવું કંઈ વાંચ્યું હતું ખરૂં, પણ હું તો કશું માનતો નહોતો."

"તમે એવી વાત ન માની એમાં કંઈ નવાઈ નહોતી. પણ ગણપતિ પધારવાની ખબર, અચાનક રીતે મહારાજના હાથમાં આકાશમાંથી એક ચીઠ્ઠી પડવાથી મહારાજને મળી. તે વખતે અમે બધા પાસે હતા ને ગણપતિને પધરાવી લાવ્યા ત્યાંસુધી હું મહારાજની પાસે ને પાસે હતો."

"એમ કે, મહારાજ શું તમને ઓળખે છે."

"એવા મહાત્મા મારી ઓળખ રાખે એમ તો કહેવાય નહિ. પણ બીજાઓ ભેળો હું પણ એમનો દાસાનુદાસ છું. મારા પૂર્વનાં પુણ્ય કે મહારાજ સમદર્શી છે, છતાં મારાપર કંઈ કૃપાકટાક્ષ નાંખે છે."

"હા, એવા કોઇથી મને કેટલોક ખુલાસો મળે તો કંઈ જંપ વળે ખરો."

"તમે આવો, આપણે એકવાર તેમનાં દર્શન કરીએ. તમે જોશો તો તમારી ખાતરજમા થશે કે આનંદગિરિ મહારાજ કરતાં એ કંઈ ઓછા ચમત્કારી નથી. હું તો તેમનાં દર્શનાર્થે ઘણીવાર જાઉં છું, ત્યાં મારા જોવામાં અને સાંભળવામાં એવી એવી લીલાઓ આવે છે કે બસ, મને તો એમ થાય છે કે આ બધી જંજાળ છોડી મહારાજની સેવાચાકરીજ કરૂં!"

"હેં—એ મહારાજ એટલા બધા પ્રતાપી છે એ વાત તો હું તમારે મ્હોડેથી સાંભળું છું."

"તમે એક વાર આવો તો તમારીએ ખાતરી થશે. તમે નથુશેઠને બંગલે આવવાને તો કબુલ થઈ ચુક્યા છો, એટલે કોઈ દહાડો સવારના બંગલામાંથી આપણે પરભાર્યા ત્યાં જઇશુ. હાલમાં મહારાજે વાલકેશ્વરમાં રામગણપતિનું મંદિર બંધાવવા માંડ્યું છે, તેથી પોતે ત્યાંજ રહે છે, ને મંદિર સારૂ લાખો રૂપીઆ ભરાયા ને હજીએ ભરાતા જાય છે!"

એટલામાં ત્યાં આનંદશંકર આવી પહોંચ્યો. આનંદશંકરનો ચહેરો ચોપાનીઆ સંબંધે વિચારો કરી કરીને બહાવરો બની ગયેલો દેખાતો હતો, તથાપિ તે ઉદ્યમમાં પોતાના જન્મારાનું સાર્થક માનતો હોવાથી, એની મુદ્રા કંઇક પ્રસન્ન પણ જણાતી. એના હાથમાં ચોપાનીઆનો ભારો ને નોટબુક હતી. સલામ કરતાં કરતાં તે બંનેને ટેબલપર મુકતાં એ બોલ્યો—

"હવે તો આપણા વિદ્વદ્ વિનોદ ચોપાનીઆનો પ્રથમ અંક બહાર પડે તો બહુજ સારૂં થાય, કારણ કે એના એજ વિષયના વિચાર કરવાથી મારા મનપર એટલું તો પ્રેશર (દબાણ) વધી ગયું છે કે નહિ તો હું મેટ થઈ જઇશ."

આનંદશંકર ચોપાનીઆની લ્હાયમાં વિકલ જેવો દેખાતો હતો. તેનું આવું બોલવું સાંભળી મમતારામને હસવું આવ્યું—

"હા, પણ મેં તમને એ ચોપાનીઆનાં હેંડબીલો કહાડવાની સૂચના આપી હતી તે પ્રમાણે તમે તેનો ખરડો તૈયાર કીધો"—મમતારામે પુછ્યું ને નવલશાને ખુલાસો કરતાં કહ્યું—"તમે પ્રથમ અંક બહાર પાડીને લોકમાં વેંચો તે પહેલાં, જનમંડળમાં તમારા વિદ્વદ્વિનોદ ચોપાનીઆની ઉત્કંઠા વધારવી જરૂરની છે. તેથી કરીને તમારા ગ્રાહકો પણ વધશે ને મારા જેવાને એવાં હેંડબીલો હોય તો, ગ્રાહકોનાં નામ ભરાવવાં સુગમ થઈ પડશે, માટે મેં આનંદશંકરને હેંડબીલનો ખરડો તૈયાર કરવાનું કહ્યું હતું."

નવલશાને એ યુક્તિ પસંદ પડી, તેથી મમતારામનાં વખાણ કરવા લાગ્યો એટલે મમતારામે કહ્યું—

"મેં તમને પહેલાથી નહોતું કહ્યું કે તમે છો, આનંદશંકર છે, તેઓ ઉત્સાહ પૂર્વક આવું સારૂં કામ આદરે, તેમાં મને મળેલા અનુભવ પ્રમાણે મદદ આપી તમને હાર પાડવા એ મારી ખાસ ફરજ છે. તમે ચોપાનીઆના ગ્રાહક ઓછા થશે એવી ધાસ્તી તો રાખતા નહિંજ! ઓછામાં ઓછાં બસો ગ્રાહક તો હું તમને મેળવી આપીશ, પછી કંઇ છે? અમારા નથુશેઠને કહીશ ને તમારૂં નામ લઇશ તો પચાસ નકલ તો એ ખુશીથી લેશે. વળી હમણાં મારે મદનપાલશેઠ ધનપાલશેઠ વગેરે બડે-જાઓ જોડે ઓળખાણ થઇ છે, તો બસો ગ્રાહક ભેગા કરવા કંઇ ભારે નથી. પણ તમે પેલો ખરડો તૈયાર કીધો"—મમતારામે આનંદશંકરને પુછ્યું.

આનંદશંકરે ખુશ મીજાજથી એક ચોપાનીઆમાંથી ઘણી સારી રીતે લખેલો કાગળ કહાડી, પોતે તે ખરડો લખવામાં બહુ શ્રમ લીધો હતો તેથી તેની તરફ માનની નજરથી જોતાં, મમતારામને આપ્યો. મમતારામે તે વાંચીને પસંદ કીધો ને કહ્યું કે જેવું જોઇએ તેવું લખાણ થયું છે; માટે હવે એને જેમ બને તેમ જલદી છપાવી લોકમાં વેંચો. એટલે આનંદશંકરે હરખાઇને કહ્યું—

"ભાઇ, તમે મને હેંડબીલ છપાવવાની વાત કીધી, તે મને તો એવી ડુ ધી લાઇન્ટ (આબાદ) લાગી કે રાતના બે વાગ્યા સુધી ઉંઘ અને ઉજાગરો વેઠીને મેં આ ખરડાનો ડરાફ્ટ તૈયાર કીધો. સવારના ફેર લખી હું તમને બતાવવાને લાવ્યો. દૈવયોગે લાગલાગટ બે દહાડા સુધી તમારી મુલાકાત મને થઇ નહિ. અધીરાઇને લીધે મારો જીવ વશ રહ્યો નહિ તેથી એ હેંડબીલોની બે હજાર નકલ છપાવવાનો હુકમ આપીને હું હમણાંજ આવું છું. તમે એને પસંદ કીધો, એટલે મારે જોખમે મેં એને છપાવવા મોકલ્યો તે સારૂ હું તમારી પારડન (માફ) માગું છું." મમતારામ આનંદશંકરના ઉત્સાહનાં જાબજાં વખાણ કરવા લાગ્યો, એટલે આનંદશંકર નવલશા તરફ ફરીને, ભાષણ કરતો હોય તેવી ઢબથી બોલ્યો—

"ભાઈ, આપણા વિદ્વદ્વિનોદ ચોપાનીઆનું મહદ્ ભાગ્ય! વસ્તુતઃ આપણું પણ અહો ભાગ્ય, કે આપણા જેવા કાચા, બીન અનુભવી માણસને એડવાઇસ (સલાહ) આપવાને દૈવે આપણી તરફ મમતારામને પાઠવી દીધા છે. હું તમને શું કહું, તમારી જોડે આપણા ચોપાનીઆનું નામ આપવા સંબંધેના કામથી પરવાર્યા પછી, મારા મનમાં એવું ગુમાન આવી ગયું કે બસ, હું અલ્પજ્ઞ આનંદશંકર છું તોજ આ ચોપાનીઆનું કામ હરોલમાં આવતું જાય છે, પણ એવા મિથ્યા ગર્વને જબરી થાપટ આપવાનો જગન્નિયંતા પ્રભુનો સ્વભાવ છે, તેણે મારૂં એવું અભિમાન એક ચપટીમાં હરી લીધું. મમતારામની આગળ એ ચોપાનીઆની

વાત કીધી ને નામ આપવામાં મેં જે આગળ પડતો ભાગ લીધો હતો તેની ખુલાસ મારી. પણ ત્યાર પછી મમતારામે ચોપાનીઆ સંબંધે, હજી આપણે કેટલાં કેટલાં કર્તવ્યો બાકી છે તે એક પછી એક બતાવી, મને જે અનેક અનેક કીમતી અને અનુભવ સિદ્ધ સલાહ આપી છે, તેથી મારી આંખ એકદમ ઉઘડી કે બચ્ચા આનંદશંકર! શેરને માથે સવાશેર છે. તું તારા મનથી શકટ નીચે શ્વાનની પેઠે ભારમાં અને ભારમાં કુટાઈ મરે છે. પણ આ મમતારામની કીંમતી સૂચના વગર તારૂં ચોપાનિયું એક ઘડીભર ટકી શકત કે? અરે, જ્યારે એમણે હેંડબીલોની વાત કીધી ત્યારે મને આશ્ચર્ય તો એમ લાગ્યું કે હું છપાવવાના કામકાજમાં આટલો આટલો પાવરધો, તેને આવી સાધારણ વાત સુજી નહિ! વળી આપણા ચોપાનીઆનાં બસો ગ્રાહકો જેઓ દેવદત્ત (મફતીઆ) થઈ પડવાના નથી, તે મેળવી આપવાને એમણે જે ઉત્સાહ બતાવ્યો છે તેનું ઓબ્લીગેશન (આભાર) તો આપણાથી કોઈ કાળે ભુલાવાનું નથી. જો એટલાજ ગ્રાહકો થશે તો આપણું વહાલું વિદ્વદ્‌વિનોદ ઘણાં વર્ષો સુધી ટકી શકશે. જો કે આપણે તો હજી બીજા ઘણા ગ્રાહકોની આશા રાખીએ છીએ, ને વર્ષોવર્ષ આપણાં ગ્રાહકો તો વધ્યા કરશે, તથાપિ આપણા વિદ્વદ્‌વિનોદને મજબુત પાયાપર મેલવાને આપણે મમતારામના જેવા તેવા ઓસીંગણ નથી."

"મને પણ એ ચોપાનીઆ સંબંધે જે મદદ આપવાનું મમતારામે કબુલ કીધું છે, તેથી હું પણ એમનો આભારી છું. બાકી પાવડી એ વિષયપર લખતાં આજે હું એટલો કંટાળી ગયો હતો કે લખવાનું કામ મારાથી નહિ બને એમ તમને કહેવાનું સુદ્ધાં મેં નક્કી કીધું હતું. પણ હવે તો મારા વિચારોને મમતારામ પોતાના શબ્દોમાં ગોઠવશે એટલે મારે માથેથી તો ખરી કાશળ પતી છે."

"તમે મારાં આટલાં બધાં વખાણ કરો છો તેને હું લાયક નથી. હું તો મારી ફરજ સમજીને તમારા કામમાં ઉત્સાહપૂર્વક ભાગ લઉં છું. હું જે યત્કિંચિત્ કરૂં છું તે સારૂ, હું રાજી થાઉં તેવું તમે બોલ્યા છો તેજ પુરતો બદલો છે, ને હજીએ તમો આવા ગુણગ્રાહી છો તો રાતના કે દિવસના, સુતાં કે જાગતાં, તમારા વિદ્વદ્‌વિનોદ ચોપાનીઆનું ભલું કરવાને હું, તન, મન, અને ધનથી મથન કર્યાજ કરીશ."

એ પ્રમાણે ભાષણો ચાલે તેવી ઢબથી, એક પછી એક આમન સામન અને માંહોમાંહે ભારોભાર માખણ લગાડવા લાગ્યા. ભાષણ કરવાની તો આનંદશંકરની ખાશીઅત હતી, ને એકવાર જરાક જેવું ભાષણ એ કરતો કે એનો કાંદો ખીલી

નીકળતો; તેથી હવે એને વધારે સુર છુટયું ને હર્ષનો માર્યો ઉભો થઈ પોતાના બંને હાથ ટેબલપર ટેકવીને નવલશા તરફ ફરીને એ બોલ્યો—

મમતારામભાઇએ આટલું આટલું આપણા **વિદ્વદ્‌વિનોદાર્થ** કીધું છે છતાં, પોતે કંઈ નથી કીધું એમ જણાવે છે તે એમની **મોડેસ્ટી** (નમ્રતા) દાખવે છે. હજી તો એમના ઉપકારનું ખાતું આપણે સમાપ્ત કીધું નથી. બીજી નહાની નહાની અને છુટી છવાઈ સલાહો, જો કે તે કારણથી ઓછી કીંમતી નથી તેને બાજુએ મુકીએ તોપણ, સૌથી અગત્યની જે એક અતિ ઉત્તમ સૂચના આપણે મળી છે તે હજી તમને કહેતાં હું વિસરી જાઉં છું. એપરથી એ ભાઈ પરમાર્થ વિષયમાં કુશલ છે, તેની સાથે સંસાર વ્યવહારમાં પણ કેવા કુશલ છે તે જણાઈ આવે છે. આપણા થનારા ગ્રાહકો ગુણગ્રાહીજ નીકળશે એ વિષે મને કશોએ શક નથી. તથાપિ એટલું તો ખરૂં કે જ્યાં સાકર હોય ત્યાં માખી બણબણ્યા કરે. જન-મંડળના એ સ્વભાવને આપણા કાર્યને વશવર્તિ કરવાને મમતારામભાઇએ જે યુક્તિ બતાવી છે તે સર્વમાન્ય છે. સર્વ તે પ્રમાણે આચરણ કરે છે છતાં આપણે તો સુઝીજ નહોતી !"

"એવું તે મેં શું સૂચવ્યું છે કે તેનાં તમે આટલાં બધાં વખાણ કરો છો"—મમતારામે પુછ્યું.

નવલશાએ અધીરા પડીને કહ્યું—"આનંદશંકર એકવાર ભાષણની ધુનમાં ચહડ્યો કે બસ, લાંબું લાંબું બોલ્યા કરી બધાને ટટળાવ્યા જ કરશે, ને એક પગલું ચાલવું હશે તો એક ગાઉની ફલાંગ મારશે ! ભલા માણસ, કહી દ્યોની કે મમતારામે આ સલાહ આપી કે મારા જીવને જંપ વળે. આમ લાંબું લાંબું શું પીંજ્યા કરો છો ?"

"તમે ધીરા પડો"—આનંદશંકરે બહુ જ શાંત રહીને હસતાં હસતાં જવાબ આપ્યો—"વાજતું ગાજતું સૌ માંડવે આવશે. મમતારામભાઇનો ઉપકાર માન્યા વગર હું કંઈ બોલું તો હું **અનગ્રેટફુલ** (કૃતઘ્ન) ગણાઉં માટે થોડું મંગલાચરણ કરવાની **નેસેસીટી** (જરૂર) મને જણાઈ હતી. પણ હવે તમને વધારે ટટળાવવા હું વાજબી ધારતો નથી, તેથી મમતારામની અતિ ઉત્તમ યુક્તિ હું તમારી આગળ ખુલ્લી કરી દઉં છું. એમ કહી નવલશાને વધારે ટટળાવવા થોડીકવાર એ તેની અને મમતારામની સામે વારાફરતી જોઈ રહ્યો. નવલશા છેક ચ્હીડાઈ જશે એવું લાગ્યું ત્યારે જ એ બોલ્યો—

"તમે તો તમારી ખાનગી વાતો તમારા પેટમાંજ ભરી રાખો છો. ઇષ્ટ મિત્રથી પણ જુદાઈ રાખો છો, પણ **उदारचरितानां तु वसुधैव कुटुंबकम्.** પણ લ્યો, હવે એમણે બતાવેલી યુક્તિ હું કહું છું."

"આપણા ચોપાનીઆમાં એક વિષય ઇનામનો રાખવો. એટલે કે એક વર્ષની આખેરીમાં આપણા **વિદ્વદ્વિનોદ** ચોપાનીઆમાં જે ગ્રાહક ઉત્તમ વિષય લખી મોકલે તેને પંદર રૂપીઆ ઇનામના આપવા. કવિતાના લખનારને દશ રૂપીઆ આપવા, રમુજી ટુચકાઓ કહાણીઓ વર્ષ આખરે જેણે ઘણામાં ઘણી મોકલી હોય તેને પાંચ રૂપીઆ, ને કોરડાઓ સમસ્યા પૂર્તિ વગેરે જે મોકલે તેને પણ પાંચ રૂપીઆ આપવા. તેથી આપણે બે ફાયદા થશે. આપણા ચોપાનીઆના ગ્રાહકો પણ ઇનામની લાલચે અસંખ્યાત વધ્યા જશે ને સાથે આપણા ચોપાનીઆનું ભરતિયું પણ ઠીક થશે!"

"ખરી વાત"—નવલશા બોલ્યો—"આ યુક્તિ તો આપણે નહિજ સુજી."

"નહિ સુજી તે"–આનંદશંકરે કહ્યું—"એક લેખે આપણી ગરૂરી ઓછું કરનારૂં છે, પરન્તુ હજીએ આપણે આ ગૃહસ્થે સવેળા બતાવી એ એક ધન્યવાદની વાત છે."

"એ સંબંધી કેટલુંક ફરી ફરી રટણ કરતાં મને એમ લાગે છે કે"—મમતારામે હસીને કહ્યું—"તમારા અથવા આપણા **વિદ્વદ્વિનોદ** ચોપાનીઆના મુબારક નામ સાથે, રોકડા રૂપીઆને બદલે કોઈ રૂપાનો સારી કારીગરીવાળો પ્યાલો રકાબી અને ઉત્તમ સંસ્કૃત અને અંગ્રેજી શોભીતાં પુસ્તકો આપશું તો ઠીક પડશે. વળી એથી કરીને આપણે દેશી કારીગરીને પણ થોડું ઘણું ઉત્તેજન આપ્યું ગણાશે. માટે સારો વિષય લખનારને દેશી ઉત્તમ કારીગરીનો પ્યાલો, કવિતા લખનારને તેવીજ રકેબી, ટુચકાવાળાને પાંચ રૂપીઆનાં અંગ્રેજી પુસ્તકો અને કોરડાવાળાને સંસ્કૃત પુસ્તકો આપવાં ઠીક પડશે."

આનંદશંકર ને નવલશા તો દંગજ થઈ ગયા! કેવી આબાદ યુક્તિ!! તેમાં એક પંથ ને દો કાજ—ચોપાનિયું પણ પ્રસિદ્ધિમાં આવે, ગ્રાહકો પણ વધે, ને દેશી કારીગરીને ઉત્તેજન આપવાનો પણ ફાંકો રખાય! આનંદશંકર તો મમતારામને પગે પડવા જેટલો પોતાને ઓશીઆળો માનવા લાગ્યો. ઘડીકમાં વળી, ચોપાનીઆ સાથે પોતાને આવો નિકટનો સંબંધ છતાં આમાંનું કંઇ સુજ્યું નહિ તેનો પરિતાપ કરવા લાગ્યો, ઘડીકમાં ચોપાનીઆના ગ્રાહકો વધશે તેથી હરખાયો ને ઘડીકમાં મમતારામનો પાડ માનવા લાગ્યો.

થોડી વારે બંને જણા શાંત પડ્યા ને આનંદશંકરે **વિદ્વદ્વિનોદ** ચોપાનીઆના પ્રથમ અંકમાં છાપવા સારૂ એક કવિતા જોડી હતી તે મમતારામને પસંદ પડે છે કે નહિ તે સારૂ ગાઇ સંભળાવી.

લાવણી—જુઓ કરી વિચાર તમે સહુ—દેશ અવસ્થા બહુ બગડી;
સુધારવાને કરો પ્રયત્નો—દેશ રટણ કરી ઘડી ઘડી.
છોડો નિજ ઘરબાર બની સજ—થઇ પ્રવાસીને સંચરો;
દેશ વિદેશે ખૂબ ફરો—કંઇ દેશ દાઝને દીલે ધરો.
સારાં હુન્નર કલા જુઓ જઇ—શીખો કરામત કંઇ સારી;
દેશ વિષે બહુ પસારી દેવા—જણાય જો તે ગુણકારી.
કોઇક રહો મશગુલ ખેતીમાં—કોઇક યંત્રની શોધ કરો;
સ્વલ્પ વખતમાં કામ વધારે—તેવાં દેશી પાસ ધરો.
નૌકા વિદ્યા હાલ સમયમાં—સરસ ગણાએ છે માનો;
(માટે) પ્રવીણ થઇને દરીઓ ખેડો—દેશી વહાણુ કપટાન બનો.
જાત જાતની ખનીજ સોધી—દેશ ખીલવવાને માંડો;
અવલોકન કરી બહુ જગાએ—કરામતો સોધી કહાડો.
કામ આવતાં કલા કસબને—શીખવવા શાળા સ્થાપો;
નિત્ય કામ કંઇ બને સહેલથી—તેવી કેલવણી આપો.
દેશદાઝ નરનાર ધરો સૌ—ખેતી કરી પડશો આગે;
આર્યાવર્ત્ત સજીવન થાતાં—કહો વાર પછી શું લાગે?

મમતારામે વળી કેટલીક વધારે સારી સલાહ અને કીમતી સૂચના આપી. આમ તેમ વાત કરી એ જવા નીકળ્યો. જતાં જતાં નથુશેઠ પાસે આવવાની ફરી નવલશાને ભલામણ કીધી. પાવડી ને સિદ્ધિ માટેનું થોડુંક ટાંચણ આજે ને આજે મોકલી આપવાનું સૂચવ્યું, કે તે પછી પોતાથી તે વિષયપર લખાણ કરવાને બને.



## પ્રકરણ ૬૩ મું

### સુખપાલકાકા પાંદડે પાંદડે નાચવાનું કરે છે

वरेऽन्यस्मिन् द्वेषः पितरि विचिकित्सा च जनिता
पुरावृत्तोद्गारैरपि च कथिता कार्यपदवी
स्तुतं तन्माहात्म्यं यदभिजनतो यच्च गुणतः
प्रसंगाद् वत्सस्येत्यथ खलु विधेयः परिचयः (भवभूति)

વિહારીલાલને ત્યાં કરી રાખેલી સંતલસ પ્રમાણે બીજે દહાડે, સુખપાલકાકા નથુશેઠની માને મલવા ગયો. નથુશેઠે પોતાની માબહેનથી છુપી રીતે જે કેટલુંક ઝવેરાત મમતારામ મારફતે વેચ્યું હતું, તેમાંનું કેટલુંક કાકા પોતાની સાથે લેતો

ગયો. કાકાનો બહારનો આડંબર કંઈ જેવો તેવો નહોતો, તેથી ઓટલાપર બેઠેલા ભૈયાએ સુખપાલકાકા કંઈ કામ સારૂ મળવા માગે છે, તેની વરદી નથુશેઠની માને આપી. પ્રખ્યાત થઈ ગયલી રાજ્યકર્ત્રી મરાઠી રાણીઓની પેઠે મુંબઈના ધનાઢ્ય શેઠીઆઓની કોઈ કોઈ વિધવા સ્ત્રીને વેપાર ધંધામાં ધકધ્યાન રાખવાનો, અને તે સંબંધે બધા લોકને મળવા કરવાનો મહાવરો હોય છે. નથુશેઠની માએ કાંએ કારણસર કોઈ મળવા આવ્યું છે એમ સમજી, સુખપાલકાકાને પોતાની પાસે આવવાની રજા આપી. કાકાએ આવી પ્રથમ તો પોતાની જુની ઓળખ આપવી શરૂ કીધી. નથુશેઠના બાપની પાસે તે ઝવેરાતના સોદા સારૂ ઘણીવાર આવતો તેથી થોડીક વાતચીત થતાં નથુશેઠની માએ તેને ઓળખ્યો. એ પ્રમાણે એક જાતનો વિશ્વાસ બેસાડવાની પહેલ કરી. આટલાં બધાં વરસો વીતી જવા છતાં, પોતે કોઈવાર સલામ ભરવાને આવ્યો નહિ તેનો ખુલાસો કરતો હોય એમ, કાકાએ જણાવ્યું કે લાયક માણસની આગલ લાયક ઝવેરાત વગર ઠાલી આવવાનું મને ગમતું નહોતું. પણ હમણાં બજારમાં બહુ કીમતી ઝવેરાત આવેલું મારા જોવામાં આવ્યું, ને તરતજ મારા મનમાં ખાતરી થઈ કે આવું ઉત્તમ ઝવેરાત તો નથુશેઠના બાપને ત્યાં શોભશે, તેથી નથુશેઠની માને બતાવવા સારૂ તેમાંનું થોડુંક ઝવેરાત હું લાવ્યો છું ને જો રજા હોય તો બતાવું.

ઉત્તમ દાગીનો જોવાની સૌ કોઈને ઇચ્છા હોય છે. સુખપાલકાકાએ સારી ઢબમાં દાગીનાનાં વખાણ કીધાં અને પોતાના ઝવેરીશાકા બદીઆનના મહોટા ખીસામાંથી સુંદર બાક્સમાં ગોઠવેલો એક બીલીઆનનો કંઠો અને શીરપેચ કહાડવા લાગ્યો, તેની સામે નથુશેઠની માએ નાખુશી દેખાડી નહિ. પરંતુ બાક્સ જોતાં નથુશેઠની મા સડક થઈ ગઈ, ને દાગીનો જોતાં એના મનમાં ખરી ફીકર પડી હોયની, તેમ એણે નિસાસો મુકયો. નથુશેઠની માના આ બધા ચાળા સુખપાલકાકા દાગીનો બતાવતાં બાડી આંખે જોયા કરતો હતો. પોતાના ધારવા પ્રમાણેનો રંગ આવેલો જોઈને એણે કહ્યું, કે આના જેવો એક દાગીનો નથુશેઠના બાપે પ્રથમ મારીજ મારફતે ખરીદ કીધો હતો, તેથી તમારે ત્યાં એવા દાગીનાની જોડી બનશે એવા આશયથી એ દાગીનો હું બતાવવા લાવ્યો છું. તમારી દેવતા સદૃશની શ્રીમંતાઈ જોતાં એવા એવા હજાર દાગીના લેવા કંઈ ભારે પડે એમ નથી, માટે ઘેર બેઠાં આવેલો આવો સારો લાગ નહિ જવા દેશો એમ કહી કાકાએ દાગીનો ખરીદવાને આગ્રહ કીધો. નથુશેઠની માએ થોડોવાર વિચાર કરી, સહજ પુછતી હોય તેમ એ દાગીનો સુખપાલકાકા કયાંથી લાવ્યો છે તે પુછયું. કાકાએ નિર્દોષ રીતે જણાવ્યું કે મારા એક દોસ્દાર પાસે એ દાગીનો મે જોયો, તેથી તમને બતાવવા

સારૂ લાવવાનું મને મન થયું. જો તમારી મરજી એ દાગીનો ખરીદ કરવાની હશે, તો મારી મારફતે એ સોદો પાર પાડવામાં કંઈ અડચણ તો નહિ જ આવે એટલુંજ નહિ, પણ સામો નથુશેઠના ઘરમાં જેમ ફાયદો થશે તેમ કરવાને હું ચુકીશ નહિ. એમ જણાવી સુખપાલકાકાએ વળી નથુશેઠના બાપનાં વખાણ કીધાં ને પોતાપર તેની કેટલી મહેરબાની હતી તે બીના દાખલા દલીલો સાથે કહેવા લાગ્યો. વાતને એ પ્રમાણે મીજાન આપવામાં કાકાની એવી મતલબ હતી કે નથુશેઠની માનો એનાપર વિશ્વાસ ચોંટે, દૈવયોગે બન્યું પણ તેમજ.

પોતાના ઘરનો એ દાગીનો છે એમ તરત પારખી કહાડી, નથુશેઠની મા સડક થઈ ગઈ. નથુશેઠે અગાડી ઘણાક દહાડા સુધી, રોજનો રોજ કજીઓ કરી, ઘરમાંથી નહાસી જવાની, વેરાગી થઈ જવાની ને છેવટે આપઘાત કરવાની ધમકી આપી, માબહેનની છાતીપર ચહડી, દાગીનાવાળી તીજોરીની કુંચી પોતાને કબજે કરી લીધી હતી. તે દિવસથી એ તો એમ જ માનતો હતો કે ઘરની અંદર તેણે પોતાનો ધાક બેસાડી દીધો છે! બીચારાં માબહેન, ભાઇના ઉપર બેશુતમ હેત ને તેમાં નથુશેઠ એકનો એક, તેથી આખરે હારીને, ભાઇને વશ થયાં ને એવી આશા રાખીને મન વાળ્યું કે નથુશેઠ એટલો બધો વંઠી નહિ જાય કે આવો આવો સારો દાગીનો વેચી નાંખશે; જો કે તેઓના મનમાં એવી કંઇક ફાળ હતી ખરી. કાકાએ દાગીનો બતાવ્યો ને નથુશેઠની માને લાગ્યું કે જે ધાસ્તી તે રાખતી હતી તે આખરે ખરી પડી. હવે શું કરવું, નથુશેઠની જોડે પાછો કજીઓ લઇ બેસવો, કે પટાવી ફોસલાવીને કામ લેવું, કે આંખ મીચામણી કરવી? પણ આંખ મીચામણી કરી કેમ પાલવે? કોણ જાણે નથુશેઠે કેટલોએ દાગીનો બરબાદ કીધો હશે? કદાચને હાલ બધો નહિ કીધો હોય, તોએ હવે પછી નહિ કરશે તેની શું ખાતરી? માટે શું કરવું એ બાબતની નથુશેઠની માને જબરી ફાળ પડી. એટલામાં સુખપાલકાકા—રંગ ઉપરથી રાગ પારખતો હોય તેમ—પોતે નથુશેઠના બાપનો કેટલો માનીતો હતો, એનાપર તેની કેટલી કેટલી મહેરબાની અને ઇતબાર હતો તેનું કથન સહજ રીતે કરવા લાગ્યો. નથુશેઠની માને એનાપર આગલી ઓળખાણને લીધે જે થોડો ઘણો વિશ્વાસ ચોંટયો હતો તે દૃઢ થતો ગયો. સુખપાલકાકાને હાલ તરત તો પોતાના થોડા ઘણા વિશ્વાસમાં લેવામાં કંઇ ખોટું નથી એવો નિશ્ચય કરી, નથુશેઠની મા કંઇક મોઘમ રીતે બોલી—

"આવો દાગીનો અમારે ત્યાં ઘણા વખતથી છે. બંને એટલા મળતા આવે છે કે એકના એક લાગે છે. પણ તીજોરીની કુંચી ભાઇ રાખે છે ને એને કંઈ પુછવા કરવા જઇએ, તો વળી એને ખોટો વસવસો આવે ને ઘરમાં કજીઓ કરે.

ભાઇ બધી વાતે સમજુ છે ને એવો ઉડાઉ તો નથી, તોપણ કોણ જાણે, હમણાં જમાનો હેરફેર થઈ ગયો છે, માટે એ દાગીનો કોને ત્યાંથી વેચાયો તેનો કંઇ પત્તો મળે તો પછી લેવો હશે તો લઇશું."

સોદો પાર ઉતારવાની લ્હાયમાં જાણે પોતે કશું સમજતો નથી એમ સુખપાલકાકા બોલ્યો—"મેં એ દાગીનો જોયો ને મારી તરત ખાતરી થઇ કે એની જોડી તમારેજ ત્યાં છે. તેથી હું અહીં આવ્યો કે ચાલો, તમારૂં ઘર શોભે એવી એ જોડી થશે. ભાઇને પૈસા ટકાની શું કમી છે કે દાગીનો વેચે? સારા સારા માણસોમાં હરે ફરે છે; કોઇ જાતનું દુર્વ્યસન નથી ને હજી તો એમની ઉંમર બહુ નહાની છે; માટે તમને જે ડગડગો થાય છે, તે ભાઇપર અતિશે હેત હોવાથી થાય છે; બીજું કંઇ કારણ નથી.

જેમ જેમ સુખપાલકાકા નથુશેઠનાં વખાણ કરવા લાગ્યો, તેમ તેમ એની માના પેટમાં ફાળ પડવા લાગી. વર્ણવેલાં લક્ષણથી ભાઇનાં લક્ષણ બધાં ઉલટાં છે એમ એની જાણમાં સારી પેઠે હતું, તેથી એને તો એમજ લાગ્યું કે નથુશેઠેજ એ દાગીનો વેચ્યો છે. તે બાબતની બાતમી મેળવવાને એને વધારે ઉત્કંઠા થઈ. તથાપિ પોતાના મનનો બધો આશય સુખપાલકાકાને ન આપતાં, અને ભાઇનો ભાર રહે એવા હેતુથી એ બોલી—

"તમે કહો છો તે બધું ખરેખરૂં છે. ભાઇ સમજુ છે ખરા, પણ હજી નાદાન કહેવાય. તોપણ આ દાગીનો કોણે વેચવા કહાડ્યો છે, એમ આપણે એકવાર પક્કે પાયે જાણશું તો તેમાં શું ખોટું છે? તમારાપર નથુશેઠના બાપનો વિશ્વાસ હતો એમ તમેજ કહો છો, તો મને પણ તમારાપર વિશ્વાસ છે. હું તમને આજે કંઇ નવી ઓળખતી નથી; માટે હું તમને પેટ ખોલીને કહું છું કે એ બાબતનો પત્તો મળે તો સારૂં."

નથુશેઠની માને પોતાના દીકરાપર કંઇક વહેમ જાય છે તેથી સુખપાલકાકા અચંબો પામતો હોય એવું ડોળ ઘાલવા લાગ્યો; તથાપિ એ દાગીનો કોણે વેચ્યો છે તેની બાતમી વળતેજ દિવસે મેળવી લાવવાનું બીડું ઝડપ્યું. એક દહાડાને માટે પોતે ઠીક પગપેસારો કીધો છે એમ જાણી, એણે તે વાત વધારે છેડી નહિ. બીજે દહાડે પાછો જઈ, પોતે શોધમાં છે ને હવે જરૂર બાતમી મળી સમજવી એવો પથરો મુકી, થોડીવારમાં એ આવતો રહ્યો. પછી બે ત્રણ દહાડા લાગલાગટ એ નથુશેઠની માની પાસે ગયોજ નહિ. એમ ધારીને કે તેમ કરવાથી નથુશેઠની માની અધીરાઇ વધે ને તે દ્વારા પોતા પર વિશ્વાસ પણ વધે. એ પ્રમાણે સુખપાલકાકા તાલ રમવા લાગ્યો. વખતે રોજ રોજ, વખતે બે ત્રણ દહાડાનો આંતરો નાંખીને

એ નથુશેઠની માની પાસે જાય ને કહેલા કામની બાતમી મેળવવાને પોતાને કેટલો શ્રમ પડે છે તેની લાંબી લાંબી વાતો કર્યાં કરે! પોતે બહુ બહુ મહેનત કરે છે પણ કંઇ પત્તો મળતો નથી એમ જણાવે, પણ વળી બાજી હાથમાં રાખવાને, જાણે પોતાને સુર છુટતું હોય તેમ, વધારે હોંસ અને ઉમંગથી કહે કે—હવે તો પત્તો જરૂર મળશે. હું આમ કરીશ ને તેમ કરીશ; પણ જેણે એ દાગીનો વેચવા કહાડ્યો છે તેણે પાણી પહેલાં પાળ બાંધી રાખેલી જણાય છે. નહિ તો મારા જેવા ચતુર ઝવેરીને આટલી આટલી મહેનત કરવા છતાં કંઇજ પત્તો નથી મળતો એ નવાઇની વાત છે. આ તો મારૂં નાક જવાની વાત જેવું થાય છે. તમારા ઘરનો હું આટલો આટલો ઓસીઆળો ને તમે મને ચાહી ચલાવીને આવું નજીવું કામ સોંપો, ને હજી સુધી મને પત્તો મળે નહિ! બસ, મારો બીજો કામ ધંધો છોડી દઇશ ને ખરી વાત તમને મેળવી આપીશ ત્યારેજ મારૂં મ્હોડું હસતું થશે. પણ તમને કંઇ કોઇનાપર વહેમ નથી જતો? ભાઇની આગળ કોણ કોણ આવે છે, કોણ કોણ જાય છે, કોની જોડે ધુસપુસ કરે છે, ને કોનું કહ્યા માનતા જણાય છે, તે બધું તમારી જાણમાં તો હોવું જોઇએ. તમે કંઇ ખુલાસો કરો તો પત્તો મેળવતાં મને ઝાઝી અડચણ નહિ પડે!

સુખપાલકાકા સારી પેઠેમ જાણતો હતો કે જે વખતે એણે પત્તો મેળવી આપ્યો, તેજ વખતથી નથુશેઠની માનો એનાપર વિશ્વાસ વધવાની વાતપર મીંડું વળશે. તેજ કારણથી મમતારામની મારફતે એ દાગીનો વેચાયો છે એમ એની જાણમાં સારી રીતે હોવા છતાં તેનું નામ એ ઉચ્ચારતો નહોતો, પણ હજી પોતે ખોળમાં છે એમ જણાવ્યા કરતો હતો. એની મતલબ નથુશેઠની માની આગળ પાંચડે પાંચડા પાડવા કરતાં બધો ખેલ ખડો કરી દેવાનો હતો. એની માને અર્થાત્ સમજણ પડે તેવી રીતે, મમતારામનું નામ બોલ્યા ચાલ્યા વગર આગળ ધરવાનું હતું. જાણે પોતે તો કશુંજ કીધું નથી, પણ નથુશેઠની માનેજ મમતા-રામપર વહેમ જાય, એ પ્રમાણે વર્તવાનો એણે વિચાર રાખ્યો હતો. તેથી કરીને પોતે બહુ મહેનત કરે છે, પણ વેચનાર શખ્સ ચેતીને ચાલેલો છે તેથી હજી સુધી કંઇ બાતમી મળતી નથી એમ જણાવી, એ તો વખત બે વખત નથુશેઠની માની પાસે જઇ, સારૂં સારૂં બોલી, પોતાપર તેનો વિશ્વાસ વધે એવી રીતિ રાખતો. નથુશેઠની માનો વિશ્વાસ એના ઉપર દિન પ્રતિદિન વધતોજ ગયો. આજે ઠીક લાગ છે એમ ધારી નથુશેઠની માના દીલનો ગળ લેવાને સુખપાલકાકાએ તેના વિશ્વાસુ માણસની પેઠે પુછ્યું, કે નથુશેઠની પાસે બેસતા ઉઠતા માણસોમાંથી તમને કોના પર વહેમ આવે છે.

"જાણે કે તે વાતનું પોતાને પ્રથમ સ્ફુરણ થતું હોયની, અને હજી સુધી કોઇના પર વહેમ નહિ હોયની," એવી રીતે નથુશેઠની મા બોલી—"ભાઇની આગળ તો ઘણા ઘણા આવે જાય છે, ને એમ લોકો ન આવે જાય તો એને ગમે કેમ. તોપણ એના દોસ્તદારોમાં તો કેશવલાલ, મમતારામ અને નવલશા છે. જો કોઇની શીખવણી હોય તો એ ત્રણમાંથી કોઇની હોવી જોઇએ."

વળી થોડોવાર વિચાર કરી સુખપાલકાકાનું પારખું લેવાને અને મમતારામ ઉપર પોતાનો વહેમ હતો છતાં તે નહિ દર્શાવવાને એ બોલી—

"કેશવલાલ આગળ ભાઇને ભણાવવા આવતો ને એની સોબતના છાંટા ભાઇને લાગ્યા હોય તો હોય. હું તો એને સારો માણસ જાણતી હતી ને તેથી ભાઇએ એની પાસે ભણવાનું છોડી દીધું તે પછી પણ, મારા કહેવાથી એ ઘણી-વાર ભાઇની પાસે આવતો ને હજીએ આવતો જતો હશે, તોપણ આગળ જેટલું નહિ. પણ હવે જમાનો બદલાઇ ગયો છે ને અંદરખાનેથી એની શીખામણ પ્રમાણે ભાઇ ચાલતો હોય તો કંઇ કહેવાય નહિ. નથુશેઠ મારી આગળ એનું જ્યારે ત્યારે ઘસાતું બોલે છે તેથી આજે વિચાર કરતાં મને એનાપર વધારે વહેમ જાય છે."

"હા હા, એ તો કેશવલાલ હોવો જોઇએ, બીજો કોણ? પણ કેશવલાલ હશે તો મને તેનો પત્તો જરૂર મળશે; કારણ કે મારા ઘરમાંજ એ ઉપલે માળે રહે છે. વળી એનામાં ઝાઝી પહોંચ નથી તેથી એ હશે તો તેનો પત્તો મને મળ્યો સમજવો!"

નથુશેઠની મા વળી વિચાર કરી બોલી—

"હું કંઇ એમ નથી કહેતી કે મને કેશવલાલ ઉપરજ વહેમ છે. મારૂં કહેવું તો એમ છે કે એ પણ હોય તો હોય. મમતારામ ભાઇની આગળ આવે છે ને હમણાં હમણાં એનો પગપેસારો ભાઇની આગળ બહુ વધી ગયો છે. વળી નવલશા છે, પણ એના ઉપર તો મને ઝાઝો વહેમ નથી."

"ના ના, નવલશા તો શેઠીઆનો દીકરો છે"—સુખપાલકાકા નથુશેઠની માની રુક્તિ જોઇને બોલ્યો—"ને વળી હજી છેક છોકરવાદ છે, માટે એ તો નહિજ. એ તો જ્યાં છે ત્યાં કેશવલાલ કે મમતારામ બેમાંથી એક હોવો જોઇએ. મને તો લાગે છે કે આ કામમાં મમતારામ તો નજ હોવો જોઇએ, કારણ કે એ તો ઝવેરની દલાલી કરે છે તે ભાઇ આગળ ઝવેરાત લેવડાવે, વેચાવે તો નહિ. પછી તો કોણ જાણે"—સુખપાલકાકાએ પેટનું પાણી ન હાલે તેમ કહ્યું.

"જેની મારફતે લેવાય તેની મારફતે વેચાય પણ ખરૂં કેની! તમે એમ કેમ ભુલ કરો છો."

"હા, એ પણ વાત ખરી"—સુખપાલકાકા તકરારમાં હારી ગયો હોય એમ બોલ્યો—"ને તમે કહો છો ત્યારે હવે આજે મને યાદ આવે છે, કે ચારેક મહિના ઉપર મમતારામની મારફતે વીસ પચ્ચીસ હજારનો સારો દાગીનો વેચાયો હતો. પણ વખતે તે કોઇ બીજાનો પણ હોય. મને તો તે વખતે કંઇ ખબર નહિ તેથી મેં કંઇ તપાસ રાખી નહિ."

નથુશેઠની માને, ચારેક મહિના ઉપર વીસ પચ્ચીસ હજારનો દાગીનો વેચાયો હતો તે બીના, સુખપાલકાકાને મ્હોડે આજે પ્રથમજ જાણી, પાછી ફાળ પડી. જેમ જેમ એ વિચાર કરવા લાગી તેમ તેમ એને જણાવા લાગ્યું, કે જ્યારથી મમતારામ આવવા લાગ્યો ત્યારથી એનો દીકરો બહુ વંઠી ગયો હતો. તેમાં વરસ છ મહિના થયા તો, નથુશેઠનું ઉડાઉપણું અતિશે વધી પડ્યું હતું. માટે રખેને મમતારામ હોય તો ! એક તરફથી તેનાપર એનો વહેમ વધતો ગયો ને બીજી તરફથી કેશવલાલપર ઘટતો ગયો.

સુખપાલકાકાએ વળી લાગ જોઇને કહ્યું—

"મને લાગે છે કે મમતારામ તો નહિ હોય, કેમકે ભાઇની આગળ એતો હમણાંજ આવતો જતો થયો છે."

"હમણાં હમણાં કરતાં વરસ દોડ વરસ થયું હશે, પણ છેલ્લા છ મહિના થયા તો બસ, એના વગર ભાઇને ચાલતું નથી. રોજ સાથે ફરવા જવું, વાડી બંગલે જવું, ઉજાણી કરવી, ... ... —" એટલું બોલી નથુશેઠની મા વચમાં કંઈ બોલવું ખાઈ જતી હોય એમ અચકાઇને બોલી—"હાલ તો બધી વાતે એના વગર ભાઇને એક ડગલું પણ ચાલતું નથી. મને તો એમાં કંઈ સમજણ પડતી નથી. વારૂ, તમે નથુશેઠના બાપના બહુ ગુણ ગાઓ છો, તો તમે મને કંઈ સલાહ તો આપો. હું તમને ખરૂં કહું છું કે ભાઇ તો મારા હાથમાં બીલકુલ નથી, ને હું જો કંઈ ઉતાવળું કામ કરીશ, તો મારી જે થોડી ઘણી આમન્યા છે તે પણ જતી રહેશે."

"તમારા ઘરનો તો હું જનમનો ઓસીઆળો છું"—કાકા નથુશેઠની માને ધીરજ અને હીંમત આપતા બોલ્યો—"તમારા ઘરને સારૂ તો હું અડધી રાતના કુવામાં ઉતરૂં તોપણ ઓછું છે. ભાઈ આવા સમજુ છે, ને તમે મને આમ કહો છો તેથી નવાઈ લાગે છે. એ તો સંગતિ દોષજ હશે. પણ મમતારામ કે કેશવલાલ, જે હશે તેનો પત્તો તમે આજે મારી આગળ ખુલાસે વાત કરો છો તો જરૂર મળશે."

"હા પણ, હું તો તમને એમ પુછું છું કે મારે હવે શું કરવું ? મને તો

આમે દુઃખ છે ને આમે દુઃખ છે. જો ભાઇને કહીશ તો એ મને ઘોળી પીશે ને નથી કહેતી તો બધો દાગીનો ઉડાવી દેશે."

"મારી સલાહ માનો તો તમે એમાંનું કંઈ કરતાં નહિ, કારણ કે હવે ભાઈ લાયક ઉંમરના થવા આવ્યા છે. એટલે નરમ ગરમ દોરી રાખશો તોજ ફાવશો. ખરો વખત તો તમારે આજ તપાસવાનો છે, કેમકે બહુ ખેંચતાણ ને કજીઓ કરશો તો નથુશેઠ તમારા હાથમાંથી છેક જશે."

"પણ ત્યારે નથી કહેતી તો એ બધું વેચી નાખશે."

"તેમાં તમે શું કરશો"—કાકાએ દીલાસો આપતાં કહ્યું—"લાચારીએ પણ ખામોશ રાખવી સારી છે. હું તો એમ જાણું છું કે ભાઇએ જે દાગીનો પોતાને કબજે કરી લીધો, તે ઉપરાંત બીજો દાગીનો પણ તમારી પાસે ઘણો હોવો જોઇએ. તેને તમે જીવ જતાં પણ સાચવી રાખજો. મોડે વહેલે બધાનો માલીક નથુશેઠ છે અને થશે, તમારી પાસે હજી બીજા દાગીના છે એમ ભાઈ નહિ જાણતો હોય તો તો જાણે કાશલ પતી"—એની મા, જાણતો હોય એમ ડોકું હલાવવા લાગી, એટલે કાકાએ કહ્યું—"પણ જાણતા હોય તોપણ હવે એ દાગીનો એને સોંપતાં નહિ."

"પણ એ તો કજીઓ લઈ બેસે છે ને સુખે ખાતો કે ખાવા દેતો નથી તેનું કેમ?"

"ગમે તે કરે, પણ તમારા હાથ નીચે જે હોય તે દાબી રાખવું. એ તો હાથે તે સાથે. તમે જાણો છો કે ની, કે તમારા હાથ નીચેનો દાગીનો તમે નહિ સાચવો, ને ભાઇએ પોતાનો દાગીનો ઉડાવી તો નહિ દીધો હોય પણ ધારો કે ઉડાવી દીધો છે, તો પછી તમારે કંઈ ઉભા રહેવાની બારી છે? માટે જે હોય તેને જીવ જતાં પણ નહિ આપવો. તમે કહો છો કે તમારી પાસે દાગીના છે તે વાત ભાઈ જાણે છે તો તમે તે સંતાડી દો, ને માગે કરે તો તમે સાફ કહેજો કે મને પૈસાની તાણ પડવાથી બધો વેચી નાંખ્યો. વળી હું તમને કહું છું કે દાગીનો નહિ આપવો એટલું જ તમારે કરવું; પણ ભુલેચુકે ભાઇની જોડે કજીઓ કરતાં નહિ."

"પણ એ કજીઓ કર્યા વગર કેમ રહેશે?"

"એ ભલેની કજીઓ કરે, પણ તમે તો બોલ્યું અબોલ્યું કરી ભાઇની સાથે પટાવી ફોસલાવી કામ લેજો. હા, મને એક યુક્તિ જડે છે, તમે જ પાણી પહેલાં પાળ બાંધી રાખોની? તમે જ સામા ભાઇની પાસે દાગીનો માગોની; કે મને પૈસાની બહુ તાણ છે માટે થોડો દાગીનો આપ; મારી પાસે હતો તે કયારનોએ વેચાઈ ગયો છે!"

"હા, એમ કરવું ઠીક છે. પણ ભાઇની પાસે માંગતાં મારી તો છાતી જ બેસી જશે?"

"એમ કરવાથી તમને એક બીજો ફાયદો થશે કે ભાઇની પાસે હવે કેટલો દાગીનો છે તે પણ જણાઈ જશે; એટલું જ નહિ, પણ જો ભાઈ તમને આપે તો એટલો દાગીનો ભાઇના પંજામાંથી બચ્યો સમજવો. માટે તમે છો, નથુશેઠની બ્હેન છે, તો ભાઇને પટાવી ફોસલાવી જેટલો દાગીનો એમ ખેંચી લેવાય તેટલો ખેંચી લેજો, ને ઉપર ઉપરથી તો એને રાજીજ રાખવો. એનો પડ્યો બોલ ઝીલી લેજો, પણ મુદ્દે વાત તો મેં કહી છે તેમ જ રાખવી. તમારે તો દીઠું અણદીઠું ને બોલ્યું અબોલ્યું કરીને જ ભાઇની સાથે કામ લેવું."

એની માને સુખપાલકાકાની શીખામણ તમામ રીતે પસંદ પડી, પણ ભાઇની પાસે દાગીનો માગવાની હામ કેમ ચાલશે તેની ફીકર પેઠી. કાકાએ સમજુતી આપી કે એટલી હીંમત તો કટાકટીનો વખત છે એમ માની, રાખ્યા પાખી ચાલશે નહિ. મમતારામ કે કેશવલાલ એ બેમાંથી જે હોય તેનો પત્તો મેળવી આપ-વાનું કહી, નથુશેઠની માને પોતાની બોલવાની સીફતથી રાજી કરી એણે રજા લીધી.

હવે એની માને સુખપાલકાકા ઉપર પૂર્ણ વિશ્વાસ બેસી ગયો હતો ને તેવો રંગ હતો એમ પારખીને જ કાકાએ પોતાના પેટનો ગળ ચારેક આના આપ્યો હતો. હજી પણ એની માનો વિશ્વાસ કાયમ રહે એવા આશયથી પોતે નિઃસ્વાર્થી હોય એવી ખરી સલાહ એણે આપી હતી. એ સલાહ સર્વ રીતે પોતાને લાભકારી છે એમ એની માની ખાતરી થઈ અને તદનુસાર ચાલવાનો મન સાથે નિશ્ચે કીધો. પણ નથુશેઠનો તુમાખ અને ઉછાછળાપણું જોઇને, પોતાના મનથી એ બીચારી એક લેખે શેહ ખાઈ ગઈ હતી, તેથી કેવી રીતે ભાઇની આગળ વાત છેડવી તેનો એને જબરો વિચાર થઈ પડ્યો. માદીકરીએ બહુ બહુ મસલત કરીને પ્રથમ તો ભાઇને રાજી રાખવા ને મીઠું મીઠું બોલવાથી વાતની પહેલ કીધી.

બીજા હાથ ઉપર નથુશેઠને પણ મમતારામે પુરતી તાલીમ આપી મુકી હતી. સુખપાલકાકા નથુશેઠની માની પાસે જવા લાગ્યો તેની બાતમી મમતારામને તરત મળી, જેમ કોઈ શીકારી જાનવર સહેજ અવાજ આવતાં કાન ઉંચા કરે ને નાકના ફુંફાંટા મારી આમ તેમ જમીન સુંઘે, તેમ નથુશેઠને મ્હોડેથી સુખપાલકાકા મા પાસે આવે છે તે વાત સાંભળી, મમતારામ આમ તેમ વિચાર કરવા લાગ્યો. તેના આવવાનું ખરૂં કારણ તો એ કળી શકયો નહિ, પણ પોતે પાપનો ભરેલો તે રખેને તેમાં કંઈ કાવતરૂં હોય એવી એને ધાસ્તી પેઠી, ને તેને અવલંબીને નથુ-શેઠને એણે તાલીમ આપી મેલી.

પરિણામ એ આવ્યું કે માદીકરા જાતજાતના હથીઆરો ધારીને અને દારૂ-ગોળો ભરી રાખીને, લડવાને સજ્જ થાય તેવી રીતે, એક બીજાને મળ્યાં; પરન્તુ મમતારામ અને સુખપાલકાકાએ, પોતપોતાની મતલબ સાચવવાને એક બીજા જોડે કલેશ કરી વધારે બગાડ ન કરવાની બંનેને સલાહ આપી હતી, તેથી કરીને જો કંઈ કજીઓ તો થયો નહિ, પણ નથુશેઠની માના કળવામાં સારી પઠેમ આવ્યું કે કાકાની સલાહ વાજબી હતી. ભાઈ વંઠી ગયો છે તો કળે કળે કામ લેવું જ સારૂં છે.

એક દહાડો ભાઇને પોતાની બોલી ચાલીથી અતિશે ખુશ કરી, એની મા ભાઇની આગળ પોતાનાં દુ:ખનાં રડણાં રડવા લાગી, કે જ્યારથી ભાઇએ તીજોરીની કુંચી પોતાને હાથ કરી લીધી, ત્યારથી તે બીચારીને પૈસા ટકાની બહુ તાણ પડતી હતી. પોતાની પાસે જે થોડો ઘણો દાગીનો હતો તે તો આમ તેમ અટવાઈ ગયો ને પૈસાની તાણ તો ખડીની ખડી જ રહી. વળી પોતે જ્યારથી સાસરે રહેવા આવેલી ત્યારથી બહુ છુટે હાથે પૈસો ઉડાવેલો, ને હવે ઘરડી થઈ છે એટલે થોડાં જ વરસ કહાડવાં બાકી છે તેમાં, કંઈ તેનાથી કરકસર કરતાં આવડવાની નથી, માટે જો ભાઈ પચીસેક હજારનો દાગીનો આપે તો જીવતા સુધી પોતાને કંઈ અડચણ પડશે નહિ, ને સારો દીકરો હતો તો વારૂ માનું ઘડપણ સાચવ્યું કહેવાશે.

નથુશેઠની પાસે તેટલી કીંમતનો દાગીનો રહ્યો જ નહોતો. એની માનું આવું ગરીબડું બોલવું સાંભળી એને દયા તો આવી. મમતારામની શીખવણી ન હોત તોપણ એ વગર કજીઓ કરે તેટલો કે વધારે દાગીનો જરૂર આપતે. પણ પોતે જે બે લાખનો દાગીનો બથાવી પડ્યો હતો તે તો કયારનોએ ભોર થઈ ગયો હતો, તેનો પસ્તાવો કરતો ને દલગીરી બતાવતો બોલ્યો કે દાગીનો કંઈ રહ્યો નથી. એની માએ બહુ તાજુબી દેખાડી તે વાત માનવાની ના કહી, એટલે નથુશેઠે આગ્રહ કરીને માને તીજોરી પાસે લઈ ગયો ને ખાતરી કરી આપી કે ઝીણો ઝીણો પરચુરણ દાગીના સિવાય બીજું કંઈ રહ્યું નહોતું. બીચારીનું કાળજું તો બહુ બળી ગયું, પણ કાકાની શીખામણ યાદ રાખી ભાઇને મીઠાં મીઠાં વેણ બોલતાં એ બધા દાગીનાનું શું કીધું તે પુછ્યું. ગરીબડા જેવો થઇને બ્હીતો બ્હીતો નથુશેઠ બોલ્યો કે મારા દોસ્તદારોએ એવી સલાહ આપી કે જુના દાગીનાનો ઘાટ આજકાલ લોકમાં ઠીક દેખાય નહિ, માટે તે વેચી સાટી તેના પૈસામાંથી નવા ઘાટના દાગીના ખરીદ કરવા. તેમ કરવા જતાં એણે જુના દાગીના વેચી નાંખ્યા હતા. માએ પુછ્યું કે રૂપીઆનું શું કીધું, તો ભાઇએ રડવા જેવો ઢોંગ કરી જવાબ આપ્યો, કે મારો વિચાર તો બધા રૂપીઆ મુંબઇ બેંકમાં અનામત

રાખવાનો હતો. પણ મારા દોસ્તદારોએ જાણ્યું કે મારો હાથ તર છે, એટલે કોઇએ કંઇ વેપાર કરવાનું કહ્યું ને કોઇએ કંઇ કહ્યું; તે પ્રમાણે ચાલવાથી, અને દોસ્તદારો પાસે વ્યાજ કમાવવાની લ્હાયમાં, ઉછીના રૂપીઆ ધીરવાથી હાલ તો બધું ભોર થઇ ગયું હતું. પરન્તુ વેપારમાં નફો થશે કે વ્યાજ અને મુડી પાછાં આવશે, ત્યારે જેટલો દાગીનો ગયો છે તેથી બેવડો તેવડો કે ચોવડો દાગીનો હું તીજોરીમાં મુકીશ ને ત્યારેજ મારા જીવને કળ વળશે, ને ત્યારેજ મારૂં મ્હોડું હસતું થશે! એવી એવી વાતો કરી પોતે જે ઉડાઉપણું રાખ્યું હતું, ને માની સલાહ વગર અત્યાર સુધી ચાલ્યો હતો તે સારૂ નથુશેઠ માને પગે પડ્યો ને માફ માગી.

## પ્રકરણ ૬૪ મું

### ચતુર ઝવેરી પાંદડે પાંદડે નાચ્યો હોં!

અરે મન સમજી, સમજી ડગ ભરીએ.
આ સંસારે કો નહિ અપનું, પડછાયાથી ડરીએ. અરે મન૦ (જુની કવિતા)
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સૂર નીસરે. (દયારામ)

માની આગળ વધારે ખુલાસો કરતાં નથુશેઠે પ્રથમ પોતાના બધા દોસ્તદારોને વગોવ્યા. કેટલીક આનાકાની કરી કેશવલાલ અને મમતારામનાં નામ આપ્યાં, ને પછી રહેતે રહેતે એવી રીતે વાત કીધી, કે જાણે બધો દાગીનો એકલા કેશવલાલના કહેવાથી ઉડાવી દીધો હોયની! વખતે મમતારામને પણ વચમાં ભેલવી દે; પણ પાછો તરત, એણે સારી સારી સલાહ આપી ને તેથી પચીસ હજાર આમ બચ્યા ને પચાસ હજારની આમ ખોટ જતી અટકી એવાં એવાં ગપ્પાં મારી બધો ટોપલો કેશવલાલને શિર ઓળવે!

નથુશેઠની માને સુખપાલકાકાથી ચેતવણી ન મળી હોત તો નથુશેઠનું આવું ગળીઆ બેલ જેવું ગળગળું બોલતું સાંભળી તે જરૂર થાપ ખાઈ જાત! પણ કાકાએ પુરતી સાવચેતી રાખી બધું વૃતાન્ત નથુશેઠની માની આગળ એવું તો ખડું કરી દીધું હતું, કે કાકાની પેઠે તે પણ બધી વાતનો તોલ કરવા લાગી, ને નથુશેઠને બગાડવામાં કેશવલાલ કરતાં મમતારામ હોવાનો વધારે સંભવ છે, એમ એને પણ ભાસવા લાગ્યું.

સુખપાલકાકા હવે તો નથુશેઠની માની પાસે રોજરોજ આવતો. દાગીના વેચવા લેવાની વાત તો એક કોરે રહી ગઈ હતી, હમણાં તો જાણે જુની ઓળખાણ હોવાથી તેના ઘરનો ઇષ્ટ મિત્ર હોય, ને નથુશેઠની મા પર જબરૂં સંકટ આવેલું છે તેથી તેને ધીરજ

અને સલાહ આપવાની પોતાની ખાસ ફરજ હોય, તે કારણસર આવવા જવાનું સુખપાલકાકા ડોળ ઘાલતો. ભાઇએ ગઈ ગુજરી માટે દલગીરી બતાવી ને હવે પોતાની ચાલ સુધારવાનો કોલ આપ્યો, એ બીના જ્યારે કાકાએ નથુશેઠની માને મ્હોડેથી સાંભળી ત્યારે એ પણ ફુંફાડા મારી કાન ઉંચા કરવા લાગ્યો. એને પણ તરત વહેમ ગયો કે સામી તરફથી પણ વિચારીને ડગલાં ભરવામાં આવે છે. હવે એ મમતારામનું નામ વધારે હીંમતથી અને છુટથી લેવા લાગ્યો. રહેતે રહેતે એણે નથુશેઠની માની ખાતરી કરી આપી, કે જો ભાઇને બગાડવામાં કોઇ પણ હોય તો તે મમતારામજ હોવો જોઇએ. જો કાકાએ ખરી સલાહ ન આપી હોત તો પોતે ભોળવાઇ જતે, ને પોતાના હાથ નીચેનો દાગીનો મોડો વહેલો નથુશેઠ ખેંચી લેત, એ કારણથી એ બીચારી કાકાને વિશ્વાસુ માણસ ગણી તેની સલાહ પ્રમાણે પોતાનું વર્તન રાખી બેઠી.

કાકાના જાણવામાં હતું કે મમતારામની સંગતિમાં નથુશેઠને મારવાડીઓનું પણ લાખો રૂપીઆનું દેવું થઇ ગયું છે. એક દહાડો લાગ જોઇને એક મારવાડીના દેવાની વિષ્ટિ કરતો હોય તેવી રીતે, તે મારવાડીને નથુશેઠની માની આગળ લઇ ગયો. તેને મ્હોડેથી વાત ભેગી વાત કહડાવી, ભાઇને કેટલું દેવું છે ને તે કોની મારફતે થયું છે તે વૃત્તાન્ત નથુશેઠની માની આગળ રજુ કરી દીધું. છેવટે પોતે બહુ મહેનત કરી તેથી દાગીનો કોની મારફતે વેચાયો હતો, તે વાતની પણ બાતમી એણે મેળવી આપી; ને મમતારામે પોતાનું નામ બહાર ન આવે તે સારૂ કેવી કેવી તદબીરો રચી હતી તે પણ બતાવી આપ્યું.

ભાઇને મારવાડીનું આટલું બધું દેવું છે, બધો દાગીનો સ્વાહા થઈ ગયો છે, ને હજીએ લખલુટ ખરચ તો કર્યો જાય છે, એ બીના સાંભળીને એની માનો જીવ તો એટલો ખારો થઈ ગયો કે બસ, એક દહાડો સગાંવહાલાં ભેગાં કરી, મમતારામને ઉઘાડો પાડી, નથુશેઠની જોડે વઢવાડ કરી, પોતાની પાસે જે થોડું ઘણું રહ્યું હોય તે લઇને શ્રીજીદ્વારમાં જઇને આવરદા પુરૂં કરવાનું એણે ધાર્યું ! પરન્તુ કાકાએ એને તહાડી પાડી સમજુતી આપી કે તેમ કરવાથી તો નથુશેઠ પુરો વંઠી જશે ને ઘરની આમન્યા ને શોભા બરબાદ થઇ જશે !

"પણ ત્યારે આ બધો એણે કેર કરવા માંડ્યો છે તે મારાથી તો જોવાતો નથી."

"તમારાથી જોવાય કે નહિ જોવાય, પણ જો તમે કાયર થઇ જશો તો પછી તમારા ઘરનો મલાજો તુટ્યો સમજજો. તમારાથી આ બધું નહિ જોવાતું હશે એ ખરૂં, પણ તેમાં કંઇ તમારૂં ચલણ છે ? એ તો આપણે ચેતતા રહેવું ને જે થાય તે સમજ્યા છતાં, નહિ સમજતાં હોઇએ એમ જોયાં કરવું. હવે ભાઇની

પાસે વધારે દાગીનો નથી કે તે ઉડાવી દેશે, ને મારવાડીઓ પણ વધારે ધીરે એમ નથી, માટે સરસ રસ્તો તો એ છે કે તમે જુઓ, કે ભાઈ શું શું કરે છે. ભાઇની પાસે તમારાં જે સગાંવહાલાં જતાં હોય તેને ચેતાવી રાખો કે ભાઈ તો મમતારામના કણાગરા થઈ ગયા છે."

"હા, પણ જ્યાં સુધી મમતારામ છે ત્યાં સુધી તો ભાઈ કોઈ કાળે સુધરવાના નથી."

"એ બધું ખરૂં, પણ તમે નથુશેઠની સામા થઇને એને જુદા પાડવા જશો તો બંને વધારે ને વધારે એક થઈ જશે. માટે આ તો ગાંડ તળે હાથ આવ્યો છે તે કળે કળે કહાડી લેવાનો છે. હજી આ બધી વાત તાજે તાજી તમારી જાણમાં આવી છે તેથી તમારો પિત્તો ઉછળ્યો છે. પણ વરસ છ મહીના સુધી હજી ભાઇનો રંગ જુઓ, ને એમ કરતાં લાગ આવ્યો તો આપણે એવી તદબીર રચશું કે ભાઈ ને મમતારામ આપો આપ છુટા પડી જાય!"

"હા, એમ થાય તો તમારા પગ હું દુધે ધોઇને પીઉં. બાકી આ મમતારામે તો ભાઇને ખાખાવીખી કરી મુકયો છે ને હજીએ કરી મુકશે. હવે તો આપણે આપણા પડછાયાથી પણ ડરીને ચાલવાનો જમાનો આવ્યો છે. મમતારામ મારી આગળ કેશવલાલનાં વખાણ કરે, ને કેશવલાલ એનું ધસાતું બોલે, ને મારા દીલમાં તો કંઈ પાપ નહિ તેથી મમતારામ મને સારો માણસ દેખાયો; પણ તમે મારી આંખ ઉઘાડી નહિ હોત તો હું તો ભુલાવામાં જ રહી જતે!"

મમતારામે એમ કીધું ખરૂં, પણ હવે આપણે સમજ્યાં કેની? તો આખરે એની બાજી મોડી વહેલીએ ધુળ તો મળી કેની? મારૂં તો માનવું એમ છે કે ઝેરનો ઉતાર ઝેર છે. તમે કેશવલાલને તમારી પાસે બોલાવજો ને ભાઇની પાસે જતો આવતો રહે એવી સલાહ આપજો. તમારી બોલીચાલી પરથી લોકને દેખાડી આપો કે કેશવલાલ પર તમારો પુરો વિશ્વાસ છે. મમતારામ એને ઉઘાડો પાડવાને મથે, તોપણ તમારે તો કેશવલાલને પોતાનો કરીને વરતાવવો. એમ તમે ચાલશો તો જ બધાની ખાતરી થશે કે ભાઇને ખોટે રસ્તે દોરવનાર મમતારામ અને મમતારામ જ છે. વળી હું કંઈ બહાનું કહાડીને ભાઇને અને મમતારામને મળતો કરતો રહીશ, ને જે વખતે જેવી જરૂર જણાશે તે વખતે તેવી રીતે ચાલશું; માટે તમે કોઈ વાતે કાયર થતાં નહિ. તમે જુઓ તો ખરાં, મમતારામ ડાળે ડાળે તો હું પાંદડે પાંદડે નાચીશ."

નથુશેઠ અને મમતારામ શું ગત રમે છે તે જાણવાને સારૂ સુખપાલકાકા એક દહાડો મમતારામ પાસે ગયો. શેઠને પસંદ પડે એવો દાગીનો બજારમાં

વેચાય છે તે દેખાડવા સારૂ મળવા જવાની પોતાની ખાએશ બતાવી. મમતારામ શેઠની પાસે જાય આવે છે તો તેની મારફતે ત્યાં જવાને કાકા તેને વિનવવા લાગ્યો. ભોળાભાટની પેઠે કાકાએ કહ્યું કે સોદો પાર ઉતરે તો દલાલીમાં તમને અડધો અડધ ભાગ આપવાને કબુલ થાઉં છું. મમતારામે જોયું કે નથુશેઠનો વખત દાગીનો ખરીદવાનો નહિ પણ વેચવાનો હતો, તેથી કાકાની જોડના પોતાના ધરોબાનું કારણ બતાવી ભાગ લેવાની ના પાડી. પરંતુ નથુશેઠની મા આગળ સુખપાલકાકા જાય આવે છે ને તેની જ કંઈ તાલમાં તે નથુશેઠને મળવા માંગે છે, તેથી જો પોતે ના પાડે તો કાકાને અને નથુશેઠની માને એના પર વધારે વહેમ લઈ જવાનું કારણ મળે એમ વિચારી, મમતારામે જરાકે આનાકાની વગર કાકાને નથુશેઠની મુલાકાતે લઈ જવાનું કબુલ કીધું. દાગીનો ખરીદ કરશે કે નહિ તેના જવાબમાં મમતારામે કહ્યું કે કંઈ કહી શકાય નહિ; શેઠીઆ છે, ને પસંદ પડે તો લેએ ખરા. કાકાનો વિચાર મમતારામની મારફતે જ વેચાયલો દાગીનો ત્યાં લઈજઇને બતાવવાનો હતો, ને તે વખતે બંને જણા કેમ વર્તે છે તે જોઈ તે ઉપર તોલ કરવાનો હતો. મમતારામે બહુ તદબીરથી કાકા પાસે દાગીનો જોવા માગ્યો, પણ તેનો મત જાણી જઇને કાકાએ કહ્યું, કે હાલ મારી પાસે તે દાગીનો નથી ને વાત ઉડાવી દીધી.

સુખપાલકાકા નથુશેઠને મળવાને આવે ને દાગીનો બતાવે ત્યારે નથુશેઠે તેની જોડે કેવી રીતે વરતવું, ને દાગીનો લેવો કે નહિ તેને માટે, અથવા આડા તેડા બીજા ગપાટા મારે તો નથુશેઠે તેને કેવી રીતે જવાબ આપવો, તે બાબતની તાલીમ આપી નથુશેઠને ચેતેલો રાખવાને માટે, મમતારામ નથુશેઠને મળવા આવ્યો. સુખપાલકાકાની મુલાકાત લેવી પડશે તે વાત સાંભળીને નથુશેઠનો મીજાજ ગયો. પોતાની માના કાલાવાલા કરવા પડ્યા તે એને કાળ જેવું સાલતું હતું. તેમાં પોતાની શેઠાઇને અને માનને હલકું થતું એને દેખાયું. પણ મમતારામ એનો હિતેસરી હોવાથી સારી સલાહ આપતો હશે એમ ધારી, માબહેન આગળ શીખવી રાખેલો વેષ એણે ભજવી બતાવ્યો હતો, તોપણ અંદરખાનેથી એ પ્રમાણે ઢોંગ કરવા એને ગમ્યા નહોતા; એ બધું સુખપાલકાકા એની મા પાસે આવવા લાગ્યો ત્યારથી થયું, ને હમણાં કાકા તેની મા પાસે રોજ રોજ આવતો હતો તેથી, એને કાકાપર કાળ છુટયો હતો. મમતારામે એનું નામ લીધું ને નથુશેઠ તપી ઉઠ્યો—

"બસ મમતારામ, તમે કંઈ કામના જ નથી; તમારી હું બધી વાતો માનતો આવ્યો છું, પણ આ વાત તો હું તમારી નથી જ માનવાનો."

"અરે સાહેબ"—મમતારામે નથુશેઠને બહુ નરમાસથી કહ્યું—"આપ જરા ધીરા પડો ને મારી વાત તો બધી સાંભળો; પછી તમારે જોઇએ તેમ કરજોની."

"બસ, મારે તમારી એકે વાત સાંભળવી નથી"—નથુશેઠ બહુ ક્રોધ કરીને બોલ્યો—"આ તે કંઈ સાળો જુલમ કહેવાય! મને તમારા સુખપાલકાકાનું મ્હોડું જોવું ગમતું નથી. મારી મા બધું જાણી ગઈ તેમાં અંદરખાનેથી એનાજ કરતુક છે! તે છતાં તમે એને મારી આગળ લઈ આવવાની હા પાડી! જાઓ, મારા સાહેબ, તમારે તો શરમાવું જોઇએ."

"સાહેબ, તમને તો સુખપાલકાકાનું મ્હોં ગમતું નથી, પણ મને તો એ અને એની બૈરી કાળ રાત્રિ જેવી વસમી લાગે છે. પોતાના મનમાં બહુ નાખુશ વિચાર આવતાં મમતારામ કડવું મ્હોં કરી બોલ્યો."

"પણ ત્યારે તમે એને સાફ કેમ કહી નહિ દીધું કે હું એની મુલાકાત કોઈ કાળે લેનાર નથી? તમે ક્યાં નથી જાણતા કે આપણો વખત હાલ દાગીનો લેવાનો છે કે વેચવાનો છે?"

"તે બધું ખરૂં સાહેબ"—મમતારામે ધીરેથી જવાબ આપ્યો—"આપની માફક ઉછાછળાપણું કરી, મ્હોડે જે આવ્યું તે ભખભખી દેવું એ મારૂં કામ નહિ! કાકાને મારાથી કેમ કહેવાય, કે ભાઇની પાસે પૈસાની હાલ છુટ નથી તેથી દાગીનો નહિ લે. એમ કહું તો આપણી વાત મેં જ ઉઘાડી પાડી ગણાય કેની?"

"પણ ત્યારે તમારે ગમે તે તજવીજ કરવી હતી, પણ મારી આગળ લઈ આવવાની હા પાડવી નહોતી."

"તે તો સાહેબ, હું કરવા ચહાત તો કરી શકત. પણ આપનું જેમાં હિત હોય તેમ કરવું એ મારો ધર્મ છે એમ હું સમજું છું. તેથી જ કરીને બધી વાતનો વિચાર કરી કાકાને તમારી આગળ લઈ આવવાનું મારે કબુલ કરવું પડ્યું."

"નહિ કબુલ થયા હોત તો વારૂ એ શું કરત?"

"કરત તો કંઈ નહિ, પણ એની અને આપની માની ખાતરી થાત કે આપ સાહેબ મારી શીખવણીથી ચાલો છો, ને તેમાં તમને અને મને બેને ગેરલાભજ હતો."

"ભલે, મારી મા જાણત તો જાણવા દેવું હતું, તેમાં શું થઈ જાત! હું તો ભાઈ, મારી મા આગળ ખોટા ઢોંગ કરીને કંટાળી ગયો છું! મારા બાપનો—કાકાનો અને મામાનો પૈસો બધો મારો, ને મારે તે મારી માને પગે લાગવું પડે! શું કરૂં, તમે મને તેમ ચાલવાને કહ્યું, બાકી નહિ તો હું તો મારી મા જોડે વઢવાડજ કરત, ને મારી સામાં થાત તો માબહેનને લાત મારી ઘરમાંથી કહાડી મુકત! મારે શું કામ કોઇની પરવા રાખવી જોઇએ! હું મારે જોઇએ તેમ કરૂં તેમાં કોઇને આડે આવવાને કારણ શું!"

"શેઠજી, મેં તો આપણું હિત વિચારીને ખરી સલાહ આપી છે. તમે આમ નાખુશ થાઓ છો તેથી ખરેખર હું દલગીર છું."

"ના ના મમતારામ, હું કંઈ તમને નાખુશ કરવા માગતો નથી. તમે તો મારા હિતની વાત કરો છો, ને જ્યારે મારી માએ મારી પાસે ખરચ સારૂ વીસ પચ્ચીસ હજારનો દાગીનો માગ્યો, ત્યારે મને એના પર એટલી દયા આવી કે જો મારી પાસે હોત તો હું જરૂર આપત ! પણ આ તો જાણે, સારા ઘરમાં હું એકલોજ બધાનો ગુલામ હોઉંની, તેમ મને વરતવું પડે છે ને તેથી મને ચ્હીડ ચડે છે."

"સાહેબ, જો કે આપ બધી વાતે સમજુ છો, પણ હજી આપનું લોહી ચહડતું છે તેથી તમને એમ લાગે છે. શ્રીમંત હોવાથી આપે મારી પેઠેમ ખતાં ખાધી નથી, પણ હું ધડાઇ ધડાઇને કહું છું કે, કોઇને મરતાં પણ કડવો વેણ કહેવો નહિ, બધાને ગોળેજ મારવા !"

"અને તમારા કહેવાથી મારી માબહેન જોડે હું તે પ્રમાણે ચાલવા લાગ્યો છું, ત્યારે તમે વળી સુખપાલને મળવાનું લફરૂં લગાડો છો ! બાકી ભાઇ, મેં મારી માબહેન આગળ એવા ગરીબડા જેવા થઇને વાત કરી છે કે એ બીચારાં જરૂર છેતરાઇ ગયાં હશે, ને એમજ માનતાં હશે કે કેશવલાલેજ મને બગાડી મુકયો હતો પણ હવે હું સુધરી ગયો છું ! તમે જો એ બધો વેષ જોવાને પાસે હોત તો તમારીએ ખાતરી થાત !"

"તે તો સાહેબ, આપ કંઈ ઓછા ચતુર છો કે મારી ખાતરી નહિ થાય. આપને એકવાર ચેતાવ્યા હોય તો આપ સૌની સામા ટક્કર ઝીલો એવા છો."

એ પ્રમાણે મમતારામ નથુશેઠને માખણ લગાડવા લાગ્યો, એટલે થોડીવારમાં એનો મીજાજ પાછો ઠેકાણે આવ્યો.

"ત્યારે વારૂ મને કહો મમતારામ"—નથુશેઠે ધીરા પડીને હસીને પુછ્યું— "મારે સુખપાલને મળવું પડશે ? તમે એને કાકા કહો, પણ હું તો એને કાકા નહિજ કહેવાનો."

"સાહેબ, મેં બધો વિચાર કરી જોયો ને કોઇ વાતે મારી નાંખી નજર નહિ પહોંચી, ત્યારે હા પાડવી પડી છે. તમે સાહેબ, મારા પર એક બે ઘડી નાખુશ રહ્યા, પણ આગળ ઉપર તમેજ મારો પાડ માનશો."

"એ આવીને મને શું પુછશે ?"

"તમારી આગળ આવીને એ કેટલોક સારો સારો દાગીનો બતાવશે. મને એમ પણ વહેમ જાય છે કે આપણેજ વેચેલો દાગીનો એ કદાચને બતાવે. પણ

તે વખતે તમારે કંઇ નવાઇ દેખાડવી નહિ, કે મારા સામું આંખનો ઇસારો કરવો નહિ; કારણ કે સુખપાલકાકા ઝવેરીનો ઝવેરી છે. લોકમાં કહેણી છે કે ચતુરમાં ચતુર ઝવેરી."

"પણ તમે કયાં ઓછા ઝવેરી છો"—નથુશેઠે હસીને કહ્યું—"માટે ભાઇ, આપણે બે જણા છઇએ ને એ એકલો છે, તો આપણે એને હથેલીમાં રમાડશું."

"હા—પણ શેઠજી, હું તમને કહી રાખું છું તેમ તમે ચાલશો તોજ; બાકી નહિ તો એ જરૂર કયાસ કરી જશે કે આપણે બે એકના એક છઇએ."

"તમે મને કહોની હું તે પ્રમાણે ચાલીશ. મારી માબહેનની જોડે જુઓની તમારા કહેવા પ્રમાણે ચાલવામાં મેં કંઇ કચાસ રાખી છે?"

"નહિ જ તો; માટે સાહેબ, આવી આવી બાબતની આપની આગળ ફોડ પાડતાં—ખંતી શિષ્યની આગળ શિક્ષકની પેઠે, મને એક જાતની હોંસ આવે છે."

"ઠીક છે"—નથુશેઠે રાજી થઇને કહ્યું—"આપણોજ વેચેલો દાગીનો હશે, તો પણ જાણે હું પહેલાંજ જોતો હોઉંની એમ ચાલીશ, બીજું કંઇ?"

"બીજું તો સાહેબ, હું તમને શું કહું. દાગીનો લેવાની હા પાડતા નહિ."

"આપણે તો બહુએ લઇએ પણ"—એમ કહી નથુશેઠ આંગળીથી પૈસા ગણતો હોય એવા ચાળા કરવા લાગ્યો કે કયાં છે.

"એ તો સાહેબ, ખરી વાત; પણ સાથે લાગ્યા એકદમ ના પણ કહી દેતા નહિ. દાગીનાને સારી પેઠેમ જોઇને પસંદ કરજો. તેના દેખતાં મને બતાવવાને આપજો ને હું શું બોલું છું તે બરોબર ધ્યાન રાખીને સાંભળજો. બજારમાં તેની શું કીંમત થાય છે તે સારૂ થોડા દહાડા રાખવાનું કહેજો ને કીંમત પુછજો. સામાન્ય રીતે કાકા જોડે સલુકાઇથી હસીને વાત કરજો. જો એ જુની ઓળખાણ આપે, તો તમે પણ એનાં વખાણ કરજો ને કહેજો કે તમે નહાના હતા ત્યારે, એ ઘણીવાર આવતો કરતો તે વાત તમને સારી પઠેમ યાદ છે. વળી લાગ જોઇને એક એટલોજ ભમરો મુકજો કે, આપની માની પાસે એ હમણાં આવે જાય છે, તેથી આપની મા પણ એનાં વખાણ કરતી હતી."

"એમ કરવાનું શું કારણ?" નથુશેઠે પુછ્યું.

"એનાં શેઠજી, બે કારણો છે. આપની મા જોડે હાલ જે હિતશત્રુ જેવો હંગામો ચાલે છે તે એનીજ ભંભેરણીથી છે કે કેમ, તે એના મ્હોં પરથી જોવાનો મને લાગ મળશે. બીજું કારણ કે, આપની પાસે એના આવવા કરવાથી આપ કોઇ પણ રીતે છેતરાયલા નથી ને એના બધા દાવ પેચ જાણો છો એમ, ઉપલો ભમરો મુકવાથી, એના જાણવામાં આવશેજ આવશે."

"રંગ છે મમતારામ, તમને આફરીન છે; હું કહેતો નહોતો કે તમે પણ ઝવેરીના ઝવેરી છો."

"અરે સાહેબ, મારા જેવા ઝવેરીનીએ પારખ કરનાર આપ છો કેની, તો પછી ખરી શાબાશી તો આપને ઘટે છે, હું તો નકામો લવારો કરનાર છું."

"ભાઇ, તમારી શીખામણ પ્રમાણે વરત્યો તો અત્યાર સુધી આ સંઘ દ્વારકા જવા પામ્યો છે. બાકી મેં તો એક મગની બે ફાડ કરી હોત અને મારી મા-બહેનને ઘરમાંથી કહાડીએ મુક્યાં હોત !"

"સાહેબ. મને જો તમારી પાસે આવતો જતો રાખવો હોય તો એ વાત તમે સ્વપ્નામાંએ કરતા નહિ ! પણ વળી હું તમને એક બીજી વાત કરી રાખું છું ને તે તો તમને જરૂર પસંદ પડશે, કારણ કે આપની માબહેન જોડે જરાક ગરમ થવાની તે વાત છે."

"હા મમતારામ, તમે એવી વાત કરો તો મને જરૂર પસંદ પડે !"

"શેઠજી, તમે તો કજીઓ વહાલો હોય એ કારણથી તમારી માબહેન જોડે લડવા ધારો છો; પણ મારી મતલબ તો જુદીજ છે." નથુશેઠે કારણ પુછ્યું ને મમતારામે જવાબ આપ્યો—

"તમારી માબહેન સુખપાલકાકાની શીખાવણીથી ચાલતાં હશે એમ આપણે વહેમ જાય છે ને તે વાતની ખરી બાતમી મેળવવી જરૂરની છે. હાલમાં તો આપની માબહેન આપની જોડે નરમાસથી વાત રાખે છે. પણ તમારા ઉપર તેઓનું ખરૂં હેત રહ્યું તેથી એ તેમ કરતાં હોય તો તેમાં કાંઇ નવાઈ નથી. વળી તમે પણ તેમજ ચાલો છો, એટલે હાલ તો બધું પાંસરે પાંસરૂં ચાલ્યું જાય છે. પણ જો તમે જરાક ગરમ થાઓ, છતાં એ લોકો આપની જોડે નરમાસથીજ વરતે, તો આપણને માનવાને ખરૂં કારણ મળે કે તેઓ કોઇની શીખવણીથીજ નરમાસથી વરતે છે; માટે આપે સહેજ ગરમાટો રાખવો ને લાગ જોઇને તેમ કરતાં જવું; છતાં એ લોકો હાલની પેઠે, કે વધારે નરમાસ રાખે, તો આપણાથી નક્કી માની શકાય કે તેમાં કોઇની ભંભેરણી છે કે નહિ: તે કોઇની હોય તો સુખપાલકાકાની હોય એમ સંભાવ્ય છે."

"તમે કહો છો તેમ હું બહુ ખુશીથી ચાલીશ. મારી માબહેન જેમ જેમ નરમ થતાં જશે, તેમ તેમ હું કડક થતો જઇશ ને કજીઓ કરીશ."

"નારે સાહેબ, કજીઓ તો નજ કરવો. આ તો સાહેબ, જાણે આપણે હાથ બતાવતા હોઇએ, એમ સહેજ સાજ વધારે ઓછા કડક થતાં જવું ને રંગ

જોયા કરવો. પણ એકદમ કે અંતે છેલ્લે પાટલે બેસવાની તો વાતજ કરતા નહિ! મીજાન રાખીને બોલવું કે જરૂર જણાતાં ઉથાપવું હોય તો ઉથાપી શકાય. પણ આ કથા તો રોજની કડાકુટ છે, માટે હવે એ બંધ કરી આપણે કંઇ રમત ગમતની વાત કરીએ તો સારૂ. "

" હા બોલો, આપણે જ્યારે ત્યારે વાલકેશ્વરને બંગલે મોજમઝા કરીએ છઇએ. તમે કહો તો પુણે કે મહાબલેશ્વર જઇએ."

"ના સાહેબ, હાલ પુણે કે મહાબલેશ્વર જવાનો આપણો વખત નથી, માટે એવી ખોટી સલાહ તો હું આપને નહિ આપું. આપણો વાલકેશ્વરનો બંગલો શું કમી છે? સ્વર્ગનું સુખ આપનારો મઝાનો બંગલો છે તો દૂર શું કામ જઇએ ? હું તો તમને એમ કહેવા જતો હતો કે નવલશા આપની પાસે આવે, તો જાણે તેનાપર આપનું હેત વધ્યું જતું હોય તેમ ચાલજો, ને હવે તો તેને વાલકેશ્વર આપણે બંગલે જરૂર લઇ જજો. ત્યાં આપણે કોઇ કોઇ દહાડો જુગાર રમીએ છઇએ તેમાં તેને દાખલ કરજો. તની પાસે રમવા સારૂ રૂપીઆ નહિ હોય તો જેટલા જોઇએ તેટલા રૂપીઆ આપજો. સારી મુંબઇ નગરીમાં આપના લાયકનો એજ મિત્ર મને જણાય છે, તો એને રાજી રાખવાની મારી તમને ભલામણ છે."

" એમાં તે તમે શું મ્હોટી વાત કીધી, તમે કહો છો તો હું એમ ચાલીશ."



## પ્રકરણ ૬૫ મું

### અનંગપાલશેઠનો કાંદો ખીલે છે

શાકકા અજબ સવાદા એ, તું કયા જાને લડકા એ.

( જુની કવિતા. )

જમીને અગ્યાર વાગ્યા પછી અનંગપાલશેઠ પોતાના દીવાનખાનાના હીંચકા પર બેઠો બેઠો હીંચકા ખાતો હતો. પાસે લાંબી સુંઢનો હુક્કો પડેલો હતો. જમીને તરત ઉઠેલો, અને ભટે શાકભાજી બહુ સારાં બનાવ્યાં હતાં, તેથી એ શેઠનો મીજાજ બહુ ખુશમાં આવી ગયો હતો. રૂપાની ટોટી મ્હોંમાં નાંખી હુક્કો ગગડાવી ધુમાડાના ગોટેગોટા એ કહાડતો હતો. હીંચકો આમ તેમ હાલતો તેની જોડે ધુમાડાના ગોટા પણ શેઠના મ્હોડા આગળ આમ તેમ નાચીને તરેહ તરેહના આકારો ધારણ કરતા, મનમાં પણ ધુમાડા પેઠે મૂળ વગરના અનેક તરંગો, કલ્બલ્ કલ્બલ્ કરી રહ્યા હતા. તે કારણથી એના મ્હોંપર ખુશ મીજાજ છવાઈ રહ્યો હતો.

મહામતિ, પાસે એક ટેબલ ઉપર બેસી પોતાનું પ્રાઇવેટ બાક્સ ઉઘાડું રાખી તેમાંથી કાગળો કહાડી કંઈ આલેખ્યાં કરતી હતી. ઘડી ઘડી પોતાના ધણી સામું જોઇને અને તેને આનંદના તરંગોમાં નિમગ્ન થયલો જોઇને, પોતાના મનમાં મલકાઇને, આલેખવાનું કામ એ પાછું ચાલું રાખતી. રોજના કરતાં આજે અનંગપાલશેઠ બહુ ખુશ મીજાજમાં હતો, તેનું કારણ મહામતિ જાણતી હતી. હવે 'ઉજાણી ખાઈ ખવાડી, તન મન ખીલાવી; દેશને આબાદ કરનારી મંડળી'નું કામ હાર પડી ચુકયું હતું! ને તે એટલે સુધી ધમધોકાર ચાલ્યું હતું કે તેની બે ઉજાણીઓ પણ થઈ ચુકી હતી. બંનેમાં અનંગપાલશેઠ ધારતો હતો તે કરતાં વધારે મજા અને ગમત પડી હતી. તેથી એ શેઠ આનંદસાગરમાં મગ્ન થઈ ગયો હતો! તે બાબતના વિચારો આવતાં અનંગપાલના મનથી તો મહામતિ કોઈ દેવી હોય તેવી જણાવા લાગી! હજી તો મદનપાલશેઠની ધુમાડા મંડળી ધુમાડા ખાતી હતી, તેટલામાં તો પોતાની ઉજાણી મંડળી હસ્તીમાં આવી. તેની વ્યવસ્થા પણ થઈ, બે ઉજાણીઓ અપાઈ, ને તેમાં મદનપાલશેઠ હાજર રહ્યા. એનો વિચાર કરતાં અનંગપાલશેઠ પોતાની સ્રીને કોઈ દેવી પેઠે ગણે એમાં નવાઈ નહોતી. એના મનથી તો એણે ગાંઠ વાળી કે હવે ઘરખટલાની કોઈ પણ બાબતમાં મહામતિ જે કરે તે કરવા દેઉં ને તેની જ ઇચ્છાનુસાર પોતાને વર્તવું. માત્ર શાકબજારમાંથી શાક લઈ આવવાં અને તે કેવી રીતે તૈયાર કરાવવાં તે સિવાય, ઘરની કોઈ પણ બાબતમાં હવે માથું મારવું નહિ એવો નિશ્ચય એણે કીધો. એવામાં મહામતિની અને એની નજર એક થઈ, એટલે મહામતિએ હસતાં હસતાં એને પુછયું—

"આજે તમારા મ્હોંપર નિત્ય કરતાં અધિક પ્રસન્નતા છવાઈ રહી છે. હું જાણું છું તો ખરી કે ભટે શાક બહુ ઉત્તમ બનાવ્યાં હતાં, પણ તેમ તો રોજ થાય છે. માટે આટલા બધા પ્રસન્ન થઈ જવાનું શું કારણ! જમી ઉઠીને હું તો તમારો રંગ જોયાં કરૂં છું. અત્યાર સુધી હું અહીં બેઠી છું તેનું પણ તમને ભાન રહ્યું હોય એમ જણાતું નથી! પણ"—મહામતિ પોતાના ધણીની આગળ હાસ્ય કરતાં વ્યંગ બોલી—"તમારી ઉજાણી મંડળી ચાલુ થઈ એટલે તમને હવે મારી ગરજ નહિ હોય—"

"અરે અરે, એમ તે બોલાય?"—અનંગપાલશેઠ બોલી ઉઠયો—"એ ઉજાણી મંડળીને માટે હું તો તારા દુધે પગ ધોઈ પીઉં તોએ ઓછું છે! હમણાં જ મારા મનમાં સારાં સારાં શાકબાજી ખાધાની વાત યાદ આવી હતી. તેમાં ગયા રવિવારની ઉજાણીમાં, ભાતની વખતે જે મોગરા પીરસાયા તેને તો હદ વાળી નાંખી! મેં ઘણીએ વાર મોગરા મોગરી ખાધાં છે, પણ ગઈ ઉજાણીમાં તો બસ,

કોઈ વાતે મણા રહી નહોતી! તેનું સ્મરણ થતાં મારા ઓઠેઓઠ હજીએ કુસ્તી કરે છે! અને વળી તને તે વિસરી જવાય?"

"એ તો આપણામાં કહેવત છે કેની કે 'ગરજ સરી ને વૈદ વેરી'."

"અરે, મારા મનમાં તો એ ઉજાણીની વાતનું સ્મરણ થતાં તારે માટે એવો વિચાર આવ્યો, કે મેં પૂર્વ જન્મે એવું તે શું સારૂં કામ કરીને તને રાજી કરી હશે, કે તેં મને ઉજાણીની આવી સારી તદબીર સુઝાડી! આકાશની દેવીને પ્રસન્ન કરી હોય, ને તે જેમ માગેલો વર આપે તેમ, હું તારી શીખામણ પ્રમાણે ચાલ્યો તો આજે બે ઉજાણી ખાઈ આવ્યો! મારી ખાતરી છે કે એ બે ઉજાણી પછી મારૂં ઓછામાં ઓછું શેર લોહી વધ્યું હશે!"

"એ તો આપણી મનપસંદ વાત થાય ત્યારે એમ લાગે"—મહામતિએ કહ્યું—"પણ તમે ધારો છો તેમ કેવલ મારી હોશીઆરીથી તમારૂં ધાર્યું થયું એમ નથી. દૈવયોગે બધા સંજોગો સાનુકૂલ થઈ પડ્યા એટલે એમ થયું."

"તારીજ હોંશીઆરી સિવાય હું તો એમાં કશું જોતો નથી. એટલું ખરૂં કે બહુ સારો વખત આપણા હાથમાં આવી ગયો, ને મદનપાલશેઠ ને ધનપાલશેઠ એવા સાણસામાં આવી પડ્યા કે જરાકે ચેં કે ચું કરી શકયા નહિ. તેં મને શીખવી રાખ્યો હતો તે પ્રમાણે ચાલ્યો તો બેડો પાર! મારા મનમાં એમ નહોતું કે ભણવાથી આટલી બધી હોંશીઆરી આવે છે. હું તો ગાડરીઆ પ્રવાહની પેઠે, ભણવું સારૂં છે, સારૂં છે, એમ કહ્યા કરતો હતો."

"અરે ભણવાથી તો ગધેડાનાં માણસો થાય છે."

"તે બાબતની મારી ખાતરી હવે થઇ ચુકી છે. તું પરણીને આવી ત્યારે હોંશીઆર ખરી. પણ ભણવાથી, તે વખતમાં અને આ વખતમાં, તારામાં કેટલો ફેર પડ્યો છે! મને જો નહાનપણથી એવી ખબર હોત તો હું જરૂર ધ્યાન રાખીને ભણત. પણ હવે શું? કંઇ વય ગયા પછી વાન આવે છે? તુંજ ભણી ગણીને પાવરધી થઇ છે, એટલે આપણે હવે કંઈ વધારે અડચણ પડનાર નથી. બધા ભણેલા હોય તે શા કામના? ઘરમાં એકાદ ભણેલું હોય તો બધાને કામ લાગે."

"આવું આવું ગાંડુ"—મહામતિએ હસીને કહ્યું—"મારી આગળ બોલો છો તેનું તો કંઈ નહિ પણ બીજા આગળ બોલશો તો હસી કહાડશે. ધનપાલશેઠની મીટીંગમાં પણ તમે આવીજ ગાંડાઈ કીધી હતી."

"પણ એ તારૂં બોલવું મારા મનમાં બીલકુલ ઉતરતું નથી. મેં શું ગાંડાઇ કીધી તે હું હજી સુધી સમજતો નથી. સાળા હરામી શેરહોલ્ડરો બીચારા ધનપાલશેઠને નકામા સતાવી તેનું કમીશન ખાઈ જતા હતા, તેથી મારો પિત્તો

ઉછળ્યો; ને મેં પાઘડી અંગરખો ઉતારીને કહ્યું, કે એમ બાયલાની પેઠે મ્હોડેથી બકબકારો કરવામાં શું વળ્યું? હીંમત હોય તો મારી જોડે કુસ્તી કરો ને હું હારૂં તો ધનપાલશેઠનું કમીશન તમે ખાજો, જાઓ!"

"એનું નામ તે ગાંડાઈ નહિ તો શું ગાંડાઇનો બાપ કે દાદો!"

"પણ મેં તેમાં શું ખોટું કીધું કે બોલ્યો, કે તું મને ફરીથી તેમ નહિ કરવાની શીખામણ આપે છે. એ તો હું હતો તો ધનપાલશેઠનું લાખેકનું કમીશન બચ્યું! ને જોની, બીજે દહાડે છાપાંઓમાં મારાં થોડાં વખાણ આવ્યાં હતાં?"

"છાપાંમાં તો કાશીનું કરવત આવતાંએ વહેરે ને જતાંએ વહેરે તેમ હોય છે. મને તો એમાં તમારાં વખાણ નહિ પણ દાંડાઈ જણાઈ. હવેનો જમાનો ફેરવાઈ ગયો છે, તે મલ્લયુદ્ધ કરીને રણભૂમિ જીતવાની નથી, પણ વાક્પ્રહાર કરીને રંગભૂમિ હાથ કરી લેવાની છે. હવે સમજ્યા?"

"હશે, તું કહે છે, ને તું ખરેખરી પાવરધી છે તો હવે એવી મ્હોડાની વાતમાં હું કુસ્તી કરવાનું બીડું નહિ ઝડપીશ. પણ મારાં વખાણ તો એ બંને શેઠીઆઓ કરતા હતા કે તે દહાડે તો મેંજ રંગ રાખ્યો! પણ એ શેઠીઆઓને મારી ઉજાણીમાં દર રવિવારે ગોંધાઈ રહેવાનું જરાકે ગમતું નથી. અત્યારથીજ બડબડ કરવા લાગ્યા છે કે દર રવિવારે તો ભારે પડે છે. સાળું આવું આવું સારૂં ખાવાનું મળે છે, આટલી આટલી મજા પડે છે તે એ શેઠીઆઓનાં તો કંઈ લેખાંમાંજ નથી! પણ પૂર્વ જન્મે કોઇને પેટ ભરીને ખવાડયું હોય તો આ જન્મારે ખાય કેની."

"મારી સલાહ માનો તો એ શેઠીઆઓ કોઈ કોઈ રવિવારે નહિ આવે, કે મોડા વેહેલા આવે, તો તમે ખેંચ પકડ કરશો નહિ; નહિ તો વળી તમારી ઉજાણી મંડળી સુઈ જશે."

"પણ મને હાથો હાથ વચન આપી ચુક્યા છે કે અમે દર રવિવારે આવીશું, ને હવે એટલામાંજ પોતાના બોલથી ફરી બેસે તે હું કેમ બેસવા દઇશ. કાન પકડીને ઉજાણીમાં ઘસડી લાવીશ."

"તમને ઉજાણીમાં આનંદ મળે છે તેવો એ શેઠીઆઓને મળતો નથી. એમના આનંદનો ઓઘ બીજી તરફ ચાલે છે. માટે એ તો થોડી ઘણી નરમ ગરમ દોરી રાખવી એમાં સાર છે."

"પણ ત્યારે શું એ શેઠીઆઓ ઘેર ખાતા પીતા નથી? સાળું નહાનું છોકરૂં પણ ખાવામાં કે ધાવવામાં આનંદ માને છે તે એ શેઠીઆ વળી નકામો શેનો ઢોંગ કરતા હશે? ઉજાણીની બધી તૈયારી તો હુંજ કરૂં છું. એમને તો આઇતાપર

આવી બેસવાનું છે! આવી આવી સ્વર્ગના જેવી સારી રસોઈ થાય છે, પણ તેઓની તો કશી ગણતીમાં નથી! મેં કહ્યું કે આ મોગરા બહુ સારા થયા છે તે ફરીથી લ્યો. તે નહિ લીધા એટલુંજ નહિ, પણ ભાણામાં હતા તે પણ બધા ખાઇ ગયા નહિ. તેથી મારો પિત્તો ઉછળ્યો. તેં મને શાકની બે ત્રણ કડીઓ કહી સંભળાવી હતી તે મને યાદ આવી, તેથી હું બોલ્યો—

શાકકા અજબ સવાદા એ, તું ક્યા જાને લડકા બે.

બીજા બધા હસી પડ્યા. પણ એ શેઠીઆઓ તો મ્હોંનો દાથરો ચહડાવીને બેસી રહ્યા. તેથી તેમને વધારે ચ્હીડવવાને હું પેલી બે કડી બોલ્યો—

કારેલું કહે હું કડવું મીઠું, મારે માથે ચોટલી;
મારો સવાદ ચાખવો હોય તો, ખા રસ ને રોટલી.
દુધી કહે હું લાંબી લીસી, મારા ઉપર છાલ;
મારો સ્વાદ ચાખવો હોય તો, ખા ચણાની દાળ.

"બધા ખડખડ હસી પડ્યા ને એ શેઠીઆ પણ પાછળથી હસવા લાગ્યા એટલે મારો મીજાજ ઠંડો પડ્યો. બાકી હું જરૂર તે દહાડે તેઓની જોડે વઢત! પણ તને એવી એવી બીજી કડીઓ યાદ નથી? ગુવાર–ચોળી–ભીંડા–કે મોગરાપર? મોગરાની કડી બોલ્યો હોત તો કંઈ મણા રહેત નહિ. તને ન યાદ હોય તો તને જોડતાં ક્યાં નથી આવડતી? એવી બનાવી આપની?"

"ઠીક છે, હું ફુરસદે બનાવી આપીશ"—મહામતિએ કહ્યું—"પણ અન્ન-દેવની એક લાવણી મેં કોઈ ઠેકાણે સાંભળેલી હતી તે તમારે સારૂ લખી રાખી છે. તમારે એ જરૂર મ્હોડે કરવા જેવી છે."

"અનંગપાલશેઠે સાંભળવાની ખુશી દેખાડી. એટલે મહામતિએ પોતાના પ્રાઇવેટ બોક્સમાંથી એક કાગળીઓ કહાડી સુસ્વરે તે લાવણી ગાઈ સંભળાવી—

### અન્નદેવની લાવણી

અન્નદેવ કહે સુનો બે યારો, બડા નીસાવર પાનીકા;
જવાર બીના કોઈ દ્વાર ન આવે, જગમે ન્યાતા જવારીકા—ટેક
ઘહું કહે તુમ સુનો બે યારો, મેરી કલા તુમ નહિ જાની;
ઘેબર બનતે લાડુ બનતે, ઠોર બનતે સવાઇ.
ગગન ગાંઠીઆ સેવ સુંવાળી, માલપુવા પંગત ન્યારી:
વહી બનતે જલેબી સાટા, ખુરમાકી બહુ ચતુરાઈ.
તરેહ તરેહકી ચીજા બનતી, બડી મજા એક શીરેકી—જવાર૦ १
ચણા કહે તુમ સુનોરે ઘહુંજી, મેરી કલા તુમ નહિ જાની;
સબસે લંબા નાક અમારા, મેરા કામ બડા સેલાની.

ઘોડા ખાતે રણુમે લડતે, પહેલવાન અગવે જાની;
ધમ ઢોકળીઆં દમ દાળીઆં, સુકરવારકી નીસાની.
તરેહ તરેહકી ચીજ બનતી, બડી મજા એક કઢીકી—જવાર૦ ૨
ચાવલ કહે તુમ સુનો ચણાજી, મેરી કલા તુમ નહિ જાની;
છઠ્ઠી છ માસી હમકુ ખુંડે, ક્યા જાને રાજા રાણી.
મહાદેવકું ચાવલ ચઢતે, બ્રહ્મભોજન બ્રાહ્મણજ્ઞાની;
વિવાહ ઓરંજમે મેરા કામ એક, તીલાપરમેં અગવાની.
તરેહ તરેહકી ચીજા બનતી, મેરા રૂપ હે મોતીકા—જવાર૦ ૩
તુવર કહે તુમ સુનો ચાવલજી, ક્યા ફુલ્યા અપને મનમેં;
જરી જો દાલમેં કસર પડે, તુમ ખરે રહો પતરાવલમેં.
છ મહીનાકા માંદા માણુસ, જો દેવે ઉનકે મુખમેં;
મગ મેથી દો બેન અમારી, સમજી લ્યો અપને મનમેં.
તરેહ તરેહકી ચીજ બનતી, મેરા રૂપ હે કેસરકા—જવાર૦ ૪
અડદ કહે તુમ સુનો તુવરજી, ક્યા ફુલ્યી અક્કડ મક્કડ;
જો હમકુ દુશ્મન ઘર રાખે, સવા હાથ ધરકું લક્કડ.
મહાકાળી તો હમકું ચાહે, હનુમાન ચાહે ફુક્કડ;
જંત્ર મંત્રમેં મેરા કામ, દુશ્મનકું ઘર દઉં છક્કડ.
નહિ રંગ નહિ રૂપ હમારા, બડા કામ એક જાદુકા.—જવાર૦ ૫
પેટ રામને બુરા દીયા હે, ખાનેકું માગે રોટી;
શેર બાજરી પડે પેટમેં, તબ બાતા સુજે મોટી.
જવારી માતા જવારી પિતા, બાજરકો સબ જગ ધાતા;
જીનકે ઘરમેં શેર જવારી, વોહી બડા નર કહેવાતા.
તુકનગીર ઉસ્તાદ હમારે, જવારીસે રખતા નાતા.—જવાર૦ ૬

જેમ જેમ મહામતિએ ગાવા માંડ્યું તેમ તેમ અનંગપાલશેઠને બહુ મજા પડી. એક બે કડી સાંભળીને એ તો હુક્કો હાથમાં લઇને ઉભો થયો ને આંખ અને કાન ફાડીને સાંભળવા લાગ્યો. તુવેરની વાત સાંભળી એ તો પેટ દાબીને હસવા લાગ્યો. હાથમાંની નળી ફેંકી દીધી ને ચાલતો ચાલતો મહામતિની પાસે આવી છેક છેલ્લી કડી સુધી બધું હસી હસીને સાંભળ્યું.

"વાઃ વાઃ શું મજાની કવિતા છે! મને તો—

ભોજન આજ જમ્યા જે અમો, તેનું વર્ણન સુણજો તમો;
દહીં બાંગીને કીધી કઢી, માંહે નાંખીતી સુંદર વડી.

એ અને—

રૂપાળી પોળી પોળીઓ-ઘણાં ઘીમાં ઝબોળીઓ;
ઘી ખાંડ દુધપાકમાં, સવાદ ખુબ સાકમાં.

એ બેજ આવડતી હતી. પણુ તે આ તારી લાવણી આગળ કુછ ગણતીમાં નથી. મને તું એ જરૂર ઉતારી આપ હું મ્હોડે કરીશ.

"લ્યો. આ કાગળ તમે રાખજો"—મહામતિએ કાગળ આપતાં કહ્યું—"મને હવે કંઈ કામનો નથી. તમે એનો રોજ રોજ લવારો કરશો એટલે મારે મ્હોડે થઈ જશે."

અનંગપાલ કાગળ લઈને પાછો હીંચકાપર બેસી, હુક્કાનો દમ મારતાં, યથા-રુચિ રાગે લાવણી ગાવા લાગ્યો. પણુ કંઈ યાદ આવવાથી મહામતિ તરફ ફરીને બોલ્યો—"તું હમણાં હમણાં મને બધી વાતે બહુ રાજી રાખે છે તો હું તને એક હસવા જેવી વાત કહું તે સાંભળ. તને પણુ હસવું આવ્યા પાખી રહેશે નહિ. એમ કહી મમતારામ કેવા એબલીસ જેવા વેષમાં ધનપાલશેઠ અને નથુશેઠને મળ્યો હતો, તે વખતે તેની શું ફજેતી થઇ, અને તેનો જીવ જતો કેવી રીતે સહેજમાં બચી ગયો, એ બીના ઉજાણીમાં ધનપાલશેઠને મ્હોડે સાંભળ્યા પ્રમાણે, જાતજાતના ચાળા કરીને કહી સંભળાવી. મમતારામની દુર્દશા ને ભુંડા વેષ કેવી રીતે અને શા કારણુથી થયા હતા તે મહામતિ જાણુતી હતી. વળી એવી દુર્દશામાં સુખપાલકાકા, કેશવલાલ અને ભીખારીલાલ તો રસ્તામાં સહસા મળ્યા ત્યારે મમતારામનો કેવો ફેસતો થયો હતો, તે બીના પણુ એની જાણુ બહાર નહોતી. પણુ રહ્યું સહ્યું ધનપાલશેઠ અને નથુશેઠને પણુ તેની વિચિત્ર સીકલનાં દર્શન તે દહાડે તેજ અરસામાં થયાં એમ મહામતિએ હમણુાંજ જાણ્યું. એ કારણુથી મહામતિ બહુ હરખાઈ. સઘળી બીના અનંગપાલશેઠને મ્હોડેથી એણે ફરી સાંભળી લીધી. મમતારામના ઉપહાસનું કથન સાંભળતાં ગુલાબવહુ કેવી સ્થિતિમાં આવી પડી હતી તેનું સ્મરણુ થયું, ને મહામતિ દલગીર થઈ ગઈ. અનંગપાલશેઠે મહામતિને પુછ્યું—

"મમતારામ આવો લઠ્ઠ જેવો જણાય છે તેના એવા હાલ કેમ થયા હશે ? પોતાની મેળે તો એમ કરે નહિ ?"

મહામતિ જાણુતી હતી પણુ એનાથી કંઈ જવાબ અપાય એમ નહોતું. એટલામાં સાંઝના રસોઇની અને શાક ભાજીની વરદી લેવાને ભટ આવ્યો ને ધણી-ધણીઆણીની કથા ત્યાંથી અટકી.

મહામતિએ ઘડીઆળમાં જોયું તો સવાબાર થયા હતા. હજી પોતાને પરવા-રીને સજ્જ થતાં કલાકેક લાગશે ને ગુલાબવહુને જોવાને એક વાગે તો જવું જોઇએ, એમ ધારી રામા ઘાટીને ગાડી લેવાને મોકલી, પોતે જવાની તૈયારી કરવા લાગી. ગુલાબવહુને બે દહાડા થયા તાવ આવતો નહોતો, પણુ તે બીચારી હજી

ખાટલાવશ હતી. શરીરમાં નાકૌવતી બહુ વધી ગઈ હતી. ઔષધોપચાર હજી ચાલુ રાખવા પડ્યા હતા. તેથી તેમ જ મહામતિનું ગુલાબવહુ પ્રત્યે નિઃસીમ હેત હોવાથી, એ ઘણું ખરૂં દરરોજ એને મળવા કરવા જતી. સાંઝ સુધી ત્યાં બેસીને ગુલાબની સેવા ચાકરી કરી તેને રાજી રાખતી. અલંગા અને કાળી પણ ગુલાબની સેવામાં જ્યારે જુઓ ત્યારે તત્પરની તત્પર. જાણે એના મંદવાડનું મૂળ કારણ તેઓ પોતે હોયની! બે ત્રણ દહાડા સુધી તાવ અને ધ્રુજારીએ ગુલાબનો પીછો છોડ્યો નહિ તેથી અલંગા ખરેખર ગભરાઈ. પોતાની ધારેલી બાજી જોઇએ તે કરતાં વધારે સારી રીતે પાર પડી, તેથી એક લેખે અલંગા કંઈ થોડી હરખાઈ નહોતી. પરંતુ ગુલાબવહુની આવી દશા થશે તે બીના એની ગણતરીની બહાર રહી ગઈ હતી. એના મનમાં કે ઘણું થશે તો ગુલાબ થોડીવાર ગભરાશે. પાછળથી ખુલાસો થતાં બીજા ભેળી એ પણ હસવા લાગશે. તેને બદલે ગુલાબને પાછળથી તાવ લાગુ પડ્યો. અલંગાએ એમ જ માન્યું કે આ તો સાગર તરી ખાબોચીઆમાં ડુબવા જેવું થાય છે. પરંતુ 'થયું તે ન થયું ન કદાપિ થશે' એમ વિચારી પોતાની ખિન્નતા એણે મનમાં જ સમાવી રાખી. કાળી પણ દલગીર તો હતી. પણ કાળી આખરે નાદાન રહી, તે ઘડીકમાં મમતારામની ફજેતીનું સ્મરણ કરીને પાર વિનાનું હસતી. વળી ઘડીકમાં ગુલાબનો મંદવાડ જોઇને પાછી ગાભરી પડી જતી. સવારથી તે રાતના દશ વાગ્યા સુધી બન્ને ગુલાબની પાસે ને પાસે રહીને તેને જોઇતું કરતું આપતાં. પોતાની માની જણી બહેન હોય તેમ તેની બરદાસ કરતાં. એટલામાં દૈવયોગે ગુલાબવહુના તાવે મચક મારી ને હવે અલંગાનો જીવ હેઠો બેઠો. એક દહાડો થયો, બે દહાડા થયા ને તાવનો વખત વીતવા છતાં પણ આવ્યો નહિ, એટલે અલંગાને તો લાગ્યું કે ગંગા ન્હાયાં.

આજે તાવ ઉતરે ત્રણ દહાડા થયા હતા. બપોરનો એક વાગી ગયો હતો. ગુલાબવહુ તળાઇમાં એક તકીઆને અઢેલીને ખાટલામાં બેઠી હતી. અલંગા ને કાળી પાસે બેસી તેની સારવાર કરતાં હતાં, એટલામાં નીચે કોઇની ગાડી ઉભી રહેવાનો ખડખડાટ સંભળાયો. થોડીવારમાં મહામતિ પોતાની હમેશની રીત પ્રમાણે, બહુ સારા લેબાસમાં, કાનમાં એરીંગ, ગળામાં મોતીની માળા, પગમાં સપાટ, અને હાથમાંના રૂમાલથી પાન ચાવીને રાતા થયેલા ઓઠ લુછતી, ત્યાં આવી લાગી. રામો ઘાટી તેનું ખાનગી બાક્સ લઇને પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. રામાએ ખાનગી બાક્સ પાસેના ટેબલ પર મુક્યું ને ચાલ્યો ગયો. મહામતિ ગુલાબવહુની પાસે આવી, હસતે મ્હોડે રૂમાલને કમરે ખોસી, તેની ચિકિત્સા કરવા લાગી. નાડ જોઈ, પાસું તપાસ્યું, માથા પર હાથ ફેરવ્યો, પગનાં તળીઆં ચાંપ્યાં.

જીભ બહાર કહડાવીને આંખો જોઇ. સર્વ રીતે એની ખાતરી થઈ કે ગુલાબવહુને તાવ બીલકુલ નથી એટલે એનો જીવ પણુ થર પડ્યો. એક લાંબો શ્વાસ લઈ ગુલાબની પાસે તળાઇમાં બેઠી. પોતાનું ખાનગી બાક્સ સામે ખુરશીપર મેલી, તેમાંથી પાનપડો કહાડી, ઠંડે પેટે ને હસતે મુખડે એ પાનની બીડી બનાવવા લાગી. અલંગા ને કાળી પણુ ગુલાબવહુનો તાવ ઉતરી જવાથી નીરાંત વાળી બેઠાં હતાં. મહામતિએ પ્રસન્ન ચિત્તે એક બીડી ગુલાબવહુને ખવાડી. પછી જાણે કંઈ હસવા જેવી કથા કહેતી હોય એવું મ્હોં કરી, ગુલાબવહુ સાંભળે તેમ અલંગા ને કાળીની આગળ, પોતાના ધણીને મ્હોડેથી મમતારામની ફજેતીનો જે છેલ્લો અંક સાંભળ્યો હતો તે, હાવભાવ સાથે યથાસ્થિત વર્ણવી ભજવ્યો! તેમાં બે ગાડીના સપાટામાંથી સહેજમાં બચી જવાથી, આકુળ વ્યાકુળ થઇને મમતારામ આમથી તેમ અને તેમથી આમ ભાગતો હતો; અને તે વખતે નથુશેઠે એને ઓળખ્યો ને ગાડીમાંથી ઉતરી ધસ્યો ધસ્યો એની સામા દોડ્યો, ને માણમાણ હસવું દાબતાં મમતારામને ગાડીમાં બેસાડી ઘેર લઈ જવાને એ વિનવવા લાગ્યો; પણુ મમતારામ તો બન્ને શેઠીઆની તાજુબી વચ્ચે ત્યાંથી ઉભી પુંછડીએ નાઠો, ને લોકો પાછળ હુરીઓ હુરીઓ કરવા લાગ્યાં; એ બ્યાન સાંભળતાં તો વિકલની પેઠે કાળી આમથી તેમ અને તેમથી આમ, નાચવા ને કુદવા લાગી! ગુલાબવહુને પણુ હસવું આવી લાગ્યું. એમ ગુલાબવહુને રાજી કરી મહામતિએ હવા ફેર સારૂ થોડા દહાડા તેને વાલકેશ્વર લઈ જવાની વાત છેડી. ગુલાબવહુના મ્હોંપર નકારના ચાળા જોઇને એણે કહ્યું–"તું તો ના કહેવાની છે એમ હું ધારતી જ હતી. પણુ આ વખત તો હું તને જોર જુલમથી લઈ જઇશ, હવે સમજી. અલંગા ને કાળીને પણુ તારી સાથે ત્યાંજ રહેવું પડશે, કારણુ કે તું સાજી ન થાય ત્યાં સુધી તેઓ તારા બંધનમાં છે."

મહામતિનો બહુ આગ્રહ જોઈ આખરે એવું નક્કી થયું કે પાંચ સાત દહાડા સુધી ગુલાબ કાળી ને અલંગાએ દરરોજ બપોરનાં બાર એક વાગ્યા પછી વાલકેશ્વર આવવું. રાતના ત્યાંજ રહેવું ને મળસકું થતાં ગામમાં આવવું.

મહામતિએ ગુલાબવહુને જણુાવ્યું, કે અનંગપાલ એની સલાહ પ્રમાણે ચાલ્યો તો 'ઉજાણી ખાઈ ખવાડી, તન મન ખીલાવી, દેશનું કલ્યાણુ કરનારી મંડળી'ની સ્થાપનાએ થઈ ચુકી, ને તેમાં મદનપાલશેઠ અને ધનપાલશેઠને લાચારીએ મેનેજીંગ કમીટીમાંએ દાખલ થવું પડયું એટલું જ નહિ, પણુ એ મંડળીનું કામ પણુ હાર પડી ચુક્યું. તે પ્રમાણે બે ઊજાણીઓ થઈ ગઈ. મદનપાલશેઠ અને ધનપાલશેઠ દર રવિવારના આ લફરાથી કંટાળી ગયા છે પણુ શું કરે? અનંગપાલશેઠના સાણુસામાં તેઓ એવા આવી ગયા હતા કે હવે ફરાય એમ નથી!

"તેથી મારાથી તો"—મહામતિ હસતાં હસતાં બોલી—"એ એટલા રાજી રાજી થઈ ગયા છે કે મારો પડતો બોલ ઉપાડી લે છે ને મારાં સો સો જીભે વખાણ કરે છે!"

"તેં એની ઉજાણી મંડળી સ્થાપી અપાવી, ને તેમાં પેલા બન્ને શેઠીઆઓને મારી કુટીને દાખલ કરાવ્યા, એ કંઈ થોડી વાત થઈ! એટલે તારી જે સ્તુતિ અનંગપાલશેઠ કરે છે તે યોગ્ય જ છે."

"અરે, મને તો એક દહાડો બેઠાં બેઠાં એવો તોર આવ્યો ને મેં વાત છેડી. તેનું પરિણામ ટુંક સમયમાં આવું રુચિકર આવશે એમ મારા સ્વપ્નામાંએ નહોતું. મને તો ફીકર હતી કે એ કામના કાયર છે, તે સીફતથી વાત નહિ કરે તો બધું સુઈ જશે. પણ એ મંડળીની વાતમાં તો ખરેખર દૈવ અનુકૂલ થઈ પડ્યો."

મહામતિને હવે વાલકેશ્વરને બંગલે ગુલાબવહુને સારૂ સોઈ કરવાની ચટપટ થઈ રહી, તેથી એ જવાની ઉતાવળ કરવા લાગી. એટલામાં પોતે સૂક્ષ્મદર્શક યંત્રવડે અવલોકન કરતી હતી, ને તેથી એને જે મજા પડતી હતી તેનું વર્ણન ગુલાબવહુની આગળ એ કરવા લાગી. વાલકેશ્વરના બંગલામાં એ યંત્રને લીધે સર્વનો કાળ સુખકર રીતે વ્યતીત થશે, તે વિચારથી હરખ માનતાં એણે ગુલાબવહુને કહ્યું કે પ્રથમ તો મારો વિચાર કીડી, મંકોડો, માખી અને એવાં જ બીજાં જીવ જંતુનો સ્વભાવ ને રીતભાતનું અવલોકન કરવાનો હતો. પણ મારી મોજને ખાતર એવા નિરપરાધી જીવજંતુને દુ:ખ દેવું પડે એ વાત મારી આર્ય લાગણીને ગોઠી નહિ. જીવજંતુના અવલોકનપર મીંડુ વળ્યું. સૂક્ષ્મદર્શક યંત્ર હવા ખાતું હતું. એટલામાં મેં કોઈ ઠેકાણે કંઈ વાંચેલું હોવાથી, દરીઆ કીનારાની ધોળી રેતીના કણો યંત્રમાં મુકી જોયાં, તો જાતજાતના અને તરેહ તરેહના આકારના શંખો, કોડીઓ, ચક્રો, છીપો વગેરેની રેતી બનેલી છે એમ મારા જોવામાં આવ્યું. રેતીમાંનાં છીપલાંઓના વર્ણ, વિભાગ અને ક્રમવાર અવલોકન કરવાને મારૂં મન લલચાયું. મને આલેખન કરતાં ઠીક આવડતું, તેથી જે જે છીપલાંઓ જોતી તેને કાગળપર આલેખી તેઓને વર્ણ, વિભાગ અને ક્રમ અનુસાર ગોઠવતી. તેઓમાં વર્ણ, વિભાગ અને ક્રમને ઉદ્દેશીને કેવી કેવી સાદૃશ્યતા, વિરોધતા કે તારતમ્યતા છે તેની સવિસ્તર નોંધ લેવી કરવી ને ગોઠવવી, એમાં મને અવનવો આનંદ થતો હતો એમ ગુલાબવહુને જણાવ્યું. વળી યાદ આવ્યાથી મહામતિએ પોતાની પેટી ઉઘાડી પોતે યંત્રવડે જોયલાં છીપલાંનું આલેખન કીધું હતું તે ગુલાબવહુને બતાવી તત્સંબંધે નવાઈની વાતો, અને પરમેશ્વરની અગાધ અને અનંત લીલાનું ધ્યાન કરવા લાગી. પણ હવે પોતાને બહુ મોડું થાય છે એમ કહી, હસી નીસીને ગુલાબવહુને રહેવા કર-

વાની વાલકેશ્વરમાં સૌઈ કરવાને સારૂ ત્યાં જવા નીકળી. જતાં જતાં અલંગા ને કાળીની ટેકડી કરતાં એણે કહ્યું—" મમતારામ તમો બંને પર બહુ રૂઠેલો હોવો જોઇએ, એ તો હવે જીવપર આવેલો સમજવો. તમને જીવતાં છોડશે નહિ એ નિશ્ચે માનજો. કંઈ નહિ કંઈ નહિ તો તમારાં નાક કાન તો એ જરૂર કાપી નાંખશે, માટે ચેતજો."

"વાર લાગે છે, વાર—" કાળી ધાંટો પાડી બોલી ઉઠી—"અમે કંઈ મુંબઈની ડોસલીબાઈ નથી કે એના ડરાવ્યાં ડરી જઈશું ! જો જીવ ઉપર વાત આવી છે તો હું એકલી એનો જીવ લઉં એવી છું."

"હવે એનાથી શું થવાનું હતું"—અલંગા બોલી—"એનું પાણી ઉતરી ગયું ને તેજ હરાઈ ગયું તેથી અમારી આગળ તો એનું કશું ચાલવાનું નથી."

" તે તો કોણ જાણે "—મહામતિ મરોડમાં બોલી—"પણ એ મમતારામ ચીકણા ઝાડની ડાળ જેવો છે. જુઓની, કાળીને દાબડી પાછી આપવામાં ગુલાબે મદદ કીધી, તો એને ગુલાબપર વનેખાં પાડવામાં કંઇ બાકી રાખી ! આ વખત તમે કાળીને મદદ કીધી છે તો હવે તમારો વારો આવશેજ, ને કાળી તો જાણે છે જ !"

એમ હસી બોલી મહામતિ ત્યાંથી પરભારી વાલ્કેશ્વર જવા નીકળી.



## પ્રકરણ ૬૬ મું

### હજી ધુમાડા મંડળી કેમ જામતી નથી !

ભોજન આજ જમ્યા જે અમો, તેનું વર્ણન સુણજો તમો;
ભાતભાતનાં તળીઆં ચાક, બાસુદી પુરી દુધપાક.
કમોદનો કીધો તો ભાત, દાળ તણી હતી સુંદર જાત;
દહી ભાંગીને કીધી કઢી, માંહી નાંખીતી સુંદર વડી.

( જુની કવિતા. )

જ્યારે કેશવલાલ વગેરે નવલશાનાં લગ્ન ઉપર રજતપુર ગયા હતા, ત્યારે એક દહાડો સારો લાગ જોઇને, મદનપાલશેઠે મમતારામ જોડે જે સંતલસ એકતાળીસમા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કીધી હતી તે પ્રમાણે, એક મીટીંગ હાલાઇ ભાટીઆ મહાજન વાડીમાં બોલાવી હતી. તેને માટે ઘણા દહાડા અગાઉથી ગામની અંદર ઢોલ તાંસાં વગડાવ્યાં હતાં. ઠેકાણે ઠેકાણે મ્હોટાં મ્હોટાં પ્લેકાર્ડો ચોંટડાવ્યાં હતાં, ને ઘણા વખત અગાઉથી જુદાં જુદાં છાપાંઓમાં ધુમાડા મંડળી

મળવાની ખબર છપાવી હતી. તેથી મંડળી મળવાને દહાડે મદનપાલશેઠનો આત્મા સંપૂર્ણ પ્રસન્ન થાય તેટલી ત્યાં ધમાલ થઇ રહી હતી. મંડળીનું તમામ કામકાજ એટલી તો સુધરેલી રીતે અને સફાઇથી ચાલ્યું હતું કે મદનપાલશેઠે પોતાને ખરેખરો કૃતકૃત્ય માન્યો. આનંદશંકરે, જાણે અંગ્રેજી અને સંસ્કૃત શબ્દો અને વાકયો, અને શ્લોકોના ઘોડા સરતમાં દોડાવ્યા હોયની, તેવી ઢબથી સર્વને હેરત કરે એવું ભાષણ આપી ધુમાડા મંડળીની આવશ્યકતા, હાથમાં કંકણ પેઠે પ્રતિપાદન કરી દીધી! મમતારામે પણ ધુમાડાના બાચકાંમાંજ હવે તો દેશનો અભ્યુદય સમાયલો છે એવી લોકને ખાતરી કરી આપી! એટલુંજ નહિ, પણ પોતાની પણ તેજ દહાડે ખાતરી થઈ હોયની, તેવી રીતે એ મંડળીના હરકોઈ કામમાં તન મન અને ધનથી મચ્યા રહેવાની પોતાની હદ બહારની તત્પરતા દેખાડી. તેના જણાવવા પ્રમાણે તેના મન ઉપર તેણે જે જે જોયું હતું અને સાંભળ્યું હતું તેથી એટલી બધી અસર થઇ હતી! મદનપાલશેઠે તેને ધુમાડા મંડળીના એક ટ્રસ્ટી તરીકે દાખલ કરવાને પોતાની ખુશી બતાવી. જાણે શેઠે લાખો રૂપીઆનો સરપાવ આપ્યો હોય, તેમ રાજી થઇને, શેઠનો જન્મારા સુધી ઓશીઆળો હોય એમ મમતારામે જણાવ્યું. ટ્રસ્ટડીડમાં મદનપાલશેઠે ભેગા મળેલા લોકની સમક્ષ સહી કીધી, ને પચ્ચીસ હજારની પ્રોમીસરી નોટો હાજર રાખેલા પોતાના સોલીસીટરને સ્વાધીન કીધી. એ પ્રમાણે સર્વ કામ તમામ રીતે સંતોષ-કારક રીતે સમાપ્તિને પામ્યું. સેંકડો લોકોએ ત્યાં ને ત્યાંજ ધુમાડા મંડળીથી થનારા અગણિત લાભો સ્વીકારી, તેમાં મેમ્બર થવાને તત્પરતા દેખાડી. ધુમાડા મંડળીને ચીઅર્સ અને હુર્રે આપતાં મદનપાલશેઠના નામનો જયઘોષ બોલાવતાં, અને તેને પુષ્પોની વૃષ્ટિથી વધાવી લેતાં, તે ઠેકાણે કરી રાખેલી રોશનીનો બહાર જોતાં ભેગી મળેલી મેદની છુટી પડી!

બીજે દહાડે, ધુમાડા મંડળીનો ટુંકો હેવાલ અને તે પછીના બે દહાડામાં તેનો સંપૂર્ણ હેવાલ બધાં છાપામાં આવ્યો. જોગાન જોગે તે સંબંધે ચર્ચાપત્રોનું પ્રકરણ છાપાંમાં શરૂ થયું. મીટીંગમાં કેટલી સંખ્યામાં લોકો હાજર થયલા હતા, કેટલાક ન આવેલા ને આવેલા જણાવી, તેઓનાં મ્હોમાં લાંબાં લાંબાં ભાષણો આપેલાં જોઇને, અને કેટલાક આવેલા એક વાત બોલ્યા હતા પણ છાપાંમાં બીજીજ વાત બોલતાં જણાવવાથી, ત્યાં હાજર રહેલા અને બધું પોતાની નજરે જોનારા કેટલાકે ચર્ચાપત્રો લખી તે વાત તતારી આપી. વાત હવે રસાકસી ઉપર આવી. મંડળીનો તમાશો જોવાને હાજર રહેલા દરેક માણસે મંડળીનો એવો અવનવો અને વિલક્ષણ હેવાલ આપ્યો કે વાંચક વર્ગને તો, ત્યાં મંડળી મળી

હતી કે નહિ, ને મળી હતી તો ત્યાં કેમ અને કેવી રીતે કામ ચાલ્યું હતું, તે પર દિન પર દિન વધારે ને વધારે ડગડગો થવા લાગ્યો. એડીટરોએ પંદરેક દહાડા સુધી ચર્ચાપત્રો દમ બાંધીને લીધાં; પણ જ્યારે તેઓને જણાયું કે ખરી બીનાઓ અજવાળામાં આવવાને બદલે, વધારે ને વધારે અંધારામાં ડટાતી જાય છે, ને ચર્ચાપત્ર લખનારા ગૃહસ્થો એક બીજાને તેરી મેરી કરીને અને સુધરેલાં ઉપનામો આપીને લખાણુ કરે છે, ત્યારે તેઓએ કંટાળીને તે બાબત વધારે ચર્ચાવવાની પોતપોતાનાં છાપાંમાં જગ્યા નથી એમ જણાવી રસાકસીનો નીવેડો આણ્યો!

મદનપાલશેઠને તો એ બધો વખત સ્વર્ગનું સુખ મળ્યું. પંદર દહાડા સુધી તો કોઈ પણ ચર્ચાપત્રમાં **ધુમાડા મંડળી**નું નામ અને શેઠની વાખવાખી નહિ આવી હોય એમ બન્યું નહિ. જ્યારે છાપાંમાં વધારે ચર્ચાપત્રો લેવાતાં બંધ થયાં ત્યારે એ શેઠે, દરેક છાપાંમાં આવેલો હેવાલ અને ચર્ચાપત્રોનું એક સુંદર પુંઠાવાળું પુસ્તક બહાર પાડ્યું ને દેશ દેશાવરમાં તેની લહાણી કીધી. તે પુસ્તકને રોજ રોજ વાંચી વાંચીને એ શેઠ પોતાને કૃતાવશેષ માની ધન્યવાદ આપવા લાગ્યો. એના મનમાં તો એમ હતું કે હવે સંખ્યાબંધ લોકો પોતાની મેળે એની ધુમાડા મંડળીમાં દાખલ થતાં જશે ને ઘેરઘેર ચીમની મુકાવતાં જશે; પણ આશાએ ને આશાએ દહાડા વહી ગયા ને આજ કાલ કરતાં એક મહિનો થયો, બે મહિના થયા, પણ મંડળીમાં તો કોઈ છુટો છવાયો દાખલ થયો તે જ!

એક દહાડો બપોરના જમી કરીને મદનપાલશેઠ પોતાના **રીડીંગરૂમમાં** બેસી **ધુમાડા મંડળી** સંબંધિ જે પત્રકોપરથી કેશવલાલે સરવાયાં કહાડ્યાં હતાં તે વાંચતો અને તપાસતો બેઠો હતો. ચીમની યુક્ત ઘરોમાં રહેવાથી એના માણુસ ચાકરોની આરોગ્યતા વધી હતી એમ પત્રકો અને સરવાયાંપરથી સ્પષ્ટ દેખાતું હતું. મદનપાલશેઠે તે આંકડાઓ બારીકીથી તપાસ્યા કે કેશવલાલે કોઈ ઠેકાણે આંકડા માંડવામાં કે અનુમાન અને રાસ કરવામાં ભુલ તો નથી કીધી. દરેક માણુસે રોજ સવારના શું શું અને કેટલું ખાધું, કેટલું પાણી પીધું, મહિનાની શરૂઆતમાં તેઓનું વજન કેટલું હતું ને આખેરીએ કેટલું વધ્યું, તે બધું લક્ષપૂર્વક તપાસી જોયું. ગામમાં ખુણે ખાચરે જે જે ઘરોમાં લોકો ધુમાડો ખાય છે અને નથી ખાતા, વા ઓછો વધતો ખાય છે, તેથી અને તે તે પ્રમાણુમાં, તેઓની આરોગ્યતામાં, શરીરના બાંધામાં અને વજનમાં ફેરફાર હોય છે, એ સંબંધીના આંકડાઓ મદનપાલશેઠે ખાસ પગારદાર માણુસો રાખી એકઠા કીધા હતા, તે આંકડાઓ પણ એ શેઠે પાછા તપાસી જોયા. મદનપાલશેઠના મનમાં એવી ઉમેદ હતી, કે જ્યારે લોકની ખાતરી થશે, કે દેશની અને દેશીઓની દરિદ્રતાનું મૂલ કારણુ ધુમાડો અને ધુમાડો

જ છે, ત્યારે તેઓ પોતાનાં ઘરોની રસોડાંની બાંધણી અને બેઠકમાં ઘટતો સુધારો કરશે, ને ચીમની મારફત ધુમાડો બહારોબહાર કહાડશે; તેથી કરીને તેઓની આરોગ્યતામાં અને શરીરના વજનમાં જેમ જેમ વધારો થતો જશે, તેમ તેમ તેઓ તરફથી ઉપકારોનાં પત્રોનો, માન અકરામનો, અને ઠેકાણે ઠેકાણે જાહેર સભાઓ ભરી એડ્રેસોનો વરસાદ પોતાના માનવંતા શિર ઉપર વરસશે! પોતાનું નામ કેવળ મુંબઈ નગરીમાં નહિ, પણ ઉત્તર હિમાલયથી તે દક્ષિણે કેપ કોમોરીન સુધી, અને પશ્ચિમે ગુજરાતને એક નાકેથી તે પૂર્વે આસામ અને બ્રહ્મદેશના બીજા નાકા સુધી, ઉજ્વલ કીર્તિને પામશે! તેના પરિણામમાં સરકાર તરફથી ઉંચા, ઉમદા અને ઉત્તમ ખેતાબો પોતાને સમર્પણ કરવામાં આવશે. પોતાની રહેણી અને કહેણી, નામ, નીશાન, ચહેરો અને ચરિત્ર ઠેકઠેકાણે ઘરગતુ થઈ પડશે. આવી આવી આશાઓથી દોરવાઇને ધુમાડા મંડળીનું મહાભારત કામ એણે પોતાના હાથમાં ધર્યું હતું. તે પાછળ બે વર્ષ સુધી અથાગ મહેનત કરી પુષ્કળ પૈસો વાવર્યો, ને તમામ વર્ણની ખાતરી થાય એ રીતે પોતાનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરી આપ્યો. પણ દૈવના દુર્ભાગ્યે કરીને, કે લોકની સમજ કાચી, કે પોતાની બુદ્ધિ સાધારણ લોકની સમજ શક્તિ કરતાં બે ત્રણ સદી આગળ વધેલી, તેથી કરીને, કે ધુમાડાનો ખરો સિદ્ધાન્ત સ્થાપિત થયો છતાંએ, અણુસમજુ લોક પોતાના અસલ રીવાજને વળગી રહ્યા ને રસોડામાં ચીમની ન મુકી! જુની રીત પ્રમાણે ધુમાડો પેટમાં અને પેટમાં જ ખાવા લાગ્યા. અરે, મદનપાલશેઠને તો એમ લાગ્યું કે આ વખતે તો તેઓએ રસોડામાં ચીમની મુકવી જોઇતી હતી એટલું જ નહિ, પણ **ચીમની મારફત ધૂમ ગૃહાદ્ બહિર્નિષ્કાશક અને તદ્દ્વારા દેશોન્નતિ કરનારી મંડળીની** શાખા અને પ્રશાખાઓ હિંદુસ્થાનના દરેક નહાનાં મહોટાં ગામોમાં અને શેહેરોમાં સ્થપાવવી જોઇતી હતી, ને જાહેર ઉઘરાણાં કરી ગરીબ વર્ગના લોકોનાં ઘરોમાં પરોપકારાર્થે ચીમનીઓ મુકી તેઓને સુખી કરવા જોઇતા હતા!

પોતાની બે વર્ષની આટલી આટલી મહેનત છતાં, પોતાના મનની હોંસ અને ઉમેદનો સીમાડો હજી એને દૃષ્ટિગોચર થયો નહિ, તેથી આજે વિચાર આવતાં એને એક લેખે ખરેખરી દલગીરી અને નાસીપાસી લાગી.

"શું, મેં જે પુખ્ત વિચાર કરી સિદ્ધાંત બાંધ્યો છે તે ખોટો છે, કે લોકો મારી વાત ઉપાડી લેતા નથી, અને પોતાને ઘેર ચીમની મુકતા નથી? વા મારી મંડળીમાં જોડાતા નથી અને તેની શાખા ગામેગામ ઉઘાડતા નથી? મારો એ સિદ્ધાન્ત ખોટો હોય એમ મારાથી તો કોઈ કાળે મનાવાનું જ નથી! કદાચને હું ખોટો હોઉં, પણ આવા વિદ્વાન્ ડાકટરોના મતો અને અભિપ્રાયો ખોટા!

મારા માણસ ચાકરપર અજમાવેલા પ્રયોગોનાં પત્રકો પણ ખોટાં! રસોડાનો ધુમાડો, અને આરોગ્યતા અને શરીરના વજનમાં જે અચુક પ્રમાણ રહ્યું છે તે પણ ખોટું! ના ના, એમાં ખોટું કંઈ નથી. પણ ત્યારે લોકો પોતાના રસોડામાં ચીમની કેમ મુકતા નથી? જો હું મારા મનના સ્વછંદી ઉટાંગથી કંઇ કામ કરવાને લોકને કહેતો હોઉં ને તેઓ મારી વાત નહિ માનતા હોય, તો તો એક જુદી વાત હતી. પણ તેઓ તો બધું જાણવા છતાં, આંધળા ને આંધળા જ રહે છે! તેઓની સમજ શક્તિ કેટલી બધી પાછળ પડી છે! એ હીસાબે જોતાં તો મારો જન્મ બે ત્રણ સદી પછી થવો જોઇતો હતો, કે તે વખતના લોકો મારૂં કહેવું બરોબર સમજત ને તે પ્રમાણે ચાલત! મેં મારા મનમાં કેવડી મહોટી ઉમેદ રાખી હતી! મારો પરમેશ્વર મારી મદદે આવશે ને હજીએ આ અજ્ઞાન, બે ત્રણ સદી પાછળ પડેલા લોકના કાન હું ઉઘાડીશ!

કેવી અજાએબીની વાત કે અનંગપાલશેઠ પોતાની ઉજાણી મંડળીમાં ફાવી ગયો! એની મંડળી તો સ્થપાઇ પણ ગઈ, ને તેનો ત્રિમાસિક રીપોર્ટ કહાડવાનો વખત પણ પાસે આવ્યો! એને તો મારા જેટલી કંઈ મહેનત પડી નહોતી કે પૈસા વાવરવા પડ્યા નહેતા. આ ધનપાલશેઠ પણ મીલ પાસથી વ્યાજ અને કમીશન લેવામાં ફાવી ગયો છે જે હજીએ ફાવતો જશે! એ પ્રમાણે સૌ સૌ પોતપોતાનું સાર્થક માને છે તેમાં ફાવ્યા છે, પણ હુંજ એકલો દેશનું કલ્યાણ કરવાની અને મારૂં નામ અમર કરવાની ધારણામાં ફાવ્યો નથી. કંઈ ફીકર નહિ, હું મારૂં ખંતીપણું ને હઠ મરતા સુધીએ છોડીશ નહિ. લોકની તો ખાતરી જ કરી આપીશ કે તમારે સુધરવું હોય, સુખી થવું હોય, આરોગ્યતા અને શરીરનું વજન વધારવું હોય તો, હજીએ સમજો ને તમારાં રસોડામાં ચીમની મુકો. તેઓને સમજાવવાને હું કોની સલાહ લઉં વારૂ? સાળું કોઈ માંદું હોય તો ડાકટરની સલાહ લેવાય; કેસબેસ હોય તો વકીલ બારિસ્ટરોને પુછાય; ઇમારતી કામ હોય તો ઇજનેરને મળાય! પણ મારી બાબતમાં હું કોને પુછું? ધનપાલશેઠ અને અનંગપાલશેઠ મારા મિત્ર ખરા; પણ એક તો વાણીઆભાઈ પેઠે પૈસા અને વ્યાજજ સમજ્યો છે, ને બીજો બ્રાહ્મણ ભાઈ પેઠે ખાવાનું જ સમજ્યો છે! આ કેશવલાલ હોંશીઆર જણાય છે ને મેં એને આજે આ આંકડા સંબંધે ખાસ બપોરના બોલાવ્યો છે, માટે લાવની, એને પુછીશ, એમાં મારૂં શું જવાનું છે?"

થોડીવારમાં શેઠના હુકમ પ્રમાણે કેશવલાલ આવ્યો ને હમાલ પાસે ઘંટડીના જોઇતા ટકોરા કરાવી, ટકોરાથી અંદર આવવાની રજા મેળવી, મદનપાલશેઠની પાસે જઈ માનપૂર્વક ખડો થયો.

"આવો આવો, કેશવલાલ, આ ખુરશી ઉપર બેસો." એમ કહી શેઠ હુક્કાના દમ મારવા લાગ્યો ને સામે આરસીમાં પોતાનું મ્હોં જોવા લાગ્યો. "હું હમણાંજ આ પત્રકોમાં તમે જે આંકડાઓ મુકયા છે તે ગણતો હતો ને સરવાળાંના તાલાઓ મેળવતો હતો. તમે બહુ લક્ષપૂર્વક કામ કીધું જણાય છે, તે માટે હું તમારો આભારી છું. આ રીમાર્કના આસનમાં જે અનુમાન તમે બાંધો છો, તેની જોડે હું લગભગ અથવા રૂપીએ બારઆના મળતો થાઉં છું.

"સાહેબ"–કેશવલાલે ધીરેથી કહ્યું–"પડેલી વાતોપરથી અનુમાન બાંધવાં એ તો સૌ સૌની અક્કલની વાત છે; એટલે આપ મારાથી જુદા હો તો તેમાં મારી કસુર નથી."

"એમજ તો"—મદનપાલશેઠે હસીને કહ્યું—"હું કંઈ તમારી કસુર બતાવવા જતો નથી, પણ સામી તમને શાબાશી આપું છું કે અનુમાન કરવા જેવી બાબતમાં પણ તમે મારી જોડે લગભગ કે રૂપીએ બાર આના મળતા આવો છો. દાખલા તરીકે, મારા માણસ ઘેળાદાસના ઘરના માણસોના ખાવાપીવાના રોજનાં પત્રક પરથી જણાય છે, કે ઘેળાદાસની ખાવાપીવાની રાસ અને તેના શરીરનું વજન આજ કેટલાક મહિના થયા એક સરખું ઘટતુંજ જાય છે. હવે જો, ચીમની મારફત ધુમાડો બહાર જવા છતાં એ પ્રમાણે થાય તો આપણો સિદ્ધાંત ખોટો પડી જાય ; માટે તમે રીમાર્કના આસનમાં જે અભિપ્રાય દર્શાવ્યો છે, કે ઘેળાદાસ અને તેના ઘરના માણસો, ચીમની મારફતે ધુમાડો બહાર જવા છતાં વજનમાં ઘટી ગયા છે તેનું કારણ કે, આગળ એ બધા ઘેળાદાસની બૈરી અલંગાના હાથનું રાંધેલું ખાતા હતા; પણ હાલમાં ધણી ધણીઆણી જુદે જુદે ઠેકાણે રહે છે છે ને ધણીને ભટ રાખવો પડ્યો છે, તે છતાં બધાના શરીરનું વજન અને ખાવું પીવું આટલું થોડું ઘટયું છે, એ બીના તો ચીમની મારફત ધુમાડો બહાર જવાથી થતો લાભ બતાવી આપે છે! જો ચીમની નહિ હોત, અને પારકા માણસના હાથની રસોઇ ખાવી પડત તો, તેઓ સઘળાનું વજન વધારે ઘટતે, પરંતુ ચીમની છે તો તેઓનું વજન અને ખાવું પીવું આટલુંએ ટકી રહ્યું છે! સારાંશ કે વજન અને ખાવું પીવું ઘટવા છતાં પણ ઘેળાદાસનો દાખલો ચીમનીથી થતા લાભો દર્શાવનારો દાખલો છે એમ કહી શકાય. એ પ્રમાણે તમે રીમાર્કના આસન લખવામાં બહુ સૂક્ષ્મ બુદ્ધિથી કામ લીધું જણાય છે. તમામ દાખલાઓ, વજન ઘટવા, કે વધવા, કે એકસરખું રહેવા છતાં પણ, ચીમનીથી થતા લાભો દર્શાવી આપે છે, એમ તમે જ્યાં ત્યાં અનુમાન બાંધો છો તે યથાર્થ છે."

વળી થોડા હુક્કાના દમ લઇ, પોતાનો મુબારક ચહેરો આરસીમાં જોઇને મદનપાલશેઠે કહ્યું—

"પણ મને એક વાતની ઘણી અજાએબી લાગે છે, કે ધુમાડા મંડળીનો સિદ્ધાન્ત અનેક અનેક રીતે પ્રતિપાદન થયલો છતાં, મારી મંડળીમાં કોઇ દાખલ થતું નથી. ધુમાડો બહારોબહાર કહાડવાને કોઇ ચીમની મુકાવતું નથી કે મંડળીની શાખા પ્રશાખા ઠેકાણે ઠેકાણે સ્થપાતી નથી, તેનું શું કારણ વારૂ?"

કેશવલાલ પોતાનાં મનમાં ખરૂં કારણ જાણતો હતો, છતાં શેઠ નાખુશ થાય માટે ચુપ બેસી રહ્યો ને મદનપાલશેઠે પુછ્યું—

"કેમ કેશવલાલ, તમે કંઇ બોલતા નથી. તમારી જાણમાં એનું કંઇ કારણ આવે છે? ઘણીખરી વાર એમ બને છે કે જે બાબત આપણી માનીતી હોય છે તેનું દૂષણ કે ખોડ ખાપણ આપણને જણાતી નથી. આ ધુમાડા મંડળી મારી ઘણી માનીતી મંડળી છે. એના બહોળા પ્રચાર પરથી મારા મનમાં એવી ઉમેદ હતી કે લોકો મારા શ્રમની કદર પીછાનશે. પણ આ તો પહેલે જ પગથીએ મને અડચણ નડે છે ને કોઇ મારી વાત ઉપાડી લેતું નથી, શું મારો સિદ્ધાંત ખોટો છે?"

"આપનો સિદ્ધાંત ખોટો કહેવાની કોઇ કેમ હામ કરે?" કેશવલાલે કહ્યું— "આ સઘળાં પત્રકો, મતો, અભિપ્રાયો અને પુસ્તકો, વેદ જેમ ઇશ્વરને સ્થાપિત કરે તેમ, તેની તે વાત અનેક રીતે સ્થાપિત કરે છે."

"પણ ત્યારે તેઓ ચીમની કેમ મુકાવતા નથી? શું તેઓ અનાડી છે?"

"સાહેબ, અનાડી તો કેમ કહેવાય, પણ કપાળે કપાળે જુદા મત છે. લોકો ચીમની નહિ મુકાવતા હોય તે મુદ્દાસર નહિ મુકાવતા હોય."

"એમ કહેવાને તમારી પાસે શું કારણ છે?"

"કારણ તો શું સાહેબ, પણ હું મારી બુદ્ધિ દોડાવીને જે લાગે છે તે આપને કહું છું. બાકી એ બાબત મેં ખાસ તપાસ કીધી નથી."

"કેવી અજાએબીની વાત છે કે અનંગપાલશેઠની ઉજાણી મંડળીમાં, સાધારણ અને જોઇએ તે કરતાં વધારે લોકો સામેલ ન થાય તે સારૂ ખાસ નિયમો ઘડવાની અમને ફરજ પડી હતી. ધનપાલશેઠ આખી મીલનો નફો શેરહોલ્ડર પાસેથી ધુતી લે છે, છતાં લોકો આંખ મીચીને એની મીલમાં પડ્યા. પરંતુ હું તો કેવલ પરોપકાર બુદ્ધિથી, દેશના કલ્યાણ અર્થે, આ કામમાં મચ્યો રહું છું; છતાં મારી કદર પીછાનવાની કે માનપત્રો આપવાની વાત તો એક કોરે રહી, પણ ધુમાડા મંડળીમાં હજી સારી સંખ્યામાં દાખલ થતા નથી! તમે કંઇ ખરૂં કારણ જાણતા હો એમ દેખાઓ છો; હું ખરૂં કહું છું કે મારી કંઇ ભુલ દેખાડશો તો તેથી પણ હું નાખુશ થઇશ નહિ. માટે બોલો, શું કારણ છે?"

"તમે સાહેબ, નાખુશ નહિ થાઓ, એવી હું આશા રાખું છું, પણ લોકની ગાંડતળે રેલો આવે, માટે તમારી મંડળીનું કામ ધમધોકાર ચાલતું નથી."

"કેવી રીતે?"

"તમારો સિદ્ધાંત કબુલ કીધો છે એમ લોકો માને તો તમારી મંડળીમાં જોડાય, પણ લોકોએ તમારો સિદ્ધાંત કબુલ કીધો છે એમ કયારે મનાય, કે પોતાના ઘરમાં ચીમની મુકે ત્યારેજ! હવે, સાધારણ લોકનું એવું ગજુંએ નથી, ને હોય તોપણ, આવા આવા કામમાં પૈસો વાવરવાને તેઓ ખુશી હોતા નથી; માટે મારા વિચાર પ્રમાણે આપણી ધુમાડા મંડળી હજુ જોઇએ તેવી જામી નથી."

"હું સમજ્યો"—મદનપાલશેઠે હસીને કહ્યું—"લોકને પૈસો ખરચવો પડે, એટલે તેઓ વાણીઆ ભાઇ પેઠે ગાંગાતલ્લું થઇ જાય છે, પણ ત્યારે ખુદ મુંબઇ શેહેરમાં પરોપકાર્થે ધન વાવરનારા શેઠીઆઓની કંઇ કમી નથી. તેઓ એક જંગી ફંડ કરે ને તમામને ઘેર ચીમની મુકાવે તો પછી?"

"તો તો એક જબરી અડચણ દૂર થાય. પરંતુ એવા ધનવાન્ શેઠીઆઓને આપણી ધુમાડા મંડળી તરફ એટલી બધી કાળજી નથી."

"ત્યારે કેશવલાલ, આ ધુમાડા મંડળી સંબંધે મારા બધા ઓરતાઓ મનના મનમાં જ રહેશે કે શું?

"એ તો સાહેબ, આ મંડળીનું કામ આપ કેવી રીતે લેવા ધારો છે તે પર આધાર રાખે છે. આપનો જો એવોજ આગ્રહ છે કે આપણી મંડળીમાં જોડાનારા દરેકે આપની પેઠે પોતાને ઘેર ચીમની મુકાવવી તો ઘણા જ થોડા દાખલ થયા છે, ને તેથી પણ ઘણા થોડા હવે પછી દાખલ થશે."

"ત્યારે મારી વહાલી ધુમાડા મંડળી ખીલી નીકળે ને તેમાં હજારોની સંખ્યામાં લોકો દાખલ થાય તે સારૂ મારે કેવી રીતે કામ લેવું?"

"આપ સાહેબે એવી રીતે મથન કરવું જોઇએ, કે જો કે મંડળીના પેટ્રન તરીકે ને લોકને ફાયદો દેખાડવાને માટે તમે તો તમારાં બધાં ઘરોમાં ચીમની મુકાવી છે, પરંતુ મંડળીના દરેક માણસે તેમ કરવું હાલ કંઇ આવશ્યક નથી. હાલ તો તેઓ ધુમાડો પેટમાં ન જવાથી થતો ફાયદો પોતાની બોલીચાલીથી જ દેખાડશે તો બસ છે. આગળ ઉપર જેને જેમ અનુકૂલ પડે તેમ ચીમની મુકાવે કે નહિ, તેની જોડે આપણી મંડળીને કંઇ આગ્રહ નથી. સારાંશ કે ચીમની મુકવાની જોડેજ આપણી ધુમાડા મંડળીને કંઇ નીસબત નથી. પણ ચીમની મુકવાથી શું ફાયદા છે તે દેખાડી આપવાનું કામ એટલેજ આપણી મંડળીનો

ઉદ્દેશ છે. તેથી અધિક લોકોનું શું કર્તવ્ય છે તે તેઓની મુનસફી પર રહે છે. એ ધોરણ ઉપર કામ લેશો તોજ આપની મંડળી ખીલી નીકળશે. ”

“ આજે તમે ઘણા મુદ્દાની વાત કહી છે; માટે મને થોડા દહાડા વિચાર કરવો પડશે કે મારે હવે શું કરવું. મને શું માલમ કે લોકો પૈસા ખરચવે આટલા ચીસા છે, ને પૈસા ખરચી ચીમની મુકાવવી પડે માટે મારી મંડળીમાં જોડાતા નથી ! આ બાબતસર તમે મારી આંખ ઉઘાડી તે બહુજ સારૂ થયું. તમે ન હોત તો મારી ધુમાડા મંડળીના હાલ અનંગપાલશેઠ કહે છે તેમ ‘ધુમાડાના બાચકા, ભરવે શું રંધાય ’–તેના જેવા થાત. ”

એટલામાં ત્યાં અનંગપાલશેઠ આવી પહોંચ્યો. પોતાનું નામ અને ‘ધુમાડાના બાચકા, ભરવે શું રંધાય,’ એ સાંભળીને એ હસતો હસતો અને દોડતો મદનપાલ શેઠની પાસે આવ્યો ને કહ્યું—

‘ધુમાડાના બાચકા, ભરવે શું રંધાય’ તે ખરૂં પણ—‘ઉજાણી મંડલમાં જઇ, ખાધે પેટ ભરાય;’ એ મારી નવી જોડેલી કવિતા પણ તમે ગાયા જ કરજો.

આગલા પ્રકરણમાં આપેલી કબુલાત પ્રમાણે, એ પોતાની પાસે આવે કરે તો આવવા દેવો, એવી મદનપાલશેઠે હમાલને વરદી આપી રાખી હતી; તેથી કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર, હમાલની આગળથી પસાર થતાં, જાણે શું એ મ્હોટી ફતેહ મેળવી હોય, અને આંખના ઇસારાથી હમાલને કહેતો હોય કે કેમ, તારા શેઠને વરદી આપવી છે; જો આ હું તો વરદી વગર ચાલ્યો જાઉં છું ! તારી હવે તાકાત છે કે મને રોકાવે—એવી રીતે આંખના ચાળા કરતો, બહુ ખુશ મીજાજમાં અનંગપાલશેઠ ઓચીંતો ઓરડામાં આવ્યો. ઉપલો દોહરો બોલી મદનપાલશેઠની સામા એક મજાની ખુરશીપર સુઇ જતો હોય એમ લાંબો થઇને ઢળી પડ્યો. માથેથી ખોખું ઉતારી, ટેબલપર મુકી, પોતાના પગ વધારે લાંબા કરી, આંખો મીચતાં એણે કહ્યું—

“જ્યારથી મારી ઉજાણી મંડળી સ્થપાઇ ત્યારથી હું તો મારા જીવ્યાનું સાર્થક માનું છું ! મને હવે કોઈ વાતની તમા કે લલુતા રહી નથી ! કોઈ ધારે, કે આજ કાલ કરતાં આપણી ઉજાણી મંડળીને ત્રણ મહિના પુરા થવા આવશે. તેનો ત્રિમાસિક રીપોર્ટ કહાડવાની મદનપાલશેઠ તમે વાત કરો છો; પણ મને કાલે સાળું વાળુમાં ભાજીનો એવો તાલ આવી ગયો કે કંઈ મણા જ રહી નહિ ! તેથી ખુશ મીજાજમાં હું હીંચકા ખાતાં ખાતાં હુક્કો પીતો હતો ને મને એક મુદ્દો જડી આવ્યો કે આપણા ત્રિમાસિક રીપોર્ટમાં, આપણે કેટલી ઉજાણી ક્યારે ક્યારે ને કયે કયે ઠેકાણે કીધી તે તો જાણે લખવી એટલું જ નહિ, પણ દરેક ઉજા-

ણીમાં આપણે શું શું મિષ્ટાન્ન ખાધાં ને શું શું શાક કીધાં હતાં અને તે કેવાં સ્વાદિષ્ટ બન્યાં હતાં તે બીના પણ, મરી મસાલો ભભરાવીને લખવી. તેમ કરવાથી જે વાંચશે તેનું વાંચીનેએ પેટ ભરાશે. દરેક ઉજાણીમાં આપણે શું મિષ્ટાન્ન ખાધાં, શું શું શાક કીધાં, તે બધું મને તો મ્હોડે યાદ હતું. તે તમામ આ કાગળ ઉપર લખીને લાવ્યો છું; માટે તે પણ આપણા ત્રિમાસિક રીપોર્ટમાં જરૂર દાખલ કરજો."

"એવું એવું ઢંગધડા વગરનું ટાહેલું તે કંઈ રીપોર્ટમાં લખાય કે"—મદનપાલશેઠે કંઇક નાખુશ થઇને ને કંઇક હસીને કહ્યું.

"અરે એવી મુદ્દાની બીના લખ્યા વગર ચાલે! હું તમને ઠીક કહું છું. ઉજાણીનો રીપોર્ટ આપણે ઘેર બેઠાં વાંચશું તોપણ, જાણે ઉજાણીમાં જમતા હોઇએની એવો સ્વાદ આવશે ને બીજા પણ વાંચશે તે રાજી રાજી થઇ જશે! વળી એક અન્નદેવની લાવણી હું શીખ્યો છું, તે પણ રીપોર્ટમાં લખવા જેવી છે; પણ તે હું તમારી મુનસફી ઉપર સોંપું છું—પણ આપણે દરેક ઉજાણીમાં શું શું ખાધું તે લખો તો જ—લાવણી એવી તો ફક્કડ છે કે તમે જ કહેશો કે તે તો લખવી જોઇએ!"

એમ કહી અનંગપાલશેઠે, યથારુચિ રાગે જાડો ઘાંટો કહાડી અન્નદેવની લાવણી ગાવા માંડી—

**અન્નદેવ** કહે સુનબેચારો બડા નીસાવરપાનીકા, ભાઇ બડા નીસાવર પાનીકા;
જવારી વિના કોઇ દ્વાર ન આવે, જગમે ન્યાતા જવારીકા.

એ લાવણી ઠેઠ સુધી ગાઈ સંભળાવી. પછી પોતાની ખાતરી થઈ હોય તેમ પુછ્યું—"કેમ બોલો, એમાં કંઇ મણા છે? રીપોર્ટમાં શોભી નીકળે તેવી છે કેની?"

"અનંગપાલશેઠ"—મદનપાલશેઠે નાખુશ થઇને કહ્યું—"તમે તો હવે છેક ગાંડાવેડા કરવા લાગ્યા છો. એવી એવી બાબત રીપોર્ટમાં આવેજ નહિ."

"તમારી ભુલ છે સાહેબ, હું માફ માગીને કહું છું. ઉજાણીના રીપોર્ટમાં શું શું આવવું જોઇએ, તે બાબતસર તમારા કરતાં મારૂં બોલવું વધારે વજનદાર ગણાવવું જોઇએ. હું તમારી ખાતરી કરી આપવા તૈયાર છું. મને કહો કે મીલોના રીપોર્ટોમાં, આટલો નફો થયો, આટલું કમીશન થયું, આટલું આટલું ડીવીડન્ડ આપવું એ બીના આવે છે કે નહિ? તો બસ, આ પણ તેના જેવું છે, આપણી ઉજાણી મંડળીનાં મિષ્ટાન્ન તે આપણો નફો, સારાં સારાં શાક ખાવાની જે લહેજત તે આપણું ડીવીડન્ડ! માટે એવી એવી બીના લખ્યા વગર તો આપણા રીપોર્ટનું ગાડું ચાલેજ નહિ!"

"તે વાત અને આ વાત તો બહુ જુદી રહી, પણ મારૂં કહેવું તમારી નજરમાં કોઇ કાળે ઉતરવાનુંજ નથી !"

"સાચું, મારૂં કહેવું તમારી નજરમાં નથી ઉતરતું એમ કહોની? પણ ત્યારે ત્રિમાસિક રીપોર્ટ કરવાનું કામ શું? વાર્ષિક હોય, છમાસિક હોય, પણ મંડળીનો ત્રિમાસિક રીપોર્ટ તો તમારે મ્હોડે સાંભળું છું? મને ત્રિમાસિક રીપોર્ટ સામે બીલકુલ વાંધો નથી. તમે કહો છો કે મારી ધુમાડા મંડળીને આગળ પાડવાને એ રીપોર્ટ સાધન થઇ પડશે, તો ભલે તમે ત્રણ માસિક, માસિક કે જોઇએ તો રોજ રોજનો રીપોર્ટ કહાડોની! હું તો સામો ખુશી થઇશ. પણ મારા મહેરબાન સાહેબ, તમે લુખા લુખા રીપોર્ટો લખશો તો કોઇ આપણા રીપોર્ટને સુંઘીનેએ જોશે નહિ! પણ જ્યારે આપણા રીપોર્ટમાં, આ ઉજાણીમાં આ મિષ્ટાન્ન હતું, ને આટલાં આટલાં શાક હતાં, ને ખાવાનો આવો આવો તાલ પડયો હતો એમ કોઇ વાંચશે તો તેના મ્હોંમાંએ પાણી છુટશે. માટે સાહેબ, હું કહું છું તે બાબત તો જરૂર લખવી જોઇશેજ. તમે ના કહેશો તો મારે આપણા રીપોર્ટનો બીજો ભાગ ગાંઠના પૈસા ખરચી છપાવવો પડશે ને ગામમાં તેની લાહાણી કરવી પડશે. કારણ કે ખરી મુદ્દાની બાબત લખવાની તમે ના કહો તે હું કેમ માનું !"

"ખરેખર તમને કેવી રીતે સમજાવવા તે હું જાણતો નથી"–મદનપાલશેઠે કહ્યું.

"કેવી રીતે શું? હું કહું છું તે રીપોર્ટમાં દાખલ કરો એટલે હું સમજ્યો જાણવો! મારા મુરબ્બી સાહેબ, તમારે તો મારો ઉપકાર માનવો જોઇએ કે હું અનંગપાલશેઠ, શાકનો શોખીલો છું તો ત્રણ માસ ઉપર આપણે શું શું શાકો ખાધાં તે આજે યાદ રાખી શકયો છું! બાકી તમારા જેવાને તો કાલે શું શાક ખાધું તે આજે યાદ નહિ હોય !"

"વગર ઉપયોગની એવી એવી બાબતો તો યાદ નહિ રહે તેજ સારૂં. પણ તમને યાદ છે કે કયા કયા છાપામાં કઇ કઇ તારીખે તમારૂં નામ આવ્યું હતું? મને મારા નામની તે બધી વાતો યાદ છે!"

"શેઠજી, તમે બહુ આગ્રહ કરો છો તો જાઓ, પેલી લાવણી આ રીપોર્ટમાં નહિ છપાવતા. આગળ ઉપર થઇ રહેશે. બાકી મારી સલાહ પુછો તો આપણી ઉજાણી મંડળીના દરેક સભાસદે અન્નદેવની લાવણી મ્હોડે કરવી જોઇએ; અને ઉજાણીમાં આપણે બધાએ ઓછામાં ઓછી એકવાર તો એ લાવણી ગાઇને જમવા બેસવું જોઇએ, કે સાળી ખાવાનીએ મઝા પડે ને ઉજાણીમાં ગયાનો પણ બહાર

આવે ! પણ રહો, આપણે કેશવલાલને પુછીએ કે એ બાબત દાખલ થવી જોઇએ કે નહિ; ને એ કહે તે તમારે ને મારે બંનેને કબુલ, બસ, પછી કંઇ છે ?"

મદનપાલશેઠ વિચારમાં પડયો કે કેશવલાલને ના કહીશ તો ખોટું લાગશે, ને જો કંઇ નથી કહેતો, તો રખેને, અનંગપાલશેઠના કહેવા પ્રમાણે કેશવલાલ હા ભણે તો !"

કેશવલાલ સુડી વચ્ચે સોપારી પેઠે આવી પડયો. હા કહેવામાં મદનપાલશેઠ નાખુશ થશે, ને ના કહેવામાં અનંગપાલશેઠ. કોઇને નાખુશ કરવાનું એને પ્રયોજન નહોતું તેથી થોડો વિચાર કરી એ બોલ્યો—

"સાહેબ, હું કંઇ તમારી ઉજાણી મંડળીનો સેક્રેટરી નથી, કે સભાસદ નથી માટે મારો મત એમાં લેવાય જ નહિ. ધનપાલશેઠને પુછો ને એ કહે તેમ રીપોર્ટ છપાવવો તે જ ઉત્તમ માર્ગ છે."

મદનપાલશેઠ રાજી થયો એટલે અનંગપાલશેઠે કહ્યું—

"વાઃવાઃ કેશવલાલ તમે પણ ખુબ કીધી ! તમને પણ મદનપાલશેઠની ગોળીનું પાણી લાગ્યું જણાય છે ! પણ કંઈ ફીકર નહિ, ધનપાલશેઠ કહે તે જાઓ મારે કબુલ છે."



## પ્રકરણ ૬૭ મું

## કીકીનું નવું ઘર

**वनेषु रागाः प्रभवन्ति रागिणां गृहेषु पंचेन्द्रियनिग्रहस्तपः ।**
**अकुत्सिते धर्मणि यः प्रवर्तते निवृत्तरागस्य गृहं तपोवनम् ॥**

આગળ ઓગણસાઠમાં પ્રકરણમાં આપણે જણાવી ગયા છઇએ, કે આનંદગિરિ મહારાજની સિદ્ધિનું વૃતાન્ત કેવા પ્રસંગો વચ્ચે દુલારામે પોતાની સ્ત્રી રાતીને કહી દીધું હતું. દુલારામની સલાહથી રવિમર્દન મહારાજ આગળ બાલાના દેખતાં રાતીએ તે સંબંધે ખુલાસો માગ્યો. રવિમર્દને ધણીધણીઆણી ધારતાં હતાં તેવો ખુલાસો આપ્યો. ઘેર આવતાં બાલાએ રાતીને મ્હોડેથી બધી વાત ફરી સાંભળી. બાલાને તાજુબી લાગી એટલે રાતીએ પોતાના ટેકામાં કહ્યું કે એ બીના નિર્મળદાસ પણ જાણે છે. બાલાને વધારે અજાએબી લાગી ને ચટપટી થઇ. લાગ જોઇને પોતાના ધણી પાસેથી એણે ખુલાસો માગ્યો. નિર્મળદાસ તો છક થઇ ગયો કે એ બધું બાલાએ ક્યાંથી જાણ્યું. પોતાની સ્ત્રીને વધારે વહેમ પડશે ને ખાતરી થતી જશે તેનો વિચાર કીધા વગર, બાલાએ તે વાત ક્યાંથી

સાંભળી તે જાણવાને, એ તો સામો પ્રશ્ન કરવા લાગ્યો. હવે એના જાણવામાં આવ્યું કે કોઇ રવિમર્દન મહારાજ ઉપર દુલારામની શ્રદ્ધા બેસી ગઇ હતી. ને એ મહારાજ પોતાને સારી સલાહ આપે તે સારૂ, રાતીદ્વારા રવિમર્દન આગળ એણે સિદ્ધિની વાતની પહેલ કીધી હતી. પરન્તુ આ બધું જાણવા પછી નિર્મળદાસ પોતેજ પંચાતિમાં આવી પડયો. પોતે સિધ્ધિની વાત જાણે છે કે નહિ, અને તે બધી વાત ખરી છે કે નહિ, તેનો ભેદ મેળવવાને બાલા છૂદ કરવા લાગી. એની પાસથી આટલો બધો ખુલાસો લીધા પછી એના ધણીએ ખુલાસો કરવાને આનાકાની કીધી તેથી બાલા ધણી સાથે રોષ કરીને વચકાઇ પડી. નિર્મલદાસ તેને સમજાવવા અને વિનવવા લાગ્યો. એરેબીઅન નાઇટસમાંની જાનવરની ભાષા જાણનાર એક વેપારી, અને તેના બળદ અને ગધેડાની કથા બાલાને કહી સંભળાવી, કે તે વગર સમજની છૂદ કરતી અટકે. પણ બાલા એકની બે થઇ નહિ. થોડાક દહાડા વઢવાડ ચાલુ રહ્યા પછી નિર્મલદાસે સ્ત્રી સાથે પતાવત કરવાનો એક રસ્તો શોધી કહાડયો. એણે વિચાર કીધો કે મહારાજે સ્ત્રીની આગળ વાત કરવાની મનાઇ કીધી છે; એટલે કે પોતાની મેળે વગર કારણે દુઃખું દીલ કરી સ્ત્રીને કે કોઇને સિદ્ધિની વાત કહેવી નહિ. પણ કોઇ પુછે કરે તો તે વાત ખોટી છે એમ કહેવાની મહારાજે કંઇ મના કરી નહોતી. ખોટી છે એમ કહેવા જતાં, ધર્મની વહારે ધાવાની સરતનું ઉલ્લંઘન થાય તેથી એણે બાલા પાસે થોડુંક દમમાં અને થોડુંક સમજુતીથી કામ લેતાં એવી સરત કરાવી લીધી કે પોતે હા કે ના જે કંઇ બોલે, તે પછી બાલાએ એને એક જાસ્તી સવાલ પુછવો નહિ. બાલાએ તેમ કબુલ કીધું, એટલે હા એ વાત ખરી છે, એટલુંજ બોલી નિર્મલદાસ ચુપ થઇ ગયો. બાલાએ તો તે પછી બીજું ઘણુંએ પુછવાનું કીધું, પણ એ તો કરાવેલી સરતને વળગી રહ્યો ને સાફ કીધું કે મને હવે કંઇ પુછતી નહિ. તારાથી જેટલો ભેદ લેવાય તેટલો રાતી, દુલારામ, કેશવલાલ અને નવલશા પાસથી લે; તેમાં મને કંઇ વાંધો નથી, પણ હવે મારો સગડ છોડ. સરત કરેલી હોવાથી, અને પોતે મમત રાખ્યો તો ધણીને નમતું આપવું પડયું તેથી, બાલાએ વધારે પુછવાને આગ્રહ કીધો નહિ ને બંને જણાં પાછાં રોજની પેઠે એક થઇ ગયાં.

તેજ દહાડે બાલા કીકીએ નવું ઘર માંડયું હતું ત્યાં તેને મળવા ગઇ. ત્યાં અલંગાની આગળ કીકી સાંભળે તેમ બાલાએ સિદ્ધિની વાત કહી સંભળાવી, પણ તે પહેલાં કીકીએ નવું ઘર કેમ માંડયું તે જણાવવાની જરૂર છે.

કેશવલાલના દબાણથી ફુલીદાસે તેને કોલ આપ્યો હતો કે પોતે જુદું ઘર

થોડા વખતમાં માંડશે. એવામાં નવલશાનાં લગ્ન આડે આવ્યાં ને થોડીવાર વાત વિસારે પડી. લગ્નથી આવી કેશવલાલે તેનો તે તગાજો જારી રાખ્યો. ફુળીદાસે કંઇ આનાકાની કીધી નહિ. જો કે એની મા સહેજસાજ સુધરી હતી, તથાપિ હજી પોતાને તો નહાના છોકરાની પેરે નચાવતી; ને કોઇ આવ્યું ગયું હોય તો તેના દેખતાંએ, સહેજ ભુલચુક થતાં, બેશુતમ ગાળો દેતી ને વખતે લાકડી લઇને મારવાએ ઉઠતી. રળતા ખપતા ને માણુસાઇમાં આવેલા રાંક દીકરાને પણ પોતાની માનું આવું વર્તન રુચિકર ન લાગે એ ઉઘાડું છે. કીકીને હમણાં સાસુ તરફથી ઝાઝું સાલ નહોતું; પણ ફુળીદાસ પોતાની માનો સ્વભાવ સારી રીતે જાણતો હોવાથી, કેશવલાલની પેઠે એને પણ વહેમ ગયો, કે પોતે જુદું ઘર માંડવાનો છે એ કારણથી, રખેને એની મા કીકી જોડે બહારથી સારી વર્તણુંક રાખતી હોય. એના મનમાં ખાતરી હતી કે કીકીને જુદા ઘર પાખી સુખ થવાનું નથી. તેથી લગ્નથી પરવાર્યાં પછી કેશવલાલે તગાજો કીધો, એટલે ફુળીદાસે બધો વિચાર કરી જુદું ઘર માંડવાનું નક્કી કીધું.

અંદરખાનેથી માનો ધાક હવે એના પર રહ્યો નહોતો, તથાપિ બહારથી માના કજીઆથી ડરીને, ઠેઠના ઠેઠ સુધી પોતે ક્યારે જુદો પડવાનો છે તે બીના ફુળીદાસે માને જણાવી નહિ. પણ ધનકોરડોસી કંઇ કાચી નહોતી. પોતાને કંઇ વહેમ જતાંજ એ તો કીકીની વહાલી થઇને બેઠી, ને ફુળીદાસ ક્યારે જુદો પડવાનો છે ને કયે ઠેકાણે ઘર માંડવાનો છે તે હકીકત કહાડાવી લીધી. તે પછી અઠ્ઠાવનમાં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, ડોસી મમતારામને મળવા ગઈ હતી. જ્યારે જુદાં નીકળવાની આગલી રાતે ફુળીદાસે બહુ હીંમત ધરી, ધડકતી છાતીએ આવતી કાલથી પોતે જુદો રહેવા ધારે છે એમ જણાવ્યું, ત્યારે ધનકોરડોસીએ બીલકુલ અજાએબી બતાવી નહિ! ફુળીદાસની વધારે અજાએબી વચ્ચે તેની જોડે કે કીકી જોડે બીલકુલ ક્લેશ કીધો નહિ. ફુળીદાસ તો એક મહિના અગાઉથી મનમાં એમ ઠરઠર્યાં કરતો હતો, કે એની મા વાત સાંભળતાં રાતના અને રાતના આખી ચાલ ગજાવી મુકશે એટલું જ નહિ, પણ ઓછામાં ઓછો એક મહિનો સુખે રોટલો ખાશે નહિ, કે વહુદીકરાંને ખાવા દેશે નહિ!

પરંતુ ધનકોરડોસી કશું બોલી નહિ. એની મા જો કે બહુ કજીઆખોરી હતી, પણ અંદરથી સમજુએ હતી. એણે જોયું કે જ્યારથી કીકીની જોડે કડાં સંબંધે કજીઓ કીધો ત્યારથી દીકરા આગળ પોતાનું માન ગુમાવી બેઠી. અંદરખાનેથી ડોસી પણ ફુળીદાસથી ડરવા લાગી; તથાપિ બહારથી તેમ ન જણાય, કે ફુળીદાસના કળવામાં તે બીના ન આવે, માટે બીજા લોકના દેખતાં હજીએ તે ફુળી-

દાસપર ગાળાનો વરસાદ વરસાવતી. બીજા હાથ ઉપર ફુળીદાસને ભુલાવામાં નાંખવાને કીકી પ્રત્યે પોતાની ચાલ ડોસીએ સહેજ સુધારી. હવે જ્યારે વાત છેક બીજાન ઉપર આવી ને ડોસીએ જોયું કે બહુ તાણવાથી તુટી જશે, અને 'પડયા તો કે પરમેશ્વર મળ્યા' તે પ્રમાણે વર્તવામાં ડોસીએ પોતાનું શ્રેય જોયું. વળી વહુદીકરા જોડે વઢવાડ કરે તો લોકમાં પોતે હલકી પડશે એવી પણ એને ફીકર પેઠી. માદીકરો સમજુતીથી અને રાજીખુશીથી એક બીજાથી જુદાં પડે છે એમ જણાવશે તોજ ઘરમાં અને બહાર પોતાનો મોભો રહેશે, તેથી મનમાં તો બહુ ઝાંજ ચહડવા છતાં, ધનકોરડોસી કડવો ઘુંટડો પી ગઈ ને ફુળીદાસને એના જનમમાં પહેલીવારજ ઠપકો ન આપ્યો એટલું નહિ, પણ સામું તેને નવું ઘર મંડાવી અપાવવામાં પોતાની તત્પરતા દેખાડવા લાગી! "સારૂં દીકરા, તારી ધ્યાનમાં એમ આવે તો તું એમ કર. તું ભલે જુદો રહે, પણ દીકરો તો મારો જ છે કેની. તારે જે રાચરચીલું જોઇએ, લુગડાં લતાં જોઇએ, તે બધાં ખુશીથી લઈ જજે. નવું ક્યાં વસાવીશ! નકામો ખરચ થશે ને આ બધું તારૂં જ છે કેની! તું કહેશે તો હું આવીને તને નવા ઘરમાં બધું હાર પાડી આપીશ! માટે દીકરા, તું હેત પ્રીત રાખશે તો હું રાજી છું. મારો તને આશીષ્ છે કે તું સુખી થશે." એ પ્રમાણે જુદા પડતી વખતે ધનકોરડોસીએ સારી સમજ દોડાવી વઢવાડ કીધી નહિ, પણ હસીનીસીને જુદાં પડતાં હોય તેમ વર્તન રાખ્યું. ફુળીદાસ તો માની આવી અપૂર્વ વર્તણુક જોઇ ગળગળો થઇ ગયો ને પગે પડી પોતાની અત્યાર સુધીમાં થયલી ભુલચુક કે વેણુ કવેણુ વિસારી દેવાને માટે કરગરવા લાગ્યો; એ પ્રમાણે માદીકરો રાજી ખુશીથી જુદાં પડ્યાં.

ધનકોરડોસીએ બહારથી એવો ડોળ રાખ્યો કે ફુળીદાસ તેની સાથે હળી મળીને જુદો પડે છે. લોકને તેવું દેખાડવા સારૂ ઘરનું ઘણું રાચરચીલું પોતે ચહાઇ ચલાવાને ફુળીદાસને ઘેર મોકલાવ્યું! બહુ જીદ કરીને ફુળીદાસને નવો સામાન લેતાં એ વારવા લાગી કે એમ નકામો ખરચ કરવા કરતાં, જુના રાચરચીલાથી કામ ચલાવી, જે પૈસો બચે તેમાંથી વહુને દરદાગીનો કરાવીશ, તો અડી ઓપટી વખતે કામ આવશે. હવે વેષ ભજવવો તો પુરોજ ભજાવવો એમ ધારી ડોસી રોજ રોજ ફુળીદાસને ઘેર જવા લાગી. રસ્તામાં કોઇ પુછ્યું કરતું તો ઠાવકું મ્હોં રાખી એ કહેતી કે મારે નવે ઘેર જાઉં છું. ત્યાં જઇ કીકીને નવો ઘરખટલો કેમ ચલાવવો તે બાબત શીખામણ આપતી. તેનું નજરે દીઠું કામ હાર પાડતી ને પોતે પણ કામ કરવા લાગતી. પરંતુ બે ત્રણ દહાડામાં કીકીના નવા ઘરમાં અલંગાનું ચલણ વધારે થતું જોઇને ધનકોરડોસી ત્યાં જતાં કંટાળી ગઈ; કારણ કે અલંગાને

લીધેજ કડાંના ક્લેશમાં તેની ફજેતી થઈ હતી, અને હજી પણ તેના મનમાં અલંગાની તે દહાડાની તદબીર સાલ્યા કરતી હતી. તેજ અલંગાને કીકીના ઘરમાં સરજોરી કરતી જોઇને ડોસીને સહજ રીતે અણગમો આવ્યો. વળી ગૌરી પણ ત્યાં રોજ આવવા કરવા લાગી. જ્યારે જ્યારે તેઓ બેની આંખ મળતી ત્યારે ગૌરી ઘુરકાઘુરકી કરી વઢવાને સજ્જ થયલી દેખાતી. ડોસીએ ધાર્યું કે જો કોઈ દહાડો એનો મીજાજ હાથમાંથી ગયો ને ગૌરી જોડે અથડાઈ પડી, તો અત્યાર સુધી દીકરો રાજીખુશીથી જુદો પડ્યો છે, એવો વેષ ભજવી બતાવી પોતાનું માન જાળવી રાખ્યું હતું તે ઘડીકમાં ધુળ મળી જશે. એ કારણથી ડોસીએ ડહાપણ વાપરી, પોતાનું જવું કરવું અનાયાસે ઓછું થઈ જાય તેમ ઓછું કરી નાંખ્યું. વળી ફુળીદાસ એને એકવાર મળતો કરતો, એટલે ધનકોરડોસીએ કીકીના નવા ઘરમાં જવાની, કે તે ઘરમાં કીકી શું કરે છે તેની કનવાર છોડી દીધી.

ગૃહનો કારભાર એ પણ એક જાતનો રાજ્યના જેવો કારભાર છે. વિસ્તારમાં ફેર છે, પણ બન્નેની પદ્ધી તો એકસરખી છે. બન્ને ચલાવવામાં એકસરખી કુશળતા ને સહનતાની જરૂર પડે છે. ગૃહ તે ગૃહરાજ કહેવાય છે. એ ગૃહરાજમાં પડ્યા પડ્યા, માણસને બહુ બહુ જાણવાનું અને ઇન્દ્રિયો દમન કરવાનું શીખવાનું છે. એવાં કારણોથી શ્રીશુકાચાર્યે એક ઠેકાણે કહ્યું છે કે વનમાં જઇને તપ કરવાથી કંઈ વિશેષ નથી; રાગદ્વેષ છોડી દઇને, અનિન્દિત ધર્મોમાં ગૃહરાજમાં કોઈ પ્રવર્તેલો રહે તો તેને ગૃહ એ જ તપોવન છે. સાધારણ રીતે, ચહડતા લોહીના જોમમાં અને અનુભવની ગેરહાજરીમાં બધાને એમ ભાસે છે કે એક ચુલાના બે ચુલા કરવા તેમાં પૈસા સિવાય બીજા કશાની જરૂર નથી. જો કે ફુળીદાસે પુખ્ત વિચાર કરીને જુદું ઘર માંડયું હતું, કંઈ કલેશના આવેશમાં નહિ; તથાપિ થોડા વખતમાં એની ખાતરી થઈ કે નવો ખટલો ચલાવવામાં પૈસા સિવાય ઘણી તરેહની અક્કલ અને હોશીઆરી જોઇએ છઇએ. એના મનથી એમ હતું કે પોતાની સ્ત્રીને જોઇતું કરતું વસાવવાને પુષ્કળ રૂપીઆ આપ્યા એટલે વધારે કર્તવ્ય રહેતું નથી. પરન્તુ કીકી તો ફુળીદાસ કરતાંએ અણવાકેફગાર હતી ને જાતી સમજણ ઝાઝી નહોતી, તેથી ધણીએ આપેલા રૂપીઆ થોડા વખતમાં ભોર થઈ ગયા ને હજી તો સોળે સોળ સોગટીઓ કાચી હોય એમ એને લાગ્યું! અમુક આટલું જોઈએ કે તેટલું, અમુક ચીજ હાલ વસાવવી કે રહેતે રહેતે થઈ રહેશે, એવી એવી બાબતનો એ બીચારીને ગતાગમ નહોતો. ફુળીદાસ તો બે વાર જમીને દુકાને જઈ બેસતો, ને કીકી શું કરે છે ને શું કહે છે, તે જાણવાની એ તો દરકાર રાખતો નહિ. તેથી કીકી તો જેમ જે કહેવા લાગ્યું તેમ તે ખરચ કરવા

લાગી ને નવો નવો સામાન વસાવવા લાગી. એથી કરીને રહેવા ગયા ને બે ત્રણ દહાડા થયા નહિ ને ફૂળીદાસનું ઘર, જાણે વીસીખાનું, કે વખાર, કે જાત્રાળુને ઉતરવાની ધર્મશાળા હોયની, તેવું દેખાવા લાગ્યું. બધો સામાન જ્યાં ત્યાં પડેલો ને જોઇતી વખતે કંઈ હાથ લાગે જ નહિ. જ્યારે જોઇએ ત્યારે સોધી સોધીને થાકીને નવો મંગાવવો પડે. એ પ્રમાણે બધું જ્યાં ત્યાં અસ્તવ્યસ્ત પડેલું જોઇને કીકી તો બહુ ગભરાય, મનમાં તો બહુએ ધારે કે જરાક ફુરસદ મળે તો બધું ઠીકઠીક કરૂં. પણ નવું ઘર માંડયું છે એમ જાણી સહેજસાજ ઓળખાણવાળાં પણ મળવા કરવા આવે; તેઓને મળવા કરવામાં અને હસીનીસીને વાત કરવામાં કીકીને તો કોઈ દહાડો સવારથી સાંજ સુધી પરવાર જ મળી નહિ. એક બે દહાડામાં જોઇતું કરતું મંગાવતાં કરતાં ને તેની પાછળ ઉઠબેસ કરીને કીકી તો કંટાળી ગઈ. ગૌરી ત્યાં રોજ આવતી, પણ તે તો કીકી પાસે આવી ઠાલી ગપાટા મારી વખત પુરો કરતી. તેને પણ કોઈ વાતનું ભાન નહોતું, ને મોટા ઘરમાં રહેલી તેથી તેની વાતો પણ મોટી મોટી હતી; તેથી કીકી એક ચીજ મંગાવવાનું કરતી તો પોતે બે મંગાવવાની સલાહ આપતી. ગૌરીની જોડે બાલા પણ ત્યાં રોજ રોજ આવતી. રતી પણ બધું વિસારે પડયું છે એમ દેખાડવાને અને ગૌરીનાં વહાલાં થવાને, ઘણી વાર આવતી. પરન્તુ એ સર્વના આવવાથી, તેઓની જોડે વાતચીત કરવામાં રોકાવાથી, અને દરેક જણ જુદી જુદી રીતે વાતો કરે તે કારણથી, એ ત્રણેમાંથી કોઇ પણ કીકીને ખરી રીતે સહાયકારી થઈ પડી નહિ. એક દહાડો સાંઝના અલંગા આવી તેની આગળ કીકી રોઇ પડી, ને નવા ઘરની કડાકુટ કરતાં જુનું ઘર સારૂં હતું એમ કહ્યું. અલંગાએ જોયું કે બીચારી કીકી છેક ભોટ છે તેથી બધું નવું સવું જોઇને ગભરાય છે. એટલે બીજે દહાડેથી એણે કીકીને ત્યાંજ વાસો કીધો, ને બે ત્રણ દહાડામાં તમામ હાર પાડી દીધું, ને કીકીને બધી વાતની સમજણ પાડવા લાગી. એમ કરતાં પાંચ સાત દહાડા થયા. બધું હાર પડીને હવે નવા ઘરમાં સઘળું વસીટમાં આવ્યું હતું.

નવા ઘરમાં અલંગા ને બાલા રોજ રોજ આવતાં. ગૌરીને પોતાના ઘરમાં કામનું દબાણ આવી પડયું તેથી તેનાથી બહાર નીકળાયું નહિ. રતીના કરતાં બાલા જ કીકીને ઘેર જાય તે ઠીક, એમ વિચારી ગૌરી તેને રોજ રોજ ત્યાં મોકલતી. બાલા બહુ બોલકણી ને વાતો કરવે શૂરી હતી. તેને આ કામ પસંદ પડયું. સાંજના આવી સાસુ આગળ કીકીના ઘરનું અથથી તે ઇતિ સુધીનું બ્યાન કહી સંભળાવતી ને તેથી ગૌરીનો જીવ ઘર પડતો.

"આવી આવી વાત તે ખરી મનાય કે!" બાલાને મ્હોડેથી સિદ્ધિની વાત સાંભળી રહીને અલંગાએ કહ્યું.

"હું પણ ક્યાં ખરી માનતી હતી"—બાલા ડાહી થતી બોલી—"પણ મારા જેઠ અને જેઠાણી બોલેબોલ ખરી માને છે. પેલા રવિમર્દન મહારાજ આગળ હું જેમ તમને કહું છું તેમ, ભાભીજીએ મારા દેખતાં બધું કહ્યું ત્યારે બાઈ, મને પણ વિચાર થયો. મેં જ્યારે એમની આગળ લાગ જોઇને વાત કીધી ત્યારે એ હસી પડ્યા ને મને કહે કે તું તો ગાંડી છે. પણ એમના બોલવા ચાલવા પરથી મને વધારે વહેમ ગયો ને મેં જીદ કીધી, ને અમારી વચ્ચે વાત વધી પડી કજીઆ જેવું થયું, પણ આખરે એ હાર્યા ને મને કહ્યું કે એ હા કે ના કહે તો મારે વધારે પુછવું નહિ. જ્યારે મેં તેમ કબુલ કીધું, ત્યારે એમણે મને આજે જ કહ્યું કે હા એ વાત ખરી છે. ત્યારે બોલો"—બાલાએ હાથે હાથની તાળી પાડતાં પુછ્યું—"હવે તમે ખરી માનો છો કે નહિ." અલંગા ડોકું ધુણાવવા લાગી ને કીકી તો બહુ વિસ્મે પામી અલંગા ને બાલા સામું જોઈ રહી.

"એ તો એમ કરી પેલો રવિમર્દન મહારાજ રાતીને ધુતવાનું કરે છે"—અલંગા બહુ વિચાર કરી બોલી.

"પણ આમાં મહારાજનું ધુતવાપણું છે ક્યાં"—બાલાએ તરત ઉત્તર આપ્યો—"જો મહારાજે ભાભીજી આગળ એવી વાત કીધી હોય, તો તમારી વાત એક લેખે ખરી ગણાય. પણ આ તો મારા જેઠના કહેવાથી ભાભીજીએ મહારાજને એ વાત પુછી, ને મહારાજે કહ્યું કે કલજુગમાં પણ સિદ્ધિઓ મળે એમ છે; તો એમાં ધુતવાપણું ક્યાં રહ્યું?"

અલંગા વિચારમાં પડી, તથાપિ આવી વાત ખરી માનવાને એનું દીલ ના પાડવા લાગ્યું.

"તમે વિચાર કરોની"—ફરી વિચાર કરી બાલા બોલી—"એકને મ્હોડે એવી વાત હોય તો તે આપણે ખોટીએ માનીએ. પણ આ તો મારા જેઠ, એ, કેશવલાલ ને નવલશા દીએરજી બધા જાણે છે, ને કોઈ આનંદગિરિ મહારાજે એ સઘળું તેઓને કહ્યું હતું. એ સિદ્ધિમાંની એક સિદ્ધિ પાવડી છે, ને તેથી નવલશા દીએરજી તો પાવડી પાછળ ઘેલા અને ગાંડા થઈ ગયા છે, તે તમે ક્યાં નથી જાણતા! હા, વળી મને એક વાત યાદ આવે છે"—બાલા વળી વિચાર કરીને બોલી—"એક દહાડો એ જ મહારાજ કેશવલાલ ભાઈજીને ત્યાં પધાર્યા હતા ને તે દહાડે મને ગુલાબ ભાભીજીએ તેડવા મોકલ્યું હતું, પણ મારાં સાસુજી તો ભાભીજીને લીધે બધાં ઉપર બળુંઝીકું થઈ રહ્યાં હતાં, તેથી મને હરગીજ મોકલી નહિ! નહિ તો મનેએ આનંદગિરિ મહારાજનાં દર્શન થાત! ને હા, તે દહાડે

મારા ભાઇજીએ આનંદગિરિ મહારાજનું નામ સાંભળ્યું કે દોડતાં દોડતાં ત્યાં ગયા ને એ તો છેક સાંઝના પાછા આવ્યા!

"આનંદગિરિ મહારાજ કેશવલાલને ત્યાં એક દહાડો આવ્યા હતા, ને ગુલાબ મારી આગળ કહેતાં હતાં કે મહારાજ દર્શન કરવા જેવા છે"—અલંગાએ લાચારીથી ટેકો આપ્યો.

"માટે જ હું તમને કહું છું કે આ વાત ખરી છે તેમાં જરાએ શક નથી."

"પણ ત્યારે તમે જાણો છો, રાતી જાણે છે, તો ગુલાબ પણ જાણતાં હોવાં જોઇએ; માટે હવે ગુલાબ આવશે તો આપણે એને પુછીશું"—અલંગાએ કહ્યું.

"ગુલાબ ભાભીજી તો નહિએ જાણતાં હોય, કારણ મને એમને બહુ આનાકાની કરીને આ વાત કહી છે. ભાઇજીએ પણ ભાભીજી આગળ હમણાં જ વાત કહી કે રવિમર્દન મહારાજ શું સલાહ આપે છે; માટે ગુલાબ ભાભીજી નહિએ જાણે તોએ શું?"

"તો પણ ખરી ખોટી વાતનો કયાસ કરતાં એને વધારે આવડે છે. જાતે સમજુ છે ને વળી ભણેલી છે"—અલંગાએ કહ્યું.

"ત્યારે તો ભણેલાને પુછવું હોય તો"—કીકી બોલી ઉઠી—"મહામતિને જ પુછોની, એ કયાં ઓછું ભણેલી છે?"

"મહામતિને તો જોઈ લીધી"—બાલા છણકો કરતી બોલી—"એ તો ભણી ભણીને મડમ જેવી થઈ ગઈ છે, તે એને કોઈ વાત પર આસ્થા છે? એ તો આપણી બાધા માનતાને હસી કહાડે છે, ને ડાહી થઇને કહે છે કે આપણે સુધર્યાં નથી તેથી એવા એવા ઢોંગ ખરા માનીએ છઇએ!"

"પણ ગુલાબ તો એવાં નથી કેની?" અલંગાએ પુછ્યું.

"ના ના" બાલા બોલી—"એ ભાભીજી ક્યાં અને મહામતિ કયાં! માટે ઠીક છે, હવે આપણે ભાભીજી આગળ એ વાત કરશું ને જોઇએ શું કહે છે."



## પ્રકરણ ૬૮ મું

### જુગારની ઇષ્ટદેવી નવલશાપર કળશ ઢોળે છે.

Fortune smiles on the young and the brave.

પાછલાં પ્રકરણોના વૃત્તાન્ત પછીના રવિવારને દહાડે નથુશેઠની વાલકેશ્વરની ધર્મશાળામાં, નથુશેઠ પોતાના દોસ્તદારોની વચમાં બેઠો બેઠો પોતાની પુલાસની વાતો કરતો હતો. ખાવા પીવાને ભેગા મળેલા એના દોસ્દારો, નથુશેઠની વાતથી રાજી થઇને એના બોલવાને ટેકો આપવાને અનેક યત્નો કરતા, માંહોમાંહે વઢવાડ

પણ કરતા. સીધી અને આડકતરી રીતે તેઓ નથુશેઠનાં જાબજા બોલબાલા બોલાવી રહ્યા હતા. મમતારામ અને નવલશા પણ નથુશેઠની પાસે બેઠા હતા. નથુશેઠના જાબજા વખાણ સાંભળી નવલશા કંઈ કંટાળેલો દેખાવા લાગ્યો. એટલે મમતારામને ફીકર પેઠી, કે નવલશા, રખેને પોતાની ઉદ્ધતાઇમાં વધતું ઓછું બોલી, 'આદાની સુંઠ વાંટી' નાંખી, નથુશેઠને ખોટું લગાડે. તેથી એણે આંખનો ઇસારો કરી નવલશાને કહ્યું કે ચાલોની સાંઝનો વખત છે. બગીચાનો દેખાવ બહુ રમણીય થઈ પડયો છે. પવન પણ મધુરો વાય છે, માટે ચાલોની, આપણે બે ઘડી બગીચામાં ફરીએ.

જ્યારે લગ્નથી પાછા આવ્યા પછી મમતારામને કહી રાખ્યા પ્રમાણે નવલશા નથુશેઠને મળવા ગયો, ત્યારે મમતારામની શીખવણી પ્રમાણે નથુશેઠ એની જોડે બહુ સલુકાઈ અને હેતથી ચાલવા લાગ્યો. નવલશા જે કહેતો તે એ કબુલ રાખતો ને તમામ રીતે નવલશા રાજી રહે એમ એ મથન કરતો. નવલશાને એથી કરીને નથુશેઠ પાસે જવું આવવું ઘણું ગમતું ગયું. બે ત્રણ વાર એ પ્રમાણે એ નથુશેઠ પાસે આવ્યો ગયો, કે નથુશેઠે વાલકેશ્વરને બંગલે આવવાનું નિમંત્રણ કીધું. એક બે વાર તો નવલશાએ ના કહી પણ નથુશેઠે આગ્રહ કીધો, ને પોતાના અંગતના બીજા દોસ્તદારો જોડે ઓળખાણ પાડી આપવાથી નવલશાને વધારે ગમત મળશે એમ જણાવ્યું. મમતારામ પણ નવલશાને સમજાવવા લાગ્યો કે નથુશેઠ આટલા હેતથી કહે છે તો એમનું કહ્યું માનવું જોઇએ; તેથી નવલશાએ ત્યાં જવાની પોતાની ખુશી દેખાડી. શનિવારે સાંઝે મમતારામની સાથે એ ધર્મશાળામાં ગયો. તે રાતના ત્યાં પુષ્કળ જુગાર રમાતો નવલશાએ પોતાના જન્મમાં પ્રથમ જ જોયો. અને તો એ દેખાવ માણસની સુધસાન વિસરાવનારો ને દંગ કરનારો દેખાયો! રૂપીઆ તો ટંકશાળની પેઠે ત્યાં ઠેકાણે ઠેકાણે વરસી રહ્યા હતા! એક દાવ પડતો ને પાંચસો સાતસો રૂપીઆની ઉથલપાથલ થઈ જતી! જેની થોડી વાર સરસી ચાલતી તેની આગળ તો રૂપીઆનો, નોટોનો, અને સોરટીનો ઢગ પડતો. પરન્તુ મોડી રાત સુધીમાં ઘણાની સરસી નરસી ફેરવાતી, તેથી કરીને જુગાર રમવાની રસાકસી ઠેઠના ઠેઠ સુધી એકસરખી જામી રહેતી. એક લેખે તો આ બધો અદ્ભુત દેખાવ જોઇને નવલશા શેહ ખાઈ ગયો! કે જ્યાં પાંચસો ને હજાર હજાર રૂપીઆની એક દાવે ઉથલ પાથલ થાય છે, ત્યાં એના જેવો પાંચ પચીસ રૂપીઆ લઇને બેસનારનો શું થાકો લાગશે, ને રમવા કરવામાં એની છાતી કેમ ચાલશે?

મમતારામ એના ચહેરાપરથી પાર્ઈ ગયો કે નવલશા શેહ ખાઈ ગયો છે. વળી નવલશાને પોતાના જનમમાં ત્રણ પાસાથી જુગાર રમતાં આવડતો નહોતો,

તેથી મમતારામે બહુ હેતથી નવલશાને પોતાની પાસે શનિવારે રાતના બેસાડીને કહ્યું કે આજનો દહાડો તો તમે કંઈ રમતા કરતા નહિ. પણ મારી પાસે બેસી રહીને પાસા કેમ નખાય છે, વળતીઓ કેમ અપાય લેવાય છે, રૂપીઆની બીટ્ટીઓની કેમ ઉથલપાથલ થાય છે, તથા કોનો દાવ પડયો એ પાસાના દાણાપરથી કેમ નિર્ણય થાય છે, તે બધું હું તમને સમજણ પાડતો જઇશ તે ધ્યાનમાં રાખી મુકજો. દાવપર બેઠેલાની સરસી નરસી કેમ થાય છે, ને ચુકણી કેમ ચાલે છે, તે પર તમે ધ્યાન રાખશો, તો તમારામાં એક જાતની જુગાર રમવાની હોંશીઆરી આવશે. માટે આજનો દહાડો તો મારી પાસે બેસી રહો ને હું તમને સઘળું સમજાવતો જઇશ. તમને ન સમજણ પડે તો મને બેલાશક પુછજો. નવલશાને કંઇક હીંમત આવી. જુગાર કેમ રમાય છે તે શીખવાને મમતારામની પાસે જઇને ધડકતી છાતીએ એ બેઠો. પરન્તુ આજનો દહાડો તો પોતાને કંઈ રમવું કરવું નથી એમ સમજી એને હીંમત આવી. થોડીવારમાં કાંકરાની પેઠે રૂપીઆની અને નોટોની ઉથલ પાથલ થતી જોઇને, રમતમાં એનો આત્મા એટલો તો તલ્લીન થઈ ગયો કે મમતારામ એને સમજણ પાડતો ગયો તે એના દીલમાં તરત ઉતરતી ગઈ. જુગારની ગતથી, દાવ અને વળતી એટલે શું, દાણા ઉપરથી કોનો પાસો પડયો ગણાય તે, અને હાર જીત કેમ થાય છે તે તમામથી, બે ત્રણ કલાકના અરસામાં નવલશા પાવરધો થઈ ગયો. કેવી અજાએબીની વાત છે કે સારી વિદ્યાકલા કે ગુણ ગ્રહણ કરવાને માણસોને વર્ષોનાં વર્ષો કે આવરદા ગાળવું પડે છે, ને તે પછી પણ માણમાણ થોડું ઘણું આવડે છે. પણ જુગાર, બદફેલી ને બીજાં અપલક્ષણો તો ઘડીના છઠા ભાગમાં, જન્મ્યા ત્યારથી જાણતા હોઇએની તેવી રીતે, સ્વગત થઈ જાય છે!

પોતાને ત્રણ પાસાના જુગારમાં સમજ પડી હતી તેથી રવિવારે સવારથી જ નવલશાના દીલમાં એક જાતનું જોમ અને હીંમત આવી હતી. તેવામાં નથુશેઠે એને કહ્યું કે આજે એક દાવપર તમે બેસજો અને તમારે જેટલા રૂપીઆ જોઇએ તેટલા ખુશીથી ઉપાડજો. પાછા આપવા કરવાની મનમાં ફીકર રાખતા નહિ. એમ કહી મમતારામને કહ્યું કે નવલશાને રમવાને સારૂ હાલ તો પાંચસો રૂપીઆ આપજો. તેથી નવલશાને ઓર હીંમત આવી. પરન્તુ સાંઝના બધા બેઠા હતા, ને બધા દોસ્દારો નથુશેઠની ગુલામગીરી ખુશીથી વેઠતા હતા, તેથી નવલશાને કંટાળો ખાતા જોઈ મમતારામ એને બગીચામાં ફરવાનું બહાનું કરી બહાર લઈ ગયો. ખુશ મીજાજથી બગીચામાં ફરતાં, કેટલીક આડી તેડી વાત કરી એણે નવલશાને પુછયું—

"નથુશેઠ તો બધી રીતે અમીરી ખવાસના અને લાયક આદમી છે. પણ તમે એના દોસ્દારોની રીતભાતથી કંટાળેલા દેખાઓ છો."

"હા. કંઈક એવું ખરૂં; મને એમ વિચાર થાય છે કે નથુશેઠ આવા સમજુ છે છતાં, આવા આવા ભાતખાઉઓને પોતાની પાસે કેમ આવવા દે છે. એમના લાયકના માણસોનો ગામમાં શું ટોટો છે?"

"અરે, એમાં તો નથુશેઠનો એક ઉમદા ખવાસ વધારે પ્રકાશી નીકળે છે. એ બધા બીચારા કામ ધંધા વગરના અને બહોળા કુટુંબવાળા છે. નથુશેઠને અને તેઓને જુની ઓળખાણ છે, તેથી શેઠ તેઓને છોડતા નથી. શેઠની મીઠી નજરથી અને જુગારમાં હારતા જીતતા જે ફાજલ રહે તેમાંથી તેઓનો નિભાવ ચાલે છે. માટે તેઓ શેઠની આટલી આટલી ગુલામી કરે છે! નથુશેઠ સમજે છે કે વારૂ, એ મસે હજારો આદમીઓ એના હાથ નીચે પોષાય છે. બાકી તેઓના મસકાથી એ શેઠ જરાકે પીગળતા નથી. મને એક દહાડો કહેતા હતા કે તેઓની ખુશામત એમને બીલકુલ પસંદ નથી. પણ વારૂ, બીચારા ગરીબ છે, મારે આધારે પડ્યા છે, ને એમ કરી તેઓ રાજી રાજી રહે છે, તો ભલે તેઓને તેમ કરવા દ્યો; મારૂં શું જાય છે."

નથુશેઠનો આવો ઉમદા ખવાસ જાણી નવલશાએ રાજી થતાં કહ્યું—"એમ કે? એમ છે તો નથુશેઠનો કંઈ વાંક નથી પણ તેને શાબાશી ઘટે છે."

"જુઓની, પ્રત્યક્ષ દાખલો તમારી વાતમાંજ બન્યો છે. કોઈ બીજો ગમે એટલો મહોટા શેઠીઓ હોય, તોપણ રૂપીઆ આપીને એમ કહે કે પાછા આપવા કરવાની ફીકર રાખતા નહિ?"

"હા એ વાત પણ ખરી"—નવલશાએ કહ્યું.

તમારા ઉપર એ શેઠ આટલા આટલા પ્રસન્ન રહે છે તેથી હું બહુ ખુશી છું. કારણ કે તમારા દીલમાં કપટ કે દગો બીલકુલ નથી. બાકી અમારા શેઠ જેવા તેવાને પોતાના મંડળમાં દાખલ કરતાં પહેલાં બહુ ચોકસી ને ખાતરી કરે છે, ને પછી લાયક જણાય તો જ દાખલ કરે છે. તમને એકદમ જુગાર સુધીના છેલ્લામાં છેલ્લા રહસ્યમાં દાખલ કીધા, એટલે તમારે વિષે એમનો વિચાર પહેલા નંબરનો હોવો જોઇએ."

"કેમ વારૂ, એમ કેમ"—નવલશાએ પુછ્યું.

"અમારા શેઠની મંડળીમાં દાખલ થવું એ એક જાતની દીક્ષા છે એમ કહીએ તો ચાલે. એ દીક્ષાની સાત કક્ષા, અથવા પાયરી, અથવા ટપ્પા છે; અને દરેકમાં

કંઈ ને કંઈ રહસ્ય રહેલું છે. ઉત્તરોત્તર જેમ જેમ નથુશેઠનો કોઈ મિત્ર પ્રતિ એખલાસ અને સમ્બન્ધ વધતો જાય છે, તેમ તેમ તેને એકેક પાયરી ચહડાવતા જાય છે. સાધારણ ઓળખાણવાળાને નથુશેઠ પોતાને ઘેર બોલાવે છે ને સલુકાઈથી વરતે છે એટલું જ; તે પહેલી પાયરીવાળા સમજવા. તેથી વધારે ઓળખાણવાળાને એ શેઠ પોતાની સાથે કોઈ કોઈ વાર ગાડીમાં ફેરવે છે; તે બીજી પાયરી છે. ત્રીજી પાયરીવાળાને પોતાને બંગલે તેડે છે. ત્યાં તેઓની જોડે ચ્હાઈ પાણી પીવા એ ચોથી પાયરીનું નીસાન છે. જેઓની સાથે બંગલામાં ખાય પીએ છે ને રાતે હસીનીસીને વાત કરે છે, તેઓ પાંચમી પાયરીએ ચહડેલા સમજવા. છઠ્ઠી અને સાતમી પાયરી વધારે રહસ્ય અને એખલાસ દર્શાવનારી છે. પાંચમી પાયરીમાંથી સેંકડે પંદર કે વીસ ટકા જેટલાને જ, તેમાં માણમાણ ઘણે વર્ષે લાયકાત જોઈને દાખલ કરવામાં આવે છે. બંગલામાં રામજણીઓનું ગાણું થાય તે સાંભળવાનો હક છઠ્ઠી પાયરીવાળાઓનો છે. પણ સૌથી મ્હોટી અને છેલ્લી પાયરી જે સાતમી છે, તેમાં દાખલ થનારા જોડે અમારા નથુશેઠ જુગાર રમે છે. અગાડી અગાડી વધનારને પાછલી પાયરીના તમામ હકો મળે છે; પણ તેથી વિપરીત રીતે નહિ. દાખલા તરીકે, છઠ્ઠી પાયરીવાળાને બંગલામાં રહેવા કરવાને પણ મળેલું છે એમ સમજવું; પણ છઠ્ઠી પાયરીવાળાથી જુગારમાં દાખલ થઈ શકાય નહિ.

"તમારે મ્હોડેથી"—નવલશાએ આંખો ફાડી બહુ અચંબો દેખાડતાં કહ્યું—"હું આજે નવાઈની વાત સાંભળું છું. આ તો જાણે મેસનોનો મીલાવડો હોય એવી વાતો તમે કરો છો! તમારી વાત જાણે કોઈ શાસ્ત્રકારના માર્ગના નિયમો હોયની તેવી લાગે છે."

"માટે જ હું કહું છું કેની"—મમતારામે હસીને કહ્યું—"કે અમારા શેઠની મંડળીમાં દાખલ થવું તે એક જાતની દીક્ષા લેવા બરોબર છે. તમને એકદમ આટલી થોડા વખતની ઓળખાણમાં સાતમી પાયરીએ ચહડાવી દીધા, તેથી સર્વને બહુ તાજુબી લાગે છે. એક લેખે બધા તમારી અદેખાઈ કરે છે. તમે પોતે નથી જોતા કે શેઠના કેટલાક મિત્રો તમારી આગળ ખાંડ પીરસે છે."

"હું તો એમ સમજતો હતો કે નથુશેઠનો હું માનીતો છું, તેથી તેઓ મારી ખુશામત કરી નથુશેઠને રાજી રાખવાનું કરે છે"—નવલશાએ જવાબ આપ્યો.

"તેમ પણ કંઈક ખરૂં"—મમતારામે કહ્યું—"પણ ખરૂં કારણ તો મેં તમને કહ્યું તેમ જ છે, કે સાતમી પાયરીએ ચહડવા સુધીની તમારી લાયકાત નથુશેઠે એકદમ સ્વીકારી, તેથી તમારી તરફ તેઓ માનથી જુવે છે!"

"આવી આવી પાયરીઓ અને તેઓના નિયમો નક્કી કરવાનો વખત નથુશેઠને ક્યાંથી મળ્યો હશે?" નવલશાએ બહુ અજાએબી પામતાં પુછ્યું.

"અરે, એ શેઠને આવાં આવાં આવા ધોરણ બાંધવાં એ તો જાણે નહાના છોકરાની રમત જેવું લાગે છે. જન્મથી જ પોતે બહુ તીવ્ર બુદ્ધિના છે. આપણે જાણીએ કે નથુશેઠ આપણી જોડે હસે બોલે છે, બીજું કંઈ કરતા નથી. પણ એના મનમાં તો આવા આવા વિદ્યાવિનોદના અને એશ આરામના ચોગઠાંઓ ઘડાયાં જ જાય છે! એ તો હું એમની સાથે હાલમાં ઝાઝો રહું કરૂં છું તેથી મારા જાણવામાં આવ્યું છે. બાકી ભલભલા ગોથાં ખાઈ જાય છે."

બગીચામાં ઝાડપાનોની ઘટામાં ફરતાં ફરતાં અંધારૂં થયું હતું, તેથી હવે મમતારામે અને નવલશાએ બંગલામાં જવું ધાર્યું. બંગલા તરફ ચાલતાં મમતારામે વાત ફેરવીને કહ્યું—"આજે તમે બહુ મોકલા મનથી જુગાર રમજો. અમારા નથુશેઠની શ્રીમંતાઇને છાજે એવી એક ઓર ખુબી છે, કે એને લીધેલું યાદ રહે છે પણ આપેલું યાદ રહેતું નથી. એટલે તમારી પાસેથી એ કોઈ કાળે પાંચસો રૂપીઆ પાછા તો માગનાર નથી. જો કે પાંચસો રૂપીઆથી બે ત્રણ ચાર પાંચ રાત ચેનથી રમી શકાય, તોપણ, હું તમને બીજા પાંચસો રૂપીઆ આપીશ. તમે કમાઓ તો મારો અડધો અડધ ભાગ ને ખોઓ તો કંઈ લેવા દેવા નહિ; બસ, પછી કંઈ છે? માટે હવે તો તમને કોઈ વાતનો દગદગો રહેવો ન જોઇએ. આજે તમે હજી નવાસવા છો એટલે તમે જરૂર જીતશો. મને તો તેમાં કંઈ શક નથી. પણ જુગારનું કામ એવું છે, કે જો છાતીએ લગાર ફાળ પડી, કે વસવસો થયો તો હારી જવાય છે! માટે તમે નિડર રહીને મોકલા મનથી રમજો. ઘણી ખુશાની વાત છે કે એક રાતમાં જ તમને દાવ માંડવાની, વળતી લેવા કરવાની, અને પાસા પારખવાની સમજણ પડી ગઈ છે. હું પણ એક દાવપર બેસીશ. મારી જોડે પણ જાણે આપણો ભાગ કે નીસબત નથી તે પ્રમાણે વળતી સળતી કર્યા કરજો. તમે રમશો તેમાં આપણો ભાગ છે, એમ કોઇને બોલી ચાલીથી કે બીજી કોઈ રીતે જાણવા દેતા નહિ."

મમતારામ નથુશેઠનો આટલો માનીતો, તેના આટલાં આટલાં વખાણ કરનારો હોઇને, નથુશેઠથી પણ પડદો રાખતો હતો, એમ નવલશાને લાગવાથી એણે પુછ્યું—

"હેં નથુશેઠ પણ કંઈ પુછે કરે તો કહેવું કરવું નહિ કે? બીજાને કંઈ નહિ કહેવું એ તો સમજ્યા પણ નથુશેઠને પણ નહિ!"

"નથુશેઠને કહો કરો તેમાં મને તો કંઈ લેવા દેવા નથી"—મમતારામે તુરતાતુરત બહુ યુક્તિ વાપરી કહ્યું—"પણ હું તો તમારા ફાયદાને માટે કહું છું. નથુશેઠના

જાણવામાં આવે કે મારો ને તમારો ભાગ છે, તો એ શેઠને તમારે માટે એવો હલકો વિચાર આવશે કે નવલશા છાતીનો પોચો છે. બાકી તમને હીંમત આપવાને માટે તમારી જોડે મેં ભાગ રાખ્યો છે, એમ એ શેઠ જાણે તો મારાં વખાણ કરે."

"ઠીક છે, ત્યારે હું નથુશેઠને પણ નહિ જણાવીશ."

એજ રાતના બાર ઉપર એક વાગે એક મ્હોટા દીવાનખાના જેવા ઓરડામાં બહુ અવનવો દેખાવ થઈ રહ્યો હતો. ઓરડાની વચ્ચોવચ સાત આઠ હાથના વ્યાસનું એક ગોળ ટેબલ મુકેલું હતું, ને તેની આસપાસ પચીસેક જણા વીંટળાઇને જેમ ફાવ્યું તેમ બેઠા હતા. નથુશેઠ, મમતારામ, નવલશા ને એક ચોથો જણ સામસામા, એકબીજાથી સરખો અંતર રાખીને બેઠા હતા. તેઓ દાવપર બેઠેલા હતા, અને રમતમાં તેઓ મુખ્ય ભાગ લેનારા છે, એમ તેઓને સારૂ ગાદી તકીઆવાળી બેઠક કરી હતી તેપરથી, તેઓની પાસે ટેબલપર બીજા પરચુરણ રમનારા કરતાં રૂપીઆનો અને નોટોનો જે ઢગલો પડયો હતો તેપરથી, તેઓમાંથીજ એક જણ પાસા નાંખતો તેપરથી, અને તેઓની બોલી ચાલીપરથી, જણાઈ આવતું હતું. બીજા પરચુરણ ખેલાડીઓ જેમ જેને ફાવ્યું તેમ, નથુશેઠની કે બીજા દાવપર બેઠેલાની પાસે ગોઠવાઈ બેઠા હતા. ઓરડામાં ઝુંમર અને વાલસેટો પુષ્કળ બળતાં હતાં, તોપણ ટેબલની ચારે બાજુએ મીણબતીના લેમ્પો મુકી દીધા હતા; તેથી કરીને આખો ઓરડો અને ટેબલ ઝગઝગી રહ્યાં હતાં. નથુશેઠના જમણા હાથ ઉપર રમનારાથી થોડે દૂર, તોપણ ટેબલ ઉપરની બધી રમત જોઈ શકાય એવી રીતે, એક નાની સરખી ગાદી તકીઆપર એક જણ કેશીઅર થઇને બેઠો હતો. તેની આગળ બે ત્રણ હજાર રૂપીઆની ભરેલી કોથળીઓ પડેલી હતી. ગાદી પાસે નોટનાં બંડલો અને પચીસ પચીસ રૂપીઆની ઘણીક બીટીઓ તૈયાર પડેલી હતી. તેની પાસે મીણબતીનો એક મોટો લેમ્પ બળતો હતો. કોઈ રૂપીઆ કે નોટો માગતું તો બોલ પડતાંજ કે તે ચડપ લઇને ગણી આપતો, ને પાસેની સ્લેટ ઉપર તેનું નામું રાખતો. વળી કેશીઅર સોરટી મુકતો, તેના પૈસા ઉઘરાવતો, ને તેનો પણ ઇલાયદો હીસાબ રાખતો. સોરટીમાં મુકવાને સારૂ તરેહ તરેહનાં રૂપાનાં વાસણોનો ઢગ તેની પાસે પડયો હતો. એકાદ દાવને અંતરે એકેક વાસણ તે ટેબલની વચ્ચોવચ મુકી સોરટી મુકી છે—એ બાબત પર દરેક દાવ પર બેસનારનું ધ્યાન ખાસ કરીને ખેંચતો. રૂપાના વાસણની કીંમત ઉપર ધ્યાન રાખી દરેક દાવ રમનારને સોરટીનું શું આપવું પડશે તે જણાવતો. જો કે રાતનો એક વાગવા આવ્યો હતો, ને જ્યારે બધે ઠેકાણે સામાન્ય રીતે સુનકાર જેવું હતું, ત્યારે આ ઓરડો દીવાઓના તેજથી, રમનારાઓની કલ્બલ્થી,

રૂપીઆ અને નોટોની દરેક દાવે જે આપ લે થતી તેથી, અને હારનારા જીતનારા હર્ષનો કે ખેદનો નાદ કરતા, અથવા એક બીજાને હસતા તેથી, દિવસના જેવો જાગતો જોગ દેખાતો હતો! પાસો પગ્રાની સાથે વળતીમાં આવેલી કે દીધેલી બીટ્ટીઓ ચડપ લઇને જીતનાર ઉપાડી જતો, અથવા એક વળતી ધણુાને અપાઈ હોય તો તેને ગણુવા મંડી જતો. વળતીઓ કરનારા પાસા પ્રમાણે પોતાની વળતીના રૂપીઆ તે હારનાર જીતનારને આપતા કે લેતા, અથવા તે રૂપીઆની ઉઘરાણી કરતા, તેથી પાસા પગ્રાની સાથે, જાણે ચીનનો મેલ આવ્યો હોય તેવો, ત્યાં શોર બકોર થઈ રહેતો. સૌ સૌને પાલવે તેમ નહાનો કે મહોટો ઘાંટો પાડી, રૂપીઆની આપ લે કરી વલણુ ચુકતાણુ કરી દેતા! હારનારા કંઈક ઉદાસ દેખાતા અને જીતનારા હર્ષના આવેશમાં આવી જતા. એ પ્રમાણે બે ત્રણ મીનીટમાં લેવડ દેવડની પતાવત થતાં, વળી નવા દાવો મંડાતા. વળતીઓ અપાતી લેવાતી ને સોરટીનો વારો હોય તો તે મુકાતી; બધા જાણે પોતાનો ધારેલો દાવ આવવાનો હોય એવા ઉજમમાં આવી જઈ હસવા બોલવાનું શરૂ કરતા. બે ત્રણ મીનીટમાં વળતી સળતી લેવાઈ ચુકતી, કે જેનો દાવ હોય તે પાસાને પાછા હાથમાં લઈ, ચાપીને કે વગર ચીપે, પોતાનો દાવ મ્હોડેથી બોલી અને કોઇને 'બહાર' બોલવો હોય તો બહાર બોલી, એક નાકેથી બીજે નાકે પાસા જાય એવા છુટા હાથથી પાસા નાંખતો, ને પાછી ત્યાં પૂર્વની પેઠે રૂપીઆની ટંકશાળ ને આપ લે ને શોર બકોર મચી રહેતો.

મમતારામ ધારતો હતો તેમ નવલશાની આજે પહેલેથી જ સરસી હતી. તોપણુ એ નવો સવો રમનાર હોવાથી પહેલા ભાગમાં તો એનાથી બહુ મોકલા મનથી રમાયું નહિ. જેમ જેમ એ જીતતો ગયો ને રૂપીઆની ઢેકડીઓ, બીટ્ટીઓ ને નોટોનાં બંડળો એની પાસે વધતાં ગયાં, તેમ તેમ એનામાં વધારે હીંમત આવતી ગઈ, અને તેમ તેમ એ મહોટી મહોટી વળતીઓ આપવા અને લેવા લાગ્યો. તથાપિ બાર વાગ્યા સુધીમાં એની જીત સાધારણુ હતી. બારથી એક સુધીમાં, જાણે જોગણીનું ઘર દાબીને એ બેઠો હોય, વા ભાગ્યશાળી રાજાના રાજ્યમાં જેમ માગ્યો મેહ વરસે તેમ, વા પાસાનું રાજ એના ઘરનું જ હોય તેમ, માગ્યો પાસો અને દાવ એના બોલની સાથે પડવા લાગ્યો! એક વાગે નવલશાની આગળ રૂપીઆ અને નોટો મળી ત્રણેક હજારની મુડી થઈ હતી ને તેની પાસે સોરટીમાં જીતેલાં અસંખ્યાત રૂપાનાં વાસણોનો ઢગ થયો હતો!!!

રમતના આવેશમાં અને દરેક વખતે પોતાનો ધારેલો દાવ પડવાથી નવલશાની મુખમુદ્રા હર્ષથી છવાઈ રહી હતી. એની સરસી ચાલવાથી અને વળી

નવો સવો રમવાર હોવાથી, બધાઓ એને રાજી રાખવાને અને એની જોડે વળતી આપવા લેવાને મથામથી કરતા. જેમ સંસારમાં અભ્યુદય પામેલાને સૌ માન આપે છે, તેની સાથે સૌ મીલનસારીથી હસીને વરતે છે, તેમ જુગારમાં પણ, જેની જીત હોય તેની જોડે સૌ તેવીજ રીતે વર્તન રાખે છે. જેમ સંસારમાં પૈસો ટકો કે અધિકાર ગુમાવેલાનું કોઇ ભાવ નથી પુછતું, તેમ અહીંઆં પણ તેમજ થાય છે. માત્ર ફરક એટલો કે સંસારની અંદર એ દેખાવનો વિસ્તાર ઘણાં વર્ષો કે મહિનાના અંતરમાં હોય છે. જુગારમાં તો એ બધું ઘડીકના છઠ્ઠા ભાગમાં બને છે. તે કારણથી કોઈ તટસ્થ જોનારને તો, સરસી નરસી લોકોપર કેવી અસર કરે છે તે જોવાને માટે, જુગાર જેવું બીજું સ્થળ નથી. દુનિઆમાં જેમ હારજીત થતાં, કેટલાક છલકાઇ જાય છે, કેટલાક મોજ શોખ અને ઉડાઉ બની જાય છે, કેટલાક ચીરડાઉ ને ખાઉ કરડું થઇ જાય છે, કેટલાક હરામખોરી કરે છે અને કેટલાક દલગીર કે શાન્ત બની જાય છે, તેમ જુગારમાં પણ બને છે. પણ જુગારમાં એ બધા મનના આવેશો અને જોસ્સાઓ જોત જોતાંમાં ઉભરાતા અને સમાતા દેખાય છે. તેથી કરીને માણસના સ્વભાવનું ખરૂં અવલોકન જુગાર રમાતો હોય, તે અરસામાં ઘણી સારી રીતે થઈ શકે છે.

નવલશાની જીત થવાથી તે રાજી રાજી દેખાતો. આસપાસના માણસો એને હુક્કો અને પાન સોપારી વારે વારે આપી રાજી કરતા. 'શેઠ મારો બોલ છે' એમ કહી એના હાથથી ખુશબખ્તીના રૂપીઆ લેવાની આશા કરતા. એ સર્વને નવલશા છુટે હાથે રૂપીઆ આપવા લાગ્યો. રૂપીઆની બીટ્ટીઓ કે નોટના બંડળો જે રીતે એ આપતો લેતો ને ગણતો તે રીત જોતાં, આપણે તો એમજ લાગે કે રૂપીઆની અંદર એ અનેક જન્મોથી પચ્યો મચ્યો રહેલો હોવાથી, આજે તેનો સહવાસ નવલશાને સ્વાભાવિક હતો. જે નવલશાને સો રૂપીઆની જોગવાઈ કરવાને પોતાની માબહેનની સાથે તદબીર રચવી પડી હતી, તે નવલશા આજે રૂપીઆમાં એટલો તો ગરકાવ થઈ ગયો હતો, કે રૂપીઆ તો એના મનથી કંઈ હીસાબમાંજ નહોતા! એના મનથી તો આ વખતે રૂપીઆની કંઈ કીંમતજ નહોતી! સો બસો પાંચસો રૂપીઆ એક દાવે હારતો જીતતો, તથાપિ તે કાંકરા કરતાં પણ નપાવટ હોય, એવી ઢબથી તે આપતો લેતો હતો!

એનો મ્હોં માગ્યો દાવ નથુશેઠે આપ્યો હતો. નવલશાએ સાતનો દાવ પસંદ કીધો હતો. સાધારણ રીતે નથુશેઠ એક રાતને માટે પાંચસો હારતો તો ઉઠી જતો ને એક વાગે રમત બંધ પાડવામાં આવતી. પરંતુ આજે નવલશાની અપૂર્વ જીત જોઇને, સર્વને એક જાતનો ચડસ લાગ્યો હોય તેમ, એક વાગ્યા પછી

પણ રમત જારી રહી. કેટલાક પોતાની પાસના તમામ રૂપીઆ ખોઈ દઇને, હવે કોઈ વધારે ધીરે એમ નથી એમ જાણી, રમત જોતાં મ્હોડું વકાસી બેઠા હતા. વગર હારજીત કરવે પણ તેઓનો ચડસ અને તલ્લીનતા જોવા જેવી હતી. જાણે સંસારમાં વિષયોએ તેઓને તજી દીધેલા હોય, તથાપિ પૂર્વના સંસ્કાર અને સ્મરણથી હજી પણ તેઓને તેની તેજ જંખના હોયની! નથુશેઠે બીજા પાંચસો રૂપીઆ રમવા લીધા. બીજાઓ પણ સૌ સૌની ગુંજાસ ઉપરાંત રમવા લાગ્યા. માત્ર મમતારામે કહ્યું કે હમણાં મારી મોર્ફીન ચાલે છે માટે હવે હું નહિ રમવાનો. બીજાઓએ આગ્રહ કરવાથી ફક્ત રૂપીઆ પચાસ લઈ, નહાની નહાની વળતીઓ આપવા લેવા લાગ્યો. નથુશેઠ જે દશ દશ અને પંદર પંદરની વળતી આપતો લેતો હતો, તે હવે રસાકસીમાં આવી જઈ, પચીસ પચીસ અને પચાસની બીટ્ટીઓ આપવા લેવા લાગ્યો. તથાપિ જુગારની હારજીતમાં એ પલોટાએલો હોવાથી એનો મીજાજ કોઈ પણ રીતે નાખુશ હતો નહિ. સામો નવલશા જોડે હસીને એ વળતી આપતો લેતો. હારી જતાં વધારે ખુશ થઇને એ કહેતો કે હું જાણતો હતો, કે આજે આ નવા રમનાર આગળ કોઇનું કંઈ વળવાનું નથી, પણ કંઈ ફિકર નહિ. હું જોઉં તો ખરો, નવલશાની સરસી ક્યાં સુધી ચાલે છે!"

હમણાં નવલશાનો દાવ હતો. વળતી સળતીઓ અપાતી લેવાતી હતી. નવલશા હસતે મ્હોડે જમણા હાથની મુઠ્ઠીમાં પાસા રાખી હલાવતો હતો. આસપાસ વારા ફરતી નજર કરી જે એને વળતી આપતું, તેની વળતી, વગર બોલે ચાલે માત્ર ડોકું હલાવી, હસતે મ્હોડે ને ખુશ મીજાજથી એ આઠને દાવે પણ લેતો હતો. નથુશેઠ પોતાના છના દાવપર રૂપીઆ પચાસ મુકતાં બોલ્યો—"બોલો નવલશા, આ બીટ્ટી તમને ક્યાં થઈ?"

"શેઠ, તમારે જોઇએ તે દાવે આપોની"—નવલશાએ કહ્યું.

"ના, તમારે જોઇએ તે દાવે લ્યો."

"ત્યારે સાહેબ, મને આ બધી વળતીઓ ભેળી તમારી વળતી પણ આઠે થઇ; નથુશેઠે કબુલ કીધું. પણ એના કેટલાક મિત્રો એને મહોટેથી કહેવા લાગ્યા કે નવલશાને હાથે હમણાં આઠની ચુકણી છે, માટે નથુશેઠ પોતાની બીટ્ટી નવલશાને પાંચને દાવે આપે તો ઠીક. પણ નથુશેઠે તેમ કરવાની ના કહી ને પોતાને વધારે શૂર છુટયું હોય તેમ પોતાની બીટ્ટીમાં થોડાક વધારે રૂપીઆ ઉમેર્યા ને નવલશાને ફરી જણાવ્યું કે આ બીટ્ટી થઈ છે. નવલશાએ કબુલ કરતાં અને હસતાં હસતાં કહ્યું—"હા, પણ તમે મારો દાવ તો નહિ ભાંગો કેની?"

"તે તો મને જોઇશે તો હું ભાંગીશ. તેમાં તમારે શું ?"

"નહિ શેઠ, હું ભાંગવા નહિ દઉં"—એમ બોલી બહુ ખુશ મીજાજથી પોતાના હાથમાંના પાસા ટેબલને બીજે નાકેથી 'અકરે તીન' એમ બોલી ગગડાવી દીધા. એક પાસો ખડો પડયો. તેથી બાજી ખડી રહી, એટલે મમતારામને કંઇ શર છુટયું હોય એમ એ બોલ્યો—

"બોલો, બે પગડી ને એક એકકો એ દાવ નવલશાને હાથે છુટશે. લ્યો આ વળતી." ઘણાએ તે વળતી લીધી ને હવે રમનાર અને જોનાર, નવલશાને હાથે શું દાવ પડે છે તેની ઘણી ઇંતેજારીથી વાટ જોતા બેઠા. નવલશાએ પાછા લલકારીને પાસા ફેંક્યા. નવલશાનો સાતનો દાવ પડયો એટલુંજ નહિ, પણ મમતારામે જેમ અટકળ કીધી હતી તેમ બે પગડી ને એક એકકોજ પડયો ! ચપોચપ પાંચસો સાતસો રૂપીઆ એકના હાથમાંથી બીજાના હાથમાં, ને બીજાના હાથમાંથી ત્રિજાના હાથમાં ફેરવાઇ ગયા ! હજી પણ નવલશાની સરસી હતી, ને હવે તો નથુશેઠ અને એક બે જણ સિવાય તમામ હારી જઇને, ત્યાં બેઠા બેઠા નવલશાની સરસીનો તમાશો, લ્હાવો લેતા હોય તેમ આંખો ફાડી જોયા કરતા હતા, હારીહારીને સર્વે જણે સોરટીમાં જીતેલાં વાસણો પણ દાવમાં મુકી દીધાં હતાં, ને તે બધાં નવલશાને પચી પડ્યાં હતાં. નથુશેઠની પાસે પાંચસો રૂપીઆમાંથી હવે સો પોણોસો જ બાકી રહ્યા હતા. બેનો ટકોરો સાંભળી નથુશેઠે એ તમામ ઢગલો દાવપર મુકી કહ્યું—

"બોલો નવલશા, આ છેલ્લી વળતી તમને કયાં થાય છે ?"

"સાહેબ, મારે દાવે ને આઠે"—

"નહિ એક દાવે લ્યો."

"સાહેબ, ત્યારે મારે દાવે થઈ."

"થઇ"—નથુશેઠે કહ્યું—"જોઇએ તો ખરા, આ છેલ્લો દાવ કોણ જીતે છે." પાસામાં સાત પડ્યા ને નથુશેઠનો એ ઢગલો પણ નવલશાએ ખેંચી લીધો.



## પ્રકરણ ૬૯ મું

### મમતારામ ફાવ્યો જો !

પાવેગા તો પાવેગા—અંધા જોર લાવેગા.—(જુની કહેવત.)

બહુ ખુશ મીજાજમાં રમત બંધ પડી. સૌ હસીને નવલશાનાં વખાણ કરવા લાગ્યા. એની પાસે રૂપીઆ અને નોટના ચોડા જોઇને અને રૂપાનાં વાસ-

ણોનો ઢગ જોઇને, કેટલાક એના ભાગ્યની અંદર ખાનેથી ઇર્ષ્યા કરવા લાગ્યા. કેટલાક આવી જીત પોતાની થઈ હોત તો કેવી મઝા પડત, એમ લાંબો નીસાસો નાખી સૂચવવા લાગ્યા. માણસ ચાકરો નવલશાની આસપાસ ઉભા રહી 'શેઠ મારો બોલ,' 'મારો બોલ' એમ કહી બક્ષીસ લેવા લાગ્યા. નથુશેઠ અને મમતારામ નવલશા શું કમાયો છે, તે ગણવા લાગ્યા. નથુશેઠે રમવા આપેલા પાંચસો રૂપીઆ બાદ કરતાં નવલશા સાડત્રીસસો રૂપીઆ કમાયો હતો. વાસણોનો કયાસ કરી રૂપીઆ ચારસોમાં મમતારામે તે કેશીઅરને ખંડી આપ્યાં. રૂપીઆનો ઢગલો ઉચકવો ને લઈ જવો ભારે પડશે, એમ જાણી મમતારામે રૂપીઆ બદલ નવલશા સારૂ નોટો લીધી. એ સઘળું કામ ચાલતું હતું તે દરમ્યાન નવલશા બહુ મોકલા દીલથી રમ્યો, તેથી બધા તેની હીંમતનાં અને આવડતનાં વખાણ કરવા લાગ્યા. સૌ હસી નીસીને થોડા વખતમાં પોતપોતાને ઠેકાણે સુવાને માટે જુદા થઈ ગયા.

એ પ્રમાણે મમતારામની વાયકા અને ગણત્રી ખરી પડી. જુગારની ઇષ્ટદેવી નવાં રમનારપર ને જુવાન માણસપર સદા તુષ્ટ રહે છે, તે કહેણીમાં નવલશાનો દાખલો એક વધારે ઉમેરાયો. પાંચ કલાકની રમતમાં, પેટનું પાણી હાલે એટલા પણ શ્રમ વગર, નવલશા સાડત્રીસસો કમાયો તેથી એને અપાર હર્ષ લાગે એમાં નવાઈ નહોતી. એના મનથી તો જુગારની રમત પારસમણી જેવી ન્યાલ કરનારી દેખાઈ! લગ્ન ઉપર પોતાને થયલું દેવું પતશે, વિદ્દ્વિનોદ ચોપાનીઆમાં પોતાનો ફાળો પણ સહેલથી અપાશે, ને સાથે લાગ્યું પુષ્કળ ફાજલ રહેશે તેથી, એ તો ખુશ મીજાજમાં અને ખુશ તરંગોમાં ગરકાવ થઈ ગયો! મમતારામ ઉપર આ વખતે એનું અતિશે હેત દોડતું હતું. કારણ કે એ મમતારામ એને આધરો કરી નથુશેઠને બંગલે લઈ આવ્યો હતો. એના બોલથી, શીખામણથી અને મદદથી એ હીંમત ધરી આજે રમવા બેઠો હતો. તેનું પરિણામ પણ આવું મઝાનું અપૂર્વ આવ્યું હતું!

નથુશેઠ એક ઓરડામાં એકલો જ સુતો હતો. બીજા ઓરડાઓમાં સોઈપ્રમાણે બબ્બે ત્રણ ત્રણ જણ સુતા હતા. નવલશાને નથુશેઠ અને મમતારામ સિવાય બીજાની જોડે ઝાઝી ઓળખાણ ન હોવાથી, મમતારામની ભેળા એક ઓરડામાં સુતો હતો; તેમાં બીજું કોઈ નહોતું. ઓરડામાં આવી મમતારામને તેના ભાગના અરાડસો તથા ધીરેલા પાંચસે મળી તેવીસસે રૂપીઆ આપવા જતાં નવલશા તેનો બહુ ઓસીંગણ થયો હોય એમ કહેવા લાગ્યો. મમતારામે કહ્યું કે મેં કંઈ ખરેખરો ભાગ રાખ્યો નહોતો. પણ નવલશાને હીંમત રહે માટે હું તેમ બોલ્યો હતો. એમ કહી ભાગ લેવા ના પાડી. બહુ બહુ વિનવ્યો ત્યારે મમતારામે પોતાના

આપેલા રૂપીઆ પાંચસો પાછા લીધા, એટલે નવલશા વધારે ને વધારે રાજી થયો. મમતારામે નવલશાને શીખામણ આપી કે આવતી કાલે દોઢ હજાર રૂપીઆ નથુશેઠના કેશીઅર પાસે પોતાના નામના જમે કરાવવા કે આગળ ઉપર રમવાને કામ લાગે, ને બાકીના ખીસા ખરચી સારૂ રાખવા. નવલશાએ તે વાત પસંદ કીધી.

મમતારામ નવલશાના ચહેરાનો રંગ પારખ્યો જતો હતો. એને તો એમ જ લાગ્યું કે નવલશા હવે એને સોએ સો વસા વશ થઈ ગયો છે. પોતાની ઉમેદ એમ દૈવે સાનુકૂલ કરી દીધી તેથી મમતારામ પણ પ્રસન્ન જ હતો. બંને જણા તે ઓરડામાં એક ટેબલ પાસે બહુ પ્રસન્ન મનથી બેઠા હતા. હરખના આવેશમાં નવલશાને હજી ઉંઘ આવતી નહોતી. હમણાં તેની છાતી ખુલી હોય તેમ, બહુ બકબક કર્યાં કરતો હતો. તેનો આવો રંગ જોઈ મમતારામ પણ તેની પાસે વધારે વાત ચલાવવાને ખુશી હોય એવી રીતે નીરાંતે બેઠો હતો. વાતને બીજાનપર આણતાં મમતારામ બોલ્યો—"નવલશા, તમે કહો કે ના કહો, પણ ખરેખર તમે બહુ ભાગ્યશાળી છો. આજે પહેલે સપાટે તમે કંઈ જેવી તેવી જીત મેળવી નથી. તમે જોયું કેની કે બીજાઓ પણ એમ જ કહેતા હતા, કે આવી સરસી તો તેઓએ પોતાના જનમમાં જોઈ નથી. તમારો ભાગ્યોદય નહાની ઉંમરમાં વગર મહેનતે એકદમ મહોટો થશે તેમાં મને તો જરાકે શક નથી!"

પોતાના ભાગ્યોદયની વાત સાંભળી નવલશાને આનંદગિરિ મહારાજે આપવા ધારેલી સિદ્ધિની વાત યાદ આવી. જો એ સિદ્ધિઓ મળે તો એનો ભાગ્યોદય એકદમ મહોટો અને વગર મહેનતે થાય, અને મમતારામનું બોલવું ખરૂં પડે, એમ એને લાગ્યું, પણ સિદ્ધિનો પ્રસંગ નીકળતાં નવલશાને તેને લગતી એક બીજી વાત યાદ આવી. નથુશેઠને બંગલે જુગારની બે દહાડાની ધુનમાં નવલશાનું ધ્યાન એ બાબતપર ઝાઝું ખેંચાયું નહોતું. પણ હમણાં અચાનક રીતે વાત નીકળી ને નવલશાને યાદ આવ્યું, કે કેશવલાલ તેની સ્ત્રી સાથે આનંદગિરિ મહારાજની આજ્ઞાથી ધવલકૂટગિરિ તરફ જવાને નીકળી ચુકયો હતો. પોતાની થોડી બુદ્ધિ દોડાવતાં પણ નવલશાને લાગ્યું કે આનંદગિરિ મહારાજ કેશવલાલને ત્યાં બોલાવે, તેનો ખરો અર્થ તો પોતાને સિદ્ધિ મળવાના સંભવો ઓછા છે એમ સમજવો જોઇએ. નથુશેઠને ઘેર જવામાં, અને ત્યાંથી તેને બંગલે જવાની ધમાલમાં, એ એટલો મશગુલ થઈ ગયો કે કેશવલાલની વાત અત્યાર સુધી વિસારે પડી હતી. મમતારામ ઉપર પ્રમાણે બોલ્યો તેથી પાછી તે ખડી થઈ અને નવલશાને ફાળ પડી. કંઇક પોતાના મનના તરંગોનો, અને કંઇક મમતારામને જવાબ આપતો હોય એમ વિચાર કરતાં નવલશાએ કહ્યું—

"મારા ભાગ્યનો ઉદય જલદી થાય એવા ઘણા સંજોગો બહુ પાસે આવ્યા હતા ને એક લેખે હજી કંઈ બગડ્યું નથી. પણ, હમણાં કેશવલાલ પોતાની સ્ત્રી સાથે ધવલગિરિ તરફ આનંદગિરિ મહારાજના કહેવાથી નીકળી ચુક્યો છે, તેથી મારા મનમાં હવે દગદગો થાય છે કે હવે શું કરવું."

નવલશાને આમ બોલતો સાંભળી મમતારામ ચમક્યો. કોઇ બીજો પ્રસંગ હોત, તો નહિ પુછતો હોય તેમ આડું અવળું બોલી, નવલશાનો ભરમ લેવાને એ મથન કરતે. પરન્તુ આજનો રંગ તો જુદો હતો તેથી એણે જુદી જ ઢબથી જવાબ આપ્યો—

"એ બાબત સર તમારાથી કોઇની આગળ કંઇ બોલાઇ જશે, તો તેમાં તમારૂં અણહિત છે, એમ તમે મારી આગળ અગાઉ બોલ્યા હતા ને તે મને સારી પેઠે યાદ છે. માટે વળી તમે આ વાત ક્યાંથી કહાડી! હું તો તમારી આગળ ખાસ કરીને એ વાત કહાડવા માગતો નથી. તેથી જુઓની, આટલા બધા દહાડામાં હું ફરીથી કોઇવાર કંઇ બોલ્યો છું!"

નવલશાએ ના કહી. પણ તે દહાડામાં અને આજમાં કેટલો તફાવત પડી ગયો હતો! વાલકેશ્વરને બંગલે જતાં આનંદશંકર એનું ઘસાતું બોલ્યો હતો, તેથી નવલશાના મનપર મમતારામ વિષે કંઈ ખોટો આભાસ પડ્યો હતો. પરંતુ આજે તો પ્રત્યક્ષ દાખલાથી નવલશાની ખાતરી થઈ હતી કે મમતારામ જેવો બીજો કોઈ માણસ તેનો ઇષ્ટ મિત્ર કે સારી સલાહ આપનાર નથી જ! પોતાની જોડે એ પ્રમાણે ધાડો સંબંધ કરવામાં મમતારામનું કશું હિત નહોતું, તેમ છતાં નિઃસ્વાર્થપણે એણે નથુશેઠની આગળ પોતાનું માન અને મરતબો વધાર્યો હતો. એટલું જ નહિ પણ પોતાનો ખરેખર સુહૃન્ મિત્ર હોય તેમ એણે આજે નવલશાની કમાઇમાંથી અડધો ભાગ લેવાની ચોખ્ખી ના પાડી હતી. માણમાણુ આપેલા રૂપીઆ પાંચસો પાછા લીધા હતા. એટલે નવલશાને એમ જ લાગ્યું કે મમતારામને પોતાના ગુરૂ તરીકે ગણે તો તે બીલકુલ વાજબી હતું. વળી કેશવલાલ જ્યારથી ધવલગિરિ તરફ જવા નીકળ્યો, ત્યારથી નવલશાને ચોંપ લાગી હતી કે રખેને મહારાજ બધી સિદ્ધિઓ એને જ આપી દે! નવલશાને પાવડી સિવાય બીજી સિદ્ધિઓની ઝાઝી દરકાર નહોતી. પણ પોતે વાણીઆનો દીકરો તેથી સિદ્ધિ સાથે મળનારો જર ઝવેરાત અને મ્હોરોનો ઢગલો એની નજર બહાર કે કીંમત બહાર નહોતો; કેશવલાલને તો મહારાજે બોલાવ્યો. પણ નવલશાએ પોતે શું કરવું તે બાબત એની નાંખી નજર પહોંચી નહિ. નવલશાએ જોયું કે નિર્મલદાસ એને કોઈ રીતે મદદ આપશે નહિ. પોતાના બાપની આગળ પેટનો પડદો ખોલવાની

એની હામ નહોતી. કારણ કે મુંબઇમાં ઘેર ઘેર બને છે તેમ, એવા શ્રીમંતોને ત્યાં બાપ દીકરાનો સંબંધ સ્નેહ અને એખલાસવાળો તો હોતો નથી. ઘેર ઘેર બાપ દીકરાનો નાતો શેઠ ગુમાસ્તા જેવો હોય છે. એક હુકમ કરે છે ને બીજો બહારના માન સાથે તે પ્રમાણે વરતે છે. આ રૂઢિ બહુ દોષવાળી છે, પણ મુંબઇમાં શેઠીઆઓના દીકરાને એ જ ઢબ ઉપર ઉછેરવામાં આવે છે. તેથી બાપ પાસે પેટ ખોલી સલાહ લેવાની નવલશાની હામ ચાલી નહિ. લાચારીએ પોતે દુલારામ પાસે ગયો. પણ દુલારામ તો વાત સાંભળીને, જાણે મહારાજ પાસેથી કેશવલાલે સિદ્ધિઓ જોર જુલમથી લુટી લીધી હોયની તેમ, એ તો હાય નિસાસા નાંખવા લાગ્યો. બાપ માર્યો હોય એમ હાયકુટ કરતો, એ ન ઘટે એવું કેશવલાલનું વાંકું બોલવા લાગ્યો. દુલારામને મ્હોડેથી નવલશાએ આજે પહેલીવાર જાણ્યું, કે જ્યારથી બધાએ સિદ્ધિઓ જોઈ હતી, ત્યારથી જ કેશવલાલ મહારાજના પટુડાવેડા કરતો હતો, ને તે જ સારૂ તેણે મહારાજને પોતાને ઘેર બોલાવ્યા હતા. હું તો તે જ દહાડે તરત જાણી ગયો, કે આ કેશવલાલ જે મારા ને ગોરી કાકીના ધપ્પા ખાઇને મહોટો થયો હતો, તે વાણીઆગત રમવા જાય છે! મેં તો નિર્મલદાસને બહુએ સમજાવ્યો, કે જો જે હોં, આ કેશવલાલ આપણે બધાને હથેલીમાં ચાંદ બતાવી સિદ્ધિઓ પચાવી પડશે! પણ અમારૂં ઘર જ પાધરૂં નહિ ત્યાં હું શું કરૂં? પેલા કહે છે કેની કે 'ઘર ફુટે ઘર જાય' મહારાજે સિદ્ધિઓ બધી એને આપી દીધી હશે, ને આપણે તો વા ખાતા રહ્યા. "ઓ મારા બાપરે! પેલી સવાલક્ષ મોરનો ઢગલો હું હવે કયારે જોઇશ! ને હવે મારૂં શું થશે!" એમ કહી દુલારામ કંમરેથી ખસી જતું ધોતિયું તાણીને ખેંચતો, અને કાછડી જ્યાં ત્યાં ખોસતો, ઓરડામાં આમ તેમ રડતો કુટતો ભમવા લાગ્યો. ટુંકમાં નવલશાએ જોયું કે દુલારામ પોતે જ ફીકરમાં પડ્યો છે એટલે તેની પાસથી સલાહ મળવાની એણે આશા છોડી. હમણાં તો એને એમ જ લાગ્યું કે ઉપર આભ અને તળે ધરતીમાં, મમતારામ સિવાય ખરી હિતની વાત કરનાર એને બીજો કોઈ નથી. તેમાં મમતારામે એણે વાત કરતાં વારવાનું કીધું ને હવે નવલશાને તેનાપર વધારે વિશ્વાસ વધ્યો. પોતાને શર છુટયું હોય તેમ એ બોલ્યો—

"નહિ નહિ મમતારામ, વાત એટલી વધી પડી છે કે હવે કોઇને કહ્યા પાખી છુટકો નથી. તેમાં જ્યારથી મેં દુલારામને જોયો ને એની રડાપીટ સાંભળી, ત્યારથી હું તો એમ માનું છું કે એ સિદ્ધિઓ હવે ગઈ જ સમજવી! જો તમારા જેવો તરત ને તરત સારી સલાહ નહિ આપે, તો એ સિદ્ધિ અને પાવડીઓ મને પાછી મળવાની નથી એમ નક્કી જાણજો."

"ભાઈ, તમે જરા ધીરા પડો. હું તો તમારી વાત કંઈ સમજતો નથી"—મમતારામે તેને ઠંડા પાડતાં કહ્યું—"પણ તમે આમ ઉશ્કેરાઈને વગર વિચારે બોલી દેશો, ને આગળ ઉપર તમને પસ્તાવો થયો તો મને બદનામ કરશો."

"તો મારૂં નસીબ! પણ હું તમારો વાંક કહાડીશ નહિ. મેં તો દુલારામને જોયો, ત્યારથી હું તો ખરેખર બહુ ગભરાઉં છું."

"તમને યાદ છે, વાલકેશ્વરમાં એક બહુ પ્રતાપી મહારાજ આવ્યા છે. તેની મેં તમને તે દહાડે વાત કીધી હતી. માટે ચલોની, કાલે અથવા હવે સવાર તો પડી ચુકી છે માટે આજે, આપણે એની પાસે જઇશું ને એની સલાહ લઇશું. મારી આગળ વાત કરવાથી ફાયદો શું! માટે સાહેબ જરા ધીરા પડો."

"હા, એ મહારાજની વાત તો મને યાદ રહી નહિ. આપણે જરૂર જઇશું. પણ એકને કહો કે બેને કહો તેમાં ઝાઝો ફેર પડતો નથી. વળી મહારાજને અને મારે ઓળખાણ નથી, તમે તો મારા સુખમાં સુખ માનનારા છો એમ મારી પુરેપુરી ખાતરી થઇ છે. તમારાથી હવે મને કોઈ વાતે પડદો હોય તો કેની! તમે બધું સાંભળી લ્યો, ને તમે એમ કહેશો તો આપણે મહારાજનેએ મળશું."

મમતારામ લાચારીએ બધું સાંભળતો હોય તેમ મ્હોં કરી બેઠો. એની છાતી કેવી ધબ્ ધબ થતી હતી તે તો એનું મન જાણતું હતું, એના ચહેરાપર તો કશું દેખાતું નહોતું તેથી નવલશા છેતરાયો. વળી મમતારામે મમરો મુક્તાં કહ્યું—"જો જો નવલશા, હું તો તમે કહો છો તેથી બધું સાંભળું છું. હું તો તમને વાજબી અને ઘટારતજ સલાહ આપીશ. પણ હું તમને બે હાથ જોડીને કહું છું કે પાછળથી તમેજ કહેશો, કે મને મમતારામે ભોળવ્યો ને મેં બધું ભખી દીધું."

તમે મારો સ્વભાવ જાણતા નથી તેથી એમ કહો છો, બાકી હું તો જ્યાં વળ્યો ત્યાં પુરોજ વળ્યો સમજવો. હું તો એમ ધારૂં છું કે મહારાજે ચાડી ખાવાની ના કહી છે; કોઇની સલાહ લેવાની ના કહી હતી નહિ. એમ કહી મમતારામની આગળ નવલશાએ આનંદગિરિ મહારાજ, એના બાપને કેવી રીતે મળ્યા, ને પોતાને અને બધાને શું શું અને કેવી રીતે યોગદર્શન દેખાડ્યું, તે તમામ હકીકત યથાશક્તિ કહી દેખાડી. ધર્મની વહારે ધાશો તો પામશો, તેની સમજુતી ને બીજી શીખામણ મહારાજે શી શી આપી હતી, તે નવલશાને યાદ રહી હતી તેટલી કહી દેખાડી. શ્રીવિદ્યાનંદ મહારાજની સન્મુખ જે પાવડી પડેલી હતી તેના ઘાટનાં અને દેખાવનાં નવલશાએ અતિશે વખાણ કીધાં, ને તે ઉપરથી પોતે તેના જેવીજ પાવડીઓ કરાવી એમ પણ કહ્યું.

ઘડીઆળમાં ચારનો ટકોરો થયો તો પણ નવલશાનું વૃત્તાંત એટલું અદ્ભુત

અને રસીલું હતું કે મમતારામે તલ્લીન થઇને સાંભળ્યા કીધું! બંનેમાંથી કોઇને ચાર વાગ્યા છતાં પણ સુઈ જવાનો કે વાત બંધ કરવાનો વિચાર આવ્યો જ નહિ!

નવલશાએ બોલવું શરૂ રાખ્યું કે પાવડી કરાવ્યા પછી મને શંકા થઈ કે સિદ્ધિ મળવા પહેલાં મારાથી પાવડી પહેરાય કે નહિ. જો કે હમણાં હમણાં મન ન રહેવાથી ઘરમાં હું પાવડીઓ પહેરૂં છું, પણ એ જ બાબત, આનંદગિરિ મહારાજ કેશવલાલને ત્યાં આવ્યા છે એમ મારા જાણવામાં આવ્યાથી, હું ત્યાં ખુલાસો પુછવા ગયો હતો, પણ મહારાજ તો ત્યાંથી પધારી ગયા હતા.

"કેશવલાલ અને નિર્મલદાસ આગળ તો તમે એમ બોલ્યા કે"—મમતારામથી વાતની રસાકસીમાં વગર વિચારે બોલાઇ જવાયું—"સિદ્ધિ મળવા પહેલાં તમારાથી પાવડી પહેરાય કે નહિ. તેનો અરથ હવે હું સમજ્યો."

"હા, તમે એ મારૂં બોલવું સાંભળ્યું હતું કે શું"—નવલશાએ પુછયું.

"હું દાદરે મારા વિચારમાં ચાલ્યો આવતો હતો, ને તમે મ્હોટો ઘાંટો પાડી બોલતા હતા, તેથી એટલું એ જ વાક્ય મારે કાને પડી ગયું!"

"કંઈ ફીકર નહિ. તેમાં કંઇ મ્હોટી વાત નહોતી. પણ બોલો ત્યારે હવે મારે શું કરવું? કેશવલાલ તો મહારાજ પાસે જવાને નીકળી ચુકયો છે, ને તે પણ પોતાની બૈરીને સાથે લઇને!"

'બૈરીને સાથે લઇને' એ બોલ સાંભળી મમતારામના મનમાં એક નવો જ મુદ્દો ઉભો થયો. પોતાના ઓઠ દાબતો અને વેર વાળતો હોય, તેમ એ એકદમ ખુરશી પરથી ઉભો થયો. બહુ વિચાર કરતો હોય, અથવા નવલશા ત્યાં હોય જ નહિ તેમ, ઓરડામાં આમતેમ જોસ્સામાં ચાલવા લાગ્યો. પોતાની ચેષ્ટા નવલશા જોય છે એવો વિચાર આવતાં એ સ્તબ્ધ થઈ ગયો. મનનો આવેશ મનમાં સમાવતાં પાછો શાંત બની, કશું નહિ બન્યું હોય તેવું મ્હોં કરતો, એ ખુરશીપર બેઠો. તેના એવા ચાળા જોઇ નવલશા વિસ્મય પામતો તેની સામું જોયા કરતો હતો, તેથી એણે હસતાં હસતાં કહ્યું—

"તમને શું સલાહ આપવી તેનો હું વિચાર કરતો હતો. હું જ્યારે બહુ ગુંચવાડામાં આવી જાઉં છું ત્યારે મારાથી એવા ચાળા થઇ જાય છે, ને જ્યારે આમ તેમ ફરૂં છું ત્યારે જ હું પાછો શાંત થાઉં છું"—પણ મમતારામે વાત ફેરવતાં પુછયું—"કેશવલાલ ધવલગિરિ તરફ જાય છે એમ તમે કેમ જાણ્યું."

"મારા બાપની પાસે મહારાજની આજ્ઞાથી બૈરી સાથે એ ધવલકૂટ જાય છે એમ એ કહેવાને આવ્યો હતો. કેશવલાલને મારા બાપની પાસે આવીને કહેવાનું શું કારણ તે તો હું જાણતો નથી. તે વખતે ભોગજોગે હું ત્યાંથી ચાલ્યો

જતો હતો, ને આનંદગિરિ મહારાજનું નામ સાંભળી, એક ખુણે ઉભા રહીને મેં એ સઘળું સાંભળી લીધું !

"મહારાજે શું મુંબઇ આવીને એને ત્યાં આવવાનું કહ્યું"—મમતારામે પુછ્યું.

"અરે ના, એ તો હું તમને કહેતાં ભુલી જાઉં છું. કેશવલાલ કહેતો હતો કે એને બે વાર સ્વપ્નમાં આવીને મહારાજે આજ્ઞા કીધી, પણ એણે ઝાઝી પત કીધી નહિ. પણ જ્યારે એક દહાડો એ સવારના ઉઠીને દાતણ કરતો હતો ત્યારે, જે વખતે મહારાજનો સાદ સાંભળી રજતપુરમાં મળેલા મહાજનમાં ભાષણ કરવું છોડી દઈ એ ભાગી ગયો હતો તે જ સાદમાં, આનંદગિરિ મહારાજે એને ધવલગિરિ તરફ જવાનો હુકમ આપ્યો, એટલે કેશવલાલની ખાતરી થઈ !

"હું કહેતો નહોતો"—મમતારામે અધીરા પડીને કહ્યું કે—"રજતપુરમાં ભાષણ કરતાં કેશવલાલ નહાસી ગયો તેમાં કંઈ ને કંઈ ભરમ હશે, ને આખરે મારી તે અટકળ ખરી પડી છે ! મને આનંદશંકરે વાત કીધી ને મને તરત વહેમ ગયો કે એમાં કંઈ ભરમ છે !"

"તમારૂં નામ લઇને આનંદશંકર મારી આગળ એવું કંઈ કહેતો હતો ખરો"—નવલશાએ જવાબ આપ્યો—"પણ કેશવલાલ મહાજનના ભાષણમાંથી નહાસી ગયો તેમાં કંઈ ભરમ હશે, એમ માનવાને તે વખતે મારી પાસે કંઈ કારણ નહોતું."

"કારણ તો શું હોય"—મમતારામે કહ્યું—"એ તો ભાઈ, અક્કલથી ખોદી પીછાનવાના છે. પણ એ વાત રહેવા દો. મહારાજે એને બીજીવાર અદૃશ્ય રહીને સાદ કરી આજ્ઞા કીધી, તેપરથી તો આનંદગિરિ મહારાજનો એ માનીતો થયો છે એમ માનવાને કારણ મળે છે. પણ મને બધું કહો, કેશવલાલે બીજી શું શું વાતો કીધી ને તમારા બાપે શું જવાબ આપ્યો ?"

"મારા બાપ તો બધું સાંભળી રહ્યા ને કહ્યું કે ભાઈ, આનંદગિરિ મહારાજ બહુ ચમત્કારી છે. એટલે તને બોલાવે તો તે વાત બને તેવી છે. માટે જો તને તેનો હુકમ હોય તો તું ભલે, તારી સ્રી જોડે જા. મમતારામ, વારૂ તમે કંઈ અટકળ કરી શકો છો કે મહારાજે કેશવલાલને શા સારૂ બોલાવ્યો હશે ? દુલારામ તો કહે છે કે સિદ્ધિઓ આપવાને માટે જ."

"એમે હોય; તમારૂં વૃત્તાન્ત એવું અલૌકિક છે કે કોઈ વાતની ના પડાય નહિ"—મમતારામે વિચાર દોડાવતાં, કંઈ ગમ નહિ પડવાથી જવાબ આપ્યો—"પણ તમે કોઈ પણ રીતે નાસીપાસ થતા નહિ. જ્યાંસુધી મહારાજે એને સિદ્ધિ આપી દીધી છે તેવી આપણી ખાતરી થાય નહિ, ત્યાંસુધી આપણે આપણું નસીબ અજમાવી જોવું, ને બુદ્ધિને કામે લગાડી હીંમત ધરી રાખવી, કારણ કે 'હીંમતે ખોદા મદદ છે.'"

"પણ ત્યારે મમતારામ, આપણે તો અહીં બેઠા હવા ખાઇએ છઇએ ને મહારાજ એને સિદ્ધિઓ આપી દેશે તો!"

"આપી દેશે તો તેમાં તમારૂં કે મારૂં કંઈ ચલણ છે? પણ તમે ધીરા પડો. જો કોઈ સાધારણ સાંસારિક વિષય હોત તો હું તમને તુરતા તુરત ખરી સલાહ આપવાને શક્તિમાન્ થતે. પણ તમારો વિષય તો એવો લોકોત્તર છે કે મારી બુદ્ધિને હાલ તુરત તો કશો ઉપાય જડતો નથી. હમણાં પાંચ વાગ્યાની તૈયારી થઈ છે. જુઓની, આસપાસ પ્હો ફાટયું હોય એમ જણાઈ આવે છે. આપણે જુગાર રમવાની જોમમાં, અને સારી રાત જાગવાથી થાકીને લોથપોથ જેવા થઈ ગયા છઇએ; માટે હવે આપણે બે ઘડી આરામએશ લેવાની ખરેખરી જરૂર છે. હજી શું જતું રહ્યું છે? હું છું, પેલા રવિમર્દન મહારાજ છે, તે જોઇએ શું કહે છે. પછી આપણે જે કરવું ઘટારત હશે તે કરશું. માટે હમણાં તો તમે પ્રભુપર દૃઢ વિશ્વાસ રાખીને નિશ્ચિંત સુઓ. હું પણ સુઇશ કરીશ તો મારી બુદ્ધિ પણ તમને મદદ કરવાને તીવ્ર બનશે. આજે બપોરના અહીંથી જમી કરી પરવારીને નીરાંતે મહારાજ પાસે જઇશું. માટે હવે તમે નીરાંતે એક બે ઉંઘ કહાડો.

નવલશા એક ઠેકાણે જઇને સુતો. જુગારના જોમમાં અને સારી રાતના જાગરણથી એ ખરેખર થાકી ગયો હતો, તેથી સુતો ને થોડીવારમાં એ ભર નિદ્રામાં પડ્યો. મમતારામને પણ થાક તો ચહડ્યો હતો, પણ નવલશાની અપૂર્વ વાતનું સ્મરણ કરતાં, એને સારી રાતનો ઉજાગરો છતાં, બીલકુલ ઉંઘ આવી નહિ. વિચારમાં અને વિચારમાં મમતારામની બુદ્ધિ તો એવી જડસુ થઈ ગઈ, કે એને એમ બનવું સહેલ લાગ્યું, કે જો પોતે નવલશાને લઇને ધવલકૂટગિરિ તરફ જાય, અને આનંદગિરિ મહારાજને નવલશાની વતી સમજાવે, તો તે મહારાજ કેશવલાલને બદલે નવલશાને સિદ્ધિ આપવાને ઝાઝી આનાકાની કે હઠ કરશે નહિ! કારણ કે કોને આપવી તેની જોડે એ મહારાજને ઝાઝી લેવા દેવા ન હોવી જોઇએ. વળી એ પ્રમાણે જડસુ જેવા વિચાર કરવામાં મમતારામ એક બીજા કારણથી દોરવાઈ ગયો. કેશવલાલ પોતાની બૈરી જોડે ગયો છે, તેથી મમતારામે ધાર્યું કે કદાચને તે અને કેશવલાલ ધવલગિરિ તરફ એકઠા થાય તો થાય. તેમ બને તો કેશવલાલને અદૂંપદૂં સમજાવી, તેની બૈરીથી નોખો કરવો કંઈ મુશ્કેલ વાત નહોતી. તે પછી ગુલાબવહુને એવા નિર્જન સ્થાનમાં પોતાના સપાટામાં સપડાવી કેશવલાલપર એને જે જન્મો જન્મનું વેર વાળ્યું હતું, તેનો બંગ વાળી દેવાય તો કેવું સારૂં! નવલશા મારી સાથે હશે, પણ નવલશાને તો હું જેમ નચાવીશ તેમ નાચશે. એ હશે તેથી તો મારી યુક્તિ પ્રમાણે અમલ કરવામાં વિઘ્ન કરતાં મને

સામો એક સાધનરૂપ વધારે થઈ પડશે! પણ ધવલગિરિથી હું બીલકુલ વાકેફગાર નથી. ત્યાં મારે એક તો આનંદગિરિ મહારાજને કંઇનું કંઈ સમજાવી વશ કરી લેવા છે એટલું જ નહિ, પણ કેશવલાલ ત્યાં હોય તો તેને મારે ખાસ કરીને મળવું છે. તેને અને તેની બૈરીને સપડાવવાં પણ ખરાં! તો જ મમતારામ, તારી તે દહાડે જે ફજેતી થઇ હતી તેનો ખરો બદલો વળશે! ત્યારે જ તારો બેડો પાર પડશે! રાંડ કાળીપર હજી મને વેર વરસી રહ્યું છે. પણ ધવલગિરિમાં ગુલાબવહુ મારા સપાટામાં આવે તો બધાં ઉપર મારૂં વેર ખરેખરૂં વળી રહે; પણ ધવલગિરિનો કોઇ ભોમીઓ મળે તો કેવું સારૂં! પેલો રવિમર્દન તે તરફ બહુ ભમેલો છે, ને આનંદગિરિ મહારાજ એને મળ્યા હતા ને કલજુગમાં પણ સિદ્ધિઓ મળે છે એમ તેને કહેલું હતું. એ વાત એક દહાડો રવિમર્દન મારી આગળ કરતો હતો, માટે એ સાથે આવે તો ખરો તાલ આવી જાય. એને હું સમજાવીશ ને એ મને ના તો નહિ કહે. પણ કોણ જાણે, એને જ હમણાં મુંબઈમાં સારો તડાકો પડે છે તેથી ના કહે તો? તો શું, આટલું તો નક્કી કે મારે નવલશાને લઇને ધવલગિરિ તો જવું ને ત્યાં રંગ જોઇને વરતવું. એ તો યા હોમ કરીને પડ્યા પાખી ફતેહ મળે છે! જો કેશવલાલ ને ગુલાબવહુને સપડાવવાનો આવો સારો લાગ હું ગુમાવી દઉં, તો ફરીથી આવું ધવલગિરિ જેવું નિર્જન સ્થાન મને ક્યાં મળવાનું હતું; માટે એ તો યા હોમ ઝંપલાવી પડવું એમાં જ સાર છે!

પ્રભુની શી લીલા છે કે માણસ જાણે છે ને ઠોકર ખાય છે! માણસ બહુ બહુ વિચાર કરે છે, બધી વાત મનમાં ઘટાવે છે, ને પછી ગર્વ લે છે કે હું મારી અક્કલ દોડાવી બહુ ચેતીને ચાલું છું, એટલે હવે કંઈ જોખમ નથી. પણ મૂઢ જાણતો નથી કે જે બુદ્ધિને જોરે તે કુદે છે, તે બુદ્ધિ કાંઇ અવર્ણનીય રીતે કામ ક્રોધાદિથી કલુષ થઈ ગયલી હોય છે! વિચારમાં અને વિચારમાં મમતારામને પુરી ઉંઘ આવી નહિ. જે થોડી ઘણી નિદ્રા આવી તે અસંબદ્ધ અને વિકરાલ સ્વપ્ના આવવાથી સ્ખલિત થઈ ગઈ. એમ એક બે વાર ભડકીને જાગ્યા પછી, મમતારામે હવે તે દિવસને માટે સુવાની આશા છોડી અને ઝટ ઉઠીને જાગૃત થયો. હજી એનો થાક ઉતર્યો નહોતો; પણ સિદ્ધિનો અને ગુલાબવહુનો વિચાર કરતાં એના દીલમાં એક જાતનું જોમ આવ્યું.

દશ અગ્યાર વાગે નથુશેઠની મિત્ર મંડળી જમી કરીને વિખેરાઇ ગઇ. નથુશેઠ બે ઘોડાની ગાડી હાંકતો શેહેરમાં પોતાને ઘેર આવ્યો. મમતારામે કહ્યું કે મને અને નવલશાને હજી થાક ઉતર્યો નથી, માટે બરોબર આરામએશ લઇને અમે સાંઝના ગામમાં આવશું. બપોરના નવલશાએ તો લેટી જવાનું ધાર્યું. પણ મમતા-

રામે મહારાજ પાસે બરોબર એક વાગે જવાની જરૂર જણાવી ને નાચારીએ નવલશાએ ઉંઘવાનું માંડી વાળ્યું.

એક વાગે બંને જણા રવિમર્દનના એકાંત ઓરડામાં મહારાજની આગળ જઇ નમસ્કાર કરી તેની સન્મુખ બેઠા. નવલશાએ પગે લાગી માથેથી પાઘડી ઉતારી. મમતારામે નવલશાનાં વખાણ કરી મહારાજ આગળ તેની ઓળખાણ પાડી. મહારાજને નવલશાની વધારે ઓળખાણ પડે એવા ઇરાદાથી મમતારામે આંખનો ઇસારો કરી જણાવ્યું, કે તેની આગળ જે દુલારામ કરીને કોઇ આવે છે તે અને આ નવલશા પિતરાઈ ભાઇ થાય છે. એટલે રવિમર્દન સાવધ થઇ બન્ને જોડે હસીને વાત કરવા લાગ્યો.



## પ્રકરણ ૭૦ મું

### પગની પાનીએ પણ ભાગ્ય લખેલું છે પણ પારખનાર કોણ?

વાણીઆ વહોરા વણનારા, ધોતીઉં ઢીલું ધરનારા;
અધીરા સુખમાં ને દુઃખમાં, રામને જે ગણતા મુખમાં. (નવીન કવિતા.)

"મહારાજ, આ નવલશા જો કે ઉમરે નહાનો છે પણ સર્વ વાતે કુશળ અને બુદ્ધિના મહિમાવાળો છે. આપણામાં શ્લોક છે કે तेजसां हि न वयः प्रतीक्ष्यते અને गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः તે એને આબાદ લાગુ પડે છે. હું આપને શું વાત કહું, મારો એ પરમ અને ઇષ્ટ મિત્ર છે. વળી જન્મથી સારાં કર્મોનો સંચે લઇને અવતરેલો છે. એના ભાગ્યનો ઉદય બહુ જલદી થવાનો છે. પણ એને કેટલીક બાબતસર આપનો ખુલાસો પુછવો છે, તે જો આપ કૃપા કરીને કરશો તો એના ભાગ્યનો ઉદય ધારવા કરતાં પણ વધારે જલદી થશે. વારૂ, એને હાથે હજારો ગરીબ ગુરબાઓ પોષાશે. માટે આપ સશાસ્ત્ર જે સલાહ ઉચિત લાગે તે આપશો." એટલું બોલી મમતારામ શાંત થયો. જ્યારથી મમતારામ નવલશાના ગુણાનુવાદ કરતો હતો, ત્યારથી તેના સામું આંખો ટીકી ટીકીને, તેનું ભાગ્ય વાંચતો હોય તેમ, તેના કપાળ સામું રવિમર્દને જોયાં કીધું. મમતારામનું બોલવું બંધ થયા પછી, પોતાની આંગળીના વેઢ ગણવા લાગ્યો. વચમાં વચમાં નવલશાનું કપાળ ધારી ધારીને જોવા લાગ્યો. પછી જાણે બધો હીસાબ એના આંગળીના વેઢપર આવી ગયો હોયની, તેમ પ્રસન્ન થઈ એણે મમતારામને કહ્યું—

"ભાઈ મમતારામ, તમે આ ભાઇનાં વખાણ આટલાં નહિ કીધાં હોત, તોપણ હું તો જાણી જતે કે આ માણુસ કેટલો ભાગ્યશાળી છે! એનું કપાળ જ"—

એમ બોલી રવિમર્દન પાછું એનું કપાળ જોવા લાગ્યો—"પણ રહો—હું તમને આજે એક ખરેખરો ચમત્કાર બતાવી દઉં છું. દરેક માણસનું નસીબ કંઈ તેના કપાળપર જ લખેલું હોતું નથી! પણ તેના દરેક અવયવે અવયવે અને ચામડીમાં જેટલાં છિદ્ર છે તેમાંએ, લખેલું હોય છે. પણ કોઈ પારખનાર જોઇએ! મુખ્યત્વે કરીને પગને તળીએ લખેલું હોય છે. માટે હું એનું કપાળ નહિ, પણ પગના તળીઆનાં ચિન્હો જોઈ એનું ભાગ્ય વાંચી શકીશ! પગનું દૈવત જોનારા કોઈ થોડાક જ હશે. મને તો શ્રીગણપતિની પ્રસાદી છે તેથી હું કંઈ થોડું ઘણું જાણું છું, બહુ નહિ."

"અરે મહારાજ"—મમતારામે કહ્યું—"આપ તો સર્વ વાતે સમર્થ છો તે એમ લીલાને સારૂ બોલો છો, બાકી આપ તો એક અવતારી પુરૂષ છો. કપાળે કપાળે ભાગ્ય લખ્યું છે, એમ તો મેં ઘણીવાર સાંભળ્યું છે, પણ પગે પગે પણ ભાગ્ય લખેલું હોય છે, તે તો હું આજે જ સાંભળું છું!"

"ભાઈ, તમે એટલા કાચા છો, બાકી પગને તમે સમજો છો શું! પગમાં તો વિષ્ણુ દેવતાએ ખાસ વાસ કીધો છે, ને તમે જાણતા તો હશો કે વિષ્ણુ તો સાત્વિક દેવ હોવાથી બધા દેવોમાં ઉત્તમ છે."

"હા, મહારાજ, એ વાત ખરી."

"એ વિષ્ણુ દેવ સૌના પગમાં સરખી રીતે વાસો કરતા નથી, પણ સૌ સૌના ભાગ્યાનુસાર થોડે કે ઘણે અંશે વસેલા હોય છે!" એટલું કહી રવિમર્દને નવલશાનો પગ જોવાની ઇચ્છા દેખાડી. મહારાજને મ્હોડે પગનો મહિમા સાંભળીને નવલશા ખુશ થઈ ગયો હતો. તેણે રાજી થતાં થતાં પોતાના પગનું તળિયું મહારાજને જણાય એમ પગ લાંબો કીધો. કહેવાની જરૂર નથી કે નવલશાના પગ તેના હમેશના રાખેતા પ્રમાણે ધોઇને અને લ્હોઇને બહુ સ્વચ્છ કરેલા હતા. નખો પણ ઘસાઈ ઘસાઇને ચકચકતા લાગતા, ને કોઈ ઠેકાણે કે ખુણે, કે નખ અને ચાંમડીના સાંધાઓમાં, મેલ જેવું નહોતું. મહારાજે થોડીવાર તેના પગને નિર્ધારીને જોયા કીધા પછી કહ્યું કે—

"આ ભાઇના કપાળપરથી જે અટકળ મેં બાંધી છે, તે તેનો પગ જોતાં મારા મનથી તો ખરી પડે છે. એના પગમાં વિષ્ણુ દેવતા પુરે અંશે વાસ કરીને વસેલા છે. તેથી કરીને હું કહી શકું છું કે નહાનપણથી એને પોતાના પગને જતનથી સ્વચ્છ રાખવાની અને તેને સણુગારવાની ટેવ હોવી જોઇએ."

"હા મહારાજ, બરોબર એમ જ છે"—નવલશાએ રાજી થઇને કહ્યું.

"ઉભા રહો નવલશા"—મમતારામે કહ્યું—"તમે ઉતાવળ નહિ કરો, મને જરાક શક જાય છે. મહારાજ, પગને સણુગારવા તે શું?"

"પગને સણુગારવા એટલે કંઈ બૈરીની પેઠે કરડા કે કડાંઓ પહેરવાથી જ સણુગારાતા નથી, પણ બીજી ઘણી રીતે પણ તેમ થઈ શકે છે. નસીબ જોવાના દરેક કામમાં કુળ, જાતિ અને દેશનો વિચાર કરીને જવાબ આપવાનો છે. परं विचार्याः कुलजातिदेशाः એટલે હાલના સમાને અનુસરીને હું કહી શકું છું કે આ નવલશાને પોતાના પગ સારાં સારાં મોજાંઓથી અને જોડાથી સણુગારી સુરક્ષિત રાખવાની ટેવ નહાનપણથી જ હોવી જોઇએ!"

"આબાદ મહારાજ, તમારૂં કહેવું આબાદ મળતું આવે છે! સારા સારા વિલાયતી તરેહ તરેહવારના જોડા પહેરવાનો મને મારી સમજણી ઉંમર થઈ તે પહેલાંથી શોખ હતો. વિષ્ણુ દેવતા પગમાં વસે છે એ તો હું જાણતો જ હતો. ઘણે અંશે વિષ્ણુ દેવતા પગમાં વાસો કરે છે ને તેથી કરીને મને સારા સારા વિલાયતી જોડા પહેરવાનો શોખ છે, એ તો મેં આપના કહેવાથી આજે જ જાણ્યું! પણ હમણાં હમણાં મને પાવડીઓપર પણ—અમને કોઈ સાધુએ ચમત્કાર બતાવ્યો ત્યારથી—અતિશે શોખ વધ્યો છે!"

"બચ્ચા, એ સાધુએ તમને શો ચમત્કાર બતાવ્યો? હમણાં હમણાં તો જ્યાં ત્યાં સત્યયુગની પાંખી કલિયુગમાં બેઠેલી જણાય છે. એટલે જ્યાં ત્યાં હું તો ચમત્કાર ને ચમત્કાર જ જોયા અને સાંભળ્યા કરૂં છું. પેલો દુલારામ પણ મારી આગળ આવીને પાંચ સિદ્ધિઓ, અને કાંઈ આનંદગિરિ મહારાજના ચમત્કારની કથા કરતો હતો. તેની અને તારી વાત એક તો નથી કે?"

"હા મહારાજ, મેં અને એણે એક વખતે એક ઠેકાણે એક સરખો જ ચમત્કાર જોયો હતો! પણ જોયું મમતારામ, જ્યારે દુલારામે આ મહારાજ આગળ સિદ્ધિની વાત કરી દીધી છે, તો મેં તમારી આગળ વાત કીધી તેમાં શું ખોટું કીધું? ચલો, એ તો બહુ સારૂ થયું. આનંદગિરિ મહારાજ મને ઠપકો આપશે તો મારે કહેવાને ચાલશે કે મારા સંઘમાં દુલારામ પણ ભળેલો છે. પણ હવે તમે બધી વાત જાણો છો તો મને કહો, કે હવે મારે એ સિદ્ધિઓ પામવાને માટે શું કરવું. હમણાં કેશવલાલને મહારાજે પોતાની પાસે બોલાવ્યો છે. દુલારામ તો એમજ માને છે કે બસ, મહારાજે એને સિદ્ધિઓ આપી દીધી! માટે હું તમારી સલાહ પુછવા આવ્યો છું."

મમતારામને ચટપટી થઇ કે રખેને રવિમર્દન કંઇનું કંઈ બોલી નાંખે, તેથી મહારાજને સૂચના આપતો એ બોલ્યો—

"નવલશા, તમે બધું મહારાજને સમજણ પડે એમ કહી સંભળાવો. તમે શી બાબતસર અને શી સલાહ માગો છો? બીજા બધા આવીને મહારાજની પાસ

પ્રશ્ન મુકાવે છે તેવી કંઈ તમારી વાત નથી. આ તો કંઈ ઓર વાત છે, તે એકદમ મહારાજ કેમ સલાહ આપી શકે!"

"હા ભાઇ"—રવિમર્દન મમતારામને અનુસરતું બોલ્યો—"મને દુલારામે જે કહ્યું તે તો ખરેખર કંઇ અપૂર્વ છે. જો કે અમે સાધુલોક એક બીજાના કામમાં આડે આવતા નથી. વળી તમારા આનંદગિરિ મહારાજ તો એક લેખે મારા ગુરૂ જેવા છે, કારણ કે એની પાસથી મને પણ થોડો ઘણો ઉપદેશ મળેલો છે; તોપણ તમે બહુ ભાગ્યશાળી જણાઓ છો ને મમતારામભાઇ તમારે માટે બે બોલ સારા બોલેલા છે, ને મારે માથે રામગણપતિ બીરાજે છે. હું તેમને પુછીને ઘટતું કહીશ પણ તમારે પુછવું છે શું તે મને કહો?"

નવલશાએ આનંદગિરિ મહારાજની સિદ્ધિની બધી વાત અથથી તે ઇતિ સુધી પાછી કહી સંભળાવી. મહારાજે સિદ્ધિ પામવાને માટે જે ઉપદેશ ધર્મની વહારે ધાવાનો દર્શાવ્યો હતો તેનું પણ થોડુંક વર્ણન કીધું. મહારાજ કેશવલાલને સિદ્ધિ ન આપતાં પોતાને આપે તે સારૂ, અને હવે કેવી રીતે આનંદગિરિને રાજી રાખવા તે સારૂ રવિમર્દનને એ વિનવવા લાગ્યો. કોઇને વાત ન કરવાનો મહારાજનો હુકમ છતાં એણે રવિમર્દન અને મમતારામ આગળ વાત કરી, તેથી કંઈ હરકત તો નહિ થાય એમ પુછ્યું.

"હું પણ નવલશાને એમ જ કહેતો હતો કે"—મમતારામ બોલ્યો—"મહારાજનો ઉદ્દેશ સાધારણ લોકોની આગળ વાત ન કરવાનો હશે. કંઇ તમારા જેવા આગળથી સલાહ લેવામાં બાધ આવે એવો તો નજ હોવો જોઇએ. હવે મહારાજ, તમે બધું સમજ્યા હશો. માટે નીરાંતે બધો તોલ કરી અમારે શું કર્તવ્ય છે તે કહેજો. કંઇ ઉતાવળ નથી, તથાપિ કેશવલાલ જે વખત જાય છે તેમાં ધવલગિરિ તરફ પહોંચી ગયો હશે. માટે આ કામ તાકીદે કરવાનું પણ છે ખરૂં. આપ કહો તો અમે કાલે આવીએ, આપ કહો તો પરમ દહાડે."

"તમારે જોઇએ ત્યારે આવજો, હું જવાબ આપીશ."

"ચાલો નવલશા, આપણે હવે જઇએ, ગામમાં જવાને મોડું થઈ જશે." મમતારામે કહ્યું—"તમારે કંઈ બીજું પુછવું કરવું છે?"

"અરે હા"—નવલશાએ ઉઠતાં ઉઠતાં કહ્યું–"એક વાત તો ખરા મુદ્દાની પુછવાની રહી જાય છે ને! મહારાજ તમે જાણતા તો હશો કે પાંચ સિદ્ધિઓમાં એક સિદ્ધિ તો પાવડીની છે. હવે વિદ્યાનંદ મહારાજની પાવડીઓ મેં જોઇ તેવી મારે પહેરવાને સારૂ મેં કરાવી છે, પણ મને એક શંકા થાય છે કે એ સિદ્ધિઓ મળ્યા પહેલાં મારાથી પાવડી પહેરાય કે નહિ? હમણાં જો કે શંકાને દૂર નાંખી,

મારૂં મન ન રહેવાથી હું પાવડી પહેરૂં છું ખરો, તોપણ તેમાં કંઈ ખોટું તો નથી કરતો કેની?"

"ના એમાં કંઈ ઝાઝી બીસાત નથી"—રવિમર્દને મોઘમ રીતે જવાબ આપ્યો.

"મારો પણ એવો જ વિચાર છે કે"—મમતારામે ટેકો આપ્યો—"એમાં તમને કોઇ પણ રીતે બાધ નથી. કારણ કે તમે પહેરો છો તે પાવડીમાં કંઇ સિદ્ધિ થોડી છે."

બંને જણા મહારાજને પગે લાગી જવા નીકળ્યા. એવામાં ત્યાં દુલારામ આવી પહોંચ્યો.

આ વખતે દુલારામનું મ્હોડું, જાણે કોઇનો ખખરો કરતો હોય અથવા લોકીકે આવ્યો હોય, તેવું થઇ ગયું હતું. મૂળથી એ વાણીઆભાઈ જેવો તો હતો જ. તેમાં જ્યારથી નવલશાને મ્હોડેથી કેશવલાલ ધવલગિરિ ગયો છે એમ એણે સાંભળ્યું ત્યારથી તો જાણે એની ગાંડ તળેની મુડી કોઈ હરી ગયું હોયની, તેમ એ હાયનિસાસા નાંખી પુરૂ ખાતો કે ઉંઘતો નહોતો! સિદ્ધિઓનું નામ લઇ, સવા લાખ મહોરના અને ઝવેરાતના ઢગલાને યાદ કરી કરી, રોતો હોયની તેવા ચાળા કર્યા કરતો હતો. ગઈ રાતના તળાઇમાં તરફડીઆં મારતાં રવિમર્દનને મળવાનું એને સુજી આવ્યું તેથી આજે અહીં આવ્યો હતો.

પોતાની આગળ લાહેરી કરતો, રવિમર્દન મહારાજની બાતમી મેળવવા જે દુલારામ આવ્યો હતો તે દુલારામ આજે કેટલો ફેરવાઈ ગયો હતો, એમ મમતારામને પણ એના હાલ હવાલ, વેષ, અને રડતી સુરત જોઇને લાગ્યું. તે વખતે લહેરકીભાઇની માફક બદીઆન અને ડગલાના ખેસ છુટા મુકીને, બંને હાથથી હલ્લેસા મારતો હોય તેમ, ડગલાના છેડાઓને ફર્ ફર્ કરતો હસતે મ્હોડે દુલારામ ચાલ્યો આવતો હતો. આજે તો બદીઆન અને ડગલાની ખેસો દુલારામે બાંધી દીધી હતી. એટલે એના ગળાની હીરાકંઠી પણ જણાતી નહોતી. બંને હાથો પંખવા થયો હોય તેમ ખભા આગળથી સીધા લબડ લબડ થતા હતા. તે વખતે પાઘડી ફાંકડી રીતે માથાની એક બાજુ નમેલી હતી. આજે દુલારામે કપાળની સિદ્ધિ લીટીએ પાઘડી પહેરી હતી. આજે પણ એના મ્હોંમાં પાનનો ડુચો હતો ખરો, ને પીચકારીઓ મારવાથી ઓઠ અને હડપચી ખરડાયલાં હતાં ખરાં; તોપણ આજે તો, એ પાનને ચોરી છુપાઇથી બચબચ ચાવતો હતો. કંમરેથી એ સાવ ઢીલો થઈ ગયો હોય અને ટાંટીઆમાં જોર ન રહ્યું હોય તેમ, ઢગલો થઈ જાઇને નીચી મુંડી કરી અને ખભા ઉંચા થહકાવી, ચાલ્યો આવતો હતો. મમતારામને અને નવલશાને જોઇને એ કંઇક ચમક્યો ને મમતારામ સાથે વાત

કરતો ઉભો રહ્યો. એના મનના વિચારોનો જવાબ આપતો હોય એમ મમતારામે જણાવ્યું, કે પોતે અને નવલશા નથુશેઠને બંગલે શનિવારના રહેવા ગયા હતા, તે આજે ચાલતા ચાલતા મહારાજના દર્શન કરવાને સહેજ આવ્યા હતા. રવિમર્દન સાંભળે એવી રીતે સહેજ આવ્યા હતા એમ જણાવી મમતારામ અને નવલશા ત્યાંથી ચાલ્યા ગયા.

માથેથી પાઘડી ઉતારી ભોંયપર લાંબા પડી મહારાજને દુલારામ પગે લાગ્યો. પાછા ઉભા થઈ પાઘડી તો ત્યાંની ત્યાં જ રાખી—"અરે મહારાજ, હું ગરીબ વાણીઓ માર્યો ગયો! ઓ મારા બાપરે! હવે તો મહારાજ, ઉપર આભ અને તળે ધરતી! મને તો તમારા સિવાય કોઇનો આશરો રહ્યો નથી!" એમ કહી દુલારામ મહારાજને પાછો પગે પડ્યો. પાછા ઉભા થઈ મહારાજના પગને અડે એમ પોતાની પાઘડી મુકી. રડતો હોય તેમ ગળગળા થઇને એણે કહ્યું—"અરે બાપજી, હું તો તમારે શરણે આવ્યો છું. મને તમે નહિ ઉગારશો તો મારે તો હવે ઝેર ખાઇને મરવું પડશે!" એમ બોલતાં દુલારામને સવા લાખ મોહોરોનો ઢગલો યાદ આવ્યો ને આંખોમાં પાણી આણી રડી પડ્યો. ડગલાના એક છેડાથી પોતાની આંખો અને નાક લુછતો, ઉઘાડે માથે જ એ મહારાજની સન્મુખ બેઠો ને લાંબા લાંબા નિસાસા નાખી ડોકું ધુણાવવા મંડી પડ્યો.

દુલારામની એક તરફથી દયાજનક અને બીજી તરફથી હાસ્યજનક દશા જોઇને, રવિમર્દનને ઘણી તાજુબી લાગી ને પોતે એક ટસે તેના ચાળા જોઇ જ રહ્યો! જે વાણીઓ પોતાના પેટનું પાણી ન હાલે એમ હસી હસીને વાતો કરતો, તે આજે ઘીની દબડી જેવો સંકોચ ધરતો, પોતાનું કયું દુ:ખ રડવાને આવ્યો હશે તેનો એ વિચાર કરવા લાગ્યો. તેના ચાળા જોઇને પોતાનું હસવું માણમાણ દાબતાં રવિમર્દને પુછ્યું—

"ભાઈ દુલારામ, તું આજે વળી શો ઢોંગ કરે છે?"

"અરે મહારાજ, ઓ બાપજી"—દુલારામે પાઘડીને મહારાજના પગ તરફ વધારે ખસેડી કહ્યું—"હું તો માર્યો ગયો રે, બાપલીઆ! અમારૂં ઘર ફુટયું ત્યારે આજે મારી આવી દશા થઈ! હવે હું શું કરૂં? મારા બાપ! જ્યાં આભ ફાટયું ત્યાં ક્યાં થીગડું દઉં! અરે મહારાજ, પેલો કેશવલાલ તો દુધ પાઇને સાપ ઉછેર્યો જેવો નીવડ્યો. તેણે પેલા મહારાજને જેમ તેમ સમજાવી પેલી સિદ્ધિઓ લઈ લીધી રે મારા બાપ!" એમ કહી દુલારામ પાછો પેલા મહોરના ઢગલાને યાદ કરી રડવા અને કકળવા લાગ્યો. રવિમર્દન તો એમ જ સમજ્યો કે દુલારામને એવી ખબર મળી હશે, કે કેશવલાલને બધી સિદ્ધિઓ મહારાજે આપી દીધી. માણમાણ તેના

કકળાટ અને નિસાસામાંથી બહુ સવાલો પુછ્યા ત્યારે, અંતે રવિમર્દનના સમજવામાં આવ્યું કે કેશવલાલને આનંદગિરિએ બોલાવ્યો છે; તે ઉપરાંત વધારે કશું બન્યું નહોતું.

"અરે દુલારામ"—મહારાજે તેને શીખામણ આપતાં કહ્યું—"તું આવો નમાલો કેમ થઈ ગયો! બાયલાની પેઠે રડે કકળે છે શેનો! હજી તો કેશવલાલને સિદ્ધિ મળી નથી, ને મળી હોય તોએ તારે તે આમ રડવું જોઇએ કે રાજી થવું જોઇએ? કોઈ અતરાપુ તો નથી લેઈ જતો? તારા કાકાનો દીકરો છે. તારામાં અને તેમાં તે ભેદ શો, કે તું આજે તેને ગાળો ભાંડવા મંડી પડ્યો છે! તું વિચાર કર, ધર્મની વહારે ધાવાની સરત તો તું આવી રીતે પાળે છે, તો પછી તને સિદ્ધિ તે ક્યાંથી મળે?"

"બાપજી, મહારો દહાડો જ વાંકો છે. જેની છાસ લેવા જાઉં છું તેની ભેંસ મરી જાય છે! પણ મહારાજ, બધી સિદ્ધિ કેશવલાલ લઈ જશે તો હું શું કરીશ! મને તો લોભ કંઈ થોડો છે. મને તો પેલી મહોરો મળે તોએ હું તો રાજી થઇશ!"

"નહિ નહિ દુલારામ, તારી અક્કલ આજે કોઇ ગધેડાએ ખાધી જણાય છે કે તું લાંબી નજર દોડાવતો નથી. તું ઘેલીનો ડાહ્યો ગણાય તે તારૂં શાણપણ આજે ક્યાં ગયું? પણ વાણીઆ ભાઇ કેની? સુખમાં કોઇનો નહિ ને દુઃખમાં પોતાનોએ નહિ. ભલા માણસ, તારા મહારાજ કેશવલાલને સિદ્ધિ આપી દેશે, તો તારૂં ચલણ શું છે કે તું આમ રડે કકળે છે?"

"અરે મહારાજ, તે તો ખરૂં, પણ આ કેશવલાલ મારી જોડે દગો ફટકો રમ્યો તે મને આજે બહુ સાલે છે! અમે એને પાળી પોષી મહોટો કીધો તે આ દહાડાને સારૂ! મેં નિર્મલદાસને તરત કહ્યું કે જોજે હોં! મારો બોલ યાદ કરજે! પણ કોણ જાણે, કેશવલાલે એનાપર પણ એવી અંધા પીછોડી નાંખી દીધી છે, કે હજી પણ એની આંખ ઉઘડી નથી! હવે મહારાજ હું શું કરૂં?"

"તું તારા બાયલાવેડા છોડી દે. જે વાતમાં ચલણ નહિ તે વાત મુંગે મ્હોડે જોયા કરવી એટલું જ કર."

"મહારાજ, પણ હું કરૂં શું? હું તો જુઓ મહારાજ, આપ રામગણપતિનું મંદિર બંધાવો છો, તે એવા સારા કામમાં કંઇને કંઈ આપવાનું મને તો બહુએ મન થાય છે. પણ પેલા કહે છે કેની કે, "કુવા કેરી છાયડી, કુવા માંહી સમાય.' મારૂં મહારાજ, હાલ ગજું નથી. જો મને પેલી મહોરનો ઢગલો મળ્યો હોત તો મારા મનમાં એવો ઉમળકો હતો કે વારૂ, મહારાજના મંદિરના કામમાં હું પણ ફુલ નહિ ને ફુલની પાંખડી આપીશ, તો એટલો પૈસો વારૂ, સારે માર્ગે તો વપરાશે."

રવિમર્દનને હસવું આવ્યું કે આ વાણીઆનું કાળજું અંદરથી તો ઠેકાણે જણાય છે. "બચ્ચા, શ્રીરામગણપતિને પોતાને ઘેર અષ્ટમા સિદ્ધિ અને નવે નિધિનો ભંડાર ભરેલો છે, તો તારી ફુલની પાંખડીથી કંઇ ફેર પડવાનો નથી. મંદિર બાંધવાને જોઇએ તે કરતાં બેવડું તો ભરાઇ ગયું છે ને હજીએ ભરાતું જાય છે. એ તો રામગણપતિનો કંઈ જેવો તેવો મહિમા નથી, કે તારા જેવાની ઉધારની, કે ભાડુતી પૈસાની આશા રાખે."

"મહારાજ, હું થોડું ઘણું તો હમણાંએ ભરવાનો છું"—દુલારામે વાત ફેરવતાં કહ્યું—"હું તો એમ કહેતો હતો કે મને બીજું કંઇ નહિ, પણ પેલી મહોરોનો ઢગલો મળ્યો હોત તો વારૂ, હું મારા પેટ પુરતું ભરત! પણ મહારાજ, આ કેશવલાલને પેલા મહારાજે સિદ્ધિ આપી દીધી હશે, તે હવે હું મારૂં દુઃખ કોને રડું ને કોને કહું."

"જો ભાઈ, હજી તો માત્ર કેશવલાલને ત્યાં બોલાવ્યો છે પણ તારા મનમાં પાપ તે તું જ્યાં ત્યાં તેવું જ દેખે છે."

"હા પણ મહારાજ, નહિ તો એને બોલાવવાનું કારણ શું?"

"તે તો હું શું જાણું? તોપણ આટલું તો ખરૂં કે તું આવા ગાંડાવેડા કરશે તેથી કંઈ તને એ સિદ્ધિઓ મળવાની નથી."

"મને કંઈ મહારાજ તમે રસ્તો બતાવશો."

"જો સિદ્ધિ આપવી મારા હાથમાં હોય, ને તું મને આમ કહેતો હોય તો તારી વાત લેખે ગણાય."

"મહારાજ, હું પણ એ જ રડયા કરૂં છું કેની, કે જેના હાથમાં સિદ્ધિઓ આલવાની છે તે તો અમને બોલાવતા નથી; ને આપ તો આમ છુટી પડો છો. તમે મહારાજ કંઈ પ્રશ્ન મુકો તો ખરા? જુઓ શું આવે છે?"

"હું પ્રશ્ન મુકતો હતો, પણ જ્યારથી પ્રશ્નમાં ખરી વાત નીકળવાથી મારો એક પરમ સેવક નાખુશ થયો, ત્યારથી મેં તો હવે પ્રશ્ન મુકવાનું પાણી મુકયું છે!"

"બાપજી, હું તો તમારા ઘરનો સેવક છું, ને તમે મારો હાથ ધરશો નહિ તો મારા ભોગ જ જાણવા!"

"જો ભાઈ, હું તને એક ખરી શીખામણ આપું છું. તારા મહારાજની આડે કંઈ મારાથી અવાય તેમ નથી. કારણ કે તારા કહેવા પ્રમાણે જ એ કંઈ જેવા તેવા ચમત્કારી નથી. માટે મારી સલાહ માને તો જે બને તે તું મુગે મ્હોડે જોયા કર, ને તારા વાણીઆ વેડા છોડી દે. કેશવલાલને સિદ્ધિ મળી તો પણ તારે રાજી થવું જોઇએ. આમ રડાકુટો કરીશ તો મહારાજ અને કેશવલાલ બંને તારાથી નાખુશ થશે!"

દુલારામે જોયું કે આજે મહારાજ શાએ કારણથી એને ગાંઠતા નથી તેથી થોડીવાર બેસી એ ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દહાડે બપોરના મમતારામ એકલો રવિમર્દનને મળવા આવ્યો.

દુલારામથી જુદા પડી મમતારામ અને નવલશા નથુશેઠને બંગલે જવા નીકળ્યા, ત્યારે રસ્તામાં વાત કરતાં, મમતારામને જણાયું કે નવલશાનો જે ભાગ્યોદય તેના પગનું સુરક્ષણ કરવાની ટેવપરથી રવિમર્દને પારખી કહાડ્યો હતો, તેથી નવલશા મહારાજથી બહુ પ્રસન્ન થયો હતો. નવલશાનો લાભ લેતાં મમતારામે સમજણ પાડી કે રવિમર્દન તેના પર રાજી તો છે. પણ આવતી કાલે પોતે મહારાજને એકાંતમાં મળી, બધી બાતમી મેળવી લાવશે; તે પછી વળતે દહાડે બંનેએ પાછા સાથે મળવા જવું એ જ ઠીક પડશે. નવલશા તો મમતારામનો ક્રીડામૃગ જેવો થઈ પડ્યો હતો, તેથી એને તો બધી વાત પોતાને પાલવતી જણાવી. એ રીતે મમતારામ આજે એકલો મહારાજને મળવાને આવ્યો હતો.

નવલશા અને દુલારામની વાત નીકળતાં રવિમર્દને કહ્યું કે એક સાવ છોકરવાદ છે, ને બીજો ડહાપણ કરવા જતાં સાવ જડસુ જેવો બની ગયો છે. દુલારામના વિપરીત ચાળા યાદ કરીને રવિમર્દન હસવા લાગ્યો. મમતારામે મહારાજને ચેતાવી રાખ્યા કે આવતી કાલે નવલશા મળવા આવે, તો કેશવલાલની પાછળ એને પણ ધવલગિરિ જવાની સલાહ આપવી. પોતે નવલશાની સાથે જવાને ખુશી દેખાડી અને રવિમર્દનને એ સમજાવવા લાગ્યો કે—

"મહારાજ, તમે દુલારામને મ્હોડેથી જે વાત સાંભળી ને મને નવલશાએ જે કહી છે તે મેળવી જોતાં ખરી રીતે મળતી આવે છે. માટે એ સિદ્ધિઓ અને આનંદગિરિનો ચમત્કાર બધું ખરૂં છે! જો આપણે એ સિદ્ધિઓ નહિ, પણ ફક્ત મહોરોનો ઢગલો કે ઝવેરાત મળે તો બેડો પાર જેવું છે! માટે તમે પણ સાથે આવો. તમે ધવલગિરિના રસ્તાથી માહીતગાર છો. આનંદગિરિ મહારાજ તમને ઓળખે છે. આપણે બે હોઇશું તો બસોને ભારે પડશું! માટે આ મંદિર બંધાવવાની કે સદાવરતની વાત હાલ બાજુએ રાખી, ધવલગિરિ ચાલો કે આપણા બેનું કામ થઈ જશે!"

"ભાઈ, તમારી વાત મને બીલકુલ ગમતી નથી. મને ગણપતિની કૃપાથી અહીં આનંદ છે. અડધો લાડવો હાથમાંથી મુકી આખાને ધાવો એ સમજુ માણસનું કામ નહિ. તમને પાલવે તો તમે જાઓ शिवास्ते पन्थानः सन्तु પણ હું તો નથી આવવાનો. તમે વારૂ મારા હિતેસરી છો તો હું નવલશાને ત્યાં જવાને કહીશ. બાકી મારી ધ્યાનમાં તો એ વાત પણ શ્રેયસ્કર લાગતી નથી.

"કેમ વારૂ મહારાજ?" મમતારામે નાખુશ થઈને પુછ્યું.

"જુઓ મમતારામ, હું તમને ખરી વાત કહું"—રવિમર્દને કહ્યું—"આપણી આગળ કોઈએ સિદ્ધિની અને આનંદગિરિ મહારાજના ચમત્કારની વાત કરી હોત તો આપણે ખરી માનત નહિ. પણ આપણે તે એવા સંજોગો વચ્ચે જાણી છે કે ખરી માનવી પડે છે. જો એ વાત ખરી છે તો આનંદગિરિ મહારાજ કોઈ જબરા યોગી હોવા જોઈએ; તો તેની આગળ તમારા કે મારા જેવાના તે શા ભાર! માટે ભાઈ, મારૂં તો ત્યાં જવાને મન કહ્યું કરતું નથી."

"મહારાજ, તમે આવા હોંશીઆર ને ડરી જાઓ છો"—મમતારામે ટકોર કીધી.

"એવો વખત હોય તો ડરીએ જઈએ"—રવિમર્દને કહ્યું—"તમે જ કહોની આપણે ત્યાં જઈને શું કરશું?"

"શું કરશું એટલે"—મમતારામે કહ્યું—"હું પણ આનંદગિરિને ઓળખું છું, આપણે એને જેમ તેમ સમજાવી નવલશાને સિદ્ધિ આપે એમ કરશું."

"એ બધી તમારી ભુલ છે"—રવિમર્દને કહ્યું—"જેણે આજે ત્રણ ચાર પેઢી થઈ સિદ્ધિઓ સાચવી રાખી છે, તે કંઈ તમારા કે મારા જેવાના કહેવાથી સિદ્ધિ આપી દેવાના નથી! તે તો જાણે રહ્યું. પણ પ્રથમ તો એ જ કે, આપણે એ મહારાજને ત્યાં જઈને સોધવા ક્યાં? ત્યાં તો કેટલીએ ગુફાઓ હશે તેમાં આપણા અજાણ્યાનો શો પત્તો લાગે?"

"માટે જ મહારાજ, હું તમારા જેવાને સાથે લઈ જવાને આધરો કરૂં છું કે તમે ત્યાંના પ્રદેશોમાં ફરેલા છો."

"ના ભાઈ ના, મારૂં તો ત્યાં ગજાંજ નહી એ સો વાતની એક વાત! અહીં આગળ તો ઠીક છે કે આપણી બાંધી મુઠી છે. તમારે નથુશેઠ છે, મને શ્રદ્ધાલુ લોક છે તે આપણું ગાડું ગબડે છે. પણ આપણામાં દૈવત શું કે આનંદગિરિ મહારાજ સાથે આપણે ટક્કર ઝીલીએ! એ તો યોગી રહ્યા, પ્રતાપી રહ્યા, તે જુઓની, કેશવલાલને અદૃશ્ય રહીને આકાશવાણી કરી બોલાવી લીધો કેની! તેમોં આપણો એવો વિચાર જાણી ક્રોધ કરી શ્રાપ આપે તો આપણો તો ભવેભવ છુટકો થાય નહિ. માટે ભાઈ આપણે તો ઘેર બેસીને જ આનંદ કરો."

"ના મહારાજ, હું તો ત્યાં જવાનો અને ફીર જવાનો. મારે તો ત્યાં બહુ બહુ મતલબો સાધવાની છે; તે તમે મને આમ ડરાવો તેથી હું કંઈ કેસર પણ નથી કે ડરી જઈશ. તમે આવો—આપણે કહો તેટલો સિદ્ધિમાં ભાગ રાખશું—માટે આવો તો બહુ સારૂ. પણ મને ડરાવો છો તેમ આવતી કાલે પેલા નવલ-

શાને ડરાવતા નહિ એટલે પત્યું. એને તો ધવલગિરિ તરફ જવાનું જ કહેજો ને મારા જેવાને સાથે લઈ જવાની સલાહ આપજો."

"મારૂં મન એટલુંએ કરવાની હા પાડતું નથી. પણ આપણો જુનો સ્નેહ સંભારી હું તમને નાખુશ કરવા માગતો નથી; એટલે તમે કહો છો તેમ હું વાત કરીશ. બાકી ત્યાં ગયા પછી એ પશુસદશ બાળકનું રક્ષણ શ્રીઆનંદગિરિ મહારાજ કરે તો કરે. તમારૂં જ રક્ષણ તમે કરો તો બહુ છે. પણ જુઓ મમતારામ, હું તમને ફરી કહું છું કે મહારાજની વગર ઇચ્છાએ ત્યાં જવાનું માંડી વાળો તો બહુ સારૂ; નહિ તો હું પરમેશ્વરનો ગુન્હેગાર થઇશ.

"નહિ, તમારે નવલશાને તો હું કહું છું તેમ કહેવું જ પડશે."

"સારૂ ભાઇ, ત્યારે જેવી તમારી મરજી"—રવિમર્દને નાખુશ ચહેરો કરી કહ્યું.

મહારાજની આગળ પોતે ધારતો હતો તેવી રીતે વાતનો તાલ ન આવવાથી મમતારામ ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૭૧ મું

### ધનપાલશેઠને વિજ્ઞાપનપત્ર મોકલનારાનું શું થયું

इदमद्य मया लब्धमिदं प्राप्स्ये मनोरथम्
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ।
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मम ॥ (श्रीमद् भगव गीता).

સવારના આઠ વાગે ધનપાલશેઠ મુલાકાત લેવાના દીવાનખાનામાં બહુ ખુશ મીજાજમાં બેઠેલા હતા. ધી ડીવીડન્ડ પેઇંગ મીલ કંપનીમાંથી પોતાને મળતું કમીશન બંધ કરાવવાને જે જે શેરહોલ્ડરોએ એકસ્ટ્રા ઓરડીનરી (અસાધારણ) સભા બોલાવવાનું વિજ્ઞાપનપત્ર મોકલ્યું હતું, તેઓમાંના આગેવાનોને ધનપાલશેઠે ઠાર કરી દીધા હતા એટલે કે, તેઓનો જીવ લઈ લીધો નહોતો, જો કે વસ્તુતઃ તો તેઓનો જીવ લેવા કરતાં પણ ધનપાલશેઠે તેઓને વધારે લોથપોથ કરી મુકયા હતા. તે દહાડાની તોફાની સભામાં અનંગપાલશેઠે જે અણુધારેલી બાહોશી અને શુરાતન દેખાડ્યું હતું, તેથી કરીને વિજ્ઞાપન કરનારા શેરહોલ્ડરોની જબરી મહાત થઇ હતી. તેઓમાં કુસંપે ઘર ઘાલેલું હોવાથી તેઓ કંઈ વધારે કરી શકે તેમ નહોતું. પરંતુ ધનપાલશેઠને તેઓ પ્રતિ નિઃસીમ ઝેર બાપી રહ્યું. એવી એવી ઘણી મીલોનાં કમીશન ખાઇને અને ખાતા આવીને એ ધનવાન અને

ગભ્ભર થયો હતો. એણે વિચાર્યું કે આજે આ મીલના, તો કાલે બીજી મીલના શેરહોલ્ડરો વિજ્ઞાપનપત્ર મોકલે, તો વારે વારે કંઇ અનંગપાલશેઠ મદદ કરી શકે નહિ, ને કોઈ નહિ ને કોઈ મીલના સંબંધમાં પોતે થાપ ખાય, તો પોતાની તીજોરીને જબરો ગોદો લાગે. માટે એ મીલના ધાંધલીઆ શેરહોલ્ડરોને એવી તો શેહ ખવડાવવી, કે ફરીથી કોઈ પણ મીલનો શેરહોલ્ડર કોઈ દહાડો જરાકે ચેં કે ચું કરી શકે નહિ! જે જે મીલ કંપનીઓમાં એ શેરહોલ્ડરોના શેરો હતા તે કંપનીઓના શેરોના ભાવ, ધનપાલશેઠે ખોટા અને તરકટી કબાલાઓ કરી એવા ગગડાવી દીધા કે ન પુછો વાત! બીચારા વિજ્ઞાપનપત્ર કરનારા શેરહોલ્ડરો વગર ડીવીડન્ડવાળા શેરોના થોભલા સંઘરી સંઘરીને પોચકીદાસ જેવા તો થઈ ગયા હતા. તેઓ ગભરાયા ને ગગડતા ભાવે પોતાના શેરો વેચવા ઉતરી પડ્યા! ધનપાલશેઠે પાછા તરકટી સોદા કરી બજાર તેજી બોલાવ્યું અને તેઓ પાછા ગળામાં શેરો જોતરે એવી યુક્તિઓ માંડી. ધનપાલશેઠની આડે આવનારા શેરહોલ્ડરોનો દહાડોજ વાંકો કે તેઓ પાછા, ફસાયા, ને પાછા શેરોના ભાવો યા હોમ ગગડી પડ્યા! એ બીચારા શેરહોલ્ડરો, જેમ ઘીની સુક્કી ડબડીઓ અફળાય ઝીકાય તેમ આડા અવળા અને ઉંધા ચત્તા કુટાઈ ગયા. પરિણામે કેટલાકોને લ્હા લેવી પડી ને કેટલાક મુંબઈ શેહેર છોડી નહાસી ગયા. ધનપાલશેઠે હજી પણ તેઓનો પીછો છોડ્યો નહિ. તેઓના લેણદારો મારફત ઈન્સોલવન્ટ કોરટમાં તેઓની સામે ડગલે ડગલે લડીને, અને હુકમનામાની બજાવણીમાં તેઓને કેદ કરાવીને, વા તેઓનો માલ મીલકત જપ્ત કરાવીને, ધનપાલશેઠ તેઓને ત્રાહે તોબા પોકરાવવા લાગ્યો. જેમ કોઈ શીકારી જાનવર શીકારની પાછળ એક ધ્યાને અને એક ટસે લાગ્યો રહે, ને શીકારને જરાકે લાગે કે વિશ્રાન્તિ લેવાનો વારો આપે નહિ; અથવા છુપી પોલીસ જેમ કોઈ ગુન્હેગારની ગામે ગામ, ઘેરે ઘેર, કે ઓરડે ઓરડે પુંઠ પકડે, તેમ ધનપાલશેઠે દૈવ રૂઠેલા એ શેરહોલ્ડરોનો પીછો છોડ્યો નહિ. તેઓને ઘરબાર વગરના અને ખાખાવીખી કરી મુક્યા. બાપડા શેરહોલ્ડરો તો પોતાની ઓડ ભુલી ગયા. ઘણાકોએ ધનપાલશેઠે જે કેર વરતાવ્યો હતો, તેથી ખરેખાત હેબકી ખાઇને પગે પડી માફ માગી સુલેહ કરી દીધી!

એ પ્રમાણે એક પછી એક તમામને પોતાને વશ થયલા જોઇને, અને નહિ વશ થયલાને હાડમાર થતા જોઇને, આજે ધનપાલશેઠ બહુ ખુશ મીજાજમાં હતો. તેની પાસે વિહારીલાલ અદબસર ઉભો હતો.

પોતાની વાજબી રીતે ખુલાસ કરતો હોય તેવી ઢબથી ધનપાલશેઠ બોલ્યો— "વિજ્ઞાપનપત્રમાં સહી કરનાર આગેવાન શેરહોલ્ડરો મારા પંજામાં એક પછી

એક બધા સપડાઈ ગયા છે. હવે મારી કોઈ પણ મીલ સંબંધે એવું વિજ્ઞાપનપત્ર આવવાનું જ નથી. કારણ કે મારા નામનો ધાક અને કેર મેં કંઈ જેવો તેવો વરતાવ્યો નથી! માત્ર એક ભાઈતથા બાકી રહ્યો છે. એનાપર મારો હાથ અજમાવવો હજી બાકી છે. પણ મેં એને એવા સપાટામાં લીધો છે કે જ્યારે એ સ્વાદ ચાખશે ત્યારે મને યાદ કરશે!"

"સાહેબ"—વિહારીલાલ જાણતો હતો તોપણ શેઠને રાજી રાખવા બોલ્યો—"એની પાસે તો **ધી ડીવીડન્ડ પેઇંગ** મીલ કંપનીના જુજ શેરો છે ને વિજ્ઞાપનપત્રમાં એને ઝાઝો ભાગ તો લીધો નહોતો; છતાં આપ એનાપર આટલા બધા કેમ રૂઠેલા છો વારૂ!"

"કેમ વારૂ, તમે એટલામાં જ ભુલી ગયા કે? તે દહાડે ભીખારીલાલના કામમાં **માસ્ટર સાહેબ** આગળ મને જે હલકું લગાડવાનું થયું, તેમાં એ ભાઈતથા મારી આડે નકામો આવ્યો હતો. મને મદદ કરવાની તો રહી, પણ સામું એના સોલીસીટરને મારે માટે આડું અવળું સમજાવવા લાગ્યો, ત્યારનો મને એનાપર ઘણો કાળ વ્યાપેલો છે. તે સારૂજ ભીખારીલાલ અને ભાઈતથા વચ્ચેનો દાવો મેં મારો પોતાનો કરી લીધો છે. હવે દાવો **માસ્ટર સાહેબ** આગળ ધમધોકાર ચાલે છે કેની?"

"અરે સાહેબ, એ કેસની મેનેજમેન્ટ મારાજ હાથમાં છે. કામ તો એવી ઝડપથી ચાલે છે કે જો વર્ષ બે વર્ષ એમ ચાલ્યું, તો ભાઈતથાનો એક લાખ રૂપીઆ આપતાંએ છુટકો થવાનો નથી!"

"એ તો એના એવાજ હાલ થવા જોઇએ"—ધનપાલશેઠે ભાઈતથા ઉપર ડોળા ઘુરકાવતો હોય એમ જવાબ આપ્યો—"એણે વિજ્ઞાપનપત્રમાં સહી કરી તેની મને એનાપર ઝાઝી દાઝ નથી, પણ તે દહાડે મને એણેજ સાક્ષીમાં બોલાવેલો અને **માસ્ટર સાહેબ** મને નકામા સતાવવા લાગ્યા, ત્યારે એણે મને મદદ કરવી જોઇતી હતી, તેને બદલે, મારી આડે આવ્યો. માટે એ તો એમજ 'આડે લાકડે આડો વહે'. તમે માનશો એ વિજ્ઞાપન પત્ર મોકલનારા અને ભાઇતથાને બરાબર કરવા પાછળ, આજ દિન સુધીમાં મને ત્રીસ હજારનો ખરચ થઈ ચુક્યો છે! છતાં લોકો એમ કહે છે કે હું શેઠીઓ થઇને હાથનો બહુ ચીસો છું. તમેજ ક્યાં નથી જાણતા કે આજદિન સુધીમાં ભીખારીલાલને ખાતે કેટલા હજાર રૂપીઆ ઉપડી ચુક્યા છે."

"સાહેબ, એ તો હાઇ કોરટનું કામ તે 'પૈસો હાલ અને પૈસો ચાલ'. વારૂ

ભીખારીલાલ મારો મિત્ર છે તે આપના હકમાં દુવા કરશે"—વિહારીલાલે કંઇક ગભરાઇને જવાબ આપ્યો.

"એટલો બધો ખરચ થયો તેથી હું કંઈ ડરી જતો નથી! હજી એથી ચાર ગણો ભલેની ખરચ થાય, પણ એ ભાઈતથાની તો મારે ખોડ ભુલાવવી છે! વળી હું ભીખારીલાલને મદદ કરીનેજ બેસી રહ્યો નથી. પણ જ્યારથી મને થોડા વખતપર એવી બાતમી મળી કે એ ભાઈતથા પાસે ચંદ્રબિંબ મીલના શેરો સૌથી વધારે સંખ્યામાં છે, ત્યારથી એ મીલના ભાવો ગગડાવી દેવાને મેં એવું તો આબાદ ચોકઠું માંડ્યું છે કે, તમે જુઓ તો ખરા, ભાઈતથા બાપલા વગરનો થઈ જાય છે કે નહિ!"

"સાહેબ, ચંદ્રબિંબ મીલના શેરોની હાલ તો બજારમાં તેજી બોલાય છે"—વિહારીલાલે પુછ્યું.

"એમ કરવામાં મારૂં એક બીજું છટકું છે. ભાઈતથા પાસે ચંદ્રબિંબના પુષ્કળ શેરો છે ખરા, પણ એને એટલોજ ગોદો લાગે તેથી મને સંતોષ વળતો નથી! માટે એને હજી વધારે ખાડામાં ઉતારવાને, શેરના અને બીજા દલાલોને મેં આડું અવળું સમજાવી એવા તો ભુલાવામાં રાખ્યા છે, કે કાલે એના શું ભાવો બજારમાં બોલાશે તે કોઈ કળી શકતું નથી! તેથી એ મીલના શેરોનો ધુમ સટ્ટો થાય છે."

"તેમાં ભાઈતથાને શું લાગે વળગે છે?"

"એની પાસે હાલ ફાજલ નાણું બહુ છે, ને તે મીલોના શેરો ગીરો રાખવામાં એ રોકવા લાગ્યો છે. તેમાં પણ એ ફસાઈ પડશે! મારે ત્યાં કોઈ ગીરો મુકવા આવે છે તો હું તો એમ જ કહું છું, કે તમે ભાઈતથા પાસે જાઓ. એ મીલનો પોશીંદો તો એ જ છે, પણ જ્યારે શેરોના ભાવ એકદમ ગગડશે ત્યારે જોઈ લ્યો મઝા! ગાંઠના શેરોના રૂપીઆ તો જાણે જશે જ, પણ ગીરોના શેરોની પણ એક પાઈ એને હાથ આવશે નહિ!"

"એમ થશે તો સાહેબ"—વિહારીલાલે રાજી થતાં કહ્યું—"ભીખારીલાલના બાપનું વહીઆતો પરનું મ્હોટું લ્હેણું ડુબાડવાને એણે જે જે કીધું છે, તેનો ખરો બદલો પરમેશ્વરે આપ્યો ગણાશે."

"અરે, તમે જુઓ તો ખરા"—ધનપાલશેઠ રાજી થતો બોલ્યો— "મહીના બે મહીનામાં એ ચંદ્રબિંબ તો એને ચંદ્રબિંબ જ દેખાડશે; પણ હજી ભાવને ટકાવી રાખ્યો છે, તેનું કારણ કે જેટલા વધારે શેરો એના ગળામાં ઓરવાય તેટલું વધારે સારૂ. હા પણ, એ ચન્દ્રબિંબમાં અને ભાઈતથાની લ્હાયમાં,

પાપડીમાં એળની પેઠે, મમતારામ પણ બફાઈ જશે! તમારો એ મિત્ર તો નથી કે; નહિ તો—બાકી એની ઓળખાણ તો તમે મને કરાવી હતી."

"સાહેબ, મારે ને એને કંઈ સ્નાન સુતક નથી. પણ સાહેબ, તમને એના-પર પણ કંઈ દાઝ છે કે?"

"એનાપર મને રોષ રાખવાનું તો કંઈ કારણ નથી. પણ એ પોતાની મેળે ફસાય છે તો એને ચેતાવીને તારી લેવાની હું કંઈ જરૂર જોતો નથી. નથુશેઠને જ્યારે અમે પહેલા પચાસ હજાર રૂપીઆ ધીર્યા, ત્યારે મને પાંચ ટકાનું ખાસું કમીશન મળત, ને એના બાપનું એમાં કંઈ જાત પણ નહિ, પણ એણે નકામી રકઝક કરી તેથી મને નહિ જેવો વટાવ મળ્યો. માટે ભલેની, ચન્દ્રબિંબમાં એનું પણ ચન્દ્રબિંબ થાય. અમને મુંબઈના શેઠીઆને પૈસાની એટલી ખુમારી છે કે અમારી આડે આવનારને અમે કોઈ કાળે વિસરતા નથી! ને એક જન્મારાનું વેર બીજે જન્મારે પણ લઈએ એવા સબધા છઈએ! નથુશેઠને મેં કેવળ વ્યાજ અને વટાવ સારૂ રૂપીઆ ધીર્યાં હતા એમ તમારે સમજવું નહિ. પણ એનો બાપ બે ત્રણવાર કમીસેરીએટના કોનટ્રેક્ટોમાં મારી આડે આવ્યો હતો, માટે નથુશેઠની ચોટલી મારા હાથમાં રાખવાની એ પણ કંઈક મતલબ ખરી!"

"મમતારામ તો ઝવેરાતની દલાલી કરે છે"—વિહારીલાલે પુછ્યું—"તે શેરોના લફરામાં ક્યાંથી પડ્યો?"

"અરે, એ તો હમણાં છપ્પન બંદરનો વેપારી બની ગયો છે. નથુશેઠ તો એને દુઝતી ગાય છે. એક બે કામોમાં એને જબરો તડાકો પડ્યો છે, એટલે બ્રાહ્મણભાઈની પેઠે આંખ મીચીને એ તો ચન્દ્રબિંબના શેરો પાછળ લાગ્યો છે! એની પાસે છુટ રહી તેથી જાતજાતની બાકરબંધી સુજે છે. ચન્દ્રબિંબના શેરો લેવાને એને કોણે સમજાવ્યો તે તો મને ખબર નથી. પણ મને બાતમી મળ્યા પ્રમાણે, ભાઈતથાની પેઠે એના ગળામાં ઠીક શેરો જોતરાયા છે. વળી શેરો ગીરો રાખી પૈસા પણ એ ધીરે છે. એટલે સુધી, કે જો મારા ધારવા પ્રમાણે ભાવ ગગડ્યા, તો એ ઓછામાં ઓછા પચાસ હજારના ખાડામાં આવી પડશે. એ તો ભાઈતથાની જોડે એનો પણ બારકુટો થઈ જશે!"

એવામાં ત્યાં મદનપાલશેઠ અને અનંગપાલશેઠ મહોટેથી વાત કરતા આવ્યા. માણસ ચાકરો 'શેઠ આવ્યા' 'શેઠ આવ્યા' એમ કહી દોડધામ કરવા લાગ્યા. ધનપાલશેઠ મદનપાલશેઠનું નામ સાંભળી સામો લેવા દોડ્યો. બહુ માન આપી શેઠને દીવાનખાનામાં તેડી લાવી, મોખરાની જગ્યાએ બેસાડી, હમાલને હુક્કા ભરી લાવવાની વરદી આપી. વિહારીલાલ પોતાના ટેબલ પાસે જઈ ધનપાલશેઠની

વરદી પ્રમાણે અંગ્રેજીમાં કાગળ લખવા બેસી ગયો. પણ મદનપાલશેઠની વાતમાં એને એટલો રસ લાગ્યો કે કાગળો લખવાનું કામ એને હાથે પુરૂં ચાલી શક્યું નહિ. શેઠે ખુરશીપર નીરાંતે બેસી ધનપાલશેઠની ખેર આફીએત પુછી ને બજારમાં શું રૂખ ચાલે છે તે જાણવાની ઇચ્છા દેખાડી.

"તમને સાહેબ કહેવા જેવી કંઈ રૂખ નથી"—ધનપાલશેઠે જવાબ આપ્યો.

"ત્યારે હું તમને એક જાણવા જેવી વાત કહું? આપણે તે દહાડે નક્કી કીધું હતું કે ભાઈતથાને આપણે જ્યાં ત્યાં પાધરા અને આડા, આસમાની અને નારકિક કટો (અપમાન) આપવા. તે કામમાં ઈશ્વરેચ્છાથી હું ફત્તેહમંદ નીવડ્યો છું!"

"ચલો બહુ સારૂ થયું"—ધનપાલશેઠે કહ્યું—"એ પણ ઠીક થઈ ગયું, બાકી હું તો એ વાત ભૂલી ગયો હતો."

"તમે ભૂલો, પણ હું કેમ ભૂલું! તમારૂં એણે અપમાન કીધું તેથી મને એનાપર પુરો દ્વેષ હતો"—મદનપાલશેઠ રોપ મારતો બોલ્યો.

"એનો એકડો સદંતર કહાડી નાંખવાનો તમારો વિચાર હતો. પણ મેં તો કંઇ અક્કલ દોડાવીને કામ કીધું. મને એમ વિચાર આવ્યો કે એમ કરવાથી ઝાઝું વેર વળશે નહિ. માટે એ જ્યાં જ્યાં શેઠીઆ પારટી—નાચ પારટીમાં કે પાટે બેસવા આવતો, ત્યાં હું અને આપણી સમાન પદવીના મિત્રો, શીખવી રાખ્યા પ્રમાણે, એની સલામ લેતા નહિ. શેકહેન્ડ કરવાને હાથ ધરતો તો શેકહેન્ડ કરતા નહિ. એની પાસે બેસવું પડે તો આડી નજર કરીને બેસતા. એ કંઈ પુછતો કરતો તો તેનો જવાબ આપતા નહિ; જાણે કે એનું બોલવું કોઇ સાંભળતુંજ નથી! આ અનંગપાલશેઠ તો એની તરફ જ્યારે ત્યારે ગાંડ કરીને બેસતો હતો. એક દહાડો તો એ અને આ શેઠ એવી રસાકસીપર આવી પડ્યા, કે હું નહિ હોત તો જરૂર મારામારી થતે."

"હં, એમ કે, પણ તમે સાહેબોએ તો કોઇએ મારી આગળ એ વાત કાઢીજ નહિ"—ધનપાલશેઠ બોલ્યો.

અત્યાર સુધી અનંગપાલશેઠ જે બહુ બેપરવાઇથી ખુરશીપર લાંબો થઇ પડ્યો પડ્યો હુક્કાના દમ લેતો હતો તે ટટાર થયો, ને મદનપાલશેઠની વાત ધ્યાન દઇને હસીને સાંભળવા લાગ્યો.

"ભાઇતથા જાણતો હતો"—મદનપાલશેઠે કહ્યું—"કે અનંગપાલશેઠ એને જ્યારે ત્યારે ઓછું લગાડે છે, છતાં એણે એક દહાડો એવી ભુલ કરી કે અનંગપાલશેઠને એણે કંઈ પુછ્યું. આ શેઠે તરત પોતાની પુંઠ ફેરવી. તે વખતે હું એની પાસે બેઠો હતો. મને કહીને એણે ભાઈતથાને એમ સંભળાવ્યું, કે હવે હવે તો હંસના ટોળામાં કાગડાઓ બહુ વધી ગયા છે, તેનો કંઇ ઇલાજ થાય તો બહુ

સારૂ. તે ઉપરથી ભાઇતથાને રીસ ચહડી; રીસમાં અને રીસમાં પોતાની પાસે કોઇ બેઠો હતો, તેને કહીને એ અમને સંભળાવવા લાગ્યો, કે પાણીમાંથી દુધ જુદું કરવાની હંસની ચતુરાઈ જતી રહેલી જોઇને, કાગડા પાસથી ચતુરાઈ શીખવાને, કાગડાઓને હંસોએ બોલાવ્યા ને પોતાની સાથે વસાવવા લાગ્યા. પણ કાગડા ચતુર હતા. તેથી ચતુરાઇને બદલે ફક્ત કા–કા–કરવાનું હંસોને શીખવ્યું. ઉધમાતીઆ હંસો પોતાની બુદ્ધિ બગડેલી હોવાથી ખરી વાત સમજી શકતા નથી, તેથી જ્યાં ત્યાં કા, કા, કર્યા કરે છે." બુદ્ધિના બગડેલ, અને કા, કા, એ શબ્દો સાંભળીને—" મદનપાલશેઠે બહુ રસથી વાત શરૂ રાખી—"અનંગપાલશેઠનો પિત્તો ઉછળ્યો ને એણે તો તમારી ધાંધલીઆ સભામાં કીધું હતું તેમ, ભાઇતથાની જોડે મલ્લયુદ્ધ કરવાની તૈયારી કરવા માંડી. એક બે ચોપડી પણ કહાડી અને વાત જરૂર વધત. પણ મેં વિચાર કીધો કે, જો કે ભાઇતથાને અનંગપાલશેઠ હલકો કરે તેમાં કંઇ ખોટું નથી, તોપણ એમ થશે તો ભાઇતથા શેઠીઆ પારટીમાં આવવા કરવાનું માંડી વાળશે; અને પછી એને ખીજવવાનો અને સતાવવાનો લાગ આપણા હાથમાંથી સાવ જતો રહેશે!

"મારા વિચાર પ્રમાણે મદનપાલશેઠની એ ભુલ હતી"—અનંગપાલશેઠ બોલ્યો—"કેમ ધનપાલશેઠ તમે શું ધારો છો, બાકી હું તો એનો ડોફલા ઓચ્છવ કરવાની તૈયારીમાંજ હતો!"

"અરે"—મદનપાલશેઠે હસીને કહ્યું—"તે દહાડે અનંગપાલશેઠને ત્યાંથી ધસડી જતાં મારો તો પરસેવો ઉતર્યો. એને તો શીલાની પેઠે પોતાનો પગ રોપ્યો તે ખસેડેજ નહિ! માણમાણ એને તે દહાડે મારૂં કહ્યું માન્યું; નહિ તો"—

"નહિ તો શું"—અનંગપાલશેઠ વાતનું સંભારણું થતાં શર છુટયું હોય એમ ડોળા ફેરવી બોલ્યો—"ભાઇતથાને હું એવો કેસરી પાક જમાડત કે ફરીથી હાઇ કોરટના દાદરા ચહડવા એ ભુલી જાત!"

"સાહેબ, તમારી રીત કંઇક ઉછાછળી છે ખરી"—પણ પોતાથી વધતું બોલાઇ ગયું છે એમ જાણી અનંગપાલશેઠને રાજી રાખવા ધનપાલશેઠ બોલ્યો—"તોપણ તમારી એક મગની બે ફાડની રીત કોઇ કોઇવાર રામબાણ જેવી આબાદ લાગુ પડી જાય છે, ને તે સારૂ હું તમારો કંઇ જેવો તેવો આભારી નથી!"

"રંગ છે ધનપાલશેઠ, તમને શાબાશ છે"—અનંગપાલશેઠે હરખાઇને કહ્યું—"મારી ખાતરીજ હતી કે તમે મારો વિચાર કબુલ રાખશો. પણ તમે મારા આભારી હો તો, મારે ને આ શેઠને એક બાબતનો જબરો વાંધો પડ્યો છે, તેનો ફડચો હું કહું તેમ કરી આપો."

"નહિ એમ નહિ"—અનંગપાલશેઠને વારતો હોય એમ મદનપાલશેઠ બોલ્યો—"તમને જે વાજબી લાગે તેવો ફેંસલો કરજો. મારો પક્ષ કે એનો પક્ષ તાણતા નહિ. પણ બે આંખ સરખી રાખીને"—

"હો હો એવું તે શું છે" —ધનપાલશેઠ જાણે રસાકસીની વાત સાંભળતો હોય એમ બોલ્યો—"કે કથાનું મંડાણ થતાં પહેલાંજ તમે આટલી આટલી ચડસા ચડસીપર આવી ગયા છો!"

મદનપાલશેઠ પોતે બોલવા જતો હતો, પણ અનંગપાલશેઠે તેને વાર્યો કે એ વાતની પહેલ એનાથી નીકળી છે માટે એને બોલવાનો હક છે. એટલે રીતસરની વાત સાંભળી મદનપાલશેઠે અનંગપાલને બોલવા દીધું.

"જુઓની, આપણી ઉજાણી મંડળીનો ત્રિમાસિક રીપોર્ટ બહાર પાડવો, એવો આ સાહેબનો મત છે. જો કે ત્રિમાસિક રીપોર્ટ તો કોઈ સભાનો મેં સાંભળ્યો નથી, તોપણ મને તેની સામે કંઈ વાંધો નથી. મદનપાલશેઠની ધ્યાનમાં એમ આવે તો ભલેની ત્રિમાસિક કે રોજરોજનો રીપોર્ટ કહાડે! પણ મારૂં એ શેઠને કહેવાનું એટલું જ છે, કે એ રીપોર્ટમાં આપણે દરેક ઉજાણીમાં શું શું જમ્યા ને ખાવાની કેવી મઝા પડી, તે લંબાણથી લખવું જરૂરનું છે. તેથી મારો ઉપકાર માનવો તો રહ્યો, કે દરેક ઉજાણીમાં આપણે શું શું ખાધું છે તે મને યાદ રહ્યું છે તો લખવાને કામ આવે છે, તેને બદલે, આ શેઠ બસ આડા થઈને બેઠા છે કે નહિ, એવું એવું તે વળી રીપોર્ટમાં હોય?" વાતમાં શું એ મ્હોટી વીસાત હોય એવી રીતે અનંગપાલશેઠને બોલતાં સાંભળી ધનપાલશેઠને હસવું આવ્યું. હજી અનંગપાલને વધારે ખીજાવતા એ બોલ્યો—

"તમો સાહેબો વચ્ચે કંઈ જેવી તેવી વાતનો વાંધો નથી."

"હું એમ કહું છું કે"—અનંગપાલશેઠ બોલ્યો—"ખાવાનું શું શું હતું ને કેવી મઝા પડી, તે નહિ લખીએ તો રીપોર્ટ લુખ્ખો લાગશે. વારૂ બીજા કેમ જાણે કે આપણે આવી આવી ઉજાણી કરીએ છઇએ, પણ આ શેઠ એકના બે થતા નથી!"

"એવું એવું તે વારૂ, ધનપાલશેઠ, કંઈ રીપોર્ટમાં લખાય"—મદનપાલશેઠે પુછ્યું—"તમે સાચું કહો, તમે બહુ રીપોર્ટો વાંચ્યા છે, પણ કોઈ દહાડો આવું લખાણ થાય એમ તમારી જાણમાં છે?"

"તમે તમારી કંપનીઓના રીપોર્ટમાં ડીવીડન્ડની વાત લખો છો કે નહિ"—અનંગપાલશેઠે કહ્યું—"તો બસ, આપણી ઉજાણી મંડળીમાં સારૂં સારૂં ખાવા સિવાયનો બીજો શું ડીવીડન્ડ છે તે મને કહો?"

"અરે, આ શેઠનો વિચાર તો"—મદનપાલશેઠે કહ્યું—"પોતે અજ્ઞદેવની એક લાવણી શીખ્યા છે તે પણ રીપોર્ટમાં નાંખવાનો છે! પણ એવા નાદાન-વેડા તે કેમ ચાલે?"

"ધનપાલશેઠ, તમે મારી લાવણી સાંભળો, પછી તોલ કરજો." એમ કહી જાડો ઘાંટો પાડી અનંગપાલશેઠ અજ્ઞદેવની લાવણી ગાવા લાગ્યો. માણુમાણુ ધનપાલશેઠે અને વિહારીલાલે પોતાનું હસવું દાબી રાખ્યું. મદનપાલશેઠને તો એ લાવણી રીપોર્ટમાં આવે તો કેવું નીચું જોવા જેવું થઈ પડે, એવા વિચારની લ્હાયમાં તેમાં હસવા જેવું કશું દેખાયું નહિ.

ધનપાલશેઠ વિચારમાં પડ્યો કે બંને શેઠીઆઓને કેમ સમજાવવા. હા કે ના કહેવા જતાં કોઇને ખોટું લાગે એમ હતું. કારણ કે નજીવી બાબતસર બંનેએ મમત બાંધ્યો હતો. પોતે સટકી જવાને બહુએ કીધું. પણ બંને જણા એનો મત માગવાને આગ્રહ કરવા લાગ્યા, તેથી બંનેને વારતાં ને બંનેને ધીરા પાડતાં એણે કહ્યું—

"અનંગપાલશેઠ, તમે ખોટું લગાડતા નહિ, પણ રીપોર્ટમાં આ લાવણી તો નહિ જ જોઇએ; ને મદનપાલશેઠ, તમે પણ ખોટું લગાડતા નહિ, પણ જ્યારે તમારો વિચાર ત્રિમાસિક રીપોર્ટ કરવાનો થાય છે, તો અનંગપાલશેઠને રાજી રાખવાને, ભલે એ કહે છે તે હેવાલ આપો. મદનપાલશેઠને બહુ નાખુશ થતો જોઇને એ બોલ્યો—"પણ તમે વર્ષ આખેરીએ રીપોર્ટ આપવાનું ધારો તો તેમાં એ બાબતની જરૂર નથી."

"ત્રિમાસિક વાર્ષિક"—મદનપાલશેઠે કહ્યું—"પણ રીપોર્ટ તે રીપોર્ટ, તેમાં આવી બાબત આવેલી મેં તો કોઈ કાળે જાણી નથી!"

"મેં તો કોઈ પણ કંપનીનો ત્રિમાસિક રીપોર્ટ જ સાંભળ્યો નથી"—અનંગ-પાલશેઠે કહ્યું.

"પણ આપણી ઉજાણી મંડળીનો ત્રિમાસિક રીપોર્ટ કહાડવાની હું એટલા-પરથી હઠ લઉં છું, કે મારી ધુમાડા મંડળીને લોકની નજરપર લાવવાને બીજો કોઇ રસ્તો નથી."

"ત્યારે તો સાહેબ"—ધનપાલશેઠે કહ્યું—"અનંગપાલશેઠ કહે છે તે બાબત થોડી ઘણી લખવી. પણ પેલી લાવણી તો નહિજ."

"પણ એ લાવણીની તો એ પહેલેથી જ ના કહેતા હતા. એમાં તમે ફડચો શું કીધો?" મદનપાલશેઠ કંઇક ચ્હીડાઇને બોલ્યો.

"હા, હું ના કહેતો હતો એ વાત ખરી"—અનંગપાલશેઠે જવાબ આપ્યો—

"પણ દરેક ઉજાણીનું ખાવાનું લખો તોજ, નહિ તો નહિ; એ પણ ખરૂં કેની? કંઇ એકલી તો ના નોહોતો કહેતો."

"એ બધું ખરૂં"—મદનપાલશેઠે નાખુશ થઇને કહ્યું—"તેમ છતાં પણ વાત તો તમારી જ રહી કેની? મારે શું, જ્યારે ધનપાલશેઠ અનંગપાલશેઠનો પક્ષ કરે છે, તો હવે એવી બાબત નાંખ્યા સિવાય છુટકો નથી. પણ એમાં આપણી નાદાની જણાશે એ મારૂં કહેવું યાદ રાખજો."

"મારા સાહેબ"—અનંગપાલશેઠે કહ્યું—"આપને નાદાની લાગે છે, પણ ખરે ખરી તો તેમાં નાદાનીને બદલે ઓર આપણી હોંશીઆરી જણાશે! એવો મારો એકલાનો નહિ પણ આ ધનપાલશેઠનો પણ મત છે"—ધનપાલશેઠ તરફ ફરીને અનંગપાલ વળી બોલ્યો—"હું પણ તમારો આભારી છું. બાકી મને તો એમ ધાસ્તી હતી કે કેશવલાલની પેઠે તમે પણ આ કામમાંથી સટકી જશો ને પાધરો જવાબ નહિ આપો."

"એમાં શું"—મદનપાલશેઠ કેશવલાલનું ઉપરાણું તાણતા બોલ્યો—"આપણી ઉજાણી મંડળીમાં એ કંઇ મૅંબર નથી. તેથી એણે મત આપવાની ના પાડી તે વાજબીજ હતું. પણ એ કેશવલાલ હમણાં હમણાં મને બહુ નાખુશ કરીને, કોણ જાણે ક્યાં જતો રહ્યો છે!"

"હેં! તમે શું કહો છો"—બંને શેઠીઆ સાથે બોલી ઉઠયા—"કેશવલાલ મુંબઇમાં નથી?"

"વિહારીલાલ જે અત્યાર સુધી ત્રણે શેઠીઆઓની રસાકસી ભરેલી વાત સાંભળવામાં પોતાનું કાગળો લખવાનું કામ માણમાણ કરતો હતો, તેને પણ કેશવલાલની વાતમાં એટલો રસ લાગ્યો, કે તેના હાથમાંથી પેન સહસા પડી ગઇ, ને હવે તે પણ એક ધ્યાને મદનપાલશેઠ શું કહે છે તે સાંભળવા લાગ્યો.



## પ્રકરણ ૭૨ મું
## કેશવલાલ ક્યાં?

ગોકુલ ઢુંઢી, બ્રંદાબન ઢુંઢી, ઢુંઢ ફીરી મેં ગલીઆં ગલીઆં. (જુની કવિતા.)

મદનપાલશેઠે કેશવલાલ તરફ નાખુશી દેખાડતાં, તોપણ પોતાની રીત પ્રમાણે લંબાણથી વાત કહેવી શરૂ રાખી—"મારે કહેવું જોઇએ કે કેશવલાલની અત્યાર સુધીની કામકાજ કરવાની રીતથી મને પુરેપુરો સંતોષ મળ્યો હતો. તમે જાણો છો કે મારી ધુમાડા મંડળીનું બંધારણ એક વિદ્વત્તાભરેલા વિષયને અવલંબીને છે.

સાધારણ લોકોમાં એવી વિદ્વત્તાની દુર્ભાગ્યે ખામી હોવાથી, એ મંડળીના ઉત્તમ ઉદ્દેશો લોકોના દીલમાં બરોબર ઠસે તે સારૂ, તેના રીપોર્ટો ઘડવાનું કામ અને પત્રકોના આંકડાઓ પરથી લાગુ પડતા નિયમો સોધવા કરવાનું કામ ઘણું અટપટું છે; ને ઠેકાણે ઠેકાણે કળા અને હોંશીઆરી વાપરવાની જરૂર છે. તેમ છતાં કેશવલાલ મને પુરેપુરો સંતોષ આપતો હતો. મારાં બીજાં બધાં કામોમાં પણ ઘણી ઘણી રીતે જમણા હાથની પેઠે એ મને ઉપયોગી થઇ પડ્યો હતો. હું તો મારા મનમાં ધનપાલશેઠ અને અનંગપાલશેઠનો આભાર માનતો હતો, કે ભલામણ કરેલા કેસોમાં જેમ ઉલટું બને છે, તેને બદલે, આ કામમાં તો તેઓની ભલામણ ખરેખરી હતી; એમ કેશવલાલપર મારો વિશ્વાસ અને પ્રીતિ વધતીજ હતી. પણ હવે મને લાગે છે કે બહુ ભણીને, અને અત્યાર સુધીમાં જાતજાતના માણસોના સંસર્ગમાં નહિ આવવાથી, એ કંઇ વાએલ કે ચકરમ છે ખરો."

"હા પણ એણે કીધું શું તે તો કહો"—બંને શેઠીઆઓએ અધીરાઇથી પુછ્યું.

"તમે સાંભળો તો ખરા, વાજતું ગાજતું બધું માંઝે આવશે"—મદનપાલશેઠે ઠંડે પેટે, પાસે પડેલા હુક્કાના દમ લેતાં કહ્યું—

"હમણાં થોડાકજ દહાડા ઉપર એક દહાડો સવારના એણે મને કહ્યું કે સાહેબ, આવતી કાલથી કેટલાંક કારણને લીધે મારાથી નોકરી પર નહિ અવાય. હું તો વિચારમાંજ પડી ગયો કે કેશવલાલ આ બોલે છે શું? મેં ફરી પુછ્યું ને જણાવ્યું કે બે ત્રણ દિવસ નહિ આવો તો હું ચલાવી લઇશ. પણ એ તો કહે કે એને ઓચીંતુ બહાર જવું પડશે. પણ કેટલા દિવસ ત્યાં એને થશે તે બીના એ પોતેજ જાણતોજ નથી. મેં પુછ્યું કે ક્યાં જવાના છો, અને એકલા જવાના છો કે સાથે કોઇ બીજું આવવાનું છે, ત્યારે એણે જવાબ આપ્યો કે મારી બૈરીને સાથે લઇ જવી પડશે. પણ ક્યાં જવાનો છે તે વાત એનાથી કહી શકાય તેમ નથી. હવે તમેજ વિચાર કરો"—મદનપાલશેઠ પોતાના બે હાથ હલાવતાં બોલ્યો—"કે જ્યારે કેશવલાલ આ પ્રમાણે ઢંગ ધડા વગરનું બોલે ત્યારે કોને તાજુબી નહિ લાગે વારૂ? મને પણ લાગી. બૈરીને સાથે લઇ જાય છે, પણ ક્યાં જવું છે તે એ કહેતો નથી; ને કેટલા દહાડા રહેવું છે તે એ જાણતો નથી! મેં પહેલાં તો બહુ સમજાવ્યો, પછી નાખુશી પણ દેખાડી, ને છેવટે નોકરીથી બરતરફ કરવાનીએ ધમકી આપી, પણ એણે તો જવાની વાત છોડીજ નહિ. તે તો જાણે રહ્યું પણ મેં માગ્યો તે ખુલાસોએ નહિ આપ્યો! મેં પુછ્યું કે જેણે તેડાવ્યો છે તેનું નામ તમે જાણો છો ને તેણે શું તમને કાગળ કીધો કે તાર કીધો કે આમ એકદમ જવું થાય છે. તો મને કહે કે હું તેનું નામ જાણું છું, પણ મારી આગળ તેનું નામ લઈ

શકાય એમ નથી. કાગળ કે તાર કીધો નથી પણ કોઈ બીજીજ રીતે કહાવ્યું છે. હું સમજ્યો કે કોઇની મારફતે કહાવ્યું હશે. પણ તેની તો એણે ના કહી એટલે હું જરાક ચ્હીડાયો ને કહ્યું કે તમે કાગળની કે તાર આવ્યાની નાપાડો છો, કોઇની જોડે કહાવ્યું નથી એમ તો કબુલ કરો છો, ત્યારે શું કોઇએ તમને આકાશમાં રહ્યા રહ્યા તો કહ્યું નથી! આખરે એને માનવું પડયું કે ઘણાં કારણોને લીધે એનાથી મારી આગળ બરોબર ખુલાસો થઈ શકતો નથી. વળી એમ કરવાથી મારા તરફ જાણે એનો અવિશ્વાસ હોય એવો જે દેખાવ થતો હતો, તેને સારૂ એણે મારી આગળ માફ માગી. પણ વધારે ખુલાસો આપવાને પોતે અશક્ત છે એમ કહી, થોડું ઘણું કામ કરી એ ત્યાંથી ચાલ્યો ગયો, તે આજદિન સુધી આવ્યો નથી. મેં એને ઘેર તપાસ કરાવી તો પહેલે અને બીજે માળે તાળાં છે એવી ખબર મળી!"

તમે એને બરતરફ તો નથી કીધો"—અનંગપાલશેઠે પુછ્યું.

"માણસ ચક્રમ ખરો, પણ કોઈ નોકરી મળી હશે ત્યાં ગયો હશે, બીજું શું"—ધનપાલશેઠે તાપસી પુરી.

"તમે વિચાર કરો, હું એની આટલી આટલી કદર જાણતો હતો, તો મને એણે ખુલાસો કીધો હોત તો કેવું સારૂ લાગત? મને પણ એમજ લાગે છે કે બીજે ઠેકાણે કોઈ સારી નોકરી મળવાની હશે તેથી ત્યાં ગયો હશે. પણ હજી કંઈ વાત નક્કી નહિ હોય તેથી મારી આગળ ખુલાસો કીધો નહિ. પણ એમ ધારવામાં એક વાતની ખામી આવે છે. જો નોકરી નક્કી મળી છે તો મારી આગળ વાત કરવામાં કંઈ બાધ નહોતો, ને જો નથી મળી તો સાથે બૈરીને લઇને કેમ જાય?"

"ભાઇ, કેશવલાલ કંઈ ગાંડો તો નથી"—અનંગપાલશેઠ એનો બચાવ કરતાં બોલ્યો.

"પણ ત્યારે શું આ ગાંડાને માથે સીંગડા"—મદનપાલશેઠે કહ્યું.

"તમે કહો ના કહો, પણ મારી ધ્યાનમાં એ વાત આવતી નથી. એ તો બહુ ઠરેલ છે ને આમ એણે કોણ જાણે કેમ કીધું હશે! હા પણ રહો, મને એક વાત યાદ આવે છે. તમે કહો છો કે એની બૈરીને એ સાથે લઈ ગયો છે. તો એ ક્યાં ગયો છે ને શા સારૂ ગયો છે તે મારી બૈરી જાણતી હશેજ; કારણ કે બંને જીવજાન બહેનપણીઓ છે, એમ તમે સારી પેઠમ જાણતા હશો. પણ મદનપાલશેઠ, તમે એને નોકરીથી કહાડી તો નહિ મુકો કે?"

"મારા મનમાં બીજે દહાડે તો મેં એમજ નક્કી કીધું કે એ કેશવલાલ પાછો આવે તો બસ એને રાખવોજ નહિ! પણ મને એ એટલો તો સહાય-

કારક થઇ પડયો હતો, ને એના વગર મને પાછી એટલી અડચણ પડવાનો સંભવ છે, કે હવે મને વિચાર થાય છે કે એ જો થોડાક દહાડામાં પાછો આવશે તો હું ચલાવી લઇશ."

"શેઠ, તમે એવુંજ મ્હોટું દીલ રાખજો"—અનંગપાલશેઠે કહ્યું—"હું તમને બનશે તો આજે ને આજે બધો ખુલાસો મોકલાવીશ."

"એ ક્યારે પાછો આવવાનો છે તેનીજ મને ખબર મળે તો બહુ થયું"—મદનપાલશેઠે કહ્યું—"નહિ તો વળી મને દહાડો અને રાત મારી અનેક અનેક મંડળીઓના કામમાં જોતરાવવું પડશે. આ તો એ બહુ સફાઇથી ને સારી રીતે કામ કરતો, તો સવાર સાંઝ, વખત બે વખત, મારાથી હમણાં હમણાં જ્યાં ત્યાં જવાય અવાય છે. બાકી જુઓની, આગળ હું કયાં નીકળતો હતો ?"

"હા સાહેબ"—ધનપાલશેઠે કહ્યું—"તમે આજે આ વખતે આવ્યા તે મને પણ તાજુબી તો લાગી કે કોઈ દહાડો નહિ ને આજે તે તમને કેમ ફુરસદ મળી."

"હું તમને એની હોશીઆરીની શું વાત કહું. જવા પહેલાં આજથી પંદર દિવસ સુધીનું ઘણું ખરૂં કામ એ તૈયાર રાખી ગયો છે. પણ હવે મને બહુ મોડું થાય છે માટે હું રજા લઉં છું. અનંગપાલશેઠ, તમે અહીંજ બેસશો કે હવે ઘેર જશો"—એમ કહી મદનપાલશેઠ જવાની તૈયારી કરવા લાગ્યો.

"નારે સાહેબ, બારણે નવ વાગ્યા"—અનંગપાલ બોલ્યો—"તે અહીં બેસી રહેવું કેમ પાલવે? હું તો કોઈ દહાડો લાખે લાખનું હાંસલ હોય તોપણ નવ વાગે તો ઘેરજ રહું છું. કારણ કે શાક બાક મારા વગર કોણ સુધારે? પણ આજે તો ત્રિમાસિક રીપોર્ટમાં આપણે જે સારૂં સારૂં ખાધું તે લખવાનો નિર્ણય કરવાનો હતો તેથીજ આવ્યો; ને ચલો જે થયું તે સારૂં થયું કે ધનપાલશેઠે મારો બોલ રાખ્યો. એમ કહી અનંગપાલશેઠ પણ મદનપાલશેઠની સાથે જવાને ઉઠીને ઉભો થયો."

અનંગપાલને જ્યારે ને ત્યારે ખાવાની અને શાકની વાતો કરતાં સાંભળી મદનપાલશેઠ નાખુશ થતો. તેમાં આજે ધનપાશેઠે એની વિરૂદ્ધ મત આપ્યાથી એ વધારે ચ્હીડાયો. પોતાનું મ્હોં કડવું કરતાં અને ધનપાલશેઠ જોડે શેકહેન્ડ કરતાં એ મરોડમાં બોલ્યો—

"સારૂં થયું કે તમે આજે અનંગપાલશેઠની તરફમાં ઉતર્યા, નહિ તો આજે એને ખાવું જ ભાવત નહિ !"

"શેઠ"—અનંગપાલશેઠે કહ્યું—"ધનપાલશેઠ કોઈ દહાડો તો મારી તરફમાં ઉતરે કેની; તમારો તો પક્ષ જાણે એ રોજ ખેંચે છે. પણ હવે કહો, તમે રીપોર્ટ ક્યારે તૈયાર કરશો. તમે મને એક વાર બતાવજો હાં! નહિ તો મારી ખાતરી છે

કે તમે કાપકુપ કરશો, ને ખાવાનું બરોબર વર્ણન નહિ કરો. મને એક દોહરો યાદ આવે છે તે એમાં નાંખો તો કેવો ફક્કડ લાગશે!"

તુરિયું કહે હું વાંકુંચુકું, મારા ઉપર સળી;
મારા ખાવામાં સ્વાદ કરે તો, લે લીંબુ ને મરી.

મદનપાલશેઠને એટલો કંટાળો છુટ્યો કે અનંગપાલશેઠને પડતો મુકી પોતે એકદમ નીચે ચાલ્યો ગયો. તેની પાછળ થોડું રહીને અનંગપાલશેઠ અજાદેવની લાવણી ગાતો ગાતો દાદરો ઉતરવા લાગ્યો.

માણુ માણુ વિહારીલાલે પોતાનું હસવું દાબી રાખ્યું.

તેઓના ગયા પછી ધનપાલશેઠે એની તરફ ફરીને કહ્યું—"કેમ તમને અનંગપાલશેઠની રીતભાતપર હસવું આવે છે? અમારા મુંબઈના શેઠીઆની રીતભાત તમે જોઈ કેની? પણ મદનપાલશેઠ અને અનંગપાલશેઠ એ બેમાં મને તો અનંગપાલશેઠની રીત પસંદ પડે છે કે 'એક મગની બે ફાડ.'"

"હા સાહેબ, એ ખરૂં"—વિહારીલાલ બોલ્યો—"એની એવી રીત હતી તો તમે તે દહાડે તોફાની સભામાં ફાવી ગયા!"

"તેથી જ કરીને"—ધનપાલશેઠે કહ્યું—"મેં આજે એની તરફ મત આપ્યો. બાકી મદનપાલશેઠ તો પોતાના મનમાં મારાથી ખચીત નાખુશ થયલા હશે! પાંચ સાત દહાડે એની મીજાજ મારાપર ઠેકાણે આવશે. પણ અમે તો એવા થઈ રહ્યા ને એક બીજાને ઓળખીએ તેથી બાધ આવતો નથી. કોઈ અજાણ્યો તો થાપ ખાઈ જાય.

"હા સાહેબ, એતો શેઠીઆ રહ્યા—એટલે"—એમ બોલી વિહારીલાલ અચકી પડયો.

"એટલે—એમ બોલીને તમે કેમ અચકાઈ ગયા"—ધનપાલશેઠે કહ્યું.

"ના સાહેબ, કંઈ નહિ હું તો સહે જ બોલવા જતો હતો,"

"ત્યારે બોલો, તમે શું બોલતાં અટકી ગયા? મને કંઈ ખોટું નહિ લાગે. લોકો મને મુંબઈનો શેઠીઓ કહે છે. પણ મારા મનથી તો હું મારવાડીનો મારવાડી છું. તમે શું કહેવા જતા હતા."

"એ તો સાહેબ હું એમ કહેવા જતો હતો, કે શેઠીઆ એટલે વળે તો વાન નહિ તો પથ્થરપહાણ. મને તો એમ ધાસ્તી રહે છે કે મદનપાલશેઠ હવે કેશવલાલને ફરીથી નોકરીએ નહિ રાખે. બાકી એ નોકરી એને સુખની હતી ને એના અભ્યાસમાં ખલલ નહિ કરે એવી હતી.

"કેશવલાલ, તમારો મિત્ર થાય છે તો તમે તો જાણતા હશો કે એ ક્યાં ગયો છે."

"સાહેબ, હું તો મદનપાલશેઠની વાત સાંભળીને છક થઈ ગયો કે કેશવલાલે આવા ઠરેલ થઇને શું કીધું—એવું તે ક્યાં જવું હતું કે મદનપાલશેઠને ખુલાસો પણ ન આપ્યો!"

"ત્યારે શું તમે પણ કંઈ જાણતા નથી!"

"બીલકુલ નહિ. પણ હવે મને એવી ચટપટી થઈ રહી છે, કે હું હમણાં ને હમણાં નિર્મલદાસ અને સુખપાલકાકાને મળીશ ને બધી બાતમી લઇ આવીશ. પણ સાહેબ તમને સાંભરે છે, મદનપાલશેઠ એમ બોલ્યા હતા કે કેશવલાલને ઘેર બન્ને માળે તાળાં છે. કેશવલાલ અને સુખપાલકાકા બંને જણ તો કંઈ સાથે રાયજંગ જીતવાને નીકળી પડ્યા નથી! એમ કહી વિહારીલાલ લખવાના કાગળો જેમ તેમ ટેબલમાં મુકવા લાગ્યો ને દોડધામ કરતો ધનપાલશેઠની રજા લઈ જતો રહ્યો.

રાતના આઠ વાગે વિહારીલાલ જેમ તેમ વાળુ કરી ભીખારીલાલને ત્યાં ગયો. ભીખારીલાલની સામે ટેબલપર ચહડી બેસી એણે કહ્યું—"આજે મેં બહુ બહુ નવાઈની વાતો સારા દહાડામાં સાંભળ્યા કીધી છે. વાતનું બજેટ એટલું તો મ્હોટું થઈ ગયું છે કે ઓછામાં ઓછા બે ત્રણ કલાક થશે, ત્યારે બધી વાતનો નિરાંતે ખુલાસો થશે.'

ભીખારીલાલ ટેબલપર એક ડરાફ્ટ કરતો હતો તેણે કાગળને સમેટી દીધા ને ઠંડે પેટે કહ્યું—"ચાલો ત્યારે, તમારા બજેટનો કોથળો ખુલ્લો કરો, હું સાંભળવાને તૈયાર છું."

"પહેલું તો એ કે, તમે બોલો જોઇએ, આજે કેશવલાલ ક્યાં છે?"

"ક્યાં તે શું, વળી ઘેર હશે. રાતના એ કોઈવાર બહાર નીકળતો નથી. વળી તું ડોકું ધુણાવી ના ના કહ્યા કરે છે તો આજે કંઇ ગયો હશે, બીજું શું, એ તો 'લશ્કરકા ભેદ પાયા.'"

"તમે સો વર્ષ સુધી અટકળ કરશો તોપણ તમને પત્તો મળવાનો નથી. આજે મેં ધનપાલશેઠને ત્યાં સહેજ સાંભળ્યું કે કેશવલાલ મદનપાલશેઠની નોકરીની દરકાર નહિ કરીને, તેને નાખુશ કરીને, મુંબઈથી ચાલ્યો ગયો છે. ક્યાં ગયો છે તે તો કંઈ ખબર નથી. પણ ખુબીની વાત એ છે કે પોતાની સ્ત્રીને સાથે લઇ ગયો છે!"

"તેં વનમાળીદાસ કે ચંદ્રદાસને ત્યાં ખબર નહિ કહાડી હોય તેથી તને કંઈ પત્તો મળ્યો નથી."

"તમો સાંભળો તો ખરા, પછી કહેજો. વનમાળીદાસને ત્યાં મેં ખબર કહાડી

પણ કાંઇ પત્તો મળ્યો નહિ; જો કે મને વહેમ જાય છે કે વનમાલીદાસ કંઈ જાણતા હોય, હું તેથી નિર્મલદાસ પાસે ગયો. એને તો માલમ હતી કે કેશવલાલ ગયો છે ખરો. પણ કયાં ગયો છે તેનો ખુલાસો, કોણ જાણે શાએ કારણથી એણે આપ્યો નહિ. ત્યાંથી પાછા ફરતાં મેં દુલારામને જોયો. એ તો એવો રડવા જેવો ને ઉદાસ જણાતો હતો કે ન પુછો વાત! મને કહે કે એના શરીરે સારૂ નથી. પછી મેં જ્યારે કેશવલાલ માટે પુછયું ત્યારે મારા સામું થોડીવાર એ એક ટગરે જોઇજ રહ્યો, ને જવાબ આપ્યો કે નવલશા જાણે છે માટે એને પુછશો તો પત્તો લાગશે. પાછો વનમાલીદાસને ત્યાં નવલશાને મળવા ગયો તો, એ તો બહાર ગામ જવાની તૈયારી કરતો જણાયો. એ તો જાતજાતની ટ્રંકો અને જોડાની જોડો અને લુગડાંનાં બોચકાંઓ ગોઠવતો હતો! એને તો વાત કરવાનીએ ફુરસદ નહોતી! મેં પુછયું કે કયાં જાઓ છો તો કહે કે કંઇ કારણ સર બહારગામ જવું થાય છે. પણ ગામનું નામ તો આપ્યું નહિ. મને લાગ્યું કે એ પણ કેશવલાલનો ભાઈ જણાય છે, તેથી મેં કહ્યું કે કેશવલાલ જાય છે ત્યાં તો નથી જતા કે? તો કોણ જાણે મારા બોલવાથી એ એવો દંગ થઈ ગયો, કે પાંચ મીનીટ સુધી લુગડાં બાંધવા મુકી મારા સામું જોઇજ રહ્યો! પછી બોલ્યો કે તમે જાણતા હો તો પુછવાનું કંઇ કામ નથી, ને નહિ જાણતા હો તો પુછવું નકામું છે, કારણ કે મારાથી કંઇ કહી શકાય એમ નથી. મારી તો અજાએબીનો પાર રહ્યો નહિ કે એ બધા લોકોએ આજે માંડયું છે શું! વનમાલીદાસ, દુલારામ, નિર્મલદાસ ને નવલશા, કેશવલાલ કયાં ગયો છે તે જાણવા છતાં મને કેમ કહેતા નથી. હું શું કેશવલાલને કંઈ બાંધી મારવાનો હતો? નવલશાથી સહેજ રીતે બોલાઇ ગયું કે મમતારામ એની સાથે આવવાનો છે. મેં તો બીજું બહુએ જાણવાની વેતરણ કીધી, પણ એનાથી મમતારામનું નામ લેવાઈ ગયું તેથી એ પસ્તાવો કરતો જણાયો; એટલે વધારે ખબર મળવાની મેં આશા છોડી."

"ત્યારે શું તમે આજે આપીસમાં ગયા નથી?"

"નવલશાથી છુટો પડ્યો ત્યારે બાર વાગ્યા હતા. તેથી માણમાણ એક વાગે આપીસમાં પહોંચી શકાયું. પણ ત્યાં મારો જીવ લાગ્યો નહિ ને ચાર વાગે મમતારામને મળવા ગયો, કે જોઇએ ત્યાં કંઈ પત્તો લાગે છે. કોઈ દહાડે નહિ ને આજે ચાર વાગે મમતારા ઘેર હતો, ને ભાઇતથા તથા એ બેઠા બેઠા કંઈ મસલત કરતા હતા. પણ તે વાત પછી. મેં જ્યારે કેશવલાલને માટે પુછયું ત્યારે મારા સામું એ એવી રીતે જોઇ રહ્યો, કે મારી ખાતરી છે કે કેશવલાલ કયાં

ગયો છે તે એ જાણે છે. પણ જાણી જોઇને જે ન જવાબ આપે તેને શું કરવું? જાગતાને કેમ જગડાય. એ પોતે કંઇ બહાર ગામ જવાનો છે કે નહિ, તેનો પણ મને એણે જવાબ આપ્યો નહિ."

"મને તો લાગે છે કે"–ભીખારીલાલ બોલ્યો—"પેલા જર્મન ફીલસુફની પેઠે કેવળ પ્રજ્ઞાચક્ષુથી તેં એક ઉંટને વગર જોયે કારવે તારા મનમાં ખડું કરી દીધું છે. ને આટલું આટલું લાંબું પીંજન કર્યાં કરે છે. પણ ભલા આદમી, જરાક અક્કલ તો દોડાવવી હતી કે કેશવલાલની ખબર એને ઘેર મળે, કે બસ. જ્યાં મનમાં આવ્યું ત્યાં ભટકવાથી?"

"કેમ હમણુંાજ તમે કહેતા હતાની કે ચંદ્રદાસ કે વનમાલીદાસને ત્યાંથી પત્તો મળશે ને હવે ફેર મરડી કે?"

"હા પણ પહેલાં એને ઘેર તો ખબર કહાડવી હતી"—ભીખારીલાલ ડાહ્યો થતો બોલ્યો—"એની બૈરી સાથે ગયો છે ને ઘેર તાળું હોય એમ તારૂં કહેવું થતું હોય તો નીચે સુખપાલકાકા હતા કેની?"

તમે કહો છો તે અક્કલ તો મેં વાપરી હતી"—વિહારીલાલ મરોડમાં બોલ્યો–"મેં સુખપાલકાકાના બારણાના તાળાને નામ દઇને પુછ્યું કે કેશવલાલ ક્યાં ગયો છે તેની કંઇ તને ખબર છે. અમારા ભીખારીલાલે પુછાવ્યું છે. પણ તાળાએ કંઈ જવાબ આપ્યો નહિ તેથી મને નકામી મહેનત પડી. પણ તમે કહો તો તમારી પાસથી કંઇ ઉધાણી લઇ જઇને એ તાળાને પાછો પુછી આવું."

"ઠીક છે, ઠીક છે"—ભીખારીલાલે હસીને કહ્યું—"આજે તને લાગ આવ્યો જણાય છે તો તારે જોઇએ તેટલી મારી ઠેકડી કરી લે. પણ મને શું માલમ કે સુખપાલકાકા પણ બૈરી સાથે મુંબઇથી ગયા છે. તારે તું એમજ કહેની કે હમણાં શેહેરમાં જ્યાં ત્યાં બૈરી સાથે બહારગામ જવાનો વા વાયો દેખાય છે!"

"કેશવલાલ ગયો તેમાં કંઈ નવાઇ નથી. પણ મદનપાલશેઠની આવી સુખની ચાકરીની દરકાર કીધા વગર જતો રહ્યો, તેથી મને આશ્ચર્ય લાગે છે કે એવું તે શું કામ હશે?"

"વારૂ તેં કંઈ બીજે તપાસ કીધી?"

"હા, ધનપાલશેઠને ત્યાં આજે અનંગપાલશેઠ આવ્યો હતો. એ કહેતો હતો કે ગુલાબવહુ ને એની સ્ત્રી બહેનપણી થાય છે તેથી એને તરત ખબર મળશે. પણ અનંગપાલશેઠે કહ્યું કે એની સ્ત્રી તો કંઈ જાણતી નથી. ગુલાબવહુ કંઈ કહીને ન ગઈ તેથી એ બહુ દલગીર છે. ખરેખર મહામતિ એક ટેબલ પાસે બેઠી બેઠી લખતી હતી. પણ એના મ્હોંનો ચહેરો ઉતરી ગયો હતો!"

"જો ભાઇ"—ભીખારીલાલ બોલ્યો—"જાણીતો કોયડો કોડીના મૂલનો છે. આજે તને કેશવલાલ માટે ઘણી નવાઇ લાગે છે. તારા કહેવાથી મને પણ થોડી ઘણી નવાઇ લાગે છે ખરી, પણ જ્યારે કેશવલાલ આવીને બધો ખુલાસો કરશે ત્યારે તને જ હસવું આવશે, કે આમ ખુણે ખોચરે વિચારો દોડાવવાનું કંઈ કામ નહોતું. બોલ, તારા બજેટના કોથળામાં બીજા શું સમાચાર છે?"

"મમતારામ અને ભાઇતથા શું મસલત કરતા હતા તેની કંઇ તમે અટકળ કરી શકો છો"—વિહારીલાલે પૂછ્યું.

"ના, પણ જનસ્વભાવ પ્રમાણે એટલું તો કહી શકાય, કે બંને જણા કોઇને ખાડામાં નાંખવાની બાજી ગોઠવતા હશે."

"તમારી એ અટકળ પણ ખોટી છે જાઓ"—વિહારીલાલે કહ્યું—"તે દહાડે હાઈ કોરટમાં ભાઈતથાને નિમિત્તે ધનપાલશેઠને જે ખોટું લાગવા જેવું થયું, તેથી જો કે આપણે તો લાભ જ થયો, પણ ધનપાલશેઠને તો એવી હાડોહાડ લાગી ગઈ છે, કે ભાઈતથાને સજ્જડ ખાડામાં ઉતારવાને એક ચોગઠું આબાદ રચી રાખ્યું છે. તમને ખબર છે કે ભાઇતથાના ગળામાં **ચંદ્રબિંબ મીલના** પુષ્કળ શેરો જોતરાઈ ગયા છે, ને હજી પણ એ શેરોનો એ ધુમ સોદો કરે છે! હાલ તો બજારમાં એ શેરોની તેજી બોલે છે પણ થોડા દહાડામાં ધનપાલશેઠ આજે મને કહેતા હતા કે એના ભાવો એવા રામશરણે થઇ જશે, કે ચંદ્રબિંબનું ચંદ્રબિંબ ભાઇતથાને કપાળે ચોટ્યું જ જાણવું!

"હા પણ મમતારામ ને મુનીમજી શું મસલત કરતા હતા?"

"હું ત્યાં ગયો ત્યારે 'પીઠ સારી છે' ને 'હજીએ બજાર તેજી બોલશે,' એટલા શબ્દો મારે કાને પડયા, તેથી હું ધારૂં છું કે **ચંદ્રબિંબ મીલના** શેરોનો હજીએ વધારે સોદાઓ કરવાને તેઓ મસલત કરતા હશે. મમતારામને હમણાં હમણાં બહુ તાગડધિન્ના સુજે છે. એની પાસે પણ તે શેરો છે. વગર લેવેદેવે ભાઈતથાની જોડે ઓછામાં ઓછા પચાસ હજારના ખાડામાં એ ઉતરશે, એમ ધનપાલશેઠ કહેતા હતા. માટે તેઓ **ચંદ્રબિંબ મીલની** જ વાત કરતા હોવા જોઇએ.

"હોય, તેમે હોય"—ભીખારીલાલે કહ્યું—પણ ભાઈતથાએ મારી સામે એક બીજી બાજી માંડી છે તે તને ખબર છે કે! જો કે એમાં પણ એને થાપ ખાધી છે.

"તમે શું કંઈ આજે સાંભળ્યું! ને એ શું વાત છે?"

"મને તો ઘણા દહાડા થયા પાકે પાયે ખબર મળી હતી, પણ તું રંગરાવ પર ચ્હીડાઈ જાય ને ઓરનું દોર કરી મુકે, માટે હું જાણી જોઇને બોલ્યો નહિ.

"કેમ રંગરાવની શું મ્હોંકાણ છે"—વિહારીલાલ મ્હીડાઇને બોલ્યો—"એનો કેસ આપણે આટલી હોંશીઆરીથી લડીએ છઇએ ને! બાકી પુણાનો ફેસલો એની વિરૂદ્ધ છતાં હાઈ કોરટે મુંબઇની દીનકરરાવની એસ્ટેટોનો રીસીવર નેમ્યો, એ કંઈ જેવી તેવી વાત થઈ નથી.

"ત્યાર પછી આ લફરૂં જાગ્યું"—ભીખારીલાલે જવાબ આપ્યો.

"રીસીવર નેમાયા પછી એની કાકી ગભરાઈ ગઈ અને રંગરાવ જોડે પતાવત કરવાની વાત ઉંચકી. સારી રકમ મળતી જોઇને રંગરાવ અને એની માની દાનત બગડી. તેઓ તો પોતાનું તળિયું તાજું કરીને કાશી ભાગી જવાની તૈયારીમાં હતાં, કે પછી આપણે ને રંગરાવની કાકી જોઇએ તેમ અફળાઇ મરીએ. આપણા પર વેર વાળવાને ભાઇતથાએ રંગરાવની કાકીની વતી રંગરાવ સામે લડવા સારૂ, પૈસાની અને વકીલની જોગવાઇ કરવાનું બીડું ઝડપી લીધું!"

"મને પણ હમણાં હમણાં રંગરાવની રીત વિચિત્ર લાગતી હતી ખરી. હું તો એની દયા ખાતો હતો કે એ બીચારાને પૈસાની તાણ છે, તેથી એવો દેખાતો હશે. પણ આખરે એણે એની જાત જણાવી."

"એણે જોઇએ તેમ કીધું, પણ આખરે આપણે તો કંઈ નુકસાન થયું નથી ની? હવે અહલ્યાબાઇ ને ભાઇતથા એક થઇ ગયાં છે, તો સો ભવે એ કેસ માંડીવાળ થવાનો નથી! એ જ આપણને મ્હોટો લાભ."

"વસ્તુતઃ જે કામ આપણો હિતેસરી નહિ કરી શકત તે કામ ભાઇતથાએ કરી આપ્યું છે! રંગરાવ ફુટયો તેથી શું? પણ એવા હરામખોરને નશીઅત આપવી જોઇએ કે ફરીથી કોઈ એવી કૃતઘ્નતા કરતા ડરે"—વિહારીલાલે કહ્યું—"મેં એની દયા ખાઇને થોડા દિવસ ઉપર રૂપીઆ પચાસ આપ્યા હતા."

"આપણો જનમ કંઈ એવા એવા ધર્મના રક્ષણ કરવા માટે સરજેલો નથી. માટે આપણે તો મિત્રદ્વારા કે શત્રુદ્વારા જે જે લાભો મળે તેનો પરિપૂર્ણ ઉપયોગ કરી લેવો. રંગરાવને આપણે હવે પુરો ઓળખ્યો. પણ હજી આપણે એની જોડે બહુ કામ લેવાનું છે, માટે હાલ બગાડવી તો નહિ. એનું કામ ધમધોકાર આગળ ચલાવ્યા જવું, કારણ કે આપણું તેમાં હિત રહેલું છે."

"હા, હવે તો આપણે રંગરાવનો કેસ બેવડા જોમથી લડશું, કારણ કે એમાં પણ આપણે હવે મુનીમજીને હંફાવવાનું એક વધારે બારૂં ઉઘડયું છે. કહો ના કહો, પણ ભાઈતથાનો પુનેમનો ચાંદ હવે પરવારી રહેવા આવ્યો છે."

"એ તો ભાઈ દસી વીસી સૌની હોય"—ભીખારીલાલે કહ્યું—"અત્યાર સુધી મને એણે હંફાવવામાં બાકી રાખી હતી? માટે એ તો અસ્તોદયની

ઘટમાળ જેમ ચાલે તેમ જોયા કરવી. 'અસ્થિર નિત્યે પુરૂષાર્થ માની—અસ્તોદયે દ્વંદ ન પામ જ્ઞાની.'"

"તમે આજે ફીલસુફીપર ચડ્યા દેખાઓ છો, પણ કેશવલાલનો પત્તો કેમ મેળવવો તેનો ખ્યાલ મારા મનમાંથી હજી ખસતો નથી"—આજે જે જે જોયું સાંભળ્યું હતું તેનું મનન કરતો વિહારીલાલ બોલ્યો.

"મેં તો તને પહેલાંથી કહ્યું કે એમાં મને તો ઝાઝો દમ જણાતો નથી, કેશવલાલ કંઈ નાદાન નથી. વગર ખુલાસો આપવે એ ગયો હશે તેમ હોય, તોપણ એણે વિચારીને જ કામ કીધું હશે."

"હા પણ"—વિહારીલાલ અધીરો પડીને બોલ્યો—"આ કામમાં તો એમ બન્યું છે કે જે લોકોએ કેશવલાલ સંબંધી હકીકત જાણવી જોઇએ તેઓ કંઇ જાણતા નથી. જે લોકો જાણે છે તેઓ કંઈ કહેતા નથી, તેથી મને તો ચટપટી થઈ રહી છે."

"નિર્મલદાસ મમતારામ વગેરે જાણે છે"—ભીખારીલાલે કહ્યું—"ને આપણે નથી જાણતા તેમાં શું થઈ ગયું ? જો કોઈ નહિ જાણતું હોત તો તો વિચારવા જેવું હતું. પણ આપણે નથી જાણતા તે કારણથી, મારા વિચાર પ્રમાણે, એમાં કંઈ વિચારવા જેવું નથી. પણ તેં આજે તે બાબત બહુ મથન કીધું છે ને હજી સુધી કંઈ ભાળ કે પત્તો લાગ્યો નથી, તો તને રાજી રાખવા તું કહે તો હું મમતારામ પાસે ધુમાડા મંડળીના ટ્રસ્ટીના કામનું બહાનું કહાડીને જાઉં."

"મમતારામ એવો કાચો નથી કે એમ ભોળવાઈ જશે. તેમાં હું એને આજે ખાસ કરીને મળી આવ્યો ને તમને આવેલા જોશે, તો એ પોતાની પુરી હોશીઆરીમાં રહેશે."

"કામ તો મુશ્કેલ છે ખરૂં, પણ જોઇએ, જવાથી કંઈ બગડી જતું નથી. કદાચને કંઈ પત્તો મળે તો મળે." તેં શું એમ કહ્યું કે નવલશા અને મમતારામ બંને સાથે કોઈ ગામ જાય છે ?

"હા, અને મારા મનમાં એમ પણ લાગે છે કે જ્યાં કેશવલાલ ગયો છે ત્યાં જ તેઓ જવાના છે; નહિ તો નવલશાને કેશવલાલ ક્યાં ગયો છે તે જાણવાનું કંઈ ખાસ કારણ નથી."

"ત્યારે તો"—ભીખારીલાલ વિચાર કરતો બોલ્યો—"સુખપાલકાકા પણ ત્યાંજ ગયા હશે."

"ના, તે વાત તો મારા દીલમાં ગોઠતી નથી. કારણ કે શાએ કારણથી, મારા મનના વિચારો એવી રીતે દોડ્યા કરે છે કે બંને જણ સાથે નીકળ્યા નથી. માટે એક ઠેકાણે બંને જતા નથી."

"તને એમ કોણે કહ્યું."

"કહ્યું તો કોઇએ નથી, પણ મારા મનના વિચારે એવું જ વલણ પકડ્યું છે."

"ઠીક છે, ઠીક છે, હું મમતારામને જરૂર મળીશ"—ભીખારીલાલે કહ્યું—"પછી આપણે ખુલાસો કરશું. હું ધારૂં છું કે બનશે તો હું એને કાલેજ મળવા જઇશ. પણ કદાચને પરમ દહાડેએ જાઉં ત્યાંસુધી તું તારી ચટપટીને મનમાં જ સમાવી રાખ."

થોડી વારમાં બંને જણા છુટા પડ્યા.

---

## પ્રકરણ ૭૩ મું

### નિશ્ચયાત્મક અને અનિશ્ચયાત્મક અથવા રખેથી શરૂ થતી વાતો

કઠણ થયા માધવ મથુરા જઇ, કાગળ ના લખ્યો કટકો રે;

---

લીખ ભેજું સખી ઉસ નંદનસે, મેરા કાગદ બાંચત આવે અઠા;
દિન બહોત ગયે દિન થોરે રહે, મેં તો હોંગી બેરાગન ખોલ ઘટા.

અગીઆરેક વાગ્યાને સુમારે પોતાના હમેશના રાબેતા પ્રમાણે જમી કરીને અનંગપાલશેઠ હીંચકાપર બેસી હુક્કાના દમ લેતો હતો. એનો મીજાજ રોજની પેઠે આજે પણ ખુશ હતો. આજે જમવાનો પહેલા નંબરનો તાલ પડ્યો હતો ને શાકો બહુ સ્વાદિષ્ટ બન્યાં હતાં, તેમાં ભાતની સાથે પીરસેલા મુળાનું સ્મરણ કરતાં અનંગપાલશેઠના ઓઠે ઓઠ હજી પણ જાણે કુસ્તી કરતા હતા, અને એ શેઠનો આનંદ વધતો જ ચાલ્યો હતો! વળી આજે ધનપાલશેઠને ત્યાં, કરી રાખેલી કબુલાત પ્રમાણે, પોતે અને મદનપાલશેઠ ગયા હતા; ત્યાં ઉજાણી મંડળીના ત્રિમાસિક રીપોર્ટમાં અનંગપાલશેઠ જે બાબતનું વર્ણન દાખલ કરાવવા માગતો હતો, તે બાબત દાખલ કરાવવાનો ધનપાલશેઠે પોતાનો ફેસલો આપ્યો હતો. તે વાત રહી રહીને યાદ આવતાં અનંગપાલશેઠના હર્ષની સીમા રહી નહોતી.

જો કે એ પ્રમાણે અનંગપાલશેઠ ખુશ મીજાજથી બેઠો બેઠો હુક્કાના દમ લેતો હતો, તોપણ પોતાની પાસે એક ટેબલ આગળ હાથમાં છાપું ધરી રાખીને મહામતિને અપૂર્વ ઉદાસીમાં મગ્ન થયલી જોઇને એણે ડહાપણ વાપર્યું, ને પોતાનો ખુશ મીજાજ બનતા સુધી ઝાઝો બહાર નહિ પાડવાને બનતું કીધું. તોપણ હાંસીનીસીને પોતે જમ્યો હતો તેનો સંતોષ આવતાં એણે પોતાનું પેટ ધીરે ધીરે પંપાળ્યું ને હુક્કાના દમ લેવા લાગ્યો, કે તરત એનો ખુશ મીજાજ હવે એના કાબુમાં રહ્યો નહિ. હુક્કાના ગુડગુડ ગુડગુડ અવાજની સાથે તાલ આપીને મહા-

મતિએ એને શીખવી રાખેલી લાવણી એ ગાવા લાગ્યો. મહામતિના ધાકને લીધે થોડીક લીટીઓ એણે મનમાં જ ગાઈ. ગાતાં ગાતાં એની વૃત્તિઓ એ લાવણીમાં એટલી તો તદાકાર થઈ ગઈ, કે પોતાની પાસે મહામતિ ઉદાસ બેઠેલી છે તેનું પણ એને ભાન રહ્યું નહિ! અને એ વધારે મ્હોટેથી લાવણી ગાવા લાગ્યો. છેલ્લું ચરણ એનાથી એટલો જાડો ઘાંટો પાડીને ગવાઈ ગયું, કે મહામતિ જે હાથમાં છાપું ધરેલું જ રાખીને, મનમાં ક્યાંનો ક્યાં વિચાર કર્યાં કરતી તે, એકદમ ચમકી ગઈ ને જાગૃત થઈ હોય તેમ પોતાના ધણી તરફ જોવા લાગી. પોતે દલગીરીમાં આટલી બધી મગ્ન છે એમ જાણવા છતાં એ અનંગપાલશેઠ આજે રાજી દેખાતો હતો, ને જો કે પોતે એનું કહેવું પુરૂં સાંભળતીએ નહિ; તોપણ આજે સવારથી, અને ધનપાલશેઠને ત્યાં જઈ આવ્યા પછી પણ, અનંગપાલશેઠ ઉજાણી મંડળીના ત્રિમાસિક રીપોર્ટનો લવારો કર્યાં કરતો હતો તેથી, મહામતિ એનાથી આજે ખરેખરી કંટાળી ગઈ. અનંગપાલશેઠનું બોલવું પોતે ન સાંભળતી હોય એમ વર્તન રાખી એ બેઠી હતી. જમતાં જમતાં મુળાનો તાલ પોતાને બહુ પડ્યો, તેથી ખાસ કરીને અનંગપાલશેઠે ભટની પાસે મહામતિની થાળીમાં બીજીવાર મુળા મુકાવ્યા, ને ખાવાને આધરો કરવા લાગ્યો, ને મુળાને વખાણવા લાગ્યો. મહામતિએ અનંગપાલશેઠની રીત તરફ પોતાનો તિરસ્કાર બતાવવાને મુંગા મુંગા મુળા તો ભટ મુકવા આવ્યો તે મુકવા દીધા. પણ ભાણામાં પડેલા મુળા, જાણે કે પોતાને ન ખાવા હોય તેવી રીતે, અને અનંગપાલશેઠ જુએ તેમ દૂર ખસેડી દીધા. અનંગપાલશેઠ એને બહુ આજીજી કરીને મુળા ખાવાનું કહેવા લાગ્યો ને મહામતિ કોપાયમાન્ થઈ. તથાપિ પોતાનો શેઠ તુચ્છતાને પામ્યો છે એમ ન દેખાય એવા જ આશયથી, એણે પોતાનો બહાર પ્રગટ થતો કોપ માણમાણ સમાવ્યો. માત્ર અનંગપાલશેઠ તરફ એવી કરડી આંખ ફેરવીને જોયું કે અનંગપાલશેઠ મનમાં થરથરી ગયો, ને મુળા ખવડાવવાનું મહામતિને વિનવવાનું એકદમ સમેટી દીધું!!!

તોપણ પોતાના ખુશ મીજાજની લ્હાયમાં અનંગપાલશેઠ મહામતિના રોષની વાત પાછો ભુલી ગયો, ને ઉપર જણાવ્યું તેમ તોરમાં એનાથી અન્નદેવની લાવણીનું છેલ્લું ચરણ ઘાંટો પાડીને ગવાઈ ગયું, ને મહામતિનું તેની તરફ ધ્યાન ખેંચાયું.

મહામતિ તે એટલા બધા શું શોક સાગરમાં ડુબી ગઈ હતી! જે દહાડે અનંગપાલશેઠ મદનપાલશેઠની સાથે ધનપાલશેઠને મળવા ગયો તેના બે દિવસ અગાઉ, મહામતિના જાણવામાં સહેજ રીતે આવ્યું કે કેશવલાલ ગુલાબની સાથે કંઈ ગયો છે. તે વખતે તો મહામતિએ એમ ધાર્યું હતું કે પોતાને સારૂ ગુલાબ

ખાસ પત્ર લખી રાખ્યો હશે, એટલે એ ક્યાં અને શા સારૂ ગઈ છે, તેનો પત્તો મળશે. કાળીને ત્યાં તે સારૂ એણે માણસ મોકલ્યું, પણ બંને માળે તાળાં છે એવા સમાચાર મહામતિને મળ્યા. ચંદ્રદાસને ત્યાં ગૌરીપાસથી એણે ખબર મેળવાવી, પણ ગુલાબ ક્યાં ગઇ છે તેનો કંઈ પત્તો મળ્યો નહિ. તેમ તેમ મહામતિની ચટપટી વધતીજ ગઇ. વનમાલીદાસને ત્યાં, કીકીને ત્યાં, અને રહ્યુંસહ્યું અલંગાને ત્યાં, મહામતિએ માણસપર માણસો મોકલ્યાં; પણ બધે ઠેકાણેથી કાને હાથ મુકાવા માંડ્યા. એમ બે દહાડા નીકળી ગયા. અત્યાર સુધી મહામતિને એમ આશા હતી કે કદાચને કોઇને કહી જવાનુ કોઈ કારણથી નહિ બન્યું હોય, તોપણ ગુલાબ ગમે ત્યાંથી પણ પત્ર લખી એને ખુલાસો કરશે. આજે સવારના તો, ગમે ત્યાંથી પણ ગુલાબનો પત્ર આવવો જોઇએ તેની એ એક ટસે આશા રાખી બેઠી હતી. પણ અનંગપાલશેઠ ધનપાલશેઠને ત્યાં જઈ આવ્યો, પોતાને હાથે શાકો સુધારી ન્હાયો ધોયો ને બંને સાથે જમી રહ્યાં. ટપાલ વેચવાના વખતને બે ત્રણ કલાક થઇ ગયા, તોપણ ટપાલનો સણસારો પણ મહામતિને કાને પડ્યો નહિ!

"અરે અરે"–હાથમાં છાપું ધરી રાખી મહામતિ વિચાર કરતી હતી–"આ ગુલાબે શું કીધું! હું એની આટલી બહેનજણી જેવી બહેનપણી ને એ કયાં ગઇ છે તેની મને એ ખબરે સુદ્ધાં કહાવી ગઇ નહિ! ને અહીંથી ગયે એને આટલા દહાડા થયા પણ મારા ઉપર એક કટકો કાગળે નહિ! ગુલાબ કયે ગામ ગઇ છે તેનો ખુલાસો પુછવાને કોઈ મારે ઘેર આવે કે મારે આમ, જ્યાં નજર દોડે ત્યાં માણસ મોકલ્યા કરવા પડે ને મને કંઈ પત્તો મળે નહિ! એ બહેનીએ તો મને આજે જબરૂં નીચું જોવા જેવું કીધું છે. હું તો એનાપર આટલું આટલું હેત રાખતી અને એનાપર મરી પડતી, તે શું એની કંઇ ગણતીમાં જ નહિ હશે કે? નહિ તો એ જવા નીકળી ત્યારે હું એને સાંભર્યા પાખી કેમ રહી હોઉં? પણ મને એણે સંભારેલી જ નહિ હોય. નહિ તો જરૂર કંઇ સંદેશો મને લખત કે કોઇની જોડે કહાવતે. કદાચને ઓચીંતું જવું થયું હોય ને તેની હ્હાયમાં મારી એ બહેની સંદેશો કહાવવો ભુલી ગઇ હોય, પણ આટલા આટલા દહાડા થયા ને મારાપર પત્ર સુદ્ધાં નહિ! શું હું એને સાંભરતી જ નથી! અથવા શું એની તરફનો મારો પ્રેમ એક દેશી જ હતો! ના ના, હજીએ મારૂં મન તેમ માનવાને ના પાડે છે. અમે બંને જણીનું એક બીજાપર હેત સરખું દોડતું હતું. એક દેશી વહાલ તે આટલા વરસ નીભે જ નહિ. પણ ત્યારે મારે ગુલાબની ભાળ ક્યાંથી મેળવવી? કોઇ પણ એવું ઠેકાણું નહિ હોય કે જ્યાં મેં ગુલાબના સમાચાર નહિ પુછાવ્યા હોય. કીકી, ગૌરી, વનમાલીદાસ, અલંગા બધાં કાને હાથ દઇને છુટી પડ્યાં છે. ખેર, તે

વાતને પણ આજ બે ત્રણ દિવસ થઇ ગયા. જો કે દરમ્યાન મને તો કંઇ કાગળો આવ્યા નહિ. પણ તેઓમાંથી કોઇને આવ્યો હોય તો? માટે લાવ, બધાને ત્યાં ફરી પુછાવું. પણ ના, તેમાં તો મને ખોટું લાગશે કે ગુલાબની બહેનપણી થઇને ગુલાબના સમાચાર પુછાવે છે! માટે લાવની, આજે બપોરના હું જ કીકીને ત્યાં જાઉં. ત્યાં ઘણું કરીને અલંગા અને બાલા પણ હશે એટલે એક ઘેર જવાથી ત્રણ ઠેકાણેની ખબર મળશે. પણ હાય હાય, આ તો બધી ઉલટી ગંગા ખોદાય છે કે મારે–ગુલાબની બહેનપણીને–કોઇને ત્યાંથી એ બહેનીના સમાચાર સારૂ આમ રટણ કરવું પડે છે! મારે તે એ બહેનીના સમાચાર કહેવા જોઇએ કે આમ સાંભળવાને ત્રિજે ઠેકાણે જવું જોઇએ. મારૂં એવું નસીબ કે આજે ગુલાબનો મારાપર ઓછો પ્રેમ ઠરી ચુકયો, ને ત્યારે જ મારે કાકા ટળીને ભતરીજા થવું પડે છે."

એ પ્રમાણે મહામતિ હાય અફસોસ કરતી હાથમાં છાપું ધરી રાખીને પોતાના દેખીતા દુર્ભાગ્યને નીંદતી હતી, ને અનંગપાલશેઠે જાડો ઘાંટો કહાડી અન્નદેવની લાવણી સમાપ્ત કીધી. મહામતિના મનની કલ્પનાઓમાં એમ એકદમ ભંગાણ પડ્યું. હવે એ ક્રોધયુક્ત થઈ અનંગપાલશેઠની ઝાટકણી કરવા લાગી—

"મને લાગે છે કે"—આંખો ફેરવી મહામતિ બોલી—"મેં તમને અન્નદેવની લાવણી નહિ જ શીખવી હોત તો બહુ સારૂં થાત, કારણ કે આજના મારા અપૂર્વ ખેદમાં તે વધારો કરે છે."

"હા આજે તું બહુ દલગીર દેખાય છે"—અનંગપાલશેઠે કંઇક બ્હીતાં બ્હીતાં કહ્યું—"ને બે ત્રણ દહાડા થયા તું એમ ઉદાસ રહ્યા કરે છે ખરી, પણ તું મને કંઈ કહે કરે નહિ તે મને શું માલમ પડે."

"નહિ જ તો, હું તમને કહું નહિ તો તમને શેની માલુમ પડે"—મહામતિ મરોડમાં બોલી.

"પણ તું આમ આટલી બધી કેમ ઉદાસ થઇ ગઈ છે તે તો મને કહેવું હતું. આજે ધનપાલશેઠને ત્યાંથી આવીને હું તને જરૂર પુછવાનો હતો. પણ તે શેઠે મારા લાભમાં પોતાનો ઠરાવ આપ્યો, ને તે વાત કહેવાના હરખમાં તારા દુઃખની વાત જાણવાનું મને યાદ રહ્યું નહિ!"

"તમને યાદ રહે"—મહામતિ અતિશે ક્રોધ કરતી બોલી—"વા મારી લાગણીની તમને કાળજી હોય, તો તમે પછી મુંબઈના શેઠીઆ શેના કહેવાવો! પારકાનું દુઃખ જોવું પણ જાણવું નહિ, એજ અહીંના શેઠીઆઓનું લક્ષણ છે. એટલે એ શિક્ષણ મને કંઇ આજે નવું મળતું નથી; તોપણ મારે કહેવું જોઇએ કે

આજે તમે મને અપાર કંટાળો આપો છો, ને જો એ પ્રમાણે તમે કર્યા કરશો તો તમારી તરફ મને હવે તિરસ્કાર છુટશે."

આ પ્રમાણે ભારે ભારે શબ્દોમાં મહામતિને ઠપકો આપતી જોઇને અનંગપાલશેઠ મનમાં થરથરી ગયો ને પતાવત કરતો બોલ્યો—"હું ખરૂં કહું છું કે મારો એમાં કંઇ વાંક નથી. સાળું મુળાનું શાક સારૂં થયું ને આજે એક પછી એક સારી સારી વાતો બનતી જાય છે, એટલે તારા દુઃખની વાત મને શું માલમ પડે?"

એટલું બોલીને—પોતાથી આદાંની સુંઠ વંટાઇ ગઇ તેનો વિચાર આવતાં, અનંગપાલશેઠ એકદમ અટકી ગયો, ને કાપી કરતાં મહેતાજીએ પકડ્યો હોય તેમ નીચું જોવા લાગ્યો.

"નહિજ તો"—મહામતિ મરોડમાં બોલી—"તમારા સુખમાં મારૂં ગરીબનું દુઃખ તમને શેનું સાંભરે! પણ તમારે જાણવું જોઇએ કે શાસ્ત્રમાં સ્ત્રીને અણસમજુ ધારીને શીખામણ આપી છે, કે તેણે પોતાના પતિનાં સુખદુઃખમાં સુખદુઃખ માની લેવું. પુરૂષને સ્ત્રીના સુખદુઃખમાં ભાગીઆ થવાની શીખામણ નથી આપી, તે કંઇ સુખદુઃખમાં પુરૂષે ભાગ નહિ લેવો તેટલા સારૂ નથી આપી, એમ તમે સમજતા નહિ. પણ પુરૂષ સમજુ છે, માટે વગર કહે ભાગ લેશે, એમ સમજીને આપી નથી. પણ તમારા જેવા પુરૂષોનો સંભવ એવા ધર્મ પ્રવર્તાવનાર ત્રિકાલજ્ઞ ઋષિઓના મનમાં આવ્યો નહિ હશે; નહિ તો સ્ત્રીના સુખદુઃખમાં ભાગ લેવાની શીખામણ પુરૂષને પણ આપવાને વિસરતે નહિ!"

અનંગપાલશેઠ તો પોતાને સારે ભાગ્યે એટલુંજ સમજ્યો, કે મહામતિ તેનાથી આજે બહુ નાખુશ થઈ ગઈ છે. લાહેરી કરીને બોલવા જતાં તો ઓરનું દોર વેંતરાઈ જતું હતું, તેથી મહામતિની માફી માગતો એ બોલ્યો—

"હું ઘણો દલગીર છું કે મારાથી આજે તને નાખુશ થવાનું કારણ મળ્યું છે. પણ તું મને કહે કે તને શું થાય છે? સાળા ભટે આજે મુળા સારા નહિ કીધા હોત તો બહુ સારૂં થાત! કે તારા દુઃખમાં હું પણ ભાગ પડાવત પણ તું મને કહેતો ખરી!"

"તમારી આગળ મારૂં દુઃખ કહેતાં"—મહામતિ નિસાસો નાંખતી બોલી—"કંઈ ઓછું થાય એમ નથી, તોપણ તમે પુછો છો તો હું કહું છું કે આજ ત્રણ દહાડા થયા ગુલાબ ક્યાં ગઈ છે તેનો મને પત્તો મળતો નથી; ને હજી સુધી તેનો કાગળ નથી તેથી મને અપાર ખેદ થાય છે."

"અરે હા હા, હું તને એજ બાબતસર આજે ખાસ કરીને પુછવાનો હતો. કેશવલાલ મદનપાળશેઠની નોકરીની દરકાર નહિ કરીને, કોણ જાણે ક્યાંએ ગયો છે,

તેથી મદનપાલશેઠ આજે તેનાપર બહુ નાખુશ હતા. પણ સાળું મને તો મારી ધુનમાં અત્યાર સુધી તને કંઈ પુછવાનું યાદ રહ્યુંજ નહિ!"

"મેં કહ્યું નહિ કે તમે મુંબઈના શેઠીઆ રહ્યા તેથી યાદ રહ્યું નહિ હોય."

"ખરે, તું મારા ઉપર આજે વાજબી રીતે નાખુશ છે"—અનંગપાલશેઠ શરમાઈને બોલ્યો—"હું તો સમજ્યો કે તને તો બધી માલમ હોવી જોઈએ, તેથી મેં તો મદનપાલશેઠને કબુલાત આપી કે તારી પાસથી સમાચાર જાણી એને ખુલાસો મોકલાવીશ."

"હા, આજે મારો દિનમાન નથી. અથવા ગુલાબનું હેત મારાપરથી કમી થયું છે તેથી તે ક્યાં છે તે હું તમને કહી શકતી નથી. બાકી મારા જાણવામાં હોવું જોઈએ એવી તમારી અટકળ ખોટી નહોતી."

"ના ના એમ તે હોય? ગુલાબ ક્યાં છે તે વાત તું નહિ જાણે એમ બનેજ નહિ!"

"એમ નહિ બનવું જોઈએ, પણ મારૂં હતભાગ્ય કે તેમજ છે!"

"શું તને કંઇ ખબરજ નથી! ગુલાબ તને કહ્યા પાખી એમને એમ જાય! ના ના હું કંઇ તે માનું નહિ."

મહામતિને વધારે ખેદ થવા લાગ્યો ને અનંગપાલશેઠ બોલ્યો—"મેં તો સાંભળ્યું છે કે સુખપાલકાકા અને કાળી પણ ક્યાંઈ ગયાં છે; નહિ તો એને ત્યાં પુછાવતાં જરૂર કાંઇ પત્તો મળત."

"તે તો મારી જ્યાં જ્યાં નજર પહોંચી ત્યાં ત્યાં ખબર કહડાવી પણ કંઇ દાદ લાગતી નથી. અત્યારસુધી મારા મનમાં એમ હતું કે આજે તો ગુલાબનો ગમે ત્યાંથી પણ કાગળ આવશે; પણ તેમાં પણ નિરાશા થઈ છે."

"ધનપાલશેઠ કહેતા હતા કે"—અનંગપાલશેઠ બોલ્યો—"એને કંઇ સારી નોકરી મળી હશે તેથી જતો રહ્યો હશે. પણ મદનપાલશેઠ કહે કે નોકરી મળી હોય તો વાત છુપી રાખવાનું કંઇ કારણ નહોતું, ને મળવાની વકી હોય તો સ્ત્રીને લઇને જાય નહિ. મને તો એમાં શું ધારવું તે સમજણ પડતી નથી."

એટલામાં ત્યાં વિહારીલાલ આવ્યો. પણ અનંગપાલશેઠ તેને પાછલા પ્રકરણમાં જણાવ્યું છે તેમ, કંઈ ખુલાસો આપી શક્યો નહિ. તેના જવા પછી મહામતિની દલગીરી ઓર વધી. થોડીવાર મુંગી બેસી રહીને એ બોલી—

"આજ બે ત્રણ દિવસ થયા ઘેર બેસી બેસીને એકના એક વિચાર કરવાથી મારી ઉદાસી વધતી જાય છે. માટે ફીકીને ત્યાં હું જવા ધારૂં છું કે જોઇએ ત્યાં કંઈ પત્તો મળે છે. પણ તમે મદનપાલશેઠને શું ખુલાસો મોકલશો."

"હું શું ખુલાસો મોકલું? હુંજ કંઈ જાણતો નથી તો? હજીએ કેશવલાલ આવે તો મદનપાલશેઠ એને રાખી લે એમ છે, બાકી એ શેઠનું કામ તો બધું વિલાયતી છે તે તું કયાં નથી જાણતી? પણ આ તો વારૂ, એ શેઠ સમજે છે કે મને એના જેવો બીજો માણસ મળવાનો નથી, અને મેં આધરો કરીને કહ્યું તેમાં હજી બે ત્રણ ચાર દહાડા ચાલશે ખરૂં, નહિ તો કેશવલાલની નોકરી ગઇ જાણવી.

"એવી નોકરી એને વારે વારે મળવાની નથી, પણ હવે તો હું એકવાર કીકીને ત્યાં જઈ આવું પછી બધી વાત. આમ વિચારતાં તો મને વાટે વસમી થઇ પડશે."

એમ કહી મહામતિએ રામા ધાટીને ગાડીની વરદી આપવા મોકલ્યો ને ધીરે ધીરે પોતે સજ્જ થવા લાગી.

કીકીને ત્યાં અલંગા અને બાલા બેઠાં બેઠાં ગુલાબની જ વાત કર્યાં કરતાં હતાં.

"મેં તો ગુલાબ ભાભીજીને પુછ્યું"—બાલા બોલી "કે રાતી ભાભીજીએ રવિમર્દન આગળ સિદ્ધિની વાત કરી તે બધી ખરી છે કેની? મેં તો મારા ધણીનીએ વાત કહી. પણ એ ભાભીજી તો બધું સાંભળી જ રહ્યાં, કંઈ બોલ્યાં નહિ. મેં કહ્યું કે તમે કેશવલાલ ભાઇજીને તો પુછો, ત્યારે એ કહે કે ના એમ કરીએ તે ઠીક નહિ; નહિ કહેતા હોય તો કંઈ કારણસરજ નહિ કહેતા હોય."

"પણુ તમારી વાત ગુલાબ ખરી માને છે કે નહિ તે તો પુછ્યું હતું"—અલંગા બોલી.

"તમે સાંભળો તો ખરાં. મેં એક પછી એક બહુ સવાલ કીધા. મેં પુછ્યું કે આવી સિદ્ધિ કલજુગમાં મળે ખરી, તો એ કહે કે નહિ મળવાનું કંઇ કારણ નથી. પછી મેં સાધુદાસની વાત કરી, પણ એણે તો તે પહેલીવારજ મારે મ્હોડેથી સાંભળી જણાય છે. પછી મેં કહ્યું કે પેલા આનંદગિરિ મહારાજ તે દહાડે તમારે ત્યાં આવ્યા, ને તમે તો મને બોલાવી પણ મારી સાસુજીએ મને મોકલી નહિ તે દહાડે, મહારાજ આગળ એ સિદ્ધિની વાત કંઈ નીકળી હતી કે નહિ. મેં યાદ આપ્યું કે તે દહાડે ભાઇજી અને એ—બંને તમારે ત્યાં આવ્યા હતા."

"પછી પછી"—કીકી ને અલંગા સાથે બોલી ઉઠયાં.

"ગુલાબ ભાભીજી કહે કે હા, તે દહાડે દુલારામ ભાઇજીએ ઉમરા આગળથી જ એમને ધમકાવવા લાગ્યા ને મહારાજ આગળ કંઈ રાવ ખાધી ખરી, પણ મહારાજે તો સામો ભાઇજીને ઠપકો આપ્યો ને એ ચાલ્યા ગયા; ત્યાર પછી સાંઝના નવલશા આવ્યા ત્યારે પણ એવી કંઈ વાત નીકળી હતી ખરી."

"ત્યારે તો આ બધું ગુલાબ ભાભીજી જાણે છે"—કીકીએ કહ્યું.

"હા, પણ એણે એના ધણીને કંઇ પુછ્યું નહિ, કે ખાનગી વાત હોય તે આપણને કહે નહિ તો આપણે શું કામ પુછવી જોઇએ."

"ત્યારે તો એમજ કહોની કે ગુલાબ આગળથી તમને કંઈ જોઇએ તેવો પત્તો મળ્યો નથી"—અલંગાએ કહ્યું.

"પણ ગુલાબ ભાભીજી સિદ્ધિને માને છે એટલું તો આપણા જાણવામાં આવ્યું"—કીકી બોલી.

"તેમાં શું"—અલંગા બોલી—"એના કહેવાપરથી કંઇ એમ મનાય કે આ બાલા કહે છે તે વાત ખરી છે."

"પણ જો તે ખરી નહિ હોય તો"–બાલા બોલી–"તે દહાડે જ્યારે આનંદગિરિ મહારાજ ગુલાબ ભાભીજીને ઘેર પધાર્યા ત્યારે એ બે ભાઇજીઓ વઢત શું કામ? ને નવલશા દીએરજી પણ તેજ વાત કરતા હતા કેની! તે તો જાણે રહ્યું, પણ જો તે વાત ખરી નહિ હોત તો ગુલાબ ભાભીજી ને કેશવલાલ ભાઇજી ઓચીંતા અહીંથી શું કામ જાય! વળી આપણે જાણીએ પણ નહિ કે એ ક્યાં ગયા છે!"

"એમાં શું, ઓચીંતા જવાનું થયું હશે તેથી આપણે ખબર નથી"—અલંગા હજી પણ પોતાનો બોલ ખરો કરતી બોલી.

"પણ આપણે હજી સુધી કંઇ ખબરે ન મોકલે તેનું કેમ"—કીકી બોલી.

"પેલા કહે છે કેની"—બાલા કંઇક તપી જઇને બોલી—"કે જાગતાને કેમ જગાડાય. તમારે નહિ માનવી હોય ત્યાં શું કરવું. પણ મારા મનમાં તો એ બાબત કશો શક રહ્યો નથી. ગુલાબ ભાભીજી ગયાં છે તે આપણે નથી જાણતાં. પણ તમને ખબર છે એ—બધું જાણે છે. વળી નવલશા દીએરજી ને દુલારામ ભાઇજી પણ જાણે છે. પણ કોણ જાણે આપણને કહેતા નથી. અરે, દુલારામ ભાઇજીને જુઓ તો તમારી તરત ખાતરી થાય. જેના પેટનું પાણીએ હાલે નહિ, તે ભાઇજી આજે બૈરાંની પેઠે પોતાના ઓરડામાં બેસીને, ઓ મારા બાપરે, મને મારી નાંખ્યો, એમ લવ્યા કરે છે તે બધું શું નકામું કે? મને તો ભાઇજીના ચાળા જોઇને એક લેખે હસવું થાય છે, તેમાં જ્યારથી એ રવિમર્દનને મળી આવ્યા ત્યારથી તો બસ માંદા જ પડી ગયા છે. અરે મહારાજ, અરે કેશવલાલ, એમ ભખ્યા કરે છે. આખા ઘરમાં બધાને માલમ પડી કે ભાઇજીને કંઈ ગાંડુ લાગ્યું છે. રાતી ભાભીજીએ બહુએ સમજાવ્યા કે તમે આમ ગાંડા વેડા કરશો તો આખા ઘરના જાણવામાં એ બધી વાત આવી જશે. પણ આખરે એ

ભાભીજી થાક્યાં ને એ-બધું જાણે છે તેથી ભાઇજીને સમજાવવાનું કહ્યું. પણ કંઈ વળ્યું નહિ. વનમાલીદાસ કાકાજીના જાણવામાં એ વાત આવી, ને એમણે આવી ભાઇજીને બહુ ઠપકો આપ્યો કે જો એમ કરશે તો આનંદગિરિ મહારાજ તમારાપર જરૂર કોપાયમાન્ થશે. એમનાથી સહેજ બોલાઈ ગયું કે નવલશા દીએરજી પણ ત્યાં જવાના છે ને ભાઇજી તો પાછા વાને ઘેર ચહડ્યા છે! સસરાજી ને સાસુજી તો એમ જ સમજે છે, કે ભાઇજી તો કોણ જાણે શાએ કારણથી ગાંડા જ થઈ ગયા છે. કાકાજી એને કહેતા હતા કે ભાઇજીને ગાંડામાં જ ખપવા દ્યો. જો આપણે કંઈ ડહાપણ કરીને કહેવા જઇશું તો આપણે પંચાતીમાં આવી પડશું. એમ હું ત્યાંથી જતી હતી તે મેં બધું સાંભળી લીધું!"

ઉપરા સાપરી આટલી બધી દલીલો જોઇને અલંગા તો સડક થઈ ગઈ ને ફીકી બોલી—

"તમને શાતી ભાભી શું કહે છે."

"એ તો કહે છે કે જ્યારથી એ રવિમર્દન પાસે જઈ આવ્યા ને એ મહારાજે વચ્ચે પડવાની ના પાડી, ત્યારથી એ તો હેબક ખાઈ ગયા છે કે પેલી સિદ્ધિઓ અને મહોરો હવે એને મળવાની નથી! હું તો બહુએ હીંમત આપું છું; પણ આવા ઢીલા તો એ કોઈ વાર થયા નહોતા."

એટલામાં ત્યાં મહામતિ આવી પહોંચી. એણે આગળની પેઠે જ પોતાનો ઠાઠમાઠ રાખ્યો હતો. પણ પોતાની દલગીરી દર્શાવવાને કાળા રંગનો સાલુ પહેર્યો હતો, ને પોતાનું ખાનગી બાકસ રામો લઈ આવતો હતો તેને વારીને ગાડીમાં જ મુકાવી રાખ્યું હતું.

થોડીવારમાં ત્યાં ધનકોરડોસી પણ આવી લાગી ને ગુલાબ ક્યાં ગઈ છે તે વાતનું પાછું આવર્તન થવા લાગ્યું.

બૈરાંઓ વાતનાં એવાં રસીઆં હોય છે કે પાંચે જણી જાણે કે એક બીજાથી કોઈ પણ રીતે જુદાઈ નહિ રાખતાં હોયની તેમ વાતે વળગ્યાં. વાતે એવું વલણ પકડયું કે સિદ્ધિને માનવી કે નહિ, અને તે જ બાબતસર રસાકસી ચાલી. અલંગાએ સિદ્ધિની વાત નહિ માનવાને જીદ લીધી, ને મહામતિ પણ તેના જેવો જ અભિપ્રાય દર્શાવવાની તૈયારીમાં હતી. પણ તેટલામાં બાલા પાસેથી બધી વાત જાણી લઇને સૌની અજાયબી વચ્ચે ધનકોરડોસી બોલી—

"આજે બાલા જે બોલી છે તે ઉપરથી હું સિદ્ધિની વાત હવે તો ખરી માનું છું. જો કે મારી બહેન જ્યારે જ્યારે એ વાત કરતી ત્યારે હું તો તેને તુચ્છકારી કહાડતી હતી. તમે કદાચને નહિ જાણતાં હો, પણ એક દહાડો તે

સંબંધે મારાથી કંઈ બોલી જવાયું, ને તે ઉપરથી નવલશા મને કંઈ પુછવાને એક દહાડો આવ્યો હતો. પણ હું તો તે વાત માનતી નહોતી. તેથી મેં તો જેવો તેવો જવાબ દીધો ને નવલશા મારી પાસથી થોડા જ મહિના થયા નિરાશ થઇને ચાલ્યો. વળી તમે માનશો, એ પોતાની સાથે રૂમાલમાં બહુ જતનથી વીંટાળીને પાવડીઓ લાવ્યો હતો, ને મારો બહુ આધરો જોયો ત્યારે એણે મને તે બતાવીએ ખરી. મને લાગે છે કે પાવડી સંબંધે જ મને કંઈ પુછવાને એ આવેલો હોવો જોઇએ. હા, મને યાદ આવે છે કે એ સિદ્ધિ સંબંધે બધી વાત જાણવાને મમતારામ પણ તે જ વખતમાં મારી પાસે આવ્યો હતો ખરો.

"ત્યારે શું, આપણે જાણવા લાગ્યા તેની પહેલાંથી મમતારામ એ વાત જાણે છે? એને આવી વાત કેમ માલમ પડી"—અલંગા બોલી.

"તે તો કોણ જાણે; પણ હા, મને હવે વિચાર કરતાં એમ લાગે છે કે મારી આગળથી બધી વાત જાણી લેવાને સારૂ, એણે મને જબરી લાલચ પણ દેખાડી હતી."

"આ તમે બધું શું બોલો છો"—મહામતિ અતિશે અચંબો દેખાડતી બોલી—"ને આજથી શું ગામમાં સતજુગ પ્રવર્ત્યો છે કે સિદ્ધિની જ વાતનું દઢિકરણ થાય છે!"

"મમતારામ, તમને લલચાવે ત્યારે તો તેમાં જરૂર કાંઈ કારસ્તાન હોવું જોઇએ"—અલંગા બોલી—"પી—ની મતલબ કંઈ ઉંડી જ હશે."

"ખરે હું જ્યારે હવે બધો વિચાર કરૂં છું"—ધનકોરડોસી ધીરે ધીરે બોલી—"ત્યારે મને પણ એમ જ લાગે છે કે મને ભોળવીને મારી પાસથી બાતમી લેવાને જ એ આવ્યો હતો. મારી આગળ એ રળીઆત ડોસીની ઓળખાણ કહાડતો આવ્યો. મને લાલચ આપી કે એના કોઈ નથુશેઠને ત્યાંથી મારો ફૂળીઓ હજાર બે હજાર રૂપીઆ, એ પોતે જો માથું હલાવે તો મળે તેમ છે, તેથી હું તો ખરેખર ભોળવાઈ ગઈ! પણ એણે જોયું કે મારાથી એનું કંઈ વળવાનું નથી એટલે ફરીથી એણે મને મ્હોડું દેખાડ્યું જ નહિ, ને પેલા બે હજાર કમાવવાની વાત તો હજી હવાજ ખાયા કરે છે! અને અરે હા, તમે સાંભળો તો ખરાં, એ મુઓ કેવો ગરજ મતલબી હતો કે મારો ફૂળીઓ જુદું ઘર ન માંડે તે સારૂ એક દહાડો હું એને સમજાવવા ગઇ, પણ મારાથી કંઇ એનો શુક્રવાર નથી વળવાનો એવી એની ખાતરી થઇ હતી, તેથી એણે મને ઝાઝી પત કીધી નહિ; ને આખરે ફૂળીઆએ જુદું ઘર તો માંડ્યુંજ! પણ તેં એને પી—કેમ કહ્યો, તારૂં તે એણે શું બગાડ્યું છે"—ધનકોરડોસીએ અલંગાને પુછ્યું.

"અરે એ મુઆને તો આપણે જેટલી ગાળો દઇએ તેટલી ઓછી છે! આ મહામતિને, કાળીને અને તમારીજ ગુલાબને પુછોની એટલે તમારી ખાતરી થશે. એમ કહી અલંગાએ ડોસી આગળ કાળી સંબંધેની મમતારામની વાત કહી સંભળાવી." તે પછી મહામતિ બોલી—

"આ તો બધી આડકથા નીકળે છે. પણ મુદ્દાની વાત તો એટલીજ છે કે કોઇના નહિ અને મમતારામના જાણવામાં સિદ્ધિનો વિષય કેમ આવ્યો!"

"મને ગુલાબ ભાભીજી કહેતાં હતાં કે"—બાલા બોલી—"જે દહાડે આનંદગિરિ મહારાજ એને ત્યાં પધાર્યા તે દહાડે સાંઝના નવલશા દીએરજી આવ્યા ને એજ વાતનું લપસાણુ ચાલતું હતું, પણ એટલામાં મમતારામ આવ્યો ને બધા ચુપ થઇ ગયા!"

"ગમે તેમ"—ધનકોરડોસી બોલી—"પણ મમતારામને આ વાતનો ગમે ત્યાંથી પણ કંઇ ભેદ મળેલો ને તેથીજ એ આજકાલ નવલશાની પાછળ લાગ્યો છે."

"હા, અને વળી એને પેલા રવિમર્દન મહારાજ સાથે બહુ બનતી રાસ છે"—બાલા બોલી—"કારણ કે મેં અને રાતી ભાભીજીએ એને ત્યાં ઘણીવાર જોયો છે. રાતી ભાભીજીએ અને ભાઇજીએ મહારાજથી કોઇ વાત છુપી રાખી નથી. તો રખેને મમતારામ બધું જાણતો હોય!"

"ને રખેને એ પી—મમતારામ આવો પાખંડી છે, તો એને કંઇ મારા કેશવલાલ અને ગુલાબવહુને ફસાવવાને કાવતરૂં તો નથી રચ્યું!"

"નવલશા દીએરજી જ્યાં કેશવલાલ ભાઇજી ગયા છે ત્યાં જવાની તૈયારી કરે છે એ તો નક્કીજ છે, તેથી રખેને"—

"આ તો જાણે વાતના ભીજાગરા"—મહામતિ પંડિતાઇનું ડોળ ઘાલતી બોલી—"એક એકમાં ગોઠવાઇ જાય છે. પણ રહો, તેની પરંપરા એક પછી એક લંબાવ્યા જવાથી તેનો છેડો જ્યાં આવે છે તેનો આપણે તોલ કરીએ"—

"મમતારામ બધું જાણે છે. રાતીએ રવિમર્દનને બધું કહી દીધું છે. મમતારામને રવિમર્દન જોડે સારો મેળ છે, ને એ વાતને સારૂ જ નવલશાને એ મમતારામ હાથમાં રમાડે છે. આટલી વાત તો સિદ્ધ છે, ખરૂં કેની! હવે તેપરથી આપણે અનુમાનો બાંધીએ. જોઇએ છેલ્લો સિદ્ધાંત શું આવે છે, પછી બીજી વાત."

"કેશવલાલ ગુલાબની સાથે કોણ જાણે ક્યાં ગયા છે. કાળી ને સુખપાલ પણ ક્યાંઇ ગયાં છે. બધાં જોડલાં જાય છે. નવલશા ત્યાં જવાની તૈયારી કરે છે. ત્યારે શું તે વાત મમતારામ નહિ જાણતો હોય?"

"જાણતો હોવોજ જોઇએ"—બધાં મહેતાજીએ પલાકડો પુછ્યો હોય તેનો જવાબ આપે તેમ બોલી ઉઠયાં.

"હું પણ એમ જ કહું છું"—મહામતિ બોલી—"કે જાણતો હોવો જ જોઇએ."

"વારૂ નવલશા દીએરજીને"—બાલાએ પુછયું—"કેશવલાલ ભાઇજીની પાછળ જવાનું શું કારણ? દુલારામ ભાઇજી જતા નથી ને એ—પણ કંઇ જવાના હોય એમ જણાતું નથી, તો નવલશા દીએરજીને જવાનું કારણ શું?"

"કારણ બારણ તો કેમ કહેવાય"—અલંગા વિચાર કરતી બોલી—"જ્યાં આપણે અડધી પડધી—માથું ત્યાં પુંછડું નહિ ને પુંછડું ત્યાં માથું નહિ—એ પ્રમાણે વાત જાણીએ છઇએ ત્યાં—

"તો પણ આટલું તો નિશ્ચયાત્મક તમને થાય છે કેની કે મમતારામ બધું જાણે છે"—મહામતિએ કહ્યું.

"અને રખેને એ કંઇ ઉંડા પાણીમાં રમતો હોય ને મારા કેશવલાલની પાછળ તો પાછો નથી લાગ્યો"—ધનકોરડોસી બોલી.

"આપણી નિશ્ચયાત્મક વાત પુરી થઇ"—મહામતિ બોલી—"હવે આપણે સંશયાત્મક વાતો તોળી જોઇએ; અથવા તમને સમજણ પડે તેવી રીતે બોલતાં, નક્કીની વાતો પુરી થઈ. હવે બધી રખેથી શરૂ થતી વાતો તોળી જોઇએ."

"મને તો બહુ ફીકર થાય છે"—અલંગાએ કહ્યું—"ને કેશવલાલ અને ગુલાબ ક્યાં ગયાં છે તેનો કંઈ પત્તો મળે તો બહુ સારૂ. કેમકે જે કામમાં મમતા-રામ હોય તેમાં ભલી વાતની તો આશા રાખવી જ નહિ! એ તો કોલસાની દલાલીમાં કાળો રંગ જ સમજવો!"

"આપણે દુલારામથી કે નિર્મલદાસથી કે વનમાલીદાસ કાકાજીથી"—મહા-મતિ વળી બધી વાતનું તોલ કરતી બોલી—"જો કે બધા જાણે છે, તોપણ કંઈ પત્તો મળે એમ નથી."

"મમતારામથી મળવાની આશા પણ નકામી જ જાણવી"—અલંગા બોલી.

"સાસુજી"—કીકી જે અત્યાર સુધી મુંગી મુંગી, આંખો ફાડી ફાડી, બધું સાંભળ્યાં કરતી હતી તે એકદમ વિચાર આવ્યો હોય તેમ બોલી ઉઠી—"તમારે નવલશાભાઈ જોડે આ બાબત પહેલ થઈ ચુકી છે, તો તેનાથી તમને કંઈ પત્તો મળે એમ છે? તમે ત્યાં જાઓ તો ખરાં."

"રંગ છે કીકી, તને રંગ છે. તેં પણ ઠીક અક્કલ દોડાવી"—મહામતિ બોલી.

"નવલશા દીએરજી ભોળવાઈ જાય એવા છે ખરા"—બાલા બોલી ને ધનકોરડોસીને કહેવા લાગી—"વેવાણ, તમે હોંશીઆરીથી ચાલો તો એ કામ સરે ખરૂં—

"ત્યારે જાઓ, એ કામનું બીડું હું ઝડપું છું"—ધનકોરડોસીએ કહ્યું.

"તમે શું મમતારામને બોઠ બોઠ સમજો છો"—અલંગાએ કહ્યું—"નવલશાને એ એક થઈ ગયા હશે તો એણે કુંચી નહિ ફેરવી રાખી હોય ?"

"તે તો ખરૂં"—ધનકોરડોસી, હોંસમાં આવી જઇને કહેવા લાગી—"પણ નવલશા આખરે ગાંડીઆ જેવો છે, માટે તમે જુઓ તો ખરાં કે સિદ્ધિની વાત હવે હું બધી જાણી ગઈ છું, તો હવે વાતને એવા મીજાનપર લાવીશ કે સો એ સો વસા એની પાસથી કંઈ નહિ ને કંઈ પણ હું જાણી શકીશ."

"એકંદર વિચાર કરતાં મને એમ લાગે છે"—મહામતિએ કહ્યું—"કે નવલશા પાસે તમે જશો તો આપણને કંઈ ને કંઈ લાભ જ થશે. તેમાં કંઈ હાનિ તો છે નહિ એ તો નક્કી જ છે. બીજાં દ્વારો તો સાંકળથી ને તાળાથી દેવાઈ ગયલાં છે, તો એમાં શું ખોટું છે ?"

"હું તમને આજે આ કીકી ને અલંગા દેખતાં પણ એક પાપ છુટી વાત કહી દઉં છું"—ધનકોરડોસી જોમમાં આવીને બોલી—"નવલશાથી પત્તો મેળવવામાં મને એક બીજી ઉમેદ છે. જો મમતારામ કેશવલાલને હેરાન કરવાનું ધારતો હોય ને તેમાંથી હું તેને બચાવી લઉં તો પછી, મારાથી એને ઉંચું મ્હોં કરી કહેવાય કે ભાઈ, હવે તું ફુળીઆને સમજાવીને પાછો મારે ઘેર લાવ. કારણ કે હું જીવતાં તે જુદો રહે છે તેમાં હું તો બળીને લાજી મરૂં છું."

બધાં અજાએબી પામ્યાં. મહામતિ ઉઠતાં ઉઠતાં બોલી—"ચલો, હવે હું જાઉં છું, જો કે ગુલાબનો પત્તો લાગ્યો નથી ને લાગવો દુર્ઘટ લાગે છે, તોપણ આજે મેં જે સાંભળ્યું તે પરથી એક વાતે મારા જીવને નીરાંત વળી છે, કે એ બ્હેનીનું હેત મારા પરથી ઓછું થયું હોય એમ માનવાને કંઈ કારણ નથી. પણ કાલે આપણે આજ વખતે પાછાં અહીં મળવું. ધનકોર માજી શું પત્તો લાવે છે તે પર વિચાર કરશું. તમે જુઓ તો ખરાં, આપણે બૈરાંઓ પણ અક્કલ દોડવામાં પુરૂષથી કમ નથી એવી આપણે સૌની ખાતરી કરી આપશું. માટે માજી, તમે હોંશીઆરીથી વરતજો કે આપણાં બધાંનું પાણી રહે હોં કે."

"મારે પોતાને માટે હું તેમ કરીશ"—ધનકોરડોસીએ હોંસથી જવાબ આપ્યો. તે પછી બધાં છુટાં પડ્યાં.

# પ્રકરણ ૭૪ મું

## મારી બહેન કહેતી હતી

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ (श्रीमद् भगवद्गीता)

જુગારની ઇષ્ટદેવી નવલશાને ઠીક ફળી, અને પડી તો કે સદાવડી, તેમ મમતારામે નવલશા પાસથી પોતાના ભાગના રૂપીઆ લેવાની ના પાડી, એટલે નવલશાને તો બેવડો લાભ થયો. હર્ષના આવેશમાં મમતારામને સિદ્ધિની વાત કહી દીધી. મમતારામની શીખવણી પ્રમાણે નથુશેઠના જુગારના કેશીઅર પાસે નવલશાએ દોઢ હજાર રૂપીઆ જમે કરાવ્યા ને બાવીસ સોની નોટો ખીસામાં મુકીને બીજે દિવસે રવિમર્દનને મળી કરી નવલશા ગામમાં આવ્યો. નોટોની હુંફને લીધે નવલશાના શરીરમાં તો નવું ચેતન આવ્યું હોયની તેમ જોમ વ્યાપી રહ્યો. તેમાં વળી રવિમર્દન આગળ જે જે વાત અને ખુલાસા થયા તેથી નવલશાની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. સાધારણ સાધુ તો લોકનું ભવિષ્ય કપાલપરથી કે હાથપરથી માણુમાણુ કહે. પણ રવિમર્દન તો એવા ચમત્કારી કે નવલશાના પગના તળીઆપરથી તેનો ભાગ્યોદય કહી આપ્યો! બધી વાત એવી તો મળતી આવી કે નવલશા તો આનંદગિરિના કરતાં પણ રવિમર્દનને વધારે ચમત્કારી માનવા લાગ્યો. નવલશાને પોતાના ભાગ્યનો ઉદય પાસે અને નક્કી જેવો લાગ્યો. તેથી એના મનમાં તો દૃઢ ગાંઠ બંધાઈ કે ત્રિજે દિવસે મહારાજને મળવા જઇશું ત્યારે તે ધવલગિરિ જવાની એને સલાહ આપશે. મમતારામને તે વાત પાલવતી હોવાથી, મોઘમ રીતે નવલશાને તેવો ને તેવો જ આભાસ દેખાવા લાગ્યો. નવલશા હવે વધારે વાને ઘેર ચહડ્યો. ગાડીમાં બેસીને ગામમાં આવતાં એને તો બસ મુસાફરી સારૂ ટ્રૂંકો, પાકીટો, જાતજાતના વિલાયતી જોડા અને બીજો સામાન ખરીદવાની જ ધુન લાગી! રખેને રવિમર્દન મહારાજ એ બધો સામાન ઠીકઠીક ખરીદ થાય અને બંધાઇ કરાય તે પહેલાં, નવલશાને જવાને આજ્ઞા કરી દે તેની એને અત્યારથી જ ફીકર લાગવા માંડી! મમતારામને તો નવલશા એવો છોકરવાદી જણાયો કે ન પુછો વાત; પણ હજી એની પાસથી ઘણું ઘણું કામ કહાડી લેવું હતુ એમ સમજીને એ માણુમાણુ ખામોશ રાખી રહ્યો.

નવલશાએ પોતાને માથે જે થોડું ઘણું દેવું હતું તે જુગારમાંથી મળેલા રૂપીઆમાંથી આના પાઈ શીખે ચુકવી આપ્યું. બીજે દિવસે વિદ્વદ્વિનોદ ચોપાનીઆમાં કણુલેલા વિષયો એણે લખ્યા હતા કે નહિ તે પુછવાને આનંદશંકર આવ્યો.

નવલશાએ તેની અજાએબી વચ્ચે લખવા ધારેલા વિષયોના કાગળ તો આપ્યા નહિ, પણ રૂપીઆ પાંચસેની પાંચ નોટો ધરી દીધી, ને કહ્યું કે મારાથી બીજા ઘણા અગત્યનાં કામોના રોકાણને લીધે વિહૃદ્‌વિનોદના વિષયો લખવાનું બનવાનું નથી. પણ આ રૂપીઆમાંથી તમારે જોઇએ તો કોઇને રાખીને કામ ચલાવજો. હાલમાં તો હું લાંબી મુસાફરીએ જવાનો છું તેથી મુસાફરી લાયકના તરેહ તરેહના જોડાઓ અને તેવો બીજો સામાન લેવામાં હું રોકાયલો છું.

કેરવેલે દહાડે મમતારામની સાથે નવલશા રવિમર્દનને મળવા ગયો. મહારાજે એને લાંબી લાંબી વાતો કરીને ધવલગિરિ જવાની સલાહ આપી. બીજે દિવસે સવારના નીકળવાનું સારૂ મુરત શોધી આપ્યું ને જણાવ્યું કે ધવલગિરિનો પ્રદેશ બહુ વિકટ છે, અને મમતારામ તમારો ઇષ્ટમિત્ર છે, તો તેને સાથે લઈ જવો જરૂરનો છે. નવલશાને ધવલગિરિ એકલા જવાનું ભાન હમણાં જ થયું. શ્રીઆનંદગિરિ સાથે મુસાફરી કરતાં એક ગુફામાં અંધારામાં થોડીવાર ચાલવું પડયું હતું, તે વાતનું એકાએક સ્મરણ થઈ આવતાં નવલશાની છાતી ધડકવા લાગી ને મમતારામને સાથે લઈ જવાને સંપૂર્ણ તત્પરતા દેખાડી. ઘેર આવતાં પોતાના બાપની આગળ કેવી સીફતથી મુસાફરી કરવાની વાત કરવી તે બાબતની તાલીમ મમતારામ એને આપવા લાગ્યો. પણ આટલા થોડા વખતમાં બધો સામાન કેમ ખરીદાશે ને મુસાફરીએ કેમ નીકળાશે, તેના મનસુબામાં નવલશાએ મમતારામનું કહેવું સાંભળ્યુંએ નહિ. મમતારામને વિનવવા લાગ્યો કે થોડા વખતમાં બહુ કામો ઉકેલવાં પડશે. માટે બજારમાં મારી સાથે આવો. પોતાને જ તૈયારી કરવાની છે એવું બહાનું કહાડી મમતારામે ના કહી. લાચારીએ નવલશા આનંદશંકરને લઇને સામાન ખરીદવા મંડી પડ્યો. રૂપીઆ પાંચસો ભોર કરી દીધા! સાંઝ સુધીમાં પોતાનો ઓરડો તરેહ તરેહની ટ્રૂંકો, પાકીટો, કાશમીરી, બનાથ અને આલપાકા ટોપીઓ અને મોજાંઓથી ખડકી દીધો. વિલાયતી તરેહવાર જોડાની તો એટલી બધી જોડો ખરીદ કીધી, કે કાફર્ડ માર્કેટની સામે એક દુકાન માંડી હોય તો તે પણ શોભી નીકળે. એમ નવલશા પોતાના મનપસંદ કામમાં મશગુલ થયો હતો. બીજા પ્રકરણમાં જણાવ્યા કરતાં પણ તે ઓરડો વધારે વિચિત્ર અને અવનવો દેખાતો હતો. મુસાફરીએ નીકળવાને આગલે દહાડે પોતાના ઓરડામાં નવલશા ટ્રૂંકોમાં આણેલો સામાન અને જોડાઓ ગોઠવતો હતો. બે ટ્રૂંકો વિલાયતી જોડાની જોડીથી ભરી, તોપણ એના મનને તો એમ જ લાગ્યું કે હજી પણ એક ટ્રૂંક તે સારૂ વધારે રાખું તો સારૂ! બે ટ્રૂંકોમાં ડગલા અને પાટલુન મુક્યાં. એકમાં માથાનાં ખોખાંઓ મુક્યાં ને એકમાં રૂમાલ અને હાથ-

પગનાં જાતજાતનાં મોજાંઓ મુકયાં. એક ટ્રંકમાં ઉપલેક કામચલાઉ બધો સામાન મુકયો. એ પ્રમાણે પોતાના ઓરડામાં નવલશા ગથલ મથલ કરી મેલી લે મુક કરતો હતો, એટલામાં બપોરના સાડાબાર વાગે, પાછલા પ્રકરણમાં કરી રાખેલી ગોઠવણ પ્રમાણે, ધનકોરડોસી એને મળવાને આવી. ગઇ રાતના સુતાં સુતાં બધી બાજી એણે મનમાં ગોઠવી રાખી હતી. વનમાલીદાસને ત્યાં બપોરના બધાં માણસો હમેશના રાએતા પ્રમાણે પોતપોતાને ઠેકાણે સુતાં હતાં, ને તે જ કારણથી ડોસી તે વખતે ખાસ કરીને આવી. ચાલી ચાલી નવલશાના ઓરડામાં આવીને ડોસીએ પૂછ્યું—

"કેમ ભાઈ નવલ, તું ખુશીમાં તો છે? મારા મનમાં કે અહીં આવતાં એક વાગશે એટલે બધાં જાગ્યાં હશે. પણ હજી તો બધાં સુતેલાં જણાય છે. મારે જરા વનમાલીદાસને મળવું હતું."

નવલશાને હવે ધનકોરડોસીની થોડીક જ કનવાર હતી તેથી તોછડાઇથી બોલ્યો–

"હા બેસોની, બહાર બેસોની, બાપા હવે હમણાં જ ઉઠશે, તમે નીચે તપાસ તો કરો કે કોઈ માણસ ચાકરને પુછોની."

"ભાઈ, હું તપાસ કરતી જ ઉપર આવું છું. વનમાલીદાસને ઉઠવાને હજી વાર છે. એમ નીચે એક હમાલ મળ્યો તે કહેતો હતો"—ધનકોરડોસી નવલશાનું બોલવું નહિ ગણકારતાં બોલી—"હું તો એને એમ પુછવાને આવી હતી કે મારો કેશવલાલ અમને કોઇને કહ્યા કારવ્યા વગર ગયો છે, તે શું પેલી સિદ્ધિઓ તો લેવાને નથી ગયો કે?"

નવલશા ચમકયો. સિદ્ધિનું નામ સાંભળતાં ટ્રંકોમાં સામાન મુકવો પડતો મુકી ધનકોરડોસીની સામું એ જોવા લાગ્યો. પોતાને જે ખુલાસો જોઇતો હતો તે સારૂ જ્યારે એ ડોસીને ખાસ કરીને મળવા ગયો હતો, ત્યારે તો એણે પાધરો જવાબ આપ્યો નહોતો; ને આજે એકદમ આવતાં વારને ડોસી સિદ્ધિની વાત કેમ કરે છે તેનો નવલશાને વિચાર પડ્યો.

"કેમ, તે દહાડે તો તમે સિદ્ધિઓને માનતાં નહોતાં"—એણે કહ્યું—"ને હું તે દહાડે તમારે ત્યાં વ્હાઈ ચલાવીને આવ્યો, પણ તમે મને કંઈ ખુલાસો કરી શકયાં નહિ; ને આજે તમને સિદ્ધિની વાત કોણે કહી?"

"ભાઈ"—ડોસીએ ઠંડે પેટે જવાબ આપ્યો—"મારી બહેને મને કેશવલાલના જનમ મોર એ વાત કહેલી, ને તું જાણે છે, હવે હું તો ઘરડી થઈ છું, એટલે બધું મારું સાંભરે છે. તેથી કેટલાં વરસની વાત તેં મને એકદમ આવીને પુછી તેથી હું તો ગભરાઈ ગઈ, ને તને પુરો જવાબએ આપી શકાયો નહિ. અમારૂં મગજ તે તમારા જુવાનીઆ જેવું સાબીત કયાંથી હોય! પણ તારા ગયા

પછી હું બધો વિચાર કરવા લાગી ને રહેતે રહેતે મને બધું સાંભરતું ગયું. એ સિદ્ધિઓ મહારાજ કેવી રીતે આપશે કરશે વગેરે, તેનો ખુલાસો તું જો મારી પાસે થોડા દહાડા રહીને આવ્યો હોત તો હું તને કરતે."

"મને શું માલમ"—નવલશા વિચાર કરતો બોલ્યો—"કે તમને બધું કામ હોય ત્યારે નહિ સાંભરે ને નહિ કામ હોય ત્યારે સાંભરશે. પણ કેશવલાલ ત્યાં ગયો છે એમ તમે શા ઉપરથી કહો છો."

"જોની ભાઈ, મારો કેશવલાલ મને માને ઠેકાણે ગણે છે. એક દહાડો પણ બહાર ગામ જવું હોય તો મારી રજા લેવા આવે છે. આજે કેટલા દહાડા થયા તે ગયો છે, પણ નથી મને કહેતો ગયો, કે નથી હજી એનો મારા ઉપર કાગળ! તેમાં જ્યારથી તું મને મળી ગયો, ત્યારથી તેનો તે જ વિચાર કરતાં મારા મનમાં સિદ્ધિના ભણકારા વાગ્યા કરે છે. ગઈ રાતના સુતાં સુતાં મને વિચાર થયો કે કેશવલાલ એની વહુને લઇને ગયો છે, અમને કોઇને કહ્યું કારવ્યું નથી, તો મારી બ્હેન કહેતી હતી તેમ, સિદ્ધિ આપવા સારૂ તો મહારાજે એને નહિ બોલાવ્યો હોય."

નવલશાને અચંબો તો લાગ્યો, તથાપિ પોતાના મનની એક શંકાનું નિવારણ કરવાને વાસ્તે એણે પુછ્યું—

"એની બૈરીને લેઇને ગયો તેમાં તમને એમ જ વિચાર કેમ આવે?"

"કારણ કે"—ધનકોરડોસીએ લાગલો જવાબ આપ્યો—"કોઇને પોતે એકલા બોલાવશે જ નહિ એમ મહારાજે સાધુદાસને ખાસ કરીને કહ્યું હતું; એમ મારી બહેન ઘણીવાર લવારો કરતી."

"પણ ત્યારે"—નવલશા વળી એક બીજી શંકા ઉઠાવતો બોલ્યો—"તેમાં મારા બાપને પુછવાનું તમને શું કારણ પડ્યું?"

"સાધુદાસના વંશમાં તારો બાપ મ્હોટો છે તેથી બધી વાત મહારાજ એને જણાવતા રહેશે એમ મારી બહેન કહેતી હતી"—પેટનું પાણી પણ ના હાલે એવી રીતે ધીરજથી ડોસીએ જવાબ આપ્યો.

નવલશા તો સડક થઈ ગયો. આંખો ફાડીને અને ઓઠ દાબીને ડોસીનું કહેવું એ સાંભળ્યા કરતો હતો. જાણે કોઈ પંડિત શાસ્ત્રના શ્લોકો અને સૂત્રનાં પ્રમાણો આપીને કોઈ વિષય સ્થાપિત કરે, અથવા જાણે કે કોઈ બારિસ્ટર ફેસલ થયેલા કેશની શાહદત કોઈ ન્યાયાધીશ આગળ ધરે, તેમ પોતાની દરેક વાતના ટેકામાં 'મારી બહેન કહેતી હતી' એવો ટેક, બહુ સૂક્ષ્મ નજર દોડાવી ડોસી પુરવા લાગી; ને નવલશાની ખાતરી થઈ કે ડોસી બધી વાત ખરેખરી જ કહે છે. ખાતરી થવાની સાથે એના દીલમાં એક ફાળ પડી. રવિમર્દને ધવલગિરિ જવાની

સલાહ આપી તેજ સાંઝના, મમતારામની શીખવણી પ્રમાણે, નવલશાએ પોતાના બાપને જણાવ્યું હતું કે આનંદગિરિ મહારાજે મને પણ સ્વપ્નમાં આવીને આજ્ઞા કીધી, કે કેશવલાલને તો મેં મારી પાસે બોલાવ્યો છે ને તું પણ પરમ દહાડે સવારનો નીકળ્યો મારી પાસે આવ. વનમાળીદાસની અચરતીનો પાર રહ્યો નહિ. આનંદગિરિ પ્રત્યે એની આસ્થા એટલી તો સચોટ બેસી ગઇ હતી, કે એનું નામ લઇને કોઇ ખોટી વાત કરે એવું એને ભાન સુદ્ધાંએ આવે એમ નહોતું. તેમાં એનો જીવ સંસારી હતો તેથી કંઇ લોભે લક્ષણ જાય એમ પણ થયું. પોતાના દીકરાને પણ આનંદગિરિ મહારાજ ધવલગિરિ તરફ બોલાવે છે તેથી એને એક લેખે સંતોષ થયો. નવલશા ત્યાં જાય તેમાં એને કશી આનાકાની કરી નહિ. પણ નવલશા હજી કાચી ઉંમરનો હતો ને આખરે બાપનું દીલ, તેથી હરખની સાથે નવલશા એકલો કેમ જશે, તેની એ કંઇક ફીકર પણ દેખાડવા લાગ્યો. નવલશાએ ઠાવકું મ્હોં રાખી ડહાપણ ભરેલો જવાબ આપ્યો કે શ્રીઆનંદગિરિ મહારાજના કહેવાથી પોતે ત્યાં જાય છે. તો મારો એક વાળ પણ વાંકો થવાનો નથી. વનમાલીદાસને હીંમત આવી ને પોતાના એકના એક દીકરાને, જે વખતે આનંદગિરિ મહારાજે નીકળવાનું કહ્યું હોય તે વખતે, નીકળવાની ખુશીની સાથે રજા આપી.

હવે જ્યારે ડોસીની વાતપરથી એની ખાતરી થઈ કે તે બધું સાચેસાચું કહે છે ત્યારે નવલશાને તરત જ ફીકર પેઠી, કે મારા બાપને તો મેં એકલાજ જવાનું કહ્યું છે, ને આ ધનકોર ડોસી તો એમ કહે છે કે કોઇને એકલા તો મહારાજ બોલાવશે નહિ એમ એની બ્હેન કહેતી હતી; તો રખેને બાપાને મળવા આવી છે ને તેને પણ એમ કહી દે તો! આવી રીતે ભભકાબંધ રીતે મુસાફરીએ નીકળવાનો તેનો તાલ જતો રહે એટલુંજ નહિ, પણ એના બાપ આગળ બધો ભરમ ખુલ્લો થઈ જાય તો પોતે પંચાતીમાં આવી પડે ને ઘરમાં ફજેતી થાય. એ પંચાતીમાંથી કેમ નીકળવું તેનો નવલશાને જોતજોતાંમાં જબરો વિચાર થઈ પડ્યો. ધનકોરડોસી જે નવલશાનો બધો તાલ નિશ્ચિત રીતે જોયા કરતી હતી તે બોલી—

"ભાઈ, મેં તો સાંભળ્યું છે કે મહારાજે તને પણ ત્યાં બોલાવ્યો છે, ને તું પણ ત્યાં જાય છે તે વાત ખરી છે કે?"

ધનકોરડોસી જેવા જાણીતા આદમીને ના કહેવી નવલશાને ઠીક લાગી નહિ તેથી એણે જવાબ આપ્યો—

"હા, મહારાજે મને પણ બોલાવ્યો છે ને હું પણ આવતી કાલે સવારના ત્યાં જવાને સારૂ નીકળવાનો છું."

"મારી બ્હેન કહેતી હતી કે જેને સિદ્ધિ આપવી હશે તેને મહારાજ કોઇની સાથે આવવાનું કહેશે. તે પ્રમાણે મારા કેશવલાલ અને ગુલાબવહુને બોલાવ્યાં; પણ પાછળથી તને પણ બોલાવે છે તો તમારામાંથી કોને સિદ્ધિ આપશે તેનો મને વિચાર થાય છે."

"તે વિષે મારા બાપાને પુછવાથી શું વળવાનું છે"—નવલશાને કંઈક કળ વળી ને ડોસીની કાશલ પતાવતો બોલ્યો—"પાછળથી મહારાજનો વિચાર મને સિદ્ધિ આપવાનો થયો હોય તો તેમાં નહિ બને એવું શું છે?"

"તે તો ખરૂં, પણ તને તો એકલા આવવાનું કહ્યું જણાય છે તેનું કેમ? તે વિષે મારે વનમાળીદાસને પુછવું છે, કે એ પ્રમાણે મહારાજે આગળ નક્કી કીધું હતું ને હમણાં આમ કેમ થઈ ગયું."

નવલશાને પુરી ફીકર પેઠી. એને તો એમ જ લાગ્યું કે એનો બાપ બધો ભરમ જાણી ગયો ને એની ફજેતી થઇજ ચુકી! હવે કરવું શું? ગભરામણમાં બહુ લાંબી નજર ન દોડાવતાં નવલશા બોલી ઉઠ્યો—

"મને મહારાજે આવતી કાલે સવારના નીકળવાનું મુહૂર્ત સ્વપ્નામાં દર્શન દઇને આપ્યું છે, ને મને કહ્યું કે તું તારી સાથે જેને જોઇએ તેને લેજે.

"હવે તારી વાત મારા દીલમાં ગોઠતી જાય છે"—ડોસીએ જવાબ આપ્યો.

નવલશાને કંઇક હીંમત આવી ને ડાહ્યો થતો બોલ્યો—"મેં ઘણો વિચાર કીધો કે સાથે કોને લઈ જવો. આનંદશંકર કરીને મારો એક દોસ્દાર છે પણ તે તો મારા જેવો જ નાદાન ગણાય. એવામાં મને ખબર મળી કે મમતારામ, જેને તમે ઓળખતાં હશો તે, પોતાને ગામ જવાને આવતી કાલે નીકળવાનો છે. ધવલગિરિથી એનું ગામ થોડું છેટું છે. મેં એને સમજાવ્યો ને એણે મારી સાથે આવવાની હા પાડી છે."

"ભાઇ તેં બધું એને કહી દીધું કે શું?" ડોસીએ પુછ્યું.

"ના રે, હું કંઈ એવો કાચો નથી તો!" નવલશાએ હસીને કહ્યું—"મેં તો કહ્યું કે મારે ધવલગિરિ જવાની બાધા છોડવી છે, ને તે એક જાતરાનું ઠેકાણું છે તો વારૂ, મારી સાથે આવશો તો તમને જાતરા થશે ને મારી બાધાએ છુટશે. વળી આપણે સાથે મજા કરતા જઇશું."

હવે ડોસીને સડક થવાનો વારો આવ્યો ને એક ટસે નવલશા સામું જોઇ જ રહી! નવલશાને વધારે હીંમત આવી ને બોલવું જારી રાખ્યું—

"મમતારામે પહેલાં તો ના કહી કે એણે તો ધવલગિરિની જાતરા, એનું ગામ ત્યાં પાસે જ હોવાથી, ઘણીવાર કીધી છે. પણ મેં એને ઘણો સમજાવ્યો તેથી

માણુમાણુ એણે હા કહી છે. મને એ કહેતો હતો કે હું તમને ધવલગિરિ સુધી મુકીને મારે ગામ જતો રહીશ. મને તો એટલું જ જોઇતું હતું. કારણ કે ધવલગિરિ પહોંચીશ ત્યારે આનંદગિરિ મને મળશે, અને કેશવલાલ ને તેની બૈરી પણ ત્યાં જ છે; એટલે પછી મમતારામ જતો રહે તો સામું સારૂ કે મહારાજ આગળ સિદ્ધિ સંબંધે ને બીજી ધરમની વાત થાય; તેથી મેં તો તેમ કબુલ કીધું છે."

"ભાઈ, તું પણ તારી બૈરી સાથે કેશવલાલની પેઠે ત્યાં જાય તો કેવું સારૂ"—ડોસી હજી એનું વધારે પેટ લેવાને બોલી—"કે બધી જોડે જોડ થાય."

"ના, હજી એ તો નાદાન છે"—નવલશાએ ઝટ જવાબ આપ્યો—"તમારા કેશવલાલને તો મહારાજે બૈરી સાથે આવવાનું કહ્યું, પણ મને તો ખુશી પડે તેની સાથે જવાનું કહ્યું છે, એટલે એને સાથે લઈ જવાનું કંઈ કામ નથી."

એ પ્રમાણે પોતાની બુદ્ધિ ચાલી તે પ્રમાણે ઘટતે ઘટતો જવાબ નવલશા આપવા લાગ્યો. નવલશાને લાગ્યું કે ડોસીને કંઈ વહેમ પડતો હોય એમ એના ચહેરા પરથી જણાતું તો નથી; તથાપિ પોતાને કોઈ વાતે જોખમ રહે નહિ તેની એક તદબીર નવલશાને એવી સુજી કે, બપોરની ઉંઘ કહાડીને ઉઠયા પછી એનો બાપ તરત બહાર જાય છે, માટે ડોસીને એવી વાતપર ચહડાવી દેવી કે વનમાળીદાસ અને તે ભેગાં થાય જ નહિ! જ્યારે ડોસી આવી ત્યારે નવલશા બહુ તોછડાઇથી બોલ્યો હતો, કે નીચે તપાસ કરો કે કોઈ માણસ ચાકરને પુછો. પણ હવે તો રંગ બદલાઈ ગયો હતો. તેથી નવલશા ડોસીની જોડે સભ્યતાથી ને હસતું મ્હોં રાખી વરતવા લાગ્યો ને જે પુછ્યું તેનો પાધરો જવાબ આપવા લાગ્યો.

"ભાઈ, આ બધી પેટી પેટારા ને બધો સામાન શું તું ત્યાં લઈ જવાનો છે"—ડોસીએ પુછ્યું—"શું મહારાજ તને કહેતા હતા કે ત્યાં બહુ દહાડા રહેવું પડશે."

"ના, કહ્યું તો કંઈ નથી"—નવલશાએ હસીને જવાબ આપ્યો—"પણ તમે જાણો છોની કે કેવા મહોટા સાધુ જોડે કામ રહ્યું. વળી મહારાજ આપણને ત્યાં મહીનો બે મહીના કે છ મહીના પણ રહેવાનું કહે તો આપણાથી તેમનો સુખન કેમ ઉથાપાય? માટે જરાક વધારે સામાન રાખ્યો છે. તમે આવ્યાં ને હું એ જ વિચાર કરતો હતો કે કંઈ ઓછો કરૂં. પણ તમને ક્યારનાં મેં ખોટી કરી રાખ્યાં છે ને હજી કોઈ કેમ જાગતું નથી? લ્યો. હું મારી માને ઉઠાડું."

એમ કહી નવલશા કમલાને જગાડવા ગયો. ધનકોરડોસીએ બહુએ ના કહી, પણ ડોસી તરફ માનથી વરતતો હોય તેમ, નવલશાએ તેની ઝાઝી દરકાર કીધી નહિ. ધનકોરડોસી મળવા આવ્યાં છે એમ કહી કમલાને જગાડી નવલશાએ તરત આવીને ડોસીને ગભરાતાં ગભરાતાં કહ્યું—

"મેં મારી માને તો જગાડી છે. પણ હવે મને વિચાર થાય છે કે આપણાથી સિદ્ધિની વાત એની આગળ થાય એમ નથી, તો શા માટે આવ્યાં છો તેનું શું બહાનું કહાડશો?"

"કંઈ ફીકર નહિ"—ડોસીએ કહ્યું—"હું જુગતે જુગતી વાત કરવાને આજે આવી છું તેથી જુગતે જુગતું જ બોલીશ."

એટલામાં ત્યાં કમલા આવી. ડોસીએ સહેજ રીતે જણાવ્યું કે કેશવલાલ, કોણ જાણે થોડાક દહાડા થયા કયાં ગયો છે ને કોઇને કંઈ કહ્યું કારવ્યું નથી, તેથી હું તમને પુછવા આવી હતી કે તમે કંઈ જાણતાં કરતાં તો નથી? પણ તમે સુતાં હતાં તેથી બેઠી બેઠી નવલશા જોડે આડી તેડી વાત કરતી હતી. નવલશા તે પછી ડોસીને સારૂ વનમાલીદાસની નીચે તપાસ કહાડવા ગયો. પોતાનો બાપ બહાર ગયો છે એમ જોઈ નવલશાના જીવને નીરાંત વળી. એની મા અને ડોસી બહાર બેસીને કેશવલાલની જ વાત કરતાં હતાં. કમલા કહેતી હતી કે અમને તો કંઈ ખબર જ નથી કે કેશવલાલ ગુલાબવહુની સાથે ગયો છે, કે કયાં ગયો છે તેની. નવલશાને હવે ધનકોરડોસીની પાછી થોડી જ કનવાર હોય એમ લાગ્યું. તેથી બંનેને ત્યાં જ પડતાં મુકી પોતાના ઓરડામાં આવી ટ્રંકોમાં સામાનની સે મુક કરવા એ પાછો મંડી પડ્યો. ધનકોરડોસી એમ બોલી કે હું જુગતે જુગતું જ બોલવાને આવી છું, તેથી સામાન બાંધતાં બાંધતાં નવલશાને ફીકર લાગી કે મારાથી કંઈ વધતું ઓછું તો બોલાઈ ગયું નથી.

ધનકોરડોસીને વનમાલીદાસને મળવાની કંઈ જરૂર નહોતી. એ તો એવું બહાનું કહાડીને આવી હતી, તેથી વનમાલીદાસ અને ડોસીનો મેળાપ ન થાય તે સારૂ નવલશા જે તદબીર રચ્યો તેપર ડોસીનું લક્ષ ગયલું ન હોવાથી તે તદબીર તેના કળવામાં આવી નહિ. થોડી વાર કમલાની જોડે વાતચીત કરી એ કીકીને ત્યાં મહામતિ અને અલંગાને મળવાને નીકળી. જતાં જતાં ધનકોરડોસી પોતાના મનમાં કહેવા લાગી-"મહામતિ કહેતી હતી કે આપણે રખેથી શરૂ થતી વાતોને ખોળવી જોઇએ. પણ હવે આટલી વાતો રખેના પેટારામાંથી કહાડીને નક્કીના પેટારામાં મુકવી જોઇએ"—

"અમતારામ બધું જાણે છે. શી રીતે તે તો ખબર પડતી નથી. નવલશાને વશ કરી રાખ્યો છે. માટે આ નવલશાના જવાનું ટીખળ એણે જ ઉભું કીધું છે. મારા કેશવલાલને એ ફસાવશે તેમાં મને દો શક નથી. પણ જોઇએ, મહામતિ ને અલંગા શું કહે છે. હવે કેશવલાલને કેમ બચાવવો એ નક્કી કરવાનું છે."

ધનકોરડોસીના ગયા પછી થોડી વારે નિર્મલદાસ નવલશાને મળવા આવ્યો. બહાર કમલા ઊભી હતી તેને જોઇને નવલશા ઓરડામાંથી સાંભળે એવો મ્હોટો ઘાંટો પાડીને એ બોલ્યો—

"કેમ કાકી, નવલશા તો ઘરમાં છે કેની; અથવા હોવો જ જોઇએની. મુસાફરીએ નીકળવાને આગલે દહાડે નવલશા સામાન સરજન બાંધવા કરવામાં નહિ રોકાયલો હોય તો પછી થઇ જ રહ્યું! કાલે દુલારામ ભાઇને જોવાને કાકા આવ્યા હતા, તે કહેતા હતા કે નવલશા બહારગામ જાય છે તેથી હું એને મળવા આવ્યો છું."

એમ કમલાની જોડે હસીને વાત કરતો, ઘરના ભોમીઆની પેઠે નિર્મલદાસ નવલશાના ઓરડામાં આવ્યો. ઓરડામાં નજર નાંખતાં એને તો બધે ટ્રંકો અને પાકીટો જ ખડકેલી જણાઇ. જ્યાં ત્યાં તરેહ તરેહવારનો સામાન સીંચેલો હતો ને તે બધીનાં મ્હોડાં શોભાને સારૂ નવલશાએ ઉઘાડાં રાખેલાં હતાં.

ચકિત થઇને બધી ટ્રંકોપર નજર કરી નવલશા જ્યાં બેઠો હતો તેની પાસે નિર્મલદાસ આવ્યો, ને કોઈ મહોટા માણસને સલામ કરતો હોય તેમ ધીરે ધીરે ડોકી નીચી કરતો એ બોલ્યો—

"કેમ ભાઈ, તારા ઓરડામાં આવવાની મને રજા છે ને હું તારી આ બધી ટ્રંકો પાસે બેસું?"

ધનકોરડોસી જુગતે જુગતું બોલવા આવી હતી એમ બોલી, તેનો વિચાર નવલશાના દીલમાં હજી સાલ્યા જ કરતો હતો. જો કે ડોસી એની પાસે આવીને શું વાત જાણી ગઇ તેનો ખ્યાલ નવલશાને આવ્યો તો નહિ, તથાપિ એને એમ લાગ્યું કે પોતાથી વધતું ઓછું બોલાઇ ગયું છે. એ તો સારૂ હતું કે ટ્રંકોમાં સામાન ભરવાનું કામ નવલશાને મન પસંદ હતું ને તેની લ્હાયમાં એને ઝાઝી ફીકર લાગી નહિ. તથાપિ સામાન બાંધતાં બાંધતાં એણે પોતાના મનમાં નક્કી કીધું કે હવે કોઇની આગળ મુસાફરી સંબંધે એક બોલ પણ બોલવો નહિ. એવામાં ત્યાં નિર્મલદાસ આવ્યો ને ઉપર પ્રમાણે બોલ્યો.

"હા બેસોની"—નવલશાએ જવાબ આપ્યો–"પણ આજે મારાથી કંઇ વધતું ઓછું બોલાઇ ગયું હોય એવી મને ફીકર લાગે છે. માટે તમે કંઇ પુછશો કરશો તો તેનો ખુલાસો હું આપવાનો નથી; એ તમે તમારા મનમાં નક્કી કરી રાખજો."

"ઠીક છે, મંગલાચરણ તો પહેલા નંબરનું થયું"–નિર્મલદાસે એક ટ્રંક ઉપર પોતાનું ભારે શરીર ગોઠવીને બેસતાં કહ્યું—"તારા વિચાર પ્રમાણે તો એકને જમાઓ માટે બીજાને ભુખ્યો રાખવો જોઇએ કેમ? એકને પાળ્યો તો બીજાને

મારવો કેમ? પણ કોઇની આગળ તું વધારે બોલ્યો તેમાં મેં શું ગધેડી પકડી કે મને ખુલાસો નહિ આપે?"

"તે તો તમારે જોઇએ તેમ બોલ્યા કરોની, પણ હું તો એક બોલ બોલવાનો નથી"—નવલશા ભાર ખાતો બોલ્યો.

"પણ ભલા માણસ, હું શું પુછવાને આવ્યો છું તે તો તું સાંભળ! પછી તારે પાલવે તો ના કે હા કહેજેની? આ તો 'ચોર આવ્યો તો કે લટકાવો એને ફાંસીને લાકડે,' એવી "પુરી એક અંધેરી ને ગંડુ રાજા,' જેવી શું વાત કરે છે?"

"હું તો બોલવાનો જ નથી–તમે મને જોઇએ તેમ સમજાવોની?"

મેં કંઇ તને પુછવા જેવું રાખ્યું જ નથી તો! ગઈ કાલે કાકા કહેતા હતા કે તું પણ કેશવલાલની પેઠે ધવલગિરિ આવતી કાલે જવાનો છે. તે તો હું ક્યારનોએ જાણી ચુકયો છું. તું એમ સમજતો હશે કે તને સિદ્ધિ મળશે તેની મને અદેખાઈ આવતી હશે. પણ તને મળો, કેશવલાલને મળો, કે દુલારામને મળો, તેમાં મને તો રતિ માત્ર ભાર કે ઉલ્લાર જણાતો નથી. જેના નસીબમાં હશે તેને મળશે. દુલારામની પેઠે માંદા પડવાથી કંઇ સુક્કરવાર વળવાનો નથી."

"ત્યારે તમે મને શું પુછવાને આવ્યા છો"—નવલશાએ પુછ્યું.

"અરે, મને તો એક તોર થઇ આવ્યો કે મહારાજે કેશવલાલને તો આકાશવાણી કરી પોતાની પાસે બોલાવ્યો, ત્યારે તને શું પાતાલવાણી કરી બોલાવ્યો કે કેવી રીતે, તે જાણવાને હું તો આવ્યો છું."

"પાતાલવાણી કરીને બોલાવે તોએ એ મહારાજ સબધા છે"—નવલશાએ દુણાતાં દુણાતાં જવાબ આપ્યો—"પણ મને બોલાવ્યો તેમાં તમને શું કંઇ ખોટું લાગે છે કે આમ મજાક મશ્કરી કરો છો?"

"મને તો એવી રીતે બોલવાની ટેવ પડી છે તે તું કયાં નથી જાણતો?"

"આવી સિદ્ધિની વાતમાં પણ મશ્કરી"—નવલશા વધારે ભારે થતો બોલ્યો.

"અહો, તું તો બહુ સુધરી ગયલો જણાય છે ને શું"—નિર્મલદાસે તેની ટકોર કરતાં કહ્યું—"પણ જરાક પાસે તો આવ, મને જોવા તો દે કે વાલકેશ્વરમાં મહારાજને હડધુત કરનારો આજ નવલશા કે કોઇ બીજો."

"તમે તો મને જ્યારે ત્યારે એની એ જ વાત તતારી આપો છો. પણ યાદ રાખજો, મને સિદ્ધિ મળી છે તો હું પહેલાં તો તમારા બાર વગાડીશ."

"તે તો જેવી ધર્મની વહારે ધાવાની તારી લાયકાત"—નિર્મલદાસે કહ્યું—"પણ તું આમ નકામો ખીજવાઈ શેનો જાય છે? તું એવી રીતે વાત કરે છે તેથી તને ખીજવવાનું મને મન થઇ આવે છે. બાકી તું ધવલગિરિ જવાની

તૈયારી કરે છે એટલે તને ખીજવવા હું આવ્યો નથી. પણ તું મને કહે તો ખરો કે મહારાજે તને ત્યાં આવવાનું કેવી રીતે કહ્યું?"

"તે તો મેં તમને પહેલાંથી જ કહ્યું કેની, કે હું આજે એક બોલ બોલવાનો નથી."

"હું તો સહેજ જાણવા માંગતો હતો. બાકી મારે કંઈ સિદ્ધિ કે દલ્લો લઈ લેવો નહોતો. ઠીક છે ત્યારે રામ રામ, પણ કેશવલાલ મળે તો કહેજે કે નિર્મલદાસ તમને યાદ કરે છે ને ખુશીમાં છે. આ બધો સામાન તું ત્યાં જ લઈ જવાનો કે? તારૂં રહેવું ત્યાં પાંચ દશ વર્ષ થશે કે શું તે તો કહે?" નવલશા કંઇ કહે એમ નહિ લાગવાથી, એટલું બોલી નિર્મલદાસ જતો રહ્યો.



## પ્રકરણ ૭૫ મું

## લોકો સુધર્યાં કે લોકોની રીતભાત સુધરી ?

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।

( श्रीमद्भगवद्गीता )

નીકળવાને આગલે દહાડે, જ્યારે નવલશા પોતાના ઓરડામાં લાંબી મુસાફરીએ જવાનો હોય તેવી તૈયારી કરતો હતો; ટૂંકોમાં જાતજાતનો સામાન મુકતો ને બરોબર ન ગોઠવાયાથી પાછો કહાડીને સામાનની અને પોતાની અફળાઝીક કરી કરીને આખા ઓરડાને ગજાવી મુકતો હતો, ત્યારે તે દહાડે સવારથી મમતારામ પણ જબરાં કામોમાં રોકાઇ ગયો હતો, ને માણમાણ સાંઝ થતાં થાકીને લોથપોથ થયલો પોતાને ઘેર આવ્યો.

આજે સવારના ઉઠતા વારને ભાઇતથા મમતારામને મળવા આવ્યો. એની જોડે મમતારામને હમણાં હમણાં બહુ એખલાસ વધી ગયો હતો. પહેલાં તો તે બંનેને માત્ર સલામ વહેવાર હતો, ને એક બીજાને નામે ઓળખતા. પણ એક દહાડો તેઓનું દૈવેચ્છાએ એક ઠેકાણે મળવું થયું. તે વખતે વેપારની વાત નીકળતાં ભાઇતથાએ મમતારામને સહેજ જણાવ્યું કે બજારમાં ચંદ્રબિંબના ભાવો તેજી બોલાય છે. હું શેરોનો પુષ્કળ વેપાર કહોળું છું તેથી મારા જાણવામાં પાકે પાયે આવ્યું છે કે ચન્દ્રબિંબ મીલના શેરોનો ભાવ વધતો જ જશે. નથુશેઠનું બે લાખનું ઝવેરાત વેચાવતાં, અને તે શેઠની ઓળખાણને લીધે બીજી ઘણી ઘણી રીતે પણ, મમતારામને ઘણો સારો હાથ પડેલો હતો. પૈસાની એને હાથે હાલમાં ઠીક ચાળવણી થતી હતી. ભરતામાં ભરાયાની પેડે મમતારામની પાસે પણ,

માયાપુંજી ઠીક એકઠી થઈ હતી. પાસે રોકડની છુટ હોવાથી નાણું શેમાં રોકવું, કે વ્યાજ અને નફો વધારે મળે એવી વાત એ ભળતા ભળતાને પુછ્યા જ કરતો હતો. એ અરસામાં ભાઇતથાએ એને ઉપર પ્રમાણે સલાહ આપી. મમતારામે વધારે ખુલાસો માગ્યો. રહેતે રહેતે ભાઇતથાએ જણાવ્યું, કે આજ કેટલાક મહીના થયા એના જાણવામાં ખાનગી રીતે આવ્યું હતું, કે ચન્દ્રબિંબ મીલના હાલના મેનેજરો વેપારમાં દબાઈ ગયાથી, મોડે વહેલે તેઓના હાથમાંથી તે મીલનો કારભાર જતો રહેવાનો. તે મીલના મેનેજરોને આર્ટીકલ્સમાં કરેલી સરત પ્રમાણે ઘણું સારૂં કમીશન વગેરે મળતું, તેથી ભાઇતથાએ એ મીલનો વહીવટ પોતાને હાથ કરી લેવાની નજર દોડાવી. તેના પગરણમાં ભાઇતથા તથા તેના મળતાભિષેકો, વગે સગે બને તેટલી સંખ્યામાં, તે મીલના શેરો પોતાને ગળે ઓરવા લાગ્યા. અલબત ચંદ્રબિંબનું કામ બહુ સારા પાયા ઉપર ચાલતું હતું. દર વરસે તે મીલ સારૂ વ્યાજ આપતી તેથી બજારમાં તેના ભાવ ટકી રહેતા, એટલે ભાઇતથા ધારતો હતો તેટલી સંખ્યાના શેરો એના હાથમાં આવવા પામ્યા નહિ. તેથી તે અને તેને મળતાભિષેકો બને તેટલી વધારે સંખ્યામાં તેના શેરો હાથ કરવાને બજારની અંદર ધુમ તરકટી સોદાઓ કરવા લાગ્યા. વગર લેવે દેવે પોતાને ફાવે તેમ શેરોના ભાવોમાં બસો બસો ટકાની ઉથલપાથલ કરવા લાગ્યા, કે અજાણ્યા લોકો શેરોમાં એ પ્રમાણે વગર કારણની અને નહિ સમજણ પડે તેવી જબરી વધઘટ થતી જોઇને, ગભરાઈ જાય અને ચંદ્રબિંબના શેરો વેચી નાંખે. એ પ્રમાણે બજારની અંદર અનેક અનેકવાર ખોટી ખોટી લેવાલીઓ બોલાવીને ભાઇતથાના હાથમાં પુષ્કળ શેરો ચંદ્રબિંબના આવી ગયા હતા, ને હજી પણ તેમાં એ વગે સગે વધારો જ કર્યા કરતો હતો. મમતારામને ભાઇતથાની સલાહ ઠીક લાગી અને ધીમે ધીમે એણે પણ દશ પંદર હજારના શેરો ખરીદ કીધા. બજારમાં શેરોના ભાવ વધતા જ ગયા. ભાઇતથાની રૂખ પ્રમાણે ચાલીને તે શેરોની લે વેચ કર્યા કરવાથી મમતારામને સારી કમાણી થવા લાગી. હાલમાં મમતારામની પાસે ચંદ્રબિંબના પચીસ હજારના શેરો થયા હતા અને કાગળ ઉપર મમતારામને તેમાં નફો ને નફો જ દેખાયા કરતો હતો. હમણાં હમણાં ભાઇતથાની પેઠે એ પણ એ મીલના શેરોપર ગીરો રૂપીઆ ધીરવા લાગ્યો હતો.

જેમ જેમ ભાઇતથાના હાથમાં ચંદ્રબિંબના શેરો વધતા જ ગયા, તેમ તેમ એણે તો બીજા વેપારમાંથી પોતાનું નાણું સમેટી લીધું ને ચંદ્રબિંબનો જ એ તો વેપાર લઇને બેઠો. હમણાં હમણાં હજી પણ વધારે સંખ્યાના શેરો એના કાબુમાં રહે એવા ઉદ્દેશથી, તે શેરોને ગીરો રાખીને પણ એણે નાણાં ધીરવાનું શરૂ કીધું.

તોપણ આઠ આનીથી વધારે શેરો બજારમાં ફરતા હતા, ને જ્યાં સુધી આઠ, દશ કે બાર આની જેટલા શેરો પોતાની અને પોતાના મળતીઆ પાસે આવે નહિ, ત્યાં સુધી કંપનીનો વહીવટ પોતાને હાથ લઈ લેવાની વાત બહાર નહિ પાડવી તો જ બરોબર જમાવટ થશે, એમ ભાઈતથાનું માનવું હતું. ચંદ્રબિંબના શેરો એના તો ગળા સુધી ભરાઈ ગયા હતા. એવામાં મમતારામ જે દહાડે નીકળવાનો હતો તેને આગલે દહાડે, સવારના સાત વાગે ભાઈતથા એને ત્યાં દોડધામ કરતો આવ્યો ને જણાવ્યું, કે એક જણને પૈસાની તાણ હોવાથી ચંદ્રબિંબના શેરોપર રૂપીઆ પચીસથી ત્રીસ હજાર જોઇએ છઇએ, માટે ગમે તેમ કરીને પણ એ શેરોને જતાં ન મેલવા જોઇએ.

જો કે મમતારામ ભાઈતથાની સલાહ પ્રમાણે ચાલવાથી સારૂ કમાયો હતો, ને જો કે હમણાં હમણાં એની બધી સીલક ચંદ્રબિંબના શેરની ખરીદીમાં અને ગીરોમાં રોકાઈ ગઈ હતી, તોપણ હવે એની પાસે ફાજલ નાણું નથી, એ કારણ જણાવીને મમતારામે વધારે નાણું રોકવાની ના પાડી. ભાઈતથાએ એને સમજણ પાડી કે જો કોઈ સબધાના હાથમાં આવી સારી સંખ્યાના શેરો ચાલ્યા જશે, તો તે મીલનો વહીલટ પોતાને હાથ કરી, કમીશનની જાવતકાલ સુધીની જે જંગી પેદાસ ખાયા કરવાની, અને આખી મીલને પોતાની કરી લેવાની જે આશાઓ તેઓએ બાંધી હતી તે બધી ધુળ મળી જશે; એટલું જ નહિ પણ, આગળ ઉપર તે શેરોના ભાવ તેઓના હાથમાં રહેશે નહિ, અને પરિણામમાં સામા ટોટામાં આવી પડશે. મમતારામને લાગ્યું કે ભાઈતથાની દલીલ વાજબી છે, પણ પોતાને આવતી કાલે બહારગામ જવું છે ને પૈસાની છુટ નથી એ કારણ બતાવ્યાં. ભાઈતથાએ એને ઘણોએ વાર્યો કે હવે જ્યારે ચંદ્રબિંબ મીલને પોતાની કરી લેવાનો વખત છેક પાસે આવ્યો છે ત્યારે બહાર જવું ઠીક નથી. પણ મમતારામને આનંદગિરિ મહારાજ, જાણે સવા લક્ષ મહોરો અને ઝવેરાતની છાબો આપી દેવાના હોયની, તેમ આવી એનની વખતે, લાખે લાખનું હાંસલ હોય તોપણ, ગયા વગર ચાલે તેમ નથી એમ જણાયું. તથાપિ કોઈ સબધાને કે ભળતાના હાથમાં પેલા શેરો જતા નહિ રહે માટે, પોતાની પાસે જે બીજી મીલો પ્રેસો અને પરચુરણ શેરો રૂપીઆ વીસ હજારના હતા તે કહાડી નાંખીને, ચંદ્રબિંબના શેરો ગીરો રાખવાને મમતારામે કબુલ કીધું. ભાઈતથાએ પણ સાંઝ સુધીમાં ગમે તેમ કરીને દશ પંદર હજાર લાવી આપવાનું બીડું ઝડપ્યું. જે માણસને ચંદ્રબિંબના શેરોપર નાણું જોઈતું હતું તેને તાકીદ હતી. બીજે દહાડે મમતારામનું નીકળવાનું પણ નક્કી હતું. વળી પોતાના બીજા શેરો ગીરો મુકવા કરવામાં બહુ દહાડા નીકળી જાય તે બચાવ-

વાને, પચાસથી સો ટકા ઓછે પણ તે શેરો તરત ને તરત વેચી રૂપીઆ એકઠા કરવાની મમતારામને જરૂર હતી; તેથી દશ વાગે બંને જણા જેમ તેમ જમીને કોટમાં દોડ્યા. તરત નાણાં લેવાની સરતે સો સો ટકે ઓછે વેચતાં પણ માણ-માણ બધા શેરો વેચાતાં સાંઝ પડવા આવી. મમતારામને ખાસો પાંચ હજારનો ગોદો ઉતાવળે શેર કહાડવામાં લાગ્યો. પણ એવો વખત હતો કે સાંઝ સુધીમાં ચન્દ્રબિંબવાળા શેરો ઉપર રૂપીઆ ત્રીસ હજાર ધીર્યા વગર ચાલે એમ નહોતું તેથી તેને ગોદો લાગ્યો તેની ઝાઝી દરકાર કીધી નહિ. ભાઇતથાએ પણ જેમ તેમ કરી પંદર હજાર એકઠા કીધા. પણ ચન્દ્રબિંબમાં ગીરોના શેરો પોતાને નામે કરી લેવાને હવે બહુ મોડું થયું હતું, ને વળતે દહાડે તો મમતારામને બહાર ગામ નીકળ્યા વગર ચાલે એમ નહોતું, તેથી સાંઝના તેઓ એક સોલીસીટરની આફીસમાં દોડ્યા ને મમતારામે ભાઇતથાને એક પાવર ઓફ એટરની (મુખ-ત્યારનામું) લખી આપી પોતાના પંદર હજાર રૂપીઆમાંથી ચન્દ્રબિંબના શેરો ગીરો રાખવાની અને પોતાને નામે ચહડાવવાની સત્તા આપી. એ બધા કુટારા-માંથી પતતાં સાંઝના સાત વાગ્યા. મમતારામ થાકીને લોથપોથ થઈ ગયો હતો. વળી સવારના વહેલાં ઉઠવાનું હતું ને લાંબી મજલે જવાનું હતું, તથાપિ નવલ-શાને મળવાની સોએ સો વસા જરૂર હતી તેથી થાક્યો પાક્યો પણ, મમતારામ રાતના આઠ વાગે નવલશાને મળવા ગયો.

નવલશાને રાતના આઠ વાગે પોતે મળવા આવશે એમ તો એણે ગઈ કાલે નવલશાને કહી રાખ્યું હતું. પણ તે વખતે મમતારામ એમ નહોતો ધારતો કે સવારથી તે સાંઝ સુધી ચન્દ્રબિંબના શેરો ગીરો રાખવાના કુટારામાં તે રોકાઈ જશે. એણે તો એમ સમજીને રાતના નવલશાને ત્યાં જવાનું પસંદ કીધું હતું કે જ્યારથી મુસાફરીએ નીકળવાનું નક્કી થયું હતું ત્યારથી, નવલશા છેક છોકરવાદ જેવી વાત કહાડ્યા જ કરતો, કે આ તો આટલો સામાન જોઇશે ને આને આમ બાંધશું ને તેમ લઈ જઇશું. મમતારામને નવલશા જોડે હજી બહુ કામ લેવાનું હતું તેથી એણે કંઈ ઝાઝું બોલી નવલશાને નાખુશ કીધો નહિ; મોઘમમાં જણાવ્યું કે બને તેટલો ઓછો સામાન અને ટ્રંકો લેવી. પણ નવલશા તો કંઈ સમજ્યો નહિ. તેને તો પોતાની જ ધુન લાગેલી હતી. થોડીક મુસાફરી જે પગે કરવાની હતી તેને સારૂ ઘોડાઓ મળશે કે નહિ, ને સામાનની ટ્રંકો સારૂ બળદનાં ગાડાં મળશે કે નહિ, ને ઘોડા કે ગાડાંઓ ન મળે તો કેમ જવાશે, ટ્રંકોની શી વ્યવસ્થા કરવી પડશે, ને ઘોડાપર સ્વારી કરતાં કેવો ડ્રેસ સારો લાગશે, એવા એવા અગણિત સવાલો મમતારામને રહી રહીને પુછ્યા જ કીધા. તેથી મમતારામે એ

પાપમાંથી પતવાને માટે રાતના આઠ વાગે નવલશાને મળવાનું જણાવ્યું, કે છેક છેલ્લી વખતે નવલશા પાસે જતાં જે ઠાલી ટાહેલું સાંભળવું પડે તેમાંથી પોતે બચી શકે. મમતારામ સારી પેઠે જાણતો હતો કે નીકળવાને આગલે દહાડે નવલશાને મળ્યા પાખી છુટકો નહોતો, કારણ કે ધવલગિરિ તરફ નવલશાને ધસડી જવાનું બધું તૂત અત્યાર સુધી રામને નામે ઠીક ચાલ્યું હતું. પણ નવલશા બુદ્ધિમાં સાવ કાચો હતો, એટલે નીકળવાની છેક છેલ્લી ઘડીએ પણ બધી બાજી ફસકી જાય તેનું જોખમ મમતારામ બરોબર પીછાની શકયો હતો. વળી એ ભાઇની ઉમ્મર છેક નહાની હતી, તેથી વનમાલીદાસ રખેને નવલશાને મોકલતાં ધાસ્તી ખાય, તેની પણ મમતારામને ફીકર જ હતી. છેક છેલ્લી રાતે વનમાલીદાસ ફસકી ન પડે તે સારૂ મમતારામે નવલશાને એક યુક્તિ બહુ દીર્ઘદ્રષ્ટિ દોડાવીને બતાવી હતી. નવલશા નીકળવાને આગલે દહાડે પોતાના બાપ પાસે સહેજ જઇને બેઠો, ને આવતી કાલે પોતે ધવલગિરિ નીકળવાનો છે, તેની વાત ભેળી વાત કહાડતાં, એણે જણાવ્યું કે આજે બજારમાં એક બે ટ્રંકો ખરીદ કરવા જતાં એને મમતારામ મળ્યો હતો. તે પણ પોતાને ગામ તમોપુરી કંઈ કારણસર જવાને આવતી કાલે નીકળવાનો હતો. તમોપુરી ધવલગિરિ થઇને જવાય છે એટલે પોતાને અણધાર્યો સારો સંગાત થઈ ગયો છે એવી નવલશાએ ઠાવકા રહીને ટોપ મારી; ને જણાવ્યું કે ધવલગિરિ પહોંચ્યા પછી, ત્યાં કેશવલાલ મળશે, આનંદગિરિ મહારાજનાં દર્શન થશે, એટલે એને તો હવે સુખે જવાનું છે.

વનમાલીદાસના મનમાં રહી રહીને નવલશા એકલો કેમ જઈ શકશે તેની ફીકર લાગ્યા જ કરતી હતી. જેમ જેમ નવલશાને નીકળવાનો વખત પાસે આવતો ગયો તેમ તેમ તેમાં વધારો થયા કરતો હતો. તેના દીલમાં નવલશાની ઉપલી વાત સાંભળી કળ વળી. નવલશાને એકલો કેમ મોકલાય તે વિષે એના મનમાં અત્યાર સુધી જે ધાસ્તી રહ્યા કરતી હતી તે તદ્દન નીકળી ગઈ. સામો એ ખુશી થવા લાગ્યો કે નવલશા આનંદગિરિ મહારાજને મળવા જાય છે. બાપ દીકરા હસી નીસીને છુટા પડ્યા.

એ પ્રમાણે પોતાના બાપની આગળ જુગતે જુગતી રીતે વાત કરીને અને બરોબર કુંચી ફેરવી રાખીને, તેના દીલમાં જે બેમાલમ દગદગો કે વસવસો હતો તે દૂર કીધો, તેથી નવલશા રાજી થતો પોતાના ઓરડામાં આવ્યો ને ટ્રંકોમાં સામાન બરાબર ગોઠવવાના કામમાં બેવડા ઉજમથી લાગ્યો. તથાપિ જ્યારથી ધનકોરડોસી એને મળી ગઈ ત્યારથી એના દીલમાં એવું ધચુંપચું થતું હતું કે એનાથી વધતું ઓછું બોલાઇ ગયું છે. જો કે પોતાની અક્કલ પ્રમાણે તેનો બદલો એણે

નિર્મલદાસ આગળ એક બોલ પણ નહિ બોલીને વાળ્યો હતો, તથાપિ મમતારામ આવે તો તેને બધી વાત નિવેદન કરવાની, અને પોતાથી કંઈ ઓરનું દોર વેતરાયું તો નથી તે બાબત પુછવાની ચટપટી થઇ રહી હતી.

એવામાં રાતના આઠ વાગ્યા ને મમતારામ થાકયો પાકયો એના ઓરડામાં દાખલ થયો. જોય છે તો ટ્રંકોની હારોહાર દોરડાથી પેક કરીને તૈયાર ગોઠવી રાખેલી મમતારામની નજરે પડી! નવલશાને આગલે દહાડે આટલું આટલું સમજાવીને કહ્યા છતાં, આટલી બધી ટ્રંકો પોતાની સાથે લઈ જવાને તૈયાર રાખેલી જોઇને મમતારામ બહુ નાખુશ થયો. સારો દહાડો કોટમાં શેર બજારમાં હેરાફેરા ખાઇને અને ઉભા રહીને એ થાકી ગયો હતો, તેથી કંઈ પણ બોલ્યા વગર ધબ લઇને એક ખુરશી ઉપર એ લાંબો થઇને પડ્યો.

એને આવતો જોઇને નવલશા તો હરખમાં આવી ગયો. બધી ટ્રંકો ઉપર એને નજર નાંખતો જોઇને નવલશાને તો એમ લાગ્યું કે આટલો બધો સામાન પોતે સાંઝ સુધી બાંધી રહ્યો, તે કારણથી મમતારામ રાજી થઇને વખાણના બે બોલ એને કહેશે. પોતાની ધુનમાં નવલશાને જણાયું નહિ કે મમતારામ નાખુશ થતો ખુરશીપર બેસે છે, ને તેના ચહેરાપરથી તે થાકી ગયલો દેખાય છે. મમતારામ બેઠો ન બેઠો ને નવલશા બોલી ઉઠયો—

"બહુ સારૂ થયું કે તમે આવી પહોંચ્યા. આજે સવારથી હું તમારી વાટ જોયા કરતો હતો. કારણ કે તમારી સલાહ લેવા જેવી એક પછી એક ઘણી ઘણી બાબતો મને સાંભરતી હતી, ને આટલો બધો સામાન એકલે હાથે બાંધતાં હું તો બહુ"મુજાયા કરતો હતો. પણ આજે સવારથી તેની પાછળ જ લાગ્યો રહ્યો તો હમણાં માણમાણ પરવારી રહેવા આવ્યો છું. બોલો હવે"–નવલશાએ કૃતકૃત્ય થયો હોય એમ હાથના ચાળા કરીને કહ્યું—"તમે કહો ત્યારે નીકળવાને હું તૈયાર છું—આ બધી ટ્રંકો એક ગાડામાં નાંખી સ્ટેશનપર લઇ જવાની જ બાકી છે!"

"નવલશા"—મમતારામ ભાર દઇને બોલવા લાગ્યો—"મેં તમને ગઇ કાલે કેટલીવાર સમજાવીને કહ્યું હતું કે એક બે કે છેવટે ત્રણ ટ્રંકોથી વધારે ટ્રંકો જો તમે ડાહ્યા હો તો લેતા નહિ; તેને બદલે આ બધી કેટલી ટ્રંકો છે? તે લઇને તે મુસાફરીએ નીકળાય?"

"કેટલી શું—બરોબર પંદર છે"—નવલશા પોતાનો બચાવ કરતો બોલ્યો—"તમે મને કાલે કહ્યું તો જુઓની, આ સાત આઠ ટ્રંકો સાથે લઈ જવાનો વિચાર મેં માંડી વાળ્યો છે. આ પંદરમાં જ માણમાણ ન ચાલતો સામાન મેં ગોઠવી દીધો છે. પણ રહો મેં દરેક ટ્રંકોપર બોર્ડપેન્ટર પાસે નંબરો અને મારૂં

નામ, આજે જ મજાના ભભકાબંધ અક્ષરોમાં પડાવ્યાં છે ! દરેકમાં શું શું મુકેલું છે, તેની નોટ મારી નોટબુકમાં કરેલી છે, તે હુ તમને વાંચી સંભળાઉં; પછી તમે મને કહો કે જે વગર ન જ ચાલે તેથી વધારે સામાન મેં શું લીધો છે ?"

એમ કહી નવલશાએ ટેબલપરથી મુસાફરીને સારૂ ખાસ ખરીદેલી નોટ-બુક ઉઘાડી, તેમાંથી ટ્રંકોમાં ભરેલા સામાનની તપસીલ વાંચવા સારૂ પાનાં ફેરવવા લાગ્યો. વળી એવામાં મમતારામની આગળ પોતાના બચાવની એક દલીલ યાદ આવતાં એ બોલ્યો—

" જુઓની, છેલ્લા રેલવેસ્ટેશનથી પાંચ ગાઉ સુધી આપણે પગે મુસાફરી કરવાની છે. એ દશ માઇલ આપણે ઘોડા કુદાવતા જઇએ તો ઠીક મઝા આવે ! તેને સારૂ મેં ઘોડાની ખાસ કરીને સેડલ(જીન) વગેરે કેવું સારૂં ખરીદેલું છે ! પણ તમે મને ગઈ કાલે ના કહી કે સેડલ ફેડલનું કંઈ કામ નથી; તો તે આપણી સાથે લેવાનો વિચાર મેં માંડી વાળ્યો છે, ને તેમ કરતાં ત્રણ ટ્રંકો ઓછી થઇ તેનો તો તમે વિચાર કરો. બાકી મારૂં મન તો હજીએ "—

"એ સામાન સાથે લેવાનો છે કેમ ?" મમતારામ ચ્હીડાઇને બોલી ઉઠ્યો.

"હા, અને તમે કહ્યું તો વિલાયતી શુઝ વગેરે મેં ઓછા સાથે રાખ્યા છે, અને મોજાં અને એવો બીજો પરચુરણ સામાન પણ છેક કમી રાખ્યો છે, તેથી બરોબર બે ટ્રંકો મેં એમ કમી કીધી. પણ લ્યો, આ મારી નોટ બુક, એમાં મેં તમારા કહેવાથી જે જે ટ્રંકો અને સામાન ઓછો કરેલો છે તેની તારીજ પણ કરી રાખી છે. એ વાંચીને પછી તમે મને કહો કે મેં કસર કરવામાં શું બાકી રાખી છે !"

એમ કહી નવલશાએ પાનું ઉઘાડી નોટ બુક મમતારામના હાથમાં મેલી. મમતારામ છેક કંટાળી ગયો હતો, તોપણ નવલશાએ નોટ બુકમાં શું લખ્યું છે તે જરાક ધ્યાન દઇને વાંચવા લાગ્યો.

ટ્રંક નંબર ૧ વિલાયતી હોલ બુટની જોડીઓ નંગ ૧૨ તેનાં બાક્સ સાથે, દરેક બાકસોપર નંબર છે, અને કેવી જાતના અને કેવા ચામડાની જોડી છે તે, તે બાકસોપર લખેલું છે.

૨ વિલાયતી શુઝ નંગ ૧૫ તેનાં બાક્સ સાથે. દરેક બાક્સોપર નંબર છે અને કેવા ચામડાની ને કેવી જાતની જોડી છે તે લખેલું છે.

તા૦ ક૦ ૧ હોલ બુટનાં બાક્સપર ચોકડીની નીશાની કરી છે, ને શુઝનાં બાક્સ-પર રાતી સાહીએ એકડો કરેલો છે, કે કોઇને બદલે કોઈ બાક્સ ઉઘાડાય નહિ.

તા૦ ક૦ ૨ હોલ બુટની જોડ નંગ ૧૦ અને શુઝની જોડ નંગ ૧૨ સાથે લીધી નથી.

ટ્રંક નંબર ૨

૧ સ્લીપર્સની જોડીઓ નંગ ૧૫.

૨ સપાટની જોડી નંગ ૨૦ તેમાં ૧૦ ચામડાની ૧૦ મખમલની અને ૫ સેટીનપર બુટ્ટાવાળી.

૩ પાવડીની જોડીઓ નંગ ૧૫. પાંચ સીસમની અને ૧૦ પિત્તળની મઢેલી.

૪ બ્લેકીંગની સીસીઓ બે મ્હોટી. ચાર બ્રશો જોડા સાફ કરવાને. ક્રીનોલાઈન તેલની સીસીઓ નં. ૪ ધોળા ચામડાના જોડા સારૂ—કપડાના સ્લીપર્સોને ચાક લગાડવાનાં બાક્સો બે, પાવડીઓ સાફ કરવા સારૂ આમલીનો દાબડો ૧ શુહોર્ન નંગ ૬ અને વિલાયતી અને ગામઠી જોડાના બરનો પરચુરણ સામાનનાં નહાનાં બાક્સો નંગ ૩.

તા૦ ક૦ ૫ સ્લીપર્સની જોડીઓ. ૧૦ સપાટની જોડી અને પાવડીની જોડીઓ, પાંચ સીસમની અને પાંચ પિત્તળની તથા બ્લેકીંગ વગેરેની ૧૫ સીસીઓ અને દાબડા સાથે લીધા નથી.

ટ્રંક નંબર ૩

૧ સાક્સ અને સ્ટાકીંગ્સનાં બાક્સો ૧૮ દરેક અડધા ડજનનાં.

૨ કેંબ્રીક રૂમાલનાં બાક્સો નંગ ૧૨ દરેક ડજનનાં.

૩ પરચુરણ રૂમાલનાં બાક્સો ૭, તેમાં બે રેશમી વિલાયતી રૂમાલ.

૪ ટરકીશ ટુવાલ નંગ ૧૨.

૫ સાદા ટુવાલ નંગ ૧૨.

૬ કફ અને કોલરનાં બે બાક્સો.

૭ પામીટમનાં બાક્સો ૨ બ્રશ નંગ ૩ અને ચાર આરસીઓ.

૮ તરેહતરેહના ગળાના બુટાનોના સ્ટડ્સ અને કાલરના બુટાનો, બાક્સ બે. એટલું જ વાંચીને મમતારામ છેક કંટાળી ગયો. ચ્હીડાતાં અને નવલશાની નોટ બુક ખુરશી ઉપર અફાળીને મુકતાં એણે એક ઉંડો નિસાસો મેલ્યો, જો કે પોતે બહુ થાકી ગયો હતો, ને હજી નવલશા પાસેથી કેટલોક ખુલાસો લેવાનો હતો, તોપણ નીચેના વિચારો એના મનમાં અનાયાસે ઉભા થતા ગયા.

"વાઃ જાણે કોઈ અસલના વારાનો માણસ"—મમતારામ પોતાના મનમાં બોલી ઉઠયો—"મુસાફરીએ જવા પહેલાં ઘેર રાખી મુકવાના કે સાથે લઈ જવાના કીમતી દાગીનાનો નોંધ કરે કેઃ—

"હેમની કંઠી—૧ એક સાતશેરની—મ્હોટા પદકવાળી—તે પદકમાં નવ હીરા જડેલા છે ને વચમાં એક મ્હોટું લીલમ છે. સુજનીમાં મોતી છે. તેનો આંકડો હેમનો વાળેલો છે; તે કંઠી તોલા ૧૫ તથા પદક તોલા બેના આસરાનું કીમત રૂ. ૪૫૧."

"તેવી જ રીતે આપણા આ નવલશાએ પણ પોતે જેને કીમતી વસ્તુ માને છે તેની નોંધ કરી છે. લોકો કહે છે કે જમાનો સુધરી ગયો છે, ને અંગ્રેજી કેળવણી જ્યાં ત્યાં પસરી ગઈ છે! સારા નરતાનો વિચાર કરીને સારાસાર શોધી કહાડવાની શક્તિ લોકમાં આવી છે, પણ એમાં જમાનો શું સુધર્યો તે તો મને સમજણ પડતી નથી. અસલના લોકો જે કરતા તે આપણે પણ કરીએ છઇએ. તેમાં અવલંબન કે વસ્તુ ફેરવાઈ ગઈ છે ખરી, પણ રીતિને તો હું તેની તે જ જોઉં છું. તેઓ દાગીના અને કસબી લુગડાંને કીમતી ગણતા ને તેને જતનથી રાખતા. આપણે—આપણે તો વારૂ, કફ—કોલર, બટન, બુટ, મોજાં, એશકી લાકડી, કે દમવગરની છતરીને કીમતી ગણીએ છઇએ. તેઓ બીચારા ઝાઝું ભણેલા નહોતા પણ ગણેલામાં પહેલે નંબરે હતા! આપણને ભણેલા કહો તો કહો. પણ આવડત જુઓ તો એક અડધીની નહિ! તેઓને કંઇને કંઈ કલા કે કીસબ હસ્તગત હતો, તે તેઓને ખરી એનની વખતે આધારભૂત થઇ પડતો. આપણી પાસે કંઇ તેવી કલા કે કીસબ છે! આપણે તો ચોપડીનો પટપટારો કરવે શરા છઇએ. તેઓ જે થોડું ઘણું જાણતા તે પોતાનું અનુભવ કરેલું! આપણે જે બહુ બહુ જાણીએ છઇએ તે કોઇએ કોઇને કહેલું ને વાંચેલું! આપણને કોઇ હીસાબ આપે, કે સાડાતેર પૈસાનું પોણાદશ શેર તો પોણા દશ શેરનું શું પડશે, તો આપણે પંદર ત્રિરાશી માંડશું ને ખાસા કાગળના બે તાવ બગાડી માણમાણ ખરો હીસાબ એક કલાકે કહીશું, પણ તેઓને એવા હીસાબ આંગળીને વેઢે હતા! તેઓને ભારે ભારે દાગીનાપર અને કસબી લુગડાં ઉપર મોહ હતો; આપણને તો ફુલફટાકીઆ ડ્રેસપર અને તકલેદી ફરનીચર પર મોહ છે. તેઓ ગાદી તકીએ બેસતા; આપણે કોચ ખુરશી પર બેસનારા છઇએ. તેઓ ઉમરા બહાર જોડાને ઉતારતા ને પાઘડી તો માથે જ રાખી મુકતા. આપણને તો જોડા પહેરામણીમાં લખી આપ્યા છે, તેથી તે તો પગમાં જ રાખી મુકીને ઉમરા આગળથી પાઘડી હાથમાં લેતા આવીએ છઇએ. તેઓ મેલાં અને ફાટાંતુટાં લુગડાંમાં, વખતે અડવે પગે પણ બાર ગાઉની મજલ કરી શકતા. આપણે તો બુટ મોજામાં અને ઇસતરી ડ્રેસમાં પાંચ મીનીટ ચાલવા જેટલું દૂર જવું હોય તો ગાડી જોઇએ! તેઓની કેડે કે કોટે દાગીનો હતો; પણ આપણે તો બોમ્બે-માસ્ટર તે હાથમાં છત્તર ને ખીસામાં પથ્થર કે પથરા જેવું ઘડીઆળ રાખીએ

છઇએ. તેઓ વેપાર વણજ સારૂ શેહેરે શેહેર રખડતા! આપણે નોકરી સારૂ ગ્રામડે ગામડે રખડવાને તૈયાર જ છઇએ! ત્યારે હવે તે સુધરેલા કે આપણે? મને તો લાગે છે કે તેઓ નાળીએરની અંદરના ગળને બાઝતા હતા. આપણે તો કાચલા પર મોહી પડ્યા છઇએ. અરે, તેને સારૂ એક બીજા જોડે લડી પડીએ છઇએ. એમાં ખરૂં પુછો તો સુધારો કંઈ થયો નથી; ફેરફાર થયો છે. કાળનું ચક્ર ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમમાં આવ્યું છે. પણ એમાં લાભ કરતાં હાનિ વધારે થઇ છે. એમ કહેવામાં જો કે એમ ઠરે છે ખરૂં, કે મારો જુવાનીનો જોસ્સો—અંગ્રેજી કેળવણીની રેલ છેલનું પહેલું સ્વરૂપ બરબાદ ગયું—ધુળમાં ગયું—પાણીમાં તણાઈ ગયું! અંગ્રેજી અને પાશ્ચાત્ય રીતિ તથા તેનું અનુકરણ કરવામાં તેના બાંકાં ફુંકવામાં મારા જીવ્યાનું સાર્થક માનતો હતો તે જીવન નિરર્થક ગયું એમ ઠરે છે તોએ શું? મારા જેવાને મ્હોડેથી જ્યારે એમ નીકળે કે એમાં લાભ કરતાં હાનિ વધારે થઇ છે, ત્યારે તો તે વાતને ઓર પુષ્ટિ મળે છે.

પણ આજે મને આવી આવી ફીલસુરી કરવાનો વખત ક્યાં છે? હજી તો મારે વાનર જેવા જડસુ મિત્ર જોડે કામ લેવાનું છે, ને આમ મનસુબા કરીશ તો કંઈ સુક્કરવાર વળવાનો નથી. આપણે કેવા સંજોગો વચ્ચે ધવલગિરિ જવા નીકળીએ છઇએ તેનું આ ઉગતા, જુવાનીઆને કંઇ ભાન નથી! તેનું ખરૂં સ્વરૂપ સ્વપ્નામાંએ એના મનમાં ઉતરશે કે? એમ વિચાર કરતાં એક ઉંડો નીસાસો મુકી—નવલશા તરફ મ્હોડું ફેરવી ભારેખમ થતો મમતારામ બોલ્યો—

"નવલશા, આજે મને એવો થાક લાગ્યો છે કે તમારી જોડે ઠાલી માથાકુટ કરવાની મારામાં તાકાત રહી નથી. ન ચાલતાં તમને મળવાને આવ્યો છું માટે હું તમને સો વાતની એક વાત કહું છું કે આ તમારી પંદર ટ્રંકમાંની એકે ટ્રંક લઇને હું તમને મારી સાથે લઇ જનાર નથી."

"કેમ વારૂ"—નવલશા ફાળ નાંખતો બોલી ઉઠયો—"એમાં શું વધારે છે તે તો મને કહો?"

"આજે એવો ઠાલી કુટારો કરવાનો મને વખત નથી. તમને મેં ગઈ કાલે કંઈ ઓછી સમજુતી આપી નહોતી. હું ખરેખર બહુ દલગીર છું કે આપણે નીકળવું કેવા પ્રસંગોની વચમાં થાય છે તેનું સૂત્ર તમારા હાથમાં આવ્યું જણાતું નથી. તેનું સ્વરૂપ તમારા દીલમાં ખડું થતું નથી. હજી તો આપણને ગામમાં પેસવાના સાંસાં છે; માટે તમે સમજો, ને આ તમામ ચીજોને અહીં રાખી, બસ એકલા, કંઇ પણ સાથે લીધા વગર નીકળી પડો તો જ કંઈ કામ સરશે."

નવલશાના મનથી તો, જાણે લગ્નમાં મહાલવાનું હતું. એના મનમાં પોતાન

ફુલ ફુટાફીઆ ડ્રેસથી અને ટ્રંકો વગેરેના આડંબરથી આનંદગિરિ મહારાજને આંજી નાંખવાનું હતું! આટલા આટલા સામાન સાથે મુસાફરી કરતાં કેટલી અડચણ વેઠવી પડશે તેનો એને ખ્યાલ સુદ્ધાં નહોતો. તેથી મમતારામનું બોલવું સાંભળીને એનું મ્હોડું એકદમ ઉતરી ગયું. એક ઘડીકમાં એનો ચહેરો દયા લાગવા જેવો બની ગયો.

મમતારામ—તેના ચહેરા પર ઉડતા વિચારો બરોબર સમજ્યો; પણ જેમ એક ડાકટર કોઈ રોગપીડિત દરદનો ભાગ કાપતાં, દરદીના ચહેરાપર દયાનાં અને કાલાવાલાનાં જે ચિન્હો દેખાય તેની દરકાર નહિ કરે, તેમ મમતારામ બોલ્યો—

"તમારો બાપ જાણે કે તમે આટલો બધો સામાન લઇને જાઓ છો તો તમને નાદાન ગણી જરૂર ઠપકો આપે; વખતે તમને મોકલવાનું માંડી વાળે તેનો તમને વિચાર છે?"

"હું એવો ગાંડો નથી કે મારા બાપની નજરે આટલો બધો સામાન પડવા દઉં."

"ત્યારે જુઓ, તમારી બુદ્ધિમાં પણ આ વાત ઉતરે છે કે આટલો બધો સામાન લઇને જવાય નહિ. તમારી માએ તમને ઠપકો આપ્યો નથી?"

"એ તો બહુએ બડબડ કરે છે કે કોઈ ગવર્નર પણ આટલો સામાન લઈ મુસાફરી નહિ કરતો હોય; પણ મને તેની ક્યાં દરકાર છે! એને તો માલમે નથી કે હું ક્યાં અને શું કામે જાઉં છું!"

"ત્યારે જુઓ, બધાના વિચાર એક સરખા છે ને તમે જુદા પડી જાઓ છો. તમને ખબર છે, આ તો જીવ સટોસટની વાત છે. ધવલગિરિનો પ્રદેશ બહુ વિકટ છે. તે તરફ નથી ગાડી કે ઘોડા મળવાના; કોઈ માણસ પણ તમારી ટ્રંકે ઉપાડવાને મળવાના નથી!

"અમે તો ગયા ત્યારે બહુ મઝા પડી હતી."

"તે ખરી વાત છે. પણ તે વખતે આનંદગિરિ તમારા સાથી હતા ને તેની ખુશીથી તમે ગયા હતા પણ આજે"—મમતારામ નવલશા જ સાંભળે એમ બોલ્યો—"આપણે તો એની આજ્ઞા નથી છતાં તેનું બહાનું કરીને નીકળીએ છઇએ, તેનું કેમ?"

"હા-એ વાત ખરી, પણ ત્યારે તમે મને કહો કે હું શું કરૂં. મેં આજે સવારથી આટલી બધી મહેનત કરી ને હવે આ ટ્રંકોને અહીં રાખીને જતાં મારૂં મન ખાટું થઈ જાય છે. તમે કહો તો જવાનો વિચાર માંડી વાળીએ."

"હા, તમારી એમ ખુશી હોય તો"—મમતારામ જે નવલશાની ગત સમજતો હતો તે વિચારીને બોલ્યો—"ભલે તેમ કરોની; હાલમાં મારે મુંબઇમાં કંઈ ઓછું

કામ કે કમાણી નથી. પણ તમે મારી સલાહ માગી કે કેશવલાલ ધવલગિરિ મહારાજના કહેવાથી નીકળી ચુકયો છે માટે હું શું કરૂં, ત્યારે ફક્ત તમને પેલી દોસ્દારીના હકમાં મદદ કરવાને, હું તમારી સાથે રવિમર્દન મહારાજના કહેવાથી આવું છું. કેશવલાલને સિદ્ધિઓ અને પાવડી મળે ને તમે આ ટ્રંકોના કુટારામાં પાવડી ખોઈ બેસો તો મને ઠપકો આપતા નહિ."

પાવડીનું નામ સાંભળી નવલશાને ફાળ પડી. મમતારામની યુક્તિ આબાદ ફળી ને નવલશા કરગરતો બોલ્યો—

"ના ના, પાવડી કેશવલાલને મળે તો પછી થઈ જ રહ્યું—મને તો ઉંઘ આવશે નહિ. પણ તમે કહો તો હજી હું બે ત્રણ ચાર ટ્રંકો ઓછી કરૂં, પછી કંઈ છે."

"નહિ, ટ્રંકનું નામ આપણી સાથે જોઇએ નહિ"—મમતારામ મક્કમ રહીને બોલ્યો—"હાથે ઉંચકાય એવી પાકીટમાં માત્ર બે ચાર ધોતીઆં અને બેચાર કુડતાં, બે ચાર લોટી ને વાડકા, ને એક બીસતરો રાખો. હજી પણ સમજો, નહિ તો હું તમારી સાથે આવતો નથી. તમારે જોઇએ તો આથી સોગણો સામાન લઇને, ભલે તમે એકલા રાયજધન માંડવાને જાઓ, કે કેશવલાલને પાવડીની સિદ્ધિ લેવા દ્યો."

નવલશાને એકલા જવું કે કેશવલાલને પાવડીની સિદ્ધિ લેવા દેવી, એ બંને વાત પાલવતી નહોતી. તેથી હવે મમતારામના કાલાવાલા કરવા લાગ્યો. મમતારામે થોડીક ઢીલી દોરી મેલી ને આખરે એમ ઠર્યું કે, જે ટ્રંકમાં નવલશાએ પરચુરણ, તરતના ઉપયોગ માટે સામાન ભર્યો હતો તે જ ટ્રંક ફક્ત લઇને નવલશાએ સ્ટેશન-પર આવવું. લાચારીએ નવલશાએ બધી વાત કબુલ રાખી. એટલે મમતારામ હવે એને રાજી રાખવાને બોલ્યો—

"હું જાણતો હતો કે અંદરખાનેથી તમારી બુદ્ધિ સાબુત છે. તમને જ્યારે બધી વાત સમજાવીને કહેવામાં આવે ત્યારે તમે સમજો એવા છો. તમે આટલી આટલી મહેનત કરીને સામાન લઈ આવ્યા ને તેને બાંધવા કરવામાં ખોટી થયા, તોપણ છેક છેલ્લી ઘડીએ મેં તમને સમજણ પાડી કે આટલું બધું લફરૂં લઇને નીકળાય નહિ, ત્યારે તમે સમજી ગયા એ ઉપરથી તમારી બુદ્ધિ અંદરખાનેથી કોઈ પણ રીતે નાદાન નથી એમ ઠરે છે. તેથી હું ખરેખર બહુ ખુશી થાઉં છું. તમને સિદ્ધિઓ મળે ને તમે કોટયાનકોટિપતિ થાઓ, ત્યારે ભલે આટલો કે આથી સોગણા સામાન અને લાવ લશકર સાથે મુસાફરી કરજો. પણ તમે જાણો છો કે ની કે ધવલગિરિ જઇને આપણે કેવી સમયસૂચકતા વાપરવી પડશે, અને સમયા-નુસાર એક જગોએથી બીજી જગોએ દોડધામ કરવી પડશે. એ તો આપણે જેમ

છુટા છવાયા ને ઓછા ભારવાળા તેટલો લાભ જ સમજવો. અંગ્રેજીમાં કહેવત છે કે 'જેનું પરિણામ સારું તે બધું સારૂં,' માટે હું રાજી થઇને તમને ખરેખર બહુ ધન્યવાદ આપું છું. પણ અત્યાર સુધી આપણે નકામું જ ટાહેલું કીધું. તમારી ટ્રૂંકોનું આવાહન કરવા બેઠા હતા તેનું વિસર્જન કરો. જે મુદ્દાની વાત સારૂં હું અહીં આવ્યો છું તે કરીએ કે જલદી નીકાલ થાય. મારે પણ સવારના વહેલાં ઉઠવું છે, ને આજે હું એવો થાકી ગયો છું કે કંઈ કહેવાની વાત નહિ. મુંબઇમાં ખરી કમાવાની વખતે, મારે તમારી સાથે, તમને વચન આપ્યું છે માટે આવવું પડે છે. બોલો ત્યારે, આજે સાંઝના તમારા બાપને તમે મળ્યા હતા, ને મેં તમને શીખવી રાખ્યું હતું તેમ બધી જુગતે જુગતી વાત તમે તેમને કહી કેની ?"

## પ્રકરણ ૭૬ મું
## જુગતે જુગતાની હેબક

(ઉપજાતિ)

वर्षांबुसिक्ता इव चर्मबन्धाः ।
सर्वे प्रयत्नाः शिथिलीभवन्ति ॥

પાણી પચીને જ્યમ ચામ બન્ધો,
ઢીલા પડે છે સરવે પ્રયત્નો.

નવલશાના દીલને આખરે મુસાફરીએ નીકળવાનું ઠર્યું તેથી કંઇક કળ વળી. આટલા બધા પૈસા વાપર્યા ને આટલા બધા જતનથી ટ્રૂંકોમાં સામાન ગોઠવ્યો, ને મુસાફરી માંડી વાળવી પડે તેનો ખ્યાલજ નવલશાને ગોઠતો નહોતો. મુસાફરીએ નહિ જવું ને બાંધેલા સામાનની ટ્રૂંકોનાં મ્હોડાં ઘેર બેસીને જોયાં કરવાં તેના કરતાં તો એક ટ્રૂંકની સાથે મુસાફરીએ નીકળવું નવલશાને સોગણું સારૂં લાગ્યું તેથી એને કંઇક કળ વળી. તેમાં મમતારામે એને રાજી રાખવાને પાછળથી એનાં વખાણ કીધાં તેની અસર પણ એના મનપર બહુ સારી થઇ. વળી પોતાના બાપની આગળ, શીખવી રાખ્યા પ્રમાણે બધી વાત નવલશાએ એવી બંધ બેસતી કહી હતી, ને તે ખાતે રતિ માત્ર બ્હીવા જેવું નહોતું, તેથી તે વાત કરવામાં પોતાની હોંશીઆરી જણાશે એવા વિચારથી હરખાઇને નવલશા બોલ્યો—

"મારા બાપા તો આજે સાંઝે એટલા ઉદાસ થઇને બેઠા હતા કે મને જરૂર મોકલત નહિ. પણ તમારો સંગાત મને અણધાર્યો છેક ધવલગિરિ સુધી થયો છે, એવું જ્યારે એમણે જાણ્યું ત્યારે એ બહુજ રાજી થયા. મને કહે કે

કેશવલાલની વાત તો જુદી હતી. પણ ચલો, જે થયું તે સારૂ થયું. શ્રીઆનંદગિરિ મહારાજે બધું જોઈ વિચારીને જ કામ કીધું છે એમાં તો કંઇ શક નથી."

"નવલશા, આ કામ તમે બહુ હોંશીઆરીથી બજાવ્યું છે. મારા જીવને એ બાબતનો કંઈ જેવો તેવો ઉધરાવો નહોતો. તેમાં જ હું તમને મળવાને આવ્યો હતો કે કોણ જાણે, કંઇ ૨૬ ચક્કર ફરી તો નથી ગયું કે! પણ તમે જુગતે જુગતું બોલ્યા એટલે હવે આપણું કાલે નીકળવાનું નક્કી ધારવું હોં કે. હવે હું જાઉં છું. આપણે કાલે સ્ટેશનપર મળીશું." એમ કહી મમતારામ ઉઠવાની તૈયારી કરવા લાગ્યો.

જુગતે જુગતું બોલ્યા, એવા શબ્દો આ સુદ્ધાં નવલશાને કાને બીજીવાર પડ્યા. ધનકોરડોસી પણ એ જ શબ્દો બોલી હતી તેનો વિચાર નવલશાને પાછો થઇ આવ્યો. પોતાથી તેની આગળ જરૂર કંઈ વધારે ઓછું બોલાઇ જવાયું હશે તેનો ખ્યાલ આવતાં એને ફાળ પડી. બધી વાત મમતારામને કહી દેવી સારી છે એમ વિચારી અચકાતાં અચકાતાં એ બોલ્યો—

"હા, પણ એક વાત તો મારે તમને કહેવી રહી જાય છે."

મમતારામ સમજ્યો કે નવલશા વળી વધારે ટ્રંકો સાથે લેવાને ટાહેલું કરે છે તેથી એકદમ ચ્હીડાઇને બોલી ઉઠ્યો—

"કેમ, હજી તમારી ટ્રંકોની આડકથા પુરી થઇ નથી, કે રહી રહીને પાછી તેની તે જ વાત કર્યા કરો છો? જે વાત નક્કી થઇ ગઇ તેને વારે વારે ઉથલાવ્યા કરવાનું કારણ શું? મારૂં કહેવું યાદ રાખજો કે જો ધવલગિરિ જતાં આપણે કોઇ ગાડું કે માણસ નથી મળ્યું, તો એ એક ટ્રંક પણ તમારે માથે મુકીને તમારે ચાલવું પડશે. હું કંઇ તમને મદદ આપી શકવાનો નથી; ને ત્યાર વગર તમારી આંખ ઉઘડે એમ મને દેખાતું નથી."

"તમને આજે મારી ટ્રંકોનું મ્હોડું જ ગમતું નથી તે વગર લેવે દેવે, આ બીચારી ટ્રંકોને નકામા વગોવ્યા કરો છો; સાથે લાગ્યા મને પણ ડબડાવ્યા કરો છો; પણ હું તો કંઇ તમને બીજી જ વાત કહેવા જતો હતો."

"પણ તમે પાધરૂં બોલો નહિ"—મમતારામ વળી એને સમજાવતો બોલ્યો—"ત્યાં હું શું કરૂં? તમે મને એવું તે શું કહેવા જતા હતા કે બોલતાં બોલતાં અચકાઈ ગયા?"

નવલશાને કોણ જાણે તે વાત કહેતાં પાછો ડર પેઠો, ને જો કે કશા પાખી ચાલવાનું નહોતું, તોપણ પાછો ઉડાવતો જવાબ આપ્યો.

"આજે તમે માનશો, મને કોણ કોણ મળવા આવ્યું હતું તે? એક તો

નિર્મલદાસ આવ્યો હતો ને એ તો મને ટકોરમાં પુછવા લાગ્યો કે કેશવલાલને તો મહારાજે આકાશવાણી કરી પોતાની પાસે બોલાવ્યો, ત્યારે મને પાતાલવાણી કરી બોલાવ્યો કે કેમ?"

"પછી પછી"—મમતારામે અધીરા પડીને પુછ્યું—"એ તો એને બધી વાતમાં આડું અવળું બોલવાની ટેવ પડી છે. તમે કંઈ વધતું ઓછું તો નથી બોલ્યા કેની?"

"નારે"—નવલશા બોલી ઉઠ્યો—"આજે એવો જ જોગ બન્યો હતો કે એની આગળ મારાથી વધારે બોલાય તેમ રહ્યું જ નહોતું, એણે પુછેલા નજીવા સવાલોનો પણ મેં તો પાધરો જવાબ આપ્યો નહિ. જાણે મારૂં મ્હોડું સીવી લીધું હોયની, તેમ જ હું એની જોડે વરત્યો."

"એથી તો એને નહિ વહેમ પડતો હોય તો પડશે, પણ હશે"—મમતારામે વિચાર કરતાં જવાબ આપ્યો—"જે બોલાઇ જાય તેનો ઉપાય નથી, નહિ બોલાય તેની પાછળ તો હજારો બાજી રચી શકાય. પણ એટલા માટે તમે આટલા બધા અચકાયા તે મને તો નવાઈ લાગે છે. બીજું તો કંઇ હતું નહિ કેની? તમે માનશો, આપણું નીકળવું એવા તો વિચિત્ર સંજોગો વચ્ચે થાય છે, ને શ્રીઆનંદગિરિ મહારાજ બહુ પ્રતાપી રહ્યા, તેથી રહી રહીને મને તો ભણકારા જ વાગ્યા કરે છે કે કઈ ઘડીએ કોણ જાણે શુંએ બનશે."

"ના ના, એટલું બધું તો બ્હીવા જેવું કંઇ નથી. આપણે રવિમર્દન મહારાજના કહેવાથી, એણે મુરત કહાડ્યું તે જ વખતે નીકળીએ છઇએ કેની? પણ—પણ—આજે મને ધનકોરડોસી મળવાને આવી હતી."

"ના ના—તમે એ શું બોલો છો"—મમતારામ એકદમ ફાળ નાંખતો, ઉઠીને ઉભો થઇને એટલો તો ચમકીને બોલ્યો કે નવલશા પણ થરથરી ગયો; તેથી હવે કંઇ પણ બીના ન છુપાવતાં એણે બધી વાત એકદમ કહી દીધી.

મમતારામ તો નવલશાનું બોલવું સાંભળી એકદમ સડક થઈ ગયો. પોતાના દીલમાંથી જાણે ચેતન ઉડી ગયું હોવાની તેમ, લોથ પોથ થતો એ ખુરશીપર પાછો ઢળી પડ્યો. તથાપિ નવલશાનું બોલવું એણે એક ચિત્તે સાંભળ્યા કીધું. નવલશાએ પોતાનો બચાવ કરતાં કહ્યું કે ડોસીને બધી વાતની બાતમી એની બહેન પાસેથી મળેલી હોવાથી, એનાથી કંઇ ભેદ રાખવામાં સાર નહોતાં. ડોસીને વહેમ ન પડે તે માટે મેં તો ખરેખરૂં કહી દીધું કે ધવલગિરિ મારી જોડે મમતારામ આવવાનો છે!

"અરે નવલશા"—મમતારામ નિસાસો નાંખતો બોલ્યો—"તમે નાદાન

છો. એમ તો હું અસલથી જ જાણતો હતો; પણ તે નાદાની આટલી હદ સુધી હશે, એ તો મેં આજે જ જાણ્યું! તમને એટલો વિચાર નહિ દોડ્યો કે થોડા વખત ઉપર એ જ ધનકોરડોસીને તમે સિદ્ધિ સંબંધે કેટલોક ખુલાસો પુછવાને ગયા હતા ત્યારે તેનાથી તમારો કંઇ જ સુક્કરવાર વળ્યો નહોતો. તે જ ધનકોરડોસી આજે તમને ભોળવવા આવી ને તમે ભોળવાઈ ગયા!"

"હા, મને યાદ ન રહ્યું કે થોડા વખત ઉપર ધનકોરડોસી સિદ્ધિ વિષે કશું જાણુતી નહોતી. પણ તમારા જાણવામાં એ વાત કેમ આવી? તમે તો મને વાલકેશ્વરમાં કહેતા હતા કે સિદ્ધિની વાત તો મારે મ્હોડેથી તમે પ્રથમ જ સાંભળી હતી, ને તમે તો ક્યારનાએ જાણુતા જણાઓ છો."

મમતારામથી ઉતાવળમાં નવલશાને વહેમ પડે એવું બોલાઈ ગયું તેનું હવે એને ભાન આવ્યું તથાપિ એણે તો ડાવકા રહીને ભારમાં જ જવાબ આપ્યો—

"એનો ખુલાસો બહુ સહેલ છે પણ હું તમને બધું નીરાંતે કહીશ. હમણાં એ આડકથા કરવાનો આપણુને વખત નથી. મારૂં નામ તમારે મ્હોડેથી સાંભળ્યું ત્યારે ડોસી શું રાજી થવા લાગી, એમ તમને વિચાર કરતાં યાદ આવે છે, ને પછી એ કંઇ બોલી હતી?"

"ભાઈ, ડોસી એવી તો ડાવકી રીતે પોતાની બહેનનું નામ આગળ ધરીને બધું પુછવા લાગી કે હું તો ખરેખર ગભરાઇ જ ગયો, કે જો તમે મારી સાથે આવવાના છો એમ જો હું નહિ કહીશ, તો આપણો બધો ઘડો ફુટી જશે, ને તેથી મને આગળ પાછળનો વિચાર રહ્યો નહિ પણ આજે બધો જોગાન જોગ જ એવો બન્યા કરે છે. બાકી બપોરની વખતે ઘરમાં બધાં સુઈ ગયાં હોય તે ક્યાં, ને ડોસીનું ચાલ્યા ચાલ્યા મારા ઓરડામાં આવવું ક્યાં!"

"એ તો હજી તમે કાચા છો તે જોગાન જોગ કહો છો. પણ મારી ખાતરી છે કે ડોસી જાણી જોઇને તમારી પાસથી ભેદ લેવાને એ વખત સાંધીને આવી હશે. પણ મારૂં નામ સાંભળી એ શું બોલી તે મને કહો."

"મને તો બધું બરોબર યાદ નથી રહ્યું. પણ ડોસીના થોડાક બોલો મને યાદ રહી ગયા છે કે હું આજે બધું જુગતે જુગતું બોલવા આવી છું એમ એ કહેતી હતી. મારા બાપા આગળ પણ હું જુગતે જુગતું બોલ્યો એમ તમે મને શાબાશી આપી, ત્યારે ધનકોરડોસી પણ એમ બોલી હતી એવું મને લાગ્યું, તેથી તે વાત તમને કહેવાનું મને યાદ આવ્યું."

"હેં, ધનકોરડોસી એમ બોલી કે હું બધું જુગતે જુગતું બોલવાને આવી છું. નિશ્ચે ત્યારે મને પુરેપુરો શક જાય છે કે વળી કંઈ નવું ડીખલ જાગેલું છે."

એમ બોલતાં મમતારામ એકદમ જોસ્સામાં આવી ગયો. એના દીલમાં જાણે કંઈ જોમ આવ્યું હોય તેમ, ખુરશી ઉપરથી ઝટ ઉઠી ઉભો થયો. પોતાના મનમાં ઉઠતી સંકલ્પોની પરંપરાની સાથે, પોતાના પગથી ભોંય સાથે તાલ દેતો હોય એવી રીતે, જોસભેર એ ઓરડામાં ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં એનું મન પોતાના વિચારોની ધુનમાં એટલું તો મગ્ન થઈ ગયું કે પોતે ક્યાં છે, કોના ઓરડામાં છે, પોતાની પાસે કોણ બેઠું છે, ને પોતાના વિચારો કોઈ સાંભળે છે કે કેમ, તેમાંનું કશાનું એને ભાન રહ્યું નહિ.

"હું, ડોસી આજે જુગતે જુગતું બોલવાને આવી હતી કેમ? ને જુગતે જુગતું બોલી નવલશાને છેતરી ગઈ કેમ? આ તો ચોકસ છે કે થોડા વખતપર સિદ્ધિની વાત એ કંઈ જાણતી નહોતી. આજે તો જેટલું હું જાણું છું. તેટલું જ એ જાણે છે; અથવા મારા કરતાં કંઇ વધારે જાણે છે, કેમકે નવલશાની સાથે હું જાઉં છું એ ભેદ તો ડોસી જાણી ગઇ. પણ એમ કરવાનું શું કારણ તે તો મારા કળવામાં આવ્યું નથી. મારાથી એ જરૂર વચકાયલી જ હોવી જોઇએ, કારણ કે ફુળીદાસનો અને એનો ઝઘડો પતાવવાને ડોસી મને વિનવવા આવી હતી, પણ હું વચ્ચે પડ્યો નહિ. ફરીથી એ નથી મને મળવા આવી, કે નથી હું એને મળવા ગયો એટલે વચકાઇએ હોય."

"વળી અલંગા એની પડોશમાં જ રહે છે, ને જો કે બંનેને કોઈ પણ વાતે મેળ નથી, પણ સાળી બૈરાંની જાત ઘડીકમાં કામ હોય તો પાછાં એકનાં એક! એ અલંગાએ પેલી વાત કહી દીધી હોય તો! તો તો નક્કી મમતારામ તારી સામે એ ડોસીને પણ અતિશત્રુમાં ગણી રાખજે. મારા બાપ, ડોસી એવી બાખડી છે, કે ધારે તો મારો નાદરો ઉતારે ખરી! વળી સ્વતંત્ર રહી, એટલે અલંગા ને કાળી કરતાં એ ચન્દા વધારે ચહડે હોં! પેલી ત્રણ જણીઓએ મળી મને બે વાર કંઇ જેવી તેવી શેહ ખવડાવી નથી. તેનો વિચાર આવતાં હજી પણ મારા દીલમાં લ્હાય લ્હાય બળે છે. હાય, હાય, હું આવો પાવરધો, દુનીઆમાં જાતજાતના અનુભવ આમથી તેમ અને તેમથી આમ ઠોકરો ખાઇ ખાઇને મેળવેલા, તેને આ ગુલાબવહુ જેવી રાંક અબળા છેતરી ગઇ, તે કંઇ મને જેવી તેવી નામોશી છે! પણ હાય–હાય–એથી જાણે વધારે નામોશી સારૂં હું સરજેલો હોઉંની, તેમ એ જ કાળીએ કાળો કેર વરતાવ્યો! મને મળેલી બાતમી પ્રમાણે અલંગાની શીખવણી પ્રમાણે કાળીએ મને એવો તો ફસાવ્યો કે મારા બાપ, મારે તો ચુડી પેહેરીને જ બેસવું જોઇએ! મારી મુછ બોડાવી નાંખવી જોઇએ, કે હજી હું કાળા નાગ જેવો મમતારામ કશું વેર વાળી શક્યો નથી! એ જ વેરના પગરણમાં હું નવલશાને

ધવલગિરિ ધસડી જવાને આટલા આટલા દાવ પેચ રમું છું. મુંબઇમાંથી ખરી બેનની વખતે, આજ સુધી અનેક અનેક પ્રપંચો કરી એકઠું કરેલું મારૂં સર્વસ્વ, એક જ ઠેકાણે, એક જ જણના વિશ્વાસે સોંપીને, જવાને તત્પર થઇ રહ્યો છું, ને વળી આ ધનકોરડોસીનું સાલ ક્યાંથી જાગ્યું! કેશવલાલ ને ગુલાબવહુ ત્યાં ગયાં છે એવી એ લોકોને અલબત ખબર હોવી જોઇએ, હુંએ ત્યાં જવા નીકળવાનો છું એવો એ લોકને શું વહેમ ભરાયો હશે, કે આજે ધનકોરડોસી આવી આ બાલકને છેતરી ગઇ! એક તરફથી આનંદગિરિના પ્રતાપની બ્હીક મારા દીલમાં ખટક્યા જ કરે છે, તેમાં બીજી તરફથી આ બાખડે બાખડાં ચોટલાનાં ટોળાં મારી સામે ઝઝુમી રહ્યાં છે. પેલી કર્કશા તો અહીં નથી એટલે એક પાપ ઓછું સમજવું! ઓછું સમજવું? જો જે મમતારામ, તું વળી બેવકુફ–ગધેડો–સૂકર બનતો નહિ! એ તો બધી અબળા છતાં મહાસાગરના તિમિંગલો છે. છાલક પાણીનાં માછલાં નથી. પેલી રાંડ એના દાવ પેચમાં તો એને ગામ નથી ગઈ કે શું?"

"રહ્યું સહ્યું પેલો ભીખારીલાલ મને હમણાં જ મળવા આવ્યો હતો. મદનપાલશેઠની ધુમાડા મંડળીના ટ્રસ્ટી તરીકે મારી જોડે મસલત કરવાને! પણ હું તે શું કંઈ નવલશા બવલશા હતો કે કાચું કાપું! તો પણ વાણીઓ પહોંચેલો ખરો કે ચામ જુની માફક મને વળગી રહ્યો. મેં તો, સમજે તો, સીધાવાને માટે બહુએ કહ્યું; પણ એ તો વાણીઆભાઈ પેઠે હસી હસીને વાતપર જ ચહડ્યો. મેં જોયું કે આ બલા રાતના બાર વાગે પણ ખસવાની નથી, તેથી એક લેખે હું જ હાર્યો. નવલશાને મળવાની મારે પુરેપુરી જરૂર હતી તેથી લુગડાં પહેરી અહીં આવવા લાગ્યો. પણ પેલો વાણીઓ તો સાથેનો સાથે જ! આખરે મારે કહેવું જ પડ્યું કે મારે કાલે બહારગામ જવું છે. મેં યુક્તિ તો ઠીક દોડાવી કે નથુશેઠ ને નવલશા દોસ્દાર થાય છે. તેથી નથુશેઠે કંઈ કહાવ્યું છે. પણ વાણીઓ દાવ પેચમાં આવેલો તે તો બધી વાત, મારા ચાળા ચેષ્ટા, અધીરાઈ, આગળ પાછળના સંજોગો, એ બધું પોતાના તોલથી તોળશે. એને પણ નહિ શક જતો હોય તો જશે જ જશે. વિહારીલાલને પણ તે દહાડે શક ગયો હશે કે ભાઈતથા મારી સાથે શું ધુસપુસ કરતો હતો. એ બંને એકના એક છે, એટલે એ એક બીજાના કાન કરડીને, કોણ જાણે શુંએ બુટ્ટા ઉભા કરશે! પણ એ લોકોને શું વહેમ ગયો હશે કે મારી પાછળ લાગ્યા છે. તેઓ બધા એક થઇને કંઇ સામી બાજી તો રચતા નથી?"

"હા—હું શું કરૂં, આ નવલશાની બેવકુફી પુરેપુરી સમજવી કે આવી મુદ્દાની વાત છેક રહી રહીને મને રાતના દશ વાગે જણાવે છે! ભલા માણસને એટલો વિચાર નહિ આવ્યો કે આવી અગત્યની બાબત છે, તો લાવ હુંજ જઇને મમ-

તારામને કહી આવું! પણ એના ટૂંકાના કુટારામાંથી એ પરવારે તો મને મળવા આવે કેની? અરે હા, હવે છેક મોડું થઈ ગયું છે, હું ક્યાં જાઉં ને કોને મળું! જો દિવસ હોય તો સારી મુંબઇને ઉંધી વાળી નાંખું, એટલો હજીએ આ સેવક ફાંકો રાખે છે! પણ આ વધતી જતી રાતે ડોસીનો ભેદ મને કેમ મળશે, ને કેવો જોગાન જોગ કે સવારના પ્હો ફાટતાં જ નીકળવાનું છે!"

"પણ એવા એવા જોગાન જોગો જ હું જે જે કામો ઉમંગથી હૈડે ધરૂં છું તેમાં કોણ જાણે કયાંથીએ આવે છે! તે વખતે વિહારીલાલ વીલીઅમ્સ અને વીલીઅમ્સનને ત્યાં મેનેજીંગ કલાર્ક થયો ને એણે મારૂં તે દહાડે કેવું અપમાન કીધું! હું ગુલાબવહુપર વેર વાળવા ગયો ત્યારે કેવો જોગાન જોગ, કે રવિમર્દને પ્રશ્ન મુકીને ભવિષ્ય ભાખ્યું છતાં, તે કાળ રાત્રિને દહાડે મને મારા મુરબ્બી શેઠ, ધનપાલશેઠ ને બીજાઓ સામા મળ્યા!! ને આજે નીકળવાની છેલ્લી ઘડીએ આ ધનકોરડોસીનું ને ભીખારીલાલનું ટીખલ જાગ્યું છે! ધવલગિરિ જવું કે નહિ જવું તેનો મારા દીલમાં પાછો ધાસ્કો પડે છે. પણ જો ત્યાં જતાં કેશવલાલ અને ગુલાબવહુ મારા સપાટામાં આવ્યાં છે તો યાદ રાખજો, કે હું બધાનો ખંગ વાળીશ! માટે એ તો ગમે તે થાઓ, પણ ત્યાં જવું ખરૂં જ! એ તો હાથીના દાંત નીકળ્યા તે નીકળ્યા. એ તો યા હોમ કરીને પડો ફતેહ છે આગે."

આ બધું નવલશા એક ટ્રંકપર બેઠો બેઠો સડક થઇને સાંભળ્યા કરતો હતો. મમતારામે એને બેવકુફ જેવો ગણ્યો ને છેક હલકો કીધો તેથી એને ખોટું તો બહુ લાગ્યું. પણ મમતારામ તો પોતાની ધુનમાં એટલું બધું અટપટું ને ન સમજાય એવું બોલ્યો, કે નવલશાને ખોટું લાગવા કરતાં અચંબો વધારે થયો. છેવટ એક ગાંડા માણસની પેઠે, 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે,' એવું મમતારામને બોલતાં સાંભળી નવલશાને બ્હીક લાગી કે હું એકલો છું ને આ મમતારામ શું કરે છે, તેથી ધડકતી છાતીએ એ બોલ્યો—

"મમતારામ—મમતારામ, તમે આજે શું કરો છો તેનો તો કંઈ વિચાર કરો?"

મમતારામને તરત ભાન આવી ગયું કે પોતે નવલશાના ઓરડામાં છે, ને નવલશા સાંભળે એમ પોતાના મનનો ઘણા મહીનાનો ઉભરો—એકઠી કરી રાખેલી મર્મની વાતોની ગાંઠ—છુટી ગઇ, ને પોતાથી શું શું બોલાયું હશે, તેનો વિચાર કરતો ખુરશીપર બેસી નવલશા સામું જોઈ રહ્યો.

નવલશાને કંઇક હામ આવી અને મમતારામને કહેવા લાગ્યો—"વાલકેશ્વરમાં પણ તમે આમ જ કીધું હતું, પણ તે દહાડે તમે તમારા મનમાં લવારો કરતા હતા; આજે તમે ઘાટો પાડીને વધારે બહાવરા થઇને બોલતા હતા, તેથી મને

તો એવી ફીકર લાગી છે કે ન પુછો વાત ! મારા ઓરડામાં બેઠા બેઠા પણ મને બ્હીક લાગે છે. જાણે મને બ્હીવડાવનારૂં સ્વપ્નું આવ્યું હોયની ! તો પછી ધવલગિરિમાં આપણે બે જણા જ હોઇશું, ને તમે આમ કરશો તો હું શું કરીશ !"

"મારાથી એવું તે શું લવાઇ ગયું"—મમતારામ એને ઠંડો પાડીને નવલશાએ શું શું સાંભળ્યું તેનો ભેદ લેવાને પુછવા લાગ્યો.

"મારો તો તમે તમારી ધુનમાં એકડો જ કહાડી નાખ્યો ને થોડી ઘણી ઉપમાએ આપી ! પણ ભીખારીલાલ, વિહારીલાલ, કેશવલાલ, કાળી, ગુલાબ ભાભી, અલંગા ને ધનકોરડોસી એ બધાંની જોડે શું તમને કોચરાની સાલની અદાવત છે કે બધાંને ભાંડતા હતા, ને તેઓએ તમને એવું તે શું કીધું કે તમે આજે જેમ આવ્યું તેમ લવી દીધું !"

"મારાથી વધતું ઓછું બેભાનમાં બોલાયું હશે પણ તેથી કંઇ તમારે ડરવાનું નથી. પણ જુઓ નવલશા, આજે ધનકોરડોસીની વાત તમે મને કહી તેથી મારા દીલમાં એવો ઉચાટ લાગ્યો છે કે ન પુછો વાત. હજી પણ મારૂં મન બહુ ગભરામણમાં પડ્યું છે માટે હમણાં હું જાઉં છું. ઘેર જઇને શાંત થઇને મારે બધો વિચાર કરવો પડશે. કદાચને આપણું નીકળવાનું નહિએ થાય. પણ તમે સ્ટેશન ઉપર તો જરૂર આવજો. હું પણ ત્યાં આવીશ, નહિ જવાનું ઠરે તોપણ આવીશ. કેમ નહિ ગયા તેનો વળી નવો જ મુદ્દો આપણને ઉઠાવવો પડશે. માટે ત્યાં આવજો, પછી બધું થઇ રહેશે. પણ આવી મુદ્દાની વાત હતી ને તમે મને સાંઝે મળી ગયા હોત તો કેવું સારૂં થાત."

"મને શું માલમ કે ધનકોરડોસીની વાતથી તમને આટલી ફાળ પડશે ને તમે મને બ્હીવડાવશો."

"હવે જે બની તે બની. હવે તો હું જાઉં છું. કાલે સ્ટેશનપર વાત."

"પણ તમે આવવાની ના કહેશો તો મારાથી એકલા ધવલગિરિ કેમ જવાશે, અને નહિ જવાનું શું કારણ મારા બાપાને આપીશ, ને આ બધી ટ્રંકોનું હું શું કરીશ ?"

"એમાં શું, એ તો જેવું વહેમનું સાપોળિયું ગર્જ્યું તેવું નીકળી ગયું, એવી રીતે વાત કરવી પડશે. તમે કોઇ વાતે ગભરાઓ નહિ. આપણું ત્યાં જવાનું થાય કે નહિ થાય, પણ હું એવો તાલ સોધી કહાડીશ કે ત્યાં કે અહીં તમારો વાળ વાંકો નહિ થવા દઉં, પણ હવે તો હું જાઉં છું. જે થાય તે કાલે સવારે વાત."

ઘેર જતાં મમતારામ બધી વાત ને વિગતનો પોતાના મનમાં પાછો તોલ કરવા લાગ્યો. એક તરફથી શ્રીઆનંદગિરિ મહારાજની એને શેહ લાગતી હતી,

પણ બીજી તરફથી એની નીચ અને પશુ સદૃશ વૃત્તિઓ એના પર જોર કરતી હતી. કેશવલાલ અને ગુલાબવહુને સતાવવાનો આવો ઉત્તમ લાગ વારે વારે આવવાનો નથી. વળી એના મનમાં એવો પણ વિચાર ખરો, કે કદાચને નવલશાને લીધે, આનંદગિરિ મહારાજ મળે પણ ખરા. તેમ થાય તો નવલશાની વતી મહારાજને જેમ તેમ સમજાવી થોડીક સિદ્ધિ કે ધન અને ઝવેરાત નવલશાને સારૂ મેળવી, પોતે તેમાંથી ધાપ પણ મારવી એવો વિચાર પણ મમતારામના મનમાં ખરો. જો કે એના મનમાં સજજડ ધાસ્કો પેઠો હતો, અને જો કે, રહી રહીને નહિ જવામાં જ શ્રેય છે એવી ઊર્મિ એના મનમાં ઊઠયાં જ કરતી હતી, તથાપિ પોતાના મનની જ સાથે એક જાતની હઠ કરી મમતારામ ટક્કર લેતો. આમ થશે તો આમ કરીશ ને તેમ કરીશ એવાં એવાં જે જે ખોટાં કે ખરાં કારણો હાથ લાગતાં તેને વાપરી પોતાના મનની તેવી ઊર્મિઓને એ શમાવવા લાગ્યો. આખરે હર બહાને હર જોખમે પણ એકવાર ધવલગિરિ તો જવું, પછી ત્યાં બધું થઇ રહેશે, એવો દૃઢ નિશ્ચય મમતારામે પોતાના મનમાં વાળ્યો ને થાકયો પાકયો શબવત્ સુઇ ગયો.

આટલી આટલી જવાની તૈયારી કરવા છતાં કાલે નીકળવાનું નહિએ થાય, એવા વિચારથી મમતારામના જવા પછી નવલશાને ફીકર લાગી અને એ હાય અફસોસ કરવા લાગ્યો. મમતારામ આવવાની ના કહે તો મારે એકલા નીકળવું એવી હીંમત એનામાં નહોતી. તેથી કાલે શું થશે, ધવલગિરિ જવાશે કે નહિ, ને ત્યાં રોપ મરાશે કે નહિ, તેની લ્હાયમાં નવલશાને પુરી ઉંઘ આવી નહિ. નિસાસો નાંખતા નાંખતા એક જ ટ્રંક લઇને નવલશા સ્ટેશનપર ગયો. ત્યાં મમતારામને જોઇને એને કળ વળી. મમતારામે કહ્યું કે આખરે નીકળવાનું નક્કી ઠર્યું છે ને એ રાજી થયો. થોડીકવારમાં બંને જણા ટીકીટ કહડાવી સેકન્ડ કલાસમાં બેઠા.

ખુશ મીજાજથી વાતચીત કરતાં મમતારામને જણાયું કે ગઇ કાલે પોતે જે લવ્યો હતો, તેની એક અસર નવલશા ઉપર એવી થઈ હતી, કે અંદર ખાનેથી એ મમતારામથી ડરપતો હતો ને પોતાની બધી વાત મીણના પુતળા પેરે સ્વીકારતો હતો—અલાદીનના ચમત્કારિક ફાનસની વાતમાં, તેના કૃત્રિમ કાકાએ ફાનસ આગળ લઈ જવા પહેલાં અલાદીનને ધાકમાં અને કબ્જામાં રાખવાને એક તમાચો માર્યો હતો, તેને બદલે અહીં તો અનાયાસે નવલશાને પોતાને કહ્યાગરો થતો જોઇને મમતારામ રાજી થયો કે ચલો, કાલ રાતના મારા લવારાનું આ પરિણામ તો અણધાર્યું સારૂ જ આવ્યું ! તથાપિ એણે સારી સમજ વાપરી નવલશાને હવે ઝાઝો બ્હીવડાવ્યો નહિ. સામું પોતે જે લવારો કીધો હતો તેની પોતે જ

ઠેકડી કરવા લાગ્યો, ને વિશ્વાસજનક શબ્દો ઉચ્ચારી નવલશા પોતાનો ખરો ઇષ્ટમિત્ર હોયની, તેમ એની જોડે સલુકાઇથી અને હેતથી વર્તવા લાગ્યો.

ધવલગિરિથી બે ગાઉ દૂરના એક ગામડામાં તેઓ સાંઝ પડતાં આવ્યા. પછી મમતારામે નવલશાને કહ્યું કે જો કે આપણે બહુ થાક ચહડયો છે, ને ખાઈ પીને પરવાર્યા નથી તથાપિ આપણે આ ગામમાં તો ઉતરવું નહિ. નવલશાનો વિચાર તો પ્રથમ પોતે જે ધર્મશાળામાં ઉતર્યા હતા ત્યાં પડાવ નાંખવાનો હતો. પણ મમતારામે એને સમજણ પાડી કે કદાચને ત્યાં કેશવલાલ હોય ને આપણે એકાએક એની ભેળા થઇએ તો એને વહેમ પડે, માટે તે ધર્મશાળામાં નહિ પણ તેની બીજી બાજુએ કંઈક આડું, ને ગામથી થોડે દૂર, એક નહાનું સરખું હનુમાનનું દેહેરૂં છે, તેમાં આપણે ઉતરશું. થોડો ઘણો થાક ઉતરે પછી, કેશવલાલની બાતમી મેળવી શું કરવું તે નક્કી કરીશું. નવલશાએ કંઈ વાંધો લીધો નહિ. પણ ટ્રંક ઉચકવાને સારૂ માણસ શોધતાં બહુ મહેનત પડી. પરંતુ મમતારામનો વિચાર હવે નવલશાને રાજી રાખવાનો હતો તેથી બહુ ખંત રાખી બે માણસને એણે જેમ તેમ સમજાવી આણ્યા. તેઓને શિર ટ્રંક અને બીજો સામાન મુકાવી, થાક્યા પાક્યા તેઓ ગામમાંથી હનુમાનના જીર્ણ દેહેરામાં જવાને નીકળ્યા.

રસ્તામાં ધુળ તો પાર વિનાની હતી. નવલશા તેને ઉરાડી ઉરાડીને થાકયો. પોતાના બે રૂમાલ ધુળથી મેલા ધાણુા જેવા થઈ ગયા, તથાપિ એના શુઝનો ધુળે કેડો છોડ્યો નહિ. બધું પાટલુન પણ પગ આગળ ધુળધુળવાળું થઇ ગયું. અનેકવાર એણે મમતારામ આગળ ફરીઆદ કીધી કે મારા જોડાને ધુળ લાગવાથી મારો જીવ કપાઈ જાય છે. ધુળ જેવો બીજો કોઈ પણ પદાર્થ દુનીઆમાં દુખદાયી હશે નહિ. બધું ખમાય પણ આ ધુળ તો મારો જીવ લેશે કે શું? વારે વારે મમતારામને પુછવા લાગ્યો કે દેહેરૂં ક્યારે આવશે, કે હું બીજું પાટલુન પહેરૂં ને નવા શુઝ ચહડાવું. દેહેરામાં પેસતાં જ એણે તો માણસને માથેથી ટ્રંક નીચે મુકાવી ને ઉઘાડવાની તૈયારી કરવા લાગ્યો. મમતારામ બીજા માણસના માથા પરથી સામાન ઉતરાવતો હતો, તેટલામાં રવિમર્દનનો શિષ્ય મહાપુરૂષ ત્યાં આવી, સ્વસ્થ રીતે પોતાના બે હાથ કમરે ટેકવી, તેઓનો તમાશો જોતો ઉભો રહ્યો!

મમતારામની તેનાપર નજર પડી ને સામાન ઉતરાવવો પડતો મુકી એ બોલી ઉઠ્યો—

"અહો મહાપુરૂષ! તુમ ઇધર કહાંસે!!!"

# પ્રકરણ ૭૭ મું
## આંખે આંખ

નયન પદારથ નયન રસ, નયને નયન મીલંત;
અજાણ્યાસું પ્રીતડી, પ્રથમ નયન કરંત. ( જુની કવિતા. )

**મમતારામ અને મહાપુરૂષનો આમ એકાએક ભેટો થયો તે સંબંધે થોડુક લખીએ.**

આગળ સાઠમા પ્રકરણમાં એમ જણાવવામાં આવ્યું છે, કે રાતી પોતાના ધણીના કહેવાથી રવિમર્દન પાસે સિદ્ધિ સંબંધે કેટલોક ખુલાસો પુછવાને બાલા સાથે ગઈ હતી. એ બે જણીઓને કોઈ દહાડો નહિ ને તે જ દહાડે સવારના ખાસ કરીને મહારાજને મળવા આવતાં જોઇને, મહાપુરૂષને વિચાર થયો કે તેઓ શું કામસર આવી હશે તે પોતાથી જણાય તો સારૂ. જ્યારથી મહાપુરૂષ પોતાના હિત માટે રવિમર્દનનો શિષ્ય થયો હતો, ત્યારથી એણે તો એવો જ નિયમ રાખ્યો હતો કે મહારાજની જેટલી ખાનગી વાતો પોતાથી જણાય તેટલી જાણવી, કે મહારાજ એની જોડે દગો રમે નહિ; અથવા રમવા કરવાના હોય તો પોતાને તેની અગમચેતા રહે. પરન્તુ રવિમર્દને તેઓની જોડે એવે એકાંત ઠેકાણે વાત કીધી કે તેઓનો ભેદ તે વખતે તો મહાપુરૂષના કળવામાં આવ્યો નહિ. તે જ દહાડે જ્યારે બપોરના મમતારામ મહારાજને મળવા ગયો, ને જ્યારે રાતીએ સિદ્ધિ સંબંધે કેટલોક ખુલાસો માગ્યો એવી હકીકત રવિમર્દને મમતારામને જણાવી, ત્યારે મહાપુરૂષ એક ઠેકાણે સંતાઈ રહીને બધું સાંભળતો હતો; રવિમર્દનને તે જ વખતે મહાપુરૂષ કંઈ સાંભળે છે એવો વહેમ પણ ગયો હતો.

મહાપુરૂષ ખરેખર છાનોમાનો બધું સાંભળતો હતો. તે તો સિદ્ધિની વાત સાંભળીને દંગ થઈ ગયો, ને હવેથી મમતારામ, રાતી વગેરે મહારાજ આગળ આવીને શું શું વાતો કરે છે તે જાણવાને એને બેવડી ચટપટી થઈ. મહારાજને એ તો એક ઘડી પણ વીલો મુકવા લાગ્યો નહિ. બધી વાત છાનામાનાં સાંભળવાની પેરવીઓ એ તો કહાડતો જ ગયો, તેમ તેમ એને પણ સિદ્ધિ સંબંધે એક જાતનો રસ જામ્યો.

અડસઠમા પ્રકરણમાં જણાવ્યું તેમ, જ્યારે મમતારામની સલાહ પ્રમાણે ચાલવાથી નવલક્ષા જુગારમાં પુષ્કળ કમાયો, તે જ રાતના એણે તુષમાન થઇને મમતારામને સિદ્ધિની હકીકત કહી દીધી. આનંદગિરિના કહેવાથી કેશવલાલ પોતાની સ્ત્રી સાથે ધવલગિરિ જવા નીકળી ચુકયો છે, તો હવે પોતાને શું કરવું, તેની સલાહ મમતારામ પાસે એણે માગી, ત્યારે મમતારામે એણે રવિમર્દનને

મળવાની સલાહ આપી. બીજે દહાડે તેઓ રવિમર્દનને મળવા ગયા ત્યારે પણ મહાપુરૂષ બધું સાંભળવામાં હતો. દુલારામે પણ મહારાજની આગળ આવી બાપજીવેડા કીધાં તે પણ એણે સાંભળ્યા, ને એની અચરતીનો પાર રહ્યો નહિ. પણ જ્યારે તે પછી મમતારામ મહારાજને મળવા આવ્યો, ને પોતાની અને નવલશાની સાથે રવિમર્દનને ધવલગિરિ લઇ જવાને વિનવવા લાગ્યો; મહારાજે આનંદગિરિના પ્રતાપની બ્હીકે અને મુંબઈની સિદ્ધ થયલી કમાણી છોડી અસિદ્ધની પાછળ ભટકવાની ના પાડી, ત્યારે મહાપુરૂષની અચરતી બીજીગમ બેવડી વધી. નવલશાને નીકળવાનું મુહૂર્ત આપ્યું તે પણ મહાપુરૂષ જાણતો હતો. હવે એણે વિચાર કીધો કે મહારાજે તો આનંદગિરિથી બ્હીને ધવલગિરિ જવાની ના પાડી; પણ હું ત્યાં જાઉં તો કેવું સારૂં થાય! મમતારામ ત્યાં જઇને સિદ્ધિમાં નવલશા પાસથી ભાગ પડાવે, તેમ હું પણ પડાવું તો તેમાં શું ખોટું છે! જવાની ત્રણ રીત મહાપુરૂષની નજર આગળ ખડી થઈ. દુલારામની જોડે મળી જઇને—મમતારામની જોડે મળી જઇને—અથવા પોતાને એકલાને જોખમે. પરન્તુ દુલારામે મહારાજ આગળ જે વાણીઆવેડા કીધા હતા, તેથી મહાપુરૂષને તેને માટે સારો વિચાર આવ્યો નહિ. વળી તે દહાડેથી એ તો છેક હીંમત હારી જઇને ખાટલાવશ થઇ પડયો હતો, તેથી મહાપુરૂષને એની જોડે મસલત કરવાનો, કે એનો ચણો હાળી જોવાનો વારો આવ્યોજ નહિ. બીજા હાથ ઉપર, મમતારામની સાથે પોતે જવાની વાત કહાડે, તો કદાચને મમતારામ હા ભણે કે નહિ. એ ભણે. પરન્તુ મમતારામ બહુ પહોંચેલો હતો ને જો ના પાડી ઉઠે તો પોતાની બાજી ચુંથાઇ જાય, એ બ્હીકે એણે મમતારામની આગળ કંઇ વાત કહાડી નહિ. ધવલગિરિ ગયા પછી જેવો ત્યાં રંગ જણાય તે પ્રમાણે વરતવું એવો વિચાર કરી એ ત્યાં એકલોજ જવાને નીકળ્યો. મહારાજે નવલશાને આપેલા મુરતથી આગલેજ દહાડે એણે પ્રયાણ કીધું. હનુમાનના દેહેરામાં એણે તો સહેજ રીતે પડાવ નાંખ્યો હતો. જોગાન જોગ એવોજ બન્યો કે મમતારામને પણ ત્યાંજ પડાવ નાંખવાનો વિચાર થયો, ને છેલ્લા પ્રકરણની આખેરીએ જણાવ્યું તેમ બંનેનો ભેટો થયો.

"અહો મહાપુરૂષ! તુમ ઇધર કહાંસે?"

એ પ્રમાણે મમતારામે પુછ્યું એમ પાછલા પ્રકરણને અંતે જણાવવામાં આવ્યું છે. મહાપુરૂષે નિડરતાથી અને પોતાની વાણીમાં કંઇ તોછડાઈ બતાવતાં જવાબ આપ્યો—

"મેરેકુ શ્રીઆનંદગિરિ મહારાજને બુલાયા હે!"

નવલશા પણ થોડોકવાર સડક થઈ ગયો. ઉઘાડેલી ટ્રંકમાંથી શુઝ કહાડવાનું ભુલી જઇ, મહાપુરૂષની સામે જોઇ જ રહ્યો! પરંતુ પોતાને શુઝ અને પાટલુન હજી બદલવાના છે એવો વિચાર એને આવ્યો ને તરત એ પોતાને કામે લાગી ગયો.

નવલશાના કરતાં મમતારામને અનેક ગણી વધારે અચરતી લાગી. એને પણ પોતાનું ભાન ભુલી જઇને મહાપુરૂષની સામે એક ટસે જોયા જ કીધું. મહાપુરૂષ પોતાની ધૂર્તતા ઉપર જ સરજોર રહીને, એની આંખના તેજમાં જરા પણ નહિ અંજાતાં, એની સામે તેવી જ રીતે જોઈ રહ્યો. બંને જણે એક બીજાની સામે પાંચેક મીનીટ સુધી ટગર ટગર જોયા કીધું!

કેટલીક જગોએ એવી કહેણી છે, કે જ્યારે શિષ્ય પરબ્રહ્મનું જ્ઞાન પામવાને લાયક થાય છે ત્યારે, ગુરૂ તેને તે જ્ઞાન કર્ણદ્વારાએ આપતો નથી—કારણ કે એ જ્ઞાન વાણીથી અગમ્ય છે—પણ તેની સામું એક ટસે જોઇ રહે છે, એટલે પરબ્રહ્મના જ્ઞાનના સ્વરૂપની છબી શિષ્યના હૃદયમાં એ પ્રમાણે ખડી થઇ જાય છે. તેવી રીતે બંને જણા એક બીજાની સામે વગર આંખ મીચે જોઇ જ રહ્યા! તેઓની આંખમાંથી અગ્નિ સાક્ષાત્ નીકળતો હતો, પણ તેની અસર એક બીજા ઉપર જરાકે થઈ નહિ. એ પ્રમાણે પાંચેક મીનીટ સુધી ચાલ્યું પછી, જો કે તેઓનું એક ટસે પરસ્પર જોવું બંધ પડ્યું નહોતું, તોપણ કોણ જાણે શાએ કારણથી, તેઓના હૃદયમાં એક બીજાની સમજુતીની છાપ પડી હોયની, તેમ તેઓ એક બીજાની સામે, એવી રીતે નિર્ધારવા લાગ્યા, કે જાણે તેઓ પોતપોતાના હૃદયમાં રહેલા ઉંડા આશયો નેત્ર દ્વારા એક બીજાને આપતા લેતા હોયની!

બંને જણને થોડીકવારમાં પોતપોતાની આંખમાં લાગ્યું કે આ પ્રમાણે તેઓનો જોગાન જોગે ભેટો થવાથી, ને એકને કંઈ ભાગ મળે તો તેમાં બીજો અલબત ભાગ પડાવવાને આવેલો હોવાથી, તેઓ એક બીજાના સહજ રીતે શત્રુ તો છે. પરન્તુ તેઓની કટ્ટી શત્રુતા, જો નવલશા તેઓનો ભેદ જાણી જાય તો તેઓને જ ભારે થઇ પડે એમ હતું; માટે તે શત્રુતાને પણ કોરે રાખીને ઇષ્ટ કાર્ય સાધવાને સારૂ, ને નવલશાને જે મળે તેમાંથી ભાગ પડાવવાને સારૂ, તેઓએ એક થઇ જવું પુરેપુરૂં જરૂરનું છે. નહિ તો વગર લેવે દેવે, કોઇને કંઇ ભાગ કે તેમાંનો પણ ભાગ મળશે નહિ. એવો આશય એકના હૃદયમાં ઉઠ્યો કે તરત તેના નેત્રમાં તે જણાવા લાગ્યો, બીજાના નેત્રદ્વારાએ બીજાના હૃદયમાં તે આબાદ ઉતરી ગયો. એક બીજાની જોડે કેવી રીતે વર્તવું, નવલશાની જોડે કેવી રીતે વર્તવું, શ્રીઆનંદગિરિ મહારાજને શોધી કહાડવા, ને તે મળે તો તેની પાસથી નવલશાને

સિદ્ધિ મળે તે સારૂ શું શું તદબીર રચવી, એ સર્વ હકીકત સંબંધે તેઓના અભિપ્રાય એક બીજાનાં નેત્રો સૂચવતાં ગયાં. થોડીવાર પછી જ્યારે તેઓ એક બીજા સામે જોતા વિરમ્યા, ત્યારે તેઓ અનાદિ કાળના મિત્ર હોયની, તેમ વર્તન રાખી બેઠા, ને એક બીજા સાથે ખુશ થઇને હળી મળીને વાત કરવા લાગ્યા !

નવલશા તો પોતાના ઇષ્ટ કામમાં જ લાગેલો હતો. પાકીટનો બધો સામાન બહાર કહાડી સાફસુફ કરી બહુ જતનથી એ પાછો ગોઠવતો હતો. તેથી બન્ને જણ વચ્ચે ઘડીકમાં શત્રુતા જતી રહી ને મિત્રતા આવી, તેનાં કારણો તો નવલશાના કળવામાં આવ્યાં જ નહિ ! તથાપિ બન્ને જણા એક થઈ ગયા હતા તેથી નવલશા સાંભળે એમ બોલવા લાગ્યા.

"વાઃ વાઃ તમે અહીં આગળ છો"–મમતારામ બોલ્યો–"એ તો બહુ જ સારૂં થયું ! આખરે અમને આ ધવલગિરિના પ્રદેશની તમારા જેટલી માહીતી નથી. તેથી તમારા આવવાથી તો અમારા નવલશાને સિદ્ધિ મળવાના સંભવો વધતા જ જાય છે. હું તો તમારા ભેટાથી ખરેખર એમ જ સમજું છું કે નવલશાનો દિનમાન ચહડતો જ છે !"

"એમજ, એમજ, ભાઈ મમતારામ"–મહાપુરૂષ ગુજરાતીમાં જ બોલ્યો,—"તમારા મ્હોંમાંથી સત્યવાણીની ને અમૃતની ધાર વહે છે. ગુરૂજી આગળ એ ભાઇએ જે વાત કીધી, તે બધી ગુરૂજીનો હું ખરો શિષ્ય હોવાથી મારા જાણવામાં હતી. તે દહાડેથી મને એવી ધુન લાગી કે આ બીચારા એકલા ધવલગિરિ જઇને શું કરશે? તેથી મહારાજની સેવાચાકરી સારૂ એક બીજો શિષ્ય સોંપી, હું મુંબઇથી નીકળ્યો કે વારૂ, પરોપકારની રીતિએ તમને અને આ ભાઇને જેટલી મદદ બને તેટલી આપું, તો વારૂ મને યાદ કરશો. જાણે કે શ્રીઆનંદગિરિ મહારાજ જ મારા હૃદયમાં આવીને મને પ્રેરતા હોયની ! તેથી જ મેં તમને કહ્યું કે મને પણ એ મહારાજે જ અહીં બોલાવ્યો છે. પણ આપણે બધી વાત નીરાંતે કરશું. આ માણસોને આપવું કરવું હોય તે આપીને વિદાય કરો. તમે આટલી બધી મહેનત કરી થાકી ગયા હશો, માટે પાણી છાણી ને સીધું સામાનની સોઈ તમારે માટે હું કરૂં છું. તમે વાસણ કુસણ તો તમારી સાથે લાવ્યા જણાઓ છો, તે બહુ સારૂં કીધું હોં કે !"

મમતારામે પરઠ્યા પ્રમાણે દામ આપી માણસોને વિદાય કીધા. મહાપુરૂષ તેઓને સારૂ સીધું સામાન લેવાને ગામમાં ગયો. મમતારામે નવલશાને સમજણ પાડી કે મહાપુરૂષ તેઓને મળ્યો, એટલે હવે તેઓને ધવલગિરિથી કોઇ વાતે બ્હીવાનું નથી. નવલશા તો મહાપુરૂષને ઓળખતો નહોતો. મમતારામે કહ્યું કે

એ શ્રીરવિમર્દનનો શિષ્ય છે. શ્રીઆનંદગિરિ મહારાજે એના દીલમાં પ્રેરણા કરવાથી આપણી સારવાર કરવાને આવ્યો છે. નવલશાએ તે વાત ખરી જ માનીને સ્વીકારી, જાણે કે તે અને મમતારામ શ્રીઆનંદગિરિના બોલાવવાથી ત્યાં આવ્યા હોયની !

નવલશા નવા શુઝ અને પાટલુન પહેરી રહ્યો હતો. તેણે મમતારામની પાસે આવી આ બધી વાત સાંભળી. મમતારામે નવલશાને કહ્યું—

"તમે માનશો, જ્યારથી આપણે રેલવેમાં બેઠા ત્યારથી મને વિચાર થયા કરતો હતો કે શ્રીઆનંદગિરિ મહારાજનાં આપણને દર્શન થાય તે પહેલાં આપણને અહીં કદાચને બહુ બહુ ભટકવું પડે, ને એમ પણ જોગ બને કે તમને મુકીને મારે એકલા જ કંઈ શોધમાં જવું પડે, અથવા તમને એક કામે ને મારે બીજે કામે જવું પડે; તેવે વખતે કોઈ ભોમીઓ તમારી સાથે હોય તો કેવું સારૂ, એવો હું વિચાર જ કરતો હતો, ને કેવી ખુબીની વાત કે પહેલે જ પડાવે જેના ઉપર આપણે વિશ્વાસ રહે એવો જ માણસ આપણને મળ્યો !

નવલશા રાજી થયો. થોડીવારમાં મહાપુરૂષ ગામમાંથી સીધું સામાન અને એક માણસ કામ સારૂ લઇને આવ્યો. મમતારામે પોતાને અને નવલશાને સારૂ રસોઇ કીધી ને ખાઇ પીને પરવારી ત્રણે જણા સ્વસ્થ થઇને બેઠા. રાતના દશ વાગવા આવ્યા હતા ને નવલશા ખરેખર થાકી ગયો હતો, તથાપિ આવતી કાલે શું કરવું ને કેવે ધોરણે કામ લેવું, તે બાબત નક્કી કરી રાખવાની ખરી જરૂર હતી એમ મમતારામે કહ્યું ને નવલશાને તેમાં ભાગ લેવાની જરૂર પડી.

મહાપુરુષ સીધું સામાન લઇને આવ્યો ત્યારથી બહુ હેતથી બન્ને સાથે વરતવા લાગ્યો. તેઓને રાજી રાખવાને એણે બહુ લાંબી લાંબી વાતો કીધી. પોતાની પુલાસ અને નવલશાનાં વખાણ વારા ફરતી એણે કર્યાં જ કીધા. જમી કરીને બંને જણા પરવાર્યા એટલે એણે મમતારામને કહ્યું—

"મારા વિચારમાં તો એમ આવે છે કે આવતી કાલથી આપણે ધવલગિરિના પ્રદેશમાં જ્યાં સુધી આનંદગિરિ મહારાજ આપણને ન મળે, ને આ ભાઇને સિદ્ધિ ન આપે, ત્યાં સુધી ભટકયા જ કરવું."

"મને પણ એવો જ વિચાર આવે છે"—નવલશા બોલ્યો—"અમે જે બે શિખરો ચહડ્યાં ને ઉતર્યાં ત્યાં સુધીનો રસ્તો તો, હું ધારૂં છું કે હું તમને બતાવી શકીશ પણ પછી પેલી ગુફાનો મારગ મને શોધ્યો જડશે કે નહિ તે કહેવાતું નથી; માટે ત્યાં જવું તો ખરૂં, પછી જોઇએ કે શું થાય છે. વળી આ મહાપુરૂષ તો આપણી સાથે છે ને એને તો કોઈ વાત અજાણી જણાતી નથી, તો આપણે તો

યા હોમ કરીને કાલથી ચાલવા માંડશું, તો મારી ખાતરી છે કે આપણે પેલી ગુફાના મ્હોડા આગળ પહોંચશું તે પહેલાં જ, શ્રીઆનંદગિરિ મહારાજ આપણને મળશે."

"હાજ તો"—મહાપુરૂષે કહ્યું—"આપણે એ ક્યાં છે તે માલમ નથી, પણ એને તો આપણે આવ્યા છઇએ તેની માલમ હોવી જ જોઇએ. માટે ચલો, આપણે પેલી ગુફા તરફ જવાને આવતી કાલે નક્કી નીકળવું. કેમ મમતારામભાઈ, તમે પણ એમ જ કહો છો કેની!"

"તમે બંને જણા"—મમતારામે ડોકું ધુણાવીને જવાબ આપ્યો—"આગળ પાછળનો વિચાર કર્યા વગર બોલ્યા જાઓ છો. આ મહાપુરૂષ કહે છે કે આપણે ધવલગિરિના પ્રદેશમાં મહારાજ મળે ત્યાં સુધી ભટકયા કરવું. પણ કેવી રીતે ભટકવું તેનો કંઇ વિચાર એણે કીધો જણાતો નથી. આપણે શું રોજ ધવલગિરિ બે ચાર કલાક શોધ કરીને પાછા અહીં આવતા રહેવું કે કેમ?"

"ના ના"—મહાપુરૂષે જવાબ આપ્યો—"મહારાજ મળે ત્યાં સુધી કાયમ ત્યાં આગળ ચાલ્યા જ કરવું. રોજ પાછા અહીં આવીએ તેમાં તો કંઈ સુક્કરવાર વળે નહિ."

"તેમ કહેવાનું તમને કંઈ કારણ નથી. તેમ વળી આગળ આગળ ચાલવાથી સુક્કરવાર વળશે જ, તે પણ તમારો ઉટાંગજ છે. પણ એમ સમજો કે આપણે તેમ કરીએ. ત્યારે સીધું સામાન અને જોઇતાં વાસણ કુસણો આપણે સાથે લઇને મજલ કરવી, કે પરમેશ્વરપર ભરોસો રાખીને છુટા જવાયાજ નીકળી પડવું. અથવા સામાન લેવો તો કેવી રીતે સાથે રાખી શકાય તેનો કંઈ તમે વિચાર કીધો?"

"મેં વિચાર કીધો નથી"—મહાપુરૂષે કહ્યું—"પણ ન ચાલતો સામાન આપણી સાથે લેવો. થોડો ઘણો હું ઉચકવા લાગીશ. બાકીનો અહીં જ મુકી છાંડવો."

"એમ કેમ બને"—નવલશા ફાળ નાંખતો બોલી ઉઠયો—"આ ટૂંક અહીં આપણે કોને સોંપીને નીકળીએ? ને એમાંથી ન ચાલતો સામાન લેવાનું કહો છો પણ માણમાણ આ એક ટૂંક લઇને હું મુસાફરી કરવાને નીકળ્યો છું. એમાંથી હવે બીલકુલ ઓછું થાય તેમ નથી."

"જોયું"—મમતારામે મહાપુરૂષને કહ્યું—"તમારી યોજના ચાલી શકે એવી નથી. હજી તો તમે કહો છો તેમ નીકળવું કે નહિ તે નક્કી થયું નથી તેની પહેલાં જ નવલશાને વાંધો પડે છે. પણ નવલશા"—તેની તરફ મ્હોં ફેરવીને—"તમે ગભરાઓ નહિ. મહાપુરૂષ કહે છે તે યોજના મને ઠીક લાગતી નથી."

"ત્યારે તો હું કહું છું તેમજ કરોની, આપણે પેલી ગુફા સુધી જવું ને એટલામાં મહારાજ મળશે જ મળશે."

"પણ ન મળ્યા તો"—મમતારામે પુછ્યું—"આપણે પાછા આવતા રહેવું ને પાછા બીજે દહાડે ત્યાં જ જવું કે કેમ?"

નવલશાને શું જવાબ આપવો તે સુઝ્યું નહિ, તથાપિ એ બોલ્યો—"તમે એમ શું કામ માનો છો કે મહારાજ નહિ મળે? હમણાં જ આ મહાપુરૂષ કહેતા હતા કે આપણે આવ્યા છઇએ તેની એને ખબર પડેલી હોવી જ જોઇએ. એટલે આપણને મળ્યા પાખી રહેશે નહિ."

"એમને ખબર પડેલી હોવી જોઇએ એ વાત તો હું પણ સ્વીકારૂં છું"—મમતારામે કહ્યું—"પણ એમ ધારો કે એમની ઇચ્છા આપણને મળવાની નથી તો પછી આપણે એમને કેમ ખોળી કહાડવા?"

"એમની ઇચ્છા નહિ હોય તો તો આપણો ને એનો ભેટો જ થશે નહિ"—મહાપુરૂષે જવાબ આપ્યો—"ને ત્યારે તો આપણું અહીં સુધી આવવું પણ નિરર્થક થાય છે."

"આપણે જે સંજોગોમાં નીકળ્યા હતા તેમાં"—મમતારામે ઠંડે પેટે જવાબ આપ્યો—"હજી સુધી કંઈ ફેર પડયો નથી. એમની મરજી હતી કે નહિ—બલકે નહોતીજ—ને આપણે અહીં આવ્યા છઇએ. હવે એવા સંજોગો છે છતાં એમને ખોળી કહાડવા જરૂરનું છે. એમની મરજી હોય કે નહિ, બલકે નહિ હોય છતાં, એમને મળવું એ આપણું કામ આપણે મુંબઇથી નીકળ્યા ત્યારે હતું ને હજીએ છે."

થોડીવાર વિચાર કરી મમતારામ પાછો બોલ્યો—

"તમારી બેની યોજના તો અમલમાં ન મેલી શકાય એવી છે. હવે તમે મારી વાત સાંભળશો. એક નિશ્ચયાત્મક વાતને પાછળ મેલી તમે ઉટાંગો બાંધ્યા તેથી કરીને તમારી યોજના નિરર્થક જેવી થઈ પડી છે. પણ હું તો નિશ્ચયાત્મક વાતને અવલંબીને મારી વાત કહેવા માગું છું. એ નિશ્ચયાત્મક વાત તો એ છે કે કેશવલાલ મહારાજની આજ્ઞાથી અહીં આવવા નીકળી ચુકયો માટે આપણે પણ નીકળ્યા. હવે આપણાથી છ દિવસ પહેલાં એ અહીં આવેલો છે. તો પ્રથમ આપણે જાણવું જોઇએ કે કેશવલાલ કયાં છે, અને મહારાજે એને સિદ્ધિ તો આપી દીધી નથી. તે જાણ્યા વગર આપણે આમ કરવું ને તેમ કરવું એવા મનસુબા બાંધવા દેખીતા નકામા છે."

હા, એ વાત જાણવી પ્રથમ અગત્યની છે"—નવલશાએ કહ્યું.

"ભાઈ, હું અહીં ગઈ કાલે સાંઝે જ આવ્યો"—મહાપુરૂષે કહ્યું—"ને ફરતો ફરતો આજે સવારે આ નવલભાઈ કહે છે તે ધર્મશાળા તરફ જઈ ચહડ્યો. ત્યાં મેં બે જણાંને જોયાં ને મને તરત લાગ્યું કે તે જ કેશવલાલ અને તેની બૈરી હોવી

જોઇએ, પણ મને કંઈ તેઓને મળવા કરવાનું કામ નહોતું તેથી હું તેઓને મળ્યો કર્યો નહીં.

"રંગ છે મહાપુરૂષ, તમને રંગ છે"—મમતારામ હરખાતો બોલ્યો—"તમારી વાત સાંભળી મારા મનનો એક મ્હોટો ઉમાચો જતો રહ્યો છે. પણ જોયું, આપણે એક નિશ્ચયાત્મક વાતને અવલંબીને ચાલ્યા તો બીજી નિશ્ચયાત્મક વાત આપણને હાથ લાગી, કે હજી સુધી કેશવલાલને સિદ્ધિ મળી નથી. કેમકે જો મળી હોય તો એણે મુંબઈ તરફનું સુકાન ક્યારનુંએ ફેરવી દીધું હોત. પણ રહો"—મમતારામ વધારે ભાર મુકીને આગ્રહપૂર્વક કહેવા લાગ્યો—"હજી પણ આપણે કોઈ પણ રીતે એકાદ દૃઢ નિશ્ચયપર આવીએ તે પહેલાં, આટલા આટલા દહાડા થયા કેશવલાલ ધર્મશાળામાં કેમ પડી રહ્યો છે, હજી એ શું થવાની કે બનવાની વાટ જોયા કરે છે, તે વિષે જો કંઈ બાતમી મળે, તો આપણે જે દૃઢ નિશ્ચયપર આવશું તેની ગાંઠ વધારે મજબુત બંધાશે. મને કે નવલશાને જો એ જોય તો એને વહેમ આવે, ને અમને પુછવા કરવાથી એનો વહેમ વધારે મજબુત થાય; માટે અમારે તો દૂર જ રહેવું સારૂં છે. પણ આ મહાપુરૂષને એ ઓળખતો નથી. માટે મહાપુરૂષ, કાલે સવારના ઉઠીને તમારે ધર્મશાળા તરફ ફરી ફેરો ખાવો ને બનતી હોંશીઆરીથી કેશવલાલ સંબંધે જેટલી વધારે બાતમી મળે તેટલી મેળવવી, કે આપણે એક દૃઢ નિશ્ચયપર આવીએ. તે પહેલાં આપણાથી કંઈ થઈ શકે એમ નથી."

મહાપુરૂષે કેશવલાલની બાતમી મેળવવાનું બીડું બહુ ખુશીથી ઝડપ્યું ને મ્હો ફાટતાં એ જ કામ લઈ બેસવાની પોતાની તત્પરતા જણાવી. એ પ્રમાણે એ ત્રણે જણની કાઉન્સીલ બરખાસ્ત થઈ. તેઓ એક નિશ્ચયપર આવ્યા તેથી તેઓ હવે નીરાંત રાખી સુઈ ગયા. થાક્યા પાક્યા હોવાથી તેઓને ઝટ ઉંઘ આવી ગઈ.

બીજે દહાડે નવ વાગે આવીને મહાપુરૂષે હરખાઇને તેઓને કહ્યું, કે મમતારામની યુક્તિ આબાદ ફળી ને મને ઘણી ઘણી બાતમી મળી છે, તે સાંભળો. મેં તો પ્રથમ ત્યાં જઇને એવો જ વેષ ભજવ્યો કે જાણે, ધવલગિરિની જાત્રા કરવાને હું પેહેલીવાર આવ્યો હોઉંની ને તરતનો મુસાફરી કરતાં થાક્યો પાક્યો પડાવ નાંખવાની જગો શોધતો હોઉંની, તેમ તેઓ આગળ સીધું સામાન માગ્યું ને એ ધર્મશાળામાં એક ઠેકાણે મને રસોઈ કરવા દેવાનું જણાવ્યું.

બંને જણાં મારી સાથે બહુ સલુકાઇથી વર્ત્યાં. પેલી બાઇએ મને પોતાના પોટલાંઓ છોડી પુરતું સીધું આપ્યું ને કેશવલાલે રીતસર મને કહ્યું કે એ ધર્મશાળા એક નહાની સરખી ઉઘાડી ઓરડી છે, માટે બને તો બીજે ઠેકાણે હું

પડાવ નાંખીશ તો મને ઠીક પડશે. મારે કંઈ ત્યાં ઉતરવું તો નહોતું તેથી તેમ કરવા મેં ખુશી દેખાડી, પણુ થાકેલો પાકેલો આવેલો છું માટે થોડીવાર રહીને આસુદો થઈ, બીજે ઠેકાણે જઈ રસોઈ કરીશ એમ જણુાવ્યું. એમ કરવામાં મારી મતલબ તેઓની પાસે બનતાં સુધી વધારે વાર રહીને, આડાં તેડાં ગપ્પાં મારી, તેઓનો ગળ કહાડી લેવાની હતી.

હું એક જગોએ દાતણુ કરવાનો ઢોંગ લઈ બેઠો હતો, તેવામાં પેલી બાઇએ એના ધણીને પુછયું, કે મહારાજ કહેતા હતા કે આજે રાતના ચમત્કાર થશે પણુ આપણે સ્વસ્થ રહેવું, તેનું આ પગરણુ તો નથી કે? તેના ધણીએ હા કે ના કંઈ કહી નહિ, પણુ વિચાર કરતો ચુપ બેસી રહ્યો. મને એથી વધારે બાતમી તેઓ પાસથી મળી નહિ. જો કે તેઓ મારી જોડે સારી રીતે વરતતાં હતાં, તથાપિ તેઓ ઝાઝી વાતે વળગ્યાં જ નહિ. મેં જે આડું અવળું પુછયું તેનો જવાબ જોઇએ તેવા ખુલાસાથી તેઓએ મને આપ્યો નહિ. તેઓને વહેમ ન પડે માટે સીધું સામાન લઈ હું ત્યાંથી જવાની તૈયારી કરવા લાગ્યો, તેટલામાં તેઓનું કામ કરવાને એક બાઈ ત્યાં આવી. તેને પેલી બાઇએ ગામમાં શાક લેવાને મોકલી, ને અનાયાસે તેનાથી બોલાઈ ગયું કે તને રોજ રોજ ગામમાં જવાના ફેરા ન પડે માટે બે ત્રણુ દહાડાનું શાક સામટું લેતી આવજે. પેલી બાઈ સાથે જ, અજાણ્યો હોવાથી મેં જવાનું કહ્યું ને ત્યાંથી ચાલી નીકળ્યો. એ બાઇની જોડે વાતચીત કરવાથી જણુાયું કે કોઇ સાધુ તેઓને બે ત્રણુવાર આજ દિન સુધી મળી ગયો હશે. બોલો, આ કંઈ મને જેવો તેવો પત્તો મળ્યો ગણુાય! જો કે તેઓ ઝાઝું બોલ્યાં નહિ, પણુ તમામ બાતમી આપણુને એક લેખે મળી છે એમ કહું તો ચાલે."

મહાપુરુષની હકીકતમાં ત્રણુ વાત મુદ્દાની હતી. એક તો એ કે શ્રીઆનંદગિરિ મહારાજ તેઓને રોજ રોજ મળતા હતા. બીજી એ કે કેશવલાલ હજી બે ત્રણુ દિવસ ધર્મશાળામાં જ રહેવાનો હતો. પણુ સૌથી અગત્યની વાત તો એ હતી કે મહારાજે તેઓને કહી રાખ્યું હતું, કે આજે ચમત્કાર બનશે માટે તેઓએ સ્વસ્થ બેસી રહેવું. તેનો અર્થ ત્રણે જણાએ એવો જ કીધો કે આજે રાતના આવીને શ્રીઆનંદગિરિ મહારાજ કેશવલાલને સિદ્ધિ આપશે. તેવો અર્થ ઉઠતો હતો તેથી મહાપુરૂષ હરખાતો હરખાતો પાછો ફર્યો હતો. તેનો બીજો અર્થ ઉઠી શકે એવો કોઇને ખ્યાલ સુદ્ધાં આવ્યો નહિ.

મમતારામે તે ઉપરથી બહુ બહુ વિચાર કરી, દોડી તેટલી નજર દોડાવી, પોતાનું ચોગઠું ખડું કરી દીધું. 'એક પંથ દો કાજ' કરવાની એણે યુક્તિ રચી ને મહાપુરૂષને અને નવલશાને તદનુસાર સમજાવવા લાગ્યો.

"જુઓ નવલશા, આજે રાતના, નક્કી ક્યારે તે તો કંઈ જણાતું નથી પણ ગમેત્યારે તો પણ આજે રાતના, શ્રીઆનંદગિરિ મહારાજ ધર્મશાળામાં આવીને કેશવલાલને સિદ્ધિઓ અને પેલું જર ઝવેરાત આપી દેશે. તે વખતે તમે ત્યાં હો અને અમે તમારી મદદમાં ત્યાં હોઈએ તો વધારે સારૂં. તેના કરતાંએ, અથવા સૌથી સારૂં તો મને એમ લાગે છે, કે આપણે કંઈ એવી તદબીર રચવી જોઈએ, કે આપણે ત્યાં નહિ પણ કેશવલાલ જ અહીં આગળ હોય તેમ થાય, તો મહારાજને સિદ્ધિ આપવા સારૂ નક્કી અહીં જ આવવું પડે. કેશવલાલ અહીં હોય તો તે આપણો દબાવ્યો દબી શકે ને થોડો ઘણોએ વશવર્તી રહે એટલું જ નહિ, પણ મહારાજ પણ અહીં આવેલા હોય તો તેની વાત જુદી એટલી જુદી જાણવી. ખરૂં છે કે મહારાજ ઉપર આપણે ઝાઝો કાબુ ધરાવી શકશું નહિ. માટે જ્યારે આજે રાતના કેશવલાલને સિદ્ધિ મળવાની છે એ મુદ્દાની વાત આપણને લાધી છે, તો કેશવલાલને ગમે તેમ કરી અહીં ઘસડી લાવવાને આપણે બને તેટલું કરવું જોઈએ. બહુ બહુ વિચાર કરી હું એવા નિશ્ચયપર આવ્યો છું કે મહાપુરૂષે આ હનુમાનના દેહેરામાં જ બેસી રહેવું, ને આજે સાંઝ પડતી વખતે તમારે ને મારે કેશવલાલની ધર્મશાળામાં જવું. હું તો બહાર સંતાઈ રહીશ. પણ તમારે નિડર રીતે કેશવલાલની પાસે જઈને કહેવું કે શ્રીમહારાજનો બોલાવ્યો હું પણ અહીં આવ્યો છું, ને તેમની જ આજ્ઞાથી સાથે મમતારામને લેતો આવ્યો છું. પણ તમારે એવો ઢોંગ કરવો ને કેશવલાલને જણાવવું કે ધર્મશાળા સુધી આવતાં, રસ્તામાં જે ગાડામાં બેસી અમે આવતા હતા તે ભાંગી ગયું, ને મમતારામ ઉપરથી ગાડાનું પૈડું ફરી ગયું છે તેથી હું ત્યાં જ બેભાન થઈ પડેલો છું. માટે મારી સારવાર કરવાને કેશવલાલને તમારી સાથે લઈ આવવાને તમે વિનવજો. તમને પણ મહારાજે બોલાવ્યા છે એવી વાત તમારે મ્હોડે સાંભળી એ ચમકશે, ને હું તમારી સાથે આવેલો છું તે સાંભળીને તો એ વધારે ચમકશે. પણ ગાડાના પૈડામાં મારા હાથ પગ કચડાઈ જવાથી મારી સ્થિતિ બહુ દયામણી થઈ પડી છે, ને મારી સારવાર કરવાની પુરેપુરી જરૂર છે એવું જ્યારે કેશવલાલ સાંભળશે, ત્યારે મારી ખાતરી છે કે તમારી વાત એ ખરી જ માનશે; ને તમે બહુ વિનવશો તો તમારી સાથે મારી મદદે આવવાને કદાચને એ ના નહિ પાડે. એની સ્ત્રી કદાચને ના હા કરે ને કેશવલાલને નહિ નીકળવાને સમજાવે પણ આપણે તેથી કંઈ બ્હીવાનું નથી, કેમકે કેશવલાલ વાણીઆભાઈ પેઠે બૈરીવસુ નથી જ. વળી તમે મને કહેતા હતા કે મહારાજે તમને દરેકને ધર્મની વહારે હમેશાં ધાવાની આજ્ઞા કરી રાખેલી છે, એટલે કેશવલાલ એની બૈરી ના કહેશે તો પણ તમારી સાથે આવવાને નીકળશે જ નીકળશે. તમારે એને આ દેહેરામાં લઈ આવવો. આપણે

એને અહીં આગળથી જોર જુલમ કરીને પણ બહાર જવા દેવો નહિ. હું ધારૂં છું કે તે સારૂ તમે ને મહાપુરૂષ બંને જણા પુરતા છો. કેશવલાલની જોડે તમે બીજી બધી વાતે સલુકાઈથી ચાલજો. માત્ર એને દેહેરાની બહાર જવા દેતા નહિ. અલબત, એને શક પડશે, ને તમને પુછે કરે તો તમારે કહી દેવું કે મહારાજ એને (કેશવલાલને) સિદ્ધિ આપવાને આવવાના છે તે વખતે તમે પણ સાથે હો તે સારૂ આ યુક્તિ રચી છે. બીજી કોઈ રીતે એને હેરાન કરવાની મતલબ નથી એમ કહેજો. મારે માટે પુછે તો તમે હસી પડજો ને કહેજો કે એ તો એને આ દેહેરા આગળ લઈ આવવાને ખોટું ધતીંગ ઉભું કીધું હતું. તમારી સાથે તો મમતારામ નહિ પણ આ શખસ (મહાપુરૂષ) આવેલો છે. એમ કહેજો. મારી ખાતરી છે કે તમારા એવા ખુલાસા પછી કેશવલાલ કંઈક ટહાડો પડશે, ને દેહેરામાંથી ભાગી જવાને મસ્તી તોફાન કરશે નહિ. પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે દૈવાધીન થઈને શાંત થશે."

"તમે કેશવલાલને અહીં લાવવાને ધર્મશાળામાંથી નીકળશો ત્યાં સુધી તો હું છુપાતો ને છુપાતો જ રહીશ. પણ તમારા ગયા પછી હું ધર્મશાળાનું નાકું ઘેરીને મહારાજની વાટ જોતો ખોટી થઈશ. મહારાજ આવશે તેને હું ઓળખું છું તો ખરો, એટલે એમની જોડે વાતચીત કરવામાં મને અડચણ પડવાની નથી. હું તો સહેજ રીતે જણાવીશ કે હમણાં નવલશાને અને કેશવલાલને અહીંથી જતાં મેં જોયા હતા. મહારાજ કેશવલાલનો પત્તો મેળવવાને ખાએશ દેખાડશે એટલે હું પણ મહારાજની સાથે, તેને શોધવાને મદદ કરવામાં સાથે થઈ જઈશ ને મહારાજને મોડા વહેલા અહીં જ લાવી મુકીશ. અહીં આગળ આવ્યા પછી આપણે ત્રણે જણા મહારાજને હાથે પગે લાગી, થોડું ઘણું જે ધતીંગ કીધું તે માટે તેની ક્ષમા માગશું. હું અને મહાપુરૂષ તમારે માટે મહારાજની આજીજી કરશું, કે તમે પણ સાધુદાસના વંશના છો, આટલી આટલી મહેનત કરી અહીં આવ્યા છો, તો એક બે સિદ્ધિ અને થોડું એક જર ઝવેરાત નવલશાને પણ આપવું જોઈએ. મારી ખાતરી છે કે મહારાજનું દીલ પીગળશે ને તમારા નસીબમાં હશે તેટલું તમને મળશે જ મળશે. બોલો, મારૂં ચોગઠું પસંદ કરવા જેવું છે કેની ? એ પ્રમાણે અમલ કરવા જતાં કોઈ ઠેકાણે કંઈ ખાંચો તો નહીં આવે કેની"—મમતારામે હરખાઈને પુછયું.

મમતારામ તને ધન્ય છે ! તેં અક્કલ તો ઠીક દોડાવી ને તારી બુદ્ધિ પ્રમાણે ચોગઠું તો ઠીક ઉભું કીધું હોં કે ! ધર્મશાળામાંથી તારી યુક્તિ પ્રમાણે કેશવલાલનું કાશળ પતે અને મહારાજ આવી પહોંચે તે પહેલાં ગુલાબ વહુને પણ તેં પજવવી ધારી; ને તેમ કરીને કાળી, અલંગા, ધનકોર ડોસી, તેમ જ કેશવલાલ, વિહારીલાલ વગેરે ઉપરનું તારૂં અનાદિ વેર વાળી લેવાનું પણ ધાર્યું ખરૂં ! તે જ સારૂં તેં

મહાપુરૂષને અને નવલશાને એવા કામે વળગાડવા ધાર્યા, કે નવલશાને સિદ્ધિ મળે તે કામમાં તું તેને મદદગાર થઇ પડે, પણ તારા પોતાના કામમાં, તેઓ આડા આવી શકે નહિ, અથવા તારો ખરો ભેદ કે અંદરનો આશય તેઓ જાણી શકે નહિ! તેઓ બંને જણા તારી આવી યુક્તિ જોઇને તારાથી ભોળવાયા! છતાં જેમ ધન્વન્તરિ જેવા એક મ્હોટામાં મ્હોટા વૈદ્યરાજે મોતથી બચવાને પોતાના જેવા આબાદ આકારનાં દશ પુતળાં બનાવ્યાં કે એમાંથી ખરો વૈદ્યરાજ કોણ તેની ખબર જમને સુદ્ધાં પડે નહિ; પણ એક જરાકમાં ભુલ થઈ ગઈ ને આખરે મોતને સ્વાધીન વૈદ્યરાજને થવું પડ્યું, તે પ્રમાણે તારે તો હાર નહિ ખાવી પડે કે! શ્રીઆનંદગિરિ મહારાજના અતુલ પ્રભાવ કે પ્રતાપને તેં તારી ગણતીમાં લીધો જ નથી! તારી પેઠે જો એ સંસારી હોત, ને કેવળ મનોબળમાં જ કુશળ હોત, તો કદાચને તું ફાવત ખરો. પણ આ તો સમર્થ યોગી છે. એક અળશીઆ પેઠે તારી ગતિ પૃથ્વીપર પુરી પાધરી નથી, ને ઉંચે આકાશમાં ઉડતા પક્ષીરાજ ગરૂડને તું હંફાવવાનો ફાંકો રાખે છે? તારા જેવા હજારો કુશળ જનોના મનના આશયો, ઉઠે તેની પહેલાં, ચોખાનો દાણો મસળે તેટલી વારમાં, જાણી શકે એવા એ છે. તેને છેતરવામાં શું તું ફતેહમંદ નીવડીશ ને બીચારી અનાથ અબળાની શું તું આ નિર્જનસ્થાન જાણી લાજ લુટીશ. રે મુઢ, તું પોતાને જ કેટલો ભુલાવો ખવડાવે છે ને આટલું બધું કરીને પણ તું એવો ફાંકો રાખે છે, કે તું શ્રી આનંદગિરિ મહારાજને એવું અદ્દપટ્ટ સમજાવી દઇશ, કે તારા સમજાવ્યાથી એ મહારાજ સિદ્ધિમાંથી અને ઝવેરાતમાંથી નવલશાને ભાગ આપશે! તારી ગણતરી શું એકડા વગરના મીંડા જેવી નથી કે કેવળ શારીરિક બળ અને મનોબળને જ તું શ્રેષ્ઠ ગણે છે? આધ્યાત્મિક બળના પ્રભાવને તો તું કશા લેખામાં જ ગણતો નથી! પણ રે મૂઢ, તને શું ખબર નથી કે એ આધ્યાત્મિક બળ કે યોગપ્રભાવ વડે જ માણસનું શારીરિક બળ અને મનોબળ ચેતાયમાન થયું છે?"

---

# પ્રકરણ ૭૮ મું

## નિવૃત્તિનો આનંદ

**यत् स्वादाद् विरसा भवन्ति विषया त्रैलोक्य राज्यादयः ( भर्तृहरि )**

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જ્યારે મમતારામ, ગુલાબવહુ ને કેશવલાલને પોતાના સપાટામાં લેવાને, અને શ્રીઆનંદગિરિ મહારાજ પાસથી નવલશા સારૂ સિદ્ધિમાં ભાગ પડાવવાને, બહુ અક્કલ દોડાવી છટકું રચતો હતો ને નવ-

લક્ષ્મીને અને મહાપુરૂષને બહુયુક્તિ પુરઃસર પોતાના કામમાં મદદગાર થઈ પડે તે સારૂ તેઓને સમજાવતો હતો, ને તાલીમ આપતો હતો ત્યારે, પોતાના સપાટામાં લેવા ધારેલાં પેલાં બે નિર્દોષ જણાં તો ધર્મશાળામાં પોતાનો કાળ શ્રીઆનંદગિરિ મહારાજ ઉપર દૃઢ વિશ્વાસ રાખી ઘણા સ્વસ્થ ચિત્તે રહીને પુર નિરાંતમાં ગુજારતાં હતાં.

મહારાજની આજ્ઞાનુસાર ધવલગિરિ આવે તેઓને પાંચ દિવસ થયા હતા. શ્રીઆનંદગિરિ તેઓને ઘણું ખરૂં રોજ મળતા. પરન્તુ આટલા બધા દહાડામાં એણે તેઓની આગળ સિદ્ધિ સંબંધે કશી વાત છેડી નહિ. તેઓને શા સારૂ બોલાવ્યાં છે તે સુદ્ધાં પણ એને જણાવ્યું નહિ. બંને જણાં એવાં વિચક્ષણ હતાં કે તેઓએ તે સંબંધે મહારાજને કશું પુછ્યું સુદ્ધાંએ નહિ. શ્રીઆનંદગિરિ મહારાજ આવીને તેઓની જોડે આડી તેડી વાતો કરતા. પોતાના દીઠેલા દાખલા દલીલો આપીને, અનુભવના વિચારો દર્શાવી, સંસારની મોહિની તેઓને ઓછી ને ઓછી થતી જાય, ને તેઓનું મન શાંત અને સ્વારામમાં જ મગ્ન થાય તેવી વેતરણ કરતા. આવા શિક્ષણથી કરીને, તેઓના પરસ્પરના પ્રેમથી જે આનંદ જામતો હતો તેના કરતાં, ઉચ્ચતર અને અનિર્વર્ણનીય આનંદ આત્માના સાક્ષાત્કારથી અનુભવી શકાય ખરો, એવો આભાસ દંપતીના મનમાં ખડો થવા લાગ્યો. તેથી કરીને દિન પ્રતિદિન વધારે સ્વસ્થ ચિત્તે, અને દિન પ્રતિદિન વધતા જતા ઉમંગ અને હોંસથી, તેઓ શ્રીઆનંદગિરિ મહારાજની આવવાની વાટ જોતાં બેસતાં, જાણે કે તેઓના જન્મ્યાનું સાર્થક શ્રીઆ-નંદગિરિ મહારાજને રોજ મળવામાં આવી જતું હોયની ! તેઓએ હવે પછી, કે આવતી કાલે, કે પછીની ઘડીએ શું કરવું તેની ફીકર કે વિચાર રાખ્યો નહિ. પણ એક બીજાના સમાગમમાં, જો તેઓ વચ્ચે પ્રેમની સીમા પહોંચવી બાકી રહી હોય તો–વધતા જતા પ્રેમથી, શાંત આનંદમાં તેઓ પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યાં.

જે દહાડે મહાપુરૂષ તેઓને મળવાને આવ્યો તેને આગલે દહાડે શ્રીઆનંદ-ગિરિ મહારાજે ગુલાબવહુની આગળ સિદ્ધિ સંબંધે કંઈ વાત કરવી હોય તો હવે કંઈ બાધ આવવાનો નથી એમ કેશવલાલને જણાવ્યું. જતાં જતાં કહેતા ગયા કે આવતી કાલે ચમત્કાર બનવાનો છે માટે તેઓએ સ્વસ્થ રહેવું.

તે જ રાતના કેશવલાલે શ્રીઆનંદગિરિ મહારાજનો વાલકેશ્વરની ઉજાણીને દહાડે કેમ અને કેવી રીતે ભેટો થયો ત્યાંથી માંડીને, તે ધવલગિરિ બંને જણ આવ્યાં ત્યાં સુધીનું બધું વૃત્તાંત નિવેદન કીધું. વાત કરવામાં મોડી રાત વીતિ ગઈ તેથી એક બીજાને ખુલાસો કર્યા વગર તેઓ સુઈ ગયાં. બીજે દિવસે તો મહાપુરૂષ ત્યાં પ્હો ફાટ્યા પછી તરત જ આવી લાગ્યો, ને તે પછી કામકાજ કરનારી પેલી બાઈ આવી. તેની જોડે મહાપુરૂષ ચાલ્યો ગયો. તે પછી દંપતી પોતાના નિત્યના

કામમાં લાગ્યાં. ગુલાબવહુ રસોઇની તૈયારી કરવા લાગી. જમી કરીને પરવાર્યાં પછી હજી પેલી બાઈ વાસણ કુસણ માંજતી હતી, તેથી દંપતી ચોપટ રમવા બેઠાં. પોબારની એક બાજી તેઓ રમી રહ્યાં. બપોરના બે ત્રણ વાગે પેલી બાઈ તમામ કામ કરીને પરવારીને તે દહાડા માટે રજા લઇને ગઈ. તેના ગયા પછી ગઈ રાતથી બાકી રહેલો સિદ્ધિના ખુલાસાનો પ્રસંગ નીકળ્યો. ગુલાબવહુનું બોલવું સાંભળીને કેશવલાલે વિસ્મય પામીને તેને પુછ્યું—

"ત્યારે શું તને સિદ્ધિની વાતની પ્રથમથી જ બધી ખબર હતી?"

"બધી ખબર હતી એમ તો કેમ કહેવાય"—ગુલાબવહુએ જવાબ આપ્યો— "પણ સિદ્ધિની જે વાત તમે મને કહી તે વાત, આપણે અહીં આવવા નીકળ્યાં તેની થોડા દિવસ અગાઉ, બાલાએ મને ઘણી ખરી કહી હતી. તેની પૂર્વે પણ આપણે ત્યાં જે દિવસે શ્રીઆનંદગિરિ પધાર્યાં તે દિવસે, તમારી અને દુલારામ ભાઇજી વચ્ચે જે કચપચાટ થયો તેના થોડા શબ્દો મારે કાને પડ્યા હતા. વળી નવલશા દીએરજી મહારાજને મળવા સારૂ સાંઝના આવ્યા, ત્યારે તે એટલા મહોટેથી બોલતા હતા કે પાવડી અને સિદ્ધિ સંબંધે તેનું કહેવું મને કર્ણગોચર થયું. ત્યારથી મારા દીલમાં એ વિચારની પરંપરા એની મેળે બંધાવા લાગી; ને બાલાએ વાત કહી તે દિવસે મને અચંબો અને નહિ અચંબો બંને સાથે લાગવા માંડ્યાં."

"છતાં તેં તો મારી જોડે એવું જ વર્તન રાખ્યું"—કેશવલાલે વિસ્મે પામીને પુછ્યું—"કે જાણે તું તો કશું જાણતી જ ન હોયની! અને હું એટલે સુધી ભુલાવામાં રહ્યો કે ગઈ રાતે તારી આગળ વાત કરતાં, હું તો એવું જ અભિમાન ધરતો હતો કે જાણે સિદ્ધિની વાત તો હું જ તને પ્રથમ કહેતો હોઉંની!"

"દુલારામ ભાઇજી આગળ"—ગુલાબવહુ બોલી—"તમે ને મહારાજ પણ ખાનગી વાત કરતા હો એવા ઝીણે ઘાંટે વાત કરતા હતા તેથી, અને નવલશા દીએરજીને તમે મહોટેથી વાત કરતા વાર્યા, એટલે મને એમ લાગ્યું કે તમે મારી આગળ કોઈ વાત સકારણે કહેવાને ખુશી નથી. તેથી મેં તમને તત્સંબંધે કંઈ પુછવા કરવાની જરૂર ધારી નહિ. પરન્તુ જ્યારે બાલાએ મારી આગળ વાત કહી દીધી ત્યારે, તમારો ઘણો ખરો ભેદ મારા જાણવામાં આવી ગયો ખરો. પણ તમારૂં વલણ તે સંબંધે મારી આગળ કંઈ પણ વાત નહિ કરવાનું, પ્રથમથી જ હું જોતી હતી, તેથી મેં તો મૌન જ ધારી રાખવું ઉત્તમ દીઠું. જો કે બાલાએ મને બહુએ વિનવી કે તમને પુછી કરીને વાતનો સાર હું એને આપું.

"ત્યારે શું, આ કલિયુગમાં આવી આવી સિદ્ધિઓ મળી શકે છે એમાં તને કશી નવાઈ લાગી જ નહિ."

"નવાઈ નહિ લાગી એમ તો નહિ. પણ કલિયુગમાં સિદ્ધિ મળવામાં મને કંઈ અસંભવિતપણું દેખાયું નહિ, અને મેં તે જ પ્રમાણે બાલાને પણ કહ્યું હતું."

"તારી વાતમાં હજી એક અચંબાનો તો નીકાલ આવ્યો નથી તે પહેલાં, મને વધારે અચંબો થાય છે, કે બાલાએ આ બધી વાત ક્યાંથી જાણી. શું નિર્મલદાસે મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને એને બધું કહી દીધું."

"ના ના તેમ નથી. મારા જાણવામાં બધું આવ્યું છે. પણ આપણી વચ્ચે હમણાં ચાલેલી કથાના તોરમાં તે વિષયનો ખુલાસો કરવાનો મને અવકાશ આવ્યો નહિ. તમે પેલા રવિમર્દન મહારાજને તો ઓળખતા હશો'—કેશવલાલે હા પાડી ને ગુલાબવહુ બોલી—"એ રવિમર્દન મહારાજ ઉપર દુલારામ ભાઇજીને અપૂર્વ આસ્થા છે. તેથી ભાઇજીને સિદ્ધિ મળવામાં એ મહારાજ સહાયકારી થઈ પડે એવા હેતુથી, રાતી ભાભીજી દ્વારા ભાઇજીએ મહારાજ આગળ વાતની પહેલ કીધી. તેના પરિણામમાં અમારાં બધાંના જાણવામાં એ વિષય ક્યારનો આવી ગયો છે."

"શું ત્યારે તું અને બાલા સિવાય બીજાઓ પણ આ વિષય જાણે છે"—કેશવલાલે વધારે વિસ્મય પામીને પુછ્યું.

"હાજ તો"—ગુલાબવહુએ હસીને કહ્યું—"મેં જાણ્યું તે પહેલાં બાલાએ અલંગા અને કીકી બહેન આગળ બધું કહી દીધું હતું; ને હવે તો મહામતિ ને ધનકોર માસીજી પણ જાણતાં થયાં હશે."

"બૈરાંની આગળ વગર સમજે વાત કરવાનું જોયું કેવું પરિણામ આવ્યું તે"—કેશવલાલ બોલ્યો—"મારા વિચાર પ્રમાણે દુલારામે આ પ્રમાણે રાતીભાભીને બધું કહી દેવામાં વિના કારણે સિદ્ધિ મેળવવાની સરતની બહાર પોતાને મેલ્યો છે. આવો પુરેપુરો વાણીઓ થઇને એને એ શું સુજ્યું"—કેશવલાલ દુલારામની દયા ખાતો બોલ્યો.

"સ્વામિન્, પોતાની સ્ત્રી આગળ વાત નહિ કરવાની મહારાજે શું જબરી આડ મુકી છે?"

"સ્ત્રીની આગળ કે ગમે તેની આગળ વાત નહિ કરવાની મહારાજની પુરેપુરી ચેતવણી હતી. તેમાં જાણે મહારાજને અગમચેતા થયા હોયની, તેમ એમણે અમને સર્વને સ્પષ્ટ રીતે કહ્યું હતું કે સ્ત્રીની આગળ કોઈ પ્રસંગે વાત નહિ થઈ જાય તે પર ધ્યાન રાખજો; કારણ કે આખરે તમે વાણીઆ ભાઇ છો. બન્યું પણ તેમ જ કે દુલારામે દુલા થઇને સઘળું કહી દીધું!"

"ત્યારે તો એકલા દુલારામ ભાઇજીએ નહિ પણ નિર્મલદાસ દીએરજીએ પણ ભુલ કીધી જણાય છે."

"કેમ વારૂ, નિર્મલદાસે શું કીધું"—કેશવલાલે અધીરા પડીને પુછ્યું.

"બાલાએ દીએરજી જોડે રહાડ લઇને બેઠી તે આખરે એ બીચારાને કહેવું પડ્યું કે સિદ્ધિની વાત ખરી છે. પણ બાલાએ મને જે હકીકત જણાવી છે તે જોતાં એ દીએરજીનો ઝાઝો વાંક હું જોતી નથી."

"ઝાઝો વાંક કે થોડો વાંક"—કેશવલાલે કહ્યું—"પણ મહારાજની આજ્ઞાનું તો અતિક્રમણ થયું કેની?"

"એક લેખે એ સરત તો નજીવી જેવી જણાય છે."

"એ સરતને નજીવી ગણવામાં તું ભુલ કરે છે"—કેશવલાલ બોલ્યો—"અમે ચારમાંથી બે જણા તે પાળી શક્યા નહિ, તે જોતાં તો તેને બહુ કપરી ગણવી જોઇએ. મહારાજની તે સંબંધે એટલી ખંત હતી કે હું વાલકેશ્વરથી જ્યારે તે દહાડે એમને આપણે ઘેર તેડી લાવ્યો, ત્યારે રસ્તામાં પણ મહારાજે મને પુનઃ ચેતવણી આપી મેલી! તે જોતાં તે નજીવી કેમ ગણાય?"

"ત્યારે એવી સરત મેલવાનો એમનો શો હેતુ હશે."

"તે તો આપણાથી કેમ જાણી શકાય વારૂ. પણ તું જોતી નથી કે મહારાજનું બધું આચરણ લોકોત્તર છે. આપણને અહીં સુધી બોલાવ્યાં ને આપણી જોડે આપણે એમના પોતાના હોઇએ તેવું વર્તન રાખ્યું ને હજીએ છે. તથાપિ છેક ગઈ કાલ સુધી આપણી આગળ એ સિદ્ધિ વિષે એક શબ્દ પણ બોલવાની એમણે જરૂર ધારી નહોતી! વળી ગઈ કાલે જતાં જતાં એ કેવી વિલક્ષણ રીતે કહેતા ગયા, કે આવતી કાલે ચમત્કાર બનવાનો છે માટે તમે સ્વસ્થ રહેજો. એમના કહ્યા વગર પણ મને એમનાપર એટલી બધી આસ્થા જામી છે કે હું તો આવા નિર્જન સ્થાનમાં પણ નિર્ભય જ છું."

"મને પણ ગઈ કાલ સુધી કશી બ્હીક લાગતી નહોતી. પણ આજે સવારના પેલો સાધુ આવ્યો ત્યારથી, કોણ જાણે મારા મનમાં એવો જ વિચાર ચાલ્યા કરે છે, કે જાણે એ ચમત્કારનું પગરણ ત્યાંથી જ મંડાયું હોયની! પણ આટલો બધો પવન એકદમ કેમ વાવા લાગ્યો છે. તમે જરા પશ્ચિમ દિશા તરફ તો નજર કરીને જુઓ"—ગુલાબવહુ તે તરફ નજર કરતી બોલી—"આખું આકાશ જાણે કંઈ મ્હોટું તોફાન ઉઠવાનું હોયની, તેમ કેવું કાળાં અભ્રોથી છવાઈ ગયું છે!"

"હમણાં વૈશાખ મહીનાના પ્રમાણમાં પણ કંઈ જેવો તેવો તાપ પડતો નથી. તેમાં છેલ્લા બે દહાડાએ તો અવધિ કરી નાંખી છે. તેથી હવાની શીતોષ્ણતા સમાન કરવાને તોફાન થાયે ખરૂં. વળી અહીંઆ તો ધવલગિરિના શિખરોનો પ્રદેશ છે, એટલે તોફાન થવાનો વધારે સંભવ છે. પરન્તુ તેમાં આપણે શું બ્હીવાનું છે!

મહારાજનાં આનંદદાયી વચનોથી આપણા અંતઃકરણમાં જે સ્વાસ્થ્ય પથરાઈ રહ્યું છે તેમાં, કે આપણા પ્રેમમાં, એનાથી શો બાધ આવવાનો છે કે તું આમ ચમકતી આંખે આકાશ સામું જોઇ જ રહી છે!"

"તમે કહો છો તેમ થોડા વખતમાં જબરૂં તોફાન થશે ખરૂં"—ગુલાબવહુ વાદળાંઓથી આકાશને વધારે ને વધારે ઘેરાતું જતું જોઇને બોલી.

"થવા દેની"—કેશવલાલ ગુલાબવહુને આશ્વાસન આપતો બોલ્યો—"આપણા દીલમાં કોઇ વાતે પાપ નથી તો એનાથી આપણી શું હેરાનગતિ થવાની છે? એ તો હૈયાના મેલા પાપીઓને જ ત્રાસજનક છે. આપણાં જેવાને તો એ આવીને સામી શાંતિ આપશે. જેમ પરમેશ્વરનો અવતાર परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां છે, તેવી રીતે આ તોફાન તો આપણને શાંતિરૂપ ને સુખરૂપ થશે. જેઓના દીલમાં પાપ છે તેઓને જોવાનું છે."

"તમે મારી પાસે છો ત્યાં સુધી તો હું કોઇ કાળે બ્હીવાની નથી"—ગુલાબવહુ બોલી.

"હું નહિ હોઉં તોપણ તારે શું બ્હીવાનું છે વારૂ? આ લોકમાં, કે આપણો દેહ છુટે ને કોઇ અગોચર લોકમાં આપણે જઇએ તો ત્યાં પણ, **શ્રીઆનંદગિરિ** ને ચરણ પૂજિત **શ્રીવિદ્યાનંદ** મહારાજ આપણું શ્રેય કરવાને સમર્થ છે, એવી બુદ્ધિ તારા હૃદયમાં કેમ વસતી નથી? વારૂ, કદાચને તેં એ મહાત્મા પુરૂષનાં દર્શન કીધાં નથી તેથી તો તેમ નહિ હોય?"

"હા"—**શ્રીઆનંદગિરિ** મહારાજ તે સંબંધે તો હજી કશું બોલ્યા નથી. તમે એમનાં અલૌકિક દર્શનની વાત કીધી ત્યારથી મારા મનમાં એવી ઉત્કંઠા થઇ રહી છે કે વારૂ, એકવાર એમનાં દર્શન કરીને ક્યારેને અવતારનું સાર્થક કરૂં!"

"વખત આવે સો થશે. તું સ્વસ્થ રહે એટલે બસ"—કેશવલાલ બોલ્યો—"તું માનશે, જ્યારથી આપણે અહીં આવી રહ્યાં છઇએ, ત્યારથી મારા મનમાં બસ એવા જ આશયો રમ્યા કરે છે, કે મને પ્રથમથી જ સિદ્ધિ મળવાની ઝાઝી દરકાર હતી નહિ; ને હવે તો, દિન પ્રતિદિન તેટલી થોડી પણ ન્યૂન જ થતી જાય છે. એ સિદ્ધિઓ આપવાને બદલે મહારાજ સતત આપણને પોતાની પાસે આ ધવલગિરિના પ્રદેશમાં જ રાખે ને આપણે એમની સેવા ચાકરી કરીએ, ને **શ્રીવિદ્યાનંદ** મહારાજની, પતિતને પણ પાવન કરનારી રજ આપણે શિર સદા ધારીએ, તો કેવું સારૂં થાય. અહીં રહીને મહારાજના સમાગમથી આપણને જે આનંદ થાય છે, કે આપણી વચ્ચે જે અવર્ણનીય પ્રેમ ઉછળાઇ જાય છે, તેનો કોટ્યાનકોટિનો ભાગ પણ એ સિદ્ધિઓ આપણને આપવાને સમર્થ છે?"

"નહિજ તો"—ગુલાબવહુએ કહ્યું.

"ત્યારે એ સિદ્ધિઓ મેળવવાને આપણને લેશ સ્પૃહા શેની જોઇએ? સામું એ તો નહિ મળે તેમાં હું રાજી થઇશ. આ વિષયને લાગુ પડતો મને ભર્તૃહરિનો એક શ્લોક યાદ આવે છે કે—

न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलम् ।
विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः ॥
महोद्भिर्पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषया ।
महान्तो जायंते व्यसनमिव दातुं विषयिणाम् ॥

ગુલાબવહુ આવા શ્લોકોનો અર્થ સમજી શકે એટલું સંસ્કૃત જાણતી હતી તેણે જવાબ આપ્યો—

"આ શ્લોકના જેવો ભાવાર્થ નરસી મહેતાએ પોતાના 'ભૂતળ ભક્તિ પદારથ મહોટો' એ પદમાં ઠીક બતાવેલો છે. जनयति भयं मे विमृशतः એનું સમજણુ પડે એવું પરિણામ એ જાણે કહી દેતો હોયની કે—

"પુણ્યકરી અમરાપુરી પામ્યા—અંતે ચોર્યાશી માંહીરે."

કેશવલાલ જે ઉપલા શ્લોકમાંથી ઉભા થતા વિચારોમાં તદાકાર થઈ ગયો હતો તે વિચાર કરતો બોલ્યો—

"તું માનશે—આપણી વચ્ચે જે પ્રેમ બાઝેલો છે, અને જેને હું આપણાં અનેક અનેક જન્મોનાં સુકૃતોનું મૂર્તિમાન્ સ્વરૂપ અત્યાર સુધી લેખતો હતો, તે પ્રેમ પણ, હવે હવે આ પુણ્ય પ્રદેશમાં આવ્યા પછી મને જુદે જ સ્વરૂપે દેખાય છે, અને મારા દીલમાં કોઇ કોઇ વાર ખેદ કરે છે, કે રખેને એ આપણા બંધનનો પાયો તો નહિ થઇ પડે!"

"સ્વામિન્, તમારી એ બ્હીક મને તો નિરર્થક લાગે છે. તમે જ મને અગણિતવાર કહ્યું હશે કે પરમેશ્વરની સાથે ઐકયતા થવાને—તેનાથી વસ્તુતઃ અભિન્ન હોઇને તેનો જ આનંદ અનુભવવાને—ભોકતા અને ભોગ્ય એકનો એક છતાં—ભોગ્ય વસ્તુ દ્વારા ભોક્તા આનંદ લે—સારાંશ ભિન્ન થઇને અભિન્ન રહે, અને અભિન્ન છતાં ભિન્ન જેવો દેખાય—એ મુદ્દાનું અનુભવપૂર્વક જ્ઞાન, અથવા વિજ્ઞાન સહિતનું જ્ઞાન, દંપતી વચ્ચે સારાં કર્મોના સંચયથી જે પ્રેમ બાઝે છે તેનો અનુભવ કર્યા વગર, એકાએક હૃદયમાં ઉતરવું કઠણ છે. એવા એક પ્રેમ વગર પેલા બીજા પ્રેમનું હાર્દ સમજાતું નથી. માટે એવા પ્રેમની પણ, આગળ ઉપર પરમેશ્વરની સાથે જીવની ઐકયતા થવાને માટે, પુરેપુરી આવશ્યકતા છે. એ પ્રમાણે મુદ્દે હકીકત છે તો તમે બ્હીઓ છો તેમ બ્હીવાનું કારણ નથી; કેમકે આપણી વચ્ચે જે પ્રેમ

છે તેમાં આપણે લુબ્ધ થઈ ગયાં નથી, પણ સાક્ષિવત્ આપણે તેની ભાવનાનો અપાર મહિમા અને અગાઢ લીલા જોયા કરીએ છીએ. માટે આપણો પ્રેમ બંધન-રૂપ સર્વથા નથી. શ્રેયને માર્ગે લઈ જવાને પ્રથમ પાયો છે."

"વસ્તુતઃ એમ છે ખરૂં. પણ કોણ જાણે, મારા દીલમાં હમણાં હમણાં જુદા વિચારો સ્ફુર્યાં કરે છે. પણ અહો, આકાશમાં કેવો અંધકાર વ્યાપી રહ્યો છે! અત્યાર સુધી તો પવન બહુ જોરમાં વાતો હતો તે પણ બંધ પડી ગયો છે. હવે જે વખત જાય છે તેમાં ગાજવીજ સાથે વરસાદ આવ્યો જાણવો."

"હા, અને તે કારણને લીધે આપણાથી આજે બહાર નીકળી શકાશે નહિ. સાંઝ તો પડવા આવી છે ને આજે કંઈ મહારાજ પધારે એમ લાગતું નથી. પણ લ્યો, તમે કહો છો તેમ વરસાદ તો મુસલધાર પડવા માંડ્યો છે. ગાજવીજ પણ જોવા જેવી થાય છે. આપણે બે ત્રણ કલાક કેવી રીતે કહાડશું તેનો મને વિચાર થાય છે. હવામાં જે એકાએક ફેરફાર થયો છે તેની જોડે, આપણો દેહ એકાકાર થાય તે સારૂ, તમે કહો તો હું ચ્હાઈ બનાવું—પણ તમે પીવાની હા પાડો તો. વળી એ મસે આપણો બંનેનો થોડો ઘણો વખત જશે, ને પછી થોડું ઘણું ગાઈશું કરશું એટલે રાત પુરી થશે."

કેશવલાલે ચ્હાઈ પીવાની હા પાડી અને બોલ્યો—"મહારાજ કહેતા હતા કે આજે રાતના ચમત્કાર થશે માટે આપણે સ્વસ્થ રહેવું; તેનો અર્થ શું એટલો જ કે આજે વરસાદ આવશે માટે આપણે ગભરાવું નહિ!"

ગુલાબવહુ વાટ કરી ચ્હાઈને સારૂ ચુલો સળગાવવા લાગી. કેશવલાલ ઉભો ઉભો ગાજવીજ સાથે જે તોફાન શરૂ થયું હતું, ને જેનો વેગ વધતો જ જતો હતો, તે સ્વસ્થ રીતે જોયા કરતો હતો. અડધો કલાક થયો પણ તોફાનનું જોર નરમ પડતું દેખાયું નહિ. હવે તો સાથે પવન પણ વાવા લાગ્યો. વીજળીના પલકારા, વાદળાંઓનો ગડગડાટ, ધો ધો વરસાદ, અને પવનના સપાટામાં પૃથ્વી અને આકાશ એકાકાર થઈ જતાં દેખાયાં. માણમાણ ગુલાબવહુ ચ્હાઈ કરી શકી. દંપતી એક ઠેકાણે બેસીને આકાશ તરફ નજર કરતાં કરતાં, અને તોફાનની વાત કહેતાં કહેતાં ચ્હાઈ પીતાં હતાં; એટલામાં કેશવલાલ ચમક્યો હોયની તેમ, ધર્મ-શાળાની બહાર નજર કરતો જોઇ જ રહ્યો ને બોલ્યો—"અરે આ કોણ? આ નવલશા તો નહિ હોય! પણ એના જેવો ચાલ્યો ચાલ્યો કોણ આવે છે! અરે નક્કી, આ તો નવલશા છે ને એ આવા તોફાનની વખતે અહીં કેમ આવ્યો હશે!! નવલશા અહીં ક્યાંથી!"

ગુલાબવહુ પણ કેશવલાલની સાથે ધર્મશાળાની બહાર જોવા લાગી. એને પણ જેમ જેમ નવલશા પાસે આવતો ગયો તેમ તેમ ખાતરી થવા લાગી કે નવલશા જ છે, ને એ બોલી ઉઠી—"જોયું, મહારાજ કહેતા હતા તે ચમત્કાર હવે થયો ખરો! કેશવલાલ નવલશાની સામે દોડતો ગયો, પણ એટલામાં નવલશાએ ઝપાટાબંધ ચાલી આવીને ધર્મશાળામાં પગ મુકયો.

---

## પ્રકરણ ૭૯ મું

### નવલશા પોતાનો વેષ કેવો ભજવે છે

બીજલી ચમકે ડર મોહે લગે,
ઘન બાદલ ઉલટચો શ્યામ ઘટા.

નવલશાનો દેખાવ અને દીદાર આ વખતે ખરેખર જોવા જેવા થઈ ગયા હતા. ધો ધો વરસાદમાં ચાલ્યા આવવાથી નવલશાની એશકી ટોપી, ડગલો ને પાટલુન, પાણીમાં તરબોળ થઈ ગયાં હતાં ને બધાંમાંથી પાણીનાં ટીપાં વહ્યાં જતાં હતાં. હનુમાનના દેહેરાથી તે ધર્મશાળા સુધી બાંધેલી સડક કે રસ્તા જેવું કંઈ હતું નહિ. ગઈ કાલે તો બધે ધુળધુળ હતી. પણ આજે તો વરસાદના પહેલા ઝપાટાની સાથે બધો કાદવ કાદવ થઈ ગયો હતો. એવા કાદવમાંથી ચાલીને આવવાથી ને અંધારાને લીધે જ્યાં ત્યાં પગ પડવાથી અને કાદવ ઉડવાથી, નવલશાના પાટલુનનો પગ આગળનો ભાગ અને બધાં બુટ કાદવથી ખરડાઈ ગયાં હતાં. ડગલે ડગલે, પોતાના બુટને કાદવ લાગેલો છે એવું સ્મરણ થતાં એનો જીવ અંદરથી કપાઈ જતો હતો, અને તેથી કરીને એનું મ્હોડું દયામણા જેવું, અને લાખો વહાણ ભર દરીએ ડુબ્યાં હોયની તેવું ચિંતાતુર ને ફીકું પડી ગયું હતું. વરસાદથી તમામ લુગડાં પલ્લેલાં હોવાથી, અને જોરમાં પવન વાવાથી, સારે શરીરે એ ધુજતો હતો. તેમ જ વીજળીના ચમકારાથી, અને વાદળાંઓ એક બીજાની જોડે અથડાવાથી જે કોલાહલ ત્યાં વ્યાપી રહ્યો હતો તેથી, નવલશા અંદરખાનેથી ખરેખર ચમકી ગયો હતો, ને તેની આંખો ફાટી ગઈ હતી. એ પ્રમાણે ચમકતી આંખે, ઉતરી ગયલે મ્હોડે, અને ધુજતે શરીરે નવલશાએ ધર્મશાળામાં પગ મુકયો.

કરી રાખેલા સંકેત પ્રમાણે સાંઝના પાંચ થયા ને મમતારામ નવલશાને કેશવલાલવાળી ધર્મશાળામાં જવા સારૂ તૈયાર થવાનું કહેવા લાગ્યો. તે વખતે આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું ને થોડા વખતમાં જબરો વરસાદ આવશે તેવાં ચિહ્નો દેખાતાં હતાં. નવલશાના મનમાં એમ હતું કે આવા તોફાનને લીધે મમતારામ ધર્મશાળામાં જવાનો વિચાર માંડી વાળશે, પણ એણે તો તૈયારી કર-

વાનું નવલશાને કહ્યું, એટલે નવલશાએ વિચાર કીધો કે લાવની, થોડી ઘણી તૈયારી કરવાનું ડોળ દેખાડું, એટલામાં વરસાદ આવશે એટલે મમતારામ આપોઆપ જ કહેશે કે હમણાં નહિ જવાય; આપણે હશે તો કાલે જઇશું. પણ જો કે વરસાદ તો નવલશા ધારતો હતો તેના કરતાં ચોગણો પડવા લાગ્યો. ને ગડગડાટ પણ ગાભણીના ગાભ છુટી જાય એવા ઉપરાચાપરી થવા લાગ્યા, છતાં નવલશાની અજાએબી વચ્ચે મમતારામે જવાનો વિચાર માંડી વાળ્યો જ નહિ! સામો પોતે તૈયારી કરવા લાગ્યો ને તોફાન તો ઉઠ્યું જ નહિ હોયની, તેમ મહાપુરૂષને અને નવલશાને, કેશવલાલને હનુમાનના દેહેરામાં લઇ આવવાને, અને તે પછી તેની જોડે કેમ વર્તન રાખવું તે સંબંધે, બારીક બારીક સૂચનાઓ અને તાલીમ આપતો જ ગયો. એક બે વાર તો નવલશાને ઠપકો આપીને કહ્યું કે જલદી કરો, સાંઝ પડશે, ને જો તે જ વખતે મહારાજ ત્યાં જઈ ચહડ્યા તો આપણી બધી બાજી ચુંથાઈ જશે.

જ્યારે નવલશાએ જોયું કે મમતારામ તો નીકળવાનો વિચાર ખરેખર કરતો હતો ત્યારે એને ફીકર પેઠી. આવા વરસાદમાં બહાર નીકળવાનું એને ગોઠ્યું જ નહિ. ગડગડાટ થતો જોઇને એની છાતી તો હેબક ખાઇ ગઇ. મમતારામ ઠેઠ સુધી એની સાથે હશે, અને ધર્મશાળામાં ગયા પછી તો કેશવલાલ મળશે એમ વિચાર કરતાં એ જરાક શાંત થયો ખરો; પણ આવા વરસાદમાં નીકળવાથી પોતાનું પાટલુન અને વિશેષે કરીને બુટ કાદવ કાદવવાળાં થઈ જાય તે કારણથી, એણે પ્રથમ તો મોઘમ રીતે અને ધીરેથી કાલાવાલા કરીને, અને પાછળથી તો ખુલ્લેખુલ્લી રીતે અને મોટો સાદ કરી હઠ લઇને, બહાર નીકળવાની ચોખ્ખી ના પાડી. મમતારામ તો સડક જ થઈ ગયો! મહાપુરૂષ પણ બુટ બગડવાને કારણે નવલશાને ના કહેતો સાંભળી વિચારમાં જ પડી ગયો. બંને જણે જોયું કે નવલશા નાદાન છે ને વગર સમજનું બોલે છે તેથી, એની જોડે પ્રથમ કાલાવાલા ને ભાઇબાપા કરીને વરતવા લાગ્યા; પણ નવલશા તો તેમ તેમ વધારે વાને ઘેર ચહડ્યો, ને હઠ જ લીધી કે આવા તોફાનમાં મારાં બુટનો કચડઘાણ નીકળી જાય, માટે હું તો લાખેલાખનું હાંસલ હોય, પણ દેહેરાની બહાર એક તસુ ચાલવાનો નથી! જ્યારે મમતારામે જોયું કે ભાઇબાપા કરવાથી નવલશા વધારે સરજોર થતો જાય છે, એટલે એણે તે તાલ છોડી દીધો ને એકદમ નરસિંહ સ્વરૂપ કરી દીધું. જે મમતારામે પોતાનું કેટલાં વરસોનું ખરી મહેનત કરી રળેલું સર્વસ્વ ભાઇતથાને ચન્દ્રબિંબના શેરોમાં રોકવાને આપી આવ્યો હતો, ને પોતાને મુંબઇમાં રહેવાની તે વખતે ખરેખરી જરૂર હતી છતાં, તેવા એનના વખતની પણ દરકાર નહિ કરતાં, કેશવલાલ અને ગુલાબવહુને

સતાવવાને અહીં સુધી આવ્યો હતો તે મમતારામ, આવો નવલશા જેવો એક નાદાન છોકરો, છેક છેલ્લી ઘડીએ આડો થઈ બેસે તેથી પોતાની બાજી છોડી દે, એ દેખીતી રીતે નહિ બને તેવું હતું. તેથી એણે તો નરસિંહ સ્વરૂપ બતાવ્યું ને નવલશાની ઠીક ઝાટકણી કીધી. જડસુ જેવા નવલશાએ સિદ્ધિની, જર ઝવેરાતની, મહોરોની, કે પાવડીની પણ દરકાર કીધી નહિ. કાદવમાં મારા જોડા બગડે માટે હું તો નહિ જ આવું, તમારે જોઈએ તો કોઈ બીજી યુક્તિ રચો. મને પાવડી કે મહોર કે કશાની જરૂર નથી, એવી જ હઠ લીધી. છેક છેલ્લી ઘડીએ કંઈ નવું ચોગઠું રચાય એમ હતું જ નહિ. તેથી મમતારામે અતિશે ક્રોધયુક્ત આંખો કરીને ધમકી આપી કે જો નવલશા સમજાવ્યો નહિ સમજે, તો આખરે પોતે તેને ઘસડીને ધર્મશાળા સુધી લઈ જશે. જો કે તે કામ સારૂ પોતે એકલો જ બસ છે, પણ જરૂર પડે તો, મહાપુરૂષની પણ મદદ લઈને તેને ધર્મશાળા સુધી એકવાર તો લઈ જશે ખરો. આખરે નવલશા હાર્યો અને મહોડાનો દાથરો ચહડાવી જેમ તેમ તૈયાર થઈ મમતારામની સાથે લાચારીએ જવા નીકળ્યો.

વરસાદ અને ગાજવીજ તો જાણે, પૃથ્વીનો પ્રલય કરવાને મથતાં હોયની, તેમ વરતતાં હતાં ને નવલશાની બ્હીક ઓર વધી. બંને જણને દેહેરામાંથી બહાર નીકળતાં વિચાર આવ્યો કે હજી આપણે એક બીજાની પાસથી ઘણું કામ લેવાનું છે, માટે દેહેરામાં હમણાં જે વાત બની તે વિસારી મુકવી સારી છે. તેઓ જો કે એક બીજાથી રાજી થયા નહોતા, તોપણ એક જ જોસરીએ બંધાયલા હતા તેથી, જેમ તેમ કરી તેઓ ગાડું ગબડાવવા લાગ્યા ને દેહેરામાંથી બહાર નીકળ્યા. મહાપુરૂષને દેહેરામાં હોંશીઆરીથી રહેવાની તાકીદ આપી મમતારામ નવલશાનો હાથ ઝાલી બહાર નીકળ્યો.

મમતારામે નીકળવા પહેલાં નવલશાને સમજાવ્યો કે આવા વરસાદમાં પાટ-લુન પહેરવા કરતાં ધોતિયું વધારે સુખકર થઈ પડશે, કે જરૂર પડે તો કાચ્છો વાળી દેવાય. પણ નવલશાને મમતારામ જોરજુલમથી બહાર ઘસડી જતો હતો તેથી, એ તો આડો થઇને બેઠો ને પાટલુન પહેર્યા પાખી પોતાથી કેમ નીકળી શકાય એમ મક્કમ રહ્યો. મમતારામે વિચાર કરીને તે બાબત મુદ્દાની ન હોવાથી ઝાઝો આગ્રહ કીધો નહિ, જતાં જતાં મમતારામની પેઠે નવલશાએ ટોપી પહે-રવી દુરસ્ત ધારી, પણ તે તો દેહેરાની બહાર નીકળવાની સાથે એકદમ હવામાં ઉડી ગઈ ને તરત જ કાદવવાળી થઈ. તેને લ્હોતો, લ્હોતો, અને દસ્સેરા જેવા મ્હોંથી બડબડાટ કરતો નવલશા મમતારામની સાથે સાથે ચાલ્યો.

રસ્તામાં કાદવનો તો સુમાર જ નહોતો. થોડુંક ચાલ્યા ને નવલશાના પાટ-

લુન અને બુટ કાદવની જોડે અભિન્નતાને પહોંચી ચુક્યાં! મમતારામે તો થોડુક ચાલ્યા ને તરત કાચ્છો વાળી દીધો. નવલશાએ પણ આખરે હારીને પોતાનું પાટલુન બન્યું તેટલું વાળીને ઉપર ચહડાવ્યું. પણ તેથી એને કંઈ ઝાઝો ફાયદો થયો નહિ. સામું છેડા આગળનો ભાગ કાદવમાં તરબોળ થયલો હોવાથી તેનો પાટ ઉપરના ભાગને લાગ્યો. એમ નવલશાની નાખુશીની સીમા રહી નહિ. ગઈ કાલે હનુમાનના દેહેરામાં આવતાં એણે એવો સિદ્ધાન્ત બાંધી લીધો હતો, કે માણસ જાતને ત્રાહે તોબા કરાવવાને ધુળથી બીજો કોઇ પણ નપાવટ પદાર્થ દુનીઆમાં હશે નહિ; પણ આજે તો થોડુક જ ચાલ્યા ને નવલશાની ખાતરી થઈ કે ધુળ કરતાં પણ કાદવ જેવી વધારે દુઃખ દેનાર વસ્તુ જગતમાં પડેલી છે ખરી. ધુળ તો સારી કે ખંખેરી ઓછી થાય ને બહુ ખંખેરવાથી થોડા દહાડામાં તો હતી ન હતી છેક થઈ જાય; પણ આ કાદવ તો ખંખેર્યો ખંખેરાય જ નહિ. થોડોક કહાડવા જતાં તો બીજો બમણો લાગે, ને જ્યાંથી કહાડ્યો હોય ત્યાં તો પોતાનો મારકો કરે જ કરે; માટે ધુળનું દુઃખ તો સહેવાય, પણ કાદવ તો આડો આંક વાળે છે ને એનો ઉતાર બીજો કોઈ છે જ નહિ! બડબડાટ કરતો હોય એવી રીતે એવા વિચાર મમતારામને દર્શાવતો નવલશા તેની સાથે ચાલ્યો. મમતારામે તે જેમ લવારો કરે તેમ કરવા દીધો. કંઈ વધતું ઓછું બોલ્યો જ નહિ. નવલશાને વરસાદનું જોર વધતું જોઇને અંદરથી શેહ લાગતી હતી, તેથી જ્યારે એણે જોયું કે પોતાનાં બુટ, પાટલુન, ડગલો ને ટોપી ફરીથી સ્વસ્થિતિને નહિ જ પામે એવા રૂપાન્તરને પામ્યાં છે, ત્યારે હવે એ કંઈક શાંત પડ્યો ને વધારે બડબડાટ કરવો છોડી દીધો. ધર્મશાળાની પાસે આવ્યા ને મમતારામ નવલશાનો હાથ ઝાલી ઉભો રહ્યો. બંને જણાએ આવા મારમારના વરસાદમાં, છતરી રક્ષણને બદલે લફરા જેવી થઈ પડશે એમ ધારી, તે સાથે રાખી હતી જ નહિ. પવન અને પાણીના સપાટા તેઓના શરીરની ચો તરફ પડયા જતા હતા છતાં મમતારામ તો કશાની દરકાર નહિ કરતાં નવલશાનો હાથ ઝાલી ઉભો રહ્યો ને ફરીથી એક છેલ્લીવારને સારૂ નવલશાને પાછો તાલીમ આપવા લાગ્યો.

આટલો આટલો મુસલધાર વરસાદ પડતો હતો તે તો મમતારામના લેખામાં જ નહોતો. પ્રથમથી તે અત્યાર સુધીમાં એ પડે છે તોએ શું, ને નહિ પડતો હોત તોએ શું, એવી જ રીતે એનું વર્તન હતું. એને એમ તો લાગ્યું જ નહિ કે આજે કરવા ધારેલા પોતાના કામની આડે સૃષ્ટિ માતા પોતાનો અભાવ દેખાડે છે. સામો જાણે કુદરતનો આવો દેખાવ એના મનમાં ઉઠતા જોસ્સા અને વિચારોને અનુમોદન આપી ખીલવતા હોયની, તેમ એ તો ઓર ખુશ થવા લાગ્યો!

સુખપાલકાકાને ઘેર, કાળીના ઓરડામાં થઇને ગુલાબવહુ બેઠી હતી તે રસોડામાં જતાં, ત્યાં જે અંધકાર વ્યાપી રહ્યો હતો તેવો જ અંધકાર, પણ તેના કરતાં વધારે ડરામણા સ્વરૂપમાં, હમણાં પણ બધે વ્યાપી રહ્યો હતો. સાંઝ પડેલી હોવાથી તેમાં ઓર વધારો થતો દેખાતો હતો, છતાં મમતારામ તો ધારેલા કામથી જરાકે ડગ્યો નહિ. ઓર તેની અક્કલ વધારે ખીલતી ગઈ ને હૃદયમાં મોજ મળતી હોય તેમ એણે નવલશાને પુનઃ શિક્ષણ આપ્યું.

"જુઓ નવલશા, તમારા હિત માટે આજે મેં એટલું કષ્ટ અને મુશીબત વેઠી છે કે તેવી મારા પોતાના કામમાં પણ હું વેઠું નહિ. તેનો ઉપકાર તો જ્યારે તમને પાવડી અને ઝવેરાત મળ્યા પછી ઘેર જઇને સ્વસ્થ બેસશો ત્યારે માનશો. હમણાં તો હું તમને જમ જેવો કદાચને દેખાતો હોઇશ. પણ હું તો તમને मातेव रक्षति पितेव हिते नियुंक्ते તેમ કરૂં છું. અત્યાર સુધી તો હું તમારી સાથે હતો, પણ હવે ધર્મશાળામાં એકલા જઇને તમારે તમારી બુદ્ધિ દોડાવવાની છે. મારી ખાતરી છે કે ધર્મની વહારે ધાવાની લ્હાયમાં કેશવલાલ તમારી સાથે આવશે. પણ આવો વરસાદ જોઇને તમને કેશવલાલ, કે ગુલાબવહુ, કે બંને જણાં વિનવે, કે કેશવ-લાલ પાછો આવે ત્યાં સુધી તમારે ધર્મશાળામાં રહેવું, તો તે વાતની તમે સાફ ના જ પાડજો! કેમકે જ્યાં કેશવલાલ હશે ત્યાં આવીને મહારાજ સિદ્ધિ આપશે. તે વખતે તમે પાસે નહિ હો તો, કોણ જાણે ઘોડો છુટે કે ઘોડી! એ તો આંખે આંખની શરમ તો મહારાજને પણ લાગશે ખરી. માટે છેલ્લામાં છેલ્લો હું તમને એટલો ઉપદેશ આપું છું કે બંને જણાં ખોળા પાથરે, તોપણ તમે તો કેશવલાલને લઇને પરભાર્યાં દેહેરામાં જ ચાલ્યા જજો. મહારાજ મળ્યા કે તેને લઇને તમારી તરફ હું આવી પહોંચ્યો જાણજો હોં કે!"

"મારા બીજા જોડા અને પાટલુન"—નવલશા બોલ્યો—"હનુમાનના દેહેરામાં છે, તે હું ત્યાં તેઓ ગમે તેટલું સમજાવે પણ કેમ રહું તેનો તો વિચાર કરો."

મમતારામની ખાતરી થઇ કે નવલશા ત્યાં નહિ જ રહે, એટલે વધારે સમજુતી આપવી એણે છોડી દીધી ને કહ્યું—"પણ અહીંથી તમે એકલા જાઓ, હું તો આટલામાં કોઇની નજરે ન પડું એવી રીતે સંતાઈ રહીશ."

જે ધર્મશાળામાં કેશવલાલ ઉતર્યો હતો તે તો નામની જ ધર્મશાળા હતી. વસ્તુતઃ તો તે એક છાપરૂં ઢાળેલો ઓટલો હતો ને આસપાસ થોડી છુટી જગો રાખી થુવરની વાડથી તેને ઘેરી લીધો હતો. એક ઠેકાણે થુવરની વાડમાં થોડીક જગો રાખીને અંદર જવાને સારૂ, દરવાજો તો નહિ તોપણ થોડોક મારગ કરેલો

હતો. નવલશાએ ધર્મશાળામાં પગ મુકયો ને કેશવલાલ અને તેની પાછળ ગુલાબ-વહુ ચ્હાઇ પીતાં પીતાં ઉઠી તેની તરફ દોડી આવ્યાં.

એ ઠેકાણે, એવે વખતે, એવા વરસાદમાં, અને એવી રીતે નવલશાને જોઇને કેશવલાલ વિસ્મય પામીને બોલી ઉઠ્યો—

"નવલશા, તું આવે વખતે આ ઠેકાણે કયાંથી?" પણ નવલશા તો કંઇ બોલ્યો નહિ. એ તો ચાલ્યો ચાલ્યો જ્યાં બંને જણાં ચ્હાઈ પીતાં હતાં ને જ્યાં ચ્હાઇની તપેલી પડી હતી, ત્યાં આગળ જઇને ભીતને અઢેળી પોતાના પગ લાંબા કરીને બેઠો. પોતાને બહુ જ થાક લાગ્યો હોય ને કંટાળી ગયો હોય તેમ એ બોલ્યો—

"અરે, અરે, આ વરસાદમાં, કાદવમાં અને અંધારામાં ચાલી આવતાં મારા તો બાર જ વાગી ગયા! મહારાજે મને કેવી વખતે બોલાવ્યો, એમણે તો મારે સારૂં ધર્મની વહારે ધાવાની કસોટી કેવી કપરી મેલી, ને આ તો જુઓ, મારાં બુટ અને પાટલુન અને હું પોતે કેવો હાલ હવાલ થઈ ગયો છું!"

"હેં, તું શું મહારાજના કહેવાથી અહીં આવ્યો છે"—કેશવલાલે નહિ માનતો હોય તેમ પુછ્યું.

"ત્યારે શું નહિ કે"—નવલશાએ જવાબ આપ્યો—"શું મહારાજ તમને એકલાને જ બોલાવે કે, ને મને નહિ બોલાવે કે? પણ રહો, હમણાં તમારી જોડે નકામી તકરાર કરવાનો વખત જ નથી. મારે હજી બહુ બહુ કામ લેવાનું છે ને તમને બહુ બહુ કહેવાનું છે. મહારાજના કહેવાથી હું મમતારામને મારી સાથે લઇને આવતો હતો. પણ એટલામાં અહીંથી થોડે જ દૂર, અમે જે ગાડામાં બેસીને આવતા હતા તે ગાડું ઉંધું વળી ગયું. મમતારામ ઉપરથી ગાડું ફરી જવાથી તેના હાથ પગ કચડાઈ ગયા છે, ને તે બેભાન થઈ ત્યાં જ પડેલો છે. ગાડાવાળાના પણ એવાજ હાલ થયા. સારે ભાગ્યે હું સહી સલામત રહ્યો. એટલે કે મારા હાથ પગ કંઈ ભાંગ્યા નહિ, પણ તમે જુઓ છો કે મારાં બુટના અને પાટલુનના કેવા હાલ હવાલ થઈ ગયા છે. મારાં બુટ સામું જોઇને મને તો શું કરવું ને શું બોલવું તે બીલકુલ સુજતું નથી! માટે એકવાર તો ગુલાબભાભી, તમે થોડુંક પાણી આપો કે મારાં બુટનાં તળીઆંને ધોઇ કરીને હું સાફસુફ કરૂં, કે મને શું બોલવું તે સુજ પડે. આ તો મારાં બુટ જોઇને હું તો ગભરાઇ જ જાઉં છું, ને મહેતાજી આગળ જેમ પાઠ ભુલી જાઉં, તેમ મારૂં ભાન ભુલી જાઉં છું. માટે લાવો, પાણી લાવો, ઉતાવળ કરો, હજી તો કયાં! પેલો બીચારો મમતારામ તો બેભાન થઇને રસ્તામાં જ પડ્યો છે. તેની સારવાર કરવાને જેમ બને તેમ અહીં લઈ આવવાને આપણે જલદી જવું જોઇએ. અમારો બધો સામાન પણ રસ્તામાં જ

વરસાદ ખાતો પડ્યો રહ્યો છે. માટે ભાભી, તમે જલદી પાણી લાવોની. મહારાજે પણ ઠીક મુરત જોઇને મને પોતાની પાસે બોલાવ્યો !"

કેશવલાલ નવલશાને જોઇને સડક જ થઇ ગયો હતો. તેમાં એને ઉપર પ્રમાણે બોલતો સાંભળી, આલેખેલા ચિત્ર પેઠે કે પુતળાની પેઠે એક ટસે તેના સામું સ્તબ્ધ થઇને આંખો ફાડી જોઇ જ રહ્યો ! શું બોલવું ને શું કરવું તે સુજ્યું નહિ, ને નવલશા ઉપર પ્રમાણે બોલ્યો તે એણે હેરત પામીને સાંભળ્યા જ કીધું.

નવલશાએ પોતાનાં બુટનાં તળીઆં સાફ કરવાને બે ત્રણ વાર પાણી માગ્યું. ગુલાબવહુ જે પોતાના ધણીની પેઠે ચકિત થઇને નવલશાનું બોલવું સાંભળ્યા કરતી હતી તેને ભાન આવ્યું હોય તેમ બોલી—

"દીએરજી, હું તમારે સારૂ આ પાણી લઇ આવું છું. પણ તમે તમારાં બુટનાં તળીઆંને ધોવા કરવાનું કામ પછી કરજોની. હમણાં તો તમે આવા વરસાદમાં ચાલી આવવાથી પાણીમાં તરબોળ થઇ ગયા છો ને સારે શરીરે ધુજો છો, માટે આ ચ્હાઇ પડી છે તે થોડીક ઉન્હી ઉન્હી પીઓ ને જરાક શાંત થાઓ."

"પણ આ બીચારાં મારાં બુટનાં તળીઆંને હાલ હવાલ જોઇને મને તો બીજું કંઇ સુજતું નથી ! તેને બને એટલાં સાફસુફ કીધા વગર મારે ગળે ચ્હાઈ ઉતરવાની નથી, માટે ભાભી, તમે મહેરબાની કરી પાણી લાવો."

"ને આ ભીનાં લુગડાં કહાડી નાંખી"—કેશવલાલે કહ્યું—"હું તને ધોતિયું ને વાસકુટ આપું તે પહેર ને તું જરાક હોંશીઆર થઇ જા કે આપણે તરત મમતારામને સારૂ નીકળીએ. પણ તું પહેલાં ચ્હાઇ પી."

"ના, ના, ચ્હાઇ પીવાની ઉતાવળ શું છે, ને ટહાડી પડી તો ક્યાં ઉન્હી નથી થતી ? માટે હવે તમે બીજી વાત છોડી દ્યો, ને હું કહું છું તેમ પાણી લાવોની, કે સૌ હાર પડે. હજી તો બહુ બહુ કામો લેવાનાં છે, ને રાત તો ક્યારનીએ પડી ચુકી છે. તમે નકામી વાત કરીને વખત કેમ કહાડો છો, પાણી લાવોની."

ગુલાબવહુએ પોતાના ધણી સામું જોયું કે આ નવલશાને શું કહેવું. કેશવલાલે આંખના ઇસારાથી કહ્યું કે હશે, એ જેમ કહે છે તેમ પાણી લાવની કે પત્યું. આપણો સમજાવ્યો એ કંઈ સમજવાનો નથી. ગુલાબવહુ એક લોટીમાં પાણી લઇ આવી ને નવલશા ધર્મશાળાની કોરાણે જઈ, ઓટલાની કોર ઉપર બેસી, પગમાંથી હોલબુટ કહાડી નાંખી એક બુટને પોતાના ડાબા હાથમાં લીધું, ને બીજે હાથે તળીએ લાગેલો કાદવ લઇ લઇને ગુલાબવહુને કહ્યું કે આ હાથ ધોવડાવો. તે હાથ ધોવામાં એક લોટી પાણી ખપી ગયું. નવલશાએ કહ્યું કે બીજું પાણી લાવો. ગુલાબવહુ પાછી લોટી ભરી નવલશાનો હાથ ધોવડાવવા લાગી, ને નવલશા

તળીએ લાગેલો કાદવ જમણે હાથથી લુછતો ગયો ને હાથ ધોવડાવતો ગયો. ગુલાબવહુ ત્રણ ચાર ફેરા લોટી ભરી આવી, પણ હજી તળીઆને લાગેલો બધો કાદવ નવલશાના હાથ તળેથી પસાર થયો નહોતો, તેથી એ ચ્હીડાઇને બોલ્યો—

"ભાભી, આમ હાથ બળ્યાની માફક થોડુંક થોડુંક પાણી શું લાવ્યા કરો છો? એક ઘડો કે હાંડો ભરીને લાવોની, કે મોકલે મને કામ થાય. આ તો બુટ ધોવાનાં છે. કંઇ મ્હોડું બ્હોડું ધોવાનું છે કે આમ લોટી અડધી લોટીએ કામ સરે!"

ગુલાબવહુને નવલશાની આવી વિચિત્ર રીત જોઇને હસવું આવી ગયું, ને એક ઘડો ભરીને નવલશાની ને નવલશાના હોલબુટની બરદાસ્ત કરતી ઉભી રહી. નવલશાએ બહુ જ જતનથી બુટનાં તળીઆંનો ઉપર પ્રમાણે કાદવ લ્હોયો. પછી ખુબ પાણીએ તળીઆંને ધોયાં ને પછી પોતાનો રૂમાલ કહાડી ભીનો કરી ચામડાને જ્યાં જ્યાં કાદવ લાગ્યો હતો તે, પંપાળતો પંપાળતો લ્હોવા અને સાફ કરવા લાગ્યો, અને રૂમાલમાં આવતા કાદવને રૂમાલને ધોઇને કહાડવા લાગ્યો. નવલશાના આવા ચાળા જોઇને કેશવલાલ પણ સડક થઇને ઉભો રહ્યો ને એ જેમ કરે તેમ કરવા દીધું. એમ કરતાં પંદર વીસ મીનીટ નીકળી ગઈ. નવલશા જે અત્યાર સુધી ચિંતાતુર દેખાતો હતો તે હવે હર્ષનાં ચિન્હો દેખાડવા લાગ્યો. હાસ, હવે મને નીરાંત વળી! મારાં બુટ હવે કંઇક માણસને પહેરવાના વલોટમાં આવ્યાં ખરાં! પણ હજી તો પાછા કાદવમાં ગયા પાખી છુટકો નથી, ને એને બહુ પાણી લાગ્યું છે, તેથી આવતી કાલે સુકાશે ત્યારે ચીમડાઈ જશે. એના કરતાં પાવડી સારી કે જેટલીવાર ધોઇએ તેટલીવાર ધોવાય, ને ધોઇ એટલે જ્યારે જુઓ ત્યારે નવી ને નવી! હવે હું બરોબર સમજ્યો કેશવલાલ, કે બાવા લોકો જોડાને બદલે પાવડીઓને કેમ પસંદ કરે છે. એક લેખે તો જોડા કરતાંએ પાવડી સારી ખરી, પણ આપણે તો ગૃહસ્થ રહ્યા તે મોજાં સાથે પાવડી પહેરાય નહિ. હાથનાં મોજાંની પેઠે પગનાં મોજાંને પણ આંગળીવાળાં કરાવ્યાં હોય તો કેવું સારૂં કે પાવડી ઉપર પણ પહેરાય! મને પાવડીની સિદ્ધિ મળ્યા પછી, હું તેવી જાતનાં મોજાંનો ફરમો સોધી કહાડીશ. તે સારૂ પેટંટે લઇ રાખીશ! તોપણ પાવડીની એક ખુબી મારા જાણવામાં આજે આવી, એ કંઈ જેવો તેવો લાભ ગણાય નહિ. લાવો, હવે થોડીક ચ્હાઇ લાવો કે મારા શરીરનો ધુજારો ઓછો થાય. હવે મારા જીવને નીરાંત વળી છે. આ વરસાદે તો હદ કરી હોં! મને ખામુખા હેરાન કરવાને માટે જ આવ્યો હતો. મેં ધર્મશાળામાં પગ મુક્યો ને રહી ગયો. પણ ભાભી, હવે તમે ચ્હાઇની ઉતાવળ કરોની, હજી તો અમારે મમતારામની

સારવાર કરવાને જવું છે, ને એ બીચારાના ઉઘાડી જગામાં પડ્યા પડ્યા શા હાલ થતા હશે, તેનો તો વિચાર કરો ને જલદી ન્હાઇ લાવો."

નવલશાના બુટ ધોવડાવવાના કામથી પરવારીને ગુલાબવહુ તેને સારૂ તપેલીમાંથી વાડકામાં ન્હાઈ રેડતી હતી. નવલશાએ તે કામમાં એટલો બધો વખત લગાડયો કે ન્હાઇ તો કયારનીએ ત્હાડી થઈ ગઈ હતી, તેથી તપેલી લઇને ગુલાબવહુ ન્હાઈ ઉન્હી કરવાને ચુલા આગળ ગઈ. ન્હાઈ કરવાને બહુ વખત થઈ જવાથી ચુલાનો દેવતા પણ ઠરી ગયો હતો, તેથી કાકડી મુકી ગુલાબવહુ ચુલો સળગાવવા લાગી. પોતે બુટ ધોવા કરવામાં આટલો બધો વખત નહિ કહાડ્યો હોયની, ને જાણે ન્હાઇ આપવામાં ગુલાબવહુ જ જાણી જોઇને મોડું કરતી હોયની, તેમ સતો થઇને નવલશા ઉપર પ્રમાણે બડબડાટ કરવા લાગ્યો. કેશવલાલને તો મૂળથી જ નવલશાની રીતભાત પસંદ પડતી નહોતી. એટલે એણે તો બોલવું નિરર્થક ધારી બધો તમાશો મુંગા મુંગા જોયા કીધો. નવલશાને મ્હોડેથી મમતારામનું નામ સાંભળીને ગુલાબવહુને હેબક લાગી હતી. એને ચુલો સળગાવતાં વિચાર આવ્યો કે બંને જણા તેની સારવાર કરવાને જશે, ત્યારે પોતે ધર્મશાળામાં એકલી જ રહેશે ને એને બ્હીક લાગવા માંડી. પોતાનો ધણી ગયા પાખી રહે એમ હતું નહિ. તેમ તેને જતાં વારવાનું પણ ગુલાબવહુને ઠીક લાગ્યું નહિ. નવલશાને સમજાવું ને એ પાછા આવે ત્યાં સુધી અહીં રહે તો સારૂં; પણ તે સમજાવ્યો સમજશે નહિ એમ એને લાગ્યું. એના મનમાં શું થશે ને શું કરવું તેની ખરેખરી ફાળ પડવા લાગી.

નવલશાને ઉન્હી કરેલી ન્હાઇનો વાડકો આપી ગુલાબવહુએ કેશવલાલને કહ્યું, કે તમે જશો પછી મારાથી આવી અંધારી રાતે અને આવા નિર્જનસ્થાનમાં એકલા કેમ રહેવાશે. તમારી પાછા આવવાની વાટ જોઇ જોઇને હું તો કવરાઇ જઇશ. મને તો અત્યારથી જ બ્હીક લાગે છે. જ્યારથી દીએરજીને મ્હોડેથી મમતારામનું નામ સાંભળ્યું ત્યારથી મને તો ચિંતા લાગી છે. માટે દીએરજીને અહીં મુકી જાઓ તો કેવું સારૂ. તમને એકલાને મમતારામને શોધવો મુશ્કેલ નહિ પડે, કારણ કે એક જ રસ્તો ગામમાંથી અહીં ચાલ્યો આવે છે.

કેશવલાલ ગુલાબવહુને શાંત કરતો બોલ્યો—"મમતારામની કોણ જાણે કેવી સ્થિતિ થઈ હશે. મારા એકલાથી એને મદદ આપી નહિ શકાય એમ હોય તો એક કરતાં અમે બે ભલા. વળી તું જુએ છે કે રાત કેવી અંધારી છે તેથી એક ફાનસ લઇને જવાની પુરેપુરી જરૂર છે, ત્યારે હું એકલો તે ફાનસ લઇશ કે મમતારામને અહીં લાવવામાં મદદ કરીશ. વળી નવલશાના કહેવાથી જણાય છે

કે ગાડાવાળાને પણ વાગ્યું છે, એટલે એ પણ કંઇ સહાય કરે તે વાત તો એક બાજુએ રહી, પણ સામી આપણે જ એની સારવાર કરવી પડશે. તો પણ તું બહુ બ્હીએ છે તો હું એકલો જવાને ખુશી છું. પણ આ નવલશા તું જાણે છેની કે કેવો ચકરમ છે. મમતારામને તો ત્યાં જ પડતો મુકી અહીંઆં જોડા સાફ કરવામાં કેટલો બધો વખત કહાડી નાંખ્યો ને હજી પણ જોની, એના જોડાને જોવામાં એને ચ્હાહ પીવી પણ સુજતી નથી, તે આપણું કહ્યું માનીને અહીં રહે એમ મને તો લાગતું નથી; તો પણ આપણે એને સમજાવીએ."

"તમે એને એમ કહેશો કે પાછા કાદવમાં ચાલશો તો આટલી આટલી મહેનત કરી જોડાને સાફસુફ કીધા તે બધી વ્યર્થ જતી રહેશે, તો એ જરૂર માનશે"—ગુલાબવહુએ કહ્યું.

"આપણે જોઇએ એ શું કહે છે"—કેશવલાલે કહ્યું. પછી નવલશા સાંભળે એમ એ બોલ્યો—"નવલશા હવે તું ઉતાવળ કરે તો બહુ સારૂં, કેમકે તને અહીં આવે ઘણો વખત નીકળી ગયો, ને આપણે જઇને મમતારામની ખબર લેવાની પુરેપુરી જરૂર છે. પણ તેં આટલી આટલી મહેનત કરી જોડા સાફ કીધા, ને પાછા કાદવમાં બગડશે તેનો કંઈ વિચાર નહિ કીધો, માટે તું અહીંજ રહે તો કેમ? હું એકલો જઇને મમતારામને અહીં લાવું છું. વળી તું બહુ થાકેલો જણાય છે માટે જરાક ચ્હાહ પીને થોડોક આસુદો થા, એટલામાં હું આવ્યો."

"હા દીએરજી, મારૂં કહ્યું માનીને એમ કરો. મને અહીં એકલાં રહેતાં બ્હીક લાગે છે."

"મારાથી તેમ થઈ શકવાનું નથી. મારો બધો સામાન રસ્તામાં પઓ પઓ વરસાદમાં ભીનો થઈ ગયો હશે. તેમાં જો મારાં બુટ અને શુઝ બગડ્યાં હશે તો તો મારી કમ્બખતી જ જાણવી. મેં એ બધાં ધવલગિરિ આવવા સારૂં ખાસ ખરીદેલાં હતાં ને તે બગડી ગયાં હશે તો હું પહેરીશ શું! માટે જ્યાં સુધી એ બધો સામાન અહીં નહિ આવે, ને મારાં બુટ અને શુઝ અને મોજાં બગડ્યાં નથી એમ મારી ખાતરી બરોબર થશે નહિ, ત્યાં સુધી મારા જીવને કળ વળવાની નથી. માટે હું તો કેશવલાલની સાથે જ જવાનો."

નવલશા એવી ઢબથી બોલ્યો કે દંપતીએ એ ત્યાં રહે તેની આશા છોડી, વળી પોતાના જોડાની ખરખબર કહાડવાની એણે જરૂર જણાવી, ને દંપતીએ જોયું કે એ બાબતમાં નવલશા કોઇનો સમજાવ્યો સમજવાનો નથી. તેથી તેઓએ એને વધારે કહ્યું નહિ. ગુલાબવહુને વધારે બ્હીક લાગવા માંડી ને પોતાના સ્વામિને કહ્યું—

"સ્વામિન્, મમતારામના ખરેખરા હાથ પગ ચગદાઈ ગયા હોય, તો તમે ધારો છો કે દીએરજી જોડા ધોવામાં આટલો બધો વખત કહાડત, માટે આમાં કંઈ દગો તો નથી રમાતો? મને તો તમે જશો તેની બહુ ફીકર થાય છે. મહારાજે કહ્યું છે કે આજે ચમત્કાર થવાનો છે તે વાત તમે કેમ વિસરી જાઓ છો?"

## પ્રકરણ ૮૦ મું

### એનું નામ તે તદાકાર વૃત્તિ

પ્રહ્લાદની પ્રતિપાળ પાળવા, નરહર નરસિંહ રૂપ ધર્યું,
હિરણ્યકશિપુ નખે વધેર્યો, વિધિનું વાયક સફળ કર્યું. (જુની કવિતા.)

કેશવલાલે જોયું કે પોતાની સ્રીને ખરેખરી ફીકર લાગી હતી ને તેથી એ બીચારી બ્હીતી હતી, એટલે એ તો ખરા ધર્મ સંકટમાં જ આવી પડ્યો. નવલશા એની સાથે આવે તો પણ મમતારામની શોધમાં ગયા પાખી મારો છુટકો નથી એમ એને લાગ્યું, તેથી ગુલાબવહુને આશ્વાસન આપવા ઉપરાંત પોતાથી કંઈ વધારે બની શકે એમ નહોતું. મહારાજપર સંપૂર્ણ આસ્થા રાખવાથી કશો ભય રહેશે નહિ, એ વાત તતારી આપવાથી પોતાની સ્રી કંઇક શાંત થશે એમ વિચારી, પાછલા પ્રકરણને અંતે ગુલાબવહુએ જ્યારે કહ્યું, કે મહારાજે આજે ચમત્કાર થવાનું કહ્યું છે એ વાત તમે કેમ વિસરી જાઓ છો ને કેશવલાલ બોલ્યો—

"મહારાજે તો આપણને સ્વસ્થ રહેવાનું કહ્યું છે, તો પછી તું કહે છે તેમ આમાં કદાચને કંઇ દગો હોય, તોપણ તેથી બ્હીવાનું કારણ શું? કોઈના દીલમાં કદાચને પાપ હોય, પણ પાપી પાપીના પાપે લેવાશે. આપણે બ્હીવાનું શેનું? આપણે તો શ્રીઆનંદગિરિ મહારાજના સ્વદેશમાં છઇએ તે તું કેમ ભુલી જાય છે? એમની આજ્ઞાથી આપણે અહીં આવ્યાં છઇએ ને આવા વિવિક્ત સ્થાનમાં પણ પળ્યાં પળ્યાં આનંદ ભોગવીએ છઇએ. શ્રીઆનંદગિરિ મહારાજ એક શબ્દ ઓછો બોલવો પડે તો તે સારૂ, કોઇ મહાવૈયાકરણી પેઠે દશ ગાઉ ચાલવાનું પસંદ કરે તેવા છે, તો તેમણે બધા દહાડામાં આજને જ સારૂ આપણને સ્વસ્થ રહેવાનું કહ્યું છે, તો હવે તેના કરતાં બીજા વધારે વિશ્વાસજનક શબ્દો આપણને ક્યાં શોધ્યા મળવાના છે?"

"વળી શ્રીગુરૂમહારાજે સિદ્ધિનો ચમત્કાર બતાવીને ધર્મની વહારે ધાવાનો અમને ઉપદેશ આપેલો છે. મેં તો તે જ દહાડે તે જ વેળાએ એ ઉપદેશ પ્રમાણે સદા સર્વદા, સર્વથા, ચાલવાની મારા હૃદય સાથે દૃઢ ગાંઠ વાળેલી છે. તેને આ

પુણ્ય પ્રદેશમાં આવીને હું તજી દેવા ઇચ્છતો નથી. તું જાણે છે કે એ મમતારામ મારો હિતૈષી નથી, તોપણ નવલશાના કહેવા પ્રમાણે એ સંકટમાં આવી પડ્યો હોય, તો આ ધર્મશાળામાંથી મારે એ નિમિત્તે નીકળવું, એ કર્તવ્ય હમણાં તો તે ઉપદેશાનુસાર, મારે શિર આવી પડ્યું છે. વળી મહારાજે યોગદર્શનને અંતે અમને કહ્યું હતું કે ધર્મની વહારે ધાવા જતાં તમે કોઇ વાર સંકટમાં આવી પડવાના નથી. શ્રીવિદ્યાનંદ મહારાજ તમારા સર્વનું રક્ષણ કરશે. માટે તું કોઇ વાતે ભીરૂ થા નહિ. આપણે તો ગઈ કાલે જ સ્વસ્થ રહેવાનું અભય વચન મળી ચુકેલું છે, તેનાપર પૂર્ણ ભરોંસો રાખી તું નિશ્ચિંત ચિત્તે અહીં રહે; અમે જોતજોતાંમાં પાછા આવીએ છઇએ."

નવલશા બધું સાંભળ્યા કરતો હતો. એ કંઈ બોલ્યો નહિ. ગુલાબવહુએ ફાનસ સળગાવી પાસે મુકયું. જતાં જતાં કેશવલાલે ફરીને નવલશાને વિનવ્યો કે તું ભીનાં લુગડાં કહાડી નાંખી નવું ધોતિયું અને વાસકુટ પહેરે તો બહુ સારૂં. કેશવલાલનું વાસકુટ પોતાને આવશે નહિ, અને પાટલુન વગર હોલબુટ પહેરી બહાર નીકળવું ઠીક લાગે નહિ, એમ કહી નવલશાએ ના કહી.

નવલશાએ ધર્મશાળામાં પગ મુકયો, ત્યારથી વરસાદ અને ગાજવીજ નરમ પડી ગયાં હતાં, જો કે આકાશ હજી પણ વાદળાંઓથી છવાઈ ગયું હતું. કેશવલાલે હાથમાં ફાનસ લીધું. ધર્મશાળાની છુટી જગોમાં તમામ કાદવ થઇ ગયો હતો તેથી બંને જણા ધીમે ધીમે ધર્મશાળાની બહાર નીકળી, ફાનસના અજવાળાથી જોઈ જોઇને રસ્તો કાપવા મંડ્યા. મમતારામ જે થોડેક જ દૂર એક ઠેકાણે સંતાઇ રહ્યો હતો, તેણે એ ફાનસ પરથી કેશવલાલને અને નવલશાને ઓળખી કહાડ્યા, ને જાણે પોતાની બાજી ધારવા પ્રમાણે પાર ઉતરી અને તેથી પોતે જય પામી જ ચુકયો હોયની, તેમ હરખાઇને એણે જોરથી એક શ્વાસ નીચો ખેંચ્યો. તથાપિ ડહાપણ વાપરી કંઈ પણ સણસણાટ કીધા વગર એ ત્યાં થોડીકવાર ઉભો જ રહ્યો.

"અહા—હાસ—આજની ઘડી અને આજનો દિવસ, આવી કાળ રાતરી જેવી અંધકાર યુક્ત રાત્રિ છતાં ધન્ય ધન્ય છે. હું તો આજે આ વખતે મને અહો ભાગ્યશાળી માનું છું અને હમણાં રાત છતાં મને તો સોનાનો સુરજ ઉગ્યો છે. તે દહાડે તો પેલી રાંડ કાળી ને અલંગા મારા કાતરામાં હતાં. પણ હવે હું જોઉં છું તો ખરો, કે હવે તેઓ અહીં આવીને મને કેમ રોકે છે! મારૂં કેશવલાલ પ્રત્યેનું, ને તેના હિતેસરી વિહારીલાલ, ભીખારીલાલ, સુખપાલકાકા અને એ ગુલાબવહુ, પેલી રાંડ કાળી, ધનકોરડોસી ને અલંગા, એ સર્વ ઉપરનું અનાદિ વેર આજે વળે છે! હવે તે નિર્વાણને પામે છે! માટે આજની ધન ઘડી અને ધન દહાડો અથવા ધન રાત્રિ છે! કોણ ધારતું હતું કે પેલી રાંડ કાળીએ તે દહાડે

જે મમતારામને પ્યાદ મહાત કીધો—મહાત કીધો તો કીધો પણ તે દહાડે એ રાંડે મને સાક્ષીભુત બનાવીને ગામમાં ફેરવ્યો—ને એ જ કેશવલાલ, સુખપાલ-કાકા, ભીખારીલાલ, મારા મુરબ્બી નથુશેઠ, ને રહ્યું સહ્યું ધનપાલશેઠનો મને ભેટો કરાવ્યો—ને સારે રસ્તે મારો હુરીઓ હુરીઓ બોલાવી ફજેત ફજેત કીધો—તે જ મમતારામ, આટલા થોડા વખતમાં, કાળનું ચક્ર કેવું સપાટાબંધ ફરી ગયું, કે આજે પાછો સરજોર થઇને બેઠો છે! એક ઘા ને નવ કટકાની પેઠે એક જ સપાટે એ તમામને પોતાના સપાટામાં કેવા જોવા જેવા સપડાવે છે! અહો, મારા પુરૂષાર્થને, મારી બુદ્ધિને, મારાં કર્મોને અને મને પોતાને ધન્ય ધન્ય છે. પણ એ તો એમ જ હોય, એ તો उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीर्दैवेन देयमिति कापुरुषा वदन्ति માટે મમતારામ, હવે તું સુખેથી, ધીમે ધીમે આનંદમાં મહાલતો અને આનંદમાં મહાલવાને, પેલી ધર્મશાળામાં જા." એમ કહી મમતારામ કૃતા-વશેષ થયો હોય તેમ ધીરે ધીરે, હું સમાન કોઈ છે નહિ એવા ગર્વથી ફુલાતો, બંને હાથ નિડર રીતે હલાવતો, ને પોતાના પગ સ્વસ્થ રીતે ભોંયપર મુકતો, ધર્મશાળા ભણી જવા લાગ્યો. એવામાં કોઈ ગાડું જોસથી ચાલ્યું આવતું એકદમ અટક્યું હોયની, તેવો અવાજ મમતારામને કાને પડ્યો. પોતે એકદમ ચમકી અવાજ આવતો હતો તે તરફ કાન ધરી સાંભળવા લાગ્યો. એને લાગ્યું કે, જાણે ગાડું એકદમ અટક્યું ને કોઇ માણસ એકદમ સપાટાબંધ એની પાછળ, એની ગંધ સુંઘતું આવતું હોયની! મમતારામને પણ, જાણે એની ગંધ માલમ પડી હોયની તેમ લાગવા માંડ્યું. પોતે જે ઠેકાણે કેશવલાલ અને નવલક્ષ્મીની નીકળ-વાની વાટ જોઇને સંતાઇ રહ્યો હતો તે ઠેકાણે, જાણે પેલું માણસ આવીને થોડી-વાર ઉભું રહ્યું હોયની! વળી એને એમ લાગ્યું કે પેલું માણસ ત્યાંથી ગંધને પોતાની આગળ સોધતું સોધતું, પાછું એની પાછળ સપાટાબંધ ધસ્યું આવતું હોયની!!!

મમતારામના દીલમાં મ્હોટો ડપકો પડ્યો. જાણે મનો મન સાખ દેતું હોયની, તેમ એને એમ જ લાગ્યું કે કાળી મારી પાછળ દોડતી આવે છે. તર-ત જ મમતારામ પોતાના આત્માવડે આત્માને સ્વસ્થ કરતો બોલ્યો—"આ ગાડાનો અવાજ અને પેલી રાંડ કાળી મારી પાછળ દોડતી આવતી હોયની, એવી મને ભ્રાંતિ કેમ થઈ વારૂ? મેં એને હાથે બે વાર શેહ ખાધી છે તેથી મારૂં મન, શું હજી એનાથી ડરપ્યા કરે છે? પણ એ કેવી ખોટી ભ્રાંતિ! એ રાંડ તો આ વખતે તમોપુરમાં પોતાની બ્હેનનાં લગનમાં મહાલતી હશે. કદાચને એ રાંડ અહીં આવે તો મને આ ઠેકાણે એ શું ફજેત કરવાની હતી? આ તો નિર્જન સ્થાન છે. રાત અંધારી છે. કંઈ મુંબઈ શેહેર, અને દહાડાનો વખત થોડો છે કે

મારી ફજેતી કરશે? તોપણ ગાડું સડસડાટ ચાલ્યું આવતું ઉભું રહ્યું. તેનો અવાજ મેં નિશ્ચે સાંભળ્યો ખરો. પેલી રાંડ મારી પાછળ વધારે ને વધારે વેગથી, મને પકડી પાડતી દોડી આવતી હોયની, એવી ભ્રાન્તિ મારા મનમાંથી ખસતી નથી હોં! પણ હવે તો પેલી ધર્મશાળા આ પાસે આવી છે. માટે મમતારામ, જો કે તને રતિ માત્ર બ્હીવાનું નથી, તોપણ તું એકદમ ગબ્બડી મુક ને પેલી ધર્મશાળામાં ધસ્યો જા! પણ પેલી રાંડ ડાકણી તો બહુ પાસે આવી નિશ્ચે જણાય છે! રાત તો એવી કીલકીલી અંધારી છે કે મારો હાથ પ્રસારૂ તો તેએ જણાય એમ નથી. પણ કંઈ ફીકર નહિ." મમતારામ મ્હોટેથી બોલ્યો—"તું દોડ, અને ધર્મશાળામાં જા. એ રાંડ શંખણીને, પેલી અલંગાને અને ધનકોરડોસીને ભલે તારી પાછળ આવવા દેની! એવી હજાર વંતરીઓ તારી પાછળ ભલેની લાગેની! પણ સો વાતની એક વાત કે આજે તારા પોબાર પડ્યા છે!"

એમ કહી મમતારામે ગબ્બડી મુકી. જે માણસ એની પાછળ દોડ્યું આવતું હતું તે બહુ મોટા ધાંટા પાડી બોલી ઉઠ્યું—"મુઆ, તેં મને ઓળખી કહાડી કેમ! પણ તારો જીવ લેવાને હું આ અચુક આવી જાણજે!"

મમતારામની ખાતરી થઇ કે કાળી જ એની પાછળ દોડી આવે છે, ને ધર્મશાળામાં જવાને એણે તો મુઠ્ઠી વાળી દોડવા માંડ્યું. કાળી ઉપર પ્રમાણે દોડી ત્યારે એનાથી દશ હાથ છેટે હતી. જો કે દોડવામાં જ પોતાનું સાર્થક છે એવી ઝડપથી મમતારામ દોડતો હતો, તથાપિ એને લાગ્યું કે કાળી એને પકડી પાડતી જ જાય છે, ને એ વધારે ઝડપથી દોડ્યો. ધર્મશાળાની વાડ આગળ એ આવ્યો ત્યારે કાળી એનાથી ચારેક હાથ છેટે હોય એમ એને લાગ્યું. મમતારામે પોતાનું બાકી રહેલું જોર આ દોડાદોડીની સરતમાં ઝીપલાવ્યું. જાણે કે ધર્મશાળામાં પહેલો પગ મુકવાની હોડ રમાતી હોયની તેમ, એ તો દમ બાંધીને દોડવા જ લાગ્યો. થુવરની વાડથી જબરી દશ ફલાંગ ભરી કે ધર્મશાળાના ઓટલા પાસે એ આવી પહોંચ્યો. હવે એક જ ફલાંગમાં ઓટલા પર પગ મુકાય એમ હતું, પણ અરે હાય! જો કે મમતારામ તો આગળ નજર કરી દોડ્યો જતો હતો તોપણ, આવા કટાકટીની વખતે એની બધી ઇન્દ્રિયો અને વૃત્તિઓ સચેત થઇ હોયની, પોતે અનેક ચક્ષુઓ અને કર્ણે યુક્ત હોયની, તેમ પોતાની પાછળ શું બનતું હતું તે એને, ઉભો ઉભો જોતો અને સાંભળતો હોય તેમ, સ્પષ્ટ જણાતું હતું! "પણ અરે હાય, આ રાંડે મને પકડી પાડ્યો જો! ને એ રાંડ મને પકડવાને માટે ઓ આ હાથ લાંબો કરે છે જો!"

મમતારામે એક ફલાંગભેર ધર્મશાળાની એ ઉપર પગ મુક્યો. હજી એ પોતે

બીજો પગ મુકે, ને ઓટલાપર એનો બીજો પગ ઠરે, ને શરીરનું સમતોલપણું આવી રહે તે પહેલાં, કાળીએ એને પકડી પાડ્યો. જેમ એક સિંહણ મૃગલીને એક ઝાપટની સાથે પટકી પાડે તેમ, કાળીએ પોતાનો હાથ મમતારામને પટકી પાડવાને માટે પસાર્યો. જેવો મમતારામ પોતાનો બીજો પગ ઓટલાપર મુકવા જતો હતો કે કાળીએ ઝાપટ મારી. મમતારામનો પગ એના હાથમાં આવ્યો. કાળીએ એક જબરો આંચકો માર્યો કે મમતારામ ઓટલા નીચે છુટી જમીનમાં પછડાઈ પડે. મમતારામનો બીજો પગ ઓટલાપર પડે ને શરીરનું સમતોલપણું બાઝે તેની પહેલાં, કાળીનો આંચકો લાગવાથી, ભોંયપર ચીભડું પછડાય તેમ એ પછડાઈ પડ્યો! પડતાં પડતાં ઓટલાપરના એક થાંભલાની જોડે એનું માથું અથડાયું ને નસકોરૂં ફુટી તેમાંથી લોહી વહેવા માંડ્યું. ઓટલાની ધાર પણ એના લમણાપર ને ગાલપર ચોંટી જવાથી એક મોટો ચીરો પડ્યો, ને તેમાંથી પણ લોહીની ધાર વહેવા માંડી. કાળીએ એને પાછળથી આંચકો મારી પકડી પાડ્યો હતો, તેથી એના શરીરનો આગલો ભાગ ઓટલાના થાંભલા જોડે અને છુટી જમીનમાં અફળાયો ને ઝીકાયો. સારે ભાગ્યે વરસાદ પડવાથી છુટી જમીનમાં પુષ્કળ કાદવ જામ્યો હતો, તેથી જો કે કાળીએ એને જેવો તેવો આંચકો મારીને પટકી પાડ્યો નહોતો, તથાપિ કાદવને લીધે મમતારામને બેભાન થઈ જાય એટલું બધું વાગ્યું નહિ. જો કે આ સઘળું વર્ણન કરતાં ઘણો વખત લાગ્યો છે, તોપણ મમતારામે દોડવા માંડ્યું ને કાળીએ આવીને તેને પટકી પાડ્યો, તેમાં ભાગ્યે એક બે મીનીટ થઈ હશે.

મમતારામ જો કે પછડાઈ પડ્યો હતો, એના નાકમાંથી અને લમણા આગળથી લોહી વહ્યું જતું હતું, તથાપિ છુટી જમીનમાં પડવાની સાથે, તે તે ભાગોને ભીના કાદવનો સ્પર્શ થવાથી એને કંઇક શાતા વળી. હવે તો આ રાંડનો આ ઠેકાણે જીવ જ લઉં, એવા ઇરાદાથી ઉઠીને ઉભા થઈ, કાળી સામે એણે ધસવા ધાર્યું. પણ ઉઠીને ઉભો થાય તેની પહેલાં, કાળીએ એનાપર એકદમ ધસારો કીધો. મમતારામ ઉઠવાને માટે, અને કાળી તેને નીચે ને નીચે પટકેલો જ રાખી મુકવાને માટે, પોતપોતાનું જોર અજમાવવા લાગ્યાં. જાણે કોઈ અખાડામાં, બન્ને જણાં મલ્લયુદ્ધ કરતાં હોયની, તેમ એક બીજા ઉપર સરસાઈ ભોગવવાને પોતપોતાનું સંપૂર્ણ બળ વાપરવા લાગ્યાં.

"મારી નહાની બહેની, તું જરાકે ડરીશ મા. તારી જીવતા સુધીની ઓસીંગણ કાળી પોતાની મ્હોટી બહેન પાળીને લઇને તારી પાસે ઉભી છે. આ પી— નું નાક કાપીને તેના લોહીનું બળીદાન મારી મ્હોટી બહેન પાળીને આપવાનું મેં પાણી મુક્યું છે; માટે તું જરાકે ડરીશ નહિ."

એવામાં ત્યાં જે ગાડીનો અવાજ મમતારામે દૂરથી સાંભળ્યો હતો તે ગાડી એકદમ આવી લાગી. સુખપાલકાકાએ ધર્મશાળાની બહાર ગાડી ઉભી રખાવી. ગાડીવાળા પાસે ફાનસ લેવડાવી વાડી અંદર પગ મુક્યો. જોય છે તો મમતારામ ભોંયપર પછડાઈ પડેલો, ઉઠવાને માટે પોતાના આખા શરીરનું જોર અજમાવતો હતો, ને કાળી તેને તેમને તેમ પડ્યો રાખવાને માટે પોતાથી બનતું કરતી હતી. સુખપાલકાકા તો નીરાંત રાખી, પોતાની લાકડી ભોંયપર ટેકવી સ્વસ્થ રીતે, તે મલ્લયુદ્ધમાં કોણ જીતે છે ને કોણ હારે છે તે જોવાને આવ્યો હોય તેમ, તમાશો જોતો જોતો, અને આનંદ માનતો ઉભો રહ્યો. એટલા ઉપર ગુલાબવહુ પણ બ્હીતી બ્હીતી એ તમાશો જોયાં કરતી હતી.

જો કે કાળી બહુ દૂરથી દોડી આવી હતી, ને જો કે એને પણ હાંફ ચહડી ગઈ હતી, તથાપિ આ યુદ્ધમાં એ મમતારામથી જરાકે ડગી નહિ ! જોગાન જોગે પહેલે જ સપાટે એણે મમતારામને પટકી પાડ્યો. પોતાની તે સરસાઈ ચાલુ ને ચાલુ રાખવાને માટે કાળી પણ પોતાનું બધું જોર કહાડવા લાગી. મમતારામે પણ જીવ સટોસટનો વખત આવ્યો છે, ને કાળીને જીવથી મારી નાંખવામાં જ પોતાનું શ્રેય છે એમ જાણી, કંઈ બાકી રાખી નહિ. જે જગોએ તેઓ લડતાં હતાં ત્યાં કાદવ બહુ હોવાથી કાળીનો બે ત્રણ વાર પગ લપસી પડ્યો. મમતારામ જાણે હમણાં ઉઠવામાં ફાવશે એમ લાગ્યું. પરંતુ આજે કાળીના દીલમાં હજાર હાથણીનું જોર આવ્યું હતું ને બંધ મ્હોડે હાંફતાં હાંફતાં શ્વાસ લેતી, મમતારામના બન્ને હાથ પોતાના કબજામાં લેવાને એ મથતી હતી. એવામાં ત્યાં સુખપાલકાકા ગાડીવાળાની સાથે આવી લાગ્યો ને મમતારામે જોયું કે હવે બાજી હાથમાંથી છેક જતી રહી. એનો જોસ્સો જેમ નિશો ઉતરી જાય તેમ ઉતરી ગયો તથાપિ પોતે કાળીના પંજામાં આવ્યો છે તો હવે નિશ્ચે એ મારૂં નાક વહાડશે તે બ્હીકે, એને તો ઉઠવાની વેતરણ ચાલુ જ રાખી. આખરે કાળી ફાવી. મમતારામના બન્ને હાથને આમળા દઈ, તેના જ પેટ ઉપર પોતાના ડાબા હાથ ને સારા શરીરનો બધો ભાર આપી કાળીએ પકડી રાખ્યા !

"મારા પી"—કાળી મહાકાળી જેવો કોપ કરી આંખો ફાડતી ને મ્હોટો ઘાંટો પાડતી બોલી—"હવે તું મારા સપાટામાં બરોબર આવ્યો છે. જો, તું કહેતો હતો કે કાળી ને અલંગા જેવી હજાર જણી મારી પાછળ ભલેની લાગેની, પણ મારા પોબાર પડ્યા છે ! પણ મારા પી—આ એક જ કાળી તારો જીવ લેવાને બસ છે. હવે તું જો તો ખરો, આ મારી પાળી કહાડી તારૂં નાક કાપી તેના લોહીનું બળીદાન મારી પાળી બહેનને આપું છું !!!"

એમ કહી કાળીએ પોતાને જમણે હાથે કેડે ખોસેલી કાળી નાગણીના જેવી પાળી કહાડી. એવામાં ત્યાં કેશવલાલ, ધનકોરડોસી, અલંગા ને તે બે જણીઓએ ગામમાંથી ધર્મશાળામાં આવવા સારૂં એક ભોમીઓ માણસ રાખ્યો હતો તે, આવી પહોચ્યાં. પેલો મહાપુરૂષ અને નવલશા પણ ત્યાં આવી પહોંચ્યા. બધાં સુખપાલકાકાની આસપાસ વીંટલાઇ વળ્યાં.

કાળીએ પાળી કહાડી તે વખતે, જાણે મહાકાળીએ પોતાનું ખડ્ગ કહાડ્યું હોય, તેવી અત્યંત કોપિની અને પોતાના સામર્થ્ય વડે પોતાનું ધાર્યું પાર પાડવાને સજ્જ થઈ રહેલી દેખાઈ. મમતારામ બાથમબાથ થવાથી કાદવમાં ખરડાઈ ગયો હતો તેથી મહિષાસુર જેવો દેખાયો. સુખપાલકાકાના ગાડીવાળાએ ધરી રાખેલા ફાનસનો પ્રકાશ એ રણભૂમિ કે રંગભૂમિમાં નહિ જેવો પડતો હતો. ઘટાટોપ અંધકારયુક્ત રાત્રિ ને આકાશને લીધે તમામ દેખાવ દીલને થરથરાવી નાંખે એવો બની રહ્યો હતો !

કાળીના શબ્દો સ્વતઃ કંઈ ઓછા ડરામણા નહોતા. તે શાંત પ્રદેશમાં સુનકારને વેધી નાંખતા કાળીના શબ્દો, અને અંધકારને ચીરી નાંખતી કાળીની ચમક ચમક થતી પાળી, વધારે ડરામણાં થઈ પડ્યાં. મમતારામને હવે કાળી કોઈ શાસન કરનારી દેવી જેવી ડરામણી લાગી. તેજ અરસામાં, રહ્યું સહ્યું, કેશવલાલ, ધનકોરડોસી ને અલંગા વગેરે ત્યાં આવી લાગ્યાં. પોતાની બાજી હવે તો છેક હાથથી ગઇ એમ મમતારામની ખાતરી થઇ. કાળીએ ઉપર પ્રમાણે કહી લાગલી પાળી કહાડી; ને મમતારામની છેક પાસે લઈ જઈ તેનું નાક કાપવાને સજ્જ થઈ. હવે મમતારામના હાંજા ગગડી ગયા. પોતાનું નાક કપાયું જાણી એ એકદમ ગભરાઈ ગયો ને સુખપાલકાકાને વિનવવા લાગ્યો કે કાકા, હું તમારે શરણે આવ્યો છું, તમારી ગાય છું, માટે મને બચાવો. સુખપાલકાકાને મમતારામની આવી સ્થિતિ જોઇને, કોણ જાણે દયા આવી ને કાળીને કહ્યું—

"બસ, બસ. હવે બહુ થયું. તેં આ સુદ્ધાં બીજીવાર કે તીજીવાર મમતારામને મહાત ખવડાવી છે. આજે તારાં જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. આ મમતારામ તારા પંજામાં આબાદ સપડાઈ ગયો છે, ને ખરી રીતે તો તેં એનું નાક કાપવા કરતાં પણ વધારે કીધું છે. કોઈ અનાથની પેઠે હવે એ મારા કાલાવાલા કરે છે તો મારા કહેવાથી એને જતો મેલ, હવે બહુ થયું."

ધનકોરડોસીને પણ દયા આવી ને કાળીની પાસે જઇને કહ્યું—

"હું પણ તને એ જ કહેવા માગું છું. આ મમતારામ ભુંડો છે, ને એને મારી નાંખવાથી પણ પાપ લાગે એમ નથી, તોપણ ગમે તેવો ભુંડો પણ મારી બહેન-

પણી રળીઆતનો એ દીકરો થાય છે. મેં એને દીકરા કહીને બોલાવ્યો છે. તને ધન્ય છે કે તેં આજે એનું નાક કાપવા કરતાં પણ વધારે કીધું છે, માટે હવે એને જતો મેલ."

બંને જણને આ પ્રમાણે સમજાવતાં જોઇને કાળી વિચારમાં પડી ગઈ. એણે ધીમે ધીમે ગુલાબ સામે, અલંગા સામે અને કેશવલાલ સામે નજર કીધી, પણ કોઈ તરફથી કાળીને ઉત્તેજન મળતું દેખાયું નહિ. સામું તેઓ પણ કાળીને વિનવતાં હોય એમ દેખાવવા લાગ્યાં, એટલે કાળીનો ક્રોધ કંઇક શાંત પડ્યો ને એ બોલી—

"તમે બધાં એક તરફ થઈ ગયાં છો ત્યાં હું એકલી શું કરૂં? તોપણ મેં પાણી મેલ્યું છે, કે જ્યાં સુધી મારી બહેન પાળીને મમતારામના નાકના લોહીનું બળીદાન આપીશ નહિ, ત્યાં સુધી એને મારી પાસે ને પાસે રાખી મુકીશ માટે જાઓ, હું એનું નાક કાપી લેતી નથી, પણ નાકપર એક નહાનો ઘા કરીને તેના લોહીનો ભોગ મારી વહાલી બહેની પાળીને આપું છું."

"હાં—હાં—હાં—એ શું કરે છે એમ કહેતાં બધાં કાળીનો હાથ થોભી રાખવાને દોડ્યાં, પણ તેઓ કાળીને રોકે તે પહેલાં, એણે ચડપ લઇને મમતારામના નાકની ટીચકીપર એક નહાનો સરખો ઘા કીધો. તેઓ તેને વારે તેની પહેલાં તો, એણે મમતારામને છોડી દીધો. ઓટલાપર ચહડી ગુલાબની પાસે જઇને કાળી ઉભી."

થોડીવારમાં બધાં ગુલાબવહુની આસપાસ વીંટળાઇ વળ્યાં. તે અરસામાં મમતારામ, જેનું બધું શરીર કાદવમાં ખરડાઇ જવાથી પાછો સાહીભુત જેવો દેખાતો હતો, ને જેનું બધું જોમ ઉતરી ગયું હતું તે, મહાપુરૂષની મદદથી ઉભો થઇ, કાળીને હાથે આ સુધાં ત્રીજીવાર મહાત થઈ તેથી મ્હોડું છુપાવતો, ત્યાંથી નીકળી ચાલ્યો. નવલશા પણ મમતારામ અને મહાપુરૂષ સાથે ચાલ્યો. એને કેશવલાલ અને તેના પક્ષવાળાની ગંધ ગમી નહિ. તેઓના ગયા પછી બીજાંઓને શાતા વળી ને હવે તેઓ એકબીજાંને ખબર અંતર પુછવા લાગ્યાં.

કાળી અને સુખપાલકાકા ત્યાં આવી પહોચ્યાં એ કંઈ જેવી તેવી નવાઇની વાત ગણાય નહિ. તે નવાઈમાં ઉમેરો કરવાને સારૂ, ધનકોરડોસી અને અલંગા પણ ત્યાં આવી ચહડ્યાં હતાં. પરન્તુ એ બધા બનાવો કાળી અને મમતારામના મલ્લયુદ્ધમાં ઢંકાઈ ગયા હતા. હવે તેઓ કંઇક શાંત પડીને એક બીજાંને જોઇતો ખુલાસો કરવા લાગ્યાં, ને કેશવલાલના જવાબમાં સુખપાલકાકા બોલ્યા—

"તમારી કાકીની બહેનનાં લગ્ન તમોપુરીમાં હમણાં જ થયાં તે તો તમે જાણતા હશો. એક દહાડો એને ગામમાંથી કાગળ આવ્યો ને એ તો બસ, હઠ લઇને બેઠી કે મારે તો મારી બહેનનાં લગ્ન ઉપર તમોપુરી જવું છે. મને પણ કોણ જાણે,

તે દહાડે એવું જ તાન આવ્યું કે એ બીચારી કોઇવાર પીએર ગઈ નથી, ને જવાનું કહેતી નથી, માટે લાવની, આવું લગ્નનું મસ છે તો હું પણ એની સાથે જાઉં, કે મારી સાસુ પણ રાજી થાય ને અમે એનાં સારાં સગાં છઇએ એમ જણાઇ આવે. તેથી બીજે જ દહાડે, કંઈ પણ તૈયારી કર્યા વગર, કે કોઇને કે તમને પણ કહ્યા વગર, અમે તો તમોપુરી જવા નીકળી પડ્યાં. કંઈ સામાન સરજન પણ સાથે લીધો નહિ. પણ એના મનમાં કે તે કડાકુટ કરવા જઇશ તો થોડા દહાડા નીકળી જશે, ને રખેને હું જવાનો વિચાર માંડી વાળું, તેથી એણે ઝાઝી રકઝક કીધી નહિ. અમે તો છડાંજ નીકળ્યાં. આજથી ચોથા દહાડા ઉપર એની બહેનનાં લગન થયાં. હજી તો આજે ગોરવ આપવાનો હતો તે અપાયો હશે, પણ ગઇ કાલે સવારથી, કોણ જાણે કેવીએ રીતે એને તો એવું જ તાન લાગ્યું, કે આજ કેટલાક દહાડા થયા તમે અને ગુલાબવહુ ધવલગિરિ પાસેની ધર્મશાળામાં આવ્યાં છો ! પણ તમારી પાછળ મમતારામ લાગેલો છે, ને પોતે ત્યાં જશે તો જ મમતારામનું કંઈ ફાવવાનું નથી. ગઇ કાલથી તો એ એ જ તંત લેઇ બેઠી, ને ખાવું પીવું કે બીજી વાત કરવી એણે તો છોડી જ દીધી ! મેં તો એને બહુ સમજાવી. પણ એ કોઇ દહાડો મારૂં કહ્યું માને છે કે માને ? હું સમજ્યો કે એની મા બહેન ના કહેશે તેથી તે બહાનું મેં કહાડયું, પણ એણે તો એની મા બહેનને એવાં સમજાવી દીધાં કે તેઓએ અમને ખુશીથી જવાની રજા આપી. ગઈ કાલે મોડી રાતના નક્કી થયું કે અમારે સવારે નીકળવું. સારી રાત એ જંપીને સુતી નહિ. જેવો પ્હો ફાટ્યો કે એ પોતે એક સારી ગાડી સોધવાને નીકળી ! ગાડી મળતાં મળતાં દિવસના દશ વાગ્યા, પણ આખરે એવો જ જોગાન જોગ બનવાનો કે એક સારો ગાડીવાળો એને જડ્યો. તેને પણ એણે તો એવો સમજાવી દીધો હતો કે આજ સાંઝ સુધીમાં એણે ગાડી દોડાવી દોડાવી અમને પાસેના ગામમાં લાવી મુક્યાં. પણ સાંઝ પહેલાં તો બહુ જ વરસાદ પડવો શરૂ થયો, ને એ તો તાલાવેલી કરવા લાગી. વરસાદ ને ગાજવીજ રહ્યાં ન રહ્યાં ને એણે તો પાછું ગાડું જોડાવ્યું. મારે તો સારો દહાડો એની પાછળ હાડમાર થતાં, એ જે કહે તેમ કરવું પડ્યું. થોડુંક ગયાં ને વરસાદ બંધ પડ્યો, પણ અંધારી રાત ને બધે પાણી પાણી ને કાદવ હોવાથી, એ જેમ ધારતી હતી તેમ બળદો દોડ્યા નહિ; તેથી થોડુંક ગયા ને એ તો ઉતરી પડી કહેવા લાગી કે મારો જીવ હવે રહેતો નથી, માટે તમે આવી પહોંચો. હું તો ધર્મશાળામાં આ દોડી જાઉં છું. અમે પણ બનતી ઝડપ કરતાં પાછળ પાછળ ગાડી ચલાવવા લાગ્યા. ધર્મશાળામાં આવીને જોઉં છું તો મમતારામ નીચે પડેલો, ને એ તેનો હાથ પોતાના

કબજામાં લેવાને બાથમબાથ કરતી હતી. તે તમાશો જોતો હું તો ઉભો હતો, એટલામાં ત્યાં ધનકોર ડોસી, અલંગા, કેશવલાલ, નવલશા ને કોઈ અજાણ્યો શખસ આવી લાગ્યાં. ગઇ કાલથી એ અહીં આવવાની જીદ લઈ બેઠી ત્યારથી, મારે કાને તો તમારી, ગુલાબવહુની, કોઇ આનંદગિરિ મહારાજની અને સિદ્ધિની વાત જ એણે તો કર્યાં કીધી છે. આજે બધે રસ્તે પણ એણે ગાડીવાનને પણ એજ વાત કર્યાં કીધી હતી. પણ આ કુસ્તી જોવાની મને એવી તો મઝા પડી કે મારો બધો થાક ઉતરી ગયો! આખરે એ કહેતી હતી તેમ જ બધું ખરેખરૂં થયું જણાય છે; જો કે મને તો ખાતરી નહોતી; મારા મનમાં કે એ આજે વાને ઘેર ચહડી છે તે વગર સમજનો લવારો કર્યાં કરતી હશે!"

બધાં કાળી સામું જોઇ રહ્યાં ને ચકિત થઇને પુછવા લાગ્યાં, કે મમતારામ અહીં આવીને કેશવલાલ અને ગુલાબની પાછળ લાગેલો છે તે એણે કેમ જાણ્યું.

"તમે મને બધાં ગાંડામાં ગણી કહાડશો"—કાળી હસીને કહેવા લાગી—"પણ મને પેલી દાબડી કેમ પાછી મળી તે વાત, અને તે પછીની બધી વાત મેં તો એમને કહી દીધી છે. મારી આગળ એક દહાડો બાલાએ આનંદગિરિ મહારાજની વાત કહી, તે પણ મેં ગઇ કાલે એમને કહી દીધી. મારી પાસે મારી બહેન પાળીને રાખું છું, ને તેની રોજ સેવા ચાકરી કરૂં છું, તે પણ કહી દીધું. આ અલંગાની મદદથી પેલા પી—ને ફજેત કીધો તે દહાડે હરખમાં આવી જઇને મેં એવું પાણી મેલ્યું હતું, કે એ પી—ના નાકનું લોહી મારી પાળીને એકવાર પાઇશ, ત્યારે જ એને મારાથી છુટા પડવાની રજા આપીશ! તમે જોયું હશે કે મારી પાળી મારી પાસે હતી તો આજે હું કેવી ફાવી. બાકી એ મુવાએ મને આજે જેવી તેવી હંફાવી નહોતી. બે ત્રણવાર તો કાદવમાં મારો પગ સરી ગયો ને એ પી—ઉઠીને ઉભો થયો, પણ મેં મારી બહેનને યાદ કીધી ને એ મારી મદદ કરવા લાગી. અમે નીકળ્યાં તેની આગલી રાતે મારી પાળી બહેન, એક બૈરીનો વેષ લઇને, ને એક મજાનો સોનેરી પટાનો સાળુ પહેરી, હાથમાં મોતીની બંગડી ને નાકે બોર બોર જેવડાં મ્હોટાં મોતીની વાળી પહેરી મારી પાસે આવી, અને મને સ્વમામાં કહેવા લાગી કે મમતારામ ધવલગિરિ આવ્યો છે. તારૂં પણ પાળવાને આવો લાગ ફરી ફરીને મળવાનો નથી. તું ગુલાબ ને કેશવલાલના ઋણમાંથી પણ છુટી જઇશ. સારૂં થયુંની કે હું આવી પહોંચી. જેવો એ ધર્મશાળાના ઓટલાપર પગ મુકતો હતો કે મેં એને પટકી પાડ્યો, ને તે પછી શું બન્યું તે તો તમે જાણો છો."

તે પછી વાતે વાત નીકળતાં ધનકોરડોસી ને અલંગા ત્યાં કેમ આવી પહોચ્યાં તે કથા નીકળી, ને અલંગા કેશવલાલને કહેવા લાગી—

"અમે એક દહાડો કીકીને ત્યાં બેઠાં હતાં. માજી પણ ત્યાં હતાં. તમે એકાએક કોઇને કહ્યા વગર, ક્યાંએ જતાં રહ્યાં છો એ વાત નીકળી. તેવામાં ત્યાં મહામતિ આવી પહોચ્યાં. એ બીચારી બહુ ઉદાસ દેખાતી હતી, કેમકે ગુલાબ એને વગર કહ્યે જતી રહી તો રહી, પણ આટલા બધા દહાડા નીકળી ગયા છતાં એણે કાગળની કટકીએ લખી નહોતી. અમે બધાં બેસીને તમારી જ વાત કરતાં હતાં, ને કોણ જાણે વાતે એવું જ રૂપ પકડ્યું ને અમને એમ બ્હીક લાગી, કે રખેને મમતારામ તમને ફસાવવાને આ બધું કરતો હોય! સિદ્ધિની વાત તો બાલાએ અમને કહી હતી, ને તે સારૂ એક દહાડો નવલશા માજીને મળવા ગયો હતો, તેથી માજી નવલશા પાસેથી બધો ભરમ લઈ આવવાને સિદ્ધિની વાતનું બહાનું કહાડીને ગયાં. માજી ત્યાંથી આવ્યા પછી મહામતિ ને બધાંને ખાતરી થઈ કે મમતારામ નવલશાને જેમ તેમ સમજાવી ધવલગિરિ લઈ જાય છે, તે જરૂર કંઈ કારસ્તાન કરશે. તેથી અમે કીકીને ત્યાં નક્કી કીધું કે મમતારામ જાય તેને બીજે દહાડે મારે ને માજીએ પણ નીકળવું ને અહીં આવીને તમને ચેતાવવાં. અમે દહાડો અને રાત મુસાફરી કીધી ને આજે સાંઝના ગામમાં આવ્યાં, એટલામાં તો વરસાદ પડ્યો ને અમારે ખોટી થવું પડ્યું. પણ તેવામાં મેં તમારી તપાસ કીધી તો કોઇએ અમને કહ્યું, કે થોડા દહાડા થયા તમે પાસેની ધર્મશાળામાં ઉતર્યાં છો; તેથી બધો સામાન ત્યાં જ રાખી અમે એક માણસને સાથે લઈ અહીં આવવા નીકળ્યાં. અંધારી રાત અને કાદવને લીધે, કે અમારો ભોમીઓ એમ સમજ્યો તેથી, કે જોગાન જોગ એવો બનવાનો તેથી, એ તો અમને હનુમાનના દેહેરા પાસે લઈ આવ્યો. ત્યાં તમારો ઘાંટો સાંભળીને અમે એકદમ અંદર આવ્યાં, ને જોઇએ છઇએ તો તમે, નવલશા અને પેલા મુંબઈવાળા રવિમર્દનના ચેલા જોડે હુજ્જત કરતા હતા."

"હા, આજે સાંઝના"—કેશવલાલે વાતનું અનુસંધાન કીધું—"આજે સાંઝના નવલશાએ આવીને અમને કહ્યું કે હું હમણાં જ ગુરૂ મહારાજની આજ્ઞાથી મમતારામને સાથે લઈ ચાલ્યો આવું છું. પણ રસ્તામાં ગાડું ઉંધું વળી ગયું ને મમતારામના હાથ પગ ચગદાઈ ગયા, માટે તેની સારવાર કરવાને જવા સારૂ મને એ કહેવા લાગ્યો; એને તો બહુ ધાસ્તી લાગી, પણ હું તો મહારાજ ઉપર આસ્થા રાખી નવલશાની સાથે નીકળી પડ્યો. મને એ હનુમાનના દેહેરામાં લઈ ગયો ત્યાં પેલો મહાપુરૂષ, જે તમે કહો છો કે મુંબઈના રવિમર્દન મહારાજનો ચેલો હતો તેને મેં જોયો. હું વિચારમાં પડી ગયો, કારણ કે એ માણસ આજે જ સવારના અમારી આગળ આવી ગયો હતો. મેં નવલશાને પુછ્યું કે આ શું, ને મમતારામ

ક્યાં છે ? ત્યારે એ તો હસીને કહેવા લાગ્યો કે "મારી સાથે તો આ મહાપુરૂષ છે. મમતારામનું તો મેં ખોટું બહાનું કહાડ્યું હતું, કે એ મસે તમને (કેશવલાલને) હું અહીં લઇ આવું. તમને આજે રાતના મહારાજ સિદ્ધિ આપવાને આવવાના છે, તેથી મને (નવલશાને) લાગ્યું કે તમે અહીં હો તો મહારાજ સિદ્ધિ આપવા સારૂ અહીં જ આવે. તે વખતે હું તમારી પાસે હોઉં તો થોડી સિદ્ધિ મને પણ આપે." કેશવલાલે બોલવું ચાલુ રાખ્યું—"મને તો બહુ શક ગયો કે આ લોક મારી જોડે દગો રમે છે. નવલશાને મેં બહુએ સમજાવ્યો કે મહારાજ મને આજે રાતના સિદ્ધિ આપવાને આવવાના છે એમ બોલ્યા જ નથી. પણ પેલો મહા-પુરૂષ કહે કે હું સવારના તમારી પાસે આવ્યો, ત્યારે તમે વાત કરતા હતા કે મહારાજે કહી રાખ્યું છે કે આજે ચમત્કાર બનશે માટે તમારે સ્વસ્થ રહેવું. તેનો અર્થ સિદ્ધિ આપવા આવવાના છે તેવો નહિ થાય એ કેમ બને? મેં તો ત્યાંથી પાછા ધર્મશાળામાં આવવાને બહુએ કીધું, પણ એ લોક મને જોરજુલ-મથી રોકી રાખ્યો. એવામાં તમે ત્યાં આવી પહોચ્યાં. પેલા મહાપુરૂષે જોયું કે તમે ત્રણ જણાં મારી મદદે છો તો એનું એકલાનું કંઈ ચાલવાનું નથી, તેથી એણે આપણને જવા દીધાં.

---

## પ્રકરણ ૮૧ મું

### આપણું શ્રેય આપણે હાથ છે, સદ્‌ગુરૂ તો માત્ર ઉપદેશે છે

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥
बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ (श्रीमद्भगवद्गीता)

"બધો વિચાર કરતાં"—કેશવલાલ બોલ્યો—"હું તો આ કામમાં શ્રી ગુરૂ મહારાજનો ચમત્કાર જ જોઉં છું. એમણે અમને છેક ગઈ કાલે કહ્યું કે આવતી કાલે, એટલે કે આજે ચમત્કાર બનવાનો છે માટે તમારે સ્વસ્થ રહેવું. ખરેખર જ્યારે એક તરફથી અમારી મદદે સુખપાલકાકા આવી પહોંચવાના હતા, ને બીજી તરફથી માસી અલંગાને લઇને આવવાનાં હતાં, એટલે અમારે કશું બ્હીવાનું નહોતું જ. આજે જ એમના એ વચનનું વિવેચન કરવાનો અમને પ્રસંગ આવ્યો હતો, ને તે જ વખતે મેં તો કહ્યું હતું કે મહારાજ તો કોઇ મહા વૈયાકરણી પેઠે એ શબ્દો બહુ સંક્ષેપમાં બોલેલા છે. પણ એ વાક્યમાં કોઇ સમર્થ

મહર્ષિના સૂત્ર પેઠે આટલો આટલો ગૂઢ અર્થ સમાયલો હશે, એ તો હમણાં હમણાં વિચાર કરતાં મને જણાઈ આવે છે. ચમત્કાર તો વસ્તુતઃ જે બનવાનો હતો તે જ બન્યો છે. પણ તેનો અર્થ નવલશા, અથવા ખરૂં કહીએ તો મમતારામને એવો જ સ્ફુર્યો કે મહારાજ મને સિદ્ધિ આપવાને આજે આવવાના છે. તેઓએ તે જ ધોરણને અનુસરીને પોતાની બાજી રચી. જે વાકયે કરીને મહારાજે અમને અભય વચન આપ્યું, તે જ વાક્યને એ ચમત્કાર સાધવાને બીજરૂપ બનાવી દીધું! પાછું મમતારામને પ્રેરવાને, એટલે પ્રેરક રૂપે પણ એ જ વાક્ય કરી દીધું! મહારાજની વાણી આટલી બધી लक्ष्मी गुर्वर्थगंभीरा છે એ તો મને હમણાં જ જણાઈ આવે છે."

"ભાઇ"—સુખપાલકાકા પોતાની અજાએબી દેખાડતો કેશવલાલને પુછવા લાગ્યો—"ત્યારે શું આ આનંદગિરિની અને સિદ્ધિની વાત ખરી છે? એણે તો મારી આગળ એનો એ જ લવારો કર્યા કીધો છે, અને હું તો એમ માનતો હતો કે એ તો વાને ઘેર ગયલી છે. પણ ત્યારે શું તમે પણ કલજુગમાં સિદ્ધિની વાત ખરી માનો છો!"

"કાકા, હું માનું તેમાં તો શું"—કેશવલાલ બોલ્યો—"પણ તમે મારી બધી વાત સાંભળશો તો તમે પણ માનશો જ. હમણાં તો કલજુગ ચાલે છે. તેનું લાંબું પ્રમાણ જોતાં હજી તે હમણાં જ બેઠો છે એમ કહીએ તો ચાલે, તોએ હજી શરૂઆતમાં માણસના હૃદયમાં કેટલા બધા મેલા સંસ્કારોએ વાસો કરી દીધો છે, અને પાપના અંકુરો કેવી સૂક્ષ્મ અને સૂક્ષ્મ જડ ઘાલતા જાય છે! આપણે લોકોને કહેતાં સાંભળીએ છઇએ કે વહાલામાંથી હેત ગયું ને ગોળમાંથી ગળપણ ગયું. આજે તો બાપ દીકરા પણ એક બીજા પ્રત્યે વિરૂદ્ધ હિત ધરાવતા હોયની એમ જોય છે ને વરતે છે. એવો હાલનો કારમો જમાનો બેઠો છે ખરો, ને જ્યારે એની પુર જુવાની જામશે ત્યારે કેવો પ્રચંડ થઇ પડશે તેનો વિચાર મારાથી તો થઈ શકતો નથી. તે ગમે તેવું ઉગ્ર રૂપ ધરે તોપણ એક લેખે કલજુગ છેક નમાલો નથી. તેનામાં રહેલા કેટલાક ગુણો બીજા યુગોને વિસરાવી દે એવા છે."

कलिं सभाजयंत्यार्या गुणज्ञाः सारभागिनः ।
यत्र संकीर्तनेनैव सर्वः स्वार्थोऽभिलभ्यते ॥

"જે કાર્ય બીજા યુગમાં બહુ કષ્ટથી, આખા કુટુંબના કે જનસમૂહના ભેગા મથનથી, બહુ લાંબે કાળે સફળ થતું તે કાર્ય, આજે કલજુગમાં માત્ર એક જ વ્યક્તિના અલ્પ સમયના પણ તીવ્ર સંવેગે સાધ્ય છે. એ કંઈ કલજુગનો જેવો તેવો મહિમા ગણાય નહિ! તેનો દૂરનો દાખલો દેવાનું કંઈ કારણ નથી. મારા જ વડીલ

સાધુદાસે શ્રીવિદ્યાનંદ મહારાજની, ખરૂં પુછો તો માત્ર બે કે ત્રણ દહાડા જ સાચે ભાવે સેવા કીધી, તો તેનું તો કલ્યાણ થયું તો થયું, પણ તેને લીધે અમારૂં પણ કલ્યાણ થવાનું બારૂં ઉઘાડી આપ્યું. તે વાત મારાથી ચોથી પહેડીએ બની હતી તોપણ શ્રીઆનંદગિરિ મહારાજે આવી અમને શ્રીવિદ્યાનંદ મહારાજનું યોગ-દર્શન કરાવ્યું, ને આપવા ધારેલી સિદ્ધિઓ બતાવી અમને અણુમોલ બોધ દીધો. પણ મારી વાત તો વ્યાખ્યાન જેવી થઈ જાય છે. તમે આજે સવારના ખાધા પીધા વગરનાં છો. મમતારામને પકડી પાડવાની લ્હાયમાં તમને એક ઘડીનીએ ફુરસદ મળી નથી. હજી આપણે એ પ્રસંગ ચર્ચાવવાને પુષ્કળ વખત છે, માટે તમે હવે રસોઈ થાય તે ખાઇ પીને આસુદાં થાઓ."

બધાંએ કહ્યું કે રાત થઈ ગઈ છે, માટે રસોઇનો વિચાર તો માંડી વાળો. તેઓ પોતાની સાથે કાચું કોરૂં લઈ આવ્યાં છે તે ખાઇને તેઓ પડ્યાં રહેશે. ગુલાબવહુએ બહુ આગ્રહ કરીને ચ્હાઈ બનાવી સર્વેને પીવડાવી. બધાં થાકી ગયાં હતાં તેથી થોડી ઘણી ખુશ મીજાજથી આડી તેડી વાત કરી સુઈ ગયાં. બીજે દહાડે સવારના શ્રીઆનંદગિરિ મહારાજ ધર્મશાળામાં આવ્યા, ને તેઓને બે ચાર દિવસ ત્યાં જ રહેવાનો, અને ધવલગિરિના પુણ્ય પ્રદેશોમાં ફરીને પોતાનો દેહ પવિત્ર કરવાનો બહુ આગ્રહ કીધો. મહારાજનું વેણ કોઇથી ઉથાપાય એમ હતું નહિ. તેઓને ત્યાં ગોઠતું પણ હતું જ. મહારાજ તેઓનો સત્કાર કરતા હોય તેમ, તેઓને સારૂ થોડાંક કંદમૂળ અને ફળફળાદિ લાવ્યા હતા. કેશવલાલ અને તેઓ રોજ સવાર સાંઝ ધવલગિરિના પુણ્ય પ્રદેશોમાં ફરતા. શ્રીવિદ્યાનંદ મહા-રાજનાં દર્શન તો તેઓને થયાં નહિ. પણ ધવલગિરિમાં બીજાં પવિત્ર ધામો કંઈ ઓછાં નહોતાં. તેનાં દર્શન કરીને, ઠેકાણે ઠેકાણે ગિરિ શિખરોની અદ્ભુત આકૃ-તિઓ જોઇને, વૃક્ષ લતાના તરેહ તરેહના સમૂહોથી જે દેખાવ નજરે પડતો તેને નીહાળી નીહાળીને તેઓ આનંદ પામ્યા. જગન્નિયંતાનો મહિમા ગીચ શેહેરોમાં અને આવાં નિર્જન સ્થાનોમાં એક સરખી રીતે, જેને આંખ હોય તેને જોવાને માટે ભરપુર ભરેલો છે. એ સિદ્ધાંત તેઓએ ગ્રહણ કીધો ને ત્રણ દહાડા તો જોતજોતાંમાં વીતી ગયા. ત્રીજે દહાડે સાંઝના મહારાજે બધાના દેખતાં કેશવલાલને જણાવ્યું, કે સાધુદાસના સુકૃતથી જે પાંચ સિદ્ધિઓ અમે તમને આપવાના છઇએ તે સિદ્ધિઓ પામવાની યોગ્યતા, હજી તો યોગદર્શન કરાવ્યાને ૭ મહીના થયા નથી તેટલામાં, તમારા ચાર પૈકી ત્રણમાં નથી એમ તો નિઃસંશય ઠરી ચુક્યું છે. દુલારામે રાતીને વાત કહી દીધી. રાતીએ રવિમર્દનને કહી, ને તેને લીધે એ બીના તમારાં ઓળખીતાં પાળખીતાંના જાણવામાં આવી ગઈ છે.

આવી ગઈ તેનું તો કંઈ નહિ, પણ દુલારામથી અમારી સરત પળાઈ નહિ એ તો નક્કી થઈ ચૂક્યું છે. નિર્મલદાસનો એક લેખે ઝાઝો વાંક ગણાય નહિ. કારણ કે બાલાથી હારીને લાચારીએ તેણે પોતાની સ્ત્રીને, તે વાત ખરી છે એમ કહ્યું. પણ તેથી કરીને તે કંઈ સરતની બહાર ઓછો ચાલ્યો જતો નથી. નવલશાએ બાલકબુદ્ધિ વાપરી બધું મમતારામને અને રવિમર્દનને કહી દીધું છે. તે તો જેમ બનવાનું નિર્માણ હતું તેમ બન્યું; એટલે કોઇનો દોષ કહાડવાની કંઈ જરૂર નથી. પણ કેશવલાલ, જો કે એ સિદ્ધિઓ હવે મળે તો તને મળવી જોઇએ, અને અમે આપવાને પણ તૈયાર છઇએ, તોપણ એ સિદ્ધિઓ તને અનર્થનો હેતુ નહિ થઈ પડે તેનો જરાક જેટલો પણ સંભવ દૂર કરવાને, તારી રાજીખુશીથી આજથી દહોડ વર્ષ પછી તને તે સિદ્ધિઓ આપીશું. તે દરમ્યાન અમારો વિચાર, તને તારી બૈરી સાથે આ પુણ્ય પ્રદેશમાં રાખીને નિવૃત્તિ માર્ગનું ઉંચું શિક્ષણ આપવાનો છે. તું અહીં રહેવાને કદાચને ના પાડે, કે શું કરવું તેના વિચારમાં પડી જાય, તેટલા માટે તને કહું છું, કે જે દહોડ વરસ તું અમારા પાસે રહીશ, ને અમારા કહ્યા પ્રમાણે આચરણ રાખી અભ્યાસ કરીશ, તો તારૂં પરલોક સુધારવાને, અને અનેક જન્મોની વાસનાઓમાંની થોડી ઘણી પણ નિર્મૂલ કરવાને તું સમર્થ થઇશ. સિદ્ધિની વાત બાજુએ રાખતાં પણ, એ કંઈ જેવો તેવો લાભ નથી. આ વિષય પરત્વે હું કે મારા ગુરૂ મહારાજ તને આજ્ઞા કરતા નથી કે તારે અહીં જ રહેવું. સર્વ વાત તારા પોતાના વિચારપર સોંપવામાં આવે છે. તારા પૂર્વ જન્મોનાં કર્મો તારી બુદ્ધિને જે વલણ આપે તે પ્રમાણે વરતીને તું જવાબ આપજે, અથવા તેજ પ્રમાણે વરતીને તું જવાબ આપીશ; તથાપિ અમે કોઈ વાતે તારી આડે આવતા નથી એમ તારે જાણવું જોઇએ. તારો લાભાલાભ શેમાં છે તેનો નિર્ણય તારે જ કરવો જોઇએ; માટે બધો તોલ કરી તારી બુદ્ધિ દોરવે તેમ ઉત્તર આપજે.

કેશવલાલની પ્રથમથી જ વિરક્ત વૃત્તિ હતી. મહારાજના સમાગમમાં આવવાથી તે વધારે વિરક્ત બની હતી. જરાકે આનાકાની વગર મહારાજ પાસે રહીને નિવૃત્તિ માર્ગનું શિક્ષણ લેવાને, દહોડ વર્ષ કે જીવતા સુધી ત્યાં રહેવાને પોતાની તત્પરતા એણે દેખાડી અને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો.

ચોથે દહાડે સવારના સુખપાલકાકા, કાળી, ધનકોરડોસી ને અલંગા મુંબઈ જવા નિકળ્યાં. જતાં જતાં ધનકોરડોસીએ કેશવલાલને જણાવ્યું—"ભાઈ, કુળીદાસ મારાથી જુદો રહ્યો, તેથી ઘરડે ઘડપણ મને નીચું જોવા જેવું થયું છે. આ મહારાજના સમાગમમાં આવવાથી મારામાં પણ થોડો ઘણો વિવેક અને વૈરાગ્ય આવેલો છે, તો હું હવે ફીકીને કોઈ કાળે પજવીશ નહિ, કે કુળીઆને ગાળો

ભાંડીશ નહિ. હું હવે આગળની તારી ધનકાર માસી નથી. તારે સારૂં મારો જીવ બળતો હતો તો હું મુંબઇથી અહીં આવી ને તું મારૂં આટલું કહ્યું નહીં કરે ? તું ફુળીદાસને કહાવશે તો જ એ મારી ભેળો પાછો રહેવાને આવશે."

અલંગા જાણતી થઈ હતી કે માજી આગળના કરતાં સુધર્યાં છે. કીકી પણ નવો ઘર ખટલો ચલાવવાની આવડત ન હોવાથી કંટાળી ગઈ હતી, તેથી એ પણ આ વખતે ધનકારડોસીની વતી કેશવલાલને સમજાવવા લાગી. કેશવલાલે ફુળીદાસના ઉપર કાગળ લખી પોતાની મા ભેળો પાછો રહેવા જવાની એને સમજુતી આપી ને તે કાગળ ફુળીદાસને આપવા સારૂ અલંગાને આપ્યો. આગલી રાતના મહામતિને આપવા સારૂ એક કાગળ ગુલાબવહુએ લખી રાખ્યો હતો તે પણ એણે અલંગાને આપ્યો. મહામતિને અને તેના ધણીને મહારાજે આપેલાં બે ત્રણ કંદમૂળો એણે ભેટમાં મોકલ્યાં. ગુલાબવહુએ મહામતિને આ પ્રમાણે કાગળ લખ્યો હતો—

સૌ. મહામતિ બહેની,

"અલંગા બહેનની સાથે તારા અને તારા પતિને સારૂ મેં થોડાંક કંદમૂળો મોકલ્યાં છે તે તું સ્વીકારજે. મારી ખાતરી છે કે તારો પતિ તે બહુ હોંસથી ખાશે ને તેનો સ્વાદ વારે વારે એને યાદ આવ્યા કરશે, એટલે એ મસે તમે બન્નેને વારૂ, મારૂં સંભારણું થશે."

સર્વ વૃત્તાન્ત અલંગા તને નિવેદન કરશે. એને મ્હોડેથી તારા સમાચાર મને મળ્યા છે. પણ તું જેમ હજી સુધી ધાર્યા કરતી હશે તેમ હું તને વિસરી ગઈ નહોતી. હેતનાં અને પ્રેમનાં આપણાં સ્થાનકો એટલાં થોડાં છે, કે તેને બને તેટલાં વધારવાને આપણે મથવું જોઇએ. મારે તો આખા મુંબઈ શેહેરમાં તારી સાથે જે ગાઢ પરિચય છે તેવાં બીજાં સ્થાનકો છે નહિ. તું તે ક્યાં નથી જાણતી ? એટલે મારી ગણી ગાંઠી મુઠી પણ મારી બેદરકારીથી હું ઓછી કરૂં એ એક લેખે સંભવતું નથી, તથાપિ હું તને વિસરી ગઈ એમ તને લાગ્યું તે સ્વાભાવિક જ હતું. હવે જ્યારે સર્વ વૃતાન્ત તારા જાણવામાં આવશે ત્યારે તને લાગશે કે તારો એ વિચાર નિર્મૂળ હતો.

અલંગાને મ્હોડેથી સિદ્ધિની કથા સાંભળી તું તો ચકિત જ થઇશ ! એવી એવી વાતો માનવાપર તારી આસ્થા નહોતી, તે તો હું સારી પેઠેમ જાણું છું. તું કંઈ અનીશ્વરવાદી નથી, તથાપિ તારા દીલમાં ચેતનનો મહિમા કોઇ દિવસ જામતો નહોતો. પણ હવે તો તારે પ્રત્યક્ષ પુરાવાથી એ સિદ્ધિની વાત, યોગ, યોગનો પ્રભાવ, તેની સાધનાથી થતી જીવની ઉત્તમ દશા, પુનર્જન્મ, પુરૂષાર્થ જીવની બંધન

મુક્તિની સ્થિતિ, એ વગેરે સર્વ, જેમ આપણા શાસ્ત્રમાં વર્ણવેલું છે તેજ પ્રમાણે, સાંગોપાંગ તારે માનવું પડશે! જ્યારે તું એ બધું માનતી થઈશ, ને પૂર્વે તારા તત્સંબંધે વિચારો, જોઈએ તેટલા હેતુઓ નહિ લાધવાને લીધે અધુરા ને ખોટા હતા, એમ જ્યારે ત્યારે લાચારીએ કબુલ કરવું પડશે ત્યારે, તે કંઇ તારો જેવો તેવો પરાજય થયલો ગણાશે નહિ. પણ હું તેને તારો પરાજય ગણતી નથી ને ગણવાનીએ નથી. એ તો તારી ઉચ્ચ કોટિની બુદ્ધિનો તારી જ પશુબુદ્ધિ ઉપરનો જય થયલો ગણવો જોઇએ. માટે તારા એવા પરાજયથી, જો કોઈ ખુશી થશે તો તે હુંજ થઈશ. તારો એવો પરાજય જલદી થાઓ એવો તારી ગુલાબનો તને આશીર્વાદ છે.

બહેની, અમારા વડીલ સાધુદાસના વૃત્તાન્ત પરથી તું શું સિદ્ધાન્તો ગ્રહણ કરે છે? એક તો એ કે સાચા ભાવનું કરેલું સુકૃત કોઈ કાળે એળે જતું નથી. સુકૃત કરનારનું તે તારણ કરે છે એટલું જ નહિ, પણ તેના વંશજોને પણ તારવાનું બારૂં ઉઘાડી આપે છે. તું એમ કહેશે કે એમના સિવાય બીજા ત્રણ જણાને કંઈ લાભ થયો નથી, પણ તેમ નથી. તેઓને સિદ્ધિ નહિ મળે એમ ઠરી ચુક્યું છે. પણ તેઓને યોગમૂર્તિ શ્રીવિદ્યાનંદ મહારાજનાં દર્શન થયાં. શ્રીઆનંદગિરિ મહારાજે તેઓને બોધ આપ્યો, તેમના સમાગમમાં તેઓ થોડા કે ઘણા આવ્યા, એ કંઈ તેઓને જેવો તેવો લાભ થયો નથી. હાલમાં જો કે તેઓની વૃત્તિ કંઇ ઓછી વિરક્ત થયલી જણાતી નથી, એટલે કે બીજી રીતે બોલતાં, બહારથી તો તેઓ બીજાના જેવા સંસારમાં પચેલા અને મચેલા દેખાય છે, તોપણ બહેની, સ્વામિના સમાગમના અને ગુરૂશ્રીનાં દર્શનનાં સૂક્ષ્મ બીજો તેઓના હૃદયમાં જડ ઘાલીને બેઠાં છે. યોગ્ય સમય આવે એ બીજ તેઓને શ્રેયને માર્ગે દોરવશે. અર્જુનને મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ જે બોધ આપ્યો હતો તે, કર્મોના યોગને લીધે, દેશ કાલને લીધે સામ્રાજ્ય પ્રાપ્તિના વ્યવસાયમાં અને ભોગમાં, ઘણા કાળ સુધી ઢંકાઇ ગયો હતો. પરંતુ જ્યારે પાંચે પાંડવો હિમાચળ ગાળવાને ગયા ત્યારે તેજ બોધ તેને પાછો ઉદ્દબુધ થયો હતો, ને તેથી તેનું શ્રેય પણ થયું. देशकालतमो रुद्धम् पुनरभ्यगमत् प्रभुः તેજ પ્રમાણે પ્રકૃત વિષયમાં પણ એ જ બીજ અનુકૂલ સમય આવે—પછી તે આ જન્મમાં કે હવે પછીના ગમે તેટલામાં અવતારમાં અંકુરિત થશે જ થશે. તું એમ કહેશે કે તેમ માનવાને આપણી પાસે હાલ તેનો ઇન્દ્રિય ગમ્ય કંઈ પુરાવો નથી, પણ બહેની, જ્યાં સુધી કારણ ઉભું છે ત્યાં સુધી કાર્યનો અભાવ કેમ માની શકાય? આ પ્રમાણે એક દહાડો પ્રસંગ નીકળતાં સ્વામિએ પોતે કથન કીધેલું છે ને મારા દીલમાં તો તે ઘટે છે. માટે બહેની,

તું પણ એ જ સિદ્ધાન્તનું રટણ કર, અને મન, વાણી અને કર્મે કરીને સુકૃત કર, કારણ કે **શ્રીમદ્ ગીતામાં** પણ ભાખ્યું છે કેઃ—

न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति।

"પણ હવે મોડું થઈ જાય છે, માટે તું ઠર અને ઠાર—શાંતિ પામો—એ જ તારી ગુલાબનો તને આશીર્વાદ છે."

---

## પ્રકરણ ૮૨ મું

## શાલ પામરી

Though the mills of God grind slowly,
yet they grind exceeding small;
Though with patience He stands waiting,
yet with exactness grinds He all.
(Longfellow.)

---

ધર્મ ભ્રષ્ટ તે સુખીઆં થાય;
તો વેદ પુરાણ મિથ્યા હો જાય.
ધર્મ કર્મમાં રાખો પ્રીતિ;
**મસ્તરામ** કહે સમજો નીતિ.

આપણે આપણો ધર્મ સંભાળવો, કર્મનો મર્મ લેવો વિચારી,
**નરસીં**ના નાથને નેહથી નિરખતાં, ફરી નવ અવતરે નર ને નારી.

મહોટો પથારો પાથરી બેઠેલી આપણી વાર્તાને સમેટી લેવાનો હવે વારો આવ્યો છે. પ્રકરણ એંસીમાં વર્ણવ્યા પ્રમાણે કાળીને હાથે મમતારામની મહાત થઇ તે ઠેકાણેથી આપણી વાર્તાને નવા અંકુરો ફુટવા બંધ થાય છે. હવે તો જે જે પાત્રો આવી ગયાં છે તેઓનું સંક્ષિપ્ત વૃત્તાન્ત આપીને, વા તેઓનુ દિગ્દર્શન કરાવીને, જે જે બનાવો બનેલા વર્ણવેલા છે, વા જે જે પ્રસંગો કથેલા છે તે સર્વેને સમેટી દઇને, એક બીજાનો હવાલો આપવાનો જ બાકી રહે છે.

મહાપુરૂષ અને નવલશાની સાથે કાળીને હાથે મહાત ખાઇને મમતારામ પાછો હનુમાનના દહેરામાં ગયો. તેના દીલની આશા નિષ્ફળ થઇ હતી. કાળીની સાથે લડવા સુધી તેના દીલમાં જે આવેશ આવેલો હતો તે હવે છેક જતો રહ્યો હતો. તેને બદલે નિરાશા, ફજેતી, શરમ ને લમણામાં જે ચીરો પડ્યો હતો તેની વેદનાએ, તેના દીલમાં અને શરીરમાં ઘર ઘાલ્યાં હતાં. વરસાદ ખાઇ ખાઇને અને

કાદવમાં રોળાઇ રોળાઇને એના શરીરમાં શરદી વ્યાપી ગઇ હતી. અત્યાર સુધી પોતાની લાગણીઓ ઉશ્કેરાયલી રહેવાથી દેહેરામાં પહોંચવા પહેલાં જ મમતારામને તાવ લાગુ પડ્યો. બે ત્રણ દહાડે માણમાણ સુદ્ધિ આવી. મહાપુરૂષ અને નવલશા તો તેને ત્યાં જ મુકીને મુંબઇ જવાનું કરતા હતા કે એનું લાગ્યું એ ભોગવી લેશે. પણ મમતારામે તેઓને બહુ વિનવ્યા એટલે તેઓએ એને પોતાને ગામ તમોપુરીમાં પહોંચાડીને મુંબઇ જવાને કબુલ કીધું. ચોથે દહાડે તેઓ ત્યાં પહોંચ્યા. ગાડામાં બેઠા બેઠા જે હાડમારી મમતારામને થયા કીધી ને શ્રમ વેઠવો પડ્યો, તેથી એના તાવે પાછો ઉછાળો માર્યો. તમોપુરી પોતાને ઘેર એને બેભાન સ્થિતિમાં મહાપુરૂષે ગાડીમાંથી ઉતાર્યો. વળતે દિવસે સવારના મમતારામને કંઇક કળ વળી. મુંબઇના કાગળ આવ્યા છે કે નહિ તેની તપાસ કરાવી, તો એના એક સગાએ દશેક તારનો ચોડો એની આગળ પોષ્ટ આફીસમાંથી લાવી રજુ કીધો. ધ્રુજતે હાથે મમતારામે તે તારો વાંચ્યા. તે દરેકમાં ભાઇતથાએ એને આજીજી કરીને લખ્યું હતું કે તમે મુંબઇ એકદમ આવો. **ચંદ્રબિમ્બમીલ્સ** જબરા વમળમાં આવી પડી છે, ને તેના ભાવો એકદમ ગગડી ગયા છે! એકમાં લખ્યું હતું કે ધનપાલશેઠનો તેમાં હાથ હોય તેવો શક રહે છે. છેવટના તારમાં લખ્યું હતું કે તે કંપનીને **લીકવીડેશન**માં મોકલવાને શેરહોલ્ડરોની સાધારણ સભા મળવાનો દહાડો નક્કી થઇ ચુકયો છે, માટે તમે સોએ સો કામ પડતાં મુકી પાછા આવો. તારના સમાચાર વાંચીને મમતારામના તો હાંજા જ ગગડી ગયા. માથે ચકરી ચહડવા લાગી. શરીર કમકમવા લાગ્યું ને એ પાછો તાવના વમળમાં પડ્યો. પોતાનું ભાને પણ રહ્યું નહિ. અસંબદ્ધ લવારો કરતો, કાળી, ગુલાબ ને નથુશેઠ જોડે અવલદોમ વાતો કરતો, **ચંદ્રબિમ્બ** અને ભાઇતથાને તેમાં વિચિત્ર રીતે જોડતો, એ તો વાને ઘેર ચહડ્યો ને ખાટલાવશ થઇ પડ્યો! ખરેખર મમતારામ ઉપર એનો પાપનો ઘડો ભરાઈ જવાથી દૈવ હવે કોપ્યો હતો, તેથી પોતાના અપ્રીતિ દર્શાવનારાં બાણોનો એના ઉપર ચોમેરથી વરસાદ વરસાવવા લાગ્યો. ઘણા દહાડા સુધી મમતારામ બેભાન સ્થિતિમાં જેમ આવ્યું તેમ લવારો કરતો પડ્યો રહ્યો. મહાપુરૂષ અને નવલશા તો એને ત્યાં તેવી જ હાલતમાં પડતો મુકીને મુંબઇ ચાલ્યા ગયા. તેનું કોઇ ખરૂં સગું કે હિતેસરી તો હતું જ નહિ. જે સગાં હતાં તેઓને, પોતાના બહાર અને ચહડતીમાં મમતારામે હડધુત કરીને વિમુખ કરેલાં હતાં. તેઓ હવે મમતારામની સારવાર લોકલાજે નામની જ કરવા લાગ્યા. મમતારામ પાછો લગાર ટટાર થયો ને મુંબઇના સમાચાર જાણવા માગ્યા, તો એને ખબર મળી કે **ચંદ્રબિમ્બ લીકવીડેશન**માં

જઇ ચુકી છે. ધનપાલશેઠ અને તેના મળતાભિયેકો બીજા બે **લીકવીડેટરો** નીમાયા છે, ને ભાઇતથાએ **ઇનસોલવન્ટ** થવા સારૂ **શેડયુલ** નોંધાવ્યું છે. એવા એક પછી એક નાખુશ સમાચારો મમતારામને મળતા જ ગયા. હવે એના હાય અફસોસની ને દુઃખની સીમા રહી નહિ. પાંજરે પડેલા વાઘની પેઠે એ ખાટલે પડ્યો પડ્યો તાલાવીલી કરવા લાગ્યો. ને તેમ તેમ એનો મંદવાડ એનાપર વધારે સરજોર થતો ગયો, ને એની રખેવાળી કરવાને, દૈવે મોકલ્યો હોય તેમ, એને પુરો દોદરો કરી નાંખ્યો. માણુમાણુ બે મહીને ખાટલેથી ઉઠ્યો ને લાકડીના ટેકાથી ઘરમાં થોડું ઘણું ફરી શકાય એવી એની સ્થિતિ થઈ કે જીવ નાંખતો એ મુંબઇ ગયો, ને તે જ દહાડે પ્રથમ ભાઇતથાને મળ્યો. ભાઇતથાએ એને સર્વ હકીકત નિવેદન કીધી; કે ભીખારીલાલના કામમાં એક દહાડો **માસ્ટર સાહેબ**ની આગળ જુબાની લેવાતી હતી તેમાં એ ધનપાલશેઠની સામો થયો. તે દહાડેથી તે શેઠે એને દાઢમાં ઘાલી રાખ્યો હતો. પોતાનું છટકું એણે એવી હોંશીઆરીથી ગોઠવ્યું કે ઠે ના ઠે સુધી ભાઇતથાના કળવામાં આવ્યું નહિ, કે **ચંદ્રબિમ્બ**ના શેરોના ભાવો ધનપાલશેઠના નચાવ્યા બજારમાં નાચે છે. પરિણામમાં પોતાની બધી જીંદગી ગુમાવી, પેટ ભરી પુરૂં ન ખાઇને, કે રાતના પુરૂં ન ઉંઘીને, જે ત્રણેક લાખ રૂપીઆનો એણે હાથ માર્યો હતો તે સર્વે, અગ્નિમાં ઘીની આહુતિ આપે તેમ, સ્વાહા થઇ ગયું! માથે બે લાખનું દેવું થયું ને તેના દાવા હાઇ કોરટમાં તેના પર ધુમ બંધાયા છે. ભીખારીલાલના દાવામાં પણ હવે પૈસાની જોગવાઇ ન રહેવાથી એ હાર ખાઇ બેસવાનો, અને તેથી એને લ્હા લેવાને **શેડયુલ** દાખલ કરાવવું પડ્યું છે!

ધનપાલશેઠે એવો તો સજ્જડ હાથ લગાવ્યો કે પોતાના બે મળતાભિયેકો સાથે **ચંદ્રબિમ્બ**નો **લીક્વીડેટર** નીમાયો છે. એટલે શેરહોલ્ડરોને ભરેલી થાપણમાંથી એક પાઈ પાછી મળવાની આશા નથી. ડીપાઝીટરોને માણુમાણુ બે ત્રણ આના આપીને તેઓના હાથ છોડાવી, આખી મીલ પોતે ખરીદી શકે તે સારૂ, હાઇ કોરટમાં એણે પરવાનગી માગી છે. એની સામા થનારા બધાને લોથપોથ કરેલા હોવાથી, **ચંદ્રબિમ્બ**ને વગર લેવા દેવાનું કાચું દીવાળું કહડાવી ધનપાલ શેઠ પોતાને હાથ કરી લેવાનો. ભાઇતથાએ કહ્યું કે મેં એકલે હાથે એ મીલ **લીકવીડેશન**માં ન જાય તે સારૂ બન્યું તેટલું કરવામાં કંઇ બાકી રાખ્યું નહોતું. પણ મમતારામની ગેરહાજરીને લીધે મારાથી ઝાઝું થઈ શક્યું નહિ. મમતારામે પોતાનો ખુલાસો આપ્યો. એના શરીર ઉપરથી જ એ મરતો મરતો બચ્યો છે એમ જણાઇ આવતું હતું, તેથી ભાઇતથા એને ઝાઝો ઠપકો આપી શક્યો નહિ. બંને જણા એક બીજાથી, કંઈ પણ હેત પ્રીત વગર, પોતપોતાનું દુઃખ રડતાં છુટા પડ્યા.

ભાઇતથાની પેઠે મમતારામ પણ ચંદ્રબિમ્બની મ્હોંકાણમાં છેક નીચોવાઇ ગયો. નથુશેઠને ત્યાંથી તથા બીજી અનેક રીતે ધાપ મારીને થોડા વખતમાં એણે જે માયા પુંજી એકઠી કરી હતી તે, ચંદ્રબિમ્બના શેરોમાં ખેવડી અને તેવડી કરવાની લ્હાયમાં, બધી નીચોવાઇ ગઈ; તોપણ ભાઇતથાની પેઠે એને માથે દેવું થયું નહોતું. હજી એને એવી આશા હતી કે નથુશેઠ એનો સદ્ધર ધરાક ઉભેલો છે તેથી થોડા વખતમાં એ પાછો હાર પડશે. પરન્તુ એ જ્યારે નથુશેઠને ઘેર ગયો ત્યારે બારણા આગળ બેઠેલા ભૈયાએ એને ઉપર જતાં રોક્યો, ને ફરીથી ત્યાં આવવાની સાફ ના પાડી.

સુખપાલકાકાની શીખવણી પછી નથુશેઠની માબહેનના કાન ઉઘડ્યા હતા. તેઓએ નથુશેઠની જોડે એવી સીફતથી કામ લીધું કે નથુશેઠ તરત તો તેઓના કહ્યાગરો થઈ ગયો. મારવાડીઓને જે ધુમ ચીઠ્ઠીઓ એણે લખી આપી હતી તેની એને ફાળ પેઠી. આખરે પોતાની ઉંમર અને સમજ કાચી તેથી પોતાની માબહેન આગળ સતો થઇને એણે, બધું જર ઝવેરાત મમતારામ મારફત વેચી નાંખ્યાની, અને મારવાડીઓનો અપાર દેવાદાર થયાની બીના કહી દીધી! માબહેને સુખપાલકાકાની સલાહ પુછી. તેણે કહ્યું કે મોડે વહેલે મારવાડીઓને આપ્યા પાખી છુટકો નથી, તેથી તેઓની સાથે થોડે ઘણે માંડવાળ કરાવવાનું બીડું એણે ફરી ઝડપ્યું. નથુશેઠના બાપના કાકાના, અને મામાના વીલના એક્ઝીક્યુટરોએ હાઇ કોરટની પરવાનગી માગી, વીલમાં લખેલી થોડીક દોલતમાંથી મારવાડીઓના દેવાની પતાવત કીધી, એ સર્વ કારણો ઉપરથી નથુશેઠે એની મા બહેનનું કહ્યું માની મમતારામને પોતાને ત્યાં આવતો કરતો બંધ કરવાનો, તથા તેની જોડે કાંઈ પણ નહિ બોલવા ચાલવાનો કોલ આપ્યો. એ પ્રમાણે નથુશેઠની ડેલીએથી મમતારામને પાણીચું મળ્યું.

જો કે પોતાની માબહેન અને સગાંસ્નેહી આગળ નથુશેઠ સુધરવાનાં ચિન્હો દેખાડવા લાગ્યો, તોપણ તે અંદરખાનેથી ઠેકાણે આવ્યો નહોતો. હજી પણ એ તો પૂર્વની પેઠે જ, પોતાને બંગલે કણીના ગાનતાનમાં ગુલતાન રહેતો. પચાસ હજાર રૂપીઆ ખરચીને કણીને જે મહેલ જેવું ઘર બંધાવી આપ્યું હતું, તે ઘરના નિભાવને માટે, ટેકસ અને રીપેર કામ માટે, એણે બીજા પચ્ચીશ હજાર કણીને આપ્યા. હજી પણ પોતાના બીજા ઇષ્ટમિત્ર જોડે અઠવાડીઆમાં ઘણીવાર જુગાર રમતો ને મિત્રોને ખટાવતો. મારવાડીઓના દેવાનું સાલ પોતાને માથેથી ઉતરવાથી એ તો વધારે નિધડક થતો ગયો, ને પોતાના બીજા ભાતખાઉ દોસ્તારોની મારફતે મારવાડીનું અને ધનપાલશેઠ જેવાનું દેવું કરતો જ ગયો.

પણ મમતારામની પેઠે એના કોઇ દોસ્તારો એનાપર કાયમનો કાબુ રાખી શક્યા નહિ. તેઓનો અમલ પંદર વીસ દહાડે, કે મહીને બે મહીને પુરો થતો ગયો. તાડના ઝાડની પેઠે નથુશેઠ પોતાનો છાયો હમણાં એક ઠેકાણે, તો ઘડીકમાં બીજે જ ઠેકાણે નાંખતો ગયો. એ પ્રમાણે ઘડીક ઘડીકના રંગ ફેરવાયા કરવાથી, એના દોસ્તારો પોતાનો અમલ થતાં, એને હદબહાર નીચોવવા લાગ્યા. નથુશેઠ તો પોતાના સુખ સિવાય બીજું કંઇ સમજતો જ નહોતો. કાલની એને ફીકર નહોતી, તેથી તેઓની ખુશામતથી રાજી રહીને તેઓએ એને જેમ નીચોવ્યો તેમ નીચોવવા જ દીધું. પરિણામમાં જ્યારે પોતે લાયક ઉંમરનો થયો ને બાપની, કાકાની અને મામાની દોલત હાથમાં આવી, કે આગલું દેવું પતાવવામાં તો અડધા કરતાં પણ વધારે, પાણીની રેલની પેઠે ચાલી ગઇ. હવે એ પોતાની માબહેન કે સગાં સ્નેહીઓને પણ બધો નહિ. એની માબહેન લાચારીએ પોતાનું જે કંઇ થોડું ઘણું ખાનગી હતું તે લઇને, એનાથી જુદાં થયાં. નથુશેઠનો ઉડાઉ ખરચ અને લખલુટપણું તેઓની આંખે ન દેખી શકાયું તેથી, તેઓ મથુરા જઇ ત્યાં જ નિવાસ કરીને રહ્યાં, ને મુંબઇની બધી કનવાર છોડી દીધી. પાંચેક વરસ નહિ ગયાં ને નથુશેઠ તમામ રોકડ, દરદાગીનો-શેરો અને એસ્ટેટો વેચી કરીને પરવારીને બેઠો. કણી અને એના બીજા ભાતખાઉ દોસ્તારોએ જોયું, કે હવે એનામાં કંઇ કસ રહ્યો નથી એટલે, એને પૈસે પોતે ટટાર થઇને એને રામરામ કરી, પાછા બીજા બીલ્લુઓ અને ઘરાકો શોધી કહાડ્યા. નથુશેઠને મળતાં કરતાં એને ઓળખતા જ ન હોય, વા દીઠો જ ન હોય એમ વર્તન રાખી બેઠા. જોગાન જોગે પચીશ હજારની પ્રોમીસરી નોટનો એક કટકો ટ્રસ્ટ થયલો સાબીત રહ્યો હતો, તેના વ્યાજમાંથી નથુશેઠને પોતાની જીંદગી ગુજારવાનો વખત આવ્યો. તથાપિ નહાનપણથી એને એવી રીતે ઉછેરેલો હતો કે મરતા સુધી, એને એવું ભાન આવ્યું જ નહિ, કે પોતાની દોલત લખલુટ ઉડાવી દેવામાં એણે ખોટું કીધું છે, વા પરમેશ્વરનો ગુન્હેગાર થયો છે. બહુ દોલતનો ઉપયોગ લખલુટ ખરચ કરીને ઉડાવી દેવામાં જ સમાયલો છે એવો સિદ્ધાન્ત એના મનમાં સચોટ બેસી ગયો હતો, તેથી હજી પણ, પોતે મોજ શોખ મારીને દોલત ઉડાવી દીધી, તેની કોઇને વાત કરતાં એને ગર્વ આવતો તેમ દોલત એકઠી કરનાર ધનપાલશેઠ જેવા પોતાનું કર્ત્તવ્ય કરતા નથી એમ એ સાચે ભાવે માનતો. એના જે સંખ્યાબંધ મિત્રો થયા હતા તેમાં એના હિતની વાત કહેનાર કેશવલાલ કે મમતારામ હતો, તેનો નિશ્ચય મરતા સુધી પણ એ કરી શકયો નહિ. મમતારામે બે વરસ સુધી મુંબઇ શહેરમાં બહુ તરફડીઆં માર્યાં. ઝવેરાતની દલાલીમાં એની પ્રથમથીજ જમા-

વટ થઈ નહોતી, તેથી તેમાં એનું ટટ્ટુ હવે ઝાઝી વાર ટકી શક્યું નહિ. એના ઉપર પણ પૂર્વની પેઠે પાછાં વનેખાં પડવા માંડ્યાં. બે ત્રણ વાર તો પોલીસ કોર્ટમાં સજા પામતો સહેજમાં બચી ગયો. તેથી આખરે પોતાને કોઈ ઠેકાણે ઉભા રહેવાની બારી નથી એમ જાણીને, રજપુતાના માળવા રેલવેના કોઈ વગડાના સ્ટેશન ઉપર, પંદર રૂપીઆને મહીને એને સ્ટેશન માસ્તર અને સીગનલરની નોકરી લેવી પડી. ત્યાં પોતાના ભાગ્યને નિંદતો, પોતાની આવી અધમ સ્થિતિથી મનમાં બળ્યા અને જળ્યા કરતો, પોતાને અને જગતને પોતાના શત્રુ ગણીને હાડમાર કરતો, પાણી વગરના તે વગડાના સ્ટેશનમાં એ પડ્યો અને સડ્યો રહ્યો. ફરીથી એવા દૂરના અને નહિ ગણતીના પ્રદેશમાં, પોતાની બુદ્ધિ અજમાવી જમાવટ કરવાનો વારો એને આવ્યો જ નહિ. ભાઈતથા લ્હા લઈને પોતાના દેવામાંથી છુટ્યો ખરો, પણ ધનપાલશેઠની ડીવીડન્ડ મીલ્સની પેઠે ચંદ્રબિંબનું કમીશન પોતે ખાય તેની લ્હાયમાં, પોતાની પાસે એક ફુટી બદામે રહી નહોતી. એના સુવાની સાથે ભીખારીલાલ સામેના તેના દાવાઓ પણ સુઈ ગયા, ને થોડી જ વારમાં ભીખારીલાલના બાપે દશ વરસનો હીસાબ લેવાનો જે દાવો એનાપર બાંધ્યો હતો તેનું ખરચ શીખે હુકમનામું થયું, ને પોતાના દાવા ખરચ શીખે હારી ગયો. એની પાસથી તે રૂપીઆ વસુલ કરવા જેવું તો કંઈ રહ્યું નહોતું; તોપણ ભીખારીલાલના બાપની એસ્ટેટ, જેનાપર ભાઈતથાની અરજ પરથી રીસીવર નેમાયો હતો, અને જેમાંથી ભીખારીલાલને દર મહીને રૂપીઆ પચીસ મળતા હતા તે એસ્ટેટ, હવે રીસીવરના કબજામાંથી ભીખારીલાલના સ્વાધીનમાં આવી. જો કે બાપના દેવામાં થયલા હુકમનામાં ભીખારીલાલને આના પાઈ શીખે ચુકવી આપવાં પડ્યાં હતાં ને જો કે મુનીમજીની સામે કેસો લડવાની કડાકુટમાં, કેટલાક વછીઆતો ઉપર એના બાપનું ખરૂં નીકળતું મ્હોટી મ્હોટી રકમોનું લ્હેણું મુદત બહાર ગયું હતું, તથાપિ રીસીવરના હાથમાં લાખેક રૂપીઆ ફાજલ હતા, ને દર વરસે તેમાં પાંચ ટકાનું કમીશન વગેરે ધુમ ખરચ બાદ જતો તોપણ, વ્યાજનો ઠીક ઉમેરો થતો જતો, તેથી પોતાના બે જંગી કેસોનો અંત આવ્યો એટલે જાણે, ભાઈતથા ઉપર હુકમનામાની બજાવણી કરતાં રૂપીઆ વસુલ આવ્યા હોયની તેમ, સવા બે લાખ રૂપીઆને આસરે એને રીસીવર પાસેથી મળ્યા. એને તો તેથી ઓછું મળ્યું હોત તોએ એ તો સંતોષજ માનત તેથી કરીને, અને પોતાના મનનું વલણ જુદી રીતનું હોવાથી, ભાઈતથાને એણે સતાવ્યો નહિ. પણ ભાઈતથાને કરમે ધનપાલશેઠ તેના જનમો જનમનો વેરી થઈ બેઠો હતો તેથી, જ્યાં જ્યાં ભાઈતથાએ અનેક અનેક

રીતે હાડમાર થઇને નોકરી મેળવવાનો પ્રયત્ન કીધો, ત્યાં ત્યાં ધનપાલશેઠ પંડે પહોંચી જઇને નોકરી મળવાની અનેકવાર અણીપર આવેલી વાત, ભાઇતથાએ ભીખારીલાલના બાપને ત્યાં મુનીમગીરી કરીને કેવો સીતમ ગુજાર્યો હતો તે બીના તાજેતર કરી આપીને, ફસાવી દેતો. ભાઇતથાને તેથી કોઈ પણ વેપારીએ રૂપીઆ સોને વર્ષે પણ ગદ્ધા વૈતરૂં કરવાને રાખ્યો નહિ! એણે બે ત્રણ વરસ મહા પરાકાષ્ઠાએ મુંબઇમાં કહાડ્યાં. અનેકવાર ધનપાલશેઠની આગળ જઈ પાઘડી ઉતારી માફ માગી, કે હવે એનો કેડો મુકે. પરન્તુ ધનપાલશેઠે પોતાની નાખુશી ભાઈતથા ઉપર ચાલુની ચાલુ જ રાખી. જ્યાં સુધી એ મુંબઈ રહ્યો ત્યાં સુધી એને સુખે જંપવા દીધો નહિ. આખરે લાચાર થઇને, પોતાને ઉભા રહેવાને કોઈ પણ બારી નહિ જડવાથી, ભાઈતથા પોતાને ગામ ગયો. ત્યાં પણ એને પોતાના નિર્વાહનું સાધન જડ્યું નહિ. ઘણાં વર્ષે એક વેપારીને એની દયા આવી, તેથી રૂપીઆ પાંચ દશનો ખુડદો લઇને બજારમાં બેસી વટંદરી કરતો, પરાકાષ્ઠાએ સાંઝ છેડે આનો બે આના એ રળવા લાગ્યો.

ભીખારીલાલે કરકસરથી રહેવાની પોતાની રીતિ હજી પણ સુધારી નહિ. એ તો અસલની ઢબ પ્રમાણે જ પોતાને ઘેર રહેવા લાગ્યો. વિહારીલાલે એને બહુ બહુ સમજાવ્યો તેથી હવે એ કંઈ સારા લેબાશમાં બહાર ફરવા લાગ્યો, તોપણ હજી એને અરજી ઘડવા કરવાનું કામ છોડી દીધું નહિ. વિહારીલાલને એણે બહુ સમજાવ્યો કે તું નોકરી છોડી દે, પણ એ પ્રમાણે પોતાના મિત્રને માથે સાજે શરીરે પડવાનું વિહારીલાલને પસંદ પડ્યું નહિ. વિહારીલાલ હવે સોલીસીટરની આફીસનાં બધાં કામથી માહીતગાર થઈ ગયો હતો. હવે એને મુઝવણ કે વિમાસણ થતી નહોતી, તેથી કોઈ આફીસવાળા વેપારીની પહેડીએ પાછા નોકરીએ જવાનું એણે પસંદ કીધું નહિ. પણ **વીલીઅમ્સ** અને **વીલીઅમ્સન** સોલીસીટરોને ત્યાં જ રહીને એણે પોતાનું ટટ્ટુ ચલાવ્યા કીધું. તથાપિ મદનપાલશેઠ જેવા વધારે અસીલો એકઠા કરવાની લલુતા એણે છોડી દીધી. આફીસમાં એનો મરતબો ને પગાર વધતાં જ ચાલ્યા, એટલે વિહારીલાલને તે પાંતી કંઈ ખોટ ગઈ નહિ.

ભાઈતથા પડી ભાગ્યો. તેની સાથે રંગરાવની કાકી અહલ્યાબાઇના હાથ પણ હેઠા પડ્યા. એને હવે પોતાના ભત્રિજા જોડે માંડીવાળ કરવાની બેવડી અધીરાઈ થઈ, ને આગળના કરતાં વધારે આપવાને પણ આનાકાની કીધી નહિ. રંગરાવ તો પોતાની કાકી જોડે માંડવાળ કરી કાશી જતો રહેત. પણ રંગરાવની કાકી ભાઈતથાને મળી તે પહેલાં, માંડી વાળવાની જે વાત રંગરાવે વિહારીલાલ

અને ભીખારીલાલથી છાનામાનાં ચલાવી હતી, ને ભાઇતિયાએ એની કાકીને નહિ સમજાવી હોત તો રંગરાવ માંડીવાળ કરી કાશી રવંડા માપી ગયો હોત, તે દહાડેથી વિહારીલાલે ખતા ખાઇને એનાપર બહુ સખત નજર રાખવા માંડી. રંગરાવથી એનાથી છાની માંડીવાળ થઈ શકે નહિ, એવી જ જાળ એણે રંગરાવની આસપાસ ગુંઠ્યા કીધી, તેથી રંગરાવ પોતાની કાકી જોડે એકલો સમાધાન કરી શક્યો નહિ. એક દહાડો રંગરાવે ભીખારીલાલને ત્યાં આવી માંડીવાળ કરવાને બંનેને બહુ સમજાવ્યા. બંનેનો દહાડો હવે સરસો હતો, તેથી રંગરાવની દયા ખાઇને તેઓએ પોતાની મારફતે કાકી ભત્રિજાના દાવાનો ઉકેલ કીધો, ને રંગરાવ પોતાની મા સાથે કાશી જઈ સુખમાં રહ્યો.

જો કે ભીખારીલાલ બહુ કર કસરથી રહેતો, તોપણ તે કંઈ કંજુસ નહોતો, તેથી પોતાનો પૈસો સાર્વજનિક હિતનાં કામોમાં એ વાપરવા લાગ્યો. મુનીમના બે કેસોમાં પોતે ફાવ્યા પછી પણ, ભીખારીલાલે અરજીઓ ઘડવા કરવાનું કામ ચલાવ્યું. પણ થોડા વખત પછી વિહારીલાલની સલાહથી ધી કુટપ્રીન્ટ એ નામનું એક અંગ્રેજી અઠવાડીઆનું છાપું કહાડવું એણે શરૂ કીધું. તેની જમાવટ કરવામાં ભીખારીલાલ પોતાનું ધક ધ્યાન રોકતો ગયો. વિહારીલાલને તો ગણુપતિના બેઠા, તેમ હવે એ તેમાં ઘણી ઘણીવાર તીખાં તમતમાં લખાણુ કરવા લાગ્યો. અત્યાર સુધી અમૃત બજાર પત્રિકા ને એવાં બીજાં છાપાંઓ વાંચીને જે જોસ્સાઓ વિહારીલાલના દીલમાં અને દીલમાં ઉભરાતા તે જોસ્સાઓ બહાર પાડવાને ધી કુટપ્રીન્ટ એના હાથમાં જબરૂં સાધન થઇ પડ્યું. ભીખારીલાલ પણ તેમાં ઘણા ઘણા વિષયો ચર્ચાવતો, પણ એનું લખાણુ વધારે મધ્યમ સર રહેતું. તો પણ એ બંને મિત્રો તેમાં તન મન અને ધનથી લાગેલા રહેવાથી, એ છાપું, તુંડમીજાજી અને આપખુદ સત્તા ચલાવનાર એંગ્લોઇંડીઅનોને ને બીજા અધિકારીઓને થરથરાવવાનું એક જબરૂં સાધન થઇ પડ્યું. તેમાં વિહારીલાલ લખાણુ કરે છે એવી તેના સાહેબોને મ્હોડે વાત આવવાથી, વિહારીલાલને અને તેઓને વાંધો પડ્યો; તેથી સોલીસીટરના ત્યાંની નોકરી છોડી વિહારીલાલ એ છાપાનો એડીટર થયો. એ પોતે હવે સ્વતંત્ર થવાથી તેમાં વધારે કપરાં લખાણો કરવા લાગ્યો. અત્યાર સુધી કોંગ્રેસમાં વિહારીલાલ વીઝીટર તરીકે જતો હતો પણ હવે તો બંને જણા દર વરસે ભરાતી કોંગ્રેસમાં ડેલીગેટો બનીને જતા ને તેમાં આગળ પડતો ભાગ લેતા, તેથી કરીને એ બંને જણાઓએ આખા હિંદુસ્થાનમાં અગ્રેસર રાજદ્વારી તરીકે વિખ્યાતિ મેળવી. એ બંને જણુ વચ્ચે જે ગાઢો સંબંધ હતો તે તેવો ને તેવોજ ચાલુ રહ્યો. અત્યાર સુધીમાં તેઓએ જે

અનુભવ મુંબઇમાં ધડાઇ ધડાઇને મેળવ્યો હતો, તેને લીધે તેઓનું પત્ર સારી આવક આપતું ને મોભાવાળું કરવાને તેઓ સમર્થ થયા.

ધનકોરડોસી, અલંગા, અને કાળી શ્રીઆનંદગિરિના સમાગમમાં આવ્યાં તેથી તેઓના મન ઉપર બહુ સારી અસર થઇ. ધનકોરડોસીએ તો પોતાની આગલી ચાલ માટે પસ્તાવો કરી, ફૂળીદાસ પાછો તેની ભેળા રહેવાને આવે તે સારૂ કેશવલાલને વિનવ્યો હતો. જ્યારે અલંગાએ કેશવલાલનો પત્ર ફૂળીદાસને આપ્યો ત્યારે એણે કીકી સાથે પોતાની મા ભેળા રહેવાને ખુશી જણાવી, કારણ કે ઘરખટલો ચલાવવાની કીકીમાં આવડત ન હોવાથી બેવડો ખરચ થતો, ને તેઓને એક ઘડીની પણ, રાત કે દહાડો, જંપ વળતી નહોતી, તેથી બંને જણાં નવા ઘરથી કંટાળી ગયાં હતાં. તેમાં કેશવલાલે એને લખીને સમજાવ્યો એટલે એણે કીકીને પુછી પોતાની મા ભેળા રહેવાને કબુલ કીધું. થોડા દહાડામાં મા દીકરો પાછાં અસલના ઘરમાં એક ઠેકાણે રહેવા લાગ્યાં. ધનકોરડોસી ખરેખર સુધરી હતી તેથી એણે કીકીને સતાવવી મુકી દીધી એટલુંજ નહિ પણ સામી એની દાઝ ખાવા લાગી. ઘરનું કામકાજ કીકીને ન કરવું પડે તે હેતુથી, પોતાને હાથેજ કરવા લાગી. એ રીતે બીચારી કીકીને હવે સાસરે સુખેથી રહેવાનો વારો આવ્યો. ડોસીએ કેશવલાલને કોલ આપ્યા પ્રમાણે ફૂળીદાસને ગાળો દેવી છોડી દીધી, તોપણ જનમથી ગાળ દઇને બોલાવવાની ટેવ પડેલી, તેથી તેના મ્હોંમાંથી મુ—પી—અને પા—બ—ફૂળીઆ, એવી વાણીનો ધોધ અડધો પડધો નીકળીને બંધ થઇ જતો. ડોસીએ પોતાની એ ખોટી ટેવ સુધારવાને, સાથે રહેવા આવ્યા ને થોડા દહાડામાં ફૂળીઆને ફૂળીદાસ, ફૂળીદાસ ભાઇ, કે એકલા ભાઇ, ને તમે તમારૂં કરીને બોલાવવાનો આદર કીધો. શરીરે રાતી રાયણ જેવી છતાં ઘડપણનું ડોળ ઘાલવાને એ પોતાની પાસે વાંસની એક લાકડી રાખતી, ને સંસારને ખોટો માને છે તેમ દેખાડવાને નામને સારૂ માળા રાખતી હતી. રહેતે રહેતે એના સમજવામાં આવ્યું કે લાકડી અને માળા તો પોતાનો ઢોંગ દેખાડે છે, તેથી લાકડી અને માળા બન્નેને તજી દીધાં; ને વગર લાકડીએ ઘરમાં હરવા ફરવા લાગી. ફુરસદના વખતમાં બેઠાં બેઠાં ભગવત્સ્મરણ કરવા ઉપર એનું કંઇક લક્ષ લાગ્યું હતું, તોપણ લોકો જોય તેમ હાથમાં માળા રાખી મુકવામાં ઠાલી આડંબર ગણાય તે બ્હીકે, હવે તે કોઇ ન જાણે એમ નામોચ્ચાર મનમાં જ કરવા લાગી. સામળી એની પાસે એક દહાડો આવીને પાછા પટુડાવેડા કરવા લાગી. પણ ડોસીએ તેને ઝાઝું કોઠું આપ્યુંજ નહિ, ને સામળી પોતાની મેળે એની પાસે આવતી બંધ થઇ. એ પ્રમાણે ધનકોરડોસી વહુ દીકરા સાથે હળી મળીને રહેવા લાગી.

કાળી પણ એટલી બધી સુધરી ગઇ હતી કે હવે એણે પોતાના ધણી આગળ રોજને રોજ ભારે લુગડાં અને દાગીના કરાવવાની રહાડ છોડી દીધી. મહામતિના આગ્રહથી અલંગાની સાથે કાળીએ વાંચતાં અને લખતાં શીખવાનો આદર કીધો. બહુ ચીવટ રાખીને અભ્યાસ ચાલુનો ચાલુ રાખવાથી, અને મહામતિની દેખરેખ હોવાથી, વખત જતાં તેઓ વાંચતાં લખતાં ને ભરતાં શીખ્યાં. મહામતિના કહેવાથી આલેખવાનું શીખવાને તેઓએ પાછળથી પહેલ કીધી. જો કે આલેખવામાં તેઓની સ્વાભાવિક રુચિ નહોતી, તો પણ મહામતિની ખંતથી તે કાળમાં પણ તેઓએ ઠીક પ્રવેશ કીધો ખરો. પરણ્યાનું ખરૂં સુખ સુખપાલકાકા હવે ભોગવવા લાગ્યો. કારણ કે મહામતિની શીખવણીથી કાળી હવે પોતાના ઘરમાં બધું ઠીકઠીક અને સાફસુફ રાખવા લાગી. પોતાના ધણીની હવે એ સાચે ભાવે સેવા ચાકરી કરવા લાગી. સુખપાલકાકાએ તો એવોજ સિદ્ધાન્ત ગ્રહણ કીધો કે પોતે કાળીના કહ્યા પ્રમાણે તેની સાથે તે દહાડે ધવલગિરિ ગયો, તો આજે તેને નીરાંતે બેસવાનો વારો આવ્યો. કાળીને બે છોકરા થયા, તેઓને મહામતિના કહેવા પ્રમાણે, કાળી બહુ જતનથી અને વ્હાલથી ઉછેરવા લાગી. કાકા ઝવેરાતના મ્હોટા મ્હોટા સોદાઓ પાર ઉતારવાને આગળની પેઠે હજી પણ ઘુમ્યો જ રહેતો. જે માળે કેશવલાલ રહેતો તે માળ ધણીધણીઆણીએ વિચાર કરીને કોઇને ભાડે આપ્યો નહિ. તેઓના દીલમાં એવી ઉમેદ હતી કે મોડા વહેલોએ કેશવલાલ મુંબઈ આવશે. તેવારે તેને બીજી જગ્યાએ રહેવા જવું ન પડે તે માટે, તે માળ તેઓએ ખાલી, પણ ચહાય ત્યારે રહેવાઈ શકાય એવો, વખત બે વખત લીપાવી ગુપાવીને સાફસુફ કરાવીને તૈયારનો તૈયાર જ રાખ્યો હતો. મહામતિ જ્યારે કાળીને મળવા આવતી ત્યારે બંને જણીઓ ઉપલે માળે જ જઇને બેસતાં, ને ત્યાં ગુલાબ અને કેશવલાલની મ્હોટી છબીઓ મહામતિએ આણીને ટંગાવી હતી, તેને જોઈ જોઇને તેઓ ઘણીવાર કેશવલાલ અને ગુલાબની વાતો કરી મનને પ્રસન્ન રાખતાં.

ધવલગિરિથી આવીને અલંગા તરત પોતાના ધણીને ત્યાં, મદનપાલશેઠે પોતાના ખુશ હવાના બંગલામાં માણસ ચાકરોને રહેવા સારૂ, ચીમનીમાં થઇને રસોડાનો ધુમાડો બહાર જાય એવા રહેણાકનાં મકાન કરી આપ્યાં હતાં, ત્યાં રહેવા ગઈ. પોતાને રૂચતું નહોતું છતાં, બધાં ભેળી એ પણ હવે અન્ન પાણી અને શાક તોળી તોળીને ખાવા લાગી. પરન્તુ એ કુટારો એને હવે ઝાઝોવાર વેઠવો પડ્યો નહિ. મદનપાલશેઠના મનમાં ઉમળકો હતો તેવી રીતે ધુમાડા મંડળી લોકમાં જામી નહિ, કે તે દ્વારા તેને માન ખીતાબોના ટોપલા મળ્યા નહિ, તેથી હવે એનું લક્ષ

આગળના જેવું ધુમાડા મંડળીમાં ચોરેલું નહોતું. કેશવલાલ હતો ત્યાં સુધી તો અંનપાણી ને શાકના માપનાં પત્રકો બરાબર ભરાતાં, ને તેનાં માસિક, ત્રિમાસિક સરવાયાં પણ રીતસર થતાં. પરન્તુ કેશવલાલના ગયા પછી મદનપાલશેઠથી પત્રકો બરોબર તપાસી શકાયાં નહિ; તેથી થોડીવાર સુધી તો પત્રકો ભરવાનું કામ બહુ બેદરકારીથી ચાલ્યું, ને આખરે એક દહાડો નવાં પત્રકો છપાવવાની કડાકુટમાં પડવાને બદલે, મદનપાલશેઠે, એક લેખી હુકમ કહાડી સર્વ ચાકર માણસોને ખબર આપી, કે શેઠનો બીજો હુકમ થતા સુધી તેઓએ હાલ તરત અંનપાણી અને શાકનાં પત્રકો ભરવાં નહિ.

મદનપાલશેઠના ચાકર માણસો રાજી રાજી થઈ ગયા ને શેઠનાં જાબજાં વખાણ કરવા લાગ્યાં. સૌથી વધારે રાજી તો અલંગા થઈ કે પત્રકોનું લફરૂં પત્યા પહેલાં, પોતાના ધણી ભેળી વાલકેશ્વર રહેવાને આવી. તે સારૂ તે પોતાને ધન્યવાદ આપવા લાગી, ને ધવલગિરિ જઇ આવવાનું પોતાને તે પ્રત્યક્ષ ફળ મળ્યું એમ ગણવા લાગી. હવે તેના ધણી જોડે અંતરાય પડવાનું કારણ જ રહ્યું નહિ અને બંને હેતપ્રીતથી રહેવા લાગ્યાં. ઘર ખટલાને લીધે કોઈવાર અલંગાને તપી જવા જેવો બનાવ બનતો, તોપણ અલંગા તો ધવલગિરિને યાદ કરી મ્હોટું પેટ રાખી ખામોશ જ ધરતી.

## પ્રકરણ ૮૩ મું

## સરપાવ

અમે અમારે ઘેર જઇએ, ભાઇ રામરામ છે,<br>
આ બોલ્યું ચાલ્યું માફ બીજું શું કહીએ.<br>
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પામશો ડગલો દોટી,<br>
**નરસિંયો** એમ કહે પુણ્ય કર પ્રાણીઆ, પુણ્યથી પામશો પદવી મોટી.

મહાપુરૂષની સાથે નવલશા તમોપુરીમાં મમતારામને છોડીને મુંબઈ આવ્યો. પોતાની ટૂંકને સાચવીને ઓરડામાં મેલાવી વનમાલીદાસ પાસે એ ગયો. તેને એ પ્રમાણે ધવલગિરિથી ઓચીંતો આવતો રહેલો જોઇને વનમાલીદાસે અજાએબી દેખાડી ને કારણ પુછ્યું. બહુ વિચાર કરી પોતાના મનમાં ગોખી રાખ્યા પ્રમાણે નવલશા બોલ્યો કે મહારાજનાં દર્શન મને ધવલગિરિમાં થયાં નહિ, તેથી ત્યાં બે દહાડા થયા ને હું વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું. તે જ રાતે મહારાજે મને પાછા સ્વપ્નામાં આવીને કહ્યું કે તું મુંબઈ પાછો જા. તેથી ધવલગિરિની જાત્રા કરી માર્ગમાં તમોપુરી જોઈ કરીને હું પાછો આવ્યો છું. રામને નામે પથ્થર

તરે તેમ, શ્રીઆનંદગિરિને નામે બધી વાત માની શકાય એવી સ્થિતિ વન-માલીદાસના મનની હતી, તેથી નવલશાનું કહેવું એણે સાચું જ માન્યું. તથાપિ મહારાજે નવલશાને બોલાવ્યો ને વગર દર્શન દેવે પાછો વિદાય કરી દીધો, તેનો એને બહુજ વિચાર થયો. પરન્તુ એક દહાડો સુખપાલકાકા વનમાલી-દાસને મળવા આવ્યો, ત્યારે નવલશાનો બધો ભરમ ઉઘડી ગયો ! શ્રીઆનં-દગિરિએ સુખપાલકાકા અને બીજાઓ મુંબઈ જવા નીકળ્યા તેની આગલી સાંઝે, નવલશાને મમતારામે કેટલી બધી બુદ્ધિ દોડાવી પોતાને વશવર્તી કરી દીધો હતો, ને બંને જણા કેવી સીફ્ત વાપરી મુંબઇથી નીકળ્યા હતા તે સર્વ હકીકત, સહેજ રીતે જણાવી હતી. તે સર્વે બીના સુખપાલકાકાએ વનમાલીદાસને માંડીને કહી. વનમાલીદાસની નાખુશીનો પાર રહ્યો નહિ. પરન્તુ મહારાજની આજ્ઞા પ્રમાણે સુખપાલકાકાએ તેને ધીરો પાડ્યો, ને કહ્યું કે નવ-લશાને ઠપકો આપવાથી, કે હડધુત કરવાથી, કંઇ સાર નીકળવાનો નથી. એની સમજ કાચી કે મમતારામે જેમ કીધું તેમ હાજી હા કર્યા કીધી, માટે એ ગઇ ગુજરી વિસરી જવી જોઇએ. જે બનવાનું સરજેલું હતું તે બનીને ઉભું રહ્યું છે. વળી મહારાજના કહાવ્યા પ્રમાણે સુખપાલકાકાએ પોતાના મિત્ર વનમાલી-દાસને સમજુતી આપી કે નવલશા કંઇ ઘડાય અને લોકરીતમાં અને વલોટમાં આવે માટે, એ પોતાની મેળે રળતો ખપતો થાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ. એક દહાડો વનમાલીદાસે નવલશાને પોતાની પાસે બોલાવી કહ્યું કે તું મુંબઇથી કેવી સીફ્ત કરીને ગયો, ને મમતારામને સિદ્ધિની વાત બધી કહી દીધી તે સર્વ હકીકત, મારા જાણવામાં સુખપાલકાકાને મ્હોડેથી બરોબર આવી છે. તેના બદલામાં મારૂં ચાલે તો તને ઘરમાંથી કહાડી મુકું. પણ મહારાજે મને કહાવ્યું છે કે તારી ચાલ સુધારવાને માટે, એક જોગવાઇનો લાભ તને આપવો; માટે તું મુંબઇમાં ગમે ત્યાં નોકરીએ રહે, ને ઓછામાં ઓછું તારા પેટ જેટલું તું રળતો ખપતો થા, નહિ તો આજથી એક મહીનામાં હું તને મારે ઘેરથી જુદો કહાડીશ; ને યાદ રાખજે કે મહારાજના કહેવા પ્રમાણે તારા હિતને માટે, તને એક પાઇ પણ આપી જવાનો નથી. મારી સર્વ દોલત નિર્મલદાસને આપવાનું હું વીલ કરી ચુકયો છું. મારી બૈરી અને દીકરીની તારા કરતાં એ સારી સંભાળ રાખશે એવી મારી ખાતરી છે. હવે તારે તો તારી કમાણી ઉપર જન્મારો કહાડવાનો છે. મારા ગુજરવા પછી પણ કંઇ મળવા કરવાની આશાએ ભોળ-વાતો નહિ. માટે હવે તું ચીવટ રાખીને કંઇ કામધંધે લાગ, ને લોકની રીતભાત અને વલોટમાં આવ. તારા ટપટપીઆ જોડા અને બાયલાની પેઠે સણગારવાની

કુટેવ હવે છોડી દે, તોજ તારૂં આ લોકમાં અને પરલોકમાં ભલું થશે. નવલશા તો એના બાપને એક શાસન કરનારની પેઠે, ઉપર પ્રમાણે બોલતો સાંભળી થરથરી ગયો. તેનાથી પોતાના બચાવમાં એક બોલ બોલી શકાયો નહિ. લાજ અને શરમનો માર્યો નીચી મુંડી કરી એ ઉભો રહ્યો. વનમાલીદાસે એને જવાનું કહ્યું ત્યારે રડવા જેવું મ્હોં કરતો પોતાના ઓરડામાં આવી, પોકે પોક મુકી રોવા લાગ્યો. એની મા અને બહેન એની દયા ખાવા લાગ્યાં. નવલશાએ હવે ગરીબડા થઇને તેઓને આનંદગિરિનું સર્વ વૃત્તાન્ત, વાલકેશ્વરમાં તેમનાં દર્શન થયાં ત્યાંથી તે પોતે ધવલગિરિથી પાછો આવ્યો ત્યાં સુધીનું નિવેદન કીધું, ને પાછો પોકે પોક મુકીને કહેવા લાગ્યો, કે સિદ્ધિ અને પાવડી કે જર ઝવેરાત ને મહોરો મળવાની તો બાજુએ રહી, પણ સામી પોતાના બાપની દોલત જે એને મળવી જોઇએ તે પણ જતી રહી, ને ગાંઠનીએ મુડી ગુમાવ્યા જેવું થયું. નવલશાએ પંદર દહાડા સુધી પોતાના ઓરડામાં બેસી કકલાટ જારી રાખ્યો. કમલા અને ગંગાએ જોયું કે નવલશાએ પોતાના બાપને કંઇ જેવી તેવી નાખુશીનું કારણ આપ્યું ન હોતું; પણ આખરે બૈરાંની જાત તેથી તેનો કકલાટ જોઇને, અને દયામણું મ્હોં જોઇને, તેઓ પીગળી ગયાં. નવલશા હવે જરૂર સુધરશે એમ કહી તેઓ વનમાલીદાસને અનેક અનેક રીતે સમજાવવા લાગ્યાં. પણ વનમાલીદાસ પોતાની લાગણી પ્રમાણે ચાલવા કરતાં શ્રીઆનંદગિરિ મહારાજની આજ્ઞા માથે ચહડાવી, પાકો વિચાર કરી ચાલ્યો હતો. તેથી તેઓના કરગરવાથી પોતે જરાકે ડગ્યો નહિ, એટલુંજ કહ્યું કે નવલશાને નોકરી ન મળતી હોય તો હું મેળવી આપું; પણ હવેથી એણે પોતાની મેળે રળીને પોતાનું પેટ જીવતા સુધી ભરવું પડશે. તેમાં તો કોઇ પણ રીતે ફેરફાર થવાનો નથી.

આખરે નવલશા હાર્યો. એણે જ્યારે જોયું કે એનો બાપ કોઇ પણ રીતે ડગાવ્યો ડગતો નથી, ત્યારે નોકરીએ રહેવાની પોતાની ખુશી દેખાડી. એના બાપની ભલામણથી કોઇ અંગ્રેજી આફીસમાં એને રૂપીઆ વીસની નોકરી મળી, ને થોડા દહાડા તો ત્યાં એશકી લુગડામાં શુઝને ચમચમ કરાવતાં જવાની અને રોબ મારવાની નવલશાને મઝા પડી ખરી. પણ થોડા જ વખતમાં, સવારના દશથી તે સાંઝના છ વાગ્યા સુધી એકને એક ઠેકાણે બેસી રહીને લખાણ કરવાના કુટારાથી, નવલશા થાકી ગયો. પોતામાં કામની આવડત કે ભણવાની કાળજી નહિ તેથી, એને વારે વારે આફીસમાં એના કામ સંબંધે ઠપકો મળતો. ઘણીએ વાર દંડ થતો, પણ નવલશાને સોંપેલું કામ કરતાં આવડ્યું જ નહિ. વગર નોકરીએ પોતાને ઘેર રાખવાની વનમાલીદાસે એને ચોખ્ખી ના પાડી હતી તેથી

બીજે કંઇ નોકરી મળે તો કરવાને નવલશા એક દહાડો મમતારામને મળ્યો, પરન્તુ તે પણ પોતાનું સર્વસ્વ ખોઈ બેઠો હતો, ને નથુશેઠને ત્યાંથી એનો ટાંટીઓ નીકળી ગયો હતો તેથી, પોતાની જ વિમાસણમાં હતો એટલે, તે એને મદદ કરી શકે એમ નહોતું. થોડાક વરસમાં મુંબઇમાં જ એક પછી એક આફીસ અને ઠેકાણેથી, કામની બીલકુલ આવડત ન હોવાથી, એને બરતરફ કરવામાં આવ્યો. એમ દશ બાર ઠેકાણે થયું. નવલશાની હાડમારીની સીમા રહી નહિ. પરંતુ વનમાલીદાસ તો પોતાની કરી આપેલી યોજનાને જ વળગી રહ્યો, ને નવલશા નોકરી ન કરે તો ઘરમાંથી એને કહાડી મેલવાની જ તત્પરતા દેખાડી. પોતાના બાપ તરફથી જરાકે આશા રાખવી ફોકટ છે એવી નવલશાને ખાતરી થઈ ત્યારે, એક દહાડો આનંદશંકરે એને કહ્યું કે જો સીગનલરનું કામ આવડે, તો કોઈ સારા સ્ટેશન ઉપર સ્ટેશન માસ્ટરની જગો એને મળે ખરી. સ્ટેશનના પ્લાટફાર્મ ઉપર ફરવામાં મોજ મારવાની મળશે એવી ઉમેદથી, નવલશા સીગનલરનું કામ માણમાણ શીખ્યો, ને એક દૂરના સ્ટેશનપર રૂપીઆ પચીસને પગારે સ્ટેશન માસ્તર અને સીગનલર થયો. ત્યાં ચમચમ થતાં શુઝ, અને પાટલુન પહેરી, ગળા આગળનું કોલર અને ત્રણ બટનો જણાય એવા કુડતા રોકા ડગલામાં, અને સંગ્રહસ્થાનમાં જેમ સંગ્રહ કરેલા ઝાડ પાનના રોપા ઉપર, જાનવરના પાંજરા ઉપર, કે બીજી ચીજો ઉપર જેમ લેબલો મારવામાં આવે છે તેવી, સ્ટેશન માસ્તરના નામની લેબલવાળી ટોપી વાંકડી રાખીને, નવલશા ગાડી આવ્યાના ઘણા વખત અગાઉથી પ્લાટફાર્મ ઉપર રોબમાં અને રોબમાં ફરતો. પોતાને આવો શોખ હતો તો સ્ટેશન માસ્ટરની જીંદગી એને રહેતે રહેતે બહુ વસમી લાગી નહિ, એવું સિદ્ધાન્ત ગ્રહણ કરતો પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો. પોતાને માથે જ પોતે પડેલો છે એવી બુદ્ધિની ગાંઠ એના દીલમાં દઢ વળી જવાથી, સ્ટેશન માસ્તરનું કામ જેવી તેવી રીતે ચલાવતાં એ શીખ્યો, તોપણ કામની કસુરને લીધે એને ઘણીવાર દંડ થતો ને ઘણી વાર દૂર અને દૂરના સ્ટેશને એની બદલી થતી.

મમતારામને એ મુંબઇમાં મળ્યા ત્યારે મમતારામે એને એવી જ સમજ પાડી કે તે દહાડે કાળીના આવવાથી બધી બાજી ચુંથાઈ ગઈ; નહિ તો તે દહાડે કેશવલાલને સિદ્ધિ આપી, તે વખતે જો એ પાસે હોત તો મહારાજ એને પણ કંઈ ને કંઈ આપતે જ. નવલશા હજી સુધી એમ જ માને છે કે તે દહાડે, કાળી અને મમતારામ, કોણ જાણે શાએ કારણથી મારામારી કરવા લાગ્યાં, ને મમતારામ તેમાં હારી ગયો તેથી, મહારાજને હનુમાનના દહેરામાં લાવી શક્યો નહિ. નહિ તો પેલી પાવડીઓ અને થોડુંક જર ઝવેરાત તો એને મળતે જ મળતે. પોતાના

બાપે વીલમાં એને કંઈ આપ્યું નહિ, તેનો ખુલાસો નવલશા એવો કરે છે કે મહારાજનાં પ્રથમ દર્શન થયાં તે દહાડે, વાલકેશ્વરમાં એણે મહારાજને વાજબી રીતે હડધુત કીધો તેનો ડાઘ રાખીને, મહારાજે એના બાપને ખોટું ખોટું સમજાવીને, વીલમાંથી બાતલ કરાવ્યો. મમતારામ સિદ્ધિનો ભેદ જાણવાને તેની પાછળ લાગ્યો હતો, ને આખરે એને પટાવી ફોસલાવી જુગારમાં ખટાવી, સિદ્ધિનો ભેદ લીધો ત્યારે જંપ્યો; તેમજ રવિમર્દન ને તે એક થઇ ગયા હતા. ને એને ખોટું સમજાવીને મમતારામ ધવલગિરિ લઇ ગયો, ને તેથી કરીને બાપની દોલત ગુમાવી સ્ટેશન માસ્તર થવાનો એને વારો આવ્યો, એ વાત હજી પણ એના કળવામાં આવતી નથી.

**વિદ્વદ્‌વિનોદ**, જેના અપૂર્વ વિસ્તૃત વિસ્તારપર આનંદશંકર પોતાને કૃતાર્થશેષ થયલાની ગણતીમાં લેખવાનો હતો, તે ચોપાનિયું એક વરસ પછી લાંબી સોડ તાણી સુતું તે ફરીને જાગ્યું જ નહિ! નવલશા કે કરૂણાદાસ તે ચોપાનિયું ચલાવવાના કામમાં તેને કોઇ પણ રીતે સહાયક થઇ પડ્યા નહિ. સમગ્ર કામ આનંદશંકરને સ્વહસ્તે કરવું પડતું. પરંતુ એના દીલમાં જોમ હોવાથી ને પોતાની બુદ્ધિ માટે ઉચું મત હોવાથી, નવલશાએ આપેલી ખરચીમાંથી એક વરસ જેવાં તેવાં લખાણો ને ભાષાંતર કરીને એણે ગાડું ગબડાવ્યું. જ્યારે બીલ ઉઘરાવવાનો વારો આવ્યો ત્યારે બધા દેવદત્ત ગ્રાહકો જણાયા. કેટલાકે બારે માસનાં ચોપાનિયાં પાછાં મોકલાવી દીધાં, કેટલાકે લવાજમ આપવાની ના પાડી, ને કેટલાકે વાયદા કરી કરીને મહીનાના મહીના અને વરસોનાં વરસો કહાડી નાંખ્યાં! આનંદશંકરે જોયું કે લવાજમ આપનારા ગ્રાહક તો પચાસે પુરા થતા નથી, ને તેટલા ઉપર **વિદ્વદ્‌વિનોદ** ચોપાનીઆનો નીભાવ થાય નહિ, એટલે એણે લાચારીએ **વિદ્વદ્‌વિનોદ** પ્રસિદ્ધ કરવું બંધ કીધું! એણે તો એટલો જ સિદ્ધાન્ત ગ્રહણ કીધો કે જે ટોપલાબંધ, ઉકરડે નાંખવા જેવાં ચોપાનીઆં નીકળે છે તેમાં, **વિદ્વદ્‌વિનોદ** જેવું રત્ન પણ ઉકરડે ઢંકાઈ ગયું. તોપણ તે પછી ગુણી ગુર્જરીના ગ્રાહક અને પોષક વર્ગના અભાવે એણે કોઈ પણ ચોપાનિયું કહાડવાનો વિચાર નિત્યને માટે માંડી વાળ્યો. હજી પણ આગળથી ગ્રાહકોની જોગવાઈ કરીને, સ્વબુદ્ધિબળે એકાદ અપૂર્વ નવીન પુસ્તક, કે પ્રાચીન સંસ્કૃત પુસ્તકનું ભાષાન્તર, લોકમાં પ્રસિદ્ધ કરવાની એના મનમાં લલુતા હતી. પરંતુ તેને ઉદ્દેશી જે શુભ સંજોગોના આવિર્ભાવ પામવાની એ વાટ જોતો હતો તે હજી આવ્યા નહોતા, તેથી હાલ તુરત તો કોઇ ઠેકાણે ટયુશનો આપીને, અને પ્રુફરીડરનું કામ કરીને, થોડું ઘણું રળી પોતાનો નિર્વાહ ચલાવતો એ મુંબઇમાંજ રહ્યો. કરૂણાદાસ તો એના બાપની ચોકસીની દુકાને

બેસીને પોતાનો વખત પુરો કરતો. એના મનમાં કોઇ જાતની હોંસ કે ઉમેદ હતી નહિ, તેમ એની બુદ્ધિ પણ તીવ્ર હતી નહિ, તેથી પોતાની સ્થિતિથી કોઈ પણ રીતે અસંતુષ્ટ થવાનું એને જીવતા સુધી કારણ મળ્યું નહિ. કેશવલાલને શ્રીઆનંદગિરિ મહારાજે ધવલગિરિ બોલાવ્યાની વાત જ્યારથી દુલારામે નવલશાને મ્હોડેથી સાંભળી, અને રવિમર્દન પાસે પોતાને સિદ્ધિ મળે તે સારૂ સલાહ માગી, પણ તેણે એને કંઇ રસ્તો બતાવ્યો નહિ ત્યારથી, દુલારામ તો હેબક ખાઇને ખાટલે પડ્યો. તે અરસામાં એને રાતીએ સહેજ રીતે એક દહાડો કહ્યું કે આનંદગિરિ મહારાજ પેલી સિદ્ધિઓ બધી કેશવલાલને જ આપવાના છે, ને દુલારામે પાછો ઉથલો ખાધો. બે ત્રણ મહીને એનું શરીર ઠેકાણે આવ્યું. એક દહાડો સુખપાલકાકા એને મળ્યો. તેણે જણાવ્યું કે મહારાજે હજી કંઇ સિદ્ધિ કેશવલાલને આપી નથી. પણ તે જીરવવાની તેનામાં યોગ્યતા આવે તે સારૂ, તેને ધવલગિરિમાં રાખીને ધર્મનો બોધ કરે છે, તે વાત દુલારામને ગળે ઉતરી નહિ. એની તો એમ ખાતરી થઇ કે કેશવલાલને પેલી સિદ્ધિઓ અને હીરા મોતી માણેકની છાબો, અને પેલી સવા લક્ષ મહોરો મળી ચુકેલી છે. પણ પોતે બધું એકલો ભોગવે, ને તે વાત કોઈના જાણવામાં ન આવે તે સારૂ, તેણે કાકાને અને બીજા બધાને ભોળવીને, યોગ્યતા આવવાની વાત હાલી ઉડાવી છે! એને તો એમ જ લાગ્યું કે ખુટાડ્યું ન ખુટે એટલું બધું ધન કેશવલાલને મળવાથી એ તો ત્યાં જ રહીને મોજ શોખ મારે છે. બાકી નહિ મળે તો ધવલગિરિમાં રહીને શું કરે? પેટને સારૂ મુંબઇ આવ્યા પાખી કેમ રહે? સુખપાલકાકાએ એને જણાવ્યું કે રવિમર્દનની આગળ રાતી મારફતે એણે રવિમર્દનને સિદ્ધિનો ભેદ કહી દીધો તેથી મહારાજે કરેલી સરતની એ બહાર ગયો. તે વાત પણ એની બુદ્ધિથી માની શકાય નહિ. રવિમર્દનને કે પોતાની સ્ત્રીની આગળ સિદ્ધિ વિષે બોલવામાં એણે કંઇ ખોટું કીધું હોય, એમ તો એને ભાન આવ્યું જ નહિ. એણે તો એવો જ સિદ્ધાંત ગ્રહણ કીધો કે પેલા બગલા ભગતે એનાથી દગો ફટકો રમીને, અને તે દહાડે મહારાજને પોતાને ત્યાં ભિક્ષા લેવા બોલાવી લાવીને, વાણીઆગત રમી રાજી રાજી કીધા ત્યારથી જ, મહારાજે એ હરામખોરને સિદ્ધિ અને પેલી સવા લક્ષ મહોરો આપવાનું નક્કી કરી રાખેલું હતું; ને આખરે આનંદગિરિ મહારાજે કીધું પણ તેમ જ! દુલારામ તો તે દહાડાનો, તેજ વખતનો, ચેતી ગયો હતો કે એ લુચ્ચહરામી કેશવલાલ બધાને થાપ આપશે. હવે જ્યારે જર ઝવેરાત અને મહોરો એને મળી છે એમ નક્કી થઇ ચુક્યું ત્યારે, તે દહાડે એ કેશવલાલે બધાને થાપ આપી એ વિષે દુલારામને હવે જરાકે શક રહ્યો નહિ. રહેતે

રહેતે પોતાના નિત્યને કામધંધે એ લાગ્યો. તથાપિ હજી પણ ઘણીવાર પેલી સવા લક્ષ મહોરોનો દેખાવ એના મનમાં ખડો થતો ત્યારે, સહજ રીતે એના પેટમાંથી એક ઉંડો નિસાસો નીકળતો, કે હાયરે, અમે દુધ પાઇને સાપ ઉછેર્યો, કે મહારાજને પોતાને ત્યાં બોલાવી લાવી બધી મહોરો કેશવલાલ પચાવી પડ્યો, ને અમને બધાને હાથેલીમાં ચાંદ દેખાડ્યો!

રાતીની આગળ હજી પણ એ જ્યારે ને ત્યારે તેની તે જ વાત કહ્યા કરતો, ને રાતી પણ એમ માનતી થઈ હતી કે કેશવલાલે બધાને દગો દીધો છે. જો કે કીકી અને ફુળીદાસ ધનકોરડોસી ભેળાં પાછાં રહેવા ગયાં હતાં, પરન્તુ હવે બધો રંગ અને વખત બદલાઈ ગયો હતો, ને કીકીને પોતાને સાસરે હવે સુખ પણ હતું તેથી, ચંદ્રદાસે બંનેને પોતાના ઘરમાંથી કહાડી મુક્યાં નહિ, કે ગૌરીએ તેઓને કહાડી મુકાવવાને રહાડ કીધી નહિ, તેથી તેઓ બંને ચંદ્રદાસને ત્યાં જ રહેતાં હતાં. ઘણી ઘણીઆણી આનંદગિરિ મહારાજના અને રવિમર્દન મહારાજના મહિમાની સરખામણી કરતાં, પણ તેમાં કોને સરસાઇ આપવી તેનો નિશ્ચય તેઓ કરી શકતાં નહિ. હજી પણ બંને જણાં રવિમર્દન મહારાજનાં દર્શન કરવાને વાલકેશ્વર જતાં, ને તેને પરમેશ્વર જાણીને પૂજતાં. રવિમર્દને રાતીને કહ્યું કે મેં ત્રિકાળ નજર નાંખીને જોયું તો તે સિદ્ધિઓ કેશવલાલને મળવાનું નિર્માણ થઇ ચુકેલુ મારા જોવામાં આવ્યું. તે પરથીજ દુલારામને મેં કંઇ સલાહ આપી નહિ. બંને જણાં તે વાત ખરી જ માનવા લાગ્યાં. રવિમર્દન પર તેઓની આસ્થા ઓર વધી. જો કે તેઓની આસ્થા વૃદ્ધિ પામતી ગઈ, ને મહારાજની તેઓ તન, મન ને ધનથી સેવા કરતાં ગયાં, તોપણ રાતીને દહાડા તો રહ્યા જ નહિ. ઘણાં વર્ષ સુધી હવે રેહેશે, હવે રેહેશે એવી આશાએ કહાડ્યા પછી, ને દરમ્યાન મહારાજનો મહિમા મુંબઇમાં વધતો ચાલ્યો જતો જોઇને, રાતીએ એવો જ સિદ્ધાન્ત ગ્રહણ કીધો, કે તેનું કોઈ પૂર્વ જન્મનું જબરૂં પાપ આડે આવે છે. બાકી આવા ચમત્કારી મહારાજની સાચા ભાવથી સેવના કર્યા પછી કોઈ વાતની ન્યૂનતા રહેવી જોઇએ જ નહિ. પોતે તે દહાડે ખતા ખાધી હતી તેથી કીકીને સતાવવાનું એણે નામ છોડી દીધું હતું. એનું ધ્યાન દિન પર દિન દેવદર્શન કરવામાં ને સાધુ બાવાને સેવવાપર વધારે ને વધારે લાગતું ગયું, તેથી ગૌરીને અને એને કોઈક જ વાર ઘરમાં નામનો ખટરાગ થતો. પણ તે દહાડાની રાતી શેહ ખાઈ ગઈ હતી, તેથી તેઓ વચ્ચેનો ક્લેશ ઝાઝો આગળ વધતો નહિ. બીજા હાથ ઉપર કીકીને પોતાને સાસરે જંપીને રહેવાનો વારો આવ્યો હતો, એટલે ગૌરીના દીલમાં હવે ટહાડક વળી હતી. એને પણ રાતીની જોડે ચીભડાવવાનું કારણ રહ્યું નહોતું. વનમાળી-

દાસે વીલ કરીને પોતાની સઘળી દોલત નિર્મલદાસને સોંપી, અને પોતાના રતન જેવા બે દીકરા મતલબીદાસ કે રેવાદાસને કંઇ જ આપ્યું નહિ; તેથી ગૌરીને નિર્મલદાસ અને બાલા ઉપર ઝેર ઝેર વ્યાપવા લાગ્યું. નિર્મલદાસ તો, હવે એ મ્હોટી ઉંમરનો થયલો હોવાથી, ગૌરી ઝાઝું સતાવી શકી નહિ; તેથી પોતાનો રોષ એ બેવડા જોરથી બાલાપર કહાડવા લાગી. કીકીની તરફથી એને નીરાંત હોવાથી, ને રાતી જોડે અથડાવવાનું કારણ ન હોવાથી, ગૌરીનો જોસ્સો એકાગ્ર થયલા મનની પેઠે, બલવત્તર થતો ગયો. પૂર્વે ગુલાબવહુની પેઠે હવે બીચારી બાલાનો ગૌરીના હાથ નીચે સુખે રોટલો ખાવાનો વારો આવ્યો નહિ. નિર્મલદાસે મ્હોટું પેટ રાખી ઘણા વખત સુધી બધું સહન કીધું. પણ જ્યારે એના જાણવામાં આવ્યું કે પોતાને વનમાલીદાસની દોલત મળવાથી દુલારામ પણ એની અદેખાઈ કરે છે, ત્યારે એણે લાગ જોઇ ચંદ્રદાસને રાજી ખુશી કરી તેનાથી જુદા રહેવાની રજા માગી. ચંદ્રદાસ મનમાં તો બધું સમજતો હતો, પણ ગૌરી ને દુલારામ બંને પાછાં એક થઈ ગયાં, એટલે એનું ઝાઝું જોર ચાલી શક્યું નહિ. તેથી નિર્મલદાસ જુદો રહેશે તો જ તેને અને બાલાને સુખે બેસવાનો વારો આવશે, ને પોતાના ઘરમાંએ શાંતિ પથરાશે એવો વિચાર કરી, એણે લાચારીએ નિર્મલદાસને જુદો રહેવાની રજા આપી. વનમાલીદાસે એને પોતાની સાથે રહેવાને બહુ સમજાવ્યો, પણ તેમ કરે તો પોતાના બાપને લોકમાં વધારે નીચું લાગે એવું જણાવી, એણે વનમાલીદાસ જોડે રહેવાની ના પાડી, ને ધણી ધણીઆણી એકલાં જ જુદાં રહ્યાં. શ્રીઆનંદગિરિ મહારાજનો સદ્બોધ એને પણ લાગ્યો હતો. તેથી પોતાનાં હાડકાં હરામ ન થાય તે સારૂ હજી પણ એ તુરની દલાલી કરતો, ને વનમાલીદાસની મ્હોટી દોલત એને મળવાની જ ન હોય તેવી સાદાઇથી ને કરકસરથી રહેતો. નિર્મલદાસે નવલશાની દયા ખાઇને વનમાલીદાસને ઘણી ઘણીવાર વિનવ્યો, કે થોડું ઘણુંએ નવલશાને મળે ને તેને મુંબઇમાં કે બહાર દેશાવરમાં હાડમાર ન થવું પડે, તેવી વ્યવસ્થા કરો તો મારો આત્મા પ્રસન્ન થશે. પરન્તુ વનમાલીદાસ બધી વાતે મ્હોટું દીલ રાખતો હતો ને સમજાવ્યો સમજતો હતો, છતાં આટલી આજ બાબતમાં એકનો બે થયો નહિ. સામું નિર્મલદાસની લાગણી નવલશા તરફ નમતી જોઇને એણે એક કોડીસીલ (વીલનો વધારો) કરી નિર્મલદાસને સખત તાકીદ આપીને એવી વ્યવસ્થા કીધી, કે નવલશાના લાભ સારૂ હરકોઇ રીતે કાંઇ મીલકત, કે, રોકડ, કે તેનું વ્યાજ, કે ભાડું આપી શકાય કરાય નહિ!

નિર્મલદાસ અને બાલા જુદાં રહેવા ગયા પછી સુખી થયાં. નિર્મલદાસ સ્વભાવે નીખાલસ હોવાથી ઠીક રળતો ખપતો થયો. હજી પણ એ જ્યારે ને સારે

બાલાની ટકોર કરીને કહેતો કે સિદ્ધિનો ભેદ તેં મારી પાસથી જાણવા માગ્યો, તો તેના બદલામાં તારે ગૌરીનો તાપ ઘણાં વરસો સુધી વેઠવો પડ્યો. પણ મારા દીલમાં કંઇ પાપ નહોતું ને તારી આ હઠને લીધે જ મહારાજની આજ્ઞાનો મારાથી ભંગ થયો હતો, તેથી તારે પાપે મને સિદ્ધિ કે જર જવેરાત કે સવા લક્ષ મહોરો મળી નહિ. પણ મેં તને ઝાઝું નહિ કહેવાની સમયસૂચકતા વાપરી તો મહારાજે મને સિદ્ધિ નહિ આપી તેના બદલામાં, વનમાલીદાસની દોલત આપી. મતલબ કે મને જે મળતું રહ્યું તે તારા પાપને લીધે, પણ જે મળ્યું છે તે તો મારી પોતાની હોંશીઆરી ને ભલમનસાઇને લીધે છે. એ પ્રમાણે લાગ આવે ત્યારે બોલીને બાલાની એ ઠેકડી કરતો ને બાલાને તે સાંભળી રહેવી પડતી.

મહાપુરૂષ સિદ્ધિ ને જવેરાતમાં અને સવાલક્ષ મહોરોમાં મમતારામ અને નવલશામાંથી ભાગ પડાવવાની લાલચે ધવલગિરિ ગયો હતો, તોપણ પહોંચેલો તેથી પોતાની ગેરહાજરીમાં રવિમર્દન મહારાજ ધાપ ન મારે માટે, મહારાજની સેવા ચાકરીનું બહાનું કહાડી, પોતાના એક સાગરીતની રવિમર્દન ઉપર ચોકી મુકતો ગયો હતો. પોતે પહોંચેલો હોવાથી મમતારામ તેની અને નવલશા સાથે કેવી બાજી રમતો હતો તે એના લક્ષમાં પાછળથી તરત આવી ગયું. પણ નવલશા એનું કહેવું કંઈ સમજી શકયો નહિ. સિદ્ધિ કે દોલત મળવાની આશા, મમતારામને હનુ-માનના દેહેરામાં લઈ આવ્યા પછી, બંને જણે છોડી દીધી. મુંબઈ ફરી જલદી જવાની તેઓને અધીરાઈ થઈ, તેથી મમતારામને તમોપુરીમાં મુકી ન મુકીને તેઓ ત્યાંથી નીકળી પડ્યા. મુંબઇમાં રવિમર્દનનો પ્રતાપ હજી જાગતો ને જાગતો હતો, તેથી થોડીવારમાં, સિદ્ધિમાં પોતાનો ભાગ ન મળ્યો તેની કનવાર મહાપુરૂષે છોડી દીધી. દિન પ્રતિદિન રવિમર્દન ઉપર એ સરજોર થતો ગયો. મહારાજના ઘણા-ખરા સેવકોને એણે પોતાના કરી નાંખ્યા. લોકમાં ગુરૂ કરતાં પણ શિષ્યનો મહિમા વધારતો જ ગયો. રવિમર્દન એનાથી છેક કંટાળી ગયો. મહાપુરૂષે તદબીર વાપરી, વાલકેશ્વરમાં મહારાજની જોડે જ એક નવું મંદિર બંધાવી શ્રીકૃષ્ણગણપતિની એક અતિશય પુરાણી મૂર્તિ પોતાને ગામથી આણી બડી ધામધુમથી પધરાવી. શ્રીરામ-ગણપતિનો મહિમા દિન પ્રતિદિન ઓછો થતો, ને તેનો સર્વ પ્રભાવ તે દહાડે શ્રીકૃષ્ણગણપતિમાં આવીને વસ્યો, તેના અનેક દાખલા અને ચમત્કાર મુંબઇના ભાવિક લોકો પોતાની નજરે પ્રત્યક્ષ દેખવા લાગ્યા! રવિમર્દનની પેદાસ લગ-ભગ બંધ થઈ. થોડીકવાર સુધી પોતાના શિષ્ય જોડે એણે અંદરખાનેથી લડત ચાલુ રાખી. પણ મહાપુરૂષના પ્રપંચ આગળ એનું બળ નિસ્તેજ પામતું ગયું. આખરે એણે ડહાપણ વાપરી, શ્રીરામગણપતિની સરસાઇના વખતમાં જે થોડો

ઘણો દલ્લો એકઠો કીધો હતો તે લઇને, **શ્રીરામગણપતિનું** મંદિર મહાપુરૂષને સ્વાધીન કીધું. તેના બદલામાં તેણે જે આપ્યું તે લઇને એ તો મુંબઈ છોડી પોતાને દેશ જઈ સુખમાં રહેવા લાગ્યો.

મહાપુરૂષે પાછી બડી ધામધુમ કરી **શ્રીરામગણપતિની** અને **શ્રીકૃષ્ણગણ-પતિની** મૂર્તિ જોડાજોડ પધરાવી; ને બંનેનો મહિમા પાછો જાગતો જોત બની ગયો! મહાપુરૂષના કેટલા ભાવિક સેવકો **શ્રીરામગણપતિના** અને કેટલાક **શ્રીકૃષ્ણગણ-પતિના** ભક્ત બની ગયા. પોતપોતાની ઈષ્ટ મૂર્તિનો પ્રતાપ અને મહિમા ગાવા અને કથવા લાગ્યા. મહાપુરૂષના સેવકોમાં રહેતે રહેતે **શ્રીરામગણપતિના** ભક્તની અને **શ્રીકૃષ્ણગણપતિના** ભક્તની શાખા બંધાતી ગઇ, ને વખત જતે તેઓ એક બીજાની વિરૂદ્ધ પંથના હોય તેમ મારામારી અને વઢવાડ કરવા લાગ્યા. પણ મહાપુરૂષની યુક્તિથી તેની જમાવટ ઘટવાને બદલે ઓર વધતી ગઇ. એ તો બંને ભક્તોની તરફ સમદૃષ્ટિએ જોવા લાગ્યો અને બંનેને રાજી રાખીને કામ લેવા લાગ્યો. પરિ-ણામમાં **શ્રીરામગણપતિ** કે **શ્રીકૃષ્ણગણપતિની** જે જે માનતાઓ મનાતી, વસ્ત્રા-લંકાર વગેરે અર્પણ થતું, તે સર્વે આકાશનું પાણી આખરે સાગરમાં જઇને મળે તેમ, મોડું વહેલું એને જ પ્રાપ્ત થવા લાગ્યું! કથાને અંતે મહાપુરૂષ ભાવિક સેવકોને જણાવતો કે હું તો એ બંને ગણપતિનો સેવક છું, ને તેઓ તો મારાપર એક-સરખી નજરે કૃપાકટાક્ષ નાંખ્યાં કરે છે તે વાસ્તવિક હતું.

આપણા મદનપાલશેઠે **ધુમાડા મંડળી** સારૂ આટલો બધો ખરચ કરીને અને શ્રમ વેઠીને શોર બકોર કીધો ખરો, પણ પરિણામ પોતાને ઉમેદ હતી તેમ આવ્યું નહિ. લોકમાં કોઈ મહાત્માની પેઠે કે દેવતાની પેઠે, **ધુમાડા મંડળીના** શોર બકો-રને અંતે, વિખ્યાતિ પામ્યો નહિ, તેમ સરકારે પણ ખેતાબોના ટોપલા ભરીને તેને નવાજ્યો નહિ. તે કારણથી **ધુમાડા મંડળી** સંબંધે એનો ઉત્સાહ કુવાની છાયડી કુવામાં સમાય, તેમ એના દીલમાં અને દીલમાં સમાતો ગયો. કેશવલાલના જવા પછી તે મંડળીના કામકાજમાં, કે લોક કલ્યાણનાં અનેક કામકાજમાં પોતાથી આગળના જેટલું ધક ધ્યાન આપી શકાયું નહિ. કેશવલાલની ઘણીવાર રાહ જોવા છતાં એ જ્યારે મુંબઈ પાછો ન જ આવ્યો ત્યારે, એણે ફરી જાહેર ખબર છપાવી અરજી માગી, બે ત્રણ વાર ગુજરાતી **બી. એ.** ને પોતાના સેક્રેટરી તરીકે રાખ્યા; પણ કોઇના કામથી એને સંતોષ મળ્યો નહિ. મહીને બે મહીને તેઓને નોટીસ આપી રજા આપતો ગયો. આખરે કંટાળીને એણે કોઇ પણ સેક્રેટરી નહિ રાખ-વાનો નિશ્ચય કીધો. પોતાને યોગ્ય ખીતાબો નહિ મળ્યા તેનો હાય અફસોસ કર-વામાં હવે એનો કાળ વધારે જતો. હજી પણ એ તો પૂર્વની પેઠે ભારે ડોળ

ઢમાકમાં, આવક જાવકના બંને કાંટા સમતોલ રાખીને રહેતો. પોતાનો કાલ સ્કુલમાં ઠરી રાખેલા કોષ્ટક પ્રમાણે એ વ્યતીત કરતો. કોઈ ચલે જાઓ બડે જાઓ મુંબઈ પધારતા તો તેઓને લેવા મુકવા જવામાં અગ્રેસર ભાગ લેતો. છાપાંમાં નામ જોઇને, પોતાની કદર જોઇએ તેટલી બુઝાતી નથી તોપણ, થોડો ઘણોએ રાજી થતો. કેશવલાલે એને વાજબી સલાહ આપી હતી કે **ધુમાડા મંડળીનો** ઉદ્દેશ લોકને પોતાને ઘેર ચીમની મુકાવવાનો છે, તે છોડી દઇને, ફકત તેથી થનારા લાભો દર્શાવનારો છે એવો રાખશો તોજ, **ધુમાડા મંડળી** ખીલી નીકળશે. એ પ્રમાણે મંડળીનો ઉદ્દેશ ફેરવવાનો એ વિચાર કરતો હતો, તેટલામાં એને માન ખીતાબ ખાટવાનો સહેલો અને સટ રસ્તો જડી આવ્યો. અધિકારી, મુખ્યત્વે અંગ્રેજ અધિકારીઓને, ભારોભાર માખણુ તોળી આપવામાં એનું ધ્યાન વધારે ને વધારે લાગતું ગયું, દેશ કલ્યાણની અનેક અનેક મંડળીઓનાં કામમાં હવે એ નામ અને નામનાને ખાતર, નામનો ભાગ લેવા લાગ્યો. રહેતે રહેતે એણે એવો સિદ્ધાન્ત ગ્રહણુ કીધો કે, દેશ કલ્યાણુ કરવાના કામના કુટારામાં પડવાથી જે માન ખીતાબ મળતા નથી, તે અધિકારી વર્ગને રાજી રાખવાથી સહેજમાં મળી શકે છે! અરે, તેઓને રાજી રાખવાથી માન ખીતાબ મળે તેમાં શું! પણુ તેઓના પુછડાંઓને, કાજીના કુતરાને પણ— રાજી રાખવાથી મળે જ મળે! માટે હવે દેશ કલ્યાણુના કામમાં નામના જ લાગેલા રહીને, આપ ખુદ અધિકારીઓને રાજી રાખવામાં, માખણુ લગાડવામાં, ને તન મનથી એક નિષ્ઠાએ સેવા અને પરોણાગત કરવામાં, એ શેઠ પોતાનો પુરૂષાર્થ સમજવા લાગ્યો, ને તે પ્રમાણે પોતાનું આચરણુ વધારે ને વધારે રાખવા લાગ્યો.

**ભી**ખારીલાલના દાવામાં જુબાની આપતાં **માસ્તર સાહેબે** ધનપાલશેઠનું જે અપમાન કીધું હતું, તેને એ શેઠ હવે અપમાન નહિ પણુ એક જાતનું માન મળ્યું હોયની, એવી નજરથી જોવા લાગ્યો. કારણુ કે તે દહાડે ભાઇતથા એની સામા થયો તો એ શેઠને ભાઈતથાને પાધરો દોર કરવાનું એક જાતનું જોમ આવ્યું. પોતાના ધનના બળથી ને સ્વકાર્ય સાધવાની કુશળતાથી એણે એવી તો બાજી રચી, કે આખરે ભાઇતથા લોથપોથ થઇને પઓ તો પઓ, ને પાઘડી ઉતારી એની માફ માગી દેશ ચાલ્યો ગયો તો ગયો, પણુ **ચંદ્રબિમ્બ મીલ્સ** લક્ષ્મીની પેઠે એનું ઘર સોધતી આવી! **માસ્તર સાહેબે** તે દહાડે એનું જે અપમાન કીધું તે દહાડાને અને ઘડીને એ હવે ધન્ય ધન્ય કહેવા લાગ્યો. **ચંદ્રબિમ્બને** એણે કાચું દીવાળું કહડાવ્યું હતું. ભાઇતથા ઉપર એનો કોપ ઉતર્યો હતો તેથી, પેટનો બળ્યો ગામ બાળે તેમ, એણે શેરહોલ્ડરોને એક ફુટી બદામે લીક્વીડેશનમાં દેખાડી નહિ. ડીપોઝીટરોને માત્ર બે ત્રણુ આના આપીને હાથ છોડવ્યા. હાઈ કોરટની પરવાનગી

મેળવી, સતો થઇને **ચંદ્રબિમ્બ મીલ્સ** એણે પોતાની કરી લીધી. **ચંદ્રબિમ્બનું** ખોટું નામ ફેરવીને હવે તે **સૂર્યબિમ્બને** નામે લોકમાં ઓળખાવા લાગી. ખરેખર તે નામ ધનપાલશેઠે બહુ દક્ષતાથી આપ્યું હતું. જેમ સૂર્ય ખુણે ખાંચરેથી પણ પોતાનાં કિરણો પ્રસારી જળને શોષી લે છે ને વાદળાં કરી મહે આપે છે, તેમ **સૂર્યબિમ્બ મીલ્સ** ધનપાલશેઠની બુદ્ધિરૂપી અનેક હસ્તોવડે, ચોમેરથી કસ ચુસીને, ધનનો તો તેની ઉપર વરસાદ વરસાવવા લાગી. **ધી ડીવીડન્ડ પેઇંગ મીલ્સ** કરતાં પણ એ મીલ શેઠની તીજોરી વધારે તર કરતી ચાલી. **સૂર્યબિમ્બ મીલ્સ** તો એણે એકલાએ રાખી હતી, એટલે તે સંબંધે કોઇને પણ કચવાટ કરવાનું કારણ નહોતું. પરંતુ જ્યારથી ભાઈતથાને ધનપાલશેઠે રામ શરણે પહોંચાડ્યો, ને **ધી ડીવીડન્ડ પેઇંગ મીલ્સ કંપનીના** તોફાની શેરહોલ્ડરોએ પેલી અસાધારણ જાહેર સભા બોલાવીને જે ધાંધલ મચાવી તેમાંના દરેકને કાલની પેઠે અચુક પકડીને, પટકી પાડ્યા ત્યારથી, એ શેઠની જોડે સંબંધ રાખતી મીલોના તમામ શેરહોલ્ડરો થરથરી ગયા હતા. બેવડો સરજોર થઇને ધનપાલશેઠ તેઓને ઓછું ને ઓછું ડીવીડન્ડ મળે, ને પોતાને વધારે ને વધારે કમીશન મળે, એવી યુક્તિઓ અને છટકાં ગોઠવતો ગયો. તેઓ બીચારાઓએ સામા થવાનું સ્વપ્ને પણ ધાર્યું નહિ. ધનપાલશેઠે જેમ રહેંસ્યા તેમ રહેંસવા દીધા. હોય એ તો શેઠીઆ છે, આપણું શું ગજું કે આપણે એની સામા થઇએ. જેઓ એકવાર સામા થયા હતા તેઓને પુછો, એમ બોલીને તેઓ ચું કે ચાં કરતા નહિ.

એ પ્રમાણે ધનપાલશેઠનો દહાડો દિન પ્રતિદિન વધારે ને વધારે સીકંદર થતો ચાલ્યો. એણે તો જાણે, જનમો જનમ શુક્રની દશા ચાલવાની હોયની, તેમ રોજ ગણુપતિના જ બેઠા હતા. લક્ષ્મીને લીધે એનામાં નવી જુવાની આવી હોયની તેમ, ઉંમર વધતી ચાલી તોપણ, એક જુવાનીઆ કરતાં પણ બેવડા જોમથી એ શેઠ કમીશન, વ્યાજ, વ્યાપાર, એસ્ટેટ, ભાડું વગેરે, અને ધીરધારના અનેક અનેક કુટારામાં પોતાનું મન બારે પહોર અને બત્રીસે ઘડી જોડાયલું ને જોડાયલું જ રાખતો. દિવસ કે રાત, કોટમાં કે ઘેર, સુતાં કે જાગતાં, પાઈપર પાઈ ચહડાવવામાં જ અને ન ખુટે એટલી જંગી દોલતને હજી પણ બેવડી તેવડી ને ચોવડી કરવામાં જ, અને વાર્ષિક વગેરે મીલની સભાઓમાં છાતીએ હાથ મુકાવનારા માખણીઆ રીપોર્ટો વાંચવામાં જ, એ શેઠ પુરુષાર્થ માનતો. સ્વર્ગના દેવતાઓને પણ તેવું સુખ દુર્લભ છે એવો એ શેઠનો અસલથી જ સિદ્ધાન્ત હતો. તે સિદ્ધાન્ત લક્ષ્મીની હુંફથી ધગધગતા એના હૃદયમાં વધારે ને વધારે જડ ઘાલીને બેસતો ગયો.

અનંગપાલશેઠની ઉજાણી મંડળી તો જેવીને તેવી જ જારી રહી. ધનપાલશેઠ

અને મદનપાલશેઠ તેમાં બબડતાં ને ફફડતાં વખત બે વખત હાજર રહેતા. મહામતિના સમજાવ્યાથી એ શેઠે તેઓના બબડવા ફફડવાની, કે તેઓ વખત બે વખત ગેરહાજર રહેતા તેની, કનવાર કરવી છોડી દીધી. રહેતે રહેતે તેઓ ઉજાણીમાં આવીને રાજી થાય છે કે કેમ, વા પોતાની પેઠે તેઓને મોજ અને આનંદ મળે છે કે કેમ, તેની પણ એ ખાવે પીવે શોખીન શેઠ થોડી જ દરકાર કરવા લાગ્યો. પોતાને જ જે મોજ પડતી ને આનંદ મળતો તેમાં એ મગન રહેતો. મહામતિ ભણી ગણીને બુદ્ધિશાળી થઈ હતી તો, પોતાને દર રવિવારની ઉજાણીમાં મહાલવાનું મળ્યું તે સારૂ, પોતાની પત્નીનાં એ નવ નવ કટકે વખાણ કરતો. પોતાને સમજણ ન પડતું કે મુઝવણ ભરેલું હર કોઈ કામ મહામતિને પુછી ગાછીને તેની સલાહ લઈને જ એ શેઠ કરતો; એટલો બધો મહામતિની વિદ્વત્તા વિષે એને સારો અભિપ્રાય બંધાઈ ગયો હતો. પોતાના પતિને પ્રસન્ન રાખવો એ સ્ત્રીનો પરમધર્મ છે એમ મહામતિ હવે સમજતી થઈ હતી, તેથી બનતી હોંશીઆરીથી પોતાનો ધણી પુછતો ગાછતો અને તેમ વારંવાર બનતું ત્યારે વાજબીજ સલાહ આપતી. ધનપાલશેઠે અને મુખ્યત્વે કરીને મદનપાલશેઠે પોતાની **ધુમાડા મંડળી** સુઈ ગઈ તો આ ઉજાણી મંડળી પણ સુવાડી દેવી એવા ઈરાદાથી, અનેક અનેક યુક્તિઓ રચી. અનંગપાલશેઠની ઉજાણી મંડળીની અધિષ્ઠાત્રી દેવી જાગતી જ્યોત હતી, તેથી એ શેઠીઆઓની અનેક અનેક યુક્તિઓ છતાં, ઉજાણી મંડળી તો દર રવિવારે પોતાનું અસ્તિત્વ અનંગપાલશેઠના બેવડા આનંદની વચ્ચે પ્રકાશિત કરતી જ ગઈ. અનંગપાલશેઠ ખાતાં ખાતાં, શાક ભાજી કે ખાવાના પદાર્થો ઉપર મહામતિના શીખવી રાખેલા દોહરા, ચોપાઇ કે ચરણો નવાં નવાં બોલતો. મહામતિ દર રવિવારે એવાં એવાં ચરણો અનંગપાલશેઠને રાજી રાખવાને બનાવી આપતી.

મહામતિના મન ઉપર ગુલાબના કાગળ ઉપરથી ભક્તિ ઉપર આસ્થા થવા લાગી. અત્યાર સુધી અસલના રીત રીવાજને એ જંગલી ગણી, હસીને તુચ્છકારી કહાડતી. અજ્ઞાનને લીધે એવા એવા વહેમો દાખલ થયા છે એમ એ માનતી. તેને બદલે હવે તેઓ તરફ તે પૂજ્ય ભાવથી જોવા લાગી. એ બધા દેખીતા વહેમોમાં ગૂઢ અર્થ સમાયલો છે એમ જાણી તેઓને વખોડવા છોડી દીધા. તેમાંથી સાર શું છે તે સોધી કહાડવામાં પોતાનો અવકાશનો કાળ એ રોકવા લાગી. હવે એના સમજવામાં આવ્યું કે દંપતી વચ્ચેનો શુદ્ધ અંતઃકરણનો નિર્મલો પ્રેમ ઈશ્વરની જોડે ઐક્યતા પામવાનું મુખ્ય બારૂં છે. એ પ્રેમને વધારી વધારીને મનુષ્યે પોતાનું હૃદય વજ્ર જેવું કઠિન નહિ પણ કમલ જેવું કોમલ કરવાનું છે. તેવું કોમલ કરવાની સાધનાને સારૂ, પારકાનાં સુખ દુઃખથી આપણે પણ સુખી દુઃખી થવું, એવું વલણ

મનને આપવાની પુરેપુરી અપેક્ષા છે. એવા સિદ્ધાન્તમાં જ્યારે એની બુદ્ધિ ઉઠી પેઠી, ત્યારે પોતાના ભણુતરનું જે ગુમાન એના દીલમાં વસ્યું હતું તે જતું રહ્યું; ને તે પછી મહામતિ પોતાના ધણીની સાચે ભાવે સેવા કરવા લાગી. અલંગા ને કાળીને પોતે શ્રમ વેઠીને આનંદ આપી આનન્દિત થવા લાગી. ગુલાબની ઉપર એનું હેત અપૂર્વ જામેલું હતું. પણ સારા સંજોગે મહામતિની મતિએ નવું જ વલણ પકડ્યાથી, ગુલાબથી વછુટા પડ્યાનું દુઃખ એના હૃદયમાં સાલ્યાં કરતું નહોતું, પણ પૂર્વ જન્મના સુકૃતની પેઠે એના હૃદયને ઠારતું ને બીજાને ઠારવાને દોડતું.

---

## પ્રકરણ ૮૪ મું
## પ્રેમની ઐક્યતા

*જેનું મન જેમાં માન્યું રે, તેને તેમાં સુખ રે મળે,*
*તે વિના તેથી સારૂં રે, નાવે તેની આંખ તળે.*
*તમે રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે,*
*તમારો હરી સઘળે રે, અમારો તો એક સ્થળે. (દયારામ.)*

અલંગા વગેરે જ્યારે ધવલગિરિથી મુંબઈ આવ્યાં, ત્યારે ગુલાબવહુએ તેની જોડે મહામતિજોગ એક પત્ર અને થોડીક સુરણની ગાંઠો મોકલી હતી; ને તેજ પત્રમાં એક ભવિષ્ય ભાખ્યું હતું કે તે સુરણની ગાંઠોનો સ્વાદ યાદ કરી કરીને દંપતીને પોતાનું સંભારણું થશે. ખરેખર બન્યું પણ તેમ જ. અનંગપાલશેઠ તો એ સુરણની ગાંઠો ખાઇને ઘેલો જ બની ગયો! તેનો સ્વાદ એને એવો તો અપૂર્વ લહેજતદાર લાગ્યો કે થોડાક દહાડા તો એ શેઠને, ગાંઠોની ગેરહાજરીને લીધે, ખાવા કરવાનોએ બરોબર તાલ પડ્યો નહિ. રહેતે રહેતે એ શેઠ પોતાની અસલ સ્થિતિને પહોંચ્યો ખરો. પરંતુ પેલી સુરણની ગાંઠોનો સ્વાદ એના મનમાં ને પેટમાં સજ્જડ જડ ઘાલીને બેઠો. તેનું સંભારણું થતાં એ શેઠના ઓઠે ઓઠ હજી પણ કુસ્તી કરતા. ખાતાં પીતાં કે હરતાં ફરતાં, કે ખુશ મીજાજમાં બેસતાં ઉઠતાં, એ તો સુરણની ગાંઠના સ્વાદને વખાણી વખાણી ગુલાબ અને કેશવલાલને વારે વારે યાદ કરતો, ને તેઓનાં નામ વારે વારે મહામતિને પણ યાદ કરાવતો. બે ત્રણ મહીના તો એવી ગાંઠો ગુલાબ મહામતિને વારે વારે મોકલાવ્યા કરશે એવી આશાએ એણે કહાડ્યા. એક દહાડો ખુશ મીજાજમાં પોતાના હીંચકાપર બેસી હુક્કો ગગડાવતાં, એના મનમાં તરંગ દોડ્યો કે સુરણની ગાંઠો ગુલાબે હજી સુધી મોકલાવી નહિ, માટે ચાલોની, આપણે ધવલગિરિ જઇએ; ને વખત બે વખત, જેટલી વાર બને

તેટલી વાર એવી ગાંઠો આવ્યા જ કરે, તેનો બંદોબસ્ત પણ બને તો કરતા આવીએ. મહામતિએ તે વાત ઝટ ઉપાડી લીધી. જો કે ધવલગિરિમાં ગુલાબનો પત્તો લાગવો મુશ્કેલ હતો, ને પોતાના આવ્યાની ગુલાબને ખબર પડશે કે નહિ, વા પડશે તો મળવા આવશે કે નહિ, એ બાબત મહામતિ સંશયાત્મક હતી, તથાપિ ગુલાબ મળી તો કેવો આનંદ જામે એવા તરંગથી દોરવાઇને મહામતિએ તે વાત ઝટ ઉપાડી લીધી. થોડા દહાડામાં જે ધર્મશાળામાં કેશવલાલ અને ગુલાબ ઉતર્યાં હતાં, તે ધર્મશાળામાં માણુસ ચાકરો સાથે જઇને અનંગપાલશેઠે પડાવ નાખ્યો. થોડાક દહાડા તો બંને જણે ધવલગિરિની આસપાસ યથેચ્છ રીતે સવાર સાંઝ ફરવાનું જારી રાખ્યું, એવી આશાએ કે ગુલાબ અને કેશવલાલનો ઓચીંતો ભેટો થશે, વા પોતે ત્યાં આવેલાં છે એવું તેમના જાણુવામાં આવશે, કે તરત તેઓ મળવાને આવશે. આજે મળશે, કાલે મળશે, એવી આશાએ એક માસ નીકળી ગયો. ગુલાબ કે કેશવલાલ કોઇ તેઓને મળ્યું નહિ, વા પોતે ત્યાં આવ્યાં છે તેની ખબર તેઓને મળી છે, એવી પણુ પ્રવૃત્તિ તેઓને સાંપડી નહિ. પરન્તુ ધવલગિરિના પુણ્ય પ્રદેશને એક માસ સુધી સેવવાથી તેઓની વૃત્તિ વિરક્ત અને શાંત બનતી ગઈ, તેથી એક માસ રહ્યા છતાં કોઇ ન મળ્યું તેનો તેઓને અજંપો કે નાખુશી થઈ નહિ. સામું જ્યારે તેઓ મુંબઇ જવાને નીકળ્યાં ત્યારે, જાણે મળી કરીને હસી નીસીને, ગુલાબ અને કેશવલાલથી જુદાં પડતાં હોયની, તેમ આનંદભેર તેઓ મુંબઇ પાછાં આવ્યાં. તે પછી થોડે દહાડે કોઇ સાધુએ ધવલ-ગિરિથી આવી મહામતિને ગુલાબનો એક પત્ર આપ્યો, ને સુરણુની જાતજાતની ગાંઠની ટોપલી આગળ ધરી. અનંગપાલશેઠ તો ગાંઠાથી ભરેલી ટોપલી જોઇને, પોતાનું ભાન ભુલી જઇને નાચવા અને કુદવા લાગ્યો ને એમ જ માનવા લાગ્યો કે પોતે ધવલગિરિ ગયો તો ગુલાબે આ ટોપલી મોકલી. ખુશ મીજાજના આવેશમાં પોતાના મન સાથે એણે તો તે જ વેળા નિશ્ચય કીધો, ને તે તરત જ સર્વને અને મહામતિને નિવેદન કીધો, કે જેમ બીજા શેઠીઆઓ વરસમાં બે વાર માથેરાન મહાબળેશ્વર જઇને મોજ મારે છે તેમ, આપણે પણુ બે વાર, કે જેટલીવાર સુરણુની ગાંઠ મેળવવાની ઇચ્છા થાય તેટલીવાર, ધવલગિરિ જવું ને જવું; ને કેશવલાલ અને ગુલાબ ન મળે તોપણુ તેઓ સુરણુની ગાંઠોની ટોપલી મોકલ્યા જ કરશે!

મહામતિ ને અનંગપાલશેઠ ધવલગિરિ પોતાને મળવા આવ્યાં હતાં, તેની પોતાને કંઈ ખબર મળી છે કે કેમ, તે વિશે ગુલાબના કાગળમાં એક સુખન સરખો નહોતો. તેને બદલે તે તો નીચે પ્રમાણે લખેલો હતો—

**મારી વ્હાલી બ્હેની સૌ. મહામતિ,**

"મારા તરફથી કાગળની તેં અપેક્ષા નહિએ રાખી હોય, તોપણ મારૂં હૃદય સાખ પુરે છે કે તું મને રોજ રોજ યાદ કરે છે, તેથી આજે એવો જ જોગ બનવાથી, હું તને આ પત્ર લખું છું, ને સુરણની થોડીક ગાંઠો મોકલું છું."

"બ્હેની, અમારી જીંદગી અહીં શ્રીઆનંદગિરિના ઉપદેશાનુસાર આચરણ રાખીને રહેવાથી, શાંતિના નિસ્તરંગ મહાસાગરમાં એટલી તો નિમગ્ન થઈ ગયલી છે, કે અમે પોતે જ જાણતાં નથી, કે અમે જીવતા લોકના લોકમાં વસીએ છઇએ, કે એક જાતની ગાઢ નિદ્રામાં પડ્યાં છઇએ. પરન્તુ સાધારણ રીતે જે ગાઢ નિદ્રા કહેવાય છે તેનાથી અમારી આ નિદ્રા એવી રીતે વિલક્ષણ છે, કે તેવી નિદ્રાના ભોક્તા અમે છઇએ એવું અમને ભાન થયા કરે છે. એ શાંત જીવનનું રૂપક હું તારી આગળ શું અને કેવી રીતે ધરૂં? મને કોઇ એવો પદાર્થ કે ભાવ જણાતો નથી, કે જે ચેતનના સતત પ્રવાહથી ચંચલાયમાન નહિ થતો હોય. બ્હેની, તારા મનમાં તું એવી કલ્પના કર, કે આનંદની ઉર્મિઓથી ઉભરાઇ જતા એકાદા ચંદનના શીતળ સરોવરમાં અમે નિમગ્ન થઇને પડ્યા રહ્યા હોઇએની! અને જાણે સારે શરીરે ચંદનનો સ્પર્શ, જિબ્હાને આમ્રરસની પેઠે, સુખકર હોયની! તેની સાથે તું એમ પણ ધારજે કે અમે જ્યાં નિમગ્ન થયા છઇએ, ત્યાં શાંત રસ એટલો તો જામી ગયો છે કે સરોવરની એકે ઉર્મિ ત્યાં ઉઠતી નથી, પણ જાણે, ચેતન સ્વારામમાં જ મગ્ન થઇને, પોતાની કે પરની કંઇ પણ અપેક્ષા નહિ કરતું, નિશ્ચેતનવત્ પડ્યું રહીને સ્વાનુભવમાં જ મહાલતું હોયની!"

"બાકી અમે અમારો કાળ શ્રીવિદ્યાનંદનાં દર્શન કરીને, અને શ્રીઆનંદગિરિ મહારાજની સેવા ચાકરી કરીને, અને દરરોજ નિયમસર ષટ્દર્શનોનું એમની પાસ શિક્ષણ લઇને, શાંત રીતે નિર્ગમન કરીએ છઇએ. બ્રાહ્મ મુહૂર્તથી માંડીને ઘણો ખરો કાળ શ્રીઆનંદગિરિની બતાવેલી રીતિએ પ્રાણનું સ્તંભન કરતાં શીખવામાં વ્યતીત કરીએ છઇએ. તે પછી અમારા નિત્યનિયમાનુસાર અમે અમારા ઇષ્ટની સેવા પૂજા અને સ્તુતિ પાઠો કરીએ છઇએ. પછી શ્રીવિદ્યાનંદ મહારાજનાં દર્શન કરી, શ્રીઆનંદગિરિ પાસે ષટ્દર્શનમાંના સાંખ્યનો અભ્યાસ આદરીએ છઇએ. પછી પાછાં અમારી મઢીએ આવી, વનચરની પેઠે ફળ ફુલ ને કંદમૂળ બહુ મિતાહાર રીતે ખાઇને, જઠરાગ્નિને શાંત કરીએ છઇએ. બાદ ઘણો વખત સુધી અમે બે જણાં, અમને જે જે શીખવેલું હોય કે ઉપદેશેલું હોય તેને, પ્રયત્નપૂર્વક મનમાં ઠસાવી રાખવાને અને તદનુસાર વૃત્તિઓ વાળી દેવાને મથન કરીએ છઇએ. બપોરના બે ત્રણ વાગે પાછાં શ્રીઆનંદગિરિ પાસે જઇને શ્રીમદ્-

ભાગવતનું અધ્યયન કરીએ છીએ. એમનો વિચાર તે પછી અમને મહાભારતનો અને અરાઢે પુરાણ શીખવવાનો છે, અને ષટ્દર્શન પછી ઉપનિષદો અમને શીખવશે. પછી એમની સાથે કે અમે બે જણાં શ્રીધવલગિરિના પવિત્ર પ્રદેશોમાં અને ગિરિ ગહ્વરોમાં યથેચ્છ રીતે ફરીએ છીએ. સાંઝના પાછાં આવી થોડું ઘણું નિત્ય નિયમ કરી, પરસ્પર બોધ થવા વાદવિવાદ આરંભીએ છીએ. કોઈ વખત તાલ વાજીંત્ર સાથે હરિ કીર્તન કરી મનને તેમાં લય પમાડી, દર્ભની સાદડીપર સુઈ રહીએ છીએ. અમે દંપતી એક બીજા સાથે, જાણે નિશાળમાં ભણવા જતાં બે સમાન પદવીના ગોઠીઆં હોય તેવી રીતે, બોલીએ ચાલીએ ને વર્તન રાખીએ છીએ; સિવાય કે કોઈ કોઈ ઠેરવેલી બાબતમાં હું એમની સેવા ચાકરી કરૂં તે એમને સ્વીકારવી પડે છે. અમારી તને આ સાધનદશા અથવા વિધિ વર્ણવી છે."

"મારી ખાતરી છે કે જો તારા વિચાર પૂર્વની પેઠે હજી પણ સુધરેલા રહ્યા હશે, તો તું અમને હસી કહાડીશ. કદાચને તુચ્છકારી કહાડીશ, કે આવું જીવન ગાળવામાં તે શું સાર્થક થયું? પણ અમને તો તમારી આમેચરોની કહેવાતી સુધરેલી રીતિ, જે પશ્ચિમ વાસીઓના સંસર્ગથી અને દેખાદેખીથી વધારે ને વધારે પ્રવૃત્તિ તરફ ઢળતી ગઈ છે તે તરફ હસવું આવે છે. આપણા જીવનનું સાર્થક શું? વિષયો ભોગવવામાં કે તેમાંથી નિવૃત્તિ પામવામાં. જો ભોગવવામાં સમાયલું છે તો ભોગવતાં ભોગવતાં વિષયો વૃદ્ધિને પામતા જ જશે, ને તેનો કોઈ કાળે અંત આવવાનો નથી."

"એમના સમાગમમાં આવવાથી અમને જે આનંદ જામ્યો હતો, અને હજીએ જામેલો છે, તેનું વર્ણન હું તારી આગળ કેમ કરી શકીશ. જેમ સૂર્યની આગળ અંધકાર રહેતો નથી, અગ્નિ આગળ શીતતા રહેતી નથી. તેમ એમનાં દર્શનથી ને વાણીના રણકારાથી, મનની સહજ ચંચલતા અને મલિનતા વિરમી જાય છે. એક દહાડો મહારાજ અમને કહેતા હતા કે તમને સિદ્ધિ મળશે એમ માનવાને હજી તમને કંઈ કારણ નથી એમ જ તમે ધારો. હજી તો તે પ્રાપ્ત થવાને માટે, નિવૃત્તિ માર્ગનું ઉંચું શિક્ષણ લઈ, તમારે તમારી યોગ્યતા દર્શાવવાની છે એમ માનો. પરન્તુ અમને તો હવે એમના ઉપદેશના પ્રભાવથી તે સિદ્ધિઓ પામવાની લલુતા જ નથી. અમને તો અત્યારથી જ ફાળ પડવા માંડી છે કે એ સિદ્ધિની પ્રાપ્તિને અંગે, 'મેલ કરવત મોચીના મોચી,' એવી દશા તો અમારી નહિ થાય! અમને તો વારે વારે ભર્તૃહરિના એક શ્લોકનું ચરણ યાદ આવ્યા કરે છે કે विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः મહારાજ અમારા દીલનો એ આશય જાણી ગયા હોયની, તેમ અમને એક દહાડો કહેતા હતા કે, આટલું આટલું કષ્ટ વેઠી

તમને એ સિદ્ધિઓ પ્રાપ્ત થાય, ને પુનઃ પતનનો ભય તમને રહે નહિ માટે જ, અમે તમને નિવૃત્તિના, માના પેટ જેવા નિર્ભય માર્ગે ચહડાવવા ધારીએ છઇએ."

"બ્હેની, હું એમના યોગપ્રભાવની અને આત્મજ્ઞાનની તારી આગળ કેટલી પ્રશંસા કરૂં! એમનું આચરણ, રહેણી, કહેણી, એક નહાના બાલક કરતાં પણ વધારે નિર્દોષ છે. પણ નહાના બાલકના જેવું એમને અજ્ઞાન નથી. એનું જ નામ યોગ અથવા આત્મપ્રભાવે લાધેલી ઉત્તમ દશા છે. વ્યાવહારિક કોઈ પણ નહાના કે મ્હોટા વિષયમાં એમનું અજાણપણું હોય એવું અમારા જાણવામાં હજી સુધી આવ્યું નથી. જે જે પ્રસંગ અમે એમની આગળ કહાડીએ છઇએ, તે તે વિષયની એવી ચોટલી ઝાલીને, પ્રસંગ આગળ ચલાવતા જાય છે, અને પોતાના અનેક વિષયોના વિસ્તૃત અનુભવથી તેમાં સાર અને સિદ્ધાન્તને ઉમેરતા અને વધારતા જાય છે; તેની સાથે વાર્તા પ્રસંગ, નહાના બાલકને પણ સમજ પડે એવી સરલ રીતિએ, અને પોતે સહેજ વાતો કહેતા હોય એવી શૈલીથી કહે છે, કે સામાના મનને જરાકે શ્રમ લાગતો નથી; અને બહુ ગહન વિષયોમાં ઉતર્યા છતાં આપણું મન તેમના ભાવાર્થ જોડે તલ્લીન થઈ જાય છે. બહેની, યોગનો એ કંઈ જેવો તેવો પ્રતાપ નથી. આપણા મહારાજ ઘડીકમાં નહાના બાલક જેવા જણાય છે, ઘડીકમાં મહાયોગી જણાય છે, ને વારે વારે જાણવા છતાં, એમનું ખરૂં સ્વરૂપ અમારા લક્ષ બહાર ઘડીકમાં નીકળી જાય છે."

"આવા સમર્થ છતાં જાણે શ્રીવિદ્યાનંદના વગર મુલના દાસ હોય તેવી રીતે તેમની સેવા ચાકરી કરે છે. તેમાં જ પોતાને કૃતકૃત્ય માને છે. શ્રીવિદ્યાનંદની સેવા કરવી, એ જાણે સર્વ કર્તવ્યતાની અને પુરૂષાર્થની એમના મનથી તો સીમા છે. જો કે એ બેની વચ્ચે સ્વામી સેવકનો ભાવ છે, તોપણ મહારાજશ્રીની વૃત્તિ પોતાના ગુરૂમાં એટલી તદાકાર થઈ ગઈ છે, કે મહારાજ ગુરૂમય થયા છે એમ કહીએ તો ચાલે. તેમનું સામર્થ્ય, યોગબલ અને ભક્તિભાવ પોતાનામાં સાક્ષાત્ આવીને વસેલાં છે, એટલી બધી સાચી ભક્તિ અને સેવાથી તેમની અને એમની તાદાત્મ્યતા બાઝી ગઈ છે. જાણે પોતાને એકાદ વસ્તુ જોઇતી હોય તેનું જેમ આપણને ભાન થાય, અને તે પ્રાપ્ત કરવાને આપણી અન્તર્ અને બહિર ઇન્દ્રિયો મથે છે તેવી રીતે, શ્રીવિદ્યાનંદને, અમુક વખતે શું જોઇએ છે, વા તેમના મનમાં શું વિચાર અને આશય છે તેનું, એમને તન્મયતાના પ્રભાવથી ભાન થાય છેઃ ને જે કર્ત્તવ્ય પ્રાપ્ત થયું હોય તે ગુરૂશ્રી પોતે કરે છે ને તે શ્રીવિદ્યાનંદને પહોંચે છે; એટલી બધી સ્વામી સેવકની એકમયતા થઇ ગઇ છે! બહેની, આ વિષય તારી આગળ મેં ખાસ કરીને ધર્યો છે તે એટલા માટે, કે તે ઉપરથી

તું શિક્ષણ લે. આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે અને પ્રસંગે પ્રસંગે આ વિષય વર્ણવેલો છે કે આપણા ઇષ્ટ દેવના સેવક થઇને સાચે ભાવે તેને સ્વાત્માર્પણ કરી રહેવું. તેથી કરીને તે ઇષ્ટ દેવનો આનન્દ તન્મયતાએ કરીને આપણામાં જામશે. આપણે તેનાથી એક લેખે ભિન્ન રહીને તેનો આનન્દ ભોગવીશું. વળી તે સાથે તે આનંદના ભોક્તાપણાનું આપણને ભાન રહેશે. એ સિદ્ધાન્ત જો કે બહુધા સમજવામાં આવતા નથી, તોપણ બોલે બોલ ખરો છે. અભિન્ન થઈ જવાથી આપણું ભાન આપણને જતું રહેતું હોય તો, અને બ્રહ્માનંદને બ્રહ્મ સ્વરૂપે બ્રહ્મ ભોગવે તો, પછી આપણે પુરૂષાર્થ કરીને અને મુક્તિ પામીને શું પ્રાપ્ત કીધું? કેમકે પરમાનંદ સ્વરૂપ બની જવાથી પૂર્વેથી જે આનંદ તે સ્વરૂપ ભોગવે છે તેનો તેજ આનંદ, કોઇ વ્યક્તિને મુક્તિ મળ્યા પછી પણ તે ભોગવે છે. આપણા પુરૂષાર્થથી કરીને તે પૂર્ણાનંદમાં કંઈ ઘટાડો કે વધારો થતો નથી, તો પુરૂષાર્થ કરીને તેનું તાત્પર્ય શું અને શેમાં આવ્યું? ઉપાધિ ટળી ગઇ ને બ્રહ્મનો આનંદ બ્રહ્મ ભોગવે, ને તે આનંદનું પુરૂષાર્થ કરનારને—તેની ઉંચામાં ઉંચી વ્યક્તિને—ભાન નહિ રહ્યું તો તેવો બ્રહ્મ બનનાર અને કોઈ અતિ ક્રૂર દૈત્યમાં તારતમ્ય શું, અને પુરૂષાર્થ કરવાનું પ્રયોજન અને ફળ શું! કારણ કે તેવો દૈત્ય પણ પોતાની અતિ દુષ્ટ વૃત્તિને અંતે અથવા લયમાં પણ ભાન ભુલીને બ્રહ્મને મળે છે; માટે બહુ જન્મનાં કષ્ટો વેઠીને, કરેલા પુરૂષાર્થની પ્રાપ્તિમાં, પોતાનું ભાન ભુલીને બ્રહ્મને પામવું એવો અદ્વૈતવાદ અમને ઇષ્ટ નથી. માટે બહેની, આપણા ઈષ્ટ દેવના સેવક બનીને સ્વાત્માર્પણ બુદ્ધિએ વસવું ને તેની જોડે તદાકારતા—તદૈક્યતા—તન્મયતા તદભિન્નતા પામી જવી, તેને જ હું તો પુરૂષાર્થ સમજું છું. તને શંકા ઉઠશે કે ત્યારે એ ઇષ્ટદેવ કોને કરવો? પણ જેની શક્તિના અંશરૂપ જ્યારે બધા દેવ અને દેવીઓ છે, અને જેના આપેલા સામર્થ્યથી તેઓ પોતપોતાનું દૈવત પામ્યાં છે, જેને ગીતામાં ક્ષર અને અક્ષરથી પર કહેલા છે તેવા પુરૂષોત્તમને મુકીને હજુરીને કે ચોપદારને કોણ પુછે? જ્ઞાનનો માર્ગ અને ઉપર કહેલો અદ્વૈતવાદ તો જેને રુચતો હોય તેને રુચે. અમને તો ભાન વગરની એવી ઐક્યતા જોઇતી નથી. જેના અતુલ ભક્તિના મહિમાથી હજી પણ આપણો ગુર્જર દેશ ગાજી રહ્યો છે એવો નરસિંહ મેહેતો પણ આમ ગાય છે—

પ્રેમરસ પાની તું મોરના પીચ્છધર, તત્વનું ટુંપણું તુચ્છ લાગે;
દુબલા ઢોરનું કુશકે મન ચળે, ચતુર્ધા મુક્તિ તારા ન માગે.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાનિ વિજ્ઞાનિ બહુ મુનિરે જોગી;
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપીકા, અવર વિરલા કોઈ ભક્ત ભોગી.

પ્રેતને મુક્તિ તો પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ ત્રુઠે;
જન્મો જનમ લીલારસ ગાવતાં, લહાણનાં વહાણ જેમ દ્વાર છુટે.
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવાતણો, અવર બીજું કાંઇએ ન ભાવે;
નરસિંયો મહામતિ ગાય છે ગુણ કથી, જતી સતીને તો સ્વપ્ને ન આવે.

"તેજ પ્રમાણે દયારામભાઈ પણ કહી ગયા છે કે—

પાઓ પ્રેમરસ પ્રાણજીવન, દીન થઈ જાચું છું;
મુક્તિ મારગીને આપજો જ્ઞાન, હું તો નહિ રાચું છું.
રીઝે રાબડી થકી ગરીબ લોક, ભોગીને ન ભાવે રે;
અમે રાજના ખાસા ખવાસ, મુક્તિ મન નાવે રે.
નિત્ય નિરખીએ નટવરરૂપ, હોંસ મનમાંથી રે;
સ્વામી સેવકનું અવિચળ સુખ, ઐક્યતામાં ક્યાંથી રે.
દુષ્ટ જીવને લેખે બ્રહ્મરે, બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વામીએ સોહાગણીનું સુખ, સ્વપ્ને નવ પેખે રે.
વિના લાલચની લાલ મને વહાલરે, અચલિત આપો રે;
વિષય વાસના પ્રપંચની પ્રીત, કૃષ્ણ મારી કાપો રે.
અચલ ભક્તિ સદા સત્સંગરે, અવિચલ માગું રે;
દયા **પ્રીતમજી** થાજો સ્હાય, પાય લળી લાગું રે.

"હું ને તું ફરીથી મળશું કે નહિ એ વાત દૈવાધીન છે. પરંતુ આપણો ભેટો થાઓ કે ન થાઓ, પણ જો આપણા હૃદયમાં એકબીજાની મૂર્તિ વસી રહી છે, તો પછી ન મળવાથી ખેદ કરવાનું વસ્તુતઃ કંઈ કારણ નથી. બહેની, નરસિંહ મેહેતાએ વર્ણવેલો પ્રેમરસ તું પા અને પી. તું ઠર અને ઠાર, એ જ તારી ગુલાબનો તને આશીર્વાદ છે."



